Reg. No. B. 493.

# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चायमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् ।

उपनिषद.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम । कुशलान्न प्रमदितव्यम भूत्यै न प्रमदितव्यम । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम ।

उपनिषद्.

વર્ષ ૧૨, અંક ૧. -[ માસિક ] માઘ, સંવત્ ૧૯૬૯.

## પ્રભુનાં પ્રદર્શન.

( વાગેશ્વરી હઠ્ઠાનગરે દય )

એક પ્રભુ સચરાચર વ્યાપ્યું,
ચેતનમાં પણ રમ્ય નિહાળું.

ભવ્ય પ્રભુને ભાવે વન્દુ,
વિરાટને ધ્યાને આનન્દું.

રમ્ય પ્રભુને હૃદય ઝુલાવું,
વામનને પ્રદર્શન મ્હાલું.

ચેતન માત્ર પ્રભુમય પૂજું,
ચેતનસેવામાં હું ઝૂઝું.

વડોદરાને વડલે.
માર્ગશીર્ષ કૃષ્ણ એકાદશી ૧૯૬૯.

" ભક્તાનુરક્ત લલિત."

# મારી પ્રાસંગિક નોંધ.

ફરજ એ હકની બીજી બાજુ છે—અને જરા બારીકીથી તપાસીને જોઇએ તો એ જ મજબૂતી બાજુ છે. આપણે છેલ્લાં પાંચ સાત વર્ષમાં ઘણા રાજકીય હકો મેળવ્યા, નવું જ રાજકીય જીવન પ્રાપ્ત કર્યું એમ કહીએ તો ચાલે. પણ એ નવા જીવનને અંગે આપણે માથે કોઈ નવી ફરજો આવી છે ખરી? અને આવી છે, તો તે આપણે બરાબર અદા કરીએ છીએ ખરા? આ પ્રશ્ન હિન્દુસ્થાનના દરેક સ્વદેશભક્તને થવા જોઇએ, થાય છે જ.

**આપણું પ્રધાન કર્તવ્ય**

અને એમાંના પહેલાનો ઉત્તર સ્પષ્ટ હકારમાં જ આપવો પડે છે, તો બીજાનો હજી એટલા જ જુસ્સાથી હકારમાં આપી શકાતો નથી. આપણે આ નવી સ્થિતિના ધર્મો બિલકુલ બજાવતા નથી એમ મારૂ કહેવું નથી. હિન્દુસ્થાનમાં અત્યારે જે નવી જાગૃતિ ઉત્પન્ન થઈ છે તેને લીધે સ્વાભાવિક રીતે જ એનામાં કેટલીક મબળ પ્રવૃત્તિઓ આરંભાઈ છે. રાજકીય હક ભોગવતા પહેલા પ્રજામાં જે એકતા જોઇએ એ સાધવા માટે મંસારસુધારાના અનેક ધીમા–ઉતાવળા, વિચારી–અવિચારી, પણ સર્વ શુદ્ધ હૃદયના—યત્નો થાય છે. કેળવણીની સઘળી શાખાઓમાં સરકાર તરફથી જેમ સુધારા–વધારા કરવામાં આવે છે, તેમ પ્રજા તરફથી પણ હિન્દુ અને મુસલમાન યુનિવર્સિટિ સ્થાપવા માટે તેમ જ સ્ત્રીકેળવણી વધારવા માટે વગેરે અનેક દિશામાં અસાધારણ પ્રયત્નો થાય છે. દેશના ઉદ્યોગ ખીલવવા માટે, તેમ જ એ ઉદ્યોગોને અંગે જે શિક્ષણ નાણાંની:સગવડ વગેરે સાધનો જોઇએ તે ઉત્પન્ન કરવા માટે પણ ચારે તરફ અસંખ્ય પ્રવૃત્તિઓ થવા માંડી છે. અને છેવટે હિન્દની વસ્તીનો લગભગ પોણો ભાગ—જે ખેડુત વર્ગ—એના ઉદ્ધાર માટે પણ 'કોઑપરેટિવ ક્રેડિટ સોસાઇટિ' યાને પરસ્પર નાણાં ધીરનારી મંડળીઓ, વગેરે યોજના વધારે–ઓછા પ્રમાણમાં શરૂ થઈ ચૂકી છે. દેશોદયનાં આ સર્વ શુભચિહ્નો કોઇનું પણ લક્ષ ખેંચ્યા વિના રહે એવાં નથી. છતાં, અત્યારે જે વસ્તુઓ સ્વાભાવિક રીતે એની મેળે થતી દેખાય છે, તેને બુદ્ધિપૂર્વક અને પ્રયત્નપૂર્વક વધારે માપમાં અને વધારે વ્યવસ્થિત રૂપમાં આપણે ઉત્પન્ન ન કરી શકીએ? પ્રભુને ઘેરથી વૃષ્ટિ થતી હોય, તે વખતે ખેતરમાં આડાઅવળા પડેલા દાણા એની મેળે ઊગી નીકળે, અથવા તો આપણે જમીન ઉપર હળવતી બેચાર લીટા ખેંચી એમાં થોડાક દાણા ફેંકીએ અને તે અંકુરિત થઈ જેવો તેવો પાક ઊતરે, એમાં આપણે અભિમાન કરવાનું કે સન્તોષ માનવાનું બહુ નથી. ખરા ચરોતરના ખેડુતનો ધર્મ જૂદો જ છે. એ ધર્મ આજકાલ પશ્ચિમની અનેક પ્રજાઓ અને પૂર્વની માત્ર એક પ્રજા—જાપાન—બજાવે છે. એમનો દાખલો લઈ આપણા લોકે સ્વકર્તવ્યમાં વધારે જુસ્સાથી, વધારે બળથી, અને વધારે લાંબી દૃષ્ટિ પહોંચાડીને પ્રવૃત્ત થવું જોઇએ.

સઘળી દિશાનાં કર્તવ્યો ઉપદેશવાની મારી શક્તિ નથી, મારો અધિકાર નથી—તે માટે આ પ્રાસંગિક નોંધ ઉચિત પણ નથી. હું આ સ્થળે માત્ર બે ત્રણ કર્તવ્ય, જે તરફ સામાન્ય રીતે બહુ ઉપેક્ષા થાય છે—તે તરફ વાચકનું ધ્યાન ખેંચવા માગુ છું.

મને આપણી સઘળી પ્રવૃત્તિઓમાં—આપણાં ગામડાંની થોડી જ દરકાર લેવાતી દેખાય છે. આપણી કૉલેજોના વિદ્યાર્થીઓ ક્યાંક્યાંથી આવે છે એ તપાસશો તો તેમાં સારી સંખ્યા ન્હાનાં શહેરો અને ગામોમાંથી આવતી નજરે પડશે—છતાં, કેળવણી પામેલા કેટલા થોડા જનો મ્હોટાં શહેરમાં કર્તવ્ય શોધવાને બદલે, પોતાનાં ન્હાનાં ગામની સેવા બજાવવા તત્પર થાય છે! સામાન્ય સમજણ એવી છે કે ગામડાં એ અજ્ઞાન દારિદ્ર્ય અને નિરુત્સાહની ભૂમિ છે, અને તેથી જેને વિદ્વત્તા પ્રાપ્ત કરવી હોય, ધન મેળવવું હોય, વા પરાક્રમ કરવું હોય તેણે શહેરી જીવન જ ગાળવું જોઇએ. આ વાત કેટલેક અંશે ખરી છે, અને વર્તમાન સમયનાં હિન્દુસ્થાનનાં ગામડાં માટે ખાસ ખરી છે. પણ એ ખરી છે તેથી જ, ગામડાંની સ્થિતિ સુધારવાની આપણે માથે ખાસ ફરજ છે. જે દેશની પોણી વસ્તી અજ્ઞાન દારિદ્ર્ય-અને નિરુત્સાહના કૂપમાં ડૂબેલી રહેશે, તે દેશ જગતની મ્હોટી પ્રજાની હારમાં શી રીતે આવી શકશે? ગામડાં એ દેશનું—દરેક દેશનું પોષક બળ છે. શહેરની વસ્તી બેશક બુદ્ધિમાં આગળ પડતી હોય છે. પણ તે, એ જ બુદ્ધિના અત્યન્ત તેજને લીધે, તેમજ શહેરને અંગે ઉત્પન્ન થતા અનેક ભોગવિલાસો અને દુરાચારોને લીધે, આખરે તવાઈ જાય છે, અને જીવનયુદ્ધમાં એ ગોખરાની પલટણનું સ્થાન લેવા માટે બીજા સૈનિકોની જરૂર પડે છે. એ સૈનિકો ગામડાંની વસ્તીમાંથી પૂરા પડે છે. જે પ્રજામાં એ વસ્તી અત્યન્ત જડતાને લીધે યોગ્ય વખતે પોતાનું કર્તવ્ય ઉપાડી લેવા સમર્થ હોતી નથી, અથવા તો ભોગવિલાસને લીધે એ પણ નિઃસત્ત્વ બની ગઈ હોય છે, એ પ્રજામાં નવું જીવન પૂરવા માટે પરદેશી પ્રજાની જરૂર પડે છે. ઉદાહરણ તરીકે, રોમ પૂર્ણ જાહોજલાલી ભોગવી તથા ગુલામો પાસે ચાકરી કરાવી નિઃસત્ત્વ બની ગયું, ત્યારે ઓછી સુધરેલી—જંગલી—પણ વધારે બળવતી પ્રજાએ આવી એને વશ કર્યું, અને એનામાં ભળી જીવનનો નવો ક્રમ આરંભાવ્યો. મૅક્સ નૉર્ડો "Degeneration" નામના એના એક લેખમાં બતાવે છે કે—પ્રાચીન સમયમાં સુધારાનો રોગ જનસમાજના ઉપલા વર્ગને જ બગાડતો, અને તેથી જ્યારે એ વર્ગનો અધઃપાત થતો, ત્યારે એનું સ્થાન લેનાર નીચેથી બીજો વર્ગ આવી મળતો. પણ હાલના સમયની સ્થિતિ જુદી છે—અત્યારે તો યુરોપની પ્રજાના સઘળા વર્ગમાં સુધારાનો રોગ લાગ્યો છે, અને ત્યાંનાં ગામડાં પણ એ રોગથી મુક્ત રહ્યાં નથી—અને તેથી એ વિદ્વાન યુરોપના ભવિષ્ય માટે બહુ ભય ધરાવે છે. એ વિદ્વાનનો ભય કેટલો સકારણ છે એ વિષે હું આ સ્થળે વિચાર કરવા માગતો નથી—પણ એના કહેવામાં એક વાત તો મને નિઃસંદિગ્ધ સત્ય લાગે છે કે ગામડાં એ જ દરેક પ્રજાના જીવનનું પોષક બળ છે. અને એ શહેરની પાછળ પાછળ, પણ સળંગ સંબન્ધથી, જોડાએલાં નહિ રહે તો શહેરની વસ્તી જ્યારે તવાઈને ક્ષીણ થઈ જશે ત્યારે એનું સ્થાન લેનાર બીજાં માણસો નહિ મળે. વળી, આપણા દેશમાં તો શહેરી વસ્તી એટલી થોડી છે, અને ગામડાંની વસ્તી એવી જડતાની દશામાં પડેલી છે કે, ભવિષ્યનો ભય તો દૂર રહ્યો—પરંતુ એના વર્તમાન જીવનમાં પણ ગામડાંની મદદ વગર શહેરો ખરેખર સુધારામાં આગળ પગલાં ભરી શકે એમ નથી. શહેરના ઉદ્યોગોની ફતેહમન્દી ગામડાંની સ્થિતિ ઉપર આધાર રાખે છે. એ ઉદ્યોગો માટે જોઇતો કાચો માલ ગામડાંમાંથી જ આવે છે, એટલું જ નહિ. પણ એની ઘરાકી પણ મ્હોટે ભાગે ગામડાંમાં જ હોય છે. એ ગામડાં જ સરકારની

ઊપજનો મ્હોટો ભાગ પૂરો પાડે છે, અને એ ઊપજમાંથી જ શહેરની જાહોજલાલીનાં મ્હોટાં કામો થાય છે. માટે દેશને ખરેખર જીવન્ત દશામાં લાવવો હોય તો એનાં સઘળાં અવયવોમાં લોહી ફરતું થવું જોઇએ. અને એ અવયવોમાં ગામડાં એ પ્રધાનસ્થાને છે.

એ ગામડાં પ્રત્યે આપણાં શાં શાં કર્તવ્યો છે?—

(૧) કેળવણી એ પ્રથમ કર્તવ્ય છે. એ શક ગામડામાં વસતા, અને શહેરમાં જઈ કમાણી કરતા, ગામડાના દરેક ધનિકની પોતાના ગામની કેળવણીને જે રીતે ઉત્તેજન આપી શકાય તે રીતે આપવાની યથાશક્તિ ફરજ છે જ. પણ હું જે ઇચ્છું છું તે એ કે જેમ એક તરફ સરકાર પાસે મફત અને ફરજિયાત પ્રાથમિક કેળવણીની આપણે માગણી કરીએ છીએ, તેમ બીજી તરફથી આપણે પોતે એવાં મંડળો સ્થાપવાં જોઇએ કે જે તન મન અને ધનથી દેશમાં આ જાતની કેળવણી વિસ્તારવા સરકારના યત્નોની સતત પૂરવણી કર્યાં જ કરે. પશ્ચિમની ફતેહમન્દ પ્રજામાં મ્હોટાં દેશસેવાનાં કાર્યો કરવાની એક નક્કી થઈ ચૂકેલી રીત એ છે કે છૂટા–છવાયા, એક એક વ્યક્તિ પૂરતા, યત્નો કરવાને બદલે મંડળ બાંધી વ્યવસ્થિત રીતે કાર્ય કરવું. ઘણી વાર એવાં મંડળો ઊભાં કરનાર વ્યક્તિ તો એક જ હોય છે–પણ તે પોતાના કર્તવ્યને પોતાનું આખું જીવન સમર્પી દે છે, અને પોતાની સાથે સમાન શીલ અને વ્યસનવાળા સખાઓનો જોડે છે, અને સારૂં કાર્ય આખરે ફતેહમન્દ થયા વિના રહેતું નથી એ સાદા સત્યમાં એ એવી તો શ્રદ્ધા રાખીને ચાલે છે કે એ શ્રદ્ધાને બળે જ એની સંસ્થા દિન પરદિન વિસ્તરતી જાય છે.

ગૂજરાતમાં અત્યારે આ નિયમે એક સંસ્થા કેળવણીના વિસ્તાર માટે ઊભી કરવાની ખાસ જરૂર છે એમ મને લાગે છે. જે ડેપ્યુટી ઇન્સ્પેક્ટરોએ આખો જન્મારો ગામડાંમાં ફરી ગામડાંની કેળવણીનો અનુભવ મેળવ્યો છે, એ કેળવણી કેવી જોઇએ, એ માટે કેટલું ખર્ચ થાય, એ ખર્ચને પહોંચી વળવા માટે ગામડાંમાંથી કેટલી મદદ મળી શકે એમ છે, ઇત્યાદિ વિષયની જેઓને જાતમાહિતી છે, તથા પોતાના પરિચયથી ગામડાંના અગ્રેસરોમાં અને ધનિક જનોમાં જેઓએ લાગવગ મેળવી છે, તેઓના વર્ગ તરફ આ બાબતમાં આપણી નજર વળે છે, અને તેઓના પેન્શનરમાંથી થોડાક એ જાતની દેશસેવા કરવામાં પ્રવૃત્ત થાય એમ આપણે ઇચ્છીએ છીએ.

૨. ગામડાંનાં કલ્યાણ માટે—ખેતીમાં સુધારો કરનારાં મંડળો પણ સ્થપાવાં જોઇએ. ખેતીનું અનુભવહીન માત્ર પુસ્તકીયું જ્ઞાન ધરાવનાર પંડિતોની આમાં અપેક્ષા નથી. પણ ગૂજરાતમાં મ્હોટા પાટીદારો અને જાગીરદારોનાં એવાં કુટુમ્બો છે કે જેમની પાસે આપણે આ જાતની સેવા માટે આશા રાખી શકીએ. એમના પુત્રોને એમણે ખેતીવાડીની ઉત્તમ શાસ્ત્રીય કેળવણી અપાવવી જોઇએ, અને ખેતીનો પાક કેમ સુધારવો એટલું જ નહિ પણ સામાન્ય ખેડૂતની સ્થિતિ કેમ સુધારવી એ વિષયની મ્હોટી યોજનાઓ એઓએ રચવી જોઇએ, તથા એમાં ભાગ લેવો જોઇએ.

અત્યારે ધારાસભાની બેઠક માટે તેઓને 'વોટ' મેળવવાનો જે શ્રમ ઉઠાવવો પડે છે તેના અડધા શ્રમથી પણ આવી યોજના સ્થાપી શકાય એમ છે, અને ધારાસભાની બેઠક કરતાં શતગણું માન એથી મેળવી શકાય એમ છે. પ્રસંગવશાત્ હું અત્રે એટલું કહી લેવા માગુંછું કે આપણા દેશમાં અને પશ્ચિમના દેશમાં આ એક મ્હોટા સમજણનો ભેદ દીઠામાં આવે છે તે એ કે સ્વદેશસેવા ધારાસભામાં બેઠક મેળવવાથી જ થઈ શકે એમ એ દેશોમાં મનાતું નથી. પાર્લમેન્ટનો સાધારણ મેમ્બર તો શું, પણ પ્રધાનમંડળમાં સ્થાન પામેલા મન્ત્રીઓએ પણ પાર્લમેન્ટ બહારના સ્વદેશસેવકને નમવું પડે છે—અને એ જાતનો સ્વદેશસેવક પોતાના વિચારની અને દેશસેવાની પ્રજા ઉપર એવી તો પ્રબળ છાપ પાડે છે કે પ્રજામત એનાથી જ ઘડાય છે, અને એ પ્રજામતના માત્ર મુખરૂપે જ પ્રધાનમંડળે વર્તવું પડે છે. આપણા દેશમાં હજી 'રાજપુરુષ' સાથે માનની ભાવના એટલી બધી જોડાઈ ગઈ છે કે પશ્ચિમની રાજ્યપદ્ધતિમાં પડ્યા છતાં એ પદ્ધતિમાં રાજપુરુષ કરતાં સ્વદેશસેવકને અધિક માન છે એ વાતનું આપણને હજી જોઇએ તેવું ભાન થયું નથી.

હવે આ પ્રસંગવશાત્ ઉત્પન્ન થએલા વિષયાન્તરમાંથી ચાલુ વાત ઉપર આવું તો કહેવાનું કે—ગામડાંની સ્થિતિ સુધારવા માટે ખેતીવાડીના ઉદ્યોગમાં બહુ મ્હોટા સુધારો કરવો જોઇએ. એ સુધારો કયી કયી બાબતોમાં સુધારો કર્યાથી થઈ શકે એ વિષે હાલમાં પ્રસિદ્ધ થએલા, આપણા ઇલાકાના 'ડિરેક્ટર ઑફ્ એગ્રિકલ્ચર' મિ. કીટિંજકૃત "Rural Economy in the Deccan" એ નામના, પુસ્તકમાંથી ઘણું જાણવા જેવું મળે છે. એમાંની સઘળી સૂચનાઓ કબૂલ કરી કઠણ છે, અને કેટલીક તો વ્યવહારૂ પણ નથી. પણ એવી સઘળી બાદ કરતાં—કેટલીક વિચારવા જેવી અને અમલમાં મકવા જેવી રહે છે. મૂળ દારિદ્રયથી હો કે અજ્ઞાનથી હો—અગર તો દારિદ્રય સાથે અજ્ઞાન જોડાવાથી હો—ગમે તેમ હો, પણ મિ. કીટિંજનું એક કહેવું અને ખરૂં લાગે છે કે ખેતીના ધન્ધામાં અત્યારે મૂડી (capital), મજૂરી (labour) અને વેચાણ (marketing) ના બાબતમાં બહુ નુકસાનકારક પદ્ધતિ ચાલે છે. જમીન ખેડૂતના ઘરથી બહુ દૂર હોય છે, વળી તે ન્હાના ન્હાના કકડામાં વ્હેંચાએલી અને છૂટી છૂટી પડેલી હોય છે, અને જે જમીનદારો પાસે સળંગ વિસ્તારવાળી જમીન હોય છે તે પણ લાંબે પટે ખેડૂતને એ જમીન આપી એનો એ જમીનમાં સ્વાર્થ ઉપજાવી સુધારા કરાવી જાણતા નથી. વળી ખેડૂતની બીજી મ્હોટી મૂડી જે ઢોર તેને યોગ્ય સ્થિતિમાં રાખવા માટે ખોરાક વગેરેની જે યોજના થવી જોઇએ તે બિલકુલ થતી નથી. અને દેવું કરી તથા એનું વ્યાજ ભરી ભરી એ એવો ખાલી થઈ ગએલો હોય છે કે જમીન સિવાય એની પાસે બિલકુલ મૂડી હોતી નથી, અને એ જમીન પણ મ્હોટે ભાગે ઘરેણે મૂકેલી હોય છે. ત્યાં 'ઘસારાફંડ' 'વીમાફંડ' વગેરેની તો વાત જ શી? કામ પૂરતી મૂડીને અભાવે જેમ કોઈ પણ ધન્ધો સફળ થતો નથી, તેમ ખેતીનો ધન્ધો પણ ન થાય એમાં નવાઈ નહિ. વળી યોગ્ય ઓજારની ખામીને લીધે પણ મજૂરીમાં ખેડૂતને ઘણું નુકસાન થાય છે. તે ઉપરાંત વળી મ્હોટામાં મ્હોટું નુકસાન વેચાણમાં થાય છે—તે એવી રીતે કે પાક ગીરો હોવાથી અગર તો બીજું દેવું હોવાથી માલ હલકી કિંમતે એકદમ કાઢી

નાંખવો પડે છે અને તેથી ધારી કિંમત તો શું પણ વાજબી બજાર કિંમત પણ એ ઉપજાવી શકતો નથી. હવે આ સર્વે મુશ્કેલીઓનું નિદાન તપાસશો તો ઘણે ભાગે ખેડૂતનું દારિદ્ર્ય અને દેવાદાર સ્થિતિ એ જણાશે. આ સ્થિતિમાંથી એમને તારવા માટે આપણા લોકોએ ખેડૂતોનાં પરસ્પરસહાયક મંડળો સ્થાપવાં અને વિસ્તારવાં જોઇએ. આ માટે સરકારની દેખરેખ નીચે 'Co-operative Credit Societies'—થોડે વ્યાજે પરસ્પર નાણાં ધીરનારી ખેડૂતોની મંડળીઓ—ઊભી કરવામાં આવી છે, અને એની મદદમાં કેટલાક લોકહિતેચ્છુ ગૃહસ્થો તરફથી 'Central Bank' નામે એક શરાફીખાતું ઉઘાડવામાં આવ્યુ છે—જેને સરકાર તરફથી ચાર ટકા વ્યાજની બાંહ્યધરી આપીને નાણાં જમે માંડવાની સત્તા આપવામાં આવી છે. એ નાણાં એ સાત ટકે ગામડાંની મંડળીઓને ધીરી શકે છે, અને એ મંડળીઓ ખેડૂતને આશરે નવ ટકા વ્યાજે નાણાં આપે છે. આ વ્યાજ વધારે છે, તો પણ વાણીઆ કરતાં ઓછુ છે, અને વાણીઆની સાથેની ધીરધારમાં બીજો માર પુષ્કળ પડે છે તે આમાં નથી. ગામડાંના લોકની સ્થિતિ સુધારવાના ઉપાયનું આ ઉત્તમ બીજ વવાઈ ચૂક્યુ છે—પણ એના પોષણ માટે હાલ છે તે કરતાં ઘણી વધારે મંડળીઓ ઊભી થવાની જરૂર છે. અમદાવાદમાં એ મંડળીઓનુ એક કૉન્ફરન્સ ભરાયું હતું તેમાં કલેક્ટર મિ. પેઇન્ટરે યોગ્ય જ કહ્યું હતું કે—ઘણા સરકારી પેન્શનરો 'કામ વિના ગમતું નથી' એમ ફર્યાદ કરે છે પણ તેઓ કામ કરવા માગે તો આ દિશામાં કરવાનુ થોડુ છે? પણ જ્યાં સુધી આપણા લોક રાજદરબારી અધિકાર અને માન તરફ જોવાને બદલે સ્વદેશસેવાનો અવર્ણનીય આનન્દ લેતાં નહિ શીખે—ત્યાં સુધી ધારાસભાની બેઠકો ઉત્પન્ન થયા છતાં આપણું કલ્યાણ દૂર છે એમ સમજવું.

૩. ગામડાંના ઉદ્ધાર માટે ત્રીજી મ્હોટી જરૂર આરોગ્યમંડળની છે. અત્યારે ગામડાંમાં રોગથી પુષ્કળ માણસ અને ઢોર મરે છે, પરંતુ તે ઉપરાંત એટલી મ્હોટી સંખ્યા નિર્બળ થઈ જાય છે કે પરિણામે દેશની દ્રવ્યોત્પાદકશક્તિ કેટલી કુંઠિત અને ક્ષીણ થાય છે એની પૂરેપૂરી કલ્પના લાવવાનાં પણ આપણી પાસે સાધન નથી.* માણસો ઢોર ભેગાં સૂએ છે, ઢોર એમની પોતાની ગદકીમાં છવાએલાં રહે છે, તળાવ અને કુવાની સ્વચ્છતા ઉપર તો કોઇનું ધ્યાન જ નથી, અને આરોગ્યશાસ્ત્રના થોડાક સાદા નિયમો પણ ગામડાંના જીવનમાં પળાતા નથી. એ નિયમો ગામડાંના લોકને તદ્દન અજ્ઞાત છે એમ પણ નથી. પણ લાંબા કાળથી ચાલી આવેલી રહેવાની રીત તેઓમાં એવી અચળ થઈ પડી છે કે એમાં ભગીરથપ્રયત્ન થયા સિવાય ફેરફાર થવો અશક્ય છે. આ માટે કેટલાક પરોપકારી દાક્તરોએ એકઠા મળી મંડળ બાંધી ગૂજરાતનાં લોકલબોર્ડને જાગ્રત કરવાં જોઇએ, અને એ બોર્ડોએ પોતપોતાની જરૂરિયાત પ્રમાણે ગામડાંની સ્વચ્છતા જાળવવા માટે લોકની પરસ્પર સલાહ અને સંમતિ પૂર્વક પગલાં ભરવાં જોઇએ.

---

* મદ્રાસ ઇલાકામાં ભરાએલી 'Sanitary Conference'નો રિપોર્ટ વાંચવાથી તથા એમાં અમૃતબઝારપત્રિકા વાળા મિ. મોતીલાલ ઘોષનું ભાષણ જોવાથી કાંઇક ખ્યાલ આવશે

**આ સર્વ સૂચનામાં હું કાંઇ જ નવીન કહેતો નથી.** પણ મને આપણા ઉદ્ધારની જે એક મ્હોટી જરૂરિયાત લાગી છે તે ઉપર હું વાચકનું માત્ર લક્ષ ખેંચું છું. મારી સઘળી વાત માત્ર એ વાક્યમાં જ સમાઈ જાય છે.

(૧) એક તો એ કે મુંબાઈ કલકત્તા ગમે તેટલી જાહોજલાલી ભોગવો, પણ છેવટે એમની જાહોજલાલી—બલ્કે આખી પ્રજાના જીવનનો પાયો—ગામડાંમાં રહેલો છે, અને તેથી જ્યાં સુધી ગામડાંની સ્થિતિ સુધરે નહિ ત્યાં સુધી દેશોદ્ધારના સઘળા પ્રયત્નો વ્યર્થ છે એમ સમજવું.

(૨) આ સ્થિતિ સુધારવા માટે આખા દેશમાં, કાંઈ નહિ તો ઇલાકામાં અને પ્રાન્તમાં, ઉન્નત આત્માઓએ આ પવિત્ર કાર્ય માટે ભેખ લઈ જીવન સમર્પી પ્રાચીન સાધુઓનાં જેવાં મંડળો સ્થાપવાં જોઇએ, અને સ્વદેશસેવા એ પરમધર્મ મનાઈ જીવનનું એમાંજ સાર્થક્ય છે એવી સમજણ સમુદ્રના મોજાની માફક આખા દેશમાં વિસ્તરવી જોઇએ.

આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ.

---

* તા. ક. ઉપરનો લેખ લખાયા બાદ, હિન્દી સરકાર તરફથી કેળવણી સંબન્ધી સરકારની યોજનાનો એક કિંમતી ઠરાવ બહાર પડયો છે, તથા તે પછી હિન્દી સરકારના આ વર્ષના બજેટમાં ૨॥ કરોડ એટલી રકમે કેળવણી પાછળ ખર્ચવાના જાહેર થયા છે. સરકારે એ ઠરાવમાં હાલની એક લાખ પ્રાથમિક કેળવણીની શાળામાં બીજી ૯૧૦૦૦ વધારીને હાલ લગભગ ૪૨ લાખ વિદ્યાર્થીને કેળવણી મળે છે તે કરતાં બેવડી સંખ્યા કેળવણી લઈ શકે એવી ગોઠવણ કરવાનો ઇરાદો બતાવ્યો છે. અને એ ઇરાદો ખાલી શુભચિન્તન કરતાં વધારે સંગીન છે એ આ વર્ષના બજેટમાં એ ખાતે આંકેલી ઉદાર રકમ ઉપરથી જણાઈ આવે છે. વળી આ ઉપરાંત, કેળવણી અને આરોગ્ય ખાતે કાયમ એક કરોડનું ખર્ચ વધાર્યું છે. સરકારની આ સર્વ ગોઠવણ ગણતરીમાં લીધા છતાં પણ, ઉપરના લેખમાં બતાવેલે માર્ગે પ્રજાએ ઘણું કરવાનું બાકી રહે છે—બલ્કે જેટલા પ્રમાણમાં સરકાર તરફથી કર્તવ્ય થાય છે તેટલા જ પ્રમાણમાં પ્રજાને પોતાની શિથિલતા માટે અધિક શરમાવાનું છે. ઉપર વર્ણવ્યાં છે તે જાતનાં કાર્યો સરકારથી એકલે હાથે થઈ શકતાં જ નથી, થાય એ ઇષ્ટ પણ નથી. જ્યારે પ્રજામાં આવી વિવિધ પ્રવૃત્તિઓ થવા લાગે ત્યારે જ પ્રજામાં ખરૂં જીવન સિદ્ધ થાય, અને સરકારની ભલી યોજનાઓ પણ ત્યારે જ પાર પડે.

આ૰ બા૰ ધ્રુવ.

---

# ગ્રન્થાવલોકન.

" ( शास्त्रोक्त ) सत्यधर्मप्रकाश "*—આ નામનું એક ' સનાતન વેદધર્મ 'નું સારૂં, ઉત્તેજન આપવા લાયક પુસ્તક વસન્ત–ઑફિસ ઉપર આવ્યું છે. એ વિષે તન્ત્રી તરફથી બે શબ્દ બોલતાં મને આનન્દ થાય છે. ધર્મનો વિષય સઘળો તર્કથી તાવીને જ નક્કી કરવામાં આવે એમ કોઈ પણ દેશમાં જોવામાં આવતું નથી—અને એમ ન થાય તે ખોટું કે અસ્વાભાવિક પણ નથી. કારણ કે તર્ક પહોંચી વળે તે કરતાં વધારે વિશાળ પ્રદેશ ઉપર ધર્મનો વિષય પથરાએલો હોય છે. આ કારણથી, " श्रुतिस्तु वेदो विज्ञेयो धर्मशास्त्रं तु वै स्मृतिः । ते सर्वार्थेष्व मीमांस्ये ताभ्यां धर्मो हि निर्बभौ " એ વચન પુરઃસર ગ્રન્થની પ્રસ્તાવના રચવામાં આવી છે તેમાં હું વાંધો લેતો નથી. આવી ' dogmatic ' યાને તર્કને બાજુ પર રાખીને ચાલતી પદ્ધતિથી પશ્ચિમ દેશોમાં હજારો પુસ્તકો ખ્રિસ્તી ધર્મને અંગે બહાર પડે છે, અને એ મનુષ્ય બુદ્ધિને સન્તોષ આપી નથી શકતાં તે વારે પણ આટલું તો કરે છે કે—સામાન્ય વાચક જનને ધર્મ તરફ વાળે છે, અને એટલું અલ્પ કાર્ય કરીને પણ મનુષ્ય–આત્માને ઉન્નતિના ક્રમમાં એક પગલું આગળ ભરાવે છે. કાંઈ નહિ તો આટલા જ કાર્ય માટે પણ આ પુસ્તક સત્કારને પાત્ર છે.

" વેદનુ પરમ પ્રામાણ્ય, સોળ સંસ્કાર, વર્ણવ્યવસ્થા અને આશ્રમવ્યવસ્થા—આ ચાર આપણા સનાતન આર્ય ધર્મના સ્તંભ છે " એમ આ ભવ્ય મકાનના ચણતરનું યથાર્થ અવલોકન કરી, " વેદ બ્રાહ્મણ ઉપનિષદ્ સૂત્ર મનુસ્મૃતિ યાજ્ઞવલ્ક્યસ્મૃતિ તથા મિતાક્ષરા " વગેરે ગ્રન્થનાં વચનો ટાંકીને રા. યાજ્ઞિકે આ પુસ્તક યોજ્યું છે. જેઓને એ ગ્રન્થો આપ્તવચન તરીકે માન્ય છે તેમને સોળ સંસ્કારાદિક હિન્દુ ધર્મના બહિરંગ સ્વરૂપનું જ્ઞાન આવશ્યક છે; તેમ જ, જેઓને આ વિષય માત્ર ઐતિહાસિક દૃષ્ટિએ જ રસ ઉપજાવનારો છે તેમને પણ એ સંસ્કારાદિકના વિધિમાં બહુ જાણવા જેવું છે—આમ બંને જાતના વાચકોને આ પુસ્તક ઉપયોગી થશે એમ હું ધારૂં છું.

ઉપર ઉપરથી નજર ફેરવતાં, પુસ્તકના સંસ્કૃત ભાગના ભાષાન્તરમાં મને કોઈ પણ સ્થળે પ્રમાદ થએલો જણાયો નથી. વળી વિષયનિરૂપણ પણ વિસ્તારમાં માપસરનું છતાં પૂરતું છે. સંસ્કારમાં શ્રદ્ધાહીન વાચકને ગર્ભાધાનાદિક કેટલાક સંસ્કાર કઢંગા અને હાસ્ય ઉપજાવે એવા લાગશે, અને ગ્રન્થકાર જે ગંભીરતાથી એનું નિરૂપણ કરે છે એ વળી વિશેષ સ્મિત ઉત્પન્ન કરશે. પણ એવા વાચકને જરા કલ્પનાશક્તિ વાપરી પ્રાચીન કાળમાં આ સંસ્કારોની પાછળ કેવી ધાર્મિક વૃત્તિ રહેલી હતી એનો ખ્યાલ લાવી, પછી આ પાનાં વાંચવા વિનંતિ છે.

પ્રાચીન સંસ્કારપદ્ધતિ બાંધનાર ઋષિજનોને આટલો ન્યાય કરવામાં આવશે, તો તે સાથે હું ધારૂં છું કે વિચાર કરતાં એટલું પણ પ્રતીત થયા વિના નહિ રહે કે—મનુષ્યને

* કર્તા રા. રા. મૂળશંકર માણેકલાલ યાજ્ઞિક. બી. એ. ( ભરુચ ) કિંમત રૂ. ૧–૪–૦.

વિશૃંખલ પશુવૃત્તિમાં મહાલવા દેવાને બદલે, એવી કામવાસનાને પણ ધાર્મિક સ્વરૂપ—કાંઇક કૃત્રિમ લાગતું ધાર્મિક સ્વરૂપ—આપીને નિયમમાં લાવવાનો પ્રયત્ન હસી કાઢવા જેવો નથી.

સંધ્યાપ્રયોગ પંચમહાયજ્ઞ વગેરે વિષયને પણ યોગ્ય સ્થાન આપ્યું છે. આશ્રમધર્મનું નિરૂપણ પણ છેક વેદ પર્યન્ત જઈ, એમાંથી મૂળ આધારભૂત વચન ટાંકી, પછી મનુ યાજ્ઞવલ્ક્ય વગેરે સ્મૃતિના ઊતારા આપીને ટૂંકામાં બહુ સારી રીતે કર્યું છે.

વર્ણધર્મને અંગે રાજ(ક્ષત્રિય)ધર્મના નિરૂપણમાં કાંઇક જોઇએ તે કરતાં વધારે લંબાણ થયું છે—પણ પ્રાચીન જનસમાજનું ચિત્ર નજર આગળ ખડું કરવામાં એ ઠીક સાહકારી થાય છે એ એક લાભ છે. આશૌચ દ્રવ્યશુદ્ધિ મહાપાતક ઉપપાતક વગેરે આપણી સ્મૃતિઓમાં ચર્ચાતા વિષયો પણ સવિસ્તર વર્ણવ્યા છે.

ગ્રન્થ ઘણે ભાગે વૈદિક ધર્મના આચાર અને કર્મવિધિનું જ્ઞાન આપવા માટે યોજ્યો છે, એટલે સ્વાભાવિક રીતે જ એમાં યમનિયમ આત્મજ્ઞાન વગેરે એ ધર્મની અન્તરંગ બાજુનું નિરૂપણ થોડું જોવામાં આવે છે. પણ એ બાજુ તદ્દન વીસરવામાં આવી નથી. અન્તભાગમાં આ સંબન્ધી પ્રકરણો છે, તેથી વૈદિક ધર્મનું છેવટનું પ્રાધાન્ય તત્ત્વ આ જ છે એમ સ્વાભાવિક રીતે મન ઉપર અસર થાય છે. અને એ છાપ, આખા પુસ્તકની પૂર્ણાહુતિ શંકરાચાર્યના સાધનપંચકાદિક વચનામૃતોથી કરી છે એથી, વધારે દૃઢ બને છે.

આ પુસ્તકમાં વૈદિક ધર્મનું બહુ ઊંડું કે વિશાળ જ્ઞાન આપવાનું સામર્થ્ય નથી–તેમ એના ગૂઢ પ્રદેશોમાં વિહરવાની રુચિવાળા જનોને એ બહુ માર્ગદર્શક થાય એવું પણ નથી. વળી અત્રે વૈદિક ધર્મનાં વિવિધ અંગો ઉપર સ્વતન્ત્ર નિબન્ધ જોવા માગો તો તે પણ નથી. પણ આ સર્વ ખામીઓ તે વસ્તુતઃ ખામીઓ નથી, પણ ગ્રન્થકારના ઉદ્દેશની બહારનો પ્રદેશ છે. વૈદિક ધર્મનાં પ્રાચીન પ્રતિષ્ઠિત શાસ્ત્રોમાં સામાન્ય જનસમાજ માટે બાંધેલી ધર્મપદ્ધતિ–શાસ્ત્રકારોનાં વચનો દ્વારા—સનાતન વેદધર્માવલમ્બીને જણાવવાના હેતુથી આ પુસ્તક રચાયું છે, અને એ હેતુ એ બહુ સારી રીતે પાર પડે છે. જેઓને અપાર શાસ્ત્ર સમુદ્ર જાતે ડહોળવાનો વખત નથી, છતાં જેઓ સાદી રીતે વૈદિક ધર્મ જાણવા અને પાળવા ઇચ્છે છે, તેમને આ પુસ્તક વાંચવા મારી મજબૂત ભલામણ છે.

આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ.

---

# ઉષા.

( વસન્ત. )

બ્રહ્માડ ભવ્ય ઉર મેવ્ય પ્રભા પ્રસારે,
આનન્દ-તેજ ધરી શાન્તિ જગે વધારે,
આ વિશ્વ છાઈ તમ ગૂઢ હસી હઠાવે,
ને શાન્તિ સાથ પરિપૂર્ણ પ્રભાવ પાડે —૧

પ્રેમાર્દ્ર પૂર્ણ પતિ સૂર્ય અહો ! પધારે,
વ્હાલી ઉષા ઉર પ્રમોદ અહીં વધાવે,
ઉષા સુરમ્ય સ્વપ્રભા પિયુ સૂર્ય અર્પે,
સ્વામી પ્રભા ઉર ભરી, ધરી હર્ષે રક્ષે —૨

રહી પ્રભા જગત જીવન સપ્રેમ દેતી,
ઉષા સતી હમી ઉભી ગીત દિવ્ય ગાતી
તે દિવ્ય ગીત સુણતા, સુતું વિશ્વ જાગ્યુ,
ને દ્રશ્ય સર્વ સુખ-સ્વર્ગ સમુ જણાયુ —૩

કે પ્રેમી, યુગ્મ પ્રીતિ મર્મ પ્રભાવ દાખે,
કે સ્નેહી સ્નેહ ઉરે સ્નેહી સમીપ દાખે
કે બાળ ખેલી સુખ દમ્પતિ રમ્ય દાખે,
કે ભક્ત ભાવિક પ્રભો ! ઉર ભક્તિ દાખે —૪

—૯—

પક્ષી મધુર ગીત ગાય સપ્રેમ આજે,
બ્રહ્માડ-વાડી નવ કુંજ રસાલ દીસે,
વ્યાધિ ઉપાધિ તણું, નામ ન સ્પર્શે ત્યા છે,
જ્યા દ્રષ્ટિ જાય સહુ શાન્તિ અગમ્ય ત્યા છે —૫

કરાચી,
તા ૮-૨-૧૯૧૩

માણેકલાલ મહાદેવ વોરા.

# મારી કેળવણી.

ગયા કાર્તિકના 'વસન્ત' માં પ્રો. આનન્દશંકરે કરેલી એક ઉત્તમ સૂચના ઉપરથી આ લેખ ઉદ્‌ભવ્યો છે. "આપણાં છેલ્લાં સાઠ વર્ષની કેળવણીનો બહુ રસિક અને બોધકારક ઇતિહાસ" લખો 'કરવામાં યત્કિંચિત્ સાથ આપવાનો હેતુ લક્ષમાં રાખી મારી પોતાની કેળવણીનો વિચાર કરતાં મને જે વિચારો સૂઝી આવ્યા તે અત્રે ટાંકું છું. તેમાં સ્વાભાવિક રીતે કેટલાક સામાન્ય નહિ પણ વિશેષ ટૂચકા છૂટા છવાયા આવી જશે તે બાજુ ઉપર રાખી, કેળવણીનું સામાન્ય સ્વરૂપ નિરૂપણ કરવામાં આવે તે ઉપર વાંચકનું લક્ષ જશે એવી આશા રાખું છું.

મારી કેળવણીના ત્રણ મોટા વિભાગ પાડું છું:

(૧) ગુજરાતી નિશાળની, (૨) અંગ્રેજી સ્કૂલની, (૩) કૉલેજની.

(૧) ગુજરાતી નિશાળની ( ઈ. સ. ૧૮૮૧—૮૫ ) ( વર્ષ ૫ થી ૯ સુધી )

સ્વાભાવિક રીતે, બાળપણની કેળવણીનો વિસ્તાર કરી શકાય એમ નથી. છતાં જે અમુક અમુક બનાવો અને બાબતો બાળકના ચિત્ત ઉપર સચોટ છાપ પાડે છે તે તો કેમ વિસરાય? મને ખૂબ સાંભરે છે કે મારી કેળવણી—'કેળવણી' શબ્દનો પ્રયોગ થાય કે કેમ તે વિષે હજી તો શંકા થાય છે—એક ગામડી નિશાળના પંડ્યાને તેની મહેનત બદલ બાબાશી અર્ધો રૂપિયો આપીને શરૂ કરવામાં આવી હતી. ત્યાં થોડાએક આંકના પડિયા મેં સારી પેઠે ગોખ્યા હતા અને સ્લેટપર ઘૂંટ્યા હતા. ત્યારપછી હું એક તાલુકા સ્કૂલમાં ચાર સાડાચાર વર્ષ સુધી ભણ્યો. ત્યાંનાં કેટલાંક છૂટક સ્મરણો નીચે પ્રમાણે છે:—

૧ ગપોલીઆં, ૨ આંખમાં મેસ આંજીને જવું, ૩ બાગમાં સવારમાં ફરવા જવું, ૪ ગપ્પુની ચોરી.

(૧) સ્ત્રીકેળવણીને અભાવે બિચારી અભણ પણ પ્રેમાળ, 'માતૃદેવો ભવ' એ શ્રુતિવાક્યમાં સમાએલી માતાની મોટી ફરજને નહિ સમજનાર છતાં નિર્દોષ મારી વહાલી મા મને કાંડું પકડીને નિશાળમાં ધોંચી આવતી, અને તેનું પરિણામ એ થતું કે હું ગપોલીઆં કરી માતાને છેતરતો. કેળવણીનો સામાન્ય વિચાર કરીએ છીએ ત્યારે આપણને સ્પષ્ટ જણાય છે કે બાળકની કેળવણીનો આધાર જેટલો શિક્ષક ઉપર છે તેટલોજ—જેથી જરા પણ ઓછો નહિ—માબાપ ઉપર છે. એક બાજુથી નિશાળ એવી મનોહર અને આકર્ષક બનવી જોઈએ કે બાળકને ત્યાંથી ખસવું ન ગમે, ત્યારે બીજી બાજુથી માબાપે પોતાની ફરજ સંપૂર્ણ રીતે સમજવી જોઈએ અને પોતાના બાળકને શિક્ષકને સોંપ્યો એટલે કૃતાર્થ થયાં એમ ન માનવું જોઈએ. (૨) બાળકની શારીરિક શક્તિઓ ખીલે એટલા માટે નિશાળોમાં શાસ્ત્રીયતાની જરૂર હાલમાં સમજાઈ છે અને સુધરેલા દેશોમાં બાળકોની આંખો

તપાસવાને નિશાળને અંગે એક ડૉક્ટર હોય છે. તે સંબન્ધી સાધારણ કામ તો શિક્ષક જાતે જ કરે છે. અમારા વખતમાં ગુજરાતી નિશાળના મહેતાજી જે છોકરાં આંખમાં મેસ અંજાવ્યા વિના આવ્યાં હોય તેમને પાછા ઘેર કાઢી મૂકતા અને એવી રીતે માબાપની સાથે એક જાતની સહાનુભૂતિ દર્શાવતા. (૩) મારી ગુજરાતી કેળવણીને સંબન્ધે મને આનન્દમાં મગ્ન કરી નમ્ર બનાવે એવો એક બનાવ એ હતો કે શિયાળામાં દરરોજ સવારના ચાર વાગે—જ્યારે હું તો પથારીમાં હોઉં તે વખતે—મારા મહેતાજી મને આવીને ઊઠાડતા અને અમે બધા બાગમાં હારબંધ લશ્કરની પેઠે કૂચ કરતા જતા. બિચારો દસબાર રૂપિયાના પગારનો મહેતાજી છોકરાંને ઘેર જઈ બોલાવી લાવી તેમના શરીરની સુધારણાને અર્થે ખુલી હવામાં કસરત કરવા તેડી જતો! અહો, કેટલો બધો ઉપકાર! (૪) પરંતુ બાળકના નૈતિક વિકાસને અર્થે નિશાળમાં બિલકુલ પ્રયત્ન થતો ન હતો. ઘેર તો થાય જ શાનો? તેનો એક દાખલો સ્મરણમાં છે. નિશાળમાં મારો નંબર પહેલાથી છેક પાંચમા ધોરણ સુધી (નિશાળ છોડતાં સુધી) પહેલો જ રહ્યો હતો; છતાં પાંચમા ધોરણમાં એક વખતે મહેતાજીના ટેબલ ઉપરથી મહેતાજીની નજર ચૂકાવી એક નાનો સુંદર ચપ્પુ મેં ચોરી લીધેલો! પણ બાલ્યાવસ્થાની નિર્દોષતાને લીધે ચોરી તરત જ પકડાઈ ગઈ અને સારી પેઠે માર ખાવો પડ્યો. માનસિક અને નૈતિક ઉચ્ચતાને બિલકુલ સંબન્ધ નથી–હશે તો બહુ જ થોડો છે–તે પણ આ ઉપરથી કંઇક અંશે ધ્વનિત થાય છે.

નૈતિક વિકાસ સંબન્ધે અત્રે ટૂંકામાં જણાવવું જોઇએ કે નૈતિક કેળવણી **પરોક્ષ રીતે** આપવી જોઇએ.* વાર્તાઓદ્વારા, ઇતિહાસના શિક્ષણદ્વારા, શિક્ષકના અને માબાપના પોતાના ઉચ્ચ પ્રતિના વર્તનદ્વારા જે નૈતિક નિયમો બાળકને સમજાવાય છે તે પ્રત્યક્ષ શિક્ષણથી કદી પણ સમજાવાશે નહિ. વળી ધર્મમાં રહેલો નીતિનો પાયો સમજાવવાથી નૈતિક શિક્ષણની વ્યાવહારિક શુષ્કતા જતી રહેશે, અને નીતિના નિયમો ધાર્મિક નિયમો જેવા સરસ, અને તેથી સચોટ, બનશે. પ્રત્યક્ષ શિક્ષણથી દાંભિકતા વધે છે—નીતિની વાતો થાય છે, નીતિનાં આચરણો થતાં નથી.

## (૨) અંગ્રેજી સ્કૂલની, (ઈ. સ. ૧૮૯૬–૧૯૦૨).

### (વર્ષ ૧૦ થી ૧૬ સુધી.)

હું અંગ્રેજી નિશાળે બેઠો ત્યારે સમજણો થયો હતો એટલે ત્યાંના શિક્ષણ વિષે કંઈક વિસ્તાર ને વિવેચનથી કહી શકીશ. કેળવણીના સામાન્ય વિષયપર વિચાર કરતાં તેમાં શિક્ષકનું પ્રાધાન્ય અને પાત્રતા એ મને એટલાં મહત્ત્વનાં લાગે છે કે તે વિષે પ્રથમ બે બોલ લખીશ.

---

* વાર્તાઓ કહેવાનો અમુક નિશ્ચિત વખત હોવો ન જોઇએ. બાળકો નીતિધર્મ શીખે છે તેનું ભાન તેમને ન હોવું જોઇએ એ અવશ્યનું છે. આ રીતે જ વાર્તાઓ પરોક્ષ શિક્ષણ આપી શકે.

'मन्त्रे तीर्थे द्विजे देवे दैवज्ञे भेषजे गुरौ ।
यादृशी भावना यस्य सिद्धिर्भवति तादृशी ॥

એ આપણા પ્રાચીન વિચારોને હવે રૂખસદ આપવાનો સમય થઇ ગયો છે. શિક્ષક પોતાના કાર્યમાં નિપુણ ન હોય તો તેને માટે માન અને આદર શિષ્યોમાં રહે એ હવે તો સંભવતું જ નથી. પોતાનું શિક્ષણનું કામ ખંતથી અને ઉત્સાહથી કરે તો જ શિષ્યો માન આપે એવો સમય આવ્યો છે અને તે યોગ્ય જ છે. અયોગ્ય શિક્ષકોને નિશાળોમાંથી દૂર કરવા જોઇએ, અને તેમ ન બને તો–એક રીતે જોતાં–શિષ્યોએ જ તેમને કંટાળીને પોતાનો ધંધો છોડી દે એવી સ્થિતિમાં મૂકવા જોઇએ. **प्रभवति मणिर्बिम्बोद्ग्राहे शुचिर्न मृदां चयः**—એથી સૂચવેલો શિક્ષકનો સરળ રસ્તો ફક્ત અર્ધ સત્યવાળો છે. શિષ્યની પાત્રતા જોઇએ એ વાત ઠીક છે, પણ એ પાત્રતા લાવવી શિક્ષકના જ હાથમાં છે, તેથી ઉત્તમ પ્રતિના શિક્ષકો વગર કેળવણી સતેજ થવાની નથી એ નિઃસંદેહ છે.

બીજું, મારી હાઇ સ્કૂલની કેળવણીનાં બે ચાર અગત્યનાં સ્મરણો નોંધી દઉં. (૧) અમને એક કલાસમાં ગુજરાતી શિખવનાર શિક્ષકને જોઇને પુરાણની કથા કહેનાર માણભટ યાદ આવતા હતા. (૨) ઇતિહાસ શિખવનારની પદ્ધતિનો હાલ વિચાર કરતાં કમકમાટ છૂટે છે. David Sinclair ના ઇતિહાસમાંથી અમુક વાક્યોને નકામાં ગણી કૌંસમાં મૂકી બાકીનું બીજું બધું કડકડાટ મોંએ કરવું પડતું! ક્યાં ઇતિહાસનો રસિકમાં રસિક વિષય અને ક્યાં આ ક્ષુદ્ર પદ્ધતિ? મનુષ્ય જાતના ભૂતકાળના અનુભવથી ભવિષ્યનું જ્ઞાન અને ભવિષ્ય માટેની તૈયારી વધારે સારી રીતે થઈ શકે છે–તે ઇતિહાસમાંથી શીખવાનું છે. કયા માણસોએ, કયી પ્રજાઓએ, કયાં આગળ અને કેમ, ઠોકર ખાધી એ જાણી આપણે એ જ ભૂલો ફરીથી ન કરીએ એ ઇતિહાસમાંથી શીખીએ છીએ. વળી ધાર્મિક અને નૈતિક ગુણો તેવા પુરુષોના વૃત્તાન્તોથી શિષ્યોને કેવી સારી રીતે શીખવી શકાય? આ સર્વને બદલે કેવળ સમજ વગરની ગોખણપટ્ટી! (૩) ભૂગોળની દશા પણ એવી જ હતી. ઇંગ્લંડનાં ચાળીસ પ્રગણાંઓ–દરેકનાં શહેરો સાથે–તે વળી અનુક્રમે, મોંએ બોલવાં પડતાં! કમભાગ્યે આ સર્વમાં મારો નંબર પહેલો જ રહેતો. ક્યાં પ્રાકૃતિક ભૂગોળની ખૂબી અને ક્યાં ઇંગ્લંડનાં પ્રગણાં? અમુક દેશના લોકો ઉદ્યોગી કેમ, અમુક જગાનાં પાણી ઊનાં કેમ, અમુક ધાતુઓ અમુક જ જગાએ વધારે નીકળે છે કેમ, અમુક પર્વતો અથવા નદીઓથી તે દેશના લોકને લાભ શા, વગેરે વગેરે અનેક ઉપયોગી ભૈતિક વસ્તુઓના જ્ઞાનને બદલે નિરર્થક મગજમારી! (૪) અંગ્રેજી ભાષાને એક જીવન્ત ભાષા તરીકે શીખવા કરતાં અમારે તેના શાબ્દિક જ્ઞાન × તરફ વધારે લક્ષ આપવું પડતું! હજારો શબ્દોનાં

×શબ્દો તરફ ઘણું લક્ષ આપનારાઓએ નીચેનું બેકનનું વાક્ય યાદ કરવું: "To mind words (which are lifeless) is to fall in love with a picture."

Latin derivations નીરસ રીતે ગોખી ગોખીને ડૂચો નીકળી જતો! (૫). વળી, એક શિક્ષકની લુચ્ચાઇ પણ નોંધવા જેવી છે. સામાહિક પરીક્ષાના પેપરો તે શિક્ષક મારી પાસે તપાસાવતા હતા. મારો પોતાનો પેપર તે તપાસી આપતા અને પછી તે ધોરણે બાકીના પેપરો તપાસવાનું મને કહેતા હતા! પેપર તપાસવાનું કામ શિક્ષકનું જ છે અને તે શિક્ષક પોતાની કાર્યપરાયણતાની ખામીને લીધે જ મારી પાસે પેપરો તપાસાવે છે એમ જો હું પુરેપુરૂં સમજતો હોત તો જરૂર હું તેમને તેમની ધર્મચ્યુતિમાં મદદ કરત નહિ.

પ્રસંગવશાત્ અત્રે જણાવવું જોઇએ કે કેટલાક pessimists (વર્તમાન તેમ જ ભવિષ્યનો સારો વિચાર નહિ લેનાર પુરૂષો) એમ વારંવાર બોલ્યા કરે છે કે હાલમાં અસલના જેવા કાર્યપરાયણ શિક્ષકો નથી અને હવે તેવા થશે પણ નહિ.—એમાં જરા પણ સત્ય નથી. કેટલાક કહે છે કે "જીવ નાંખીને અને પોતાના ઉમદા ધંધામાં તન્મય બનીને—આપણા ટ્રેઇન્ડ કૉલેજીયન મહેતાજીઓ કામ કરતા હશે કે કેમ એ વિષે ઘણો શક છે." આવા શકો નિરાધાર હોય છે, અને ફક્ત એક બે દાખલા ઉપરથી સામાન્ય નિયમ ઘડી કાઢવામાં આવે છે એ દિલગીરીની વાત છે. ઉલટું, મને તો એમ સ્પષ્ટ સમજાય છે કે હાલની શિક્ષકોની પંક્તિ છેલ્લાં બે ત્રણ generations કરતાં કાર્યપરાયણતામાં અને શિક્ષણની શાસ્ત્રીયતા સમજવામાં ચઢીઆતી છે. શિક્ષકોને બાજુપર મૂકો, પણ સામાન્ય શિક્ષિતવર્ગનો નૈતિક ધર્મ જ ચઢીઆતો* જણાય છે. જૂનું તેટલું સનું (gold) સમજનારને તેમ નહિ જણાતું હોય એ સ્પષ્ટ છે. જૂના જમાનામાંથી દિ. બ. અંબાલાલભાઇ, ખા. બ. જમસેદજી દલાલ, વગેરે બે ત્રણ ગણ્યાગાંઠ્યા દાખલા આપી તેઓ તેની પ્રશંસા કરવામાં બાકી રાખતા નથી, પરંતુ મોટી fallacy એ છે કે પૂર્વોક્ત પૂજ્ય શિક્ષકો અપવાદરૂપ હતા તે તેઓ ભૂલી જાય છે.

વળી, એક ટૂચકો નોંધવા જેવો સાંભરી આવે છે. અમારા એક દક્ષિણી શિક્ષકની શિક્ષણશક્તિ એવી અલૌકિક હતી કે ભૂમિતિનો એક પણ સિદ્ધાન્ત પોતે ખુરશીમાંથી ઊઠી પાટિયા ઉપર આકૃતિ દોરી શિખવતા ન હતા! તેમ જ કોઇ શિષ્યને પણ તેમ કરવાનું કહેતા ન હતા. આકૃતિ હવામાં દોરેલી છે એમ અમને સમજવાનું કહેતા અને પછી આખો સિદ્ધાન્ત–ગમે તેટલો લાંબો હોય તો પણ–ઝપાટાબંધ સિદ્ધ કરી જતા. એમને ન્યાયની ખાતર કહેવું જોઇએ કે પોતે એક પણ ભૂલ ન કરતા, પણ અમે તો એમાંથી કશું શીખી શકતા હતા નહિ. હું આપણા પ્રાચીનપ્રિય—કેવળ પ્રાચીનપ્રિય—pessimist ભાઇઓને પૂછીશ કે હાલની કોઇ પણ હાઇ સ્કૂલમાંથી તમે એક પણ આવા ભૂમિતિ હવામાં શિખવનારા શિક્ષક શોધી આપશો?

---

*"The new generation has a higher moral texture than the generation of 50 years ago. Honesty, moral courage, purity, temperance are qualities more common than formerly." Principal Paranjpye in the Times of India, Christmas Number, 1912

હવે અમારી હાઇ સ્કૂલના શિક્ષણક્રમ વિષે. અમે નીચેનાં અંગ્રેજી પુસ્તકો શીખ્યા હતાઃ—

| પુસ્તક. | ધોરણ. | ટીકા. |
|---|---|---|
| The Moral Class Book. | ૪ | અઘરૂં પણ ઉપયોગી. |
| ૧ The Citizen of India,<br>૨ Lamb's Tales,<br>૩ The Lady of the Lake Canto I. | ૫ | ૧. તદ્દન નીરસ.<br>૨. રસિક.<br>૩. રસિક, પણ અઘરૂં. |
| ૧ Dickens Little Nell (Old Curiosity Shopમાંથી સંક્ષિપ્ત),<br>૨ Merchant of Venice (નાટક ના કાવ્યો ). | ૬ | ૧. રસિક.<br>૨. રસિક અને બોધદાયક. |

અમારી અંગ્રેજી ભાષાની કેળવણીની મોટી ખામી એ હતી કે અંગ્રેજી ભાષા એ જીવન્ત ભાષા છે, એમાં અનેક ફેરફારો થતા જાય છે, એનું અમને જરા પણ ભાન થયું ન હતું. જેવી સંસ્કૃત ભાષા શીખતા હતા તેવી જ નિયમબદ્ધ અંગ્રેજી પણ શીખ્યા હતા.

અમને સંસ્કૃત શિખવનાર શિક્ષકો પૈકી ( એક અપવાદ બાદ કરતાં ) બધા જ અમારા કમભાગ્યે સંસ્કૃતના ગંભીર અને રસમય સાહિત્યથી તદ્દન અજ્ઞ હતા. અંગ્રેજી નિયમો વગર સમજે મોંએ બોલાવતા, રૂપો સારી પેઠે ગોખાવતા, અને વાક્યોથી જરા પણ તે ભાષા પ્રત્યે રુચિ ઉત્પન્ન થાય એમ કરતા નહિ. એકવાર અમારા હેડ માસ્ટર ( જે આપણા ગુજરાતના એક પ્રસિદ્ધ સંસ્કૃત વિદ્વાન છે ) અમારા વર્ગમાં આવ્યા, અને नीचैराख्यं गिरिमाधिवसेस्तत्र विश्रामहेतोः અને सूर्ये तपत्यावरणाय दृष्टेः कल्पेत लोकस्य कथं तामिस्रा એ ગદ્યાત્મક દેખાતાં વાક્યો પદ્યાત્મક છે અને વળી મહાકવિ कालिदासના मेघदूत અને रघुवंशમાંથી ઊતારેલાં છે એમ સમજાવી, તેની કથાનો સંબન્ધ કહી અમને પદ્ય પેઠે રાગમાં ગાતાં શીખવ્યું, ત્યારે અમને અપૂર્વ આનંદ થયો તેમજ અમને દરરોજ શિખવનાર શિક્ષકના અજ્ઞાનને માટે ખેદ થયો.

આ સંબન્ધમાં એક શિક્ષણપદ્ધતિનો મહત્ત્વનો વિષય ચર્ચવા રજા લઉં છું: કેટલાક શિક્ષકો એમ માની લે છે કે યુનિવર્સિટિનો હરેક ગ્રેડ્યુએટ જે દૈવવશાત્ શિક્ષણના ધંધામાં જોડાયો હોય તે હાઇસ્કૂલનો કોઈ પણ વિષય સંપૂર્ણ રીતે શિખવવાને શક્તિમાન થવો જ જોઇએ. 'વધારે મહેનત કરો, વધારે વાંચો, કોઇની મદદ લો, પણ જે વિષય તમને સોંપવામાં આવે તે બરાબર શિખવો '—આવું આવું વારંવાર સાંભળવામાં આવે છે. પરંતુ જો શિક્ષકો એમ ફાંકો રાખતા હોય કે અમે બધા જ વિષયો એક સરખી સારી રીતે શિખવી શકીએ તે પોતાની જાતને છેતરે છે એટલું જ નહિ પણ સામાને નુકસાન કરે છે. ઉદાહરણ તરીકે ગણિતશાસ્ત્ર લઇએ. જે શિક્ષકને એ વિષય પ્રતિ નાનપણથીજ અરુચિ હોય

અથવા પોતાની નૈસર્ગિક શક્તિ એમાં પરોવાતી જ ન હોય તેઓ તે વિષય કદી શિખવી શકે જ નહિ. પોતે પૂરૂં સમજે નહિ તો શિખવવાનો પ્રશ્ન જ ક્યાં રહ્યો ? તેમ જ બી. એ. માં બીજી ભાષા તરીકે સંસ્કૃત લઇને પાસ થએલો ગ્રૅડ્યુએટ સંસ્કૃત સારૂં શિખવી જ શકે એ વ્યાપ્તિ કેમ ખરી હોઈ શકે ? બિચારો નોટ્સ ને ભાષાન્તરો ગોખીને પાસ થએલો ગ્રૅડ્યુએટ સંસ્કૃત તે ક્યાંથી શિખવે ? कालिदास, भवभूति, बाण આદિના ઘણાખરા ગ્રન્થો વાંચ્યા હોય, સંસ્કૃત સાહિત્ય માટે અન્તઃકરણની અભિરુચિ થઈ હોય, અને વળી વ્યાકરણમાં સારો વ્યુત્પન્ન હોય તો જ શિષ્યોને આનંદ સાથે બોધ આપી શકે અને શિક્ષણનો સાચો ધર્મ સાચવી શકે. મને સારી પેઠે યાદ છે કે એક અનુભવી શિક્ષકે મૅટ્રિક્યુલેશનમાં ખગોળવિદ્યા શિખવવાનું સાહસ કર્યું હતું, અને પોતાનું જ્ઞાન ખરેખરા ખ( આકાશ )ના ગોળાનું ન હોવાથી ચોપડી વાંચી લાવી શિખવવા જતાં, કોઈ બહાદુર શિષ્ય સવાલ પૂછતો એટલે ગુંચવાઈ જઈ ગરબડગોટા વાળતા ! માટે જે શિક્ષક પ્રમાણિકપણે એમ જણાવે કે અમુક શાસ્ત્ર મારો વિષય નથી તેથી હું તે સારી રીતે શિખવી શકીશ નહિ, તેને તે શાસ્ત્ર શિખવવા ન સોંપવું એમાં જ ખરૂં ડહાપણ અને કૌશલ છે. જર્મની, ઈંગ્લંડ ને અમેરિકામાં આવીજ પદ્ધતિ ચાલે છે એ પણ ભૂલવા જેવું નથી.

बालादपि सुभाषितं ग्राह्यम्—એ સૂત્ર જેટલું શિક્ષકવર્ગને ઉપયોગી છે તેટલું ભાગ્યે જ કોઈ બીજાઓને હશે. મારા વર્ગના અમુક વિષયના શાસ્ત્રીય જ્ઞાનવાળા એક વિદ્યાર્થીને મેં મારી અમુક શંકા એક વખતે પૂછી હતી. તે જાણી એક વૃદ્ધ શિક્ષકે મને ઠપકો દીધો કે તમને કાંઈ શંકા હોય તે તમારા વિદ્યાર્થીને—ગમે તેવો હોશિયાર હોય તો પણ તમે કેમ પૂછો છો ? આ નીતિશાસ્ત્રનું વચન સાંભળી મને મનમાં હસવું આવ્યું, અને વિચાર કરતાં મને મારો વિચાર જ ખરો જણાયો. અમુક વિદ્યાર્થીને અમુક વિષયનું પોતાના કરતાં વધારે શાસ્ત્રીય જ્ઞાન છે એમ જાણ્યા છતાં કોઈ શિક્ષક નકામો તેના મોં આગળ પાંડિત્યનો ડોળ કરે તે શિક્ષણશાસ્ત્રના નિયમની વિરૂદ્ધ જ છે. નિખાલસપણું, પ્રમાણિકપણું—એ દુનિયામાં સદ્‌ગુણ તરીકે ગણાતા હોય તો શિષ્યશિક્ષકના સંબન્ધમાં સદ્‌ગુણ ન ગણાય તેનું કાંઈ કારણ નથી.

અમારા વખતના શિક્ષકોનો, બલ્કે ગઈ બે generationsના શિક્ષકોનો, એક સામાન્ય દોષ એ હતો કે તેમને તેમના ગૌરવનો ખોટો ખ્યાલ (a false idea of dignity) હતો. શિષ્યો જોડે છૂટથી હળવું મળવું, તેમની સાથે હસવું, વર્ગમાં પણ તેમની સાથે હસીને કે વધારે છૂટ લઇને વાત કરવી—એ તેમને ગૌરવ ઘટાડનાર લાગતું. શિષ્યો આગળ ગંભીર અસ્વાભાવિક વેષ ધારણ કરવો જેથી તેમને પોતાને માટે માન રહે, જેથી તેમનામાં ભય રહે—એ પદ્ધતિ તેમને ગ્રાહ્ય હતી; અર્થાત્ કૃત્રિમતા તેમને વધારે પસંદ હતી. આધુનિક સમયમાં એમ સ્પષ્ટ મનાય છે કે આવી કૃત્રિમતાથી શિક્ષકનું ખરૂં ગૌરવ વધશે નહિ. કદાચ શિષ્યોને શિક્ષકનો ભય વધારે લાગશે એ વાત ખરી હશે; પરંતુ ભયના કરતાં પ્રેમ હજારગણો મોટો છે, અને શિક્ષક પાસે આવતાં શિષ્યોના પગ ધ્રૂજે એવું ઇચ્છવા કરતાં તે પ્રેમથી, વહાલથી પોતાના પ્રિય શિક્ષકો પાસે દોડી જઈ તેમને પોતાનું અન્તઃ

કરણ ઉઘાડી વાત કરે એ વધારે ઇષ્ટ ગનાય છે; અને મનાવું જોઇએ. જે શિક્ષક પોતાના **શિષ્યો સાથે મોં મલકાવીને બોલ્યો નથી, તેમની સાથે હસ્યો નથી, તેમની જોડે વર્ગમાં એકતાન થઈ તેમનામાંનો એક બન્યો નથી** તેની શિક્ષકતા સાર્થક નથી થઈ!

હવે મારી કૉલેજની કેળવણી વિષે બે ચાર અગત્યના વિચારો દર્શાવી આ લઘુ લેખ સમાપ્ત કરીશ.

(૩) કૉલેજની, ( ઇ. સ. ૧૯૦૩—૧૯૦૬ )

( વર્ષ ૧૭ થી ૨૦ સુધી )

એકવાર 'Indian Education' માં એક એવી સૂચના થઈ હતી કે કૉલેજોના પ્રોફેસરોને શિક્ષણશાસ્ત્રને શિક્ષણકળાના અભ્યાસી શા માટે ન બનાવવા? હાલમાં ઘણાખરા પ્રોફેસરો એમ માનતા જણાય છે કે સ્કૂલમાં શિખવવાનું ( teaching ) પણ કૉલેજમાં તો ભાષણ કરવાનું ( lecturing ). પરંતુ શિક્ષણશાસ્ત્રના સિદ્ધાન્તોની જેટલી જરૂર સ્કૂલમાં પડે છે તેટલી જ કૉલેજમાં પણ પડે. કેટલાક પ્રોફેસરો કલાકની ૬૦ મિનિટ નોટ્સ જ લખાવ્યા કરે. પ્રિવિયસ ક્લાસમાં ઇતિહાસની નોંધ લખી લખીને મારાં આંગળાં દુખી જતાં તે મને હજુ યાદ છે. કેટલાક વળી ખુરશીમાં બેઠા બેઠા **शाकुन्तल** કે **काव्यप्रकाश**નું ઇંગ્લિશ ભાષાન્તર જ ગગડાવ્યા કરે. આવા પ્રોફેસરોને શિક્ષણશાસ્ત્રના નિયમો સમજાવવાની જરૂર નથી? **शाकुन्तल** કે **उत्तरचरित** જેવું પુસ્તક ખુરશીમાં બેઠાં બેઠાં શિખવાય જ શી રીતે તે હું સમજી શકતો નથી. અમારા સદ્‌ભાગ્યે અમારા સંસ્કૃત પ્રોફેસર અમને તે તે નાટકના રસમાં તરબોળ કરી દેતા, અને જાણે નાટક રંગભૂમિ ઉપર ભજવાતું હોય નહિ એવો અમને ભાસ થતો. મેં આગળ જણાવ્યું તેમ ખુરશી છોડી ક્લાસમાં ઊભા રહેવું અથવા શિષ્યોમાં ફરતાં ફરતાં શિખવવું એમાં ગૌરવ ઘટી જાય એ મોટો ભય કેટલાક શિક્ષકોને લાગે છે. આનું નામ જ ગૌરવનો ખોટો ખ્યાલ ( a false sense of dignity ).

અમારા ગણિતશાસ્ત્રના પ્રોફેસર પાટિયા ઉપર દાખલા ગણ્યા જાય અને છોકરાઓ જેને જેમ ફાવે તેમ તોફાન કર્યા જાય! આટલા માટે જ મેં ઉપર સૂચવ્યું કે પ્રોફેસરોમાં પોતાના વિષયોના સારા જ્ઞાન ઉપરાંત શિક્ષણના સિદ્ધાન્તોનું પણ ઉંચું જ્ઞાન અને તેમને અમલમાં મૂકવાની આવડત હોવી જોઇએ. પ્રિન્સિપલ વર્ડ્ઝવર્થ અને ડૉ. ભાણ્ડારકરમાં આવા ગુણોનું સંમેલન હતું એમ તેમના ભાગ્યશાળી શિષ્યો વખાણી વખાણીને કહે છે. હાઇસ્કૂલના શિક્ષકોમાં દિવસે દિવસે જેમ સુધારો થતો જણાય છે તેમ કૉલેજના પ્રોફેસરોમાં થતો નથી એમ કેટલાક કહે છે તે કંઇક વાજબી જણાય છે. અને તેનું કારણ પ્રોફેસરો પોતાની સ્વતંત્ર સ્થિતિનો જોઇએ તેટલો સારો ઉપયોગ કદાચ કરતા નહિ હોય એ હશે.

દુનિયાના બીજા દેશોની સાથે ઊભા રહેવાને આપણા દેશની કેળવણી વધારે ને વધારે ભૌતિકશાસ્ત્રો તરફ વળતી જાય એ ઘણું જ અગત્યની વાત છે. પ્રાથમિક શાળાથી માંડી કૉલેજ સુધી આ ધોરણ સ્વીકારવા જેવું છે. ઘણા હર્ષની વાત છે કે મુંબઈ ઇલાકાના કેળવણીખાતા તરફથી હાલમાં હાઇસ્કૂલ માટે બહાર પડેલો Science Course ઘણોજ ઉપયોગી અને ભવિષ્યમાં દેશને લાભદાયક નીવડે એવો છે. આશા છે કે શિક્ષકો ઉમંગથી તે તરફ વળશે. પરંતુ આપણી કૉલેજોમાં તો શિષ્યોને સાયન્સનાં યન્ત્રો છૂટથી વાપરવા દેવામાં આવતાં નથી. આ દિશામાં ઘણો સુધારો થવાની જરૂર છે.

કૉલેજને અંગે boarding houses ( છાત્રાલયો ) ઘણો અગત્યનો ભાગ ભજવે છે. હવે આવા છાત્રાલય સિવાયની કૉલેજ ભાગ્યે હશે. પરંતુ તે છાત્રાલયોમાં જોઇએ તેવી ગોઠવણ અને દેખરેખ હોતી નથી. કૉલેજની કેળવણીનું ખર્ચ પ્રતિવર્ષ વધતું જાય છે અને સાધારણ શિષ્યો તેનો લાભ લેવાને અશક્ત બનતા જાય છે તેનું મુખ્ય કારણ કૉલેજના શિષ્યોની વધતી જતી ખર્ચાળ ટેવો છે. છાત્રાલયમાં ખર્ચનો કોઈ હિસાબ રાખતું નથી. અને કૉલેજનો કોઈ અમલદાર તેના ઉપર દેખરેખ રાખતો નથી. વળી ગાડરીઆ પ્રવાહની પેઠે શેઠીઆના છોકરાની પાછળ ગરીબ યા સાધારણ સ્થિતિના વિદ્યાર્થી પણ અનેક જાતનાં ખર્ચ કરતાં શીખે છે. સાથે રહેવાથી અનેક લાભ છે તે લેવા કરતાં આવા ગેરલાભ તરફ શિષ્યોથી જાણેઅજાણે જવાય છે. માટે છાત્રાલયોની યોગ્ય વ્યવસ્થા સિવાય તે નકામાં છે એટલું જ નહિ પણ ઉલટાં શિષ્યવર્ગને નુકસાનકારક છે.

આપણી યુનવર્સિટિની પરીક્ષાપદ્ધતિ તો ત્રાસદાયક છે. દરરોજનો એક જ પેપર આપે તો જ એ ત્રાસ ઓછો થવાનો; નહિ તો શિષ્યોનાં લોહીનાં પાણી થવાનાં! આ ત્રાસનો ખરેખરો ખ્યાલ બી. એ. ના દસ પેપરો લાગલાગટ પાંચ દિવસમાં જેણે લખ્યા હશે તેને જ આવ્યો હશે. છેલ્લે દિવસે હું તો ઘેર આવીને લાંબો છટ થઇને, અધમૂઓ થયો હોઉં તેમ, પડ્યો હતો તે હજી મારાથી વિસરાતું નથી. પરીક્ષાઓમાં ખાસ કરીને અંગ્રેજી અને સંસ્કૃતના પ્રશ્નપત્રો અતીવ લાંબા આવે છે તે વાત તે તે પરીક્ષકોની પરીક્ષક બુદ્ધિનો ઊંચો નમુનો છે. આ ફરિયાદ લગભગ દર વર્ષે સાંભળ્યામાં આવે છે, એ ઘણી દિલગીરીની વાત છે.

આ પ્રમાણે મારી કેળવણીનાં છુટક સ્મરણો અને તે ઉપરથી ઉદ્‌ભવતા કેટલાક વિચારો મેં અત્રે નોંધ્યા. આશા છે કે મારા મોટા તેમજ નાના ગ્રૅજ્યુએટ બન્ધુઓ વિવિધ દૃષ્ટિથી પોતાની કેળવણી વિષેના પોતાના વિચારો નોંધશે અને એક નાનો પણ બોધદાયક ઇતિહાસ ઊભો કરવામાં યથાશક્તિ સહાયભૂત થશે. છેવટે શિક્ષણશાસ્ત્રનું એક ઘણું અગત્યનું સૂત્ર નોંધી તે વાંચકમિત્રને વિચારવાની ભલામણ કરીશ:

'Train the teacher and trust him.'

તા. ૯-૨-૧૯૧૩. "હું પોતે."

---

# પ્રેમાનંદનાં નાટકો.

## ( ૧૦ )

### પ્રેમાનંદની વિદ્વત્તા ને વૃત્તિ.

નાટકો પ્રેમાનંદનાં નથી એ સાબીત કરવાની લાયમાં રા. નરસિંહરાવ પ્રેમાનંદની વિદ્વત્તા ઉપર ઉતરી પડે છે, અને ન ચાલ્યે જાણે સ્વીકારતા હોય તેમ કહે છે, કે "પ્રેમાનંદ સંસ્કૃત જાણનારો પંડિત હતો એ ખરૂં; પરંતુ એ પંડિતતા આપણા અર્ધા સૈકાના શાસ્ત્રી વર્ગની પંડિતતાની પેઠે જ, પંચમહાકાવ્ય અને કાલિદાસ ભવભૂતિ જેવાનાં પ્રખ્યાત નાટકો તથા પુરાણાદિક સાહિત્યમાં સમાપ્ત થનારી હોવાનો સંભવ વિશેષ લાગે છે; તેથી સંભવ તો એમ જણાય છે કે આ જમાનામાં આ નાટકો અંધકારમાંથી બહાર પડ્યા પછી તેથી પરિચિત કોઈ આધુનિક આ નાટકનો રચનાર હશે."

હાલની પંડિતાઇની વ્યાખ્યા આપી તેટલું જ જ્ઞાન પ્રેમાનંદમાં હતું ને વિશેષ નહોતું, તેનો કંઈ ઐતિહાસિક પુરાવો કે જેને માટે રા. નરસિંહરાવ બહુ શોખીન જણાય છે તે આપી શકશે? ચાલુ ૫૦ વર્ષમાં કદાચ તેમના પ્રસંગમાં તેમણે વર્ણવેલા એવા પંડિતો મળ્યા હશે અને તે ઉપરથી તર્કના ઘોડા દોડાવ્યા હશે, પરંતુ આ અર્ધા સૈકામાં તે કરતાં વિશેષ જ્ઞાનવાળા પંડિતો નહોતા અને નથી, એ તેઓ શા આધારે કહે છે? ચાલુ ૫૦ વર્ષમાં તો શું પણ ચાલુ સો વર્ષની સ્થિતિ લેઇએ અને પ્રથમ હાલ કોઈ ચઢતા પંડિતો છે કે કેમ તે તપાસીએ. તળ વડોદરામાં હાલ ત્રણ દક્ષિણીઓ ને બે ગુજરાતીઓ ઉત્તમ પંક્તિનું જ્ઞાન ધરાવે છે. ગુજરાતીઓમાં શાસ્ત્રી બદ્રીનાથ અને શાસ્ત્રી અમૃતરામ મશહુર છે. અમદાવાદ સંસ્કૃત શાળાના મુખ્ય ગુરૂ રામકૃષ્ણ હર્ષજી પહેલી પંક્તિના વિદ્વાન ગણાય છે. બામણ ગામના વતની જીવરામ શાસ્ત્રી કાશીથી વિદ્યા પ્રાપ્ત કરી આવી હાલમાં મુંબઈ રહે છે તે સારો પંડિત છે. અમદાવાદવાળા ભોળાનાથ શાસ્ત્રીના પિતા ભગવાન શાસ્ત્રી સુપ્રસિદ્ધ પંડિત હતા, અને એમની પણ પૂર્વે વડોદરામાં જટાશંકર શાસ્ત્રી થઈ ગયા, તે ત્વરામાં સર્વોપરિ પંડિત ગણાતા, અને સુરતવાળા યજ્ઞેશ્વર શાસ્ત્રી જે પોતાની વિદ્વત્તા માટે સુપ્રસિદ્ધ છે તે તેમના શિષ્ય થતા હતા. વળી અમદાવાદવાળા બાપુ શાસ્ત્રીએ પોતાની પંડિતાઈ માટે વર્ષાસન પ્રાપ્ત કરેલું જે અદ્યાપિ તેમના વંશજો ખાય છે. વૈષ્ણવી સંપ્રદાયવાળા શ્રીયુત ગટુલાલજી અને આર્યસમાજના સ્થાપક શ્રીયુત દયાનંદ સરસ્વતી એ કાંઈ પુરાણીઓ જેવા પંડિત નહોતા.

ગુજરાતમાં અમુક શહેર અને કસ્બાઓ સંસ્કૃત વિદ્યાને માટે પ્રખ્યાત હતાં ને હજી કેટલાંક છે. ત્યાં સેંકડો ગાઉથી દેશ પરદેશના લોક વિદ્યાભ્યાસ કરવા માટે આવતા ને હજી આવે છે. વળી ગુજરાતના લોકો કાશી વગેરે સંસ્કૃતનાં મોટા સ્થળોએ જઈ અભ્યાસ કરી આવતા એ વાત પણ જાણીતી છે. વડોદરામાં ગાયકવાડ સરકારનું રાજ્ય સ્થપાયા પછી

સંસ્કૃત વિદ્યાને ઉત્તેજન આપવા માટે દર વર્ષે સવા લાખ રૂપીઆ વપરાતા અને ત્યાં આખા હિંદુસ્તાનના વિદ્વાનો પરીક્ષા આપી વર્ષાસનો અથવા જીવતા સુધીની ઠરેલ દક્ષણા તેમ સાલ દુસાલા વગેરેની સંભાવના મેળવતા, તેમાં ગુજરાતના પણ સારા પંડિતો આવતા.

આ ઉપરથી જણાશે, કે રા. નરસિંહરાવે પંડિતની જે વ્યાખ્યા આપી છે તે કરતાં વિશેષ પંડિતાઈવાળા શાસ્ત્રી આ પચાશ વર્ષમાં તેમ તે અગાઉ પણ નીપજ્યા હતા. કદિ આ પચાશ વર્ષમાં ઓછુ જ્ઞાન ધરાવનારા થયા હોય, તે ઉપરથી શું એમ પણ નિર્ણય કરી શકાય કે પૂર્વનાં કોઈ પચાશ વર્ષમાં કે પ્રેમાનંદના વખતમાં એવા જ શાસ્ત્રી થતા ને પ્રેમાનંદ પણ એવો જ હતો ?

પ્રેમાનંદના પ્રાકૃત જ્ઞાન સંબંધે રા. નરસિંહરાવ જણાવે છે, કે " હાવી પ્રાકૃત ( નાટકોમાં છે તેવી ) ઘડી કાઢવામાં પ્રાકૃત ભાષાઓમાં પ્રવર્તતા નિયમો વગેરેના જ્ઞાનની અપેક્ષા છે. × × × આ પ્રકારનું પ્રાકૃત જ્ઞાન પ્રેમાનંદમાં હોવાનો સંભવ છે કે કેમ ? × × × પાછલાં ૫૦-૬૦ વર્ષમાં તો આપણા શાસ્ત્રી પુરાણી વર્ગમાં તેમ ઇતર વિદ્વાનોમાં પણ પ્રાકૃતનું પરિશિલન—સ્વ. વ્રજલાલ શાસ્ત્રી જેવા અપવાદ શિવાય બીજાઓનામાં તો-કોઇનું પણ ભાગ્યે નજરે આવશે × × × તો પ્રેમાનંદનું પ્રાકૃતનું હેવું આભાસ જ્ઞાન શી રીતે થયું હશે કે જેથી હેનુ અનુકરણ કરનારી કૃત્રિમ પ્રાકૃત ઘડી કાઢવાનું અવિશેષ સામર્થ્ય પ્રાપ્ત કર્યું હોય ? મ્હને તો આ વાત સબળ સંશય ઉત્પન્ન કરનારી લાગે છે " આ વખતમાં પ્રાકૃતનું સારૂં જ્ઞાન શાસ્ત્રીઓ મેળવતા નથી, માટે તે પૂર્વે ને પ્રેમાનંદના વખતમાં કે ખુદ પ્રેમાનંદે મેળવ્યું નહોતું એનો કંઈ ઐતિહાસિક કે બીજો 'આધાર ? શાસ્ત્રી વ્રજલાલ જૈન લોકોને અમદાવાદમાં શીખવતા હતા તેથી તેમને પ્રાકૃતનું જ્ઞાન પ્રાપ્ત કરવાની જરૂર પડી હતી. જૈન શાળાઓમાં ને જૈન સાધુઓને શીખવવા માટે શાસ્ત્રીઓ રોકવામાં આવતા એ જાણીતી વાત છે, તો વ્રજલાલની પેઠે તેમને પ્રાકૃત ભણવાની જરૂર પડી હોય. પ્રાકૃતના વ્યાકરણ કોશો જોઇએ તેટલા છે, અને તે ઉપરથી તે ભાષાનું જ્ઞાન ઉપલબ્ધ કરી શકાય એમ છે; તેથી ખાસ જરૂર પડે તો અગર શોખની ખાતર કોઈ પ્રાકૃતનો અભ્યાસ કરે જ નહીં એ શું સંભવિત છે ? પ્રેમાનંદને ઉંચા પ્રકારના નાટકો રચવાની ઇચ્છા થઈ હોય તો તેને માટે તે જોઇતાં સાધનો મેળવે જ. જેમ તેમને નાટ્ય શાસ્ત્ર, પિંગળ રસાલંકાર, અભિનય, પૂર્વે રચાયલાં નાટકો વગેરેનો અભ્યાસ કરવાની જરૂર પડી હોય, તેમ તેમને પ્રાકૃત ભાષાનુ પણ પઠન કરવું પડ્યું હોય એ અસંભવિત શી રીતે છે ? પ્રેમાનંદે ગુજરાતી ભાષાની ખીલવણી માટે, સારા કવિઓ તૈયાર કરવા માટે શાળા સ્થાપી હતી; અને તેના પ્રખ્યાત શિષ્યો—વલ્લભ, રત્નેશ્વર વગેરે—ને રા. નરસિંહરાવ સ્વીકારે છે તો તેમના કરતાં તેમના ગુરૂ—પ્રેમાનંદમાં કેટલું વિશેષ જ્ઞાન હોવું જોઇએ તે આપોઆપ સમજાઈ આવે છે. નાટકો શિવાયના જે ગ્રંથો પ્રાચીન કાવ્યમાળામાં ને અન્યત્ર પ્રસિદ્ધ થવા પામ્યા છે તે પ્રેમાનંદના ઉંચા શાસ્ત્રીય જ્ઞાનની પ્રતીતિ છે. જો પ્રેમાનંદમાં નવીન પ્રાકૃત રચવાની શક્તિ નહોતી અને તેથી તે નાટકો લખનાર કોઈ આધુનિક છે, એમ રા. નરસિંહરાવ જણાવે છે, તો તેવું કામ કરી શકે એવા કોઈ હાલના સાક્ષરનું નામ તેઓ બતાવશે ?

રા. કેશવલાલે જણાવ્યું છે, કે "દ્રૌપદીહરણમાં શિકારનું સામાન્ય વર્ણન આપ્યું છે તે કોરે રાખતાં અષ્ટાવક્રાખ્યાનમાં જનક વિદેહની મૃગયાના વર્ણનનું પ્રકરણ કોઈ જોશે તો સહેજ તેના જાણવામાં આવશે કે એ વિષે મૃગયા રસિક મરાઠા, મુસલમાન અને રજપુતના સમયમાં થએલો પ્રેમાનંદ નંદરબારના રાજાના સમાગમમાં શિકારની સારી માહિતી ધરાવતો હતો." આ વાક્યને માટે રા. નરસિંહરાવ ઐતિહાસિક પ્રમાણ માગે છે ! પ્રેમાનંદે કરેલા વર્ણન ઉપરથી તેને સ્વતઃ પરિચય હતો એમ ન કહેવાય. શિકાર સંબંધી શબ્દો લોકો કનેથી નોંધી લઇને તેમ જ કેટલાંક પુસ્તકો ઉપરથી ટાંકી લેઇને આ રચના થવી બિલકુલ અશક્ય નથી. શિકારના વર્ણન ઉપરથી બહુમાં બહુ એ જ તર્ક થઈ શકે, કે આ કવિએ શિકારના શબ્દોની અને સ્વરૂપની માહીતી મેળવી હતી આમ રા. નરસિંહરાવ કહે છે, તેના ખુલાસા એક કાંકરે અનેક પક્ષી પડે એ કહેવતના વિવેચનમાં બુદ્ધિપ્રકાશમાં પ્રસિદ્ધ થઈ ચૂક્યા છે. ફરીથી બતાવવાની જરૂર નથી, માત્ર એટલું જ કહીશું કે લોકો તરફથી કે પુસ્તકોથી મેળવેલી માહીતી એ જ્ઞાન ન કહેવાય તો શું કહેવાય ? ઘણુંખરૂં જ્ઞાન તો એ દ્વારા જ પ્રાપ્ત થાય છે, છતાં પ્રેમાનંદને હરેક રીતે ઉતારી પાડવો એવો લખવાનો આશય દીસે છે.

હવે પ્રેમાનંદની વિદ્વત્તા માટે બીજાઓ કેવા અભિપ્રાય આપે છે તે જોઇએ.

રા. છચ્છારામ જેમને પહેલેથી નાટકોના કર્તા વિષે સંશય હતો અને હાલ તો તેઓ તે બાબતમાં રા. નરસિંહરાવથી પણ આગળ વધે છે, તેમણે સન ૧૮૯૨ તા. ૩ નવેંબરના ગુજરાતીમાં શું લખ્યું હતું તે ગયા અંકમાં ટાંકેલું છે. તેમણે રેવદર્શિકાના સંબંધમાં જ પ્રેમાનંદને વ્યાસ અને કાલિદાસના પદને પાત્ર ગણ્યા છે અને એ નાટક વિષે લખ્યું છે કે શ્રેષ્ટતર ભાષાનો નમુનો, ગુજરાતનો રંગ, ગુર્જર ભાષામાં પ્રથમ જ લખાયલું રૂપક, ઉત્તમ લલિતમય બાનીયુક્ત, ભાષાનો શૃંગાર અને વિદ્વાનોને આનંદમાં તલ્લીન કરનારો ગ્રંથ છે.

માહે નવેંબર ૧૮૯૦ ના શાળાપત્રમાં દ્રૌપદીહરણ સંબંધે લખ્યું છે, કે "ગુજરાતના વાસ્તવિક કવિશ્વરના આ મહાન કાવ્યને કોહીનુર હીરાના ઉપમા આપીએ તો તે મણીની ખૂબીને પેહેલ પાડીને, ઓપીને, તથા ચાંદી અને કુન્દનમાં જડીને રાજેન્દ્રનું આભૂષણ બનાવનારા કારીગરોની ઉપમા એ ગ્રંથની પ્રસ્તાવના, કવિ ચરિત્ર, કવિ અને કાવ્ય પ્રસંશા, ગ્રંથ વિવેચન તથા પ્રત્યેક પાનાની નીચે આપેલી ટીકાનો રચનારને ઘટે છે. ગુર્જર ભાષાના સુભાગ્યે આ ઉત્તમ ગ્રંથ કોઈ લુંટારા એટલે અયોગ્ય છપાવી દેનારને હાથે ન જતાં વડોદરાના વિદ્વાનોને મળ્યો એ બહુ સંતોષકારક છે."

તા. ૨૭ જુન ૧૮૯૦ ના એડવોકેટમાં લખ્યું છે કેઃ—

"His "Nalakhyan" and "Okha Harana" are master pieces of pathetic romance, and the "Rishya Shringa Akhyan" surpasses any Gujarati poem yet published in descriptive sketches."

તા ૨૩ ઑગસ્ટ ૧૮૮૦ નુ બૉમ્બે ગૅઝેટ જણાવે છે કે —

'Draupadi Harana is a fine epic of the miltonic type, with many passages of philological importance We are told by competent Gujarati Scholars that the greatest care is displayed in selecting, editing and annotating the poem

પોતાના એક પત્રમા રા. દોલતરામ કૃપારામ ત્રિપાઠીએ જણાવ્યુ હતુ, કે,

' પ્રેમાનદ કૃત દ્રૌપદીહરણ ગુર્જરગિરાની સજીવાવસ્થાના પર્યંત પાર તેની કીર્તિરિથતિમા પણ મહારાજાધિરાજ સયાજીરાવનું સ્મરણ કરાવનારી પ્રાચીન કાવ્યમાળાનો આ ગ્રથ પ્રથમ મણિકો છે પ્રથમ છે તેમ જ ઉત્તમ છે અન્વર્થ કવિ પ્રેમાનદથી તે અન્વિત છે જ્યાથી પારસમણિ બનેલો આ ગ્રથ લોહવત્ જડબુદ્ધિને પણ સુવર્ણમય બનાવે એ સ્વાભાવિક છે × × × ઉત્તમ વિષય પસદ કરવો, તેને સુગ્રથિત રચનાથી ચિત્તાકર્ષક બનાવવો તેમા ગૂઢ તત્ત્વોનો પ્રકાશ પાડવો અને તે વિષયને આહ્લાદજનક કરી જ્ઞાનપ્રદ બનાવવો, એમાં જે કઈ પ્રાસાદિત શક્તિ રહી હોય છે તો તેનુ માન પ્રેમાનદને જ છે × × × અપૂર્વ દિવ્ય ગિરા સાથે ગુજરાતી ભાષાને બરાબરી કરાવવાનો પ્રયત્ન કરનાર પ્રેમાનંદને કેટલું કષ્ટ પડયુ હશે તે વિચારીને જોવાનું છે × × × સસ્કૃતના કાવ્યરમાદિના ગ્રથોને અનુસરી તેણે કવિતા લખી છે × × × ગમે તેમ હોય પણ આ ગ્રથથી એટલુ તો સિદ્ધ થાય છે, કે પ્રેમાનદ છદવૃત્ત અને રાગરાગણીમા પ્રવીણ હતો × × × પ્રેમાનદનુ શબ્દજ્ઞાન કંઈ વિલક્ષણ હતુ ભાષાના અનેક સ્થળે બોલાતા શબ્દો તેની સ્મૃતિ બહાર નહોતા એ તેના ગ્રથ વાચનારના ધ્યાન ઉપર આવશે સાથે સસ્કૃત ભાષાનું પણ તેને પરિપૂર્ણ જ્ઞાન હતુ એમ જણાય છે × × × આપણી ભાષામા શબ્દશ્લેષ પ્રથમ પ્રેમાનદેજ આણ્યો છે તેમ જ તે સારો છે × × × પ્રેમાનંદ સ્વભાવથી જ કવિ હતો કવિતા તેને પેટની વેઠ નહોતી કીર્તિની તેને બહુ ઈંતેજારી પણ નહોતી બહુ ધનની તેને સ્પૃહા નહોતી, અથવા કવિતા તે જ તેનું જીવન હતું મનુષ્યનો અથવા મહત્તાનો તે ભક્ત નહોતો × × × આખો ગ્રંથ સર્વત્ર પ્રભા ધારી રહ્યો છે, એ વાત તો પ્રેમાનંદના વિમુખ જનોને પણ સ્વીકારવી પડશે "

સ્વ ગોવર્ધનરામ ત્રિપાઠીના પત્રમા જણાવ્યુ છે, કે "ગુજરાતી કવિઓના શિરોમણી પ્રેમાનદ આ પુસ્તકો (પ્રાચીન કાવ્યમાળાના) થી ગુજરાતી સાહિત્યમા અમુલ્ય અને અચિન્તિત વૃદ્ધિ થઈ છે ગુજરાતી પત્રના અધિપતિ બૃહત્કાવ્યદોહન છપાવી તેમના ગજા પ્રમાણે ભાષાની સારી સેવા કરે છે, પણ કાવ્યમાળામા છપાયલા પુસ્તકોથી તો ગુજરાતી સાહિત્યના ભૂતકાળ ઉપર કઈક નવીન જાતનો જ પ્રકાશ પડે છે × × × આ રીતે તથા બીજા સાધનથી શ્રમ કરીને પુસ્તકોના સશોધકોએ જે કવિ ચરિત તથા કાવ્યપરીક્ષાના લેખ પુસ્તકોની મુખમુદ્રાને સ્થાને મૂક્યા છે, તથા ઘણી સભાળ ભરેલી ટીકા આપેલી છે, તે સર્વ ગુજરાતી પ્રજાને ઉપયોગી છે, એમા કાઈ સદેહ નથી "

કવિ લાધારામ વિશ્રામના પત્રમાં જણાવ્યું છે, કે "એમાં કાર્વ્ય માધુર્ય તથા પ્રાસ અમુક તથા વૃત્ત બરાબર નિયમ પ્રમાણે છે."

સ્વ. સનઃસુખભાઇએ અભિપ્રાય આપ્યો છે, કે "જે ગ્રંથો પ્રગટ થયા છે, તે બહુ સારી રીતિએ થયા છે, એમ કોઈ પણ કહી શકે એમ છે. તેમાં જે કવિ ચરિત્ર, ગ્રંથ વિવેચન અને ટીકા આવે છે, તેઓમાં અધ્યયન, અભ્યાસ, પ્રયાસ, ચિંતન, કુશલતા તથા પ્રવીણતા આદિ વારંવાર દ્રષ્ટિગોચર થાય છે × × ઉપોદ્‌ઘાત અને ટીકાના લેખક સમર્થજન જણાય છે, તેમ હસ્તલિખિત ગ્રંથ સંપાદક પણ પ્રશંસાર્હ છે."

આ શિવાય બીજા પુષ્કળ ગ્રહસ્થોના અભિપ્રાય પ્રાચીન કાવ્યમાળાને દફતરે મોજુદ છે. સદર ઉતારાઓમાં ટીકા સંશોધનની બાબતો લીધી છે તેનું કારણ એ, કે રા. નરસિંહરાવે તે ઉપર પણ હુમલા કરેલા છે.

કદાશ રા. નરસિંહરાવ એમ કહી શકે કે અભિપ્રાય આપનારા પૂરા સાક્ષર નહોતા અથવા તેઓ સઘળા છેતરાયા છે!

રા. ઇચ્છારામ તા. ૧૫ સપ્ટેમ્બર ૧૯૧૨ ના ગુજરાતીમાં લખે છે કે "આ તો સ્પષ્ટ છે કે પ્રેમાનંદ કથા ભટ્ટ હતો. ઉદર નિમિત્તે તે આખ્યાનો લખતો હતો. લોકને રંજન કરવા અને ઉદર નિર્વાહ કરવો એ જેમ આ સૌનો (કથાભટ્ટો—માણભટ્ટોનો) હેતુ છે તેમ પ્રેમાનંદનો પણ હેતુ હતો, એમ દંતકથા અને ઉદર નિમિત્તે સુરત સેવ્યું, ને ગામ નંદરબાર, નંદીપુરામાં કીધી કથા, જ્યાં બુદ્ધિ અનુસાર (સુદામા ચરિત્ર) પરથી માલમ પડે.

વ્યાસ અને કાલિદાસની ઉપમા આપનાર પ્રેમાનંદને કથાભટ્ટના વર્ગમાં મૂકે એ આશ્ચર્યની વાત છે. તે ઉદર નિમિત્તે આખ્યાનો લખતો, અને તેનો હેતુ સઘળા કથાભટ્ટોના જેવો જ હતો તેનો કંઈ પુરાવો? દંતકથાનો આધાર તે આપે છે, તો કયી દંતકથા ક્યાં ચાલે છે તે બતાવશે? જે કડીઓ સુદામા ચરિત્રમાંથી આપી છે તેમાં ઉદર નિમિત્તે જ કથા કરતો એવું ક્યાં નીકળે છે. ઉદર નિમિત્તે સુરત ને નંદરબાર સેવ્યું, તેથી કથા કરવાના ધંધા માટે જ એવી સ્પષ્ટતા નથી. નંદીપુરામાં કીધી કથા, જ્યાં બુદ્ધિ અનુસારનો અર્થ તો સુદામા ચરિત્રની કથા તેણે એ ગામમાં બુદ્ધિ પ્રમાણે રચી એવો થાય. રા. દોલતરામે આ વિષે જણાવેલું ઉપરના ઉતારાઓમાં આવી ગયું છે, તે મનન કરવા જોગ છે; અને K એ બુદ્ધિપ્રકાશમાં આ વિષે સવિસ્તર લખ્યું છે, તેની પુનરુક્તિ કરવા જરૂરની નથી.

પ્રેમાનંદે કોઈ મનુષ્યની સ્તુતિ કરી નથી. સામળભટે રખિયત રૂડો રાજવી, કવિમાં

પૂરણ કોડ; પૃથ્વી ફરી પસાયતે એવી. બાટાઈ એક કણબીની કરીને તેને આશમાન ચઢાવી દીધો છે, કેમકે તેનો તેને આશ્રય હતો. આવું કંઈ પ્રેમાનંદ વિષે જાણવામાં છે? તેનો એક પૈસાદાર મિત્ર—માધવદાસ શેઠ, કે જે પોતાને ખરચે પ્રેમાનંદના પુસ્તકો લખાવી ઠેકઠેકાણે મોકલતો—તેણે એક વાર પોતા વિષે કવિતા કરવા પ્રેમાનંદને કહ્યું. પ્રેમાનંદે કહ્યું, હું કોઈ મનુષ્યની પ્રસંશા કરતો નથી. હું તો દેવો ને મહાભક્તોને લગતી જ કવિતા કરૂં છું. મિત્રે અતિ આગ્રહ કર્યો, ત્યારે તેણે એવી દ્વિઅર્થી કવિતા કરી, કે જે ઇશ્વરને લાગુ પડે તેમ માધવદાસને પણ લાગુ પડે. તેને પૈસાનો લોભ નહોતો; માત્ર ઉદર નિર્વાહ માટે જે કંઈ મેળવવું જોઇએ તેટલા પુરતીજ તેને કાળજી હતી. તેણે મરણ પર્યંત કવિતા રચી છે, અને કવિતાજ એ જેનું જીવન હતું તેને કથા ભટ્ટોની માફક કથા કરવામાં ઘણો વખત રોકવાનું મનજ ન થાય. તેને નંદરબારના રાજાનો આશ્રય હતો, તે વડે તથા બીજું કાંઈ કામ કરીને તે ગુજ-રાનના સાધન મેળવતો હશે. ધારો કે કોઇવાર સારે ઠેકાણે સંભાવિત ગ્રહસ્થોની ઇચ્છાથી જનમનરંજન માટે કે કંઈ આશ્રય મળવા માટે પોતાની કવિતા વાંચી હોય, તેથી પણ તેને કથા ભટ્ટની ઉપમા આપવી એ અયોગ્ય છે. એવું તો નર્મદાશંકર જેવા સ્વતંત્ર કવિ પણ કરતા હતા.

ડા.

તા. ક.—

લેખ ૯ અને ૧૦ લખ્યા પછી રા. ઇચ્છારામ સૂર્યરામ દેસાઇના અકાળ સ્વર્ગવા-સના દુઃખદ સમાચાર મળ્યા છે. એથી આ લેખકને ઘણી દિલગીરી થઈ છે, ને હવે રા. ઇચ્છારામના સંબંધમાં વિશેષ કાંઈ પણ લખવાનું બંધ રાખવામાં આવશે.

ડા.

# ચર્ચાપત્ર.

"વસન્ત"ના વિદ્વાન્ તંત્રી મહાશય,

ગયા વૈશાખના 'વસન્ત'ના અંકમાં 'પૃચ્છક' સંજ્ઞાથી એક ચર્ચાપત્ર પ્રસિદ્ધ થયું છે, તે સંબન્ધમાં હું નીચે પ્રમાણે ખુલાસો કરવા ઇચ્છા રાખું છું.

"રા. "પૃચ્છક" "શઙ્કા" કરે છે કે "લાઠીના સ્વ. ઠાકોર સાહેબે રા. નરસિંહરાવકૃત-કુસુમમાળા તથા હૃદયવીણા-વાંચ્યાં હોવાં જ જોઇએ! કારણ કે સ્વ. કલાપીનાં કાવ્યો જોતાં ત્હેમાં અને રા. નરસિંહરાવ કૃત 'કુસુમમાળા તથા હૃદયવીણા'માંના 'ફક્ત એકાદ બે કાવ્યોમાં (બધામાં નહિં) કેટલુંક (પણ બહુ નહિં) એવું મળતાપણું ત્હેમના જોવામાં આવે છે."

આમ "શઙ્કા" કરતાં કરતાં રા. પૃચ્છકે નણેક દર્ષ્ટાન્તો આપ્યાં છે.

૧. બન્ને લેખકોમાં કલ્પના, શબ્દો, ઈત્યાદિનું સામ્ય છે.

૨. ચન્દ્ર અથવા ચન્દાને અંગે કુમ્ભની કલ્પના કરનાર ગુર્જર કવિઓમાં રા. નરસિંહરાવ જ પ્હેલ વ્હેલા છે. જો કે 'ચન્દા' એ 'નામની યોજના' રા. નર્મદાશંકરે પ્હેલાં યોજી હતી એમ એ જ લેખક સ્વીકારે છે.

૩. 'અસ્વસ્થગૃહિણી'ના સ્વ. કલાપીના કાવ્યમાં 'નયનપર છવાતાં અશ્રુનું એક બિન્દડું' વાળો શ્લોક તે જ કાવ્યના અન્ત ભાગે પુનઃ મુક્યો છે. આવું 'કલાવિધાન' રા. નરસિંહરાવે પોતાની 'હૃદયવીણા'માં 'કૃશ પડેલી બાળવિધવા'ના કાવ્યમાં 'અમુક હેતુથી' કર્યું છે. રા. નરસિંહરાવની કૃતિઓના આવા દૃઢ અભ્યાસીએ એ 'અમુક હેતુ' વધારે સ્પષ્ટ કર્યો હોત તો આ ચર્ચા વધારે આનન્દકર્ત્તા થઈ પડત પણ એમ ના કરવામા પણ 'અમુક હેતુ' હોવો જ જોઇએ.

આ ત્રણ દૃષ્ટાન્તો આપી રા. પૃચ્છક આગ્રહ કરે છે કે સ્વ. કલાપીએ રા. નરસિંહરાવ કૃત કાવ્યો અગર ત્હેમના પુસ્તકો વાંચ્યાં હોવા જ જોઇએ! તે સિવાય આવું સામ્ય બન્ને લેખકોમાં કેવી રીતે આવે? અને એ પ્રમાણે એમણે રા. નરસિંહરાવનાં કાવ્યો વાંચ્યાં હોય તો રા. રૂપશંકરે સ્વ. કલાપીએ વાંચેલાં પુસ્તકોની નામાવલિમાં 'હૃદયવીણા અને કુસુમમાળા'નાં નામ કેમ નથી આપ્યાં? આમ ત્હેમને-રા. પૃચ્છકને આશ્ચર્ય લાગે છે. ખરેખર! રા. રૂપશંકરે કોઇનો નહિં તો'યે રા. પૃચ્છકનો એ એક ગુન્હો કર્યો હોય એવું અત્રે લાગે છે!

આ સૌ વાતો ધ્યાનમાં લઈ-તેનો સંતોષકારક ઉત્તર રા. પૃચ્છકને આપતાં પ્હેલાં આપણી સમક્ષ એક જ પ્રશ્ન પ્હેલવ્હેલો ઉપસ્થિત થાય છે અને તે એ છે કે રા. 'પૃચ્છક'

વિવાદ કરે છે તે પ્રમાણે રા. નરસિંહરાવના ઉક્ત કાવ્યોમાં અને સ્વ કલાપીનાં ઉક્ત કાવ્યોમાં કંઇ સામ્ય છે ખરૂં ? આ પ્રશ્ન હાથે ધરતાં પહેલાં એટલુ લખવું આવશ્યક છે કે રા. નરસિંહરાવની 'ચન્દા' અનેક-પતિવ્રત છે અર્થાત્ અનેક વિષયોનું પાલન કરનારી અને જગન્માત્રને ' સુવાડી દેનારી ' છે. એમની ચન્દાને મૃગ, હરિણ, મેઘ આદિ અનેક વસ્તુઓ સાથે સ્વચ્છન્દ વિહાર કરવો અતિ પ્રિય છે. સ્વચ્છન્દ વિહાર અને મતગમતા-મનભાવતા વિલાસ એ ' એ ચન્દાની રસિક ' વૃત્તિ છે; ત્યારે સ્વ કલાપીની ' કમલિની ' પતિપરાયણ છે. પતિ પ્રત્યે બહુ જ પ્રેમથી જુવે છે અને એ પ્રેમમાં એટલી બધી મસ્ત છે કે સરોવરના શાન્ત જલપર ઝુલતી, હિંચકા ખાતી પોતાના હૃદયેશ્વર ભૃંગને છાતીપર રાખી ઝુલાવતી પ્રેમ-મકરન્દનાં સ્નાન જ કરાવ્યાં કરે છે. બન્ને લેખકોના આ પદોમાં ક્યાંય પણ સામ્ય હોય એવું મ્હને જરાકે દેખાતું નથી.

ઉક્ત પ્રશ્નના નિવારણાર્થે પ્રથમ બન્નેનાં કાવ્યોની પંક્તિઓ સાથે સાથે જોઇ જવી ઠીક થઈ પડશેઃ—

### રા. નરસિંહરાવની "ચન્દા"

૧૮૮૭

(૧)

"કન્યકા હુ કુલવતી, મુજમાત મ્હોટીમેદિની
તેજસ્વિ સૂર્ય પિતાજી
મ્હારા, હેમનાથી રહુ બ્હિની
માત મારી પૂજ્ય ત્હેનિ પ્રદક્ષિણા કરૂ ઉરથી
મુજ તાત તે પણ પૂજ્ય ત્હેવા,
વદના કરૂ દૂરથી."

અહિં, ચન્દા પોતાના માતાપિતાની ઓળખાણ આપતી, ત્હેમના પ્રત્યેનો પોતાનો પૂજ્યભાવ દર્શાવતી, પોતાના કુલવાન્ કુલની ઓળખાણ આપે છે.

(૨).

પદ ૧૩ માં 'ચન્દા' ને 'મસ્તિખોર' મેઘ રંજાડવા બહુવિધ યુક્તિઓ કરી તેના સુખમાં ભંગાણ પાડવા પ્રયત્ન કરી રહ્યો છે. પરન્તુ ' ચન્દા ' તેના ઉપર ક્રોધ ન કરતી ઉલટી હસતી રમતી ફરે છે, કોઇવાર મેઘ

### સ્વ. કલાપીની " કમલિની "

૧૮૯૩

(૧)

" લાડલી હુ શ્વેતવરણી ઝૂલતી રહું જલપરે,
મકરન્દ છાંટુ ભૃંગ પર તે ગુંજતો મુજ પર
રહે;
તેને સુવાડુ રાત્રિએ મમ હુંફવાળા હૃદયમાં,
ત્યાં પ્રેમધબકારા ઝીલે બન્ને દિશો આનન્દમાં.

અહિ **કમલિની** પોતાના સ્વરૂપ ઉપર મોહ પામતી, જલ ઉપર ઝુલ્યાં કરે છે, અને પોતાના હૃદયેશ્વર ભૃંગને પોતાની છાતી પર રાખી ત્હેનાપર મકરન્દરૂપી પ્રેમનો મીઠો છટકાવ કરતી-પોતાના દિવ્ય પ્રેમના સુખનું ચિત્ર આ લેખે છે.

(૨).

સ્વ. કલાપીમાં આપણી પ્રાચીન ભાવના પ્રમાણે ચન્દા સમુદ્રમાંથી અમૃતનો કુમ્ભ ભરી પોતાના રૂપેરી વાળ પોતાને હાથે ખખેરી નાંખી સુધા છલકાવતી હસ્યાં કરે છે-આનન્દમાં મગ્ન રહે છે. અહિ ચન્દા

તેની સાથે મનસ્વી છૂટ લે છે, ને તે છૂટના તોફાનમાં ને તોફાનમાં

"ને ત્હારો અંબોડલો મુજ જાય છૂટી તે સમે
"ને વાળ ચળકતાં રૂપેરી વિખરી ચોગમ રમે.

આ પ્રમાણે બન્નેના સંભોગ શૃંગાર પરિણામે ત્હેનો 'અંબોડલો' છૂટી જાય છે, અને વાળ વિખરાઈ જાય છે.

(૩).

પદ ૪ માં 'ચન્દા'ને તેનો બન્ધુ રાહુ–કુંઠદી ને કુબડો–કનડ્યાં કરે છે અને એ રીતે એ એને અકારો થઇ પડયો છે.

"બન્ધુ મ્હારો રાહુ તે ઉફયો
કુંઠન્દી કુબડો."

(૪).

પદ ૧૦ માં ચન્દા જળમાંની પોતાની પથારીમાંથી ઉઠીને સિન્ધુમાં પોતાનું 'રાતું સુખડું' ધોઇ નાંખે છે. મ્હોડું ધોતાં ત્હેના વાળને જળબિન્દુઓ બાઝે છે.

"રંગરાતું સુખડું મ્હારૂં કંઇ
વિશાળું સિન્ધુમાં
ધોઇ કરી ચઢું વ્યોમ, વળગ્યાં
વાળશું જળબિન્દુડાં.

૫–૬. આ ૧૨ માં પદમાંથી રા. નરસિંહરાવની ચન્દા અને મેઘની રતિક્રીડા આરંભાય છે. અહિં ચન્દા કહે છે કે જે મેઘ મ્હને પજવતો હતો તે જ મેઘ લાડતો લાડતો મ્હને પ્રેમથી આલિંગન દેતો, વળી કોઇ વખતે પોતાના આસન ઉપરે મ્હને બેસાડતો અને પોતાનો ધોળો રૂપેરી કોરવાળો રૂમાલ મ્હને આપતો તો કદિ કુંળી પથારી પર એ બિછાવતો હતો. હું તે જ બિછાના ઉપર ક્ષણભર (આનન્દ અનુભવતી) પડી રહેતી હતી.

કમલિની પ્રત્યે એક સખી કૃત્ય કરે છે. **રા. નરસિંહરાવની 'ચન્દા' નાયિકા છે, સ્વ. કલાપીની 'ચન્દા' સખી કૃત્ય કરનારી 'કમલિની'ની એક સખી છે.**

"..................ચન્દા કુદે
તે વાળ ખંખેરી રૂપેરી સુધા છલકાવી
હસે."

(૩)

'કમલિની'ની ન્હાની બ્હેન કુમુદીનો 'ચન્દા' પ્રત્યે વ્હાલ છે. ચન્દા પોતાના કુંળા કરસ્પર્શથી તેના મુખ ઉપર ધીમે ધીમે મૃદુતાથી હાથ ફેરવે છે. અને આ રીતે સારી રાત્રિ તે વિનોદમાં ને વિનોદમાં જાગતી પડી રહે છે. કુમુદી કમલિનીની 'લાડકી' સદાચરણી બ્હેન છે, એ બ્હેન ત્હેના સુખમાં વૃદ્ધિ કરનારી છે, ત્યારે નરસિંહરાવનો 'કુંઠદી રાહુ' બ્હેનને અકારો છે.

"કુમુદી ન્હાની બેનડી મુજ વ્હાલ ચંદા
પર ધરે,

ચંદા કુંળા કરસ્પર્શ મૃદુથી ફેરવે
સુખડા પરે,

ભગિની મ્હારી લાડકી તે જાગતી
આખી નિશા,

મુજ પાસ જલશૈયા પરે નિદ્રા
કરે દિનમાં સદા."

(૪)

'કમલિની'ના પદ ૪માં ચન્દ્ર મુંઝાય છે અને તેવી મુંઝવણમાં પોતાના સ્વેદ–પરસેવાના બિન્દુઓ લ્હોઇ નાંખી એ દૂર ફેંકે છે; અહિં સ્વેદનાં બિન્દુડાં છે, જલબિન્દુડાં નથી.

પદ ૧૩.

કોઈ વખતે વળી પોતાની અંધાર રૂપી શામળી શાળ વડે—' મારી ઝડપ રમતો રમતો મ્હારૂં મુખડું ઢાંકી દીએ છે.' આની ક્રીડા કરતાં કરતાં ચન્દ્રાનો અંબોડલોએ છુટી જાય છે, વાળ વિખરાઈ જાય છે.

" એ જ મુજને પ્રેમભર આલિંગને કદિ લાડતો,
" કો સમે નિજ સિંહાસને મુજને વળી બેસાડતો.
" ને રૂપેરી કાર્યનો રૂમાલ ધોળો દે કદી,
" કદિ પાથરે મૃદુમેજ તે પર વળી ક્ષણભર રહું પડી; (૧૨)
" કો ઘડી વળી શામળી નિજશાલ લેઈ તે વડે,
" મારી ઝડપ રમતો રમન્તો મુખડું મુજ ઢાંકી દિયે. (૧૩)

---

(૭)

' મસ્કારોદ્‌બોધન ' ના અવતરણમાં કે 'ચન્દ્રા'ના બીજા અહિં આપેલાં અવતરણમાં ક્યાં પણ એમ નથી કે અમૃતનો કુંભ ઉદધિમાંથી ચન્દ્રાએ ભર્યો. પરન્તુ તેને ઠેકાણે રા. નરસિંહરાવ જ ' મસ્કારોદ્‌બોધન ' ના પદ ઉપર ટીકા કરતાં કહે છે કે " પ્રત્યેક મહિને ચન્દ્ર પોતાનું બિમ્બ ક્ષય વૃદ્ધિથી પ્રકાશથી ખાલી કરે છે ને ભરે છે તેથી બિમ્બ તે ચન્દ્રનો કુંભ ગણી કલ્પના કરી છે. તાત્પર્ય કે બાર માસ વીત્યા છે. "

ત્યારે ચન્દ્રાના કાવ્યમાં ચન્દ્રાને કુમ્ભ એના તાતજી સૂર્ય તરફથી મળ્યોછે. જુઓ—

" સુધા પાતી એહને ભરિ કુંભ આપ્યો તાતજી. "

૫-૬.

રા. પૃચ્છકે બતાવેલા 'સામ્યભાવો' પૈકીનું આનું 'સામ્ય અવતરણ:'—

રા. પૃચ્છકના લખવા પ્રમાણે સ્વ. કલાપીએ આ ભાવ બતાવવાને માટે રા. નરસિંહરાવના ૧૨ ને ૧૩ પદની ચુંટણી કરી તેના એક પદને પોતાના ત્રીજા પદના ત્રીજા પાદ તરીકે અને ચોથા પદના પ્રથમ પાદ તરીકે વાપર્યો છે:—

૧. " સ્ફાટિક તણો ગગને ધરે ઘન પાટલો તે સમે.
તે " અધર ફરકાવી લવે કંઈ મંત્ર મીઠા તે સમે.
૨. " બુરખો નવો મુખપર ધરી ડગલાં ભરે ત્રણ ચાર, ને
" મુંઝાઈ ફેંકે દૂર તે ત્યાં સ્વેદબિન્દુડાં ખરે.

અહિં ચન્દ્રા આકાશમાં ઘનરૂપી સ્ફાટિકના પાટલા ઉપર ઉભાં ઉભાં અધર સંપુટ ફરકાવતાં સખીના કાનમાં કંઈ મીઠા મંત્ર લવતી માલૂમ પડે છે. વળી પોતાના મુખ ઉપર જ્યોત્સ્નારૂપી નવો બુરખો ધરતી એ બે ચાર ડગલાં ભરે છે, મુંઝાય છે અને એ મુઝવણમાં સ્વેદબિન્દુડાં કપાળપરથી લુસી નાંખી દૂર ફેંકી દે છે. ચન્દ્રાવાળા અવતરણમાં આવો ભાવ ક્યાંય પણ મ્હારા જોવામાં આવતો નથી.

---

(૭)

સ્વ કલાપીએ અમૃતનો કુંભ ચન્દ્રા પાસે ઉદધિમાંથી ભરાવ્યો છે. રા. નરસિંહરાવની કલ્પના અંગ્રેજી લાગે છે; સ્વ. કલાપીએ આપણી પ્રાચીન ભાવના સ્વીકાર્યાનું જણાય છે.

આ ઉક્ત અવતરણોમાં રા. પૃચ્છકને સામ્ય જણાતું હોય તો ભલે. "કપાળે કપાળે જુદી મતિ." પરન્તુ મ્હને તો એ અવતરણોમાં ક્યાંય પણ—શબ્દ, કે ભાવ કે કલ્પના કે ઇત્યાદિમાં રજભાર પણ સામ્ય જણાતું નથી. બલ્કે એમ જ કહું છું કે બન્નેના ભાવ અને કલ્પના તદ્દન જુદાં જ છે. બે ત્રણ ઠેકાણે (૧) વાળ રૂપેરી (૨) બિન્દુડાં (૩) કુમ્ભ—એ ત્રણ શબ્દો શિવાય બીજે ઠેકાણે—શબ્દસામ્ય કહેવાતું હોય તોયે કંઈ પણ સામ્ય છે જ નહિ. કોઈ કવિએ પોતાના જ—પોતે જ નવી શોધ કરી અવનવા શબ્દો શોધ્યા હોય ને તેનો કોપ પોતે પ્રસિદ્ધ ના કર્યો હોય તેમ જ તેનો સરકારી પરવાનો પણ લીધો ના હોય અગર તો એ શબ્દો પોતાના જ છે, પોતાની પૂર્વે કોઈ પણ ઠેકાણે એ શબ્દો કોઇએ બોલવા લખવામાં પણ વાપર્યા નથી એવું સંપૂર્ણ રીતે પ્રજાને સાબીત ના કરી આપે ત્યાં સુધી આવા એકાદ બે શબ્દ માટે 'અમુક મનુષ્યે મ્હારા જ શબ્દો લીધા છે' એવો વિવાદ કરવા કોઇને અધિકાર સરખોયે નથી.

વળી રા. પૃચ્છક કહે છે કે "અસ્વસ્થ ગૃહિણી' ના સ્વ. કલાપીના કાવ્યમાં નયન-પર છવાતાં અશ્રુનું એક બિન્દુડું" વાળો શ્લોક તે જ કાવ્યના અન્ત ભાગે પુનઃ મૂકાયો છે. આવું રા. નરસિંહરાવે પોતાની 'હૃદયવીણા' માં 'ફરી પડેલી બાળ વિધવા' ના કાવ્યમાં કર્યું છે. માટે 'કલાપી' એ 'કુસુમ માળા' વિગેરે વાંચ્યું હોવું જોઇએ એમ, માનવા સબલ કારણ છે !

મ્હને આ દલીલ બાલિશ જ લાગે છે. આવી નિર્માલ્ય દલીલ ના કરી હોત તોયે કંઇક સારૂં થાત. કારણ જેને ન્યાય કરવા ઇચ્છા છે તેને અન્યાય થાય છે. રા. પૃચ્છક કહે છે કે રા. નરસિંહરાવનું આ આખું અનુકરણ છે. પણ તેમાં રા. પૃચ્છકે સચોટ ગોથું જ ખાધું છે, એટલું જ નહિ પણ રા. પૃચ્છકે અંગ્રેજી જ્ઞાન કેટલું પ્રાપ્ત કર્યું હશે તેનો મ્હને જરા વિચાર થાય છે. રા. નરસિંહરાવને અંગ્રેજી ઉપર અતિપ્રેમ છે. ત્હેમનું અંગ્રેજી વાંચન વિશાળ અને અગાધ છે, એ વાત સ્વીકારતાં એટલું કહેવું પડે છે કે સ્વ. કલાપીને પણ અંગ્રેજી ભાષા પ્રત્યે ખરેખરો પ્રેમ હતો, ત્હેમણે વર્ડ્ઝવર્થ, શૅલી, મિલ્ટન આદિ અનેક અંગ્રેજી કવિવરોનાં ઉત્તમ કાવ્યો વાંચ્યાં હતાં, અને રા. નરસિંહરાવની કવિતાનું મૂળ અંગ્રેજી કવિતા ઉપરથી જ છે. એ વાતની ના કહેવાય એમ ક્યાં છે ? રા. નરસિંહરાવે પોતે પણ આ વાત સ્વીકારેલી છે 'ચન્દા' ઉપરથી ટીકા કરતાં પોતે જ લખ્યું છે કે 'મેઘ એ અંગ્રેજી ઉપરથી ભાષાન્તર જ છે. ચન્દા એ ત્હેની નકલ છે'. સ્વ. કલાપીએ પણ પોતાના કાવ્યની ઘણી ખરી વસ્તુઓ અંગ્રેજી કવિતાઓ ઉપરથી શોધી છે. પોતાની કવિતામાં કેટલેક ઠેકાણે ત્હેનાં સ્વરૂપ બતાવ્યાં છે. એટલે સ્વ. કલાપીએ 'કુસુમમાળા' અને 'હૃદયવીણા' ઉપરથી જ પોતાની કવિતાઓની વસ્તુઓ સંગ્રહિત કરી છે એ વિવાદ જ મિથ્યા અને નિર્માલ્ય છે. કવિતાના ગમે તે ભાગમાં એક વખત આવી ગયેલા પદ કે પાદનું પુનરાવર્તન તે જ કાવ્યમાં કરવાની પદ્ધતિ અંગ્રેજીમાં છે એ પ્રસિદ્ધ વાત છે. તે રા. પૃચ્છકે ભૂલવું જોઇતું નથી.

'ચન્દ્રા' નામની યોજના રા. નર્મદાશંકરે યોજી હતી પરંતુ તેને અંગે 'કુમ્ભના કલ્પના' કરનાર રા. નરસિંહરાવ જ પ્હેલ વ્હેલા હતા, એમ મનાવવા રા. પૃચ્છક આગ્રહ કરે છે. હશે એમને એમ લાગતું હશે! બાકી એ પુરાણ પ્રસિદ્ધ વાત છે કે સમુદ્ર મન્થનના પરિણામે ચૌદ રત્નોમાં અમૃતનો કુમ્ભ નીકળ્યો હતો, અને કલાપીએ એ જ ભાવ પોતાના કાવ્યમાં ઉતાર્યો છે. વિવાદ માટે કદિ પૃચ્છકની દલીલ સ્વીકારીએ છતાંએ એ ઉપરથી શું એમ સાબીત થાય છે કે રા. નરસિંહરાવના 'અમાનુષિ' કવિ હૃદયમાંથી જે ભાવ ઉદ્‌ભવ્યો તે કલ્પના કે ભાવ ત્હેમના શિવાય બીજા કોઇના પણ હૃદયમાં આવી જ શકે નહિં? સ્વ. નર્મદાશંકરની એ યોજના ઉપરથી સ્વ. કલાપીને આવી કલ્પના પોતાના કાવ્યમાં ઉતારી લેવાનું મન ના થયું હોય? તેમ શું ત્હેમના હૃદયમાં આ કલ્પના સ્વતઃ ઉદ્‌ભવી ના હોય? એ શું અસંભવિત કે અસાધારણ છે? વળી સ્વ. કલાપીએ ઉપર કહ્યું તેમ અંગ્રેજી પુષ્કળ વાંચ્યું હતું, અંગ્રેજી કાવ્યો વાંચવા પ્રત્યે ત્હેમને અપ્રતિમ પ્રેમ હતો અને ચન્દ્રને નારી જાતિમાં ઉતારવાની રીતિ અંગ્રેજીમાં છે તે પ્રમાણે એમણે ચન્દ્રાનો આ ઉપયોગ અંગ્રેજીમાંથી સ્વીકાર્યો હોય એમ કેમ ના હોય? અને એમ પણ કેમ ના હોય કે સ્વ. કલાપીએ ૧૮૯૨ માં કાશ્મીર તથા ઉત્તર હિન્દુસ્તાનમાં મુસાફરી કરી હતી તે વખતે હિન્દીભાષા અને હિન્દી કવિતાઓ વાંચી હોય અગર સાંભળી હોય અને ત્યાંથી ચન્દ્રાનો ઉપયોગ સ્વીકાર્યો હોય એમ પણ કેમ ના બને?

આ સૌ વિગતો ધ્યાનમાં લીધા પછી એટલું તો લાગે છે કે સ્વ. કલાપીએ રા. નરસિંહરાવનાં પુસ્તકો વાંચ્યાં હોય કે ના વાંચ્યાં હોય તો પણ રા. પૃચ્છક કહે છે તેમ સ્વ. કલાપીની આ કવિતામાં અને રા. દીવેટિઆની આ કવિતામાં મ્હને કાંઈ પણ સામ્ય લાગતું નથી; આગળ વધીને એમ પણ કહું છું કે આ સામ્ય છે જ નહિં—જો કે તે ઉપરથી કોઈ પણ પ્રકારે એમ ફલિત નથી થતું કે સ્વ કલાપીએ રા. નરસિંહરાવનાં પુસ્તકો વાંચ્યાં જ નથી તેમ એમ પણ કેમ કહેવાય કે એમણે એ પુસ્તકો વાંચ્યાં પણ છે? આ પ્રમાણે મૂળ વસ્તુ સ્થિતિ જ જ્યારે આવી છે ત્યારે રા. રૂપશંકરે જે નામાવલિ સાહિત્ય પરિષદ સમક્ષના પોતાના નિબંધમાં રજુ કરી હતી તેમાં ત્હેમણે જે સ્થાન લીધું છે તે જરાકે ગેરવ્યાજબી નથી. આવી શંકાસ્પદ સ્થિતિમાં કોઈપણ પ્રકારનો આડોઅવળો કે સિધો નિર્ણય કરવો એ અન્યાય છે. રા. પૃચ્છકને એમ લાગતું હોય કે રા. રૂપશંકર એમ કહેવા માગે છે કે સ્વર્ગસ્થે રા. નરસિંહરાવનાં પુસ્તકો વાંચ્યાંજ નથી એવો એમનો ભાવાર્થ છે તો તેમાં રા. પૃચ્છક ભૂલ ખાય છે, એ બાબતનો નિર્ણય તો સ્વ. કલાપી પોતે જ અહિં આવી કરે તો થાય અગર તો તેમના બીજા પત્રો કે એવું કાંઈ પ્રસિદ્ધ થાય ત્યારે જ જણાય; તે શિવાય 'દિલગીર'. બાકી આવી ન્હાની બાબતોમાં 'કાગનું વાઘ કરવું' એ પદ્ધતિનો અસ્વીકાર જ યોગ્ય ગણાય.

મુંબાઈ તા. ૨૯-૫-૧૫૨.

લે. આપનો,
પ્રતિ—"પૃચ્છક"

# આશા–નિરાશા.

( અંગ્રેજી ઉપરથી. )

આ સૈકાની શરૂઆત હતી. વસન્ત ઋતુ હતી. પૂર્વ કિનારે આવેલું વિસન્દ્રા નામનું ન્હાનું ગામડું અપુર્વ ઉત્સાહથી હલમલી રહ્યું હતું. દુકાનદારો પોતાની દુકાનો બંધ કરીને અને મજૂરો કામ છોડીને ડક્કા ઉપર ખલાસીઓ ભેગા એકઠા થઈ ગયા હતા.

સાધારણ રીતે વિસન્દ્રા શાન્ત રહે છે. ત્હેનામાં મ્હોટાં ગામોની ચંચળ વૃત્તિ નથી, ઉત્સાહ નથી, ઉછળતો આનન્દ નથી. છૂટાં છવાયાં ઝુંપડાં અને ન્હાનાં ઘરમાં નિવાસ કરી રહેલાં મનુષ્યોનાં હૃદય બ્હારની દુનિયાંની અનેક પ્રવૃત્તિઓથી ચમકતાં નથી.

પરન્તુ આ વખ્તે કારણ અસાધારણ હતુ. વિસન્દ્રામાંજ બંધાયલું વ્હાણ, આજસુધી ત્હાં બંધાયલાં વ્હાણોમાં સૌથી મ્હોટું વ્હાણ પ્રથમની મુસાફરીએ નીકળવાનું હતું.

પહેલાંનાં વિસન્દ્રામાં બંધાયલા વ્હાણો, ત્હેમનાં બાંધનારાઓ, ત્હેમની મુસાફરીઓ, ત્હેમનો જૂદી જૂદી રીતે આવેલો અંત વિગેરે ઉપર વાતો ચાલી રહી હતી. થોડીવારમાં લંગર નાખેલાં વ્હાણ ઉપર એક ન્હાનું સઢ ચ્હડયું, લોકોનાં ટોળાંમાં ઉશ્કેરણી ફેલાતી ગઈ. વધુ સઢ ચ્હડયાં. લંગર ઉંચકાયું. ધોળાં સઢ પવનની લહરીથી નાચતાં કિનારે ઉભેલાં મનુષ્યોનાં અને વ્હાણવટીઓનાં હૃદય અનેક ઉર્મિથી નચવવા લાગ્યાં. કપ્તાનથી માંડીને ન્હાનામાં ન્હાનાં ખલાસી સુધીના એકે એક વ્હાણવટીઓ વિસન્દ્રાના રહેવાશી હતા. ત્હેમના સગાંવ્હાલાંઓ, અન્ય સ્નેહીઓ અને ન્હાનાં છોકરાંઓ હાથથી અને રૂમાલથી વિદાયગીરી આપવા લાગ્યાં. માતાઓએ કુમળાં બાળકોને અધર રાખીને દૂર જતા પિતાના દર્શન કરાવ્યાં. નવવધુઓની લજાતી આંખ્યો પરદેશ જતા પતિને નિરખી આંસુથી ભરાઈ ગઈ. વૃદ્ધ માતા વિદાય થતા યુવાન પુત્રોને માટે પ્રભુપ્રાર્થના કરવા લાગી. કાળના ઝપાટાથી રીઢા થયલા વૃદ્ધ પુરૂષો ઘાંટા પાડી તરૂણ વ્હાણવટીઓને શિખામણ આપવા લાગ્યા.

વ્હાણ ઉપડયું. ગામડાંનાં અશિક્ષિત, કુંળાં હૈયાંઓએ 'આવજો, સંભારજો' નો ધ્વનિ સૌ સૌનાં સ્નેહીઓને કર્યો. વ્હાણ ઉપરથી વ્હાણવટીઓએ એ સ્નેહશબ્દનો પ્રતિધ્વનિ કર્યો. સઢમાં પવન ભરાયો. પાણી કાપતું વ્હાણ દૂર જવા માંડયું. વ્હાણવટીઓ વ્હાણમાં કામે લાગી ગયા પણ કિનારે ઉભેલાં સ્નેહીઓ દૂર જતાં વ્હાણ ભણી જોઈ રહ્યાં.

ધીમે ધીમે વ્હાણ ધોળાં સઢ અને સઢને ચીરીને બ્હાર નીકળતાં ડોલ દરિયો અદૃષ્ય થઈ ગયા. હળવે હૈયે, ધીમે સાદે વાત કરતાં મનુષ્યો ગૃહભણી વળ્યાં.

કેટલાક માસ વીતી ગયા. તે દરમ્યાન અનેક વ્હાણો આવ્યાં, નાંગર્યા અને માલ

લઇને પાછાં વિશાળ સમુદ્રના પટમાં છૂપાઈ ગયાં. આખરે પેલા વ્હાણને પાછાં આવવાનો વખ્ત આવી પહોંચ્યો. કેટલાકે કહ્યું કે વ્હાણ રાત્રિએ આવશે તો ? સ્ત્રીઓ અને બાળકો ઘરમાં સૂતાં હોય, રાત્રિ ઠંડી કડકડતી હોય, સમુદ્રના ઘેરાં પાણીમાં આછો પ્રકાશ નાખતાં દિવા ફક્ત વ્હાણનો પડછાયોજ દેખાવા દેતા હોય તે વખતે વ્હાણ આવે તો શા કામનું ?

સ્હવાર હોય, વિસન્દ્રાનાં સર્વ રહેવાશીઓ કિનારે હોય અને તે વખ્તે દૃષ્ટિમર્યાદાએ વ્હાણ પડે, ધીમે ધીમે ત્હેમાં સઢ આકાશનાં વાદળાંને ઢાંકે, પરદેશ ખેડ્યાથી કાળા પડેલા વ્હાણવટીઓ વ્હાલાંને નિરખવા વ્હાણની બાજૂએ ઉભા રહે અને વિસન્દ્રા અને ત્હેનાં રહેવાશીઓને જૂએ તો કેવું સારૂં !

પણ વ્હાણ આવ્યુ નહિં. દિનપ્રતિદિન મનુષ્યો ટકા આગળ એકઠાં થતાં અને સ્હાંજ પડ્યે નિરાશ થઈ પાછાં જતાં.

આખરે ધીમે ધીમે વાત ચાલવા માંડી કે વ્હાણને ગયાને ઘણો વખ્ત થઈ ગયો. જેમનાં કોઈ સગાંવ્હાલાં વ્હાણમાં નહોતાં ત્હેમણે કહેવા માંડ્યુ કે વખતે વ્હાણ ડૂબી ગયું હશે.

× × ×

આશા નષ્ટ થઈ. વ્હાણ નજ આવ્યું. આનન્દશૂન્ય કિનારે મનુષ્યો ઘણીવાર આવ્યાં અને ઘણીવાર આશા ભગ્ન થઈ પાછાં ગયાં. પરન્તુ સમય વીતતે ઘા રૂઝાયા. કાળે કરીને દુઃખની વિસ્મૃતિ થઈ. બાળકો હતાં તે યુવાન થયાં. યુવાન હતાં તે સંસારમાં પડ્યાં. વૃદ્ધ હતાં તે મૃત્યુના સપાટાએ સ્હડીને નાશ પામ્યા. વ્હાણ બાંધનાર પોતે પણ વૃદ્ધ થયો. ત્હેણે બીજાં ઘણાં વ્હાણ બાંધ્યાં. આ વ્હાણની તો ફક્ત કહેણીજ રહી ગઈ. સાપ ગયા અને લીસોટાજ રહી ગયા.

× × ×

ચોમાસું હતું. મેઘની ઝડી થતી હતી. કાળી રાત્રિમાં છંછેડાયલા વાઘના પેઠે પવન હુંકાર શબ્દ કરતો વિસન્દ્રાનાં ન્હાનાં ઘરોની ભીંતો સાથે અફળાતો હતો. એક જીર્ણ થઈ ગયલાં ઘરની ઓશરીમાં એક વૃદ્ધ ડોશી બેઠી બેઠી શૂન્ય હૃદયે સગડી પાસે તાપતી હતી. સગડીમાં ધીમો દેવતા સળગતો હતો. બીજી બાજૂએ એક ન્હાનો દિવો જાણે કુદરતના આ ભયંકર વેષથી છળાતો હોય તેમ ઝીણો બળતો ભીંતોની જીર્ણતામાં વધારો કરતો હતો.

બ્હાર પવનનો સુસવાટો વધ્યો. મેઘગર્જના થઈ. વિજળી કડકડાટ ચમકી. સમુદ્ર તિવ્ર વેગથી ઉછળ્યો. જીર્ણ ઘર ત્રાસથી ધ્રુજી ઉઠ્યુ.

“સમુદ્રપટે વિચરતાં મનુષ્યોને પ્રભુ બચાવી લેજે,” વૃદ્ધ ડોશી સગડીની સ્હામું જોતી કંતાયલા, ધ્રુજતા હાથ જોડી અનન્ય ભક્તિથી પ્રભુની પ્રાર્થના કરતી બોલી.

પુનઃ વિજળી થઈ; પવન ફૂંકાયો. સમુદ્રનાં મોજાં ભયાનક અવાજ કરવા લાગ્યાં.

એટલામાં અચાનક ડોશીના ઘરનું બારણું ઉઘડયું, પવનનું જોર અન્દર આવ્યું, દિવો હોલવાઈ ગયો, ઓશરીમાં અન્ધકાર ફેલાઈ ગયો. ડોશીએ બારણું ઉઘડવાનો અવાજ સાંભળ્યો પણ કોણ આવ્યું તે જોઈ શકી નહિં. તાપવાનું મૂકી દઈ એક સળીથી દિવો સળગાવ્યો. બારણાં ભણી નજર નાખી તો બારણામાં એક પુરૂષ ઊભો હતો. હેને મ્હોંયે ગમે તેમ ઉગેલી દ્હાડી હતી; માથે વાળની સ્થીતિ પણ તેવીજ હતી. વસ્ત્રો તદ્દન ચીથરે હાલ થઈ ગયાં હતાં. નિસ્તેજ મ્હોં ઉપર ભૂખમરાનાં ચિહ્ન જણાતાં હતાં, આંખ્યો ઊંડી પેશી ગઈ હતી.

વૃદ્ધ ડોશીએ ત્હેની સ્હામા જોયું. પુરૂષ પણ ડોશીની સ્હામા જોઈ રહ્યો. બેએક પળ વીતી ગઈ; પુરૂષ એક ડગલું આગળ આવ્યો અને બોલ્યોઃ—“ મા ! ”

માપુત્રને એકેકને બાઝી પડ્યાં. વૃદ્ધ ડોશી ઘડીકમાં હસતી, ઘડીકમાં રડતી, ઘડીકમાં લવતી, ઘડીકમાં પ્રભુની પ્રાર્થના કરતી પુત્રને છાતી સરસો ચાંપવા લાગી.

ડોશીએ હાથ પકડીને લથડતા પુત્રને એક ખુરશીએ બેસાડયો, અને વાસણમાં ઢાંકેલું ખાવાનું લઈ આવીને ત્હેની આગળ ધર્યું. વચમાં પુત્રે બોલવાનું કર્યું પણ “ દિકરા, પ્હેલાં ખાઈ લે ” એમ ડોશીના કહેવાથી પુત્ર મુંગો રહ્યો. ડોશીની આંખ્યોમાંથી દિકરાનો અર્ધશબવત્ થઈ ગયલો ચ્હેરો જોઇને આંસુ પડવા લાગ્યાં.

ખાવાનું પુરૂં થઈ રહ્યું. પુરૂષે ધ્રુજતે હાથે મ્હોં લુછ્યું.

“ દિકરા, બેટા ! ” ડોશીએ પૂછ્યું. “ મ્હેં તો જાણ્યુંતું કે તું પેલાં વ્હાણમાં કેટલાં વર્ષ થયાં ડૂબી ગયો હઈશ. ”

પુત્રે ડોકું હલાવ્યું.

*“ ત્હારે વ્હાણ અને કપતાન અને બીજા વ્હાણવટીઓ ક્યહાં છે ? ”*

“ વ્હાણ, કપતાન—વ્હાણવટીઓ—” પુત્રે લથડતે અને ભારે અવાજે કહ્યું. “ ખાવાથી મ્હને ઘેન—ઊંઘ—”

પુત્ર બોલતો બંધ થઈ ગયો અને આંખ્યો વિંચાઈ ગઈ.

“ તેઓ ક્યહાં છે ? ત્હેમનું શું થયું ? ” ડોશીએ પુનઃ પૂછ્યું.

“ તેઓ ક્યહાં—મ્હને અત્યારે ઉંઘવા દે. બહુ લાંબી—વાત છે. સ્હવારે—”

ફરીથી પુત્રની આંખ્યો વિંચાઈ ગઈ.

" ત્હારે બેટા, તું સુઈ જા. ત્હારી પથારી મ્હેં એમને એમ રાખી મૂકી છે. ચાલ હું ત્હને બતાવું."

ડોશીએ પુત્રનો હાથ પકડયો. પુત્ર જેમ તેમ ઉઠયો. બારણું ઉઘાડયુ અને બન્ને પથારી પાસે ગયાં. પુત્રે ડોશીને હૃદય સરસી ચાંપીને એક ચુમ્બન કર્યું; પછી પથારીમાં સુતો.

વૃદ્ધ ડોશીએ ધીમેથી બારણું બંધ કર્યું અને સઘડી પાસે આવીને પ્રાર્થના કરી. પ્રાર્થના કરી રહીને એને અન્ય સ્ત્રીઓનો વિચાર આવ્યો એટલે એમને ખબર આપવાને ઉજ્જડ ગલીમાં તે ઉતાવળે પગે ગઈ.

એકદમ આખાં ગામડાંમા ખબર ફેલાઈ ગઈ. આશાનાં કિરણ દરેકના હૃદયમાં પ્રદિપ્ત થયાં. બારણાં ભડાભડ ઉઘડવા માંડયાં. બાળકો રૂદન કરતી માતાઓની સ્હામું આશ્ચર્યથી જોઈ રહ્યાં. પતિ, પિતા અને સ્નેહીઓની ભુંસાઈ ગયલી આકૃતિઓ સ્મિત કરતી, વ્હાલાંઓની સ્હામુ જોતી આંખ્ય આગળ ખડી થઈ

ડોશીના ઘર આગળ બે ત્રણ માણસો તો આવી પહોંચ્યાં હતાં. બીજાં આવતાં જતાં હતાં. થોડી વારમાં તો ઠઠ્ઠ બાઝી ગઈ.

પરન્તુ ઘરના બારણામાં ઊભી ઊભી ડોશી ત્હેમને અન્દર જવા દેવાની મનાઈ કરવા લાગી.

જે સ્ત્રીઓ અનેક વર્ષો થયા શાન્તિથી કાળ નિર્ગમન કરતી હતી ત્હેમને હવે ધીરજ રહી શકી નહિં. ઓ પ્રભુ ! મ્હારા પતિનું શું થયુ હશે ? શું તે પાછા આવશે ? હવે તે કેવા લાગતા હશે ?

" પણ તે એટલો બધો થાકી ગયો છે કે બોલી પણ શકતો નથી. ત્હમે સ્હવાર સુધી રાહ જૂઓ. પછી બધુય જણાશે." ડોશી બારણામા ઊભી રહીને બધાંને કહેવા લાગી.

તેથી તેઓ બધા ત્હાંજ ઉભાં રહ્યા; કારણ કે પાછા જવાનું એમનાં હૈયાંથી કબૂલ થતું નહોતું. કોઈ કોઈ વાર વાત કરવા ટોળું પાછુ ખસતું હતું પણ ઘરથી બહુ વેગળું તો નહિં જ. બીજા બધા ક્યાં હશે ? આ એકલો શી રીતે આવ્યો હશે ? એવા અનેક પ્રશ્નો અરસપરસ પૂછાયા. સૌ સૌએ પોતાને ગમે તેવા જવાબો એકેકને આપ્યા.

લોકોમાં અધીરાઈ વધવા લાગી. શુ આ પુરૂષ જાગશે જ નહિ ? શું સુર્યોદય થશે જ નહિં ? બાળકો કડકડતી ટહાઢમા ઠુઠવાઈ જવા લાગ્યાં

ધીમે ધીમે સમસમતી રાત્રિ પસાર થઈને ઝાંખુ અજવાળુ જણાવા માડયુ. મનુષ્યોની આશાથી—નિરાશાથી-ઉદ્વેગથી-ચિન્તાથી છલકાતી આકૃતિઓ ઝાખી નજરે પડવા લાગી.

એકદમ ત્રણ ચાર જણે બારણું ઠોક્યું. ડોશીએ બારણું ઉઘાડ્યું. "હું જાઉં છું અને છોકરાને ઉઠાડી આવું," એમ કહીને ડોશી છોકરાને ઉઠાડવા ગઈ.

મનુષ્યોમાં ઊંડી શાન્તિ પ્રસરી રહી. વચમાં વચમાં કોઈ અધીરી સ્ત્રીનાં ડુસકાં આ શાન્તિમાં વિઘ્ન નાખતાં હતાં.

ડોશી અન્દર ગઈ. બ્હારથી મનુષ્યોએ છોકરાને ઉઠાડવાનો ડોશીનો અવાજ સાંભળ્યો.

બે ત્રણ મીનીટ થઈ ગઈ. ડોશીનાં ધીમાં પગલાં બ્હાર આવતાં સંભળાયાં. ડોશીના મુખ ઉપરના સ્મિત અને દયાના વિકારને બદલે શન્યતા પ્રસરી રહી હતી.

"મ્હારેથી તે જાગતો નથી," તે દયામણે ચ્હેરે બોલી. "મ્હેં ત્હેને બૂમ મારી પણ કોણ જાણે તે શાથી બોલતોય નથી અને ઉઠતોય નથી."

ડોશી બોલતી બંધ થઈ અને સજળ નેત્રે બધાંનાં સ્હામું જોઈ રહી. બધાં ડોશીની સ્હામું જોઈ રહ્યાં. ટોળાંમાંથી એક બીજી વૃદ્ધ ડોશીએ આગળ આવીને ડોશીને પાટ ઉપર બેસાડી. બેએક પુરૂષો એકદમ છોકરાના ઓરડા ભણી દોડ્યાં. બે ત્રણ પળ પછી પુરૂષો બ્હેબાકળા અને ઉદ્વેગથી દિવાના જેવા થઇને પાછા ફર્યા.

વધુ કહેવાની શી જરૂર છે!

મનુષ્યોમાંથી તિવ્ર નિરાશાની ઊંડી ચીસ વિસન્ધ્યાના શાન્ત અને સાદાં ગામડાંને ભેદી, પવનમાં મળી જઈ અનન્તતામાં શમી ગઈ.

કારણ કે આટઆટલાં હૃદયોને શાન્તિ અર્પી શકનાર પુરૂષ સમુદ્રના ઊંડાં પાણીમાંથી બચીને, વ્હાલી માનું છેલ્લું ચુમ્બન લઇને પ્રભુના અનન્ય ધામમાં પહોંચી ગયો હતો.

ધનસુખલાલ કૃષ્ણલાલ મ્હેતા.

---

# શ્રી બુદ્ધ મહાત્માનું ચારિત્ર શું શિખવે છે?

( અનુસંધાન પૃ૪ ૬૭૨ થી )

માણસ માત્ર ભૂલને પાત્ર છે. માણસને સંપૂર્ણતાએ પહોંચવા માટે અનુભવની શાળામાં શિક્ષણ લેવું આવશ્યક છે. કોઈ પણ માણસ પાલણામાંથીજ સંપૂર્ણ કે મહાન્ હોતો નથી. પણ જીંદગીમાં ફત્તેહ મળી ત્યારે જ કહેવાય કે, જ્યારે જે ભૂલો આપણે એક વખત કરી હોય તે પાછી નહિ કરતા દિવસે દિવસે ઉચ્ચ અને ઉન્નત માર્ગે તરફ વળણ લેવાય. આનેજ આત્મનિરીક્ષણ કહે છે. શું કર્યું છે, શું કરવાનું છે, શું કર્તવ્ય છે, શું ધર્મ છે—એવું એવું વિચારી અંતઃકરણના આદેશ મુજબ પ્રમાણિકપણે વર્તવું એમાંજ માણસાઈ છે. સોક્રેટીસે કહ્યું છે કે " Know thyself, " એટલે 'તારી જાત—આત્માને ઓળખ.' બુદ્ધદેવનું મંતવ્ય છે કે માણસ પોતામાં રહેલા સદ્‌ગુણો અને સામર્થ્યથીજ જીવે છે. માણસનાં અંતરમાં એક એવા દિવ્ય પ્રકાશનો વાસ છે કે જો તેને બરાબર ખીલવવામાં આવે અને જો તેને બરાબર જાણવામાં આવે તો તે માણસ આ ભવસાગરમાં પોતાની જીવનનૌકા સહીસલામત રીતે લઈ જઈ શકે છે; પણ જો તેનામાં સદ્‌ગુણોનું સામર્થ્ય ન હોય, અર્થાત્ તેનામાં અજ્ઞાન હોય, તો તે આ ભવસાગરમાં ગોથાં ખાધાં કરે છે. ઉક્ત આંતરિક શક્તિમાં અચળ શ્રદ્ધા રાખી તેને વિકસિત કરવાનો નિત્ય અભ્યાસ રાખવાથી છેવટે આપણો પ્રભુજોડે સાક્ષાત્કાર થાય છે.

પૂર્વે આપણે કહ્યું કે નાનાથી મ્હોટા થવાય છે એ વાત નિર્વિવાદ છે. સુપ્રસિદ્ધ વિદ્વાન્ જૈન વક્તા લોકમાન્ય પંડિત લાલને થોડા સમય ઉપર અહીં આપેલાં પોતાનાં ભાષણમાં જણાવ્યું હતું કે બાળક મરદ થઈ શકે છે, પુત્ર વખત જતાં પિતા થઈ શકે છે, નોકર શેઠ થઈ શકે છે, અને શિષ્ય ગુરૂ થઈ શકે છે, તેમજ પરતંત્ર સ્વતંત્ર થઈ શકે, અલ્પજ્ઞ સર્વજ્ઞ થઈ શકે, અને જીવાત્મા પરમાત્મા થઈ શકે. વધુમાં તેઓશ્રીએ જણાવ્યું હતું કે 'અલ્પજ્ઞ' અને 'સર્વજ્ઞ' ઉભય શબ્દોમાંનો છેલ્લો અક્ષર 'જ્ઞ' છે, માટે આજ બીના સૂચવે છે કે અલ્પજ્ઞ અને સર્વજ્ઞ બંનેમાં એક સામાન્ય તત્વ તો છેજ. હવે આ દૃષ્ટિથી જોતાં, સર્વજ્ઞમાં જ્ઞાન છે તેમ અલ્પજ્ઞમાં પણ જ્ઞાન છે, અને પરમાત્મામાં જેમ આત્મા છે તેમ જીવાત્મામાં પણ આત્મા છે, તેથી એ સામાન્ય તત્વ, એ આત્મિક તત્વ, એ આત્મિક શક્તિને જો બરાબર રીતે અને સંપૂર્ણ રીતે ખીલવવામાં આવે તો અલ્પજ્ઞ સર્વજ્ઞરૂપ થઈ શકે અને જીવાત્મા પરમાત્મા જોડે એકાકાર કરી શકે. આવીજ આધ્યાત્મિક શક્તિથી બુદ્ધદેવ સમાધિસ્થ થઈ પરમ તત્વને પામ્યા હતા; તેમજ એવીજ શક્તિથી શ્રી મહાવીરસ્વામી સર્વજ્ઞ થઈ શક્યા હતા. વળી એજ દિવ્ય શક્તિથી ઘણા તિર્થંકરો, પેગંબરો અને દેવો શુદ્ધ અત્યાનંદ પ્રાપ્ત કરી શક્યા હતા.

હવે જે સમાધિથી શુદ્ધ અત્યાનંદ પ્રાપ્ત થાય છે તે વિષે અત્ર થોડો ઘણો વિચાર

કરવો વાસ્તવિક છે. સમાધિની સ્થિતિ એક અનિર્વચનીય સ્થિતિ છે! તે સ્થિતિમાં મનુષ્ય પ્રેમમય થઈ જાય છે, તેની નસેનસમાં સર્વગત પ્રેમભાવનો ઝરો અસ્ખલિત વહ્યાં કરે છે, અને આખું જગત્ તેના ચિત્ર થઈ રહે છે. તે સ્થિતિમાં મનુષ્ય અત્યંત દયાળુ થઈ જાય છે. પારકાનું દુઃખ તેનાથી ક્ષણવાર પણ સહન થતું નથી, અને તે દુઃખ દૂર કરવામાં તે સતત્ પ્રવૃત્ત રહે છે. જે મનુષ્યનાં હૃદયમાં દયાનો છાંટો પણ નથી, તે મનુષ્ય મનુષ્ય નથી પણ તુચ્છ પથ્થરવત્ છે. બુદ્ધધર્મ, જૈનધર્મ, ખ્રિસ્તિધર્મ વિગેરે સઘળા ધર્મો દયાભાવને જ અગ્રપદ અર્પે છે, કવિ શ્રી તુલશીદાસજીએ અતિશય લાગણીપૂર્વક કહ્યું છે કે " **दयाधर्म को मूल है पाप मूल अभिमान, तुलसी दया न छांडिए जबलग घटमें प्रान.** " વળી તે સમાધિવાળી સ્થિતિમાં મનુષ્ય પારકાનાં સુખમાંજ પોતાનું સુખ માને છે. તે સ્થિતિમાં મનુષ્યનાં વિચાર, વચનને વર્તન કેવળ વિશુદ્ધ હોય છે. તે સ્થિતિમાં મનુષ્ય પરમશાંતિનો ઉપભોગ લેછે, અને અનંત અને અતુલ્ય આનંદના ધામમાં પ્રવેશ કરે છે! આનું નામજ પરમ ધ્યાન, આનું નામજ પરમ જ્ઞાન, આનું નામજ પરમ નિત્યસત્ય, આનું નામજ સર્વ વાસનાત્યાગ, આનું નામજ અહંભાવ ત્યાગ, આનું નામજ ' શાશ્વત નિયમ ', આનું નામજ કર્મબંધન મોચન, આનું નામજ જન્મમરણાભાવ, અને આનું નામજ નિર્વાણ કૈવલ્ય—મોક્ષ—સાલ્વેશન.

હવે ઉપર કથ્યા પ્રમાણે આપણે જોયું કે આપણું મન શુદ્ધ હોવું જોઇએ, આપણી અભિલાષા શુદ્ધ હોવી જોઇએ, આપણી વૃત્તિ શુદ્ધ હોવી જોઇએ, આપણી વાણી શુદ્ધ હોવી જોઇએ, આપણો પ્રયત્ન શુદ્ધ હોવો જોઇએ, આપણો આચાર શુદ્ધ હોવો જોઇએ, અને આપણો અન્તરાત્મા—હૃદય શુદ્ધ હોવું જોઇએ. આ માર્ગે જવાથી અંતે સર્વ તૃષ્ણાનો નાશ થાય છે, સર્વ માયાનો નાશ થાય છે, સર્વ અજ્ઞાનરૂપી તિમિરનો નાશ થાય છે, સર્વ દુઃખનો નાશ થાય છે, ' હું પણું ' જતું રહે છે, અને નિર્વાણ પમાય છે.

હવે બુદ્ધદેવે દર્શાવેલાં જનસમાજના હિતવર્ધક થોડાંક વિવિધ શિક્ષણોનું દિગ્દર્શન અહીં અયોગ્ય કહેવાશે નહિ.

(૧) ગૃહસ્થ અને ગૃહિણીને પાળવાના નિયમો ( જેને મનુષ્ય ધર્મ કહે છે ):—

( અ ) નિષિદ્ધ કર્મોઃ હિંસા કરવી નહિ; ચોરી કરવી નહિ; વ્યભિચાર કરવો નહિ; દારૂ વિગેરે માદક પદાર્થો લેવા નહિ; અસત્ય બોલવું નહિ; કડવાણી વાપરવી નહિ; નિંદા કરવી નહિ; નિરર્થક ગપ્પાં મારવાં નહિ; લોભ રાખવો નહિ; અને ઇર્ષ્યા કરવી નહિ.

( બ ) વિહિત કર્મોઃ દયા રાખવી; સદાચાર પાળવો; બુદ્ધિપૂર્વક પરીક્ષક ધ્યાન રાખવું; માંદા માણસ, નિર્બલ માબાપ વિગેરેની માવજત રાખવી; માતાપિતા, શિક્ષકો, અને વડીલોને માન આપી તાબે રહેવું; પારકાનાં સત્કાર્યમાં ભાગ લેવો અને આપવો; સદ્ધર્મનો ઉપદેશ તથા અભ્યાસ કરવો અને કરાવવો; સદ્ધર્મનું શ્રવણ કરવું; અને પુનર્જન્મના નૈતિક ધર્મને વળગી રહેવું.

શાક્યમુનિએ દર્શાવેલા આવા નીતિનિયમથી બીજું શું ઉત્તમ હોઈ શકે ? આ નિયમો પાળવાથી મનુષ્યો શુદ્ધભાવથી એકમેકનાં સુખનાં પરસ્પર સહભાગી થઈ શકે. આ શું મનુષ્ય—જાતને નાનોસુનો લાભ છે ?

( ૨ ) ભિક્ષૂઓ—શ્રમણો—શ્રાવકોને પાળવાના નિયમોઃ—

જીવહિંસાથી અલગ રહેવું; ચોરીથી દૂર રહેવું; બ્રહ્મચર્ય ધારણ કરવું; ખોટું ન બોલવું; દારૂ આદિ માદક પદાર્થોનું સેવન ન કરવું; બપોર પહેલાં જમવું; નૃત્ય, ગીતાદિ કામવિકાર ઉત્પન્ન કરનાર સર્વ વસ્તુનો ત્યાગ કરવો; માલા, ચંદન વિગેરે મોજશોખના પદાર્થો ધારણ કરવા નહિ; ઉંચી અને મોટી શય્યાપર સૂવું નહિ; અને સોનારૂપાનો સ્વીકાર કરવો નહિ.

( ૩ ) સમાજ સુધારાઃ—

વહેમ, ભ્રમ, અને દંભવાળી અર્થ વગરની સર્વ બાહ્ય ક્રિયાઓને કાઢી નાંખવી એવો ઉપદેશ બુદ્ધદેવે કર્યો. બુદ્ધદેવ તેમજ ભિક્ષુઓ આવી બાહ્યક્રિયા રહિત હોવાથી પોતાનાં જ્વલંત દૃષ્ટાંત અને પ્રોત્સાહનથીજ લોકોને નીતિમાર્ગે દોરતા હતા. લોકોને પરાણે અને જોરજુલમથી બૌધધર્મી કરવામાં આવતા નહિ, કોઈ પણ ધર્મપર આક્ષેપ કરવામાં આવતા નહિ, અને ધર્મને નામે ઝઘડા ચલાવી સંસારને ક્લેશમય કરવામાં આવતો નહિ. ભિક્ષુઓ જ્યાં જ્યાં જતા ત્યાં ત્યાં પ્રકાશજ થઈ રહેતો, કારણ કે આત્મસંયમ, આત્મભોગ, દયા, અને ઉત્સાહવાળાં તેમનાં જીવન લોકોને આદર્શરૂપ થઈ પડતાં.

લોકોમાં મદ્યમાંસનો પ્રચાર ઘણો વધી ગયો હતો અને એ બદીથી લોકોનાં ધન, શરીર, ઈત્યાદિની જબરદસ્ત પાયમાલી થતી હતી. તે વખતના સંસારમાં આ સડો અત્યંત નુકશાનકારક હતો. તેમજ ગાયો, બળદો વિગેરે ખેતીવાડીના દોલતરૂપ, ઉદ્યોગહુન્નરનાં સાધનરૂપ, દુધ–ઘી આપી લોકોનાં જીવનના આધારરૂપ, એવા નિર્દોષ પ્રાણીઓને લોકોનાં ભોજન માટે ગરદન મારવામાં આવતાં હતાં ! તે સંસારના આ સડાને જડમૂળથી ઉખેડી નાંખવાને બુદ્ધદેવે ભગીરથ પ્રયત્ન કર્યો હતો, અને એમાં તેને મહાન્ ફત્તેહ મળી હતી. ઉપરાંત અમીર ઉમરાવો અને બડેખાંઓમાં શિકાર કરવાનો રીવાજ હતો તેનો પણ પ્રતિબંધ થયો. વળી યજ્ઞયાગાદિમાં ધર્મને નામે અને દેવદેવીઓને સંતુષ્ટ કરવાના બ્હાને અસંખ્ય પ્રાણીઓનો વધ થતો હતો તે પણ બંધ કરાવ્યો.

તે વખતના વામમાર્ગીઓ જેવા દુષ્ટો અતિ મૈથુનાદિ દુષ્કૃત્યોમાંજ મશગુલ રહેતા હતા, અને બ્રહ્મચર્ય તથા જીવનરસ—વીર્યને નષ્ટ કરતા હતા. માટે બુદ્ધદેવે આગ્રહપૂર્વક બ્રહ્મચર્યવ્રતનો ઉપદેશ કર્યો કે જેથી બાળલગ્ન અટક્યાં, વ્યભિચાર અટક્યો, અને અતિ વિષયાસક્તિ પણ અટકી.

તે વખતના સમાજમાં જાતિભેદનું સામ્રાજ્ય પ્રવર્તતું હતું. મનુષ્યજાતિના સ્વાર્થવૃત્તિથી જુદા જુદા કટકા કરી નાખવામાં આવ્યા હતા, અને તેમાંનાં આપણાં કેટલાંક બંધુઓ

અને બહેનોને તિરસ્કાર, દ્વેષ, અને નિર્દયતાથી (તેમના પોતાના કોઈ પણ અપરાધ શિવાય) સર્વદા અને સર્વથા સમાજમાંથી બહિષ્કૃત કરવામાં આવ્યા હતા, અને તેવાં જીવોનો સંસારમાં મુદ્દલ દરજ્જોજ નહોતો, તેઓ પશુવત્ હતાં, તેઓ મુડદાં જેવાં હતાં। આ અધમ અને ક્રૂર રીવાજની અભેદ્ય બેડીઓને તોડી ફોડી નાંખી મહાત્મા શ્રી બુદ્ધભગવાને પોતાના નિઃસીમ પ્રેમરસમાં તે બંધુઓ અને બહેનોને ઝબોળી રસબસ કરી નાંખ્યાં. જાતિભેદ ઇશ્વરકૃત નથી, પણ કૃત્રિમ અને મનુષ્યકૃત છે. કોઇપણ મનુષ્યનું ચારિત્ર જાણવા માટે તેનાં ગુણકર્મ તપાસવાં. હલકી જાતનો તેનેજ કહેવો કે જે હિંસા કરે છે, નીતિનિયમો તોડેછે, અને પરમાર્થ કરતો નથી. મનુષ્યજાતિ નામની એકજ જાતિ હોઈ શકે, અને તે જાતિ માટે ધર્મ પણ એકજ હોઈ શકે, એવું સૂત્ર પ્રતિપાદન કરી બુદ્ધદેવે ભિન્નભાવ દૂર કરી સર્વ લોકોને સરખી રીતે પોતાના ધર્મ અને સંઘમાં લીધા, અને તેમનો ઉદ્ધાર કર્યો.

શ્રી બુદ્ધદેવે પોતાનાંજ દૃષ્ટાંતથી પરદેશગમનની પણ છૂટ આપી. જ્યાં સુધી માણસની દૃષ્ટિમર્યાદા વિસ્તૃત થતી નથી, જ્યાં સુધી માણસ પરદેશીઓના રીતરીવાજ, ધર્મનીતિ, કલાકૌશલ્ય, વિગેરેનું અવલોકન કરતો નથી, અને ટુંકામાં જ્યાંસુધી માણસ એક દેડકાની માફક કુવાનેજ પોતાનું જગત્ માને છે, ત્યાંસુધી પોતા માટે તથા પોતાના સમાજ માટે કઈ વસ્તુ પથ્યાપથ્ય છે તેનો તે યથાર્થ નિર્ણય કરી શકતો નથી. માટે જ પરદેશગમનની છૂટ અપાઈ હતી.

તે વખતના સમાજમાં સ્ત્રીઓને શાસ્ત્રનુ અધ્યયન કરવાનો અને કેળવણી લેવાનો નિષેધ કરવામાં આવ્યો હતો. સ્ત્રીઓને ગુલામડી ગણવામાં આવતી હતી; સ્ત્રીઓને બિલકુલ સ્વાતંત્ર્ય નહોતું. પરંતુ બુદ્ધદેવે તો સ્ત્રીઓને પોતાના ધર્મમાં, સંઘમાં અને ભિક્ષુવર્ગમાં લઈ ઉચ્ચ સ્થિતિએ પહોંચાડી. સ્ત્રીઓને ગૃહમાં કે ઝનાનામાં જ નહિ ગોંધી રાખવી, પણ તેમને કેળવણી આપી તેમનાં મન, શરીર, અને આત્માની શક્તિનો વિકાસ કરી ઉન્નત માર્ગે ચઢાવવી કે જેથી કરી તેઓ સંસાર સરળ રીતે અને રૂડી રીતે ચલાવી શકે,—આવો આવો ઉપદેશ બુદ્ધદેવે તે વખતની સ્ત્રીઓ તેમ લોકોને સચોટ રીતે કર્યો; એટલુંજ નહિ પણ ચંડાલ વિગેરે લોકોને, સ્ત્રીઓને, અને સમગ્ર પ્રજાને કેળવણી આપવાનો રાજાઓને પણ ઉપદેશ કર્યો, અને વળી પોતાના ભિક્ષૂઓને શિક્ષકો તરીકે દેશપરદેશ મોકલી કેળવણી પ્રચાર કરાવ્યો. આવા મહાત્માને હજારોહજાર ધન્યવાદ હોજો!

(૪) પરચુરણ વિવિધ શિક્ષણોઃ—

લગ્નકાર્યમાં, પુત્રજન્મ વખતે, મરણ પાછળ, પ્રવાસે જતી વખતે, અને એવી તરેહના બીજા પ્રસંગે, લોકો મોટા સમારંભથી મંગળ અને ખર્ચ કરે છે તે વ્યર્થ છે; કારણ કે મોટું ફળ આપનારૂં મંગળ તો ધર્મમંગળજ છે.

મૂર્ખના સંગતથી દૂર રહેવું, પંડિતોની સંગત કરવી, અને પૂજ્યજનોની પૂજા કરવી.

ખરા મિત્રનીજ સંગત કરવી; ખરો મિત્ર તેનેજ કહેવો કે જે તમને હરેક ખોટું કામ કરતા અટકાવે, જે તમને હંમેશા સારૂં કામ કરવાનો આગ્રહપૂર્વક ઉપદેશ આપે, અને જે તમને તમારાં સંકટમાંથી બચાવે તથા તમને સર્વ દુઃખમાંથી મુક્ત કરે.

સવારના વહેલા ઉઠો (બુદ્ધદેવ પોતે પણ ઘણા વહેલા ઉઠતા હતા એમ એમનાં ચારિત્રથી સમજાય છે), હરો ફરો, સમાધિ કરો, અને સાત્વિક આહારવિહાર સેવો—આ પ્રમાણે કર્યાથી તંદુરસ્તી જળવાય છે.

યોગ્ય દેશમાં વાસ કરો, પુષ્કળ વિદ્યાહુન્નર શીખો, અને પરદ્રવ્ય તથા પરદારાની લાલસા કરો નહિ.

અતિથિનું સુપ્રકારે આતિથ્ય કરો, મિથ્યાભિમાનને તિરસ્કારો અને ક્ષમાને સ્વીકારો, કારણ કે અભિમાન સર્વદા દુઃખરૂપ છે, પણ ક્ષમા મનુષ્યને સૌંદર્ય, આરોગ્ય, આનંદ, દીર્ઘાયુષ્ય અને ચક્રવર્તી રાજા જેવું સુખ આપે છે.

આ સંસારમાં તમારાં બૈરીછોકરાં, માલમિલ્કત, અને ખિતાબો વિગેરે નાશવંત છે તથા મરણ વખતે કંઈ સાથે આવતું નથી, પરંતુ જે શાશ્વત છે તે દાન, પુન્ય, ને ધર્મના સંચયરૂપી મિલ્કતજ છે.

હવે બુદ્ધધર્મનાં ઉપરોક્ત સર્વ શિક્ષણો, ઉપદેશો, આજ્ઞાઓ, અને મતોનું રહસ્ય તદન સ્વલ્પમાં કહ્યું હોય તો એ કેઃ—

તાત્પર્યઃ—સઘળાં પાપથી દૂર રહેવું; સદ્‌ગુણી થવું; અને હૃદયશુદ્ધિ કરવી,—આજ બુદ્ધ ધર્મ છે.

હવે પ્રસ્તુત લેખની સમાપ્તિપૂર્વે કેટલાક બૌદ્ધધર્મના સાંકડા મનના વિરોધીઓ જે કેટલાક ખોટા આક્ષેપો કરે છે તેનો અત્રે રદીયો આપવો વાજબી છે. વિસ્તારભયને લીધે થોડાક મુખ્ય આરોપોનુજ વ્યક્ત કરી પ્રતિસ્પર્ધીઓને ડાચાંને રદીઓ આપવો ઉચિત છે.

(૧) કેટલાક અવિચારી લોકો એમ કહે છે કે બુદ્ધદેવ માંસાહાર કરતા હતા. તેઓનું કહેવું એમ છે કે ઘડપણમાં બુદ્ધે જીંદગી લંબાવવાને પાવાનગર આગળ ડુક્કરનું માંસ ખાધું હતું, અને તેથી તેને ઝાડાનું દરદ થયું અને અંતે થોડા સમયમાં દેહત્યાગ કર્યો. આનાં કરતાં વિશેષ મૂર્ખાઈ ભર્યું અને વિશેષ રાક્ષસી હડહડતું જુઠાણું બીજું કંઈ હોઈ શકે ખરૂં કે ? જેની આંખમાં કમળો હોય તેને સઘળુંજ પીળું લાગે છે, જે મહાત્માએ પોતાની આખી જીંદગીમાં દયાધર્મને ઓતપ્રોત કરી દીધો હતો, જે મહાત્માએ પોતાનો આખો ધર્મ દયાભાવ ઉપરજ રચ્યો હતો, જે મહાત્માએ બિંબસાર જેવા અનેક પ્રજાપતિઓને શીખામણ આપી માંસનો અને પ્રાણીવધનો ત્યાગ કરાવ્યો હતો, જે મહાત્માએ હામહામ રખડી લોકોને પણ અહિંસાનો ઉપદેશ આપ્યો હતો, અને જે મહાત્મા દયાના ભંડારહતા

તથા જેને માંસના કાં હિંસાના વિચાર માત્રથી પણ કમકમાટી છૂટતી હતી, એવા મહાત્માને માંસાહારી કહેવા એ તો અજ્ઞાનની પરિસીમાજ કહેવાય! તે મહાત્મા સારી પેઠે જાણતા હતા કે સાત્વિક ખોરાકજ સર્વોત્તમ ખોરાક છે, કુદરતે પ્રાણીઓને બારીભુંજી ખાયાં કરી જવા માટે ઉત્પન્ન કર્યાં નથી તેમ માણસના દાંતની રચના પણ પ્રાણીઓના ભક્ષણ માટે નથી, માંસાહારથી અનેક રોગોનો ઉપદ્રવ થાય છે તથા માણસ અકાળ મરણને શરણ થાય છે, અને માંસાહાર એ અધમમાં અધમ પાપ છે.

(૨) બીજો આક્ષેપ એ છે કે બુદ્ધદેવ કર્મના સિદ્ધાંતને માનતા હોવાથી આત્માનું અસ્તિત્વ માનતા નહોતા. આ મંતવ્ય પણ સ્વાર્થમય અને અજ્ઞાનમય છે. જ્યારથી બુદ્ધ કર્મ અને પુનર્જન્મના સિદ્ધાંતો સ્વીકારે છે ત્યારથીજ આત્માનું અસ્તિત્વ અને આત્માની સત્તા નક્કી થઈ જાય છે. બુદ્ધદેવનું કહેવું એમ છે કે, ઇંદ્રિય અને વિષયના સંબંધથી 'વેદના' ઉત્પન્ન થાય છે, વેદનામાંથી 'વિજ્ઞાન' અને 'નામ—રૂપની સંજ્ઞા' ઉત્પન્ન થાય છે, અને એ સંજ્ઞામાંથીજ 'સંસ્કાર' ઉત્પન્ન થાય છે. આવી રીતે પરસ્પર કાર્ય—કારણ સંબંધથી મજબુત બંધાએલા એક પછી એક ઉત્પન્ન થતા સંસ્કારોની સમષ્ટિ 'આત્મા'નાં અસ્તિત્વ સૂચક છે. એ વિજ્ઞાનજ નવો દેહ રચવાનાં બીજરૂપ થાય છે; અને વિજ્ઞાનનાં બળથીજ ઇંદ્રિય અને વિષયનો સંસર્ગ થતાંજ 'વાસના' દેખા દેછે કે જે વાસના સર્વ પ્રકારનાં દુઃખનું મૂળ કારણ છે. આ વાસનારૂપી અગ્નિને બુઝાવી નાંખવો એનું નામજ 'નિર્વાણ'—પ્રાપ્તિ હવે સંસ્કારસમષ્ટિ કિંવા વૃત્તિ સમષ્ટિનો સ્વીકાર કરતાંજ તે વૃત્તિઓ કોઇકની છે એમ ખુલ્લેખુલ્લું ન કહ્યું હોય તો પણ તે સહજ સમજી શકાય છે. જડ પદાર્થોમાં જેમ અણુ સિવાય શક્તિની ધારણા થાય નહિ, તેમ મનોરાજ્યમાં પણ 'આત્મા' સિવાય વૃત્તિસમષ્ટિની ધારણા થાય નહિ. આવી રીતે આત્માનું અસ્તિત્વ સ્વતઃસિદ્ધ થાય છે; અને ઇંદ્રિયજન્ય વિષયજ્ઞાનનો જે ભ્રમ થાય છે તે વિષેનાં જ્ઞાનનો ઉપદેશ આપી, જગતના તમામ પદાર્થો માત્ર અમુક અમુક પ્રકારના સંબંધથી જોડાઈ રહેલા છે એ તત્વ મહાત્માશ્રીએ સમજાવી દીધું છે. તેઓશ્રીની આ જ્ઞાન સમજાવવાની રીત અતિશય સુંદર અને અપૂર્વ છે. આ ઉપદેશનો મર્મ કંઈ આત્માનો ઉચ્છેદ કરવાનો નથી, પણ તેનો પ્રશંસનીય આશય એટલોજ કે સર્વ દુઃખનું મૂળ ઇંદ્રિયના સંબંધજ્ઞાનનો સમૂળગો નાશ માત્ર શૂન્યતામુક્તિની અવસ્થામાંજ થાય છે. નિર્વાણાવસ્થામાં સંબંધ સમષ્ટિ સિવાય જો આત્માનું જુદું અસ્તિત્વજ નહોય, તો જ્યારે તે અવસ્થામાં સર્વ પ્રકારના સંબંધનો નાસ થઈ જાય ત્યારે તો પછી (વિરોધીઓના કહેવા મુજબ) કાંઈજ રહે નહિ—જો હવે આવી પરિસ્થિતિ કબુલ રખાય તો પછી પ્રશ્ન એ ઉપસ્થિતિ થાય છે કે તે નિર્વાણાવસ્થા પામનાર કોણ? આ બધાપરથી સુસ્પષ્ટ છે કે નિર્વાણ એટલે આત્માનો નાશ નથી.

(૩) એવો વાંધો પણ ઉઠાવવામાં આવે છે કે 'સ્ત્રીઓએ એકલા રહેવું નહિ' એવો ઉપદેશ બુદ્ધદેવ આપતા, માટે તેઓએ સ્ત્રી સ્વાતંત્ર્ય વિરૂદ્ધ હતા. તેમના ઉપદેશનો અર્થ એવો નથી સમજવાનો કે સ્ત્રીઓને પડદામાંજ ગોંધી રાખવી અને બહાર હરવાફરવા ન

જવા દેતી. જેમ ‘ સુકરમદ્દવ ’ શબ્દનુ ગૂઢ રહસ્ય સમજવાનુ છે તેમ ઉક્ત ઉપદેશનો ખરો અર્થ સમજવાની જરૂર છે તે વખતના કાળ અને સમાજની નીતિ ધ્યાનમા લઈ બુદ્ધદેવે એવો ઉપદેશ કર્યો કે સ્ત્રીઓએ પોતાનાં પાતિવ્રત્ય માટે પૂરતા રક્ષણ સિવાય બહાર એકાતમાં જવું નહિ શુભા નામની શિક્ષૂણીની વાતપરથી આ મત સ્પષ્ટ સમજી શકાય એવુ છે

(૪) વળી કેટલાક એમ કહે છે કે મહાત્માઓ ધર્મ અને રીતસુફીની માત્ર કલ્પનામય મોટી મોટી વાતોજ કરી જાણે, પણ તેઓ વ્યવહાર—કાર્યકુશળ હોતા નથી આ કથન કેટલે અશે બુદ્ધમહાત્માના સબધમાં સત્ય છે તે તપાસીએ માટે નમ્રતાપૂર્વક જણાવવુ જોઇએ કે અથાગ શ્રમ અને કાર્યદક્ષતાનુ જો કોઈ અનુકરણીય દષ્ટાંત હોય તો તે શ્રી બુદ્ધમહાત્માનુજ છે। આળસરૂપી શત્રુને દેશવટો આપી સદુદ્યમમાજ તેણે પોતાના આખા જીવનકાળને નિર્ગમન કર્યો હતો ઠામઠામ ભ્રમણ કરી પોતાના ગ્રધર્માતેણે સર્વ જાતના લોકોને દાખલ કર્યા ઉચ્ચ તેમજ નીચ, તવગર તેમજ ગરીબ, બ્રાહ્મણ તેમજ ચડાલ, જૈનો તેમજ આજીવિકો, સન્યાસી તેમજ ગ્રહસ્થી, સુદાગ તેમજ મનુષ્યાહારી, અમીર તેમજ ખેડુત, પુરૂષો તેમજ સ્ત્રીઓ, એમ સઘળી જાતના મનુષ્યો તેમના શિષ્યો થયા કેટલાક તે મત સ્વીકારી ‘ શ્રમણ ’ થયા અને કેટલાક તે મત સ્વીકારી ‘ શ્રાવક ’ થયા બુદ્ધદેવે વળી જ્યા ત્યા વિહાર કરી વિહારો સ્થાપ્યા, અને ભિક્ષુકોને પણ દેશપરદેશ મોકલતા બુદ્ધદેવ તેમજ તેમના ભિક્ષુકો પ્રદેશેપ્રદેશ રખડી એવો ઉપદેશ આપતા કે,—લોકોએ ઉમદા દષ્ટાંતોનુ અનુકરણ કરવુ અન્યાયયુક્ત તથા પ્રજાકીય ઉન્નતિક્રમમા ખલલ પહોચાડે એવા કાયદાઓ કાઢી નાખવા, દેશાભિમાની થવુ, ઉદ્યોગહુન્નર અને ખેતીવાડીની ખીલવણી કરવી, કોઈ પણ જાતના વિષયભોગથી દૂર રહેવુ, ખોરાક કે શિકાર અર્થે પ્રાણીઓને મારવા નહિ, ગાંડ બનાવી દે એવા દારૂ વિગેરે વિષમપાન પદાર્થો લેવા નહિ, જગતોને બાળી નાખી અગર બીજી કોઈ રીતે તેનો નાશ કરવો નહિ, અને યજ્ઞાદિ કર્મકાડમા પશુનો વધ કરી ધર્મને નામે ધતીંગ ચલાવવુ નહિ, આ પ્રમાણે ઘણા ઘણા અનાચાર અને અનિષ્ટ તથા દુષ્ટ રીતરીવાજ બધ કરાવ્યા, રાજા તથા પ્રજા ઉભયને સન્માર્ગે વાળ્યા, અને ધર્મ તથા દેશનો ઉદ્ધાર કર્યો હવે આ કરતા વધારે લાભદાયી વ્યવહારજ્ઞાન કીયુ હોઈ શકે ? શ્રી બુદ્ધભગવાન્ એવા વ્યવહારજ્ઞ હતા કે માત્ર એશિઆમાજ નૂતન દિવ્ય પ્રકાશ પાડ્યો એટલુજ નહિ પણ છેક ઇજિપ્ટ, મેસિડોનીઆ, સિરીઆ વિગેરે દૂરદૂરના પ્રદેશોમાં પણ તે દિવ્ય પ્રકાશ પ્રકટાવ્યો, એમ બૌધમાર્ગી અશોક રાજાના શિલાલેખપરથી જણાય છે તથા એમ ઘણા વિદ્વાનોનુ માનવુ છે

છેવટ—

જે મહાત્માએ આખા જગતનુ ચક્ર ફેરવી નાખ્યુ હતુ, જે મહાત્માએ આખા જગતમા દિવ્ય જ્યોતિ પ્રકટાવી દીધી હતી, જે મહાત્માએ ધર્મ અને નીતિના સિદ્ધાંતો ઘણીજ અચ્છી રીતે સમજાવી દીધા હતા, જે મહાત્માએ એ સિદ્ધાંતોને પોતાના આખા જીવનમા ઓતપ્રોત કરી દીધા હતા તથા એમ કરવાનો બીજા લોકોને પણ સતત ઉપદેશ આપતા

હતા, જે મહાત્માએ સમસ્ત પ્રિય વસ્તુઓ છોડી દઈ પોતાનું આખું જીવિત ગરીબાઈ અને દયા—પ્રેમમાંજ વ્યતીત કર્યું હતું, અને જે મહાત્માએ આખા જગતનો ઉદ્ધાર કર્યો હતો, એવા જગદ્ગુરૂને અને એવા આર્યગુરૂને અંતઃકરણપૂર્વક હજારોહજાર વંદના હો ! જે લોકોને શ્રી દેવના ઉપદેશોનું પ્રસક્ષ શ્રવણ કરવાનો અને પ્રસક્ષ દર્શનનો અતુલ્ય લાભ મળ્યો, તે લોક તો સત્યયુગમાંજ વસતા હતા અને સ્વર્ગભૂમિમાંજ વિહાર કરતા હતા ! અહો તેમના કેવા મહાભાગ્ય ! ! ! જો આપણે પણ બુદ્ધ—બોધિસત્વ થયું હોય, તો શ્રીબુદ્ધદેવના જન્મોજન્મ દાસાનુદાસ થવું ઘટે છે. હવે 'બોધિસત્વ' થવા માટે મહોટામાં મહોટાં પણ સુખને તિલાંજલી આપવાની જરૂર છે; બોધિસત્વ થવા માટે સંપૂર્ણ પ્રેમમય તથા દયામય થઈ જવું જોઇએ, અને તે એટલે સુધી કે જીંદગી, છોકરાં, દ્રવ્ય, તથા મનુષ્યપ્રિય દરેક વસ્તુનો ભોગ આપવો જોઇએ; બોધિસત્વ થવા માટે સંપૂર્ણ નીતિવાળું જીવન ગાળવું જોઇએ; બોધિસત્વ થવા માટે સર્વ ભોગોને નિઃસ્વાર્થ હેતુથી તુચ્છ ગણવા જોઇએ; બોધિસત્વ થવા માટે સંપૂર્ણ જ્ઞાન મેળવવા પ્રયત્ન થવો જોઇએ; બોધિસત્વ થવા માટે સસ માર્ગમાં વિચરવા દઢતાપૂર્વક પ્રયાસ કરવો જોઇએ; બોધિસત્વ થવા માટે જીંદગીના જોખમે પણ સત્ય બોલવું અને સત્ય કરવું જોઇએ; બોધિસત્વ થવા માટે નિઃસીમ ધીરજ તથા સહનશીલતા બતાવી કદાપિ પણ ક્રોધ કરવો નહિ જોઇએ; બોધિસત્વ થવા માટે સત્યનાં બળે ઇચ્છાશક્તિનો વિકાસ કરવો જોઇએ; બોધિસત્વ થવા માટે વિશ્વગત પ્રીતિ વ્યક્ત કરવી જોઇએ; અને બોધિસત્વ થવા માટે અહંભાવ—ભેદભાવનો અભાવ થઈ એકભાવ થવો જોઇએ. ઉપરોક્ત સિદ્ધાંતોનું એવું ઊંચ પ્રાબલ્ય છે કે જો કોઈ રાજા આ સિદ્ધાંતોનો અંગીકાર કરે તો તે પોતાના મોભ્ભાનું અભિમાન ફેંકી દેછે અને પ્રેમાળ માયાભાવથી પ્રજાજોડે એક થઈ ભળી—મળી જાય છે, બ્રાહ્મણ ચંડાળનો પણ માયાળૂ શિક્ષક થઈ જાય છે, અને શ્રીમંત માણસ લક્ષ્મીનો મદ છોડી પોતાનાં દ્રવ્યનો માત્ર ઇંદ્રિય સુખ પાછળ વ્યય નહિ કરતાં પોતાના દેશબાંધવોને ઉપયોગી થઈ પડે છે, કારણ કે તે પોતાનું ધન ગરીબ, અજ્ઞાન, દુઃખી, અને પતિત લોકોને તારવામાંજ ખરચે છે. હાલના સ્વાર્થ અને મોટપણના જમાનામાં આ ધર્મમાર્ગ કેટલું અકથ્ય આશ્વાસન બક્ષનારો છે ! ઇંદ્રિયનિગ્રહ અમરત્વના પાયારૂપ છે.

બુદ્ધધર્મનો પ્રભાવ આર્યભૂમિમાં સતત ૧૩૦૦ વર્ષ ચાલ્યો, અને અશોક રાજાના સમયમાં તો તે પરાકાષ્ઠાએ પહોંચ્યો હતો ! કાશી જેવાં હિંદુઓનાં પવિત્રમાં પવિત્ર શહેરમાં પણ બુદ્ધધર્મની સત્તા લગભગ ૮૦૦ વર્ષ લગી રહી હતી, અને તેજ શહેરમાંથી આગળ કાશ્મીર, અફઘાનિસ્તાન, વિગેરે ઉત્તર હિંદુસ્તાનના પ્રદેશોમાં તેનો પ્રચાર થયો. પરંતુ તેની શિથિલતા થવાનું મુખ્ય કારણ એજ કે કેટલાક સાંકડા મનના માણસો તેને અનાત્મવાદી માની અને મનાવી, કમર કસી ખાઈપીને તેની પૂઠેજ પડયા હતા ! છતાં પણ તેવા કટોકટીના સમયમાંએ, બૌદ્ધધર્મનાં મૂળ એટલા સજ્જડ અને ઉંડાં હતાં કે તેને અતિશય આંચ આવી નહિ. અત્યારે પણ જગતની વસ્તીનો લગભગ ⅓ ભાગ બૌદ્ધમાર્ગી છે. ટીબેટ, સીલોન, સીયામ, બ્રહ્મદેશ, ચીન, જાપાન, મોંગોલીઆ, વિગેરે જુદાં જુદાં સ્થળોમાં આજ

પણ બૌધધર્મજ ચાલે છે. આટલુંજ નહિ પણ યુરોપ, અમેરિકા જેવા સુધરેલા અને કેળવાયલા દેશોમાં પણ કેટલાક લોકો બુદ્ધધર્મ પાળે છે, લેખો કે ભાષણો કે નાટકોદ્વારા બુદ્ધધર્મના સિદ્ધાંતોનું રહસ્ય સમજાવે છે (ઇંગ્લાંડમાં ભજવેલા બુદ્ધધર્મવિષયક ચિત્રો થોડા વખતપર ' The Times of India Weekly Illustrated ' માં પણ આવ્યાં હતાં ), અને આ પ્રમાણે અસંખ્ય લોકો બ્હારથી નહિ તો હૃદયમાં પણ બુદ્ધધર્મનુંજ સેવન કરે છે, જેમ લેખકનું શરીર જન્મે વૈષ્ણવ વણિકનું છે તો પણ તેણે બુદ્ધદેવને અને બુદ્ધધર્મને હૃદયંગત કર્યો છે, પ્રેમ દુનિઆના અગણિત લોકો હૃદયપૂર્વક તો બુદ્ધદેવ અને બુદ્ધધર્મનેજ પૂજે છે. આજના હિંદુ બ્રાહ્મણો ( કે જે પૂર્વે બુદ્ધધર્મના કટ્ટા દુશ્મન હતા ) તેમજ વળી અનેક ખ્રિસ્તધર્મના ચુસ્ત મિશનરીઓ પણ બુદ્ધધર્મનીજ હિમાયત કરે છે, અને બુદ્ધદેવને હિંદુઓ વિષ્ણુદેવનો નવમો અવતાર માની પૂજે છે અને તેને ખ્રિસ્તીઓ સંત જોસાફેત ( " Saint Josaphat " કે જે નામ રોમન કેથોલિક કેલેન્ડરમાં પણ દાખલ થયું છે ) માની નવેંબરની ૨૭ મી તારીખે તેની પૂજા કરે છે. વળી બુદ્ધદેવ વિષે રેવરન્ડ ડૉક્ટર જૉન મુર્ડોક કહે છેઃ " Budhha was unquestionably very benevolent, and sought, with unwearied diligence, to benefit his fellow-creatures. *He is the grandest character in Indian history.'*

ભાવાર્થ—બુદ્ધદેવ ખરેખર રીતે ઘણાજ પરોપકારી હતા, અને અથાગ પરિશ્રમ વેઠી પોતાના જાતબંધુઓને ખંતપૂર્વક ફાયદો કરવા મથતા. **હિંદના ઇતિહાસમાં તે મહાનમાં મહાન્ પુરૂષ છે.**

વળી અન્ય સ્થળે તેજ વિદ્વાન્ બુદ્ધધર્મ વિષે બોલતાં કહે છેઃ—"The example of its illustrious founder and his laws against the taking of animal life and the use of intoxicating liquors, have had a beneficial influence, in Eastern Asia, including India. "

ભાવાર્થ—બુદ્ધધર્મના સુવિખ્યાત સ્થાપનારનાં દૃષ્ટાંતથી અને પ્રાણી જીવનાં હરણ વિરુદ્ધ તથા માદક દારૂના ઉપયોગવિરુદ્ધ કરેલા તેના નિયમોથી હિંદુસ્તાન સુદ્ધાંત પૂર્વ એશિઆખંડમાં લાભદાયી અસર થઈ હતી.

અંતમાં સ્થાવિર અનિરુદ્ધાચાર્યનું અનુસરણ કરી અત્યંત પ્રેમપૂર્વક પ્રાર્થના કરવાની કેઃ—

ભૂત, વર્તમાન અને ભવિષ્યનો ધર્મ જેણે જાતે બોધિવૃક્ષ તળે જાણ્યો, અને સૈયતત્વનો ઉદય થવા છતાં જેનાં મનશ્રક્ષુપર પડળ આવ્યાં નહિ એવા બુદ્ધભગવાન્ તમારી વિભૂતિનું નિમિત્ત થાઓ ! તથાસ્તુ ।

પી. કે. મહેતા.

# ગુજરાતી ભાષાનું બંધારણ.

( અનુસન્ધાન પૃષ્ઠ ૬૮૦ થી. )

આમ જ્હારે ગુજરાતીમાં નામની વિભક્તિયોમાં synthetical stage ( સમસ્ત-દશા )નું દર્શન થાયછે ત્હાં રા. બ. રમણભાઈ analytical stage ( વ્યસ્તદશા )નાં લક્ષણ દેખેછે; તો ક્રિયાપદને વિશે એઓ એથી ઉલટો જ પ્રકાર જુવેછે.

" ક્રિયાપદનાં રૂપમાં synthetical બંધારણના અંશ વધારે રહેલાછે." (જ્ઞાન-સુધા પૃષ્ઠ ૮૯ ) એમ એઓ કહેછે. ' આવે ', ' આવું ', ' આવિયે ' ' આવ્યો, ' આવશે,' 'આવીશું,' 'આવશો,'—એટલાં રૂપ ઉપરથી હેમણે આ અનુમાન કાઢ્યું જણાયછે. પરંતુ સમસ્ત અથવા વ્યસ્ત દશાનો નિર્ણય પ્રધાન અને વ્યાપક પ્રકારોના આધાર ઉપરથી કરવાનોછે, તે વાત યાદ રાખીશું તો આ ૬ વિધિવર્તમાન, નિર્વિકલ્પભૂત, અને ભવિષ્યકાળનાં એકપક્ષી રૂપના કરતાં શુદ્ધવર્તમાન, પૂર્ણભૂત, અને ક્રિયાપદોનાં બીજા અનેક ભેદાદિકનાં રૂપોનાં પ્રધાન અને વ્યાપક સ્વરૂપો આપણને જુદા જ અનુમાન તરફ નિર્દેશ કરશે. ' આવે ' એ સમસ્તરૂપ છે એ ખરું; પણ એ he comes નું ભાષાન્તર નહિં બને; he may come અથવા હેવા અનિયમિત વર્તમાનનો જ અર્થ એ રૂપમાં છે. પૂર્ણવર્તમાનનું રૂપ તો ' આવેછે ' એ જ છે; અને અહિં મૂળ સંસ્કૃતના તિ પ્રત્યય ઉપરથી ' આવઈ '—' આવે ' એમ આવેલો વર્તમાનકાળનો પ્રત્યય એ કાળ સૂચવવા માટે અસમર્થ થઈ જઈને અસ્ ધાતુ ઉપરથી આવેલાં હેવા જ રૂપ ' છે ' ના છૂટક ટેકાનો આશ્રય લીધાથી જ પૂર્ણવર્તમાનકાળ દર્શાવાય-છે. આ સ્પષ્ટ રીતે વ્યસ્તદશાનું રૂપ છે.

એ જ પ્રમાણે ' આવ્યો ' તે ખરો ભૂતકાળ નથી. I wrote a letter to you last week—એ વાક્યનો તરજૂમો ' મ્હેં ત્હમને ગયા અઠવાડિયામાં કાગળ લખ્યો " એમ કરીશું તો ખરો અર્થ પ્રતીત નહિં થાય, પણ "—લખ્યો હતો" એમ કરીશું તો જ થશે. અહિં પણ પૂર્ણભૂત માટે ' હતો ' એ સહાયકારક શબ્દનો આશ્રય લેવો પડેછે. આ વર્ગનાં રૂપો પણ analytic વ્યસ્ત દશાનાં જ છે. ' મ્હેં કાગળ લખ્યો '—એ વાક્યમાં ' લખ્યો ' નો અર્થ જુદો જ થવાનો.

આ રીતે ' લખેછે ', ' લખ્યોછે ', ' લખ્યો હતો ', ' લખ્યું હોત ', ' લખ્યું હશે ', ' લખતો હતો '—ઇત્યાદિ વિવિધ પ્રયોગોમાં વ્યસ્તદશાનાં ચિહ્નો સ્પષ્ટ છે; અને તે ' લખે ', ' લખ્યો ', ' લખશે ', ' લખત ',—ઇત્યાદિ કરતાં વિશેષ પ્રાધાન્યવાળા પ્રયોગો છે અને

૬ ' સુણિયે ' તે વર્તમાનકાળના મૂળ ભેદના પ્રથમ પુરુષનું બહુ વચનનું રૂપ છે એમ રા. બ. રમણભાઈ કહેછે ( ' જ્ઞાનસુધા ' પૃષ્ઠ ૭૭ ). ત્હાં અનિયમિત વર્તમાનકાળનું રૂપ કહેવું જોઇયે; શુદ્ધ વર્તમાન તો ' સુણિયે છિયે ' થાય એ વાતનું વિસ્મરણ થયું જણાયછે.

વધારે વ્યાપક પણ છે, તેથી ક્રિયાપદમાં તો ગુજરાતીમાં વ્યસ્તદશાનું જ સ્વરૂપ વિશેષ પ્રગટ છે—સમસ્તદશા કાંઈક પાછળ પડતી છે—એમ જ કહેવું મ્હને તો વાજબી જણાયછે. રા. બ. રમણભાઈ કહેછેઃ—" 'આવેછે', 'ગયો હતો', હેવાં રૂપમાં ક્રિયાની વિશેષ રીત દર્શાવવા પ્રત્યયોને બદલે બે ક્રિયાપદને કે એક ક્રિયાપદ અને એક કૃદન્તને જોડવામાં આવેછે, એટલી સંસ્કૃતથી ભિન્નતા છે." ('જ્ઞાનસુધા', પૃષ્ઠ ૮૯) તે સ્થિતિ ગુજરાતી ક્રિયાપદનાં રૂપોના સ્વરૂપગત લક્ષણની સૂચક છે, એ પ્રધાનપણે પ્રવર્તનારી સ્થિતિ છે, તે વાત 'એટલી સંસ્કૃતથી ભિન્નતા છે' એ વચનમાં ગર્ભિત રહેલી અલ્પાંશતા દર્શાવવાની રીતથી દકાય એમ નથી. અને એ ભિન્નતા તે સંસ્કૃતની સમસ્તદશાથી ભિન્નતા હોઈ ગુજરાતી ક્રિયાપદની વ્યસ્તદશા જ જોરથી પ્રકાશિત કરેછે.

આ સહાયકારક ક્રિયાપદ તરીકે 'છે', 'હતું', 'થશે',—હેવાં રૂપ કરવાં પડેછે એમ રા. બ. રમણભાઈ કહેછે તે વાક્યમાં 'થશે'નો સંગ્રહ શા માટે કર્યોછે તે સમજાતું નથી. સહાયકારક ક્રિયાપદ તરીકે 'થશે' કે 'થવું'નું કોઇ પણ રૂપ વપરાવાનાં ઉદાહરણ સ્મરણમાં આવતાં નથી. વખતે 'હશે'ને બદલે 'થશે' એમ છાપવાની ભૂલ હોય તો કોણ જાણે.

'છે' અને 'હો' ધાતુનાં રૂપો સહાયકારક તરીકે વપરાયછે હેમાં એક ઝીણી સ્થિતિ નજરે પડેછે. છે—તે અસ્=હોવું, to be ના ઉપરથી છે; અને 'હો' ધાતુ ભૂ=to become થવું,—તે ઉપરથી છે. 'છે'માં કેવળ અસ્તિત્વનો અર્થ છે; અને 'હો'માં સ્થિતિ પ્રાપ્ત કરવાનો અર્થ છે. આ અર્થભેદ ગુજરાતી ક્રિયાપદોના સહાયકારક રૂપે આવવામાં પણ ક રીતે પ્રવર્તતો કાંઇક જણાયછે. "આવેછે"—અહિં 'છે' શબ્દથી આવવાની ક્રિયા કરનાની શુદ્ધ સ્થિતિ જ ઉદ્દિષ્ટ છે 'આવ્યો',—હેમાં પણ શુદ્ધ સ્થિતિ છે; અને "આવ્યો નો" હેમા આવેલાની સ્થિતિ (બીજી સ્થિતિ તજીને) પ્રાપ્ત કર્યાના અર્થનો ધ્વનિ થાયછે.

ગુજરાતીમાં નવાં ક્રિયાપદો ઘડી કઢાવાની અપવાદરૂપ રીતિ વિશે રા. બ. રમણભાઈની ચર્ચા રસ ઉત્પન્ન કરનારી છે. સામાન્ય રીતે ગુજરાતી ધાતુઓ તત્સમ કરતાં તદ્ભવ અથવા તદ્ભિન્ન વધારે ભાગે હોયછે. અને તત્સમ ધાતુઓમાં ઉપસર્ગ સહિતના ધાતુ વિરલ જ હોયછે. 'અનુભવવું', 'વિચારવું', એ બે ઉદાહરણ હેમણે આપ્યાંછે. ભૂ (સં.) ઉપરથી ગુજ. 'હો' ધાતુ થયોછે, પરંતુ અનુભૂ ઉપરથી આવતાં ભૂ નું 'હો' થયું નથી, તે માટે કારણ રા. બ. રમણભાઈ એમ બતાવેછે કે 'વિચાર', 'અનુભવ' ઇત્યાદિ ભાવવાચક નામ ઉપરથી 'વિચારવું', 'અનુભવવું' ઇત્યાદિ ધાતુ બન્યાછે. પરંતુ મ્હને તો એમ લાગેછે કે એ કારણ ખરું નથી. 'અવલોકવું' એમ ધાતુ ગુજરાતીમાં વપરાયછે; ત્હાં 'અવલોક' હેવો ભાવવાચક નામનો શબ્દ ગુજરાતીમાં પરિચિત ન હોવાથી એ ઉપરથી ધાતુ બનેલો સંભવશે નહિં. ('અવલોક'—એ શબ્દ સંસ્કૃતમાં 'અવલોકન' જેટલો રૂઢ

† 'જ્ઞાનસુધા' પૃષ્ઠ ૮૯

નથી તે વાત વળી જુદી ). 'અવલોકન કરવું' માટે 'અવલોકવું',—તે તો સ્પષ્ટ છે કે 'અવલોક્' એ સંસ્કૃત ધાતુ (ઉપસર્ગસહિત) તત્સમ રૂપે સ્વીકારાઈને ગુજરાતી પ્રત્યયો લગાડી રૂપ સધાયુંછે. અર્થાત્ આ પ્રકારના ધાતુઓ ઉપસર્ગસહિત સંસ્કૃત ધાતુને તત્સમ રૂપે સંગ્રહીને વપરાશમાં લીધેલાછે. એ માર્ગ આદર્યાને લીધે મૂળ શબ્દોના અક્ષરોમાં કશો વિકાર થતો નથી. કેટલાંક ઉદાહરણ લેવાથી આ સ્પષ્ટ થશેઃ—વિચરવું, વિહરવું, સ્મરવું,–ઇત્યાદિ અનેક ક્રિયાપદોમાં 'વિચર', 'વિહર', 'સ્મર', હેવા ભાવવાચક નામના શબ્દો સંભવે જ નહિં—હેવા શબ્દો છે જ નહિં; તે સ્થળે તો સંસ્કૃત ધાતુ તત્સમ રૂપે જ લીધેલા સ્પષ્ટ છે. તો જેમ આ પ્રકારના શબ્દોમાં તેમ 'વિચારવું', 'અનુભવવું', ઇત્યાદિમાં પણ તે જ ધોરણ એક સરખું પ્રવર્તતું જોવામાં લાઘવ તેમ જ સત્ય સ્વરૂપ આવેછે.

નામ ઉપરથી ગુજરાતીમાં ધાતુ બનેલાનાંઉદાહરણ તો જુદી જ તરેહનાં છે; જે'વાં કેઃ–

(૧) સં. शल्य ઉપરથી ગુજ. 'સાલ'—નામ; ને ઉપરથી ક્રિયાપદ * 'સાલવું'; "સાલે બમણું શલ્ય એ વ્યથા પ્રગટ ન કરાય.';

(૨) સં. पर्याण ઉપરથી ( પ્રા. पल्लाण દ્વારા ) ગુજ. 'પલાણ'—નામ; તે ઉપરથી ક્રિયાપદ 'પલાણવું'; "પવન તુરંગ પલાણીને આવ્યું ઘનદળ આમ."

(૩) સં. धीर–નામ, ધૈર્ય–પ્રા. धीरं × —ઉપરથી ગુજ. 'ધીરવું' ('ધૈર્યે રાખીને રૂહેવાય એમ વિશ્વાસ રાખવો ).—સંસ્કૃતમાં धीर् ધાતુ નથી. अवधीर् (=ધિક્કારવું) છે; તેમાં धीर એ અરૂઢ અવયવ હશે એ કલ્પના અહિં કામ આવે એમ નથી.

(૪) સં तस्कर=ચોર; ગુજરાતી–'તસ્કરવું';–ફક્ત "તરવું, તંતરવું, તસ્કરવું, એ આડે આપકળા ય,' એ વચનમાં જ આ દેખા દેછે.

(૫) સં. निर्वाहः, પ્રા–निव्वाहो,—પછી હકાર પાછળ ખસતાં બહ થઈને निव्हाओ; વ્હનો भ થઈ 'ઓ' ની પૂર્વે च् આગળ આવી ( અથવા 'ઓ' નો 'વ' થઈને ) 'નિભાવ' થયો; 'નભાવ' પણ કહેવાયછે.

આ રૂપ જાણે પ્રેરક ભેદના 'આવ' પ્રત્યય ઉપરથી થયું હોય એમ ભ્રમ થઈ, 'નિભવું', 'નભવું' ( અને પ્રેરક 'નિભાવવું', 'નભાવવું' ) એમ ધાતુ બની ગયો.

---

*સં. शलति ઉપરથી 'સાલવું' હોવાનો સંભવ ઓછો છે. કેમકે પ્રાકૃતમાં सलइ થાય; सलइ જો હોય તો ગુજ. 'સાલ' થઈ સકે; પણ शल्ल् ધાતુ સિ. હે. ૮–૪–૨૨૯ માંના शकादि ગણમાં છે કે કેમ તે સ્પષ્ટ નથી; અને એ ગણને આકૃતિગણ નથી કહ્યો, કે જેથી ગણાવેલા શબ્દો ઉપરાંત બીજા શબ્દોનો સમાવેશ કરી સકાય. 'ઇત્યાદિ' એમ ઉદાહરણોને અંતે છે; પણ તેથી પૂરી સ્પષ્ટતા થતી નથી.

×( સિ. હે. ૮–૨–૬૪ ).

આ બહુ જ ચમત્કારવાળી રચના છે. અહિં બે ભ્રમ અંતર્ગત છે;—'આવ' વાળા ભાવવાચક કૃદન્ત શબ્દો—દેખાવ, ચઢાવ, બનાવ, ઇત્યાદિને પ્રેરકના 'આવ' ઉપરથી થયેલાં નામ માનવાનો ભ્રમ, અને 'નિભાવ' માં 'નિભ્' ધાતુનો ભ્રમ.

निर्वहति ઉપરથી ( निव्वहइ, निव्हअइ દ્વારા ) 'નીભવું' પરબાર્યું થવાની કલ્પના ઠીક નથી લાગતી. કેમકે निर्वाह ઉપરથી આવતાં જે અર્થ ઉત્પન્ન થાયછે તે निर्वह् માંથી નહિં આવે. निर्वह् માં અર્થ 'નિર્વાહ કરવો' એમ active ( કર્તૃલક્ષી ) થાયછે, અને 'નિભવું'—'નભવું'—એ શબ્દમાં 'નિર્વાહ થવો' એમ passive (કર્મલક્ષી) અર્થ છે.

(૬) 'ચિત્ર'—ઉપરથી—'ચીતરવું.'

સંસ્કૃતમાં चित्रयति છે અને તે સિદ્ધાન્તકૌમુદીમાં ધાતુની યાદીમાં છે ખરો. પરંતુ વસ્તુતઃ સંસ્કૃતમાં જ નામ ઉપરથી ધાતુ બન્યોછે.

કેટલીકવાર મૂળ વિશેષણ શબ્દો ઉપરથી ક્રિયાપદ બનાવાયછે; ઉદાહરણઃ—

ગાભરો—ગભરાવું;

આકળો—અકળાવું;

સાંકડું—સંકડાવું;

આ રૂપોમાં ક્રિયાપદ સત્તાર્થ એટલે કર્મલક્ષી અથવા ભાવલક્ષી ( passive ) હોયછે એ વાત ધ્યાન ખેંચનારી છે; અને સંસ્કૃતમાં मलिन ( વિશેષણ ) ઉપરથી मलिनयति જેવાં રૂપ થાયછે ત્હેનાથી આ રૂપો, આ કારણને લીધે, ભિન્ન પડેછે.

ધોળું—ધોળવું; પીળું—પીળવું ( મ્હો પીળવું ). એ ક્રિયાપદોમાં સત્તાર્થ નથી અને તે मलिनयति ઇત્યાદિને મળતાં છે. ( સં. धवलयति સરખાવો ).

રા. બ. રમણભાઇયે એક વાતનો સ્પર્શ નથી કર્યો તે આ પ્રસંગે સંગત બનેછે તેથી ચર્ચીશું. તત્સમ ધાતુ ઉપર કહેલા પ્રકારે લેવામાં બાધ નથી;—માત્ર છેક પાંડિત્યદમ્ભી શબ્દો, જેવા કે 'સંમાર્જવું', 'અનુરોધવું', ઇત્યાદિ, તે તો અસ્વીકાર્ય જ ગણવા પડશે. પરંતુ એક બીજા પ્રકારની સંસ્કૃતમાંથી ગુજરાતી ક્રિયાપદ બનાવી દેવાની પદ્ધતિ કેટલાક લેકો-આધાર વિના જ—સેવતા નજરે પડેછે, તે તો તદ્દન અશુદ્ધ અને હસવા જેવા જ છે. એ પદ્ધતિ તે સંસ્કૃત क्रान्त (ભૂતકૃદન્ત) ના શબ્દને જ ધાતુ ગુજરાતી બનાવી દઈ ગુજરાતી પ્રત્યયો લગાડવા તે છે. આ રીતે રા. ન્હાનાલાલ કવિના 'ઇન્દુકુમારનાટક'માં—

"લગ્નમાં સકલ ભૂતકાલ સંક્રાન્તેછે."*

(અંક ૧ પ્ર. ૫ પૃષ્ઠ ૭૪)

આમ છેઃ તેમ જ, હેમનાં 'કેટલાંક કાવ્યો' ભાગ ૨ જા ના અર્પણમાં—" પડધો—**પરિસમાપ્તતો** નથી " (પૃ. ૩ પં. ૭) એમ છે. અહિં 'સંક્રાન્તવું' અને 'પરિસમાપ્તવું' જેવા શબ્દો જોઈને તો હસવું જ આવેછે; અથવા તો એ પ્રયોગની અસંસ્કારી ધૃષ્ટતા માટે બીજા જ પ્રકારનો ભાવ ઉત્પન્ન થાયછે. નવા શબ્દો ઘડવાના હકને જ્ઞાનની, યોગ્યતાની, સંયમની, ઇત્યાદિ મર્યાદાઓ હોયછે તે વીસરવાનું નથી. સંસ્કૃત ભૂત કૃદન્તમાંથી ગુજરાતી ધાતુઓ કેટલાક ઉત્પન્ન થયાછે તે વાત ખરી છે. પરંતુ તે આ પ્રકારથી નહિં; એ તો—

| સં. | પ્રા. | ગુજ. |
|---|---|---|
| जितः | जितो (†जिदो ને બદલે) | જિત્યો, |
| पक्वः | पक्को | પાક્યો, |
| भग्नः | भग्गो | ભાગ્યો, |
| छिन्नम् | छिन्नं | છીન્યું; |

---

* એક લેખકે વળી 'પ્રદક્ષિણા' ઉપરથી 'પ્રદક્ષવું' ક્રિયાપદ રચ્યુંછે તે તો અજ્ઞાન-નો અને ધૃષ્ટતાનો નમુનોજ છે. ('સમાલોચક'—જુલાઈ-સપ્ટેમ્બર ૧૯૧૨ પૃ. ૧૭૬ પં. ૧ જુવો.) રા. ન્હાનાલાલની આ જાતની સ્વચ્છન્દી અતન્ત્રતાનો ચેપ એક પ્રકારના યુવકવર્ગમાં લાગતાં વાર નથી થતી ત્હેનું એક તાજું ઉદાહરણ એક તરુણ મિત્રે મ્હને મોકલેલા નૂતન વર્ષના અભિનન્દનપત્રમાં દીઠેલું નોંધવા લાયક છેઃ—" તુજ આત્મને ઉદાત્તશે". (ઉદાત્ત-ભૂતકૃદન્ત-ને જ ધાતુ બનાવી ક્રિયાપદ બનાવી દીધું.)

'વસન્ત' કાર્તિક સં. ૧૯૬૯ પૃ. ૫૮૬ મે રા. મોહનલાલ પાર્વતીશંકર દવેના કાવ્યમાં

" અને કલ્લોલતાં—પક્ષીનાં ગણો "

એમ છે. અહિં 'કલ્લોલવું' એ ક્રિયાપદ કલ્લોલ=તરંગ ઉપરથી બનાવ્યું છે તે પ્રથમ ધ્વનિમાં કર્ણને અરુચિ નથી આપતું પરંતુ દૂષિત જ છે.

† શૌરસેનીમાં તેમ જ માગધીમાં સંસ્કૃત त નો द થાય છે, (અનાદિ અસંયુક્તનો).

ઇત્યાદિ ભૂતકૃદન્તના ગુજરાતી રૂપમા યકાર ( અન્ય ધાતુઓના રૂપોના સામ્યથી ) જાણે મૂળ ધાતુને લાગીને થયો હોય એમ ભ્રમાદિકથી ' જિતવું ', 'પાકવું' 'ભાગવું', 'છીનવું,' ઇત્યાદિ ધાતુ ઊપજ્યાછે, હેવા પ્રસંગમાં બનેછે. ' વીતવું ' તે પણ वि+इ+त्त ઉપરથી એ જ પ્રકારે આવ્યોછે. આ પ્રકારમાં વળી વિશેષ રૂપાન્તરો દ્વારા પણ કેટલાક ધાતુઓ રચાયાછે,

ઉદાહરણ:—

| સ. | પ્રા. | ગુજરાતી |
|---|---|---|
| प्राप्तः | पत्तो | પ્હોતો, પ્હોત્યો, પ્હોચ્યો— ઉપરથી ' પ્હોચવું '; |
| वादितं | वाइअं | વાજિયુ, વાજ્યુ, ( જ્યન્તે ગ્યનુ સામ્ય હોવાની ભ્રાન્તિથી ) વાગ્યુ, તે ઉપરથી—વાગવું. |

ઇત્યાદિ

આમ ભાષાવિકાસના નિયમાનુસાર ધાતુ ઊપજે તે જુદી વાત અને ' અકાન્તવું ' જેવા ખોટા સિક્કા ઊભા થાય તે જુદી વાત. એ રીતે તો ' મલમલું ', ' મંતુષ્ટવું ', 'પ્રણુદવું', ' અપાસ્તવું ', ઇત્યાદિ અનેક ચમત્કારો ખડા કરાશે. §

આટલી ચર્ચા જરાક આડી ગઈ—રા. બ. રમણભાઈની ચર્ચા ભણી પાછા વળિયે. હેમણે એક ટીક બતાવ્યુછે કે જેમ ' વિચારવું ' થાયછે તેમ ' ખ્યાલવું '' થતું નથી સંસ્કૃત શબ્દની પેઠે ફારસી શબ્દની જોડે તેટલી છૂટ લેવાતી નથી. પરંતુ અહિં પણ આ તત્સમ ધાતુની ઉત્પત્તિકલ્પનામા ભૂલ્ય થવાથી જ આ ટીકા કરવાનો પ્રસંગ રા. બ. રમણભાઈને આવ્યો જણાયછે. ' વિચાર ' એ નામ ઉપરથી ' વિચારવુ ' ક્રિયાપદ થયુ એમ કલ્પના હેમણે કરી તેથી હેમને કહેવું પડયુ કે ' ખ્યાલ ' ઉપરથી ' ખ્યાલવું ' થતુ નથી. પરંતુ, ઉપર બતાવ્યુ તેમ, નામ ઉપરથી નહિ પણ ધાતુ ઉપરથી જ તત્સમ ધાતુ લેવાયાછે ( विचारयति ઉપરથી જ ' વિચારેછે ' એમ થયુંછે )—એટલે ફારસીમાં ' ખ્યાલ ' એ શબ્દ નામ છે—ક્રિયાપદ નથી,—તેથી તે ઉપરથી ' ખ્યાલવું ' ના જ સંભવે. આ જ કારણથી ' બક્ષવું,' શબ્દને વાધો નથી આવતો. કેમકે ' બક્ષીદન્ ' એ ફારસીમા ધાતુછે,—એટલે ક્રિયાપદનું ક્રિયાપદ ' બક્ષવુ ' બની સક્યુ. ' કબૂલવું ', ' શરમાવું ', ' ખરચવું '—એ રા. બ. રમણભાઈયે ગણાવેલા શબ્દો માત્ર વિલક્ષણ અપવાદરૂપ ગણવા પડશે, ( ઉપર બતાવેલા સસ્કૃત ઉપરથી થયેલા ' સાલવું ', ' પલાણવું ', ' અકળાવું '—ઇત્યાદિની પેઠે ) પરંતુ એ શબ્દોને સબન્ધે રા. બ રમણભાઈ કહેછે કે—

§ ' આપવું ' ના અર્થમાં ' દત્તવું ' એમ કાંઈક આડધી મશ્કરીની ભાષામાં અને slang ( અપભાષા ) રૂપે વપરાયછે, તે અપવાદરૂપ શબ્દ બાદ જ કરવો જોઇયે. दत्त એમ વચનને કાંઈક પ્રાધાન્ય આપવા માટે જ એ શબ્દ ઘડાયલો જણાયછે.

"હેમાં પણ ફારસી શબ્દોને સંસ્કૃત પરથી થયેલાં ધાતુનાં રૂપ આપવામાં આવેછે, સંસ્કૃત શબ્દોને ફારસી ધાતુનાં રૂપ આપી શકાતાં નથી." ('જ્ઞાનસુધા' પૃષ્ઠ ૮૯)—

તે વચનનો અર્થ શો તે જ સમઝાતું નથી. સંસ્કૃત ઉપરથી થયેલા ધાતુનાં રૂપ એટલે શું? તે 'કબૂલવું' ઇત્યાદિમાં ક્યહાં નજરે પડેછે? ત્હાં તો ફારસી શબ્દને ગુજરાતી પ્રત્યયો લાગ્યાછે. વળી સંસ્કૃત શબ્દને ફારસી ધાતુનાં રૂપ આપી સકાય જ શી રીતે? રા. બ. રમણભાઈના મતનું તાત્પર્ય સ્પષ્ટતાથી બતાવાયું નથી, તેથી બધું અગમ્ય રહેછે. અને એ વાત ભૂલવી ના જોઇયે કે પારકી ભાષાના શબ્દો કોઇ પણ ભાષામાં ગમે તેટલા ઉછીના લેવામાં આવે, પરંતુ વિભક્તિવચન તો તે તળપદી ભાષાનાં જ એ પારકી ભાષાના શબ્દોને લાગે,—એ ભાષાના સ્વસ્વરૂપ જાળવવાના તત્ત્વને અંગે રહેલો જ નિયમ છે. અલબત એ પ્રત્યયો લગાડવા શક્ય હોવા જોઇયે. શક્યતાને અભાવે જુદા પ્રકાર પ્રવેશ પામેછે; જેમકે 'ઍનેલાઇઝવું' નથી કહેવાતું, કદી કહે તો 'ઍનેલાઇઝ (analyze) કરવું' એમ 'કરવું' શબ્દ ઉમેરી કામ થાયછે.

રા. બ. રમણભાઇયે ફારસી અને ગુજરાતીના સંબન્ધમાં એક તત્ત્વ સુઘટિત બતાવ્યું-છે. ફારસીમાં અન્ત્ય હ વાળા શબ્દોમાંથી કેટલાક ગુજરાતીમાં નપુંસકલિંગના શબ્દો બન્યા-છે, જેમકે કારખાનેહ્–કારખાનું; પંચનામેહ્—* પંચનામું; વગેરે; તેથી વિપરીત પ્રકાર મૂળ ગુજરાતી ઉકારાન્ત નપુંસક શબ્દો મુસલમાની અમલમાં આકારાન્ત થયા છતાં નપુંસકલિંગ કાયમ રહ્યાનો છે; જેમકે—વડોદરા, ધંધુકા, ધોળકા. આમ રા. બ. રમણભાઇયે બતાવ્યુંછે. આ વિશે એક બે મુદ્દા ઉમેરવાનું મન થાયછે. 'વડોદરું'—ઇત્યાદિ રૂપો હાલ પણ પ્રચાર-માંથી તદ્દન લુપ્ત નથી થયાં, એ વાત ધ્યાન ખેંચનારી છે. બાકી આકારાન્ત થવાનું કારણ મુસલમાની અમલમાં બતાવ્યુંછે તે બેશક ખરું અને આજ સુધી કોઇયે ના બતાવેલું હેવું છે. ફારસી અન્ત્ય હ વાળા શબ્દનું × હિન્દીમાં આકારન્ત રૂપ થાયછે અને ગુજરાતીમાં ઉકારાન્ત થાયછે, તે ક્રમને ઉલટાવીને 'વડોદરા' ઇત્યાદિ આકારન્ત બનેલાં. ગુજરાતીએ ફારસીના અન્ત્ય હ્ને પ્રસંગે ઉકારન્તરૂપ કર્યાં, તો જાણે હેનું સાટું વાળવાને મુસલમાન અમલે ગુજરાતી ઉકારન્તને પ્રસંગે ઉલટો ક્રમ ભર્યો. 'બડોદેહ્' એમ ઠેઠ ફારસી દેખાવ સુધી પ્હોંચેલાં રૂપ પણ હોવાનો સંભવ છે. છેવટે ઉમેરવાની બાબતમાં એક મુખ્ય વાત જોવાની છે. આ ફારસી અને ગુજરાતી વચ્ચે રૂપવિનિમયમાં લિંગના ફેરફારનું તત્ત્વ પ્રધાનપણે નથી આવતું; ફારસી હ્ અને ગુજરાતી અન્ત્ય ઉ (અથવા નરજાતિનો 'ઓ') એ વચ્ચેનો સંબન્ધ એ જ મુખ્ય તત્ત્વ છે. આગળ ઉપર ઓકારન્ત ઉકારન્ત શબ્દોની ચર્ચાને પ્રસંગે આ વિશે હું વધારે કહીશ. એક ખાસ યાદ રાખવાનું છે કે 'વડોદરા', 'ધોળકા' ઇત્યાદિ શબ્દો મુસલમાની અમલમાં સરકારી દફતરોની ઉર્દું અથવા ફારસી ભાષામાં તો આકારન્ત રૂપે નહિં જ મળે, અન્ત્ય હ્ વાળાં મળશે,—એમ હું ધારુંછું. એ અન્ત્ય 'આ' તો હિન્દીમાં જ ઉત્પન્ન થયેલો છે, અને તે વખતે હિન્દી ભાષાનો લૌકિક પ્રચાર તો ન્હોતો જ. (અપૂર્ણ.)

નરસિંહરાવ ભોળાનાથ.

---

* ફારસીમાં 'પંચ' નહિં પણ 'પંજ' શબ્દ છે, તેથી 'પંચનામેહ્' એ ઉદાહરણ ઠીક નથી થતું. બીજાં ઘણાં મળે એમ છે. ઓકાર ઉકારના પ્રકરણમાં આગળ ઉપર એ ઉદાહરણો હું આપીશ. × હિન્દીમાં જ ઉર્દુ–હિન્દુસ્તાનીમાં તો અન્ત્ય હ્ રહેછે.




# યુધિષ્ઠિરનું અસત્યકથન.

( ચર્ચાપત્ર. )

ગયા માર્ગશીર્ષના 'વસન્ત' માં આ વિષય ઉપર રા. આણંદશંકરે ગમ્ભીર મનનભર્યા વિચારો ઉપસ્થિત કરીને સર્વ ચિન્તકોને તેમ જ સામાન્ય વર્ગને કેટલાક નવીન અને અપૂર્વ સત્યોના પ્રકાશથી આનન્દિત કર્યાછે. એ સર્વેનુ પુનર્દર્શન કરવાનું કારણ નથી. એ ચર્ચામાં મ્હારો આ પ્રશ્ન વિશેનો દૃષ્ટિભેદ હેમણે તપાસ્યોછે તે વિશે એક બે ખુલાસા કરવાનું મન થાયછે.

રા. આણંદશંકરને મતે—" આ વાર્તાના સામાન્ય શ્રોતાઓ " ના ભેગો હું પણ " માત્ર આટલી વાત સાંભળીને, અને તે ઉપર ઊંડો વિચાર ન કરીને, ધર્મરાજને અને મહાભારતકારને ઉભયને કાંઇક કાંઇક અન્યાય " કરુંછુ. ધર્મરાજના " આ એક દૂષણના ભાનમાં " હું " ધર્મરાજનું ભવ્ય નીતિથી ભરપૂર ચરિત્ર ભૂલી " જાઉંછું. " આ છેડેથી હેમનાં નવ્વાણુ સત્ય ગણવા જોઇયે ત્હેને બદલે, બીજે છેડેથી, સોમું અસત્ય જ " ગણુંછુ.

આ આરોપના ઉત્તરમાં બે ખુલાસા જ બસ થશેઃ—

(૧) **न्याय्यात् पथः प्रविचलन्ति पदं न धीराः**—એ મ્હારા વ્યાખ્યાનનુ મુખ્ય સૂત્ર હતું; ત્હેના પ્રત્યુદાહરણ તરીકે યુધિષ્ઠિરના અસત્યકથનનો વૃત્તાન્ત મૂક્યો હતો; તો તે સબન્ધમાં તો સો પ્રસંગમાંના એક પ્રસંગના અસત્યને જ આગળ કર્યા વિના અને એમ જ ન્હોતું એ એક અસત્યકથનની તીવ્રતા યુધિષ્ઠિરના નવ્વાણુ સત્યકથનથી ઉલટી વધતી બતાવતાં એ નવ્વાણુ સત્યકથનનો મ્હેં અનાદર નથી કર્યો. મ્હારે ખાસ બતાવવાનુ એ હતું કે

* विकारहेतौ सति विक्रियन्ते
येषां न चेतांसि त एव धीराः

એ '<u>ધીર</u>' ના લક્ષણ પ્રમાણે પ્રલોભનની સમક્ષ જે ટકી રહે તે જ ઊંચી ભાવનાના પૂજક ગણાય.

અલબત. યુધિષ્ઠિરના આ પ્રસંગમાં પ્રલોભન બહુ મધુર રૂપમાં ઉપસ્થિત થયુ હતું; પાપનું રૂપ જ બહુવાર એ સૌન્દર્ય ધારણ કરેછે. પ્રત્યક્ષ દુષ્કર્મ અને પુણ્યકર્મ **श्रेयः** અને **प्रेयः** ના આકારમાં ન્હોતાં આવ્યાં; ગમે તેમ, પણ **प्रेयः** નું વાસ્તવિક કટુ સ્વરૂપ પ્રત્યક્ષ ન્હોતું. પ્રિયજનોના રક્ષણરૂપે આવીને, બે કર્તવ્યો વચ્ચે વિરોધ ઉપસ્થિત થયો હતો; સ્પષ્ટ અકર્તવ્ય અને કર્તવ્ય વચ્ચે નહિં. છતાં એ તો નિર્વિવાદ છે કે આ બે કર્તવ્યોમાં સ્વીકાર્ય

* કુમારસંભવ, સર્ગ ૧ શ્લોક ૫૯

કિયું તે ઉપર 'ધીર' ની કસોટી રહેલી હતી. રા. આણંદશંકર સ્વીકારે છે જ કે યુધિષ્ઠિરના આ એક અસત્યનો તો બચાવ ના જ કરી સકાય. આમ છે તો પછી નિષ્પાપડલા પૃથ્વી યવા દઈને પોતાનું, સત્ય સાચવ્યું હોત તો હેમાં 'selfishness of virtue' અથવા તો 'spiritual pride' જ પ્રગટ થાત એમ દલીલ રા. આણંદશંકર આગળ કરેછે તે સંગત થતી નથી એમ મ્હારો નમ્ર અભિપ્રાય છે.

મહાભારતકાર વિશે મ્હેં એટલું જ કહ્યું હતું કે

+ 'અને ભાવિનણા જ પ્રભાવે'

એ વચનમાં વ્યાસે પોતાના કાવ્યના નાયકનો કાંઇક બચાવ કર્યા જેવું કર્યુંછે; ભીષ્મ અને કૃષ્ણની સલાહને વશ થઇને અસત્ય બોલ્યા એમ પણ વ્યાસે બતાવ્યુંછે, † એ પણ એ બચાવને પુષ્ટિ આપવા જેવું થાયછે. એ કબૂલ કરુંછું કે કવિયે તો માત્ર પોતાનું કર્તવ્ય બજાવી વૃત્તાન્ત હતો ત્હેવો રજૂ કર્યો. છતાં એમ કરતે કરતે આટલાં કારણો બતાવતા ગયા તે કાંઇક ધર્મરાજ તરફ પક્ષપાતની દૃષ્ટિ દેખાડેછે. અને એટલો સમભાવ તો કવિનો પોતાના નાયક જોડે હોય તો ક્ષમ્ય ગણાય. વ્યાસે ધર્મરાજાનો બચાવ કર્યોછે, હેમના અસત્યનો નહિં, એ સ્વીકારવાને હું તૈયાર છું. અને મ્હેં વ્યાસમુનિ ઉપર એ અસત્યના બચાવનો આરોપ મૂક્યો હોય એમ સાંભરતું નથી.

હું એ સ્વીકારુંછું કે યુધિષ્ઠિરનો રથ—એ અસત્ય બોલ્યા પછી—જમીનને અડક્યો, તેમ જ યુધિષ્ઠિરને નરકમાં ફેરવ્યાનો બનાવ પણ કવિ વર્ણવેછે—એ અદ્ભુત વૃત્તાન્તનો હેતુ અસત્યને દોષરૂપ જણાવવાનો છે તે વાત મ્હેં મ્હારા વ્યાખ્યાનમાં ઉમેરી હોત તો મ્હારો હેતુ સબળ પુષ્ટિ મેળવત. આ વાત રા. આણંદશંકરે ઉમેરવા માટે હેમનો હું ઉપકાર જ માનુંછું.

(૨) મ્હેં યુધિષ્ઠિરના ૯૯ સત્ય તરફ દૃષ્ટિ નથી કરી એમ નથી. એ જ કીર્તન—કાંઇક ફેરફાર તથા વ્યાખ્યાનમાં ઉમેરા સાથે મ્હેં મુંબાઈ પ્રાર્થના સમાજના મન્દિરમાં—સાન્તાક્રુઝમાં આપેલા કીર્તન પછી થોડાંક અઠવાડિયાં થયાં ત્હારે—કર્યું હતું. તે પ્રસંગે સ્પષ્ટ રીતે શ્રોતાજનોનું લક્ષ એ વાત ઉપર ખેંચ્યું હતું કે—યુધિષ્ઠિરના આ અસત્યકથન ઉપર ખોટો ભાર મૂકીને હેનો અવળો અર્થ લેવો ના જોઇયે; યુધિષ્ઠિર જેવા અસત્ય બોલ્યા તો આપણે તેમ કરવાને શી અડચણ ?—એમ સાર લેવાનો નથી. આપણે તો હેમના સત્યવાદિત્વ ઉપર જ લક્ષ રાખી અનુકરણ કરવું જોઇએ. તો આશા છે કે લાકડીના બીજા છેડાથી જ જોવાનો મ્હારા ઉપર મૂકેલો આરોપ રા. આણંદશંકર કૃપા કરીને ખશેડી લેશે. અલબત

+ भावित्वाच्च महाराज वक्तुं समुपचक्रमे

† तस्य तद्वचनं श्रुत्वा कृष्णवाक्यप्रचोदितः

હેમણે કીર્તન સાંભળ્યું તે વખતે ઉપર કહેલી વાત મ્હેં આગળ મૂકી ન્હોતી, એટલે રા. આણંદશંકરને બોલવા માટે કાંઇક કારણ મળ્યું ખરું.

રા. આણંદશંકરે ચર્ચેલા બીજા મહાન્ પ્રશ્નો વિશે વધારે ચર્ચા માટે હાલ અવકાશ કે પ્રસંગ નથી. માત્ર ટૂંકામાં એટલું કહું—કે—' અધર્મવડે પણ અધર્મનો પરાભવ થાયછે,'—એ સિદ્ધાન્ત ઉપસ્થિત કરીને " ઔરંગઝેબની ધર્માન્ધ અનીતિનો શિવાજીના છળથી વિનાશ થયો "—એ દૃષ્ટાન્ત આપવામાં રા. આણંદશંકર शठं प्रति शाठ्यं कुर्यात् એ જાતનો ઉપદેશ કરવાને ઇચ્છતા હોય એમ હું માની સકતો નથી. " પાપ સ્હામે પાપ ઊભું કરનાર શક્તિ પણ પરમાત્મા જ છે "—એમ રા. આણંદશંકર જુવેછે, ત્હેમાં કેટલાક આભાસના રંગોથી છેતરાવા જેવું તો થતું નહિં હોય ? પરમ પુરુષ પોતાના પવિત્ર સ્વરૂપની સાથે વિરોધ રાખનારા પાપને સાધનરૂપે પણ વાપરે એ મ્હને તો હેની શક્તિમાં ઊનતા જ દર્શાવનારું લાગશે. આપણી નિયન્ત્રિત દૃષ્ટિને એ આભાસ જ જણાયછે એમ હું તો માનીશ. તેમ જ જગતમાં પાપ ઉત્પન્ન કરનાર પણ ભગવાન્ છે એ કોટિમાં પણ મ્હને દૂષણ જણાયછે. પાપ તે સ્વતન્ત્ર અસ્તિત્વવાળો પદાર્થ નથી, મનુષ્યનાં આચરણને માટે સંભવરૂપે જ એ પદાર્થ નજરે પડેછે, એ વિચારીશુ તો પાપનો ભાર પ્રભુને માથે મૂકવાનો દોષ આપણે નહિં કરિયે. " જગતમાં લાલચો ઉત્પન્ન કરીને તથા એ લાલચો મનુષ્યના મન ઉપર અસર કરે હેવું એ લાલચોનું અને મનુષ્યના મનનું સ્વરૂપ " પ્રભુએ ઘડ્યુંછે,—એમ રા. આણંદશંકર કહેછે તે પાપના આ સંભવસ્વરૂપ તથા મનુષ્યને સ્વેચ્છાસ્વીકારની સોટી વડે ઉન્નત કરવાની પ્રભુની ગહન યોજનાનો અનાદર કરીશું તો જ સ્વીકારી શકાશે—આ પ્રકારની દલીલને આધારે કૃષ્ણે યુધિષ્ઠિરને જયની લાલચ બતાવીને અસત્ય બોલવાને પ્રેર્યો એ વાતનો ખુલાસો આપી રા. આણંદશંકર કૃષ્ણના પરમાત્મરૂપની ઘટના બેસાડેછે, તે ચાતુર્યયુક્ત છે; એથી વધારે નથી. કૃષ્ણની પેઠે પ્રભુ પાપ તરફ મનુષ્યને પ્રેરેછે,—એ સિદ્ધાન્ત પાપ અને પ્રલોભનના અસ્તિત્વમાંથી શી રીતે ઉપન્નથાય તે હું સમજી સકતો નથી. પ્રભુ તો સતત પ્રલોભનમાંથી બચાવવાને જ તત્પર છે. પ્રભુ, પાપ, પ્રલોભન, અને મનુષ્યની કર્તવ્યાકર્તવ્ય તરફ સ્વેચ્છાપ્રવૃત્તિ—એ તત્ત્વો વિશે સુઘટિત વિચાર ધ્યાનમાં લઈશું તો આ પ્રશ્ન વિશે વધારે બોલવાની જરૂર નહિં રહે.

છેવટે, મતભેદને બદલે દૃષ્ટિભેદ જ હમારા બેજણ વચ્ચે છે એમ રા. આણંદશંકર મના નિરન્તરના સાચા માધુર્યથી હમારો સ્નેહભાવયુક્ત વિરોધ જગત્ આગળ મૂકેછે તેથી મારુ હૃદય હેમની તરફ દ્વિગુણ બળથી આકર્ષાયછે, એટલું પ્રગટ કરવાનો અવિવેક કરીને વિરામ કરુંછું.

વડોદરા.
તા. ૨૩-૧-૧૩

નરસિંહરાવ ભોળાનાથ.

# હિન્દ બ્રિટન.

( ગઝલ. )

અહો ! કંઈ અકલ પ્રભુઇચ્છા સુહાવે હિન્દબ્રિટન !
અને કંઈ એજ સત્તા, આજ જગવે હિન્દ બ્રિટન !

જગત ચોખંડમાં સામ્રાજ્ય ચલવે એક બ્રિટનઃ
ધપ્પે કંઈ જાય એતો એક ચકવે એક બ્રિટન !

ઝુલવશે ચૌદ ચોકડી રાજ્ય હસ્તે એક બ્રિટનઃ
અવશ્ય સ્વસ્થાનમય વિકસાવશે સામ્રાજ્ય બ્રિટન !

બ્રિટિશ મહારાજ્ય ગણુ તો એક માને હિન્દ બ્રિટન;
મણિ અજવાળતા જ પ્રકાશવા દેશે જ બ્રિટન,

સ્વયં જ્યોતિ પ્રકટતાં તો પીછાને વીર બ્રિટનઃ
ચૂરા હિન્દી ! ઉભા રહો જ્યાં ઉભા બહાદૂર બ્રિટનઃ

કદમ તો એક સરખે કૃત્ય કરિયેઃ હિન્દ ! બ્રિટન !
નિરખી નિર્ભયજ નિજસમ સ્વસ્થ કરશે હિન્દ બ્રિટન.

પરસ્પર આશના ઉચ્છ્વાસ ભરશે હિન્દ બ્રિટનઃ
ધરી સામ્રાજ્ય શિર સ્વરાજ્ય ધરશે હિન્દ બ્રિટન.

સ્વરાજ્યે સિદ્ધને બળવંત બનશે હિન્દઃ બ્રિટન !
સદા વીર બન્ધુસમ તુજ સંગ ઝૂઝશે હિન્દઃ બ્રિટન !

વડોદરાને વડલે
૧૦–૧–૧૩

"લલિત."

# જાતાં સ્વજન.

( હરિગીત )

" છાનો રહે! છાનો રહે! રોયાથકી કે ના વળે;
થાનારે થાવાનું જ: તો તું આમ કાં રોયા કરે!"
ના! ના! ન બન્ધુ! રોકતો—બસ આજ તો રોવાજ દે!
રોવાં સ્વજનનાં હૌહલાઃ રોક્યાં નહીં રોકાય એ.

સર્વસ્વ મ્હારે તો સ્વજન' જાતા સ્વજન હા! સૌ ગયું;
તું બોલ તો બન્ધુ! પછી હું ના રડું તો શું કરૂં?
રોયાથકી કૈં ના વળે તેથી જ હું રોઉં વધુ,
અવધિ જ હા! ક્રૂરતાતણી, રોવું ય કામ ન આવતું!

સમજાવતો શું ફિલ્સુફી? ના! ના! મ્હને એ ના ગમે,
ના શુષ્ક વાતો જ્ઞાનની મતમને સંતોષ દે;
શાને દબાવું ઉરના આ પૂર વેગ ભર્યા જ હું? . .
રોઇશ હું, રોઇશ હું,—બસ આજ તો રોઇશ હું

સાન્ટાક્રૂઝ,
તા. ૬-૧૧-૧૨

ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા

# લવાજમ.

(૧) લાયબ્રેરીઓ, (૨) સભાઓ, (૩) વિદ્યાર્થીઓ, (૪) સ્ત્રીઓ, (૫) ગુજરાતી શાળાના માસ્તરો, (૬) તલાટીઓ તથા (૭) માસિક રૂ. ૧૫ સુધી સર્વ પગારદારોના વર્ષ એકના રૂા ૨-૦-૦ પોસ્ટેજ સાથે).

અન્ય સર્વ માટે વર્ષ એકના રૂ. ૨-૮-૦ (પોસ્ટેજ સાથે)

છૂટક નકલ એકના દર હારમે એક આના પ્રમાણે.

મળવાનું ઠેકાણું—વસન્ત ઑફિસ—અમદાવાદ.
વ્યવસ્થાપક.

---

# નિયમો.

૧ વગર સહીના અને તન્ત્રીની સહીના લેખો માટે તન્ત્રી જવાબદાર છે.

૨ "વસન્ત-ઑફિસ"-ની સહીના લેખો માટે "વસન્ત-ઑફિસ". અને વ્યવસ્થાપક જવાબદાર છે.

૩ અન્ય સર્વ લેખો માટે તે તે લેખોના કર્તા જવાબદાર છે.

૪ કોઈ પણ લેખકનું અસલ લખાણ-એ લેખ "વસન્ત" માં દાખલ કરવાનો મા કર્યો હોય કે ન હોય-પણ તે લેખકને પાછું મોકલવાને અમો બંધાતા નથી.

૫ કોઇ પણ માસનો અંક તે પછીના માસની આખર સુધીમાં પણ ન મળે તો ગ્રાહકે અમને તુરત લખી જણાવવાની કૃપા કરવી. પાછળથી એ અંક પૂરો પાડવાને અમે બંધાતા નથી.

વ્યવસ્થાપક.

# वसन्तः


इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चायमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् ।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद्.


વર્ષ ૧૨, અંક ૨. [ માસિક ] ફાલ્ગુન, સંવત્ ૧૯૬૯.


## પ્રાન્તિક સંસારસુધારા પરિષદ્, ૧૯૧૩.

### પ્રમુખનું ભાષણ.§

સંસારસુધારાના મહાકાર્યમાં ભાગ લેતા બન્ધુઓ, સન્નારીઓ, અને સદ્ગૃહસ્થો !

રૂઢિ પ્રમાણે પ્રાન્તિક સંસારસુધારા પરિષદનું સંમેલન આજે આપણે કર્યું છે. આ સંમેલન ગુજરાતના રાજનગરમાં કરવાનું પ્રાપ્ત થયું છે. અમદાવાદ ૫૦૦ વર્ષથી ઇતિહાસમાં ઝળહળે છે, અને વહેપાર ને ઉદ્યોગમાં થતી ચઢતીને લીધે ભવિષ્યમાં તેની મહત્તા વધ્યા વિના રહેશે નહિ. આ બાબતો સંસારસુધારાના કાર્યને લગતી નથી, તો પણ સ્ત્રી અને પુરૂષની સામાજિક ઉન્નતિના મહાકાર્યને તેમાંથી મદદ મળે છે અને આડકતરી રીતે ઉત્સાહ પણ મળે છે. માનસિક, ઔદ્યોગિક, ધાર્મિક, અને સામાજિક—એ સર્વ પ્રકારના સુધારાની એક સરખી રીતે અમદાવાદમાં કદર થાય છે, અને આવા શાન્ત અને સમતોલ સ્વભાવને માટે અમદાવાદ સકારણ મગરૂર થઈ શકે. પ્રવૃત્તિઓની આવી સમતોલતાને લીધે જ આ શહેરમાં સુધારક શિક્ષણશાસ્ત્રીઓ અને સુધારક પંડિતો નીપજ્યા છે; વળી, તે જ કારણને લીધે પોતાનું ધન લોકોને ચરણે અર્પી દે એવા ઉદારભાવવાળા લક્ષાધિપતિઓ પણ પાક્યા છે. દુઃખીઓનાં દર્દ ટાળવાને અને દેશના યુવકોનાં મન કેળવવાને અપૂર્વ દ્રવ્યરૂપી સાધન આપનાર ગુજરાતમાં પહેલા બૅરોનેટ ઊપજાવવાનું માન પણ અમદાવાદને જ ઘટે છે.

§ ભાષાન્તર કરનાર—રા. શાકરલાલ અમૃતલાલ દવે.

આજના કાર્યક્રમનો આરંભ કરતા પહેલા, છેલ્લી પરિષદ મુંબઈમાં મળી ત્યાર પછીના વર્ષમાં એટલે ગત વર્ષમાં શું શું થયું તે જોઈએ, આપણી જમાઉધાર બાજુ તપાસીએ અને હાલ આપણી સમક્ષ કેવી સ્થિતિ ખડી થઈ છે અને ક્યા ક્યા પ્રશ્નોનું વ્યવહાર નિરાકરણ આપણે કરવાનું છે તે બધું શુદ્ધ વિવેચક દૃષ્ટિથી નિહાળીએ પ્રથમ, આપણા એક શુદ્ધ, આસ્તિક, ને નિસ્પૃહ 'ધર્મવીર' ના સ્વર્ગવાસથી આપણને મોટી ખોટ ગઈ છે,—તે વીર સ્વ લાલશંકર ઉમિયાશંકર છે સર્વશક્તિમાન્ પરમેશ્વરને ગમ્યું તે ખરૂં, પણ તેથી આપણી ખોટ કાંઈ ઓછી થતી નથી સંસારસુધારાનો એક સાચો ધુરંધર ગયો! તેમણે પોતાની લાંબી ને ઉપયોગી આખી જિન્દગીમાં ખરા જિગરથી કામ કર્યું હતું, અને તેમનામાં ખરેખરી નિસ્પૃહ કાર્યપરાયણતા હતી તે દુઃખી ને અનાથના બેલી હતા, સ્તુતિ વા નિન્દાની ગણના કરતા નહોતા, ને આ દુનીયાની ક્ષણિક મોટાઇની પાછળ ભમતા નહોતા આ વ્યક્તિની વિશેષતા એવી હતી કે તે ભૂત અને વર્તમાનને પોતાની નૈતિક ભવ્યતાથી આચ્છાદિત કરી દેતી હતી, જે ભવ્યતા સ્મૃતિપથમાંથી ખસી શકે એ સંભવતું નથી પરંતુ વિસ્મૃતિના નિર્દય નિયમને અનુસરી જ્યારે એ વ્યક્તિવિશેષ પણ કાળક્રમે વિસ્મૃતિને વશ થશે ત્યારે પણ જે સંગીન કામ તેમણે વગર દંભે કર્યું હતું તે કામના પરિપાકરૂપી રચાયી ફળ આપણે ભૂલી શકીશું નહિ આપણે આટલી આશા અને ઇચ્છા રાખી શકીએ કે આ સાચા ઇશ્વરભક્ત તરફથી જે મદદ આપણને મળતી હતી તે ઇશ્વરે લઈ લીધી, તોપણ તેમનો આત્મા અને તેમણે કરેલું કામ આપણને હમેશ ઉત્સાહિત કરશે, અને તેમની ખાલી જગા થોડે ઘણે અંશે પૂરવાને બીજાઓ શક્તિમાન થશે, જેથી કરીને તેમનું નામ સારી રીતે જાળવી શકાશે

આ દૃષ્ટિથી જોતા, મને આ ક્ષણે નાવ્યા વગર રહેવું નથી કે આપણી પૂર્વે થઈ ગએલા સંસારસુધારાના મોગ આરંભકો ને સાચા વીરો, જેઓ ગુપ્ત રીતે આપણને પ્રેર્યા કરે છે, તેમના આત્માની આશાજનક પાંખો તળે આપણે આપણું કામ કરીએ છીએ આવા આ નેકો અને વીરોના થોડા નામો નીચે પ્રમાણે છે—કરસનદાસ મૂળજી, મહિપતરામ રૂપરામ, ભોળાનાથ સારાભાઈ નવલરામ લક્ષ્મીરામ, કવિ નર્મદાશંકર લાલશંકર, કવિ દલપતરામ ડાહ્યાભાઈ, શેઠ માધવદાસ રઘુનાથદાસ ને વિષ્ણુ પરશુરામ શાસ્ત્રી આપણી લડતના આરંભમાં ઉપરના ગૃહસ્થોએ તેમના ઉત્સાહી મગજની મદદથી કાર્ય આરંભ્યું અને અન્ધ રિવાજો વિરુદ્ધ લડત ચાલુ રાખી તેમનો ઉત્સાહ માન સુધારાની નવીનતાને લીધે નહોતો, પણ તેમના ચારિત્રના બળ અને તેમના આદર્શની શક્તિને લીધે હતો સ્થૂલ કરતા કાંઈક ઉચ્ચ દૃષ્ટિએ આ સર્વ આરંભકો આપણા 'પૂર્વજો' કહેવાય, અને દર વરસે તેમનું તર્પણ કરવાની ઉત્તમ રીત એ છે કે તેમણે ઉમદા રીતે શરૂ કરેલું કામ આપણે જારી રાખવું અને વૃદ્ધિગત કરવું અને આપણે આપણી જાતને અભિનન્દન આપવું કે ઈશ્વરકૃપાથી સર રામકૃષ્ણ ગોપાળ ભાણ્ડારકર—આપણા પૂજ્ય નેતા—જેવા સત્ત્વશાલી પુરૂષોની અમૂલ્ય મદદ આપણા કામમાં આપણને મળે છે આપણે પ્રાર્થના કરીએ કે તેઓ આપણા મહાકાર્યમાં આપણને મદદ અને ઉત્સાહ આપવાને ઘણું જીવો આ સ્વર્ગવાસી

આરંભકોએ કેટલાકના મત પ્રમાણે, છૂટીછવાઈ ભૂલો કરી હતી અથવા નીતિકૌશલની ખામી બતાવી હતી—હું પોતે આ મત સર્વથા માન્ય કરતો નથી—તોપણ તેમનું કામ આપણા ઇતિહાસમાં ઘણું કીમતી હતું. આજનું કામ શરૂ કરીએ તે પહેલાં આ મહાત્માઓ આપણામાં ઉત્સાહ પ્રેરો, અને સર્વશક્તિમાન પરમેશ્વરના આશીર્વાદ આપણા ઉપર ઉતરો ! આ દુનિયાની સર્વ પ્રગતિના, અને તેથી કરીને આપણી સામાજિક પ્રગતિના, અન્તરાત્માને દોરનાર પરમેશ્વર જ છે.

આપણા જમા પાસાના આંકડા બહુ થોડા હોય તો તેથી આપણે નિરાશ થવું ન જોઇએ; કારણ કે કાળના નિરવધિ પાના ઉપર એક વરસ માત્ર સોયની અણી જેટલું છે. વળી, પ્રગતિની કસોટી માત્ર આંકડાઓથી થતી નથી. સુધારા તરફ લોકોની લાગણી અને વૃત્તિ ધીમે ધીમે પણ દૃઢતાથી વધતી જાય છે એ જ પ્રગતિનું ચિહ્ન છે. અને આ ચિહ્ન જેમની આંખો ઉઘાડી છે અને જેમની બુદ્ધિ ખુલ્લી છે તેમને તો જણાય છે જ. માત્ર બે દસકા ઉપર કેટલાક મારા મિત્રો આપણા કાર્યના વિરોધી હતા તે જ હવે આપણા તરફ સમભાવ રાખતા થયા છે. લોકોની આવી લાગણી અને વૃત્તિ પ્રથમ ઉત્પન્ન થવી જોઇએ, અને પછી જે કાર્યો થાય તે ઉપરથી આંકડા તૈયાર થાય ને તે લાગણીનું માપ દર્શાવે. છોડ બરાબર ઊગે તેટલા માટે જમીન, ખાતર, અને અનુકૂળ વાતાવરણ અવશ્ય જોઇએ. આવી અનુકૂળતાઓ સપાટાબંધ પ્રાપ્ત થતી જાય છે એમ મારો અભિપ્રાય છે, અને હું ધારું છું કે તે ખોટો નથી. કેમકે દરેક જણ જાણે છે કે, હવે પુનર્લગ્ન સંખ્યાબંધ થાય છે, અને તે વિષેની લોકોની કડવી લાગણી ધીમે ધીમે ઘસાતી જાય છે; વર અને કન્યાની વયમાં વધારો થતો જાય છે; પુખ્ત ઉમરની છોકરીઓ અવિવાહિત રહે એ પણ હવે વિરલ નથી; યુવકોની મોટી સંખ્યા પરદેશ જાય છે, જો કે આપણે શરમાવું જોઇએ અને નીચું જોવું જોઇએ કે કેટલાક પાછા આવી પ્રાયશ્ચિત્ત કરે છે; જુદી જુદી નાતના લોકો અંદર અંદર ભેગા બેસી જમે છે, અને સુધારાના વિરોધીઓ પણ આ બાબતમાં ઉદાસીન દેખાય છે અથવા આંખ આડા કાન કરે છે; અને આ પ્રમાણે પ્રગતિનાં પૈડાં ધીમે ધીમે પણ સુદૃઢ રીતે આગળ ચાલે છે જ. પણ ગયા વર્ષનો મોટામાં મોટો બનાવ મુંબઇના 'આર્યન બ્રધરહુડ' તરફથી થએલો મેળાવડો હતો. સાંસારિક અધોગતિના આદિકારણ સાથે, અર્થાત્ નાતની સંસ્થા સાથે, લડનારા ઉત્સાહી સુધારકોની એક મંડળીએ આ મેળાવડો કર્યો હતો. 'આર્યન બ્રધરહુડ' વિષે લોકોમાં ઘણી ગેરસમજુત ચાલે છે; પણ તે મેળાવડામાં થએલા એક જાગ્રત્ કાર્યના બચાવમાં બોલવાનો આ પ્રસંગ નથી. પરંતુ તે બનાવની વિરુદ્ધ પોકારના પડઘા હજુ શાંત થયા નથી, માટે મારે કહેવાની જરૂર છે કે, જોકે આ બનાવના સંબન્ધમાં લોકોએ કાગનો વાઘ કરી દીધો છે તો પણ આ બનાવથી સાચા કોણ અને જૂઠા કોણ, સબળ કોણ ને નિર્બળ કોણ, દૃઢ કોણ ને ચલિત કોણ એ સ્પષ્ટ દેખાઈ આવ્યું. આ બનાવને શાન્ત ચિત્તે અને ઉપરની દૃષ્ટિએ જોતાં મને જણાય છે, કે આપણી જમા બાજુએ તેને એક નૈતિક અને ગૂઢ બળ તરીકે આપણે મૂકી શકીએ.

જે મહાપ્રશ્નોનું નિરાકરણ આપણે કરવાનું છે તે તરફ હવે વળીએ: પણ તેમ કર-

વામાં આપણે સસાર સુધારાના આખા પ્રશ્નને લગતી સ્થિતિ જરા બારીકીથી તપાસવી જોઇએ. સમાજના અસ્તિત્વનો આધાર અમુક અમુક સંબન્ધો ઉપર રહેલો છે; આ સંબન્ધો ધીમે ધીમે ઉત્પન્ન થાય છે અને રૂઢ થાય છે. કુદરતી રીતે જ માણસને સમૂહમાં રહેવું ગમે છે, અને આ પ્રેરણાને લીધે જ સમાજ સ્થપાયો. ત્યાર પછી કેટલાક કાયદાઓ કરવામાં આવ્યા; તે પણ આરંભમાં કાગળ ઉપર નહિ, પણ ધીમે ધીમે તેનું અમુક સ્વરૂપ ઘડાયું. મનુષ્યજાતિના ઇતિહાસમાં દરેક યુગની જરૂરિયાતો પ્રમાણે અને મનુષ્યબુદ્ધિની શક્તિ પ્રમાણે ઘડાએલા આ કાયદાઓ સમાજને સાંકળી રાખતા હતા. આ પ્રમાણે બનેલો સમાજ મૃત અચેતન વસ્તુની પેઠે સ્થિર રહી શકે નહિ, પણ વધારે ને વધારે ઉચ્ચ દશાએ પહોંચવાને તેની ઉત્ક્રાન્તિ થવી જોઇએ. માટે સમાજની અમુક સ્થિતિને જે લાભદાયક હતું તે સમાજની ઉત્ક્રાન્તિની ઉચ્ચ સ્થિતિને માટે લાભદાયક હોવું જ જોઇએ એમ બને નહિ. તો પછી હંમેશને માટે તે લાભદાયક ન હોય એ સ્પષ્ટ છે. ઉત્ક્રાન્તિના પ્રવાહમાં સમાજને જીર્ણ અને મૃત અંગો ફેંકી દેવાં પડે છે, નવી સંસ્થાઓ ગ્રહણ કરી તેમને ઉછેરવી પડે છે, અને પોતાના બદલાતા સંજોગોને અનુકૂળ થવું પડે છે. આ બધો ફેરફાર એની મેળે થઈ શકે જ નહિ, પણ તેની દોરી પડદા પાછળથી ખેંચાય છે. આ દોરી ખેંચનાર મનુષ્યની બુદ્ધિ છે, અને આ પ્રમાણે સમાજની ઉત્ક્રાન્તિમાં મનુષ્યનો ફાળો સ્થાન પામે છે. ખરી વાત છે કે પ્રાકૃતિક દુનિયાની ઉત્ક્રાન્તિમાં મનુષ્યનું કાંઈ પણ ચાલતું નથી; પરતુ સમાજનું અસ્તિત્વ જ મનુષ્યને લીધે છે તેથી કરીને સમાજના વિકાસમાં મનુષ્યનુ ચલણ રહે છે. એટલા માટે આપણે સમાજના વિકાસમાં કેટલો ફાળો આપી શકીએ તે આપણે વારવાર વિચારવું જોઇએ. જે શક્તિઓને લીધે આ ઉત્ક્રાન્તિ થાય છે તે બેશક ઘણી છે અને ઘણીવાર અટપટી પણ છે, છતાં કેટલેક અંશે અને કેટલીક હદમાં મનુષ્ય ને શક્તિઓને દોરી શકે છે અને તેમનુ બળ કામે લગાડી શકે છે. આ બળનો ઉપયોગ જેમ ડહાપણથી, દીર્ઘદૃષ્ટિથી, ને ચારુશીલતાથી આપણે કરીએ તેમ તેનો લાભ આપણને મળી શકે; તેટલા પ્રમાણમાં આપણી મદદથી સમાજને ફાયદો થાય. મોટી નદીઓ, મોટા પાણીના ધોધ વગેરેમાં રહેલી ગૂઢ શક્તિ કુશળ ઇજનેર સારી રીતે વાપરી શકે છે, તેમ આપણે પણ સમાજના વિકાસને મદદ કરવાનુ અને તેમાંથી વધારેમાં વધારે લાભ મેળવવાનું કરવું જોઇએ.

જીર્ણ અને નુકસાનકારક સંસ્થાઓમાં સુધારા કરવાને હજી પણ આપણે તત્પર થઇએ નહિ, તો મારે આપની સમક્ષ આથી પણ વધારે ઊંચા હેતુઓ બતાવવા જોઇએ. હું આપનું લક્ષ ખેંચું છું કે વ્યક્તિ પરત્વે તેમજ સસ્થાઓ પરત્વે, બલ્કે વ્યક્તિ કરતાં સંસ્થાઓમાં વિશેષ અંશે, કર્મનો નિર્દય નિયમ (અર્થાત્ કાર્ય કારણનો નિયમ) નિયમિત રીતે અને ઘણી સખ્તાઇથી પ્રવર્તે છે. વિશેષ અંશે એમ હું કહુ છું, કારણ કે વ્યક્તિનાં કાર્યો ઉપર કર્મના નિયમનો અંકુશ માત્ર આ જિન્દગીમાં અને આવતી જિન્દગીમાં રહે છે; પણ સમાજનું જીવન અવિચ્છિન્ન પ્રવાહ રૂપી હોઈ કર્મનો નિયમ તેની ભૂત, વર્તમાન, ને ભવિષ્ય એ ત્રણે સ્થિતિમાં પ્રવર્તે છે. સમાજને ચોખ્ખો અસંદિગ્ધ ભૂતકાળ હોય છે,

વ્યક્તિને તેવું હોતું નથી. માટે સમાજની પ્રગતિમાં આપણો ફાળો આપતાં જો કાંઈ નુકસાનકારક ભૂલચૂક થાય તો તેનાં ઘણાં માઠાં ફળ ચાખવાં પડે છે; તેવી જ રીતે વિચારવાળાં, બુદ્ધિવાળાં, ને સારાં કાર્યોથી સુધારો અને સારાં ફળ પ્રાપ્ત થાય છે. આટલા જ માટે, નઠારા રિવાજો દૂર કરીને અને ઉપયોગી ને ફાયદાકારક રિવાજો દાખલ કરીને સામાજિક સંસ્થાઓનો સુધારો કરવામાં ડહાપણ ભરેલાં કામોની જરૂર છે. આ બાબતમાં, બલ્કે દુનિયાની કોઈ પણ બાબતમાં, નસીબ ઉપર ભરોસો રાખી શકાય નહિ; નસીબ એ અર્થ વગરનો શબ્દ છે; બનાવ બન્યા પછી જ આપણને નસીબની ખબર પડે છે.

વખત વખતનું કામ કરશે, આપણે બધું વખતને સોંપવું જોઇએ, ને સુધારો કરવાનું બધું કામ તજી દેવું જોઇએ—એવાં વચનો બુદ્ધિહીન છે એમ આપણને આ તત્ત્વો સમજાયા પછી તરત જ જણાય છે. ધીરજનો ઉપદેશ કરનારાં આવાં વચનોથી માત્ર અકર્મ ( inaction ) ઉત્પન્ન થાય છે, પ્રવૃત્તિ તરફ બેદરકારી અને ઉદાસીનતા થાય છે; જોકે પ્રવૃત્તિથી જ માણસનો ઈશ્વરી અંશ પ્રતીત થાય છે. વખત વખતનું કામ કરશે એ દલીલમાં 'વખત' નો અર્થ પ્રથમ દૃષ્ટિએ 'અકર્મ' થાય છે. પરંતુ વિવેચક બુદ્ધિથી જોશો તો જણાશે કે કાર્યકારણની પરંપરામાં નીપજતાં પરિણામોમાં મનુષ્યોનો ફાળો—એ જ અર્થ 'વખત' નો છે. આ અર્થમાં ખરેખર વખત વખતનું કામ કરે છે જ. જુદી જુદી નાતો વચ્ચે ભોજનવ્યવહારની છૂટ, પરદેશગમન, વરકન્યાની ઉમરનો વધારો, જુદી નાતોમાં લગ્નવ્યવહાર, વગેરે બાબતોમાં આપણા લોકોએ ધીમે ધીમે પગલાં ભર્યાં છે; બેશક આ પગલાં આરંભમાં જોઈ શકાય એવાં નથી, છતાં આખરે જણાયા વગર રહ્યાં નથી. આ સર્વ પ્રગતિનું કારણ છૂટા છવાયા માણસોએ તેમ જ એકત્રિત થએલા મનુષ્યોએ કરેલાં નિશ્ચિત કાર્યો જ છે. એ બધું વખત અથવા નસીબને લીધે થયું છે એમ કહેવું કેવળ મૂર્ખાઈ ભરેલું છે. આ બધું અર્થ વગરના 'વખત' ને લીધે થયું છે એમ કહેનારા માણસો કાં તો ખરેખર ઉદાસીન હોય છે, અથવા નૈતિક બળ વગરના હોય છે. વિના પ્રયત્ને, અને સુધારાનાં કાર્યો કરવામાં જે જોખમ ખેડવું પડે છે તે જોખમ વગર, તેવા માણસોને કાર્ય કરનાર બીજા મનુષ્યોના શ્રમનાં ફળ ચાખવાં છે.

આ જાતની ટીકા કરનાર વર્ગમાં એક બીજા વર્ગનો સમાવેશ થાય છે. હાલના રિવાજો પ્રાચીન છે અને પવિત્ર છે એમ કહી તેઓ કોઈ પણ જાતના ફેરફાર સામે પોકાર કરી મૂકે છે, અને આ પ્રમાણે મનુષ્યના સુધારો કરવાના હકની વિરુદ્ધ પડે છે. પણ આપણે બધા જાણીએ છીએ કે આમ કરવું ખોટું છે, કેમકે આપણે આપણો પ્રાચીન ઇતિહાસ જુદી જ દૃષ્ટિથી વાંચ્યો છે. પરિસ્થિતિ બદલાય છતાં આપણે યોગ્ય ફેરફારી કરીએ નહિ તો આપણા પૂર્વજોનો અને આપણા પ્રાચીન ઋષિમુનિઓનો આપણે અપરાધ કરીએ છીએ: કારણ કે આ ખરેખરા વિચારશીલ પુરુષોએ પોતાના સમયના રીત રિવાજોમાં ફેરફાર કરીને નવી સ્થિતિને અનુકૂળ બનાવી નહોતી? વળી, આપણા ટીકાકારોનો એક બીજો વર્ગ છે. તેઓ, એમ કહે છે કે આપણી કેટલીક સામાજિક સંસ્થાઓમાં જે

થોડા ઘણા સુધારા થયા છે તે સુધારકોના પ્રયાસોને લીધે થયા નથી, પણ કોઈ બીજાં કારણોને લીધે થયા છે. દાખલા તરીકે, વરકન્યાની ઉમરમાં જે ધીમે ધીમે વધારો થયો છે તે આર્થિક કારણોને લઇને થયો છે; નહિ કે સંસારસુધારકોના પ્રયત્નોને લઇને. ઠીક આપણા આ વિરોધીઓ સાથે વિતણ્ડામાં હું ઊતરવાનો નથી. આપણો હેતુ ગમે તે રીતે પાર પડે અને આપણી સમક્ષ તેનાં ફળ આપણે જોઇએ એટલે બસ. છતાં, આપણા આ મિત્રોના મોં આગળ થોડાક વિચારવાના મુદ્દા મૂકીશ. હું તેમને સવિનય પૂછું છું કે સુધારાના નવા વિચારો લોકો સમક્ષ જોસભેર વારવાર મૂકાયા ન હોત તો માત્ર આર્થિક કારણોને લીધે પૂર્વોક્ત ફળ પ્રાપ્ત થાત? ઉપરનો જ દાખલો લઇએ તો, લગ્નમાં થતા ખર્ચને લીધે જ લોકો છોકરાં વહેલાં પરણાવતાં અટકત? આપણા લોકો એવા રૂઢિચુસ્ત છે, આપણા લોકો રિવાજને એટલા બધા પવિત્ર ગણે છે, કે ખર્ચનો વિચાર તેમને મહત્ત્વનો લાગે જ નહિ. છોકરાં વહેલાં પરણાવવાની ખાતર પુષ્કળ કરજ કરનાર લોકો હજુ પણ નથી? આ બારીક વખતમાં છોકરાને બાળપણમાં પરણાવી ખર્ચાળ જીંદગીમાં ઊતારવો અયોગ્ય ગણાય, પણ તેવું છોકરીની બાબતમાં નથી, છોકરીને તો જેમ બને તેમ વહેલી પરણાવી દે તો તેના ભરણપોષણનુ ખરચ માબાપને શિરથી ઓછું થાય; માટે ખરચના હિસાબે જ છોકરીઓનાં બાળલગ્ન વધવાં જોઇએ! પરંતુ, આપણા વિરોધીઓ મહત્ત્વની બાબત ભૂલી જાય છે કે આર્થિક સ્થિતિ આ બાબતોમાં ગૌણ સ્થાને છે, અને રિવાજના મજબૂત કિલ્લાના પાયા શાન્તિથી પણ દ્દઢતાથી નરમ કરવામાં આપણી સંસારસુધારાની હીલચાલનુ જ બળ કામે લાગ્યુ છે. છેલ્લાં ૫૦ વરસ થયાં એ હીલચાલનું કામ નવા નવા વિચારો ફેલાવ્યા કરે છે અને ચોગમ લાભકારક વાતાવરણ ઉત્પન્ન કર્યા કરે છે, સંસારસુધારાની હીલચાલ નિરન્તર કામ કરતી વીજળીની બૅટરી જેવી છે, અને આર્થિક કારણો ક્વચિત્ ક્વચિત્ જોમ આપ્યા કરે છે; આ બન્ને બાબતો એકઠી થઇને રિવાજના કિલ્લામાં થોડાં થોડાં—હજુ સુધી થોડાં થોડાં જ—ગાબડાં પાડવાને સમર્થ બની છે.

અકર્મના હિમાયતીઓ અને તેમના મિત્રોને હવે આપણે બાજુ ઉપર રાખીએ, અને આપણા કાર્યના વિજયને માટે શુ શુ કરવું તેનો વિચાર કરીએ. સંસાર સુધારાની ઉત્ક્રાન્તિમાં મનુષ્યે પોતાનો ફાળો આપવો જોઇએ એ વાત સિદ્ધ કર્યા પછી, તે ફાળો શી રીતે આપવો તે તપાસીએ. સર્વ કોઈ કબૂલ કરશે કે સામાજિક સંસ્થાઓ સ્થાપવામાં અને તેમને સુધારવામાં બહુ જોસવાળુ અને તેથી કરીને અસ્થાયી, છૂટક, છૂટક, વ્યક્તિગત કામ ઘણીવાર નુકસાન કરે છે; આવા કામથી ક્વચિત જ કંઈક અંશે ફાયદો થાય છે. ઉત્તમ પદ્ધતિ તો એ છે કે ઘણા મનુષ્યોએ એકત્રિત થઈ, વ્યવસ્થાપૂર્વક, સુસ્થિત તત્ત્વોને આધારે, ઘણી સંભાળ લઇને કામ કરવું જોઇએ. બધુ નસીબને આધારે મૂકી દેવું, જ્યાં જાય ત્યાં જવા દેવું, એ મોટી ભૂલ કહેવાય; અને કોઇકવાર તેનાં પરિણામ ભયંકર આવે. આટલા માટે જ, સંસારસુધારામાં દૃઢ માન્યતા હોય તેમણે વિચાર તેમ જ આચારને માટે એકઠા મળવાની જરૂર છે. જેઓ એમ કહે છે કે એકઠા મળવાથી કાંઈ

વગવાનું નથી, છૂટક છૂટક જ કામ થઈ શકે, તેમને ઉપલા વિચારો પૂરતો જવાબ આપશે. છતાં વધારે દલીલની અપેક્ષા રહેતી હોય તો હું એક બે સરસ બાબતો જણાવું છું. રણસંગ્રામમાં દરેક સૈનિક પોતાની મરજીમાં આવે તેમ લઢે તે સારૂં, કે બધા સૈનિકો ભેગા મળી એક મુખ્ય સૈનિકની વ્યવસ્થા પ્રમાણે લઢે તે સારૂં ? વળી, આપણા મિત્રોને હું પૂછું છું કે એકત્રિત કાર્યમાં મળતો જુસ્સો, ઉત્સાહ, સગવડ, ને ઉત્તેજન કાંઈ હિસાબમાં નથી જ ? થોડે થોડે સમયે સઘળા કાર્ય કરનાર એકઠા થાય તો જ ઉપરના લાભો મળી શકે. બધા ભેગા થાય, પરસ્પર વિચારો મેળવે, મુશ્કેલીઓનો વિચાર કરે, બને તો રસ્તો શોધી કાઢે, અને વધારે પ્રયાસ કરવાના માર્ગ નક્કી કરે. આ ઝીણી પણ અગત્યની બાબતોની કાંઈ જ કીમત નથી ? વળી, ભૂલી જવા જેવું નથી કે હિંદુસ્થાન મોટો ખંડ છે; એક પ્રાન્તની સંસ્થાઓ અને રીતો, અને કેટલાક પ્રશ્નોની સ્થિતિઓ બીજા કરતાં જુદી હોય છે; બલ્કે, એક જ પ્રાન્તમાં જુદા ભાગમાં અને જુદી નાતોમાં તે જુદી જુદી હોય છે. ૧૨ થી ૨૦ વરસ સુધી કુંવારી છોકરી એક ભાગમાં અથવા એક નાતમાં જવલ્લે જ હોય, અને બીજામાં એવું ન હોય. આપણા સિવાયના બીજા પ્રાન્તોની સ્થિતિ વિષે ઘણીવાર આપણે અજ્ઞ હોઇએ છીએ, અને તેથી કરીને બીજા ભાગના લોકોની ખુશીઓ અથવા સગવડો આપણે બરાબર સમજી શકતા નથી. થોડા વખત ઉપર, એક સમર્થ અને પ્રતિષ્ઠિત બુદ્ધિવાળા લેખકે ગુજરાતના હજામો માંસાહારી છે અને દારૂ પીએ છે એવું લખ્યું હતું ! આ ઉપરથી જણાય છે કે હિન્દુસ્થાનના પ્રાન્તો વચ્ચે અને જુદી જુદી નાતો વચ્ચે ઘણી ગાઢી દિવાલો આવેલી છે. આ પરસ્પરના અજ્ઞાનને ફેડવાના અને પૂર્વોક્ત દિવાલો તોડી પાડવાનો એક ઉપાય આવાં સંમેલનો કરવાં એ છે. આવા એક સંમેલનથી આ દિશામાં જેટલો ફાયદો થાય તેટલો ઘણાં ઘણાં પુસ્તકો લખવાથી અગર વાંચવાથી થતો નથી. આટલું બોલ્યા પછી, છૂટક છૂટક જ કામ થઈ શકે એવી હિમાયત કરનાર મારા મિત્રને સંબોધીને હું કહીશ કે,—"ભાઈ, તમારાથી ખરેખર થઈ શકતું હોય તો છૂટક છૂટક કામ જરૂર કરો; પરંતુ, એકઠા મળીને કામ કરવું ખોટું છે એમ શા માટે કહો છો ? તેથી તમને યા તમારા કામને કાંઈ હાનિ થાય છે ? ના થતી હોય, તો આપણે બન્ને મિત્ર જ છીએ," આવાં વચનો કહી હું તેનાથી શાન્ત ચિત્તે છૂટો પડીશ, પણ મારે કબૂલ કરવું જોઇએ કે મને તેના કામને માટે બહુ આશા રહેશે નહિ; કારણ કે ઘણીવાર આવા લોકો છૂટક છૂટક કામને બહાને પોતાના અકર્મને છાવરે છે; અને કાંઈ નુકસાન ન કરે તો આપણું સદ્‌ભાગ્ય.

વખતો વખત આવાં સંમેલનનો કરવાં તદન યોગ્ય છે એ વાત આપણે આ પ્રમાણે સિદ્ધ કરી. પરંતુ, આવાં સંમેલનો કરી કેવળ વાતો કરવાથી કયું કામ તમે સિદ્ધ કરી શક્યા એવું આપણને કેટલાક પૂછશે—કેટલાક પૂછે છે જ તેમનું કહેવાનું તાત્પર્ય એવું છે કે આપણે વ્યવહારમાં કાર્યસિદ્ધિ કરી શકીએ નહિ તો નકામાં ભાષણોથી કેવળ કાળક્ષેપ થવાનો, આવો આક્ષેપ ઘણા જૂના વખતથી મૂકાય છે, અને તેને માટે કોઈ નવો ઉતર શોધવાની જરૂર નથી. આ જૂના આક્ષેપના આવર્તનમાં જ તેનું જોસ કમી થઈ ગયું છે. સમજુ માણસો તો કબૂલ કરે છે જ કે યોગ્ય રીતે કરાયલી વાતો પણ વ્યર્થ નથી.

વળી, જ્યાં સુધી કામ કરવું છે ત્યાં સુધી વાતો કરવાની પણ જરૂર છે; કારણ કે કામની વખતે, તેમ જ થોડા સમયની શાન્તિને વખતે, આપણા આત્માને જાગ્રત રાખનાર મુખ્ય સાધન વાતો અથવા ભાષણોનુ ગાન છે. વળી વખતો વખત આપણા સુધારાના સાહિત્યની અને પ્રગતિની આપણે નોંધ લેવાની છે અને આપણા અનુયાયીઓની વ્યવસ્થા રાખવાની છે.

વળી, આપણે ફોગટ વાતો કર્યા કરીએ છીએ એવો આક્ષેપ મૂકનાર કયા લોકો છે? તેમના બે વર્ગ પાડી શકાય,—(૧) આપણી સંસ્થાઓ એવી તો સંપૂર્ણ છે કે તેમા સુધારાને અવકાશ જ નથી એવી કલ્પનાવાળા સુધારાના વિરોધીઓ, અને (૨) સુધારા તરફ કાંઇક વલણવાળા પણ પોતાના વિચારોને કાર્યમાં પરિણત કરવાની શક્તિ રહિત જનો. પહેલા વર્ગના લોકોને આપણો એટલો જ જવાબ બસ છે કે, તમને પોતાને જે કાર્યોમાં શ્રદ્ધા નથી તે કરવાનુ તમે અમને કહો છો તેથી જ તમારૂં વચન સુસ્થિત થતું નથી. અમે કાર્ય કરીએ છીએ તો તમે એકદમ અનેક રીતે અમારા ઉપર આક્ષેપો કરો છો, અમે કંઈ કરતા નથી (અથવા અમે કંઈ કરતા નથી એવું દેખાય છે) ત્યારે પણ તમે અમને છોલવામાં બાકી રાખતા નથી. આવા ટીકાકારોની તો ઉપેક્ષા જ ઘટે બીજા વર્ગોના ટીકાકારોએ પોતાની આંખો ઊઘાડવી જોઇએ અને આ સંસાર સુધારાના પ્રગતિના દિવસોમા દરરોજ જે જે કાર્યો થયા જાય છે તે તરફ નજર કરવી જોઇએ

આવાં સમેલનો કરવાની અગત્ય વિષે વધારે દલીલ કરવાની જરૂર નથી એમ હું આશા રાખું છે. હવે આપણા કામના બીજા અગત્યના ભાગ તરફ આપનુ લક્ષ ખેંચુ છુ, તે ભાગ એ છે કે આપણા કાર્યક્રમ વિષે સંપૂર્ણ વિચાર ચલાવવો. આ સંમેલનમાં આપણે નીચેના ગંના વિષયો ઉપર સંવાદ કરવાનો છે —

૧ લગ્ન સંબન્ધી સુધારા

૨ પુનર્લગ્ન

૩ સ્ત્રીકેળવણી.

૪ નાતજાતનો ભેદ

૫ લગ્નના કાયદામા કરવો જોઇતો સુધારો.

૬ પરદેશગમન

૭ મરણ વખતના રોવાકૂટણા

૮ લગ્ન, મરણ, વગેરેના ખર્ચ

૯ સામાજિક વિશુદ્ધિ.

૧૦ મદ્યનિષેધ.

૧૧ અસ્પૃશ્ય વર્ગની ઉન્નતિ.

૧૨ પડદાનો રિવાજ.

આમાંના દરેક વિષય ઉપર બોલવાની મારી ઇચ્છા નથી; કેમકે જુદા જુદા ઠરાવો ઉપર વિવેચન કરતી વખતે બીજા ભાષણકર્તાઓ એ કામ કરશે. હું તો ઉપરના પ્રશ્નોને સમષ્ટિરૂપે જોતાં તેમાં રહેલાં કેટલાંક તત્ત્વો ઉપર વિવેચન કરીશ.

આપને તરત જ જણાશે કે નં. ૯ ને ૧૦—સામાજિક વિશુદ્ધિ ને મદ્યનિષેધના વર્ગના વિષયોના બાદ કરતાં બાકીના ઘણાખરા પ્રત્યક્ષ રીતે, અને બે ત્રણ પરોક્ષ રીતે, નાતજાતના મહાન અને વિકટ પ્રશ્ન સાથે ઘણા નિકટ સંબન્ધથી જોડાએલા છે. નાતજાતના બન્ધનો અને નાતના અપૂર્વ અને બુદ્ધિના ઉપયોગ વગરના ધારાસંગ્રહને લીધે જ બીજા બધા પ્રશ્નોની મુશ્કેલીઓ ઊભી થાય છે. આ બધી મુશ્કેલીઓનું મૂળ આપણને સહેલાઈથી જડી આવે છે,—અને તે મૂળ નાતની સત્તાનો સીધો અથવા આડો ઉપયોગ તે જ છે. તેટલા માટે, જો બીજી બધી અથવા કોઈ પણ દિશામાં સુધારો કરવો હોય તો નાતનો સુધારો આપણે પહેલો જ પકડવો જોઇએ આમ કહેવામાં અતિશયોક્તિ નથી; કારણ કે પુખ્ત ઉમરનાં લગ્ન સુબુદ્ધિથી કરેલી પસંદગીનાં લગ્ન, વિધવાઓનાં લગ્ન, લગ્નના કાયદાનો સુધારો, પરદેશગમન, લગ્ન તથા મરણ પ્રસંગનાં પુષ્કળ ખર્ચ, અસ્પૃશ્ય વર્ગની ઉન્નતિ,—આ બધામાં નાતજાતનાં હસનીય બન્ધનો જ આડે આવે છે. ઉપરના વર્ગના વિષયો તરફ સુધારાનાં પગલાંને નાત શિક્ષા કરે છે, અથવા તો બાકીના વર્ગના વિષયોમાં સુધારો કરવાની સ્વતન્ત્રતાને નાતના જડ નિયમો સ્વાધીન કરી લે છે. નાતની સંસ્થા જીર્ણ થઈ ગઈ છે અને હાલના જમાનાને પ્રતિકૂળ છે. લોકનું કલ્યાણ કરવાની નાતની સત્તાનો અન્ત આવ્યો છે, અને એક જુના અક્રમ પાપી માણસની પેઠે તોફાન અગર નુકસાન કરવાની સત્તા તેનામાં રહી છે, અથવા તેણે પ્રાપ્ત કરી છે. આ સખ્ત દેખાતા શબ્દો બોલતી વખતે આપણા દેશના જુદા જુદા ભાગમાં ભરાતી નાતોની ઘણી સભાઓ મારી નજર બહાર નથી. પરંતુ નાતના સુધારાને સંસારસુધારાનું મુખ્ય અંગ હું ગણું છું, અને તેથી સંસારસુધારાના મહા પ્રશ્ન વિષે સંકુચિત અને નિયન્ત્રિત વિચારોને અવકાશ ન આપનારાં ઊંચા તત્ત્વો સ્મરણમાં રાખી વિચાર કરતાં, નાતોની સભાઓથી લાભ થશે કે નહિ તે વિષે મને ઘણો શક છે. આ નાતોની સભાઓ ક્વચિત્ ઘણા સંકુચિત અર્થમાં લાભ કરે એ સંભવિત છે. પણ નાતોથી જે લાભ થાય છે તેને કાં તો નાતના બંધારણ જોડે કાંઈ લેવા દેવા હોતી નથી, અથવા તો તે લાભોથી નાતની પોતાની સત્તા તૂટે છે. દાખલા તરીકે, કોઈ નાતની સભા તે નાતમાં કેળવણીના વૃદ્ધિ કરવાનો ઠરાવ કરે તો આવા ઠરાવને નાતના બંધારણ જોડે કાંઈ જ સંબંધ નથી; અથવા પરદેશગમનની છૂટ આપે તો તેનો અર્થ એટલો જ થયો

કે નાતે પોતાની શિક્ષા કરવાની સત્તા છોડી દીધી. આટલો લાભ નાતોની સભાઓથી થાય છે તે કબૂલ કરવું જોઇએ. પરંતુ, મેં હમણાં જ કહ્યું તે પ્રમાણે આવી નાતોની સભાઓથી મનુષ્યજાતની સ્વતન્ત્રતા અને ગૌરવનાં વિશાળ તત્ત્વો જળવાતાં નથી. હાલની નાતો સુધારવાનો એક જ ઉપાય છે, અને તે એ છે કે નાત નાતની વચ્ચેના અન્તરાયો કાઢી નાંખવા અને નાતના બંધારણમાંથી શિક્ષા કરવાનો હક લઇ લેવો. સંક્ષેપમાં કહીએ તો, હાલની નાતોનો સુધારો કરવો એટલે નાતોનાં બન્ધનકારક તત્ત્વોને રજા આપવી. એક જુવાનીઆઓની સભા સમક્ષ હમણાં જ મેં થોડા વિચારો જણાવ્યા હતા તે આ સંબન્ધમાં અત્રે ટાંકવાનુ મને મન થાય છે. મેં કહ્યું હતું કે—

"આપણે આપણા મનમાં સમજીએ છીએ કે નાતનું કામ હવે થઇ રહ્યું છે, અને તે એક મૃતપ્રાય સંસ્થા તરીકે જીવે છે,—જીવે છે તે પણ નુકસાન કરવાને માટે જ. મૃતકલ્પ વસ્તુને જીવાડવાનો પ્રયત્ન વ્યર્થ જ છે. વળી, આપણે પાછે પગે ચાલી વર્ણોની વ્યવસ્થા પણ પુનઃ જાગૃત કરી શકીએ એમ નથી. પાછી દૃષ્ટિ કરવાથી આ ચમત્કાર સિદ્ધ કરાશે નહિ. વળી, યોગ્ય રીતે ઇતિહાસ ઊકેલશો તો જણાશે કે આપણી પ્રાચીન ચાર વર્ણોની વ્યવસ્થા 'વિધિ રૂપે નહોતી પણ વસ્તુ સ્થિતિ જેવી જણાઈ તેની માત્ર નોંધ હતી.' આ પ્રમાણે પ્રો. આનન્દશંકર ધ્રુવે સિદ્ધપુરમાં આપેલા શંકરજયન્તીના પ્રસંગના પોતાના ભાષણમાં ઘણી સારી રીતે દર્શાવ્યુ હતું.* હાલમાં તો નાતના અગણિત વિભાગો થઈ ગયા છે, અને તેની સ્થિતિ ચેતનરહિત જડતાવાળી થઈ છે. તેમાંથી સ્થિતિસ્થાપકતા નષ્ટ થઈ છે. વધારામા, કેવળ કારીગર વર્ગો બાદ કરીએ તો નાતનો ધંધા ઉપર રચાયલો ... પણ લુપ્ત થયો છે, પાશ્ચાત્ય સુધારા સાથેના ઘર્ષણને લીધે વિભાજક બળો ધીમે ધીમે ...ગુ દૃઢતાથી પોતાનુ કામ કર્યાં જાય છે, આ બાબતમાં પણ, સમયનાં ચિહ્ન જોતાં અને ...ન વલણ નિહાળતાં મને જણાય છે કે સંયોજક તત્ત્વોનુ બળ વિભાજક શક્તિઓ આગળ ધીમે ધીમે કમી થતું જાય છે, અને ભવિષ્યમાં કેવી સ્થિતિ પ્રાપ્ત થશે તે ચોક્કસ ... ...પણે અનુમાન કરી શકીએ કે વિભાજક શક્તિઓ અન્તે વિજયી

૨ પુનર્લગ્ન.

૩ સ્ત્રીકેળવણી. ભાગ છોડી હવે હું તેથી પણ મોટા એક ભાગ વિષે બોલવા

૪ નાતજાતનો ભેદ. ...ના મોટા ભાગનો સંબન્ધ નાત જોડે છે; પણ મદ્યનિષેધ ...બધાજ પ્રશ્નોનો આધાર એક મહત્ત્વના તત્ત્વ ઉપર છે,—

૫ લગ્નના કાયદામાં કરવો ...જના દરેક માણસને પોતાના વિકાસને અર્થે મળવી ...રેક વિષયને આ તત્ત્વ ... પડે છે એ જણાવવાની

૬ પરદેશગમન. ...ને, સમજી શકે ... ...ને જણાવવું જરૂરનું ... સ્વેચ્છા કરવાનો ... બંધિયાર હવાને

૭ મરણ વખતનાં રોવાકૂટણાં.

૮ લગ્ન, મરણ, વગેરેનાં ખર્ચ.

બદલે ચારે તરફથી ખુલ્લું વાતાવરણ ઉભું કરવું. આવી સ્વતન્ત્રતાને કેટલાક સમાજભાવનાની સામે થતી વ્યક્તિભાવના કહેશે. પણ આપણે સમાજના મૂળતત્ત્વોની વિરુદ્ધ લડવાનું નથી; આપણે તો જે નુકસાનકારક બન્ધનો (જુના સમયમાં ગમે તેટલાં સારાં હતાં તો પણ) વ્યક્તિના નૈતિક, માનસિક, ને શારીરિક વિકાસમાં આડે આવે છે અને તેથી કરીને આખા સમાજની પ્રગતિને અટકાવે છે, તેમને જ માત્ર તોડી નાંખવાં છે. હું કબૂલ કરૂં છું કે સમાજની બીજી વ્યક્તિઓના હક ઉપર તરાપ મારવામાં ન આવે તેટલા માટે દરેક વ્યક્તિના હક ઉપર અંકુશ મૂકનાર તત્ત્વના પાયા ઉપર સમાજ રચાયો છે; અને સુધરેલા સમાજમાં વ્યક્તિના હક જાળવવાને વ્યવસ્થિત પદ્ધતિ હોય છે. એથી ઉલટું સમાજની પ્રાથમિક સ્થિતિમાં તેમ કરવાને કેવળ બાહુબળનો ઉપયોગ થતો. આપણું કર્તવ્ય સમાજના આ મૂળતત્ત્વને તોડી પાડવાનું નથી. આપણે તો માત્ર એકમેકથી અવિરોધી ન્યાય અને સ્વતન્ત્રતા જોઇએ છીએ. આપણે ફક્ત એટલું માગીએ છીએ કે, કોઈ સ્ત્રી પોતાના દેશની અને પોતાના પરમેશ્વરની સેવાને અર્થે અવિવાહિત રહેવા ઇચ્છતી હોય તો બેશક તેને તેમ કરવા દો; કોઈ વિધવાને ફરીથી પરણવાની ઇચ્છા પરિપૂર્ણ કરવામાં અન્તરાય નડવો ન જોઇએ; કોઈ માણસને પોતાનું ભવિષ્ય સુધારવા સારૂ, અથવા વધારે વિશાળ જ્ઞાન અને શક્તિ મેળવી દેશસેવા કરવા સારૂ, પરદેશ જવાની જરૂર જણાય તો તેને તેમ કરતાં રોકવો ન જોઇએ; એક માણસ બીજા કોઇની સાથે બેસી જમવા ઇચ્છતો હોય અથવા પોતાનાં છોકરાં તેનાં છોકરાં સાથે પરણાવવા ઇચ્છતો હોય તો નાતની કૃત્રિમ દિવાલો આડે આવવી જોઇએ નહિ; એવી રીતે આપણા કાર્યક્રમના બીજા વિષયો વિષે પણ સમજવું. સગીર ઉમરની છોકરીઓને મન્દિરોમાં આપી દેવાના રિવાજને (મોરલી ? લગતો સામાજિક વિશુદ્ધિનો પ્રશ્ન વ્યક્તિની સ્વતન્ત્રતાની સાથે સંબન્ધ રાખે છે; મદ્યનિષેધનો પ્રશ્ન તેમ જ મરણ વખતની રોકૂટનો સવાલ ઉપરના તત્ત્વની બહારનો છે,—મદ્યનિષેધ કરવાનો હેતુ સમાજની અધોગતિ અને નાશ અટકાવવાનો છે, અને રોકૂટ અટકાવવાનો વિચાર અસભ્યતા અને અસંસ્કારની વિરુદ્ધ પોકાર છે.

આપણા કાર્યક્રમમાં રહેલાં તત્ત્વોની પરીક્ષા કર્યા પછી નીચેનો પ્રશ્ન સહજ ઉદ્ભવે છેઃ—

આપણો કાર્યક્રમ સાચો છે એ વાત લોકોને ગળે શી રીતે ઊતારવી ? સામાન્ય હિન્દુવર્ગને માન્ય છે એવાં શાસ્ત્રોનાં વચનોથી આપણે તેમ કરી શકીશું ? અથવા, ન્યાય અને બુદ્ધિના ઉચ્ચ અને સ્વતન્ત્ર ટેકાની મદદ લઇશું ? આ મુદ્દા ઉપર હું આપનો ઘણો વખત નહિ રોકું. મારા કરતાં વધારે સમર્થ માણસોએ ઉપરની બન્ને રીતના લાભાલાભ વિષે ચર્ચા કરી છે. હું એટલું જ કહીશ કે મનુષ્યબુદ્ધિથી રચાયલાં શાસ્ત્રોમાં સ્વતઃપ્રામણ્ય હોઈ શકે નહિ, અને તેથી શાસ્ત્રોને જ પાયારૂપ ગણવાં એ એક દોષ છે. વળી, વિવેચક દૃષ્ટિથી અને ઐતિહાસિક દૃષ્ટિથી જોતાં શાસ્ત્રો તે તે યુગની પરિસ્થિતિનું પ્રતિબિમ્બ માત્ર છે, અને તેથી નવીન યુગમાં—બદલાએલી સ્થિતિમાં—તેનાં તે જ શાસ્ત્રો પ્રમાણભૂત રહી શકે નહિ. બીજી બાજુએ જોતાં, ન્યાય અને બુદ્ધિનાં સ્થાયી તત્ત્વો બધી સ્થિતિઓમાં સર્વદા ટકી રહે છે.

પ્રગતિના પ્રમાણમાં જુદી જુદી અવસ્થાઓ દર્શાવનારા ફેરફારો વગર અટચણે થયા જાય છે, તેથી કાંઈ ન્યાય અને બુદ્ધિના સ્થાયી તત્ત્વોને જરા પણ હાનિ પહોંચતી નથી. મારા અભિપ્રાય પ્રમાણે આ સ્થાયી તત્ત્વોનો જ આધાર સાચો છે, અને તેથી વ્યવહારમાં મુશ્કેલી પડતી નથી. ઉપરના આધારે નિકળેલાં અનુમાનોને આપણા પ્રાચીન શાસ્ત્રોનો ટેકો મળતો હોય તો બેશક આપણે બન્નેને સાંકળી દેવાં જોઇએ. તેથી એમ જણાશે કે પ્રાચીન ભારતવર્ષમાં સુધારાની ઉચ્ચ દશાના યુગમાં સામાજિક સંસ્થાઓની ભાવનાઓ, જે તત્ત્વોને હાલ આપણે વખાણીએ છીએ તે જ તત્વો ઉપર અવલંબી રહી હતી; અને હલકી ભાવનાઓવાળાં શાસ્ત્રોનાં વચનો અધોગત થયેલી સમાજની અમુક સ્થિતિ દર્શાવે છે એમ સમજવું. આ નીચી સ્થિતિ ઉચ્ચ દિવસો રૂપી સ્વચ્છ આકાશ ઉપર થઈ પસાર થતાં શ્યામ મેઘ સમાન હતી આ અભિપ્રાય સંગીન છે એમ આપણો પ્રાચીન અને મધ્યકાલીન ઇતિહાસ યોગ્ય રીતે ઊકેલનારને જણાયા વગર રહેશે કહિ. વસ્તુસ્થિતિ આમ હોવાથી, મુંબઇ ઇલાકાના છેલ્લા વસ્તીગણતરીના રિપોર્ટમાં એક બે વિચિત્ર કથનો જોઈ મને અચંબો થયો. તે રિપોર્ટ લખનાર કહે છે:—

"પુખ્ત ઉમરે નહિ પહોંચેલી કન્યાનું લગ્ન ધર્મપુરઃસર છે, અને તેવી કન્યાનું લગ્ન ન થાય તો તેના પૂર્વજોને પાપ લાગે એવું કહેનારાં કેટલાંક વચનો શાસ્ત્રોમાં છે; પરંતુ જે સમયે વેદો લખાયા હતા, તે સમયે બાળલગ્ન થતાં નહોતાં એમ સમજાય છે." વળી,

"હિન્દુ સિવાયની કોમોમાં બાળલગ્ન ઓછાં હોવાથી અને હિન્દુધર્મશાસ્ત્રમાં બાળલગ્ન વિહિત હોવાથી એમ સૂચવાય છે કે પ્રાચીન સમયમાં જે આર્યો આ દેશ ઉપર ચઢી આવ્યા તેમણે બાળલગ્નનો રિવાજ હિન્દમાં દાખલ કર્યો, અને ત્યાર પછી નીચલી કોમોએ પોતાની ઉપરની નાતોનો દાખલો લઈ બાળલગ્ન પોતામાં દાખલ કર્યું." §

પહેલા કથનમા વિરુદ્ધ મત દર્શાવનારાં અસંખ્ય શાસ્ત્રોનાં વચનોની ઉપેક્ષા જ થઈ છે, અને ઈ. સ. ૧૮૯૦–૯૧ માં સમતિવયના કાયદાને લગતી ચર્ચામાં ખોટી ઠરેલી બાબતને આગળ ધરવાથી આપણા પ્રાચીન ઇતિહાસનો એકદેશીય અને ખોટો ખ્યાલ આપવામાં આવ્યો છે. બીજા કથનમાં પૂર્વોક્ત દોષ ઉપરાંત પરસ્પર વિરુદ્ધ વચનો છે; કેમકે પહેલા કથનમાં લેખકે કબૂલ રાખ્યું છે. કે વૈદિક કાળમાં બાળ લગ્ન નહોતાં, છતાં બીજી જ ક્ષણે આ કથનમાં પરદેશથી આવેલા આર્યોએ બાળલગ્ન દાખલ કર્યાં એમ કહ્યું છે ! ખરેખર, તે લેખક એમ ભાગ્યે જ કલ્પી શકે કે વેદો આર્ય લોકોના પહેલાંના અનાર્યોએ લખ્યા હશે !

ત્યારે તો, 'ન્યાય અને બુદ્ધિ'—એ જ આપણું સૂત્ર છે અને તે જ આપણો મન્ત્ર છે. આપણો પંથ આ મૂળતત્ત્વથી પ્રેરાશે, અને આ જાગ્રત્ તત્ત્વ મનુષ્યના અન્તઃકરણને

§ હિન્દુસ્થાનનું વસ્તીપત્રક, ૧૯૧૧, ગ્રન્થ ૭ મો, મુંબઈ, ભાગ ૧, રિપોર્ટ પ્રકરણ ૭ મુ. સામાજિક સ્થિતિ, પૃ. ૧૧૫, પૅરા. ૧૭૦.

નિઃસંદેહ જણાશે. તેમાંથી આપણા પંથના બીજા સર્વે મન્ત્રોનો ઉદય થશે; જેવા કે આત્મમાન, પ્રતિષ્ઠા, સત્ય, ભ્રાતૃભાવ, (અને તેનું આવશ્યક અંગ) દુર્બળ અને દુઃખી પ્રત્યે સમભાવ, અને નિર્ભય ને અનન્ય કાર્ય પરાયણતા. આ મૂળતત્ત્વો પાયા તરીકે સ્વીકારીને આપણે આપણા કાર્યક્રમનો વિકાસ થવા દેવો. આ મૂળતત્ત્વોની અવગણના કરવી, અથવા તેનાથી વિરુદ્ધ કાંઇ પણ કાર્ય કરવું, અથવા તેની સાથે અસંગત કાર્ય કરવું—એ આપણા પંથથી વિપથગામી વર્તન છે. આ તત્ત્વોમાં મારી દૃઢ માન્યતા હોવાથી મને કેટલીક ખેદ અને કેટલીક નિરાશા થાય છે, કે કેટલાક સાચા સુધારકો—સાચા સુધારકો હોવાં જોઇએ એવા મનુષ્યો પણ—નાતના જુલમને તાબે થાય છે, નાતનો નિરુલ્લાસક ('unennobling') આશ્રય લેછે, પોતાને જેમાં શ્રદ્ધા નથી એવાં પ્રાયશ્ચિત્ત કરે છે, અને તે પણ જે કાર્યો પોતે કદાપિ પાપી અથવા ખોટાં ગણ્યાં નથી તેવાં કાર્યોને માટે જ. આવા વર્તનથી જે નૈતિક અવનતિ અવશ્ય થાય છે તે વિષે તો હું કાંઈ બોલતો જ નથી. તે તે વ્યક્તિને હાનિ થાય છે તે ઘણી મોટી છે. પરંતુ આથી સંસારસુધારાના મહાકાર્યને જે હાનિ પહોંચે છે તે તેથી પણ મોટી છે. આવાં પ્રાયશ્ચિત્તથી નાતની સત્તા ઢીલી પડે છે અને સુધારાનો માર્ગ મોકળો થાય છે એવો લૂલો બચાવ—બાહ્ય સ્વરૂપથી સુન્દર દેખાતો બચાવ—મને ગ્રાહ્ય નથી. નાતની સત્તાને શરણે થવું, અર્થાત્ તે સત્તા ખુશી રીતે માન્ય કરવી,—આથી નાતની સત્તાનો ઇનકાર કર્યો અથવા તેને નબળી પાડી એમ શી રીતે કહી શકાય તે હું સમજી શકતો નથી. કેદમાં જતો ગુનેગાર એમ કહે કે સજા તો માત્ર ગુનાની કિંમત છે, અને તેથી ગુનો ફરી કરવાને છૂટ મળે છે, અને આવી રીતે રાજ્યની સત્તા નબળી કરી શકાશે, આ વિપરીત વચનમાં સત્ય છે? (અલબત, આ દૃષ્ટાંત સર્વાંશે લાગુ પડતું નથી, કારણ કે રાજ્યની સત્તા જનસમાજના શ્રેયને અર્થે કાર્ય કરે છે અને નાતની સત્તા જનસમાજના કલ્યાણમાં અવરોધ કર્તા છે.) ના, આ પ્રાયશ્ચિત્તરૂપી કહેવાતા ઉપાયથી વીરત્વ નાશ પામે છે અને કાયરપણું પ્રગટે છે. સંસારસુધારાના કાર્યને જુદું પાડવાથી, તેના ચૈતનના સાચા ઝરામાંથી તેને વિભિન્ન કરવાથી, ઊંચી ભાવનાઓના ખરા પાયાથી તેને દૂર રાખવાથી, અને સઘળાં મોટાં અને ઉચાં કાર્યોના પ્રવાહોને જીવન્ત રાખનાર ધર્મ સાથે તેને નહિ સાંકળવાથી આવાં પરિણામ આવે છે.

ઉપરનાં મારાં વચનોમાં કેવળ વાક્પટુત્વ જ છે એમ ધારશો નહિ. મેં આગળ જણાવ્યું છે તે ઉપરથી સ્પષ્ટ સમજાશે કે હું કર્મનો (action) પણ ઉપદેષ્ટા છું. અત્ર મેં કર્મની આધારભૂત ભાવનાઓ ઉપર માત્ર ભાર મૂકી બતાવ્યો છે; અને આપણાં કાર્યોને ખરે રસ્તે દોરવા માટે એમ કરવું જરૂરનું જણાયું છે. આ પ્રમાણે તત્ત્વોનું વિવેચન કર્યા પછી, આપણે સમષ્ટિરૂપે અત્યાર સુધી જે કાર્ય સિદ્ધિ કરી છે તેના કરતાં વધારે વિશાળ કાર્યપ્રદેશમાં વિચરવાને શા શા પ્રયત્નો કરવા જોઇએ તેની દિશા હું બતાવું છું. સમષ્ટિરૂપે કાર્ય કરવામાં વ્યવસ્થાની પ્રથમ જરૂર પડે છે અને વ્યવસ્થાની બાબતમાં સામ્રાજ્યના અંગ્રેજ બન્ધુઓની કેટલીક વિચારવાળી અને પરિપક્વ પદ્ધતિઓ આપણે ગ્રહણ કરવી જોઇએ. તેઓ કદી છૂટું છવાયું કામ કરતા નથી. વ્યવસ્થા, આગ્રહ, અને જે વિચારો

ફેલાવવા છે તેનો અનેક રીતે પ્રસાર— આ મર્વમાં તેમને શ્રદ્ધા હોય છે. આ કાર્ય પાર પડવાને આખા ઇલાકાને માટે એક ખરેખરૂ કામ કરનારૂં મંડળ આપણે જોઇએ; અને તે મંડળના સભ્યો પાસેથી આપણે નિયમસર ફી લેવી જોઇએ. ફીના બે ત્રણ વર્ગ રાખવા જોઇએ, જેથી બધાને અનુકૂળતા થાય. આપણે પોતે જ ફી આપીને કામનો પ્રારંભ કરવો જોઇએ. આપણી પાસે એક કાયમનું ફંડ જોઇએ, કારણ કે પૈસા વગર કાંઈ પણ સંગીન કામ થઈ શકે નહિ. ત્યાર પછી આપણે આપણા મહાકાર્યમાં સમભાવ રાખનારા શેઠીઆઓ પાસે જઇશું, અને આપણું કાયમનું ફંડ વધરાવીશું અથવા સુધારાને લગતાં કામોને માટે ખાસ રકમો આપવા તેમને વિનવીશું. આપણા મંડળને માટે કામ કરનારા બે પગારદાર સેક્રેટરીઓ આપણે જોઇએ; તેઓ હંમેશ મંડળનું કામ કરે, વસ્તુસ્થિતિનો અભ્યાસ કરે, ખાસ આંકડાઓ એકઠા કરે, અગત્યના પ્રશ્નો વિષે લોકોને તેમ જ સરકારને રજુ કરવાના ખરડાઓ તૈયાર કરે; સંક્ષેપમાં, આપણી સંસ્થાને જીવન્ત બનાવે. વળી, આપણે ઓછામાં ઓછા ત્રણ પગારદાર વ્યાખ્યાનકારો રાખવા જોઇએ; એક ગુજરાતી જિલ્લાઓ માટે, એક મરાઠી જિલ્લાઓ માટે, અને એક કાનડી જિલ્લાઓ માટે. તેઓ હમેશ પોતપોતાના જિલ્લાઓમાં ફર્યા કરે, લોકોની સમક્ષ સંસાર સુધારા ઉપર વ્યાખ્યાન કરે, સુધારાનાં કાર્ય કરવા ઇચ્છનાર સ્ત્રીપુરૂષોને મદદ કરે, અને સામાન્ય રીતે ઉત્સાહ અને ચતુરાઇથી આપણા કામની વૃદ્ધિ કરે. થોડા સમય પછી, દક્ષિણની એક ઘણી જ લાભકારક સંસ્થાને આપણા કાર્યક્રમમાં આપણે ઉમેરી શકીએ,—તે સંસ્થા 'કીર્તન' છે. સંસારસુધારાને લગતા વિષયો ઉપર કીર્તનો કરી શકે એવી શક્તિવાળા મનુષ્યોને આપણે પગાર આપી રાખી શકીએ. છેવટે, સંસારસુધારા વિષેનાં ચોપાનીયાં, પત્રિકાઓ, અને નિબન્ધો છપાવી તે સંબન્ધનું સભ્તુ સાહિત્ય સારી પેઠે પ્રસારવું જોઇએ. ટૂંકામાં, પાશ્ચાત્ય પદ્ધતિ પ્રમાણે આપણે વ્યવસ્થા રાખવી, આગ્રહ રાખવો, અને કામમાં મંડયા રહેવું; અને તેમ કરવામાં પાશ્ચાત્ય પદ્ધતિઓનું માત્ર બાહ્ય સ્વરૂપ લેવું નહિ પણ તેમનું અન્તરતત્ત્વ ગ્રહણ કરવું જોઇએ. આમ કરીશું ત્યારે જ આપણાં કાર્યનો પરિપાક વહેલો થશે. કહેવું કાંઇ અને કરવું કાંઇ એવો આક્ષેપ સુધારકો ઉપર મૂકાય છે તે ખરેખર અયોગ્ય જ છે; પરંતુ ઉપર બતાવેલી પદ્ધતિનાં જેવું કામ સુધારાવાળાઓ કરતા નથી એમ કહેવાતું હોય તો તેમાં કાંઇક સત્ય રહેલું છે. વધારે નહિ તો વીસ વર્ષ પહેલાં આવું પદ્ધતિપુરઃસર કામ શરૂ થયું હોત, તો આપણું આ મહાકાર્ય લોકોની સમક્ષ વધારે જોસથી ખડું થયું હોત; અને સંસારસુધારાનો પ્રવાહ પાછો વહે છે અથવા તો સ્થિર થઈ ગયો છે એવો ખોટો ખ્યાલ લોકોના મનથી ક્યારનોએ નીકળી ગયો હોત.

સુધારાનો પ્રવાહ ખરેખર સ્થિર થઈ ગયો છે? આપણા વિરોધીઓ કહે છે એ અર્થમાં બેશક નહિ જ. ચારે ગમ નજર કરો અને તમે જ જુઓ. મેં ઉપર બતાવ્યું તે પ્રમાણે, સુધારાના 'પ્રશ્નો તરફ . લોકોની લાગણી અને વૃત્તિ પ્રગતિના પંથે વળી છે, અને દ્રઢતાથી લોકો સુધારાનાં કાર્યો પણ કર્યા જાય છે. લગ્નના કાયદા વિષેના ઑન. મિ. ભૂપેન્દ્રનાથ બસુના બિલ તરફ' નજર કરો. તે બિલના પરાજયમાં જ તેના વિજય દેખાય છે,

કારણ કે તે બિલની તરફેણમાં થયેલો અત્યન્ત આગ્રહ સ્પષ્ટ સૂચવે છે કે દેશનો બુદ્ધિશાળી વિભાગ તે તરફ સમભાવવાળો હતો. દસ વરસ અગાઉ જે લોકો જરૂર તેની વિરુદ્ધ પડે એવા હતા તે જ લોકોએ આ બિલને ખુલ્લી રીતે ટેકો આપ્યો હતો. વળી, મુંબાઈમાં કાશીબાગમાં થયેલું હમણાનું જ પ્રીતિભોજન જુઓ. ચાળીસ વરસ પહેલાં તો આવો બનાવ, બલ્કે આવા બનાવનો વિચાર, અસંભવિત જ હતો.

નહિ નહિ, સુધારાનો પ્રવાહ સ્થિરતાને પામ્યો નથી, પ્રવાહ, પ્રવાહની ગતિ, આપણે જોઈ શકતા નથી; કેમકે તે ગતિ ધીમી છે. કંઇક મન્દ છે, અને વળી આપણે છૂટક છૂટક દૃષ્ટિથી તે જોઈ શકીએ નહિ. આકાશના પ્રદેશમાં જોસથી ચાલતી આ પૃથ્વીની ગતિ આપણે કયાં જાણી શકીએ છીએ ? સંસારસુધારાની પ્રગતિની લાગણી કંઈ અંશે તેને મળતી આવે છે. આપણા વિરોધીઓને જે કહેવું હોય તે ભલે કહે. મારે તેમની સાથે લઢવું નથી. તેમની દૃષ્ટિ આપણા કરતાં જુદી છે. આ આપણા અમિત્રરૂપી મિત્રોને હું એટલું જ કહીશ કે, 'તમારો વિરોધ અમને પ્રિય છે. તમારા વિરોધથી અમે જબરા બનીએ છીએ, મુશ્કેલીઓ દૂર કરવાની અમને શક્તિ મળે છે, અને કોઈ કોઈ વાર અમને અમારી ભૂલો જણાય છે. માટે તમારો ખરા દિલથી અમે ઉપકાર માનીએ છીએ.' આપણા કાર્યના સાથીઓને હું વિનવીશ કે, "ભાઇઓ, આપણી ભાવનાઓને અને આપણા પંથને વળગી રહેજો. ડહાપણથી વિચાર કરજો, અને વીરત્વથી કામ કરજો, નીચ અને નિરુલ્લાસક કાર્યોને તિરસ્કારજો. મુશીબતો આવી ખડી થાય તો અધીર બનશો નહિ. સંસારસુધારાનો પ્રવાહ સ્થિર થઈ ગયો છે એમ માની નિરાશ થશો નહિ. નમ્રત્વ અને વીરત્વ બન્નેને એકઠાં ભેળવી, ઇશ્વરના સૈનિકો તરીકે બધા એક સાથમાં પ્રગતિને પંથે પળો, અને પ્રભુ કરશે તો આપણે વિજય તરફ પ્રયાણ કરીશું !"§

ભાષણકર્તા: નરસિંહરાવ ભોળાનાથ.

ભાષાન્તરકર્તા: સાકરલાલ અમૃતલાલ દવે.

---

§ આ લેખના ત્રીજા પેરેગ્રાફમાં "આદર્શશક્તિને લીધે હતો" એ શબ્દો પછી ભાષાન્તરમાં રહી ગએલું તે નીચે પ્રમાણે ઉમેરી લેવું:—

વળી, જે પ્રતિભાશાલી મહાપુરુષે પોતાની અતિસમર્થ અને દૂરદર્શી બુદ્ધિથી અનેક ભાષણોદ્વારા આપણા કાર્યનાં માર્ગદર્શક તત્ત્વો સ્થાપિત કર્યા, અને એક સુજ્ઞ નેતા ને ફિલસૂફ તરીકે આપણા કાર્યની આમરણાન્ત સેવા બજાવી, તેમનું નામ મારાથી કેમ ભૂલી જવાય ? તે મહાપુરુષ બીજા કોઈ નહિ, પણ આપણા મહાદેવ ગોવિન્દ રાનડે જ છે.

# અખાનો કાગળ.

૪.

( ઘોળ. )

શીલરૂપી ખડીઓ કર્યો રે, માંહી પ્રેમરૂપી રૂશનાહી,
બુદ્ધિ કલમ સત્સની રે, માંહી વિધવિધ અંક ભરાય·
કાગળ સતગુરુ લખે.

એના વિરલા તે વાચણહારઃ કાગળ સતગુરુ લખે

વિચાર અક્ષર જ્યાં લખ્યો રે, વિવેક તણી ત્યા ઓળ;
સૂરત નૂરત લીટી કરી રે, ત્યારે ઉઘડી પશ્ચિમ પોળ
કાગળ સતગુરુ લખે

શમ ગુણ કાનો માત્રા રે, માયા ઉપર શૂન્ય;
એમાં પુરી પૂરણબ્રહ્મ છે રે, એને નહીં રે પાપ ને પુણ્યઃ
કાગળ સતગુરુ લખે.

જ્ઞાન વૈરાગ્યની દેહ ધરી રે, માહે જુગપણાનો જીવ;
ભક્તિ આભૂષણ પ્હેરીઆં રે, એને જાણે શક્તિ ને શિવઃ
કાગળ સતગુરુ લખે

બડે બડે પંડિત પ્હડી મુવા રે, પ્હડી મુના વેદ પુરાણ,
એક અક્ષર ના ઉકલ્યો રે, એ તો કાગળ કોરો કહેવાય·
કાગળ સતગુરુ લખે.

અન્ધે કાગળ વાંચીઓ રે, બહેરે સુણી વાત;
આ ગૂંગે ચર્ચા બહુ કરી રે, ગુણ ગાય તે અખો દાસઃ

કાગળ સતગુરુ લખે.

---

* આ કાવ્ય મ્હને મ્હારા સન્મિત્ર–'કહાનવા બગવા' ના મહારાજ શ્રી તરફથી પ્રાપ્ત થયું છે.
सागर.

# પ્રયોજિત પરિહાસનાં માઠાં પરિણામ.

" હું જીવતો છું ? કે મરી ગયો છું ?—મરી ગયો છું, તો ભૂત થયો છું કે શું ?"—

આ વિલક્ષણ પ્રશ્નપરંપરા, હસવા જેવી જણાતી, એક વિલક્ષણ ડાહ્યાઘેલા પુરુષે મ્હને પૂછી હતી. વાત એમ બની. હું હિમાલયના સૌન્દર્યનાં વર્ણનોથી આકર્ષાઈને એ અનુપમ ગિરિરાજ તરફ પ્રવાસે ગયો હતો. સિમલામાં થોડુંક રહી પાછા આવતાં હરદ્વાર ગયો. ત્હાં એક સમયે સાયંકાળે હિમાલયનાં બરફછાયાં શિખરોને સુવર્ણમય બનાવતાં સૂર્ય કિરણોની રેખાઓ તરફ એકાગ્રચિત્તથી જોતો જોતો હું આત્મવિમૂઢ બન્યો હતો. એ વખતે એકાએક મ્હને સમાધિમાંથી જાગૃત કરનારો ચમકાવનારો શબ્દધ્વનિ કહિંકથી ઉત્પન્ન થયો:—"હું જીવતો છું ? કે મરી ગયો છું ?"—મરી ગયો છું, તો ભૂત થયો-છું કે શું ?"

પ્રથમ તો હું કશું સમજી ના સક્યો. ક્ષણવાર એમ લાગ્યું કે આ ધ્વનિ મ્હારા અંતરાત્મમાંથી જ ઉત્પન્ન થઈ મ્હારી સમાધિલીન સ્થિતિને અનુલક્ષીને મ્હારો આત્મા મ્હને જ પ્રશ્ન કરે છે. પણ બીજીવાર એ જેવો ધ્વનિ સંભળાયો એટલે તરત મ્હારી બાજુએ ફરીને મ્હેં જોયું તો એક ભગવાં વસ્ત્ર પ્હેરેલો પુરુષ દીઠો, અને ત્હેણે ત્રીજીવાર એ પ્રશ્નમાળા ગંભીર સ્વરે ઉચ્ચારી. હું વાણીમૂઢ થઈ ગયો અને એ આકર્ષક મૂર્તિના બાહ્ય સ્વરૂપનું તાકી તાકીને નિરીક્ષણ કરવામાં રોકાઈ ગયો. ભગવી કફનીની અંદરથી એક સાદું ભગવા રંગનું શર્ટ—ગળા આગળથી—ડોકિયાં કરતું હતું; ભગવા રંગના પાટલુનની નીચે ભગવાં મોજાં જરાક જણાઈ આવતાં હતાં, અને તે ઉપર પગે ભગવા રંગનાં કેનવાસનાં શુઝથી આ નવીન જમાનાના અર્ધસંન્યાસની નિશાનીઓ સંપૂર્ણ થતી ના હોય તો માથે રાખેલા ટૂંકા ટૂંકા વાળ અને વચ્ચેની સીધી સેંથીથી એ સંપૂર્ણતા થાય એમ હતું.

દેખાવ જોતાં એ આભાસસંન્યાસીની ઉમર ૪૦ વર્ષની આસપાસ હોય એમ લાગતું હતું. આંખ્યો કાંઈક ફાટેલી, અને હજારો માઈલ દૂર રહેલી વસ્તુ જોવાને મથતી હોય હેવી, જણાતી હતી. કપાળ સાંકડું, નાકનાં નસકોરાં પ્હોળાં, ગાલ બેઠેલા, હોઠ જાડા ઊપસેલા, કાન માથાના પ્રમાણમાં કાંઈક મ્હોટા, મૂછો કાબરચીતરી અને ભરાવદાર, હડપચી લાંબી, ગરદન ટૂંકી;—આમ દેખાવ જોતાં કાંઇ પણ વિલક્ષણતાની અસર થાય એમ ન્હોતું. માત્ર વાણીમાં વિલક્ષણતા હતી. ફરીથી એ વાણી નીકળી:—

"હું તે હું કે બીજો છું ? મ્હારી પત્નીનો પતિ, મ્હારાં પુત્રપુત્રીનો પિતા, હું કે કોઇ બીજો ?"

આ પ્રશ્નો વળી વધારાના નીકળ્યા.

પાસે નદીમાં સ્નાન કરનારો એક બ્રાહ્મણ બોલ્યોઃ—

" પાગલ સ્વામી ! આ યાત્રાળુને પૂછો; એ નવા જ આવેલાછે. ત્હમારા કુટુમ્બના અને કવિત્વકીર્તિના સમાચાર વખતે એ લાવ્યા હશે. "

મ્હને આ 'સ્વામી' તરફ કાંઇક સમભાવજનિત આકર્ષણ થયું અને હેને એક એકાન્ત સ્થળે ઝાડ નીચે બેસાડચો અને સાથે હું બેઠો. એ શાન્ત થયો જણાયો; એટલે મ્હેં હેને ધીરે રહીને કહ્યુંઃ—

" સ્વામીજી ! ત્હમારા ગૂઢ પ્રશ્નોનો ભેદ સમઝાતો નથી. કાંઇ બાધ ના હોય તો ખુલાસો કરશો ? "

પાગલ સ્વામી બોલ્યાઃ—" જુઓ ભાઈ ! મ્હારો વૃત્તાન્ત આજ સુધી કોઇને કહ્યો નથી; ત્હમે મ્હારા દેશના હો એમ જણાયછે તેથી મન ખોલીને આજ વાત કરુંછું. મ્હારા આ પ્રશ્નોના વિચિત્ર સ્વરૂપને લીધે લોકોએ મ્હને પાગલ સ્વામી નામ આપ્યુંછે. પરંતુ હું 'પાગલ' નથી માત્ર વ્યવહારજ્ઞાનમાં ગોથું ખાધુ એટલો 'પાગલ' ખરો. જુઓ, વાત માંડીને કહું. "

આમ કહી હાથમાંનો દંડ હેમણે જમીન ઉપર મૂક્યો; ક્ષણવાર વિચારલીન થયા; પછી આવેશમાં આવીને બોલ્યાઃ—

" હું પાગલ ? હું અણુ માત્ર પાગલ નથી. મ્હેં જાણી જોઈને, ઊંચા ઉદ્દેશથી, કરેલા કૃત્ય માટે મ્હને પાગલ કહેનાર જ પાગલ, શતવાર પાગલ, સહસ્ત્રવાર પાગલ ! "

આમ કહી વળી થોડી વારે ટાઢા થઈને સ્વામી બોલ્યાઃ—

" મ્હારી કથા ક્યહાંથી શરૂ કરું ? ગર્ભથી શરૂ કરીશ. હું જન્મ્યો ત્ય્હારથી જ અપૂર્વ મહત્તાનાં ચિહ્ન મ્હારામાં પ્રગટ થયાં હતાં. જન્મતાં હું રોયો તે પણ સુરમાં રોયો હતો—બેસુરો ન્હોતો થયો—એમ મ્હારી ફોઈ મ્હને, હું મ્હોટો થયો ત્ય્હારે, કહેતાં હતાં. શો એ ફોઈનો મ્હારા ઉપર વ્હાલ ! અસ્તુ.

હું દસ વર્ષનો થયો તેટલામાં તો કવિત્વશક્તિનાં બીજ પ્રગટ રીતે અંકુરિત થયાં. જુઓ, હેમાંની થોડી વાનગી. "—

આમ કહી બગલમાંથી એક પોટલું કાઢ્યું. એ ભગવા રૂમાલે વીંટેલું હતું. માંહિંથી અનેક જૂના થયેલા કાગળો કોઇ આખા, કોઇ ફાટેલા, કોઇ ચબરખીઓ જેવા, કોઇ આવેલી ચિઠ્ઠીઓની પછાડી પોતાના લેખ લખેલા, હેવા કાઢ્યા. માંહિંથી એક ચિઠ્ઠી પછાડી લખેલો લેખ લઈને મ્હને બતાવ્યો, અને કહ્યુંઃ—

" જુઓ, આ મ્હારા અક્ષર, મ્હારા બાલ્યકાળના અક્ષર ખરા ? "

મ્હેં આ સ્વામીને જન્મમાં પ્રથમ જ આજ દીઠા તેથી વગર સંકોચે મ્હેં હા કહી.

"મ્હારા બાલકાળના અક્ષરમાં અને પ્રૌઢ વયના અક્ષર વચ્ચે કશી ફરક નથી—એ એક ખૂબી મ્હારી છે."

આ વચન સાંભળી હું હેમની તરફ માન અને અદ્ભુત ભાવ દર્શાવનારી નજરથી જોવા લાગ્યો.

એ સંતુષ્ટ થયા. પછી બોલ્યાઃ—

"લ્યો બે જ વાનગીઓ બસ થશેઃ—

શેરીમાં ઊભો આ શ્વાન,
તેનો અરથ કહો મહેરબાનઃ
સાચો અરથ બતાવો સહી,
તો કુતરું એ કરડે નહિં.

—આ મ્હેં સાત વર્ષની ઉમરે રચેલી ચોપાઈ છે. મ્હારા વડીલ તો આ સાંભળી મગરૂર અને હર્ષિત થયા અને કોઇ માસિકમાં છપાવવાને મોકલવાની મ્હને સલાહ આપવા લાગ્યા. પણ મ્હારા કાકાએ હેમને રોકયા, મ્હારી ચોપાઈ ને હસી કાઢી, અને હેમાંથી દોષ બતાવવા લાગ્યા. વાત એ હતી કે પોતે—મ્હારા કાકા—કવિતા કરનારા હતા; એટલે ટીકા કરવાનો હક પણ પોતે માની લેતા; પણ વસ્તુતઃ ઈર્ષ્યાનું કારણ હતું. મ્હને તે વખતે એમ લાગ્યું; અને હજી પણ મ્હારો એ શક દૂર થયો નથી."

મ્હને આ કાવ્યની ગૂઢ ખૂબીઓ જણાતી ન્હોતી, છતાં મૌન એ સભ્યતાનું મુખ્ય અંગ મનાયછે તે સ્મરણમાં લાવી પ્રશ્ન પૂછવાની વૃત્તિને મ્હેં રોકી રાખી.

સ્વામીજી ઉલટયાઃ—"જુઓ, આ બીજી વાનગી, રચનાદ્વિતીયા, વય વર્ષ બારઃ—

'એલાતજ'ની કીર્તિ ગાઉં:
એ લાત જ મારંતી ગૌ;—
એલા–તજ–નો કરું મુખવાસ;
એલાતજમાં મુજનો વાસ;
તાત કહે તું એલા તજ;—
(પણ) એ આજ્ઞાને ધરે લાત જ.

આ અખાના છપ્પાના માપનો છપ્પોછે. હેમાં શબ્દશ્લેષ, અર્થશ્લેષ, ઇત્યાદિ અનેક ચમત્કાર છે."

મ્હારાથી ના રહેવાયું, પણ અશ્રદ્ધાને સંમાનયુક્ત કુતૂહલના કપટવેશમાં સંતાડીને મ્હેં આખર પ્રશ્ન કર્યો:—

"સ્વામીજી! મ્હને તીવ્ર જિજ્ઞાસા થાયછે. આ બે કાવ્યોના ગૂઢ અર્થ અને ચમત્કાર બતાવી જ્ઞાનલાભ આપશો ?"

પ્રસન્નવદન થઈ પાગલસ્વામી બોલ્યા:—

"ત્હમે એ કાવ્યોની ગૂઢ ખૂબી ના સમજો હેમાં આશ્ચર્ય નથી. મ્હોટા મ્હોટા પંડિતો પણ ન્હોતા સમજી સકતા; અને પોતાના એ અજ્ઞાનને લીધે હાવાં ઉત્તમ કાવ્યને કવિત્વહીન ઠરાવતા. પણ જ્યારે મ્હારા મિત્રોના મંડળમાં ગૂઢ અર્થ ખોલીને હું સમજાવતો, ત્યારે એઓ ફિદા ફિદા થઈ જતા. જુઓ—પેલી ચોપાઈ લ્યો.—મ્હેં એક શેરીમાં કૂતરો ઊભેલો દીઠો; આ સામાન્ય બનાવમાં પામર જનને કશો કવિત્વપોષક અંશ ના જડે. પરંતુ ખરા કવિને હેમાંથી પણ પ્રેરણા મળે. હેનો ગૂઢ ધ્વનિ આ છેઃ—

'આ જીવનરૂપી શેરીમાં પાપરૂપી શ્વાન ઊભોછે; એ સાચું તત્ત્વ સમજશો તો એ પાપરૂપી કૂતરું તમને કરડશે નહિં; પાપનો દંશ ત્હમને નહિં થાય '—કેમ આ ગંભીર જીવન-તત્ત્વ બતાવનારૂં કાવ્ય અનુપમ નથી ?"

મ્હારી તરફથી સંમતિની અપેક્ષા સ્વામીજી રાખતા હોય એમ જણાતું ન્હોતું—હેમના ઉત્સાહના ઉદ્ગારનો પ્રવાહ અપ્રતિહત રાખવામાં ભય ન્હોતો, એટલે હું ચૂપ રહ્યો. પાછો પ્રવાહ ચાલ્યો:—

"બીજું કાવ્ય, છપ્પો, લ્યો—ત્હમે જાણતા હશો કે એલાતજ નામનું એક ગામ ગુજરાત પ્રાન્તમાં છે."

મ્હેં પૂછ્યું:—"કિયું ગામ ? મલાતજ ?"

સ્વામી બોલ્યા:—"ના, ના; મલાતજ તો વ્રજલાલ શાસ્ત્રીનું ગામ. આ તો એલાતજ; એ મલાતજથી બહુ દૂર નથી. એ ગામ તે મ્હારી જન્મભૂમિ; મ્હારી જન્મભૂમિ ઉપરનો મ્હારો પ્રેમ કોઇ પણ દેશભક્તને હઠાવે હેવો છે; તે જ પ્રમાણે એળચી, તજ, ઇત્યાદિ પદાર્થો ઉપર પણ મ્હારી પ્રીતિ બાળપણથી જ બળવતી હતી. એ બંને ભાવને એક જ ગૂંથણીમાં કળાથી ગૂંથનારો આ છપ્પો છે. આમ ગૂઢ અર્થ છે:—

ચરણ ૧ લું—'એલાતજ' એ શબ્દની કીર્તિ હું ગાઉછું; હેમાં એટએટલા અર્થના ગૂઢ ભેદ સમાયાછે.

ચરણ ૨ જું—પરંતુ એ ગૂઢ અર્થ જડવા બહુ કઠણ છે—તેથી એ શબ્દ એ લાત જ

મારનારી ગૈ ( ગાય ) છે;—અહિં ગૈ શબ્દ દ્વિ-અર્થી છે—(૧) ગાય, (૨) વાણી, શબ્દઃ—પરંતુ ગાય લાત મારે છતાં, હેને યુક્તિથી દોહિયે તો મધુર દૂધ આપે, તેમ જ આ એલાતજ શબ્દરૂપી ગાયની કઠણતારૂપી લાત ખમીને પણ હેમાંથી ખળ કરીને અર્થનું દોહન કરીશું તો આનન્દજનક અર્થરૂપી દૂધ આપણને મળશેઃ—જુઓ આ એક ચરણમાં કેટલો બધો અર્થચમત્કાર પૂરાયોછે!

ચરણ ૩ જું—હું એલા કહેતાં એલાયચી અને તજનો મુખવાસ કરું છું;

ચરણ ૪ થું—અને મુજનો અર્થાત્ મ્હારો વાસ—નિવાસ—એલાતજ ગામમાં છે.

આ બે ચરણમાં ગૂઢ ચમત્કાર છે;—એલાતજનો ( એળચી તથા તજનો ) મ્હારા મુખમાં વાસ છે ( મુખવાસ શબ્દ અહિં દ્વિ-અર્થી છે; પાન સોપારી ઇત્યાદિ મુખને સુવાસ આપનાર પદાર્થ; અને મુખમાં વાસ, સ્થાન. ) અને મ્હારો વાસ એલાતજ ( ગામ ) માં છે; એલાતજમાં હું—અને મ્હારામાં એલાતજ! આમ વિરોધાભાસાલંકાર! વળી હેનો વ્યઙ્ગ્યાર્થ—સકળ વિશ્વમાં બ્રહ્મ અને બ્રહ્મમાં સકળ વિશ્વ—એ છે. આ ખૂબી જોવાની છે.

ચરણ ૫ મું—( હવે એળચીનો શોખ મ્હને હતો તે મ્હારી માતા તો કેળવવા દેતી હતી, પણ પિતાજીને તે પ્રસન્ન ન્હોતું. તેથી ) તાત કહે કે—હે પુત્ર! તું એલા કહેતાં એલાયચી લ્હેને તજ કહેતાં ત્યાગ કરજ.

ચરણ ૬ ઠું—( પણ ) એ આજ્ઞાને લાત જ ઘટે, અર્થાત્ અનાદરરૂપી લાત એ આજ્ઞારૂપી ભેંશને મારવી ઘટે.

આ બે નમુના ઉપરથી ત્હમને જણાશે કે ભવિષ્યમાં મ્હેં કેટલી ઉત્તમ કવિતાઓ રચી હશે. પણ કવિત્વનું જે અવશ્ય ફળ કીર્તિ તે મ્હારા નસીબમાં નહિં હોય એમ લાગે-છે. એ કીર્તિ મેળવવા માટે મ્હારા જેટલા પ્રયત્ન બીજા કોઇયે ભાગ્યે કર્યા હશે, અને કીર્તિ માટેના પ્રયાસે મ્હને મ્હારા કુટુમ્બ જોડે વિક્ષેપ પણ કરાવ્યો."

આટલું બોલી બન્ધ રહેતાં રહેતાં સ્વામીજીની આંખ્યમાંથી અશ્રુધારા પડવા લાગી. મ્હારું હૃદય આર્દ્ર થયું. હેમનો ઊભરો નરમ પડયા પછી હું ધીમે રહીને બોલ્યો.

" હોય, સ્વામીજી, જગતમાં સુખદુઃખની ઘટમાળ ચાલ્યે જાયછે. પણ આપે આરંભમાં પૂછેલી વિલક્ષણ પ્રશ્નમાળાને તો આપણે ભૂલી જ ગયા!"

સ્વામી બોલ્યાઃ—" નથી ભૂલ્યા; ધીરજ રાખો. મ્હેં અત્યાર સુધી કહેલી હકીકત તે મ્હારા વૃત્તાન્તનો પાયો છે. હવે ઉપરની ઇમારત ચણુંછું.—હું મ્હોટો થયો; વીસ વર્ષની વયે મ્હારું લગ્ન થયું. વીસ વર્ષની ઉમ્મર થતા સુધીમાં તો મ્હારી કવિત્વશક્તિનાં ફળ ઠેર ઠેર પ્રગટ થવા લાગ્યાં; માસિકોમાં, રોજિંદા પત્રોમાં, નૈમિત્તિક અંકોમાં સર્વત્ર મ્હારાં

કાવ્ય પ્રસિદ્ધ થવા લાગ્યાં. મ્હેં સગવડની ખાતર તેમ જ વિનયને લીધે મ્હારા નામથી નહિં પણ તખલ્લુસથી કાવ્યો પ્રગટ કર્યાં. "ધ્વનિ" એ મ્હારું તખલ્લુસ હતું. એ સહેતુક હતું. શો હેતુ! કળી સકોછો?"

મ્હેં બુદ્ધિની અશક્તિ ડોકું ધૂણાવીને દર્શાવી.

સ્વામી બોલ્યાઃ—"વાહ! ધ્વનિકાવ્ય તે કાવ્યશાસ્ત્રમાં ઉત્તમ વર્ગની કવિતા છે તે નથી જાણતા? મ્હારાં સર્વ કાવ્યોમાં ભેદ ભરેલો ગૂઢ ધ્વનિ વ્યઙ્ગ્ય રહેલો હોયછે એ દર્શાવવાને માટે મ્હેં "ધ્વનિ" એમ તખલ્લુસ રાખ્યું. પણ મ્હારા શત્રુઓએ શું કર્યું તે ત્હમે માની નહિં શકો."

હું બોલ્યોઃ—"ત્હમારે શત્રુઓ શા માટે હોય?"

પાગલ સ્વામીઃ—જુઓ, ભાઈ, જ્હાં સદાવ્રત ત્હાં બાબી વેરાગી, બ્રાહ્મણ ભિક્ષુક સર્વનાં ટોળા મળવાનાં; જ્હાં મુવેલું ઢોર ત્હાં ગીધ, કાગડા પીળી બાવા એકઠાં થવાનાં; તેમ જ જ્હાં કવિત્વગુણ અસાધારણ ત્હાં ઈર્ષ્યાભરેલા વિવેચકરૂપી શત્રુઓ અવશ્યમેવ ઉત્પન્ન થવાના. મ્હારા કવિત્વની ખૂબી ના ખમી સકવાથી એ વિવેચકોએ પ્રથમ તો મ્હારા તખલ્લુસ ઉપર જ તડાકો માર્યો. એક જણે લખ્યું:—"આ લેખકે આમ ગુપ્ત નામ શા માટે સેવ્યું હશે? સત્ય દર્શાવનાર વિવેચકોના પ્રહાર પ્રગટ રીત્યે ખમવાની અશક્તિ એ હેતુ કારણ હોવું જોઇયે." બીજાએ લખ્યું:—"આ લેખકે માત્ર 'દર્શન' ને અનુસરીને તખલ્લુસનું ફોગટ ખોસ્યું જણાયછે.' ત્રીજો કહેવા લાગ્યોઃ—સ્તુતિ થાય પછી પ્રગટ થવાના હેતુથી ... તખલ્લુસનો બુરખો પ્હેરનારી આ પરદાબીબી કોણ હશે? હમે એ બુરખો ખશેડવા જઇયે તો મર્યાદા તોડી ગણાશે?' આમ અનેક રૂપે પ્રહાર થયા. એક જણે તો કહ્યું:— ગમે તે હેતુથી આ ભાઈ (? કે બાઈ) તખલ્લુસથી કાવ્ય લખતા (લખતાં) હશે; પણ 'ધ્વનિ' એ તખલ્લુસ બહુ જ અન્વર્થ જણાયછે; આ લેખક (? લેખિકા) ની રચનામાં ધ્વનિ એટલે ઘોંઘાટ, કર્કશ શબ્દોનો નાદ એ શિવાય કશું જણાતું નથી."

આ વિવેચકોનુ અજ્ઞાન કે અસૂયા સ્પષ્ટ જ છે. મ્હેં મ્હારા બાલ્યકાળની રચનામાંના ધ્વનિની ખૂબીઓ ત્હમને હમણાં જ કહી બતાવીછે તે ઉપરથી ખાતરી ત્હમારી તો થઈ જ હશે. પણ હું નિરુપાય થઈ ગયોછું. આ શત્રુઓને તે કાળે તો ઉત્તરો આપવા એ અનિષ્ટ જ હતું, પણ હવે તો અશક્ય જ છે.

મ્હેં પૂછ્યું:—"અશક્ય શા માટે? હજી પણ ત્હમે એ લોકોને ઉત્તર લખી ઉઘાડા પાડી શકો એમ છે."

સ્વામી બોલ્યાઃ—"ના ભાઈ, ના. મ્હેં મ્હારી કૃતિથી જ એ દ્વાર બંધ કર્યુંછે. અલ્પ શબ્દોથી જ કહુંછું—મ્હેં આત્મઘાત કર્યોછે."

હું ચમક્યોઃ—આત્મઘાતઃ? ત્હમે તો પ્રત્યક્ષ મ્હારી સામે છો ને ?"

સ્વામી બોલ્યાઃ—स्पष्टमग्रे भविष्यति. હાલ તો એટલી જ વિનંતિ કરૂંછું કે મ્હારી કૃતિના ગૂઢ ધ્વનિ ત્હમે પ્રગટ કરશો તો બહુ આભાર થશે. બાલ્યકૃતિના નમૂના તથા હેના ધ્વનિ ત્હમને કહી બતાવ્યા જ છે. પ્રૌઢકાળની એકાદ કૃતિ સાંભળોઃ—

એ જન્મભૂને જનની સમાન,
લાગે મુને તે પ્રિય ભાગ્યવાન;
તથાપિ ઊંડો ભય છે હજી કે
જવું જ એલાતજને તજીને.

'એલાતજમાહાત્મ્યશતક' નામના મ્હારા કાવ્યમાંનો આ એક શ્લોક છે. હેમાં અંતર્લાપિકાથી ચરણોના આદ્યાક્ષર વડે એલાતજ ગામનું નામ દર્શાવ્યુંછે તે ચાતુર્યની કદર ત્હમે જ કરી સકશો."

આ અણમાગેલા અને સંદિગ્ધ માનના ભારથી હું જરાક ગભરાયો, પણ તરત ગભરાટ સંતાડીને પૂછ્યુંઃ—" વારું-આ શ્લોકનો ગૂઢ ધ્વનિ ?"

સ્વામીએ વિઘ્ન માટે ક્ષમા દર્શાવી આગળ ચલવ્યુંઃ—" ત્હમને સ્મરણ હશે કે મ્હારી માતા મ્હને એલાયચી અને તજના મુખવાસ સેવવામાં અનુમોદન આપતી હતી; અને પિતાજી તે તજવાનું વારંવાર કહેતા હતા. આ કારણથી એ મુખવાસ પ્રિય છતાં તજવા પડશે એ ભય નિરંતર હતો, તે આ શ્લોકમાં વ્યઙ્ગ્ય છે; જન્મભૂ તરફ એલા ( યચી ) તજ જેટલો જ પ્રેમ વ્યઙ્ગ્ય છે. जननी जन्मभूमिश्च स्वर्गादपि गरीयसी એ વચન સ્મરણમાં રાખનારને અહિં જન્મભૂ અને જનની બેને સમાન કક્ષામાં મૂકવાનો મર્મ જણાશે. વળી મ્હારું ગામ અને માતા એ બે પ્રિય લાગેછે ( એલાયચી અને તજ જેટલાં જ ) એટલું જ નહિં પણ તે ભાગ્યવાન છે; મ્હારા જેવા સુપુત્ર અને સુકવિની ઉત્પત્તિને લીધે ભાગ્યવાન છે. આમ છતાં મ્હને ઊંડો ભય હતો કે એલાતજ ગામ તજીને જવું પડશે. આ આગામિ વિપત્તિસૂચના કે'વી ગેબી, અજબ છે ! મ્હારે એ જન્મભૂ તજવી પડી તે હવે સ્પષ્ટ છે, ત્હારે ન્હોતું. અને કે'વા કરુણ સંજોગમાં અને કે'વા કરુણ પરિણામવાળો એ ત્યાગ !"

વળી સ્વામી ગદ્‌ગદિત થઈ અશ્રુ ઢાળવા લાગ્યા. હવે તો હું અધીરો થયોઃ-સ્વામીજી ! ભેદ ખોલીને સ્પષ્ટતા જલદી કરો તો કૃપા થશે. મ્હારાથી આ ગૂઢ વચનોનો ભાર સ્હેવાતો નથી."

આંસુ લોહી નાંખી સ્વામી બોલ્યાઃ-" સાંભળો, ભાઈ, મ્હેં કીર્તિ મેળવી અમર થવા

અનેક ઉપાયો કર્યા;—પ્રથમ તો 'ધ્વનિ' તખલ્લુસ ધારણ કર્યા છતાં હું કોણ તે જગત્‌ને જણાય તેમ 'ધ્વનિ' અને મ્હારું ખરું નામ એ સાથે સાથે છાપી=એ ચિહ્ન મૂક્યું. પણ જગતે અદેખાઈ ના તજી; મ્હારી સ્તુતિ ના કરી પછી વળી છન્દ વિનાની રચના રચી ત્હેને પદ્યનો દેખાવ આપ્યો,—એમ ધારીને કે આ વિલક્ષણતાના કાંટા બાંધેલો વાંસ ઊંચો કર્યાથી કીર્તિની પતંગો—કપાઈને સ્વચ્છન્દે ઊડતી પતંગો—માંહિં ભરાઈ જઈને પકડાશે. તે પણ વ્યર્થ થયું. દુષ્ટ વિવેચકો કહેવા લાગ્યાઃ—રા. ન્હાનાલાલ કવિની નકલ કરવા જતાં હેમની શૈલીનું સૌન્દર્ય સરી પડ્યુંછે અને અસાર બાહ્ય સ્વરૂપ પકડાયુંછે. પણ, ભાઈ, ત્હમે ન્યાય કરો; આ એક નમૂનો જુઓ."

આમ કહી વળી એક કાગળિયું પડીકામાંથી કાઢીને વાંચી સંભળાવ્યુંઃ—

"આકાશને ઉંબરે,
આશાની દેવી;
જોઈયે તો જણાય;
ના જોઈયે તો ના જણાય.
ચૂલા ઉપર કઢાઈમાં,
ભજિયાંને પૂરી,
તળિયે નો તળાય;
ના તળિયે તો ના તળાય,
ઘોડાભરને ટેકરે,
સ્થિર ચરણો રાખી,
ચઢિયે નો ચઢાય;
ના ચઢિયે તો ના ચઢાય."

આ કાવ્યના ધ્વનિયોનું વિવેચન મ્હેં લખી રાખી મૂક્યુંછે ને આજ ત્હમને સોંપુછું; કોઈ કાળે મ્હને ન્યાય મળે એમ કરશો એ આશાથી સોંપુછું."

આમ કહી મ્હને એક મ્હોટું ફૂલ્સકેપનું શીટ ભરીને લખેલું આપ્યું. મ્હેં લઈને ગૂંઝામાં મૂક્યું.

વળી સ્વામી બોલ્યાઃ—"થયું. બીજો ઉપાય આદર્યો, હિન્દીભાષા તે દેશની એક ભાષા કરવી એ ઝંડો મ્હેં ઉપાડ્યો; ઘરમાં, બજારમાં, જમણવારમાં, સ્મશાનમાં, સર્વત્ર હિન્દી ભાષા જ બોલવાનો ક્રમ આદર્યો કેટલાક લોકો હસવા લાગ્યા; કેટલાક લોકો 'હમે સમઝતાં નથી' એમ ડોળ કરવા લાગ્યા; અંતે મ્હેં તે છોડી દીધું.

પછી અંગ્રેજી કવિતાઓ રચવા માંડી; એક ન્હાનો સમસ્ પ્રગટ કર્યો. હેમાનો એક નમૂનો જુવોઃ—

To know thyself,
Forget thy self,
And spread the wings of Love Divine;
T'o btain true pelf,
Discard all pelf,
And wipe the line 'twixt thine and mine;
So doth the dying rainbow,
So doth the skying lark, lo!
Till each dissolves to view,
And merges in the blue!

મ્હારા મિત્રો આગળ આ કાવ્યોના ગેબી અર્થ હું સમજાવતો ત્હારે એઓ છક થઈ જતા. પણ અહિં પણ મ્હારા જન્મશત્રુ—વિવેચકો—નડ્યા !

પછી નવી યુક્તિ સોધી કાઢી. મ્હારી પત્ની-એ હવે બે છોકરાંની મા થઈ હતી- એ મ્હારી પત્નીને લેખક વર્ગમાં પ્રવેશ કરાવવાની ઉચ્ચ આશાથી હેને મ્હેં આગ્રહ કર્યો કે કાંઇ લેખ લખ્ય; કવિતા પ્રગટ કર્ય. પણ એ તો એકની બે ના થઈ. પછી મ્હારી ન્હાની બ્હેનના ઉપર મ્હારો આગ્રહ ચલાવ્યો. હેણે કબૂલ કર્યું; પણ એ શરતે કે લેખો—કવિતા- સર્વ મ્હારે લખવાં, સહી હેણે કરવી. 'વિરલાદેવી' એમ તખલ્લુસથી હેની સહીની રચનાઓ પ્રગટ થવા લાગી. લોકો પૂછવા લાગ્યા—આ કોણ ? 'વાએ ઊડી જાએ વાત'- એ ન્યાયે મ્હારા કબજામાંથી એ વાત મિત્રવર્ગે ઉત્પન્ન કરેલા વાયુને બળે ઊડી ગઈ. એકવાર "નાગરી પ્રચારિણી સભા"ની પરિષદ્‌માં હાજરી આપવાની મ્હેં મ્હારી બ્હેનને આગ્રહપૂર્વક વિનંતિ કરી. પણ લજ્જાને લીધે, કે સત્ય ગુપ્ત રહેવું અશક્ય બનવાના ભયથી, હેણે ના પાડી. હું આ વિઘ્નથી ગભરાયો નહિં. તરત જ પરિષદ્‌ના કાર્યવાહકો ઉપર તાર કર્યો:—

"Sorry + unable attend Parishad + wish success +
Virala Devi"

આ તાર પરિષદ્‌માં વંચાયો હશે ખરો. પણ રિપોર્ટમાં કાંઇ જણાયું નહિં. તેથી હું નિરાશ થયો. આખરે મ્હારી પત્નીએ મ્હને ઉપદેશ કર્યો:—આમ કીર્તિ માટે ફાંફાં શા માટે મારવાં ? કાળ જતે ખરા કવિત્વને કીર્તિ મળશે જ. મ્હારા મનમાં આ વાત ક્ષણવાર ઊતરી; પણ ઠરી નહિં. હું લાંબી મુસાફરીએ નીકળી પડયો. એક બે વર્ષ પછી ગુપ્ત વેશે પાછો આવી, વળી એક સાહિત્યપરિષદ્‌માં હાજર રહ્યો. ત્હાં પરિષદ્‌ના ગંભીર કાર્યનો ભાર ક્ષણવાર હલકો કરવાને એક કવિયે સ્પર્ધા-અર્થે એક શાર્દૂલનું ચરણ—ચતુર્થ ચરણ— સભા આગળ મૂક્યું; આરંભનાં ત્રણ ચરણ રચી પાદપૂર્તિ કરી આપવાનું બીડું ઝડપવાને અનેક જણ તૈયાર થયા. મ્હેં પણ બીડું ઝડપ્યું. ચોથું ચરણ આમ હતું:—

અંગુલી અધરે અરાડી ચકિતા જો આ મૃગાક્ષી ઊભી !

બધાની પાદપૂર્તિયો વંચાઈ, મ્હારી કોણ જાણે કેમ ના વંચાઈ! બાકી ઉત્તમ મ્હારી જ હતી. લ્યો વાંચો. ”

મ્હારા હાથમાં મૂકેલો કાગળ લઈને નીચે પ્રમાણે શ્લોક મ્હેં વાંચ્યોઃ—

અંગુલી મુજ લાલ, ને અધર છે લાલપ્રવાલાભ આ,
લાલે લાલ મળી થશે દ્વિગુણ જો વર્ણશ્રીનો લાભ આ;
આ ઊંડો અતિ મર્મ કો સમજશે?—એ તર્કમાંહે ડુબી
અંગુલી અધરે અરાડી ચકિતા જો આ મૃગાક્ષી ઊભી !

અહિં સામાન્યાલંકાર, ઉત્પ્રેક્ષાલંકાર, ઇત્યાદિની ખૂબી છે તે મ્હારા શત્રુઓથી ખમાઈ નહિં હોય એટલે મ્હારી પાદપૂર્તિ વંચાયા વિના રહેલી. હું પછી પ્રગટ વેશે પાછો ઘેર આવ્યો પણ બહુ બોલ્યો નહિં. કવિથી અમર શી રીતે થવાય? એ પ્રશ્ન હવે મનમાં વિશેષ ઘોળાયા કર્યો. આ સમયમાં એક મિત્રે મ્હને કહ્યું—સહજ વાત પ્રસંગમાં જ—કે હેણે એક અંગ્રેજી નૉવેલ ( મારી કૉરેલીની Ardath નામની વાર્તા ) માં વાંચ્યું હતું કે એક કવિનાં કાવ્યોને વિવેચકો નિન્દતા હતા; પછી એ પરદેશ ગયો; નવું કાવ્ય મિત્રદ્વારા પ્રસિદ્ધ કર્યું; વિવેચકોએ કવિને મરી ગયેલો માનીને આ કાવ્યની પ્રશંસા કરી—અતિશય પ્રશંસા કરી. વળી બીજા મિત્રે તે જ પ્રસંગમાં માર્ક ટ્વેઇનની વાત કહી; એ ગુજરી ગયો એમ ગપ ચાલ્યાથી વર્તમાનપત્રોમાં હેના મરણની નોંધ, લેખોની પ્રશંસા, ભરપૂર આવ્યાં; માર્ક ટ્વેઇનને ખબર પડતાં એટલું જ છપાવી મોકલ્યું કે—

‘ The report of my death is a little premature.’

આ બે વાતો મ્હારા મગજમાં ભરાઈ ગઈ. રાત્રે સૂતી વખત એક ધર્મગ્રન્થમાં વાંચ્યુંઃ—

‘ મરી જા, તો તું અમર થઈશ !”

આ વાંચીને હું ઊંઘી ગયો. સ્વપ્નામાં અદ્ભુત દીઠું. હું મરી ગયોછું; છતાં મરી ગયો નથી; લોકો મ્હારા શબને લઈ ગયા; શબ બાળ્યું; છતાં હું તો સ્વતન્ત્ર ઊભો રહી મ્હારું શબ બળતું જોઉછું; મ્હારી સ્ત્રીએ વિધવાવેશ ધારણ કર્યો; પછી,—પછી—અંધકારમાં કાંઈ જણાયુ નહિં; પણ હું એક લાયબ્રરીમાં વાંચવા બેઠો. શું જોઉછું?—સાચું કે સ્વપ્નું ? ‘ વસન્ત, ’ ‘ બુદ્ધિપ્રકાશ, ’ ‘ ગુજરાતી, ’ ઇત્યાદિ પત્રોમાં મ્હારા મરણની નોંધ, મ્હારાં કાવ્યોને આજસુધી મળેલા અન્યાયનું પ્રાયશ્ચિત કરનારી પ્રબળ પ્રશંસા ! હું આનન્દમાં ઊઠ્યો, દોડ્યો, લાયબ્રરીનાં પગથિયાં ઉપરથી પડ્યો;—તે સાથે જ હું પથારીમાં પડેલો ઊંઘમાંથી ઝબકી જાગીને બેઠો થયો.

ગમેતેમ થાઓ, આ સ્વપ્ન મ્હારું ભાવિસૂચક જણાયું. દૃઢ નિશ્ચય કર્યો; “ મરી જા;

તો હું અમર થઈશ!"—મ્હારી પત્ની ભરનિદ્રામાં સૂતી હતી; બાળકો પણ બંને નિદ્રાપરવશ હતાં. હવે વિલમ્બમાં જોખમ દીઠું; તેથી એકદમ હું ચાલ્યોઃ—.

ચાલ્યો સ્યામ રજનિમાં ચાલ્યો !
માર્ગ કીર્તિ અમરનો ઝાલ્યો !

આ પછી હું જાણે કાંઈ સ્વપ્નમાં જ ભમતો હોઉં હેવું ભાસેછે. સ્પષ્ટ એટલું યાદ આવેછે કે હરદ્વારમાં હું આવ્યો અને એક એકાન્ત સ્થળમાં જઈ હું ઊભો; અને એક કૂવામાં પડીને આત્મઘાત કરવાનો નિશ્ચય કર્યો; કોટે પથરો બાંધ્યો, પડતું મૂકવા જાઉછું એટલામાં કાંઈ ગેબી શબ્દ સાંભળ્યોઃ—

" સાવધાન ! સાવધાન ! "

હું ચમક્યો. પથરો કોટથી છોડી કૂવામાં નાંખ્યો. કૂવાથી દૂર જઈ એક ઝાડ નીચે બેશી વિચાર કરવા લાગ્યો;—આમ આત્મઘાતથી શો લાભ ? મ્હારે મેળવવાની કીર્તિ મળશે તો પણ હું શી રીતે જાણીશ ? માટે, મરણ પછી મળનારી કીર્તિ મળે, હું મરું નહિ, અને એ કીર્તિની મ્હને ખબર પડે હેવી યુક્તિ યોજું. મનમાં બધી ગોઠવણ થઈ ગઈ. ઉતારે જઈને હું સૂઈ ગયો.—વચમાંનો વૃત્તાન્ત કહેવાની જરૂર નથી.—આ પછી પંદર દિવસે હું ગુપ્ત વેશે મુંબાઈ ગયો. ભૂલેશ્વર લાયબ્રરીમાં વર્તમાનપત્રો શોધ્યાં. પાછલા અઠવાડિયાનાં પત્રોમાંથી એક અંકમાં વાંચ્યુંઃ—

" એલાતજ ગામના રહેવાસી—દાસ જેઓ આજથી એકાદ માસ ઉપર રાતના એકાએક ગુમ થઈ ગયા હતા, તેઓનું શબ મથુરાં પાસે જમનાં નદીમાં મળી આવ્યાનું સંભળાયછે. મથુરાંના ગોરનો પત્ર મરનારના કાકા ઉપર આવ્યોછે તે ઉપરથી જણાયછે કે એ શબનાં કપડાંમાં ખિસ્સામાંથી કેટલાક કાગળો મળ્યા તે ઉપરથી એઓનું નામ, ગામ, તથા કાકા વગેરેની ભાળ લાગી; અને તેથી ગોરે એ ગૃહસ્થના અકસ્માતિક મરણના ખબર લખી મોકલ્યાછે. મરનાર ન્યાતે લેઉઆ કણબી હતા; કેળવણી સાધારણ હતી; કવિતા કરવાનો છંદ એઓને હતો તેના પ્રમાણમાં કવિતામાં માલ હોત તો એ કવિ તરીકે કીર્તિ મેળવત. મરનારના કુટુમ્બમાં આ બનાવથી હાહાકાર વર્ત્યોછે. અમે એ કુટુમ્બને અમારી દલસોજી દર્શાવીએ છઇએ."

આ વૃત્તાન્તનો પ્રથમ ભાગ વાંચતાં મ્હારા મરણના સમાચારથી હું આનન્દ પામ્યો. પણ પાછલો ભાગ વાંચી નિરાશ થયો. આ મ્હારી કીર્તિ ! કીર્તિ મેળવવાની અપૂર્વ યુક્તિનું આ ફળ ! અસ્તુ. મુંબાઈમાં થોડીક મુદત હું વધારે થોભ્યો; કાંઈ પણ મ્હારાં કાવ્યોની પ્રશંસા આવેછે ?—આશા અમર છે. આ આશામાં ને આશામાં બાર માસ વીતી ગયા. રોજ લાયબ્રરીમાં વર્તમાનપત્રો ફીંદતો. બાર મહીના પછી તેરમા માસમાં નીચે પ્રમાણે અમદાવાદના એક વર્તમાન પત્રમાં વાંચ્યુંઃ—

" એલાતજના કહેવાતા કવિ—દાસ મથુરાંમાં જમનાં નદીમાં ડૂબી ગયાના સમાચાર એક વર્ષ ઉપર અમે આપ્યા હતા. તે ગૃહસ્થની વિધવા બાઈ—એ તે જ ગામના રહીશ—દાસ જોડે ઘરઘરણું કર્યાનું અમારો નડિયાદનો ખબરપત્રી જણાવેછે. "

થયું! આંખ્યે અંધારાં આવ્યાં. આગળનો ભાગ વંચાયો નહિં. હવે શું કરવું? મન કાંઇક સ્વસ્થ થવા લાગ્યું. શોક શરૂ થયો. બીજા ઉપર પરિહાસ અજમાવવાથી માઠાં ફળ થાયછે, પણ પોતાના ઉપર જ પ્રયોગ કરવામાં કશું જોખમ ન્હોતું એમ માનીને મ્હેં યુક્તિ કરેલી, ત્હેનું ફળ તો આ ખરેખરું જોખમભરેલું થયું!

બસ! એકદમ પગલાં ભરવાં. તરત તે જ માંઝના થઈ કલાસ એક્સપ્રેસમાં ચઢી બેશીને બીજે દિવસે બપોરે એલાતજમાં હું પ્હોચ્યો.

ચાલ્યો ચાલ્યો પાધરો જ મ્હારે ઘેર ગયો. ત્હાં તાળું દીઠું. પડોશીને ઘેર પૂછવા ગયો. ત્હાં એક ડોશી બેઠી હતી. મ્હેં કહ્યું:—" કોણ? જીવકોર માશી કે? મ્હારે ઘેર તાળું કેમ છે? મ્હારી ઘરવાળી ને છોકરાં ગામમાં નથી કે શું?"

જીવકોર ડોશી આંખ્યો ઉપર કપાળે હાથની છત્રી કરી બોલ્યાં:—" કૂણ બાઈ? ત્હમે કૂણ મો? "

મ્હેં ગભરાટ છાનો રાખીને ઉત્તર દીધો:—" મ્હને માશી ઓળખ્યો નહિં? હું—દાસ; ત્હમારી પડોશણ—બાનો દીકરો. "

જીવકોર ડોશી—' —દાસ એ તો જમનાંજીમાં ડૂબી મુવાને દોઢ વરહ થ્યુ. જા, કોઇ ધુતારો ણુતારો મે કે શું? "

મ્હારી છાતીમા શુ ને શું થતું હતું. છતાં ગમ ખાઈને પૂછપરછ કરતાં જણાયું કે જોડેનું ઘર તો ભાડે આપ્યુંછે અને ભાડુઆત નડિયાદ ગયોછે. મ્હારી સ્ત્રી—અરેરે, હવે એ તો મ્હારી નહિં પણ—દાસની સ્ત્રી—પોતાના નવા ધણીને ઘેર મ્હારાં બંને છોકરાંને આંગળિયે લઈને રહેવા ગઈછે. હેને નવે ઘેર હું ગયો; ગયો પણ જતે જતે મનમાં શું થતું હતું તે હું જ જાણું. ઘરમાં એકલી એ જ હતી. બીજાં બધાં બ્હાર ગયાં હતાં. છોકરાં રમવા ગયાં હતાં મ્હેં હેને દીઠી, હેણે મ્હને દીઠો. મ્હેં ધાર્યુંતું કે મ્હને દેખતાં વાંત, પોતાની ભૂલ બધી ભૂલ્યને ઠેકાણે રહેશે, અને એ ધશીને મ્હારી કને આવીને કહેશે—xxx. પણ નસીબ મ્હારુ ફૂટયુ. એ તો એકદમ ધુમરો તાણીને પીઠ ફેરવીને ઊભી; અને બોલી:—" કોણ છો? કોનું કામ છે? ઘરમાં કોઇ નથી. આવે તે વારે આવજો. "

થયુ! મ્હારી પોતાની જ સ્ત્રી મ્હને ઓળખતી નથી! મ્હેં મ્હારું ઓળખાણ આપ્યું. પણ એ તો જાણે જાણતી જ નથી, મ્હેં જૂના વખતની ખાનગી વાતોની નિશાની આપી;

તો પણ રદ! એટલામાં છોકરાં બંને રમતાં રમતાં આવી ચ્હડ્યાં. મ્હેં જાણ્યું એ નિર્દોષ બાળકો તો મ્હને સ્વીકારશે અને "બાપા! બાપા! તમે ક્યહાંથી?" કરીને મ્હારે પગે વળગી પડશે. પણ, એ બંને—હવે તો જરાક ઊંચા થયાં હતાં—એ બંને મ્હારા સામું તાકીને જોઈ રહ્યાં; અને હેમની માએ ડોળા કાઢી કહ્યું:—"મગનિયા! જમની! માંહિં આવો. એ કોઇ ધુતારો છે." બિચારાં છોકરાં શેહ ખાઈ ગયાં અને ઘરમાં ભરાઈ ગયાં. આસપાસના લોકો થોડા એકઠા થયા. બધાએ મ્હારો અનાદર કર્યો. મ્હેં દરેક ઓળખીતાને ઓળખાણ આપી; પણ વ્યર્થ. ટોળામાંથી એકાદ જણ બ્હીને બ્હીતે બોલ્યો:—"જગજીવન! જો જો! મ્હને તો લાગેછે એ સાચા—દાસ જ છે! પણ બધાએ હેને દબાવી દીધો. જગજીવને કહ્યું:—"—દાસ શેનો ને વાત શી? હેનો તો જમનાંભાતાએ ભોગ લીધો. ભૂત થઈને આવ્યો હોય તો ભગવાન જાણે."

ટૂંકામાં જ હવે કહું. બધાએ મ્હને ઠગારો માન્યો. "ભભૂતગર! ભભૂતગર!" કહીને મ્હને સતાવ્યો. મ્હારો દેખાવ બહુ બદલાયો ન્હોતો; લોકોની આંખ્યો જ બદલાઈ હતી. હું મ્હારા ઘર તરફ પાછો ફર્યો. લોકોનું ટોળું પાછળ પાછળ આવ્યું; ગામનાં કૂતરાં પણ મ્હને ભસવા લાગ્યાં. હું હવે ઉશ્કેરાયો; આવેશમાં આવી બોલ્યો:—"કેમ રે, બધું ગામ સંપ કરીને મ્હારી સ્હામે થયુંછે? જોઉછું કોની મગદૂર છે મ્હને મ્હારા ઘરમાં જતો રોકેછે?"

આમ કહીને મ્હારા ઘરનું તાળું તોડ્યું; અંદર જઈને ખાટલા ઉપર બેઠો; પાઘડી ખાટલા ઉપર જ મૂકી; છત્રી પણ ત્યહાં જ મૂકી; જરાક વાર થઈ કે એક જણ એકદમ આવીને—"ચોર! ચોર!" કરીને મ્હારા ઉપર ધસ્યો. મ્હને બધાએ પકડ્યો, માર્યો, પાઘડી અને છત્રી તો ઘરમાં જ રહ્યાં. મ્હને ચોટલી પકડીને ચોરા ઉપર ખેંચી ગયા. પટેલે પોલીસથાણે રવાના કરી દીધો. કોઇ જામીન પણ ના થયું. મ્હારા ઉપર કેસ ચાલ્યો. જિલ્લાના હજૂર ડેપ્યુટી સાહેબ આગળ કેસ ચાલ્યો. મ્હારી તરફથી કોઇ વકીલ ન્હોતો; મ્હારો કેસ મ્હેં જ ચલાવ્યો. મ્હારા ઉપર ગૃહપ્રવેશ, cheating by personation (બીજાનો વેશ લઈને ઠગબાજી), ઇત્યાદિ તોહમત મૂક્યાં હતાં. ફરિયાદી તરીકે મ્હારી સ્ત્રીનો પતિ—હું નહિં, પેલો બીજો પતિ—આગળ આવ્યો હતો. મ્હારું ઘર પણ હેણે પેલા ભાડુઆતને ભાડે આપ્યું હતું. મ્હારાં માબાપ વગેરે બધાં મરણ પામેલાં હતાં. ફરિયાદીના વકીલના ભાષણમાંથી એક નમૂનો આપુંછું; વર્તમાનપત્રમાં એ છપાયું હતું તે કાપી રાખ્યુંછે. લ્યો, વાંચો."

આ સર્વ વૃત્તાન્તથી હું તો સ્તબ્ધ જ થઈ ગયો હતો. વચમાં એકવાર પણ પ્રશ્ન પૂછીને કે કોઇ રીતે વિઘ્ન પાડી સક્યો ન્હોતો; તેથી આ વિરામ મળ્યાથી મ્હારો શ્વાસ પણ કાંઇક નીચે બેઠો. કાગળિયું હાથમાં લઈને વાંચ્યું. નીચે પ્રમાણે કોર્ટ આગળ ચાલતા કામની હકીકત તથા વકીલના ભાષણમાંથી ફકરો હતો:—

વકીલઃ—" નામદાર કોર્ટની આગળ ઊભા કરેલા તહોમતદાર ઉપર ગૃહપ્રવેશ તથા ઠગબાજીના આરોપ છે. આ બેમાંથી વધારે ગંભીર તહોમત ઠગબાજીનું છે. કાયદામાં તેમ જ દુનિયાંમાં ઠગાઈ એ મહા પાપ ગણાય છે. અને આ કાંઇ જેવી ત્હેની ઠગબાજી નથી. બીજાનો વેશ ધરીને ઠગાઈ કરવાનું કૃત્ય તે વધારે ભારે ગુન્હો ગણાય; ત્હેમાં વળી પારકી સ્ત્રીના ધણી થવા માટે વેશધારી ઠગારાનો અપરાધ તો સોગણો ભારે છે. આ નીચ કામ કરનાર દુષ્ટને કોર્ટ ભારેમાં ભારે સજા કરશે એમ અરજ છે."

કોર્ટઃ—" તમારે નીચ, દુષ્ટ, ઇત્યાદિ વિશેષણો વાપરવાની જરૂર નથી."

વકીલઃ—" કોર્ટના હુકમને હું હમેશાં તાબે છું. પણ આ બાબતમાં સેવકની અરજ એ છે કે વિશેષણો ઉપયોગ માટે જ બનાવ્યાંછે, તો તે શી રીતે તજી દેવાય? વાક્યનું કીમતી અંગ વિશેષણ છે. હમને ન્હાનપણમાં મહેતાજીએ શીખવ્યું હતું કે—" વિશેષણ વિનાનું વાક્ય, અને મરચાં વિનાનું શાક—એ બંને નકામાં." નામદાર કોર્ટને પણ 'નામદાર' એ વિશેષણ લગાડવાનું ઠરાવેલુંછે."

આ ઉપરથી 'નામદાર' એ શબ્દ વિશેષણ છે કે નામ છે તે વિશે ખાતરી કરવા માટે ગુજરાતી કોશની શોધશોધા થઈ. તે ન મળી શક્યાથી કોર્ટે ઠરાવ્યું કે 'નામદાર' શબ્દમાં 'નામ' એ ભાગ છે તેથી તે વિશેષણ નહિં પણ નામ છે. ઉપરાંત કોર્ટે કહ્યું:— "ગમે તેમ હો; તમારે અંગત આરોપનાં વિશેષણો વાપરવાં નહિં."

વકીલઃ—" નામદાર કોર્ટ મ્હારા ભાષણ ઉપર પૂરું ધ્યાન આપ્યુંછે એટલે જણાશે કે આ તહોમતદારને મ્હેં નીચ, દુષ્ટ નથી કહ્યો. હેના કૃત્યને જ નીચ, દુષ્ટ કહ્યુંછે. જે કોઇ આવું કૃત્ય કરે તે—ત્હેનું કૃત્ય—નીચ, દુષ્ટ; હું કરું તો હું—મ્હારું કૃત્ય—નીચ, દુષ્ટ; નામદાર કોર્ટને તો કશું કહેવાય નહિં. પરંતુ કોર્ટપણાની રૂઇએ નહિં, પણ ખાનગી રૂઇએ જે કોઇ આ જાતનું કામ કરે તે—ત્હેનું કામ—નીચ, દુષ્ટ."

કોર્ટઃ—" હવે તમે મુદ્દા ઉપર આવો તો ઠીક."

વકીલઃ—" હુકમ, સાહેબ. સ્હારે આ તહોમતદાર કહેછે કે આ મ્હારી સ્ત્રી છે; હમે કહિયે છિયે—એ હમારી સ્ત્રી છે. એક પુરુષને બે અથવા વધારે સ્ત્રીઓ હોય; હોવાનું શાસ્ત્રમાં, કાયદામાં લખેલું છે. પણ એક સ્ત્રીને એકથી વધારે ધણી હોઈ શકે જ નહિં. તો આ સ્ત્રી કોની? હમે પુરાવાથી સાબીત કર્યુંછે કે એ બાઈ જોડે આજથી બાર મહિનાના શુમાર ઉપર હમે જ્ઞાતિરિવાજ મુજબ નાતરું કર્યુંછે. તહોમતદારે પોતાનું લગન એ બાઈ સાથે થવાની સાબીતી કરવાની પ્હેલાં પોતે બાઈનો મરનાર ધણી—દાસ છે એ સાબીત કરવાની ફરજ છે. તે ફરજ હેણે અદા કરી નથી. બધો પુરાવો હમારી તરફેણમાં પડયોછે, અને તહોમતદારની વિરુદ્ધ ગયોછે. પોતે કેટલીક જૂની નિશાનીઓ આપી, એમ તહોમતદાર જણાવેછે. પણ તે માટે મદદમાં પુરાવો કશો નથી. અને હેવી ખાનગી

થાતો તો કોઇ પણ ઠગ જાણી લઈને બતાવે: આજથી પચીસ ત્રીસ વરસ ઉપર અમદાવાદમાં ભભૂતગર બાવા ઉપર આ જ તરેહનો કેસ ચાલ્યો હતો તે આ વાતને જોરદાર ટેકો આપેછે. તકરારી બાઈનો મરનાર ધણી મરી ગયેછે એ સાબીત થયુંછે. તો પછી મુએલો માણુસ જીવતો શી રીતે થાય? સતયુગમાં એ તરેહના બનાવ થતા હતા. પણ આ કળિયુગમાં એમ થતું નથી. તેમ કદી થતું હોય તો પણ તહોમતદારે કોઇ પણ પુરાવાથી સાબીત કર્યું નથી કે પોતે મરી ગયેલો જીવતો થયોછે. મુએલો માણસ ભૂત થાય. પરંતુ તહોમતદાર તે ભૂત હોય, તો પણ ભૂતોનો હક આ દુનિયામાંના પદાર્થ, પ્રાણી, ઇત્યાદિ ઉપર બિલકુલ નથી; કાયદામાં એ હક કબૂલ રખાયો નથી. વારું, તહોમતદારનું કહેવું એમ છે કે પોતે મરી ગયો નથી. એમ છે તો—પોતે મુઓ નથી એ સાબીત કરવાનું કામ તહોમતદારનું છે."

કોર્ટ:—"તહોમતદાર તે ખરો—દાસ છે એમ તમે સ્વીકારોછો કે શું?"

વકીલ:—"ના, સાહેબ. 'જો તે સાચો—દાસ હોય તો' એમ શબ્દો હું અધ્યાહાર રાખીને બોલુંછું.—વળી મરનાર—દાસનું પૂતળાવિધાન હમારી સ્ત્રીના પ્રથમના ઘરનાં સગાંએ કર્યાનો પુરાવો કોર્ટ આગળ રજૂ છે. તેમ જ મરનારના મરણ બાબતનો મથુરાંના તીર્થગોર ચોબે મથુરાપ્રસાદનો પત્ર પણ કોર્ટમાં રજૂ થયોછે. એ ચોબાના અક્ષર મરનારના પિતરાઇઓએ ઓળખીને કોર્ટ આગળ સાબીત કર્યાછે. આ જોરદાર પુરાવા મરનારનું મરણ સાબીત કરવાને ભરપૂર છે."

કોર્ટ:—"તહોમતદાર પોતાની કેફિયતમાં કહેછે કે એ નામનો ચોબો મથુરાંમાં કોઇ છે જ નહિં. તે વિશે તમારો શું જવાબ છે?"

વકીલ:—"સાહેબ, એ વાત સાબીત કરવાનો જુમ્મો તહોમતદારને શિર છે. ચોબા મથુરાપ્રસાદના કાગળની તિથિ પંચાગમાં અંગ્રેજી તારીખ માસ સાલ સાથે મેળવતાં જણાયછે કે તે જ દિવસે હિંદુસ્થાનનું વસતિપત્રક કરવામાં આવ્યું હતું; તો મથુરાંના વસતિપત્રકમાંથી જરૂર પુરતા સત્તાવાર દાખલા રજૂ કરીને તોહમતદારે સાબીત કરવું જોઇતું હતું કે મથુરાપ્રસાદ નામનો ચોબો તે દિવસે તે ગામમાં કોઇ પણ હયાત નહોતો. સર્વથી ઉપરાંત વળી, મરનારની સ્ત્રી પોતે જ તહોમતદારને પોતાના પ્રથમના ધણી તરીકે બિલકુલ ઓળખતી નથી. કોર્ટમાં એ બાઇયે કે'વી સચ્ચાઇથી, સાદાઇથી, ભોળપણથી જબાની આપીછે તે વાત નામદાર કોર્ટની ધ્યાનમાંથી ખસે એમ નથી. એ બાઈની કફંગી હાલતથી નામદાર કોર્ટના મન ઉપર દયાની છાપ પડ્યા વિના નહિં રહી હોય. માટે છેવટે હમારી નામદાર કોર્ટને જોરથી અરજ છે કે તહોમતદારને દોષિત ઠરાવી સખત શિક્ષા કોર્ટ ફરમાવશે."

મ્હેં આ સર્વ વાંચીને પાગલસ્વામીના હાથમાં એ વર્તમાનપત્રનું cutting પાછું મુક્યું, અને હું ચૂપ બેશી રહ્યો.

પાગલસ્વામી ગંભીર મુખમુદ્રા તથા સ્વરથી બોલ્યા:—

"હવે મ્હારે સંસારમાં કાંઇ રસ રહ્યો નથી મ્હને સજા થઈ; સજા ભોગવીને છૂટ્યા પછી તરત જ ભગવાં ધારણ કરી તીર્થે તીર્થે ફરતો ફરતો અહિં આવી વસ્યોછુ. કીર્તિ વરવા જતાં સ્રી ખોઈ બેઠો; ઘરબાર, પુત્રપુત્રી, માલ મિલ્કત, સર્વ ખોયુ. એટલુ જ નહિ, પણ હું જીવતો છુ છતા મરી ગયો ઠર્યો. માટે જ બધાને પૂછતો ફરુછું કે—"હું જીવતો છુ કે મુએલો ? કે ભૂત છુ ! હું તે હું છુ ? કે બીજો છુ ?"

મ્હેં કહ્યુઃ—यदभावि न तदभावि भावि चेन्न तदन्यथा । માટે હવે કશો માર્ગ નથી"

પાગલ સ્વામી બોલ્યા—"એ પણ ખરુ. પણ હજી માર્ગ છે. હુ મરી ગયોછુ પણ મ્હને અમર કરવાનુ હવે ત્હમારા હાથમા છે. મ્હારાં અપ્રસિદ્ધ કાવ્યો—મ્હેં રચેલી ટીકા સહિત—મ્હારી કને છે, કાલે આ સ્થળે લાવીને આ સમયે જ ત્હમને આપીશ ત્હમે તે પ્રગટ કરજો. પછી તે ઉપર વિવેચનો શા આવેછે તે મ્હને જણાવજો. જાઉ, હવે તો મ્હારા નામના ગુણ જાણનારા પ્રગટ થશે"

આટલુ બોલી, કાગળિયા રૂમાલમા મઝાળથી ગોઠવી બાંધી, પાગલ સ્વામી ઊઠીને ચાલી ગયા. હેમતી ક્ષણે ક્ષણે અદૃશ્ય થતી મૂર્તિ તરફ એકી નજરે હું જોઈ રહ્યો, અને આ સંસારમા બનતા ચમત્કારથી આશ્ચર્યચકિત થવાય તો નવાઈ નહિં, તેમ જ મનુષ્ય વ્યર્થ કીર્તિ માટે કેવા ફાંફાં મારેછે એવા એવા વિચારો મનમા ઘૂમવા લાગ્યા, અને

ચિન્તન આ મન ઘૂમતા,—વિશાળ આ ભવકંઠ
ઊભો હું એકલો વિમાસુ, ને દેખુ હું કૈંસત
પ્રેમ ને કીર્તિ ઉભય થઈ લીન,
શૂન્ય,—ગમ્ભીર શૂન્યમા લીન !

વાંદરા
તા ૧૭-૭-૧૩

નરસિંહરાવ ભોળાનાથ.

# ભરતખંડના મહાન પુરુષો.*

## ૧. મહારાજા અશોક.

આ પ્રતાપી રાજા વિષે એવું કહેવામાં આવ્યું છે કે "જે અનેક હૃદયો ખરા ભક્તિભાવથી એનું સ્મરણ કરે છે, જે અનેક ઓષ્ઠો આદરપૂર્વક એનું નામ અત્યારે ઉચ્ચારે છે અને અસલથી ઉચ્ચારતા રહ્યા છે તે વડે જો એના યશની આપણે તુલના કરીએ તો શાર્લમેઇન અથવા સીઝરના કરતાં પણ મહારાજા અશોકનો યશ વધારે છે એમ સ્વીકાર્યા વગર આપણને ચાલે એમ નથી." રૂહીઝ ડેવિડ્સ એના વિષે કહે છે કે "He was undoubtedly the most powerful sovereign of his time and remarkable and imposing of the native rulers of India." એનું રાજ્ય ઘણું વિશાળ હતું. હાલના બ્રિટિશ હિંદુસ્તાન જેટલોજ, બલ્કે એથી પણ વધારે વિશાળ પ્રદેશ એના તાબામાં હતો. એની રાજ્યવ્યવસ્થા ઘણી ઉત્તમ પ્રકારની હતી. પણ એના રાજ્યનો વિસ્તાર અથવા તેની સુવ્યવસ્થા એ એના યશનું મ્હોટામાં મ્હોટું કારણ નથી. એનું હૃદય ધર્મ અને નીતિના ઉંચા વિચારોથી ઉભરાતું હતું. બૌદ્ધ ધર્મનાં ઉંડાં રહસ્યોનું એણે ગ્રહણ કર્યું હતું. એ ધર્મ પોતાની તેમજ અન્ય પ્રજાઓને શિખવવો એ એણે પોતાના જીવનનું મુખ્ય કર્તવ્ય માન્યું હતું. અનેક શિલાલેખો વડે કરીને પોતાની પ્રજાને એણે એ ધર્મનો બોધ આપ્યો હતો. એ ધર્મના પ્રસારને અર્થે ખાસ અમલદારો નીમીને અને એ ધર્મનો ઉપદેશ કરવાને માટે પોતાના દેશનાં બાહોશ માણસોને ઠામ ઠામ મોકલી આપીને એણે એ ધર્મને ઉત્તેજન આપ્યું હતું. બૌદ્ધધર્મનો પ્રસાર આટલો બધો શાથી થયો તે વિષે ઘણી વાર વિચાર ચલાવવામાં આવે છે, પણ એ ધર્મનો પ્રસાર થવાનું જે મુખ્ય કારણ તેને કેટલીક વાર વીસરી જવામાં આવે છે. એ ધર્મના પ્રસારનું એક મ્હોટામાં મ્હોટું કારણ એ હતું કે તેને મહારાજા અશોક જેવા સમર્થ રાજાનો આશ્રય હતો. અન્યના સ્થાપેલા ધર્મને ઉદાર આશ્રય આપીને તેને સુદૃઢ બનાવનારા સમર્થ પુરુષો આખા જગતના ઇતિહાસમાંથી થોડાજ મળી આવે છે. સેઇંટ પૉલ, કૉન્સ્ટેટાઇન, અને ખલીફ ઓમારની સાથે સાથે મહારાજા અશોકનું નામ આપણાથી ગણાવી શકાય એમ છે. શિલા અથવા સ્તંભ ઉપરના એના અનેક લેખો આજદિન સુધી જળવાઈ રહ્યા છે તે વડે કરીને એનું વ્યક્તિત્વ આપણી આગળ સ્ફુટ થઈ શકે છે. એ લેખો વડે કરીને એને પોતાને બોલતો

---

* ભરતખંડના વીસ મહાન પુરુષો સંબન્ધી વસન્તમાં ઊઠાવેલી ચર્ચાને પરિણામે જે વીસ નામ નક્કી થયાં છે તેમાંના દરેક ઉપર એક એક વિદ્વાનને લેખ લખી મોકલવા, અમે વિનંતિ કરી છે. જેમ જેમ એ લેખો આવતા જશે તેમ તેમ આ મથાળા નીચે અમે એ પ્રસિદ્ધ કરતા જઇશું.

અમારી વિનંતિ ત્વરાથી સ્વીકારવા માટે અમે રા. મોહનલાલ પાર્વતીશંકર દવેનો ખાસ ઉપકાર માનીએ છીએ. તન્ત્રી.

આપણે સાંભળી શકીએ છિયે, એનું પોતાનું હૃદય આપણે જોઈ શકીએ છિયે. હિંદુસ્તાનના પ્રાચીન ઇતિહાસના તિમિરાચ્છાદિત પ્રદેશમાં પણ એ લેખો વડે કરીનેજ મહારાજા અશોકની પ્રતાપી મૂર્તિનું ઝાંખું દર્શન આપણને થઈ શકે છે. એ દર્શન વધારે સ્પષ્ટ થતું હોત તો આપણને વિશેષ આનન્દ થાત, પણ અંધારામાં છુપાયલી મૂર્તિઓની દૂરથીજ ઝાંખી કરવાની આપણને લાંબા વખતની ટેવ છે, એટલે અનિવાર્ય વસ્તુનો મિથ્યા શોક ન કરવાનો બોધ આપણે સ્હેલાઇથી ગ્રહણ કરી શકીશું.

હિંદુસ્તાન ઉપર ચઢાઈ કરીને અનેક રાજાઓનાં વદનને મ્લાન કરનારો, અનેક રાજાઓને પરાજય પમાડનારો 'મહાન્' બાદશાહ સિકંદર આખરે ઈ. સ. પૂ. ૩૨૩ માં મહાનૂથી પણ મહાન્ અને વિજયીના પણ વિજયી એવા મૃત્યુદેવના બળવાન્ હસ્તથી પરાજય પામ્યો ત્યાર પછી પરરાજ્યની ધૂંસરી હેઠળથી છૂટવાનો સબળ પ્રયત્ન કરનારો વીર નર ચંદ્રગુપ્ત નામનો યુવાન્ હતો. ચાણક્ય નામના બાહોશ અને પ્રપંચી મંત્રીની મદદ વડે કરીને નંદરાજાને પદભ્રષ્ટ કરીને અને એના આખા વંશનો નાશ કરીને મગધદેશની રાજધાની પાટલિપુત્ર, જે હાલ પટનાના નામથી ઓળખાય છે, ત્યાં એ રાજ્યાસન ઉપર આરૂઢ થયો અને ચોવીસ વર્ષ સુધી એણે સંપૂર્ણ સાહ્યાઇથી રાજ્ય ચલાવ્યું. મૌર્યવંશનો પ્હેલો રાજા એ હતો. અનેક પ્રદેશો એણે પોતાના તાબામાં આણ્યા અને પરદેશીઓને એણે હાંકી કાઢ્યા. હિંદુસ્તાનના પ્હેલા ચક્રવર્તી રાજા તરીકેની પ્રતિષ્ઠા એણે મેળવી, અને વિજયની લાલસાથી હિંદુસ્તાન તરફ આવેલા સીરિયાના રાજા સિલ્યૂકૉસને પોતાની બળવાન્ અને પ્રચંડ સેનાના પ્રતાપ વડે એણે એવો ગભરાટમાં નાંખ્યો કે હિંદુસ્તાન છોડીને પાછાં ફરવાની તેને જરૂર પડી અને સિકંદર બાદશાહના જેવી કીર્તિ મેળવવાનો લોભ તેને છોડી દેવો પડયો. ચંન્દ્રગુપ્ત (જેને ગ્રીક લોકો 'Sandrokotos' નુ નામ આપે છે તે) અને સિલ્યૂકૉસ એ બેની વચ્ચે જે કરાર થયા તે ચંન્દ્રગુપ્તનેજ વધારે લાભદાયી હતા, અને એ કરાર થયા પછી સિલ્યૂકૉસ ચન્દ્રગુપ્ત તરફ શત્રુભાવ ન રાખતાં મિત્રભાવજ રાખવા લાગ્યો. આશરે ઈ. સ. પૂ. ૩૦૫ માં સિલ્યૂકૉસે મિગૅસ્થનિસ નામના એક અમલદારને પોતાના એલચી તરીકે ચન્દ્રગુપ્તની દરબારમાં મોકલ્યો. એ મિગૅસ્થનિસ હિંદુસ્તાનમાં લાંબા વખત સુધી રહ્યો, અને તે દરમ્યાન જે કંઈ એના જોવામાં અથવા સાંભળવામાં આવ્યું તેની એણે સવિસ્તર નોંધ રાખી. એ નોંધ હિંદુસ્તાનની તે વખતની સ્થિતિ જાણવાને માટે ઘણી ઉપયોગી છે. એ નોંધ ઉપરથી જણાય છે કે ચન્દ્રગુપ્તનું રાજ્ય ઘણું મજબૂત અને સુવ્યવસ્થિત હતું, એનુ નગર ઘણુ રોણકદાર હતું, એનો કિલ્લો ઘણો મજબૂત હતો, અને એનું લશ્કર ઘણું મ્હોટું અને પરાક્રમી હતું. એ લશ્કર વડે ચન્દ્રગુપ્તે આખા હિંદુસ્તાનને પોતાના તાબામાં આણ્યું હતું.

ચોવીસ વર્ષ સુધી સખત રાજ્ય ચલાવ્યા પછી ચન્દ્રગુપ્ત મરણ પામ્યો અને એ મહાન્ રાજ્ય એના પુત્ર બિન્દુસારના તાબામાં આવ્યું. ગ્રીક લેખકોએ એ બિન્દુસારને માટે "Amitrochados" અથવા "Amitrochates" નામ વાપર્યું છે તે

" અમિત્રઘાત " ( શત્રુને હણનારો ) અથવા " અમિત્રખાદ " ( શત્રુનું ભક્ષણ કરનારો ) એ શબ્દનો અપભ્રંશ કહેવાય છે. એ રાજાએ પચીસેક વર્ષ રાજ્ય કર્યું. એના અમલ દરમ્યાન જાણવા જોગ એકજ બનાવ બન્યો હતો અને તે એ છે કે સીરિયાના રાજાએ એના રાજ્યમાં ડીમેકોસ નામના એલચીને મોકલ્યો હતો. ઐતિહાસિક દૃષ્ટિથી જોતાં એ બનાવની ઉપયોગિતા એ છે કે ગ્રીસ અને હિંદુસ્તાનની વચ્ચે મૈત્રીનો ગાઢો સમ્બન્ધ બિન્દુસારના અમલ દરમ્યાન પણ ચાલુ રહ્યો હતો એવું એ બનાવથી ચોક્કસ માલમ પડે છે. ઈ. સ. પૂ. ૨૮૦ માં સીરિયાના રાજા સિલ્યૂકોસનું ૭૮ વર્ષની ઉમ્મરે ખૂન થયું અને એના પુત્ર એન્ટિયોકસને સીરિયાની રાજગાદી મળી.

સિલ્યૂકોસના મૃત્યુ પછી આશરે સાત વર્ષ પછી બિન્દુસારનો પુત્ર અશોકવર્ધન, જે સાધારણ રીતે 'અશોક' ના નામથી ઓળખાય છે, તે પાટલિપુત્રના રાજ્યાસન ઉપર આરૂઢ થયો ( ઈ. સ. પૂ. ૨૭૩ ) મૌર્યવંશનો એ ત્રીજો રાજા હતો અને આશરે ચાળીશ વર્ષ સુધી એણે રાજ્ય કર્યું હતું. એણે રાજ્ય કેવી રીતે મેળવ્યું તેના સમ્બન્ધમાં કંઈ કંઈ ગપાષ્ટકો લંકાના નોંધસંગ્રહોમાં જોવામાં આવે છે. ઉદાહરણ તરીકે એક દંતકથા એવી છે કે એણે પોતાના ૯૯ભાઇઓનાં ખૂન કરીને રાજગાદી મેળવી હતી !!! આ દંતકથાઓ ન માની શકાય એવી છે, અને લિખિત પ્રમાણો ઉપરથી પણ એનું ખોટાપણું સિદ્ધ કરી શકાય તેમ છે. અશોકના શિલાલેખ ઉપરથી આપણને સ્પષ્ટ માલમ પડે છે કે એના રાજ્ય દરમ્યાન એના ભાઇઓ અને એની બ્હેનો જીવતાં હતાં, એટલુંજ નહીં પણ તેમના ઉપર એની અત્યન્ત મમતા હતી, તેમના હિતને માટે એને અત્યન્ત કાળજી હતી. આ કારણથી એ દંતકથા માની શકાય એવી નથી. રાજ્યાસન પર આરૂઢ થતા પ્હેલાં અશોકે પ્રથમ તક્ષશિલામાં અને પછીથી ઉજ્જનમાં રાજાના પ્રતિનિધિ તરીકે કામ કર્યું હતું એ વૃત્તાન્ત, તેમજ એના રાજ્યાભિષેકનો ખરેખરો વિધિ એનું રાજ્ય શરૂ થયા પછી ચોથે વર્ષે થયો હતો એ વૃત્તાન્ત વધારે સ્હેલાઇથી માની શકાય એવો છે. એ વૃત્તાન્તને જો આપણે ખરો માનીએ તો એનું રાજ્ય ઈ. સ. પૂ. ૨૭૩ માં શરૂ થયલું અને એના રાજ્યાભિષેકનો વિધિ ઈ. સ. પૂ. ૨૬૯ માં થયલો એવું આપણે માની શકીએ. એના પુર્વજોની પેઠે એને પણ " દેવાનાં પ્રિયે " એ નામ આપવામાં આવ્યું હતું, અને પોતાને વિષે " પ્રિયદર્શી " એ વિશેષણ વાપરવું પણ એને પસંદ હતું. એ એ ઉપરાંત " રાજા " એ શબ્દ પણ અનેક શિલાલેખોમાં એના નામની સાથે જોડવામાં આવેલો છે.

એના રાજ્યનાં પ્રથમ વર્ષો સમ્બન્ધી કંઈ પણ વિશ્વસનીય વૃત્તાન્ત આપણને ઉપલબ્ધ થતો નથી. બૌદ્ધ ધર્મનો પ્રભાવ વધારવાને માટે કેટલીક દંતકથાઓમાં એવું વર્ણવવામાં આવ્યું છે કે એણે બૌદ્ધધર્મ સ્વીકાર્યો ત્યાર પ્હેલાં એ અત્યન્ત ક્રૂર અને દુરાચારી હતો, પણ પાછળથી એ એકદમ સુધરી ગયો ! એવી હકીગતો તો તદ્દન નજ માની શકાય એવી છે; પણ અગાઉ એ બ્રાહ્મણ ધર્મ પાળતો હતો, ખાસ કરીને એ શિવનો ભક્ત હતો, અને પોતાના સમયના બીજા હિંદુ રાજાઓના જેવું જીવન એ ગાળતો હતો

એવું એના વિષે કહેવામાં આવે છે તે ઘણું સંભવિત છે. એના પોતાનાંજ વચનો ઉપરથી આપણને માલમ પડે છે કે પ્રથમ એને મૃગયાવિહાર અથવા માંસાહારનો કંટાળો ન્હોતો અને પોતાની પ્રજાને પણ એ ગાનતાન અને સુરાપાનના આનન્દોમાં ગુલતાન થવા દેતો. એ પ્રથમનાં વર્ષોમાં એણે કંઈ યુદ્ધ કર્યાં હતાં કે નહીં તે પણ આપણાથી કહી શકાતું નથી, પણ એના પિતા બિન્દુસાર અને એના પિતામહ ચન્દ્રગુપ્ત તરફથી જે રાજ્ય એને ઊતરી આવેલું તેમાં કંઈ વધારો ઘટાડો થવાનાં કારણ એ પ્રથમનાં વર્ષ દરમ્યાન ઉદ્ભવ્યાં હોય એવો સંભવ જણાતો નથી.

એના રાજ્યની જે પ્રાચીનમાં પ્રાચીન હકીગતો નોંધાયલી છે તે એના "રાજ્યાભિષેક" ના નવમા વર્ષની (ઈ. સ. પૂ. ૨૬૧) એટલે એના રાજ્યની ખરી શરૂઆતથી તેરમા વર્ષની છે. એ વર્ષમાં એણે કલિંગ દેશ ઉપર ચઢાઈ કરીને એ દેશને પોતાના તાબામાં આણ્યો. યુદ્ધમાં એને વિજય મળ્યો, પણ એ વખતથી એને યુદ્ધ ઉપર કંટાળો આવ્યો. યુદ્ધમાં અનેક માણસોનો સંહાર થાય છે, અનેક માણસો બન્દીવાન બને છે, અનેક કુટુમ્બો દુઃખી થાય છે એ જોઈને એના હૃદય ઉપર ઘણી ઊંડી અસર થઈ. યુદ્ધ કરીને કલિંગ દેશ ઉપર પોતે વિજય મેળવ્યો તેને માટે એના હૃદયમાં પશ્ચાત્તાપ થયો. યુદ્ધના વિજય કરતાં ધર્મનો વિજય એ વધારે મહત્ત્વની વસ્તુ છે એ સત્ય એનાથી સમજાયું. ફરીથી એવા દારુણ યુદ્ધનો પ્રસંગ ન આવવા દેવો એવો એણે સંકલ્પ કીધો. કોઈ પણ દેશ ઉપર ચઢાઈ કરવી નહીં એવા વિચારને એ વળગી રહ્યો. ત્યારપછી એના રાજ્ય દરમ્યાન કંઈ પણ યુદ્ધ થયાં હતાં કે નહીં તે આપણાથી કહી શકાતું નથી, પણ યુદ્ધમાં રાજીખુશીથી તો એણે કદી પણ ઝંપલાવ્યુ ન્હોતું એ વાતની શંકા આણવાનું આપણને કંઈ પણ કારણ નથી.

કલિંગ દેશને જીત્યાની હકીગત અશોકના એક શિલાલેખમાં નોંધાયલી છે. એ લેખ પ્રકટ થયો તેના થોડાક મહિના આગળ એક બીજો લેખ એણે પ્રકટ કર્યો હતો. એ લેખમાં જણાવ્યું છે કેઃ—

"અઢી કરતાં વધારે વર્ષ સુધી હું માત્ર ઉપાસક હતો, અને ઝાઝો પરિશ્રમ લેતો ન્હોતો, પણ સંઘમાં દાખલ થયાને મ્હારે એક વર્ષ કરતાં વધારે વખત થયો છે અને મ્હેં પરિશ્રમ લીધો છે. જે દેવતાઓ જંબુદ્વીપમાં સર્વત્ર સાચા મનાતા તેની અસત્યતા સિદ્ધ કરી આપવામાં આવી છે........."

એટલે બધું મળીને આશરે ચારેક વર્ષ જેટલા સમય વિષે અહીં કથન કરવામાં આવ્યું છે. હવે કલિંગ દેશની ચઢાઈ "રાજ્યાભિષેક" ના નવમા વર્ષમાં (ઈ. સ. પૂ. ૨૬૧ માં) થઈ હતી, અને એ ચઢાઈના વૃત્તાન્ત સાથેનો શિલાલેખ ચાર વર્ષ પછી, એટલે "રાજ્યાભિષેક" ના તેરમા વર્ષમાં (ઈ. સ. પૂ. ૨૫૭ માં) પ્રકટ થયો હતો. તે શિલાલેખ અને ધર્મવિષયમાં ચાર વર્ષ દરમ્યાન એની જે પ્રગતિ થઈ હતી તેનું જેમાં

કથન કરવામાં આવ્યું છે તે શિલાલેખ એ બેઉ આપણે સાથે વાંચીએ તો નિઃસંશય એવું ફલિત થાય છે કે કલિંગ દેશની ચઢાઈ પછી તરતજ, " રાજ્યાભિષેક " ના નવામા વર્ષમાં, એ બૌદ્ધ ધર્મનો ઉપાસક થયો, આશરે અઢી વર્ષ પછી એ વિશેષ પરિશ્રમ લેતો થયો, અને ત્યાર પછી વધેક દિવસ પછી ઈ. સ. પૂ. ૨૫૭માં, એટલે " રાજ્યાભિષેક " ના તેરમા વર્ષમાં, એને એટલો ઉત્સાહ આવી ગયો કે એણે શિલાલેખો પ્રકટ કરવા માંડ્યા. એના પોતાના કહેવા પરથી આપણને માલમ પડે છે કે એના પ્રાચીનમાં પ્રાચીન શિલાલેખો આ વર્ષના ( ઈ. સ. પૂ. ૨૫૭ ના ) છે. ત્યાર પછી એણે અનેક શિલાલેખો કોતરાવ્યા, જેમાંના કેટલાક નાશ થયલા છે અને કેટલાક હજી અપ્રસિદ્ધ રહેલા છે. એ વખતમાં પોતાના રાજ્યનાં જુદાં જુદાં નગરોમાં એણે પ્રવાસ પણ સારો કરેલો જણાય છે.

આ પ્રમાણે ઈ. સ. પૂ. ૨૬૧-૨૬૦ માં અશોકે બૌદ્ધધર્મ સ્વીકાર્યો એવું આપણે માનીએ તો તે ભૂલભરેલું કહેવાશે નહીં. ત્યાર પછી ( ઈ. સ. પૂ. ૨૫૯ માં ) એ ઉપાસક દશામાંથી આગળ વધીને બૌદ્ધધર્મના સંઘમાં દાખલ થયો, મૃગયાવિહારનો એણે ત્યાગ કર્યો, અને આરંભના વર્ષની મોજશોખ છોડીને સાધુઓના સંગમાં અને ધર્મવિષયક ચર્ચાઓમાં એણે આનન્દ માનવા માંડ્યો.

એ ધર્મવિષયક ચર્ચાઓનું સ્વરૂપ કેવું હતું તે જાણવાનો આ સ્થળે આપણે પ્રયત્ન કરીશું. મનુષ્યે આ સંસારમાં જન્મ લઇને ઈશ્વર તરફ, સમાજ તરફ, તેમજ પોતાની જાત તરફ જે જે ફરજો બજાવવાની તે સર્વેનો ' ધર્મ ' એ શબ્દની અંદર સમાવેશ થાય છે; પણ ખાસ કરીને હિંદુઓમાં ' ધર્મ ' એ શબ્દ વડે ' વર્ણાશ્રમધર્મ 'નુંજ ભાન થાય છે. દરેક વર્ણના જુદા જુદા ધર્મ છે અને એક વર્ણને માટે જે ધર્મ આવશ્યક હોય તે ઇતર વર્ણને માટે અનાવશ્યક હોય, એટલુંજ નહીં પણ અગ્રાહ્ય હોય એવું બને છે. મુસલમાનોના ચઢાઈ વગેરેને પરિણામે ચાતુર્વર્ણ્યની વ્યવસ્થા હાલ જેટલી સખત સ્વરૂપમાં આપણા જોવામાં આવે છે તેટલી અશોકના વખતમાં ન્હોતી તોપણ તે વખતે એ વર્ણવ્યવસ્થા છેક પ્રાથમિક સ્વરૂપમાં ન્હોતી અને હાલ સાધારણ રીતે ' ધર્મ ' એ શબ્દથી આપણા હૃદયમાં જેવા વિચારો આવે છે તેવાજ કંઈક તે વખતે પણ આવતા હતા. ' ધર્મ ' ના આ સામાન્ય વિચારમાં અને અશોકના શિલાલેખોદ્વારા જે ' ધર્મ ' ઉપદેશવામાં આવ્યોછે તેમાં ભેદ એ છે કે એ શિલાલેખના ' ધર્મ ' માં બુદ્ધના સિદ્ધાન્તોને અનુસરીને નીતિવિષયક વિચારોને ખાસ પ્રાધાન્ય આપવામાં આવ્યુંછે. એ ' ધર્મ ' માંથી ' વર્ણાશ્રમ ધર્મ ' ના ખ્યાલને દૂર કરવામાં આવ્યો છે અને અહિંસાધર્મને તેમજ માબાપ અને વડીલોની શુશ્રૂષાને સૌથી વધારે મહત્ત્વ આપવામાં આવ્યું છે. આ સદ્ગુણોનું માહાત્મ્ય હિંદુ ધર્મના અનુયાયીઓ સમજતા ન્હોતા એવું કંઈ ન્હોતું, પણ ધર્મવિચારના ઉત્તરોત્તર વિકાસને પરિણામે બૌદ્ધધર્મમાં એ સદ્ગુણો ઉપર ખાસ ભાર મૂકવામાં આવ્યો હતો અને તેને લીધેજ અશોકના શિલાલેખોમાં પણ અસદ્ગુણોને વિશેષ અગત્યના ગણવામાં આવ્યા હતા.

એ ઉપરાંત પુણ્યદાન, મતાન્તરસહિષ્ણુતા, અસદ્વચનનો પરિત્યાગ એવા એવા

અનેક સદ્‌ગુણો વિષે એ શિલાલેખોમાં જુદે જુદે સ્થળે લખવામાં આવ્યુંછે. પ્રાણિમાત્રનું ભલું થાય એ તરફજ એ સઘળા ઉપદેશોનું અચૂક લક્ષ્ય છે. એ ઉપદેશાનુસાર વર્તન રાખવાથી આ લોકમાં તેમજ પરલોકમાં કલ્યાણ થાય છે એવું સ્થળે સ્થળે કહેવામાં આવ્યું છે, પણ કોઈ પણ સિદ્ધાન્ત તર્ક વડે સાબીત કરવાનો પ્રયત્ન કોઈ પણ શિલાલેખમાં કરવામાં આવ્યો નથી. તેમજ કેવળ તર્કના વ્યાપારને કંઈ પણ ઉપયોગનો ગણવામાં આવ્યો નથી. નીતિવિષયક વિચારો માત્ર નિત્યના વ્યવહારને માટે ઉપદેશવામાં આવ્યા છે અને તેને સ્વતઃસિદ્ધ જેવા ગણવામાં આવ્યા છે. માત્ર એકજ શિલાલેખમાં ભગવાન્ બુદ્ધનું પ્રમાણ આપવામાં આવ્યું છે. પણ બુદ્ધના પ્રમાણ ઉપરથીજ અશોકના નીતિવિચારો ઘડાયા છે એ વાત નિઃસંશય છે. બૌદ્ધધર્મનાં પુસ્તકોનો અશોક જાતે અભ્યાસ કરતો અને કેટલાક શિલાલેખોની શૈલી પૂરેપૂરી બૌદ્ધધર્મના સાહિત્યને અનુસરતીજ છે. બૌદ્ધધર્મને અનુસરીને પોતાના ઉપદેશો ઘડાયલા છે એવું અશોકને લાગતું એટલે બીજું કોઈ પણ પ્રમાણ આપવાની એને જરૂર જણાતી નહીં.

એનો બીજો ઉપદેશ એ હતો કે મનુષ્યના પોતાના ઐહિક તેમજ આમુષ્મિક કલ્યાણને માટે સતત પરિશ્રમની જરૂર છે. એ સતત પરિશ્રમ લેવામાં આવે તો મનુષ્ય પોતાનીજ મેળે પોતાનું કલ્યાણ સાધી શકે છે. બીજા ધર્મોમાં, પાપથી મુક્ત થવાને માટે અને અવિચળ સુખ મેળવવાને માટે ઈશ્વરકૃપા આવશ્યક ગણવામાં આવી છે, પણ બૌદ્ધધર્મમાં તેમ નથી. એ ધર્મમાં ઈશ્વરના અસ્તિત્વનો સ્પષ્ટ અસ્વીકાર કરવામાં આવ્યો નથી પણ તેનીજ સાથે ઈશ્વરના અસ્તિત્વનો વિચાર પણ પણ કરવામાં આવ્યો નથી. "ધર્મ્મપદ" માં જણાવવામાં આવ્યું છે તે પ્રમાણેઃ—

"આપણે જાતે પાપ કરીએ છિયે,
આપણે જાતે દુઃખ ભોગવીએ છિયે;
આપણે જાતે દુષ્કૃત્યથી દૂર રહીએ છિયે,
આપણે જાતે વિશુદ્ધિને મેળવીએ છિયે.
આપણા સિવાય આપણું કોઈ હિતકર્તા નથી,
આપણા સિવાય કોઈ આપણું હિત કરી શકે એમ નથી;
આપણેજ તે પંથ ઉપર વિચરવાનુંછે,
બુદ્ધો તો માત્ર આપણને માર્ગનિર્દેશ કરનારા છે."

અશોકે જે ધર્મનો ઉપદેશ આપ્યોછે તેનું સ્વરૂપ આપણે જોયું. અશોક પોતે પાછળથી બૌદ્ધધર્મના સંઘમાં દાખલ થયો હતો એ પણ આપણે ઉપર જણાવી ગયા છિયે. આ ઉપરથી એણે રાજ્યાસનનો ત્યાગ કર્યો હતો એવું આપણે સમજવાનું નથી; કારણ કે એના શિલાલેખો ઉપરથીજ આપણને માલમ પડે છે કે એણે રાજ્યની લગામ કદી છોડી દીધી ન્હોતી. આપણે ઉપર જોઈ ગયા છિયે તે પ્રમાણે એનો પ્રાચીનમાં પ્રાચીન શિલાલેખ, જે એણે રાજા તરીકેજ પ્રકટ કર્યો હતો, તેમાં એણે જણાવ્યું છે કે "વર્ષ કરતાં વધારે

વખત થયાં હું બૌદ્ધધર્મના સંઘમાં દાખલ થયો છું." એણે જ્યાં સુધી રાજ્ય કીધું ત્યાં સુધી ધર્મની સર્વોપરી સત્તા એનાજ હાથમાં હતી. મિ. વિન્સેન્ટ સ્મિથ કહે છે તે પ્રમાણેઃ–"Throughout his reign he retained the position of Head of the Church and Defender of the Faith." એના રાજ્યના છેલ્લા દશ વર્ષના શિલાલેખોમાં પણ ધર્મના રક્ષણ વિષેની એની કાળજી એટલીજ જોવામાં આવે છે અને બૌદ્ધધર્મના અનુયાયીઓમાં કલહનો પ્રવેશ ન થાય તેને માટે એણે ખાસ નિયમો ઘડ્યા હતા. એના એક શિલાલેખમાં એણે પોતાને વિષે 'મગધદેશનો રાજા' એ શબ્દો વાપર્યા છે અને બૌદ્ધધર્મના પવિત્ર ગ્રન્થોમાંથી સાત ફકરાઓ ચૂંટી કાઢીને રાજા તરીકે એ ફકરાઓ તરફ એણે પોતાની પ્રજાનું ખાસ લક્ષ દોર્યું છે. એ શિલાલેખ રાજપુતાનાના એક ગિરિશિખર ઉપર આવેલા મઠની સમીપમાં પ્રકટ કરવામાં આવ્યો હતો તે ઉપરથી એવું અનુમાન થાય છે કે તે વખતે એ રાજા એ મઠમાંજ રહેતો હશે. બીજો એક શિલાલેખ એની પાસેનાજ પર્વતની તળેટી આગળ છે તેમાં એણે પોતાના ધાર્મિક જીવનની શરૂઆતનો સંક્ષિપ્ત ઈતિહાસ આપ્યો છે. ભરોસો રાખી શકાય એવાં જે જે લખાણો એના વિષેનાં આપણા જાણવામાં આવ્યાં છે તે ઉપરથી એવુંજ માલમ પડે છે કે ઈ. સ. પૂ. ૨૫૭ થી તે એના જીવનના અન્ત સુધી એકસરખા ઉત્સાહ સાથે એણે બૌદ્ધધર્મને ઉત્તેજન આપ્યું હતું અને ધર્મના વિષયમાં તેમજ રાજ્યવ્યવસ્થાના કાર્યમાં એકસરખી કાળજી અને ખંત રાખીને એણે પોતાનાં કર્તવ્યો બજાવ્યાં હતાં.

સાધુનો વેષ ધારણ કરીને આવા પ્રતાપી અને વિશાળ રાજ્યનો અમલ ચલાવવાનું એનાથી કેવી રીતે બની શક્યું એ પ્રશ્ન કંઈક ગુંચવણ ઉત્પન્ન કરે એવો છે ખરો. પણ તેનો ખુલાસો નજ થઈ શકે એવું નથી. મિ. વિન્સેન્ટ સ્મિથ બારમા સૈકામાં થઈ ગયલા ગુજરાતના જૈન રાજા કુમારપાળનો દાખલો આપીને લખે છે કે અમુક અમુક વખતે તેણે આહાર વિહારનો સંયમ, માંસાહારનો ત્યાગ એવાં એવાં અનેક વ્રતો લીધાં હતાં તેજ પ્રમાણે અશોકે પણ બૌદ્ધધર્મના નિયમોનું પાલન કર્યું હોય અને તેની સાથે સાથે રાજ્ય પણ રૂડી રીતે ચલાવ્યું હોય એ અસંભવિત નથી. અશોકના ભાઈ વીતાશોકે પણ સાધુનો વેષ ધારણ કર્યો હતો અને રાજમહેલ તરફથી તેને ભિક્ષા આપવામાં આવતી હતી એવી જે દંતકથા છે તે ઉપરથી પણ માલમ પડે છે કે રાજાઓ સાધુ તરીકે રહી શકે એવી વ્યવસ્થા તે વખતે સ્હેલાઇથી કરી શકાતી હતી. વળી સંઘમાં એક વખત દાખલ થયા પછી સંઘમાંથી નીકળી શકાયજ નહીં એવું પણ ન્હોતું. બ્રહ્મદેશ અને લંકામાં હાલ પણ ઘણા માણસો થોડા વખતને માટે સંઘમાં દાખલ થાય છે અને વળી પાછા નગરજનો તરીકે જીવન ગાળતા થાય છે. આ પ્રમાણે જો સાધારણ માણસોથી પણ થઈ શકે તો રાજાઓથી તો એ પ્રમાણે વધારે સ્હેલાઇથી થઈ શકે એ ખુલ્લુંજ છે. ગમે તેમ હોય, પણ એટલું તો નક્કી છે કે બૌદ્ધધર્મના સાધુ તરીકેનાં તેમજ હિંદુસ્તાનના શહેનશાહ તરીકેનાં કર્તવ્યો અશોક એકી વખતે બજાવતો અને એ કર્તવ્યો બજાવતાં કંઈ પણ ગુંચવણ આવતી હશે તો તેને એ ગમે તે રસ્તે પણ દૂર કરતો.

અશોકે ઉપદેશેલા ધર્મનું સ્વરૂપ કેવું છે અને સાધુ તેમજ રાજા તરીકેનાં પરસ્પર-વિરોધી કર્તવ્યો એણે કેવી રીતે બજાવ્યાં હશે તે વિષે આટલો વિચાર કરીને અશોકના જીવનની મુખ્ય મુખ્ય વિગતો તરફ હવે આપણે પાછા વળીએ. ઈ. સ. પૂ. ૨૬૧ માં એના જીવનમાં અગત્યનો ફેરફાર થયો, એ વર્ષમાં એણે બૌદ્ધધર્મ સ્વીકાર્યો અને ઉપાસક તરીકે એ ધર્મને રક્ષણ આપવાના, એ ધર્મનો પ્રસાર કરવાના, અને એ ધર્મ ઉપદેશવાના એણે પ્રયત્ન કરવા માંડ્યા, અને ત્યાર પછી અઢી વર્ષે રહીને એ બૌદ્ધધર્મના સંઘમાં દાખલ થયો, મૃગયાવિહારનો એણે ત્યાગ કર્યો, અને "ધાર્મિક પ્રવાસો" એણે કરવા માંડ્યા એટલે સુધીની હકીકત આપણે ઉપર જોઈ ગયા છિયે. કેટલાક સ્તભ ઉપરનાં લખાણો ઉપરથી આપણને માલમ પડે છે કે ગૌતમ બુદ્ધની જન્મભુમિ, કનકમુનિ—જે બુદ્ધનો આગલો અવતાર હતો—તેનો સ્તૂપ, એવાં કેટલાંક સ્થળો એ જોઈ આવ્યો હતો. "अशोकावदान" નામની સંસ્કૃત કથા ઉપરથી પણ એવું માલમ પડે છે કે ઉપગુપ્ત નામના આચાર્યની સાથે રહીને કપિલવસ્તુ, બુદ્ધગયા આગળનું બોધિવૃક્ષ, કાશીનગરી આગળનુ ઋષિપત્તન અથવા સારનાથ, શ્રાવસ્તી આગળનો મઠ, આનન્દનો સ્તૂપ વગેરેનાં એણે દર્શન કર્યાં હતાં. આ ઉપગુપ્તાચાર્ય ખરેખરો ઐતિહાસિક પુરુષ હોય એ બનવા જોગ છે. પાછલા સમયમાં જેમ હેમચન્દ્રે કુમારપાળ રાજાની પાસે જૈનધર્મ સ્વીકારાવ્યો હતો તેમ આ ઉપગુપ્તાચાર્યે અશોક-રાજાની પાસે બૌદ્ધધર્મ સ્વીકારાવ્યો હશે. ઈ. સ. પૂ. ૨૫૯ માં મૃગયાવિહારનો ત્યાગ અને ધાર્મિક પ્રવાસોની શરૂઆત કરવા ઉપરાંત અશોકે વધારે મહત્ત્વનું કાર્ય એ કર્યું કે ઠામ ઠામ બૌદ્ધધર્મનો ઉપદેશ આપવાને માટે એણે માણસો મોકલવા માંડ્યાં. દક્ષિણમાં છેક લંકા સુધી એ માણસો ગયાં હતાં. એટલેથીજ સન્તોષ ન માનતાં હિંદુસ્તાનની પેલી તરફ સીરિયાના રાજા ઍન્ટિયોકસ, ઈજિપ્ટના રાજા ટૉલમી, ઉત્તર આફ્રિકામાં સાઇરીનના રાજા મૅગસ, મૅસિડોનિયાના રાજા ઍન્ટિગોનસ, અને એપિરસના રાજા સિકંદર એ સર્વના મુલકોમાં એણે ધર્મોપદેશકોને મોકલી આપ્યાં.× ધર્મપ્રસારને માટે આવો ભગીરથ પ્રયત્ન જગતના ઇતિહાસમાં કોઇએ પણ કર્યો નથી. એ પ્રયત્નનું ફળ એ થયુ કે આખા હિંદુસ્તાનમાં અને લંકામાજ નહીં, પણ આખરે બ્રહ્મદેશ, સીયામ, ચીન, કોરિયા જાપાન, મંગોલિયા, ટિબેટ, અને એશિયાના બીજા અનેક દેશોમાં એ ધર્મ દાખલ થયો. આમાંના કેટલાક દેશોમાં એ ધર્મ અશોકના મૃત્યુ પછી સેંકાઓ વહી ગયા પછી દાખલ થયો હતો એ ખરૂં, પણ એ ધર્મ મોડો વ્હેલો પણ આમ અનેક દેશોમાં દાખલ થયો તેનું મૂળ કારણ એજ છે કે મહારાજા અશોકે એ ધર્મને ટેકો આપ્યો અને એ ધર્મ હિંદુસ્તાનના અમુક પંથનોજ ધર્મ હતો તેનું ગૌરવ વધારીને તેને આખા જગતનો ધર્મ બનાવી દીધો હતો. ધર્મના અનુયાયીઓની સંખ્યા તરફજ આપણે લક્ષ આપીએ તો કદાચ એ ધર્મને જગતનો મ્હોટામાં મ્હોટો ધર્મ આપણને ગણવો પડશે. રોમના રાજા કૉન્સ્ટેટાઇને જેવી રીતે ખ્રિસ્તી ધર્મના પ્રસારને ઉત્તેજન આપ્યું તેજ પ્રમાણે હિંદુસ્તાનના રાજા અશોકે

×જે મહેલમાંથી અશોકે આ હુકમ આપ્યો હતો તે મહેલનાં ખંડિયેરો પાટલિપુત્રમાં હાલ મળી આવ્યાં છે. એ મહેલને સો સ્તંભ હતા એમ જણાય છે.

બૌદ્ધધર્મના પ્રસારને ઉત્તેજન આપ્યું. ફેર માત્ર એટલો હતો કે કૉન્સ્ટેટાઇન રાજાએ ધર્મના ઉત્તેજનના કાર્યમાં જે આગળ પડતો ભાગ લીધો તે કેવળ ધાર્મિકતાને લીધે નહીં પણ કેટલાંક રાજ્યદ્વારી કારણોને લીધે હતું ત્યારે અશોક રાજાને પોતાના ધર્મકાર્યમાં પ્રેરનારૂં બળ તેના હૃદયમાંજ હતું. ધીરે ધીરે એની ધર્મ ઉપરની શ્રદ્ધા વધારે ને વધારે મજબૂત થતી ગઈ હતી અને તેને પરિણામેજ એ ધર્મના પ્રસારને અર્થે પોતાની બુદ્ધિનું અને પોતાના હૃદયનું સઘળું બળ એણે સમર્પી દીધું અને ખાસ કરીને એ કાર્યમાંજ એણે પોતાની સઘળી રાજ્યસત્તાનો ઉપયોગ કર્યો.

લંકાની પ્રજાએ બૌદ્ધધર્મ કેવી રીતે સ્વીકાર્યો તેને વિષે હિંદુસ્તાનની અને લંકાની અનેક દંતકથાઓ છે તે ઘણી ચમત્કારભરી છે. એ દંતકથાઓ ઐતિહાસિક દૃષ્ટિએ કંઈ પણ અગત્યની નથી. અશોકનો ભાઈ મહેન્દ્ર હવામાં ઊડીને લંકા ગયો અને પહેલાંજ ધર્મોપદેશની અસરથી લંકાનો રાજા અને લંકાની પ્રજાના ચાળીસ હજાર માણસો બૌદ્ધ ધર્મ સ્વીકારતા થઈ ગયા, વળી લંકાની રાણી અને તેની પાંચસો પરિચારિકાઓ બૌદ્ધધર્મના સંઘમાં દાખલ થવાને તત્પર બની ગઈ અને એ કાર્યને માટે સ્ત્રીની જરૂર હોવાથી અશોક રાજાએ ખાસ પોતાની પુત્રી સંઘમિત્રાને લંકામાં મોકલી એ સઘળી હકીકત કોઈથી પણ માની શકાય એવી નથી. બૌદ્ધધર્મ એટલી બધી ઝડપથી તો લંકામાં નહીંજ દાખલ થયો હોય. પણ એ ધર્મ ત્યાં કેવી રીતે દાખલ થયો તે વિષે કોઈ પણ ઐતિહાસિક પ્રમાણો આપણને જડી આવતાં નથી. અશોકના શિલાલેખો ઉપરથી તો આપણને એટલીજ ચોક્કસ માહિતી મળે છે કે અશોક તરફથી કેટલાક ધર્મોપદેશકોને લંકા સુધી મોકલવામાં આવ્યા હતા. મિ. વિન્સેન્ટ સ્મિથને તો અશોકને સંઘમિત્રા નામની પુત્રી હતી ખરી કે નહીં તે વિષેજ શક છે. એ વિદ્વાન્ કહે છે કે ' સંઘમિત્રા ' એ નામજ જોડી કાઢવામાં આવેલું જણાય છે. સંઘની મિત્ર એટલોજ એ નામનો અર્થ છે. વળી કોઈ પણ શિલાલેખમાં એ સંઘમિત્રા વિષે કથન કરવામાં આવ્યું નથી. એટલે સંઘમિત્રા ખરેખરી થઈ ગઈ હતી કે કેમ તેજ શક પડતું છે. પ્રોફેસર ઓલ્ડનબર્ગ તો એટલે સુધી કહે છે કે મહેન્દ્ર અને સંઘમિત્રા એ બેઉ વિષેની હકીકત તદ્દન જોડીજ કાઢવામાં આવેલી છે. એ બેઉ વિદ્વાનોનો મત એવો છે કે બૌદ્ધધર્મનું જે વિશાળ સાહિત્ય લંકામાં હાલ અસ્તિત્વ ધરાવે છે તે મગધદેશની સાથેના સીધા સમ્બન્ધથી નહીં, પણ હિંદુસ્તાનની બીજી પ્રજાઓના દીર્ઘ કાળના પરિચયને પરિણામેજ ઉત્પન્ન થયું હશે. પાંચમા સૈકામાંફા હ્યાન નામના અને સાતમા સૈકામાં હ્યૂન સંગ નામના ચીના મુસાફરોએ જે કંઈ કહ્યું છે તે ઉપરથી માલમ પડે છે કે તેઓના વખતમાં છેક દક્ષિણના છેડા સુધી બૌદ્ધધર્મનો સારી રીતે પ્રચાર થયો હતો, અને હ્યૂન સંગના લખવા ઉપરથી સ્પષ્ટ જણાય છે કે ચોલ, દ્રાવિડ, અથવા પલ્લવ, વગેરે દક્ષિણનાં રાજ્યોમાં બૌદ્ધધર્મના સ્તૂપો એના વખતમાં અસ્તિત્વ ધરાવતા હતા. વળી કાવેરીની દક્ષિણમાં આવેલા પાંડ્ય દેશમાં ઈ. સ. ૬૪૦ માં ધર્મની શી સ્થિતિ હતી તે વિષે લખતાં હ્યૂન સંગે એવું પણ જણાવ્યું છે કે " આ નગર ( ? મદુરા ) ની પૂર્વે દિશામાં એક જૂનો ' સંઘારામ ' ( મઠ ) છે તેનો ચોક અને આગલો ભાગ જંગલી છોડવાઓથી ઢંકાઈ ગયલો છે, માત્ર તેની દિવાલોજ રહી છે. આ મઠ અશોકરાજાના ન્હાના ભાઈ મહેન્દ્રએ બંધાવ્યો હતો. એની પૂર્વમાં એક સ્તૂપ છે તેની ભવ્ય દિવાલો હવે પૃથ્વીમાં દટાઈ

ગઈ છે અને માત્ર ઉપરનુ શિખરજ જોવામા આવે છે આ સ્તૂપ અશોકરાજે પોતે બધાવ્યો હતો" નવ સૈકાઓ વીત્યા પછી પણ અશોક અને એના ભાઈની હકીકત દક્ષિણ દેશમા કેવી ચોક્કસ જળવાઈ રહી હતી તે હ્યુન સંગના આ લખાણ ઉપરથી જણાઈ આવે છે, અને કાવેરીની દક્ષિણના એક મઠમા મહેન્દ્ર વસતો હતો એવું પણ એ લખાણ ઉપરથી જણાઈ આવે છે. મહેન્દ્ર મગધદેશથી હવામા ઊડીને લકા ગયો એવી દતકથાના કરતા આ મઠ આગળથી એ લકા ગયો એ કલ્પના વધારે સભવિત લાગે છે ત્યા જઈને પણ એકજ ધર્મોપદેશથી ચાળીસ હજાર માણસોને એ બૌદ્ધધર્મી નહીંજ બનાવી શક્યો હોય

ત્યારે અશોકનો ન્હાનો ભાઈ મહેન્દ્ર અથવા મહિન્દ નામનો હતો અને લકામા બૌદ્ધધર્મનો પ્રચાર કરવાના કાર્યમા તેણે ઘણો આગળ પડતો ભાગ લીધો હતો એ વાતમા કઈ સશય જેવુ નથી હિંદુસ્તાનની અને લકાની દતકથામા જે સરખાપણુ છે તે ઉપરથી અને હિંદુસ્તાનના તેમજ લકાના શિલાલેખોમા એનુ નામ વાચવામા આવે છે તે પરથી એનુ અસ્તિત્વ નિર્વિવાદપણે સિદ્ધ થાય છે પણ લકાની દતકથામા એ મહેન્દ્રને અશોકનો દાસીપુત્ર કહેવામા આવ્યો છે તે ખરૂ જણાતુ નથી ઉત્તર હિંદુસ્તાન અને દક્ષિણ હિંદુસ્તાનમા, પાટલિપુત્ર અને કાંચી બેઉ સ્થળોએ, જે દતકથા પ્રચલિત છે તે ઉપરથી, તેમજ પાચમા સૈકામા ફાહિયાન અને ઈ સ ૬૪૦ મા હ્યુન સંગે જે લખ્યુ છે તે ઉપરથી, મહેન્દ્ર એ અશોકનો દાસીપુત્ર હતો એ વાત ખોટી ઠરે છે. હ્યુન સંગને કાંચીમા લકાના કેટલાક સાધુઓ (ભિક્ષુઓ) મળ્યા હતા તેઓએ બૌદ્ધધર્મ લકામા કેવી રીતે દાખલ થયો તે વિષેની કથા એની આગળ કહી હતી, પણ તેઓએ મહેન્દ્રને અશોકના દાસીપુત્ર તરીકે નહીં પણ ન્હાના ભાઈ તરીકેજ વર્ણવ્યો હતો ખરી હકીકત શી હતી તેને માટે સ્વાભાવિક રીતે પાટલિપુત્ર, જે મગધદેશની રાજધાનીનુ શહેર હતું, ત્યાના લોકની પ્રચલિત માન્યતા ઉપર આપણે વિશેષ આધાર ગણી શકીએ, અને ફાહિયાન ઈ સ ૪૦૦ મા ત્યા ગયો હતો ત્યારે એણે અશોકના સાધુ થયલા ભાઈ વિષેની હકીકત સાભળી હતી એ ભાઈનું નામ મહેન્દ્ર હતુ એ વાત હ્યુન સગે જણાવી છે કેટલીક દતકથાઓમા એનુ વીતાશોક અથવા વિગતાશોક એવુ નામ પણ જણાવવામા આવ્યુ છે, પણ હિંદુસ્તાન અને લકાના શિલાલેખને આધારે મહેન્દ્ર અથવા મહિન્દ એજ એનુ ખરૂ નામ હતુ એવા નિર્ણય ઉપર આપણે આવી શકીએ છિયે.

મહેન્દ્રએ સાધુપણુ સ્વીકાર્યું એમા કઈ પણ અસ્વાભાવિક નથી રાજાનુ મૃત્યુ થતા જ્યેષ્ઠ પુત્રને ગાદી મળે અને બીજા પુત્રો ધાર્મિક જીવન ગાળે એવું હિંદુસ્તાનમાં ઘણી વખત બન્યુ છે પ્રો જૅકોબી કહે છે તે પ્રમાણે—"The spiritual career in India, just as the Church in Roman Catholic countries seems to have offered a field for the ambition of younger sons." આ કારણથી, મહેન્દ્રએ ધાર્મિક જીવન સ્વીકાર્યું હોય એમા કઈ પણ અસભવિત નથી

એ મહેન્દ્રની હકીગત છોડીને હવે પાછા આપણે અશોક તરફ વળીએ રાજ્યાભિષેક પછીના તેરમા અને ચાદમા વર્ષમા (ઈ સ પૂ ૨૫૭-૬ મા) અશોકે બૌદ્ધધર્મના વિશેષ પ્રસારને માટે ઘણા પ્રયત્નો કર્યા અને અનેક શિલાલેખો પ્રસિદ્ધ કર્યા એજ અરસા

ડુંગરોમાં આવેલી કીમતી ગુફાઓ એણે અર્પણ કરી અને જાહેર ઉપદેશને માટે પાંચ પાંચ વર્ષે અમલદારોએ ધાર્મિક પ્રવાસ કરવા નીકળી પડવું એવો હુકમ એણે બહાર પાડ્યો. ન્હાના મ્હોટા સઘળા અમલદારોને એણે એવો પણ હુકમ આપ્યો કે " જ્યાં જ્યાં તમે જાઓ ત્યાં ત્યાં તમારી સાધારણ ફરજો બજાવવા ઉપરાંત ધર્મપ્રસારની વિશેષ ફરજ બજાવવાનું પણ તમારે ભૂલવું નહીં." આ સઘળા હુકમોને બરાબર જાહેરમાં લાવવાને માટે પણ એણે ચોક્કસ વ્યવસ્થા કીધી હતી.

'રાજ્યાભિષેક' પછીના ચૌદમા વર્ષમાં (ઈ. સ. ૨૫૬ માં) બીજું અગત્યનું કામ એણે એ કીધું કે "ધર્મમહામાત્ર" એ નામના ખાસ અમલદારો એણે નીમ્યા. ધર્મ સમ્બન્ધી સઘળી આજ્ઞાઓ બરાબર પળાય છે કે નહીં તેની દેખરેખ રાખવી એ આ અમલદારોનું કામ હતું. હાલ કેટલાંક દેશી રાજ્યોમાં જેવા 'ધર્માધિકારી'ઓ નીમવામાં આવે છે તેવા આ અમલદારો હતા. એ અમલદારોના હાથ નીચે બીજા પણ અમલદારો નીમવામાં આવ્યા હતા તેઓ "ધર્મયુક્ત" એ નામથી ઓળખાતા.

ત્યાર પછીના વર્ષમાં, 'રાજ્યાભિષેક' ના પંદરમા વર્ષમાં (ઈ. સ. પૂ. ૨૫૫ માં), અશોકે ફરીથી "આગલા બુદ્ધ" કનકમુનિનો સ્તૂપ વધારે મ્હોટો કીધો. 'રાજ્યાભિષેક'ના વીસમા વર્ષમાં (ઈ. સ. પૂ. ૨૫૦ માં) અશોકે આજીવિકોને ત્રીજી ગુફા અર્પણ કરી; અને ત્યાર પછીના વર્ષમાં (ઈ. સ. પૂ. ૨૪૯ માં) ઉપર આપણે જણાવી ગયા છિયે તેવાં તેવાં સ્થળોએ એણે ધાર્મિક પ્રવાસ કર્યો. 'રાજ્યાભિષેક'ને સત્તાવીસમે વર્ષે (ઈ. સ. પૂ. ૨૪૩ માં) એણે સ્તંભ ઉપર કોતરેલો એક લેખ પ્રકટ કર્યો તેમાં દરેક માણસે અમુક ધર્મ સ્વીકારવાની જરૂર વિષે એણે ઉપદેશ આપ્યો. તારીખ સાથનો છેલ્લામાં છેલ્લો શિલાલેખ ઈ. સ. પૂ. ૨૪૨ નો છે તેની દસ કલમો છે અને ધર્મના પ્રચારને માટે પોતાના રાજ્ય દરમ્યાન પોતે શાં શાં પગલાં ભર્યાં હતાં તે તેમાં જણાવવામાં આવ્યું છે. બીજા કેટલાક લેખો ટૂંકા ટૂંકા છે અને તે પાછળથી લખાયલા જણાય છે. સારનાથનો શિલાલેખ છે તેમાં ધર્મની બાબતમાં કલહ કરનારાઓની શિક્ષા નક્કી કરવામાં આવી છે અને ધર્મની બાબતમાં તકરાર દાખલ થવા ન દેવાનો રાજાનો નિશ્ચય જાહેર કરવામાં આવ્યો છે. પાટલિપુત્રમાં એજ વખતે બૌદ્ધધર્મીઓની એક સભા મળેલી કહેવાય છે, એટલે સારનાથના શિલાલેખને એ સભાની સાથે કંઈક સમ્બન્ધ હોય એ ઘણું સંભવિત જણાય છે. લંકાનાં પુસ્તકોમાં એવું જણાવવામાં આવ્યું છે કે બૌદ્ધધર્મીઓની સભા અશોકના 'રાજ્યાભિષેક' પછી સોળ અથવા અઢાર વર્ષે રહીને મળી હતી. પણ તે ભૂલભરેલું જણાય છે, કારણ કે 'રાજ્યાભિષેક' ના ૨૮ મા વર્ષ પ્હેલાં જો એ સભા મળી હોત તો જે શિલાલેખમાં પોતાના રાજ્ય દરમ્યાન ધર્મપ્રચારને માટે કરવામાં આવેલાં કાર્યોની ગણત્રી કરવામાં આવી છે તેમાં એ સભા વિષે લખવામાં આવ્યા વગર રહેત નહીં. એ છેલ્લા શિલાલેખ પછીના દસ અગિયાર વર્ષમાં ગમે ત્યારે બૌદ્ધધર્મીઓની સભા મળી હોય એ સંભવિત છે. એ સભા ધર્મનો વિરોધ શમાવવાને મળી હતી એવું કહેવામાં આવે છે તે જો ખરું હોય તો સારનાથના શિલાલેખમાં એ સભાનો ઠરાવજ દાખલ કરવામાં આવ્યો છે એવા અનુમાન ઉપર આપણે આવી શકીએ, અને એ સઘળા ન્હાના શિલાલેખો રાજ્યનાં છેવટનાં વર્ષોમાંજ લખાયા હોવા જોઇએ એવો ચોક્કસ નિર્ણય આપણાથી થઈ શકે.

છે એમ મિ. વિન્સેન્ટ સ્મિથનું માનવું છે. એના કાયદાઓ ઉપરથી જણાય છે કે મૃત્યુની શિક્ષા કાઢી નાંખવાનો વિચાર અશોકના મનમાં કદી આવ્યો ન્હોતો. બૌદ્ધધર્મ પાળનારા બીજા રાજાઓની પેઠે એને પણ મૃત્યુની શિક્ષા આવશ્યક અને અનિવાર્ય લાગી હોય એવું જણાય છે. એના રાજ્યના પાછલાં ભાગમાં, (ઈ. સ. પૂ. ૨૪૩ માં) એણે એવી આજ્ઞા બહાર પાડી હતી કે જેને મૃત્યુની શિક્ષા ફરમાવવામાં આવી હોય એવા દરેક કેદીને ત્રણ દિવસનો અવકાશ આપવો કે એ વખતમાં બીજી દુનિયામાં જવા માટેની એ તૈયારી કરી શકે. આ પ્રમાણે મૃત્યુનો ત્રાસ કંઇક ઓછો કરવો એટલુંજ એનાથી થઈ શક્યું; પણ મૃત્યુની શિક્ષા એણે તદ્દન કાઢી નાંખી નહીં. પશુજીવનના કરતાં માનવજીવનની કિંમત આ પ્રમાણે ઓછી આંકવામાં આવે છે તેનું ખરૂં કારણ કદાચ એજ હશે કે માનવી પોતાનાં દુષ્કૃત્યને માટે જવાબદાર છે અને બીજાં પ્રાણીઓ પોતાનાં કર્મોની સાધુતા અસાધુતા સમજતાં ન હોવાથી તે કર્મોને માટે તેઓ જવાબદાર નથી. અશોક પછીના સમયમાં પશુવધની શિક્ષા તરીકે મનુષ્યવધ ફરમાવતાં હિંદુ રાજાઓ અચકાયા નથી, અને અશોકે પણ એવી સજાઈ નહીંજ વાપરી હોય એવું આપણાથી કહી શકાતું નથી.

ધર્મના વિષયમાં ઉદારબુદ્ધિ રાખવી અને મતમતાન્તરને શાન્તિથી સહન કરવાં એ ઉપદેશ પણ અશોકના શિલાલેખોમાં સ્થળે સ્થળે જુસ્સાદાર રીતે આપવામાં આવ્યો છે. એ બાબતમાં પણ એના વિચારો ધીરેધીરે આગળ વધતા ગયા હોય એમ જણાય છે. એના એક આરંભના શિલાલેખમાં એણે જણાવ્યું હતું કે "મ્હારા સતત પરિશ્રમને પરિણામે, હિંદુસ્તાનમાં સર્વત્ર જે લોકો સાચા ગણાતા હતા તેઓ (એટલે બ્રાહ્મણો) અને તેમના દેવતાઓ ખોટા ઠર્યા છે." આવી ધર્મના ઝનુનવાળી ભાષા લોકપ્રિય ભાગ્યેજ થઈ શકે. એવી ભાષા વાપરવી એ ડહાપણભરેલું નથી એવું ધીરે ધીરે અશોકના સમજવામાં આવ્યું હશે. નિઃસંશય એવી ભાષા એણે ફરીથી કોઈ પણ સ્થળે વાપરી નથી, અને પાછીથી— એ વર્ષમાં પણ—એના જે શિલાલેખો પ્રકટ થયા તેની શૈલી તદ્દન જુદાજ પ્રકારની છે. એ શિલાલેખોમાં બૌદ્ધધર્મના તેમજ બ્રાહ્મણધર્મના સાધુઓને ભિક્ષા આપવાનું ફરમાવવામાં આવ્યું છે, અને કહેવામાં આવ્યું છે કે "પ્રજાનાં સઘળાં માણસો પછી તે ગમે તે ધર્મ પાળતાં હોય પણ તે મ્હારાં બાળકો છે." વળી એ શિલાલેખોમાં પ્રજાજનોને શિખામણ આપવામાં આવી છે કે "તમારા બન્ધુઓ બીજો ધર્મ પાળતા હોય તોપણ તમારે તેઓના ધર્મની નિન્દા કરવી નહીં." એ કહે છે કે "દરેક ધર્મમાં કંઈ કંઈ પણ સારૂંજ હોય છે અને કોઈ પણ ધર્મ ન માને એવા પુરુષ કરતાં ગમે તે ધર્મ પણ શ્રદ્ધાથી માનનારો પુરુષ ઈશ્વરની આજ્ઞાને અનુસરનારો છે." ઈ. સ. પૂ. ૨૪૩ ના શિલાલેખમાં તો એથી પણ સ્પષ્ટ રીતે એણે કહ્યું છે કે "દરેક માણસે અમુક ધર્મ પોતાના તરીકે સ્વીકારવોજ જોઈએ." વળી એ કહે છે કે "સઘળા ધર્મનાં માણસો તરફ હું સમાન દૃષ્ટિથી જોઉં છું; કારણ સઘળા ધર્મનાં માણસો જુદે જુદે પ્રકારે મ્હનેજ માન આપે છે. તો છતાં પણ પોતે જે ધર્મને માનતો હોય તે ધર્મને વળગી રહેવું એજ મ્હારા મત પ્રમાણે ખરેખરી અગત્યની વસ્તુ છે." એના વિચારો આવા ઉદાર હતા, તે છતાં પણ જુદા જુદા વર્ગનાં માણસોના વ્યવહારને માટે એણે ઘણા સખત નિયમો ઘડ્યા હતા એ આપણે ઉપર જોયુંજ છે.

ધર્મના વિષયમાં અશોકની જે ઉદાર બુદ્ધિ હતી તે વિષે વિચાર કરતાં એટલું આપણે

ધ્યાનમાં રાખવાનું છે કે જે ધર્મો તરફ એ ઉદારવૃત્તિ એણે રાખી હતી તે હાલના ધર્મો જેવા પરસ્પર ભિન્ન મ્હોતા. ઈસુ ખ્રિસ્ત, કે મહમ્મદ પેગંબર, કે ઝરથોસ્તના ધર્મો એના વર્ખતમાં અસ્તિત્વ ધરાવતા ન્હોતા. બૌદ્ધધર્મ અથવા જૈનધર્મ સિવાયનો ખરો સુવ્યવસ્થિત ધર્મ એકજ હતો અને તે હિંદુધર્મ હતો. એ ધર્મના જુદા જુદા પંથોમાં કેટલાક સમાન અંશો હતા.* ઉદાહરણ તરીકે પુનર્જન્મનો સિદ્ધાન્ત એ હિંદુધર્મના લગભગ બધાજ પથોને માન્ય હતો. બૌદ્ધધર્મ અને જૈનધર્મ એ પણ અગાઉ માત્ર હિંદુધર્મના જ પંથો હતા—માત્ર હિંદુ સુધારક ફિલસુફિનાંજ દર્શનો હતાં—પણ ધીરે ધીરે મૂળની ફિલસુફીની સાથે દંતકથાનું તત્ત્વ ઉમેરાતું ગયું અને એ પંથોને આખરે સ્વતંત્ર ધર્મોનું સ્વરૂપ પ્રાપ્ત થયું.

આ કારણથી એ જુદા જુદા ધર્મોમાં જે સમાનતાના અંશો હતા તે અશોકની દૃષ્ટિ બહાર ન્હોતા; આત્મસંયમ અને વિશુદ્ધિ એ દરેક ધર્મનો ઉદ્દેશ હતો એવું એનાથી જોઈ શકાતું હતું; એટલે બૌદ્ધધર્મીઓની સાથે સાથે જૈનધર્મીઓને અને બ્રાહ્મણધર્મીઓને પણ જુદી જુદી રીતે માન આપવું એમાં એને કંઈ પણ અયોગ્ય જણાતું નહીં. બૌદ્ધધર્મીઓને માટે એ મ્હોટા મ્હોટા મઠ વગેરે બંધાવતો તેનીજ સાથે આજીવિક સાધુઓને માટે વિશાળ ગુફાઓ તૈયાર કરાવતાં અને તેની અંદરનો ભાગ પણ દર્પણના જેવો ચકચકીત કરાવતાં એક અચકાતો નહીં, અને તે ઉપરાંત જૈનો અને બ્રાહ્મણોને એ પુષ્કળ દાન પણ કરતો હશે એમાં સંશય નથી. કાશ્મીરમાં તો બ્રાહ્મણધર્મનાં દહેરાંઓ અશોકે પોતે બંધાવેલાં અથવા તેનો જીર્ણોદ્ધાર કરેલો તેનાં નામ પણ જાળવી રાખવામાં આવ્યાં છે. એવીજ રીતે એની પછીના સમયમાં પણ હર્ષ વગેરે અનેક રાજાઓએ ધર્મના વિષયમાં અત્યન્ત ઉદારબુદ્ધિ રાખી હતી.

અશોકના શિલાલેખો સમ્બન્ધી એક વાત ખાસ ધ્યાન ખેંચે એવી છે, અને તે એ છે કે બૌદ્ધધર્મના સિદ્ધાન્તો વિષે એ શિલાલેખોમાં બહુ કહેવામાં આવ્યું નથી પણ નિત્યના વ્યવહારને માટે ઉપયોગના જે નિયમો તે વિશેષ સ્થળે સ્થળે ઉપદેશ આપવામાં આવ્યો છે. ઉદાહરણ તરીકે **કર્મ** ( એટલે મનુષ્યનાં આગલા જન્મનાં સારાં નરસાં કૃત્યોના પરિણામ તરીકે એને બીજા જન્મમાં સુખ દુઃખ મળે છે એવો સિદ્ધાન્ત ), **નિર્વાણ** ( સાધુ પુરુષને પ્રાપ્ત કરવાની અંતિમ સ્થિતિ ) એવા એવા વિષયો સમ્બન્ધી અશોકના શિલાલેખોમાં સ્પષ્ટ ઉલ્લેખ કરવામાં આવેલા જણાતા નથી. પણ તે ઉપરથી એમ સમજવાનું નથી કે એ સિદ્ધાન્તો એને માન્ય ન્હોતા. **કર્મ, નિર્વાણ, પુનર્જન્મ, સ્વર્ગ** એ સર્વમાં એ માનતો હતો એવું આડકતરી રીતે સૂચવનારાં અનેક પ્રમાણો એના શિલાલેખોમાંથી મળી છે આવે, પણ વ્યવહારમાં મૂકી શકાય એવા નિયમો આપવા એજ એના શિલાલેખોનો હેતુ હોવાથી એ લેખોમાં એ સિદ્ધાન્તો વિષે સ્પષ્ટ ઉલ્લેખ કરવામાં આવ્યા નથી.

પુણ્યનાં કાર્ય કરવાની ફરજ વિષે પણ એણે અનેક શિલાલેખોમાં કહ્યું છે. એ જાતે ઘણાં પુણ્યનાં કાર્ય કરતો. લોકોના આરામને માટે એણે વિશાળ વૃક્ષો સ્થળે સ્થળે રોપાવ્યાં હતાં, કૂવાઓ ખોદાવ્યા હતા, અને મ્હોટા રસ્તાઓ ઉપર ઠામ ઠામ વિશ્રામભુવનો બંધાવ્યાં હતાં. માંદાઓની માવજત તરફ પણ એણે ખાસ લક્ષ આપ્યું હતું અને આરોગ્યની

* જુઓ પ્રો. મૅકડૉનલકૃત "સંસ્કૃત સાહિત્યનો ઇતિહાસ."

રક્ષાને અર્થે બહારનાં વનસ્પતિઓ ઉછેરાવવાની એ ખાસ સંભાળ રાખતો હતો. એના કોઈ શિલાલેખમાં 'ઇસ્પિતાલ' વિષે કહેવામાં આવ્યું નથી, પણ તે પરથી એના વખતમાં ઇસ્પિતાલ નહોતી જ હોય એવું માનવું ભૂલભરેલું છે. એની પછી ૬૫૦ વર્ષ રહીને ચીનનો મુસાફર ફાહિયાન જ્યારે પાટલિપુત્રમાં ગયો હતો ત્યારે ત્યાં આગળ એક ઇસ્પિતાલ હતી અને તેમાં મફત દવા કરવામાં આવતી હતી. એ ઇસ્પિતાલનો પાયો કદાચ અશોકના વખતમાંજ નંખાયો હશે.

નીતિનો ઉંચામાં ઉંચો આદર્શ અશોકે પોતાના શિલાલેખોમાં મૂક્યો છે. એ આદર્શમાં વિશેષતા એ છે કે માનવબન્ધુ તરફજ નહીં, પણ પ્રાણિમાત્ર તરફ આપણે ફરજો બજાવવાની છે એ વિચાર ઉપર એમાં ખાસ ભાર મૂકવામાં આવ્યો છે. એ વિચારો બૌદ્ધધર્મની અસરને લીધેજ ઉત્પન્ન થયા છે એમ નથી. એ વિચારો બૌદ્ધધર્મના પહેલાં અસ્તિત્વમાંજ ન્હોતા એવું કંઈ ન્હોતું. બ્રાહ્મણ ધર્મમાં પણ એ વિચારો હતા. પણ બ્રાહ્મણધર્મના અનુયાયીઓમાંથી કેટલાંક સામાન્ય બુદ્ધિને અગમ્ય એવા સર્વાત્મભાવના સિદ્ધાન્તમાં મશગુલ રહેતા અને કેટલાક યજ્ઞાદિ કર્મો કરવામાંજ સર્વસ્વ અર્પણ કરતા તેવે વખતે ભગવાન્ ગૌતમ બુદ્ધે નીતિના વિચારોને વધારે આગળ આણ્યા અને જગત્ ઉપર મહાન્ ઉપકાર કીધો. અશોકે પોતાના શિલાલેખો પ્રકટ કરીને એ નીતિનિયમોને વ્યવહારમાં મૂકાવવાના ચોક્કસ માર્ગ લીધા અને બૌદ્ધધર્મના પ્રસારને માટે ભગીરથ શ્રમ લઇને લોકોને વધારે ને વધારે નીતિના માર્ગ તરફ દોરવ્યા. એ દૃષ્ટિથી જોતાં અશોકે પણ જગત્ ઉપર જેવો તેવો ઉપકાર નથી કીધો એવું સર્વ કોઇને કબૂલજ કરવું પડશે. ખરેખર અશોક જેવા સાધુચરિત વીર નરની ભારતખંડના વીસ મહાન્ પુરુષોમાં ગણના કરવામાં આવે એ સર્વથા યોગ્યજ છે.

અશોકના છેલ્લા શિલાલેખો પરથી ધર્મ વિષેના કલહો શાન્ત કરવામાં, ધર્મનું રક્ષણ કરવામાં રોકાયલો એ જણાય છે. એ ક્યારે મરણ પામ્યો, ક્યાં આગળ મરણ પામ્યો એ વિષે જાણવાનું આપણી પાસે કંઈ પણ સાધન નથી. એણે ૩૬-૩૮ વર્ષ સુધી રાજ્ય કીધું હતું એવું પુરાણો ઉપરથી જણાય છે. લંકાની નોંધપોથીઓમાંથી પણ એણે ૩૭ વર્ષ રાજ્ય કરેલું એમ માલમ પડે છે. એનો રાજ્યાભિષેક ચાર વર્ષ રહીને થયો હતો એ વાતને સ્મરણમાં રાખીએ તો એણે ૪૦-૪૧ વર્ષ સુધી રાજ્ય કીધું હોવું જોઇએ એવા અનુમાન ઉપર આપણે આવીએ. એ વર્ષો ક્યાં તે ચોક્કસ કહી શકાય એમ નથી, પણ મિ. વિન્સેન્ટ સ્મિથ કેટલાક વિચારને અન્તે એવા નિર્ણય ઉપર આવે છે કે ઈ. સ. પૂ. ૩૨૨ માં ચન્દ્રગુપ્ત રાજ્યાસન પર બેઠો, ૨૯૮ માં બિન્દુસારને રાજ્ય મળ્યું, ૨૭૩ માં અશોકે રાજ્ય કરવા માંડ્યું, ચાર વર્ષ રહીને એટલે ૨૬૯ માં એનો 'રાજ્યાભિષેક' થયો, અને ૨૪૨ માં એનું મૃત્યુ થયું.

એના વંશજો વિષે બહુ અગત્યની હકીગતો જાણવામાં આવી નથી. શિલાલેખોમાં અશોકના અનેક પુત્ર પૌત્રો વિષે લખવામાં આવ્યું છે, પણ તેમાં નામ તો એકજ પુત્ર (તીવર) નું જોવામાં આવે છે. એ પુત્રનું શું થયું તે જાણવામાં નથી. એના પૌત્ર દશરથ વિષે પુરાણોમાં લખ્યું છે. તે ખરેખરો ઐતિહાસિક પુરુષ હતો એમ જણાય છે, કારણ કે ગયા પાસેના નાગાર્જુની પર્વતોમાં એના શિલાલેખો જોવામાં આવ્યા છે. એના પિતામહની પેઠે એણે પણ આજીવિકોને કેટલીક ગુફાઓ અર્પણ કરી હતી. પશ્ચિમ હિંદુસ્તાનના જૈનોમાં વળી એવી માન્યતા છે કે એનો (અશોકનો) સંપ્રતિ નામનો પૌત્ર હતો તેણે જૈન ધર્મને

ઉદાર આશ્રય આપ્યો હતો અને જૈન ધર્મના પ્રસારને માટે સબળ પ્રયત્નો કીધા હતા. અશોકે જેમ બૌદ્ધધર્મને આશ્રય આપ્યો તેમ સંપ્રતિએ જૈનધર્મને આશ્રય આપ્યો. કદાચ એમ હોય કે અશોકને દશરથ અને સંપ્રતિ નામના બે પૌત્ર હોય અને તેમાંના એકે પૂર્વમાં અને બીજાએ પશ્ચિમમાં રાજ્ય કર્યું હોય. પણ આ સમ્બન્ધમાં કંઈ પણ ચોક્કસ પ્રમાણો આપણી પાસે ન હોવાથી કેવળ અનુમાન ઉપરાંત કંઈ પણ વધારે આપણે કરી શકતા નથી.

દશરથની પછીના વંશજોનાં નામ જુદાં જુદાં પુરાણોમાં જુદાં જુદાં જણાવવામાં આવ્યાં છે, પણ ૧૩૩ અથવા ૧૩૭ વર્ષ પછી એ વંશ નાબુદ થયો એટલું તો જુદાં જુદાં પુરાણોમાંથી એકસરખું મળી આવે છે. ચન્દ્રગુપ્તનો રાજ્યાભિષેક જો ઈ. સ. પૂ. ૩૨૨ મા થયો હોય તો ઈ. સ. પૂ. ૧૮૫ માં મૌર્ય વંશનો અન્ત આવ્યો હોવો જોઇએ. પાછલા મૌર્ય રાજાઓ પ્હેલા ત્રણ જેવા યશસ્વી ન્હોતા અને ચન્દ્રગુપ્ત, બિન્દુસાર, અને અશોક એ ત્રણ રાજાઓએ ૯૦ વર્ષ સુધી જે વિશાળ રાજ્ય ઉપર પોતાનો અમલ ચલાવ્યો હતો તે ત્રીજા રાજા ( અશોક ) ના મૃત્યુ પછી ભાંગી પડયુ અને તેના ન્હાના ન્હાના ભાગલાઓ પડી ગયા એ વાત તો ઉઘાડી છે. એવું કહેવાય છે કે મૌર્યવંશનો છેલો રાજા બૃહદ્રથ હતો તેને પુષ્પમિત્ર સુંગ નામના સેનાપતિએ મારી નાંખ્યો અને પછી તે રાજ્યની ગાદી પચાવી બેઠો. આ પ્રમાણે અશોકના પછી અડધા સૈકામાં રાજ્યનો અમલ મૌર્યવંશના હાથમાંથી ગયો તોપણ અશોકના વંશજોએ આઠેક સૈકાઓ સુધી સ્થાનિક સરદારો તરીકેની સત્તા ભોગવેલી જણાય છે, કારણ કે હ્યુન સંગે લખ્યું છે કે મ્હારા આગમન પ્હેલાં થોડા વખત ઉપરજ પૂર્ણવર્મા, જે મગધનો રાજા હતો અને અશોકનો છેલો વંશજ હતો તેણે બંગાળાના રાજા શશાંકે ઉખેડી નાંખેલું ગયા આગળનું બોધિવૃક્ષ પાછું રોપ્યું હતું. આ બનાવો ઇ. સ. ૬૦૦ પછી થોડા વખતમાં બન્યા હતા.

આ પ્રમાણે અશોકનો ઇતિહાસ પૂરો થાય છે. અશોકનું જે ચિત્ર આ નિબંધમાં આલેખવામાં આવ્યુ છે તે ઝાંખુ છે, અને જ્યાં સુધી ઐતિહાસિક વિગતોની વિશેષ રેખાઓ એમાં ઉમેરી શકાય નહીં ત્યાં સુધી એ ચિત્ર એવું ઝાંખુંજ રહેશે. પણ એ ઝાંખા ચિત્ર ઉપરથી પણ મૂળ આકૃતિની રમણીયતાનો કંઈક ખ્યાલ આપણને આવી શકે છે. એ ઝાંખું ચિત્ર પણ આપણા ચિત્તને પ્રસન્ન કરે છે, આપણા હૃદયમાં ઉન્નત ભાવોને ભરે છે, આપણા આત્માને પ્રફુલ્લ બનાવે છે. એ ઝાંખા ચિત્ર ઉપરથી પણ અશોકને જગતભરના વીસ મહાન્ પુરૂષોમાંનો એક, એટલુંજ નહીં પણ આખા જગતના મહાન્ રાજાઓમાંનો એક કહેવાને આપણે શક્તિમાન્ થઇએ છિયે. મિ. વિન્સેન્ટ સ્મિથ, જેના કીમતી ગ્રન્થને આધારે આ ન્હાનકડો નિબંધ લખાયો છે, તેના શબ્દોમાં કહીએ તો—" Dim though the picture be in many of its details, the figure of Asoka takes an honourable place in the gallery of the greatest kings known to history."

મોહનલાલ પાર્વતીશંકર દવે.



# એક સુધારકની સૂચના.

આપણા પાટનગરમાં થોડા દિવસમાં સમાજસુધારક પરિષદ્ મળશે. "સુધારા" ની ગતિ અનેક કારણોથી ધીમે ધીમે વેગવંતી થતી જાય છે. છતાં "સુધારાવાળા" નો કાર્યક્રમ વિચારશીલ ગુજરાતીઓને ઉણો લાગ્યો છે—એ કાર્યક્રમમાં ફેરફાર થવો જોઇએ એવું લાગ્યું છે. એ કારણથી:

૧. "સુધારા" ની ઉત્પત્તિ પછી અર્ધી શતી વીતી ગઇ છે. એ વખત દરમ્યાન એની ગતિ કેવી ચાલી છે. એનું સ્વરૂપ શરૂઆતમાં હતું તેવું ને તેવુંજ રાખી શકાય એમ છે? ધર્મ—હીંદુ ધર્મ—ની દૃષ્ટિથી અને રાજ્યકીય પ્રગતિના હિત ખાતર એ સ્વરૂપનું સમીક્ષણ (criticism) સખ્ત રીતે થયલું છે. મણિલાલ અને 'સુધારા' નો સંબંધ આપે બહુ સબળતાથી બતાવેલો છે. આ પચાસ વર્ષ દરમ્યાન એના કયા કયા પ્રશ્નો સત્વર ઉકેલાતા જાય છે, કયા કયાનો ઉકેલ ગુંચવાયો છે, કયા કયા ઉકેલાઇ ગયા છે, અને કયા કયા નવા પ્રશ્નો ઉઠ્યા છે, વગેરે વિચારવા જેવું નથી?

'સુધારાવાળા' તરફથી હાસ્યપાત્ર લેખાતી National and Shastraic Lines પર ચાલતી પ્રવૃત્તિ તરફ સમાજનું સબળતાથી લક્ષ દોરવું નથી ઘટતું? 'સુધારાવાળા' ને આપણા પ્રજાજીવનનાં કેટલાંક અંગ નિરર્થક લાગ્યાં હતાં તેમાં હવે આપણે spirituality અને સૌંદર્ય જોઇ શક્યા છીએ. કેટલાંક અંગો હાલ તૂટે એમ નથી છતાં કાળે કરીને તૂટવાં જોઇએ. પણ હાલ જ્યાં લગી તેઓ હયાત છે ત્યાં લગી તેમની દ્વારા સમાજની જે જે પ્રકારની ઉન્નતિ થઇ શકતી હોય તે શા માટે ન સાધવી? પાશ્ચાત્ય રાજ્યઘટના, ઉદ્યમવ્યવસ્થા અને કેળવણીના પ્રવેશ અને પ્રસારને લીધે આપણાં જીવન પર પાશ્ચાત્ય સંસ્કૃતિની અજબ અસર થતી જાય છે. આપણે ગમે તેટલા સંરક્ષક રહેવા માગીએ તો પણ રહી શકીએ એમ નથી. વળી એ અસરને લીધે નવા પ્રકારના પ્રશ્નો ઉઠ્યા છે: શહેરોના જીવનના વગેરે.

અર્થાત્ પચાસ વર્ષના અનુભવ પરથી શું લાગે છે?

૨. ઉપલા પેરેગ્રાફમાં આ વાત આવી ગઇ છે છતાં સ્પષ્ટતાથી લખું તો જગત્‌ની

---

* ઉપરનો પત્ર મારા એક સુધારક મિત્રે મને આવતી સંસારસુધારાપરિષદ્‌ના સંબન્ધમાં લખી મોકલ્યો છે. એ પત્ર ખાનગી હતો, પણ એમાં ઉપસ્થિત કરેલી ચર્ચા સામાન્યજનહિતની હોવાથી એ ગૃહસ્થની રજા મેળવી વસન્તમાં પ્રસિદ્ધ કરવા માટે તન્ત્રીને મોકલું છું. આ ચર્ચામાં પ્રાચીન, નવીન, પ્રાચીન—નવીન અને નવીન—પ્રાચીન સર્વ પ્રકારના સુધારકો ભાગ લેશે તો સંસાર—સુધારાના વિષય ઉપર ઘણો પ્રકાશ પડશે. લેખકો એક બીજાના મતનાં ખંડન—મંડન કરવાને બદલે, સુધારાના સામાન્ય તત્ત્વ ઉપર અને વિશેષ વિગતો ઉપર પોતાના વિચારો સ્વતન્ત્ર રીતે રજુ કરશે તો વધારે લાભ થશે. આશા રાખું છું કે તન્ત્રીશ્રી આ પત્ર પ્રસિદ્ધ કરી આ ચર્ચાને ઉત્તેજન આપશે.

આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ.

પ્રજાઓમાં આપણે આપણું સ્વતન્ત્ર સ્થાન લઇ શકીએ, આપણા પૂર્વજોની સંસ્કૃતિનો લાભ આપણે લઈ શકીએ અને બીજાને આપી શકીએ એવા આપણને બનાવવા આપણો સંસાર હાલ છે તેવો ને તેવો રહી શકે એમ નથી માટે ફેરવાવો જોઇએ. "સુધારાવાળાઓ"એ સુધારાનો પાયો નીતિશાસ્ત્ર પર રચ્યો હતો. પણ હવે એ ઉપરાંત અર્થશાસ્ત્ર, રાજ્યનીતિ, ઇતિહાસ આદિને ઉમેરવાં જોઇએ.

સુધારાવાળાઓએ એમની શુદ્ધબુદ્ધિથી એક કાર્યક્રમ ઘડયો અને તે અમલમાં મૂકવા યથાશક્તિ તેઓ મહેનત કર્યા જાય છે. સંરક્ષકોએ એ કાર્યક્રમનું સખ્ત સમીક્ષણ કર્યું છે. મદ્રાસમાં એક વેળા મિસિસ બેસંટ અને પ્રો. રંગાચાર્યે સંરક્ષકોની પરિષદ ભરવાનો પ્રયત્ન કર્યો હતો પણ તે ચાલ્યો નહિ. હમણાં બે વર્ષ થયાં એજપ્રાંતમાં પંડિતોની પરિષદ ભરાય છે. આ બે પ્રયત્નો સિવાય સંરક્ષકો તરફથી કાંઇ વ્યવહાર થયું નથી એમ કહી શકાય.

આ સર્વ લખવાનો હેતુ એટલોજ છે કે આપને સગવડ હોય તો વસંતના એક અંકમાં સમાજસુધારણા વિશે લેખો પ્રકટ કરવા તન્ત્રીને વિનંતિ કરવી. આપ, ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદી, પ્રો. ઠાકોર, રા. રા. ન્હાનાલાલ કવિ, રા. રા. ચંદ્રશંકર જેવાના લેખ ઉપરાંત રા. બા. રમણભાઈ, રા. રા. નરસિંહરાવ, સૌ. વિદ્યાગૌરી કુમારી ઊર્મિલા, રા. રા. હરગોવિંદદાસ, રા. રા. નંદનાથ કે. દીક્ષિત, રા. રા. મણિશંકર રત્નજી ભટ્ટ, રા. રા. અમૃતલાલ સુંદરજી પઢીઆર વગેરેના.

આ ઉપરાંત ગુજરાતમાં જેટલી નાતોની પરિષદ મળતી હોય તેના રિપોર્ટ પરથી તેમજ જેટલાં નાતોનાં ચોપાનીઆં નીકળતાં હોય તે પરથી ઉપયોગી જાણવા જેવી હકીકત તારવી આપી શકાય. Census Reports નો સાર આપો. ૫૦, ૬૦ વર્ષથી પારસીઓએ ગાળવા માંડેલી પાશ્ચાત્ય જીંદગીના લાભાલાભ; રાજાઓ, ધર્મગુરૂઓ અને શેઠીઆઓના જીવનમાં કેળવણી; જમાનો અને યુરોપીઅનના સહવાસને લીધે 'સુધારા' ની ભાવના કેટલી પ્રવેશ પામી છે—ન પામી હોય તો કેવી રીતે પ્રવેશ અપાવવો અને એ ભાવના કેવી રીતે વ્યવહાર રૂપ લે છે અથવા લેવું જોઇએ. ડો. શિવનાથ રામનાથ ભાવનગરવાળા ગામ ઇલાકાની પંડિતપરિષદમાં બે વખત જઇ આવ્યા છે તો તેઓ એ હીલચાલ વિશે લખી શકશે. સેવાસદન, વનિતાવિશ્રામની ભાવનાઓ અને આટલાં વર્ષમાં નીપજેલાં પરિણામ. સાંચા કામને લઇને થતાં કામોમાં અમુક વર્ણના લોકોમાં ચપલી દ્રવ્યપ્રાપ્તિની વૃદ્ધિ, તેનો સદુપયોગ, એ લોકોની ઉન્નતિ અર્થે કેવા પ્રયાસ થઇ શકે. આપને પ્રિય ગામના જીવનના પ્રશ્નો પણ આમાં આવે.—જોઇએ તેવો આ પત્ર સ્પષ્ટ કે માર્ગદર્શક નથી છતાં કહેવાનો હેતુ સમજી શકશો.

મુંબાઇ તા. ૧૯ ૩ ૧૩. "એક સુધારક."

તા. ક. બની શકે તો ગોકળદાસ, લલ્લુભાઇ, ગજ્જર, પટણી, પટવારી, અંબાલાલ સાકરલાલ, કમળાશંકર, ગોકળ ઠાકોર, જેવા પણ કાંઇ લખી મોકલે એવું થાય તો સારૂં.

"એક સુધારક."

# યુધિષ્ઠિરનું અસત્યકથન.

## ( ફરી ખુલાસો. )

માર્ગશીર્ષના વસન્તમાં "યુધિષ્ઠિરનું અસત્યકથન" એ વિષય ઉપર મેં એક પ્રાસંગિક નોંધ લખી હતી. તેમાં, સાધારણ રીતે કેવા દૃષ્ટિબિન્દુથી યુધિષ્ઠિરના જીવનનો આ પ્રસંગ વિલોકવામાં આવે છે, અને મારે મતે—કવિ તેમ જ નાયકને ન્યાય થવા, કેવા દૃષ્ટિબિન્દુથી એ વિલોકાવો જોઇએ, એ વિષે મારા નમ્ર વિચારો મેં વાચક આગળ રજુ કર્યા હતા. અને, આમ દૃષ્ટિબિન્દુ બદલવાથી આ પ્રસંગ કેવું જુદું જ સ્વરૂપ ધરે છે એ બતાવવાનો મારો ઇરાદો હતો તેથી, મેં મારા વિચારને 'મતભેદ' ન કહેતાં 'દૃષ્ટિભેદ' કહેવાનું વધારે પસંદ કર્યું હતું. ટૂંકામાં, મારા એ લેખમાં યુધિષ્ઠિરના અસત્યકથનની પાછળ રહેલા નૈતિક અને ધાર્મિક સિદ્ધાન્તની ચર્ચા કરવાના કરતાં—એ પ્રસંગમાં કવિએ આલેખેલા એક ભવ્ય કરુણરસના ચિત્ર તરફ વાચકની દૃષ્ટિ દોરવાનો વિશેષ ઉદ્દેશ હતો.

મારા આ લેખનું રા. નરસિંહરાવે માઘના વસન્તમાં, કાંઇક સ્નેહના પક્ષપાત પૂર્વક અને કાંઇક સ્વમતના સદાગ્રહ પૂર્વક, અવલોકન કર્યું છે. એમાં પ્રકટ કરેલા 'સ્નેહભાવયુક્ત વિરોધ'ના વિરોધ-અંશ તરફ લક્ષ દેતાં સ્નેહને અન્યાય ( ક્ષતિનો તો સંભવ જ નથી, પણ અન્યાય ) થાય, તેથી ઉત્તર લખવાનો મારો પ્રથમ વિચાર ન હતો; પણ રા. નરસિંહરાવની પોતાની જ સ્નેહી માગણીથી પ્રેરાઈ, તેમ જ એ ચર્ચાપત્રમાં રા. નરસિંહરાવ—

> " આણંદશંકરને મતે—' આ વાર્તાના સામાન્ય શ્રોતાઓ'ના ભેગો હું પણ 'માત્ર આટલી વાત સાંભળીને અને તે ઉપર ઊંડો વિચાર ન કરીને, ધર્મરાજને અને મહાભારતકારને ઉભયને કાંઇક અન્યાય' કરું છું. ધર્મરાજના 'આ એક દૂષણના બાનમાં હું 'ધર્મરાજાનું દિવ્ય નીતિથી ભરપૂર ચરિત્ર ભૂલી' જાઉં છું."—ઇત્યાદિ,

એમની વિચારશક્તિ માટે મને જે માન છે તેની અવગણના કરતો આરોપ મને આરોપે છે, વગેરે બાબતો ધ્યાનમાં લેતાં એ ચર્ચાપત્રના ઉત્તરમાં બે શબ્દો લખવાની મને ઇચ્છા થઈ છે. વાચકને ઘણો કંટાળો ન આવે, (થોડોક તો આવશે) તેથી બનતા યત્ને ટૂંકામાં હું મારો ઉત્તર આપીશ: બધી ચર્ચા ફરીથી ન ઊકેલતાં, હું એમનાથી ક્યાં ક્યાં જુદો પડું છું એ જ બતાવીશ.

૧. પ્રથમ તો એ જ કહેવાનું કે રા. નરસિંહરાવ ધારે છે તેમ હું એમને આ વાર્તાના 'સામાન્ય શ્રોતાઓ' ભેગા ગણતો જ નથી: મેં ખાસ વિવક્ષાથી 'સામાન્ય' અને 'શ્રોતા' એ શબ્દો પ્રયોજ્યા હતા, અને એ વડે સૂક્ષ્મવિચારક શ્રોતાઓનો અને વ્યાખ્યાનકર્તાઓનો વ્યવચ્છેદ કરવાનો મારો આશય હતો. મને લાગે છે કે હાલ આપણે જ્યાં 'વાચક'—શબ્દ પ્રયોજીએ છીએ ત્યાં પૂર્વે 'શ્રોતા' શબ્દ પ્રયોજાતો તેથી મેં એ શબ્દ 'વાચક'ના અર્થમાં વાપર્યો હશે એમ રા. નરસિંહરાવે ધાર્યું હશે. પરંતુ વસ્તુતઃ એ શબ્દ મેં વ્યાખ્યાનકારના શ્રોતાઓના અર્થમાં વાપર્યો હતો. છતાં એમને આમ ભ્રમ થવાનું મેં કારણ

આપ્યું તે માટે હું દિલગીર છું. "ઘણા વ્યાખ્યાનકારો યુધિષ્ઠિરને અને મહાભારતકારને અણધારી રીતે કેટલોક અન્યાય કરે છે" એમ બીજે સ્થળે મેં કહ્યું છે તેમાં પણ 'અણધારી રીતે' કહેવાનો મારો હેતુ એ જ હતો કે વિદ્વાન વ્યાખ્યાનકારો ધારતા નથી તેની અસર આ જાતના નિરૂપણથી કેટલીકવાર-બલ્કે ઘણીવાર—શ્રોતાઓ ઉપર—સામાન્ય શ્રોતાઓ ઉપર—થાય છે. આવા અવિચારી જનોમાં રા. નરસિંહરાવને ભેળવવાની મેં ધૃષ્ટ મૂર્ખતા કરી નહોતી.

૨. "न्याय्यात् पथः प्रविचलन्ति पदं न धीराः" એ રા. નરસિંહરાવના વ્યાખ્યાનનું મુખ્ય સૂત્ર હતું, અને એના પ્રત્યુદાહરણમાં યુધિષ્ઠિરના અસત્યનો પ્રસંગ લેતાં એ 'અસત્યને જ આગળ કર્યા વિના બને એમ જ ન્હોતું'—એ હું કબૂલ કરૂં છું. પણ જ્યાં જ્યાં મેં આ કથા સાંભળી છે ત્યાં ત્યાં (ઉદાહરણ તરીકે અત્રેની હાઈસ્કૂલમાં પ્રસિદ્ધ નીતિશિક્ષક મિ. ગૂર્ડે 'સત્ય' ઉપર એક પાઠ આપ્યો હતો તેમાં પણ) મેં આ પ્રસગની આ બાજુ જ દેખાડાતી જોઈ છે. તો યુધિષ્ઠિર અને વ્યાસજીને ન્યાય ખાતર આ વ્યાખ્યાનકારો સામે એક ફરિયાદ કરૂં તો તે શું ગેરવાજબી છે? રા. નરસિંહરાવે મુંબાઈ પ્રાર્થનાસમાજના મન્દિરમાં કીર્તન કર્યું તે વખતે હું હાજર નહોતો. પણ એ વખતે રા. નરસિંહરાવે આ પ્રસંગને અંગે પોતે કહે છે તેમ "યુધિષ્ઠિરના આ અસત્યકથન ઉપર ખોટો ભાર મૂકીને હેનો અવળો અર્થ લેવો ના જોઇયે; યુધિષ્ઠિર અસત્ય બોલ્યા તો આ આપણે તેમ કરવાને શી અડચણ?—એમ સાર લેવાનો નથી. આપણે તો હેમના સત્યવાદિત્વ ઉપર જ લક્ષ રાખી અનુકરણ કરવું જોઇએ." આટલો જ વિશેષ ઉપદેશ કર્યો હોય, તો તે તો હું જે કહેવા માગું છું તે કરતાં જુદું જ છે. શ્રોતાજનો યુધિષ્ઠિરના નવ્વાણુ સત્ય ઉપર ધ્યાન આપી સત્ય બોલતાં શીખવું જોઇએ કે એક અસત્ય ઉપર ધ્યાન આપી અસત્ય બોલતાં શીખવું જોઇએ એ સંબન્ધી વિવેચન ઉમેરવાથી મારી આકાંક્ષાની પૂર્તિ થતી નથી. હું માગું છુ તે એ કે યુધિષ્ઠિરનાં નવ્વાણુ સત્ય ઉપર ધ્યાન આપી એના આ સોમા અસત્ય માટે દયા ખાઓ—અને પ્રભુને પ્રાર્થના કરો કે 'હે પ્રભુ! તું અમને—યુધિષ્ઠિર કરતાં હજારગણા નિર્મળ મનુષ્યોને—એવા વિકટ પ્રસંગોથી તાવીશ નહિ. અને તાવે તો તું એવે વખતે અડગ રહેવા અમને બળ આપજે!'

૩. હું કબુલ કરૂં છું કે "યુધિષ્ઠિરના આ અસત્યનો તો બચાવ ના જ કરી શકાય" બચાવ ન કરી શકાય, પણ મુંઝવણ બતાવી શકાય ખરી. પ્રકૃત પ્રસંગે કાંઈ જ મુંઝાવાનું કારણ નહોતું અને 'નિષ્પાંડવા પૃથ્વી થવા દઇને પોતાનું સત્ય સાચવ્યું હોત' તો એ નિર્દોષ માર્ગ હતો એમ મારી નૈતિક બુદ્ધિ કબુલ કરી શકતી નથી. યુધિષ્ઠિરની ખાતર મૂંગે મ્હોંએ અસંખ્ય દુઃખો સહન કરનાર ભાઇઓને, તથા પોતાને આશ્રયે યુદ્ધમાં ઊતરનાર હજારો મનુષ્યોને, દ્રોણને હાથે મરવા દઇને પણ યુધિષ્ઠિરને માથે પોતાનું સત્યવાદિત્વ જાળવવાનું કર્તવ્ય ખુલ્લું હતું, એમ હું કહી શકતો નથી. હું ફરીથી કહું છું કે મને તો એમાં 'selfishness of virtue' અથવા તો 'spiritual pride' (સ્વાર્થી સદ્‌ગુણવૃત્તિ કે વિશુદ્ધાઇનું અભિમાન) સ્પષ્ટ દીસે છે. રા. નરસિંહરાવનો આમાં મતભેદ હોય તો એ મતભેદ ટાળવાનો મને કાંઈ માર્ગ જડતો નથી. ઘણું તો હું એટલું જ કહું કે મારા લેખમાં

Paulsen's "System of Ethics" ના Veracity ઉપરના જે પ્રકરણનો ઉલ્લેખ કર્યો છે તેમાં બતાવેલા પ્રસંગોએ સત્ય બોલવાનું કર્તવ્ય કેવી રીતે ખુલ્લું છે એ રા. નરસિંહરાવ બતાવશે તો તેથી આ વિષય ઉપર ઘણું અજવાળું પડશે.

૪. રા. નરસિંહરાવ કહે છે કે "'અને ભાવિ તણા જ પ્રભાવે' એ વચનમાં વ્યાસે પોતાના કાવ્યના નાયકનો કાંઈક બચાવ કર્યા જેવું કર્યું છે." મને આમાં યુધિષ્ઠિરનો બચાવ કર્યો નથી લાગતો; વ્યાસજીએ આમાં—એક દૃષ્ટિબિન્દુથી—એમને જે વસ્તુસ્થિતિ લાગી તે જ વર્ણવી છેઃ વાચકને પોતાની સાથે લઈ જાણે કહેવડાવે છે કે યુધિષ્ઠિર જેવા સત્યવાદી જેણે આખો જન્મારો સત્ય બોલવામાં જ કાઢ્યો હતો એ પણ આવે પ્રસંગે અસત્ય બોલ્યા ત્યારે 'ભાવિ' નહિ તો બીજું શું? માલતીમાધવમાં માધવ જેવાના હૃદય ઉપર પણ કામદેવે અસર કરી એ જોઈ મકરન્દને થયું કે '**सर्वंकषा भगवती भवितव्यतैव**', અને પિતાએ રાજદરબારના લોભ ખાતર પોતાને ઘરડા વરને પરણાવવા કબુલ કર્યું એમ ધારી માલતીને થયું કે "**जित खलु भोगतृष्णया**" ત્યાં જેમ કર્તાની જવાબદારીનો વસ્તુતઃ લોપ કર્યા વગર, સામી પ્રબળ શક્તિનું જોર બતાવવાનો યત્ન છે, તેમ અત્રે યુધિષ્ઠિરની જવાબદારીનો નિષેધ કર્યા વગર છેવટે વિજય પામેલી શક્તિનો અનિવાર્ય પ્રભાવ બતાવવાનો યત્ન છે. વળી કવિ "એમ કરતે કરતે આટલાં કારણો બતાવતા ગયા તે કાંઈક ધર્મરાજા તરફ પક્ષપાતની દૃષ્ટિ દેખાડે છે" એ સમજણમાં પણ હું મળી શકતો નથી. મારી સમજણ પ્રમાણે વ્યાસજી પક્ષપાતની દૃષ્ટિએ નહિ, પણ એટલાં બધાં કારણો હોય ત્યારે જ સત્યકથનની સ્વતઃસિદ્ધ કર્તવ્યતા ઢંકાઈ મૂઝવણ પેદા થાય છે તે માટે, એક પછી એક કારણ ગણાવતા ગયા છે. એ કારણપ્રદર્શનનું દરેક પગલું સત્યના મહત્ત્વમાં વધારો કરતું જાય છે.

૫. રા. નરસિંહરાવ કહે છેઃ "રા. આણંદશંકર "**शठं प्रति शाठ्यं कुर्यात्**" એ જાતનો ઉપદેશ કરવાને ઇચ્છતા હોય એમ હું માની સકતો નથી." બેશક હું એ જાતનો ઉપદેશ બિલકુલ કરવા માગતો નથી. અને આમ મારા તાત્પર્યને યથાર્થ સમજવા માટે હું એમનો ઉપકાર માનું છું. શાઠ્યના જવાબમાં જ શાઠ્ય કરનાર માણસ પણ કાંઈ દોષમુક્ત થતો નથી. પણ વિશ્વની યોજના શી છે એ તો આમાંથી સમજવા જેવું છેઃ આ વિશ્વની યોજનામાં ધર્મ અધર્મનો વિનાશ કરે એમાં તો નવાઈ જ શી છે, પણ અધર્મ અધર્મને ખાય છે એવી અદ્‌ભુત ઘટના છે! અર્થાત્, અધર્મ માત્ર ધર્મથકી જ નહિ, પણ પોતે પોતાનાથી પણ બ્હીવાનું છે. અધર્મના ગર્ભમાં રહેલું આ સ્વવિઘાતક તત્ત્વનું સ્મરણ વાચકને દર્શાવવા માટે જ મેં "ઔરંગઝેબની ધર્માન્ધ અનીતિનો શિવાજીના છળથી વિનાશ થયો." એમ દૃષ્ટાન્ત આપ્યું હતું. શાઠ્યનો કોઈ પણ પ્રકારે બચાવ કરવા હું માગતો નહતો.

૬. છેવટે,§ મારી અને રા. નરસિંહરાવની વચ્ચે તત્ત્વજ્ઞાનના એક બે મ્હોટા મતભેદ

§ મારા અને રા. નરસિંહરાવના ઈશ્વરવાદમાં કેટલોક ફેર છે. પણ વિવાદનું કોકડું વધારે ગૂંચાઈ ન જાય તે માટે બહુધા હું એમના ઈશ્વરવાદની ભૂમિકાએ રહીને જ બધી ચર્ચા કરૂંછું.

આવીને ઊભા રહે છે પાપ સામે પાપ ઊભું કરનાર શક્તિ પરમાત્મા જ છે એમ મારૂ માનવું છે. "પરમ પુરુષ પોતાના પવિત્ર સ્વરૂપની સાથે વિરોધ રાખનારા પાપને સાધન રૂપે પણ વાપરે એમા રા. નરસિંહરાવને "હેની શક્તિની ઊનતા જ" પ્રતીત થાય છે. પરમાત્માની આ રીતિ એની સર્વશક્તિમત્તા સાથે કેવી રીતે સગત થાય છે એ પછી વિચારવાનું છે. પહેલું તો આપણે વસ્તુસ્થિતિ શી છે એટલું જ જોવાનું છે એ જોતા જણાય છે કે—પાપનો પાપથી નાશ થાય છે એવી આ વિશ્વમા એક યોજના છે હવે, એ યોજનાનો યશ પ્રકૃત દૃષ્ટાન્તમા શિવાજીને આપી શકાતો નથી—એ યશ આપવો એનો અર્થ તો **શઠં પ્રતિ શાઠ્યં કુર્યાત્**ની નીતિનું જ અનુમોદન આપવું એવો થાય એ યોજના ભલે પરમાત્માની સર્વશક્તિમત્તા સાથે અસગત હો—પણ એ પદ્ધતિએ કામ કરતી આ વિશ્વમા કોઈક શક્તિ વિરાજમાન છે એ તો અનુભવસિદ્ધ છે અને તે મનુષ્ય કરતા અતિરિક્ત છે, યોજના( ચૈતન્ય સૂચવતી ઘટના )રૂપ છે, અને શુભકારી છે, તો તે પરમાત્માની જ છે એમ સિદ્ધાન્ત મા ન્યા વિના ચાલતુ નથી હવે, આ વિશ્વના બંધારણમા કોઈ વાત પરમાત્માના કોઈ ગુણ સાથે અનગત દેખાય તો તેમાથી બે પરિણામ ફલિત કરવામા આવે છે નિરીશ્વરવાદી એ અસગતિનો પરમાત્માના નિષેધ માટે ઉપયોગ કરે છે,* ઈશ્વરવાદી એને પરમાત્માની અદ્ભુતતા અને ગહનતાના પ્રમાણરૂપે જુવે છે રા નરસિંહરાવ નિરીશ્વરવાદી નથી— એટલે એમને માટે આ બીજો કલ્પ જ રહે છે આ વિશ્વમા પ્રતિક્ષણ અસખ્ય જન્તુઓ એક બીજાનો સહાર કરીને જીવે છે, અને એ જ સહારમાથી ઉત્તરોત્તર ચઢીઆતા જીવો ઉત્પન્ન થતા આવે છે—એ સ્થળે એ સહારનો નિરીશ્વરવાદી પરમાત્માનો અભાવ સાધવામા ઉપયોગ કરે છે, પણ ઈશ્વરવાદીને તો એમા ખરાબ સાધનવડે સારૂં ફળ ઊપજાવનારી પરમાત્માની અચિન્ત્ય શક્તિ જ પ્રતીત થાય છે ત્યા 'physical evil' (દુ ખ) જેમ પરમાત્મામા બાધક થતુ નથી, તેમ પ્રકૃત પ્રસગે 'moral evil' (પાપ) પણ એને બાધ કરી શક્તુ નથી. વળી એ 'physical evil'મા તો જીવોની જવાબદારી પણ નથી, ત્યાં ઈશ્વરનુ કર્તૃત્વ સ્પષ્ટ છે અને આ 'moral evil' (પાપ) તો રા નરસિંહરાવ માને છે તેમ જો સર્વથા જીવનો જ ઊપજાવેલો પદાર્થ છે, તો જીવ જ એ માટે જવાબદાર છે, અને પરમાત્માને એનો બિલકુલ બાધ આવતો નથી પણ આમ પોતપોતાના પાપ માટે જીવોનું કર્તૃત્વ છે, છતા **એ જુદાં જુદાં પાપ એક બીજા સાથે સંબન્ધમાં આવી એક બીજાનો નાશ**

---

* "The whole material and living world wages one ceaseless struggle in which infinite millions of living things are destroyed each instant amid infinite torture, infinite waste, and infinite confusion If there be a God of Creation, there seems to be another God of Destruction The universe seems to be an eternal war of infinite angelic or divine and demoniac or Satanic forces A kind of Dualism between Ahrimanes and Oromasdes, with infinite subordinates on both sides, seems the more logical issue of contemplating the world—an internecine warfare that never comes to any issue, never can end, and is nearly equally balanced The Theist has to admit that God the Creator is also God the Destroyer' ફ્રેડરિક હેરિસન.

કરે અને જગતનું શ્રેય થાય એ યોજના તો જીવોની કરેલી નથી જ. તેમ એ આકસ્મિક† પણ નથી. આ વિશ્વમાં વિરાજતી કોઇક અદ્ભુત ઘટનાશક્તિની એ કરેલી છે—જેને આપણે 'ઇશ્વર' એવું નામ આપીએ છીએ.

૯. રા. નરસિંહરાવ કહે છે: "પાપ તે સ્વતન્ત્ર અસ્તિત્વવાળો પદાર્થ નથી, મનુષ્યનાં આચરણને માટે સંભવરૂપે જ એ પદાર્થ નજરે પડે છે, એ વિચારીશું તો પાપનો ભાર પ્રભુને માથે મૂકવાનો દોષ આપણે નહિ કરિયે. જગતમાં લાલચો ઉત્પન્ન કરીને તથા એ લાલચો મનુષ્યના મન ઉપર અસર કરે હેતું એ લાલચોનું અને મનુષ્યના મનનું સ્વરૂપ પ્રભુએ ઘડ્યું છે, એમ રા. આણંદશંકર કહે છે તે પાપના આ સંભવસ્વરૂપ તથા મનુષ્યને સ્વેચ્છાસ્વીકારની કસોટીવડે ઉન્નત કરવાની પ્રભુની ગહન યોજનાનો અનાદર કરીશું તો જ સ્વીકારી સકાશે." હું પણ એ પાપના 'સંભવ'માંથી પાપ ઊપજાવનાર મનુષ્યને જ જવાબદાર ગણું છું, અને એ પાપનો ભાર મનુષ્યને જ શિર રહેવા દઉં છું. અને તેથી જ મહાભારતકારે પણ એ ભાર કૃષ્ણને માથે ચઢાવ્યો નથી એ હું જોઉં છું. પણ રા. નરસિંહરાવ "મનુષ્યને....ઉન્નત કરવાની પ્રભુની ગહન યોજના" કહે છે તે જગતની લાલચો અને એ લાલચો અસર કરે એવું મનુષ્યના મનનું સ્વરૂપ રચ્યા વિના કેમ સંભવે એ હું સમજી શકતો નથી. અર્થાત્ એ યોજનાનો હું અનાદર કરતો નથી એટલું જ નહિ પણ એનો આદર કરૂં છું તેથી જ, એ જગતની લાલચોનું અને એ લાલચો અસર કરે એવું મનુષ્યના મનના સ્વરૂપનું કર્તૃત્વ હું પરમાત્માનું માનું છું, જીવનું નહિ.* કારણ કે એ કર્તૃત્વ જીવનું હોય તો જીવ પોતે પોતાની મેળે પોતાની 'ઉન્નતિની કસોટી' રચે છે એમ થયું, અને ત્યારે કસોટી જ ક્યાં રહી? રા. નરસિંહરાવ પૂછશે કે યુધિષ્ઠિરને કસવા માટે પ્રલોભનનું અસ્તિત્વ જ બસ હતું, 'કૃષ્ણ(પરમાત્માના)વાક્ય'ની શી જરૂર હતી? આનો ઉત્તર કે—પરમાત્મા વિશ્વની રજેરજમાં સભર ભર્યો છે અને સર્વત્ર એનું પ્રાકટ્ય છે, છતાં જેમ અમુક અમુક પદાર્થોમાં એ વિશેષ રીતે પ્રકટ થતો દેખાય છે, તે જ પ્રમાણે કસોટી વડે મનુષ્યને ઉન્નત કરવાની ગહન યોજનાને અંગે સર્વત્ર પ્રલોભનો એણે પાથરી મૂક્યાં છે અને એ વડે પ્રતિક્ષણ આપણને એ કસ્યાં જ કરેછે, છતાં જીવનના કેટલાક અસાધારણ પ્રસંગોએ એ કસોટી એવી તીવ્ર બને છે કે એ પ્રસંગે ઇશ્વર આપણી સામે ઊભો રહી આપણને તાવેછે એમ કહેવું જ પ્રાપ્ત થાય છે. પ્રલોભનના સમુદ્રમાંથી આ ઊછળતું મોજું એ જ 'વાક્ય'. જેઓ પરમાત્માથી સ્વતન્ત્ર સિદ્ધ શેતાન નામની દુષ્ટ શક્તિ સ્વીકારતા નથી તેઓને આ સમુદ્ર, આ સમુદ્રનાં મોજાં, એમાં તરવાનું નાવ, અને એ નાવનું રક્ષણ કરનારી 'ગુપ્તિ' (રક્ષણની યોજના—જેને જૈનો 'મનોગુપ્તિ,' 'વાગ્-ગુપ્તિ,' 'કાયગુપ્તિ' કહે છે) સર્વ પ્રભુની જ કૃતિ છે: मम माया विमोहिनी—એ મતલબનાં અસંખ્ય વાક્યોમાં વિમોહિની માયા પણ પ્રભુની જ છે એ સિદ્ધાન્ત 'મહાભારત' અને અષ્ટાદશ પુરાણમાં સર્વત્ર નજરે

† એ આકસ્મિક હોવ તો વિશ્વની 'physical forces' (ભૌતિક શક્તિઓ-)ની પરસ્પર સંઘટના પણ આકસ્મિક રીતે જ થઈ ગઈ છે એમ કેમ ન કહેવાય?

* હું નથી ધારતો કે રા. નરસિંહરાવ શેતાનનું અસ્તિત્વ માનતા હોય. તેથી એ કલ્પ હું છોડી દઉં છું.

પડે છે. એ સિદ્ધાન્ત જેઓને માન્ય ન હોય તેઓને પણ એ સિદ્ધાન્તાનુસાર વ્યાસજીએ જે કાવ્યરચના કરી તે સામે વાંધો ઉઠાવવાનો હક નથી: મારા જ શબ્દો ફરી ઊતારવાની છૂટ લઉં તો "આ વિચિત્ર ઘટનાને પ્રભુના નિર્દોષ સ્વરૂપ સાથે શી રીતે ઘટાવવી એ ધર્મના તત્ત્વજ્ઞાનનો મહાપ્રશ્ન છે—જેનો ખુલાસો કરવાની કવિને માથે ભાગ્યે જ ફરજ છે. એનું કામ તો, જગતની ઘટના ઉપર પ્રતિભાનો પ્રકાશ નાખી એ ઘટના જેવી છે તેવી વાચક આગળ પ્રત્યક્ષ કરવાનું છે; બલ્કે એ ઘટનાની પ્રભુના નિર્દોષ સ્વરૂપ સાથે સંગતિ કરવા જતાં જે વિરોધ આવે છે તે પ્રકટ કરી, એ વિરોધ વડે આ જગની ઘટનાનુ અદ્દ્ભુતપણું* દર્શાવવું એ એનું કામ છે' આમ મારો નમ્ર મત છે."

૮. અન્તમાં, રા. નરસિંહરાવ કહે છે "રા. આણંદશંકર કૃષ્ણના પરમાત્મરૂપની ઘટના બંધ બેસાડે છે એ ચાતુર્યયુક્ત છે; એથી વધારે નથી" આ ઘટના મારી નથી; મહાભારતકારની છે. વ્યાસજીથી માંડી નરસિંહમહેતા સુધીના અનેક તત્ત્વજ્ઞાની ભક્તો જેને 'કપટી' કહીને પૂજતા આવ્યા છે એ 'કપટી' સાધારણ અર્થના કપટી કરતા જુદો હોવો જોઇએ એ, એ ગ્રન્થકારોના કોઈ પણ અભ્યાસીને સ્પષ્ટ જણાયા વિના કેમ રહે એ હું સમજી શકતો નથી. જગતના ઇતિહાસમાં આટલો બધો કાળ સાધારણ અર્થનો કોઈ પણ કપટી—અને તે પણ વળી એ કપટી છે એમ જણાઇને કપટી તરીકે !—પૂજાયો મેં જાણ્યો નથી વળી બીજા કોઈ પણ ધર્મના ઇતિહાસમાં આવું વિશેષણ—સામાન્ય અર્થમાં—પરમાત્માને લગાડેલું પણ મેં જોયું નથી. તે જ સાથે માયાનો ('કપટ') સિદ્ધાન્ત જેવો આ દેશમાં પ્રરૂપાયો છે તેવો અન્ય કોઈ દેશમાં પ્રરૂપાયો નથી અને આપણા ગ્રન્થોમા પરમાત્માને આ 'માયા'ને લઈ 'માયાવી' (જાદુગર) કહેવાનો પ્રચાર મહાભારત પહેલાંના કાળથી ચાલતો આવ્યો છે એ સુવિદિત છે આ બધી બાબત એકઠી મૂકીને હું વિચારું છું ત્યારે કૃષ્ણ સબન્ધી આખ્યાયિકાઓમાં મને તત્ત્વજ્ઞાનના સિદ્ધાન્તો રસિક આકારમાં મૂર્તિમન્ત થતા દેખાય છે. "**द्वा सुपर्णा सयुजा सखाया**" એ શ્રુતિમાં વર્ણવેલા સખા જ, નર-નારાયણની જોડમાં, અને પછી નર-નારાયણના અવતારભૂત અર્જુન અને કૃષ્ણના સબન્ધમા, ગને પ્રતીત થાય છે, અને કૃષ્ણનું સારથિપણું અને યુદ્ધમા શસ્ત્ર ન પકડવાની પ્રતિજ્ઞા—એ કઠોપનિષદ્દના રથ-રથીના રૂપક પર્યન્ત, અને સાંખ્ય વેદાન્તમાં નિરૂપેલા પરમાત્માના અકર્તૃત્વ-"**न कर्तृत्वं न कर्माणि लोकस्य सृजति प्रभुः**" (भ. गी.)ના સિદ્ધાન્તમાં મને લઈ જાય છે. આ ઉપરાંત બીજી અગણિત વસ્તુઓએ કૃષ્ણમાં મને પરમાત્મબુદ્ધિ ઊપજાવી છે. આમ અર્થ સમજવાની રીતિને 'ચાતુર્ય' કહો, અગર એ કરતાં પણ વધારે અયથાર્થતાવાચક શબ્દ લગાડો, પણ સેંટ પૉલના એ જ જાતના 'ચાતુર્ય' ઉપર અત્યારે આખો ખ્રિસ્તી ધર્મ ઊભો છે. અને સેંટ પૉલની દૃષ્ટિનો નિષેધ કરી 'ઐતિહાસિક જીસસ'ને જ માનવાનો 'પ્રૉટેસ્ટિન' મત કદી પણ એ ખ્રિસ્તી ધર્મનું સ્થાન લઈ શકશે એમ હું માનતો નથી.

આનન્દશંકર બાપુભાઇ ધ્રુવ.

---

* તેથી જ એને 'માયા' કહી છે.

# શ્રી ફાર્બસ ગુજરાતી સભા પારિતોષિકો (ઈનામો).

આ સભાનુ મંડલ તા૦ ૩ માર્ચ ૧૯૧૩ ને દિન માનનીય ન્યાયાધીશ મી૦ એફ. સી. ઓ. બીમન સાહેબના સભાપતિપદે મળ્યું હતું. તે વેળાએ થએલા નિર્ણયો અનુસાર નીચે પ્રમાણે આપવાનાં પારિતોષિકો પ્રસિદ્ધ કરવામાં આવે છે.

## ગુજરાતીમાં ભાષાંતરો.

(૧) Lord Morley કૃત Compromiseનું.-રૂ. ૧૦૦૦).

(૨) Maurice Maeterlinck કૃત The Treasure of the Humble માંથી (૧) Silence (૨) On Women અને The Buried Temple માંથી (૩) The Past એ વિષયોનું.-રૂ. ૨૫૦).

## ગુજરાતીમાં નિબંધો.

(પ્રત્યેક 'ફુલસકેપ' માપનાં આશરે પાનાં ૧૫૦ ના પ્રત્યેકનું ઇનામ રૂ. ૫૦૦.)

(૧) બૌદ્ધ અને જૈનમતના સંક્ષેપમાં ઇતિહાસ-સિદ્ધાન્તો અને વૈદિક ધર્મ સાથે તુલના.

(૨) ધર્મ અને તત્ત્વજ્ઞાનમાં (Philosophy) ઇશ્વરીય તત્ત્વ (The Divine).

(૩) સૃષ્ટિ (Universe) સંબંધી આરંભવાદ (પરમાણુવાદ-Mechanical-theory) તથા વૈજ્ઞાનિકવાદનાં (scientific theory) અવલોકન,

**સૂચના**—૧-પ્રત્યેક ગ્રંથ વા નિબંધ યથાયોગ્ય પ્રસ્તાવના, સવિસ્તર અનુક્રમણી, સૂચિપત્ર તથા આવશ્યક ટિપ્પનીયુક્ત કરવાના છે.

૨-પારિતોષિક દ્રવ્યસંખ્યામાં ભાષાંતર કે નિબંધ છપાવી બંધાવી પ્રકટ કરવાના સર્વ ખર્ચનો સમાવેશ થાય છે, જે સંપૂર્ણ કાર્ય લેખકે કરવું પડશે. અને પુસ્તકના વેચાણનું ઉત્પન્ન પણ લેખકનેજ મળશે.

૩-ભાષાંતરની પસંદગી સારૂ ઉપરના ગ્રંથોના આરંભ તથા અંતનાં પાંચ પાંચ પાનાંના (તેમાં (૨) Silenceનાં આરંભનાં પાંચ તથા The Pastનાં અંતનાં પાંચ પાનાં) ભાષાંતરના નમુના તા૦ ૩૦ જુન ૧૯૧૩ પહેલાં તથા નિબંધો (સ્પષ્ટ અક્ષરોએ લખેલા) તા૦ ૩૦ જુન ૧૯૧૪ પહેલાં માનદ મંત્રીને (ઓનરરી સેક્રેટરીને) મોકલી આપવા.

## નવીન ગ્રંથ વા નિબંધ.

કોઇ સારા લેખકને નવીન ગ્રંથ વા નિબંધ સભાના સંપૂર્ણ સાહાય્યથી પ્રકટ કરવા મરજી હોય તો તેઓએ માનદ મંત્રીને મોકલી આપવા.

આ સંવ સંબંધમાં વિશેષ હકીકત અપેક્ષા હશે તો, **તનસુખરામ મ. ત્રિપાઠી** આનદ મંત્રી, ફાર્બસ ગુજરાતી સભા-વિશ્રામ મુંબઇ એમને લખવાથી મળશે.

## *Theism.*

"If there is one thing which Positivists have steadily kept in view, it is that it is the essence of Positivism to represent a positivist faith not a negative criticism. We never disturb beliefs or insinuate doubts. We never assail Christian creeds or depreciate the Bible, much less do we present—scepticism, Atheism, or even Agnosticism as an adequate resting place in the great problems of Religion and Philosophy. We want to enlarge and animate the spiritual nature. But as our aim is and must be to arrive at solid realities, we must be free to examine what is only a hollow and delusive reality.

Monotheism is altogether a shrinkage from Polytheism. Any single Deity in the Heaven or in Space is to the ordinary man a being less present and active than the thousand and one divinities of Polytheism who dwelt in every hill, river, tree, city, and house, and took part in every act of life, however trivial or material. Protestantism is a shrinkage from Catholicism with its thousands of saints, ceremonies, local worships, and varied ritual. Neo Christianity, recognising the Spirit of the Gospel, and rejecting the portentous and miraculous scheme of Salvation, along with the creeds, ritual and organisations of Christian Churches, is a shrinkage from Protestantism. And Theism entirely discarding the Gospel and Christian dispensation with its Man-God and even the Legend of Pity and human sympathy—is an emphatic case of shrinkage in religious sentiment—reducing it to contemplation of a single sublime and utterly incomprehensible Omnipotence, as to whose relations to individual Man, in the absence of anything like revelation, we are left to conjecture.

Theology, shrunk to the proportions of simple Theism, is a scheme of thought so bare, so transcendental, and so alien to human interests and sympathy, that it does not offer the basis for a religion definite and human enough to effect great moral and social action for masses of men. Again, in the absence of any revelation, or possible agreement as to the attributes, purposes, and relations with this transcendental Omnipotence, Theism means and enjoins anything which each individual believer thinks it ought to mean and might enjoin. Theism, in its fear of being anthropomorphic, and of descending to the earthly sphere, is so purely and intensely theo-morphic that it fails to reach man's interest at all, and will not descend to deal with Man, and hence becomes a mode of Metaphysics practically not differing much from a recognition of the Unknowable."

—*Frederic Harrison*

Reg. By. N. 463.

# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चा-
यमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः
पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् ।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् भूत्यै
न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद्.

વર્ષ ૧૨, અંક ૩. [ માસિક ] ચૈત્ર, સંવત્ ૧૯૬૯.

તન્ત્રી—ઑન. રા. બ. રમણભાઈ મહીપતરામ નીલકંઠ. બી. એ. એલ્ એલ. બી.

"હિન્દી અમે તો." ૧૧૩
(રા. રા. "લલિત.")
મારી પ્રાસંગિક નોંધ. ૧૧૪
(પ્રો. આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ. એમ. એ. એલ એલ. બી.)
ગ્રન્થાવલોકન. ૧૨૩
(પ્રો. આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ એમ એ. એલ્ એલ્. બી.)
ગુજરાતી ભાષાનું બંધારણ ૧૨૯
(રા. રા. નરસિંહરાવ ભોળાનાથ બી. એ. સી. એસ.)
આર્ય ધર્મમાં રહેલી બુદ્ધિભાવના ૧૩૬
(રા. રા. વિજયલાલ કનૈયાલાલ ધ્રુવ. એલ સી ઇ.)
પ્રેમાનંદનાં નાટકો. ૧૪૩
(રા રા. "ઇ" એમ. એ.)
નિન્દ્રાવિહીન. ૧૫૨
(રા. રા ધનસુખલાલ કૃષ્ણલાલ પંડ્યા.)
"સ્નેહતપ" ૧૫૪
(રા. રા. ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા બી એ.)
"ગુજરાત કેળવણી મંડળી" ૧૫૫
("ગુજરાત કેળવણી મંડળીની છાપેલી પત્રિકા")
મહાકવિ ભાસનાં નાટકો. ૧૬૪
(રા રા માણેકલાલ કાળીદાસ ભટ્ટ)
એક ખુલાસો.
(રા. રા સાકરલાલ અમૃતલાલ દવે. બી. એ.)

---

અમદાવાદ—ધી 'યુનીયન' પ્રિન્ટિંગ પ્રેસ કં. લી. મોતીલાલ શામળદાસે છાપ્યું. ઠે.—ટંકશાળ.

# લવાજમ.

(૧) લાઇબ્રેરીઓ, (૨) સભાઓ, (૩) વિદ્યાર્થીઓ, (૪) સ્ત્રીઓ, (૫) ગુજરાતી શાળાના માસ્તરો, (૬) તળાટીઓ તથા (૭) માસિક રૂા. ૧૫ સુધી સર્વ પગારદારોના વર્ષ એકના રૂા. ૨-૦-૦ પોસ્ટેજ સાથે)

અન્ય સર્વ માટે વર્ષ એકના રૂ. ૨-૮-૦ (પોસ્ટેજ સાથે)

છૂટક નકલ એકના દર ફ્રારમે એક આના પ્રમાણે.

મળવાનુ ઠેકાણુ—વસન્ત ઑફિસ—અમદાવાદ.

વ્યવસ્થાપક.

---

# નિયમો.

૧ વગર સહીના અને તન્ત્રીની સહીના લેખો માટે તન્ત્રી જવાબદાર છે.

૨ "વસન્ત-ઑફિસ"-ની સહીના લેખો માટે "વસન્ત-ઑફિસ" અને વ્યવસ્થાપક જવાબદાર છે.

૩ અન્ય સર્વ લેખો માટે તે તે લેખોના કર્તા જવાબદાર છે.

૪ ભાષાન્તરરૂપ લેખ લખી મોકલનારે મૂળ ગ્રન્થ કે લેખના કર્તાની પરવાનગી મેળવી શકાય તેમ હોય તો મેળવવી. તથા એ લેખ ભાષાન્તરરૂપ છે અને અમુક ગ્રન્થનું ગ્રન્થના ભાગનું કે લેખનું ભાષાન્તર છે એમ અમોને લખી જણાવવું. તે વિના એ લેખ પ્રસિદ્ધ કરવા માટેની સઘળી જવાબદારી ભાષાન્તર કર્તાને શિર રહેશે.

૫ કોઈ પણ લેખકનું અસલ લખાણ—એ લેખ "વસન્ત" માં દાખલ કરવાનો ઠરાવ કર્યો હોય કે ન હોય-પણ તે લેખકને પાછુ મોકલવાને અમો બંધાતા નથી.

૬ કોઇ પણ માસનો અંક તે પછીના માસની આખર સુધીમાં પણ ન મળે તો ગ્રાહકે અમને તુરત લખી જણાવવાની કૃપા કરવી. પાછળથી એ અંક પૂરો પાડવાને અમે બંધાતા નથી.

વ્યવસ્થાપક.

Reg. Bo N. 463.

# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चा-
यमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः
पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् ।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् भूत्यै
न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद्.

વર્ષ ૧૨, અંક ૩. [ માસિક ] ચૈત્ર, સંવત્ ૧૯૬૯.

## હિન્દી અમે તો.

( ગઝલ. )

પ્રભુજીનાં પ્રજાજન હિન્દ વસિયે હો ! અમે તો !
હળી મળીનેજ ઘૂમિયે સ્વસ્થ સઉ હિન્દી અમે તો:

ઊંચે ઇન્દુ પ્રકાશે તેમ હિન્દુસ્થાન ચળકે:
ચમત્કારે જગત ચમકાવિયે હિન્દી અમે તો !

અમારે અંશ રાજે રાજયોગીરાજ એ હો !
ધુરંધર ધર્મના સામ્રાજ્યના હિન્દી અમે તો !

સદાવ્રત ન્યાય તેમજ મેહનાં ધરિયે સુભાવે
પિતા પ્રભુના સ્વદેશે દેશપૂત હિન્દી અમે તો

અમારો હિન્દ તો દેશેન્દ્ર સમ સોહે સદાનો
સુહવિયે જગત જયશૃંગારથી હિન્દી અમે તો

વડોદરાને વડલે. "લલિત."

# મારી પ્રાસંગિક નોંધ.

ભાવિ અને પુરુષાર્થ

'એલ્ફિન્સ્ટોનિયન'—પત્રના ગયા અંકમાં, મિ. ઓવન નામે એક જૂના વારા-(ઈ. સ. ૧૮૫૭)ના ઍલફિન્સ્ટન કૉલેજના પ્રોફેસર વિષે ડૉ. ભાંડારકરના સ્મરણ પ્રસિદ્ધ થયાં છે એમાં એ પ્રોફેસરના ઇતિહાસ અને તત્ત્વજ્ઞાનને લગતાં ભાષણોનું સ્મરણ કરતાં ડૉ. ભાંડારકર કહેછે—

"Butler's arguments were explained to us in a clear and impressive manner and the great lesson that Prof. Owen endeavoured to impress upon our minds was that in judging of the course of events in human history one should not be led away by a fatalistic principle and say that such and such a man did a certain thing because he could not help doing it but should mete out praise or blame for his action on the supposition that he was a responsible individual."

તાત્પર્ય કે ઇતિહાસના બનાવોમાં અમુક સારૂં કે ખોટું કૃત્ય થવાનું હતું ને થયું એમ ન સમજવું, મનુષ્ય ભાવિથી બંધાઇને પાપપુણ્ય કરે છે એમ ન ધારવું, વસ્તુતઃ એનામાં સ્વતન્ત્રતા છે, અને તેથી સારા–ખોટાની જવાબદારી પણ છે. હવે આ વાક્યમાં ભાવિ અને પુરુષાર્થના ઝઘડાનો જે ઉલ્લેખ કર્યો છે તેમાં ઊંડા ઊતરી સમસ્ત વિષયનું શાસ્ત્રીય નિરૂપણ કરવું એ એક ન્હાની પ્રાસંગિક નોંધમાં અસ્થાને છે. તે ઉપરાંત, એ ચર્ચા એની ઉપયોગિતાની દૃષ્ટિએ જોતાં અત્યારે નિષ્પ્રયોજન પણ છે, કારણ કે પુરુષાર્થવાદના ચાલુ જમાનામાં એ વાદનું સમર્થન કરવાની જરૂર રહી નથી, અને જે ભાવિ છે તે તો થવાનું જ છે, એટલે ભાવિવાદના સમર્થનથી ભાવિને પણ કાંઈ લાભ થઈ શકે એમ નથી.

પરંતુ ઉપરનું વાક્ય વાંચી સ્વાભાવિક રીતે એક પ્રશ્ન થઈ આવે છે કે એમાં સભા એલો બોધ હિન્દુ વિદ્યાર્થીઓને માટે ઉદ્દિષ્ટ હશે? એમ હોય તો એક રીતે જરા આશ્ચર્ય જેવું છે, કારણ કે હિતોપદેશ અને પંચતન્ત્રના વાચકને પણ અત્યારે સુવિદિત છે કે આપણા પ્રાચીન પુસ્તકોમાં પુરુષાર્થવાદનું પુષ્કળ સમર્થન છે. મહાભારતમાં ધૃતરાષ્ટ્રના પાત્રદ્વારા વ્યાસે એ જ ઉપદેશ કર્યો છે કે નિર્બળ મનુષ્ય જ્યારે જ્યારે અધમ વૃત્તિઓ આગળ નમી પડે છે, ત્યારે 'દિષ્ટિ' યાને 'ભાવિ' તરફ એ[1] આંગળી કરે છે, અને એ જ રીતે એના

૧ મહાભારતમાં ધૃતરાષ્ટ્ર પણ યુધિષ્ઠિરના અસત્યકથનના પ્રસંગમાં વ્યાસજીએ દોષ કરનાર યુધિષ્ઠિર પાસે ભાવિ ઉપર મૂકી મૂકાવી નથી, વ્યાસજીએ જ આશ્ચર્યચકિત થઈ 'અથવા ભાવિ તણા જ પ્રભાવે' એવા ઉદ્ગાર કાઢયો છે. એ ધ્યાનમાં રાખવું. આ ભેદ મહત્ત્વનો અને ખૂબીદાર છે.

આત્માનો દિન પર દિન અધઃપાત થતો જાય છે.[1] યોગવાસિષ્ઠ રામાયણ[2] તો પુરુષકારના પ્રતિપાદન માટે જ રચાએલું છે એમ કહીએ તો ચાલે. એટલું જ નહિ, પણ 'કર્મ'ના સિદ્ધાન્ત સાથે આ ભાવિવાદ જોડવામાં આવે છે એ પણ યથાર્થ નથી. મૂળ કર્મનો સિદ્ધાન્ત ઉપનિષદમાં જ્યાં પ્રતિપાદન થયો છે ત્યાં એ વડે પુરુષકારનો મહિમા સિદ્ધ કરવાનો જ આશય છે. બૃહદારણ્યકમાં આર્તભાગ યાજ્ઞવલ્ક્યને પૂછે છેઃ "હે યાજ્ઞવલ્ક્ય! માણસ મરી જાય છે ત્યારે એની વાચા અગ્નિમાં, પ્રાણ વાયુમાં, ચક્ષુ આદિત્યમાં, મન ચન્દ્રમાં, શ્રોત્ર દિશાઓમાં, શરીર પૃથ્વીમાં, આત્મા આકાશમાં, રૂંવાં ઓષધિમાં, વાળ વનસ્પતિમાં, લોહી-ધાતુ જળમાં લય પામે છે—ત્યારે આ પુરુષ ક્યાં રહે છે?", ત્યારે યાજ્ઞવલ્ક્યે આર્તભાગને કહ્યુંઃ "આપણે બે જ આ જાણીશું; લોક આ ન જાણે." પછી બે જણાએ બીજી પાસ જઇને વિચાર કર્યો, અને નિર્ણય કર્યો કે મુવા પછી મનુષ્ય એના કર્મમાં જ રહે છેઃ આમ કર્મની પ્રશંસા કરી, અને ઠરાવ્યું કે મનુષ્ય સારા કર્મથી સારો થાયછે, અને ખોટાથી ખોટો થાય છે." વળી એ જ ઉપનિષદમાં આગળ જતાં પણ કહ્યું છે કે "મનુષ્ય જેવું કરે, જેવું આચરે—તેવો તે થાય છેઃ સારૂં કર્યે એ સારો થાય છે, ખોટું કર્યે એ ખોટો થાય છે; સારા કર્મથી સારો થાય છે, ખોટાથી ખોટો થાય છે. તેમ જ કહે છે કે 'આ પુરુષ (મનુષ્ય) કામમય— કામ( ઇચ્છા )નો બનેલો છેઃ જેવી એની ઇચ્છા તેવો એનો સંકલ્પ (પ્રયત્ન), અને જેવો એનો સંકલ્પ તેવું તેનું કર્મ, અને જેવું કર્મ તેવી ગતિ.'" અર્થાત્ અત્રે કર્મવાદ મનુષ્યને સારા ખોટાનો જવાબદાર કરવા માટે છે, એ જવાબદારી કાઢી નાંખી કપાળે આંગળી મૂકવા માટે નથી.

આ કર્મનો સિદ્ધાન્ત હિન્દુધર્મની ત્રણે શાખાઓમાં—બ્રાહ્મણ બૌદ્ધ અને જૈન ત્રણે અવાન્તર ધર્મમાં—માન્ય છે. તથાપિ એમાંની છેલ્લી બેમાં એનું ખાસ પ્રાધાન્ય છે, કારણ કે એમાં ઇશ્વરનું અસ્તિત્વ સ્વીકાર્યું નથી અને કર્મને જ ફલદાતા ગણ્યું છે; વળી બૌદ્ધ ધર્મમાં તો પુનર્જન્મ માટે આત્મા પણ રાખ્યો નથી, અને માત્ર કર્મમાં જ મનુષ્યનું આત્મત્વ સમાવી દીધું છે.

---

૧. જુવો મારૂં "મહાભારતનું ઉપદેશરહસ્ય"—વસન્ત. પોસ, સંવત્ ૧૯૬૩.

૨. વસિષ્ઠઃ—सर्वमेवेह हि सदा संसारे रघुनन्दन
सम्यक् प्रयत्नात् सर्वेण पौरुषात् समवाप्यते

रामः—प्राक्तनं वासनाजालं नियोजयति मां यथा।
मुने तथैव तिष्ठामि कृपणः किं करोम्यहम्॥

वसिष्ठः—अत एव हि रे राम श्रेयः प्राप्नोषि शाश्वतम्
स्वप्रयत्नोपनीतेन पौरुषेणैव नान्यथा।
शुभाशुभाभ्यां मार्गाभ्यां वहन्ती वासनासरित्।
पौरुषेण प्रयत्नेन योजनीया शुभे पथि॥

ગૌતમબુદ્ધ પોતાને ' कम्मवादी ' અને 'किरियावादी'—' કર્મવાદી અને ક્રિયાવાદી' જણાવે છે. વળી આ સ્થળે જૈનધર્મના ઇતિહાસમાંથી મહાવીરસ્વામી અને એમના સામા પક્ષના મંખ(મખ્ખ)લિપુત્ર ગોશાલના સિદ્ધાન્તની સરખામણીનો એક પ્રસંગ ઉતારીએ— જેમાંથી કર્મના સિદ્ધાન્ત માટે બહુ આગ્રહી ગણાતા જૈનધર્મમાં પણ પુરુષકારનો કેવો મહિમા છે એ સમજવામાં આવશેઃ—

કુંડકોલિય નામે એક મહાવીર સ્વામીનો ઉપાસક હતો તે એક વાર મધ્યાહ્ને અશોક વૃક્ષની છાયામાં બેઠો હતો. ત્યાં એક દેવે આવી એને કહ્યું: " હે ભાઈ કુંડકોલિય ! ગોશાલનો એવો સિદ્ધાન્ત છે કે—ઉદ્યોગ[1] કે કર્મ કે બલ કે વીર્ય કે જેને પુરુષકાર-પરાક્રમ[2] કહીએ એવું કાંઈ જ નથી; સર્વ પદાર્થ નિયતિ યાને ભાવિથી નક્કી થઈ ચૂકેલા છે. શ્રમણ ભગવાન મહાવીરનો આથી ઉલટો સિદ્ધાન્ત છેઃ એ કહે છે કે—ઉદ્યોગ કર્મ બલ વીર્ય પુરુષકાર-પરાક્રમ એવું છે, અને સર્વ પદાર્થ નિયતિ યાને ભાવિથી નક્કી થઈ ચૂકેલા છે એમ કાંઈ નથી. આ બેમાં ગોશાલનો સિદ્ધાન્ત સાચો છે, મહાવીરનો ખોટો છે."

કુંડકોલિયે ઉત્તર આપ્યો: " હે દેવ ! જો તમે કહો છો કે ઉદ્યોગ કર્મ બલ વીર્ય પુરુષકાર પરાક્રમ એવું કાંઈ છે જ નહિ, અને સર્વ પદાર્થો ભાવિથી નક્કી થઈ ચૂકેલા છે એવો ગોશાલનો સિદ્ધાન્ત જ ખરો છે, અને ઉદ્યોગ કર્મ બલ વીર્ય પુરુષકાર-પરાક્રમનું પ્રતિપાદન કરનારો મહાવીર સ્વામીનો ખોટો છે, તો કૃપા કરી કહેશો કે આપે આ દિવ્ય પ્રભાવ—આ દેવપણું—શી રીતે પ્રાપ્ત કર્યું ? પુરુષકાર-પરાક્રમથી કે તે વગર ? " દેવે જવાબ દીધોઃ—" તે વગર; એમનુ એમ. " કુંડકોલિયઃ " વારૂ; ત્યારે આ અસંખ્ય જીવો દેવપણું પ્રાપ્ત કરવા માટે ઉદ્યોગ કરતા નથી તે કેમ દેવ બની ગયા નથી ? માટે, હે દેવ ! તમને આ પદ, એ મેળવવા માટે કરેલા ઉદ્યોગ યાને પુરુષકાર-પરાક્રમને લીધે જ મળ્યુ છે, મળવાનું હતું અને મળ્યુ છે એ તમારૂં કહેવું ખોટું છે. " આ સાંભળી દેવને થયું કે મેં આને ચળાવવાનો યત્ન કર્યો એ ખોટું કર્યું, પછી તુરત એ દેવ અન્તર્ધાન થઈ ગયો.*

આમ હિન્દુસ્થાનના સનાતન ધર્મને ન્યાય કરીને હવે મિ. ઓવનને ન્યાય કરીએ. મે. ઓવનને આજથી પચાસ-સાઠ વર્ષ ઉપર ભાવિવાદ સામે હિન્દુ વિદ્યાર્થીઓને ચેતવણી આપવાની જરૂર લાગી હોય તો તેમાં આશ્ચર્ય નથી. એ સમયમાં આપણો દેશ અસંખ્ય વિગ્રહ-કલહથી થાકીને અને પુરુષપ્રયત્નની નિષ્ફળતા અનેક દિશામાં અનુભવીને, ભાવિવાદની

*" नत्थि उट्ठाणे इ वा कम्मे इ वा बले इ वा वीरिए इ वा पुरिसक्कारपरक्कमे इ वा,नियता सव्व भावा..... अत्थि उट्ठाणे......परक्कमे इ वा अणियया सव्वभावा"

*उवासगदसाओ ( उपासकदशाः )

૧. મૂળમાં ' ઉત્થાન '=ઊભા થવું. ઊઠાવ.

૨. પુરુષનું કરવું-પરાક્રમ; પુરુષનું કરેલું પરાક્રમ.

સુષુપ્તિમાં આરામ લેતો હતો. તેને હવે ફરી જાગ્રત્ થઈ ઉદ્યોગપરાયણ થવાનો ઉપદેશ કરવાની જરૂર હતી. સુષુપ્તિ એ અજ્ઞાનની દશા છે અને જાગ્રત્ અવસ્થામાં જ વસ્તુનું યથાર્થ જ્ઞાન થાય છે, તેમ ભાવિવાદ અજ્ઞાનરૂપ છે અને પૌરુષવાદ જ ખરો છેઃ તથાપિ ભાવિવાદને પણ ન્યાય કરવા ખાતર એટલું ઉમેરવું જોઇએ કે જેમ સુષુપ્તિ વિના મનુષ્ય ગાંડો થઈ જાય અને જાગ્રદવસ્થામાં પણ શાન્ત રીતે વિચાર કરવા માટે મનની જે સ્થિરતા જોઇએ તે ન પ્રાપ્ત થાય—તેમ ભાવિવાદ પણ મનુષ્યને, નિષ્ફળતાની સ્થિતિમાં હૃદયને વિશ્રામ આપી, ભવિષ્યના પુરુષકાર માટે સમર્થ બનાવવાનું કાર્ય કરે છે. પ્રેમ અને કરુણાના ગુણોથી રહિત, અને કેવળ ન્યાયકારી તથા પાપ માટે ઉગ્ર દંડ કરનાર—એવા પ્રભુની ભાવના જેમ સર્વ મનુષ્યને અનુકૂળ પડતી નથી, તેમ શુદ્ધ પૌરુષવાદ પણ સઘળી સ્થિતિના જનોને અને એક જ જનસમાજને પણ નિત્ય-નિરન્તર અનુકૂળ આવતો નથી. ભાગેલાં હૃદયને સાજાં થવા માટે જે આશ્વાસન જોઇએ, તે કોઇને કોઈ જાતના ભાવિવાદ વિના બનતું નથી.

મનુષ્યની ઇચ્છા આ જગતના અનુભવમાં અસંખ્યવાર કુંઠિત થાય છે, અને તેમાંથી એને એક નિશ્ચય એ ઉત્પન્ન થાય છે કે આ જગતમાં મારી ઇચ્છા કરતાં કોઇક પણ અધિક શક્તિ છે. એ અધિક શક્તિને એ 'ઇશ્વર-ઇચ્છા' એવું નામ આપે છે, અગર તો એ દેવની ઇચ્છાને 'દૈવ' કહે છે. કાંઈ સમજણ ન પડે તો એ અજ્ઞાત શક્તિને 'અદૃષ્ટ' કહીને વિરમે છે. અથવા તો 'વાવે એવું લણે' એવો નિયમ સ્વીકારીને પૂર્વ જન્મનાં અદૃષ્ટ કર્મનું ફળ જ પોતે આ જન્મમાં ભોગવે છે એમ માને છે. આમ કોઇને કોઈ રૂપે ભાવિનું બળ મનુષ્ય સ્વીકારે છે જ. પણ એ ભાવિને અન્ધ અને ઉન્મત્તવત્ કામ કરતું માનવું એ ઇશ્વરને બદલે શેતાન( આસુરી સંપત્ )ને જગતનો રાજા માનવા બરાબર છે, અને કોઈ પણ મનુષ્ય આ સિદ્ધાન્ત એક ક્ષણવાર પણ ખરેખર રીતે માનતો નથી. એટલે ભાવિવાદની પાછળ ઇશ્વરવાદ છે એમ કહીએ તો ખોટું નથી. સંશયવાદીઓ—જેઓ ઇશ્વરના અસ્તિત્વ વિષે, અને એના સ્વરૂપ વિષે સંદેહમાં જ રહેવું પસંદ કરે છે—તેને પણ આ જગતમાં કોઇક શક્તિ છે એમ સ્વીકાર્યા વિના ચાલતું નથી, અને એ શક્તિ કાંઇક નિયમસર કામ કરે છે, અને એ નિયમ એકંદરે કલ્યાણકારી છે, એમ પણ વળી અનુભવને આધારે કબુલ કર્યા વગર છૂટકો થતો નથી. એટલે સંશય ઊડી જઇ ઇશ્વરવાદ જ પાછો સિદ્ધ થાય છે. આમ પરિણામે ભાવિ તે ન્યાયકારી પ્રભુ નિર્મે છે, અથવા તો ન્યાયરૂપ કર્મના નિયમને અનુસરીને ઊપજે છે, એ બે પક્ષ જ વિચારવાના રહે છે. એ બંને પક્ષમાં ભાવિની પાછળ છેવટે ન્યાય ઊભો છે. અને ન્યાય માગી લે છે કે જ્યાં શક્તિ ત્યાં જ જવાબદારી, એટલે ભાવિનો સિદ્ધાન્ત લેતાં પણ છેવટે મનુષ્યમાં શક્તિનો સ્વીકાર—અર્થાત્ પુરુષકારનો અવકાશ—પ્રાપ્ત થાય છે. તાત્પર્ય કે આ જગતમાં પુરુષપ્રયત્ન જ્યાં સુધી કુંઠિત થતો દેખાય છે ત્યાં સુધી ભાવિ સ્વીકાર્યા વિના છૂટકો નથી; પણ એ જ ભાવિ જો ઇશ્વર અને ન્યાય સાથે જોડાએલું રહે તો એમાં પુરુષકારને માટે પૂર્ણ અવકાશ છે. અનિષ્ટ અયુક્ત ભાવિવાદ એ જ છે કે જેમાં મનુષ્ય પોતાના કર્મની—વિશેષમાં, અકર્મની—જવાબદારી લહેતો નથી.

\+ + + + +

**સંસારસુધારા પરિષદ્**

ગઈ તા. ૫–૬ એપ્રિલને દિને અમદાવાદમાં પ્રાન્તિક સંસારસુધારા પરિષદ્ મળી હતી. રિવાજ મુજબ પહેલે દહાડે પ્રતિનિધિઓએ મળી ઠરાવો નક્કી કર્યા; અને બીજે દિવસે પ્રમુખનું ભાષણ થયું, તથા તે પછી તે તે ઠરાવો ઉપર પ્રતિનિધિ અને પ્રેક્ષકની જાહેરસભામાં જુદા જુદા વક્તાઓ તરફથી વિવેચન કરવામાં આવ્યાં. પરિષદ્ના પ્રમુખસ્થાને આપણા પ્રસિદ્ધ આક્ષર અને અડગ સુધારક રા. રા. નરસિંહરાવ ભોળાનાથ દીવટીયા બિરાજ્યા હતા. અને પરિષદ્નું સઘળું કાર્ય બહુ ઉત્સાહથી એકતાથી અને નિયમબદ્ધ રીતે પાર ઉતર્યું હતું.

૧૯૦૨ અને ૧૯૦૪ ની હિન્દી સંસારસુધારા પરિષદ્ પછી—ઘણે વર્ષે આ ન્હાની (પ્રાન્તિક) સંસારસુધારા પરિષદ્માં હાજર રહેવાનો મને લાભ મળ્યો.* હિન્દી મેળાવડામાં જેમ દેશના જુદા જુદા પ્રાન્તોમાં આપણા દેશહિતૈષી બન્ધુઓ શું કાર્ય કરે છે, એમના વિચારો કઈ દિશામાં વહે છે એ જાણવાનો, અને તેઓના આશા–નિરાશા ઉત્સાહ અને ખેદના ઉદ્ગારો ઉપરથી તે તે પ્રાન્તમાં સુધારા પરત્વે વસ્તુસ્થિતિ શી છે એ જાણવાનો પ્રસંગ મળે છે, તેમ આ ન્હાની પરિષદ્માં આપણા નિકટ સહવાસી બન્ધુઓના મનની સ્થિતિ અને તેઓની મુશ્કેલીઓ જાણવાનુ–સમજવાનુ વધારે અનુકૂળ પડે છે. પણ મને આવા મંડળમાં માત્ર જિજ્ઞાસા (curiosity) તૃપ્ત કરવા કરતાં વધારે ઊંડો રસ છે. 'સુધારાવાળા'ની સઘળી કાર્ય-પદ્ધતિમાં કે એમના સઘળા ઠરાવોમાં હું સંપૂર્ણ રીતે મળી શકતો નથી, તથાપિ મને પસંદ પડતી પદ્ધતિએ જ કામ કરે અને મને ગ્રાહ્ય હોય એટલા જ સિદ્ધાન્તો પ્રચાર કરે તો જ [illegible]રે એમાં ભળવું, નહિ તો તટસ્થતાનુ વ્રત ગ્રહણ કરી બેસવું, એવો નિશ્ચય હું યોગ્ય ધારતો [illegible]ી—બલ્કે એવી આતુરતા જ દેશહિતની ખરી લાગણી સાથે અસંગત છે એવો મારો નમ્ર [illegible]ભિપ્રાય છે. વળી 'સુધારાવાળા' પોતાના ઠરાવ એકદમ અમલમાં મૂકે તો એમને ઉદ્ધત અને ઉચ્છેદક કહેવા, અને 'ધીમે ધીમે સુધારાનો માર્ગ' ગ્રહણ કરતા ચાલે તો એમને દાંભિક અને બાયલા [illegible] ઠરાવવા એવી પરસ્પર વિરુદ્ધ ટીકા પણ મને અન્યાયી લાગે છે. અત્યારે થોડી ઘણી [illegible]ની એકતા હોય, અગર તો ભિન્ન ભિન્ન વિચારમાર્ગે પણ એક જ આચાર[illegible]નના સનાતન ધર્મને ન્યાય[illegible]ળા ભેદ પાછળ મૂકી એકતાના તત્ત્વને આગળ કરવું જોઇએ, [illegible]ી અભ્યાસ–સાઠ વર્ષ ઉપ[illegible] અલ્પશરીરવાળી સંસ્થાઓને મતભેદથી છિન્ન-ભિન્ન કે દુર્બળ કરે [illegible]ી મારી, દેશની વર્તમાન સ્થિતિ જોતાં, દૃઢ માન્યતા છે. એ[illegible] શક્તિ હોય તો તેમાં અ[illegible] સાથે મારા અનેક મતભેદ હોવા છતાં, એ મતભેદને પાછળ [illegible] વળી એ યત્નની નિ[illegible]તની પ્રવૃત્તિ અમુક અંશે મને ગ્રાહ્ય હોવાથી હું એમની સાથે અમુક [illegible]રવાદ [illegible] અમુક રીતિએ ખુશીથી જોડાઉં છું.

છેલ્લી પરિષદ્‌માં એક વાત મારી નજરે પડી તે એ કે આ પરિષદ્ ગૂજરાત અને દખ્ખણ ઉભય પ્રાન્તની હોવા છતાં, એમાં માત્ર બે જ દક્ષિણી ગૃહસ્થ—તેમાં એક તો સંસારસુધારામંડળના કાયમ સેક્રેટરિ મિ. દેવધર જ—હાજર હતા. એટલું જ નહિ, પણ ગૂજરાતના બીજાં ગામોમાંથી બહુ જ જૂજ આણસો આવેલાં હતાં; અને અમદાવાદમાંથી પણ કેળવાએલો વર્ગ મ્હોટે ભાગે જુવાનીઆનો જ હતો. કોઈ પણ મંડળમાં જુવાનીઆઓ હોય એ એક રીતે એ મંડળના ભવિષ્યનું અને એની કાર્યશક્તિનું શુભ ચિહ્ન છે. પરંતુ ખરૂં જોતાં, સંસારસુધારા જેવા વિષયમાં સંસારનો જેઓને અનુભવ હોય એવા પીઢ જનોની સુકાની તરીકે અધિક જરૂર છે, અને તેથી તેઓની ગેરહાજરી કેટલીકવાર સ્પષ્ટ નુકશાનકારક, અને ઘણીવાર લોકની અનાસ્થા ઉપજાવનાર થઈ પડે છે. કહે છે કે જુઠાણાના યુગમાં સત્ય બહુ ઉપદેશવામાં આવે, અને વિષયાસક્ત જમાનામાં બ્રહ્મચર્યની ઘણી પ્રશંસા થાય!—કાંઇક આ ન્યાયે તો પરિષદ્ પ્રત્યે લોકની બેદરકારી નહિ હોય? પરિષદ્‌ની બહાર સુધારો એવી ઝડપથી પગલાં ભરતો આવે છે કે પરિષદ્‌માં મળી ઠરાવો કરવા બેસવાની લોકને જરૂર ન લાગી હોય. આ ખુલાસો શક્ય છે, સંભવિત છે, પણ પૂરતો નથી. હજી લોકમત કેળવવા માટે સુધારકોએ ઘણું કરવાનું છે અને આ પરિષદ્‌માં ચંદાવરકર ભાંડારકર વગેરે સુધારાના મહારથીઓ હાજર રહ્યા હોત તો પરિષદ્‌ના ગૌરવમાં ઘણો વધારો થાત, અને પ્રજામાં વિશેષ જાગૃતિ આવી ઉત્સાહ પ્રેરાત. એ વૃદ્ધજનો કાર્યધુરા વહન કરવાને અશક્ત હોય; પણ એમના પછીના બીજી પંક્તિના સુધારકોએ તો મ્હોટી સંખ્યામાં હાજરી આપવી જોઇતી જ હતી.

• • •

આવી પરિષદ્‌થી દૂર રહેનાર એક વર્ગ એમ માને છે કે આપણે 'સુધરેલા' હોઇએ તો બસ; સુધારક થવાની શી જરૂર છે? ઉપદેશ કરતાં દૃષ્ટાન્ત વધારે સમર્થ છે એ સૂત્ર અમુક મર્યાદામાં સ્વીકારવા યોગ્ય છે. પણ 'સુધારો' તે પશ્ચિમના રીતરિવાજનું દેખાદેખી અન્ધ અનુકરણ નથી, પણ આપણા દેશને જગતના બીજા દેશોની સાથે હારમાં લાવવા માટે પરમાત્માએ વર્તમાન યુગમાં આપણે શિર મૂકેલું મહાન કર્તવ્ય છે, એ વાત આપણા સ્વદેશબન્ધુઓને અનેક રીતે જણાવવાની-સમજાવવાની આવશ્યકતા છે, અને તે માટે વાણીનો પુષ્કળ ઉપયોગ કરવાની, તથા પરિષદો જેવાં સાધનોદ્વારા લોકમત કેળવવાની—ટૂંકામાં, સુધારક થવાની જરૂર છે. આ દૃષ્ટિએ જોતાં આપણા કેળવાએલા બન્ધુઓનો મ્હોટો ભાગ સુધારાના કાર્ય પરત્વે ઉદાસીનતા ધરાવે એ ખેદકારક છે. ખરી વાત છે કે એ વર્ગના જનો પરિષદ્‌માં ભાગ લેતા નથી છતાં પણ એમના જીવનમાં સુધારાના ઠરાવો તેઓ પુષ્કળ અમલમાં મૂકે છે. પણ વસ્તુતઃ આટલાથી એમનું કર્તવ્ય પૂરૂં થાય છે? મારે મતે તો સુધરવાનું અને સુધારવાનું બે કામ સાથે સાથે જ ચાલ્યાં કરવાં જોઇએ—જેથી આપણા જનસમાજમાં અનિષ્ટ ફાટ ન પડતાં, એક અખંડાકાર જનસમાજ ઉત્કર્ષને પથે આગળ વધતો જાય: આવી અખંડતાને અભાવે જ આપણા પાછલા કાળમાં બ્રાહ્મણોએ દેશકાળ પ્રતિકૂળ હોવા છતાં બહુ વીરતાથી વિદ્યાનો દીપ જાતે થોડો ઘણો સાચવી રાખ્યો છતાં પણ બાકીનો દેશ તો અન્ધકારમાં જ પડી રહ્યો. આપણા ઇતિહાસમાંથી ઉપલબ્ધ થતો આ બોધ સ્મરણમાં

રાખી દેશહિતના આજકાલ જે જે યશો થાય છે તે સર્વમાં, જેઓ યજમાન કે મુખ્ય ઋત્વિજોનું કાર્ય ન કરી શકે તેઓએ પણ યજ્ઞવાટમાં આવી સ્વસ્તિવાચન કરવું જોઇએ અને યજ્ઞની પ્રસાદી સમસ્ત પ્રજામાં વ્હેંચવી જોઇએ.

સંસારસુધારા પરિષદ્થી દૂર બલ્કે વિરુદ્ધ રહેનારો એક મ્હોટો વર્ગ એવો છે કે જેને સુધારકોના આચાર અને વિચાર વચ્ચેનો ભેદ નાપસંદ પડે છે. આમ ટીકા કરનારા પ્રતિપક્ષીઓ અણધારી ગર્ભિત રીતે સુધારકોને દેવસમાન માની લેછે તે માટે સુધારકો ઉપર તેઓનો ઉપકાર છે. પણ વસ્તુતઃ તેઓએ સમજવું જોઇએ કે એ અને સુધારકો સર્વે એક જ મનુષ્યસ્વભાવથી ભરેલા મનુષ્યો છે, અને સુધારકોના વિચાર તેઓને પસંદ હોય તો એ વિચારને આચારમાં મૂકવાની જેટલી ફરજ સુધારકોની છે તેટલી જ તેઓની પોતાની પણ છે જ, અને તેઓ એ વિચાર જેટલા પ્રમાણમાં અમલમાં મૂકશે તેટલા પ્રમાણમાં એ લોક તરફથી પ્રશંસાને પાત્ર થશે, અને સુધારકોને શરમાવી તેઓને કાર્ય કરવા વધારે ઉત્તેજિત કરશે.

સુધારક કહેવાતા મંડળની બહાર એવા, ઘણા જનો છે કે જેઓ, કેટલાક સુધારકો પણ જેટલો તન મન અને ધનનો વ્યય નથી કરતા તેટલો વ્યય કરી પોતાના બન્ધુઓને સુધારવાના પ્રયત્નો કરે છે. પણ આવા જનો તો વસ્તુતઃ સુધારક જ છે. અને તેઓ 'સુધારાવાળા'ના મંડળમાં નથી ભળતા તો તેનો દોષ એ મંડળની સંકુચિત અને લોકમત પ્રત્યે બેદરકારીભરી રીત ઉપર જ રહે છે. મિ. રાનડેએ જ્ઞાતિમંડળદ્વારા સુધારો કરવાની રીતને અનુમોદન આપ્યુ હતુ, અને હિન્દુસ્થાનમાં જનસમાજનું શરીર વ્યક્તિ કે કુટુમ્બ મળીને નહિ પણ જ્ઞાતિઓ મળીને થયુ છે એ વાત ધ્યાનમાં રાખનારને આ રીત જ સ્વાભાવિક લાગે છે. પરંતુ રાનડેએ પ્રગટેલી રીતિને વધારે વિકસાવવાને બદલે જ્ઞાતિસુધારાના મંડળો જ્ઞાતિભેદને પોષે છે ઈત્યાદિ તાર્કિક દલીલોને આધારે સુધારાવાળાઓએ એ રીતિ હવે ત્યજી છે, અને એનુ પરિણામ એ આવ્યું છે કે સુધારો વર્તમાન સમયના અન્ય અસંખ્ય બળને લીધે આગળ વધતો જાય છે, તથાપિ સુધારાના મંડળમાં પ્રત્યક્ષ રીતે ભાગ લેનારા જનો એ પ્રમાણમાં વધતા નથી.

પ્રજામાં વળી એક વર્ગ એવો છે કે જે સ્પષ્ટ રીતે 'સુધારા' ની વિરુદ્ધ જ છે. આપણા જનસમાજમા કાંઇ સુધારવા જેવું છે જ નહિ એમ તો કોઈ પણ બુદ્ધિમાન અને દેશહિતચિન્તક પુરુષ યથાર્થ રીતે કહી શકે જ નહિ. પણ 'સુધારાવાળાઓ' ની હિન્દુધર્મ પ્રત્યે જે અનાદરની વૃત્તિ છે એને 'સુધારા' નું તત્ત્વ માની 'સુધારા' ની વિરુદ્ધ પડનાર કેટલાક જનો છે. ગયા જમાનામાં આ જાતના 'સુધારા' ના પ્રતિપક્ષીઓમાં નર્મદાશંકર (ઉત્તર કાળના) અને મણિલાલ* મુખ્ય હતા, અને અત્યારે જો કે એમના જેવા 'સુધારા'ની વિરુદ્ધ ઉચ્ચ ટંકાર કરનારા ધન્વી થોડા છે, તથાપિ 'સુધારા' પ્રત્યે એમના જેવી વૃત્તિવાળા છેક વિરલ નથી. હું પણ 'સુધારાવાળાઓ' ની હિન્દુધર્મ પ્રત્યે

* હું રા. મણિલાલને 'સુધારા' ('સુધારાવાળા' ના 'સુધારા') વિરુદ્ધ માનું છું; સુધારા વિરુદ્ધ માનતો નથી.

સારી વૃત્તિ નથી એમ માનનારામાંનો એક છું, પણ એવી વૃત્તિ તે સુધારાનું તત્ત્વ છે એમ હું માનતો નથીઃ અત્યારે સુધારો હિન્દુધર્મના પ્રતિપક્ષીઓના હાથમાં પડયો છે, તો તેને એ ઉપાધિમાંથી સ્વતન્ત્ર કરવાની ફરજ જેઓને હિન્દુધર્મ માન્ય હોય અને તે જ સાથે સુધારા માટે પ્રીતિ હોય તેને માથે ખુલ્લી છે. સુધારો કાંઈ એવી ચીજ નથી કે એને સ્વતન્ત્ર કરવા જતાં 'સુધારાવાળા'ની પાસેથી એને પડાવી લેવા લડવું પડે. હાલ 'સુધારાવાળાઓ' હિન્દુધર્મની બિલકુલ દરકાર કર્યા વગર 'ન્યાય અને બુદ્ધિ'-ને આધારે જે કરવા માગે છે તે જ હિન્દુધર્મને અંગે તમે કરો અને એવા હિન્દુધર્મી સુધારકોની સંખ્યા વધારો. એટલે હિન્દુધર્મના પ્રતિપક્ષીઓનું સુધારા ઉપરનું સ્વત્વ એની મેળે ક્ષીણ થશે. પણ તે થતાં સુધી 'સુધારાવાળા'ની સામા થઈ બેસવું યોગ્ય નથી.

- તમારૂં કર્તવ્ય અન્યને કરતા જોઈ તમે પોતે કર્તવ્ય કરતાં અટકો એ બેવડી ભૂલ છે: તમારૂં કર્તવ્ય જાણ્યા છતાં ન કરો એ એક, અને (એક લૌકિક કહેવત વાપરીને બોલું તો) 'ગાંધી સાથે લઢાઈ હોય તેટલા માટે સાકરને કડવી કહો' એ બીજી. પણ તમે પૂછશો કે એ 'સાકર' ગાંધીએ હીંગના ડબલામાં ભરી હોય, કે કફ કરે એમ હોય, કે હાડકાંથી સાફ કરેલી હોઈ હિન્દુ ધર્મીએ લેવા લાયક ન હોય તો? આમાંના પહેલા પ્રશ્નનો જવાબ તો મેં હમણાં જ આપ્યોઃ 'સાકર'ને હીંગનો પટ લાગી જતો હોય તો તે ન લાગે એવી ગોઠવણ કરાવો—પણ જરૂરી અને મીઠી ચીજ, તમારી પોતાની જ વ્યવહારકુશળતાને અભાવે, વાપરતા રહી જાઓ એ બરાબર નહિ. બીજા બે પ્રશ્નો—એ 'સાકર' અપથ્ય છે કે કેમ અને હિન્દુધર્મનો એને વાપરવામાં બાધ લાગે એમ છે કે કેમ એ પ્રશ્ન મુદ્દાના છે અને એનો ઉત્તર હું કાંઈક વિગતવાર આપવા ઇચ્છું છું. સુધારાનું સામાન્ય સ્વરૂપ, અને એના કેટલાક વિશેષ અંશોનું હું યથાવકાશ—મારા તેમ જ વસન્તપત્રના અવકાશને અનુસરી નિરૂપણ કરવા માગું છું, અને તેને અંગે સુધારાના પ્રતિપક્ષની સાથે રા. નરસિંહરાવના કેટલાક વિચારોનું કોઈ કોઈવાર અવલોકન કરવાનો પણ પ્રસંગ આવશે, એટલે ભવિષ્યમાં પિષ્ટપેષણ થતું નિવારવા આ નોંધ આટલેથી જ સમાપ્ત કરૂં છું.

તથાપિ પ્રમુખનું ભાષણ એ આખી પરિષદ્‌ના કાર્યનો આત્મા ગણાય, તેથી પરિષદ્ સમ્બન્ધી આ નોંધમાં એ ભાષણ વિષે કાંઈ નહિ તો સામાન્ય રૂપે પણ બે શબ્દો કહેવાની જરૂર છે. ટૂંકામાં, રા. નરસિંહરાવનું ભાષણ સ્વાનુરૂપ—અર્થાત્ એમને શોભતું હતું એમ કહીએ તો એમાં એના સઘળા ગુણોનું સૂચન થઈ જાય છે. રા. નરસિંહરાવ ગુજરાતના સાક્ષરમંડળમાં એક દૃઢ સત્યભક્ત અને ઉગ્ર સ્પષ્ટવક્તા તરીકે જાણીતા છે, અને એમના એ જ ગુણો પરિષદ્‌ના નેતા તરીકેની એમની વાણીમાં પૂર્ણ જોસથી પ્રકાશે છે. ચોતરફથી સુધારા ઉપર જે હલ્લાઓ થાય છે તે સામે એ સુધારાના સૈન્યને શૌર્યથી લઢવા ઉત્તેજે છે, અને એક તસુ જમીન પણ દુશ્મનોને આપવા ના પાડે છે. પોતે સૈન્યની પૂઠે કે મધ્યે નહિ પણ અગ્રમાં રહીને લઢે છે. રા. નરસિંહરાવે સ્વીકારેલી શૂર રજપૂતોની કેસરીઆં કરવાની રીતિ એમના શૌર્યને માટે અનહદ માન ઉપજાવે એવી છે, અને સુધારાના રાજસ્થાનના ગઢનું રક્ષણ કરવા માટે ઉપયોગી પણ છે. પણ એ યુદ્ધપદ્ધતિ આખા હિન્દુસ્થાન ઉપર રાજ્ય

વિસ્તારવા માટે કામ લાગે કે કેમ એ શકપડતું છે. રજપૂતોનો ઇતિહાસ તો આ પ્રશ્નનો નકારમા ઉત્તર આપે છે. વળી યુદ્ધશાસ્ત્રની દષ્ટિએ શત્રુ ઉપર ધસારો કરવા જતાં, બાકીના સૈન્યથી છૂટા પડી શત્રુના જ દળથી પોતાની સેનાને ઘેરાઈ જવાનો ભય છે કે કેમ એ જોવાનું છે. સ્વદેશ છોડી બહુ આગળ વધી જનાર નેપોલિયનની મૉસ્કો ઉપરની સ્વારીનુ દષ્ટાન્ત દરેક જાતના યુદ્ધશાસ્ત્રમાં બોધ આપે એવું છે.

મારા મિત્ર રા. રા. લલ્લુભાઈ આશારામ શાહ જે હાલ કેટલેક વખત થયાં મુંબાઈ હાઇકોર્ટના સરકારી વકીલ હતા, તેઓ મુંબાઈ હાઇકોર્ટના જડ્જ નીમાયા—એ સાંભળી સમગ્ર ગૂજરાત રાજી થયું છે, અને અનેક સ્થળેથી એમના ઉપર અભિનન્દન ગયાં છે.

અભિનન્દન

એ અભિનન્દનમાં આ પત્ર તરફથી પણ એક ઊમેરાવાની જરૂર છે—કારણ કે આ પત્ર પ્રત્યે આરભથી જ એમણે મમત્વ ધરાવ્યુ હતું, અને એના અલ્પ કાર્યની બહુ કદર કરીને એમણે એને ઉત્તેજન આપ્યુ હતું. પણ આમ અગત કારણસર હવે દેખાડવા ઉપરાંત ગૂજરાતના એક માસિક તરીકે પણ આ પત્રની મિ. જસ્ટિસ શાહની નીમણુક માટે સન્તોષ જાહેર કરવાની ફરજ છે જસ્ટિસ શાહમાં જડ્જના પદને શોભાવે એવા અનેક ઉત્તમ ગુણો છે. એમનું કાયદાનુ જ્ઞાન ગંભીર છે—પણ તે કરતાં પણ વધારે મહત્ત્વના ગુણો એમનામા એ છે કે એમની બુદ્ધિ સામાન્ય વ્યવહારને સમજવામાં અતિકુશળ છે, એમનો સ્વભાવ શાન્ત ગભીર અને સ્વતન્ત્ર છે, અને એમની વિશુદ્ધિ તથા ન્યાયીપણું અતીવ દૃઢ છે. આ ગુણો કોઈપણ જડ્જને શોભા આપે એવા છે, પણ તે મિ. જસ્ટિસ શાહમાં એવા ઉત્કટ માપમાં ભરેલા છે કે જડ્જ તરીકેની એમની કારકીર્દી અસાધારણ ફતેહમન્દી પ્રાપ્ત કરશે એમ લાગે છે. મિ. શાહનો જન્મ ઈ. સ ૧૮૭૩ માં હોઈ, તેઓ મધ્ય વયમાં હજી હવે જ પ્રવેશ કરે છે, અને આવી ન્હાની વયે આવું મ્હોટુ પદ મેળવવા એ ભાગ્યશાળી થયા તે માટે હું એમને અભિનન્દન આપુ છુ, અને ભવિષ્યમા આ કરતાં એ વધારે ઉચ્ચ પદવીએ ચઢશે એમ સમસ્ત ગૂજરાત તરફથી—એક સહેલી ભવિષ્યવાણી ઉચ્ચારૂં છુ.

સારો અધિકારી અધિકારના આસન ઉપરથી શાન્ત અને અપ્રસિદ્ધ રીતે ઘણું લોકકલ્યાણ કરી શકે છે, અને એ રીતે મિ. જસ્ટિસ શાહ પણ એ કરશે એમાં સંશય નથી. પણ એમના જેવા કેળવાએલા હિન્દીને સ્મરણ આપવાની જરૂર ન છતાં—હુ અત્રે એમને એટલું નિવેદન કરૂ છુ કે આપણા દેશમાં દરેક જન માથે પોતાના અધિકાર અને ધન્ધાનાં વિશેષ કર્તવ્ય ઉપરાંત દેશસેવાનું સામાન્ય કર્તવ્ય રહ્યું છે, અને એ કર્તવ્ય એમની ઊંચી પદવી અને ઊંચા સંસ્કારને શોભતી રીતે મિ. જસ્ટિસ શાહ પણ અદા કરશે એમ ગૂજરાત આશા રાખે છે.

આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ.

# ગ્રન્થાવલોકન.

*ઊર્મિમાળા—રા. રા. સત્યેન્દ્રરાવ ભીમરાવ દીવટીઆનાં પ્રસંગે પ્રસંગે રચેલાં કાવ્યોનો આ ન્હાનો સરખો સંગ્રહ છે. એ કાવ્યોનું સ્વરૂપ કવિએ પોતે 'ઊર્મિ' શબ્દથી જેવું સૂચવ્યું છે તેવું ભાગ્યે જ કોઈ બીજા શબ્દથી દર્શાવી શકાશે. ઘણા કવિઓ—મ્હોટા તેમ જ, ન્હાના નહિ જેવા—પોતે કવિ છે એમ જાણીને જ કાવ્ય કરવા પ્રવૃત્ત થાય છે, અને પોતાના કાવ્યને માટે વસ્તુ છન્દ વગેરે કલાની સામગ્રી બુદ્ધિપૂર્વક શોધે છે, ગોઠવે છે, અને ઉપયોગમાં લે છે. સંગીતકલ્પ કાવ્ય( Lyric )ના કવિઓ આ સામાન્ય નિયમના અપવાદ રૂપ ગણાય છે. પણ ખરૂં જોતાં તેઓમાં પણ, માત્ર હૃદયની ઊર્મિઓને જ કાવ્ય રૂપે વહેવા દેનાર અને પોતે કવિ છે એમ ક્ષણવાર પણ વિચાર લાવ્યા વગર કવિ થનાર એવા કવિઓનો વર્ગ એ પેટા વર્ગ જ હોય છે. સંગીતકલ્પ કાવ્યના કવિઓના આ પેટાવર્ગમાં રા. સત્યેન્દ્રરાવ આવે છે એટલું ધ્યાનમાં રાખીશું તો આ આખા કાવ્યસંગ્રહનું સ્વરૂપ આપણને ટૂંકામાં સમજાઇ જશે. આ સ્વરૂપને અંગે કેટલીક ખામી, અને થોડાક—પણ તે મહત્વના અને ધ્યાન ખેંચનાર—ગુણો આવે છે. ખામી એ કે અત્રે બહુ વિશાળ પ્રદેશમાં ફરી વળતી એવી પ્રતિભાદૃષ્ટિ નથી, અને એ દૃષ્ટિમાં જે નૂતન સૃષ્ટિ સર્જવાની વિધાતા–સમાન ઉત્પાદક શક્તિ હોય છે તે નથી. વળી કલામાં કચાશ છે એટલું જ નહિ પણ વિવિધતા પણ નથી: વિશાળ સમુદ્રનાં મોજાંમાં પણ એક મોજું એ ઘણે ભાગે બીજા મોજા જેવું જ હોય છે, તો એક ન્હાના 'હૃદયસર'ની લહરીઓ એક બીજાને મળતી હોય એમાં શું આશ્ચર્ય ! પણ આ ખામીઓથી ગુણ ઢંકાતા નથી. એક સ્પષ્ટ દીસી આવતો ગુણ આ કાવ્યોની અકૃત્રિમતા છે. ખરી વાત છે કે કાવ્યોની સારી સંખ્યા અનુભવ કરતાં વાંચનથી પ્રેરાઈ છે, પણ એ વાંચનમાં સાચો સાહિત્યપ્રેમ અને સહૃદયતા હોવાથી એનું કાવ્યમાં રૂપાન્તર અકૃત્રિમ મનોહરતાથી થયું છે. તે એટલે સુધી કે રા. સત્યેન્દ્રરાવનાં ભાષાન્તર–કાવ્યો પણ ભાવાન્તર છે એ ભાન–અસલ કૃતિનું અસ્તિત્વ ન જાણનારને–રા. સત્યેન્દ્રરાવની પ્રસ્તાવના વાંચ્યા પછી જ થાય એમ છે.

"અરે, ક્યહાં છે ડંખો, યમ ! તુજ હતા તીવ્રજ અતિ ?
જ્યજ્વાળા ક્યહાં છે તુજ વળી, ચિતા ! આભ ચઢતી ?
સદાયે મ્હારો તો વિજય થઇ રહેશે અહિં નકી,
પ્રભો મ્હારી સાથે રહિશ વળી તું નિત્યજ યદિ;"

<u>કોણ કલ્પી શકશે કે ઉપરની પંક્તિઓ અંગ્રેજીનું ભાષાન્તર છે</u> ? એની શરીરઘટના પણ બહુ ઔચિત્યવાળી છે. છાનું છાનું પણ તીવ્ર અને ઊંડું ડંખોનું દેવું જેમ પહેલી લીટીના 'યમ તુજ હતા તીવ્ર જ અતિ' એવા ટૂંકા ટૂંકા શબ્દોથી તથા તેમધ્યે દીર્ઘ 'તી' થી પ્રત્યક્ષ થાય છે, તેમ 'આભ ચઢતી' ચિતાનો સર્વદૃશ્ય અને ભવ્ય દેખાવ "જ્યજ્વાળા ક્યહાં છે તુજ વળી ચિતા આભ ચઢતી" એ પંક્તિના વિવૃત (open) 'આ'–કારની

*રચનાર–રા. રા. સત્યેંદ્રરાવ ભીમરાવ દીવટીઆ બી. એ. અમદાવાદ કીમત રૂ. ૦–૮–૦

માળાથી, અને 'ચિતા+આભ' એમ 'આ'. ('તા' નો) ઉપર 'આ' ચઢાવીને ઊર્ધ્વગામી જ્વાળાનું દર્શન કરાવીને આબેહૂબ ચીતરાય છે.

પૂર્વોક્ત અકૃત્રિમતાનું એક મુખ્ય ફળ એ થયું છે કે—કવિનું હૃદય, નિર્મળ જળની નીચે રેતીના તળની માફક સ્પષ્ટ દીસી આવે છે. રા. સત્યેન્દ્રરાવ પ્રસ્તાવનામાં કહે છે કે "વીસ વર્ષના ગાળાના જીવનમાં ઇષ્ટ, અનિષ્ટ, શુભ, અશુભ, સુખકર, દુઃખકર, આશાજનક, નિરાશાજનક, અનેક પ્રસંગો આવેલા હોવાથી જીવનનાં દૃષ્ટિબિંદુમાં પ્રસંગવશાત્ ફેરફાર થાય એ સ્વાભાવિક છે એટલે કાવ્યોમાં વિચારોની સમાનતા જોવામાં આવશે નહીં; જીવનને સુખી ગણ્યું છે અને દુઃખી પણ માન્યું છે, મૃત્યુને ઇષ્ટ માન્યું છે અને અનિષ્ટ પણ ગણ્યું છે;" પણ જીવનનાં દૃષ્ટિબિન્દુઓ આમ પ્રસંગવશાત્ બદલાતા છતાં પણ કવિનું પ્રિય અને અનિવાર્ય જીવન દૃષ્ટિબિન્દુ શું છે એ છાનું રહેતું નથી. અંગ્રેજ કવિ શેલિની માફક સંસારમાં દુઃખ એ આ કવિનો ઊંડો અનુભવ છે, અને એ અનુભવ ઉપર કવિનું ચિત્ત ફરી ફરીને આવી બેસે છે. નીચેના "પુષ્પવિવાહ" નામના—

(ગરબી) બાગે પ્રભાતમાં જોઈ જોઈ,
જોઈ આવી સહીયર રે;—બાગે૦
વાત સુણી આશ્ચર્યની કેવી,
આવી આંહીં સહીયર રે—બાગે. ૧
ફુલ ખીલ્યાં છે માલતી કેરાં,
કરતાં વ્યાકુલ સુગંધે;—ફુલ૦
અલિકુલ દોડી દોડી આવ્યા,
જોઇ આવી સહીયરરે—ફુલ૦ ૨
ગાન ગાય છે આલ આવીને,
મુગ્ધ સુણી ફુલ થાય છે રે;—ગાન૦
ફૂલ કહે છે 'નાથ તમે', એ
સાંભળી આવી સહીયર રે—ગાન૦ ૩
જાય દોડી દોડી અલિરાજા,
મધુ ફુલનો વાયુ ખાય છે રે;—જાય૦
ક્યહારે ખઇ કહે છે ફુલડાં તો,
ક્યહાં જાઉં હું તો હાવે રે—જાય૦ ૪
સુણ્યું છે સુણ્યું છે વળી કાંઈ,
વાત નવી બહુ એ છે રે;—સુણ્યું૦
વિવાહ થાશે પુષ્પ તણા જો,
લેવા જાઉં પાનજરે—સુણ્યું૦ ૫
દોડતો વાયુ આવ્યો આંહિં,

ખાજ પડયો અલિના માથાપર,
સાંભળ્યું કે નહિ સહીયર રે—સુણ્યું ૦ ૬

આ કાવ્યમાં કવિની તરંગી કલ્પના—લીહંટ જેને 'Fancy'× કહે છે તે—સંસારના બગીચામાં રમી છેવટે ' ખાજ પડયો અલિના માથાપર ' એમ પ્રાણી માત્ર મૃત્યુગ્રસ્ત છે એ ગંભીર સત્ય ઉપર આવીને ઠરે છે.

" બાળાવિનોદ " નાં ત્રણ મધુર કાવ્ય—

( ૧ ) " ચાલો સહીયર ! સંગે જઇયે રે,
મળી સર્વ રંગે રમિયે;
ફુલવાડીમાં ભેગાં ફરિયે.
બ્હેની ! ગરબે ગીતો ગાઇયેરે "—ઇત્યાદિ.

( ૨ ) " સુણો, સુણો, સખી જ ! સુણો સહુ કાન દઈ,
અહીં વાયુ બજાવત સાજ મૃદંગ ગભીર કંઈ;
' સરસર ' કરતાં દૂર ઝરણાં રમ્ય રમે,
કંઈ સારંગીના સૂર પુરતાં આજ સમે "—ઇત્યાદિ.

( ૩ ) એકતાને પ્રભુનાં ગીત ગાઇયે,
વળી પુષ્પોની સાથે પ્રીત કરિયે;
પછી તરુની ડાળે ખુબ હીંચિયે;
અને અહા ! પંખીની સહ ઉડીયે. "—ઇત્યન્ત.

એમ આનન્દમાં ઊછળતાં જાય છે—પણ તે જ પછી " કળી " નામે કાવ્યમાં અન્તે કવિને યમનું સ્મરણ થયા વિના રહેતું નથી. " જીવન " નામના કાવ્યને અન્તે–કવિએ આંધેલો

" આ, જીવન ! તુજ ગાન આ,
જીવન દુઃખનું પૂર;
જીવનમાં રહેવું સદા—
અન્તે મૃત્યુ જરૂર. "

આ સિદ્ધાન્ત, કવિના હૃદયની માફક, કવિ જ્યાં જાય છે ત્યાં સાથે જ જાય છે.

કવિનો આ સંસારનો દુઃખમય અનુભવ " વ્હાલાં " નામના કાવ્યમાં પરાકાષ્ઠાએ પહોંચે છેઃ—

× લીહંટ " Fancy and Imagination " નામના પુસ્તકમાં ' Fancy ' અને ' Imagination ' વચ્ચે જે ભેદ બતાવે છે તે બરાબર તારવી આપે એવા એ બે શબ્દો માટે ગુજરાતી શબ્દો યોજવા બહુ કઠણ છે. રા. રમણભાઇએ ' કવિતા અને સાહિત્ય'—નામના એમના ગ્રન્થમાં એને માટે શા શબ્દો યોજ્યા છે એ યાદ આવતું નથી. પણ મને લાગે છે 'Fancy' માટે 'કલ્પનાતરંગ' અને ' Imagination ' માટે 'પ્રતિભાદષ્ટિ' શબ્દ યોજ્યા હોય તો ઠીક.

" વ્હાલાંઓ તો એકે એક ચાલ્યાંરે,
તે વિણુ ભાસે સર્વ સ્થળો બહુ સતાંરે;
ક્યહાં એ હોશે, કોણુ મ્હને એ કહેશે રે?
ખોળુ ક્યહાં હું? શૂન્ય દિસે દિશ સર્વે રે."

એમ શરૂ થઈ, દુઃખનો વેગ, ઉત્તમ કરુણુ રસના કાવ્યરૂપે, ઊછાળા મારતો વધે છેઃ—

"ધો, ધો, શાન્તિ તપ્ત હૃદયને ઠારો રે,
નિર્બળને કો બળ આપી ઊગારો રે,
ડૂબ્યો, ડૂબ્યો, ભવસાગરમાં ઊંડો રે,
અંધતણો આ હાથ, અરે! કો સાહોરે, ૩
ધાઓ, ધાઓ, બળતાને બૂઝાવો રે,
વ્હેલા, વ્હેલા, પડતાને કો ઝાલો રે,
અંધારે આ આથડતાને દોરો રે,
ભૂલ્યાને કો સીધે રસ્તે લાવો રે,
કહોને ક્યહારે ખોયા જનને મળશું રે,
કહોને ક્યહારે વ્હાલાં જનશું રમશુ રે;
કહોને ક્યહારે.પ્રિયજનને ભેટીશુંરે,
આનંદે, કહો ક્યહારે વાતો કરીશુ રે?"

એમ પોકારી—

" રે મન! ત્હારૂ સુણતું કો છે નાહિં રે,
વનમા રોવા સમ ભાસે આ આહિં રે,
જગના જન તો નિષ્ઠુર દીસે સર્વે રે,
એક પળે એ રોતા હસતા સાથે રે."

એમ નિરાશામાં આવી, છેવટે પ્રભુ ઉપરના અડગ વિશ્વાસમાં સમાશ્વાસન લે છે.

પ્રભુ ઉપર અડગ શ્રદ્ધા અને એમાં સમાશ્વાસન મેળવવા તરફ સ્વાભાવિક વલણુ—એથી કવિનો શોકનો વેગ સહ્ય થાય છે. એ વલણ આ કવિના હૃદયની સાધુતા દર્શાવી આપે છે એટલું જ નહિ, પણ આ કાવ્યો વાંચી વાચકનુ હૃદય શોકમાં શેકાતું ન રહેતાં, પ્રભુભક્તિના અમીજળથી સીંચાઈ સ્વસ્થ બને છે.

" દરિયા કિનારે વિચાર," " પ્રકૃતિપ્રેમ," " કોયલને," "રાત્રિયે," "ભાવિચક્ર,"— ઇત્યાદિ કાવ્યનાં નામ ગ. નરસિંહરાવની રમ્ય કાવ્યવીથિનું સ્મરણ કરાવે છે. તેમાં પણ " પ્રકૃતિપ્રેમ " અને " કોયલને " એ બે કાવ્યોમાં તો રા. રા. નરસિંહરાવની શૈલીનું સંપૂર્ણ અનુકરણ છે. પણ એકંદરે રા. સત્યેન્દ્રરાવનાં કાવ્યોમાં એવી સ્વાભાવિકતા અને સાચી ઊર્મિ છે કે એકનાં તે બીજાનનો માત્ર પડઘો ('echo') જ છે એમ ન લાગતાં, ઉભય વચ્ચે એક પ્રકારના કૌટુમ્બિક સામ્ય('family likeness) નુ જ ભાન થાય છે. ઉદાહરણ તરીકે, નીચેનું કાવ્ય લ્યોઃ—

### શાન્તિગીત.

( મ્હાડ. )

ઊંઘે ઊંઘે વ્હાલી મ્હારી રે,
ઊંઘે શાન્તિથી નાર;
હૂનાળાની રાત્રિતણા, ઓ,
તારા ! ભૂરા નભ મોઝાર,
દૂર છુપાવો તે જ ત્હમારું
સનેરી રંગે રંગનાર;—
ઊંઘે ઊંઘે વ્હાલી. ૧

રમ્ય નિશાના ચંદ્ર રુડા, ઓ,
અમૃતધાર વ્હેનાર !
દૂર પશ્ચિમ ટેકરીઓ નીચે
ડૂબ્ય રુપેરી તેજે આવાર;—
ઊંઘે ઊંઘે વ્હાલી. ૨

રાત્યતણા કંઈ ધીર પવન, ઓ !
પેલી વેલી ચઢતી જે દ્વાર,
ત્યાંહિં ત્હારી આ ચપળ પાંખ્યોને
સંકેલી લે સુકુમાર;—
ઊંઘે ઊંઘે વ્હાલી. ૩

'રાત્રી કેરાં મીઠાં સ્વપ્નો, ઓ !
કહેજો હેને તુજ કાંત,
જ્યહારે ગાઢી નિંદ મહીં તું,
લે તુજ સંભાળ નિતાંત;—
ઊંઘે ઊંઘે વ્હાલી. ૪

આ " શાન્તિ ગીત," ( મ્હાડ ) વાંચતાં રા. નરસિંહરાવની " આ શી ઊંડી રજની ! " ( મ્હાડ ) સાંભર્યા વિના રહેતી નથી. છતાં આમાં એની પોતાની વિશિષ્ટતા સ્પષ્ટ નીકળી આવે છેઃ પત્નીના સુખ માટે પતિની બહુ સંભાળ અને એમાં અભિવ્યંજિત એનો સાચો નિર્વ્યાજ સ્નેહ–આ આખા કાવ્યનો મનોહર આત્મા છે. અને આમ પ્રકૃતિના પટ ઉપર મનુષ્યહૃદયના એક સાદા ભાવનું ચિત્ર બહુ રુચિર રીતે આલેખાયું છે.*

" માડી રે ! મ્હારે ચાંદલિયો થાવું—
ચાંદલિયો થાવું,
ઊંચે ઉંચેરે જાવું—માડી રે !
ના, ના, મ્હારે નથી જોઇતું આવું,
રેમવાને હું નવ આવું;
ના, ના, મ્હારે નથી સહી જ જાવું,
અમીરસ, કહે, ક્યહાંથી લાવું;—માડી રે ! "

ઇત્યાદિ પંક્તિઓથી શરૂ થઈ, સુન્દર મધુરતાથી આગળ વહેતું "ચાંદલીઓ" નામનું કાવ્યઝરણું એના વ્યંગ્યાર્થના ધ્વનિથી અદ્વૈતભાવનાવાળા હૃદયને આનન્દ આપશે.

સ્વદેશપ્રેમી હૃદયને આનન્દ આપે એવું "ગરવી ગૂજરાત" નામનું એક સારું રસાળું કાવ્ય છે તે એની સાદી મધુરતામાં આજ સુધી આ વિષય ઉપર રચાએલાં સઘળાં કાવ્યો કરતાં ચઢી જાય છે:

(મ્હાડ.)

મ્હારી ગરવી ઓ ગૂજરાત રે
સોહે રુડેરી રસાળ!
રમ્ય લીલાં તરુ કેરી ભૂમિ હે
મધુરી ચારૂ વિશાળ,
જનુનિ કોડે લાડ કરીને
ઊછેરે તું કવિબાળ;—મ્હારી૦
નદીતળાવોથી પૂર્ણ ભૂમિ રે
દીનની લેતી સંભાળ,
વ્હાલી મ્હારી તું માતૃ-ભૂમિ હે
સુખ દેતી સહુ કાળ;—મ્હારી૦
વત્સલભાવે ગુંથાયાં પ્રેમે
હું, તું, ભૂમિ રસાળ!
તે દૃઢ બંધ નહિં છોડી સકે રે
મનુજનો હસ્ત કો કાળ;—મ્હારી૦"

સંગ્રહના અન્તભાગમાં ફારસી કવિ હાફીઝનાં બે ચાર કાવ્યોનાં ભાષાન્તર છે. ભાષાન્તર ઠીક છે, પણ ગઝલ સિવાય અન્ય બન્ધ ફારસી વાતાવરણ ઉત્પન્ન કરવામાં ઘણે ભાગે અસમર્થ નીવડે છે એમ મારૂં માનવું છે.

રા. સત્યેન્દ્રરાવની ઉચ્ચ કેળવણી ઘણે ભાગે ગૂજરાત કૉલેજમાં લેવામાં આવી હતી, અને એ દરમિયાન વિદ્યાર્થિ-અવસ્થામાં સત્યેન્દ્રરાવે કૉલેજના મેળાવડા વગેરે વિવિધ પ્રસંગે જે સ્વતન્ત્ર કાવ્યો અને ભાષાન્તરો રચેલાં તે પણ આ સંગ્રહમાં દાખલ કર્યાં છે. એના પ્રસંગનું રા. સત્યેન્દ્રરાવે પ્રસ્તાવનામાં વર્ણન કર્યું છે એ વાંચી મને જૂના દિવસો ગઈ કાલ સમાન-સાંભરી આવે છે. કાળ કેટલી ઝડપથી ઊડતો જાય છે!

આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ.

---

ચોથી કડી સાથે પણ આ કાવ્ય મને ગમે છે, પણ એ મૂકી દઇને વાંચ્યું હોય તો કેવું લાગે? 'વ્હાલી' આ પતિથી લેવાતી સંભાળ સ્વપ્નદ્વારા પણ જાણે નહિ—અને એ સંભાળનાં સાક્ષી પતિનું હૃદય અને આ શાન્ત રાત્રિમાં નભ મધ્યે ચળકતા તારા—એ બે જ રહે તો કેવું?

# ગુજરાતી ભાષાનું બંધારણ.

( અનુસન્ધાન પૃષ્ઠ ૫૨ થી )

હવે રા. બા. રમણભાઇયે વિભક્તિયોના પ્રત્યયોની વ્યુત્પત્તિની ચર્ચા કરીછે તે તરફ વળિયે. એ પ્રત્યયો—

બીજી વિભક્તિનો—ને*

ત્રીજીનો—એ

ચોથીનો—ને

પાંચમીનો—થી

છઠ્ઠીનો—નું ( તણું, કેરું )

સાતમીનો—એ, માં

એમ છે.

ત્રીજી વિભક્તિનો પ્રત્યય ' એ ' તથા સપ્તમીનો ' એ ' એ બેની વ્યુત્પત્તિ મૂળ સંસ્કૃત પ્રત્યયો इन તથા इ ઉપરથી બતાવાઈછે, તે યથાર્થ અને વિવાદહીન છે.

બીજી તેમ જ ચોથી વિભક્તિના પ્રત્યય ' ને ' ની વ્યુત્પત્તિ રા. બ. રમણભાઇયે બે પ્રકારે દર્શાવીછે. એક બીમ્સ બતાવેછે તેમ लागि ( = સુધી ) નું लइ થઈ लै ( નેપાળી ) અને ગુજરાતી ' ને ' એમ; અને બીજી રા. કેશવલાલ ધ્રુવ બતાવેછે તેમ ષષ્ઠીના ' નું ' પ્રત્યયને સપ્તમીનો ' એ ' પ્રત્યય લાગી, ' અમુકને '—યોગે, માટે ઇત્યાદિ જેવા અર્થદ્વારા. આ બેમાંથી રા. કેશવલાલવાળી વ્યુત્પત્તિ મ્હને વધારે સંભવિત અને સુઘટિત લાગેછે. હું એ વ્યુત્પત્તિ રા. કેશવલાલે બતાવી તે પૂર્વે અનેક વર્ષોથી માનતો આવ્યોછું.

---

* બીજી વિભક્તિનો પ્રત્યય ખરું જોતાં છે જ નહિં. " હું ફળ ખાઉંછું." એ જ શુદ્ધ છે: ' હું ફળને ખાઉંછું'—એ અશુદ્ધ છે, વગેરે ચર્ચા રા. બ. રમણભાઇયે કરેલી વિચારપૂર્ણ છે. પરંતુ એટલું ઉમેરવું જોઇયે કે કેટલાક પ્રકારોમાં ' ને ' પ્રત્યય દ્વિતીયાનો સ્વીકારવો જ પડે એમ છે. ઉદાહરણ:—

" હું શું રામશંકરને ખાઈ જવાનો હતો, કે મ્હો બતાવતો નથી ?' અહિં ' રામશંકરને '—એ દ્વિતીયા જ છે અને ' ને ' પ્રત્યય વિના અર્થસિદ્ધિ નથી. તેમ જ " મ્હેં ચાકરને માર્યો "—અહિં પણ ' ચાકરને ' તે દ્વિતીયા તરીકે ઠીક લાગશે; ચતુર્થી તરીકે નહિં. સંપ્રદાનનો અર્થ હેમાં નથી.

ચોથી વિભક્તિના પ્રત્યયને સંબન્ધે એક વાત રા. બ. રમણભાઇયે નોંધી નથી તે નોંધવા લાયક ધારી અહિં છેડુંછું. પ્રથમ તથા બીજા પુરુષનાં સર્વનામને અંગે ચોથી વિભક્તિમાં બે પ્રકારનાં રૂપ થાયછે; 'ને,' પ્રત્યય લાગીને અને પ્રાકૃતમાં 'હું' પ્રત્યય-વાળું ષષ્ઠીનું રૂપ બનેલું તે ઉપરથી આવેલા રૂપથી;—મ્હને—મ્હારે; ત્હને—ત્હારે; હમને હમારે; તમને—ત્હમારે;—એમ આ હું પ્રત્યયવાળું રૂપ સ્પષ્ટ રીતે ષષ્ઠીવાળું હોઈ ત્હેને સપ્તમીનો 'એ' પ્રત્યય લાગી ચતુર્થીનાં રૂપ થયાંછે. ત્હેના સામ્યથી 'ને' પ્રત્યયની વ્યુત્પત્તિ ષષ્ઠીના 'નું'+સપ્તમીનો 'એ' ઉપરથી કાઢવાને પુષ્ટિ મળેછે. બીજું નોંધવા જેવું છે તે એ કે રૂઢિબળે આ બે પ્રકારનાં રૂપોના વિનિયોગ અને અર્થમાં ફેર હોયછે. નીચેનાં ઉદાહરણોથી એ સ્પષ્ટ થશેઃ—

૧. 'મ્હને ૧૦૦) રૂ. આપો'—અહિં સંપ્રદાને ચતુર્થી સ્પષ્ટ છે.

૨. મ્હને ગોધરા ગમેછે;
૩. મ્હને લાડુ ભાવેછે;
} — રુચિના અર્થવાળા શબ્દને યોગે ચતુર્થી.

('મ્હને ખીલો વાગેછે,—કાંટો ખૂંચેછે,—ગૂમડું દૂખેછે'—ઇત્યાદિમાં તો 'મ્હને' તે કર્મણિ દ્વિતીયા જ સ્પષ્ટ રીતે છે.)

૪. 'મ્હને રોજ બપોરે ઊંઘવાની ટેવ છે.'—અહિં અભ્યાસાર્થે સંપ્રદાનમાં ચતુર્થી ગણવી યોગ્ય છે. આ ગુજરાતી રૂઢિનું જ બળ છે.

'મ્હને ઊંઘ આવેછે'—અહિં પણ ઊંઘની પ્રાપ્તિનો અર્થ છે તે રીતે સંપ્રદાને ચતુર્થી જ ગણવી ઠીક છે.

૫. મ્હને રમણભાઇયે વાત કહી.'—અહિં દ્વિતીયા ગણવી કે ચતુર્થી ? દ્વિતીયા જ ગણવી ઠીક છે; 'કહેવું'—એ ધાતુને દ્વિકર્મક ગણવો. અથવા તો વાતનું જ્ઞાન આપવાના અર્થની દૃષ્ટિયે સંપ્રદાન ગણો તો ચતુર્થી પણ અયોગ્ય નહિં થાય.

આ સર્વ પ્રકારનાં વાક્યોમાં 'મ્હને' ને ઠેકાણે 'મ્હારે' નહિં કહેવાય. દક્ષિણના લોકોને ગુજરાતીની આ વિશિષ્ટ રૂઢિનો પરિચય થવો કઠણ પડેછે, અને મરાઠીમાં તો દ્વિતીયા તેમ જ ચતુર્થી માટે પ્રત્યય એક સરખો (પ્રથમ તથા બીજા પુરુષવાચક સર્વનામમાં પણ) હોવાથી, "હું ત્હમારે કહ્યું' તું"—હેવાં રમૂજી વાક્યો એ લોકોને મુખેથી સાંભળીયેછે.

૬. મ્હારે ઘી જોઇયે છિયે;

૭. મ્હારે ખાવુંછે;

૮. મ્હારે રોજ ન્હાવાની જરૂર છે.

અહિં મ્હારા હિતાર્થે એમ અર્થ કરીને કે કોઇ રીતે સંપ્રદાનનો અર્થ લગાડી ચતુર્થી ગણવી જોઇયે.

આ પ્રકારનાં ઉદાહરણોમાં 'મ્હારે' એ ઠેકાણે 'મ્હને' નહિં કહેવાય. પારસી અને મુંબાઈગરી બોલીમાં એ 'મ્હને' વાળો અશિષ્ટ પ્રયોગ શ્રવણે પડેછે. "મ્હારે ખાવુંછે; મ્હને ભૂખ લાગીછે."—આટલું વાક્ય સ્મરણમાં રાખ્યાથી રૂઢિએ ઉત્પન્ન થતો આ ભેદ મન ઉપર છપાશે.

પરંતુ કેટલેક સ્થળે એ જ રૂપ (મ્હારે—ઇત્યાદિ) કર્તરિ બનેછે. ઉદાહરણ:—

૯. મ્હારે અભ્યાસ કરવો જોઇયે;

'મ્હારે' જેવા પ્રયોગ કર્તરિ છે કે સંપ્રદાને છે તે જોવા માટે કસોટી તે સ્થળે એકાદ નામ મૂકી જોવાથી જડેછે, ઉદાહરણ:—

૧૦. મ્હારે / રાજારામે } અભ્યાસ કરવો જોઇયે; (કર્તરિ)

૧૧. મ્હારે / રાજારામને } ખાવુંછે;—(સંપ્રદાને)

૧૦ મા ઉદાહરણમાં રાજારામે એ કર્તરિ તૃતીયા ઉપરથી 'મ્હારે' એ ચતુર્થીનો કર્તરિ અર્થ જણાયો.

૧૧ મામાં 'રાજારામને' એ ચતુર્થી ઉપરથી સંપ્રદાનનો અર્થ 'મ્હારે' નો જણાયો.

આ પ્રકારોમાં 'મ્હારે' કર્તરિ તૃતીયા છે એમ કહેવામાં સારસ્ય જણાતું નથી. વિભક્તિતો સ્પષ્ટ ચતુર્થી જ અને અર્થ કર્તરિ એમ જ દર્શન ઠીક છે.

સપ્તમીનો 'માં' પ્રત્યય મધ્યે ઉપરથી આવ્યોછે એમ રા. બ. રમણભાઇએ તથા તે પૂર્વે રા. કેશવલાલે બતાવ્યુંછે. એ બહુ રીતે સુસંભવિત અને ઘટિત લાગેછે. પરંતુ મધ્યનું બહુ ભાગે મજ્ઝ રૂપ પ્રાકૃતમાં છે તે તજીને 'માંહ' એમ હકારની સ્થિતિ કલ્પવી પડેછે, એ જરાક ક્ષતિ જેવું લાગશે. તો પણ એ રીતની જુદી પ્રણાલીમાંથી શબ્દોનો માર્ગ જતો અનેકવાર જોવામાં આવેછે તેથી, અને 'માંહિં, માંહે' તે તો મધ્યે ઉપરથી

છે એ નિર્વિવાદ છે તેથી આ બહુ સબળ વાંધો નહિં ગણાય. વળી **मज्झ** થયા પછી **झ** કારનો **ह** થયો હોય તે પણ અસંભવિત નથી. પરંતુ સંસ્કૃતમાં સર્વનામો માટે સપ્તમીનો પ્રત્યય **स्मिन्** છે તે ઉપરથી 'માં' શા માટે ના આવ્યો હોય? એ પ્રત્યયનું **म्मि** એમ પ્રાકૃતમાં રૂપાન્તર થાયછે (સિ. હે. ૮-૩-૫૯); અને અકારાન્ત તેમ જ ઇકારાન્ત ઉકારાન્ત નામની આગળ સપ્તમીનો પ્રત્યય **म्मि** વિકલ્પે થાયછે (સિ હે. ૮-૨-૧૧ તથા ૮-૧-૧૨૪). હિન્દીમાં એ પ્રત્યયનો **में** અને ગુજરાતીમાં 'માં' એમ રૂપો થયાં એમ કલ્પના કરી સકાય. પરંતુ ખાતરીથી કહેવું કઠણ છે.§

**પંચમીનો પ્રત્યય 'થી'**—આ સંસ્કૃત **तस्** ઉપરથી આવ્યાની કલ્પના એક છે (**બીમ્સની**). રા. કેશવલાલે 'મુગ્ધાવબોધ ઔક્તિક' ઉપર કરેલી ચર્ચામાં **स्था** ઉપરથી વ્યુત્પત્તિ કાઢીછે. રા. કેશવલાલની વ્યુત્પત્તિ વધારે સંભવિત લાગેછે. "ચાકર ગામથી આજ આવ્યો"—એ વાક્યનો પૂર્વરૂપ ક્રમ—"ચાકર (પૂર્વે) ગામ છતાં આજ આવ્યો"—"ગામ હતો (**स्थितः**) તે આજ આવ્યો."—આ રીત્યનો સંભવેછે. "હું મુંબાઇ **થઈને** આવ્યો", "હું સુરત **થતો** આવ્યો"—એ વચનો આ સંબન્ધે ખાસ સરખાવવાનું રા. કેશવલાલે સૂચવ્યુછે. આ 'થઈને'—ના પ્રયોગ ઉપરથી મરાઠીના પંચમીના પ્રત્યય '**हून**' ની વ્યુત્પત્તિ જડે એમ છે. **होऊन** (= થઈને); **गांवाहून आला**—અહિં **होऊन** શબ્દમાંથી **हून** પ્રત્યય થયેલો જણાશે. રા. કેશવલાલ આ **हून** પ્રત્યયને **भू** ઉપરથી આવેલો ગણેછે તે તો ખરોબર છે,—પરંતુ વિકારી પ્રત્યય હોવાનો ભાસ હેમને થાય છે તે કેમ તે સમઝાતું નથી. તેમ જ **भू** ઉપરથી સાક્ષાત્ નહિં, પણ મરાઠીમાં **भू** ઉપરથી આવેલા **हो** ધાતુ ઉપરથી જ **होऊन** એ અવ્યય કૃદન્તમાંથી આવ્યોછે એ તરફ હેમનુ લક્ષ ગયુ લાગતું નથી. આપણો પ્રત્યય 'થી' † **स्था**ના **स्थित** ઇત્યાદિ રૂપમાંથી આવ્યો તે તરફ લક્ષ રાખી રા. બ. રમણભાઈ કહેછેઃ—"સંસ્કૃત પ્રત્યયપરથી "થી' ની

---

§ પાછળ સમસ્તવ્યસ્ત દશાની ચર્ચામાં **मध्ये** વાળી વ્યુત્પત્તિ સ્વીકાર્ય માનીછે; પરંતુ ત્હાં આ સંશય ફૂટનોટમાં નોંધ્યોછે. તે જુવો.

† સ્વ. વ્રજલાલ શાસ્ત્રી 'થ' ધાતુની વ્યુત્પત્તિ સં. **अस्** ના **अस्ति**, પ્રા. **अत्थि** માંથી કાઢેછે. **अस्ति**ના આદિ અકારનો લોપ, **स्त**નો **थ** અને તે ઉપરથી—ક્રમથી 'થવું' નો ધાતુ 'થ' કલ્પાયો,—એમ એઓ કહેછે. (ઉત્સર્ગમાળા, પૃષ્ઠ ૧૦૨—૩). આ કલ્પના દૂષિત લાગેછે. **स्त**નો **थ** થાયછે તે સામ્યથી જ છેતરાઈને આ કલ્પના ઊભી કરી હશે. બાકી **त्थि** માં માત્ર વર્તમાનકાળ તૃતીય પુરુષ એક વચનનું જ રૂપ છે ત્હેમાં બીજાં રૂપાન્તરોના પ્રસંગ વિના ધાતુ ગૂઢ રહેલાનો ભ્રમ અસંભવમૂલક છે; તેમ જ 'થવું' નું વધારે પ્હેલાનું રૂપ 'થાવું' (જે હજી પણ ક્વચિત્ પ્રચરિત છે તે) છે, અને ક્રિયાપદના આ રૂપમાં ધાતુ બહુધા દેખા દેછે ('વું—અવું' પ્રત્યય કાઢી નાંખતાં રહેલો ભાગ તે ગુજરાતીમાં ધાતુ એ સ્થૂલ ધોરણ છે), ઇત્યાદિ વાતો લક્ષમાં લેતાં **स्था** ઉપરથી જ

વ્યુત્પત્તિ થઈ જ નથી; અને 'થી' તે પ્રત્યય નહિં પણ ઉપસર્ગ છે." આ વિશે પુનરુક્તિ કરવાની જરૂર નથી—કે મૂળ પ્રત્યય ઉપરથી આવે તો જ પ્રત્યય કહેવાય એમ નિયમ નથી; પૂર્ણ શબ્દ ઉપરથી ઘસાતાં ઘસાતાં આવેલાં રૂપો પણ પ્રત્યય બની જાયછે;—એ પાછળ આપણે પૂરેપૂરું જોઈ ગયા છિયે. અંગ્રેજીમાં છઠ્ઠી વિભક્તિનો પ્રત્યય 's છે તે 'his' ઉપરથી છે; માટે શું તે પ્રત્યય નહિં ગણાય? એ 's નું જીવન શબ્દરૂપે (તે પ્રસંગમાં તો) લુપ્ત જ થયું અને નામાદિકને વળગીને જ ટકનાર પ્રત્યય રૂપે જ રહ્યું—એ ખરું દર્શન છે.

**પષ્ઠીનો પ્રત્યય–નું**—આ પ્રત્યય પ્રાકૃતમાં વપરાતા સંબન્ધવાચક **तण** પ્રત્યય ઉપરથી આવ્યાનું રા. બ. રમણભાઇયે બરોબર જ સ્વીકાર્યુંછે. માત્ર એ સંબંધે એક બે વિશેષ વાત કહેવાની જરૂર છે. **तण** નો તકાર અનાદિ અસંયુક્ત હોવાથી લુપ્ત થયોછે તે તત્ત્વ ખરું બતાવ્યુંછે. પરંતુ પ્રાકૃત વ્યાકરણમાં બતાવેલા એ નિયમ પ્રમાણે પ્રાકૃતમાં જ તકારનો લોપ થયોછે એમ કહેવાનો ઉદ્દેશ નહિં હોય એમ આશા છે. કેમકે પ્રાકૃતમાં એમ લક્ષણપ્રાપ્ત શબ્દોમાં વળી આગળ ફેરફાર થાય એમ બહુધા નથી. માત્ર એ લોપનું તત્ત્વ પ્રાકૃતથી વળી આગળ વધતાં પ્રવૃત્ત થયું એટલું જ કહેવાનું હશે એમ ધારુંછું. બીજું, 'મુગ્ધાવબોધ ઔક્તિક' માં **तणउ, तणउं** અને **नउ**, એ ત્રણ રૂપ છે એમ રા. બ. રમણભાઈ બતાવેછે; ત્હેમાં એમ બતાવવું જરૂરનું છે કે **तणउ** તે નરજાતિનું અને **तणउं** તે નપુંસકનું રૂપ છે.

ગુજરાતીની સરખામણીમાં હિન્દીમાં વિભક્તિભેદ ઓછા છે એમ રા. બ. રમણભાઈ કહેછે તે બહુ અંશે ખરું સ્વીકારીશું; પરંતુ જ્હારે એઓ કહેછે કે નારીજાતિ પણ પ્રાણીઓમાં જ જરૂરની ગણી, પદાર્થોમાં એ ભેદ નથી ગણ્યો, તેમ જ પ્રાણીઓમાં પણ નરનારી જાતિનો ભેદ બહુ જરૂરનો હિન્દીમાં ગણાતો નથી, અને ઉદાહરણ આપેછે કે **ओरत आई** પણ કહેવાય અને **ओरत आया** પણ કહેવાય, ત્હારે તો આશ્ચર્ય જ લાગેછે. **हमारा कलम, श्री रामचन्द्रका पादुका**,—એમ કદી ખરી હિન્દીમાં નહિં બોલાય; **हमारी कलम, श्रीरामचन्द्रकी पादुका**—એ જ ખરું હિન્દી છે; તે જ રીતે **ओरत**

---

આ 'થવું' કાઢવો વાજબી લાગેછે. स्थाना तिष्ठति એ સંસ્કૃતરૂપનું પ્રાકૃત **ठाइ**, ગુજ. થાય; स्थितः (સં.) પ્રા. **थिओ**—ગુજ. (પ્રાચીન) થિયો, (હાલનું) થયો. આ છેવટના રૂપમાંથી 'થવું', અને 'થાય' માંથી 'થાવું' એમ ધાતુકલ્પનાનાં સાધનભૂત રૂપ થયાં. **याति—जाइ**—જાય; ધાતુ—જા (જાવું—જવું);—તે સરખાવો. ત્હેમાં **गतः—गओ**—ગયો; એ સ્થિતિમાંથી 'ગવું' ન થતાં, 'જાય' અને 'ગયું' એ બેને સાથે મૂકી **ग** નો **ज** જોડેનો વાગ્વ્યાપારગત સંબન્ધ કામમાં આણીને **ग** તે **ज** નો થયેલો માની લઈ 'જવું' થયેલું; જો કે **गम** અને **या** બંને ગત્યર્થક પરંતુ જુદા જુદા ધાતુ ઉપરથી 'ગયો' અને 'જાય' એ મૂળમાં તો આવેલા.

માયા એ પણ અશુદ્ધ હિન્દી જ છે. આ અશુદ્ધ પ્રકાર હિન્દુસ્તાનના અંગ્રેજોની કામચલાઉ હિન્દુસ્તાનીમાં જ નજરે પડેછે. એ લોકોએ સરલતા ખાતર નારીજાતિના પ્રત્યયને ઠેકાણે પણ નરજાતિનો ચલાવી દેવાની અશુદ્ધિ સ્વીકારીછે. બીમ્સે પોતાના વ્યાકરણના પ્રથમ ખંડના પૃષ્ઠ ૫૦ મામાં હિન્દીમાં નારીજાતિના રૂપનો ત્યાગ સામાન્ય વ્યવહારમાં થાયછે એમ કહ્યુંછે; તે પણ આ અંગ્રેજી-હિન્દુસ્તાનીના આધારે કહ્યું હોય તો ભલે, બાકી તો તે વસ્તુસ્થિતિથી વિરુદ્ધ લાગેછે. શિષ્ટ હિન્દીમાં કદી આ અશુદ્ધિને સંમતિ અપાય એમ લાગતું નથી. ખંડ ૨ પૃષ્ઠ ૧૪૭ મે પણ વળી એ કહેછે કે હિન્દી બોલનારાઓનો સામાન્ય વર્ગ સ્ત્રીલિંગના ઉપયોગની બાબતમાં બહુ બેદરકાર હોયછે. પરંતુ આ અધકચરા વચનની બાબતમાં પણ શઙ્કાને અવકાશ છે.

ગુજરાતીમાં ઓકારાન્ત અને અકારાન્ત નરજાતિના શબ્દોના સ્વરૂપભેદનું નિદાન બતાવતાં રા. બ. રમણભાઈ બે મતોના નિર્દેશ કરેછે*—એક ડૉક્ટર હૉર્નલનો અને બીજો બીમ્સનો; અને પોતે બીમ્સના મતને સ્વીકારેછે. એ બે મતની મતલબ આટલી જ છેઃ—ડૉ. હૉર્નલને મતે પ્રાકૃતમાં નામને ઘણે ભાગે क પ્રત્યય લાગેછે તે ઉપરથી ગુજરાતીમાં ' ઓ ' થયોછે; બીમ્સને મતે क પ્રત્યયનો સંબન્ધ કશો નથી, સંસ્કૃતમાં સ્વરભાર ( accent ) ના તત્ત્વનું પરિણામ ઓકારાન્ત શબ્દમાં જણાયછે, એટલે કે અન્ત્ય સ્વર ઉપર ભાર હતો ત્હાં ઓકારાન્ત શબ્દો ગુજરાતીમાં થયા, અને ઉપાન્ત્યસ્વર ઉપર ભારવાળા શબ્દો ગુજરાતીમાં અકારાન્ત રહ્યા.

પરંતુ મ્હારી અલ્પમતિમાં આ બીજો મત ઉતરતો નથી; મ્હને તો ડૉ. હૉર્નલનો મત વધારે સંભવપુષ્ટ લાગેછે. એ મતને વિશેષ ખીલાવીને જણાવવાની જરૂર છે. અપભ્રંશમાં બહુ ભાગે, અને પછી જૂની ગુજરાતીમાં, સંસ્કૃત અકારાન્તના પ્રથમાના એકવચનના રૂપને પ્રસંગે क પ્રત્યય લાગીને પ્રાકૃતના अओ ને સ્થાને अउ હેવું રૂપ થાયછે, તે દ્વારા ગુજરાતીમાં ઓકારાન્ત નરજાતિના શબ્દો બન્યાછે; અને એ જ મૂળ શબ્દોનાં માત્ર उ-કારાન્ત રૂપ પણ પ્રાકૃતાદિકમાં થાયછે તે દ્વારા અકારાન્ત નરજાતિના ગુજરાતી શબ્દો થયાછે. સ્વરભારના મતના ખંડનમાં એક દલીલ, અને આ क-પ્રત્યયની પુષ્ટિમાં એક દલીલ, ઉદાહરણો સહિત આપીશું:—

( ૧ ) સ્વરભાર હોવા ન હોવા ઉપર ' ઓ ' અને ' અ ' અન્તે આવવાનો આધાર હોય, તો એકના એક જ સંસ્કૃત શબ્દ ઉપરથી ગુજરાતીમાં ઓકારાન્ત તેમ જ અકારાન્ત એમ બંને પ્રકારના શબ્દો—અલબત ઘણે ભાગે જુદા જુદા અર્થના, પરંતુ એક જ મૂળમાંથી આવેલા શબ્દો—બનેછે હેનું શું કારણ બતાવી સકાશે?

* ' જ્ઞાનસુધા ' પૃષ્ઠ ૮૨—૮૩.

ઉદાહરણ:—

| | | | | |
|---|---|---|---|---|
| ૧. | કાનો—કાન, | સં. | कर्णः | ઉપરથી |
| ૨. | હાથો—હાથ, | સં. | हस्तः | „ |
| ૩. | પાયો—પાય, | સં. | पादः | „ |
| ૪. | ભારો—ભાર, | સં. | भारः | „ |
| ૫.× | વાંસો—વાંસ, | સં. | वंशः | „ |
| ૬. | રસો—રસ, | સં. | रसः | „ |
| ૭. | કાળો—કાળ, | સં. | कालः | „ |
| ૮. | પથરો—પથ્થર | સં. | प्रस्तरः | „ |
| ૯. | ગાભો—ગાભ, | સં. | गर्भः | „ |
| ૧૦. | દાંતો—દાંત, | સં. | दन्तः | „ |

( ૮ મા ઉદાહરણમાં ' પથરો ' તેમ જ ' પથ્થર ' બંને એક જ અર્થના છે; બાકીના બધામાં જુદા જુદા અર્થ થાયછે. )

અહિં એમ સમાધાન કરવા જઈશું કે અર્થભેદ છે તે ઉપરથી અનુમાન કરી સકાય કે એક અર્થને પ્રસંગે સ્વરભાર અન્ત્યસ્વર ઉપર અને બીજા અર્થને પ્રસંગે તે ઉપર ભાર નહિં એમ ગુણમાં હશે. પરંતુ એ કલ્પના માટે પ્રમાણ કાંઈ બતાવાય નહિં ત્યાં સુધી તે સ્વીકારતે વિચાર પડે. તેમ વળી ' પથ્થર '—' પથરો ' એ પ્રકારના ઉદાહરણમાં અર્થભેદ છે જ નહિં ત્યાં એ સમાધાન શી રીતે કામ આવશે ?

(૨) क પ્રત્યયની કલ્પનાને પુષ્ટિ આપનાર પ્રમાણો જોઇયેઃ—

(a) પ્રાકૃતમાં ઘોડો—અપભ્રંશમાં ઘોડુ અને ઘોડઉ-પ્રાચીન ગુજરાતીમાં 'ઘોડઉ'; એમ સંસ્કૃત અકારાન્તના પ્રથમા એકવચનનાં રૂપો પ્રાચીન ગુજરાતીમાં અઉ વાળાં હમેશાં નજરે પડેછે; અર્થાત્ પ્રાકૃત ઓકારાન્તના ઉપરથી સાક્ષાત્ તો આધુનિક ગુજરાતી ઓકારાન્ત રૂપો ના જ આવેલાં. તો એ અઉની બે રીતે વ્યુત્પત્તિ સંભવેઃ—

× वंशः ( સં. )=૧ વાંસ; ૨. કરોડ ( back-bone); તે ઉપરથી પછી ગુજરાતીમાં ' વાંસો ' ( back )

( ૧ ) ઓના અ—ઉ એમ બે અવયવ છૂટા પડી ગયા;—આ કલ્પના સંભવિત ઓછી લાગેછે; ઔનો પ્રાકૃતમાં અઉ એમ થાયછે; એ માટે તેમ જાણ્યું નથી; તેમ તે તત્ત્વ જાતે પણ નવીન અને નિરાધાર લાગેછે;

(૨) સંસ્કૃતમાં क પ્રત્યય લાગીને પછી અપભ્રંશમાં अकः નું अउ રૂપ થયું. આ પક્ષ માટે આધાર સંપૂર્ણ છે. સિં. હે. ૮–૪–૩૩૧ **स्यमोरस्योत्** પ્રમાણે અકારાન્તના અન્ત્ય અનો ઉ થાયછે ( પ્રથમા દ્વિતીયા એકવચનમાં ); તે રીતે क પ્રત્યય સહિત શબ્દને પ્રસંગે—+ **घोटकः**—**घोडउ** થઈ ' ઘોડો ' થયું; અને क પ્રત્યયરહિત શબ્દ લેતાં—**शब्दः**—**सद्दु**—સાદ; **कर्णः**—**कण्णु**—કાન; હેવાં રૂપ થયાં.

(b) આ અઉ મારફત ઓકારાન્ત શબ્દો જોવાથી ગુજરાતીમાં ઓકારાન્ત નરજાતિના શબ્દોનો છેવટના ઓકારનો ઉચ્ચાર સંવૃત નથી થતો પરંતુ વિવૃત થાયછે, અથવા તો ( શબ્દને અંતે આવવાને લીધે ) અર્ધવિવૃત થાયછે, તે સ્થિતિનો ખુલાસો મળેછે, જે સ્વરભારને લીધે સાક્ષાત્ જ આવેલો કલ્પેલા ઓકારમાંથી નથી મળી સકતો; કેમકે તે ઓકારનો ઉચ્ચાર તો સંવૃત જ હોય.

( અપૂર્ણ. )

નરસિંહરાવ ભોળાનાથ.

---

# આર્યધર્મમાં રહેલી બુદ્ધિભાવના.×

( Rationalism in Aryan Religions. )

યુરોપમાં બુદ્ધિવાદની ઉન્નતિના ઇતિહાસ લેખક લેકી લખે છે કે જુદા જુદા જમાનાના વિચારોને તટસ્થ રીતે એકત્ર કરવાની તર્કબુદ્ધિ ઘણે ભાગે તત્ત્વવેત્તાઓમાં જ જણાઇ આવે છે. તત્ત્વવેત્તાઓ હમેશાં એટલી બધી ઉંચાઇયે રહે છે કે સામાન્ય જનસમૂહ ભાગ્યે જ તેમને પહોંચી શકે છે. તેમના સિદ્ધાંતો અને વિચારો સામાન્ય વર્ગને સમજાવવા ઘણા કઠણ પડે છે. તોપણ એટલું તો ખરૂં જ છે કે એક જમાનામાં જે તત્વવિચારો વિદ્વાનોમાં પ્રસરેલા હોય છે તે વિચારોની અસર તે જમાનાના સામાન્ય જનસમૂહમાં ઘણી

---

+ **घोटकः** એ શુદ્ધ સંસ્કૃત નહિં પણ સંસ્કૃતીકૃત દેશ્ય શબ્દ છે; છતાં મૂળ લેખમાં એ ઉદાહરણ લીધુંછે તે જ અહિં સ્વીકારીને લીધુંછે.

× " ભરતખંડના વીસ મહાન્ પુરૂષો " માટે માગેલો લેખ. વિ. ક. ધ્રુવ.

માલૂમ પડે છે, તત્વચિંતકો જનસમૂહને ઉત્તેજન આપે એવું તત્વસાહિત્ય તે જમાનાના કવિઓ, ઇતિહાસકારો વૈજ્ઞાનીઓ અને સાહિત્યકારોને પૂરૂં પાડે છે. એટલે અતિ પ્રાચીન યુગ કે જેનો કંઇપણ પદ્ધતસર ઇતિહાસ માલૂમ પડી આવતો નથી પણ જેનો છુટો છ-વાયો ખ્યાલ તે યુગનાં મળી આવતાં થોડાં ઘણાં સાહિત્ય ઉપરથી જ માત્ર લઈ શકાય છે તે યુગમાં તે યુગના તત્વચિંતકને અગ્રસ્થાન મળે છે. આવાજ કંઇક સિદ્ધાંત ઉપર "ભરતખંડના વીસ મહાન્ પુરૂષો" વિષેના વિદ્વાનોના આ પત્રમાં એકત્ર કરેલા મતોનું પરિણામ દેખાય છે. ભરતખંડનો ઇતિહાસ અતિ પ્રાચીન વેદકાળથી શરૂ થાય છે. આ યુગની ચોકસ તારીખ નક્કી કરવી ઘણી મુશ્કેલ છે તોપણ ઈ. સ. પૂર્વે ૫૦૦૦ થી ૨૦૦૦ સુધીનો આ યુગ ગણી શકાય. હિંદમાં આવેલા આર્યો ઘણાજ સાદા પણ સ્વાભાવિક બુદ્ધિના હોઈ તેમની ધર્મભાવના ઘણી સરળ અને સહેલી હતી. કુદરતના પ્રત્યેક દેખાવતરફ તેમની ધર્મવૃત્તિ પ્રેરાયલી હતી. આકાશ અને પૃથ્વીપરના તમામ કુદરતી દેખાવોની ધર્મ-શ્રદ્ધાથી પૂજા થતી હતી. સૂર્ય સર્વ સુખોના દાતા તરીકે પૂજાતો હતો. વરૂણ જલના દેવ તરીકે પૂજાતો હતો અને ઇન્દ્ર મેઘવૃષ્ટિ લાવનાર દેવ તરીકે મનાતો હતો. અગ્નિ અને સોમ સર્વ યજ્ઞના અધિષ્ટાતા દેવો હતા. આ કુદરતી દેવોની ધર્મશ્રદ્ધાથી થયેલી સાદી પ્રા-ર્થનાઓ વેદમાં મળી આવે છે. આ સાદા યુગમાં પણ ઉંડું મનન કરનારા વિદ્વાનોએ તત્વ-ચિંતન કર્યું છે અને તેમને સર્વ જગતમાં અને દેવલોકમાં પ્રવર્તી રહેલી ચેતનામાં "આત્મા" નું દર્શન થયું હતું.

વેદના આ યુગ પછી "બ્રાહ્મણ" યુગની શરૂઆત થઈ કહેવાય. વેદની સાદી અને સરળ પ્રાર્થનાઓને ધાર્મિક આડમ્બરનું સ્વરૂપ આપી વેદવાક્ય ઉપર પુષ્કળ વિવેચન કરી નવ નવી ધાર્મિક ભાવના આ યુગમાં જાગૃત થઈ હતી અને વેદ ઉપરથી ધાર્મિક વિધિ અને તત્વચિંતન આ યુગમાં શરૂ થયાં. દેવની આરાધના માટે અનેક વિધિયો ઉત્પન્ન કરી વિદ્વાન બ્રાહ્મણ વર્ગે તેમની શ્રેષ્ટતા જનસમૂહ ઉપર મેળવી પોતાનું વર્ચસ્વ વંશપરંપરા માટે સ્થાપિત કર્યું. "આત્મા" નું મૂળ સ્વરૂપ વધી સર્વ જગતની પ્રવૃત્તિનું આદિ કા-રણ "બ્રહ્મ" માં દેખાયું હતું અને આ "બ્રહ્મ" ની સર્વ શકિત "બ્રહ્મા" માં પ્રે-રાઈ હતી અને આ "બ્રહ્મા"ના મનુષ્યજાતિમાં પ્રતિનિધિ "બ્રાહ્મણ" થયા હતા, "બ્રાહ્મણ" યુગમાં આ પ્રમાણે "બ્રાહ્મણો" એ પોતાની શ્રેષ્ટતા સ્થાપવા યજ્ઞ યજ્ઞાદિની અનેક ધર્મની વિધિયો રચવામાં વખત કાઢયો હતો ત્યારે તત્વચિંતકો કંઈ સુઈ રહ્યા ન હતા. "આત્મા"નું ખરૂં સ્વરૂપ શું છે એ આ યુગમાં મોટો તત્વપ્રશ્ન હતો. આ પ્રશ્નમાં જ દુનીયામાં સૌથી શ્રેષ્ટ મનાતા ઇશ્વિર જ્ઞાન સંબંધી તત્વવિચારોથી ઉભરાતાં ઉ-પનિષદોની ઉત્પત્તિ છે. અને હિંદુસ્તાનના તત્વજ્ઞાનનો મૂળ પાયો આ ઉત્તમ ગ્રન્થોમાં છે. બ્રાહ્મણોની વૃત્તિને અનુકૂળ તત્વવિચાર યોગદર્શનમાં જોવામાં આવે છે અને કર્મક્રિયા કર્યાથી અને શરીરને અનેક કષ્ટ આપનારા યોગ-પ્રયોગો કરવાથી "બ્રહ્મ" ની પ્રાપ્તિ થઈ શકે છે એવા વિચારો આ દર્શનમાં પતંજલિ વિગેરે તત્વચિંતકોએ દર્શાવ્યા છે. પણ આ યુગમાં ખરેખરૂં તત્વચિન્તન સાંખ્ય દર્શનમાં મળી આવે છે. કેમકે સર્વ વિચારોનો

આધાર કોઈપણ અનિયંત્રિત પ્રમાણ પર રાખ્યા શિવાય માત્ર અનુભવથી સિદ્ધ થઈ શકે એવા નીતિતત્વ શોધવા પ્રત્યે સર્વ બુદ્ધિનો ઉપયોગ આ તત્વજ્ઞાનમાં કરવામાં આવ્યો છે આ મહાન્ બુદ્ધિદર્શનના અધિષ્ઠાતા કપિલ મુનિ હતા અને તેમણે બ્રાહ્મણોને અરૂચિકર તત્વ અત્યંત નિષ્પક્ષપાતપણે બહાર મુકયું છે. તેણે અખિલ વિશ્વના સર્વ પદાર્થો "જડ" અને "ચિત્" ના બે પરસ્પર વિરોધી તત્વોના બનેલાં છે એવું દર્શાવ્યું છે. અને સર્વ જડની ઉત્પત્તિ જડમાંથી થાય છે અને ચિતની ઉત્પત્તિ ચિતમાંથી થાય છે આ પ્રમાણે સર્વ વિશ્વનું આદિકરણ ચેતનામય સર્વવ્યાપી ચિત્ જે "બ્રહ્મ" ના નામે ઓળખાય છે તે એકલું ન હોતાં જડનું પણ વિરોધી કારણ તેની સાથેજ મુકયુ હતું. આ વાદ જો કે ધાર્મિક ભાવનાને અરૂચિકર છે તોપણ માત્ર બુદ્ધિથી જે તર્ક કરી શકાય એવી તત્વની ખરી સ્થિતિ કંઈપણ આંચકા શીવાય બહાર મુકવામાં જ આ મહામુનિની ખ્યાતિ છે. સાંખ્યના દ્વૈતમત વિષે આ ઠેકાણે વધારે બોલવાનું કારણ ન હોવાથી માત્ર એટલુંજ કહેવું બસ છે કે આ તત્વવિચારોમાં સમાયેલી વૈજ્ઞાનિક બુદ્ધિભાવના બીજા કોઈપણ આર્ય તત્વજ્ઞાનમાં ભાગ્યે જોવામા આવતી હશે. આ તત્વવિચારો જો કે સામાન્ય જનસમાજ પર પ્રત્યક્ષ રીતે અસર કરી શકતા નથી તોપણ સમાજને પરોક્ષ રીતે પણ તેની કાળે કરીને અસર થયા વિના રહેતી નથી. આ પ્રમાણે બ્રાહ્મણોના ધાર્મિક આડમ્બરોથી અંજાઇ ગયેલા જનસમાજના બ્રાહ્મણ યુગમાં બુદ્ધિ ભાવનાયે અંધશ્રદ્ધાને નિષેધ કરનારૂં તત્વ જન્મ પમાડયુ હતું. યજ્ઞયાગાદિ પ્રત્યે અરૂચિ ઉત્પન્ન કરવામાં આ વિચારો કારણભૂત થયા. ક્ષત્રિય વૈશ્ય અને શૂદ્રો ઉપર વર્ચસ્વ ભોગવતા બ્રાહ્મણો પ્રત્યે એક પ્રકારનો તિરસ્કાર ઉત્પન્ન થયો બ્રાહ્મણોની જનસમાજના મોટા ભાગને આ જન્મમાં તો ગુલામગીરી કરી બ્રાહ્મને સતુષ્ટ કરી આવતા જન્મમાં બ્રાહ્મણ અવતાર મેળવવાની આશાઓ બતાવવામાં આવતી હતી. બ્રાહ્મણોને પાળનારા અને આર્ય ભૂમિપર સ્વપરાક્રમથી રાજ્ય કરનારા ક્ષત્રિયો પણ બ્રાહ્મણોના અતિશય ત્રાસથી કંટાળ્યા હતા. આવી જનસમાજની સ્થિતિમાં આશરે ઈ. સ પૂર્વે ૫૦૦ માં હિમાલયની તળેટીમાં આવેલા શાકય વંશના નાના રાજ્યના રાજકર્તાને ત્યાં ગૌતમ બુદ્ધનો જન્મ થયો હતો. અને આ મહાન્ પુરૂષે જનસમાજની અધમ સ્થિતિ સુધારી ખરૂં ધર્મજ્ઞાન તેમને આપવા રાજ્યવૈભવનો ત્યાગ કરી આખું જીવન અર્પણ કર્યુ હતું. તેનો ધર્મોપદેશ સામાન્ય જનસમાજમાં એટલો તો લોકપ્રિય થઈ પડયો કે તેના ધર્મને ફેલાતાં જરાપણ વાર લાગી નહિ. આ ધર્મમાં યજ્ઞયાગાદિ પ્રત્યે તિરસ્કાર દર્શાવવામાં આવ્યો હતો અને યજ્ઞમાં હોમાતા પ્રાણીયો તરફ સમાજની દયાની લાગણી ઉશ્કેરી અહિંસાનું તત્વ આ ધર્મમાં દાખલ થયું હતું.

બુદ્ધ ધર્મના વિચારોમાં રહેલી સાદાઈ અને દયાની લાગણીથી આ ધર્મને આર્યખંડમાં પ્રસરતાં કંઈ વાર લાગી નહિ. આ ધર્મના ઉપદેશક અનેક સાધુઓ મઠની સંસ્થા સ્થાપી ચારેમેર જનસમાજમાં ધર્મ ફેલાવવા લાગ્યા અને આ સાધુઓયે ધર્મ ફેલાવવામાં જો કે એક પ્રકારની સ્ફૂર્તિ ઉત્પન્ન કરી તોપણ આ સાધુઓ જ આ સાદા ધર્મનું આર્યભૂમિમાથી નિકંદન કરવાને કારણભૂત થઇ પડયા. જુદા જુદા મઠોના વિચારો જુદા પડવા

લાગ્યા અને ધર્મયુદ્ધ શરૂ થવા લાગ્યાં. સાધુઓની મનુષ્યસ્વભાવ વિરુદ્ધ રહેવાની અનેક કૃત્રિમ ઉપજાવી કાઢેલી ફરજોથી એક પ્રકારનો સડો જેમ અનેક કૃત્રિમ સંસ્થાઓમાં થઈ આવે છે તેમ થવા લાગ્યો, અને બુદ્ધધર્મના અતિ પ્રજ્વલિત યુગ પછી આ સાધુઓનું દષ્ટાંત બ્રાહ્મણો જેવું જ જનસમાજને અહિતકારક થઈ પડ્યું. આ પ્રમાણે સમાજપર જ્યાં સુધી બુદ્ધ ધર્મનું સારૂં તત્વ રાજ્ય કરતું હતું ત્યાં સુધી આ ધર્મની વૃદ્ધિ થતી ગઇ પણ જ્યારે આ ધર્મે પણ સમાજપર સાધુઓના અસ્ખલિત આચરણોથી રાજ્ય અમલ શરૂ કર્યો ત્યારે સમાજની ધાર્મિક વૃત્તિ પાછી બ્રાહ્મણો તરફ વળી. બ્રાહ્મણોએ પોતાનું વર્ચસ્વ સમાજપરથી ખોયા પછી પોતાની બુદ્ધિનો ઉપયોગ દેશ-કાળ પ્રમાણે સમાજને પોતાના સિદ્ધાંતો દર્શાવી તેમની વૃત્તિ પોતા તરફ ખેંચવા યત્ન કર્યો હતો. આ પ્રમાણે બ્રાહ્મણોએ પોતાના વેદિક ધર્મમાં યજ્ઞયાગાદિનું તત્વ કમી કરી વેદિક દેવોની પૂજા આરાધનાનું તત્વ દાખલ કર્યું અને આ પુજક ભાવના જાગૃત કરવા પ્રાચીન આર્યોની રહેણી કરણી આબેહુબ દર્શાવનારાં બે મહાન આર્ય કાવ્યો "રામાયણ" અને "મહાભારત"નો આધાર લીધો. આ મહા કાવ્યમાં વેદિક ધર્મને સંપૂર્ણ રીતે માન આપનારા ક્ષત્રિયોનું ધાર્મિક જીવન ઘણી ઉત્તમ રીતે દર્શાવેલું હોવાથી બ્રાહ્મણોએ તેમાંના પાત્રોને આદર્શ રૂપે સમાજ આગળ મુક્યાં અને બુદ્ધ ધર્મથી ફેરવાયલી વૃત્તિવાળા સમાજને અનુકુળ એવા અનેક દેવ દેવીયોની આરાધના અને પૂજાના અનેક પુરાણો ઉપજાવી કાઢ્યાં. વેદના અનેક નૈસર્ગિક દેવો આ પ્રમાણે સાવ ભુલાઇ ગયા અને સર્વ વિશ્વવ્યાપી મનાતા પ્રાચીન "બ્રહ્મ" તત્વના મૂર્ત સ્વરૂપો તરીકે બ્રહ્મા, વિષ્ણુ અને મહેશની ત્રિપુટીનું મહાત્મ્ય બ્રાહ્મણોએ સમાજની શ્રદ્ધા જાગૃત કરવા બહાર પાડ્યું અને અહીંયા પણ વિષ્ણુ અને મહેશ એ એકજ બ્રહ્મના સ્વરૂપ છે એમ વારંવાર બ્રાહ્મણોથી નિર્દેશ થયા છતાં પણ આ બે દેવોના વર્ચસ્વ માટે વાદ ઉત્પન્ન થતાં શૈવ અને વૈષ્ણવ માર્ગો ઉત્પન્ન થયાં. આવી રીતે બ્રાહ્મણ ધર્મમાં તડ પડવાથી બુદ્ધ ધર્મની ક્ષય પામતી સ્થિતિપર બ્રાહ્મણ ધર્મને જોઇએ તેટલું પ્રાબલ્ય મળી શક્યું નહિ. પણ આશરે ઇ. સ. ના આઠમા સૈકામાં **શંકરાચાર્યે** પ્રાચીન વૈદિક તત્વજ્ઞાનનો સંપૂર્ણ અભ્યાસ કરી બાદરાયણની ઉત્તર મીમાંસાનો આધાર લઈ જમાનાને અનુકૂળ વેદાંત તત્વજ્ઞાન ઉપજાવ્યું. બાદરાયણની મીમાંસામાં ઘણી જ સંદિગ્ધ ભાષામાં "બ્રહ્મ"નું એક સ્વરૂપ દર્શાવ્યું છે. આ મીમાંસાનો જુદા જુદા આચાર્યોએ પોતાના મતને અનુકૂળ જુદો જુદો અર્થ કર્યો છે અને શંકરાચાર્યે પોતાનું અદ્વૈત વેદાંત ઘણી જ ઉત્કૃષ્ટ રીતે આ મીમાંસા ઉપરથી બહાર પાડી બુદ્ધ ધર્મના તત્વજ્ઞાનને સાવ લુલું કરી નાખ્યું અને આવી રીતે બુદ્ધ ધર્મના તત્વજ્ઞાનની થોડી ઘણી રહેલી સિદ્ધાંતની અસર સાવ નાબુદ થઈ અને બ્રાહ્મણ ધર્મનું પ્રાબલ્ય પાછું જન સમાજપર બુદ્ધ ધર્મનાં જરા પણ અંકુશ શિવાય સ્થાપિત થયું. **શંકરાચાર્યે** જનસમાજમાં જુદા જુદા દેવ દેવીયોની વર્ચસ્વ માટેની તકરારનું બીજ સમજી જઇ સમાજને અનુકુળ "પચાયતને" પુજા પ્રચલીત કરી કે જેથી કોઈ પણ દેવની શ્રેષ્ઠતા માટે સમાજમાં નાહક તકરાર ઉભી થઈ માત્ર ખરી ધાર્મિક ભાવના જે બુદ્ધિ વાદપર માત્ર **શંકરાચાર્યના** મત પ્રમાણે બંધાયેલી હોવી જોઇએ તેને કંઇ પણ બાધ ન આવતાં સમાજનું રાષ્ટ્રીયત્વ જળવાઈ રહે. શંકરાચાર્યનો આ તર્કવાદ સમાજમાં એટલે

તો અનુકૂળ થઇ પડયો અને જુદા જુદા મતમતાંતરોના મુની આચાર્યો તેના વાદ કને એવા તો નરમ પડી ગયા કે આખા ભરતખંડમાં તેનો ધર્મ સંબંધી દિગ્વિજય થઇ ગયો અને શંકરાચાર્યે પણ તેના ધર્મના ઉપદેશકો સંન્યાસીઓના મઠ ચારે દિશામાં સ્થાપિત કર્યા. શંકરાચાર્યે સ્થાપિત કરેલી આ ધર્મસંસ્થા જો કે આર્યાવર્તની અનેક ધર્મ પ્રવૃતિ પ્રત્યે શ્રદ્ધાથી તાત્કાલિક આધીન થઈ જવાની વૃતિને લઈ લાંબો વખત પ્રાબલ્યમાં રહી નહિ તોપણ **શંકરાચાર્યે** બહાર પાડેલું તત્વજ્ઞાન એટલું તો શ્રેષ્ઠ અને બુદ્ધિવાદથી ભરેલું છે કે વેદાંત એ જ ખરૂં પ્રાચીન આર્યતત્વનું તત્વ છે એમ તમામ તત્વવેત્તાઓને સ્વીકાર્યા વિના ચાલતું નથી.

**શંકરાચાર્યે** પછી બીજા ઘણા આચાર્યો થઇ ગયા અને તેમણે પણ વેદના ઉપનિષદ્ અને મીમાંસાસૂત્રનો અભ્યાસ બીજા દૃષ્ટિબિન્દુથી આગળ લાવી "ભક્તિ"નું પ્રાબલ્ય "જ્ઞાન" કરતાં વિશેષ છે એમ બતાવી શ્રદ્ધાળુ લોકોને ભક્તિના નવા પન્થમાં દાખલ કર્યા. રામાનુજે વિશિષ્ટાદ્વૈતનો સિદ્ધાંત રજુ કરી ભક્તિનો પન્થ પ્રથમ તત્વદૃષ્ટિયે જાહેર કર્યો અને તેના અનેક શિષ્યોયે આ પન્થ સમાજમાં ધીમે ધીમે આગળ વધાર્યો.

રામાનન્દ આ પન્થનો અનુયાયી ઈ. સ. ના ચૌદમા સૈકામાં મુસલમાની યુગમાં થઈ ગયો અને તેણે વિષ્ણુના અવતાર રામની ભક્તિનું માહાત્મ્ય લોકોમાં ગાયું અને સમાજમાં શૂદ્ર વર્ગોને નાહક પછાત પાડી તેમની અવગણના કરવાની સાંસારિક બદી તેણે આ વર્ગમાંથી શિષ્યો લઈ કાઢવા પ્રયત્ન કર્યો. **કબીર** આ પ્રમાણે રામાનન્દનો હલકા કુળથી જન્મેલો શિષ્ય હતો. **કબીર જાતે** એક વણકર હતો અને તેણે હિંદુ મુસલમાનનો પણ ભેદભાવ કાઢી નાંખવા ઉપદેશ કર્યો તેણે સર્વ ધર્મો એક ઇશ્વરના જ જુદા જુદા સ્વરૂપ છે અને માયાને લઈ આપણને ભેદભાવ દેખાય છે તો તે કાઢી નાંખવા અનેક ભક્તિમય પદો રચી આખા ઉત્તર હિંદુસ્તાનને તેની સાદી અને મીઠી વાણીથી જીતી લીધો હતો. આ ધર્મને જો કે ઘણું મજબુત પુષ્ટીબળ ઉંચી વર્ણના બ્રાહ્મણો તરફથી મળ્યું નહિ તો પણ સમાજપર તેની દૃઢ અસર બેસી ગઇ અને લોકો શ્રદ્ધાથી **કબીર** તરફ ધર્મવૃત્તિયો જોતા હતા. હજી પણ કબીરનો પન્થ ચાલુ છે પણ જેમ પ્રત્યેક પન્થમાં થયું છે તેમ મુળ પુરૂષનો ઉદ્દેશ બાજુયે રહી એક શિષ્ટાચાર અને અધમવૃતિમાં પન્થ ડુબી ગયો છે. પણ આ મહાન્ પુરૂષની અસરને લઇનેજ **ગુરૂ નાનકે** શીખ ધર્મ સ્થાપિત કર્યો કે જે ધર્મનું રાષ્ટ્રીય પ્રાબલ્ય પાછળથી એટલું તો વધી પડયુ કે અર્વાચીન ભારત વર્ષના ઇતિહાસમાં શીખ લોકોયે ખરૂં રાષ્ટ્રીય નામ મેળવ્યું છે.

આર્ય ધર્મની વૃતિ બહારના સંયોગોને તાબે થઈ એટલી તો સ્થિતિસ્થાપક થવા માગે છે કે સહિપર બાજ્એ એક્કે આટલો બધો સુદૃઢ પણ સ્થિતિને અનુકૂળ થનારો મત કે ધર્મ હશે કે જેના અનુયાયીયો ધર્મના મૂળ સિદ્ધાંતો અને ભાવનાઓને સદંતર સરખુંજ માન આપી ધીમે ધીમે પણ સુદૃઢ રીતે દેશાનુકૂળ સમાજ સુધારાના તત્વને દાખલ કરી પોતાના મૂળ સ્વરૂપને ઘણી ચીવટથી વળગી રહેતાં હશે. આર્ય ધર્મની આ

ખાસ વૃતિથી જો કે એકે નવો સુધારો એકદમ સમાજમાં પ્રસરી શકતો નથી પણ ધીમે ધીમે સમાજને અનુકુળ સુધારણા મૂળ ધર્મનું સ્વરૂપ બગાડયા શીવાય પગપેસારો કરતી જાય છે. અલબત આવી વૃતિ ઘણે અંશે સમાજના અજ્ઞાન અને અંધશ્રદ્ધાને આભારી હોઈ સમાજની સ્થિતિ સુધરેલા દેશો જોડે સરખાવતાં ઘણી અધમ લાગે છે તોપણ જ્યારે આ સામાન્ય વર્ગમાં ખરી કેળવણી પ્રસરશે અને બુદ્ધિવાદને અંધશ્રદ્ધા કરતાં વજન આપવામાં આવશે ત્યારે સ્વાભાવિકતઃ આ સ્થીતિસ્થાપક ધર્મવૃત્તિમાં એટલો બધો સુધારો માલમ પડશે કે ભાગ્યે બીજા કોઇ ધર્મના ઇતિહાસમાં જોવામાં આવ્યો હોય. કેળવણીનું આ તત્વ આ અંગ્રેજી યુગની શરૂવાતમાં બંગાલામાં **રાજારામ મોહનરાયે** સ્પષ્ટપણે જોયું હતું અને <u>કેળવણી એ જ ખરી સમાજસુધારણા છે</u> અને તેને લઈ ધાર્મિક વૃતિ પણ સુધરતી જાય છે એવું આપણે આ મહાન્ બંગાલી પુરૂષે ઉપસ્થિત કરેલા વિચારોમાં જણાઈ આવે છે. તેમણે પાશ્ચાત્ય ધર્મવૃતિમાં કેળવણીને લઈ થયેલા ફેરફારો પ્રમાણે આર્યાવર્તના <u>પ્રાચીન</u> ધર્મને સુધારવા યત્ન કર્યો અને બ્રહ્મસમાજની સ્થાપના થઈ. આ સમાજમાં પણ પાછળથી મતમતાંતરને લઈ તડ પડ્યાં છે તોપણ એકંદરે આ સમાજમાં પાશ્ચાત્ય કેળવણી પામેલો વર્ગ હિંદુ ધર્મના નામે પાશ્ચાત્ય વિચારોને પુષ્ટિ આપે છે. પાશ્ચાત્ય કેળવણી પામેલા સમાજને આર્યધર્મ જોડે જોડી રાખનારો એક સમાજ ઉત્તર હિંદુસ્તાનમાં પ્રચલિત થયો છે અને **દયાનંદ સરસ્વતી** આ સમાજના આદિપુરુષ તરીકે પ્રસિદ્ધ થઇ ગયા છે તેમણે આર્યોના વેદને ઐશ્વરીય સ્વરૂપ આપ્યું છે અને ચાલુ પાશ્ચાત્ય સુધારાને માટે તેમાં સર્વ પ્રકારે સ્થાન છે એમ દર્શાવી ચાલુ સમાજ સ્થિતિ કેળવાયેલા દેશોની સ્થિતિપર લાવવા પ્રયત્ન કરેલો છે.

ભરતખંડના વીસ મહાન પુરુષોની ચર્ચા જે સહજ "રીવ્યુ ઑફ રીવ્યુઝ"માં આવેલી ચર્ચા ઉપરથી ઉપલબ્ધ થઇ હતી તે ચર્ચાના પરિણામે જે સાર આપણને ગુજરાતના સુશિક્ષિત વર્ગ તરફથી મળ્યો છે તેનો એકંદરે વિચાર કરતાં આપણને આર્યવૃતિમાં રહેલો એક મહાન્ ગુણ તેના તત્વવેત્તાઓ અને ધર્મોપદેશકોને મળેલા ઉંચા સ્થાન ઉપરથી જણાઈ આવે છે: આ ગુણ તે જુદા જુદા યુગમાં આર્યધર્મ વૃતિમાં અંધશ્રદ્ધાને લઇ થતા દુષ્ટ પરિણામને સુધારવા માટે ઉપયોગમાં લીધેલા બુદ્ધિવાદનો છે. હૃદયની ઉભરાઈ જતી ભાવનાઓને હદ બહાર જતી મસ્તકની બુદ્ધિયે અટકાવી છે. અને બુદ્ધિવાદનો અત્યાચાર થવા હૃદયભાવનાએ જરાએ અવકાશ આપ્યો નથી. આર્યાવર્તમાં ઉતરી પડેલા સાદા પણ બુદ્ધિશાળી આર્યો પોતાની સામાજીક સ્થિતિ સુખમય રાખી કુદરતના પ્રત્યેક દેખાવ તરફ શ્રદ્ધાથી મનન કરતા હતા અને તેને પરિણામે મનુષ્યબુદ્ધિ સષ્ટિતત્વ સમજવા ઉશ્કેરાતી જેને પરિણામે આપણને ઉંચું આર્ય તત્વજ્ઞાન પ્રાપ્ત થયું છે.

<u>સામાજીક અતિ સમૃદ્ધિને યોગે તત્વજ્ઞાનના ઉપદેશ બ્રાહ્મણો સમાજના સાધારણ સભાસદો પ્રત્યે શ્રેષ્ઠતાનો દાવો કરવા લાગ્યા.</u> અને સમાજની આર્થિક તેમજ માનસિક સ્થિતિ દુર્બળ થતી ગઈ અને સમાજને એક વર્ગના જુલમતળેથી સ્વતંત્ર કરવાની પરિ-

તેમના કહેવા પ્રમાણે વૃત્તોનો ઉપયોગ પચાશ વર્ષની અંદરજ એટલે સુમારે સન ૧૮૬૦ થી થયો (કેમકે તેમનો નિબંધ ૧૯૦૯-૧૦ છપાયો છે) તેમને કદાચ ખબર હશે કે એ બે કવિઓની અગાઉ કવિ હીરાચંદ કહાનજીએ વૃત્તોનો ઉપયોગ કર્યો હતો, અને તેમણે રચેલું મોટું પિંગળ તેમના મરણ પછી મોડુ પ્રસિદ્ધ થયુ હતું.

આથી આગળ વધીએ તો મહાકવિ દયારામભાઈ જેમનો જન્મ સ. ૧૮૨૩ કે ૩૩ માં થયો હતો અને જેમનો અંતકાળ સ. ૧૯૦૮ (સન ૧૮૫૨) માં આવ્યો હતો, તેમણે ષડ્ઋતુ વર્ણનમાં શાર્દુલ વિક્રિડિત, માલિની, ને કુંડળીઆનો (જેતી માંહોકાવ્ય છદનાં ચરણો છે, જેને પિંગળ શાસ્ત્રમાં વાસ્તુક પણ કહે છે તેનો) ઉપયોગ કર્યો છે, તેમ મનમતિ સવાદમાં જે છદ છે તે ગરબા છંદ દોહરા તથા પ્લવંગમનું મિશ્રણ છે. તેમણે રચેલા વૃત્તના માત્ર બે દ્રષ્ટાંત નીચે આપ્યાં છે:—

શાર્દૂલ વિક્રીડિત

જાણીને ધન ગર્જે દુઃખ મુજને, તન તાચ્યુ પચાનને;
ચિત્ર પ્રચુર ચકોર કવેશ મહારો, આણી ઉદાશી રહે.

ઇત્યાદિ.

ભુજંગ પ્રયાત

નમો શ્રી યમુને મહારાણી દેવી,
સુરાસુર બ્રહ્મા શિવાદિક સેવી.

ઈ.

હવે ઐતિહાસિક પુરાવા માટે દયારામની પૂર્વેના કવિયો લઇએ. કવિ જીવરામે જીવરાજ શેઠની મુસાફરી ગાઈ છે, તેમાં કલાપતિ પ્રભા અથવા નંદરાગ નામક વૃત્ત છે, જુઓ,

શિવરાજ શેઠ પુત્ર જીવારાજને,
મોકલે વિદેશમાં કહી સુકાજને

ઈ.

એ રાગ **ર જ ર જ ગ** એવા તેર અક્ષરનો બનેલો છે,

એ પૂર્વે થએલા (સ. ૧૭૯૦) વલ્લભ કવિએ નવિન પ્રકારનો ગરબા છદ રચ્યોછે, જે ૨૩ માત્રાનો છે અને પિંગળમાં જેનું સામાન્ય નામ નિશ્ચલ આપ્યુ છે, અને જેને મળતાં તેમાં અનેક પેટા ભેદ બતાવ્યા છે. ઉદાહરણ;

ગાવા ગરબા છંદ, બહુચર માત તણો મા, ઇ૦.

હવે આપણે પ્રેમાનંદના સમકાલીન કવિઓ લઇએ, અને તેમણે અપચલિત છંદો-વૃત્તો વાપર્યા છે કે કેમ તે જોઇએ.

મહાત્મા જગજીવન જેમણે સંવત ૧૭૭૧ માં કવિતા રચી છે તે એક ઠેકાણે કહે છે, કેઃ—

કવિત સાખી પદ દુહો, દુમિલા ને છંદ;
ગાણાં ગાય શૃંગારનાં, કરે એમ આનંદ.

આમાં કવિત એ વૃત્ત છે, દુમિલા એ વૃત્ત છે, અને છંદ શબ્દ વડે માત્રા મેળ અને અક્ષર મેળ બંનેનો સમાસ થાય છે, અને એવા છંદ વૃત વગેરેમાં શૃંગારના ગાણાં ગાઈ આનંદ કરે એમ કહેવામાં આવ્યું છે. તેથી તે વખતે એવા છંદ વૃત્તોનો ઉપયોગ થતો હતો એમ સમજાય છે.

કવિ સામળ જે પ્રેમાનંદનો સમકાલીન હતો તેણે અંગદ વિષ્ટિમાં ચોસરા (ઝુલણા જેવા) સોરઠા, કવિત, સવૈયા ને છપ્પામાં કવિતા રચી છે. સોરઠા એ કાઠીઆવાડમાં જાણીતા હોઈ ગુજરાતના જૂના કોઈ કવિએ વાપરેલા જણાતા નથી. કવિત અક્ષર મેળ છે. સવૈયા તે વખતે બહુ પ્રચારમાં નહોતા.

કવિ રત્નેશ્વર એ પ્રેમાનંદનો સમકાલીન અને તેનો માનીતો ને મોટેરો શિષ્ય હતો. તેણે તો પ્રેમાનંદની માફકજ પિંગળશાસ્ત્રના વૃત્તોનો ભારે ઉપયોગ કર્યો છે, તેમાં દ્રુતવિલંબિત, ઇંદ્રવજ્રા, રથોદ્ધતા, ભુજંગ પ્રયાત, વસંતતિલકા, ઉપજાતિ, શાર્દૂલવિક્રિડિત, પુષ્પતાગ્રા, પ્રમિતાક્ષરા, મંદાક્રાન્તા, શિખરિણી એવા વૃત્ત વાપર્યા છે અને તે ઉપરાંત પોતાના ગુરૂનું અનુકરણ કરીને વળી દોહરા, ચોપાઈ, સામેરી, રામગ્રી, કેદારો, ગોડી ધનાશ્રી, વગેરે રાગો પણ ઉપયોગમાં લીધા છે. એના વૃત્ત શુદ્ધ અને ઉત્તમ પ્રતિના છે. વૈરાગ્ય બોધકાવ્ય જે વિષે મેં પૂર્વે કહ્યું છે તે તો આખું વૃત્તબંધ છે. વાંચક વર્ગની ખાત્રી માટે મુખ્ય મુખ્ય વૃત્તોના ઉતારા આપું છું.

૧ શાર્દૂલ વિક્રિડિત.

મિથ્યા કાં મન મોહ મત્સર ધરો, નિંદા કરો લોકની,
માનો શોક કુટુંબ, શોક સઘળો, મૂકી મળો કૃષ્ણને:
નિત્ય ચિન્તા વિચાર માર મનને, સંભાર શ્રી કૃષ્ણને,
તૃષ્ણા ટાળ, નિહાળ નેટ નરમાં, નારાણને સર્વથા.

૨ ભુજંગ.

કરી ગ્રાન પંચાશિકા સાર ભાતે,
જ્યહાં વૃત્ત બાંધ્યું, ભુજંગ પ્રયાતે;
જનો ! જેહ મધ્યે, મળે વિષ્ણુ વે'લો,
કહ્યો તેહ રત્નેશ્વરે સર્ગ પે'લો.

૩ દ્રુત વિલંબિત.

વિષય ભોગવતાં સુખ જેટલું,
ફરી થશે તમને દુઃખ તેટલું;
પ્રથમ કડુ ઘસ્યે સુખ ત્યાં હશે,
પણ પછી પરિતાપ ઘણો થશે.

૪ વસંત તિલકા

રાધા ધ્રુવે મન ભમે, થઈ ભૃંગ રૂપે;
બાધા હરે હર સદા, અનુપે સ્વરૂપે;
મા'ધા વિધિ મન તને, કરશે સહાય,
આધાર એ ત્રણ તણો, વર પ્રેમદાય.

૫ પુષ્પિતાગ્રા.

ભજ ભજ હરિને, અસ્યાભિમાની,
તજ તજરે તરૂણી, વિલાસ કામી;
ભજ ભજતાં ભયનો કલેશ જાશે,
મન આનંદ અપાર સુખ થાશે.

૬ માલિની.

નિશદિન મન મધ્યે, રાખજો રામ નામ,
અભય પદ વિધાતા એક છે શ્યામ ધામ;
યદુપતિ પદ સેવી, કાપજો કામ દામ,
ચરણ ભગતિ મૂકી, શે કરો વામ કામ.

૭ ઉપજાતિ

ઉપાધિના ભેદ સમસ્ત જાશે,
તો જીવ એ બ્રહ્મ વિષે સમાશે,
ફૂટે ઘટે મારૂત મધ્ય જેવો,

૮ ઇન્દ્રવંશા.

જનેજ વૈરાગ્ય લતા વખાણી,
રત્નેશ્વરે અંતરયામી વાણી;
પે'લો થયો ગુચ્છ કવિત વીશ,
તેમાં કહ્યા ઓળખવાજ ઇશ.

૯ રથોદ્ધતા.

કંઈ મૂળ મનુષ્યાવતાર ત્યાં,
કલ્પ વૃક્ષ પ્રગટયો વિચારતાં;
જેહ મધ્ય શત શાખ શોભતી,
બાર બાર લઘુ શાખ લોભતી.

૧૦ પ્રમિતાક્ષરા.

જીવ કોટિ જીવ તુજનેજ થયા,
મદુ તેહ મોહ મદભેર ગયા;
સ્પર્ધા વળ્યો સકળ લોક વિષે,
તોય મિત્ર તુમ ન થયુ નિમિષે.

૧૧ મન્દાક્રાન્તા.

ગૌરિ બ્રહ્મા હર ત્રણુ પતિ, પ્રેમવાળા પ્રતાપી,
તેવે પ્રેમે જતન કરીને, રત્ન કીધો કૃપાપી,
પુર્ણાનંદી વર ગુરૂ સદા, વાટ વે'તી ઉથાપી,
રત્ને તેને નમન કરીઆ, મૂર્ખની પક્તિ આપી.

૧૨ શિખરિણી

નથી જાતે જેવો, પણુ પરમ આનંદ પ્રકટે,
સમુહો સુજ્ઞોના, અતિ ગતિ વતી રત્ન પ્રકટે;
જદા પ્રેમે નેમે, શિર કર ધર્યો કષ્ટ હરવા,
તદાપિ વિચારાબ્ધિ કરી કમી રહી રત્ન તરવા.

પ્રેમાનંદની આદ્રક અને સંસ્કૃત મરાઠીને ધોરણે દયારામે તથા રત્નેશ્વરે શ્લોક શબ્દ વાપર્યો છે, અને તે કયું વૃત બતાવે છે તે પ્રકાશકોએ જણાવ્યું છે, અને તેવો ઉલ્લેખ તેમણે એક ઠેકાણે કરેલો પણ છે.

આ વાત જણાવવા જેવી છે કે રત્નેશ્વરનું કાવ્ય સંવત ૧૭૪૦ માં રચાયું હતું, એટલે પ્રેમાનંદે જે છંદબંધ કાવ્ય કર્યાં છે તે અને નાટકોમાં જે વૃત્તો દાખલ કર્યાં છે તે, રત્નેશ્વર પછીનાં છે.

રત્નેશ્વરે પોતાના ગામમાં સંસ્કૃતનો કેટલોક અભ્યાસ કરી કાશી જઈ પંડિતાઈ પ્રાપ્ત કરી હતી. પ્રેમાનંદની મહાશયતા તથા વિદ્વતા જોઈ રત્નેશ્વરે તેમના શિષ્ય થવાનું પસંદ કર્યું હતું. આ ઉપરથી બે અનુમાન નીકળે છેઃ એક તો એ, કે જેઓ પ્રેમાનંદે કવિઓ ઉત્પન્ન કરવાની શાળા સ્થાપી હતી, ને ગુજરીને ઉચ્ચ સ્થિતિમાં લાવવા ભગીરથ પ્રયત્ન કરેલો એ સૌ તૂત છે એમ કહે છે તેઓની વાત ખોટી પડે છે. અને બીજું, જેઓ પ્રેમાનંદનું સંસ્કૃત જ્ઞાન હાલના પુરાણીઓ જેવું હશે એવી કલ્પના કરે છે, તેઓને જણાશે કે રત્નેશ્વર જેવો સંસ્કૃતમાં નિપુણ ગૃહસ્થ પ્રેમાનંદનો શિષ્ય થાય, ત્યારે પ્રેમાનંદમાં તેના કરતાં પણ અધિક ગુણો હોવા જોઇએ. વલ્લભે કદાપિ પોતાના પિતાનાં અતિ વખાણ કર્યાં હશે એમ માનીએ, પરંતુ રત્નેશ્વર તેના વિષે કેવો પૂજ્ય ભાવ બતાવે છે, તે ઉપર આપેલા ઉદાહરણ અંક ૪,૧૧ ને ૧૨ લક્ષપૂર્વક વાંચવાથી જણાઈ આવશે. જરૂરી શબ્દો તેમાં મોટે અક્ષરે બતાવ્યા છે.

ઉપર આપેલા સર્વ ઉદાહરણોથી રા. નરસિંહરાવે જે અનૈતિહાસિક અને કાલવિરોધી પ્રશ્ન કર્યા છે તે અદૃશ થઇ જાય છે. આ ઉદાહરણો પણ જૂના કવિઓનાં ન છતાં આધુનિક છે, એમ ગ. નરસિંહરાવ કહેવાને હવે કાં ઉભા ન થાય ?

વૃત્તોના વિસ્તીર્ણ વિવેચનમાં રા. નરસિંહરાવ પ્રકાશકોએ ગાયન અને છંદ સંબંધે જે અનુમાન કર્યું છે તેને હસી કાઢ્યું છે. તેઓ સંગીતશાસ્ત્રમાં પ્રવીણ હોવાથી તેમનું કહેલું માન્ય કરવું પડે, પરંતુ એટલું તો કહેવું જોઇએ કે પ્રકાશકોનું અનુમાન ખોટું પડે તેથી પ્રેમાનંદની કૃતિના સબંધનો પૂરાવો લુલો થતો નથી. જેમ રા. નરસિંહરાવનાં ઘણાંએ અનુમાન ખોટાં પડયાં છે, તેમ પ્રકાશકોનાં પણ પડે, કેમકે અનુમાન કંઈ હમેશ ખરાં હોતાં નથી. વળી રા. રણછોડભાઈ એક ઠેકાણે કહે છે, કે " ગાન અથવા ગીત, સંગીત, પદ ઇત્યાદિ જૂદા જૂદા તાલ અને લયથી થએલ **છંદોનું રૂપાન્તર છે.**" એથી 'વિશેષ પ્રોફેસર મૌલાબક્ષ જે સગીતશાસ્ત્રને માટે આખા હિંદુસ્તાનમાં મશહૂર હતા, તેમણે છંદો ગરબીઓ, અને દેશીઓને સગીતમાં ઉતારી તેનાં નોટેશન સુદ્ધાં કર્યાં હતાં, ને તેઓ કહેતા કે સર્વ છંદ વગેરે ગાયનમાં ઉતરી શકે. પ્રો. મૌલાબક્ષ કરતાં પણ રા. નરસિંહરાવનું જ્ઞાન અધિક હશે કે કેમ તે જાણવામાં નથી.

અભંગ સંબંધે પાછલા અંકોમાં મેં વિસ્તારથી વિવેચન કર્યું છે, તેથી તેનું પિષ્ટપેષણ કરવાની જરૂર નથી. પરંતુ છંદોના આધુનિકપણાને સંબંધે અષ્ટાવક્રાખ્યાનમાં ઝૂલણા છંદ આવ્યો છે, તે વિષે તેઓ લખે છે કેઃ—

" સંસ્કૃત વૃત્તોનુ એક દૃષ્ટિએ ભાવિ કાળના પ્રકારના સ્વીકારનું સ્વરૂપ છે, તેથી

વિશેષ અભંગનું ત્હેવું સ્વરૂપ જોયું; પણ એ બેથી પણ વિશેષ રૂપે હેની સ્થિતિ કેટલાક બીજા છન્દોની જણાય છે. એ છન્દોમાંના કેટલાક હેવા-હોવાનો સંભવ છે કે જે છન્દ રચના આધુનિક પિંગળમાંજ ઉત્પન્ન થઈ ગણનામાં આવેલી હશે એમ લાગે છે. વિસ્તાર થઈ જાય માટે ગણતરજ ઉદાહરણો લઉં છું:—

અષ્ટાવક્રાખ્યાન કડવું ૧૨ મું શ્લોક ૧ અક્ષરમેળ ઝૂલણા છંદમાં છે એમ પ્રકાશકોની ટીકામાં બતાવ્યું છે:—

'રઘુનન્દને વિપિને જતાં ભુજગેન્દ્ર સાથ ધર્યાજ' દલપતરામના પિંગળમાં આ અક્ષર મેળ છંદ બતાવેલો છે.

સજ્જ છભરે સખુણી સદા શુભ-વાક્ય ગાંહિ બિરાય
(ગુજરાતી પિંગળ પૃ. ૪૧)

સંસ્કૃત છન્દ શાસ્ત્રમાં કૃતિ નામના વર્ગમાંનો ગીતિકા છન્દ છે, ત્હેમાં અક્ષર મેળ ઝૂલણામાં છેવટે એક ગુરૂ અક્ષર ઉમેર્યાથી રચના બને તે આપે છે × × × પણ આ અક્ષર મેળ ઝૂલણા પ્રાચીન છન્દઃશાસ્ત્રમાં આ રીતનો સ્વરૂપમાં એ જણાતો નથી અને નામ તો સ્પષ્ટજ ગુજરાતી છે પ્રાકૃતકાળના સમયના કવિતા સાહિત્યમાં પણ આ છન્દ હોવાનો સંભવ લાગતો નથી. દલપતરામ કવિએજ પોતાના પિંગળમાં ઉપજાવ્યો હોય તો આશ્ચર્યની વાત નથી. ભાષાના પિંગળમાં આ છન્દ છે કે કેમ તે જોવાની જરૂર છે."

કૃતિ અને ગીતિકા માટે તેમણે આપ્ટેના સંસ્કૃત કોશનો આધાર ટીપમાં બતાવ્યો છે.

ઉપરના વિવેચનમાં આપ્ટેના કોશનો આધાર આપી જે કૃતિના પેટા ભાગમાં ગીતિકા નામ આપ્યું છે તે તો ૨૦ અક્ષરના છંદોનો વર્ગ છે, અને અષ્ટાવક્રાખ્યાનમાં આપેલો છંદ ૧૯ અક્ષરનો બનેલો છે, અને દલપતરામે જેને ઝૂલણા કહ્યો છે તે ૧૯ અક્ષરનો છેઃ વીશનો નહીં. આ ઝૂલણા છંદ અતિધૃતિના વર્ગમાં આવે છે અને તેનું ઝૂલણા નામ પિંગળા દર્શમાં આપેલું છે. તેનું માપ स ज ज भ र स ग છે, પણ દલપતરામે છેલ્લો લઘુ કહ્યો છે. ઝૂલણા શબ્દ દલપતરામેજ નવિન ઉપજાવી કાઢ્યો નથી, એમ આ ઉપરથી સાબીત થશે. વળી માત્રા મેળનો ઝૂલણા છંદ પણ નવિન નથી. તેનાં ઝૂલણા, ઝુલ્લણા, ઝુલન એવાં નામ છે. અને તે સંસ્કૃતમાં આંદોલિતાના નામથી ઓળખાય છે. છંદો મંજરી, પ્રાકૃત પિંગળ, અને છંદો વૃત્ત મુક્તાવલીમાં એ નામ આપેલાં છે, અને છેલ્લા ગ્રંથોમાં તો એક માત્રા વધારવાથી ઉપઝૂલણા, બે માત્રા વધારવાથી સુઝુલ્લન અને ત્રણ માત્રા વધારવાથી અતિઝુલ્લન છંદ થાય છે એમ કહ્યું છે. વળી ૨૬ અક્ષરના ઉત્કૃતિના વર્ગમાં ઝૂલના (માગધી પિંગળ પ્રમાણે) અને ઝૂલણા (વૃત્ત રત્નાકર તથા વાગ વલ્લભ પ્રમાણે) નામ જોવામાં આવે છે. આ ઉપરથી જણાશે કે ઝૂલણા નામ પ્રાકૃત અને સાંપ્રત ભાષાઓનાં પિંગળોમાં ક્યારનું પ્રવર્તે છે.

દ્રૌપદી હરણ એ નાટકોને લગતો વિષય નથી, તથાપિ તેમાં આવેલા એકાક્ષરી શ્લોક

વિષે લખતાં રા. નરસિંહરાવ જણાવે છે, કે "હાવો શ્લોક લખનારો પ્રેમાનંદ અને નળાખ્યાન ઇત્યાદિ લખનારો પ્રેમાનંદ એ બે એક હોય એમ કોઇ પણ માની સકશે નહિં. નાના રૂપતા, પંડિત શૈલી વગેરે ખુલાસા વ્યર્થજ ગણાશે" (શા માટે ?) આ બાબતમાં રા. કેશવલાલે કેટલોક ખુલાસો કર્યો છે, તેમ પ્રેમાનન્દની વિદ્વતા બાબત પાછલા એક અંકમાં વિસ્તારથી લખ્યું છે, છતા નાના રૂપતા વિષે કંઈ વધારે કહેવું અસ્થાને નહીં ગણાય.

"જાગની જાદવા કૃષ્ણ ગોવાળીઆ તુજ વિના ધેનમાં કોણ ધાશે" આવું સાદું લખનાર નરસિંહ મહેતા સુરત સંગ્રામ જેવું શ્રૃંગારથી ભરપુર કાવ્ય કેમ લખી શકે ? "સિદ્ધપુર નામે સુંદર ગામ, નારસિંહ રાજાનું નામ" જેવા નાના છોકરાને યોગ્ય દોહરા-ચોપાઈ લખનાર સામળભટ અંગદવૃષ્ટિ કાવ્યનો કર્તા હોઈ શકે નહી. "ઓ વાંસલડી વેરણ થઈ લાગીરે વ્રજનીનારને" જેવું સરળ લખનાર દયારામ ષડ્ઋતુના વર્ણનનો કર્તા કહી શકાય ? "વિચારી જો તું વાતમાં, તારૂં વપુ થયું કેમ; હરિ ભજી સાર્થક જો કર્યું, તો ટળ્યો નરક વેમ" જેવા પદ લખનાર રત્નેશ્વર અને વૈરાગ્ય બોધ આદિ કાવ્ય બાંધનાર રત્નેશ્વર જૂદા જ હોવા જોઇએ. કેવો તર્ક ! નાના બાળકોને માટે મા બા ભૂ પા જેવાં પુસ્તકો લખનાર વિદ્વાનો હોય છે. વિદ્વાનો બાળપણની ભાષા ભૂલી જાય, અથવા કુટુંબ કબિલા ને ચાકર નોકર સાથે પણ પંડિતાઈ ભરેલીજ ભાષા વાપરે એ શું શક્ય છે ? જૂદી જૂદી સ્થિતિના લોકોને માટે કે વિષયને લક્ષને પંડિતો નાના રૂપતાનો ઉપયોગ કરી શકે એ શું ન માની શકાય એમ છે ? છતાં આવા ખુલાસા વ્યર્થજ ગણાશે એમ રા. નરસિંહરાવ શા આધારે બે ધડક કહે છે તે સમજાતું નથી.

ડી.

તા. ૮.

હમણાજ ભાગ વાચવામા ઢસોદના ઉલ્હાસરામ કવિનું સ્વર્ગારોહણ આવ્યું, જે સવત ૧૬૩૮ માં રચાયું હતું. કવિ છેવટના ભાગમા લખે છે કે—

સવત સોળ અડત્રિસો સાર,
જેઠ પચમી શુદ ભ્રગુવાર;
સ્વર્ગારોહણ કીધો ગ્રથ,
જેહ સકળ ધર્મનો પથ.

એ ગ્રથના ત્રીજા કડવા માંહે પદ ૧૩–૧૪ માં આ પ્રમાણે વર્ણન છે.

ભાંડ ભવૈયા જોશે પ્રીત
હરિ કથા ઉપર નહિ ચીત,
નાટક ચેટકના ખેલ ઘણા,
તે જોવા જન ઇચ્છે ઘણા.

હવે જો એ સમયમાં એકલી ભવાઈ ભજવાતી હોય ને નાટક ન થતાં હોય તો ભાંડ ભવૈયા જોવાનું તેમ નાટક ચેટકના ખેલ જોવાનુ કવિ શા માટે લખે ? બંને બાબતો સ્પષ્ટ રીતે જૂદી પાડી છે, તેમ નાટક ચેટકના ઘણા ખેલ એમ પણ દર્શાવ્યું છે ડી.

# નિદ્રાવિહીન.

( અંગ્રેજી ઉપરથી )

એક રાજા હતો—મહારાજા હતો. ત્હેની કને સાત પ્રચણ્ડ કિલ્લા હતા અને ત્હેના સાત કોહિનૂર જેવા હીરા ત્હેના મૂકુટમાં જડાયા હતા. ચારે દિશામાં ત્હેનું રાજ્ય વિશાળ ફેલાયલું હતું, એક હઝાર ગામડાં અને દશ હઝાર ખેતરો ત્હેનું આધિપત્ય સ્વીકારતાં હતાં. તે સૌન્દર્યવાન હતો, ત્હેનો સ્વર સુવર્ણ રણશિંગામાંથી નિકળતા ધ્વનિ જેવો તેમજ ચન્દ્રિકાના પ્રકાશમાં વ્હેતાં ખમ્ખમ્ કરતાં સલિલના સંગીતને મળતો આવતો હતો. મહારાજ્યમાં, ડહાપણમાં, કૌશલ્યમાં અને કલાવિધાનમાં ત્હેના સમું કોઈ નહતું-અને ત્હેના હૃદયને પ્રભુએ અનેરી કોમળતા અર્પી હતી.

પરન્તુ ત્હેને એક પ્રકારની મ્હોટી ખોટય હતી. ત્હેણે નિન્દ્રાનું સુખ અનુભવ્યું નહતું. દિવસે ગમે તે પ્રકારે પોતાનો કાલ નિર્ગમન કરે, કસરતમાં જીવ પરોવે, સાહિત્યના ક્ષેત્રમાં વિચરે, રાજ્યતન્ત્રના અનેક કાર્યમાં પ્રવૃત્ત થાય તેમ છતાં પણ રાત્રે તો ત્હેને નિન્દ્રા નજ આવે. અંધારી રાત્રિમાં જ્હારે આખું જગત્ સૂતું હોય ત્હારે ત્હેના સુવાના ઓરડામાં અનેક દિવા દિલગીરી ભર્યો પ્રકાશ નાખતા રાજાના મુખ સ્હામું જોઈ રહેતા. રાજા ખંડમાં આમથી તેમ ફેરા મારતો ઘડિકમાં ઘેરા આકાશ સ્હામું જોતો, ઘડિકમાં દિવાભણી જોતો રાત્રિ નિર્ગમન કરતો હતો.

મનુષ્યોને નિન્દ્રાનું સુખ પ્રાપ્ત થાય ત્હેને માટે જે જે ઉપચારો અને ઉપાયો યોજવામાં આવે તે સર્વ અનેક વિદ્વાન વૈદ્યોએ યોજ્યા પરન્તુ રાજાના નેત્ર મિચાયાં નહિં. કોઈ કોઈ વખત કંટાળીને રાજા, જે પ્રભુને સૂર્યના પ્રકાશમાં સમ્ભારતો નહિં તે પ્રભુની પ્રાર્થનામાં લીન થતો પરન્તુ ઇચ્છિત વસ્તુ પ્રાપ્ત થઈ નહિં. કોઈ કોઈવાર જીંદગીથી કંટાળીને ગાઢ, અભેદ નિદ્રામાં વિલીન થવાને હૃદય ઉશ્કેરાતું પણ રાજા ધૈર્યવાન હતો, હિમ્મતવાન હતો. તે ડગ્યો નહિં, હૃદયની નિર્બલતાને વશ થયો નહિં. વળી કોઈ કોઈ વેળા જ્હારે રાત્રિની શૂન્યતા સર્વત્ર પ્રસરી રહી હોય ત્હારે કોઈ મહાકવિનાં ગીતો અથવા તો કોઈ ફીલ્સુફની ફીલ્સુફીનાં પુસ્તકો રાજા વાંચવાને બેસતો; અને જે અનેરો પ્રકાશ ત્હેને સૂર્યતેજમાં મનુષ્યોના ઘોંઘાટમાં જણાતો નહતો તે પ્રકાશ રાત્રિની શાન્તિમાં ત્હેને પુસ્તકોમાંથી જણાતો અને જે પ્રભુના ધામના દ્વાર દિવસે ઉઘડતાં નહતાં તે દ્વાર, રાત્રિની ભવ્યતામાં જ્હારે તારલાઓ આકાશમાં ઝબુકતા હોય અને ચન્દ્રિકાનો પ્રકાશ પૃથ્વિપટે અહિંતહિં વિચરતો હોય ત્હારે ત્હેના સમીપ ઉઘડતાં હોવ તેમ ત્હેને જણાતું અને ત્હેનું વિહ્વળ હૃદય પવિત્ર શાન્તિને પામતું અવનવી કોમળતામાં ડૂબતું.

વળી કોઈ કોઈ સમયે તે મ્હેલમાંથી કંટાળીને બ્હાર નીકળી જતો અને સૂતેલાં શહેરમાં આમતેમ ફરતો. જે સુભાગી નિદ્રાવશ મનુષ્યોને ભાગ્યેજ જણાય છે તેવાં સત્યો

આ રાજાને તે વેળાએ જણાતાં અને સમજાતાં; જાણે કે ત્હેને કુદરત ત્હેના મ્હોટાં દુઃખને માટે કાંઇક બદલો આપતી હોય! દિવસે જે મ્હોટાં કારખાનાઓ મનુષ્યોથી ઉભરાઈ જતાં હતાં ત્હેનાં શબવત્ મકાનો રાત્રિએ ત્હેના હૃદયમાં અનેક સંસ્કારો જગાડતાં. દિવસે જે જે ન્હાનાં કાર્યોની અને તે કાર્યો કરનારની કોઈ પરવાહ પણ નથી કરતું તે કાર્યો રાત્રિએ ગરિબ મનુષ્યોને હાથે થતાં ત્હેના જોવામાં આવતાં. આવા બનાવો, દ્રવ્યવાન મનુષ્યોના પગ નીચે કચરાતા અસંખ્ય અનાથ આત્માઓના જીવનની ઝાંખી ત્હેને કરાવવામાં સહાયભૂત થતા અને દારિદ્રયના દુઃખનું સ્મરણ કરાવતા.

અને ક્ષણે ક્ષણે સ્વરૂપ બદલતી રાત્રિના સાથી તરિકે ત્હેના એકેએક ભાવ સમજવા અને ત્હેની ઊંડી વાતોમાં ભાગ લેતાં, કુદરતના ઝીણાંમાં ઝીણાં પડને ભેદવા સમર્થ થવું તે શું નિદ્રાને બદલે ઓછું હતું? રાત્રિનાં બાલકો—તારલાઓના મિત્ર થવું, રાત્રિની શૂન્યતામાંથી ઉદ્ભવતા પવિત્ર વિચારોના ભોગી થવું અને રાત્રિના હૃદયમાંથી નિકળતા અનેક દિવ્ય ધ્વનિથી પરિચિત થવું તે શું ઓછું હતું?

જ્હારે સૂર્યોદય થતા રાજા પોતાના મ્હેલ તરફ પાછો ફરતો હોય અને વાટમાં ખેતરોમાંથી પાછાં ફરતા ગાડાઓ અને ત્હેમાં બેસનારાં અભણ પણ કુણાં હૈયાંનાં ખેતરોમાંજ પોતાનું જીવન ગાળતાં મનુષ્યો ત્હેને મળે ત્હારે ત્હેને પોતાની સ્થિતિથી કોઈ કોઈ વખત સુખ થતું હતું. તે વેળા રાત્રીની મીઠી ઝાકળથી નીતરતાં પુષ્પો તે ગામડીયાઓ પાસેથી લેતો અને નિદ્રાવિહીન અવસ્થામાં પણ કેટલુંક સુખ સમાયલું છે એમ ધારતો.

પરન્તુ જેમ જેમ દિવસો વ્યતીત થતા ગયા તેમ તેમ ત્હેના હૃદયમાં અસન્તોષ જણાતો ગયો. "શું હું મહારાજ્યનો અધિષ્ટાતા નથી? શું જે નિદ્રા કેવળ ગરિબ અને કંગાલમાં કંગાલ મનુષ્યોને મળે તે મ્હને નહિં મળી શકે?" એવા એવા વિચારો ત્હેને આવ્યા.

આવા વિચારથી એક રાત્રિએ ત્હેણે પોતાના તોષાખાનામાંથી એક અમુલ્ય હિરો કહાડયો અને બોલ્યો "આ રત્નની કિંમત મ્હારાં અર્ધ રાજ્ય કરતાં પણ વધુ થવા જાય છે. એથી હું કોઈ મનુષ્ય પાસેથી નિદ્રા ખરીદી લઇશ."

તે રાત્રિનું સૌન્દર્ય અદ્ભુત હતું. જ્હા દૃષ્ટિ ફેરવે ત્યાં અસંખ્ય તારલાઓ જાણે ત્હેનો ઉપહાસ કરતા હોય તેમ ચળકી રહ્યા હતા. પર્વતો, નદિઓ, ઝરણાંઓ અને અનેક વૃક્ષો ચન્દ્રિકાના તેજમાં સ્નાન કરતાં ઉપર જાની રહામા કાંઇક આશ્ચર્યથી સતેજ આંખોએ જોઈ રહ્યાં; જાણે પ્રભુએ તે રાત્રિએ કના નનુ સામ્રાજ્ય કહાડી નાખ્યું હોય તેમ જડ પદાર્થો પણ અદ્ભુત જીવનથી ચમકી રહ્યા ન્નુ દ્રશ્ય.

આમ તેમ દૃષ્ટિ કરતા રાજાએ ગ્રાઈ રક પુરૂષને લીલાં ઘાસમાં સ્વસ્થ ચિત્તે સુતેલો જોયો. આખો દિવસ કામ કરીને કટાળી ગયલો પુરૂષ નિદ્રાને ખોળે શાન્ત હૃદયે પડયો હતો. જાણે નિર્મળ ઝરામાંથી અમિસમ પાણી પીતો હોય તેમ આકાશમાંથી ઝરતી નિદ્રાના

ઘુંટડેઘુંટડા પીતો તે પુરૂષ ધીમે ધીમે શ્વાસ લેતો હતો. ત્હેના વસ્ત્રો જીર્ણ હતાં અને દુનિયામાં ગમે ત્હાં ભટકતો કોઈ ભરથરી હોય તેમ લાગતું હતું તેમ છતાં ત્હેને સૌ મનુષ્યોને શાન્તિ અર્પનાર નિન્દ્રા મળી હતી અને ત્હેની સ્હામું એકીટશે જોઈ રહેનાર આ મહાપુરૂષને છે ગમે તે પ્રકારે મળતી નહતી અને ત્હેને માટે આજે તે પોતાનું અર્ધરાજ્ય તો શું પણ જરૂર પડેતો આખું રાજ્ય પણ આપી દેવા તૈયાર હતો.

નિદ્રાવિહીન નિદ્રાવશ તરફ જોઈ રહ્યો. થોડીવાર પછી ત્હેણે પોતાનો અમુલ્ય હિરો કહાડયો અને સ્હવારના આંખ્ય ઉઘડતાંજ તે પુરૂષ આ રત્ન જોઇને કેવો હર્ષ પામશે તે વિશે વિચાર કરવા લાગ્યો. પણ ત્હેનું હૃદય કોમળ હતું અને પવિત્ર સંસ્કારોથી છલકાતું હતું એટલે તે ખંચાયો. જે સ્થીતિથી તે લગભગ દિવાના જેવો થઈ ગયો હતો, સ્થીતિમાં આ સુતેલા પુરૂષને એનાથી કેમ મૂકી શકાય? નિન્દ્રા વિના પોતાને જે દ્રવ્ય, જે કિલ્લાઓ અને જે રાજ્ય કામના નથી તે પેલા પુરૂષને શું કામમાં આવી શકશે?

ઘણીવાર સુધી રાજા નિન્દ્રાવશ પુરૂષની પાસે ઉભો રહ્યો પણ આખરે ત્હેણે દીર્ઘ નિશ્વાસ મૂકયો. "નહિં: મ્હારાથી આ પુરૂષની પાસેથી નિન્દ્રા નહિં લઈ શકાય!" આટલું બોલીને દિલગીર થતો રાજા બીજા માર્ગ ભણી વળ્યો.

આગળ ચાલતાં એક વૃક્ષને ઓથે એક માતા પોતાનાં બાળક સાથે સુતી હતી. બાળક અને માતા બન્ને દારિદ્રયથી પીડાતાં હતાં. પણ તેમ છતાં માયાળુ નિન્દ્રાદેવીએ ત્હેમને પોતાની સ્હોડમાં લઈ લીધાં હતાં. ગરિબ ભરથરીની નિન્દ્રા જેનાથી લેવાઈ નહિં તે આ માતા—બાળકની નિન્દ્રા કેમ લઈ શકે? ક્ષણભરાજા આ દિવ્ય દેખાવ જોઈ રહ્યો. ઉંચે આકાશમાં તારલાઓ પણ આ દેખાવ ઘડીભર નિરખી રહ્યા. ધીમેથી, રાજાએ પોતાની આંગળીએ પ્હેરેલી હિરાજડીત મુદ્રિકા કહાડી અને નીચા વળીને કાંઇપણ અવાજ કર્યાવગર બાલકની આંગળીએ ભેરવી. બાલકે રાજાના હસ્ત સ્પર્શથી ચમકીને પોતાની ન્હાની મુઠ્ઠીવાળી દીધી અને નિન્દ્રાવશ સ્થીતિમાંજ રાજાની સ્હામાં મીઠું સ્મિત કર્યું.

"પ્રભુના પયગમ્બર! સ્હવાર સુધી એ મુદ્રિકા એમજ જાળવી રાખજે." આમ બોલીને રાજા ત્હાંથી આગળ ચાલી નીકળ્યો.

ત્હાંથી આખા શહેરમાં તે જૂદે જૂદે ઠેકાણે ભટકયો અને અનેક સુતેલાં મનુષ્યોને નિરખીને પોતાના રત્નથી ત્હેમની નિન્દ્રા વેચાતી લેવાનો ત્હેને વિચાર આવ્યો પણ રખે જેમ પોતે નિન્દ્રા વિના દુઃખ પામે છે તેમ અન્ય મનુષ્યો દુઃખી થાય એ વિચારથી તે નિન્દ્રા લીધા વિના આગળ ચાલ્યો ગયો.

એમ કરતાં કરતાં પ્રભાતનાં આછાં કિરણો આકાશમાં ઉગતાં હતાં તેવામાં તે સ્મશાનમાં આવી પહોંચ્યો. ત્હાં બીજાં બધાં પુષ્પોને ઝાંખાં પાડી દેતું એક રૂપેરી પુષ્પ એક કુમળી કબર ઉપર વિસામો લેતું રાજાની દ્રષ્ટિએ પડયું.

"ઓહો! આતો નિન્દ્રાકુંજ પુષ્પ છે, આખરે મ્હને મળ્યું." આમ બોલતો ઉત્સુક રાજા તે પુષ્પ તોડી લેવા નીચો વળ્યો પણ ત્હેવામાં ત્હેની આંખ્યે તે કબર ઉપરનો લેખ પડયો. યુવાવસ્થામાજ કરમાઈ ગયલી કોઈ ભગ્નહૃદયી બાલાની તે કબર હતી

રાજાની આખ્યમા આસુ આવ્યાં "આહા! હું શુ કરવા જતો હતો? હમણાંજ હુ આ પુષ્પ તોડી લેવા જતો હતો બાલિકા! મ્હારા કરતાં ત્હને નિન્દ્રાની વધુ જરૂર છે સ્વસ્થ ચિત્તે સૂઈ રહે મ્હારી બાલુડી! દુનિયાના દુઃખથી રીબાતાં હૈયાંને ગાઢ નિન્દ્રાની વધુ આવશ્યકતા છે. સૂઈ રહે મ્હારી પુત્રી!"

પ્રભાત થયુ. નિન્દ્રા વિહિન રાજાએ પોતાનો અમુલ્ય હિરો લઇને મ્હેલમા પુનઃ પ્રવેશ કર્યો.

ધનસુખલાલ કૃષ્ણલાલ મ્હેતા.

---

# સ્નેહ તપ.

( હરિગીત )

વાગ્યા હશે બે રાત્રિના: નિઃશબ્દ, શાન્ત બધુ હતું:
જનથી ભરેલુ વિશ્વ પણ હા! શૂન્ય, નિર્જન ભાસતું;
ભયભરી રજનીતણી એ શાન્તિ સહ્ય બનાવતો,
બળતો હતો મમભાવથી ત્યા સ્નેહતપ સાક્ષી દીવો.
જ્યા ત્યા ગળેલી નીંદમા પળભર પ્રિયા સૂતી હતી,
દર્દી હતી,—દુઃખી હતી, હા! લક્ષ્મી એ મુજ ઘરકની;
સૌન્દર્યની સુરખી મુખે ઓછી થઇતી દર્દથી,
હા! આર્દ્ર કરતી ઉરને એ શાન્ત, સૌમ્ય મુખાકૃતિ.
બેઠો હતો હુ જાગતો સુકુમાર દેહલતા કને,
જોતો હતો એકીટશે ગભીર ભાવભર્યે ઉરે,
કરતી હતી તાજા સ્મૃતિ કૈં કૈં પ્રસંગો પ્રેમના,
કંપાવતી ઉરતંત્રને કૈં કૈં વિતર્ક, પરમ્પરા.
ઉપચાર તત્પર હુ બની સંભાળતો પ્રિયમૂર્તિને,
હોયે નહી નિદ્રા, કદી સેવાપ્રસંગે, સ્નેહીને;
જય મ્હાલતી આરોગ્યમાં કૈં કૈં પ્રણયસુખ ભોગવ્યા,
આજે પ્રિયા અસ્વસ્થ થાતા આદર્યા તપ સ્નેહનાં.

મોરારજી ગોકળદાસ ચાલ,
ગિરગામ—મુંબાઈ
તા. ૨૦-૨-૧૯૧૩

ચન્દ્રશંકર નર્મદાશંકર પંડયા.

# ગુજરાત કેળવણી મંડળી.*

## ગુજરાત કેળવણી મંડળીના સંમેલનનું ટિપ્પણ.

## THE MEMORANDUM OF ASSOCIATION OF THE GUJARAT EDUCATION SOCIETY.

૧. આ મંડળીનું નામ ગુજરાતી ભાષામાં "ગુજરાત કેળવણી મંડળી" એવું રાખવામાં આવ્યું છે, ને અંગ્રેજીમાં "The Gujarat Education Society" એ પ્રમાણે રાખવામાં આવ્યું છે.

૨. આ મંડળીનું મુખ્ય કાર્યાલય કે ઑફિસ અમદાવાદમાં રાખવામાં આવી છે.

૩. આ મંડળીના હેતુ નીચે પ્રમાણે છે:—

અ. સર્વ પ્રકારના જ્ઞાનનો, કળાનો, નીતિનો, તથા શરીર-સંપત્તિનો ગુજરાતમાં ગુજરાતી ભાષાદ્વારે પ્રસાર કરવો.

---

"* આપણું પ્રધાન કર્તવ્ય" એ ઉલ્લેખથી મેં થોડાક માસ ઉપર આપણાં ગામડાં પ્રત્યે આપણાં કર્તવ્ય ગણાવ્યાં હતાં, અને તેમાં સૌથી મ્હોટામાં મ્હોટી જરૂર એક કેળવણી મંડળી સ્થાપવાની બતાવી હતી. જે વખતે મેં આ લેખ લખ્યો તે જ વખતે અગમ્ય-પ્રભુ ઇચ્છાથી, ગુજરાતની કેળવણીના અગ્રેસર દિ. બ. અંબાલાલ સાકરલાલના મગજમાં એક આવી સંસ્થા સ્થાપવાનો વિચાર સ્ફુર્યો. અને તેનું પરિણામ આ "ગુજરાત કેળવણી મંડળી" છે. એ મંડળીનું સંમિલન ટિપ્પણ તથા સામાન્ય નિયમો દિ. બ. અંબાલાલભાઇની પરવાનગીથી હું વસન્તપત્રમાં પ્રસિદ્ધ થવા મોકલું છું, અને આશા રાખું છું કે ગુજરાતની કેળવણીમાં રસ લેનાર સર્વ ગૃહસ્થો—અમદાવાદ તથા તે બહારના ગૃહસ્થો—આ મંડળીમાં જોડાઈ ગુજરાતની કેળવણીના કાર્યને ઉત્તેજન આપશે. દિવાન બહાદુર મને જણાવે છે કે આ મંડળીના ઉદ્દેશ કે નિયમના સમ્બન્ધમાં કોઇએ કાંઈ સૂચના કરવી હોય તો તે કરવા વિનંતિ છે. મારા તરફથી આ માગણીના ઉત્તરમાં એટલી સૂચના છે કે બને તો ગૂજરાતની ચાલતી કેળવણીસંબન્ધી સઘળી હકીકત—જેમકે શાળાઓની સંખ્યા વિદ્યાર્થીની સંખ્યા, દેશીરાજ્યોમાં કેળવણી, શિક્ષકોની જરૂરિયાતો, કેળવણીની ચાલુ પદ્ધતિ, એનાં સાધનો, એને માટે મંજૂર થએલાં અને કરાવવા જેવાં પુસ્તકો ઇત્યાદિ સંબન્ધી સઘળી હકીકત—વખતોવખત પ્રસિદ્ધ કરવા માટે, ટૂંકામાં, ગુજરાતની કેળવણી ઉપર હરેક જાતની દેખરેખ રાખવા માટે એક કાયમ ગોઠવણ આ "કેળવણી મંડળી" ને અંગે થવી જોઇએ.

આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ.

વ એ ઉદ્દેશ સાધવાસારૂ આ મડળી, પોતાની વખતો વખતની મગદૂર જોઇને, મુખ્યત્વે કરી નીચે દર્શાવેલા પ્રકારના કોઈ એક અથવા અધિક કાર્ય કરશે —

અ જન-ઉપયોગી પ્રાથમિક કેળવણી મળે તેવી મફત ગુજરાતી શાળાઓ સ્થાપવી, ચનાવવી નભાવવી વિગેરે,

બ બીજાઓએ સ્થાપેલી તેવી શાળા કે સસ્થાઓને પોતાના વહિવટમા યોગ્ય સરતોથી કે બીનસરતે લેવી,

ક બુદ્ધિમાન ગરીબોને ગુજરાતીમા કે પરભાષામા હરેક જાતની કેળવણી મળી શકે તેવી મદત કે મનડ કરવી,

ડ ગુજરાતી ભાષામા જ્ઞાન, નીતિ, આરોગ્ય, વિજ્ઞાન, તથા કળાનો પ્રસાર થાય તેવા ભાષણ અપાવવા, પ્રયોગ કરાવવા, તથા બીજા ઇનાજ લેવા,

ફ. રાત્રીશાળા કે રજાના દિવસોની શાળાઓ કાઢવી

ટીપ—ઉપર બતાવેલા સર્વ વ્યવસાયો ચનાવવામા આરોગ્ય, વ્યમન-નિષેધ, શરીર-સપત્તિ, કરકસર, ઉપયોગી જ્ઞાન, તથા સારા ચારિત્ર્યનુ શિક્ષણ આપવા તરફ ખાસ ધ્યાન રાખવામા આવશે, તેમજ નાણાની સવડ હશે તો તે સનડ પ્રમાણે હસ્તક્રિયાની કેળવણી આપવા વિશે લક્ષ રાખવાનો પણ હેતુ છે

કલમ ૩ મા બતાવેના હેત ો ઉપરાત નાણાની ઘટતી સવડ થયેથી અને સાધારણ સભાના ખામ ઠરાવની મ્જોરી મેળવીને નીચે પૈીના એ૯ કે વધારે કાર્ય તે ઠરાવ અન્વય બજાવવા આતી,—ઇ ખાત્યાર છે

હતી સુરખી

૧ હુસ્તમ્ગાના ઉ'આર્દ્ર કરતી ઉરનશાળાઓ કે વર્ગ કાઢવા,

૨. હુનર કે કળાન હતો હું જાગતે ક્રિવા ઉદ્યોગશાળાઓ કાઢવી,

હતો એકીટશે

૩ મડળીનો અર્થે હતી તાજા સ્મૃતિ ગુજરાતી ભાષામા રચાવવા,

૪ પુસ્તકશાળાઓ કે ઉરતત્રને કે ઢવી કે તેમા મદત કરવી,

પર હું બ

૫ શરીરમપત્તિ વૃદ્ધિ પામે નિદ્રાકુસરતશાળાઓ કાઢવી, ને તે હેતુ સારૂ વખતો વખત બીજુ ઘટતું ખરચોરીરવુ,

૬ સ્ત્રીઓને સારી કેળવણી ગુજરાતીમા આપી શકાય તેવા સર્વ ઉપાય લેવા,

૭ ગુજરાતી ભાષામા ઉચ્ચી ને મપૂર્ણ કેળવણી, તથા સર્વ પ્રકારની કેળવણી આપી શકાય તેવા ઇલાજ લેવા

# ગુજરાત કેળવણી મંડળીના સામાન્ય નિયમો.

## સભાસદ વિશે.

કલમ ૧. સારી રીતે લખી વાંચી જાણે એવો કોઈ પણ સગીર કે ઉમર લાયક સખસ (સ્ત્રી કે પુરૂષ) આ મંડળીનો સભાસદ થવા યોગ્ય છે, પણ ઉમરલાયક થતાં સુધી સગીર સભાસદ મત આપી શકશે નહી.

કલમ ૨. સભાસદ થવા ઇચ્છનારે વ્યવસ્થાપક મંડળીને પોતાની ઇચ્છા જણાવવી; તે મંડળીની નજરમાં હરકત નહી હશે, તો તેને સભાસદમાં દાખલ કરશે; દાખલ નહી કરવાનો સબબ આપવામાં આવશે નહી.

કલમ ૩. વ્યવસ્થાપક મંડળીના બધા સભાસદના એકમતથી કોઈ પણ યોગ્ય પુરૂષ કે સ્ત્રીને સંમાન્ય સભાસદ (ઑનરરિ મેમ્બર) નીમવા અધિકાર છે; તેવા સભાસદ "આજીવાન્ત" સભાસદ ગણાશે.

## સભાસદના પ્રકાર.

કલમ ૪. આ મંડળીના સાધારણ સભાસદના નીચે પ્રમાણે પ્રકાર ઠરાવ્યા છેઃ—

અ. જે ગૃહસ્થ રૂપીઆ એક હજાર ૧૦૦૦ કે તેથી વધારે રકમ આપે, તેને "આશ્રયદાતા" ગણવામાં આવશે;

બ. જે ગૃહસ્થ રૂ. ૨૦૦ બસો કે તેથી વધારે આપે, તેને "હિતકર્તા" ગણવામાં આવશે;

ક. જે ગૃહસ્થ રૂ. પચાસ ૫૦ કે તેથી વધારે રકમ આપે તેને "આજીવાન્ત સભાસદ" એટલે "લાઇફ મેમ્બર" ગણવામાં આવશે;

ડ. જે ગૃહસ્થ વાર્ષિક રૂપિઆ પાંચ ૫ આપશે તેને "વાર્ષિક સભાસદ" ગણવામાં આવશે.

ટીપ—આ કલમની રકમ અ. બ. ના સભાસદો પણ "આજીવાન્ત" સભાસદો સમજવાના છે.

કલમ ૫. કલમ ૪ની રકમ અ. બ. ક. માં દર્શાવેલા સભ્યોને, તથા જે ગૃહસ્થ એક રકમે રૂપીઆ દસ બત્રીસ દાખલ આપશે તેને સભાના "સ્થાપક" ગણવામાં આવશે.

તેવા બધા સ્થાપકોનાં નામ સભાના દફતરમાં કાયમ રાખી તે વાર્ષિક અહેવાલમાં બતાવવામાં આવશે.

કલમ. ૬. વાર્ષિક લવાજમ વર્ષના પ્રારંભમાં ભરવું જોઇએ; તે બાકી હશે ત્યાં લગી સભાસદના હક પ્રાપ્ત થશે નહી.

૧. "સ્થાપક" થવાનું લવાજમ એક રકમે ભરવું જોઇએ.

૨. 'આજીવાન્ત' સભાસદ, 'હિતકર્તા', 'આશ્રયદાતા,' એઓનું લવાજમ પુરેપુરૂં વસુલ આવેથી તેઓને જે તે પ્રકારના સભાસદ ગણવામાં આવશે

૩. કોઈ "સ્થાપક" કે "વાર્ષિક સભાસદ" રૂપીઆ દસ દસના કે તેથી મોટા હફતા ભરી રૂપીઆ પચાસની રકમ પુરી ભરી રહેશે, ત્યારથી તે "આજીવાન્ત સભાસદ" ગણાશે.

૪. તેમજ કોઈ પણ રૂપીઆ ૫૦ ભરીને થયેલા 'આજીવાન્ત સભાસદ" રૂપીઆ પચીસ પચીસના (૨૫, ૨૫) કે તેથી મોટા હફતા ભરી રૂપીઆ બસોની રકમ પુરી ભરી રહેશે, ત્યારે તેને "હિતકર્તાનુ" પદ પ્રાપ્ત થશે.

૫. તેમજ કોઈ "હિતકર્તા" સભાસદ રૂપીઆ સો સોના કે તેથી મોટા હફતા ભરી એક હજાર રૂપીઆ પુરા ભરી રહેશે ત્યારે તેને "આશ્રયદાતાનુ" પદ પ્રાપ્ત થશે

કલમ ૭. (અ) આ મંડળીને હરેક જાતની નાહની મોટી બક્ષીસ સ્વીકારવાનો અધિકાર છે.

(બ) કોઈ પણ સખ્સ આ સંસ્થાના હેતુને અનુસરીને કોઈ અમુક રકમ આ સંસ્થાને સોપશે કે બક્ષીસ આપશે તો તેનો વહિવટ સ્વીકારવા આ સસ્થાને અધિકાર છે, ને તે વહિવટ દાતાના હેતુ તથા કરેલી સરતો પ્રમાણે આ સંસ્થા કરશે

(ક) રકમ (અ), (બ), માં દર્શાવેલી બક્ષીસ કે ટ્રસ્ટમાં અનિયમિત જવાબદારીવાળી કંપનીના શેર, અથવા નિયમિત જવાબદારીવાળી કંપનીના પુરા હફતા ન ભરાયા હોય તેવા શેર, સ્વીકારવામાં આવશે નહી.

## સભાસદના હક વિગેરે.

કલમ ૮. દરેક સભાસદ તથા સ્થાપકને દર વર્ષે મંડળીના વાર્ષિક અહેવાલની એક પ્રત મોકલવી.

કલમ ૯. દરેક સભાસદને મંડળીનાં પુસ્તક વાંચવાનો (વ્યવસ્થાપક મંડળે ઠરાવેલા નિયમને અનુસરીને) હક છે.

કલમ ૧૦. આ મંડળીના દરેક સભાસદ તથા સ્થાપકને મંડળીના અંગની બધી સંસ્થાની મુલાકાત લેવાનો તથા તેના કામકાજ વિશે સૂચના કરવાનો અધિકાર છે.

## સાધારણ સભા વિશે.

કલમ ૧૧. આ મંડળીના સઘળા સભાસદોના સમેલનનુ નામ "સાધારણ સભા" એવું રાખવામાં આવ્યુ છે.

કલમ ૧૨. "વ્યવસ્થાપક મંડળ" દર વર્ષે તા. ૩૧ જુલાઈ સુધીમાં એકવાર "સાધારણ સભા" બોલાવશે. તે સભા મળવાના દિવસની ખબર દરેક સભાસદ( જેણે પત્તો લખી આપ્યો હશે કે જેનો પત્તો ખબર હશે તે )ને ઓછામાં ઓછા સાત દિવસ અગાઉથી આપવામાં આવશે પ્રથમની સાધારણ સભા ૧૯૧૪ ની સાલમાં તા. ૩૧ જુલાઈ પહેલાં બોલાવવી.

કલમ ૧૩. પાંચ સભાસદની હાજરી હશે તો સાધારણ સભાનુ કામ ચાલશે. ઠરાવેલા દિવસે એટલી હાજરી નહી હોય તો ત્યાર પછીના અઠવાડીયામાં તેજ વારે અને તેજ વખતે પાછી સભા મળશે, ને તે દિવસે પાંચથી ઓછા સભાસદો હાજર હશે તો પણ કામ ચાલશે

કલમ ૧૪. "સાધારણ સભામા" જે સભાસદો હાજર થઈ શકશે નહીં, તેમને પોતાના તરફથી બીજા હાજર રહેવા સભાસદને મતપત્ર આપવા અધિકાર છે, પણ તેવાં મતપત્ર કાયદાસર લખી મંડળીના મંત્રીને સભા મળવાના વખત અગાઉ કમમાં કમ ૪૮ કલાક પહેલાં પહોંચાડવા જોઇએ.

કલમ ૧૫. સાધારણ વાર્ષિક સભા આગળ ગત થયેલા તા. ૩૧ ડિસેંબર આખરના વર્ષનો હિસાબ, માલ મિલકત તથા દેવા લેણાનુ સરવૈયુ, યોગ્ય રીતે નીમેલા હિસાબ તપાસનાર પાસે તપાસાવીને વ્યવસ્થાપક મંડળ રજુ કરશે, તથા તે મુદતનો અહેવાલ પણ નિવેદન કરશે.

કલમ ૧૬. એ સભાના બધા ઠરાવ બહુમત પ્રમાણે કરવામાં આવશે, પણ મત સરખા પડશે તો પ્રમુખ એક મત અધિક આપી શકશે

કલમ ૧૭. સાધારણ સભાનાં કામ નીચે પ્રમાણે છે—

(૧) નવુ વ્યવસ્થાપક મંડળ નીમવુ;

(૨) પ્રમુખ નીમવો;

(૩) સમાન્ય મંત્રી કે મંત્રીઓ નીમવા;

(૪) હિસાબ તપાસનાર નીમવા;

(૫) રજુ થયેલા હિસાબ કે સરવૈયા, તથા અહેવાલ વિશે ઠરાવ કરવા, તથા
(૬) તે સિવાય બીજી જે બાબત તેમની આગળ મુકવામાં આવી હોય તે વિશે ઠરાવ કરવો.

કલમ ૧૮. પ્રથમની સાધારણ સભા નવું વ્યવસ્થાપક મંડળ નીમે ત્યાં લગી આ સંસ્થાનુ સર્વ કામ વ્યવસ્થાપક-મંડળ તરીકે નીચેના ગૃહસ્થો પૂર્ણ અધિકારથી કરશે; તેઓને નવું મંડળ નીમાતા લગી પોતામાં ખાલી પડે તે જગ્યાએ પુરવાનો તથા નવા સભાસદ પોતાની જોડે સામેલ કરવાનો અખત્યાર છે; તેમજ પોતામાંથી એક કે અધિક મંત્રી નીમવાનો આ મંડળને અધિકાર છે. સાધારણ સભાનું સંમેલન થઈ નવા મત્રી નીમાય ત્યાં લગી આ પ્રમાણે નીમેલા મંત્રી બધી મંડળીના મત્રી દાખલ સર્વ કામ આ નિયમો પ્રમાણે કરશે.

## પ્રથમનું વ્યવસ્થાપક મંડળ.

દી. બા. અંબાલાલ સાકરલાલ દેસાઈ.
રા. બા. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી.
શ્રીયુત કેશવલાલ હર્ષદરાય ધ્રુવ.
ઑન. રા. બા. રમણભાઈ મહિપતરામ નીલકંઠ.
ડાકટર મણીલાલ ગગાદાસ દેસાઈ.
શ્રીયુત પ્રાણજીવનદાસ નારાયણદાસ ડાકટર.
પ્રો. આનંદશંકર બાપુભાઈ ધ્રુવ.
શ્રીયુત કૃષ્ણલાલ નરસીલાલ દેસાઈ.
" ગણેશ વાસુદેવ માવળકર.

કલમ ૧૯. કલમ ૧૮ માં નીમેલું વ્યવસ્થાપક મંડળ પોતે બે હિસાબ તપાસનાર નીમી તેમની પાસે તપાસાવેલો હિસાબ, ને સરવૈયું પ્રથમની સાધારણ સભામાં રજુ કરશે; ત્યાર પાછીના સંમેલનમાં તે સભાએ નીમેલા હિસાબ તપાસનારે જે હિસાબ, સરવૈયું વિગેરે તપાસી પોતાની ખાતરી કરી સહી-કરેલાં હશે તેજ રજુ કરવાં.

કલમ ૨૦. ખાસ કારણસર વિશેષ સાધારણ સભા મેળવવાનો અધિકાર વ્યવસ્થાપક મંડળને તેમજ સમાન્ય મંત્રીને પણ છે. તેની ખબર કલમ ૧૨ માં બતાવ્યા પ્રમાણે સભ્યોને આપવામાં આવશે.

કલમ ૨૧. કોઈ પણ દશ સભાસદોની લેખી માંગણી થયેથી મત્રીએ વિશેષ આધારણ સભા બોલાવવી.

કલમ ૨૨. જે કામ સારૂ વિશેષ મભા બોલાવી હશે, તેજ કામ વિશેષ સભાના મમેલનમાં કરવામાં આવશે, અને અન્ય સાધારણ સભાના મત આપવા, ઠરાવ કરવા, વગેરેના સર્વ કાનુન તેને લાગુ છે.

## વ્યવસ્થાપક મંડળ વિશે.

કલમ ૨૩. આ મડળીનો સર્વે વહિવટ આ નિયમો પ્રમાણે નીમાએલું વ્યવસ્થાપક મડળ કરશે

કલમ ૨૪. વ્યવસ્થાપક મંડળમાં ઓછામાં ઓછા પાંચ સભ્યો હોવા જોઇએ, ને તે સર્વે અમદાવાદના રહીશ હોવા જોઇએ. સમાન્ય મંત્રી કે મંત્રીઓને આ મડળના સભાસદ ગણવામાં આવશે; બાકીના જરૂર લાગે તેટલા સભાસદ સાધારણ સભા નીમશે.

કલમ. ૨૫. ત્રણ સભાસદો હાજર હશે, તો આ મંડળનું કામ ચાલશે.

કલમ ૨૬. આ મંડળનું બધું કામ વધુ–મત પ્રમાણે કરવામાં આવશે; સરખા મત પડેથી પ્રમુખે અથવા અધ્યક્ષ એક અધિક મત આપી શકશે.

કલમ ૨૭. વ્યવસ્થાપક મડળ દર ત્રણ માસે અથવા જરૂર પ્રમાણે તેથી વધારે વખત મળશે.

કલમ ૨૮. વ્યવસ્થાપક મંડળના કોઈ પણ સભાસદની જગ્યા સાધારણ સભા મળતાં અગાઉ ખાલી પડશે, તો તે બાકીના સભ્યો પુરી શકશે.

કલમ ૨૯. આ નિયમોથી વિરોધ ન આવે એવા પેટા–કાનુનો કરવાની, તથા વખતોવખત તેમાં ફેરફાર કરવાની વ્યવસ્થાપક–મંડળને સત્તા છે.

કલમ ૩૦. આ મંડળીને કાયદા પ્રમાણે રજીષ્ટર કરાવવાની તજવીજ વ્યવસ્થાપક મંડળે અનતી જોગવાઇએ કરવી.

## કામકાજ વિશે.

કલમ ૩૧. સાધારણ સભાના તથા વ્યવસ્થાપક મડળના કામકાજની નોધ એક કાર્યવહીમાં રાખવી ને તે ઉપર મત્રીએ તથા અધ્યક્ષે સહી કરવી.

કલમ ૩૨. સંમાન્ય મંત્રી કે મંત્રીઓને સભાસદ તરીકે મત આપવાનો હક છે. તેઓએ આ નિયમો તથા પેટાકાનુનો પ્રમાણે તથા વ્યવસ્થાપક મંડળે કરેલા ઠરાવ પ્રમાણે બધો વહિવટ ચલાવવો:—

અ. (૧) દરેક મેલનના અહેવાલનુ ટીપણુ દફતરમાં દાખલ કરાવવુ;

(૨) સભાનું બધુ દફતર તથા હીસાબ રાખવો.

(૩) સાધારણ સભા તથા વ્યવસ્થાપક મંડળના બધા ઠરાવોનો અમલ કરવો

(૪) રોજનુ ચાલુ કામ ચલાવવુ;

(૫) પત્રવ્યવહાર કરવો, ને ટુંકામા આ સંસ્થાનો હેતુ પાર પાડવાને પોતાના અધિકારનુ સર્વ કામ કરવું,

એ સન્માન્ય મંત્રી કે મંત્રીના કામ છે.

બ સંમાન્ય મંત્રી કે મંત્રીઓ પૈકી એકની સહીવગર કઈ પણ ખરચ થઈ શકશે નહી, વળી સભાના હીસાબ ઉપર તેની વખતોવખત સહી થની જોઇશે

ક. વ્યવસ્થાપક મંડળે વખતોવખત મંજુર કરેલી હદમાં રહી ચાલુ ખરચ કરવું, ને મંજુર થયેલુ મહેકમ રાખવુ, એ પણ સંમાન્ય મંત્રીનુ કામ છે, પણ રૂ ૧૦ થી વધારે દરમાયાની જગ્યા ભરવી હોય તો વ્યવસ્થાપક મંડળની મંજુરી લેવી. સર્વ નોકરો એમના તાબા અને અધિકારમા રહી કામ કરશે

કલમ ૩૩. ચાલુ અવેજ સંમાન્ય મંત્રીના હસ્તક રાખવો, ને ચાલુ અવેજનાં સર્વ ખાતાં, ચોપડીઓ, બોન્ડો ડીબેન્ચરો વગેરે વ્યવસ્થાપક મંડળ બીજી રીતે ઠરાવ કરે ત્યા લગી તેમના હસ્તક રહેશે

---

## કાયમ ફંડ તથા ટ્રસ્ટીઓ વગેરે.

કલમ ૩૪. વ્યવસ્થાપક મંડળ વખતોવખત આ સંસ્થાની રોકડ પુંજીમાંથી કાયમ ફંડ વાસ્તે જુદી રકમ કાઢવા મુખત્યાર છે. તેવા કાયમ ફંડમાંથી કંઈ પણ ખરચ કરવું નહી, પણ તેના વ્યાજ કે ઉત્પનમાંથી કરવું.

કલમ ૩૫. કાયમ ફંડનાં ત્રણ ચતુર્થાંશથી કમી નહી હોય, તેટલી રકમ સરકારી પ્રોમીસરી નોટોમાં, સરકાર મંજુરીથી નીકળેલાં બોન્ડો કે ડિબેંચરોમાં, કે સરકારી જામીનગીરીવાળી સંસ્થાના શેરોમાં રોકવી.

કલમ ૩૬. આ મંડળીનું ચાલુ ભંડોળ "મુંબાઈ બેંકમાં" ચાલુ ખાતે, અથવા તે બેન્કની કે સરકારી સેવિંગબેન્કમાં રાખવું, પણ જરૂરી ખરચ માટેની જોઇતી રકમ સંભાન્ય મંત્રી કે બીજા જવાબદાર કામદાર પાસે કે બીજે યોગ્ય ઠેકાણે રાખવા અધિકાર છે.

કલમ ૩૭. આ મંડળી તરફથી સરકારી પ્રામીસરી નોટો, ડીબેન્ચરો, વગેરે ખરીદવાનું કામ જો રકમ મોટી હોય તો "મુંબાઈ બેન્ક" કે બીજી એવી સધર બેન્ક માર-ફત કરવું, અન્ય પ્રસંગે મંત્રીએ યોગ્ય લાગે તેમ કરવું.

કલમ ૩૮. આ મંડળીની તમામ માલમિલકત આ મંડળીની સામાયિક માલકીની છે, ને કોઈ એક અથવા વધારે સભાસદનો તે ઉપર વ્યક્તિવાર કંઈ પણ હક નથી.

કલમ ૩૯. આ સંસ્થાના કાયમ ફંડની રકમ ને પુંજી બે અથવા વધારે ટ્રસ્ટીઓના નામે રાખવી. તેવા ટ્રસ્ટીઓ વાર્ષિક સભા નીમશે. નવા નીમાતા લગી જુના કાયમ ગણાશે. પ્રથમના ટ્રસ્ટીઓને કલમ ૧૮ પ્રમાણે નીમેલું વ્યવસ્થાપકમંડળ નીમશે.

કલમ ૪૦. વિમો વગેરે ઉતારવા સંબંધે સોસાયટીની સર્વ સ્થાવર તથા જંગમ મીલકત ટ્રસ્ટીના હસ્તકની ગણાશે.

કલમ ૪૧. ટ્રસ્ટીઓ જે જે કામ શુદ્ધબુદ્ધિથી કરશે, તે તે બાબત તેમની કાંઈ પણ પ્રકારની જાત-જવાબદારી ઉત્પન્ન થશે નહીં.

["ગુજરાત કેળવણી મંડળી"ની છાપેલી પત્રિકા.]

# મહાકવિ ભાસનાં નાટકો

કાલિદાસે માલવિકાગ્નિમિત્ર નાટકની પ્રસ્તાવનામાં લખ્યું છે કેઃ—

"प्रथितयशसां भाससोमिल्लककविपुत्रादीना प्रबन्धानतिक्रम्य वर्तमानकवेः कालिदासस्य कृतौ कथं बहुमानः"

એથી માલમ પડે છે કે ભાસ–કવિ કાલિદાસથી ઘણા પ્રાચીન છે, અને કાલિદાસના સમયમાં તેમનાં નાટકોનું ઘણું માન હતું. રાજશેખર કવિએ પોતાની 'सूक्तिमुक्तावलि'–માં ભાસની અને તત્કૃત સ્વપ્નવાસવદત્ત નામક નાટકની પ્રશંસા કરી છે. તેમણે લખ્યુ છે કેઃ–

भासनाटकचक्रेऽपिच्छेकैः क्षिप्ते परीक्षितुम् ।
स्वप्नवासवदत्तस्य दाहकोऽभून्न पावकः ॥

ઈસુની સાતમી સદીના કવિ બાણભટ્ટે પણ 'हर्षचरित'માં ભાસના સંબંધે લખ્યુ છે કેઃ—

सूत्रधारकृतारम्भैर्नाटकैर्बहुभूमिकैः ।
सपताकैर्यशो लेभे भासो देवकुलैरिव ॥

નાટકોની રચના કરીને મોટો યશરાશિ પ્રાપ્ત કરનાર ભાસનુ અત્યાર સુધી ફક્ત નામ-માત્ર જ હતું. તેના ગ્રન્થો અપ્રાપ્ય હતા, પણ સંસ્કૃત ભાષા અને ભારતના સુદૈવે તે હવે પ્રાપ્ત થઈ ગયા છે ત્રાવણકોરના મહારાજા ઘણા વિદ્યાનુરાગી છે, અને વળી તેઓ મોટા પડિત છે. સસ્કૃતમા પોતે ઉત્તમ કવિતા પણ કરી શકે છે. પોતે પોતાની રાજધાની ત્રિવેંદ્રમમાં પ્રાચીન સસ્કૃત પુસ્તકો પ્રસિદ્ધ કરવાનું એક ખાતું જ ઉઘાડયુ છે. આજ સુધીમાં મહારાજની ગ્રન્થમાળામાં સત્તર અઢાર ગ્રન્થો પ્રસિદ્ધ થઈ ચૂક્યા છે. શ્રીયુત ત૦ ગણપતિ શાસ્ત્રી એ કાર્યના અધ્યક્ષ છે. એમના પ્રયત્નથી ભાસના ગ્રન્થો ફરીને ભારતમાં પ્રસિદ્ધ થઈ પ્રકાશમાં આવ્યા છે.

ત્રાવણકોર રાજ્યમાં પદ્મનાભપુર નામનુ એક શહેર છે. એની પાસે મણલિક્કર–મઠ છે.' તેમાં ૩૦૦ વર્ષનાં પુરાણાં તાડપત્રો પર પુરાણી કેરલ લિપિમાં લખાયલું એક પુસ્તક ગણપતિ શાસ્ત્રીને મળ્યુ. તેની પરીક્ષાથી માલમ પડ્યું કે તેમાં મહાકવિ ભાસકૃત દશ નાટક છે. તેમનાં નામ નીચે પ્રમાણે છે'—

| | |
|---|---|
| *૧ સ્વપ્નવાસવદત્ત. | ૬ દૂત-ઘટોત્કચ. |
| ૨ પ્રતિજ્ઞાયૌગન્ધરાયણ. | ૭ બાલચરિત. |
| ૩ પંચરાત્ર. | ૮ મધ્યમવ્યાયોગ. |
| ૪ અવિમારક. | ૯ કર્ણભાર. |
| ૫ ચારુદત્ત. | ૧૦ ઉરુભંગ. |

પાછળથી ગણપતિ શાસ્ત્રીને એમાંના કેટલાક નાટકોની બીજી પણ પ્રતો મ્હૈસુર આદિ સ્થળોથી મળી આવી આ અણમૂલ ગ્રન્થરત્નોને મેળવ્યા પછી શાસ્ત્રીજી એના સમ્પાદક કાર્યમા લાગી ગયા ફળ એ આવ્યુ કે પૂર્વોક્ત દશ નાટકોમાથી પહેલા ત્રણ સુંદર પુસ્ત-વાળી મજબૂત બાધણીથી છપાવીને એમણે પ્રસિદ્ધ કરી દીધા અત્યાર પછી બાકીના સાત નાટ પણ સમ્પાદ -કાર્ય સપૂર્ણ થયા પછી શીઘ્ર પ્રકાશિત કરવામા આવશે

અનેક પ્રાચીન વિષયોની શોધખોળ કરનાર કાન્તિાજને ઇશુની ચોથી અથવા પાચમી સદીનો કવિ માને છે તેઓ કહે છે કે હરીમનની પહેલા કાલિદાસના જેવા સસ્કૃતનો હિંદમા પ્રચાર જ નહોતો ભાસના ગ્રન્થોની પ્રાપ્તિએ એ કલ્પનાની ઇમારતને એકદમ જમીનદોસ્ત કરી નાખી છે ભાસના નાટકોની સસ્કૃત ભાષા કાલિદાસના નાટકોની સસ્કૃત ભાષા કરતા કોઈ પણ વાતમા—સરસતા, સરલતા, અને સ્વાભાવિકતા આદિમા—ઓછી નથી કોઈ કોઈ ઠેકાણે તો તેનાથી ચઢી જાય તેવી છે જુઓ

(१) पायात् स वोऽसुरवधूहृदयावसाद ।
पादो हरे कुवलयामलखङ्गनील ॥
य प्रोद्यतस्त्रिभुवनैक्रमणे रराज ॥
वैदूर्यसक्रम इवाम्बरसागरस्य ॥ १ ॥

(२) यो गाधिपुत्रमखविघ्नकराभिहन्ता ।
युद्धे विराधखरदूषणवीर्यहन्ता ॥
दर्पोद्यतोल्वणकबन्धकपीन्द्रहन्ता ॥
पायात् स वो निशिचरेन्द्रकुलाभिहन्ता ॥ १ ॥

---

ટીપ — * આ નાટકોના નામ તથા તે જડ્યાની હકીકત સાક્ષર શ્રી રા બ કમળાશંકર પ્રા૦ ત્રિવેદીએ સુરતમા શકરજયન્તિના પ્રમુખ તરીકેના ભાષણમા પોતાને મળેલી ખબરને આધારે અત્રે પ્રથમ પ્રસિદ્ધ કરેલી જણ્યામા છે

(૨) पादः पायादुपेन्द्रस्य सर्वलोकोत्सवः स वः
न्याविद्धो नमुचिर्येन तनुताम्रनखेन खे।

આ પદ્યરચનાના નમુના છે. ભાસનું ગદ્ય પણ બહુ ગઢિઆતું છે.

ઈસુની બારમી સદીમાં વન્દ્યઘટીય સર્વાનન્દ નામે એક વિદ્વાન થઈ ગયા છે. તેમણે 'अमरकोष' પર ટીકા કરી છે. એમાં એમણે ભાસની વાસવદત્તાનો ઉલ્લેખ કર્યો છે. અતએવ મહાકવિ ભાસ બારમી સદીની પહેલાંના સિદ્ધ થયા. નવમા શતકના અભિનવ ગુપ્તપાદે પણ પોતાની 'भरतनाट्यवेदविवृति'માં 'સ્વપ્નવાસવદત્તનું' નું નામ લખ્યું છે; આથી ભાસ મહાકવિ તેમની પણ પહેલાંના ઠર્યા. 'काव्यालंकारसूत्रवृत्ति' ના કર્ત્તા વામન અભિનવ ગુપ્તપાદના પૂર્વવર્તી હતા. એમણે ભાસનાં કેટલાંક નાટકોનાં પદ્યોનાં ઉદાહરણો પણ આપ્યાં છે. એ રીતે છઠ્ઠી સદીના આચાર્ય દણ્ડીએ પોતાના 'काव्यादर्श' માં ભાસના 'ચારુદત્ત' અને 'બાલચરિત' નાટકનો એક એક શ્લોક ઉદ્ધૃત કર્યો છે. આથી ભાસ છઠ્ઠા શતકની પણ પહેલા ઠરે છે. કાલિદાસે તો ભાસનો ઉલ્લેખ કર્યોજ છે. કાલિદાસના પૂર્વવર્તી ભામહે પણ પોતાના 'काव्यालंकार' માં ભાસના 'પ્રતિજ્ઞા-યોગન્ધરાયણ' નાટકમાં કહેવાયલી વાતોનું અનુધાવન કીધેલુ છે. એટલુંજ નહિ પણ તેની પહેલાં ચોથી સદીના કૌટિલ્ય—ચાણક્યે તો 'પ્રતિજ્ઞાયોગન્ધરાયણ' નાટકનો એક શ્લોક જેવો ને તેવો પોતાના 'अर्थशास्त्र' માં ઉદ્ધૃત કરી દીધો છે તે શ્લોક તે આ છે.—

नवं शरावं सलिलस्य पूर्णं
सुसंस्कृतं दर्भकृतोत्तरीयम् ।
तत् तस्य माऽभून्नरकं च गच्छेद्
यो भर्तृपिण्डस्य कृते न युद्ध्येत् ॥

આથી એ સર્વથા સિદ્ધ થઈ ગયું કે મહાકવિ ભાસ ચાણક્યથી પણ પુરાણા છે. ગણપતિશાસ્ત્રીએ 'સ્વપ્નવાસવદત્ત' ના ઉપોદ્ઘાતમાં એ સર્વ વાતનો ઘણી યોગ્યતાથી વિચાર કર્યો છે. એમણે કેટલાંક સ્થળ એવાં પણ દેખાડયાં છે કે જેમાં કાલિદાસે ભાસની છાયા પર રચના કરી છે. પ્રાચીન્ નાટકકાર શૂદ્રકે તો પોતાના 'મૃચ્છકટિક' નાટકની રચના ભાસના 'ચારુદત્ત' નામના નાટકના આધાર પરજ કરી છે. ભાસના નાટકનો વિસ્તાર માત્ર શૂદ્રકે કર્યો છે. વચ્ચેવચ્ચે ભાસની પોતાનીજ રચના જેમની તેમ જરાતરા છાંટી નાંખીને મૂકી દીધી છે. ભાસે પોતાના 'ચારુદત્ત' માં લખ્યું છે કેઃ—

यामां वलिर्भवति मद्गृहदेहलीनां ।
हंसैश्च सारसगणैश्च विभक्तपुष्पः ॥
तास्वेव पूर्वबलिरूढयवाङ्कुरासु ।
बीजाञ्जलिः पतति कीट मुखावलीढः ॥ १ ॥

શૂદ્રકે મૃચ્છકટિકમાં એજ પદ્ય આ પ્રમાણે લખ્યું છેઃ—

यासां बलिः सपदि मद्गृहदेहलीनां ।
हंसैश्च सारसगणैश्च विलुप्तपूर्वः ॥
तास्वेव सम्प्रति विरूढतृणाङ्कुरासु ॥
बीजाञ्जलिः पतति कीटमुखावलीढः ॥ १ ॥

ભાસે કેવળ રામાયણ અને મહાભાગતના આધારપરજ પૂર્વોક્ત દશે નાટકોની રચના કરી છે. 'સ્વપ્નવાસવદત્ત' માં રાજા વત્સરાજને વાસવદત્તા સબંધી સ્વપ્ન આવે છે તેની કથા છે માટે એનું નામ એ રાખવામાં આવ્યું છે. જેઓ સંસ્કૃત ભાષાના રસિકો છે તેઓએ ભાસકવિનાં નાટકો ખાસ વાંચવાં જોઇએ.

આ લેખ અલાહબાદથી પ્રસિદ્ધ થતા હિંદી માસિક 'सरस्वती' માંથી ઉપયોગી જાણી ગુજરાતીમાં યથાવત્ અવતાર્યો છે. તે માટે એ માસિકના તન્ત્રીનો તથા એ લેખના લેખકનો હું આભારી છું.

અમદાવાદઃ
૩૦-૩-૧૩

માણેકલાલ કાલિદાસ ભટ.

# એક જિજ્ઞાસા.

'વસન્ત'ના તન્ત્રી સાહેબ,

મહાકવિ કાલિદાસના મેઘદૂતના પૂર્વ ભાગમાં ૬૪ મો શ્લોક નીચે પ્રમાણે છે—

हित्वा तस्मिन् भुजगवलयं शम्भुना दत्तहस्ता
क्रीडाशैले यदि च विहरेत् पादचारेण गौरी ।
भङ्गीभक्त्या विरचितवपुः स्तम्भितान्तर्जलौघः
सोपानत्वं कुरु मणितटारोहणायाग्रयायी ॥

**शंभुना दत्तहस्ता** गौरी तस्मिन् क्रीडाशैले यदि विहरेत् ( v. l विचरेत् )ઇત્યાદિ૦

આ પ્રમાણે અન્વય લેવાનો છે. પાર્વતીને **शंभुना दत्तहस्ता** ( શંભુએ જેને હાથનો ટેકો આપ્યો છે એવા ) એમ વર્ણવવામા કાલિદાસે પોતાના સમયની સ્થિતિ વર્ણવી હશે, કે સ્ત્રી પ્રત્યેની પુરુષની આચારપદ્ધતિ( etiquette )ની પોતાની ભાવના આલેખી હશે ?

આપ સાહેબ જાણો છો કે સાહિત્યમા કેટલેક અંશે જનસમાજના આચારવિચારનુ પ્રતિબિમ્બ આલેખાય છે અને કેટલેક અંશે એ આચારવિચાર કેવો હોવો જોઇએ તેની ભાવના દર્શાવાય છે તો ઉપરની પંક્તિમા આ બેમાનું શુ હશે ? કે પછી કાંઇક ત્રીજી જ વાત હશે ( જે હું સમજી શકતો નથી ) ?

પાશ્ચાત્ય દેશોમાં એક એવી etiquette છે કે ગાડીમાં બેસતી વખતે, અથવા સભાઓમા બોલવા જતી વખતે, અથવા કોઈ પણ શ્રમ પડે એવા વખતે પુરુષો સ્ત્રીઓને પોતાના હાથ વડે ટેકો આપે છે આ રિવાજ અને આપણા કાલિદાસે વર્ણવેલી ઉપરની હકીકત એ બંને એક જ હશે કે જુદા ?

આશા છે કે કોઈ વિદ્વાન ખુલાસો આપશે.

અમદાવાદ,
૧૫-૪-૧૩

સાકરલાલ અમૃતલાલ દવે.

## જાહેરખબરના ભાવ.

| | એક માસ, માટે. | ત્રણ માસ માટે. | ૭ માસ માટે. | બાર માસ માટે. |
|---|---|---|---|---|
| ચાર લાઇન. | રૂ. ૩. | રૂ. ૪. | રૂ. ૬. | રૂ. ૮. |
| અડધું પાનું. | રૂ. ૬. | રૂ. ૮. | રૂ. ૧૨. | રૂ. ૧૬. |
| આખું પાનું. | રૂ. ૯. | રૂ. ૧૨. | રૂ. ૧૮. | રૂ. ૨૪. |

વ્યવસ્થાપક—'વસન્ત.'

---

# એક જિજ્ઞાસા.

'વસન્ત'ના તન્ત્રી સાહેબ,

મહાકવિ કાલિદાસના મેઘદૂતના પૂર્વ ભાગમાં ૬૪ મો શ્લોક નીચે પ્રમાણે છે—

हित्वा तस्मिन् भुजगवलयं शम्भुना दत्तहस्ता
क्रीडाशैले यदि च विहरेत् पादचारेण गौरी ।
भङ्गीभक्त्या विरचितवपुः स्तम्भितान्तर्जलौघः
सोपानत्वं कुरु मणितटारोहणायाग्रयायी ॥

**शंभुना दत्तहस्ता गौरी तस्मिन् क्रीडाशैले यदि विहरेत्** ( v. l विचरेत् ) ઇત્યાદિ૦

આ પ્રમાણે અન્વય લેવાનો છે. પાર્વતીને **शंभुना दत्तहस्ता** ( શંભુએ જેને હાથનો ટેકો આપ્યો છે એવાં ) એમ વર્ણવવામાં કાલિદાસે પોતાના સમયની સ્થિતિ વર્ણી હશે, કે સ્ત્રી પ્રત્યેની પુરુષની આચારપદ્ધતિ( etiquette )ની પોતાની ભાવના આલેખી હશે ?

આપ સાહેબ જાણો છો કે સાહિત્યમાં કેટલેક અંશે જનસમાજના આચારવિચારનું પ્રતિબિમ્બ આલેખાય છે અને કેટલેક અંશે એ આચારવિચાર કેવા હોવા જોઈએ તેની ભાવના દર્શાવાય છે. તો ઉપરની પંક્તિમાં આ બેમાનું શું હશે ? કે પછી કાંઈક ત્રીજી જ વાત હશે ( જે હું સમજી શકતો નથી ) ?

પાશ્ચાત્ય દેશોમાં એક એવી etiquette છે કે ગાડીમાં બેસતી વખતે, અથવા સભાઓમાં બોલવા જતી વખતે, અથવા કોઈ પણ શ્રમ પડે એવા વખતે પુરુષો સ્ત્રીઓને પોતાના હાથ વડે ટેકો આપે છે આ રિવાજ અને આપણા કાલિદાસે વર્ણવેલી ઉપરની હકીકત એ બન્ને એક જ હશે કે જુદા ?

આશા છે કે કોઈ વિદ્વાન ખુલાસો આપશે.

અમદાવાદ,
૧૫-૪-૧૩

સાકરલાલ અમૃતલાલ દવે.

Regd. No. B. 463.

# वसन्त



इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि [illegible]
यश्चायमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमय-
पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् ।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद्.

વર્ષ ૧૨, અંક ૪ [ માસિક ] વૈશાખ, સંવત્ ૧૯૬૯.

મુક્તિનાં સાધન ૧૬૯
( પ્રો. આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ એમ. એ. એલ્એલ્. બી. )
મારી પ્રાસંગિક નોંધ. ૧૭૯
( પ્રો. આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ એમ. એ. એલ્એલ્. બી. )
"વીરનો વિશ્વાસ તથા સુજનતા" ( રા. રા. "દ્વિજ" ) ૧૮૫
"પ્રાર્થના" ૧૮૫
( રા. રા. નલિનકાન્ત નરસિંહરાવ દીવેટીયા )
ગુજરાત કેળવણી મંડળી ૧૮૬
( દિ. બ. અંબાલાલ સાકરલાલ દેસાઈ. એમ. એ. એલ. એલ. બી. ) ——
ગુર્જરી સ્તવન. ૧૯૨
( રા. રા. મણિલાલ કાશીદાસ ભટ્ટ )
પ્રેમાનંદ કૃત મહાભારત ૧૯૩
( રા. રા. "ભાનુ". )
યુધિષ્ઠિરનું અસત્યકથન: ૨૦૫
ચર્ચાપત્ર નં. ૧ ( રા. રા. 'મર્મવિદ્' )
ચર્ચાપત્ર નં. ૨ ( રા. રા. રવીશંકર વિ. ત્રિવેદી )
ઉત્તર ( પ્રો. આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ એમ. એ. એલ. એલ. બી. )
પ્રકૃતિ અને વિગ્રહ. ૨૧૩
( રા. રા. કેશવપ્રસાદ છોટાલાલ દેસાઈ. બી. એ. એલ્એલ્. બી. )
'કોણ નહિ હા ! કેમ રોઈ રોઈ થાય છે !!' ૨૨૨
( રા. રા. ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા. બી. એ. )
ટિપ્પણો અને ઉત્તરો ૨૨૩
( રા. રા. શંભુપ્રસાદ શિવપ્રસાદ મહેતા. બી. એ. )
( રા. રા. પરશુભાઈ વહાલાભાઈ શર્મા )

અમદાવાદ—ધી 'યુનીયન' પ્રિન્ટિંગ પ્રેસ કં. લી. મોતીલાલ શામળદાસે છાપ્યું છે—ટંકશાળ.

# લવાજમ.

(૧) લાઇબ્રેરીઓ, (૨) સભાઓ, (૩) વિદ્યાર્થીઓ, (૪) સ્ત્રીઓ, (૫) ગુજરાતી શાળાના માસ્તરો, (૬) તળાટીઓ તથા (૭) માસિક રૂા. ૧૫ સુધી સર્વ પગારદારોના વર્ષ એકના રૂા. ૨-૦-૦ પોસ્ટેજ સાથે ).

અન્ય સર્વ માટે વર્ષ એકના રૂ. ૨-૮-૦ (પોસ્ટેજ સાથે)

છૂટક નકલ એકના દર ફારમે એક આના પ્રમાણે.

મળવાનું ઠેકાણું—વસન્ત ઑફિસ—અમદાવાદ.

વ્યવસ્થાપક.

---

# નિયમો.

વગર સહીના અને તન્ત્રીની સહીના લેખો માટે તન્ત્રી જવાબદાર છે.

"વસન્ત-ઑફિસ"-ની સહીના લેખો માટે "વસન્ત-ઑફિસ" અને વ્યવસ્થાપક જવાબદાર છે.

અન્ય સર્વ લેખો માટે તે તે લેખોના કર્તા જવાબદાર છે.

૪ ભાષાન્તરરૂપ લેખ લખી મોકલનારે મૂળ ગ્રન્થ કે લેખના કર્તાની પરવાનગી મેળવી શકાય તેમ હોય તો મેળવવી. તથા એ લેખ ભાષાન્તરરૂપ છે અને અમુક ગ્રન્થનું ગ્રન્થના ભાગનું કે લેખનું ભાષાન્તર છે એમ અમોને લખી જણાવવું. તે વિના એ લેખ પ્રસિદ્ધ કરવા માટેની સઘળી જવાબદારી ભાષાન્તર કર્તાને શિર રહેશે.

૫ કોઈ પણ લેખકનું અસલ લખાણ—એ લેખ "વસન્ત" માં દાખલ કરવાનો યા કર્યો હોય કે ન હોય—પણ તે લેખકને પાછું મોકલવાને અમો બંધાતા નથી.

૬ કોઇ પણ માસનો અંક તે પછીના માસની આખર સુધીમાં પણ ન મળે તો ગ્રાહકે અમને તુરત લખી જણાવવાની કૃપા કરવી. પાછળથી એ અંક પૂરો પાડવાને અમે બંધાતા નથી.

વ્યવસ્થાપક.

---

# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चा-यमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् ।

उपनिषद्

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद्

વર્ષ ૧૨, અંક ૪ [ માસિક ] વૈશાખ, સંવત્ ૧૯૬૯


## મુક્તિનાં સાધન.

" નાથ ! કૈસો ગજકો બન્ધ છુડાયો—
गज और ग्राह लरत जलभीतर,
लरत लरत गज हार्यो
नाथ कैसो० १

शबरी के बेर सुदामाके तान्दुल,
रुचि रुचि भोग लगायो
नाथ कैसो० २

दुर्योधनका मेवा छाडके,
भाजी विदुरघर पायो
नाथ ! कैसो० ३ "

* *

શ્રીમદ્‌ભાગવતમાં શુકદેવજીએ પરીક્ષિત્ રાજાને ગજેન્દ્રમોક્ષ નામનું એક ઉત્તમ આખ્યાન

સંભળાવ્યું છે. વાર્તા આવી છેઃ–ક્ષીરસમુદ્રના મધ્યમાં 'ત્રિકૂટાચળ' નામે ત્રણ શિખરવાળો એક પર્વત હતો. એના ઉપર નાના પ્રકારનાં વૃક્ષો પવનથી ડોલતાં હતાં; અસખ્ય પક્ષીઓ વિવિધ સ્વરે નાદ કરી રહ્યાં હતાં; સ્થળે સ્થળે નિર્મળ જળનાં સરોવરો સ્ફટિકવત્ પ્રકાશતાં હતાં; એની બાજુએ પત્થરોમાં થઈને મધુર ઝરણાં ખળખળ વહેતાં હતાં, અને ચોતરફ સમુદ્રનાં મોજા એના પાદને અથડાઈ ધોતાં હતાં. એ પર્વતના એક ભાગમાં વરુણદેવનો બાગ હતો, એમાં દેવાંગનાઓ રમતી હતી. એ બાગમાં—ખજૂરી, આંબા, તાડ, મહુડા, સાગ, વડ, ગુલાબ, ચપા, કેળ, દ્રાક્ષ વગેરે વિવિધ જાતનાં ન્હાનાં મ્હોટાં ફળફુલનાં ઝાડ અને વેલ ઊગેલાં હતાં એની વચમાં એક સરોવર હતું. એની મનોહરતાનું શું વર્ણન કરવું? શ્રીમદ્‌ભાગવતમાં એનુ બહુ સુન્દર વર્ણન કર્યું છે. પણ ટૂંકામાં આ સ્થળે હું એટલુ જ કહુ છું કે બાણ કવિની કાદમ્બરીનુ પપા કે અચ્છોદ સરોવરનું વર્ણન કલ્પી લ્યો. એમાં એક ગન્ધગજ—ઉમદા હાથી, જેના ગડસ્થળમાંથી ઝરતા મદની સુગન્ધથી આખુ વન મગમગી રહે છે—એ અનેક હાથણીઓને લઈ એ વનમાં ફરતો હતોઃ શ્રીમદ્‌ભાગવત કહે છે કે "**यथा गृही**"="ગૃહસંસારી જીવ કુટુમ્બજનોથી વીંટાઈ સસારમાં વિચરે છે તેમ." ફરતો ફરતો બપોરના તાપથી તપેલો એ ગજ એક સરોવરમા હાથણીઓ સહવર્તમાન ન્હાવા પેઠો. ઉત્તર-રામચરિતમાં ભવભૂતિએ વર્ણન કર્યું છે તે પ્રમાણે, એ હાથી સૂંઢવતી પાણી લઈ હાથણીઓ ઉપર વરસાવે છે, હાથણીઓને પાય છે પોતે પીએ છે, અને એમ મો આનન્દ કરતાં કાળ નિર્ગમે છે. એટલામાં એક મહામઘરે આવી હાથીનો પગ ઝાલ્યો! હાથી જોરાવર હતો–મઘરથી સહેજવારમાં ખેંચાઈ જાય એવો ન હતો. ઉપરની ચીજમાં કહ્યું છે તેમ, "**गज और ग्राह**" વચ્ચે એક 'હજાર વર્ષ' એ જળમાં લઢાઈ ચાલી. લઢતા લઢતાં, શુકદેવજી પરીક્ષિતને કહે છે કે, એ ગજનાં 'મન બળ અને ઓજસ્' ક્ષીણ થઈ ગયાં, પણ એ ગ્રાહના મુખમાંથી છૂટવાની પોતાની શક્તિ ન જણાઈ. આખરે વિચાર કરી,' અન્તકાળે જીવ વિવશ થઈ પ્રભુને સ્મરે છે તેમ ' એ હાથીએ પ્રભુને સ્મર્યા–ઊંડી લાગણીથી સ્મર્યા—તેથી સ્મરતાં વાંત જ હૃદયમાં પ્રભુની છબી ખડી થઈ ગઈ! ખડી થઈ ગઈ કે બીજું કાંઈ જ નહિ, માત્ર '**नमामि**'='હુ નમસ્કાર કરૂં છુ' એટલો જ ઉચ્ચાર. 'તમને' એટલું ઉચ્ચારવાનો પણ અવકાશ નથી, જરૂર નથી

નમસ્કારપૂર્વક ગજેન્દ્ર કહે છે

"[नमामि] मे ज्ञानय आतुरं गजाः कुतः करिण्यः प्रभवन्ति मोचितुम् ।
ग्राहेण पाशेन विधातुरावृतोऽप्यहं च तं यामि परं परायणम् ॥

यः कश्चनेशो बलिनोऽन्तकोरगात् प्रचण्डवेगादभिधावतो भृशम् ।
भीतं प्रपन्नं परिपाति यद्भयान्मृत्युः प्रधावत्यरणं तमीमहि ॥"

="મારા બન્ધુઓ મને આ સંકટમાંથી છોડવી શકે એમ નથી તો બિચારી અબળા

હાથણીઓ તો શું જ કરે ? આ ગ્રાહરૂપી વિધાતાના પાશમાં પકડાએલો હું 'પરાત્‌પર' મ્હોટામાં મ્હોટું 'અયન'–શરણાગતિનુ સ્થાન–પ્રભુ–તેને હુ શરણે જાઉં છું. પ્રચંડ વેગવાન મૃત્યુરૂપી બળવાન અજગર પૂઠે પડ્યો છે તેનાથી બ્હીને એ પ્રભુને જે શરણે જાય છે તેનું એ ચારે તરફથી રક્ષણુ કરે છે. મૃત્યુ સુદ્ધાંત જેના ભયથી ન્હાસે છે—એ પ્રભુને અમે શરણે જઇએ છીએ."

આમ ધ્યાન, ધ્યાન પછી નમસ્કાર, અને નમસ્કાર પછી પ્રપત્તિ–શરણાગતિ

પછી ગજેન્દ્ર પ્રભુની ધર્મ અને તત્ત્વજ્ઞાનના ભવ્ય સિદ્ધાન્તથી ભરપૂર સ્તુતિ કરે છેઃ—

"ओं नमो भगवते तस्मै यत एतच्चिदात्मकम् ।
पुरुषायादिबीजाय परेशायाभिधीमहि ॥
.. .................. ... . ... ..
नमो नमस्तेऽखिलकारणाय
निष्कारणायाद्भुतकारणाय ।
सर्वागमाम्नायमहार्णवाय
नमोऽपवर्गाय परायणाय ॥
........ ............ ..............
एकान्तिनो यस्य न कंचनार्थं
वाञ्छन्ति ये वै भगवत्प्रपन्नाः ।
अत्यद्भुतं तच्चरितं सुमङ्गलं
गायन्त आनन्दसमुद्रमग्नाः ॥
...................... ...........
स वै न देवासुरमर्त्यतिर्यङ्
न स्त्री न षण्ढो न पुमान् न जन्तुः ।
नायं गुणः कर्म न सन्न चासन्
निषेधशेषो जयतादशेषः ॥"
........................................ ઇત્યાદિ

પ્રભુ ગરુડ ઉપર બેસી એ ગજની વ્હારે ધાય છે. એમને જોતાં વાંતઃજ ગજ એક કમળનું પુષ્પ સૂંઢમાં લઈ પ્રભુને અર્પે છે અને

"नारायणाखिलगुरो भगवन्नमस्ते"

–એમ કહી નમસ્કાર કરે છે. પાછળના કવિઓએ આ છેવટનું વર્ણન આ કરતાં પણ વધારે

રસિક કર્યું છે. કહે છે કે પ્રભુ લક્ષ્મીજીની સાથે એકાન્તમાં બેઠા હતા, ત આ ગજેન્દ્રની ચીસ સાંભળી, લક્ષ્મીજીને પડતાં મૂકી, ક્યાં જાઉં છું એટલું પણ કહેવા ન રહી, એકદમ ગરુડ ઉપર સ્વાર થયા, અને ગજના મુખમાંથી "હરે!"—શબ્દનો 'હ' પૂરો થઈ 'રે!' ઉચ્ચારાય છે એટલામાં તો એ ગજેન્દ્રની સામે આવીને ઊભા! ચક્રવતી ગ્રાહનું વિદારણ કર્યું. ગ્રાહ જે દેવલ ઋષિના શાપથી આ તિર્યગ્યોનિમાં પડ્યો હતો તે પોતાનું મૂળ દિવ્ય ગન્ધર્વરૂપ પામ્યો. અને ગજેન્દ્ર પણ ભગવાનના સ્પર્શ માત્રથી 'અજ્ઞાનના બન્ધનમાંથી વિમુક્ત થઈ ભગવત્સ્વરૂપ બની ગયો.'

આ ક્ષીરસમુદ્ર તે શું? ત્રિકૂટાચળ પર્વત તે શું? એમાં વરુણનો બાગ અને સરોવર તે શું? એમાં હાથણીઓ સાથે વિહરતો તથા જળપાન અને સ્નાન કરતો ગજેન્દ્ર તે શું? એને પકડનાર ગ્રાહ તે શું?—ઇત્યાદિ આ આખ્યાયિકાની અંગભૂત *અતિશયોક્તિના અર્થ વિચક્ષણ વાચકે ક્યારનાએ પોતાના મનમાં કરી દીધા હશે. છતાં અત્રે અધિક સ્પષ્ટતા ખાતર હું મારા તરફથી એ અર્થ કરીશ, અને પછી ઉપલી કડીઓમાં રહેલા ધર્મ અને તત્ત્વજ્ઞાનના સિદ્ધાન્તો ઉપર આવીશ.

ત્રણ ગુણનો 'ત્રિકૂટાચળ' પર્વત તે સત્ત્વ રજસ્ અને તમસ્ એ ત્રણ ગુણોનું ઉભેલું આ જગત્ છે. એની આસપાસ અનન્તતારૂપી ક્ષીરસમુદ્ર પથરાએલો છે—જેમાં પરમાત્મા લક્ષ્મીજી સહવર્તમાન વિરાજે છે. એ અનન્તતાનાં મોજાં આ જગત્ સાથે હમેશાં અથડાયાં જ કરે છે, અને આ જગતને ધૃવે છે, પવિત્ર કરે છે. આ જગતમાં પાપપુણ્યના ક્ષેત્રરૂપી જે સંસાર તે આખ્યાયિકામાં '×વરુણનો બાગ.' એ બાગમાં અનેક હાથણીઓ સહવર્તમાન વિચરતો હાથી તે અનેક વૃત્તિથી વીંટાએલો જીવાત્મા. એ જીવાત્મા, સંસારના તાપને સંસારનાં જ સુખરૂપી શીતળ જળથી શમાવવા અને વૃત્તિઓ સાથે મ્હાલવા, વિષયભોગરૂપી સરોવરમાં ઊતરે છે. ત્યાં અમુક વખત તો પો[ ] અને પોતાનાં સૌ એકઠાં મળી આનન્દ કરે છે. પણ આખરે જ્યારે મૃત્યુરૂપી ગ્રાહ એને પકડે છે, ત્યારે એ પ્રભુને સ્મરે છે—ખરા મનથી સ્મરે છે. સ્મરતાં વાંત જ પ્રભુ ભક્તની વ્હારે ધાય છે, મૃત્યુરૂપી 'ગ્રાહ'નું વિદારણ કરે છે, અને પ્રભુના સ્પર્શથી જીવાત્મા પરમાત્મસ્વરૂપ બની જાય છે.

આ આ આખ્યાયિકાનો રહસ્[ ]યાર્થ છે. હવે એનું થોડુંક મનન કરીએઃ—

* ઉપમાન અને ઉપમેયમાંથી [ ]ઉપમેયને ગળી જઇને ઉપમેયનું ઉપમાનરૂપે જ વર્ણન કરવામાં આવે તે 'અતિશયોક્તિ' અલંકા[ ]ર કહેવાય છે.

§ "शृङ्गाणीमानि धिष्ण्यानि ब्रह्[ ]णो मे शिवस्य च"

—ભાગવત.

† આ ત્રણ શૃંગો તે બ્રહ્મા વિષ્ણુ [ ]ને શિવનાં ત્રણ સ્થાન—એટલે રજસ્ સત્ત્વ અને તમસ્ એ ત્રણ ગુણ છે.

× વેદમાં વરુણને 'સત્ય' અને 'ઋત' યાને પાપ-પુણ્યનો જોનાર દેવ કહ્યો છે.

આ સંસારરૂપી બાગ રમણીય છે, મોહક છે, છતાં એનાં શીતળ લાગતાં 'સરોવરો' અંદરથી ભયંકર અને દુઃખદાયક છે. રમણીયતા એ માત્ર એનું બાહ્ય સ્વરૂપ છે; પણ તે એવું ધ્યાન ખેંચનારૂં છે કે કવિએ જાણી જોઈને એ સ્વરૂપને આગળ પડતું ચીતર્યું છે, અને એ ચીતરવામાં પોતાની સઘળી વર્ણનશક્તિ વાપરી છે. સંસારની મધુર વિષમયતાનો આ સિદ્ધાન્ત જેને એક શબ્દમાં આપણે **વૈરાગ્યની ભાવના** કહીએ તે કેટલાકને એવો અરુચિકર થઈ પડે છે કે એના પ્રત્યે પોતાની અરુચિ દર્શાવવામાં તેઓ એક પણ વિશેષણ વધારે પડતું ગણતા નથી, અને હિન્દુસ્થાનની અવનતિનું બીજ આ એક સિદ્ધાન્તમાં જ સમાએલું છે એમ માની લે છે. બીજા કેટલાક, જેઓ જરા વધારે શાન્તિથી વિચાર કરવાની ટેવવાળા છે, તેઓ આ ભાવનાનો હિન્દુસ્થાનનાં આબોહવા અને એની પ્રજાના રાજકીય અને સાંસારિક ઇતિહાસથી ખુલાસો કરે છેઃ તેઓ કહે છે કે આ દેશનાં આબોહવાથી આર્ય પ્રજા તવાઈ ગઈ, અને એના ઇતિહાસમાં અન્ધાધુન્ધી ચાલીને એનો સંસાર એવો દુઃખમય થઈ ગયો કે એને સ્વાભાવિક રીતે "**सर्वं दुःखं दुःखम्**" એ સિવાય અન્ય સિદ્ધાન્ત સૂઝે એમ જ ન હતું! આમ ચૈતન્ય ઉપરથી દોષ કાઢી તેઓ જડ ઉપર ચઢાવે છે. જડ અને ચૈતન્યનો સંબન્ધ—જે આ ખુલાસાના ગર્ભમાં રહ્યો છે—તે વિષે અત્રે વિવેચન કરવાનો અવકાશ નથી, પણ આ ખુલાસા સામે આપણે એટલું તો કહી શકીશું કે—પશ્ચિમની પ્રજા વર્તમાન યુગમાં ભોગવિલાસમાં રચી-પચી છે તેથી એને વૈરાગ્યનો મહિમા સમજાતો નથી, અથવા તો પશ્ચિમ દેશમાં જીવનકલહ અત્યારે એવો તીવ્ર બની રહ્યો છે કે ત્યાંના લોકને અથાગ પ્રવૃત્તિ કર્યા સિવાય જીવનનિર્વાહ કરવો અશક્ય હોઈ નિવૃત્તિની કદર એનાથી થઈ શકતી જ નથી—એમ કોઈ તરફથી કહેવામાં આવે તો તેમાં પૂર્વોક્ત ખુલાસા જેટલું જ સત્ય છે.

મનુષ્યનો સંસારનો અનુભવ એ બેશક એના સિદ્ધાન્ત ઉપર અસર કરે છે. પણ એ અનુભવપૂરતો જ એ સિદ્ધાન્ત હોતો નથી. તેમ એ અનુભવ પોતાને શિર ગુજર્યો હોવો જોઇએ એમ પણ નિયમ નથી. મહાન આત્મામાં અનુભવથી સ્ફુરએલો સિદ્ધાન્ત બુદ્ધિથી વિસ્તરે છે; અને અન્યનો અનુભવ કલ્પનાશક્તિથી પોતાનો કરી લેવાય છે. આ દેશમાં જે મહાત્માએ "**सर्वं दुःखं दुःखम्**" એ સિદ્ધાન્ત, એક બૌદ્ધ ગ્રન્થ કહે છે તેમ, "આકાશમાં ઘંટ વગાડીને" સૌને સંભળાવ્યો, તે અન્નપાણી વિના ટળવળતા કે કુટુમ્બનાં ખાનગી દુઃખોથી પીડાતા એક પામર જીવ ન હતા. તેમ ક્ષમા નમ્રતા વગેરે સદ્ગુણોનો એમણે ઉપદેશ કર્યો તે વખતે આ હિન્દ દેશ અનિવાર્ય જુલમથી કચરાઈ ગએલો કે પરાધીન થઈ પડેલો હતો એમ પણ કાંઈ ન હતું.* પણ જગતના સ્વરૂપ ઉપર ચિન્તન કરતાં એમને જે સત્ય લાગ્યું તે એમણે જણાવ્યું, અને તે પોતાની અમોઘ શક્તિથી અન્ય જનોને ગળે ઊતાર્યું. બુદ્ધ ભગવાન

---

* **નીત્શે** ( Neitchze ) નામનો એક પ્રસિદ્ધ અર્વાચીન યુરોપિઅન ફિલસૂફ ક્રાઇસ્ટના મહાન ઉપદેશનો આ રીતે ખુલાસો કરે છે! એના જીવન અને તત્ત્વજ્ઞાનનો એક વિવરણકાર વર્તમાન યુરોપમાં એની પ્રસિદ્ધિ અને અસરનું બહુ વર્ણન કરે છે—એ વાંચી મને થયું કે જ્યાં સુધી આવું તત્ત્વજ્ઞાન વિચારને મોખરે રહે ત્યાં સુધી યુરોપમાં નિત્ય યુદ્ધની ગર્જના વિના શું સંભળાય?

ઉત્તમ ક્ષત્રિય કુળમાં અને પૂર્ણ સમૃદ્ધિમાં ઊછર્યા હતા. પણ એમનુ હૃદય એવું અનુકમ્પાભર્યું, અને એમની કલ્પનાશક્તિ એવી તેજસ્વી હતી, કે પોતે રથમાં બેસીને ફરવા ગયા ત્યાં અન્ય જીવોનાં જરા વ્યાધિ અને મરણનાં દર્શન થકી એમને વૈરાગ્ય થઈ આવ્યો, અને એને પરિણામે, વ્હાલી દારા અને વ્હાલા સુતને ઊંઘતાં મૂકી, તથા પામર જનને પ્રાણસમાન વ્હાલી લક્ષ્મીને તૃણવત્ ત્યજી,—એ એક 'શ્યામ રજની'માં મહેલ છોડી ચાલી નીકળ્યા. આખરે પોતે જ્ઞાન પામ્યા, જગતને એ જ્ઞાન પમાડ્યું, અને જે સ્ત્રી અને પુત્રને ઊંઘતાં મૂકી એ ગયા હતા તેમને પણ જગાડ્યાં, ખરા અર્થમાં જગાડ્યાં. આમ બુદ્ધ ભગવાનની વૈરાગ્યભાવના બાયલા કે કાયર હૃદયમાં પ્રકટી ન હતી—પણ સંસારમાં પારકાનાં દુઃખ જોઈને દ્રવતા કોમળ હૃદયમાંથી જન્મી, પરદુઃખભંજનની મહાપ્રવૃત્તિમાં પરિણત થઈ હતી.

ખાનગી સુખદુઃખનો અનુભવ અને જીવનના સિદ્ધાન્ત વચ્ચે નિયત કાર્યકારણભાવનો સંબન્ધ નથી એ બતાવવા બીજો દાખલો રામચન્દ્રજીનો લ્યોઃ અંગત અનુભવથી જો કોઈ પણ સિદ્ધાન્ત રામને માટે સ્વાભાવિક હોય તો તે આ સંસારની દુઃખમયતાનો અને તેને પરિણામે સંસાર છોડી વનમાં ચાલી નીકળવાનો હતો. મહાકવિ ભવભૂતિ ઉત્તરરામચરિતમાં રામને જ મ્હોંએ કહેવડાવે છે તેમ "दुःखसंवेदनायैव रामे चैतन्यमर्पितम्."= "દુઃખ ભોગવવા માટે જ રામમાં ચેતન્ય મૂકાયુ હતું." એકવાર વન સેવવાનો પ્રસંગ આવ્યો હતો ત્યારે પણ સંસારની પવિત્ર મીહાશ એમણે પોતાની સાથે જ રાખી હતી. પોતે કહે છે તેમ "आरण्यकाश्च गृहिणश्च रताः स्वधर्मे सांसारिकेषु च सुखेषु वयं रसज्ञाः": વનમાં ગૃહી અને વાનપ્રસ્થ ઉભયનો રસ એમણે લીધો હતો. અને જ્યારે એ મીહાશ દૈવની કુટિલ ગતિએ પડાવી લીધી, ત્યારે પૂર્ણ વીરતાથી એ સામે પોતે લડ્યા, વિજય મેળવ્યો, અને સંસારી થયા. કાળ જતા, સંસારની મીહાશ અળગી કરવાની ફરજ પડી ત્યારે એ ફરજ બજાવી—પણ છતા પણ એમણે ભગવાં ન કર્યાં: અશ્વમેધ યજ્ઞમાં સીતાજીની સુવર્ણની મૂર્તિ કરીને પાસે બેસાડી, અને વ્યવહારની સ્થૂલ દૃષ્ટિએ જે ત્યાગ હતો તે ભાવનાની સૂક્ષ્મ દૃષ્ટિએ પરમયોગરૂપ બની રહ્યો.

આમ બુદ્ધ અને રામના જીવનમાં વૈરાગ્યની ભાવના બે જુદે જુદે રૂપે સિદ્ધ થાયછે. ઉભય નિત્ય-શુદ્ધ-બુદ્ધ-મુક્તસ્વરૂપ પુરુષ હતા, અને એમને આ સંસારસરોવરનો 'ગ્રાહ' પકડી શકે એમ ન હતું. પણ આપણે પામર જીવો એ 'ગ્રાહ'થી પકડાએલા છીએ, અને એનાથી છૂટવા યત્ન કરવાનો છે. આ યત્ન કેવળ આપણાં જ બળ વીર્ય અને પરાક્રમ ઉપર આધાર રાખીને કરવો જોઇએ, એમ કેટલાક કહે છે. જેઓને સ્વબળ ઉપર એટલો વિશ્વાસ હોય તેમને ધન્ય છે. એ વિશ્વાસ યથાર્થ છે કે કેમ એ પરિણામથી જણાય. પણ એ વિશ્વાસ આપણા જેવા જીવોને માટે નિષ્ઠુર અને અહંતાભર્યો છે એ તો એને કસોટીએ ચઢાવતાં પહેલાં પણ કહેવામાં બાધ નથી. પ્રભુના અનુગ્રહની દરકાર ન કરતાં જે કેવળ ન્યાય જ માગે છે તેના સંબન્ધમાં ફ્રેડરિક હૅરિસને "The Positive Evolution of Religion" નામના પુસ્તકમાં એક સ્થળે કહેલું તે અત્રે યાદ આવે છે. એ કહે છેઃ—

'" He stands alone before his offended God—waiting for strict justice, prepared to meet his fate. I am not about to deny that the thought is one of tremendous power that must rouse and inspire some natures with desperate energy. - The strong, resolute, proud nature, with hard brain and untamed self-confidence, may go to this dread ordeal with magnificent heroism. There have been such natures: but are all men, all women, all the timid and the weak ones able to bear such a strain? I do not deny that some men can be raised to heroic mood by such a religion as this Theism. But I say the majority would be crushed and appalled by it It is the religion of the strong, the independent, the masterful It would be the purgatory of the feeble, the irresolute, the clinging natures"

હવે આ 'ગ્રાહ' તે શું?—અને એમાંથી મુક્તિ પામવાનાં શાં સાધન? એ વિચારીએ ઉપર કહ્યું કે 'ગ્રાહ' તે મૃત્યુ. પણ હજી 'મૃત્યુ' તે શુ એનુ વિવેચન કરવું બાકી છે. આ શરીરી હું જીવું નિત્ય જીવું એવી ઇચ્છા મૂર્ખાઇભરેલી છે. એમ નિત્ય જીવી શકાતું જ નથી, અને એમ જીવવામાં આનન્દ પણ નથી. એક ગ્રીક આખ્યાયિકા છે કે ઉષાએ પોતાના કાન્ત ટિથોનસ માટે દેવ પાસેથી અમૃતત્વ માગી લીધુ, પણ યૌવન માગવું ન સૂઝ્યું—તેથી એ બિચારો નિત્ય ઘસાતો જ જાય પણ મૃત્યુ આવે નહિ! આ કેવી દુર્દશા! વળી નિત્ય યૌવન, જેમાં વધારો નહિ અને ઘટાડો નહિ, એ પ્રાપ્ત થાય તો પણ શું?—નવીનતાને અભાવે એ પણ કંટાળો આપે. વસ્તુતઃ જે અમૃતત્વ માટે મહાત્માઓ મથે છે તે આ દૈહિક જીવનની નિત્યતા નહિ, ઉલટું એ જીવનનો લોપ. કિસા ગોતમી બુદ્ધ ભગવાન પાસે ગઈ અને કહ્યું કે "મહારાજ! મારા બાળકને જીવતું કરો." ત્યારે બુદ્ધ ભગવાને એને મૂઠી રાઈના દાણા માગી લાવવા કહ્યું-પણ તે એવે ઘેરથી કે જ્યાં આજપર્યન્ત કોઈ મરી ગયું ન હોય. બિચારી બહુ ભટકી, પણ બુદ્ધ ભગવાને માગી હતી તેવી રાઈ ન મળી. કોઇને ઘેર પિતા તો કોઇને ઘેર પુત્ર, કોઇને ઘેર પતિ તો કોઇને ઘેર પત્ની, કોઇને ઘેર ભાઈ તો કોઇને ઘેર બેન-એમ ઘેરેઘેર કોઇને કોઈ તો મરી ગએલું ખરૂં જ. આ અનુભવ કરાવાને કિસા ગોતમીને બુદ્ધ ભગવાને સમજણ પાડી કે મરણ જીવમાત્રને માટે આવશ્યક છે, અને એનાથી મુક્ત થવાનો માર્ગ એક જ છે કે જીવનું જીવપણું નાશ કરવું. એ જીવપણું શી રીતે નાશ પામે? તૃષ્ણાનો નાશ કરવાથીઃ* હું જીવું, જીવું, અન્યને મારીને પણ જીવું એવી જે જીવનની તૃષ્ણા જીવ માત્રમાં રહેલી છે, તેને મૂળમાંથી નાશ કરવી જોઇએ. એ તૃષ્ણા વિષયમાં લપટાવાથી ઉત્પન્ન થાય છે. આ વિષય તે તે પદાર્થો નથી, પણ એ પદાર્થોમાં જે મોહકતા છે તે છે. એ મોહકતાનો નાશ કરવા સંબન્ધી બ્રાહ્મણ શાસ્ત્રકારોએ એક પરમ સત્ય એ બતાવ્યું છે કે જ્યાં સુધી સકલ સૌન્દર્ય-નિધાન, પ્રેમનિધાન, રસનિધાન

* ઉપનિષદ્‌માં ઇન્દ્રિયોને અને વિષયોને 'ગ્રહ' અને 'અતિગ્રહ' કહ્યા છે. ગ્રહ એ મૃત્યુ છે, પણ ઇન્દ્રિયોને અને વિષયોને વશ થવું એ જ ખરૂં મૃત્યુ છે. આમ બંને અર્થની એકતા છે.

પરમાત્માની છબી નેત્ર આગળ ખડી થઈ નથી ત્યા સુધી જ એ મોહકતા છે. સંસારની મહુડી ઉપરથી હોઠ—મ્હોં—ઉઠાવી! એકવાર એ અમૃતકલશને લગાડો, પછી મહુડી તરફ વળવાનું તો શું, પણ એ અમૃતકલશને હોઠ આગળથી ખશેડવાનું પણ તમને મન નહિ થાય. પરમાત્માનો રસ એ તો માતાના સ્તનનું દૂધ છે. બાળક એ સ્તનને વળગ્યુ હોય તે વખતે એને બોલાવશો રમાડશો તો એ તમારા સામુ જોશે, હસશે, ખુશ થશે, પણ પાછું સ્તનને વળગશે—તેમ ધાર્મિક આત્માઓ પણ આ સંસાર સામુ જોઇને, હસીને, રમીને, પણ પાછા પરમાત્મા તરફ પોષણ માટે વળે છે. આમ પ્રભુ પ્રત્યે પ્રેમ એ જ વૈરાગ્યનો ખરો અર્થ છે. એ પ્રેમ અને આર્તસ્વરે શરણાગતિ એ આ સંસારરૂપી 'ગ્રાહ'ના મુખમાંથી છૂટવાનું પરમ સાધન છે. પ્રેમ, શરણાગતિ એ હૃદયનો ભાવ છે, પણ પરિણામમાં એ મનુષ્યના સર્વ સ્વરૂપને વ્યાપી નાંખે છે. મુખવડે સ્તુતિ એ એનો વાચિક ઉદ્‌ગાર છે, અને હસ્તવડે અર્પણ એ એનો કાયિક આવિર્ભાવ છે. ગજની પાસે કમળ વિના શું અર્પવાનું હતું? પણ જે અર્પવાનું હતું તે આહ્લાદભરી સૂંઢ ઊંચી કરીને અને નમ્રતાભર્યું મસ્તક નમાવીને આપ્યુ, અને એટલાથી હજારો અશ્વમેધ કરતાં પણ અધિક એવી પ્રભુની સેવા થઈ ગઈ!

શબરીએ રામચન્દ્રજીને બોર અર્પણ કર્યાઃ ખરી ભક્તિથી રામ અને સીતાજી આગળ બોરનો પડીઓ મૂકી દીધો, ત્યારે લક્ષ્મણજીએ પૂછ્યુંઃ "બાઈ! ખાટાં તો નથી ને?" શબરીએ જવાબ દીધો "મહારાજ! એકે એક ચાખી ચાખીને મૂક્યુ છે."! લક્ષ્મણજી અને સીતાજી હસ્યાં. ભોળી ભીલડીને અધકરડેલાં ઉચ્છિષ્ટ બોર પ્રભુને ધરાવતાં કાંઈ બાધ લાગ્યો નહિ. શા માટે લાગે? સંસારનાં સુખ ચાખો અને તે પરમાત્માને અર્પતા જાઓ એ ભક્તિનુ ઉત્તમ સ્વરૂપ છે. પ્રભુ ભોળી ભીલડી જેવાં આપણ પામરજનો પાસે એ કરતાં અધિક માગતો નથી

જે હોય તે આપો. સુદામાના ઘરમાં ખારા પહુંવા સિવાય બીજું કાંઈ જ ન હતું. સ્ત્રીના આગ્રહથી ફાટયા તૂટયા લુગડામાં એ દારિદ્રય બાંધીને મિત્ર પાસે લઈ ગયા. અને બહુ દહાડે મળ્યા, તેથી પ્રેમથી ભેટી પ્રભુએ એમને પાસે બેસાડયા. સ્ત્રીએ પ્રભુને આપવાની ભેટ તો જોડે બંધાવી છે, પણ તે કેમ અપાય?—એમ સંકોચમાં ને સંકોચમાં પેલું પોટકું સંતાડે પણ એ આપવાની હિંમત ચાલે નહિ. સર્વજ્ઞ પરમાત્માએ હસીને કહ્યું "ભાઈ સુદામા! ભાભીએ શું મોકલ્યું છે?—જોવા દો." સુદામા 'કાંઈ નહિ,' 'કાંઈ નહિ' કહેતા જાય, અને પેલું પોટકુ દબાવે. ભગવાને પોટકુ લેવા માંડ્યુ—લીધુ—છોડ્યુ. અને એમાંથી પહુંવા લઈ એક મૂઠી, બીજી મૂઠી, એમ ખાવા માંડયા. ત્રીજી મૂઠી ભરવા જાય છે ત્યાં નરસિંહ મહેતા કહે છે કે—

"રુક્મિણી કર ઝાલ્યો શીશ નામીઃ

"એક રહ્યાં અમો, એક બીજા તમો, ભક્તને અઢળક દાન કરતાં;
પ્રેમદાએ પ્રેમનાં વચન એવાં કહ્યાં, હાથ ઝાલ્યો ત્રીજી મૂઠી ભરતાં."

પણ એ મૂઠી થોડી નહોતી. એ મૂઠીમાં તો પ્રભુએ સુદામાનું દારિદ્રય હર્યું, ઘર સોનાનું કરી દીધું, સકળ સમૃદ્ધિથી ભરી દીધું ! દારિદ્રયથી શરમાશો નહિ. જે કાંઈ થોડું ઘણું–જારા પૌંવા જેવું પણ–તમારી પાસે હોય તે પ્રભુને અર્પણ કરશો તો એ તમારૂં દારિદ્રય ટાળશે. આ દેશ પાસે મૂડી નથી, પણ પ્રભુનો એ બાળમિત્ર છે, અને પોતાના દારિદ્રયનું પોટકું પણ એ પ્રભુ પાસે જઇને ધરશે તો પ્રભુ એ સ્વીકાર્યા વિના રહેશે નહિ–અને આ સુદામાની ઝુંપડીને સુવર્ણમય સુદામાપુરી જરૂર બનશે. આપણું ધન જ્યાં સુધી આપણે પ્રભુને સમર્પતા નથી—સત્ય પ્રામાણિકતા લોકોપકાર વગેરે ગુણોથી એને પવિત્ર કરતા નથી—ત્યાં સુધી જ જગતની સમૃદ્ધ પ્રજામાં સ્થાન પામવાનો આપણને વિલંબ થાય છે.

પ્રભુ નમ્ર અને નીતિમાનનો છે, અભિમાની અને દુષ્ટનો નથી. વિદુરની ભાજી એને વધારે ગમે છે, દુર્યોધનના મેવા ગમતા નથી. વિદુર યમરાજાનો અવતાર હતા. એમ કહેવાય છે કે માંડવ્ય ઋષિએ છેક બાળપણમાં એક તીતીઘોડો વીંધ્યો હતો. તે માટે જ્યારે યમરાજાએ એમને સજા કરી, ત્યારે ઋષિએ યમરાજાને શાપ દીધો કે “ ‘બાલ્યકાળની અજ્ઞાનાવસ્થામાં કરેલું પાપ કર્તાને વળગતું નથી એમ શાસ્ત્રની મર્યાદા છે, છતાં તમે અન્યાયથી મને સજા કરી તેથી મર્ત્યલોકમાં અવતરજો ’ ” અર્થાત્ અદલ ઇન્સાફ એ યમરાજની ભાવના છે, એ વિદુરમાં અવતરી હતી—અને એ પરમાત્માને વહાલી છે. અન્યાયી દુર્યોધન પાંડવોનાં રાજપાટ પચાવી બેઠો છે, અને અન્યાયથી મેળવેલી લક્ષ્મીના મદથી એવો આંધળો બની ગયો છે કે એને પ્રભુની દરકાર નથી ! પ્રભુની મદદ લેવા દોડે છે ત્યારે પણ અર્જુનની પેઠે નમ્રતાથી પ્રભુના ચરણ સેવવા બેસતો નથી, પણ અભિમાનથી મસ્તક આગળ અક્કડ થઈ બેસે છે. અને છેવટે જ્યારે મદદની માગણીના ઉત્તરમાં પ્રભુ એને કહે છે કે “ કહે તો હું તારી તરફ રહું, અને કહે તો આ સેના તને લડવા આપું: પણ એટલી શરત કે હું જેની તરફ રહું તેની તરફથી શસ્ત્ર હાથમાં ઝાલીશ નહિ. ” ત્યારે એ મૂર્ખ અભિમાની જીવ પ્રભુને બદલે સેના પસંદ કરે છે ! વસ્તુતઃ આ સંસારના યુદ્ધક્ષેત્રમાં પ્રભુ શસ્ત્ર લઇને લડતા નથી, પણ જે પક્ષ તરફ એ રહે છે તે જ પક્ષ વિજયી થાય છે. વીર્ય ઉદ્યોગ આદિ પ્રભુની જ સેના છે, પણ જે ઘડીએ એમાંથી પ્રભુનું પવિત્ર તત્ત્વ છૂટું પડે છે તે ઘડીએ એ આ જગતના યુદ્ધક્ષેત્રમાં વિજય મેળવવા માટે તદ્દન નિરર્થક નીવડે છે. દુર્યોધનની માફક ક્ષણિક ફતેહમન્દીથી કદી રાચવું નહિ: છેવટે, might is not right પ્રભુ બળવાનનો નથી, ન્યાયવાનનો છે—એ જ સાબીત થાય છે. અને એ સિદ્ધાન્ત જ દુર્યોધનના દૃષ્ટાન્તમાં પ્રત્યક્ષ થાય છે.

આ પ્રમાણે આપણે ટુંકામાં, સંસારનું મોહક સ્વરૂપ, એના અન્તરમાં રહેલો ‘ મૃત્યુ ’-રૂપી મહાભય, ‘ મૃત્યુ ’ નો અર્થ—જીવનું જીવપણું, એ ‘મૃત્યુ’માંથી મુક્ત થવા માટેનાં સાધનો—પ્રભુનું સ્મરણ, એના પ્રત્યે પ્રેમ અને પ્રપત્તિ, એની સ્તુતિ અને નૈવેદ્ય, નીતિ અને નમ્રતા.–ઇત્યાદિ વિષયો અવકાશાનુસાર આપણે ચર્ચ્યા.

આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ.

# મારી પ્રાસંગિક નોંધ.

ગઈ સંસારસુધારા-પરિષદ્‌માં જ્ઞાતિસંસ્થાને લગતો ઠરાવ મેં રજુ કર્યો તે જોઈ કેટલાકને આશ્ચર્ય લાગ્યું છે. અને મારા એક મિત્રે તો અકળાઈ જઈ મારા ઉપરના ખાનગી પત્રમાં 'ઠીક થયું કે અમે છેતરાતા મટયા' ઇત્યાદિ ઊભરા કાઢયા છે! અને બીજા એક ગૃહસ્થે રા. નરસિંહરાવના "સતત પ્રસંગ અને પરિચયનું આ મહા પરિણામ" છે એમ માન્યું છે! આ ગૃહસ્થોની માન્યતા કેટલી અકારણ છે એ વિષે હું સ્હેજ સૂચન ગયા અંકની "મારી પ્રાસંગિક નોંધ"માં કરી ગયો છું. તથાપિ જ્ઞાતિસંસ્થા વિષે મારા હાલ જે વિચાર છે તે નવા નથી પણ લગભગ વીસ વર્ષના—એટલે કે આપણા દેશનાં ધર્મ-શાસ્ત્રોને ઐતિહાસિક દૃષ્ટિએ હું જોતાં શીખ્યો, તથા આપણા દેશની સ્થિતિ વિષે તથા એના ઉદ્ધારના માર્ગો વિષે યથામતિ વિચાર કરવા લાગ્યો ત્યારના—છે. રા નરસિંહરાવ વીસ વર્ષ ઉપર એમના જે મિત્રો 'અમારા સુધારા'ની વિરુદ્ધ હતા અને હાલ તરફેણમાં આવ્યા છે એમ કહે છે, તેમાંનો હું એક નથી. આવા ગંભીર વિષયમાં વિચાર પરિપક્વ દશાએ પહોંચ્યા વિના તથા જગતનો અનુભવ મેળવ્યા વિના કાંઈ પણ લખવું એ લેખક તરીકે પોતાની જવાબદારી સમજનારને માટે બરાબર નથી, અને પ્રસંગ આવ્યા વિના લખાતું પણ નથી—એ કારણથી વીસ વર્ષનું જૂનું પ્રમાણ તો હું ટાંકી શકું એમ નથી, પણ **અગીઆર બાર વર્ષ ઉપરનો મારો એક લેખ હું નીચે ટાંકું છું.** તે વાંચ્યા પછી, હું આશા રાખું છું કે કોઈ પણ વાચક મારા આ પરિષદ્ સાથેના સંબન્ધને આશ્ચર્ય સાથે નહિ જુવે. પણ આથી હું એમ કહેવા માગતો નથી કે 'સુધારાવાળા'ઓ સાથે આ વિષયમાં હું સર્વથા મળું છું. તેઓ સાથે સામાન્ય રીતે મારો ક્યાં મતભેદ પડે છે તેનું કાંઈક સૂચન ગયા માસની "મારી પ્રાસંગિક નોંધ"માં હું કરી ગયો છું, અને એનું વિશેષ નિરૂપણ હવે પછી કરવા માગું છું. આ જ્ઞાતિસંસ્થાના વિષય સંબન્ધે 'સુધારાવાળા' સાથે મારે જે મતભેદ છે એ મિત્રનો છે, વિરુદ્ધ સ્વભાવવાળા મિત્રનો છે, શત્રુનો નથી. અત્યારે તો હું મારા-આશ્ચર્યગ્રસ્ત બન્ધુઓના આશ્ચર્યનિવારણાર્થે ૧૯૦૨ ની સાલનો મારો લેખ—જેમાં ૧૯૦૧ ના ડિસેમ્બરના મારા એક લેખનું સમર્થન છે—તે ટાંકીને જ વિરમું છું:—

વર્ણવ્યવસ્થા જાતિથી કે ગુણકર્મથી?

[ 'જિજ્ઞાસુ' સહીથી એક ગૃહસ્થ મારા ૧૯૦૧ ના ડીસેંબરના એક લેખ ઉપર નીચે પ્રમાણે ટીકા કરે છે:— ]

* * * *

"ગયા ડિસેમ્બર માસના સુદર્શનમાં આપે હિંદુઓની ધર્મસંબંધી અને સાંસારિક સ્થિતિના સાંપ્રત વલણ વિષે ચર્ચા કરતાં, બ્રાહ્મણ વર્ગ વિષે જે પ્રશ્ન ચર્ચ્યો છે, તે ચર્ચાના શબ્દોમાં ઉદ્દેશ જેટલો જ ભાવ રહી શક્યો હોત તો, તેમાં કંઈ હાનિકારક નહોતું. પરંતુ ઘણા થોડા

શબ્દોમાં આપે, આપનો મનોભાવ દર્શાવવા પ્રયત્ન કર્યા છતાં, હિંદુસ્થાનના ભવિષ્ય સંબંધી આર્ય અને અનાર્ય-બન્ને વર્ગના વિદ્વાનોને જે ચિંતા થાય છે, તે જ ચિંતાની ઉંડી છાપ તે જ શબ્દોમાં તાદૃશ દીઠામાં આવે છે, અને તેથી તે ચર્ચાનું સ્પષ્ટીકરણ થવા વિસ્તારપૂર્વક વિવરણની આવશ્યકતા છે, એમ ધારી આપને જે પરિશ્રમ આપું છું તે ક્ષંતવ્ય છે, એમ આપ સ્વીકારશો જ.

આપ એવો પક્ષ ગ્રહણ કરો છો કે-બ્રાહ્મણવર્ગનું "સ્થાન ધાર્મિકતાથી યુક્ત અને કોલેજ આદિ સાધનોવડે વિદ્યાસંપન્ન થએલા પુરુષોથી પૂરાશે, કારણ કે એ જ ભવિષ્યના બ્રાહ્મણો છે." અને એવી સ્થિતિ લાભકારક છે, એવો આપનો સ્પષ્ટ સિદ્ધાન્ત છે. એ પક્ષમાંથી નીચે પ્રમાણે પ્રશ્નો ઉત્પન્ન થાય છેઃ—

૧ હિંદુઓની વર્ણવ્યવસ્થા જાતિભેદથી યોજાએલ છે, તે ઇષ્ટ છે કે અનિષ્ટ છે? અનિષ્ટ છે તો પ્રાચીન આર્ય મહર્ષિઓએ તેમ કરવામાં ભૂલ કરી છે કે શી રીતે?

૨ હિંદુ શિવાયની પ્રજાઓમાં વર્ણવ્યવસ્થા જેવો કંઈ પણ સામાજિક ભેદ છે કે નહિ? અને એવો ભેદ રાખવાનું ધોરણ જાતિ-એટલે જન્મયોગ વિના અન્ય પ્રકારે ઘડી શકાય તેવું છે કે નહિ?

૩ વર્ણવ્યવસ્થા તુટતાં હિંદુ પ્રજાના પ્રજાત્વનો નાશ થવાનો સંભવ છે કે નહિ?

આ પ્રશ્નોનું સમાધાન કરતાં, એક દૃષ્ટિબિંદુ નહિ, પણ અનેક દૃષ્ટિબિંદુઓ લક્ષ્ય થઈ શકે છે. શાસ્ત્રપ્રમાણથી હરકોઈ પ્રશ્નનું નિરાકરણ કરનારાઓ સંસ્કૃત એટલું શાસ્ત્ર સમજતા નથી; પરંતુ શ્રુતિ, સ્મૃતિ અને પુરાણની જ્યાં એકવાક્યતા હોય, તેને જ પ્રમાણ ગણે છે. તે સર્વમાં પણ શ્રુતિને જ પ્રધાનપદ આપે છે. અને તેમ કરતાં બન્ને પક્ષવાદીઓ શ્રીમદ્ ભગવદ્ગીતાનું "<u>ચાતુર્વર્ણ્યં મયા સૃષ્ટં ગુણકર્મવિભાગશઃ॥</u>"—એ વચનને સ્વપક્ષને પુષ્ટિકારક ધારે છે. તેથી તે વચનનું પણ યાથાર્થ્ય સમજાવવાની સંપૂર્ણ આવશ્યકતા છે. જન્મના યોગથી વર્ણભેદને સ્વીકારનારાઓ ગુણ કર્મ પ્રમાણે જ કૃત કર્મનું ફળ ભોગવવા પુનર્જન્મ થાય છે, અને તેથી તે સર્વ પ્રસંગને અનુરૂપ યોનિમાં જ જન્મ પ્રાપ્ત થાય છે, એમ જ સમજી જાતિભેદ સ્વાભાવિક અને આવશ્યક હોય, એમ માને છે, ત્યારે વિકાસક્રમવાદ (Evolution theory) નો હેતુ પણ તેથી વિરુદ્ધ ન જ હોવો જોઈએ, એમ કહેવું યુક્તિસંયુક્ત છે. કેમકે વિકાસવાદમાં પણ પૂર્વજગુણોની સંક્રાન્તિ (Law of Heredity) ના નિયમને અગત્યનું તત્ત્વ માનેલું છે. વળી આપે પણ "સર્વેનો ઉપક્રમ મૂલસ્વરૂપ તરફ જ હોય છે," "જે સ્વાભાવિક છે, જે થવું જોઈએ, તે જ થાય છે;" ઇત્યાદિ શબ્દોથી એ વિચારનું સમર્થન કર્યું છે.

વળી જન્મના યોગ વિના હિંદુઓના વર્ણભેદ જેવો ભેદ સર્વત્ર જોવામાં આવે છે. માત્ર એટલો જ તફાવત છે કે—તેવી પ્રજાઓમાં સામાજિક ઉત્કૃષ્ટતા અથવા નિકૃષ્ટતાનું

વિભાજક સૂત્ર વિત્ત થઈ પડે છે; વિત્તથી નિકૃષ્ટ તે ઉત્કૃષ્ટ થઈ શકે છે, અને તેના અભાવથી ઉત્કૃષ્ટ નિકૃષ્ટ થઈ શકે છે. એ તો સામાજિક ભેદ થયો. પરંતુ જેને આપણે સુધરેલી પ્રજાઓ કહીએ છીએ—તેઓમાં વર્ણભેદ કેટલો દૃઢ અને બળવાન છે, તે જરા પણ ગુપ્ત રહ્યું નથી. મનુષ્યના ગુણોની કસોટી કદિ પણ કાઢી શકાતી નથી. કર્મ પ્રકૃતિજન્ય છે. અને યુનિવર્સિટિ જેની કસોટી કાઢવા પ્રયત્ન કરે છે, તેનાથી સામાજિક ભેદની વ્યવસ્થા કરવામાં આવે તો કેટલા બધા પાર્નેલોને આપણે બ્રાહ્મણ વર્ગમાં મૂકવા પડે! તેમ જ ધનધરાના લોભને વશ્ય થઈ, મનુષ્ય રક્તસ્રાવમાં બુદ્ધિબળ દર્શાવનાર બિસ્માર્કોને માટે કંઈક નવીન વર્ગ જ સ્થાપવો પડે.

એ વિગેરે અનેક દૃષ્ટિઓએ અવલોકન કરી, આવા ગંભીર પ્રશ્નોનું વિસ્તારપૂર્વક સ્પષ્ટીકરણ જો આપ જેવા વિદ્વાન્ તેમ જ આર્ય ધર્મના તત્ત્વને યથાર્થ સમજનાર તરફથી થશે તો અજ્ઞાનીઓનો બુદ્ધિભેદ ઉત્પન્ન થતો અટકશે, એમ આશા રહે છે.

"( જિજ્ઞાસુ. )"

[આનો મેં ૧૯૦૨ ના ફેબ્રુઆરીના સુદર્શનમાં નીચે પ્રમાણે ઉત્તર આપ્યો છેઃ—]

( ઉત્તર. )

*

૨. બીજું—ઉપરના પત્રમાં રા. 'જિજ્ઞાસુ'એ જે સભ્યતાપુરઃસર અને જિજ્ઞાસાના આકારમાં ચર્ચા કરી છે તે માટે એમનો ઉપકાર માની, એમાં ચર્ચેલા વિષય સંબંધે અમે એટલું કહીશું તો બસ થશે કેઃ—

વર્ણવ્યવસ્થા સર્વથા અનિષ્ટ છે એવો સિદ્ધાન્ત અમને આરોપતા પહેલાં અમારો લેખ એક કરતાં વધારે વાર વિલોકવા રા. 'જિજ્ઞાસુ'એ કૃપા કરવી જોઇતી હતી. વળી વર્તમાન સમયના નિર્જીવ 'વાડાઓ'ના બચાવમાં પણ 'ઇવોલ્યૂશન થિઅરિ' (='વિકાસક્રમવાદ')ના ભવ્ય નામનો આશ્રય્ લેનાર ગૃહસ્થને એ વાદના વિશાળ સાહિત્યનો અભ્યાસ કરવા, અભ્યાસ કર્યો હોય તો મનન કરવા, અને ,મનન કર્યું હોય તો શાંતિથી પુનરાવર્તન કરવા અમારી નમ્ર વિનંતિ છે. અમે માનીએ છીએ કે આવા શાન્ત વિચાર માટે રા. 'જિજ્ઞાસુ'એ તસ્દી લીધી નથી—લીધી હોત તો અમારે એમને સ્મરણ કરાવવું ન પડત કે 'ઇવોલ્યૂશન થિઅરિ' "પૂર્વજ ગુણોની સંક્રાન્તિ ( Law of Heredity )"ના નિયમમાં જ સમાપ્ત થતી નથી. કોઈ પણ અંગ સ્વકાર્ય કર્યા વિના લાંબો વખત પડી રહે તો તે નિર્જીવ થઈ વિનાશ પામે છે અને પછી "પૂર્વજ ગુણોની સંક્રાન્તિ"નો પ્રસંગ જ રહેતો નથી એ નિયમ પણ 'ઇવોલ્યૂશન થિઅરિ'નો જ ભાગ છે, અને એને આધારે અમે અમારા બ્રાહ્મણબન્ધુઓને સ્વકાર્ય કરવા તરફ પ્રવૃત્ત થવાને ઉદ્બોધન કરીએ છીએ.

બીજી રીતે બોલીએ તો, "પૂર્વજ ગુણોની સંક્રાન્તિ"માં રા. 'જિજ્ઞાસુ' ના કરતાં વસ્તુતઃ અમને અધિક શ્રદ્ધા છે માટે જ અમારૂં કહેવું છે કે વર્તમાન બ્રાહ્મણોમાં વિદ્યા હશે તો ભવિષ્યના બ્રાહ્મણોમાં એ સહજ રીતે આવશે, નહિ હોય તો નહિ આવે. વળી રા. 'જિજ્ઞાસુ'ને એ પણ સ્મરણમાં હોવું જોઇએ કે જેમ સહજ (inherited) ગુણો સંતતિમાં સંક્રાન્ત થાય છે, તેમ જ પ્રાપ્ત (acquired) ગુણો પણ થાય છે, અને તેમ થતાં જ્યાં વિદ્યા લાંબો કાળ વસશે ત્યાં જ ભવિષ્યમાં ખરૂં બ્રાહ્મણત્વ આવશે એ અમારૂં વાક્ય, 'ઇવોલ્યૂશન થિઅરિ'થી દલીલ કરનાર ગૃહસ્થને અગ્રાહ્ય ન જ હોવું જોઇએ. વળી ગુણોની સહજતા ઉપર ભાર મૂકતા પહેલાં એક વાત એ પણ લક્ષમાં લેવા જેવી છે કે જેમ જેમ વિકાસક્રમમાં ઊંચે ચઢતા જઇએ છીએ તેમ તેમ સ્વભાવ કરતાં અનુકરણ અને કેળવણીની અસર અધિક દીઠામાં આવે છે અને તેમાં પણ દેહ કરતાં આત્માના ગુણોમાં તો એનો બહુ મ્હોટો ભાગ રહે છે.* અમે દિલગીર છીએ કે આ સર્વ મત્સનું રા. 'જિજ્ઞાસુ' ને વિસ્મરણ થઈ ગયુ છે. પણ આમા બહુ આશ્ચર્ય જેવું નથી. કારણ સારા સારા લેખકો પણ અર્ધાં સમજાએલા× 'સાયન્સ'ના સત્યોનો વ્યવહારમાં કેવો દુરુપયોગ કરે છે એ સુવિદિત છે.

એક બીજી, પૂર્વના જેવી જ સુપ્રસિદ્ધ દલીલ એ છે કે 'જન્મના યોગ વિના હિન્દુઓના વર્ણભેદ જેવો ભેદ સર્વત્ર જોવામા આવે છે' ખરી વાત છે પણ એ અન્યત્ર જોવામાં આવતો વર્ણભેદ ખોટો છે કે સારો છે? ખોટો છે તો એના અનુકરણથી શો લાભ છે? સારો છે, તો દલીલ ખાતર એમ પણ કેમ ન કહી શકાય કે સર્વનો વર્ણભેદ, 'જન્મના યોગ વિના'નો છે માટે જ સારો છે? અમારો પોતાનો અભિપ્રાય તો એવો છે કે અન્ય પ્રજાઓને જોઇએ તેવું ન પ્રતીત થએલું એવું શાસ્ત્રીય સત્ય પ્રાચીન હિન્દુસ્થાનને જડયુ હતું—જે સત્ય વર્તમાન હિન્દુસ્થાન વાસ્તવિક રીતે જોતા ખોઈ બેઠું છે. "હિન્દુઓની વર્ણવ્યવસ્થા જાતિભેદથી યોજાએલ છે" એમાં સ્વતઃ કાંઈ જ અનિષ્ટ નથી, પણ અર્થયુક્ત જાતિભેદ એ જ લાભકારક છે, અર્થહીન જાતિભેદથી કાંઈ જ ફાયદો નથી, ઉનટી હાનિ છે. ગમે તેવા મનોહર દેહમાં પણ ચૈતન્ય ઊડી ગયા પછી તો દુર્ગન્ધ જ પેદા થાય છે એ સત્ય

* "The lower down we go in the scale of animal intelligence the more seems due to inherited instincts the higher we go the more is due to imitation and to the training rendered possible by the greater size and complexity of the brain, and necessary by the prolongation of infancy"—*'Darwinism and Politics'*

× આ શબ્દ માટે રા. 'જિજ્ઞાસુ' ની અમે ક્ષમા ઇચ્છીએ છીએ. અમે આ આખું વાક્ય 'ડાર્વિનિઝમ્ ઍન્ડ પૉલિટિક્સ્' નામના લેખમાંથી લીધુ છે—જે મૂળમાં આ પ્રમાણે છે:—"It is instructive to notice the way in which half-understood scientific theories are misapplied to practical matters."

અત્રે સ્મરણમાં લાવવા જેવું છે. વર્તમાન દશા એવી છે કે નહિ એ વિષે બે મત થવાનો તો સંભવ જ નથી; તથાપિ ' કારણ આપ્યા વિના એક ગંભીર પ્રશ્નને થોડાએક શબ્દોથી પતાવી દેવામાં આવે છે—' એવા આરોપથી મુક્ત રહેવા માટે અમે મિસિસ એનિ બેસન્ટનો અનુભવ પ્રમાણ તરીકે અત્રે ટાંકીએ છીએ. એ કહે છેઃ—

"It is clear and we all know it, however devoted our belief in the Hindu faith may be, that the four castes of the old time are not really amongst us to-day. If we test them by the test of the Lawgiver, we shall find that they are shams to a very large extent, as much a sham and a farce in the East as the titles of the nobility are a sham and a farce in the West."*

કોઈ કહી શકશે કે આ બાઈ હિન્દુધર્મ વિરુદ્ધ એક ક્ષણ વાર પણ ભૂલ કરે એમ છે? પ્રસંગોપાત્ત અત્રે એ પણ ઉમેરીશુ કે જે વર્ગ ઉપરનો અમારો આક્ષેપ આ ચર્ચાનો વિષય થઈ પડયો છે તે વર્ગ ઉપર જ એ આ અધોગતિના આરંભની જવાબદારી મૂકે છે. એ કહે છેઃ—

×"I say to you, my brothers—and I have the right to speak to you plainly face to face, for I defend you in the West and there speak in defence of you where I find you attacked—I have a right to say to you face to face that the beginning of the degradation lies on the caste that ought to be the noblest, that ought to be the highest, that ought to the purest."

* "હિંદુધર્મમાં આપણી ગમે તેવી દૃઢ શ્રદ્ધા હોય તો પણ એટલું તો ખુલ્લું છે અને એ આપણે સર્વ જાણીએ છીએ કે પ્રાચીન સમયનુ ચાતુર્વર્ણ્ય આજ આપણામાં ખરેખરૂં જોતાં નથી જ. આપણે એને શાસ્ત્રોની કસોટીથી તપાસીએ, શાસ્ત્રકાર( મનુ )ની કસોટીથી તપાસીએ, તો જણાશે કે તે ઘણે ઘણે ભાગે ઢોંગ જ છે, પશ્ચિમમાં જેમ અમીરાઈના કિતાબો ઢોંગ અને ફારસ જ છે તેમ અત્રે વર્ણવ્યવસ્થા પણ ઢોંગ અને ફારસ જ છે."

×"બંધુઓ! હું તમને કહું છું—અને મ્હારો તમને મ્હોંએમ્હોં સ્પષ્ટ કહેવાનો હક છે, કારણ પશ્ચિમ દેશમાં જ્યાં તમારા ઉપર આક્ષેપ થાય છે ત્યાં હું તમારો બચાવ કરૂં છુ—કે આ અધઃપાતની શરૂઆત, જે વર્ણ સર્વથી ઉચ્ચ હોવી જોઇએ, પવિત્ર હોવી જોઇએ, જે સર્વથી ઉમદામાં ઉમદા હોવી જોઇએ, ત્યાંથી જ થાય છે."

હવે અમે પૂછીશું કે જો આ પ્રમાણે સ્પષ્ટ ખરેખરૂં બોલી દેવાનો હક એક પરદેશી બાઇનો છે, તો આ દેશને પોતાની માતૃભૂમિ કહી શકનાર એક હૃદયને નથી?

એક ત્રીજી શંકા એવી છે કે "વર્ણવ્યવસ્થા તૂટતાં હિન્દુપ્રજાના પ્રજાત્વનો નાશ પામવા સંભવ છે કે નહિ?" હિન્દુપ્રજાનું પ્રજાત્વ જો વર્તમાન સમયની નિર્જીવ દશામાં જ આવી રહેલું હોય તો ખરેખર બહુ દુર્ભાગ્યની વાત છે. અને અમને તો લાગે છે કે હિન્દુપ્રજા વખતસર સ્વકર્તવ્ય સમજશે નહિ તો એ સ્થિતિ બહુ દૂર પણ નથી. એના પ્રજાત્વની આશા ત્યાં સુધી જ છે કે જ્યાં સુધી એના અદ્‌ભુત ભૂતકાલ માટે એને મમત્વ છે, જ્યાં સુધી સીતા, રામ, પાંડવ, દ્રૌપદી, કૃષ્ણ, અર્જુન આદિ નામો સાંભળી હિન્દુરુધિર હિન્દને એક છેડેથી બીજા છેડે સુધી સરખી રીતે ઉછળે છે પરંતુ આ ભૂતકાલને વર્તમાન જેવા ખરેખરી તીવ્ર ઇચ્છાપૂર્વક પ્રવૃત્તિ જો નહિ થાય, ચાલતી વર્ણદશાથી સંતુષ્ટ રહેવામાં કર્તવ્યભંગનું જો એને ભાન નહિ થાય, તો વિશ્વનિયમાનુસાર અસત્પ્રવૃત્તિનું જે પરિણામ થવું જોઇએ તે થશે જ—કાંઇક થઈ પણ ચૂક્યું છે, પણ હજી થતું અટકાવી શકાય એમ છે, અને એ આપણા હાથમાં છે.

વળી સામાન્ય રીતે પ્રાચીન મહર્ષિઓને ચાલતી દશા ઇષ્ટ હોય એમ માનવું એ તો એમની પવિત્ર કીર્તિને કલંક આરોપવા જેવું છે. તેઓમાંના સર્વના+ વિચારોની 'એકવાક્યતા' કરવાનું કામ તો જેમને માથે લેવા ઇચ્છા હોય તેઓ ભલે લે, અમે તો માત્ર એમાંના એક મર્ધાભિષિક્ત વાક્યનો જ અંગે ઉપયોગ કરીશું. મનુનો શ્લોક સુપ્રસિદ્ધ જ છે કે,

"यथा दारुमयो हस्ती यथा चर्ममयो मृगः ।
यश्च विप्रोऽनधीयानस्त्रयस्ते नाम बिभ्रति ॥"

"જેવો ચામડાનો હાથી,
જેવો લાકડાનો મૃગ,
તેવો વિદ્યા વિનાનો બ્રાહ્મણ—"

અર્થાત્ બ્રાહ્મણ નહિ પણ બ્રાહ્મણાકાર રમકડું,—બ્રાહ્મણાભાસ.

જાતિ ઉપરથી ગુણકર્મનું અનુમાન કરવું રા. 'જિજ્ઞાસુ' વાજબી ગણે છે, પરંતુ આ અનુમાનનું યાથાર્થ્ય જાતિમાં સત્ત્વ હોય ત્યાં સુધી જ સંભવે છે એ ભૂલવાનું નથી.

---

+ રા. 'જિજ્ઞાસુ' ઇચ્છે છે તેવી 'એકવાક્યતા' અમે ચાર શબ્દોમાં જ કરી દઇશું. સુભાગ્યે અસંખ્ય શ્લોકો ટાંકવાની જરૂર રહેતી નથી. મૂળમાં મનુનો શ્લોક અમે મૂકેલો જ છે. એની સાથે "यद्वै किंच मनुरवदत् तद्भेषजम्" એ શ્રુતિ મૂકી લેશો એટલે રા. 'જિજ્ઞાસુ'ની ઇચ્છાનુસાર અમારા સિદ્ધાન્તને અનુકૂલ "એકવાક્યતા" થઈ જશે—જો કે અમારે આ સ્થળે કહેવું જોઇએ કે 'શાસ્ત્ર'ના સંબંધમાં રા. જિજ્ઞાસુએ બતાવેલા વિચાર અમને મમત નથી.

† એનિ બેસંટનુ કહેવું માન આપવા જેવું છે કે જાતિ ઉપરથી ગુણકર્મનું અનુમાન કરવું તે કરતાં ગુણકર્મ ઉપરથી જાતિનુ અનુમાન કરવું વધારે યોગ્ય છે. ઉપનિષદમાંનુ સત્યકામ જાબાલનું પ્રખ્યાત આખ્યાન પણ આ પ્રસંગે સ્મરણમાં લેવા જેવું છે.

આ સિદ્ધાન્તો હવે વિચારદશામાંથી આગળ લઈ જઈ આચારદશામાં ઊતારવાનો સમય આવ્યો છે એટલે આ વિષે અધિક વિસ્તર કરવો અમને અરુચિકર લાગે છે. અને અમારે કહેવું જોઇએ કે હજી સુધી પણ વર્તમાન જાતિભેદ નિર્જીવ અને અનિષ્ટ છે એ સત્યના સમર્થન માટે " અનેક દૃષ્ટિએ અવલોકન " કરવાની જરૂર રહેતી હોય તો એ ખરેખર બહુ આશ્ચર્ય અને ખેદની વાત છે. આશા છે કે આટલા જ ટુંકા પણ કાંઇક દિગ્દર્શક ઉત્તરથી રા. ' જિજ્ઞાસુ 'ને સારી રીતે સતોષ થશે કે ઉપર બતાવ્યા પ્રમાણે (૧) અમારા પક્ષમાં જ ' ઇવોલ્યૂશન થિઅરિ ' નો વાસ્તવિક અને સંપૂર્ણ સ્વીકાર છે; (૨) અન્ય પ્રજાને અગોચર એવું શાસ્ત્રીય તત્ત્વ માત્ર હિન્દુઓને જ પણ તે પ્રાચીન હિન્દુઓને જ-વિદિત હતું, અને વર્તમાન ' નાતજાત ' તો લગભગ દુર્ગન્ધમયમૃતશરીર સમાન છે; (૩) હિન્દુપ્રજાનું પ્રજાત્વ જો આના ઉપર જ આધાર રાખતું હોય તો આવી નિર્જીવ સ્થિતિ મટાડી એમાં જીવન લાવવાની જરૂર છે; (૪) મનુવાક્ય પણ અમારી તરફ છે, અને તેથી રા. જિજ્ઞાસુએ બતાવેલા 'એકવાક્યતા'ના ન્યાયે શ્રુતિ પણ અમારી તરફ છે, કારણ શ્રુતિ કહે છે કે " यद्वै किं च मनुरवदत्तद्भेषजम "=" જે કાંઈ મનુએ કહ્યું છે તે હિતકારી છે."

આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ.

---

† "Suppose a Brahman Soul—I mean a highly developed, a spiritual Soul is seeking incarnation, and comes to India and searches for a Brahman family, and finds the Brahmans ignorant of Sanskrit, of the Vedas, and of the real meaning of the Shastras, and find with them the outer appearance and no the inner reality, and suppose that it finds the inner reality in some other caste or even in some other race? Suppose in a Shudra family it finds men and women who are pious, religious, who lead noble, pure and useful lives it may well be that the Brahman Soul takes on the outer degradation of the body, prefering the degradation of the physical to the degradation of the spiritual. For what is a real Brahman? A Brahman Soul or a Brahman body?"—

' સારાંશઃ—" એમ ધારો કે એક બ્રાહ્મણ જીવ અવતરવાનો છે; હિન્દુસ્થાનમાં સર્વત્ર બ્રાહ્મણોમાં-અજ્ઞાન છે, અને શૂદ્ર વર્ણમાં વા અન્ય પ્રજામાં વિદ્યા છે; હવે કહો કે એ જીવ ક્યાં અવતરશે? એ બ્રાહ્મણ-દેહ પસંદ કરશે કે બ્રાહ્મણ-જીવ? ખરો બ્રાહ્મણ કોણ? બ્રાહ્મણદેહ કે બ્રાહ્મણજીવ!

# વીરનો વિશ્વાસ તથાસુજનતા.†

પ્હેલુ જ રશ્મિ અતિ સુન્દર પૂર્ણ તેજનું
જ્યા શ્રાન્ત પાન્થ તણી દષ્ટિ વિષે પડી રહ્યુ
અન્ધાર ઘોર પર રાત્રિ તણા વિરાજતું,
ને રગતુ રજત વારિ સરસ્તરગનુ—
તે ઘોર અદ્રિપથ રશ્મિ પ્રકાશતું હતુ,—

તેવી રીત્યે અધિક સુન્દર તે થકીય વા
સૌન્દર્ય, માન નિરખે ભય, ત્રાસને સદા—
વિશ્વાસ તે અવન સૈનિક વીરવૃત્તિનો,
તેજસ્વી ને વિમળ તારક સભ્યતા તણો—
દીપી રહે તુમુલ યુદ્ધપ્રસગમા અહો !

"કુસુમ."

---

# પ્રાર્થના.

( રાગ—દરબારી કહાનડો. )

પ્રભુજી મ્હારા, સહાય કરો,
આ દુસ્તર ભવસાગરમાહિ, સૂઝે નહિ કો આરો—સહાય કરો,

શરણાગત સેવક હું ત્હારો, દયા કરીને મુજને તારો,
આ ભવસાગરમાહિ ડુબુ છુ, સત્વર આવી ઉગારો     સહાય ૧

---

† પ્રખ્યાત ઇગ્રેજ કવિ વૉલ્ટર સ્કૉટના 'લેડી ઑવ ધ લેક' નામના કાવ્યના ૫ મા સર્ગના આરમ્ભ ભાગનો અનુવાદ

ક્ષમા કરો અપરાધ અમારા, શુભ આશિષ વરસાવો,
દુખ અમારા દૂર કરીને, શાન્તિ શાન્તિ પ્રસરાવો સહાય ૨

કદી ન કીધી ભક્તિ તમારી, મૂકી, દીવા જ મદાય વિસારી,
મૂઢ અતિ મતિ છે પ્રભુ મ્હારી, સત્વર તે જ સુધારો સહાય ૩

કુપથ તજીને સુપથે ચાલુ, અહનિશ ગાન તમારા ગાઉં,
આવુ પ્રભુ તુજ સનિધ અન્તે, પ્રાર્થના એ જ સ્વીકારો મહાય ૪

ચરણ તમારે નમન કરીને, પ્રેમ અર્ધ્ય તમને અર્પીને,
મગન શબ્દોચ્ચાર કરીને, વદિયે જયજયકારો સહાય ૫

વાડરા
અકોળાગ
૧ ૧૨

નલિનકાન્ત નરસિંહલાલ દીવટીયા.

---

# ગુજરાત કેળવણી મંડળી.

સદ્ગૃહસ્થો,

નવી સ્થપાએલી ગુજરાત કેળવણી મડળીના હેતુ શા શા છે, તે વિષે બને તેટલી પ્રસિદ્ધિ થાય તે માટે આપ સર્વને આજ અત્રે પધારવાનુ આમંત્રણ કરવામાં આવ્યુ છે, અને આશા રાખીએ છીએ કે તે હેતુઓ આપ સર્વને પસદ પડશે, ને પસદ પડયા પછી આપ તથા બીજા અત્રે હાજર નથી, તે સર્વ સ્વદેશપ્રેમી ગૃહસ્થો એ વિષે આખા ગુજરાતમા તથા તે બહાર તેની ખ્યાતિકરી સહાયભૂત થશો

એ મરયાનો મુખ્ય હેતુ એકજ છે તે એ કે ગુજરાતમા ગુજરાતી ભાષાદ્વારે સર્વ પ્રકારના જ્ઞાનનો, કળાનો, નીતિનો, તથા શરીર સપત્તિનો પ્રસાર કરવો આ હેતુ હાલના સમયમા સર્વ માન્ય છે જગતના બીજા દેશો કરતા આ દેશ સર્વ વાતે ઉતરતો છે, એ વાત હવે સર્વ સમજુ ને સુશિક્ષિત લોકની જાણમા આવવા લાગી છે યુરોપના દેશો આપણાથી અમારની બધી બાબતમા ચઢતા છે તેઓ શરીરે નીરોગી, જબરા ને જોશવાળા છે

આપણે રોગી, નબળાને હોશ વગરના છીએ. તેઓમાં મરણ પ્રમાણ દર હજારે ૧૫ થી ૨૦ ટકાનું છે આપણામાં ૩૦ થી ૪૦ ટકા લગીનું છે. એમનામાં ઘણા પુરુષોને સ્ત્રીઓ ૭૦, ૮૦ ને ૧૦૦ ની ઉમરે પહોંચે છે; આપણામાં ૭૦ ઉપરની ઉમરે ઘણા થોડા જ પહોંચતા હશે. આપણું સરાસરી આયુષ્ય ૩૫ ની અંદર છે, તેમનું ૪૫ ઉપર છે. આપણામાં જીવતાં જન્મેલાં બાલકોમાં અરધો અરધ ભાગ પાંચ વર્ષની અંદર મરી જાય છે. શરીરબળ વિષે તો યુરોપીઅન લોક આગળ આપણે કંઈ હિસાબમાં નથી. ગુજરાતીઓને સરકારે લશ્કરી નોકરી માટે લાયક ગણ્યા નથી ને પલટણમાં ગુજરાતીને રાખવાની બંધી છે. આરોગ્ય અને બળ નથી એટલે જોમ, જુસ્સો, સત્વ કે દમ તો હોય જ ક્યાંથી? આપણે રોગી, નિર્બળ ને હોશ વગરના છીએ એ વિષે લાંબુ બોલવાની જરૂર નથી. પરંતુ સંસારની સર્વ પ્રકારની ચડતીનો પાયો શરીર સંપત્તિ છે, માટે તે વિષે પ્રથમ ઈશારો કરવો અવશ્ય છે–શરીરસંપત્તિ વગર ઈતર પ્રગતિ થઈ શકે નહી.

**ધન સંપત્તિ**—પેઢી ઉતાર ચાલતાં આવેલા કેટલાક કારણોને લીધે, તથા આર્યાવર્તમાં ગુજરાતના સ્થાનને લીધે, ભરતખંડના બીજા કેટલાક ભાગ કરતાં દ્રવ્ય અત્રે કંઈક વધારે હોય એવો સંભવ છે. પરંતુ વસ્તીનો થોડો ભાગ કદાચને ધનવાન હશે, તોપણ મહેનત કર્યા વગર ઉપજીવિકા ચલાવી શકે એવા લોક ગુજરાતમાં ઘણા નથી, પેટ પણ પુરૂં ભરી ન શકે એવા માણસની સંખ્યા અત્રે ઓછી નથી ગુજરાતમાં પણ માથા દીઠ કમાઈ વિલાયતના લોકની સરાસરી કમાઈ કરતાં ૧૫ મા કે ૨૦ માં ભાગની છે. વળી શહેરમાં ગમે તેમ હશે, તો પણ પુરૂં ખાવાનું તથા પુરાં વસ્ત્ર ન મળે એવાં હજારો માણસ ગામડાંમાં ગુજરાતમાં પણ છે.

ભરતખંડના બીજા ભાગોમાં લાખો લોક વહેમથી તથા સંસારના હાનિ કરે એવા અને નિરુપયોગી રિવાજોથી પીડાય છે, તેમ ગુજરાતમા પણ વહેમ તથા ખોટા રીવાજનું નુકશાનકારક બળ પ્રવર્તેલુ છે.

આ રીતે નજર કરી સામટી રીતે અવલોકન કરતાં આ દેશની દાઝ જાણનાર ને દયાળુ લોકના મનમાં ઘણો ખેદ થાય છે. જો કુટુંબ હમેશ દરિદ્રી ને રોગી હોય, તેના ચલાવનારના મનમાં જેમ હંમેશ ચિન્તા, ઉદાસી ને નિરાશા રહે છે, તેમ ગુજરાતનું ભલું ઈચ્છનાર ઘણા લોકના મનમાં હાલની સ્થિતિ સાલ્યા કરે છે. માયાળુ ને ઉદાર વૃત્તિના અંગ્રેજ સરકારના રાજ્યની સ્થાપના થયા પછી શાન્તિ ને સલાહ સર્વત્ર વ્યાપી રહી છે, તો પણ ઉપરનાં તથા તેનાં જેવાં બીજાં અનેક દુઃખો હજી જ્યાં ત્યાં નજરે આવે છે.

જ્યારથી દેશમાં જ્ઞાનનો પ્રચાર થવા લાગ્યો છે, ત્યારથી આવી વિટંબનાઓને ટાળવા તરફ તથા આપણી સ્થિતિ ચડતી કરવા તરફ અનેક ઉત્સાહી પુરુષોનાં મન ખેંચાયાં છે ને થોડા ઘણા પ્રયત્ન પણ થયા છે ખરા. શરીરનાં દુઃખ ટાળવા ઇસ્પિતાલો, ને ડીસ્પેન્સરીઓ પુણ્યશાળી ગૃહસ્થોએ તથા સરકારે કેટલેક ઠેકાણે સ્થાપી છે; સાર્વજનિક આરોગ્ય વધારવાને મોટાં શહેરોમાં તથા કસ્બાઓમાં સુધરાઈ ખાતાં કાઢ્યાં છે; અનાથ બાળકોને પાળવા તથા ઉછેરવા માટે થોડા આશ્રમ સ્થપાયાં છે, વિધવાઓની સ્થિતિ સુધારવા

વિધવાશ્રમ અસ્તિત્વમાં આવવા લાગ્યાં છે. ઉદ્યોગને હુન્નરની વૃદ્ધિ કરવા સારૂ પણ થોડું થોડું મથન ઈદિરઉદર થાય છે, ને એકંદરે ઘણાં માણસો આ વિષયોનું રટણ કર્યા કરે છે. છાપાઓમાં આ બાબતો થોડી ઘણી ચરચાયા કર્યા કરે છે.

આવી રીતે લાંબા વિસ્તારમાં જાગૃતિ થઈ છે, તો પણ કહેવા જેવું ફળ અથવા ફળનો ઉદય હજી નજરે પડતો નથી, તેમજ નજરે પડવા જેવાં ચિહ્ન હજુ દૃષ્ટિએ પડતાં નથી. રોગ મટાડવાને ઈસ્પીતાલોને ડીસ્પેન્સરી સ્થપાઈ છે, તેમાં કંઈ ખોટું નથી; તેમાં વધારો થવો જરૂરનો છે. લોકો જ્યાં લગી સમજશે નહી, ત્યાં લગી સુધરાઈ ખાતાનુ પુરૂં ફળ નહી મળે એ સત્ય સરકારી અમલદારોને હવે સુઝવા લાગ્યુ છે. મુબાઈમાં લોકોને આ વિષયમાં સમજુ કરવા આરોગ્ય મંડળી ( Sanitary Association ) સ્થપાઈ છે. એ વાત ફરી ફરીને કહેવી જરૂરની છે, કે આપણી નબળાઈનું, રોગનું, ટુંકા આવરદાનું કારણ ઘણે ભાગે અજ્ઞાન છે; તેથી કરીને જ્યાં લગી શરીર સંપત્તિ વિષેનુ જ્ઞાન જન સમસ્તમાં પસરશે નહિ ત્યા લગી એ દુઃખોમાં ઘટાડો થવાની ઝાઝી આશા રાખવી મિથ્યા છે. શરીર શી રીતે સારૂં થાય, તેના પોષણને વૃદ્ધિના કેવા નિયમ છે, ને તેનો કેવી રીતે ભંગ થવાથી રોગ, નબળાઈ, ને અકાળ મરણ નીપજે છે, તે હરેક જણને સમજાવવુ જોઇએ. તેની જ રીતે આપણા દારિદ્રય વિષે રાત દહાડો પોકાર કરવાથી તે ટળવાનુ નથી, દ્રવ્ય ઉત્પત્તિને વૃદ્ધિના કારણોનુ જ્ઞાન પ્રસરવુ જોઇએ. જે જે વિજ્ઞાન કે કળા કે હુન્નરથી દ્રવ્યની વૃદ્ધિ થાય છે. તે તે વિજ્ઞાન, કળા, કસબ, હુન્નર લોકને શીખવીએ ત્યારે જ દ્રવ્યની વૃદ્ધિ થાય. આવી વૃદ્ધિ પાકા પાયા ઉપર કરવી હોય, તો આ દેશમા જ સર્વ વિદ્યાનું, વિજ્ઞાનનું તથા કળાનુ જ્ઞાન લાવવું જોઇએ, એટલુ જ નહિં, પણ આ ભૂમિ સર્વ જાતના જ્ઞાન વિજ્ઞાનનું ધામ થાય, એવા પહોળા પાયાના પ્રયાસ થવા જોઇએ. આવા પ્રયાસ હાલ જગતની બધી પ્રજાઓ કરેછે, તે આપણે યથાશક્તિ કરવા માડવા જોઇએ ને તેનો લાભ ખરેખરો લેવો હોય તો આપણી સ્વભાષા દ્વારા તે જ્ઞાન આપવા સારૂં મથવું જોઇએ. આ કાર્ય મહાભારત છે એ વાત ખરી છે, પણ ભરતખંડની વસ્તી પણ મહાભારત છે. જગતની મનુષ્ય સખ્યાના પાચમા ભાગમાં આપણે એકલા છીએ. આપણામાં ગમે તે ખોડ ખામીઓ હશે પણ એક મોટો ગુણ એ છે કે એકવાર આપણી ખાત્રી થાય છે કે અમુક માર્ગ પકડવાથી આપણું શ્રેય થશે તો પછી મોડા વહેલાં આપણે તે માર્ગે જતાં બીહતા નથી માટે કાર્યનું અતિ મહત્વ જોઈ હબકી જવાનુ કારણ નથી, અથવા તેનો અનારંભ થવો ઈષ્ટ નથી. જેમ કાર્ય ઘણું અગત્યનું હોય તેમ તેને વહેલુ પ્રારભવું જોઇએ, ને તે સિદ્ધ કરવાને વિચાર, વિવેક, હોંશને આત્મભોગ આપવાને વગર વિલંબે આપણે સર્વેએ તત્પર થવું જોઇએ.

આવો પ્રયાસ, ઉત્સાહ, ને આત્મભોગ આપવાની ફરજ કોઈ અમુક વર્ગ કે વર્ણ કે જાતિની છે એમ કહેવુ બરાબર નથી. જગત બધુ સકળાએલું છે આપણામાંના દ્રવ્યવાન, ને સુખી લોકોએ તેમજ બીજા સર્વેએ હમેશ યાદ રાખવાનુ સૂત્ર એ છે કે, આપણને ખબર હોય કે ન હોય, ને આપણી ઇચ્છા હોય કે ન હોય તો પણ આપણું સુખ બીજાને આધારે ને આપણું દુઃખ પણ બીજાને લઇને છે. જો ગરીબ સારા તો તાલેવર સારા, ગરીબ દુઃખી તો ઈતર લોક નક્કી દુઃખી થવાના આ દૃઢ સત્ય છે. મનુષ્યના આજ લગીના

ઇતિહાસથી તે સિદ્ધ થએલુ છે; ને કોઈ પણ ટુંકા કે સ્વાર્થી મતથી તે રદ થવાનું નથી. આપણા સર્વ દેશી ભાઇઓ જ્ઞાની, નીરોગી, હોશવાળા, ભક્તિવાળા, સદ્ગુણી હશે, તો જ સર્વ ગુજરાતને સુખ શાન્તિ ને સુબુદ્ધિ મળશે. તેથી ભિન્ન આશા રાખવી એ મોટામાં મોટો ભ્રમ છે.

કોઈ અમુક પુરૂષ, અમુક કુટુંબ, અમુક જ્ઞાતિ કે ગામ, કે દેશનો ખરેખરો સુધારો કરવાનો માત્ર એકજ માગ છે. તે એકે તે માણસ કે માણસ સમૂહને જ્ઞાન, નીતિ, આરોગ્યના સંસ્કાર આપવા. આવા સંસ્કાર આપવાનો વિશાળને નિરતર પ્રયાસ કર્યા વગર ઇચ્છેલું ફળ મળવુ શક્ય નથી. અજ્ઞાન એ રોગનું મૂળ છે. અજ્ઞાન એ દારિદ્રયનુ મૂળ છે, અજ્ઞાન એ અનીતિનુ મૂળ છે, અજ્ઞાન એ વહેમનુ મૂળ છે, અજ્ઞાન એ સર્વ જાતની હાનિનું મૂળ છે, માટે જ્યાં લગી જ્ઞાનવડે એ અજ્ઞાનની જડ દૂર થાય ત્યાં લગી બીજા બધા પ્રયાસ ઝેરી ઝાડને એક તરફથી સોરવા સમાન છે. એક મેરથી મોરેલુ ઝાડ બીજી તરફથી ફૂટયા વગર રહેતું નથી, જ્યારે તેના જડમૂળ ઉપર ઘા કરીએ છીએ ત્યારેજ તેથી થતી હાની દૂર થાય છે. આજુબાજુના સોરણથી અનર્થ એક ઠેકાણેથી જઈ, બીજે ઠેકાણેથી પાછો ફૂટી નીકળે છે

અજ્ઞાનને દૂર કરવાના આ પ્રયાસ નવીન છે, એમ નથી. ઉદાર નીતિવાળી અંગ્રેજ સરકારે તેમજ કેટલાક સ્વદેશી ભાઇઓએ થોડો વત્તો પ્રયત્ન આજલગી કર્યો છે ને તે પ્રયત્ન કરતાં તેઓએ ઘણા શુદ્ધ ભાવથી દ્રવ્યભોગ આપ્યાજ કર્યો છે. જે જે શ્રમ ઉપાડ્યો છે તે વિશે શંકા લેવા કારણ નથી. તોપણ ઠંડા મગજથી વિચાર કરતાં તેમાં કેટલીક મોટી ને ઉઘડ ખામીઓ નજર પડે છે. એક સૌથી મોટી ખોડ એ છે કે એમાંના ઘણા ખરા પ્રયાસ અંગ્રેજી ભાષા દ્વારે જ્ઞાન આપીને આજ લગી કરવામાં આવ્યા છે ને હજી કરાય છે. અંગ્રેજી જાણનારની સખ્યા વસ્તિના પ્રમાણમાં હાલ ઘણી થોડી છે, ને તે વધી વધીને ઘણી વધશે તોપણ ભાગ્યેજ સેંકડે એક બે ટકા જેટલી થઈ શકશે એટલે અંગ્રેજી ભાષાને દ્વાર તરીકે વાપરી પ્રયત્ન કરવાથી સોમાંથી નવાણું કે આણું ઉપર કંઈ પણ સાક્ષાત્ અસર થવાનો ઘણોજ થોડો જોગ છે. હાલના પ્રયાસોની બીજી મોટી ખામીનો અણસારો ઉપર કરવામાં આવ્યો છે તે એકે તે પ્રયાસો થડમૂળને ન ભાગતાં ડાળાં પાંખડાંને વળગે છે, ને એકદેશી સુધારા તરફ કેટલીક સંસ્થાઓ વિશેષ આગ્રહ બતાવે છે. આવા વ્યવસાય ઇચ્છેલું ફળ આપતા નથી મનુષ્યનું મન એવુ ઘેલું છે કે તેના એક પાસાને મઠારવાથી જોઇતુ ફળ થતું નથી, એટલુંજ નહિ પણ ઘણીવાર તેથી તેની પાક્ષિક ને એકદેશી ખીલવણી થાય છે. આ પરિણામ ઇષ્ટ નથી એ ઉઘડ છે.

ઉપર દર્શાવેલા પ્રકારના વિચારોને વશ થઇને આ સસ્થાએ પોતાનો મુખ્ય હેતુ એવો રાખ્યો છે કે ગુજરાતી ભાષા દ્વારે જ્ઞાન આપી અજ્ઞાન દૂર કરવું ને સર્વ પ્રકારના જ્ઞાનનો કળાનો, નીતિનો તથા શરીર સંપત્તિનો વધારો કરવો. આપણા દેશની દ્રવ્યની કે ઈતર પ્રકારની વૃદ્ધિ કરવાનો ઉદ્દેશ સ્પષ્ટપણે આ સંસ્થાએ રાખ્યો નથી, પણ શરીરસંપત્તિ વધશે,

જ્ઞાનવડે બુદ્ધિ ખીલશે, હુન્નરકળા ને કસબનું જ્ઞાન મળશે, ને નીતિ વધશે, ને વહેમનાં બંધન તૂટશે, તો દ્રવ્યની તથા ઇતિર પ્રગતિ થયા વગર રહેશે નહિ, કારણ પ્રગતિનાં કારણને આપણે સારી રીતે સેવીશું તો સાક્ષાત પ્રગતિ એ સાધનોની પાછળ એની મેળે આવશે. કારણનું સંયોજન થાય એટલે કાર્ય ઉત્પન્ન થયા વગર રહેજ નહિ.

ભરતખંડના સર્વ ભાગોમાં આવા પ્રયાસ થવાની હાલ જરૂર છે પણ આપણે ગુજરાત પુરતું આપણું કર્તવ્ય કરી શકીએ તો હાલની આપણી સ્થિતિ જોતાં આપણે ઘણું કર્યું ગણાય. બીજે ઠેકાણે એવા પ્રયત્ન શરૂ થયાના ભણકારા આપણે કાને આવવા લાગ્યા છે. તે પ્રયત્નમાંથી જે લાભ મળવાનો હશે તે આપણે લેઈ શકીશું ને આપણા પ્રયાસમાંથી તેઓ ગુણ કાઢે તો ભલે કાઢે. હાલની આપણી વિશેષ સ્થિતિ જોતાં પ્રયાસની આવી સ્થાનિક સીમા બાંધવી એ અઘટિત લાગશે નહિ. આ પ્રમાણે ગુજરાતી ભાષાનું દ્વાર વાપરીને ગુજરાત દેશને સીમા સમજી આપણે આ સમારંભ માંડ્યો છે એ સમારંભમાં પ્રથમ પગલાં કીયાં ભરવામાં આવશે તે વિષે બારીક વિવેચન હાલ થઈ શકે તેમ નથી. ગુજરાતના સુશિક્ષિત, સંસ્કારી ને દેશાભિમાની નરોની સહાય ઉપર ભવિષ્યનો ઘણો આધાર છે. તે સહાય મળશે એ માટે મારા મનમાં રજ પણ સંદેહ નથી. હાલ એમ ધાર્યું છે કે કેટલાંક સરળ ને સુલભ કાર્ય પહેલાં હાથમાં લેવાં ને પછી નાણાની તથા બીજી સવડ જેમ જેમ વધતી જાય તેમ તેમ બીજાં કાર્ય વધારતાં જવું. ગુજરાતી ભાષામાં જ્ઞાન, નીતિ આરોગ્યને વિજ્ઞાન તથા કળાનો પ્રસાર થાય એવાં ભાષણ અપાવવાં તથા પ્રયોગ કરાવવા, રાત્રીશાળા તથા રજાના દિવસોની શાળાઓ કાઢવી, બુદ્ધિમાન ગરીબોને ગુજરાતી કે પર ભાષામાં દરેક જાતની કેળવણી મળી શકે તેવી મદદ કે સવડ કરવી, નાણાંની સવડ થયેથી જન ઉપયોગી કેળવણી મળે તેવી પ્રાથમિક મફત ગુજરાતી શાળાઓ કાઢવી, વગેરે હેતુ પ્રથમ સધાશે એમ ધારી ઉદ્દેશની ગણનામાં પ્રથમ તેને મૂક્યા છે. પણ આ મંડળીના હેતુની સીમા ઘણી બહોળી ને વ્યાપક રાખી છે. જો આપણા ઉત્સાહી ભાઈઓ ઉમંગથી આ મહાન કામમાં ટપોટપ સામેલ થઈ આશ્રય આપે તો હસ્તકળાના કે ઉદ્યમ શિખવવાના વર્ગ કે શાળાઓ કાઢવી હુન્નર કે કળાના વર્ગ કે શાળાઓ કાઢવી, જ્ઞાનવિજ્ઞાનમાં ઉપયોગી પુસ્તકો રચાવવાં, સ્ત્રીઓને સારી ને ઉંચી કેળવણી ગુજરાતીમાં આપી શકાય એવા ઇલાજ લેવા; સારાંશ કે ગુજરાતી ભાષામાં ઉંચી ને સંપૂર્ણ ને સર્વ પ્રકારની કેળવણી આપી શકાય તેવી વ્યવસ્થા કરવી એ આ મંડળીનું છેલ્લું નિશાન છે.

કોઈ કહેશે કે વામન જેમ આકાશને બાથમાં ભીડવા જાય, તેવો આ પ્રયત્ન છે, તો મારો નમ્ર ઉત્તર એટલોજ છે કે કોઈ અમુક વ્યક્તિનો કે અમુક ટોળીનો, કે અમુક માણસોનો કે અમુક મંઘનો આ પ્રયાસ નથી, પણ એક કરોડ ગુજરાતનું આ લક્ષ્ય બિન્દુ છે. ગુજરાતી ને માતૃભાષા જાણનારાઓએ આજલગી જે જે કર્યું છે તેને આંખ આગળ લાવી જોઇશું તો હિમ્મત, સંપ, ભક્તિ, ને આત્મભોગથી આ કામ પણ મોડું વહેલું જરૂર પાર

વેણુ આ પ્રયાસને લાગુ જ નથી, કારણકે હોંશીલા, અનુભવી, દેશરાગી, અનેક જુવાન નર તથા નારીઓનાં અંતરના ઉદ્દેશ સફળ કરવાનો આ વ્યવસાય છે. વ્યક્ત જીવો મરણ પામશે, તોપણ ગુજરાતને ગુજરાતીઓ અમર છે,

દેશી ભાષાદ્વારા જ્ઞાન આપવાનો આ પ્રયાસ અપૂર્વ છે એમ કોઈ માને તો તે ભુલ છે. ખરૂં કહીએ તો પરભાષા દ્વારે ઉંચુ જ્ઞાન આપવાની નીતિ જ જગતમાં કેવળ અપવાદ રૂપ છે. જગતના મોટા ને ઉંચ પદે ચઢેલા દેશોમાં એવો એક પણ દેશ નથી કે જેણે વિજ્ઞાનને સાહિત્યનો પ્રસાર કરવા પરભાષાને ગ્રહણ કરી હોય. જાપાને ૪૦ વરસ ઉપર પશ્ચિમનું જ્ઞાન તથા કળા મેળવવાનો મનસુબો કર્યો, ત્યારે તેણે સ્વભાષાને વાપરવાનો નિશ્ચય કર્યો. જુની જાપાની ભાષા હાલની હિન્દની ભાષાઓ કરતાં વધારે સંસ્કારાએલી હતી એમ માનવા કંઈ કારણ નથી. તેમ છતાં જાપાને પોતાની ભાષા દ્વારે સર્વ પ્રકારનાં શાસ્ત્ર કળાનો હુન્નર સ્વાધીન કર્યા છે. રૂશીઆમાં થોડાં વર્ષ ઉપર સર્વ પ્રકારનું ઉંચુ જ્ઞાન પરભાષામાં અપાતું હતુ. હાલ 'રશીયન' ભાષામાં આપી શકાય છે. બંગ ભાષાનું સાહિત્ય પરિષદ થોડા સમય ઉપર મળ્યુ ત્યારે તેના વિજ્ઞાન વિભાગના સમેલનનુ અધ્યક્ષ પદ પ્રસિદ્ધ રસાયણશાસ્ત્રી બાબુ પ્રતાપ ચંદ્રરાયને આપવામાં આવ્યુ હતુ. તેમણે એ ઉંચ આસન ઉપરથી ટીકા કરી છે કે અંગ્રેજી દ્વારા વિજ્ઞાનનુ શિક્ષણ આપવાના હાલના રિવાજથી આપણા ઉછરતા જુવાનોને ઘણો વખત નકામો જાય છે ને નિરર્થક શ્રમ વધે છે, અને આગ્રહથી તેઓએ ભલામણ કરી હતી કે બંગાલી ભાષાદ્વારે સર્વ પ્રકારના વિજ્ઞાનની માહિતી બંગાળમાં આપવી જોઇએ. એઓને બીજી ભાષાઓની ઘણી માહિતી કદાપિ નહિ હોય પણ બંગ ભાષામાં વિજ્ઞાન શિખવી શકાય, તો ગુજરાતીમાં શિખવવાને કંઇપણ વાંધો સુઝતો નથી. વળી બંગાળ કે મહારાષ્ટ્રની શબ્દ–પરિભાષા ગુજરાતીમાં લેઇ શકાશે. ગમે તેમ હોય પણ એક વાત નિર્વિવાદ છે કે આ મોટા દેશની ઉન્નતિ કરવી હોય તો સર્વ જ્ઞાન દેશી ભાષામાં આપ્યા વગર છુટકોજ નથી. જગતના જે જે દેશ હાલ આબાદ છે, તે તે દેશની બધી પ્રજાને ઉત્તરોત્તર ઉચું જ્ઞાન આપવાનો પ્રયત્ન નિરંતર થયે જાય છે દુનીઆની બાજીમાં જીતવાનો માર્ગ જ્ઞાન શિવાય બીજો નથી. એજ રીતે અજ્ઞાનનો નાશ થશે, અને અજ્ઞાનનો નાશ નહિ કરીએ તો અજ્ઞાન આપણો નાશ કરશે

જે સદ્‌ગૃહસ્થોએ આ યોજનાને ઉપાડી લેઇ તન, મન, ને ધનથી અત્યારલગી તેને પુષ્ટિ આપી છે, તેમનો આભાર માની આ ટુંક પ્રસ્તાવના આટોપવાની રજા માગુ છું.

અંબાલાલ સાકરલાલ દેસાઈ.

# ગુર્જરી સ્તવન.

જય ! મા મારી
પ્રિય જનુની જન્મભૂમિ—
જય ! મા મારી

પ્રાણ પોષતી અમી-દુધનડે, ગુર્જરી મા મારી,
પ્રણય-ધેનડી રસબસ રસતી, પ્રેમ પિયુષ ક્યારી—
જય ! મા મારી

સુંદર વન ઉપવન ને નદીઓ, રસભર રેલાતી,
તરુડાળે મંજુલ કલ કરતા, પંખીજન વિહારી—
જય ! મા મારી

મોલ અમોલા મોલવતી મહી, મનહર શોભાતી,
અશુધર મદભર પશુગણ રમતા શી તુજ બલિહારી !—
જય ! મા મારી

પુણ્ય-ભૂમિ દશ-દિશ ગજવતી કીર્તિ આ તારી,
સંત પુરુષ ને વીરપુરુષની મંડળી શી ભારી !—
જય ! મા મારી

પ્રેમ-ભક્તિ'ના મધુ-મોઢનડા નતને સ્વીકારી,
આત્મશક્તિએ જગમગ ઝગમગ, મા દે આશિષ તારી—
જય ! મા મારી

માણેકલાલ કાલિદાસ ભટ.

# પ્રેમાનંદ કૃત મહાભારત.

આપણા મહાકવિ પ્રેમાનંદ રચિત મહાભારતની થોડી વાનગી ગુર્જર સાક્ષરો તથા વિદ્વાનો સમક્ષ મૂકતાં મને આજે ઘણોજ હર્ષ વ્યાપે છે. એ પુસ્તક અદ્યાપિ પર્યન્ત અપ્રસિદ્ધ રહેલું છે. મારા જોવામાં તથા વાંચવામાં તે પ્રથમજ આવ્યું છે. તેમજ બીજા કોઇના જોવામાં તે આવ્યું હોય તો તેણે તે જોયા તથા વાંચ્યા વિશે જાહેર કર્યું નથી. એમ મારા સમજવામાં છે. બે વર્ષ ઉપર મારા તરફથી 'પ્રેમાનંદની પ્રસાદી નામનું પુસ્તક પ્રસિદ્ધ થયું હતું તેના ઉપોદ્‌ઘાતમાં જે કવિ ચરિત્ર આપવામાં આપેલું છે તેમાં પ્રેમાનંદ કૃત પુસ્તકોના જે યાદી પ્રસિદ્ધ થયેલી છે તે યાદી ગુર્જર વિદ્વાનો તથા સાક્ષરો તરફથી જુદે જુદે વખતે પ્રસિદ્ધ થયેલી યાદી ઉપરથી ઉપજાવવામાં આવી હતી. તેમાં પ્રેમાનંદકૃત મહાભારતનું નામ નથી. અને એ પણ ખરૂં છે કે તે વખત સુધી મારા જાણવામાં ન હતું કે પ્રેમાનંદે મહાભારત પણ લખ્યું છે. જો કે કવિકૃત પુસ્તકો હું વાંચતો ત્યારે મારા દિલમાં એવું આવતું કે જે મહાભારતમાંથી કવિયે વસ્તુ પસંદ કરી કથા કરી છે અથવા આખ્યાનો લખ્યાં છે તે મહાભારત એણે લખેલું હોવું જોઇએ. ઉપલો માત્ર ખ્યાલ જ હતો. તેમજ પ્રસિદ્ધ થયેલી યાદીઓમાં મહાભારતનું નામ નહીં જોયાથી તે નહીં રચેલુ હોય એવી નિશ્ચિતવાળી હતી. પરંતુ ભાવિ બલવાન છે. જે વાંચવાને મન નાનપણથી તલસ્યા કરતું હતું, જેનો અહોનીશ ખ્યાલ આવ્યાં કરતો હતો તેના અંતે પરમકૃપાળુ પરમેશ્વરે થોડા ભાગના પ્રત્યક્ષ દર્શન કરાવ્યાં એટલુંજ નહિ પણ તેની પ્રસાદી ચખાડી તેથી હું પરમાત્માનો અત્યત આભારી છું. વળી જે ગૃહસ્થ પાસેથી મહાભારતની હસ્તલીખિત પ્રત મને વાંચવાને મળી તે ગૃહસ્થનો આ સ્થળે ઉપકાર માનું છું.

મહાભારતનાં અઢાર પર્વો છે. એ અઢારે પર્વો કવિએ પદ્યમાં લખ્યાં છે એવું તે ગૃહસ્થનું કહેવું છે જો કે મને પોતાને તો માત્ર ચોથા વૈરાટ પર્વ, છઠ્ઠા ભીષ્મપર્વ, સાતમા દ્રોણપર્વ અને આઠમાં કર્ણપર્વના દર્શન થયાં છે. એટલે એ તમામ પર્વો વિશે બોલવું યોગ્ય નથી. તેટલા માટે જેટલાં પર્વો મારા જોવામાં તથા વાંચવામાં આવ્યાં છે તેટલાંજ વિશે બોલવું પ્રાપ્ત થાય છે, તથા કવિની જે પ્રસાદી મેં ચાખી છે તે મારા સાહિત્યરસિક બંધુઓને ચખાડવા ઇચ્છા થાય છે.

મહાભારતનું ચોથું પર્વ વૈરાટપર્વ છે. કવિએ એકાવન અધ્યાયમાં તેનું વર્ણન કર્યું છે, ને તેમાં ઉત્તરા અને અભિમન્યુના લગ્ન વિધિનું અંતે વર્ણન છે. એ પર્વના છેલ્લા અધ્યાયમાં નીચે પ્રમાણેની ઉક્તિ જોવામાં આવે છે, તે શબ્દશઃ ઉતારી છે.

પછે કૃષ્ણે રજા માગી, આપીયાં બહુ દાને;
યાચિક જનને આપતાં, ગડગડયાં દેવનાં નિશાન. ૧૧
કૃષ્ણ પધાર્યા દ્વારિકાં, ને પોંખીયો અમેવન;
ગર્ગેશ ગોવિન્દને નમ્યા, જોઈ ઉત્તરા હરખ્યાં મન. ૧૨

# ગુર્જરી સ્તવન.

જય ! મા મારી.
પ્રિય જનુની જન્મભૂમિ—
જય ! મા મારી.

પ્રાણ પોષતી અમી–દુધવડે, ગુર્જરી મા મારી;
પ્રણય-ઘેલડી રસબસ રસતી, પ્રેમ પિયુષ ક્યારી—
જય ! મા મારી

સુંદર વન ઉપવન ને નદીઓ, રસભર રેલાતી;
તરુડાળે મજુલ કલ કરતાં, પખીજન વિહારી—
જય ! મા મારી.

મોલ અમોલા મોલવતી નઠી, મનહર શોભાતી;
અણુધર મદભર પશુગણ રમતા, શી તુજ બલિહારી !—
જય ! મા મારી

પુણ્ય-ભૂમિ દશ-દિશ ગજવતી, કીર્તિ આ તારી,
સત પુરુષ ને વીરપુરુષની મડળી શી ભારી !—
જય ! મા મારી

'પ્રેમ-ભક્તિ' નાં મધુ-મોદકડાં, વતને ભીકારી;
આત્મશક્તિએ જગજગ ઝગતા, મા દે આશિષ તારી—
જય ! મા મારી.

માણેકલાલ કાલિદાસ ભટ્ટ.

# પ્રેમાનંદ કૃત મહાભારત.

આપણા મહાકવિ પ્રેમાનંદ રચિત મહાભારતની થોડી વાનગી ગુર્જર સાક્ષરો તથા વિદ્વાનો સમક્ષ મૂકતાં મને આજે ઘણોજ હર્ષ વ્યાપે છે. એ પુસ્તક અદ્યાપિ પર્યન્ત અપ્રસિદ્ધ રહેલું છે. મારા જોવામાં તથા વાંચવામાં તે પ્રથમજ આવ્યું છે. તેમજ બીજા કોઇના જોવામાં તે આવ્યુ હોય તો તેણે તે જોયા તથા વાંચ્યા વિશે જાહેર કર્યું નથી. એમ મારા સમજવામાં છે. એ વર્ષ ઉપર મારા તરફથી 'પ્રેમાનંદની પ્રસાદી નામનુ પુસ્તક પ્રસિદ્ધ થયું હતું તેના ઉપોદ્ઘાતમાં જે કવિ ચરિત્ર આપવામાં આપેલું છે તેમાં પ્રેમાનંદ કૃત પુસ્તકોના જે યાદી પ્રસિદ્ધ થયેલી છે તે યાદી ગુર્જર વિદ્વાનો તથા સાક્ષરો તરફથી જુદે જુદે વખતે પ્રસિદ્ધ થયેલી યાદી ઉપરથી ઉપજાવવામાં આવી હતી. તેમાં પ્રેમાનંદકૃત મહાભારતનું નામ નથી. અને એ પણ ખરૂં છે કે તે વખત સુધી મારા જાણવામાં ન હતુ કે પ્રેમાનંદે મહાભારત પણ લખ્યુ છે. જો કે કવિકૃત પુસ્તકો હું વાચતો ત્યારે મારા દિલમાં એવું આવતું કે જે મહાભારતમાંથી કવિયે વસ્તુ પસંદ કરી કથા કરી છે અથવા આખ્યાનો લખ્યાં છે તે મહાભારત એણે લખેલું હોવું જોઇએ. ઉપલો માત્ર ખ્યાલ જ હતો. તેમજ પ્રસિદ્ધ થયેલી યાદીઓમાં મહાભારતનું નામ નહીં જોયાથી તે નહીં રચેલું હોય એવી નિવૃત્તિવાળી હતી. પરંતુ ભાવિ બલવાન છે. જે વાંચવાને મન નાનપણથી તલસ્યા કરતુ હતું, જેનો અહોનીશ ખ્યાલ આવ્યાં કરતો હતો તેના અંતે પરમકૃપાળુ પરમેશ્વરે થોડા ભાગના પ્રત્યક્ષ દર્શન કરાવ્યાં એટલુજ નહિ પણ તેની પ્રસાદી ચખાડી તેથી હુ પરમાત્માનો અત્યત આભારી છું. વળી જે ગૃહસ્થ પાસેથી મહાભારતની હસ્તલીખિત પ્રત મને વાંચવાને મળી તે ગૃહસ્થનો આ સ્થળે ઉપકાર માનુ છુ.

મહાભારતના અઢાર પર્વો છે એ અઢારે પર્વો કવિએ પદ્યમાં લખ્યાં છે એવું તે ગૃહસ્થનુ કહેવું છે જો કે મને પોતાને તો માત્ર ચોથા વૈરાટ પર્વ, છઠ્ઠા ભીષ્મપર્વ, સાતમા દ્રોણપર્વ અને આઠમાં કર્ણપર્વના દર્શન થયાં છે. એટલે એ તમામ પર્વો વિશે બોલવું યોગ્ય નથી. તેટલા માટે જેટલાં પર્વો મારા જોવામાં તથા વાંચવામાં આવ્યાં છે તેટલાંજ વિશે બોલવું પ્રાપ્ત થાય છે, તથા કવિની જે પ્રસાદી મેં ચાખી છે તે મારા સાહિત્યરસિક બંધુ એોને ચખાડવા ઇચ્છા થાય છે.

મહાભારતનું ચોથું પર્વ વૈરાટપર્વ છે. કવિએ એકાવન અધ્યાયમાં તેનું વર્ણન કર્યું છે, ને તેમાં ઉત્તરા અને અભિમન્યુના લગ્ન વિધિનું અંતે વર્ણન છે. એ પર્વના છેલ્લા અધ્યાયમાં નીચે પ્રમાણેની ઉક્તિ જોવામાં આવે છે, તે શબ્દશઃ ઉતારી છે.

પછે કૃષ્ણે રજા માંગી, આપીયાં બહુ દાન;<br>
જાચિક જનને આપતાં, ગડગડયાં દેવનાં નિશાન. ૧૧<br>
કૃષ્ણ પધાર્યા દ્વારિકાં, ને પોખીયો અભેવને;<br>
ગણેશ ગોત્રિજને નમ્યા, જોઈ ઉત્તરા હરખ્યાં મન. ૧૨

પછે પાંડવ ત્યાં રહ્યા, જ્યાં મચ્છનુ શહેર;
ત્યાં કણે કૃષ્ણજી આવિયા, વૃષ્ટિ કેરી પેર. ૧૩

તે વાત વષ્ટિપર્વમાં, જેમાં મર્મનો મહિમાય;
વૈરાટપર્વની કથા સુણતાં, પડદો તે ધોળો થાય. ૧૪

ચોથી તે હત્યા ઉતરી, કીધું તે ગંગાસ્નાન;
ઋષિરાયને પૂછ્યા, આપ્યાં અપરીમિત દાન. ૧૫

વૈરાટપર્વ તણી કથા, જે સાંભળે નરનાર,
બ્રહ્મહત્યા ઊતરે, બોલો શ્રી મોરાર. ૧૬

વલણ.

બોલો શ્રી મોરાર મનથી, કવિ પ્રેમાનંદે કરી;
શ્રોતા વક્તા સર્વકો, એકવાર બોલો શ્રી હરિ. ૧૭

મહાભારતનુ છઠ્ઠું પર્વ ભીષ્મપર્વનુ છે, ને તેના બાર અધ્યાય કવિએ લખ્યા છે. છેલા મા અધ્યાયમા નીચે પ્રમાણેની ઉક્તિ છે.

ભારત ગંગાજલ કલ્લોલ, ઝીલું સૌટો ઝાકઝોળ,
વૈકુંઠે વિસ્તારી કહી, જેમ પુરાણે સુણીઉં સહી.
શ્રોતાવક્તા પાવન થાય, પ્રીછકજનનાં પાતિક જાય;
ભીષ્મનામ ભારતની કથા, પુરુષનાં ત્રણ પાતિક વૃથા. ૧૦૦

વલણ.

ભારતમાહી ભીષ્મ કથા, જેમ જળ મધ્યે ગંગ.
પ્રેમ ધરી જે સાંભળે, તેને સહાય શ્રી રંગ. ૧

ભીષ્મ પર્વ ઉત્તમ કથા, જન્મેજય ઉદ્ધાર;
શ્રોતાજન જે સાંભળે, તે પામે સુખ સંસાર. ૨

નરનારી જે સાંભળે, વૃદ્ધ જોબન લઘુ બાળ;
મન મનોરથ તેહના, પૂરો ત્રિપુર તત્કાળ. ૩

ભારત અક્ષરે જે સુણે, પાતક પચે છોડ;
વિશ્વાસે વર્ણન કરી, બોલો શ્રી રણછોડ. ૪

મહાભારતનું સાતમુ પર્વ દ્રોણપર્વ છે. એના બધા મળી સાઠ અધ્યાયો છે. એ સાઠ અધ્યાયમાં પહેલા દિવસના મકર વ્યુહમાં પાંચ, બીજા દિવસના ચક્રાવામાં ૩૩, ત્રીજા

દિવસના સકટવ્યુહમાં આઠ, ચોથા દિવસના કમળવ્યુહના ૭ અને પાંચમા વજ્રવ્યુહના આઠ અધ્યાય છે. દ્રોણપર્વમાં ચક્રવ્યુહનું વર્ણન છે, ને કવિ પ્રેમાનંદ રચિત અભિમન્યુ આખ્યાન પ્રસિદ્ધ થયેલું છે એટલે સાહિત્યરસિક જનોને એ વચ્ચે સરખામણી કરવાને અનુકૂળ પડે માટે એ વિભાગમાંથી નીચે પ્રમાણે ઉતારો કર્યો છે.

અત્રે એટલું કહેવું પ્રાપ્ત થાય છે કે મહાભારતના દ્રોણપર્વના પ્રથમ દિવસના મકરવ્યુહના છેલ્લા અધ્યાયની લીટીઓ સાથે પ્રેમાનંદ કૃત અભિમન્યુ આખ્યાનના પહેલા કડવાની લીટીઓ સરખાવા જેવી છે. મકરવ્યુહના છેલ્લા અધ્યાયની લીટીઓ અભિમન્યુ આખ્યાનનું પહેલુ કડવું છે. દૃષ્ટાન્ત તરીકે—

સુભટ સર્વે મળ્યા સાંઝે, દ્રોણ કેરે દ્વાર;
કોને બોલ્યાની શક્તિ નહિ, સૌને ને સાલે માર. ૫

પછે કૌરવપતિયે કર જોડીને, વિનવિયા ગુરૂદ્રોણ;
અભેવન રૂપી સમુદ્રમાંથી, તમ વિના ઉગારે કોણ. ૬

અર્જુને હસ્તિ સંગાથે, હણ્યો ભગદત્ત;
મુનિ તમને મૂર્છા પમાડયા, અભેવન ઉન્મત. ૭

એવું કહીને મુગટ ઉતાર્યો, ગુરૂ ચરણે ધરિયો;
ગુરૂ બંધાવો તો બાંધું મુગટ, એવું રાય ઉચરિયો. ૮

ઋષિ ગીમ કરીને બોલ્યા, ઉદક અંજલી લીધી;
અભેવનને મારવાની, દ્રોણે પ્રતિજ્ઞા કીધી. ૯

કૌહીરિસુત કાવ્ય મારવો, ગુરૂવાયક શ્રવણે પડિયાં;
હરખ્યો હસ્તિનાપુરનો રાજા, દુદુભિ ગડગડિયાં. ૧૦

કૃષ્ણ જાશે અર્જુનને તેડી, સુશર્મા છે જ્યાંય;
ભગવાને ભાણેજ પોતાનો, નાશ કરાવ્યો સાય. ૧૧

વૈશંપાયન વચન સુણીને, રાય જન્મેજય પૂછે,
અભેવન મામે કેમ મરાવ્યો, કહોને કારણ શું છે. ૧૨

કહો કારણ કૃષ્ણજીનું, મોટો કરાવ્યો કેર,
ધ્રુતરાષ્ટ્ર પૂછે સંજયને, શું મામા ભાણેજને વેર. ૧૩

સંજય વાચક સાંભળી, બોલ્યા હસ્તિનાપુરનો ધણી;
સંજય સર્વે કહો મુજને, વાત અભેવન તણી. ૧૪

કૃષ્ણજીને શું ગમ્યું, અભેવન શું વેર રે;
પ્રધુમનની પેરે ઉછર્યો, રાખ્યો પોતાને ઘેર રે. ૧૫

મકરવ્યુહ પૂરો થયો, તે સુણ રાય જન્મેજય રાયરે;
ચક્રાવો આગળ કહું, અભેવન મહિમાય રે. ૧૬

અભેવનનો જુદ્ધ મોટો, વર્ણવિયો નવ જાય;
ત્રાસ પામે તે થકી, સૈકો રાણા રાય. ૧૭

સૈકો રાણા રાયને એ, અભિમન્યુ પ્રાજે કરે;
જો કૃષ્ણ કોપે નહિ એને, તો અભેવન રણ નવમરે. ૧૮

ન મરે માર્યો કોઇનો, એના બલ તણો નહિપાર;
જ્યારે કોપે કૃષ્ણજી, તવ પડે રણ મોઝાર. ૧૯

વૈશપાયન ઉચરે, સુણ જન્મેજય રાયઃ
ચક્રાવામાં ચૂર્ણ થાશે, ઘણા રાણા રાય. ૨૦

પેહેલો મકરવ્યુહબીજોચક્રાવો,ત્રીજેસંકટવ્યુહ કહીયે; :
ચોથો કમળવ્યુહ, પાંચમો ત્રજાવો લહીયે. ૨૧

આ પ્રમાણે મકરવ્યુહ પૂરો કરી કવિ બીજા દિવસના ચક્રવ્યુહનું વર્ણન શરૂ કરે છે. એ ચક્રવ્યુહમાં તેત્રીશ અધ્યાય છે. એજ અધ્યાયોમાં આપેલી કથા અભિમન્યુ આખ્યાનનાં કડવાં સાથે આબેહુબ મળે છે. અલબત્ત એમાં પાઠ ફેર છે. કેટલોક વિભાગ ચક્રવ્યુહમાં છે તે આખ્યાનમા નથી અને કેટલોક આખ્યાનમાં છે તે ચક્રવ્યુહના અધ્યાયોમાં નથી. પરતુ તેનુ કારણ સમજવુ મુશ્કેલ નથી. આખ્યાનમાં કવિએ પોતાની વર્ણનશક્તિ, કાવ્યચાતુરિ તથા કથારસને રેલાવા દીધાં છે, એટલે થોડોઘણો બે વચ્ચે તફાવત જણાય છે. આ ફેરફાર સિવાય ચક્રવ્યુહ અને અભિમન્યુ આખ્યાન એ બે એક જ છે એમ કહેવામાં જરાએ અતિશયોક્તિ નથી તથાપિ એ વચ્ચે સરખામણી કરી જોવાને ચક્રવ્યુહનાં પ્રથમના બે ત્રણ અધ્યાયો, લગભગ મધ્યનો શ્રી કૃષ્ણ અને અહિલોચન વચ્ચેના સંવાદનો થોડો વિભાગ અને ચક્રવ્યુહના અતનો વિભાગ આ લેખમાં આપ્યા છે તે સાહિત્ય રસિક પુરુષો સરખાવી લેઈ પોતાના મનની ખાતરી લેશે એવી વિનતિ છે. ચક્રવ્યુહ વાંચ્યા પછી મને પોતાને તો ખાતરી થઈ છે કે મહાભારતનો ચક્રવ્યુહ અને પ્રેમાનંદકૃત અભિમન્યુ આખ્યાન એ બે એકજ કલમથી લખાયલાં છે. તેમાં પણ ખૂબી એ છે કે ચક્રવ્યુહ પણ સવત ૧૭૧૭ માં અને અભિમન્યુ આખ્યાન પણ તેજ સવતમાં કવિએ કર્યા છે. કારણ બન્નેમાં એકજ સવત જોવામાં આવે છે

આટલુ છે છતાં પણ મહાભારતનાં બધાં પર્વો પૂરાં વાંચ્યા સિવાય એ સબંધમાં હું અત્યારે વિશેષ બોલવા માગતો નથી તેથી અત્રે માત્ર ચક્રવ્યુહમાંનાં દષ્ટાંતો લઇશું:—

## દ્રોણપર્વ—ચક્રાવો.

શ્રી ગણેશાયનમઃ॥ અથ શ્રી મહાભારતે દ્રોણ પર્વ મધ્યે દ્વિતીય દિવસે ચક્રવ્યુહ પ્રારંભ્યતે ॥

## રાગ કેદારો.

પ્રથમ સમરૂં સરસ્વતિ રે, ગણપતિ લાગું રે પાય;
શ્રી નાથ ચરણ પ્રતાપથી, દેહ નિર્મલ થાય. ૧
વૈશંપાયન ઉચરે, સુણ્ય જન્મેજય રાય;
દ્રોણપર્વની ધર્મ કથા, તેનો બહુ મહમાય ૨
દ્રોણ દહાડા પાંચ પૂરણ, જુજવો રચિયો જુદ્ધ;
પહેલો મકર વ્યુહ, બીજે ચક્રાવો, ત્રીજે સકટ વ્યુહકુધ. ૩
ચોથો કમલવ્યુહ આદર્યો, વજાવો દિન પાંચ;
ચક્રાવામાં અભેવનને, દ્રોણે નાખી આંચ. ૪
પણ કૃષ્ણે રણમાં કપટ કર્યું, અભેવન રાખ્યો ઠામ,
પૂરવ કેરૂં વેર મોહુ, લેવું આતમરામ. ૫
જન્મેજય વળતા વદે, સુણો વૈશંપાય;
ભાણેજને શું વેર હશે, મામો શ્રી જદુરાય ૬
ધૃતરાષ્ટ્ર રે પણ પૂછિયુ, સજય કહે કથાય;
વેરભાવ પૂરવ તણું, તે કહુ તમને રાય. ૭
ઐદાનવ એક દૈસનો રાજા, તેણે મહા તપ કીધું;
થોડે દહાડે સદાશિવે, વરદાન આવી દીધુ. ૮
કૈલાસનાથે કરી કૃપા, માગ્ય માગ્ય વરદાન;
તારે તપ ત્રૈલોક ડોલ્યું, એમ વદે ઉમયાસ્વામ. ૯
ઐદાનવ તવ હાથ જોડી, નમ્યો શિવને ચર્ણ;
સ્વામિ માગું તમ કને, કોયથી ના પામુ મર્ણ. ૧૦
રોગ દુઃખ મુને નવ્ય નડે, શરીરે પંચવદન;
માયાવિ મુજને કરો, જાઉં બ્રહ્મસદન. ૧૧
દેવ દાનવને જક્ષ વિદ્યાધર, તે હુંથી સર્વ હારે;
બ્રહ્મ, ક્ષત્રી, વૈસ્ય, શુદ્ર, એમાં મુને કોય નવ મારે. ૧૨
વ્યાલ વિષ મુને નવ ચડેરે, પશુ પખી મારિચાર;
અસ્ત્ર શસ્ત્ર અડકે નહી, તશવરતે સૌ સસાર. ૧૩
મહાદેવ કહે સર્વેને જીતીશ, ત્રૈલોકની માંહ્ય;
પણ દ્વારિકાના નાથને, તે તું નહિ જીતાય. ૧૪.
અંતર્ધ્યાન ઇશ્વિર હવા, કહી એહ વચન,
ઐદાનવ ત્યાંથી આવીયો, બેઠો રાજ્ય આસન. ૧૫.
દિગવિજે ચૌદે લોક જીત્યો, વધાર્યો અધર્મ,
મુનિ મારી કાઢીયા છોડાવ્યાં ખટ કર્મ. ૧૬

પછે ગુરુ શુક્રાચાર્યને, આપ્યો રાજ્યનો ભાર,
અમર સર્વેને જીતીયા, કાઢિયા નગરની બહાર. ૧૭

પછે દેવ સર્વે સંચર્યા, આવ્યા દ્વારિકા ગામ,
અંતરીક્ષ રહીને સ્તુતિ કરી, વિનવ્યા કેશવરામ. ૧૮

અંતરીક્ષથી પછે ઉતર્યા, ત્યાં મળ્યા તેત્રીસ ક્રોડ;
કુસપુરિમાં કૃષ્ણજી, વિનવ્યા બેઉ કર જોડ. ૧૯

દેવકીનંદન વિશ્વવંદન, અઘ નિકંદન શ્યામ,
દુઃખ ટાળો દેવનાં, દૈત્યનાં ફેડો ઠામ. ૨૦

ઐદાનવે અવનિ લીધી, વધાર્યો અધર્મ;
તે મરે હાથે તમ તણે, શંકરે કીધો મર્મ. ૨૧

તમે અસુર સંહારવાને, લીધો છે અવતાર,
મોહન મારો દૈત્યને તો, ટળે અવનિ ભાર. ૨૨

હરિ હરખે ઉઠીયા, ગરૂડ થયા અસવાર,
ઇંદ્ર આગળ કરી પોતે, ચાલ્યા દેવ મોરાર. ૨૩

ઐરાવતીયે આવીયા, જાદવ છપ્પન ક્રોડ;
જીતવાને કોડ શું, સમરથ શ્રી રણછોડ. ૨૪

ઐદાનવ દલ લઈ આવ્યો, રોપીયો રણથંભ,
શસ્ત્ર શુરા લઈ ધસ્યા, રણ માંડીયો આરંભ. ૨૫

ખડગ ખાંડા કરે ફરસી, ઝળકતી તરવાર,
દેવ દાનવ ઉતર્યા, સૌ કરે મારો માર. ૨૬

ઐદાનવ ને અનિતરશી, સુસુખે આવી મળીયા,
એક એકથી [illegible] એય અતિશે બળિયા. ૨૭

દૈત્યે [illegible] સર ઝાલવા ગયા સ્યામ
[illegible] હેઠા પડ્યા સુંદરશ્યામ. ૨૮

બળભદ્રને બહુ બાણ વાગ્યાં, પડ્યા પૃથ્વિ શેષ,
દેવનું દળ નાશીયું, પછે ગાજ્યો દૈત્ય નરેશ. ૨૯

પછે નાયની મૂર્છા વળી, ભાગતું ભાળ્યું સૈન્ય,
અસુર સેના ભય થકી, જેમ ત્રાસ પામે ધેન્ય. ૩૦

પછે કૃષ્ણે ચક્ર લીધું, સુદર્શન છે નામ;
દેખી મનમાં ડર્યો શત્રુ, અલોપ થયો તે ઠામ. ૩૧

આકાશે જઈ પહાણ કેરા, કરતો મારામાર,
ગાત્ર ભાંગ્યાં દેવનાં, ખડ્ગ ખડ્ગ વરસે ધાર. ૩૨

છાર ઉડે અતિ ઘણીને, થયો ઘોર અંધાર;
જાદવ થરથર ધ્રુજતા, ન્હાસતા હારોહાર. ૩૩
પછેં કૃષ્ણે ક્રોધ આણી, સારંગ સાધ્યું બાણ;
ઉદ્યોતાસ્ત્ર મેલ્યુ માધવે, કરી માયા હાણ. ૩૪
નરવો કીધો દૈત્યને, મેલ્યું સુદર્શન;
ચતુર્ભુજનું ચક્ર લાગ્યુ, મસ્તક થયું રે છેદન. ૩૫
દેવનું દુઃખ ટાળીયું, પછે પડયા પૂરમાં ત્રુટી;
ઐદાનવનું શહેર સર્વે, લીધું દેવે લુટી. ૩૬

વલણ.

લુટી ઐરાવતી નગરી, નાઠી ઐદાનવની નાર રે,
તેને ઉદરમાં ગર્ભ હતો, તે ગઇ પિયર મોઝાર રે. ૩૭

ઇતિ શ્રી મહાભારતે દ્રોણ પર્વણિકે વૈશપાયન જન્મેજય સંવાદે સંજય ધત્રાષ્ટ્ર સં૦ દ્વિતિય દિવસ ચક્રવ્યુહે અભિમન્યુ પૂર્વ કથાકથનો નામઃ ષષ્ટમોધ્યાયઃ

રાગ ચોપાઈ.

સંજય વળતા બોલ્યા રે વાણ, સાંભળ રાજા ચતુર સુજાણ.
ઐદાનવતે કેરીરે રાણી, નવ જાતાં રે પિયરમાં રે જાણી. ૧
નાગતણી તેતો રે કુમાર, ગઈ પિયાલે કહ્યો રે વિસ્તાર;
નાગને કીધી સર્વે વાત, વિરમતિ કરે આંસુપાત. ૨
વિના પુડરિક બોલ્યા વાણ, દૈવ કરે તે થાય પ્રમાણ;
ધારણ દેતે કીધી ધીર, સાંભળ જન્મેજય રણધીર. ૩
એમ ઘણા દિવસ વહી ગયા, પ્રસવકાલના દહાડા થયા;
જનમ્યો પુત્ર બહુ રૂપ શરીર, જાતક કર્મ કર્યું અહી ધીર. ૪
અહિલોચન પાડયુ તે નામ, જોબન પામ્યો દૈત્યનો સાંમ,
એક દિવસ રમવા જઈ ચડયો, નાગ તણા બાલક સું ભડયો. ૫
પાડી બાળને ચડિયો શીશ, ઝાલ્યો કંઠ ત્યાં નાખી ચીસ,
ઘોડી નાગ મૂકાવ્યો બાલ, અલ્યા બહુ બળિયો ભૂમિ ભૂપાળ. ૬
આવડું બળ દાખવીયેં જ્યાંય, બાપનો વેરી ઊભો ત્યાંય;
મેણું દીધું વ્યાલે વળી, અહીલોચન અંતર પરજળી;
સાપે મહેણું દીધું ઘણું, તન કંપ્યું તે પોતા તણું. ૭
આવ્યો જ્યાં પોતાની માત, બાલક બોલ્યો મુખથી વાત,
રીસેં રોતો વદિયો વેણ, મારા પિતાનુ ગામ જ કોણ. ૮

### ઢાલ.

માતા પુછે છે પુત્ર મારા, માંડી કહોને વાત;
દુઃખ્યો કોણે દીકરા, સંભાર્યો કેમ તાત. ૯

પુત્ર વળતી બોલીયો, હો માતજી અવિધાર;
સર્પે મુજને દીધું મહેણું, તુજ બાપ માર્યો તાર. ૧૦
આજ બાપના મારનારનું, લેવું મારે વેર;
નહી કહો જો માત મોરી, તો મરૂં ખાઇને ઝેર. ૧૧

નારી નેત્રેં નીર ચાલ્યાં, સુણી કંથનું સુખ;
વિધાતાએ લખ્યું એવું, પુત્ર સેવો દુઃખ. ૧૨

તાતજ તારો મહા બળિયા, અહિદાનવ એવું નામ;
તેને ચૌદ લોક ચરણે નમે, પણ એક કૃષ્ણે કેડ્યો કામ. ૧૩

એવું સાંભળી પુત્ર બોલ્યો, મેં લહી સઘળી પેર;
યે કૃષ્ણના કટકા કરૂં, પછે જાવું ઐરાવતી શહેર. ૧૪

અરે પુત્ર એ શું બોલિયો, બહુ બળિયો શ્રી રણછોડ,
તું નાનો ને એહ મોટો, કેમ શોભે જોડ. ૧૫

તારો તાત તે અતિ બળિયો, વળી શિવનુ વરદાન,
તોય તેને મારીયો, કપટી ઠગારો કહાન. ૧૬

અહીલોચન કહે માત સાંભળ, આરાધુ જઈ શિવ;
તપ કરી ત્રૈલોક્ય જીતું, વરદાન પામુ દિવ્ય. ૧૭

એમ કહીને ચાલીયો, મા રહી મામા પાસ;
વાર્યું કેનુ નવ કર્યું, પછી પોતીયો કૈલાસ. ૧૮

દશે દ્વાર રૂધન કરી, બાંધીયો શ્વાસોશ્વાસ;
દક્ષિણ પગને અંગુઠે, ઉભો રહ્યો ખટ માસ. ૧૯

તપ તેનો બહુ તપ્યો, શિવ થયા તુષ્ટમાન;
માગ્ય માગ્ય મહાદેવ કહે છે, મુખથી વરદાન. ૨૦

અહિલોચન આવીને નમ્યો, વળી સદાશિવને ચર્ણું,
કૃષ્ણ જાદવપતિનો, ઉપાય આપો, મર્ણું. ૨૧
ત્યારે મન વિમાસિયું, જે નવ મરે જુગદીશ,
વિચારીને વજ્ર પંજર, આપિયું તે ઈશ. ૨૨
પિપિલીકા પેસે નહીં, નવ નીકળે પવન,
એવી પેટી આપીને, પછે બોલીયાં વચન. ૨૩
જે પેસશે પંજર વિશે, વળી દ્વાર દેશે જાણ;
તાળું ભીડે તેહનું તો, તરતે જાશે પ્રાણ. ૨૪

જીવે તું જીતે નહી, પણ પેટી મધ્યે વાસ,
એટલે તારા શત્રુ કેરૂ, ટળે શિરથી સાલ. ૨૫
અહિલોચનને વજ્રપંજર, આપી ગયા અવિનાશ,
પેટી લઇને પુત્રજી, આવીયો માતની પાસ ૨૬
સ્વસ્થાનક માતા તણું, પાતાળમાં મોસાળ;
પેટી મેલી માત આગળ, પગે લાગ્યો બાળ. ૨૭
માતે લીધાં દુખડા, પુછી સઘળી વાત,
પુત્ર કહે આ વજ્રપજર, આપ્યું ઉમયાનાથ ૨૮
કૃષ્ણને આમાં પૂરવો, જાવુ દ્વારિકા ગામ,
શત્રુને મારી કરી, પછે જાશુ આપણે ધામ ૨૯
હવે હુ જાઉં છુ દ્વારિકાં, વાળવા પિતાનું વેર;
પછે રાજ કરૂ ઐરાવતિનુ, તમે આવજો આપણે ઘેર. ૩૦
હવે સુખના દહાડા આવિયા, જો હુજ મરખો તન,
વાળી વેર પિતા કેરૂ, આવુ નિજ ભુવન. ૩૧
તત્પર થઇને ચાલિયો, જાવા દ્વારિકા ગામ,
જાદવ છપ્પન ક્રોડ હણવા, કૃષ્ણને મારૂ ઠામ ૩૨
એવા વાયક સુણી બોલ્યાં અહિલોચનની માય,
વિચારીને બોલ્ય કુવર, તેં કૃષ્ણ નહિ જીતાય ૩૩
બળીયા શુ બકીયે નહિ, એ કપટી કાનડ રાય,
દગો કરીને તુજને, ઘાલશે પેટી માંહ્ય ૩૪
વળી લોક એમ વાણી વદે, એ ત્રણ ભુવનનો નાથ,
કેસી કંસને મારીયા, હરિયે પોતાને હાથ ૩૫
તે પેટીમા પેસે નહી, તેને તું કેમ જીતીશ તન,
એ રૂપ બહુ વિધના ધરે, એમ વળો વિચારી મન ૩૬
બાલ જોબન વૃદ્ધ થાશે, એજ વંનનો હણનાર,
એ પેટીમા પેસે નહી, કેમ કરી તેને માર ૩૭
મન માને જો તમ તણુ, તો વાળો વડવાનુ વેર,
પણ કૃષ્ણ ક્યાથી હાથ આવે, અને કેમ કરી પેર. ૩૮

વલણ.

પણ અને કેમ કરી પેર રે, માડી મન આંસુડાં ધરે,
ક્રોડ વાનાં કરે અબળા, પણ પુત્ર રોક્યો નવ રહે ૩૯

ઇતિ શ્રી મહાભારતે દ્રોણ પર્વણિકે વૈશપા૦ જન્મ ધ૦ દ્વિતિય દિવસ ચક્રવ્યુહે અહિલોચન વાર્તા નિરૂપણો નામ સપ્તમોધ્યાય

### કૃષ્ણને અહીલોચન વચ્ચે સંવાદ.

પાસે આવી પૂછીયુ, અહિલોચન તે વાર;
ભગવાન કેરી ભેદમાં, વળી ભૂલી ગયો કુમાર. ૨૫

કહો ગોરજી તમે ક્યાથી આવ્યા, કોણ તમારૂ ગામ,
મારા પિતાને કેમ સભાર્યો, બહુ વાર લીધુ નામ. ૨૬

ગુરુ તમે નવ ઓળખો, હુ ઐદાનવનો તન,
એમ મભાળીને હરિ બોલ્યા, ભલેં ભલેં રાજન. ૨૭

× × × × ×

કહે રે કુવર કેમ ઉપન્યો, તુને કેણે ઝાલ્યો હાથ,
આ વજ્રપજર ક્યાથી લાવ્યો, તું આવ્યો કેને સાથ. ૩૪

એક ઝાડ કેરી છાંઈ જોઇને, બેઠા ગોર જજમાન;
દૈત્ય દિલમા નથી ધરતો, જે આ છે કપટી કહાન, ૩૫

કુલગોર જાણી આપણા પછી બોલીયો રણધીર;
પાતાળમા મોસાળ મારૂ, ત્યા મોટુ થયુ શરીર ૩૬

પછે શિવ થકી આ પજર પામ્યો, એથી કારજ સરશે;
કૃષ્ણને ઘાલશુ પેટી વિશે, અકળાઈ આપુરો મરશે. ૩૭

એવું સાંભળી હસ્યા હરજી, એ કામ કઈ પેરે થાય;
પેટીનુ મોઢુ સાકડુ, કાળો કેમ સમાય. ૩૮

કાચુ કામ નવ કીજીયે, મેં ભાળિયો છે કહાન,
ઉચો જાડો એવડો તે તમારે અનમાન. ૩૯

### વલણ

તમારે અનમાન કાનો મજય કહે સુણ રાય રે,
ગોર કહે તમે પુત્ર મહારા, પેસી જુવો પેટી માહ્ય રે. ૪૦

**इति श्री महाभारते द्रोण पर्वणिके वेशंपायन० संजय धृत० चक्रव्युह द्वितियादि० श्री कृष्ण पेलोचन गोष्टि कथनोनमःऽष्टमोऽध्यायः ॥**

### ચકાવાનો છેલ્લો ભાગ.

વૈશપાયન બોલીયા, તુ સુણ જન્મેજય રાય,
ત્યાર પછી જે વાત થઈ, ત્રીજે સુકટ વ્યુહ કહેવાય. ૪૯

ચક્રવ્યુહ પુરો થયો અભેવન તણુ આખ્યાન;
ત્રીજે દિવસે સકટ વ્યુહમા, જયદ્રથ હણ્યાનુ ગ્નાન. ૫૦

સંવત સત્તરસત્યાવિસેં, કર્યું પદ બંધન,
વડોદરાવાસિ વિપ્ર કેયેં, નામ પ્રેમાનંદ. ૫૧
કર્તા હર્તા કૃષ્ણજી, નિમિત માત્ર તે હુંય;
આશરો અવિનાશનો, કવિજન જોડે શુય ૫૨
મહિમા મોટો કૃષ્ણનો, અભેવનનુ ચરિત્ર;
સાંભળતાં સુખ ઉપજે, થાયે પરમ પવિત્ર. ૫૩
જે કો ગાય ને સાંભળે, તેનાં બળે કુડાં કર્મ;
મહાભારત સમુદ્ર મધ્યે, દ્રોણ કયા છે ધર્મ ૫૪
સંજય વાણી ઉચ્ચરે, તું સુણ્ય ધૃતરાષ્ટ્ર રાય;
આગળ સકટ વ્યુહમાં, તુજ જમાઇનો વધ થાય. ૫૫
અર્જુન કેરૂં પણ રહે, મરે દુશલાનો નાથ;
ભારત જમ વિસ્તારતાં, થાય સરવ સનાથ. ૫૬
બ્રહ્મ હત્યાનું પાપ ટાળે, પર્વ સાંભળતાં એક,
ક્ષત્રી શુરો પણ ન ચૂકે, વધે ધર્મ વિવેક. ૫૭

વલણ.

પ્રાક્રમ કહ્યાં અભેવન તણાં, કવિ કહે છે પ્રેમે કરી;
ભટ પ્રેમાનંદ ઉચરે, શ્રોતા જન બોલો શ્રી હરિ. ૫૮
શ્રી હરિ કહો સર્વથા, વક્તા કહે કરજોડ,
શ્રોતા જન સૌ સાંભળો, એકવાર કહો શ્રી રણછોડ. ૫૯

**इति श्री महाभारते लक्ष संहितायां वैयासिकेन धर्मः द्रोण पर्वणिके चक्र-व्युहे द्वितिय दिवसे वैशंपायन जन्मेजय संवादे संजय धृतराष्ट्र संवादे चक्रव्युह समाप्तो नामः अष्टत्रिंसमोऽध्यायः ॥**

ઉપર પ્રમાણે કવિ ચક્રવ્યુહની સમાપ્તિ કરી ત્રીજા દિવસના સકટ વ્યુહનુ આઠ અધ્યાયમાં, અને ચોથા દિવસના કમળ વ્યુહનું ૭ અધ્યાયમાં વર્ણન કરી પાંચમા દિવસનો વજ્રવ્યુહ શરૂ કરે છે. એ વ્યુહનો અંત વિભાગ નીચે પ્રમાણે છે:—

હવે કથા ગઇ કર્ણ પર્વમાં, દ્રોણ પર્વ થયું સંપૂર્ણ;
પાંચ વ્યુહ પુરણ થયા, તે પાંડવે કીધા ચૂર્ણ. ૩૭
દસ પંચ દિન પાંડવ વઢયા, રક્ષા કરી મોરાર;
ભાવથી ભક્ત ઉગારિયા, કીધી કૃષ્ણજી સહાય. ૩૮

વલણ.

સહાય શ્રી કૃષ્ણે કરી, કૌરવ થકી રણ માહ
ભટ પ્રેમાનંદ કહે કથા, હવે કર્ણ પર્વ કહેવાય ૩૮

---

મહાભારતનું આઠમુ પર્વ કર્ણપર્વ છે એ કર્ણપર્વના કવિના ત્રીસ અધ્યાય છે ત્રીસમા અધ્યાયમા કવિ કવે છે કે—

કર્ણ કથા દુ ખ દારિદ્ર હરે, કર્ણ કથા પુન્ય પવિત્ર કરે,
કર્ણ કથા કતિ નાવે પાસ કર્ણ કથાયે વૈકુઠ વાસ. ૮
આઠમુ કર્ણ તે પૂરૂં થયું, બ્રહ્મહત્યાનું પાતિક ગયુ,
આઠમો પડદો ધોળો થાય, સ્નાન દાન દીધા બહુ રાય ૯

વલણ

સ્નાન દાન રાયે કર્યાં, સાભળી કર્ણનુ પર્વ રે,
અગ્રે કથા જે સલ્યની, તે સુણવા ઇચ્છા સર્વ રે ૧૦
કથા મહાબારત તણી, ભટ પ્રેમાનદે વિસ્તારી,
વ્યાસ શીશ ને વૈશપાયન, જેને નાર તે બોલ્યા શ્રી હરિ ૧૧
એકવાર કહો રણગોડ રે, સત્તર દીન તે પૂરણ સહી,
આગળ દીન અઢારમો, કથા સલ્ય પરમેં ગઈ ૧૨

ઇતિ શ્રી મહાભારતે લક્ષ મહિતાયા વૈયાસિકેન ધર્મ કર્મ પર્વણિકે વૈશપાયન જન્મેજય સવાદે ગજય ધૃતરાષ્ટ્ર સવાદે કૃતા શોકસમન કર્ણપર્વે સમાપ્તો નામ ત્રીસમોઽધ્યાય.

“ભાનુ.”

---

# યુધિષ્ઠિરનું અસત્ય કથન.

( ચર્ચાપત્ર—૧. )

જેના જીવનની પ્રત્યેક પળ ધર્મની વિશુદ્ધ ભાવનાથી ગ્રથિત બનેલી છે, જેના હૃદય મનની પ્રત્યેક લાગણી કાર્યાકાર્યની વિચાર દર્શક–સત્ય, પ્રેમ અને ધર્મ પોષક–હોઇ યોગ્ય કર્તવ્ય શ્રેણિ દ્વારા જન સમાજને પ્રતિ પળે પ્રત્યક્ષ થયેલી છે અને જેનું ચારિત્ર્ય ધર્મનું સાક્ષાત્ આદર્શ સ્વરૂપ હોઈ ત્રિલોકમાં ન્યાયમૂર્તિ–ધર્મમૂર્તિ–તરિકે પ્રસિદ્ધિમાં આવી ચૂક્યું છે તેવા ધર્મ મૂર્તિ યુધિષ્ઠિરની હૃદયસ્થ શુભ લાગણીઓની–સત્યને સ્વીકારી તદનુસાર વર્તવાની આન્તર પ્રતિજ્ઞાઓની કસોટિ કરી જોવા આખા જીવનમાં જો કોઇ તેઓને પ્રસગ પ્રાપ્ત થયો હોય તો તે, એક પક્ષે આખા જીવનમાં જીવન રૂપ ગણાતી સત્યનેજ પ્રકટ કરવાની વૃત્તિને અને બીજે પક્ષે પોતાના આશ્રયે રહેલા સ્વજન વર્ગને–સ્નેહથી સકડાયેલા સ્નેહી વર્ગને—પરસ્પર મદદ રૂપ થઈ પડવાના ઉદ્દેશે ખેંચાઈ આવેલા અન્ય સહાયક વર્ગને—કાળના મોઢામાંથી બચાવવાની ફરજ દ્રષ્ટિ સામી મૂર્તિ રૂપે ખડી થયેલી છે. આ બે પરસ્પર અત્યન્ત વિરોધી ફરજો વચ્ચે કઈ ફરજને અવલમ્બવું એનો નિર્ણય કરવો એ જો કે દુર્ઘટ હતું, તોપણ આ બે ફરજોમાં કઈ ફરજ ધર્મમૂર્તિ યુધિષ્ઠિર માટે શાસ્ત્ર દ્રષ્ટિએ–વિચાર-દ્રષ્ટિએ—વિશેષ મહત્વ વાળી છે તેનુ જો બહુજ બારીક દ્રષ્ટિથી નિરીક્ષણ કરીશું તો સહજજ ઉપલબ્ધ થશે જે પહેલી ફરજ એટલે સત્યનેજ વળગી રહેવાની છે. બીજી ફરજનું કર્તવ્ય તો તેના માથે હમણાંજ આવી પડ્યુ છે નહિ કે સત્યનો જ આશ્રય કરી તદનુસાર જીવ જતાં પણ મક્કમ રહેવાની હૃદય–મનમાં લાગણીને જન્મ મળ્યો છે ત્યાંથી જ આખું જીવન પ્રતિજ્ઞા પાળી રાખવી અને પ્રતિકુળ પ્રસંગે—ખરી કસોટીના પ્રસંગે–રા. આનન્દશંકર બતાવે છે તેમ દયાની લાગણીના બળે—અનિચ્છા છતાં હૃદયમાં ગુપ્ત રીતે પાપ ( sin ) કરવાની પેશી જવાની યુક્તિના બળે—સરી જતું એ ખરેખર ધર્મમૂર્તિ યુધિષ્ઠિર માટે કોઈપણ રીતે યુક્ત થાય તેમ નથી.

*કનક કસોટિ કનક રહે છે, કથીર કનક કદિ નવ થાતું;*
*કનક કસોટિ કથીર નિવડતાં, કનક નામ પુહેલું જાતું.*

કંચન આની ઘણા કાળ સહર્ષ ઉપયોગમાં લીધેલું કસોટિ ચડ્યે જ્યારે કથીરજ માલુમ પડે ત્યારે જે કાળે કંચન તરીકે ઉપયોગ કર્યો હતો, તે કાલે માત્ર કથીરનો જ ઉપયોગ કર્યો છે એમ સહજ સિદ્ધ થવાનું, એટલે અનુકૂળ પ્રસંગે સત્ય બોલી પ્રતિજ્ઞા પાળવી અને પ્રતિકૂળ પ્રસંગે પ્રતિજ્ઞાનો ભંગ કરવો એ પણ ઉપરોક્ત જેવું એટલે ન્યાયમૂર્તિ–ધર્મમૂર્તિ યુધિષ્ઠિરના અન્ય નવ્વાણું સત્યને પણ ભુંસી નખાવે તેવું થાય. અને જ્યારે તેમ થાય ત્યારે ધર્મમૂર્તિ યુધિષ્ઠિરને અને મહાભારતકાર વ્યાસ મુનિ ઉભયને એક પ્રકારનો અન્યાય, આપણે આપીએ છીએ એમ સિદ્ધ થાય. પરન્તુ આ પ્રસગમાં મહાભારતકારે ભાવિને જ આગળ કર્યું છે એ તેમની દીર્ઘ દ્રષ્ટિ છે જેને સંમત થતાં આપણી મુંઝવણ ઓછી થાય તેમ છે.

સત્યવાદી હરિશ્ચન્દ્ર, બ્રાહ્મણો માટે પ્રાણાર્પણ કરનાર મયૂરધ્વજ અને આંગણે આવેલાને માગ્યું આપનાર કરણ આદિના જીવનમાં દ્રષ્ટિ નાખીએ તો તુરત સમજવામાં આવશે કે તેઓની સત્ય હૃદયસ્થ લાગણીઓની કસોટિ થાય એવા પ્રસંગો જ્યારે તેઓના ઉપર આવી પડયા હતા ત્યારે તેઓને પોતપોતાની ખાસ લાગણીઓને વળગી રહેવાં કાંઈ પણ લાભનું પ્રમાણ પ્રત્યક્ષ ન હતું અને હાનિનું પ્રમાણ તો ચોપાસે વીંટાઇ દ્રષ્ય રૂપે ઉભેલુંજ હતું અને તેમ છતાં તેઓએ તે હાનિનો—પ્રત્યક્ષ થતાં વિનાશનો—સ્વલ્પાંશે પણ વિચાર ન કરતાં હૃદયસ્થ શુભ લાગણીઓને કસોટિના પ્રસંગે છેવટ સુધી ધર્મ ભાવનાથી જરા પણ ચ્યુત થવા ન આપી તે ન જ આપી; અને તેના પ્રભાવેજ પ્રત્યેકની ગણના ઉચ્ચ કોટિમાં આવવા સાથ હૃદય ઇપ્સિત ઇષ્ટ મૂર્તિના સાક્ષાત્ દર્શન કરવા ભાગ્યશાળી થયા. આવા કસોટિના પ્રસંગે સત્યનેજ અવલમ્બી યુધષ્ઠિરના બોલવાથી રા. આનન્દશંકર 'selfishness of Virtue' અથવા તો 'Spiritual pride' જ પ્રકટ થવાનું જોવે છે જે રા નરસિંહરાવને અમગત લાગે છે તે ઘણા અંશે વાજબી છે.

'પ્રભુએ કરેલી આ મમારની અદ્દભુત ઘટનામાં ધર્મ વડે અધર્મનો પરાભવ થાય એમાં તો નવાઈ જ શી ? પણ કોઇક વાર અધર્મ વડે પણ અધર્મનો પરાભવ થાય છે" એમ રા. આનન્દશકર લખે છે, પરન્તુ કોઈ પ્રસગે ભવિષ્યના માટે જે કાંઈ વધા તે સારૂં પડયુ એ ઉપરથી કાંઈ ભવિષ્ય વેત્તાની ઉત્તમ કોટિમાં પોતાને મૂકી તદનુસાર વ્યવહાર કરવો જેમ વિચાર દ્રષ્ટિએ યોગ્ય ઠરતો નથી તેમ કોઇવાર ઔરંગઝેબની ધર્માન્ધ અનીતિનો શિવાજીના છળથી વિનાશ થયો, એથી અધર્મ વડે પણ અધર્મનો નાશ થાય છે એમ સર્વ માન્ય સિદ્ધાન્ત ઉપર આવી જવું ઉચિત લાગતું નથી. અન્ધકારનો અન્ધકારથી—અજ્ઞાનનો અજ્ઞાનથી—પાપનો પાપથી—વિનાશ થનો જાણ્યા—વાચ્યા—સમજવામાં નથી; અને જ્યારે આ અનુભવ ઘણા ભાગે થતો જોઇએ છીએ ત્યારે ઔરંગઝેબની ધર્માન્ધ અનીતિનો શિવાજીના છળથી વિનાશ થયો એ દ્રષ્ટાંત આપવામા આડકતરી રીતે રા. આનન્દશકર 'शठं प्रति शाठ्यं कुर्यात्' એ જાતનો ઉપદેશ કરે છે એમ ફલિત થાય છે જે રા. નરસિંહરાવ માની શકતા નથી એ તેમનો તેમના જ્ઞાન પ્રતિનો કઇક ઉચ્ચ ભાવ દર્શાવે છે

શાંકર સિદ્ધાન્તોનુ રહસ્ય ઉત્તમ શૈલિયે અન્યને સમજાવવામાં વિજયશીલ થનારા આનન્દશકર "ધર્મનો જય અને પાપનો ક્ષય કરાવનાર શક્તિ સદા સર્વત્ર જો પરમાત્મા જ છે તો પાપ સ્હામે પાપ ઊભું કરનાર શક્તિ પણ પરમાત્માજ છે એમ માનવું જોઇએ" વગેરે શા આધારે લખે છે તે ગ્રહણ થઇ શકતું નથી. સમગ્ર ઐશ્વર્ય સંપન્ન ગણાતી સત્તામાં પાપ સ્હામે પાપ ઊભું કરવાની—પવિત્ર પુરૂષને પણ અસેવ્ય એવી વૃત્તિનો સદ્દભાવ કલ્પવો એ વિચાર દ્રષ્ટિએ તદ્દન વિરુદ્ધ જ લાગે છે. 'स्च कर्म सूत्र ग्रथितो हि लोकः' ॥ જે કાંઇ થાય છે તે, તે મનુષ્ય જન્ય કર્મનો જ આવિર્ભાવ છે તેમાં સમગ્ર ઐશ્વર્ય સંપન્ન સબળ પરમાત્માને એકાએક ભેળવી દેવા—અરે ભેળવવા નહિ પરન્તુ પાપના ઉત્પન્ન કર્તા તેઓને જ માની લેવા એ માનવ બુદ્ધિથી અગમ્ય લાગે છે.

"આ જગતના વ્યવહારમા મનુષ્ય જે લાલચો અનુભવે છે એ ઇશ્વરેજ સર્જેલી છે, એ લાલચોના વિષયો ઇશ્વરેજ સર્જ્યા છે, એટલુ જ નહિ પણ એ વિષયો મનુષ્યના મન ઉપર અસર કરે એવું વિષયનુ સ્વરૂપ અને મનુષ્યના મનનું બંધારણું ઘડયું છે એ પણ ઇશ્વરની જ કૃતિ છે". આ રા. આનન્દશંકરનુ કથન સત્ય હોય તો આજથી જ જનસમાજ વિધવિધ પ્રવૃત્તિના બોજામાંથી મુક્ત થઇ જાય, કારણ કે જ્યાં બધું પરમાત્માજ કરે છે ત્યાં મનુષ્ય પ્રાણીનું સામર્થ્ય નથી કે પોતાના સ્વકલ્પિત વિચારોથી-મનસ્વી પ્રેરણા કૃત કર્તવ્યથી તેનું રૂપાન્તર કરી શકે.

સ્ત્રી સૌન્દર્ય પ્રેર્યો પુરૂષ લલચાય-દુષિત થાય-શાસ્ત્રાજ્ઞાથી પતિત થાય તેમાં તે પુરૂષનો દોષ રા. આનન્દશંકરના મતે નહિ નીકળવાનો, કારણ કે જે લાલચોએ તે પુરૂષના મનને ભમાવ્યુ-અને જે સૌન્દર્ય પ્રેર્યું તેનુ મન ભમ્યુ-તે ઉભય ઇશ્વરની જ કૃતિ છે. પરન્તુ નિર્દોષ પરમાત્મા મનુષ્યને પાપાચારમાં દોરે એ કદી સભવતુ જ નથી કેમકે પ્રત્યેક મનુષ્ય સ્વ-કર્માનુસાર સુખ દુઃખનો ભોક્તા થાય છે-અર્થાત્ મનુષ્ય પ્રાણી પોત પોતાના કર્મનું જ પુતળુ છે.

રા. નરસિંહરાવ અને રા. આનન્દશંકરના આ દેખીતા મતભેદને સ્પષ્ટ રીતે આગળ કરીને આ લેખક પોતાને સર્વોપરિ માને છે એમ માની લેવાનું નથી. પરન્તુ મારી પોતાની અલ્પ મત્યાનુસાર જે સિદ્ધાન્તો-વિચારો મને વાજમી લાગ્યા છે તેઓને કાંઈ અન્ય વિદ્વાનો તરફથી પોષણ મળે-શીખવાનુ મળે-એજ વૃત્તિથી આ ચર્ચાને વધારે સ્પષ્ટ રીતે દર્શાવવાનુ સાહસ કર્યું છે.

કગથી તા ૩૧-૩-૧૩ } 'મર્મવિદ્'.

---

# ઉત્તર.

દરેક અંકમાં આ વિષય ચાલુ રહી-વાચકને કટાળો ઊપજે એ નિવારવા, વસન્તના તન્ત્રી તરફથી આ અને આ સાથેનું બીજુ ચર્ચાપત્ર છાપતા પહેલાં મને મોકલવામાં આવ્યુ છે, જેથી એનો ઉત્તર યોગ્ય લાગે તો હું તે તે ચર્ચાપત્રની નીચે જ ટૂકામાં નોંધી શકું તદનુસાર હું આ ઉત્તર કરૂં છું.

મારો આશય યુધિષ્ઠિરના અસત્યકથનનો બચાવ કરવાનો હોત તો હુ આ પ્રસંગને 'tragedy' ન કહેત, અને અસત્ય માટે યુધિષ્ઠિરને જે સજા ભોગવવી પડી તે તરફ વાચકનું લક્ષ ન ખેંચત. આટલો ખુલાસો ફરી એકવાર કરી આગળ ચાલું છું.

૧. "બીજી ફરજનું કર્તવ્ય તો તેના માથે હમણાં જ આવી પડ્યું છે"—એ કહેવું યથાર્થ નથી. યુધિષ્ઠિરની જીવન પ્રતિજ્ઞા ધર્મની હતી: એ ધર્મમાં સત્ય અને કરુણા ઉભય આવે છે. યુધિષ્ઠિર 'સત્યવાદી' તરીકે મહાભારતમાં ઓળખાવાય છે તેટલા જ બલ્કે તેથી વધારે 'અજાતશત્રુ' અને 'આનૃશંસ્ય' ને પરમધર્મ માનનાર તરીકે ઓળખાવાય છે. આ કારણથી જ એમને કેટલાક 'ઓરિઅન્ટલ સ્કૉલર્સ' બૌદ્ધ ભાવનાની મૂર્તિ તરીકે લેછે. વળી પ્રકૃત પ્રસંગમાં તો સામાન્ય કરુણા ઉપરાંત વિશ્વાસથી વળગેલાં, પોતાના જ દ્યુત દ્વંદથી દુ:ખમાં આવી પડેલાં સ્વજનોની અને અસંખ્ય આશ્રિત જનોની રક્ષા કરવાનું સામું કર્તવ્ય હતું એ યાદ રાખવાનું છે.

૨. મેં આગળ એક બે વાર સ્પષ્ટ કર્યું છે, છતાં ફરીથી કહું છું કે પ્રકૃત પ્રસંગે મૂળ શ્રેય અને પ્રેયનો વિરોધ નથી—એ શ્રેયના તારતમ્યનો પ્રશ્ન છે. તેથી 'અનુકૂળ પ્રસંગ' અને 'પ્રતિકૂળ પ્રસંગ' ની કલ્પના વાજબી નથી. હરિશ્ચન્દ્ર મયૂરધ્વજ વગેરેનાં દૃષ્ટાન્તમાં સુખ અને કર્તવ્યનો વિરોધ હતો. યુધિષ્ઠિરનો પ્રકૃત પ્રસંગ વધારે વિષમ—સુખ અને કર્તવ્યના વિરોધનો નહિ, પણ બે કર્તવ્ય વચ્ચેના વિરોધનો હતો. રસિક (aesthetic) દૃષ્ટિએ મહાભારતની આ નવીન અને અસાધારણ જાતની 'tragedy' તારવી આપવાનો મારો મૂળ ઉદ્દેશ હતો, અને તેને અંગે બે કર્તવ્યનો પ્રશ્ન ઉપસ્થિત થવાથી ઉભયને કર્તવ્યરૂપે દર્શાવવાની જરૂર હતી. વારંવારના આટલા વિવેચનથી પણ જો હું યુધિષ્ઠિરનો પ્રસંગ હરિશ્ચન્દ્ર અને મયૂરધ્વજ વગેરેના પ્રસંગથી જુદો પાડી શક્યો ન હોઉં તો ખરેખર હું મારા પ્રયત્નમાં તદ્દન નિષ્ફળ જ નીવડ્યો છું

૩. "તદનુસાર વ્યવહાર કરવો"—એમ મેં બિલકુલ કહ્યું નથી. ઔરંગઝેબની ધર્માન્ધ અનીતિનો શિવાજીના છળથી વિનાશ થયો. એ આકસ્મિક નથી. સામાની અનીતિનો છળથી વિનાશ કરવો જોઇએ એમ નહિ, પણ થાય છે. એ વસ્તુ સ્થિતિનો નિષેધ તો કોઈ જ નહિ કરી શકે. સામાને ઘા કરવો જોઇએ એમ જે બિલકુલ કહેવા માગતો નથી તેને હું ધારૂં છું એટલું તો નિર્દોષ રીતે કહેવાનો હક છે જ કે સામાને ઘા થાય છે અને એ ઘા કરવાથી સામો મરે છે આટલી વસ્તુ છે, તો પછી એટલું જ વિચારવાનું રહે છે કે એ વસ્તુસ્થિતિ કોની યોજેલી છે? ખોટા કૃત્યની જવાબદારી હું કર્તા મનુષ્ય ઉપર જ રાખું છું, પણ ખોટા કૃત્યમાંથી સારૂં ફળ ઊપજે છે એ હું આકસ્મિક માનતો નથી. ઇશ્વરની યોજના માનું છુ. દુકાળ મરકી વગેરેમાંથી તથા આ વિશ્વમાં પ્રતિક્ષણ ચાલી રહેલા અનાદિ અને અનન્ત સંહારમાંથી, પણ સારૂં ફળ ઊપજવાની જે વસ્તુ સ્થિતિ છે તે આકસ્મિક નથી, પણ ઇશ્વરની ગહન યોજના છે, અને તેજ રીતે ઇતિહાસપટ પણ કાળા ધોળા અનેક તન્તુઓથી પ્રભુ જ નિત્ય નિરન્તર વણ્યાં કરે છે એમ મારૂં માનવું છે. આ માનવામાં હું એકલો નથી, પણ અસંખ્ય ક્રિશ્ચન હિન્દુ વગેરે ધર્મના પ્રવક્તાઓની સાથે છું. અને એમાં મારી કાંઈ ભૂલ થતી હશે તો પણ એ માન્યતા '**शठं प्रति शाठ्यं कुर्यात्**'ના ઉપદેશથી તો તદ્દન જુદી જ છે એ સહજ સમજી શકાશે. શું, દુકાળ

અને મરકીના અસ્તિત્વમાં પણ પ્રભુની યોજના જોનાર માણસ, લોકને જપે મારો અને એમના ઘરમાં મરકીના ઉંદરડા મઝી આવો એમ કહેવા માગે છે ?

૪. "स्वकर्मसूत्रग्रथितो हि लोकः"—એ સિદ્ધાન્ત પરમાત્માના ઉપરથી વૈષમ્ય અને નૈર્ઘૃણ્યનો દોષ નિવારવા માટે છે, એના અસ્તિત્વનો અને એ અસ્તિત્વની સાથે જોડાએલી રચનાનો નિષેધ કરવા માટે નથી. (જુવો આ વિષય ઉપર બાદરાયણસૂત્ર અને એનાં ભાષ્યો.) "જે કાંઇ થાય છે તે મનુષ્યજન્ય કર્મનો જ આવિર્ભાવ છે". પણ તેમ છે એ વસ્તુસ્થિતિ યોજનાર કોણ ? એ યોજનાપૂરતું જ કર્તૃત્વ હું પરમાત્માનું માનું છું, મનુષ્યની કૃતિનો હું નિષેધ કરતો નથી. એક દૃષ્ટાન્ત આપીને વિશેષ ખુલાસો કરૂં. મનુષ્ય વરાળયન્ત્ર બનાવે છે એમાં જે બુદ્ધિ જોઇ છે તે, અને વરાળમાં અને લોહમાં આ રીતે મનુષ્યના ઉપયોગમાં આવવાની જે યોગ્યતા છે તે, પ્રભુની બક્ષીસ છે એમ કહેવાથી મનુષ્યની કલાનો કાંઈ નિષેધ થતો નથી. અને 'Indestructibility of Matter' તથા 'Conservation of Energy'નો સિદ્ધાન્ત માનનાર એમ કહે કે પ્રકૃતિમાં એક રજભાર દ્રવ્ય કે એક નિમિષમાત્ર પણ ગતિ નવી ઉમેરવાની મનુષ્યમાં શક્તિ નથી, તો એમ કહેવાથી, એમ પ્રાપ્ત થતું નથી કે મનુષ્ય પ્રકૃતિમાંથી પોતાને ઉપયોગી તે તે પદાર્થો બનાવતો નથી. આમ ઊંડા ઊતરીને વિચારવા જેવા, અને અયોગ્ય લાગે તો ઊંડા ઊતરીને ખંડન કરવા જેવા, સિદ્ધાન્તને "આજથી જ જનસમાજ વિધવિધ પ્રવૃત્તિના બોજામાંથી મુક્ત થઇ જાય" એવી ઉપરછલ્લી ટીકાથી ઉડાવી દેવાનો પ્રયત્ન શોભતો નથી. "મનુષ્ય સ્વકર્માનુસાર સુખદુઃખનો ભોક્તા થાય છે અર્થાત્ મનુષ્ય પ્રાણી પોતપોતાનાં કર્મનું જ પૂતળું છે" એમ માનવાથી જો મનુષ્યનો ઉદ્યોગ નિરર્થક થઇ જતો ન હોય, તો સઘળી યોજના પ્રભુની છે એમ માનવાથી એનો ઉદ્યોગ કેમ અટકી પડે એ સમજાતું નથી. ઉભય સમાનકક્ષ છે, અને ઊંડા વિચાર કરતાં યોગ્ય અર્થમાં ઉદ્યોગ સાથે સંગત છે.

આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ.

---

## ચર્ચાપત્ર—૨.

'વસન્ત ફાલ્ગુન ૧૯૬૯ માં યુધિષ્ઠિરની મુઝવણુ બતાવી મહાશય આનંદશંકર જણાવે છે કે "મારી નૈતિકબુદ્ધિ યુધિષ્ઠિરને એક નિર્દોષ માર્ગ નહોતો એમ કબુલ કરે છે." તે સંબંધમાં મારો નમ્ર અભિપ્રાય જણાવવા રજા લઉં છું.

યુધિષ્ઠિરે એ પ્રસંગે અસત્ય વદવા કરતાં કૃષ્ણ ઉપરજ શ્રદ્ધા રાખી એમ વિચાર્યું હત કે શું "મારા કથનથી જ પાંડવોની તથા અન્ય સર્વની રક્ષા થઈ શકે તેમ છે ? હું કોણ માત્ર છું ? પાંડવોનો નાશ કે રક્ષા કરવા કૃષ્ણ સમર્થ છે".

યુધિષ્ઠિર અસત્ય ન બોલ્યા હત તો ગમે તે યુક્તિથી કૃષ્ણ–પાંડવનું રક્ષણ કરવા સમર્થ હતા એવી જો યુધિષ્ઠિરની શ્રદ્ધા કાયમ હત તો અસત્ય કથવાની જરૂર રહેત નહિ.

મહાશય આનંદશંકર એમ કહેશે કે આ અસત્યકથનની સૂચના કરનાર શ્રી કૃષ્ણજ હતા. તો હું તો એમ માનું છુ કે આમાં કૃષ્ણનો હેતુ દ્રોણનો નાશ કે પાંડવોનું રક્ષણ કરવા કરતા યુધિષ્ઠિરના સત્યની કસોટી કરવાનો જણાય છે.

આવો પ્રસંગ કર્ણની કસોટી વખતે પણ કૃષ્ણે સાધ્યો હતો અને કર્ણે મરણ પર્યંત પોતાની ટેક છોડી નહોતી.

કૃષ્ણે પહેલેથી જ અર્જુનને સર્વને મુવેલા બતાવી પોતાના સર્વજ્ઞપણાની ખાત્રી આપી હતી તો યુધિષ્ઠિરે પણ વિચારવું જોતું હતું કે મને અસત્ય વદાવી માત્ર નિમિત્ત કરવામાં આવે છે. યુધિષ્ટરે કૃષ્ણને એમ ન કહેવુ જોતું હતું કે પાંડવોને અને અન્ય સર્વને દ્રોણના ક્રોધથી બચાવવા ખાતર મને નિમિત્ત કરવા કરતા આપને જે યોગ લાગે તે કરો અત્યાર સુધી આપજ અમ સર્વે ભાઇઓનુ રક્ષણ કરતા આવ્યા છો તો આ વખતે પણ આપજ અમારૂ ગમે તે પ્રકારે રક્ષણ કરશો એમ કહી કૃષ્ણમાં પૂર્ણ શ્રદ્ધા રાખી તેણે સત્ય સાચવી રાખવું જોતું હતું

મહાભારતમાં એવા અનેક પ્રસગો આવ્યા છે કે જ્યાં યુધિષ્ઠિરના સત્યની ખાતર પાંડવોને ઘણું જ સહેવુ પડયુ છે અને તે તે પ્રસગે કૃષ્ણેજ સહાયતા કરી પાંડવોની લાજ છે તો આ પ્રસંગે પણ યુધિષ્ઠિર અડગ રહ્યા હત તો કૃષ્ણ પોતાની ફરજ અદા ક· એમ મને તો શ્રી કૃષ્ણમા હજુ પણ પૂર્ણ શ્રદ્ધા છે.

દ્રૌપદીવસ્ત્રાહરણ પ્રસગે એક ભીમસેનજ દુર્યોધનને જુલમ કરતાં અટકાવવા સમર્થ હતો છતાં યુધિષ્ઠિરના કહેવાથી સર્વ ભાઇઓએ સત્ય જાળવી મૌન ગ્રહ્યુ તો અતે શ્રીકૃષ્ણને આવવુ જ પડયુ તો આ પ્રસગે પણ કૃષ્ણ પોતાના ભક્તોની લાજ રાખત જ એ નિ:સદેહ વાત છે

ધન્ય છે બળભદ્રને કે જે જગાએ અન્યાય થતો હતો તે સ્થળે તટસ્થ તરીકે પણ પળવાર ઉભા ન રહેતા કૃષ્ણનો પણ અનાદર કરી રીસાઈ ચાલી નીકળ્યા.

મહાશય આનદશકરનુ માનવુ છે કે પોતાને માટે યુદ્ધમાં ઉતરેલા સર્વનો સંહાર થવા દઈ સત્ય જાળવી રાખવામા યુધિષ્ઠિરને મુઝવણ આવી તો તે ઉદ્દેશ તો અન્તે ટક્યો નહિ કેમકે છેવટે અશ્વત્થામાએ સર્વનો સહાર તો કર્યો જ અને અશ્વત્થામાના ઉગ્ર ક્રોધનુ મૂળ કારણ તેના પિતાને દગેથી મરાવ્યા તેજ હતું તો તે કારણમા યુધિષ્ઠિરનુ અસત્યકથન કારણભૂત છે.

મહાશય આનદશકર પાપ સ્હામે પાપ ઉભું કરનાર શક્તિ પણ પરમાત્મા જ છે એમ જુવે છે તો હું તે મહાશયને પૂછવા રજા લઉં છું કે આ સિદ્ધાન્ત યુધિષ્ઠિરને પોતાને માન્ય હતો કે કેમ. તે મહાભારતમાંથી કોઇ સ્થળે મળી આવશે?

રવિશંકર વિ. ત્રિવેદી
રાજકોટ સીટી

તા. ક. जानामि धर्मं न च मे प्रवृत्तिर्जानाम्यधर्मं न च मे निवृत्तिः ।
केनाऽपि देवेन हृदि स्थितेन यथा नियुक्तोस्मि तथा करोमि ॥

આ ઉદ્ગારો દુર્યોધનના મુખમાંથી નીકળેલા છે તો તેથી દુર્યોધનના કૃત્યોની માફી આપી શકાય કેમ?

## ઉત્તર.

૧. હું આ ચર્ચાપત્રી સાથે પુષ્કળ મળું છું: યુધિષ્ઠિરે પોતાની જાતને કૃષ્ણ ઉપર નાંખી દીધી હોત તો કૃષ્ણ એનું રક્ષણ કરવા પૂર્ણ સમર્થ હતા અને તે એ રક્ષા જરૂર કરી લેત. પણ આ જાતની ભક્તિ જેવી દ્રૌપદી અર્જુન વગેરેમાં હતી તેવી યુધિષ્ઠિરમાં ન હતી. યુધિષ્ઠિરની, કૌહો જેને 'શીલવ્રતપરામર્શ' રૂપી 'સંયોજન' યાને સાંકળ-બેડી કહે છે તે છૂટી ન હતી (અર્જુન અને યુધિષ્ઠિર વચ્ચેના આ ભેદનો મેં મારા પહેલા જ લેખમાં સ્પષ્ટ ઉલ્લેખ કર્યો હતો. જુવો વસન્ત ૧૯૬૯ માર્ગશીર્ષ. પૃ. ૬૦૮) પણ જે આ ભૂમિકા સુધી પહોંચી શક્યો નથી તેને માથેથી શીલ અને વ્રત જાળવવાનું કર્તવ્ય મટતું નથી. પણ તે જાળવવા જતાં મનુષ્યને માથે કેવી મુસ્કેલી આવે છે અને એમાંથી કેવાં કરુણરસજનક પરિણામો થાય છે એ 'tragic element'—કરુણ રસનું તત્ત્વ—પ્રકૃત પ્રસંગમાં મહાભારતકારે દાખલ કર્યું છે એ બતાવવાનું માફ તાત્પર્ય હતું. આ તાત્પર્ય ન સમજવાથી અને કરુણ રસના આ વિલક્ષણ પ્રસંગ પ્રત્યે અરસિક વૃત્તિ ધારણ કરવાથી સર્વ મતભેદ ઊપજે છે એમ મારો નમ્ર અભિપ્રાય છે.

૨. યુધિષ્ઠિરનો ઉદ્દેશ મર્યાદા પાર ન પડ્યો એ ખરી વાત છે. બલ્કે એ જ અસત્યકથનથી અશ્વત્થામાએ ક્રોધે ભરાઈ ઘણાનો સંહાર કર્યો, તથા નિર્દોષ બાળકોને પણ દુષ્ટ રીતે હણ્યાં તથા ગર્ભહત્યા કરવાની પણ હિમ્મત કરી. અશ્વત્થામા મૂળથી પાપી હૃદયનો નીચ સ્વભાવનો હતો. પણ એ અનેક કારણોની સાથે યુધિષ્ઠિરના અસત્ય-કથનને પણ એક કારણ માનવું ખોટું નથી. પણ આમાંથી ફલિત થાય છે તે એ કે એક અસત્યમાંથી કેવાં અણધાર્યાં પરિણામ નીકળે છે એ યુધિષ્ઠિરે જોયું નહિ. પણ આ જ પ્રમાણે, કરુણા ત્યજી કઠોર વૃત્તિ ધારણ કરવાથી પણ ઘણાં અનિષ્ટ પરિણામો થાય. સત્ય અને કરુણાનાં પરિણામો સરખાવી કર્તવ્યનો નિર્ણય કરવો મહેલો નથી—બલ્કે અશક્ય જેવો લાગે અને એથી મૂંઝવણ પેદા થાય તો આશ્ચર્ય નહિ. અને આવી સમતોલની સ્થિતિ વખતે હૃદયનો આર્દ્રભાવ કરુણાના કર્તવ્યને ગૌરવ આપી વિજયી બનાવે તો એમાં અસ્વાભાવિક કઈં નથી. એ વાત મારા પ્રથમ લેખમાં મેં બતાવી છે. આ જ મુઝવણની વચમાં સ્વાભાવિક વલણને વશ થઈ જવામાંથી આ કરુણ પ્રસંગ ઉત્પન્ન થયો છે. યુધિષ્ઠિરે જે કર્યું તે સારું જ કર્યું એમ હું માનતો હોત તો આ અસત્ય કથનથી યુધિષ્ઠિરનો રથ જમીનને અડ્યો તથા પર-

લોકમાં એને નરક અનુભવવું પડયુ ઇત્યાદિ બાબત તરફ હું વાચકનુ ધ્યાન ન ખેંચત અને પ્રકૃત પ્રસંગને કરુણ રસનો પ્રસંગ ન કહેતાં "દયાવીર "( જુવો "રસગંગાધર" )નો પ્રસંગ કહેત.

૩ પાપ અને પુણ્ય ઉચ્ચ–સાધુ અને અસાધુ–ઉભય કર્મનો પ્રેરક પરમાત્મા છે એ સિદ્ધાન્ત ઉપનિષદ્‌માંથી મહાભારતાદિક સર્વ હિન્દુશાસ્ત્રમાં ઊતરી આવ્યો છે.

૪. તા. ક. નો ઉત્તર કે દુર્યોધનના કૃત્યની માફી ન જ આપી શકાય. દુષ્ટ માણસ જ આ સિદ્ધાન્તનો દુરુપયોગ કરે છે. આ માટે જુવો "ભાવિ અને પુરુષાર્થ" ઉપરની ગધા નામની મારી પ્રાસંગિક નોંધમાં એક ફુટનોટ

## ચર્ચાપત્રીઓને વિનતિ.

છેવટે મારી આ બને ચર્ચાપત્રીઓને આટલી વિનંતિ છે:—આ વિષયની ચર્ચા ઘણી થઈ. વસન્તના મુખપૃષ્ઠ ઉપર "યુધિષ્ઠિરનુ અસત્ય કથન" એ મથાળુ પ્રતિમાસ વાંચીને વાચકને ઘણો કંટાળો આવશે, અને એ માટે એ વાચક ચર્ચાપત્રી કરતાં પણ મને વધારે જવાબદાર ગણશે. હવે હુ મારા તરફથી આ ચર્ચા બંધ કરૂ છુ. કારણ કે અત્યાર સુધી જુદી જુદી વાર મેં આ વિષય ઉપર જે કહ્યુ છે તે કરતા કાંઈ વિશેષ કહેવાનું મારે રહેતું નથી, અને એટલાથી મારૂ દષ્ટિબિન્દુ જો હુ વાચકને આપી શકયો ન હોઉં તો તે હવે પછી આપી શકવાનુ મારું અધિક સામર્થ્ય નથી એમ સ્પષ્ટ કબૂલ કરી લઉં છુ. આ નિષ્ફળતાથી મને ખેદ થતો નથી: પ્રકૃત પ્રસંગનું ઊંડુ સ્વરૂપ મારા બન્ધુઓ ભલે ન સમજી શકયા, પણ સત્ય પ્રત્યે એમનો આગ્રહ જોઈ હું રાજી થાઉ છુ. હવે આ ચર્ચાપત્રીઓને આ ચર્ચા અધિક ચાલતી રાખવા ઇચ્છા હોય તો કૃપા કરી પ્રકૃત પ્રસગ જવા દઈ સામાન્ય આકારનુ વિષયનિરૂપણ કરવા વિનતી છે—જેથી તે વાચકને વધારે રસિક થાય તથા લાભકારક થાય. દાખલા તરીકે—( ૧ ) સત્ય અને કરુણાનો વિરોધ આવે ત્યારે કેવી રીતે નિર્ણય કરવો, એ નિર્ણય કરવાનું ધોરણ શુ, એ ધોરણ માટે શુ પ્રમાણ છે, ઇત્યાદિ. ( ૨ ) ધર્મ ( નીતિ ) અને પ્રપત્તિ ( શરણગમન ) વચ્ચે કેવો સંબન્ધ છે, પ્રપત્તિ માટે કાંઈ મર્યાદા છે કે કેમ, અને નથી તો પુરુષાર્થ એની સાથે કેવી રીતે સંગત છે ઇત્યાદિ, ઇત્યાદિ.

આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ.

---

# " પ્રગતિ " અને " વિગ્રહ.*

" સુધારો " " પ્રગતિ " ઇત્યાદિ શબ્દો આજકાલ ઘણાજ સામાન્ય થઈ ગયા છે. કાંઈ પણ નવીન વાત બ્હાર આવે, કોઈ પણ નવી શોધ કરવામાં આવે, રાજ્યોના ક્રમમાં કાંઈક નવો રસ્તો સ્વીકારવામાં આવે, તે સઘળુંજ "પ્રગતિ" "સુધારા" માટે છે એમજ કહેવાવાનું; પછી તે શોધ અથવા ફેરફાર ભલેને ગમે તેવા જંગલી પ્રકારનો હોય કે અધઃપતનસૂચક હોય.

" પ્રગતિ ". નો સામાન્ય અર્થ

આધુનિક સમયમાં પણ આ સુધારો ફક્ત પાશ્ચાત્ય પ્રજાઓમાં વસી રહેલો હોય એમ ક્યાં સુધી ગણવામાં આવતું હતું. પૂર્વદેશીય પ્રજાઓ ગમે તેવા ઉચ્ચ આશયોવાળી હોય, અથવા તો ગમે તેવા લાભદાયી પ્રગતિસૂચક સુધારાઓ ત્હેમણે દાખલ કર્યા હોય, તોપણ ત્હેમને સુધરેલી પ્રજાઓમાં ગણવામાં આવતી નહી.

જ્યાં સુધી જાપાન જેવા ન્હાના દેશે ભારે ખુનખાર લડાઈમાં રૂશીયા જેવા બળવાન દેશને હરાવ્યો ન્હોતો ત્યાં સુધી ત્હેની પણ સુધરેલા દેશોમાં ગણના થતી નહોતી.

એક જાપાનીઝ વિદ્વાન લખે છે કેઃ—

" દુનિયાની દરેક પ્રજા સાથે અમે લગભગ બે હજાર વર્ષ સુધી સુલેહસંપમાં રહ્યા હતા, અને દુનિયાના દરેક વિભાગમાં, અમારી સુંદર કારીગીરી તથા અક્કલમંદ હુન્નરોને લીધે જાણીતા થયેલા હતા, તે છતાં એ અમારી ગણના બારબેરીયનો તરિખે થતી ! ! પરંતુ જે દિવસે અમે બીજી પ્રજાઓ સાથે યુદ્ધમાં ઉતર્યા અને અમારા શત્રુઓના હજારો માણસોનો ઘાત કર્યો, તે દિવસથી સુધરેલી પ્રજાઓમાં ગણાવાનો અમારો હક્ક સ્વીકારવામાં આવ્યો."

આ ઉપરથી અનુમાન તો એમજ નિકળે છે કે સુધરેલા દેશોની ગણત્રીમાં દાખલ થવા માટે પ્રગતિમાન ગણાવવા માટે—લડાઇમાં જીત મેળવવી આવશ્ય છે ?

કહેવત છે કે લડાઈ કરતાં સુલેહથીજ મેળવેલી જીતો ઘણી મહાન છે. પરંતુ રાજ્યોના વ્હેવારમાં આ કહેવતને કોઈ ગણતું નથી. ત્હાંતો વિગ્રહનેજ પ્રથમ-સ્થાન આપવામાં આવે છે; વિગ્રહનેજ સુધારાનું સાધન લેખવામાં આવે છે. જંગલી સ્થિતિનાં આ ચિન્હો જે હાલના સમયમાં દૃષ્ટિએ પડે છે તે મને રાજ્યનીતિજ્ઞ પુરૂષોને શરમ ઉપજાવનારાં છે.

પ્હેલાના જુના અર્ધ સુધરેલ સમયમાં પાશ્ચાત્ય પ્રદેશોમાં જો કોઈ મુસાફર ફરતો ફરતો કોઈ ગામની નજદીક આવે, અને ત્યાં ભયંકર કારાગૃહ અથવા તો યમદ્વારે પ્હોં-

---

* અમદાવાદ ગૂજરાત સાહિત્ય સભામાં વંચાયલો લેખ.

પ્રાચીન અર્વાચીનની સરખામણી.

ચાડનાર ફાંસીનું લાકડું જુવે તોજ ત્હેને ખાત્રી થાય કે તે ગામમાં ન્યાય તથા શાંતિ હશે. પરતુ શાંતિસૂચક મનોહર મંદિર કે દિવ્ય દેવળ અથવા તો જ્ઞાનસૂચક શાળાઓ જોવાથી ત્હાં આગળ ન્યાય કે શાંતિ હશે ત્હેની ત્હેને ખરોખર ખાત્રી થાય નહી.

આ પ્રમાણે અંતરમાં ન્યાય અને શાંતિ ઉદ્‌ભવ કરનારી સંસ્થાઓની કીંમત નહી જાણતા કારાગૃહ કે ફાંસી જેવા ભયસૂચક અને ફક્ત બ્હારનાંજ સાધનોથી ન્યાય કે શાંતિનું અસ્તિત્વ સ્વીકારવું તે આધુનિક, સમયમાં આપણી દૃષ્ટિમાં તો તે સમયને માટે ઘણોજ હલકો વિચાર ઉત્પન્ન કરે છે. પરંતુ તે સમયને માટે કાંઈ પણ વિચાર બાંધીયે તે પ્હેલા આપણે આપણી પોતાની તરફજ સૂક્ષ્મ દૃષ્ટિપાત કરવો જોઇયે કારાગૃહ કે ફાંસીના માંચડાને હવે આપણે મંદિર કે શાળા કરતાં ઉચ્ચસ્થાન આપતા નથી, તે છતાં એ આ સમયમાં પણ કારાગૃહ કે માંચડાનું સ્થાન લે તેવાં સાધનો આપણે ઉત્પન્ન કર્યાં છે. આ સાધનો પ્રથમ દૃષ્ટિયે ક્રૂર લાગતાં નથી પરતુ સૂક્ષ્મ વિચાર કરતાં સહજ જ માલૂમ પડશે કે કારાગૃહ કરતાં તે કાંઈ ઘણા ભિન્ન પ્રકારનાં નથી. ફક્ત બ્હારથીજ પૂર ભભકો અને દમામ કરી અંદરની ક્રૂરતા સંતાડી છે. લોકોને બતાવવા પોલીસના માણસોની જે પેરેડ થાય છે તે શું છે? શહેરોમાં સૈનિકો વખતો વખત પૂર દમામમાં ફરે છે તે શા માટે? કોઈપણ મહાન પ્રસંગ ઉપર, અથવા તો પરરાજ્યના નેતાઓનું આવાગમન થાય ત્હારે ખુશ્કી અને નૌકા સૈન્યના પ્રદર્શનો થાય છે ત્હેનો અર્થ શો? શુ આ સઘળાનું કાર્ય કારાગૃહ અને માંચડાને મળતું કાંઇક નથી? અલબત્ત છેજ. આ યુગના પ્રગતિમાન સુધારા ઉપર આ એક મહાન લાંછન છે

લડાઈની સંસ્થા યોગ્ય છે કે?

લડાઇની સસ્થા અનાદિ કાળથી આપણા જોવામાં આવે છે પાંડવ કૌરવના યુદ્ધની વાતો આપણે અદ્યાપિ પર્યંત સાંભળીયે છીયે. આ વાતો આજથી આશરે છ સાતહજાર વર્ષ ઉપરની છે વળી રામ રાવણનું યુદ્ધ તો આથી પણ પ્હેલાંના વખતમાં થઈ ગયેલું છે. પાશ્ચાત્ય દેશોમાં પણ રોમ અને ગ્રીસમાં સર્વોત્તમતા સિદ્ધ કરવા માટે યુદ્ધનોજ આશ્રય લેવામાં આવતો હતો. પરતુ સમયના વધવા સાથે મનુષ્યોના વિચારમાં પણ પરિક્રમણ થયાં છે. હાલમાં સુધરેલી દુનિયાના લગભગ સઘળા દેશો પ્રગતિની એક સપાટી ઉપર આવી ગયા છે. જ્હાં કોઈ પણ બે પ્રજાની સ્હમજશક્તિ તેમજ સંસ્કૃતિમાં ઘણોજ ભેદ હોય ત્હાંતો મ્હોટી સંખ્યાના શ્રેયાર્થે કદાચ યુદ્ધનો આશ્રય લેવો પડે, એક સુધરેલી પ્રજાને જંગલી અનાર્યો કે બારબેરીયનો સાથે કામ પાડવાનું હોય ત્હારે તો કદાચ લડાઈ વ્હોરવી પડે. રામચંદ્રજીની રાવણ સાથની લડાઈ આ પ્રકારની હતી પાંડવોનું કૌરવ સાથેનું યુદ્ધ સત્ય અને નીતિના વિજય માટે હતું. આવાં કારણ માટે તો યુદ્ધ કદાચ કરવાં પડે પરતુ આધુનિક સમયમાં લગભગ સઘળા દેશો સુધારાની એક સપાટી ઉપર આવી ગયા છે. યુદ્ધ સબંધી વિચારોને નષ્ટ કરવાનો આ ઘણોજ અનુકૂળ સમય છે. આ યુગમાં પણ ઘણાં

શ્રેષ્ઠ કાર્યો સાધવામાં ખૂનરેજી કરવી પડી છે. ગુલામગીરીની સંસ્થાના વિનાશ માટે, પ્રજાસત્તાક રાજ્યો સ્થાપવા માટે મહા રાજ્યોના ઉદ્ભવ અર્થે, સર્વત્ર વિગ્રહોજ થયા છે. પરંતુ આવા આવા ઉચ્ચ કાર્યો સાધવા માટે, લઢાઈ, વિગ્રહ, ખૂનરેજી કતલ વગેરે ક્રૂર સાધનોનો ઉપયોગ થયાનું સાંભળી આપણી આધ્યાત્મિક બુદ્ધિ થરથરી જાય છે. છતાં એ ઘણા સમયના સહેવાસને લીધે આપણે આ ક્રૂર સંસ્થાઓથી પણ ટેવાઈ ગયાં છીયે; અને તેથીજ આપણા મનમાં ત્હેમની ભયકરતા જોઇયે તેટલા પ્રમાણમાં વસતી નથી અને આ સંસ્થાઓમાંથી પણ કાંઇક કાંઇક આશ્વાસનો શોધી મન વાળીયે છીયે. આપણે કહીયે છીયે કે મ્હોટાં લાભ મેળવતા પ્હેલાં, સખ્યાબંધ મનુષ્યોનું શ્રેય સાધવા જતાં, અનેક પુરૂષોને સ્વાત્મભોગ આપવો પડે છે. આ સ્વાત્મભોગને આપણે સંખ્યાબંધ મનુષ્યોના સુખનું મૂલ્ય કહીયે છીયે. પરંતુ હવેના સુધરેલા સમયમાં આ મૂલ્ય શા માટે આવસ્યક હોવું જોઇયે? કોઈ દેશની દાખલા તરિખે પોર્ચુગલની પ્રજાને પોતાની સત્તા સ્થાપન કરવી હોય ત્હેમાં પરરાજ્યોએ કે ખૂદ પોર્ચુગલે પણ શા માટે વિક્ષેપ નાંખવો જોઇયે?

પોર્ચુગલનું દ્રષ્ટાંત.

ન્યાય અન્યાયનો પ્રશ્ન બાજુયે મૂકીયે તો પણ યુદ્ધની સંસ્થાથી બીજા અનેક ગેરફાયદા થાય છે. આ સસ્થાના અસ્તિત્વને લીધે દરેક દેશમાં કાયમનું સ્થાયી સૈન્ય રાખવું પડે છે. આ સૈન્યને લીધે વસ્તીના વધારાનો ઘણોજ અટકાવ થાય છે. કારણ કે આ સૈન્યમાંના ઘણા માણસોને ફરજીયાત કુંવારી જીંદગી ગાળવી પડે છે. આમ હોવાથી આ સૈનિકો પ્રજોત્પત્તિના કાર્યમાં કાંઈ પણ ફાળો આપી શકતા નથી. વળી સૈન્યમાં જે મનુષ્યો જોડાય છે ત્હેમના શરીરના બાંધા ઘણાજ મજબૂત તથા નિરોગી હોય છે. સામાન્ય રીતે શારિરીક તદુરસ્તીની બાબતમાં તેઓ દેશના ગૌરવરૂપ હોય છે. આવા મનુષ્યોને પ્રજોત્પત્તિના કાર્યથી વિમુખ રાખવાથી બળવાન પ્રજાની ઉત્પત્તિ થતી અટકે છે અને દેશની પ્રજાના બળમાં થતા વધારા ઉપર અનાવસ્યક અને વિનાશકારક અંકુશ મૂકવામાં આવે છે. આ સ્થાને માલ્થસમતનો વિચાર કરી કદાચ કોઈ શકા કરશે કે કેટલીક તરફથી વસ્તી વધી ગયાની તથા પ્રજોત્પત્તિ ઉપર અંકુશ મૂકવાની બૂમો આવે છે ત્હારે આ સૈનિકો કુંવારી જીંદગી ગાળે તે સ્હામે કેમ વાંધો ઉઠાવવામાં આવે છે? આના ઉત્તરમાં કહેવાનું કે જો પ્રજામાં ઘટાડોજ કરવો હોય વધારો થતો અટકાવવોજ હોય તો આવા બળવાન અને સર્વ રીતે પિતાનું સ્થાન લેવા યોગ્ય મનુષ્યોને લગ્ન કરતા શા માટે અટકાવવા જોઇયે? ઘણાય માંદલા, કમતાકાત ખોડખાપણવાળા, ક્ષય રોગવાળા, અને એવાજ બીજા મનુષ્યો લગ્ન કરે છે; ત્હેઓને જ લગ્ન કરતા અટકાવવામાં આવે તો પ્રજાની સંખ્યામાં થતો વધારો અટકે એટલુંજ નહી પણ નિર્માલ્ય, રોગિષ્ટ અને દુઃખી પ્રજા પણ જન્મી જનમંડળને શાપરૂપ થઈ પડે નહી. અગર તો સ્પાર્ટનો જેવોજ કાયદો કરી નબળા બાળકોને પર્વત ઉપરથી ગબડાવી દઈ પરલોકમાં મોકલી નિર્માલ્ય પ્રજાનો વધારો થતો અટકાવો. પણ બલિષ્ટ સૈનિકોનેજ લગ્ન કરતા

યુદ્ધની સંસ્થાના ગેરફાયદા

એક શંકાનું નિવારણ

અટકાવી વસ્તીનો વધારો બંધ કરવાની ભૂલ ભરેલી નીતિ ધારણ કરવાની કાંઈ જરૂર નથી લડાઇની તરફેણમાં રજુ કરવામાં આવતી આ દલીલ કોઈ પણ રીતે સ્વીકારવા યોગ્ય નથી સ્થાયી સૈન્ય વિષે જે કહેવામાં આવ્યું છે તે લડવામાં રોકાયલા સૈન્યને પણ સર્વ રીતે રીતે લાગુ પડે છે; એટલે કે સૈન્યથી ફક્ત વસ્તી વધતી અટકે છે, એટલુંજ નહી પણ ઉત્તમ પ્રકારની વસ્તી વધતી અટકે છે.

**ઐતિહાસિક પ્રમાણો**

પ્રો. ઓટો સીક ગ્રીસ અને રોમના પતન વિષે લખતા જણાવે છે કે, બળ અને જુસ્સાના ખજાનારૂપી અસંખ્ય મનુષ્યોનો આત્મઘાતક લડાઇયોમાં વિનાશ થયો. રોમમ મેરીસ અને સીના નામક રાજાઓએ ઉમરાવ કુળનો વિનાશ કર્યો અને સલા નામના રાજાએ તેજ પ્રમાણમાં સામાન્ય જનોનો ઘાત કર્યો. આ ક્રૂર રાજાઓના જુલમથી જે કોઈ મજબૂત અને આગ્રહી પુરૂષો બચી ગયા હતા તે મરળાઓના નાશ, સમસ્ત જગતનો ધિક્કાર પામેલા રોમન પ્રોસ્ક્રીપ્શનોથી થયો. રોમનું પ્રજાસત્તાક રાજ્ય જો આખા જગતને જીતવાના પ્રયાસમાં ના પડયુ હોત તો તે અદ્યાપિ પર્યંત અસ્તિત્વમાં હોત એમ ઘણા વિદ્વાનોનું માનવું છે. ઉત્તમોત્તમ મનુષ્યોનો વિનાશ જે કારણોથી થાય છે તેજ કારણો દેશના વિનાશરૂપ છે. બીજા કોઈ કારણોથી દેશનો વિનાશ થતો નથી. પ્રો. સીલી કહે છે કે મનુષ્યોની તંગી એજ રોમના વિનાશનુ કારણ હતુ.

**નેપોલીયન અને ફ્રાન્સ**

રોમ અને ગ્રીસના પતનરૂપ થઈ પડેલાં કારણો નવીન યુગમાં પણ કાંઇક સ્થાનોએ દૃષ્ટિગોચર થાય છે. બ્રસેલ્સમાં વર્ટ્ઝગેલેરીમાં વૉટર્લૂની લડાઇના સમયનુ એક અદ્ભુત ચિત્ર છે. આ ચિત્રની અંદર ચોપાસ તે વખતની લડાઇમાં મૃત્યુ પામેલા ૩૦૭૦૦૦૦ મનુષ્યોના આકારો બતાવેલા છે. આ સઘળા મનુષ્યોના વિનાશમાં નેપોલીયન સાધનભૂત હતો—નેપોલીયનજ ત્હેમના મૃત્યુને માટે જવાબદાર હતો. વળી આ મનુષ્યોમાં અર્ધ ઉપરાંત તો ફ્રેંચ લોક હતા. અને તેઓ સઘળા બળમાં અને ઉત્સાહમાં ત્હેમના દેશના ગૌરવરૂપ હતા. વિગ્રહરૂપી મનુષ્યયજ્ઞના હોમ માટે બત્રીસલક્ષણા પુરૂષો જ પસંદ કરવામાં આવ્યા હતા.

આ મનુષ્યોમાંથી કેટલાએકને ખેતર ખેડતાં, કોઇને યંત્ર ચલાવતાં અને કેટલાંએકને શાળાઓમાંથી પકડી આણવામાં આવ્યાં હતાં. અઢાર વર્ષના નવયુવકોને પણ બાકી રાખવામાં આવ્યા ન્હોતા. નેપોલીયનનું કહેવુ તો એમજ હતું કે અઢારવર્ષનો યુવક પણ એક એક ગોળી અટકાવી શકશે. કદાવર બાંધાના મનુષ્યોને પકડી નેપોલીયને રણયજ્ઞમાં હોમ્યા. ઇતિહાસકારો કહે છે કે નેપોલીયનનાં યુદ્ધોના પરિણામે ત્યારપછીની ફ્રેંચ પ્રજા નીચા નાજુક તથા ન્હાનકડા કાઠાનીજ રહી છે અને જો ફ્રાંસ સુલેહશાંતિમાં અસંખ્ય વર્ષો ગાળે તોજ પ્રથમ જેવી પ્રજાનો ઉદ્ભવ શક્ય છે.

સામાન્ય રીતે સૈન્યમાં દાખલ થનારા પુરૂષો ઘણાજ મજબુત બાંધાના તથા આ-

ગ્રહી સ્વભાવના અને બરછુવાન વચના હોય છે. પરતુ ત્હેમના ઉત્સાહનો આગ્રહનો સ્વદેશ પ્રેમનો બદલો શો મળે છે? લડાઇના ક્રૂર મેદાનમાં સેંકડો અને હજારોની સંખ્યામાં ત્હેમનો કચ્ચરઘાણ નિકળી જાય છે. આને માટે કોઈ એકાદજ દેશ જવાબદાર નથી; પણ સર્વ દેશો સરખી રીતે જોખમદાર છે. આ આગળ વધેલા જમાનામાં સર્વ દેશો તરફથી આ બાબતમાં આપણે જે પ્રમાણમાં આશા રાખી શકીયે તે પ્રમાણમાં કાઇજ બનતુ નથી. રણભૂમીમાં ઉત્તમ પુરુષોનો જે સંખ્યામાં નાશ થાય છે, તે સંખ્યા ઉપરથી દરેક દેશ સુધારા વધારામાં કેટલો આગળ ગયેલો છે તે ગણાવું જોઇયે. ઇગ્લાંડમાંજ દૃષ્ટિ નાખો ગામેગામ, શહેરેશહેર, દેવળોના સ્મશાનગૃહમાંથી, ત્હા ઉભા કરેલા સ્મરણ લેખોમાંથી, ત્હાંના કબરસ્તાનોમાંથી, કાળરૂપ વિગ્રહોમાં થયલા મનુષ્યવધના અમુક પ્રમાણો મળી આવશે. ઇટન કે હેરો વિન્ચેસ્ટર કે રગ્બી, ઑક્સફર્ડ કે કેમ્બ્રીજમા કેળવાયલા અસંખ્ય યુવકોએ કોઇક ફરની નજીવી લડાઇમાં પ્રાણાર્પણ કર્યાના અગણિત દાખલા જડી આવશે. આ સુંદર યુવકોનો વિચાર કરો! ત્હેમની સંભવિત બળવાન પ્રજાનો વિચાર કરો! ત્હેમના વ્હાલા માતાપિતાનો વિચાર કરો! ત્હેમની પ્રિય પ્રિયાઓનો વિચાર કરો! શુ આ વિચારનો સ્ચાર માત્રજ થતા હૃદય તિરસ્કાર અને ક્રોધથી કપતુ નથી? ભારત વર્ષમાયે અભિમન્યુ જેવા સાર્વભૌમ યોદ્ધાઓનો લડાઇમાંજ વિનાશ થયો છે. ઉત્તરા જેવી શૂરી ક્ષત્રાણી યુદ્ધને લીધેજ ગૃહસ્થાશ્રમને પગથીયે પણ ચઢતા પ્હેલા વૈધવ્ય દશાને પામી છે કર્ણ જેવા દાનેશ્વરો પણ યુદ્ધનોજ ભોગ થઈ ગયા છે.

વળી કુચ્યા છે હવે આપણા ઉદાત્ત ક્ષત્રિય કુટુબો! અરે! રે! એ તો સઘળા રણયજ્ઞમાં હોમાયા!! અરે એ તો હોમાયા, પણ સાથે શૂરી ક્ષત્રાણીયોને પણ ચિતા ઉપર લેતા ગયા. પોતાનો લુરો વંશ નિર્મૂળ કરતા ગયા કહેવાય છે કે યુદ્ધથી તો શૌર્ય વધે છે. પણ હીંદમાંથી તો યુદ્ધે શૌર્ય હર્યું છે. યુદ્ધે શૌર્યનું સત્યાનાશ વાળ્યુ છે. એક પણ રીતે બાકી રાખ્યો નથી. કદાચ કોઇક હશે, પણ એ તો પોખગણજ

ટર્કી અને બાલ્કન રાજ્યો વચ્ચેના યુદ્ધમા પણ જે ક્રૂર કાર્ય થયા છે, ગરિબ માણસોની નિરર્થક કતલ થઈ ગઈ છે, કંઇક ગામ બાળી મૂકાયા છે તે વાતો હજી બધાના મનમાં તાજીજ છે. એટલા અઢારીસાના, એક માસ પણ નહોતો થયો તેટલામા, એ ૫ ઉત્તમ સૈનિકો સ્વર્ગે સિધાવ્યા હતા

પ્રજાની વસ્તી સંબધી જે ગેરલાભ થાય છે તે જોયા પછી આપણે લડાઇમાંથી ઉદ્ભવતી આર્થિક હાનિઓ તરફ દૃષ્ટિ નાખીશું પ્રથમ તો લડાઇના ભયથી

**આર્થિક ગેરલાભ.**

દરેક દેશમાં જે સ્થાયી સૈન્ય રાખવું પડે છે તેનુ ખર્ચજ ઘણું ભારે છે અસખ્ય પુરૂષો ખેતરોમાં તથા કારખાનાઓમાં ઉપયોગી કામ કરવાને બદલે, લડાઇની રાહ જોતા દેશને લેશ પણ લાભ વિનાનુ જીવન ગાળે છે વળી લડાયક સામગ્રીયો બનાવવામા પણ અગણિત ધનનો નિરર્થક વ્યય થાય છે આ સામગ્રીયો બનાવવા પાછળ રોકાયલાં અસંખ્ય મનુષ્યો ઉપયોગી કાર્યો કરતા અટકે છે, અને પોતાનો

અમૂલ્ય વખત આ ધ્વંસકારી ચીજો પાછળ ગુમાવે છે. સમસ્ત જગતના લાભ માટે જે ઉપયોગી નવીન શોધખોળો થાય છે ત્હેમાંની કેટલી બધી આ વિનાશક યંત્રો સંબંધી હોય છે!! કોઈ પણ શુભ શોધ થઈ કે લડાઇના ક્રૂર કાર્યમાં ત્હેનો ઉપયોગ થવાનો; અને તે સાથે બીજી અનેક વિનાશક શોધો પણ થવાની જ. હવાઈ વિમાનોની શોધ થઈ તે સાથે લડાઇના કામોમાં ત્હેનો કેવી રીતે લાભકારક ઉપયોગ થઈ શકે તે સંબંધી પણ ચર્ચા ચાલવા માંડી. અને તે સાથે જ આ વિમાનોનો નાશ કરે એવી ઉંચે ફોડવાની તોપો પણ બતાવવામાં આવી. વળી નદી પર એકાએક પુલો બાંધવા–તે તોડવા સુરંગો મુકવી–તે ફોડવી વગેરે બાબતોમાં શોધકોએ પોતાનો અમૂલ્ય સમય ઘણો ગાળ્યો છે. આ પ્રમાણે ધનનો, સમયનો, અને બુદ્ધિનો, આવાં ધ્વંસકારી કાર્યોમાં, અતિશય નિરર્થક વ્યય કરવામાં આવે છે. આ સંહારક શોધો પાછળ જે સમય તથા બુદ્ધિ વગેરેનો વ્યય કરવામાં આવે છે ત્હેની શુભ શોધોમાં ખામી પડે છે તે તો સ્વાભાવિકજ છે. આને પરિણામે જગત્ સમસ્ત કલ્યાણ માર્ગે ઘણું ધીમેથી વધે ત્હેમાં કાંઈ નવાઈ નથી. વળી દરેક મહાન યુદ્ધ પછી, જે દેશો વચ્ચે તે થયું હોય તે દેશોને માથે દેવું ઘણુંજ સખત થઈ જાય છે. કારણ કે લડાઇના અસબાબોમાં, તોપ અને બંદુકના દારૂગોળામાં, નૌકાઓ તથા રેલ્વેઓમાં, મનુષ્યો અને બીજા સાધનોમાં અતિશય ખર્ચ થઈ જાય છે.

દાખલા તરિખે ક્વાર્ટર્લી રીવ્યુમાં મી. ફ્રેમોન્ડ નામના ગૃહસ્થ લખે છે કે જો બ્રિટિશ રાજ્યને હમણા કોઈ યુદ્ધમાં ઉતરવું પડે, અને યુદ્ધનું પરિણામ લાભમાં આવે તો પણ પોણો અબજ રૂપીયાનું ખર્ચ થઈ જાય ન કરે નારાયણ ને વિરૂદ્ધ પરિણામ આવ્યું તો તો ખર્ચની સંખ્યા આથી પણ ત્રણ ઘણી વધી જાય.

૧૪. જાન્યુઆરી ૧૯૧૩ ના ટાઇમ્સ ઑફ ઇંડીયામાં ટર્કી અને બાલ્કન રાજ્યો વચ્ચે જે યુદ્ધ ચાલે છે તેના ખર્ચની વિગત ઇકોનોમીસ્ટ પત્રને આધારે આપેલી છે. બધો હિસાબ ગણાવીને તે જણાવે છે કે સઘળી બાજુઓને થઇને અત્યાર સુધીમાં સાડીબાવન કરોડ રૂપીયા તો રોકડા ખર્ચાઈ ગયા હોવા જોઇએ. અને આ લડનારા દેશો ઉપરાંત ઑસ્ટ્રીયા હંગરીમાં સૈન્ય તૈયાર રાખી યુદ્ધ જેટલીજ સામગ્રી કરી મુકી છે તેનું તે દેશને પોતાના સાધારણ લશ્કરી ખર્ચ ઉપરાંત રોજનું પોણો લાખ રૂપીયાનું ખર્ચ થતું હોવું જોઇએ. રૂશીયાએ પણ આવી તૈયાર કરી છે એટલે તેને પણ તેટલુંજ ખર્ચ થતું હશે. આ ઉપરાંત રેડક્રૅાસ સોસાઇટીવાળાનું ખર્ચ તથા પેપરોના પ્રતિનિધિઓનું ખર્ચ પણ ધ્યાનમાં લેવું જોઇયે. આ સાથે વ્હેપાર–બીજા દેશોના–વ્હેપાર ઉપર જે માઠી અસર થઈ છે તે પણ જોવું જોઇયે. વળી તે લડાઇની જગોએ ખેતીને નુકશાન થયું હશે તે તો જુદું. આ બધા દ્રવ્યનો લેશ પણ ભાગ ઉત્પાદક ખાતામાં રોકાશે નહિ. છતાંએ આ બધું ખર્ચ થશે તેના પરિણામમાં એ બધા દેશ દેવાદાર થશે.

આવી રીતના દેવાને લીધે પ્રજા ઉપર કરનો બોજો વધે છે. આ બોજો તે વખતની

પ્રજા ઉપરજ હોય છે એમ નથી, પણ ભવિષ્યની પ્રજાને શીરે પણ તે ચાલુજ રહે છે. ઈગ્લાંડનો પ્રખ્યાત ખજાનચી અને આંકડા શાસ્ત્રી મી. લોઇડ જ્યોર્જ જણાવે છે કે ત્હાંના લોક જે કર ભરે છે ત્હેમાંની એક પણ પાઈ લડાયક સાધનોમાં ખર્ચવામાં આવે નહિં તો ત્હાંના સંયુક્ત રાજ્યના દરેક કુટુંબ દીઠ આઠ પૌંડની રકમ દર વર્ષે વ્હેંચી શકાય. લડાઈ ખાતે ખર્ચાતી આ રોકડ રકમ ઉપરાંત બીજા પણ અનેક આડકતરા ગેરલાભ થાય છે. કોઈ પણ બે દેશો વચ્ચે લડાઈ ચાલતી હોય તે દરમીયાન બન્ને દેશના વ્હેપારને સખત ધોકો લાગે છે. આ ઉપરાંત બીજા પણ જે દેશો આમાંના કોઈ પણ દેશ સાથે વ્હેપાર ચલાવતા હોય છે ત્હેમને પણ ઘણું ભારે નુકશાન થાય છે, અને અસંખ્ય નિર્દોષ મનુષ્યોને વિનાકારણ ઘણું સ્હેવું પડે છે. વળી જે પ્રદેશોમાં લડાઈ થાય છે ત્હાંની ખેતીને ઘણુંજ નુકશાન થાય છે, અને ત્હાં આગળ દુકાળ પડે છે. અનેક પ્રકારના રોગ પણ ત્હાં ફાટી નિકળે છે. ખુદ લડાઇમાં જે ખુવારી થાય છે ત્હેના જેટલી જ ખુવારી ત્હેના આ બે સાથીઓ રોગ અને દુકાળથી થાય છે. વળી કેટલીએક સૂક્ષ્મ કળાઓ એવી છે કે ત્હેમની ખીલવણી શાંતિના સમયમાં જ થઈ શકે. ચિત્રકળા, શિલ્પ, સાહિત્ય, કવિતા વગેરે લલિત કળાઓનો વિકાસ ખરેખરી શાંતિ પ્રસરતી હોય તે સમયમાં જ થઈ શકે. આ સઘળી ઘણી જ શ્રેષ્ઠ કળાઓ છે, અને મનુષ્યની ઉન્નતિને માટે આ સઘળી ઇશ્વરી કળાઓ ઘણી જ આવશ્યક છે. લડાઇના સમયમાં આ કળાઓની વૃદ્ધિ થાય નહિં તે પણ એક મ્હોટો ગેર લાભ ગણી શકાય. અને કાંઈ નહિં તો આ લલિત કળાઓની ખીલવણી અર્થે જ લડાઇની સંસ્થાનો વિનાશ આવશ્યક છે

**સ્થિતિમાં સુધારો શી રીતે થાય?**

લડાઇનું ભયંકર સ્વરૂપ, તથા તેથી થતી હાનિઓ જોયા પછી ત્હેના અટકાવમાં અડચણ કરતા શું છે અને તે કેમ દૂર કરી શકાય તે સંબંધી વિચાર કરીયે. આ યુગમાં દરેક પ્રજાના સ્હમજવામાં તો આવ્યું છે કે લડાઇ ઘણી નુકશાન કરતા છે. હેગ કૉન્ફરન્સથી હવે કોઈ અજાણ્યું રહ્યું હશે નહિં. રૂશીયાએ જ્યહારથી પ્હેલી હેગ કૉન્ફરન્સ બોલાવી, ત્હારથી સુલેહના હીમાયતીઓમાં એક નવીન ઉત્સાહ આવ્યો છે. બધાના મનમાં એમ આવવા માંડયું છે કે આ સ્થિતિમાં કાંઇક સુધારો થશે ખરો.

આ ઉપરાંત પણ યુનાઇટેડ સ્ટેટસના રાજ્યકર્તાઓએ બતાવી આપ્યું છે કે પોતાના તાબાના વિજાતીય લોકોને પણ સ્વરાજ્ય બક્ષવા જેટલો સ્વાર્થત્યાગ મ્હોટું રાજ્ય કરી શકે છે ફીલીપાઇન્સમાં ત્હેણે સ્વરાજ્યનું ધોરણ આપ્યું છે તે લડાઇનું એક કારણ ઓછું કરે છે.

ભયંકર બોઅર વિગ્રહના સ્મરણો મનમાંથી કાઢી નાખી બ્રિટને દક્ષિણ આફ્રીકામાં ડચ લોકોને જે સ્વરાજ્ય બક્ષ્યું છે તે પૃથ્વીને શાંતિ માર્ગે લઈ જનાર એક પગથીયું છે. આ બધાં ચિન્હોને લીધે ભવિષ્યને માટે શાંતિ સંબધી ઘણી સારી આશાઓ બંધાય છે.

વસ્તુસ્થિતિ જો આમ જ છે તો કાંઈ સંગીન સુધારો કેમ એકદમ જણાતો નથી? પરંતુ યાદ રાખો કે સૃષ્ટિમાં દરેક કાર્ય ધીમે ધીમે જ થાય છે. વળી હજારો વર્ષોથી લોકોનાં

મનમાં વસી રહેલી લડાઇની મંસ્થાનો એકદમ નાશ થાય તે અસંભવિત જ છે. આ ઉપ-રાંત મનુષ્યનો સ્વાર્થી સ્વભાવ પણ આ બાબતોમાં આડે આવે છે. આમ છતાંએ સવળી વાતો ધ્યાનમાં લેતાં પરિણામ ઘણું સંતોષકારક આવશે એમ આશા રહે છે. દેશ પરદેશ વચ્ચેના વાંધા પતાવવામાં લડાઇની જગો લવાદીની સંસ્થાઓ લેશે એવી ધારણા હવે વિના-ભયે કરી શકાય. આ સમયમાં લશ્કર વધારવાની જે સ્પર્ધા ઘણા દેશો વચ્ચે ચાલે છે હેના બે મુખ્ય કારણો છે. આ કારણો જો દૂર થાય તો લવાદીનું કામ ઘણી ઝડપથી આગળ વધે. આમાંનું એક કારણ તો એમ છે કે લડાઇના સમયમાં ઇગ્લાંડ જેવા કેટલાએક દેશોમાં દુકાળ પડવાનો ઘણો ભય રહે છે. પરંતુ જો દરેક દેશ એમ ઠરાવ કરે કે કોઈ વ્હેપારી વ્હાણને કાંઈ પણ તરેહની ઈજા લડાઇના સમયમાં કોઈ પણ દેશે કરવી નહિં, તો આ સ્પર્ધાનું એક કારણ દૂર થાય. જો કદાચ કોઈ દેશ આ ઠરાવની વિરૂદ્ધ વર્તન કરે તો બધા દેશોએ એકઠા થઈ આ ઠરાવ પ્રમાણે વર્તવા હેને એકદમ ફરજ પાડવી જોઇયે. લશ્કર વધારવાની સ્પર્ધાનું બીજું કારણ એમ છે કે કદાચ એકાએક કોઈ પ્રતિસ્પર્ધી રાજ્યનું લશ્કર પોતાના દેશમાં ઉતરી આવે તો પોતાની પ્રજાનું યોગ્ય રક્ષણ થાય. આ ભયને લીધે જબરૂં સ્થાયી લશ્કર દેશમાં રાખવું પડે છે; તેમજ નૌકાસૈન્યમાં પણ વખતો વખત વધારો કરવો પડે છે. નૌકાસૈન્યની બાબતમાં તો જો નૌકાબળ ધરાવતા મ્હોટા દેશો એવો ઠરાવ કરે કે કોઈ પણ દેશે પોતાના હાલના કાફલામાં ખાસ વધારો હવે પછી કરવો નહિં, અને નવું વ્હાણ કોઈ જુનાની જગોએજ બાંધવું અને તે શીવાય નહિ, તો નૌકાના ખર્ચમાં ઘણો વધારો થતો અટકે. આ ઠરાવ થવો અશક્ય નથી. હમણા હમણા એના જેવાજ ઠરાવો થાય છે અને તે અમલમાં પણ મુકાય છે.

* * *

સ્થાયી સૈન્યની બાબતમાં જો દરેક દેશ સ્વીટઝર્લેંડનું અનુકરણ કરે તો ઘણો ફાયદો થાય. આ પ્રજાસત્તાક રાજ્યે જગતને બતાવી આપ્યું છે કે દેશની હથીયાર ધારણ કરવા યોગ્ય પુરૂષ પ્રજાને લડાઇના દરેક કાર્ય માટે યોગ્ય રીતે કેળવી શકાય, અને તેમ કરવામાં દેશના હુન્નર ઉદ્યોગને કોઈ પણ તરેહનું નુકશાન થાય નહિ. આ પ્રમાણે દેશના અભ્યુદયમાં હેના સર્વ સંતાનો પોતાનો

સ્વીટ્ઝર્લેંડનું અનુકરણ

ફાળો આપી શકે અને તે સાથે આળસુ સ્થાયી લશ્કરની સંસ્થારૂપી મરીદ કોટે વળગાડવી પડે નહિ. આથી દેશને બેવડો લાભ થઈ શકે. એક તો સલેહના વખતમાં સ્થાયી લશ્કરને મફતનો પગાર આપવો પડે નહિં, અને બીજું, સ્થાયી સૈન્યમાં રોકાયલા મનુષ્યો નાહક બીજો કાંઈ પણ ધંધો કર્યા વગર ત્હાંના લોકોને બેસી રહેવું પડે નહિ. આ પ્રમાણે જો દેશનો દરેક પુરૂષ યુદ્ધકળામાં કેળવાયલો હોય તો એકાએક કોઈ લશ્કર ચઢી આવે તે વખતે ગમે તેટલું મ્હોટું લશ્કર ઉભું કરી શત્રુ સ્હામે ટક્કર ઝીલી શકાય. યુરોપના બીજા દેશો આ દાખલાનું અનુકરણ કરી પોતાનું દ્રવ્ય બચાવશે એવો મજબુત સંભવ છે. તકરારનું છેવટ આણવાનો શ્રેષ્ઠ રસ્તો આ સમયમાં તો લવાદીનો છે. હેગ કૉન્ફરન્સ જેવી સંસ્થા ઉપરથી એમ ધારી શકાય, કે હવે યુદ્ધનો ભય દિવસે દિવસે ઘટતો નો જવાનો જ અને સુલેહ શાંતિનું અવિચળ રાજ્ય ધીમે ધીમે સ્થાપન થવાનુંજ.

કેટલીએક તરફથી એમ કહેવામાં આવે છે કે યુદ્ધમાં પણ અનેક લાભ છે, અને યુદ્ધની સંસ્થાનો જો અંત આવશે તો પ્રજા તદન નાહિમ્મત તેમજ કેટલાએક ઉપયોગી ગુણોથી વિહીન રહેશે. આમ કહેવું તે તદ્દન અસત્યજ છે. લઢાઈમાંથી થતા આ લાભ કાંઈ એવા નથી કે બીજા કશામાંથી પણ મળી ના શકે. ત્હારે જો આ લાભ બીજી રીતે મળી શકતા હોય તો, લઢાઇમાં આપવા પડતા ભોગની ભારે કીમ્મતથી તે આપણે શા માટે ખરી દવા જોઇયે? એમને એમ મળતા હોય તો નિરર્થક ક્રૂરતા શા માટે બતાવવી જોઇયે? નકામી હત્યા શા માટે વ્હોરવી જોઇયે? અબજો રૂપીયાનું નુકસાન શામાટે વેઠવું જોઇયે? વ્હેપાર રોજગારને શા માટે હાની પ્હોંચાડવી જોઇયે? લાખો નિરપરાધી પ્રાણિયોને સતાવવા શા માટે જોઇયે? દુકાળ અને દુષ્ટ મહારોગોને શું કરવા ન્હોતરવાં જોઇયે? કહેવાય છે કે લઢાઇથી સ્વાત્મભોગ કેળવાય છે. આ કહેવું ઘણું શકભરેલું છે. ખાસ સ્વાત્મભોગના આશયથીજ લઢાઇમાં જોડાનાર જુજ હોય છે. સ્થાયી સૈન્યમાંનો તો એક પણ માણસ આ આશયથી લશ્કરી ખાતામાં જોડાતો નથી. વળી સાધારણ સૈનિકોને તો એવી રીતે કેળવવામા આવે છે કે તેમનામાં મનુષ્યત્વ કરતા પશુત્વ વધારે ખીલી નિકળે છે અને તેમને પશુ જેવા બનાવવામાં પણ મુદ્દો રહેલો છે. કારણ કે સ્વાત્મભોગની લાગણી શીવાય જે કોઈ યુદ્ધ કરવા જાય તેને પશુવત્ પહેલેથી બનાવ્યો હોય નહિ તો તે સારી રીતે લઢી શકેજ નહિ.

લઢાઈની શુભ અસરો વિષે

છતાં એ જો એમ કહેવામાં આવે કે લઢાઇમાં સ્વાત્મ ભોગ કેળવાય છે તો એ પણ ધ્યાનમાં રાખવું કે લઢાઇમાં કેળવાતો સ્વાત્મભોગનો ગુણ બીજી રીતે પણ કેળવાઈ શકે છે. નમુનેદાર દેશજન બનવું હોય તો અનેક આત્મભોગ આપવા પડે છે. દેશોદ્ધાર માટે ઉભી કરવામાં આવતી અનેક સંસ્થાઓ અને સમિતિઓવડે પણ એ ગુણ કેળવાઈ શકેછે. દાક્તરના તથા ધર્માચાર્યોના ધંધાનું તો તે મુખ્ય લક્ષ્ય બિંદુજ છે. વળી હિમ્મતના ગુણો કેળવી બ્હીકણપણું ન્હસાડવું હોય તો પણ લઢાઈ શીવાય બીજા અનેક રસ્તા છે. શીકારની સ્હેલગાથી, હલેસા મારવાની તથા ઘોડદોડની સરતોથી, ક્રીકેટ અને ફુટબોલની રમતોથી વગેરે ઘણી ઘણી રીતોથી આ ગુણ કેળવાઈ શકે છે અને ખરા મરદને છાજતી હિમ્મત આવી શકે છે.

ક્રાઇસ્ટ કહે છે કે " Love thy neighbour as thy self. " પણ આજે ૧૯૦૦ વર્ષ થઈ ગયાં તોયે, યુરોપની ખ્રીસ્તી પ્રજાઓ, પોતાના વર્તનમાં આ વાક્યને સ્થાન આપી શકી નથી. તેઓ પોતાના પાડોશીયો તરફ પ્રેમભાવથી જોઈ શકતી નથી. પરંતુ જો ધિક્કારનું સ્થાન પ્રેમને અર્પી શકાય, તથા ફળ વગરની મોઘમ સુલેહને બદલે સાચી શાંતિ પ્રસરાવી શકાય તો જ આ લઢાઇની સંસ્થાને અશક્ત બનાવી શકાય. દરેક સંજોગો તપાસતા, આત્માની ઉત્પાદક શક્તિનો વિચાર કરતા, મનુષ્ય માત્રના અનુભવ તરફ દૃષ્ટિ ફેરવતા, આ વિષયમાં શુભ પરિણામ જ આવશે એમ દરેક રીતે સંભવ રહે છે.

પ્રગતિનો અર્થ શો થશે?

"અશક્ત ઉપર સત્તાવાનનો જુલમ," "નબળી પ્રજા ઉપર શક્તિમાન પ્રજાનો દમામ," "ઐહિક તેમ જ જડ વસ્તુઓ માટેજ લડાઇનો ઉપદ્રવ, તેમ જ નેટક્ષા માટે જ જળવાતી સુલેહ," એવો અર્થ "સુધારો" તથા "પ્રગતિ" આદિ શબ્દોનો હમેશ માટે કરવામાં આવશે નહિ, "સૂક્ષ્મ આધ્યાત્મિક ધોરણો ઉપર જીવન ગાળવું" એજ હવે પછી "પ્રગતિ" "સુધારો" આદિ શબ્દોથી સૂચવાશે, એમ આપણને દૃઢ આશા રહે છે.

હીંદે કરવાનું ધર્મ કાર્ય.

ઉચ્ચ આધ્યાત્મિક જીવન-માટે તો આપણું ભારત વર્ષ પરાપૂર્વથી જાણીતું થયેલું છે. રક્તનું એક પણ બિંદુ પાડ્યા વગર સત્યાગ્રહથી લડાઇ કેમ ચલાવી શકાય તે આધુનિક સમયમાં પણ દક્ષિણ આફ્રીકામાં વસતા હીંદા-હિંદ સંતાનો સમસ્ત જગતને શીખવે છે. હમણાં જેવો મનનશીલ અને ધ્યાન ધરનો સ્વભાવ ભાગ્યે જ બીજી કોઈ પ્રજાનો હશે. તો પૃથ્વી ઉપર શાંતિનું સામ્રાજ્ય પ્રવર્તાવવાનું મહાન્ કાર્ય કદાચ હીંદના ભાગ્યમાં જ કેમ ના રચ્યું હોય? ગૌતમ બુદ્ધે નિર્વાણનો માર્ગ સમજાવી ભૂતદયાનો ધર્મ સેંકડો વર્ષ પૂર્વે પણ હીંદમાં જ આદર્યો હતો. આ જ ભૂતદયાનો ધર્મ ભારતવર્ષ જ સમસ્ત જગતને સમજાવી પૃથ્વી ઉપર સંત શાંતિનું સામ્રાજ્ય સ્થાપશે એવી આશા આપણે શ્રદ્ધાપૂર્વક કેમ ન રાખી શકીયે?

કેશવપ્રસાદ છોટાલાલ દેશાઈ.

---

## કોણ જાણે હા! કેમ રોઉં રોઉં થાય છે!

( એક મનોદશા. )

કોણ જાણે હા! કેમ રોઉં રોઉં થાય છે!
રોઉં રોઉં થાય છે,—રે! મુંઝાઈ જવાય છે! કોણ.

જાણે વિશ્વમાં નથી મ્હારું કોઈ આજ રે,
જાણે એકલો હું સ્નેહહીન નિરાધાર રે,
જાણે સૂનું સૂનું વિશ્વ મહું ખાવા ધાય રે; કોણ.

જાણે હૈયું આખું વીંછળાઈ જાય છે,
જાણે બન્ધો શરીરના ય છુટી જાય છે,

જાણે લીલા પ્રભુની આજ સંકેલાય છે,
જાણે સૃષ્ટિ સહુ પ્રલયલીન થાય છે,
—આજે લાચારીથી હા! રડી જવાય છે. કોણ.

મોરારજી ગોકળદાસ ચાલ,
ગિરગામ—મુંબાઈ,
તા. ૧–૬–૧૯૧૩.

ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા.

---

# ચર્ચાપત્રો અને ઉત્તરો.

## ( ૧. )

( ચાલ ચલાઉ ખુલાસો. )

"शंभुना दत्तहस्ता गौरी"—એ મેઘદૂતમાં વાપરેલા વચન ઉપરથી આચારપદ્ધતિ ( Etiquette ) નો ખ્યાલ લાવી શકાય કે નહિં એ પ્રશ્ન જ ઉત્તરનો અમુક દરજ્જે હકારમાં સમાવેશ કરે છે. શંભુએ ગૌરીને હાથ આપ્યો. એટલે કે ટેકો દઇને ચલાવવાની બાબત ક્રીડાશૈલને સંબંધે બરાબર લાગુ પડે છે. વિવાહને પ્રસંગે લગ્નવેદિની ક્રિયા પછી સ્થંડિલ વગેરેના વિધિને લગતા કાર્યમાં જ્યારે પ્રદક્ષિણા ફરવાની હોય છે, ત્યારે સ્ત્રીને પુરૂષ પોતાનો હાથ આપી ટેકો દે છે, તે ટેકો જીવનના અવલંબનનો સૂચક પણ અમુક દરજ્જે છે; એટલું જ નહિં, પણ તે ટેકાને જગન્નાથ પંડિતે વધારે યોગ્યતાથી વર્ણવ્યો છે તે નીચેના શ્લોક પરથી માલમ પડશેઃ—

धृत्वा पदस्खलनभीतिवशात् करं मे
या रूढवत्यसि शिलाशकलं विवाहे।
सा मां विहाय कथमद्य विलासिनी द्या-
मारोहसीति हृदयं शतधा प्रयाति ॥

આમાં પહેલાં બે પાદ જ સ્પષ્ટ રીતે સ્ત્રીનો હાથ પુરૂષ પકડીને તેને ટેકો આપે એ આચારપદ્ધતિ દૃઢ રીતે પ્રચલિત હતી, એ પરંપરાગત વાતનું સમર્થન કરે છે. ટુંકામાં

ઉપર ટાંકેલું મેઘદૂતનું વચન શંભુનો હાથ લઇને ગૌરી વિહાર કરવા જાય છે, અને તાંડવ નૃત્ય પણ કરે છે; એ એમાંથી હકીકત ગમે તે હોય તો પણ પ્રસ્તુત મુદ્દાને કોઈ રીતે વાંધો નથી કે એ આચારપદ્ધતિ લાંબા વખતથી આપણા દેશમાં પણ પ્રચલિત છે.

શંભુપ્રસાદ શિવપ્રસાદ મહેતા.

---

( ૨. )

## 'વિજ્ઞાન'ની મર્યાદા.

૧. ધર્મ, વિદ્યા, સાહિત્ય, જ્ઞાન, તત્ત્વજ્ઞાન, અને વિજ્ઞાનની જુદી જુદી દાર્ષ્ટાન્તિક વ્યાખ્યા કરી દરેકમાં કયા કયા વિષયોનો સમાવેશ થાય છે તે જણાવવા આપ અથવા અન્ય કોઈ સાક્ષર કૃપા કરશો.

૨. કયા વિષયોનો "વિજ્ઞાન"માં સમાવેશ ન થઈ શકે.

૩. એવા કોઈ વિષયો છે કે જેનો, ધર્મ તથા વિજ્ઞાન, વિદ્યા તથા વિજ્ઞાન, સાહિત્ય તથા વિજ્ઞાન, અને તત્ત્વજ્ઞાન તથા વિજ્ઞાન, એ બન્નેમાં સમાવેશ થઈ શકે? અને તે કયા કયા?

૪. ઇતિહાસ, ભુગોળ, ભુસ્તરવિદ્યા, ખગોળવિદ્યા, મસ્તિષ્ક..., તથા હુન્નર ઉદ્યોગ વેપારાદિને લગતી અન્ય વિદ્યાદિનો શેમાં સમાવેશ થાય છે?

*ઉક્ત વિષય સંબંધી પ્રમાણભૂત નિર્ણય વા ચર્ચા પ્રકટ થએલી નહિ હોવાથી ઘણા* લેખકો ગમે તે વિષયને ગમે તે વિભાગમાં મૂકી દે છે એમ જણાયાથી, મ્હને પણ આ પ્રશ્ન ઉપસ્થિત થયો છે. આશા છે કે ગુર્જર વિદ્વાનો તે પર પુરતો પ્રકાશ પાડશે.

ગિરગામ,
મુંબઈ,
તા. ૨૫-૫-૧૩.

લેશાભિલાષી,
પરશુભાઈ બ્હાલાભાઈ શર્મા.
અધિપતિ આર્યપ્રકાશ.

## *The Poet's Office.*

"It was believed in ancient times that God, one form under many names, spoke through the lips of inspired poets, that they appeared generation after generation a perpetual witness to Him, vindicating His will, interpreting His dispensation, that in the light of divine wisdom they read human nature and human life, and that it was their office not only to teach man his duties to God, to the State and to himself, but to strengthen and temper him for their fulfilment—"Children,' says Aristophanes, "have the school master to teach them, but when men are grown up the poets are their teachers" The poet, says Ben Jonson, is able to inform young men to all good disciplines, inflame grown men to all great virtues, keep old men in their best and supreme state, or as they decline to childhood recover them to their first strength that comes forth the interpreter and arbiter of nature, a teacher of things divine no less than human, a master in manners and can alone, or with a few, effect the business of mankind

And in thus expressing himself, Ben Jonson is but expressing the common opinion of antiquity on the nature of the poet's office, on the higher duties to which the poet is called, is but expressing what Cicero, what Ovid, what Horace, what Juvenal, what other classical authors have in celebrated passages expressed almost in the same terms "My father," says Niceratus, in Xenophon, "anxious that I should become a good man, made me learn all the poems of Homer by heart, for if any of us, he said, wishes to become a prudent ruler of his house or an orator or a general or a public servant, let him know Homer well" × × × × It was this view of poetry that Lord Chatham took when he wrote to his nephew at Cambridge 'I hope you taste now and love Homer and Virgil You cannot read them too much they are not only poets but they contain the finest lessons we can learn, lessons of honour, courage, disinterestedness, love of truth, command of temper, gentleness of behaviour, humanity, and in one word, virtue in its true signification." This is the view which we ought to take of the chief end and use of poetry Let us not accustom ourselves to think of it as illusion"

\+ + + + + + +

—*J. Churton Collins*

Reg. No. B. 463.



# વસન્ત.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चायमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् ।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद्.

---

વર્ષ ૧૨, અંક ૫ [ માસિક ] જ્યેષ્ઠ, સંવત્ ૧૯૬૯.

---

તન્ત્રી—રા. બ. રમણભાઈ મહીપતરામ નીલકંઠ બી. એ. એલ્‌એલ્‌. બી.


કેળવણી સમ્બન્ધી થોડુંક પ્રાસંગોપાત્ત ૨૨૫
(પ્રો. આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ એમ. એ. એલ્‌એલ્‌. બી.)
વિદ્યાર્થી પરિષદ્‌ને સ્વાગત ૨૩૩
(રા. રા. મણિશંકર રત્નજી ભટ્ટ, બી. એ.)
"બાજુરો." ૨૩૯
(સૌ. વિજયાલક્ષ્મી હર્ષદરાય ત્રિવેદી)
ગુજરાતી ભાષાનું બંધારણ ૨૪૧
(રા. રા. નરસિંહરાવ ભોળાનાથ બી. એ. સી. એસ.)
પ્રેમાનન્દનાં નાટકો ૨૫૨
(રા. રા. "દ્વ" એમ. એ.)
સાયન્ટિસ્ટનું સ્વર્ગ ૨૫૮
(ગ. રા. મનનન મહાદેવપ્રસાદ દેસાઈ)
"નાથ કૈસો ગજકો બન્ધ છુડાયો"—એક પ્રાચીન સુભાષિત ૨૬૪
શકુન્તલા અને દુષ્યન્ત ૨૬૫
(રા. રા. સીતારામ જે. શર્મા)
પ્રાસંગિક નોંધ.
(પ્રો. આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ એમ. એ. એલ્‌એલ્‌. બી.)
કવિ વિશ્વનાથ જાની કૃત નરસિંહ મહેતાનું જીવનચરિત્ર
(રા. રા. છગનલાલ વિ. રાવળ)
અમદાવાદમાં બાલોત્સવ
(વસન્ત-ઑફિસ)


---

અમદાવાદ—ધી 'યુનીયન' પ્રિન્ટિંગ પ્રેસ કં. લી. મોતીલાલ શામળદાસે છાપ્યું. ઠે.—ટંકશાળ.

## લવાજમ.

(૧) લાઇબ્રેરીઓ, (૨) સભાઓ, (૩) વિદ્યાર્થીઓ, (૪) સ્ત્રીઓ, (૫) ગુજરાતી શાળાના માસ્તરો, (૬) તળાટીઓ તથા (૭) માસિક રૂ. ૧૫ સુધી સર્વ પગારદારોને વર્ષ એકના રૂ. ૨-૦-૦ પોસ્ટેજ સાથે).

અન્ય સર્વ માટે વર્ષ એકના રૂ. ૨-૮-૦ (પોસ્ટેજ સાથે)

છૂટક નકલ એકના દર ફારમે એક આના પ્રમાણે.

મળવાનું ઠેકાણું—વસન્ત ઑફિસ—અમદાવાદ.
વ્યવસ્થાપક.

---



---

### શુદ્ધિપત્રક.

| પૃષ્ઠ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧૭૯ | પહેલેથી ૨૦ મી | ચાતુર્વર્ણ્ય | ચાતુર્વર્ણ્યં |
| ૨૦૮ | પહેલેથી ૧૫ મી | ઉદ્દેશ | ઉદ્દેશ |
| ૨૧૨ | પહેલીથી ૪ થી | ઉચ્ચ-સાધુ | સાધુ |

---

# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चा-
यमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः
पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् ।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् भूत्यै
न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद्.

વર્ષ ૧૨, અંક ૫ [ માસિક ] જ્યેષ્ઠ, સંવત્ ૧૯૬૯.

## કેળવણી સંબન્ધી થોડુંક પ્રસંગોપાત્ત.

( ભાવનગરના 'વિદ્યાર્થિભવન'માં આપેલું ભાષણ. )

સજ્જનો !

આપનું નિમન્ત્રણ.

આપના મંડળ તરફથી આપના મિત્ર રા. રા. રણજીતરામે આ શુભ પ્રસંગે "હરિ ૐ" ના બે શબ્દો ઉચ્ચારવા મને માગણી કરી, ત્યારે સ્વાભાવિક રીતે મને આશ્ચર્ય સાથે પ્રશ્ન થયો કે—આપના નગરમાં અનેકવિદ્યાવિભૂષિત મારા ગુરુવર પ્રિન્સિપાલ સંજાણા સાહેબ બિરાજે છે, અને મારા સાહિત્યવિલાસી મિત્ર અને શિક્ષણના ઇતિહાસ સંબન્ધી એક ઉત્તમ ગ્રન્થના કર્તા રા. રા. મણિશંકર રત્નજી ભટ્ટ પોતાની વિદ્વત્તાનો બહુ રસિક રીતે લાભ આપી શકે એમ છે, છતાં મને આ કાર્ય માટે નિમન્ત્રણ કરવાનું શું કારણ? વિચાર કરતાં આ પ્રશ્નનો ઉત્તર મને બે જ શબ્દમાં મળી ગયોઃ આપનું નગર, બલ્કે આપનો પ્રાન્ત, અતિથિસત્કારનો પ્રસંગ મેળવવા સદા ઉત્સુક રહે છે, અને રા. રણજીતરામ વગેરે આપના અગ્રેસર જનો મારા ઉપર હમેશાં અતિશય પ્રેમજન્ય પક્ષપાત રાખતા આવ્યા છે. આજના કાર્ય માટે મારી કાંઇ જ ખાસ યોગ્યતા નથી એ હું જાણું છું. છતાં,

આપે મને આપની સમક્ષ મારા અલ્પ વિચારો રજુ કરવા જે અધિકાર આપ્યો છે તે માટે હું આપનો ઉપકાર માનું છું. અને મને ખાસ આનન્દ તો એટલા માટે છે કે આ નિમિત્તે આજ ઘણે વર્ષે મને આ નગરમાં મારા જૂના મિત્રોને મળવાનો લાભ થશે, નવા મિત્રો બંધાઈ મારા સ્નેહનો પ્રદેશ વિસ્તરશે.

ભાષણનું સ્વરૂપ

આ પ્રસંગે હું શા વિષય ઉપર બોલું ? શું બોલું? કેવી ભાષામાં બોલું ? એક તરફ વિદ્વત્સમાજ બેઠો છે, બીજી તરફ વિદ્યાર્થીઓની મ્હોટી સંખ્યા મારી નજર આગળ વિસ્તરેલી છે. ઉભય અત્યારે મારા શ્રોતાજનો છે, અને ઉભયને અનુકૂલ વાણીમાં મારે બોલવું એ કર્તવ્ય છે. પણ તે શી રીતે બોલવું ? "Three-in-one" એવાં ચિત્રો થાય છે: તેમાં એકમાં ત્રણ ચિત્રો—દાખલા તરીકે, સિંહ હાથી અને ઘોડાનાં ચિત્રો—જુદા જુદા દૃષ્ટિબિન્દુએથી દેખાય છે, અને એક સંસ્કૃત કવિએ "રામકૃષ્ણવિલોમકાવ્ય" નામનું કાવ્ય રચ્યું છે તે એક છેડેથી વાંચીએ તો રામને અને બીજે છેડેથી વાંચીએ તો કૃષ્ણને લાગુ પડે છે! આવી કોઇક કલા મને આવડતી હોત તો ઉભય વર્ગના શ્રોતા જનોનું સન્માન થાય એવા પ્રકારનું ભાષણ હું રચત. પણ એ જાતની આવડ મારામાં નથી. તો હવે, આ ઉત્સવ ખાસ વિદ્યાર્થીઓનો છે એ વિચારી, એઓને જ ઉપયોગી થાય એવું કંઇક બોલું તો કેમ ? પણ આમ વિચાર કરૂં છું ત્યાં મને મિ. ચેસ્ટર્ટનનો એક ફકરો યાદ આવે છે. વિવિધ વિષય ઉપર વિચિત્ર શૈલીમાં ગભીર સત્યો પ્રકટ કરનાર એ અંગ્રેજ વિદ્વાન " What's wrong with the World? " નામના પુસ્તકમાં કહે છે:—

"........Unless you can save the fathers, you cannot save the children, ........ at present we cannot save others for we cannot save ourselves We cannot teach citizenship, if we are not citizens........ Education is only truth in a state of transmission; and how can we pass on truth if it has never come into our hand?.. ..... By hypothesis we are teaching them (children) to be men, and how can it be so simple to teach an ideal manhood to others if it is so vain and hopeless to find one for ourselves?"

યથાર્થ છે: વિદ્યાર્થીના હિતનો પ્રશ્ન કેળવણીના વિશાળ પ્રશ્ન થકી, કેળવણીનો વિશાળ પ્રશ્ન દેશોદ્ધારના વિશાળતર પ્રશ્ન થકી, અને દેશોદ્ધારનો પ્રશ્ન મનુષ્યજીવનના સર્વવ્યાપક પ્રશ્ન થકી શી રીતે આપણે છૂટો રાખી શકીશું? તેથી મારૂં આજનું ભાષણ કોઈ કોઈવાર વિદ્યાર્થિજીવનના સાંકડા પ્રદેશની બહાર જાય તો તે આપ ક્ષમા કરશો.

વળી કેળવણી એ શું એ આપણે સમજીએ, એટલું જ નહિ પણ જાતે એ કેળવણી લઈએ, ત્યારે જ બાળકને યથાર્થ રીતે કેળવવાનું કામ આપણે કરી શકીએ. બેશક એ કેળવણી લેવા અત્યારે સામાન્ય શાળામાં આપણે જઈ શકીએ એમ નથી: આપણા

જોવાની ( મારી અને મારા કરતા મ્હોટી ઉમ્મરના જનોને લક્ષીને હું બોલું છું ) પાકી કોઠી ઉપર સામાન્ય શાળામાં કાના ચોટી શકે એમ નથી. પણ આપણે માટે જગતરૂપી મહાશાળા પડી છે, એમાં ભણવાનો વખત કદી જતો રહેતો નથી, કદી સમાપ્ત થતો નથી— એ વાત સ્મરણમાં રાખી, જગત્ ઉપર નજર ફેરવી દેશકાળને ઘટતી કેળવણી આપણાં બાળકોને આપણે આપીએ ત્યારે જ આપણે આપેલી કેળવણી લાભકારક થાય.

બન્ધુઓ ! કેળવણી એ સર્વ દેશમાં અને સર્વ યુગમાં મહત્ત્વનો વિષય છે. પણ આપણા દેશમાં અને આ યુગમાં એ વિષય ખાસ મહત્ત્વનો થયો છે. કારણ કે આપણો દેશ બીજા સુધરેલા દેશો કરતાં અત્યારે પછાત પડયો છે, અને એને એ દેશોની હારમાં આવી જવા માટે, બલ્કે આ જમાનાની ક્રૂર હરીફાઈમાં જીવી શકવા માટે, એને કેળવણીની ઘણી જરૂર છે. તેમાં પણ આ યુગમાં તો એ હરીફાઈ એવી તીવ્ર થઈ છે કે એના જીવનની સઘળી આશા અત્યારે કેળવણી ઉપર જ બંધાઈ રહી છે, અને એ કેળવણી નવા જમાનાને યોગ્ય કરવી એ એનો મહાન યુગધર્મ છે છેલ્લી સદી એ હિન્દુસ્થાનમાં કેળવણીનો—અર્થાત્ પાશ્ચાત્ય કેળવણીનો—સંચયકાળ હતોઃ—એનો વિમર્શકાળ હજી હવે જ શરૂ થાય છે. ૧૮૧૭ માં રાજા રામમોહન રાયે એમના

ગયા શતકની કેળવણી

અંગ્રેજ મિત્રો મિ. ડેવિડ હેર અને સર એડવર્ડ હાઇડ-ઇસ્ટની મદદથી કલકત્તામાં "હિન્દુ કૉલેજ" સ્થાપી તે દહાડાથી તે લૉર્ડ કર્ઝનનો યુનિવર્સિટિ ઍક્ટ પસાર થયો ત્યાં સુધી, પાશ્ચાત્ય કેળવણી લેવી એટલુ જ આપણે સમજતા હતા—એ કેળવણીના ગુણદોષ સંબન્ધી, એની વિષય-વ્યવસ્થા કે ગ્રહણપદ્ધતિ સંબન્ધી, કે એની અપૂર્ણતા સંબન્ધી, આપણે કાંઈ પણ વિચાર ભાગ્યે જ કર્યો હતો માત્ર એક વખત લૉર્ડ મૅકૉલેએ એ વિચાર ઉઠાવ્યો હતો, અને એનો નિર્ણય પણ અદ્ભુત અજ્ઞાનપણે કરી દીધો હતોઃ પણ દેશને પ્લાસી અને ખડકીના યુદ્ધ પછી અંગ્રેજી કેળવણી વિષે એટલો આદર ઊપજ્યો હતો, અને ૧૮૫૬ ના બળવામાં અંગ્રેજોની નીતિ બુદ્ધિ અને કાર્યશક્તિનો જય થયો એ વાતે એ આદરમાં એટલો બધો ઉમેરો કર્યો હતો કે—લાંબા વખત સુધી અંગ્રેજી કેળવણી લેવી એ જ આ દેશની પરમ ભાવના હતી. પણ આમ કહું છુ તેથી અંગ્રેજી કેળવણી અનિષ્ટ છે અગર તો એ યુગની કેળવણી તદ્દન ભૂલભરેલી અને વગર-વિચારની હતી એમ કહેવાનુ મારૂં તાત્પર્ય નથી. જે ખાણમાંથી આપણા ઇલાકામાં ડૉ. ભાંડારકર, રાનડે, તેલંગ, બદરૂદ્દિન, સર ફીરોજશાહ મહેતા અને ગોખલે જેવાં વિદ્વત્તા અને દેશહિતચિન્તનના રત્નો પેદા થયાં છે, એ ખાણ ખોટી ખોદાઈ હતી એમ કોણ કહેશે ? પણ દરેક યુગની જરૂરિયાતો જુદી હોય છે, અને તેથી આ નવીન યુગમાં કેળવણીએ જે નવું સ્વરૂપ લેવા માંડયું છે તે વિચારવા જેવું છે. આ નવું સ્વરૂપ તે માત્ર રાજ્યાધિકારીઓની સત્તાનુ કે વિદ્વાનોના ઊહાપોહનું જ પરિણામ નથી. દેશમાં આજકાલ જે નવું ચૈતન્ય આવ્યુ છે તે પણ

કેળવણીનો નવો યુગ.

કેળવણીના આ પરિવર્તમાં એટલું જ, બલ્કે વધારે, કારણભૂત છેઃ દરેક પ્રજાના ઇતિહાસમાં એવો સમય આવે છે કે જ્યારે

કેળવણીનો પ્રશ્ન અન્ય સર્વે પ્રશ્નો કરતાં આગળ પડતો થાય છે. સૉક્રેટિસે તત્ત્વજ્ઞાનના ઇતિહાસમાં જે નવો યુગ દાખલ કર્યો તે કેળવણીના પ્રશ્નને અંગે જ કર્યો હતો, અને આપણે ત્યાં ઇતિહાસ અને પુરાણ રૂપી 'પાંચમો વેદ' સ્થપાયો તે પણ પ્રજાજીવનના એક મહાન પરિવર્ત સાથે નિકટ સંબન્ધ ધરાવે છે. કેળવણી એ દરેક પ્રજાની જીવનભાવનાનું દર્પણ છે, અને તેથી જેવી એની જીવનભાવના તેવી એની કેળવણી. જીવનમાં જેમ ફેરફાર થાય, જેમ એ ઊંડું અને વિસ્તૃત થતું જાય, તેમ કેળવણીના સ્વરૂપમાં પણ એ ઘટતો ફેરફાર માગી લે. જ્યારે કોઈ પણ પ્રજાના જીવનમાં નવું ચૈતન્ય આવી, અથવા તો અપૂર્વ અનુભવો થઈ, એ જીવન અસાધારણ નવીનતા પ્રાપ્ત કરે છે, ત્યારે એની કેળવણી જે અત્યાર સુધી પાછળ પડી ગએલી હોય છે તે નવા જીવન સાથે સુઘટિત (adjust) થવા જાય છે, તે માટે જોઇતું રૂપાન્તર ગ્રહણ કરે છે. જીવન બદલાતાં પણ કેળવણી એની એ રહે તો એ જીવન આંધળું સમજવું; અને જીવનના ફેરફાર સાથે કેળવણી પણ ફરે એ સ્વાત્મદર્શી—દેખતા—જીવનની નિશાની છે. છેલ્લાં પાંચ સાત વર્ષમાં હિન્દુસ્થાને પાસું બદલ્યું અને આંખ ઊઘાડી—તેની જ સાથે એની કેળવણીનો પ્રશ્ન પણ એના આગળ ખડો થઈ ગયો. હિન્દુસ્થાનની પ્રજા પોતાના રાજ્યવહીવટમાં ભાગ લેવા માગશે, ભાગ લેશે—અને છતાં એની પોણી વસ્તી શું અક્ષરશૂન્ય રહેશે? હિન્દુસ્થાનની પ્રજા સ્વદેશી માલ વાપરવાની પ્રતિજ્ઞા કરશે, અને છતાં એની કેળવણીમાં વ્યાપાર અને ઉદ્યોગનું શિક્ષણ યોગ્ય પ્રવેશ નહિ પામે? હિન્દુસ્થાન સ્વાત્મમાન તે શુ એ સમજશે, અને છતાં એનાં પ્રાચીન સાહિત્ય, કળા, ધર્મ અને તત્ત્વજ્ઞાનનું નિરૂપણ એ પરદેશી વિદ્વાનોને હાથે જ થવા દેશે?—આ અને આવી અનેક જીવનની નવી અભિલાષાઓએ અને નવા પરિસ્થિતિઓએ કેળવણીના પ્રશ્નને આપણા હાલના સમયમાં ખાસ મહત્ત્વ આપ્યું છે. અને આ મહાપ્રશ્નનું ગૌરવ સમજી આપણે આપણી કેળવણી નવા યુગને અનુરૂપ ઘડીએ અને તે જ સાથે કેળવણીનાં કેટલાંક સનાતન સત્યો પકડી રાખીએ, ત્યારે જ આપણે આપણા પ્રત્યે— આપણા દેશ પ્રત્યે, બલ્કે આપણા મનુષ્યત્વ પ્રત્યે, કર્તવ્ય કર્યું ગણાય.

કેળવણી અને જીવનનો સંબન્ધ.

આ કેળવણી કેવી હોવી જોઇએ એ પ્રશ્નનો સંપૂર્ણ વિચાર તો 'વિદ્યાર્થિભવન' કરતાં વધારે વિશાળ સંસ્થાને કામનો છે. પણ એ સંબન્ધી થોડાંક સામાન્ય દૃષ્ટિબિન્દુઓ દરેક કેળવણીની સંસ્થાએ, બલ્કે દરેક માબાપે, યાદ રાખવા જેવાં હોઈ હું આપની આગળ રજુ કરવા માગું છું.

## ગયા જમાનાની કેળવણીની ખામીઓ.

પ્રથમ તો કેળવણી પરત્વે આપણા નવા યુગની જરૂરિયાતો શી છે, ગઈ સદીની કેળવણીમાં શી શી ખામીઓ જણાય છે, એ વિચારીએ:

(૧) વ્યક્તિવાદ (Individualism) એ ગયા જમાનાનું ભૂષણ તેમ જ દૂષણ

હતું: શાળામાં વિદ્યાર્થીઓને અમુક પુસ્તકો વંચાવવામાં આવતાં, અને વર્ષ આખરે તેઓની પરીક્ષા લેવાતી. શારીરિક કેળવણી લેવી હોય તેને તે લેવાની છૂટ હતી, કલબો અને સોસાઇટિઓ સ્થાપી નિબન્ધો વાંચવા હોય તે વાંચવાની કોઈ ના ન પાડતું, અને સ્વાશ્રયબળથી દુનીઆનું જ્ઞાન મેળવવું હોય તો તે માટે કોઈ પણ પ્રકારનું બન્ધન ન હતું. આ પદ્ધતિથી સ્વતન્ત્રતા અને સ્વાશ્રયવૃત્તિ કેળવાતી એ એનું ભૂષણ હતું. પણ તેની સાથે એનું દૂષણ એ હતું કે આ પદ્ધતિ—જેને કેળવણીની 'Laissez faire' પદ્ધતિ કહી શકાય—એ મનુષ્યની પરસ્પરસહાયક વૃત્તિની અવગણના કરીને પ્રવર્તે છે. શારીરિક કેળવણીની માત્ર છૂટ આપવા કરતાં, એ કેળવણીની બાબતમાં શાળાએ ઘણું વધારે કરવાનું છે. કલબો અને સોસાઇટિઓ સ્થાપવાની મનુષ્યની સ્વાભાવિક વૃત્તિનો લાભ લઈ, વિદ્યાર્થીઓ પાસે શાળાના અધિકારીઓ ઘણાં ઉત્તમ કાર્યો કરાવી શકે એમ છે. દુનીઆનું જ્ઞાન પણ જેનાથી જેટલું બને તેટલું તે લઈ લે, તે કરતાં વિદ્યાર્થીઓમાં એ જ્ઞાન પ્રસારવાની કેટલીક ખાસ યોજનાઓ થઈ શકે એમ છે. ટૂંકામાં, કેળવણી પરત્વે અત્યાર સુધી શાળાને શિર ઘણી થોડી જવાબદારી ર્‌હેતી, તે આ નવા યુગમાં વધારી લેવાની જરૂર છે.

(૨) ગઈ સદીની કેળવણીની બીજી એક ખામી એ હતી કે શાળા અને પુસ્તકો એ જ કેળવણીનું સાધન હતું, અને પરીક્ષા એ જ એની કસોટી હતી. વિદ્યાર્થીની આસપાસ કેળવણીનું વાતાવરણ ઉત્પન્ન કરવું એ આપણી નવી પદ્ધતિનું લક્ષ્ય છે. પશ્ચિમનો વિદ્યાર્થી અમુક વિદ્યાનાં ઓછાં પુસ્તકો વાંચ્યા છતા પશ્ચિમની વિદ્યામાં હિન્દુસ્થાનના વિદ્યાર્થી કરતાં આગળ પડે છે તેનું કારણ એ વિદ્યાનું વાતાવરણ છે. આપણી પ્રાચીન કેળવણીમાં આ વાતાવરણનાં તત્ત્વનો પૂર્ણ લાભ લેવાતો, અને તે લેવા માટે ગુરુકુલ, કુલપતિના આશ્રમ, મહાત્માઓનો સંગ વગેરે સંસ્થાઓ હતી.

(૩) ગઈ સદીની કેળવણીમાં ત્રીજી મ્હોટી ખામી મને એ લાગે છે કે એ <u>કેળવણી બુદ્ધિપ્રધાન હતી:</u> મિલ અને બકલની ઉપાસનાની છાયા એ કેળવણી ઉપર પડેલી સ્પષ્ટ દીસી આવે છે. હું આથી એમ કહેવા માગતો નથી કે બુદ્ધિ સિવાયનાં બીજા તત્ત્વો કેળવાય એવું એ કેળવણીમાં કાંઈ ન હતું, અગર તો એ સમયના કેળવાએલા જનોમાં બુદ્ધિ સિવાય અન્ય તત્ત્વો ખીલ્યાં ન હતાં. પણ બુદ્ધિની પાછળ—બુદ્ધિને પવિત્ર અને સમર્થ અને સાર્થક બનાવનાર જે નીતિ અને ધર્મનાં તત્ત્વો મનુષ્ય આત્મામાં રહેલાં છે, એનું મહત્ત્વ–મને લાગે છે કે, એ યુગમાં જોઇએ તેવું કળાયુ ન હતું. આનું પરિણામ આપણે એ જોઇએ છીએ કે–સંસારસુધારો અને ધાર્મિક જીવન તે સમયના નેતાઓને બહુ સાદે રૂપે ભાસતાં હતાં—પણ ધર્મના તન્તુઓ ઘણા રંગબેરંગી અને ગાઢ વણાએલા છે, અને ઉભયની પાછળ હિન્દુ પ્રજાનું પોતાનું સ્વત્વ વિરાજમાન છે, એ સત્ય યથાર્થ સમજીને વર્તન કરવું એ નવા જમાનાનું કર્તવ્ય છે.

(૪) ગયા જમાનાની કેળવણીમાં ચોથી એક ખામી એ હતી કે એ કેળવણી ઘણે

મૂર્તિમન્ત થાય છે, એ સમજવા માટે ' સોણદંડ સુત્ત ' નામના એક બૌદ્ધ ગ્રન્થની આખ્યાયિકા હું આપને સંભળાવું છું એ આપ કૃપા કરી લક્ષ દઈ સાંભળશો—કારણ કે મારા કેળવણી સંબન્ધી સઘળા વિચાર ટૂંકામાં એ એક સંવાદ દ્વારા જ હું આપને નિવેદન કરી દઇશ:

એ બૌદ્ધ ગ્રન્થ કહે છે કે ચંપાનગરીમાં સોણદંડ નામે એક ધનિક વિદ્વાન અને સુશીલ બ્રાહ્મણ રહેતો હતો. સેંકડો વિદ્યાર્થીઓ એની પાસે ભણતા અને એને માન આપતા એક વખતે બુદ્ધ ભગવાન વિહાર કરતા કરતા ચંપાનગરીની બહાર આવીને રહ્યા. એમનો ઉપદેશ સાંભળવાને આખી નગરીના બ્રાહ્મણો જતા હતા તેમને જોઈ સોણદંડે કહ્યું: "ભાઇઓ, તમે ન જશો; મને જવા દો." બ્રાહ્મણોએ કહ્યું. "મહારાજ ! તમારા જેવા વિદ્વાને એ તસ્દી લેવી યોગ્ય નથી. એમ કરવાથી તમારી પ્રતિષ્ઠાને હાનિ પહોંચશે." પણ સોણદંડ નમ્ર અને વિનયી હતો, અને ગૌતમ બુદ્ધનું માહાત્મ્ય જાણતો હતો, તેથી તેણે એમની યોગ્યતાની પ્રશંસા કરી અને કહ્યું કે "એ એવા મહાત્મા છે કે મારે જ એમની પાસે જવું જોઇએ." એમ કહી સોણદંડ તથા બીજા બ્રાહ્મણો ગૌતમ બુદ્ધ પાસે ગયા, અને ત્યાં ખરૂ બ્રાહ્મણત્વ શેમાં રહેલું છે એ વિષે ચર્ચા ચાલી.

ગૌતમ બુદ્ધે સોણદંડના મનનો પ્રશ્ન જાણી જઇને પૂછ્યું:—

"સોણદંડ ! એવી કયી વસ્તુઓ છે કે જે હોય તો બ્રાહ્મણ 'હું બ્રાહ્મણ છું' એમ યથાર્થ રીતે કહી શકે?"

સોણદંડ—"ગૌતમ ! પાંચ વાનાં હોય તો બ્રાહ્મણ 'હુ બ્રાહ્મણ છું' એમ યથાર્થ રીતે કહી શકે —

(૧) એક તો એ માતા અને પિતા ઉભયવંશ-વિશુદ્ધ હોવો જોઇએ.

(૨) એ ત્રણ વેદમાં અને એને લગતાં અન્ય શાસ્ત્રોમાં કુશળ હોવો જોઇએ.

(૩) વળી એ સુન્દર, ગોરો, દીઠે પ્રિય લાગે એવો, અને ભવ્ય હોવો જોઇએ.

(૪) શીલ—ચારિત્ર-વાન હોવો જોઇએ.

(૫) પ્રજ્ઞાવાન (બુદ્ધિમાન) હોવો જોઇએ."

બુદ્ધ ભગવાને પૂછ્યુ: "પણ સોણદંડ ! આ પાંચ-રૂપ, કુળ, શ્રુત, શીલ, અને પ્રજ્ઞા એમાંનું કોઈ એક ન હોય તો ચાલે?"

સોણદંડ—"હા, રૂપ ન હોય તો ચાલે. બાકીનાં ચાર હોય તો બસ."

બુદ્ધ:—"પણ એ ચારમાંનું કયું ન હોય તો ચાલે?"

સોણદંડ:—"શ્રુત (વિદ્યા) ન હોય તો ચાલે."

બુદ્ધ:—" બાકીનાં ત્રણમાંનું એકાદ ન હોય તો ચાલે ?"

સોણુદંડ:—" હા; કુળ ન હોય તો પણ ચાલે."

આ સાંભળી બીજા બ્રાહ્મણો ચમક્યા; પણ એમને સોણુદંડે કહ્યું—" ભાઇઓ ! હું કાંઈ આપણાં રૂપ કુળ કે શ્રુત(વિદ્યા)ને નિન્દતો નથી. બ્રાહ્મણત્વમાં શું આવશ્યક છે એ જ કહું છું." આમ કહી તેઓને ઠંડા પાડ્યા.

બુદ્ધ:—"બાકી બે રહ્યાં: શીલ અને પ્રજ્ઞા—એમાંનું એક ન હોય તો ચાલે ?"

સોણુદંડ:—" ના. જેમ બે હાથ કે બે પગ એકબીજા સાથે ઘસીને ધોવાય છે, તેમ શીલ અને પ્રજ્ઞા એક બીજાથી શુદ્ધ થાય છેઃ શીલવાનને પ્રજ્ઞા પ્રાપ્ત થાય છે, પ્રજ્ઞાવાનમાં શીલ આવે છે."

બુદ્ધ:—"આ શીલ અને પ્રજ્ઞા તે શું એ તમે જાણો છો?"

સોણુદંડ:—" ના, ગૌતમ; એ જ હું આપની પાસે જાણવા માગું છું."

પછી ગૌતમે પોતાના ધર્મોપદેશનાં બે મુખ્ય તત્ત્વો-શીલ અને પ્રજ્ઞા—એનું સ્વરૂપ સમજાવ્યું.

બુદ્ધ ભગવાન બ્રાહ્મણના વિદ્વેષી ન હતા, પણ બ્રાહ્મણને પોતાની યથાર્થ ભાવનાનું ભાન કરાવનાર વિષ્ણુનો અવતાર હતા. તેથી આપણે બુદ્ધ ભગવાનનો ઉપદેશ સ્વીકારીશું કે 'બ્રાહ્મણ' નાં પંચ લક્ષણમાં શીલ અને પ્રજ્ઞા એ જ મુખ્ય છે. અને આપણા વિદ્યાર્થીઓની કેળવણીમાં પણ એ બે જ વસ્તુ ઉપર આપણુ વધારેમાં વધારે લક્ષ રહેવું ઘટે છે. તેમાં પણ, જો કે બુદ્ધદેવ કહે છે તેમ બે હાથ એકઠા કર્યા વિના હાથ ધોવાતા નથી, તો પણ શીલ ( character ) એ જમણો હાથ છે અને પ્રજ્ઞા (wisdom) એ ડાબો હાથ છે એટલું તારતમ્ય આપણે રાખીશું. છતાં પરિપૂર્ણ કેળવણી યાને પરિપૂર્ણ 'બ્રાહ્મણત્વ' પ્રાપ્ત કરવા માટે તો એ પાંચે લક્ષણ જોઇએ એ ભૂલીશું નહિ.

## બ્રાહ્મણનાં પાંચ લક્ષણ: કેળવણીનાં પાંચ તત્ત્વો.

(૧) પ્રજાનો ઉત્કર્ષ ગૃહની વિશુદ્ધિ ઉપર આધાર રાખે છે અને તેથી એ વિશુદ્ધિની ભાવના પ્રેરાય એવું સાદાઈ અને મનોબળનું શિક્ષણ ન્હાનપણથી જ બાળકોને આપવું.

(૨) સુન્દર રમ્ય મહાનુભાવ અને વિશ્વાસજનક આકૃતિ એ બીજું મહત્ત્વનું લક્ષણ છે. તે માટે શરીરની તંદુરસ્તી જોઇએ: જ્યાં તંદુરસ્તી ત્યાં જ રમ્યતા છે. આ તંદુરસ્તી પ્રાપ્ત કરવા માટે આપણા વિદ્યાર્થિભવનમાં શારીરિક કેળવણી દાખલ કરી છે. શારીરિક કેળવણી એટલે શરીરને માત્ર ગમે તેવી રીતે કસરત આપવી એટલું જ નહિ; પણ ચિત્ત પ્રસન્ન રહે અને નૈતિક ગુણો કેળવાય એ જાતની યોગ્ય કાળે યોગ્ય સ્થળે

અને યોગ્ય માપમાં કસરત કરવી, તથા કસરતી રમતો રમવી વળી શારીરિક છૂટાપણું અને સ્વાશ્રય એ પણ આમાં ખાસ લક્ષમાં રાખવા જેવી બાબત છે. ક્રિકેટમાં સો રન કરી શકે, પણ એક ટેબલ અહીંઆંથી ઊપાડી ત્યાં મૂકવું હોય તો નોકરને બોલાવે એ વિદ્યાર્થીઓને શારીરિક કેળવણીની ખરી સમજણ નથી.

(૩) 'શ્રુત' યાને વિદ્યા એ બ્રાહ્મણનું ત્રીજું મ્હોટું લક્ષણ છે. અને એ વિદ્યામાં 'લોકાયતવિદ્યા'—યાને પરિદૃશ્યમાન જગત્ સંબંધી વિવિધ 'sciences' અર્થાત્ 'Nature-lore'નો પણ સમાવેશ કર્યો છે એ ધ્યાનમાં રાખવા જેવું છે. અસલ બ્રાહ્મણની વિદ્યા જપ પાઠ ઉદ્યાપન જનોઈ અને લગનના ભાગ્યા તૂટ્યા મન્ત્રો ભણવામાં સમાપ્ત થતી ન હતી. અને તે જ પ્રમાણે, આપણી હાલની શાળામાં પણ આપણે 'મીનિંગ,' 'પૅરાફ્રેઇઝ,' 'હિસ્ટરીની ડેઇટસ' અને ઇંગ્લંડનાં 'કાઉંટિઝ' ગોખાવવામાં વિદ્યાર્થીઓનું જીવન એળે ન કાઢતાં, બાહ્ય જગત્ જોડે એમનો સાક્ષાત્ સબન્ધ કરી એની મદદથી સાયન્સનાં સત્યો જોતાં સમજતાં અને શોધી કાઢતાં શીખવવું એ નવા યુગની મ્હોટી જરૂરિયાત છે.

(૪) હવે એ શ્રુત જો **પ્રજ્ઞા** ઊપજાવે નહિ તો તે નિરર્થક છે. શ્રુત એ બુદ્ધિ ઉપર બહારથી નાખેલો ખોરાક છે, પ્રજ્ઞા એ ખોરાકને પચાવી એમાંથી નવાં તત્ત્વો ઉત્પન્ન કરનાર બુદ્ધિની જીવનશક્તિ છે. શ્રુત અને પ્રજ્ઞા વચ્ચે આ ફેર બહુ ધ્યાનમાં રાખવા જેવો છે. અને શ્રુતમાંથી પ્રજ્ઞા કેળવવા માટે, આપણી શાળાના શિક્ષણની અને પરીક્ષાની પદ્ધતિમાં પુષ્કળ ફેરફાર થવો જરૂરનો છે. વિદ્યાર્થીઓનાં મગજ તે સકા જ્ઞાનનાં છોડીઆ ભરવાનો કોઠલો નથી, બલ્કે કિંમતી નાણાં ભરવાની તીજોરી પણ નથી—પણ એ કરતાં સહસ્રગણી કિંમતી નન્દનવનની ભૂમિ છે, જેમાં લીલાં જીવનરૂપી કલ્પવૃક્ષનાં બીજ વાવીને ફળ ઊતારવાનાં છે. હાલની શિક્ષણપદ્ધતિમાં સારામાં સારો વિદ્યાર્થી તે ક્રાઇસ્ટની દૃષ્ટાન્તરૂપ આખ્યાયિકામાં કહેલા ગુમાસ્તાની માફક સોંપેલાં નાણાં પૂરેપૂરાં ગણી આપે છે—એ નાણાંનો ઉપયોગ કરી વધારો કરવાની શક્તિ એનામાં ખીલે એવી એ પદ્ધતિમાં યોજના નથી. પ્રજ્ઞાનો મહિમા ગાતાં એક શિક્ષણશાસ્ત્રી લખે છેઃ

"Education—the best education—is a spiritual growth The real purpose of school training is not to impart facts and truths purely and simply, but it is to impart facts and truths in such a way that the child may absorb them—make them a part of himself—that he may assimilate them, and so grow morally, spiritually, and æsthetically. He grows in knowledge of his environment, *in self-knowledge. Education is in truth a* development of self-consciousness, of self-control, of right judgment and will. True education is distinguished from a pseudo-education by this

growth of power, of self-resource, of liberty........Hence a school which does not develop this power of self-resource and liberty fails in its primary purpose. However successful it may be in imparting knowledge, unless that knowledge is truly translatable into action, it is useless. Another school which is satisfied with less knowledge, but where that is turned to immediate use, is fulfilling a higher purpose. It is only usable knowledge that is of any use. As Thring said, "the idolatry of knowledge must perish or education cannot begin."—"*The Making of Citizens*"—R. E Hughes.

અર્થાત્ શ્રુતમાંથી પ્રજ્ઞા ઊપજવી જોઇએ.

(૫) 'બ્રાહ્મણ'નાં ચાર લક્ષણો યાને કેળવણીનાં ચાર તત્ત્વો ગણાવ્યાં—હવે બ્રાહ્મણનું પાંચમું લક્ષણ—કેળવણીનું પાંચમું તત્ત્વ તે સૌને શિખરે વિરાજતું શીલ છે. અને એ શીલને અંગે કેટલા બધા ગુણો આવે છે એ આ વિદ્વત્સમાજને અને જે સજ્જનોના હાથમાં આ વિદ્યાર્થિજીવનનું તન્ત્ર છે તેમને સમજાવવું પડે એમ નથી. તથાપિ એટલું કહું છું કે શીલનું ખરૂં સ્વરૂપ અર્થશાસ્ત્રના કર્તા ચાણક્યના એક શબ્દમાં 'આત્મવત્તા' છે, અને એ જ (ચાણક્યના જ શબ્દમાં) 'વિદ્યાનું સામર્થ્ય' છે.

## ગુરુકુલ.

હવે આ જાતની સર્વાંગપૂર્ણ કેળવણી યોગ્ય રીતે આપવા માટે સામાન્ય શાળા બસ નથી. પ્રથમ તો શાળા જ શી રીતે ઉત્પન્ન થઈ છે એ વિચારોઃ મનુષ્યના સ્વાભાવિક ગુરુ—માતા, પિતા, કુદરત અને જનસમાજ છે. સંપૂર્ણ ફુરસદ વાળાં માતાપિતા બાળકની કેળવણી હાથમાં લઈ શકે, તો પણ ઘણી બાબતોમાં એ કેળવણી અપૂર્ણ રહે એ ખુલ્લું છે. પણ સામાન્ય રીતે માબાપને કુટુમ્બના જીવનનિર્વાહ માટે જે વ્યવસાય કરવો પડે છે તેને લીધે બાળકની કેળવણી તેઓ બિલકુલ હાથ ધરી શકતાં નથી, અને સુધરેલા જનમંડળમાં જેમ દરેક ધન્ધા માટે ખાસ કુશળ જનોની જરૂર હોય છે, તેમ કેળવણીનું કામ પણ એ વિષયમાં ખાસ કુશળતા પ્રાપ્ત કરેલા જનો જ કરી શકે છે. આ રીતે માતાપિતાને સ્થાને, અગર તે ઉપરાંત, શાળાના ગુરુની જરૂર ઉત્પન્ન થાય છે.

હવે જે કુદરતને ગુરુ કહી—તે પણ એટલી વિશાળ અને છૂટક છૂટક પથરાએલી છે કે એને વિદ્યાર્થીની નજર આગળ લાવવા માટે લૅબોરેટરિ જેવાં કૃત્રિમ વિજ્ઞાનગૃહો સ્થાપ્યા સિવાય ચાલતું નથી—એ ગૃહોમાં વિદ્યાર્થી, કુદરતની સાથે સંબન્ધમાં આવી, કુદરતને પ્રયોગદ્વારા પ્રશ્નો પૂછી, ઉત્તર મેળવી શકે છે. જનસમાજ એ મનુષ્યનો ચોથો મ્હોટો ગુરુ છે—પણ મ્હોટી ઉમ્મરે એના સંબન્ધમાં આવી, મનુષ્ય નીતિ અને વ્યવહારની ભૂલો કરે, અને તેનાં ભયંકર પરિણામો નિવારવાનો એને ટૂંકી મનુષ્યજીંદગીમાં અવકાશ પણ ન રહે, તે માટે એને પહેલેથી જનસમાજના એક ન્હાના સ્વરૂપ સાથે પરિચય કરાવવો ઇષ્ટ છે—અને એ ન્હાનું સ્વરૂપ તે શાળાના વિદ્યાર્થી બન્ધુઓ છે.

પણ શાળામાં એ બન્ધુઓ માત્ર વિદ્યા અર્થે જ એકઠા થાય છે, એ બન્ધુઓનું સમસ્ત-મનુષ્યસ્વરૂપ પ્રકટ થવા માટે શાળા ઉપરાંત બીજી કાઇક સંસ્થા જોઇએ—તે પ્રાચીન કાળમાં ગુરુકુળ અને કુલપતિના આશ્રમો રૂપે મળતી. વિદ્યાર્થી એ "अन्तेवासी" કહેવાતો, કારણ કે એ ગુરુના અન્તિકમાં—અર્થાત્ પાસે—વસતો, અને એ રીતે ફક્ત એની વિદ્યાનો જ નહિ, પણ એના સમગ્ર સ્વરૂપનો લાભ લઈ શકતો. ગુરુને ઘેર વિવિધ દેશોના વિવિધ પ્રકૃતિના અને વિવિધ જાતિના શિષ્યો એકઠા થતા, અને ત્યાં વિદ્યાર્થિજીવન કેવું હશે એનો ખ્યાલ વ્યાસ વાલ્મીકિ કાલિદાસ અને ભવભૂતિએ આલેખેલાં ચિત્રો ઉપરથી આપણને આવી શકે છે. આમાં એટલું યાદ રાખવાનું છે કે ગુરુકુલને સોલ્જરોના બૅરેક્સ જેવી કરવાથી એની ખરી ભાવના સિદ્ધ થતી નથી. ગૃહની કોમળતા અને મધુરતા એ વિદ્યાર્થીના આશ્રમમાં પણ જરૂરની છે, એટલું જ નહિ—પણ ગૃહમાં જેમ એકકુલભાવના—ભવભૂતિ જેને 'કુલધન' કહે છે—એ જાળવવાની સાથે, જુદા જુદા સ્વભાવનાં ભાંડુઓ પોતાનું સ્વતન્ત્ર વ્યક્તિત્વ કેળવે છે, તેમ ગુરુકુલમાં—અને આ વિદ્યાર્થિભવનમાં પણ—આ ભવનની કોઇક ખાસ ભાવના સિદ્ધ કરવાની સાથે વિદ્યાર્થીઓ પોતપોતાની પ્રકૃતિને અનુસરી પોતપોતાનું સ્વતન્ત્ર વ્યક્તિત્વ ખીલવે એવી યોજના જોઇએ. આ માટે આ ભવનની કેળવણીમાં, શાળાના શિક્ષણમાં, તેમજ વિદ્યાર્થિજીવનના સમગ્ર વ્યવહારમાં—પુષ્કળ વિવિધતા દાખલ કરવાની જરૂર છે. અને એ કાર્ય બહોળા દ્રવ્યની મદદ વિના બનવું અશક્ય છે. બે એક વર્ષ ઉપર આપના એક રિપોર્ટમાં મેં વાંચ્યુ હોય એમ યાદ આવે છે કે—ઉત્તમ સંકલ્પને સિદ્ધ થવા માટે દ્રવ્યની કદી પણ ખોટ પડતી નથી. આ આપનું સૂત્ર મુશ્કેલીના અસંખ્ય ડુંગરો આપને ઓળંગાવી દેવાને સમર્થ થશે. એટલે એ ચિન્તાથી મુક્ત થઈ, હું આપણાં પવિત્ર ગૃહ્યસૂત્રોમાં નિર્દેશેલા વિધિ પ્રમાણે ગુરુ શિષ્યને કહે છે તેમ હું આ ભવનને કહું છું કે: "ભગે તમારો હાથ ઝાલ્યો છે, સવિતાએ તમારો હાથ ઝાલ્યો છે, પૂષાએ તમારો હાથ ઝાલ્યો છે, અર્યમાએ તમારો હાથ ઝાલ્યો છે...હે અગ્નિ! આ બ્રહ્મચારી હું તને સોંપું છું. હે ઇન્દ્ર! હે સૂર્ય! હે વિશ્વેદેવા! આ બ્રહ્મચારી હું તમને સોંપું છું—આયુષ્ય, પ્રજા, બલ, સમૃદ્ધિ, વિદ્યા, કીર્તિ અને કલ્યાણ માટે."

પણ મારા આ આશીર્વાદની ફલસિદ્ધિ મારા કરતાં અનન્તગણા મહાન આચાર્ય જે યુગાત્મા પુરુષ—તેની આજ્ઞાને આ ભવન કેટલું અનુસરે છે તેના ઉપર આધાર રાખશે. એ યુગાત્મા પુરુષ શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે આ નવીન બ્રહ્મચારીને હૃદયે હાથ મૂકીને કહે છે:

" मम व्रते हृदयं ते दधामि मम चित्तमनु चित्तं ते अस्तु ।
मम वाचमेकमना जुषस्व बृहस्पतिष्ट्वा नियुनक्तु मह्यम् ॥ "

તથાસ્તુ.

આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ.

# વિદ્યાર્થી પરિષદ્‌ને સ્વાગત.*

ન્હાના બંધુઓ,

તમને સર્વને આ આનંદદાયક પ્રસંગે પરિષદ્‌ના સ્વાગતમંડળ તરફથી હું આવકાર આપું છું સ્વાગતમંડળને ખબર છે કે આ પ્રકારની પરિષદ્ આપણા સમગ્ર દેશમા નહીં તો આ ભાગમા બિલકુલ નવીન છે અને તોપણ તેની સફલતા સંબધી પ્રવર્તકોને કશી શંકા ઉદ્‌ભવી નથી પ્રવર્તકોને ન્હાના બન્ધુઓનો જે પરિચય અને અનુભવ થયો છે, તે પરથી તેમના હૃદયમા શંકા સ્થાન પામે એવુ રહ્યુ નથી, અને પ્રબળ વિશ્વાસથી, તેજસ્વી આશાથી અને દૃઢ નિશ્ચયથી આ સમેલનની બધી તૈયારીઓ કરવામા આવી છે અમને ખાતરી છે કે તમે ન્હાના હોવા છતા પ્રસગના ગૌરવને સમજી શકો છો, તમારી પ્રતિભા વધારનારી હીલચાલોની કદર કરી શકો છો, તમારા આનંદ, ઉલ્લાસ અને વિકાસ માટેની યોજનાઓને વધાવી શકો છો, અને તમારા તરફ સ્નેહથી પ્રેરાયેલી બધી પ્રવૃત્તિઓને સ્નેહથી સ્વીકારી શકો છો એટલે પરિષદ્‌ને સફલ કરવાને તમે સર્વ પૂરતો પ્રયત્ન કરશો એવી અમને સંપૂર્ણ આસ્થા છે

આ પ્રસગે જે નિબંધો વચાશે, તેમા ઊંડી વિદ્વત્તાની કોઇને અપેક્ષા નથી અહીં કંઈ ચર્ચાઓ કરીને ઠરાવો પસાર કરવાના નથી અહીં માત્ર ન્હાના મોટા વિદ્યાર્થીઓ પોતે લખેલા લેખો વાચનાના છે, અને તે જો શાંતિથી સાભળવામા આવે, અને તેમા જે કાંઈ સારૂં હોય તેને ઉત્તેજન મળે તો બસ છે પ્રવર્તકોનુ એવુ માનવુ છે કે ન્હાના બન્ધુઓના આવા સમેલનો થાય અને બધા પરસ્પર સદ્‌ભાવથી સેવા કરે, અને જેઓ હિમ્મતથી બહાર આવવા ચાહે તેમને પોતાની વિવિધ શક્તિઓના પ્રકાશનનો પ્રસગ મળે, એ લાભ કંઈ ન્હાનો નથી મ્હોટા થતા જે પ્રકારની પ્રવૃત્તિઓમા તમે બધા વધતો ઓછો ભાગ લેવાના છો, તેનુ તમને અત્યારથી દિગ્દર્શન થાય, એ લાભ પણ ન્હાનો નથી જે પ્રૌઢ ગૃહસ્થોએ આ પ્રસગે તમારી સાથે ભાગ લેવાનું સ્વીકાર્યું છે તે બધા તમારા તરફ સ્નેહથી પ્રેરાયેલા છે, એટલે તમે છૂટથી બધા કાર્યો કરી શકશો એ ગૃહસ્થોમા ખાસ કરીને આ દક્ષિણામૂર્ત્તિ વિદ્યાર્થિભવનના સસ્થાપક શ્રીમન્નથુરામશર્મા અને વસન્તના વિદ્વાન આદ્ય તંત્રી પ્રો આનન્દશકર ધ્રુવ, કે જેઓ તમારે માટેના સદ્‌ભાવની ખાતર અહીં સુધી તસ્દી લઇને પધાર્યા છે, તેમનો સ્વાગતમંડળ અંત:કરણથી ઉપકાર માને છે, અને આશા રાખે છે કે તમે સર્વ બન્ધુઓ તેમા શામિલ થશો

થોડા વખત ઉપર ઇંગ્લન્ડના એક શહેરમા એક ધાર્મિક ઉત્સવ નવી રીતે ઉજવાયાની

* ગઈ તા ૧૬ મી જૂને ભાવનગરમા વિદ્યાર્થિપરિષદ્‌નું 'આરંભક વ્યાખ્યાન' પ્રો આનન્દશંકર બાપુભાઈ ધ્રુવે આપ્યુ ત્યાર પછી બીજે દહાડે રા મણિશંકર ભટ્ટે પરિષદ્‌નું સ્વાગત કર્યું એનું આ વ્યાખ્યાન છે

હકીકત એક પેપરમાં મેં વાંચી હતી તેનું મને આ પ્રસંગે સ્મરણ થાય છે. અમુક બાનુઓ અને ગૃહસ્થોને એવો વિચાર આવેલો કે એ પ્રસંગે પંખીઓને એક સારી મેજબાની આપવી; અને મનુષ્યોએ તેમના આનન્દનું નિરીક્ષણ કરવું. એક મોટી વાડીમાં તે માટે બધી તૈયારીઓ કરવામાં આવી; અને ઝાડો ઉપર તથા ચોગાનમાં બધી સામગ્રી ગોઠવાઈ. થોડા વખતમાં હજારો પંખીઓ પોતાને આમંત્રણ છે એમ સમજીને એકઠાં થયાં, અને ખાનપાન કરવા લાગ્યાં. તેમનો આનન્દ અને કલ્લોલ જોઈ જોનારાંને સન્તોષ થયેલો; અને તેમને લાગેલું કે એવો સફલ ઉત્સવ તેમણે ઝિંદગીમાં અગાઉ કદાપિ જોયેલો નહીં.

આ પરિષદ્‌ના પ્રવર્તકોનું દષ્ટિબિન્દુ પણ કંઈક એ પ્રકારનું છે. તમે છૂટથી વિચરો, વિહરો, અને વિલસો, એ સિવાય તેમનો બીજો કશો પ્રધાન ઉદ્દેશ નથી. નિર્દોષ આનન્દ એ એવો પદાર્થ છે કે જે હમેશાં ઇષ્ટ છે—જો તે યોગ્ય પ્રમાણમાં અને યોગ્ય વખત સુધી ભોગવવાનો હોય તો. કસરતો, નાટ્યપ્રયોગો, ગાર્ડનપાર્ટી અને મુસાફરી, એ બધી યોજનાઓ એજ ઉદ્દેશથી કરવામાં આવેલી છે. બેશક એ બધી યોજનાઓમાં વિદ્યાર્થીઓની ભિન્ન ભિન્ન શક્તિઓનો જે ઉપયોગ અંતર્ગત છે તેની શુદ્ધ ઇષ્ટતા હું સ્વીકારૂં છું; અને તોપણ વર્તમાન કાળમાં, જ્યારે જ્ઞાન અને લાભને ઘણી વાર અયોગ્ય પ્રાધાન્ય આપવામાં આવે છે, ત્યારે શુદ્ધ આનન્દની ઇષ્ટતા ઉપર ભાર મૂકવાનું મને ઉપયોગી અને આવશ્યક લાગે છે.

પરિષદ્‌માં કોઈ ખાસ વિષયો ઉપર ઠરાવો પસાર કરવાના ન હોવાથી કોઈ ખાસ વિષય લઈ તે ઉપર વિચારો દર્શાવવા એ મને અપ્રાસંગિક લાગે છે. મારૂં વક્તવ્ય બેશક તેથી બહુ ઓછું થઈ જાય છે, પણ તેથી મને કે તમને કોઇને કશી હાનિ નથી. સ્વાગતનાં વ્યાખ્યાનો પ્રાયશઃ લાંબાં જોવામાં આવે છે, તે એટલા માટે કે જે મંડળોમાં તે અપાય છે તેના કાર્યક્રમને ઉદ્દેશીને ઘણું કહેવાનું હોય છે. એ વ્યાખ્યાનોમાં બીજા વિષયોના બાહુલ્યને લીધે સ્વાગતના ઉદ્ગારો દબાઈ જાય છે. ઇશ્વિરકૃપાથી આ પરિષદ્‌ના સ્વાગતમંડળ ઉપર તેવું કશું દબાણ નથી, એટલે સ્વાગતમંડળ તમારા સર્વના આગમનને અન્તઃકરણથી આનન્દપૂર્વક વધાવે છે. તે તમને કહે છે કે, "તમે બધા અમારા આમંત્રણને માન આપી આ પ્રસંગે પધાર્યા છો તે માટે અમે તમારા સૌનો ઉપકાર માનીએ છીએ. તમારા જેવા મહેમાનોની સગવડ માટે જેવી તૈયારી કરવી જોઇએ તેવી અમારાથી બની શકી નથી, પણ જે થોડું બની શક્યું છે તેને અમારા દિલની લાગણી તરફ જોઇને ઘણું માની લેવાની મહેરબાની કરજો. અમારી ખામીઓને માટે અમને ક્ષમા આપજો; અને અમારાં સ્ખલનોને નિભાવી લેજો. અને કિં બહુના? આવે બીજે સારે પ્રસંગે સૌ બન્ધુઓ પુનઃ પધારજો!"

મણિશંકર રત્નજી ભટ્ટ.

# " બાળુડો. "

સુણજો સાહેલી બ્હેન
મ્હારે બાળુડો;
જીવનનું હીર હો ઝુલાવતી હું રે.

પ્રાણનો આધાર પ્રાણ
મ્હારે બાળુડો;
જીવનનું પુષ્પ હો ઝુલાવતી હું રે.

પ્રિયતમના પ્રેમરૂપ
મ્હારે બાળુડો;
પ્રિયતમ-પ્રમાદ હો ઝુલાવતી હું રે.

હૈયાનો હાર હોય
મ્હારે બાળુડો;
નયનોનાં તેજ હો રમાડતી હું રે.

અબળા-કર્તવ્ય-લક્ષ્ય
મ્હારે બાળુડો;
અબળા-શણગાર હો હુલાવતી હું રે.

દેવને દુર્લભ
મ્હારે બાળુડો;
બાળુડો કાન હો ઝુલાવતી હું રે.

કૂળની અમરવેલ
મ્હારે બાળુડો;
કૂળનો કિરીટ હો કલાવતી હું રે.

મ્હારા ગૃહકુંજ માંહી
ડોલર બાળુડો;
ખિલે ગુલાબ હો ઝુલાવતી હું રે.

હું નિર્ધનને ધનરૂપ
મ્હારે બાળુડો;
વીરની વધાઈ હો હુલાવતી હું રે.

અભેદનો અખંડ નાદ
મ્હારે બાળુડો;
નાચે ઘરમોર હુલાવતી હું રે.

પ્રિયતમના પ્રેમમાન
મ્હારે બાળુડો;
પ્રિયતમના રૂપ હો રમાડતી હું રે.

પ્રભુનો પ્રસાદ પ્રેમ
મ્હારે બાળુડો;
પ્રભુની દયા હો હુલાવતી હું રે.

આત્મનું અનેરૂં તેજ
મ્હારે બાળુડો;
જીવન ઓધાણ હો ઝુલાવતી હું રે.

જીવનનો સુખસર્ય
મ્હારે બાળુડો;
જીવના સ્મિત હો ઝુલાવતી હું રે.

મોંઘો ઘરરત્નરૂપ
મ્હારે બાળુડો;
સન્તો આશીષ હો હુલાવતી હું રે.

બ્રહ્મની જ્વલન્ત જ્યોત
મ્હારે બાળુડો;
પરિબ્રહ્મરૂપ હસ્ત હો હુલાવતી હું રે.

ઊતરો આશીષ
મ્હારે બાળુડો
રક્ષો જગનાથ હો ઝુલાવતી હું રે.

સૌ. વિજયાલક્ષ્મી, હર્ષદરાય ત્રિવેદી.

---

# ગુજરાતી ભાષાનું બંધારણ.

( અનુસન્ધાન પૃ. ૧૩૬ થી ).

આ પ્રશ્ન જરાક વધારે બારીકીથી તપાસવાની જરૂર છે. સ્વરભારના તત્ત્વની પુષ્ટિમાં બીમ્સના પુસ્તકમાં ઉદાહરણરૂપ આપેલા શબ્દો તપાસતાં નીચે પ્રમાણે સ્થિતિ જણાયછે:—

અનન્ત્ય સ્વર ઉપર સ્વરભારવાળા શબ્દો ( barytones ):—

| | | |
|---|---|---|
| ૧ कर्णः | | આ સર્વના બીમ્સના ધોરણ પ્રમાણે તો અકારાન્ત જ થવા જોઈએ, પરંતુ ઓકારાન્ત પણ–વિકલ્પે અને જુદા અર્થમાં–થાયછે. |
| ૨ गर्भः | | |
| ૩ तानः | | |
| ૪ दन्तः | | |
| ૫ वंशः | | |

કાન—કાનો; ગાભ—ગાભો; તાન—તાણો; દાંત—દાંતો; વાંસ—વાંસો.

૬. सुवर्ण—અકારાન્ત ના થતાં સનું ( સોનુ ) એમ થાયછે.

અન્ત્ય સ્વર ઉપર ભારવાળા શબ્દો ( oxytones ):—

| | |
|---|---|
| ૧ स्कन्धः | ખાંધ |
| ૨ ऋक्षः | રીંછ |
| ૩ गृहं | ઘર |
| ૪ पर्णं | પાન—પાનુ |
| ૫ दुग्धं | દૂધ |

આ શબ્દો ઓકારાન્ત અથવા ઉકારાન્ત થવા જોઈયે, છતાં અકારાન્ત જ થાયછે. ( पर्णं માં વિકલ્પ છે. )

ટીપઃ—गृह શબ્દ અન્તોદાત્ત છે ( गेहार्थानामस्त्रियाम्—फिट् સત્ર, પ્રથમ પાદમાંનું ત્રીજું સત્ર ); હેનું ગુજરાતીમાં ઉકારાન્તપણાનુ પરિણામ માત્ર એક વિરલ પ્રસંગે જણાઈ આવેછે; ગામડિયા ગુજરાતીમાં 'ઘરું' એમ એકવચન નથી, 'ઘર' એમ જ છે, પરંતુ બહુવચનમાં 'ઘરાં' ('ઘરું' ઉપરથી હોય તેમ) છે.* (ઝાડ–ઝાડાં, માણસ માણસાં, ઢોર—ઢોરાં, મચ્છર—મચ્છરાં, ઇત્યાદિ ગામડિયા ગુજરાતીમાં પણ ઉકારાન્ત કલ્પનાનો પાયો હોવો જોઇયે એમ લાગેછે; પછી દેશ્ય મૂળ શબ્દોમાં સ્વરભારનું તત્ત્વ નહિં

* ઓકારાન્ત પુંલિંગમાં જે સ્થિતિ છે તે જ સ્થિતિ ઉકારાન્ત નપુંસક લિંગમાં છે એ થોડીવાર પછી ચર્ચાશે.

હોય તે જુદી વાત. 'મચ્છર' નું 'મછેરું' થતાં વચલો સંયુક્તાક્ષર મટી જાયછે તે પ્રથમ સ્વર ઉપરથી સ્વરભાર ખશી જઈ અન્ત્યસ્વર ઉપર જાયછે તેનું સ્પષ્ટ સૂચક ચિહ્ન છે. આ ઉપરથી કાંઈક ધોરણ જણાશે.)

સંસ્કૃત **अंगुष्ठः** લૌકિક સંસ્કૃતમાં આદ્યુદાત્ત છે. (**फिट्** સૂત્ર પ્રથમ પાદ ૧૪ મું સૂત્ર); વૈદિક સંસ્કૃતમાં અન્તોદાત્ત છે. તો **બીમ્સ**ના નિયમ પ્રમાણે 'અંગૂઠ' એમ અકારાન્ત થવું જોઇયે, પણ થાયછે—'અંગૂઠો'—એમ ઓકારાન્ત. વૈદિક સંસ્કૃતના સ્વરભારની અસર ઊતરી આવીને ઓકારાન્ત થયો, કેમકે પ્રાકૃત ભાષાઓ જૂના વખતથી ચાલી આવીછે, અને વૈદિક સંસ્કૃતને કેટલીક બાબતમાં અનુસરે છે,§—એમ વખતે ખુલાસો અપાય. પરંતુ અનિશ્ચિતતાનું આ સૂચક સ્વરૂપ તો છે જ.

ઉપરનાં ઉદાહરણો **બીમ્સ**ની સ્વરભારની કલ્પનાના વિરોધમાં આવેછે. આ વાત એ વિદ્વાનની અજાણમાં ગઈ નથી. એ પોતે જ ઉપરની યાદીમાંથી કેટલાક અપવાદ બતાવેછે. માત્ર એ માટે **क** પ્રત્યયની કલ્પનાવાળા પક્ષને માથે દોષ ઢોળી પાડેછે તે વિપરીત થાયછે. (**બીમ્સ** વ્યાકરણ, ખંડ ૨, પૃષ્ઠ ૧૪, કલમ **૫**નો પ્રથમ પેરા તથા પૃષ્ઠનો છેવટનો પેરા). કેમકે **क** પક્ષવાળા એમ કદી કહેતા જ નથી કે અમુક સ્વરભારને પ્રસંગે **क** પ્રત્યય લાગેછે; ઉલટું, **બીમ્સ**નું પોતાનું કહેવું છે કે અન્તોદાત્ત શબ્દો ઓકારાન્ત બનેછે.

પરંતુ આ વિલક્ષણ સ્થિતિ માટે **બીમ્સ** ખુલાસો સૂચવેછે, તે એ કે સ્વરભારની અસર (ઓકાર થવાની) થાયછે તે જૂના તદ્ભવ શબ્દોમાં જ; અને તેથી પાછળથી થયેલા તદ્ભવ શબ્દોમાં અપવાદરૂપ સ્થિતિ જણાય પણ ખરી; અને નવા તદ્ભવ શબ્દોમાંના કેટલાક હેવા છે કે જૂના તદ્ભવ શબ્દોમાંના મોડામાં મોડા શબ્દોના સમકાલીન લગભગ તે હશે, તેથી બે વર્ગ વચ્ચે સ્પષ્ટ મર્યાદા આંકવી કઠણ પડશે. ઓકાર—અકારના વિકલ્પ માટે **બીમ્સ** કહેછે કે મુખ્ય અર્થમાં જૂના તદ્ભવ અને ગૌણ અર્થમાં નવા તદ્ભવ શબ્દો હોવાથી એ સ્થિતિ આવેછેઃ—

**पर्ण**—ઝાડનું પાંદડું—એ અર્થ મુખ્ય; તેથી અન્તોદાત્ત હોવાથી હિન્દી—**पन्ना**.
(ગુજરાતીમાં તો 'પાનું' એમ ગામડામાં કહેવાયછે; શહેરમાં 'પાંદડું' કહેવાયછે.)

---

§ ઉદાહરણઃ—

૧ ળકાર પૈશાચીમાં (સિ. હે. ૮–૪–૩૦૮ શં. પા. પંડિતની આવૃત્તિ 'કુમારપાલ ચરિત' ને છેડે)

૨ ચતુર્થીને સ્થાને ષષ્ઠી (સિ. હે. ૮–૩–૧૩૧; પાણિનિ–અષ્ટાધ્યાયી ૨–૩–૬૨)

તે જ રીતે—આદ્યુદાત્ત શબ્દોમાં—

**कर्ण**=ear ( મુખ્ય અર્થ ); માટે—કાન; કાનો ( ગૌણ અર્થ ),
**गर्भः** ગાભ ( મુખ્ય અર્થ ), ગાભો ( ગૌણ અર્થ ),
**तानः** તાન ( મુખ્ય અર્થ ), તાણો ( ગૌણ અર્થ ),
**दन्तः** દાંત ( „ ), દાંતો ( „ ),
**वंशः** વાંસ ( „ ), વાંસો ( „ ).

અન્તોદાત્ત છતાં અકારાન્ત રહેનારા શબ્દો માટે તો નવા તદ્ભવપણાનો જ ખુલાસો બીમ્સ આપેછે; પણ **ग्रह्ख, गृह**, ઇત્યાદિ તો નિત્ય વ્યવહારના હોવાથી જૂના તદ્ભવ હોવાથી થયેલા એ માનેછે, ત્હેને માટે જૂના નવા વચ્ચેની મર્યાદા બાંધવાની મુશ્કેલી તે જ ખુલાસો ઉદ્દિષ્ટ હશે ? એથી ઉલટા પ્રકાર માટે—અર્થાત્ અન્તોદાત્ત ના છતાં અકારાન્ત ના થાય ( ઉદાહરણ—**सुवर्ण**—સનું ) તે પ્રકાર માટે બીમ્સ કહેછે હેવા શબ્દો—નિર્વિવાદ શબ્દો—બહુ નથી, અને જે છે તે હિન્દુસ્તાનની અર્વાચીન ભાષાઓમાં † સાતે ભાષાઓમાં સર્વેમાં વ્યાપ્ત ઉદાહરણ મળતાં નથી પરતુ તે કારણથી અપવાદરૂપ સ્થિતિ માટે ખુલાસો મળતો નથી.

આ સ્થિતિમાં એમ ખુલાસો ના અપાય કે એ અપવાદપ્રસંગે સ્વરભાર મૂળ સંસ્કૃતમાંથી પ્રાકૃતમાં શબ્દો આવતાં બદલાયલો મનાઈને વાગ્વ્યાપાર થયો હશે ? આ ખુલાસાને બાધક વાત એક એટલી છે કે સ્વરભારનું તત્ત્વ વૈદિક સંસ્કૃતમાં તેમ જ લૌકિક સંસ્કૃતમાં—અર્થાત્ સંસ્કૃત ભાષા બોલાતી હતી તે સમયમાં—પ્રવૃત્ત હતું ખરું, પરંતુ તે પછીના મધ્યકાલીન સંસ્કૃતમાં તો લુપ્ત થયેલું જણાયછે; તો સ્વરભારનું ધોરણ આ અકાર ઓકારનું પ્રવર્તક કેમ મનાય ? તો પછી સ્વરભાર બદલાયાની તો વાત જ શી ? આ વાંધાનો ઉત્તર એમ અપાય કે સંસ્કૃત અને પ્રાકૃત બંને સાથે સાથે બોલાતી હતી હેવો એક કાળ હતો. અને તે કાળમાં સ્વરભારની અસર થયેલા શબ્દો તે શ્રવણને આધારે થયેલા, તે જૂના તદ્ભવ; અને બાકીના—સંસ્કૃત બોલાતી બંધ થયા પછી પંડિતોએ ઘડેલા શબ્દો તે નવા તદ્ભવ, આમ બીમ્સ બતાવેછે. એટલે ઉપર બતાવેલા અપવાદોને નવા તદ્ભવના જથામાં નાંખી દેછે. આમ ખુલાસો આપતે એક સબળ દલીલ એ વાપરેછે કે અપવાદ માટે ખુલાસો ના જડે માટે કેવળ સ્વચ્છન્દ અને નિયમહીન સ્વેચ્છાથી શબ્દો થયા એમ કહેવું વાજબી નથી; એટલું જ કે આપણને હજી નિયમ જડયા નથી એમ સ્વીકારવું જોઇયે. ×

આ બધું ઠીક, પરંતુ જૂના તદ્ભવ ક્રિયા અને નવા તદ્ભવ ક્રિયા એ જ્ઞાનનો નિ-

---

† હિન્દી, પંજાબી, સિન્ધી, ગુજરાતી, મરાઠી, ઓરિયા, અને બંગાળી.

× બીમ્સકૃત વ્યાકરણ, ખંડ ૨ જો, પૃષ્ઠ ૬, ૧૪, તથા ૨૨.

હોય તે ઓકાર અથવા અકાર * અન્તે આવે તે ઉપર જ રાખવો પડશે. આમ કરવામાં કાંઈક અન્યોન્યાશ્રય દોષ જેવું આવશે ખરું. क પ્રત્યયના ખુલાસામાં એ દોષ નથી આવતો કેમકે क હોય તો જ અઉ થાય અને ત્હેનો ઓ થાય, એ ક્રમ પાછલે પગે ચાલનારા અનુમાન ઉપર નહિં પણ પ્રત્યક્ષ વસ્તુ ઉપર આધાર રાખેછે. તેમ જ અઉ દ્વારા ઓકારના વિવૃત (અર્ધવિવૃત) ઉચ્ચારનો ખુલાસો પણ क પક્ષ સ્વીકારવાથી મળેછે.

પરંતુ બીમ્સ પોતે જ क પક્ષની કલ્પનાનો સર્વથા ત્યાગ કરેછે એમ છે જ નહિં. હેમના ગ્રન્થમાં ઠેર ઠેર એ વાતની સાબીતી જડેછે. ખંડ ૨, પૃષ્ઠ ૫ મે ડૉ. હૉર્નલની क પ્રત્યયની કલ્પના દર્શાવીને એ સ્પષ્ટ કહેછેઃ–"To this opinion I in the main subscribe." માત્ર તેથી આગળ વધીને સ્વરભારની પોતાની કલ્પના કારણો દર્શાવીને વિદ્વાનોના ચિન્તન માટે રજૂ કરેછે. क પ્રત્યયની સવિસ્તર ચર્ચા એ જ ખંડના પૃષ્ઠ ૨૬ થી ૩૦ સુધીમાં કરીછે, ત્હેમાં તો વળી આ क પ્રત્યય અને ઓકારાન્ત નામોના સંબન્ધને વિશેષ પુષ્ટિ આપનારાં વચનો નજરે પડેછે; પૃ૪ ૨૯ મે તો घोटकः પ્રા. घोडओ, હિન્દી ઘોડા, ગુજ ઘોડો–એમ સ્પષ્ટ ક્રમ સ્વીકાર્યોછે (જો કે અપભ્રંશ घोडउ એ ક્રમ રહી ગયોછે), અને એ નમૂનાના બીજા પણ શબ્દો લીધાછે. આથી પણ વિશેષ મહત્ત્વની વાત એ છે કે પૃષ્ઠ ૩૦ મે क પ્રત્યયાન્તમાંથી ઓકારાન્તની ઉત્પત્તિ અત્યન્ત સ્પષ્ટ શબ્દોમાં સંભવિત માનીછે.—

"Here also it may be admitted that, as the suffix क may be added at will to all nouns in Prakrit, it is probable that many of the nouns ending in long a' or o, which I have held to be derived from Sanskrit oxytones, *do in reality owe their final long vowel to the fact* that the word from which they are derived had in popular, though not in classical usage, *a* क *tacked on to it*"

---

* બીમ્સ અકારાન્તને બદલે વ્યંજનાન્ત કહેછે તે યથાર્થ નથી. (બીમ્સકૃત વ્યાકરણ, ખંડ ૧, પૃષ્ઠ ૧૯–૨૦, તથા પૃષ્ઠ ૨૦૯–૮). क्षेत्र ઉપરથી હિન્દી खेत, क्षीर ઉપરથી खीर् એમ આપેછે. પૃ. ૨૦૮ મે અન્ત્ય અકારની અધવચલી સ્થિતિ સ્વીકારેછેઃ એ ખરું. પણ લોપનો સિદ્ધાન્ત મુખ્ય બતાવ્યોછે. પરંતુ ખંડ ૨, પૃષ્ઠ ૪–૫ માં તો અકારાન્ત stem (પ્રાતિપદિક) ની જ ચર્ચા છે; અને તે છતાં વળી તે ખંડના પૃષ્ઠ ૮ તથા ૧૮૮ માં વ્યંજનાન્ત અથવા શાન્ત અકારાન્ત નામ એમ પણ કહેછે! પૃષ્ઠ ૮ મે કહેછેઃ —ગુજરાતીમાં અન્ત્ય 'અ'નો ઉચ્ચાર થતો જ નથી, તેથી વ્યંજનાન્ત શબ્દ જ ગણાય; પરંતુ ગુજરાતી અને મરાઠીમાં અન્ત્ય શાન્ત અકારનું અસ્તિત્વ વિભક્તિયોમાં ઉપયોગ માટે સ્વીકા[illegible]ેછે. શાન્ત અકાર–એ નામ જ અન્તર્વિરોધી છે; તેમ જ ગુજરાતી તેમ જ [illegible]ં પણ જલ, તેલ, ઇત્યાદિના ઉચ્ચાર જલ્, તેલ્ ઇત્યાદિથી ભિન્ન થાયછે. [illegible]સ્વરિત (unaccented) છે એટલું જ કહેવું વાજબી છે. (આ વિશે ઈ. [illegible] 'જોડણી' વિષેના નિબન્ધના પૃષ્ઠ ૭૧–૭૪ માં ચર્ચા છે તે જુવો).

માત્ર પોતાની સ્વરભારની કલ્પનાને બળ આપવાને નીચે પ્રમાણે ઉમેરેછે:—

"The difficulty, as already mentioned, is the existence of *any* nouns in a-u; if *Ka* is added to *all* nouns of the *a*-stem, why do not *all* end in â-o?"

આ શઙ્કામાં દોષ એ રહેછે કે સર્વે નામને क પ્રત્યય લાગેછે એમ માની લીધુંછે. ઘણાંને લાગેછે—એટલું જ क પક્ષનું કહેવું છે. જ્યહાં क નથી લાગતો ત્યહાં उ અને તે દ્વારા અકાર આવેછે ( तैलं-तेल्लं-तेल्लु-તેલ ).

આ ઉપરાંત વળી મ્હારા વિવૃત ( અર્ધવિવૃત ) ઓકારને પુષ્ટિ આપનારું આડકતરું વચન બીમ્સના જ પુસ્તકમાં જડેછે; ગ્રન્થ ૨ ના પૃષ્ઠ ૫ મામાં નીચે પ્રમાણે આપણે વાંચિયે છિયે:—

"In more recent times two separate sets of stems developed themselves out of this *a*-stem. The first probably ended in *u* in all languages down to about the fourteenth century, †since then it has ended in—*a* in all but Sindhi which still retains the termination in—*u* ∴ ∴ ∴ ∴
∴ ∴ ∴ . ∴ ∴
The second ended in o, which in the *broad pronunciation* of old Hindi *sounds au, though the form in o is often used by the earlier poets, and* there is no distinction between the two it is merely a matter of manuscripts, some using the one, some the other form."

આ સર્વે વાતો ધ્યાનમાં લેતાં મ્હને હવે એમ લાગેછે કે क પ્રત્યયના પક્ષને અને સ્વરભારના પક્ષને એક બીજાના વિરોધી ગણવાનું કાંઈ પણ કારણ છે ? બીમ્સ क પ્રત્યય સ્વીકારેછે, માત્ર સ્વરભારની કલ્પના વિશેષ રૂપે ઉમેરેછે, અને એમ માનેછે કે ઓકારાન્ત થવાનું કારણ અન્ત્ય સ્વરભાર છે. આ કલ્પના અંશતઃ ખરી જણાયછે. આ બંને પક્ષનું સમાધાન થઈને સંયોગ કરી સકાય એમ છે એમ મ્હને લાગેછે. ઓકારનું વશાવલી દ્વારા મૂળ क પ્રત્યયમાં છે જ,—ઘોડો ( ડો ),—ઘોડઉ—घोटक:. અને એ રીત્યે ઓકારનું કારણ क પ્રત્યયમાં છે એ સાક્ષાત્ રીતે સત્ય છે. પરન્તુ તે સાથે જ એમ પણ સ્વીકારી સકાશે કે જે શબ્દો અન્તોદાત્ત હતા ત્હેને क પ્રત્યય લાગતો, બીજાને નહિં *. આમ બંને પક્ષનું

---

† ચૌદમા સૈકા પછી અકારાન્ત સાક્ષાત્ થયો એમ ભાસ આ વાક્યમાં થાયછે. પરતુ એ અન્ત્ય ઉકારનો જ અકાર થયો એમ કહિયે તો ચોક્કસપણું આવે.

* પરંતુ શઙ્કા એક એ રહેશે કે એક જ શબ્દ ઉપરથી ઓકારાન્ત તેમ જ અકારાન્ત થાયછે તે માટે સમાધાન શું ? रसः—નું 'રસો' થયું તે વખત અન્તોદાત્ત હોઈ क લાગ્યો, અને 'રસ' થયુ તે વખત ઉપાન્ત્યોદાત્ત બની જઈ क પ્રત્યય ના લાગ્યો ? આ પ્રશ્ન કાંઈક અપૂર્ણ ખુલાસાની સ્થિતિમાં જ હાલ રાખવો પડશે. બહુધા અર્થભેદ હોયછે

યોગ્ય મિશ્રણ કર્યાથી વિવૃત ઓકારનો ખુલાસો મળેછે, તેમ જ કેટલાક ઓકારાન્ત થાયછે તે યદચ્છાભાસનું પણ કેટલેક અંશે † સમાધાન થઈ સકેછે. આ તોડ ભાષાશાસ્ત્રના વિદ્વાનોના ખાસ ચિન્તન માટે રજૂ કરૂંછું.

આ મ્હારી કલ્પના કેવળ કૃત્રિમ નથી. હેને માટે આધાર છે. સ્વરભાર જ્યહાં સુધી હોય ત્યહાં સુધી તો અન્ત્ય ઓકાર ટકી રહે. પરંતુ સ્વરભાર તો અપભ્રંશમાંથી લુપ્ત થયો. એટલે આદ્યુદાત્ત हस्त—हत्थो—એમ થયેલાના અન્ત્ય ઓને અપ્રધાનતા મળી, અને અપભ્રંશમાં हत्थु થઈ ગયું, તે પરિણામ થતું રોકવા માટે, સ્વરને વ્યંજન કરતાં ઘસારો વ્હેલો પ્હોચે તેથી, સ્વરભારના સ્થળે રક્ષણાર્થે ભીંત તરીકે क પ્રત્યય મૂકાયો ( જેથી અર્થમાં કશો ફેર પડે નહિં, स्वार्थे कः હોવાથી× —અને કાર્ય થાય ); પછી 'સ્વરભાર ખશી જઈને क પ્રત્યયે કામ બજાવ્યું; અને જેમ નદીના પ્રવાહનો ઘસારો કિનારાની માટીને ધોઈ નાંખતો હતો તે પ્રવાહ માટીની આગળ ભીંત ચણેલીને પણ ધીમે ધીમે ઘસે તો ખરો જ, તેમ આખરે क પણ ઘસાઈને ત્યહાં उકાર માત્ર બાકી રહેવાનું કાર્ય થયું; घोटः—घोटो-घोटकः—घोडउ—ઘોડઉ. પછી ગુજરાતીમાં એક નવા ઉત્સર્ગબળે ' ઘોડો ' ( અર્ધવિવૃત ઓકારાન્ત ) થયું. અને અન્તનો સ્વરભાર નહિં હોવા શબ્દોમાં તો પ્રથમથી જ उકાર થવાનું કાર્ય થયું ( हत्थु એમ ) એટલે રક્ષણનો પ્રસંગ જ ઉત્પન્ન ના થયો. પર્ણનું શિષ્ટ ગુજરાતીમાં ' પાનું ' ( મુખ્ય અર્થમાં ) ના થતાં ' પાંદડું ' થાયછે તે સૂચવેછે કે અન્તોદાત્ત શબ્દ હોવાથી છેવટનો સ્વરભાર લુપ્ત થતાં તે વજન ટકાવી રાખવા માટે क પ્રત્યયના પ્રતિરૂપ ड પ્રત્યયનો આશ્રય લેવો પડયો. આ સ્થિતિ મ્હારી ઉપરની કલ્પનાને સ્વતન્ત્ર રીતે પુષ્ટિ આપેછે.

રામા, રામો—એ શબ્દના ઇતિહાસ ઉપરથી આ क પ્રત્યના આગમન ઉપર આગે પ્રકાશ પડશે. ચંદ કવિતા ' પૃથુરાજ રાસા 'માં વપરાયલો ' रासौ ' શબ્દ સુપ્રસિદ્ધ છે. સંસ્કૃતમાં रासकः એમ પુલિંગ નથી, તેમ હેનો અર્થ એક પ્રકારનું ઉપરૂપક ( નાટકનો એક પ્રકાર ) એમ થાયછે, અથવા તો એક પ્રકારનું અમુક

---

નથી સ્વરભાર તે અર્થભેદ પ્રમાણે બદલાતો હશે એમ તર્ક માત્ર મૂકીને અટકુંછું; જો કે પાછળ આ પ્રકરણના આરમ્ભમાં આ કલ્પના માટે આધારનો અભાવ બાધક ગણ્યોછે. क પક્ષની જોડે સ્વરભારનો પક્ષ મેળવ્યાથી જ આ અપવાદાદિકની વિલક્ષણ સ્થિતિ ઉત્પન્ન થાયછે, क પક્ષને લીધે નહિં જ.

†. ' કેટલેક અંશે '–એમ જ કહેવું પડશે; કેમકે પાછળ બતાવેલાં તેમ જ તેથી વિપરીત પ્રકારનાં રૂપો–એ તો આખરે અપવાદમાં જ મૂકવાં પડશે.

× ' ગામો—ગામ ' ઇત્યાદિમાં અર્થભેદ છે તે ઝીણવટને સ્પર્શ ના કરીને જ આ સ્થૂલ વચન છે.

તાલ આપીને હલ્લીશ નામનું નૃત્ય થાયછે;* પ્રાકૃત મહાકાવ્ય જેવો અર્થ થતો નથી. પરંતુ શબ્દસ્વરૂપથી સ્પષ્ટ જણાયછે કે એ અર્થમાં **रासकः** શબ્દ ઉપરથી એ આવ્યોછે. કોઇ કાળે **रासकः** એમ ખોટું સંસ્કૃત કલ્પાયું હશે. અથવા **लिङ्गमतन्त्रम्** ( સિ. હે. ૮-૪-૪૪૫ ) એ સૂત્રને આધારે અપભ્રંશમાં લિંગ બદલાયછે. હવે **रासः** ઉપરથી 'રાસ' શબ્દ થયો, અને **रासकः** ઉપરથી હિન્દી **रासौ** ( અપભ્રંશ **रासउ** દ્વારા ) થયો, અને ગુજરાતી 'રાસો—રાસો'. અર્થાત્ અહિં **क** પ્રત્યય જેમ નિઃસંદેહછે તેમ જ ઔ, ઓ ( વિવૃત ) ઉચ્ચાર પણ નિઃસંદેહ છે. આ નમૂનો ગુજરાતીમાં આવેલા ઓકારાન્ત શબ્દો સંસ્કૃત **क** પ્રત્યયાન્ત ઉપરથી આવેલા પ્રકારનો સૂચક થાયછે.

આ **क** પ્રત્યયના **क**કારનો—અપભ્રંશ ભાષાના નિયમ પ્રમાણે તો—**ग**કાર થવો જોઇયે ( સિ. હે. ૮—૪—૩૯૬ ); ઉદાહરણઃ—**काकः**—કાગ ( કાગડો ); **बकः**—બગ ( બગલું ); **कार्मणकारः**—કામણગારો; ઇત્યાદિ. પરતુ એ સૂત્રના વ્યાખ્યાનમાં **प्रायोऽधिकारात् क्वचिन्न भवति.** એમ કહ્યુંછે. એ અધિકારવચન **प्रायः** અપભ્રંશ ભાષાનો વિભાગ શરૂ થતાં પ્રથમ સૂત્ર છે ( સિ. હે. ૮—૪—૩૨૪ ). ત્હાં પણ વ્યાખ્યાનમાં કહેછે:—

प्रायोग्रहणाद्यस्यापभ्रंशे विशेषो वक्ष्यते तस्यापि क्वचित्प्राकृतवत् शौरसेनीवच्च कार्यं भवति

( **प्रायः** શબ્દ મૂક્યોછે તેથી અપભ્રંશમાં જે જે વિશેષ નિયમ કહેવાશે ત્હાં પણ કોઇ વાર પ્રાકૃત અને શૌરસેની જેવાં રૂપાન્તરો થાયછે ). આ ઉપરથી **क्वचिन्न भवति**નો અર્થ **क** નો **ग**'નો' થાય ત્હારે **क** નો **क** જ રહેછે એમ કરવાનો નથી; પણ પ્રાકૃતમાં થાયછે તે પણ રૂપાન્તર અપભ્રંશમાં થાયછે એમ જોવાનુ છે. તો પ્રાકૃતમાં અનાદિ અસંયુક્ત **क** નો લોપ થાયછે ( સિ. હે. ૮-૧—૧૭૭ ). ઉદાહરણઃ—**कुंभकारः—कुंभआरो—कुँभार; चर्मकारः—चम्मआरो**—ચમાર; **सुवर्णकारः—सुवण्णआरो**—સુનાર, ઇત્યાદિ, ઇત્યાદિ; તેમ જ આ **क** પ્રત્યયનો લોપ થાયછે. ( સિ. હે. ૮—૪—૩૯૬ ના વ્યાખ્યાનમાં એ સૂત્રના આ અવ્યાપારના ઉદાહરણમાં **कर्णिकारः**—ના રૂપાન્તર તરીકે **कणिआरु** શબ્દ મૂક્યોછે તે આ વાતને પુષ્ટિ આપેછે ).

---

* मंडलेन तु यत्स्त्रीणां नृत्यं हल्लीशकं तु तत् ।
तत्र नेता भवेदेको गोपस्त्रीणां यथा हरिः ॥

हल्लीशमेव तालबन्धविशेषयुक्तं रासकम् । इत्थं लास्यादिसहितं काव्यं प्रेक्ष्यार्थम् ।

(કાવ્યાદર્શ—Bibliothica Indica Series No. 30—33—38—39—41 પૃ૯ ૩૬; પૃ૪ ૩૪ મે ઉપરૂપકની ગણનામાં **रासकं** બતાવ્યુછે ને જુદું જ ). આમ અમુક પ્રકારનો રાસકનૃત્યમાં ગવાતા દૃશ્યકાવ્યને **रासक** કહેલુછે.

ગુજરાતીમાં ઓકારાન્ત ઉકારાન્ત શબ્દોના અન્ત્યસ્વરનું મૂળ ક પ્રત્યયમાં છે તે માત્ર સંસ્કૃતમાંના તદ્‌ભવમાં, એ કહેવાની જરૂર જ નથી. ફારસીમાંથી આવેલા તદ્‌ભવના અન્ત્ય ઓ અથવા ઉં નું મૂળ તે તો ફારસી અરબીમાં કેટલાક શબ્દને અંતે આવનારા ' એહ્ ' માં* જણાયછે. ઉદાહરણઃ—

| ફારસી. | ગુજરાતી. |
|---|---|
| પર્દેહ્ | પડદો |
| મુર્દેહ્ | મડદું |
| પ્યાદેહ્ | પ્યાદું |
| ખઝાનેહ્ | ખજાનો |
| મહોરેહ | મ્હોરું. |
| ખાનેહ | ખાનું. |
| તેઝાનેહ ( =તીક્ષ્ણ વસ્તુ જેવું; મ્હોમાં બળતરા કરે હેવું ) | તેજાનો. |
| દીવાનેહ્ | દીવાનો, દિવાનો |
| દગલેહ | ડગલો. |
| નામેહ ( = ' પત્ર ' અથવા ' ચોપડી ' ) | નામું ( = હિસાબનો ચોપડો, હિસાબ. ) |
| બાગચેહ | બગીચો. |
| ઝનાનેહ | ઝનાનો, જનાનો. |
| ગાલીચેહ્ | ગાલીચો, ગલીચો. |
| ખરીતેહ | ખરીતો. |
| જામેહ્ | જામો. |
| રીઝેહ ( = ટુકડો; તૂટેલું ) | રેજો. |
| દાનેહ્ | દાણો ( = અનાજનો કણ ) |
| | દાણા ( = અનાજ ) |
| કહવહ્ | કાવો. |
| નકારેહ્ ( અ. )—નગારેહ્ ( ફા. )— | નગારું. |
| તકિયેહ | તકિયો. |
| આબખોરેહ | આબખોરો. |
| શીશેહ્ (= કાચ ) | શીસો. |
| પ્યાસેહ | પ્યાલો. |
| હિસ્સેહ્ | હિસ્સો. |

* આ ' એહ્ ' માંના 'એ' નો ઉચ્ચાર બહુ ટૂંકો, લગભગ 'અહ્' જેવો થાયછે.

| | |
|---|---|
| નઝલેહ્ | નજ્ળો. |
| મોહલેહ્ | મહેલો. |
| | મહોલો. |

ફારસી—કુશાદેહ-નું ગુજરાતીમાં 'કુશાદે' જ રહ્યુંછે તે અપવાદરૂપ ગણાશે. એ શબ્દ લગભગ § તત્સમરૂપે જ આવ્યો જણાયછે. ગુજરાતીમાં બીજા પ્રયારનો એ શબ્દ હોવાથી આ પરિણામ આવેલું.

ક્વચિત્ ફારસી આકારાન્ત ઉપરથી ગુજરાતીમાં ઓકારાન્ત થાયછે. ઉદાહરણઃ—

| ફારસી. | ગુજરાતી. |
|---|---|
| દાના, | દાનો ( ડાહ્યો. ) ( દાનો દુસ્મન સારો, પણ નાદાન મિત્ર ખોટો. ) |
| દરિયા | દરિયો. |

હાનું કારણ એ છે કે સંસ્કૃત अः ના પ્રાકૃત ओ નો अकः—अउ—દ્વારા ગુજરાતીમાં 'ઓ' થયો, અને अक નો अअ દ્વારા હિન્દીમાં × आ થયો; घोटकः—घोडा (હિન્દી). તે ધોરણે ફારસી 'એહ્' વાળા શબ્દોનો ઉર્દુમાં—હિન્દુસ્તાનના મુસલમાનોમાં ફારસીમાં પણ—અન્ત્ય 'એહ્' નો ઉચ્ચાર 'આ' થાયછે, તે હિન્દીના આકારાન્ત નરજાતિના શબ્દોના સામ્ય અને ભ્રમથી તે રીતે ફારસી આકારાન્ત તે 'એહ્'કારાન્તની કક્ષામાં પડીને ગુજરાતીમાં ઓકારાન્ત થઈ ગયા.

આ શિવાય ફારસી ( આરબી ) માં 'અત્' છેડે આવનારા કેટલાક શબ્દો પણ ગુજરાતીમાં ઓકારાન્ત બનેછે. ઉદાહરણઃ—

મોહાવરત્—મહાવરો;
મુકાબેલત્—મુકાબલો;
મુબાદેલત્—મોબદલો.

છેવટે, 'અયૂન' અક્ષરવાળા ફારસી અરબી શબ્દ ક્વચિત્ ઓકારાન્ત ( ગુજરાતીમાં ) બનેછે. ઉદાહરણ—

અખ્તર્ 'અ—અખ્તરો.

---

§ હ્ જતો રહ્યો તેથી લગભગ.

× આ નિદાન બીમ્સે જણવામાં બતાવ્યુંછે. હેમચન્દ્રે તો ( સિ. હે. ૮–૪–૩૨૯ ) स्यादौ दीर्घहस्वौ એમ હ્રસ્વનો દીર્ઘ થાયછે એ સ્થૂલ વિધિ જ દર્શાવ્યોછે.

આમ ઓકારાન્ત ઉકારાન્તનું મૂળ ફારસીઅરબીમાં એહ્—અત્—આ—'અ છે, તો અકારાન્તનું મૂળ ફારસી અરબી વ્યંજનાન્ત શબ્દોમાં છે. ઉદાહરણ:—

મર્દ—મરદ
દર્દ—દરદ
રૂમાલ—રૂમાલ.
શલવાર—સુરવાળ.
બાગ—બાગ.
બિરંજ ( = ચોખા )—બિરંજ ( = ચોખાની અમુક રીતથી રાંધીને કરેલી બનાવટ. )
ફ્રિકર—ફ્રિકેર, ફકર.
ફર્ક—ફેરક.
બાદામ—બદામ.
અજીર—અંજીર.
અયન્-ઉલ્-નામ ( = લોકોની આખ્ય )—અનજાસ.
ગુલકંદ—ગુલકંદ.
ગુલાબ—ગુલાબ, ( અને ગુલાબની પાંખડિયો રેચક તેથી ) જુલાબ.
બર્ફ—બરફ.
ગાઝર—ગાજર
પેચ—પેચ
મેખ—મેખ
બુર્જ—બુરજ.
મુનસફ—મુનસફ
તાકીદ—તાકીદ

દાદ, દરખાસ્ત, અદાલત, વકીલ, વકાલત, મારફત, ખર્ચ-ખરચ, કેફ, લાલ, જાન ( = જીવ ), માલ, હરકત, લગામ, ઇત્યાદિ

આ નિયમોને અપવાદ પણ છે:—

| ગુજરાતી | |
|---|---|
| મોજે ( દરિયાનો તરંગ )— | ( અરબી ) મોજ |
| બિસ્તરો | બિસ્તર |
| જરા | ઝરૂરેહ |

( જરો-એ શબ્દમાં હિન્દી-ઉર્દુ ( આકારાન્ત ) રૂપ જ અટકીને રહ્યુંછે, કેમકે 'જરા'

ફારસી—પુહલ્, પૃહેત્,—ગુજ.—પહેલ—પ્હેલ ( = પાસા ) એ શબ્દમાં અન્ત્ય ઉકારનો અકાર થયોછે ખરો; પણ તે ઉપરથી ઉકારાન્તનો અકારાન્ત થાયછે એમ સ્વતન્ત્ર નિયમ કાઢવાની જરૂર નથી. કેમકે સંસ્કૃત પ્રાકૃતમાંથી આવતાં પ્રવર્તનારો ઉત્સર્ગ એક છે તે એ કે—શબ્દોના અન્ત્ય (તેમ અનન્ત્ય) ઉકારનો અકાર થાયછે, ઉદાહરણઃ—સં. મધુ, મધ; પ્રા. વિણુ ગુજ૦—વિણ, ઇત્યાદિ અનેક ઉદાહરણો છે; તે ઉત્સર્ગનું તત્ત્વ જ અહિં પણ પ્રવર્તેછે.

( ટીપઃ—આ ચર્ચામાં ફારસી અરબી શબ્દોની જોડણી, વ્યુત્પત્તિ વગેરેમાં મ્હારા મિત્ર રા. કૃષ્ણલાલ ઝવેરીની ( તથા ત્રીજી સાહિત્યપરિષદ્‌માં હેમણે આપેલા નિબન્ધની ) મદદ લીધીછે. )

નાન્યતર જાતિમાં ' ઓ ' ને ઠેકાણે ' ઉ ' છે અને ત્હાં પણ એક પક્ષે ' આંગણું ' જેવા શબ્દો છે, તો બીજે પક્ષે ' દૂધ ', ' ઘર ' જેવા અકારાન્ત શબ્દો છે; અને ' ઓ ' નો ખુલાસો છે તે જ ' ઉ ' નો ખુલાસો છે,—આમ રા. બ. રમણભાઈ કહેછે. હું પણ તેમ જ કહુંછું; પણ હેમને મતે સ્વરભારનો ખુલાસો છે, તો મ્હારે મતે क પ્રત્યય લાગવા ના લાગવાનો ખુલાસો છે, સ્વરભાર પણ ઉપરના તોડ પ્રમાણે સ્વીકારવાને બાધ નથી, પણ પ્રાસંગિક કારણ તરીકે. ઉંકાર માટે હેમચન્દ્રે ખાસ સૂત્ર રચીને એ બાબત સ્પષ્ટતા જ કરી દીધીછે. સિ. હે. ૮—૪—૩૩૧ પ્રમાણે क પ્રત્યય ન લાગેલા શબ્દમાં गृहं—घरु—ઘર, दुग्ध—दुद्धु—દૂધ, ઇત્યાદિ થાય તે, એક વર્ગ; અને સિ. હે. ૮—૪—૩૫૪ (* क्लीबे स्यमेदं—કલીબ ( નાન્યતર જાતિના ) क પ્રત્યયાન્તના અન્ત્ય અકારનો—પ્રથમા તથા દ્વિતીયા એક વચનમાં—ઉં થાય, એ ) સૂત્ર પ્રમાણે अंगणकं—अंगणउं—આંગણું, એમ થાય તે બીજો વર્ગ. આમ અકાર અને ઉંકાર નાન્યતર જાતિના શબ્દોને અન્તે આવે ત્હેનો ઇતિહાસ જાણવાનાં ખરાં સાધન આ છે;—કેવળ સ્વરભારનું તત્ત્વ અહિં પ્રવર્તતું જોવું વ્યર્થ છે. એ જ अंगन શબ્દનો ' આંગણું ' થાયછે તેમ જ ' આંગણ ' પણ થાયછે; તો ત્યાં સ્વરભારનો પ્રસંગ ક્યહાં આવશે ? અર્થભેદ પણ એમાં નથી. अंगनं—अंगणु—આંગણ, એમ જ ક્રમ જાણશે.

આ ઉંકારાન્ત અને અનુસ્વારરહિત સ્વતઃસિદ્ધ ઉકારાન્ત શબ્દોનો ભેદ રા. બ. રમણભાઈએ સારી રીતે બતાવ્યોછે. મ્હને સ્મરણ છે તે સાચું હોય તો આ વર્ગભેદ પ્હેલ પ્રથમ સ્વ. મહીપતરામભાઈએ પોતાના વ્યાકરણમાં બતાવ્યો હતો; હેનું નિદાન વ્યુત્પત્તિદર્શનથી બતાવ્યું ન્હોતું, તે જુદી વાત. આ ભેદ દર્શાવતાં ' આદાની ટરચ 'ને

---

* આ સૂત્રના ઉદાહરણમાં तुच्छउ શબ્દ છે, તે तुच्छकं નો છે, ને ઉપરથી સ્પષ્ટ છે કે क પ્રત્યયનો क, અપભ્રંશની પછીના ક્રમમાં નહિં પણ, અપભ્રંશ ભાષામાં જ લુપ્ત થાયછે. આ ધોરણે જ નરજાતિમાં પણ क નો લોપ અપભ્રંશમાં જ થઈને ઘોડઉ ઇત્યાદિ થાયછે એ નિર્વિવાદ છે.

બદલે 'આદુંની કરચ' હેવા વ્યુત્પત્તિ અને વ્યાકરણ વિરુદ્ધ પ્રયોગ, શિષ્ટતા ખાતર અને ભાષાનું બંધારણ જાળવવા ખાતર, અટકાવવા જોઇયે એ રા. બ. રમણભાઇયે દર્શાવેલી સબળ ઇચ્છાને અન્તઃકરણથી અનુમોદન આપુંછું.

છેવટે આ બહુ લંબાણવાળી ચર્ચા સમાપ્ત કરતાં રા. બ. રમણભાઇનો આભાર માનવાની ફરજ છે કે હેમના સમર્થ નિબન્ધને પરિણામે આ રસ પડે હેવા વિષયમાં મનનપૂર્વક અવગાહન કરીને, તથા આ વિષયના મ્હારા વિચારોનો સમગ્ર સંગ્રહ કરીને, આ સ્વતન્ત્ર નિબન્ધ લખવાનો પ્રસંગ મ્હને મળ્યો.

વાંદરા
તા. ૨૨ મી ઓક્ટોબર ૧૯૧૨. } નરસિંહરાવ ભોળાનાથ.

---

# પ્રેમાનંદનાં નાટકો.

## (૧-૨).

### પરચુરણ બાબતો.

પોતાના નિબંધમાં રા. નૃસિંહરાવે ઝૂલણા વિષે ટીકા કર્યા બાદ બીજા છંદો વિષે કેટલુંક લખ્યું છે. ઝૂલણા વિષે ગયા અંકમાં ખુલાસો કરવામાં આવ્યો છે. હવે મરહટ્ટા વાઘેશ્વરી, ચામર, ચંદ્રક્રીડા વગેરે ઘણા છંદો ( વગેરેમાં કયા છંદોનો સમાવેશ કરવાનો છે અને તે વળી ઘણા છે તો તેનાં નામ આપવાં જોઇએ ) " વિષે આ દિશામાં તપાસ કરવાની જરૂર છે. એ અન્વેષણ પછી આ મુદ્દા ઉપર અનુમાન રચાય. મને એમ તો લાગે છે કે અન્વેષણમાં થોડાએક ( ઉપર ઘણા કહ્યા છે તેથી બાધ આવે છે ) તો હેવા નીકળશે જ કે જે પ્રેમાનંદના સમય પછી જ કવિતા સાહિત્યના આકાશમાં પ્રથમ ઉદય થવા પામ્યા હોય, પરંતુ આ બાબત કેવળ તર્કના પ્રદેશમાં પ્રવેશ નહિ કરૂં ". તર્કના પ્રદેશમાં પ્રવેશ કરવાને બદલે તેમણે જો તપાસ કરવાની તસ્દી લીધી હોત, તો તેમની ભ્રમણા ભાગી ગઈ હોત. તેમણે જે ચાર છંદોનાં નામ આપ્યાં છે, તે આધુનિક નથી, તેનાં પ્રમાણ રણપિંગળને આધારે નીચે આપ્યાં છે.

મરહટ્ટા અથવા મહારાષ્ટ્ર એ ૨૯ માત્રાનો છંદ છે; અને તે પ્રાકૃત પિંગળ ચલ, વાણી ભૂષણ, છંદઃ કામદુધા વત્સ, ચિંતામણી વગેરેમાં આપેલો છે.

વાગેશ્વરી અથવા વર્ણ વાઘેશ્વરી એ ૨૩ અક્ષરનું વૃત્ત ૭ યગણ+લગથી બને છે. પિંગળાદર્શમાં તેને બારન વાઘેશ્વરી અને ગણપ્રસ્તાર પ્રકાશમાં તેને વાઘેશ્વરી નામ આપ્યું છે.

ચામર જેનાં તૂણક, તૂણ ને પચચામર એવા નામ છે, તે રજરજર એમ અક્ષરોથી બને છે. ચામર નામે મદારમરદયપૂમા આપેલુ છે તેમા ગણુરચનામા ફેર છે વળી બીજી જાતનો ચામર આત અક્ષરી ( ર જ ગ ) હોઈ તેને સમાનિકા, મમાના, વાણી એવાં પણ નામ આપેલા છે

ચર્ચરીકા, જેના બીજા દશ નામ આપેલા છે, તે ૧૮ અક્ષરનો ( ય ય ય ય ય ય ) બને છે ચર્ચરીકા નામ ભાષા છંદો મજરીમા આપેલુ છે

આ ઉપરથી સ્પષ્ટ થશે કે એ ચારે છંદોનાં નામ જૂના પિંગળોમા છે, એટલે તે આધુનિક સાહિત્ય આકાશમા પ્રગટ્યા નથી વળી રત્નેશ્વરે અપ્રસિદ્ધ વૃત્તો—શાર્દૂલ વિક્રિડિત, દ્રુતવિલબિત, પુષ્પિતાગ્રા, રથોદ્ધતા, પ્રમિતાક્ષરા જેવા—વાપર્યા છે, એ વાત ગયા અંકમા જણાવી છે જ

વ્રજવાણી ને બગવાણી ઉપર ઝીણીક ટીકા થઈ છે, અને રા કેશવલાલે બગવાણીને ઠેકાણે મહારાષ્ટ્રી જોઈએ એમ જણાવ્યુ છે રા કેશવલાલે શા ઉપરથી લખ્યુ હશે તે મારા જાણવામા નથી, પરતુ પ્રેમાનંદે જે પણ લીધુ હતું તે કાઈ મરેઠી સાથે સ્પર્ધા કરવાને જ નહિ, પણ વ્રજને બગાલી જેવી ચઢતી સ્થિતિમા ગણાએલી પ્રાકૃતો સાથે પણ ટક્કર ઝીલવાનો તેનો ઉદ્દેશ હતો બગાળીમા નાટક નહોતા તો બગવાણીને માટે કેમ લખે એમ રા નરસિંહરાવ જણાવે છે નાટકો તો વ્રજભાષામા નહોતા ને મરાઠીમા પણ નહોતા, છતા પ્રેમાનંદ ગુજરાતીમા નાટકો રચવાની હામ બીડે તો ગુજરાતીને ઉતરતી ગણનારા અને પોતાની ભાષા વિષે ફાંકો ધરાવનાર તેની ચેષ્ટા કરે અથવા કરશે જ એમ ધારી વ્રજવાણી ને બગવાણીનાં નામ આપેલા હોવા જોઈએ

ઐતિહાસિક વિરોધનું એક ઉદાહરણ તપત્યાખ્યાનમાથી રા નરસિંહરાવ આપે છે, અને દક્ષિણ દેશનો અર્થ પોતે મહારાષ્ટ્ર જ એમ ધારે છે ( શા આધારે ? ). દક્ષિણ દેશ તો ઠેઠ રામેશ્વર સુધી પહોચે છે દક્ષિણમા ખાસ કરીને તજોર મહીસુર વગેરેમા ગાયનકળા પ્રાચીનકાળથી જ ચઢીઆતી હતી ઉત્તરમા નારદી અને દક્ષિણમાં તાડવ નૃત્ય મૂળથી ચાલ્યા આવે છે, અને ગાયન પણ બનેનાં જૂદા જૂદા છે તો પછી કાળ વિરોધ શી રીતે થાય છે, તે સમજાતું નથી કદી મહારાષ્ટ્ર અર્થ લેવામાં આવે, તો પણ જો સાચી વાત હોય તો પ્રેમાનંદ જેવો કવિ તેની બાબતમા બીજાને અન્યાય આપે એમ નહેતું

રા નરસિંહરાવે કેટલાક પ્રયોગોને મુંબઈગરા ગણી તે પ્રેમાનંદના સ્વપ્નામા પણ ન હોય એમ કહ્યુ છે કાદા કાઢી જાય અથવા કાદા કાઢવાના નથી એ મુબઈગરો પ્રયોગ છે તેને માટે પોતે કઈ આધાર આપશે ? કદાચ કાદાનો અર્થ ડુગળી ગણીને પારસી લોકોએ એ પ્રયોગ ચલાવ્યો હોય એમ તેઓ માનતા હશે પરતુ કાદા એ કદ વાચક છે, અને તે ખોદી કાઢવાથી નીકળે છે જો કાંઈ નીકળવાનો સભવ જ ન હોય તો, જમીન શા માટે

ખણુવી—ખોદવી એ મૂળ અર્થ છે, અને તે ઉપરથી ઉપલી બે કહેવતો પડી છે. એ કહેવતો વિષે કાગળો લખીને તેમ બીજી રીતે મેં તજવીજ કરી, તો તે છેક કડી પ્રાંતના છાપા સુધી વપરાય છે, તો પછી એ મુંબઈગિરી શી રીતે? બેસવા કહે છે, કરવા કહેશો, લેવા ઇચ્છે છે, કરવા કહે છે, આ પણ મુંબઈગિરા પ્રયોગ પોતે ગણે છે, અને "લેવા ઇચ્છે છે એ હજી વખતે શુદ્ધ સંભવે" (શા માટે?) આ ચારે પ્રયોગ ગુજરાતીમાં વપરાય છે, એમ તપાસ કરતાં જણાઈ આવે છે. શકા ધરાવતું નથી જેમાં ધરાવવું તે તો દેવને ધરાવવું રાં વપરાય છે એમ પોતે કહે છે ધરવું, ધારવું, ધરાવવું એના બીજા અર્થ થતા જ નથી એમ શુ તેઓ માને છે? તે યુદ્ધ કરવા જેટલી શક્તિ ધરાવતો નથી, શુ તે બે માથાં ધરાવે છે? એમ આપણે બોલીએ લખીએ છીએ

"એ પરથી એમને લેતી આવી". અહીં ઉપરને બદલે પર એ આધુનિક છે, તેમ તે ઉપરથી એ વચન પણ આધુનિક છે; એમ જણાવી રા. નરસિંહરાવ તે બાબતનો કંઈ પુરાવો આપતા નથી પર આધુનિક નથી એ બતાવવા માટે નીચેનાં ઉદાહરણ આપવામાં આવે છે.

પ્રેમાનંદના સમકાલિન શામળના અંગદવિષ્ટિમાં નીચેનાં વાક્યો નજરે પડે છે—

કનકેશ્વર મહાદેવ કનકપુરી પર થાપ્યો. ૨૮૬.
ધાવો જે શિર પર આવે. ૨૯૫
ગમદુવાઇ ખાઉં, રીસે જો તમ પર રહુ . , ૩૯૪.
વાનર વનચર જાત, જનાવર પર શો જોરો.
(વળી એ જ છંદમા) શત્રુને રહે શરણ, તે ઉપર શો તોરો. ૨૧૩.

(મતલબ કે પર ઉપર બને એક જ છંદમાં વપરાયા છે)

હવે આપણા આદિ કવિ નરસઈ મહેતા, જે પ્રેમાનંદ પૂર્વે બસેં વર્ષ અગાઉ થઈ ગયા, તેમના સુરત સગ્રામમાંથી વાક્યો ટાંકીએ.

તીમ થઈ ઓપિકા, કૃષ્ણ પર ગોપિકા. પદ. ૧૧
અંક પર વામ લે. સદર
ભૃગ કુમુદ પર, રાહુ જ્યમ ચદ્ર પર
તેમ બળદેવ પર, કૃષ્ણ રાજે ૬૫

* કહી શકાય, ઉભી શકાયનાં ઉદાહરણ આપી રા. નરસિંહરાવ કહે છે કે આ "સકવું" ક્રિયાપદ અર્વાચીન ગુજરાતીમાં વિશેષ કરીને વપરાય છે. પૂર્વકાળમા ગુજરાતીમાં મુખ્ય ક્રિયાપદના મભેદથી જ આ શક્યાર્થ બતાવાતો હતો કહેવાય, કરાય ઇત્યાદિ રૂપથી કાર્ય-

નિર્વાહ થતો, અથવા તો 'કહ્યું જાય' એ તેરેહનું વપરાતું. પ્રેમાનંદ આવાં જ રૂપ વાપરે. (તેનું કંઈ પ્રમાણ ?) એક વાર પોતે વિશેષ કરીને કહે છે અને બીજી વાર સર્વભેદથી જે આ શકયાર્થ બતાવાતો એમ રેહેંપણે કહે છે. તો તેમાંથી ખરૂં કયું ? પ્રેમાનંદના સમયમાં એ રૂપ નહોતું વપરાતું એમ તેમનું કહેવું છે; તો પ્રેમાનંદના સમકાલીન શામળ ભટે એ રૂપ અનેકવાર વાપર્યું છે, તેનાં ઉદાહરણ જુઓ,—

શામળ કે' એમ કહી શકું, લીલો લહર લંકાતણી. અંગદવિષ્ટિ. શ્લોક ૫૬.
પેશી ન શકે પવન, ભવને ઉભો રહે ઈંદર. સદર ૭૯.
સંભાળી શસ્ત્રો નવશકયા, શુદ્ધ બુદ્ધ સર્વ ભૂલી ગયા. સદર. ૧૦૭.

સુલોચનાનો કુંવર એને બીજા મારે છે એમ પોતે જ ઠરાવી બૂમો પાડે છે—હું તો રે, કહું છું રે, એની રે. રા. નરસિંહરાવ આ ઉતારો આપી જણાવે છે કે આ તરેહની બાયલી બૂમ પાડવાની—"તોરે" શબ્દો શબ્દે મૂકીને રોવાની, હાલના સમયમાં છોકરીઓ—કેટલાક વર્ગમાં—વાપરે છે, તે પ્રેમાનંદ જેટલી પ્રાચીન હશે ? સંશય પડે છે. પ્રેમાનંદના વખતમાં એ રીત નહોતી તેનો પોતે પુરાવો આપતા નથી. વળી તે બાયલી રીત કેટલાક વર્ગની છોકરીઓ વાપરે છે એમ કહે છે, તો તે બાયલી રીત છે, અને કેટલાક વર્ગની છોકરીઓ જ વાપરે તેનું કંઈ પ્રમાણ ? છોકરા ને છોકરીઓ બંને ઘણા ખરા વર્ગમાં એ રીત વાપરે છે, એમ તપાસ કરશે તો તેમને જણાઈ આવશે. છોકરાં જૂઠાં આળ—માર મારવાનાં—ચઢાવે છે, ને ઉપર પ્રમાણે ગાળ દેવા મંડી જાય છે. આવી વાત નાટકોમાં, નવલકથાઓમાં હોઈ શકે, એટલે પાછલા પુરાવા મળવા એ મુશ્કેલ છે. પ્રેમાનંદે એક ઠેકાણે મોઈ ડંડાની રમત વિષે જણાવ્યું છે અને તપત્યાખ્યાનમા ઉપર પ્રમાણે બાળચેષ્ટા વાપરી છે. "થાપી થાપી ભાણાં ચોરને માથે છાણાં" એ પ્રેમાનંદથી પણ જૂના કવિ ભાલણે વાપર્યું છે. તેથી બાળચેષ્ટાઓ જૂના વખતથી ચાલી આવેલી હોવી જોઈએ.

પિતાશ્રીના મંગળ છે પૂર્વે હું કહી ગયો છું, પરંતુ એ રીત ૨૦—૨૫ વર્ષ કે તે સુમારમાં જ પડેલી લાગે છે એમ રા. નરસિંહરાવ કહે છે, અને એઓથી જેવે હસવા જેટલે દરજ્જે પણ હાલ કેટલાક લઈ જાય છે એમ પોતે જણાવે છે. હસવા જેવી હો કે ખોટી હો, પરંતુ એ રીત પ્રેમાનંદની પૂર્વે પણ ચાલતી હતી. ભાઈશ્રીને માટે પોતે લેખાવળીનો પુરાવો આપે છે, પરંતુ લેખાવળી પ્રસિદ્ધ થઈ તે અગાઉ ગામડી નિશાળોમાં કાગળનો નમુનો શીખવાનો, તેમાં શાહશ્રી ૫ (૭ કે ૧૦૮) એમ ગોખાવાતું અને હજી પણ એ રીત ચાલુ જ છે. મારી પાસે સંવત ૧૬૫૫ ની સાલનો અસલ કાપડી કાગળ ઉપર લખેલો દસ્તાવેજ છે, તે અમદાવાદમાં ઘર આપ્યાના સંબંધમાં લખાયો છે. તેમાં દિલ્હીના પાદશાહ અકબરે—જલાલુદ્દીન ખાને હુમાયું એમ જણાવી લેખ ઓગંગ ચલાવ્યો છે. તેમાં શાહ શ્રી શ્રી શ્રી શ્રી શ્રી શ્રી શ્રી એમ સાત વાર લખ્યું છે, એટલું જ નહિ પણ તેમાં કાદીશ્રી, કાજીશ્રી, ખાનશ્રી એમ લખ્યું છે ! (અને પક્ષકાર હિંદુઓ છે ને લેખ સંસ્કૃત—ગુજરાતી જેવી ભાષામાં છે.)

"તોબરો ચઢ્યો" એ બાબત મેં પૂર્વે જણાવ્યું છે, પરંતુ તેનો અર્થ રા. નરસિંહરાવ મ્હોં ગંભીર થયું એમ જણાવે છે તે ખોટું છે. રીસે ભરાયાથી મોં ચઢે છે, તે અર્થમાં તે વપરાય છે, અને તે જ અર્થે કવિએ વાપર્યો છે; તેમ એ જ અર્થે તે પૂર્વે અને અદ્યાપિ સર્વત્ર વપરાતો ને વપરાય છે.

સિધાર્યું, સિધાવવું ને બદલે થયેલું આ અશુદ્ધ રૂપ આધુનિક હશે એમ લાગે છે. પણ ખાતરીથી ના કહેવાય એમ રા. નરસિંહરાવ જણાવે છે. પરંતુ એ રૂપ પહેલાં વપરાતું. જુઓઃ—

સીતા લઈ સધારીયાં, આવ્યા (દશરથ) અયોધ્યા.
(શામળની અંગદવિષ્ટિ ૩૫૧)

આવો જ પાઠ દશમસ્કંધમાં છે, પણ હાલ તે કડી યાદ આવતી નથી. પધારવું ને સિધાવવું કેટલીક વાર ઉલટ પાલટ અર્થમાં પણ વપરાય છે.

"ક્રોધે ભરાવવા જેવું કાંઈ નથી" ભરાવવામાં હસ્તદોષથી "વ" વધેલો લાગે છે.

રા. નરસિંહરાવ કહે છે તેમ "ભરાવા" એ સહભેદનું રૂપ નથીઃ

એ પણ પ્રેરક ભેદનું જ રૂપ છે.

સુત હું શેં થયો ઉત્પન્ન ?
નવ જનની કરી જ પ્રસન્ન.

આ પાંચાલી પ્રસન્નાખ્યાનમાંથી ઉતારો આપી રા. નરસિંહરાવ ટીકા કરે છે કે "બીજા ચરણમાં જકાર છે તે નિશ્ચયાર્થના ઉદ્દેશનો નથી જઃ માત્ર પાદપૂરણાર્થ, અર્થહીન છે. આ પદ્ધતિ આધુનિક જ છે પ્રેમાનંદના આખ્યાનાદિકમાં એવું દર્શન થએલું સ્મરણમાં નથી આવતું, અને તે સંભવ પણ નથી; કેમકે આખ્યાનોમાં દેશી વગેરેની પદ રચના શિથિલ અને સ્વાતન્ત્ર્યવાળી હોવાથી એને આ પ્રકારના ટેકાનો ખપ પડે નહિ. છંદવૃત્તના દૃઢ નિયમોને પરિણામે આવા પાદપૂરણ એકાક્ષરી શબ્દોનો આશ્રય લેવાનો પ્રસંગ આવે છે. આધુનિક કાળમાં એવાં વૃત્તોનો પ્રચાર વધ્યો તે સાથે આવા શબ્દો વિશેષ પેદા. આ પછી દ્રૌપદીહરણના ઉતારા આપ્યા છે તે વાત નાટકોને અંગે મહત્વની ન હોવાથી તેમ એ ગ્રંથ પણ પ્રેમાનંદનો હોવા વિષે રા. નરસિંહરાવને શંકા છે, તો એ વાત હું પણ હાલ છોડી દઉં.

પ્રસંગે જ વગેરે વધારવાની જરૂર પડે છે એ તો રા. નરસિંહરાવ સ્વીકારે છે. સંસ્કૃતમાં હિંદીમાં અને મરાઠી ભાષામાં પણ એ પ્રમાણે કરવું પડે છે. આ રીત ગુજરાતીમાં આધુનિક છે; એમ રા. નરસિંહરાવ જણાવે છે, તેનો પુરાવો તેમને આપવાનો બાકીમાં છે. એ રીત આધુનિક નથી તે સાબીત કરવા માટે હું નીચેના પૂરાવા આપું છું.

દયારામભાઇને આધુનિક સાહિત્યના સંસ્કાર થયા નહોતા, છતાં તેમણે જનો ઉપયોગ કર્યો છે. જુઓઃ—

ઉભય એક જ પ્રમાણે. વૃષાઋતુ. ૧૬.
બ્રહ્માનંદ થકી બહુ જ અધિકો. શરદૃઋતુ. ૧૭.
ગુણરૂપાદિ સર્વે ત્યાં જ ભાસે. હેમંતઋતુ.

હવે આપણે પ્રેમાનંદના સમકાલીન શામળ ભટ લઇએ.

નામ પ્રતાપથી નહિ જ નાસું. અંગદવિષ્ટિ. ૨૯.
ઘણાં નિશાણ જ ગાજે સદર ૬૩.
ઈશે વરદાન જ દીધું સદર ૬૫.

પ્રેમાનંદનો બીજો સમકાલીન અને શિષ્ય રત્નેશ્વર લઇએ.

રહ્યા દુઃખ દે અન્યને તે જં ફોક વૈરાગશતક. ૭.
જન્મ કાળ સમે જ થયો તદા. „ ૧૨
પશુ તણા અવતાર જ જાણવા „ ૨૨

આપણા આદિ કવિ નરસિંહ મહેતામાંથી ઉદાહરણ આપીએ.

વિકૃત અવિવેકિયે આ જ ટાણે. સુરત સંગ્રામ. પદ. ૧.
શૂર સાચો જ તું, કૃષ્ણ કે' ધન્ય તું. સદર. ૨૩.
તું અવ્યા ક્યાં થકી તે જ કર્યને નકી. સદર. ૨૬.

પણ રા. નરસિંહરાવ કહે છે કે પ્રેમાનંદના આખ્યાનાદિમાં એવું ( જકાર નું ) દર્શન થએલું સ્મરણમાં નથી આવતું, તો તેમને સ્મરણ કરાવા નીચેનાં ઉદાહરણ આપ્યાં છે.

દઢ કરી ધીરજ, ચાલી વીર જ. ઋષ્ય આખ્યાન કડવું. ૯. ૪૯
નિર્ખ્યા વિપ્ર સુજતી, આપી સુજતી, વાત જ રૂચતી
(જે) વર કા'વ્યા. સદર, ૧૧. ૬.
વળી રમ્ય ખીલી રહ્યાં હોય જ્યાં હે, રૂડાં કંજ, જાતું
મુનીંદ્ર જ ત્યાંહે. સદર. ૧૮. ૭.

" જ્ઞા. "

# સાયન્ટિસ્ટનું સ્વર્ગ.

" પણ તું પરણતો કેમ નથી ? "

એક ન્હાની ગોળ ટેબલ ઉપર ટોપી મૂકી ખુરશી પર પડતાં પડતાં મેં પ્રશ્ન કર્યો. મ્હારો મિત્ર એક સુંદર ફુલની પાંખડીઓ તોડી તોડીને તપાસતો હતો.

તે એક બાયોલૉજીસ્ટ હતો. ડાર્વિનની માફક આખી જીંદગી ફુલ તથા છોડ, પ્રાણીઓ તથા પખીઓ, વિગેરે કુદરતના મૂક પણ મહાન્ સમાજમાં જ મળી જઇને ગાળવા માંગતો હતો. મ્હોટી ઉમરનો છતાં ત્હેનાં માનીતાં ફુલોના જેવો જ સુકોમલ તથા બાળકના જેવો આનંદી હતો. ત્હેનાં નિર્દોષ હાસ્ય વગર એક પણ દિવસ મ્હને ચ્હેન પડતું નહિ.

ગ્રામ્ય જીંદગીનું વર્ણન લખતાં એક લેખક કહે છે કે " બાલકોને મળવું હોય તો ત્હેમને ઘેર ન જતા. ગામના વડ તળે કે તળાવની પાળ ઉપર જ તેઓ ત્હમને મળશે. " મ્હારા મિત્રનું ત્હેવું ઠેકાણું એનો માનીતો બાગ હતો. પત્રે પત્રે નૂતન જીવવાળા છોડની કરેલી " નર્સેરી " માં એકાદ ખુણામાં કોઈ ન્હાના છોડની, એક માતાની માફક સંભાળ લેતો તે મળી આવતો. એક બે ખુરશી અને એક ન્હાની આરસની ટેબલ ત્યાં નાખી હતી. એક ન્હાના પણ સુંદર હોજમા કમલ તથા પાણીના બીજા વેલાઓની જાળ ગુંથાઈ ગઈ હતી સ્હેજ બારીક અવલોકનથી જણાઈ આવતું કે વનસ્પતિશાસ્ત્રના અભ્યાસ માટે જ તે બાગ હતો. દરેક ઝાડ ઉપર ત્હેનું નામ તથા ત્હેનો વર્ગ લખ્યાં હતાં. અહીં જ હેનાં મનનું વિશ્રાન્તિસ્થાન હતું. અહીં જ ત્હેનો ઇશ્વર હતો—સ્વર્ગ હતું.

" પણ તું પરણતો કેમ નથી ? "

ધાર્મિક, સાંસારિક કે શાસ્ત્રીય, ગમે તે વિષયની ચર્ચાનો " ધ્રુવ " મ્હારો આ પ્રશ્ન હતો. આ જ પ્રશ્નથી હું ત્હેને હમેશાં સતાવતો અને ત્હેનાં મીઠાં હાસ્ય ચોરતો.

હમેશની ટેવ મુજબ તે હસી પડ્યો.

મનુષ્ય જાતિની જીંદગીમાં સંક્રાન્તિ લાવનારો આ પ્રશ્ન સાંભળી એક ફિરસ્તાના જેવું ઉમદા હાસ્ય તે હસતો. આ હાસ્યનું પૃથક્કરણ હું બરાબર કરી શક્યો ન હતો. તે તિરસ્કાર યુક્ત તો નહિજ પણ શાન્ત અને સત્ય હતું, અને એવી રીતે મોહક હતું. મ્હારામાં મિશ્ર લાગણી ઉત્પન્ન કરતું. મેં ત્હેના આત્માને હજી પૂરો ઓળખ્યો ન હતો.

" હસવું છોડી દે અને સીધો જવાબ આપ. " મેં કાંઇક ગાંભીર્ય ધારણ કરીને કહ્યું.

" પણ ત્હારે કહેવું છે શું ? "

" એ જ કે આ બધાની ખાક કર. "

"અને ?"

"પરણુ."

ત્હેનાં હાસ્યની મધુરતામાં દયા અને દિલગીરી વધ્યાં.

આ વખતનાં ત્હેનાં હાસ્યે મ્હને હસાવ્યો નહિ.

આંખ જમીન તરફ રાખી, ફક્ત નજર ઉંચી કરી, પોતાના ન્હાની વસ્તુઓ તપાસવાના કાચ સાથે રમતાં રમતાં તે બોલ્યો,

"પરણું ? મ્હારી આ પ્રિય સૃષ્ટિને બે વફા થાઉં ?"

"બેવફા કેવી રીતે ?"

"આ આનંદી ફુલો, આ બાલક છોડો, અને મ્હારે હાથે ઉછેરેલાં આ વૃક્ષોને હું જ નાશ રૂપ થઈ પડું ? શું સ્ત્રીને ખાતર મ્હારાં આ સ્નેહીઓનો ત્યાગ કરૂં ? મ્હારી નિર્દોષ કુદરતને હું તરછોડું ? મિત્ર ! જીંદગી પછી શા કામની ?"

તેણે નજર નીચી કરી દીધી. એક સફેદ ફુલની પાંખડી તોડીને કાંઈ પણ હેતુ વગર આંખ આગળ ધરી શૂન્ય હૃદયથી તે હસવા લાગ્યો.

"પરંતુ પરણીને આ બધું ક્યાં નથી કરાતું ?"

"એટલે પરણ્યા તે સ્ત્રીને બેવફા થવું."

"બેવફાઇનો આવો વિચિત્ર ખ્યાલ ત્હમારામાં ક્યાંથી આવ્યો ?"

"કેમ ? કોઈ એક મહાન્ લેખક કે સાયન્ટિસ્ટની જીંદગીનો અભ્યાસ કર. આવા પુરૂષોમાં, પરણ્યા છતાં, પરણેલી સુખી જીંદગી કેટલાએ ભોગવી છે ?"

"એક તો ત્હારા વ્હાલા ડાર્વિને."

"હજારમાંથી એક. અને એ દૈવી યુગલ આ પૃથ્વી ઉપરનું હતું એમ હું માનતો નથી."

"ત્યારે મંગળમાંથી ઉતરીને આવ્યું હશે."

અમે બન્ને હસી પડયા. મ્હારા મિત્રે પેલું સફેદ ફુલ મ્હને માર્યું.

"મ્હારૂં કહેવું ન સમજવાનો તું પ્રયત્ન કરે છે." તે બોલ્યો. "ઘણા મ્હોટા સમૂહમાંથી એકાદ આવાં સુખી જોડાંનો દાખલો મળી આવે તો તેથી મ્હારૂં કહેવું ખોટું ઠરતું નથી. આવા આત્માઓ જેટલા માનુષી છે ત્હેના કરતાં વધારે પેગમ્બરી અને અમાનુષી છે. બાકી તો, લેખક કે સાયન્ટિસ્ટ, ગમે ત્હેનું જીવન તપાસ. જગતની આંખે કદાચ આવા લોકો બેદરદ માલમ પડયા હશે. જગતે ત્હેમને બેદર્દ કહી તુચ્છકારી કાઢ્યા હશે. પરંતુ વસ્તુસ્થિતિ એવી હતી કે જગત કહે છે ત્હેવા "દર્દી" થયા હોત તો ત્હેમનાં ખરાં સ્નેહસ્વર્ગોનો અને ત્હેમની ઉચ્ચ ભાવનાઓનો ત્હેમને ત્યાગ કરવો પડત."

છેલ્લા શબ્દોથી મ્હને આશ્ચર્ય લાગ્યું. વાત રંગ પકડતી હતી. મ્હારા મિત્રનો આત્મા ધીમે ધીમે ખુલ્લો થતો હતો. કાં તો મનુષ્ય હૃદયનો નીરસ ટુકડો ત્હેનામાં હતો, અથવા તો કોઈ ફિરસ્તાનો આત્મા ત્યાં છૂપાયો હતો. મેં પૃથક્કરણ કરવા માંડ્યું.

જાણે આખી મનુષ્ય જાતિને અપમાન થયું હોય અને ત્હેમાંની વ્યક્તિ તરીકે મ્હને પણ અપમાન લાગ્યું હોય તેમ હું બોલ્યો.

"દર્દ શું અને સ્નેહસ્વર્ગ શું તે સ્હમજે છે? આવી ચેતનરહિત વસ્તુઓ તરફ મોહ એ ત્હારી ઉચ્ચ ભાવનાઓ! એ ત્હારૂં દર્દ! એ ત્હારાં સ્વર્ગો! ભાઈ! ત્હારી મ્હને દયા આવે છે. સ્વર્ગ તો તું પરણશે ત્યારે જ જોઈ શકશે. ક્યાં સુધી આવી એકાન્ત જીંદગીમાં રહેવું ત્હને ગમશે? ક્યાં સુધી આ મિથ્યા મોહમાં ભમ્યાં કરીશ? શું મનુષ્યજાતિના ઉચ્ચ સ્નેહથી તું બે નસીબ છે? કાંઈ વિચાર કર અને—"

અચાનક તેણે અટ્ટહાસ્ય કર્યું. મેં ખીજવાઇને પૂછ્યું,

"કેમ? એટલું બધું હસવા જેવું મેં કહ્યું? પરણ્યા વગર સ્નેહ શું તે તું શું જાણી શકે?"

"ચાલ, ધાર કે મ્હારો સ્નેહ કોઇના ઉપર છે. પછી?"

એક સ્નેહ ભર્યું સ્મિત મેં કર્યું. કેવો બાલકના જેવો પ્રશ્ન! મેં ટુંકો જવાબ દીધો,

"પછી ત્હેને પરણીજા."

નિરાશા! મેં ધાર્યું કે હવે ત્હેના મુખ ઉપર "અરૂણમયતા" રમી રહેશે અને યુદ્ધમાં હું જીતીશ. પણ હું નિરાશ થયો. તે ઉઠયો અને એક મનોહર ફુલ તોડી લાવ્યો. મ્હારી આગળ ધરીને પૂછ્યુ,

"આ કેવું સુંદર ફુલ છે?"

"છે."

"મ્હને એમ થાય છે કે જાણે આખો દિવસ એની સ્હામે જોયાં કરૂં, અને એની સુવાસ લયાં કરૂં."

"હા! શ્રી—"

"ચુપ! થોડો વખત તે સુવાસિત રહેશે અને પછી કરમાવા માંડશે."

"પણ તેથી તું શું—"

"સબર! ધીરજ રાખ. થોડો વખત ત્હેની સુવાસ રહેશે અને પછી તે કરમાવા માંડશે. છતાં તે મ્હને એટલું ગમી ગયું છે કે ત્હેનો દેખાવ માત્ર મ્હને આનંદ આપે છે. આથી હું

એ ફુલને હમેશાં જોવા માટે પેલી દવાની શીશીમાં નાખીને મ્હારી ટેબલ ઉપર રાખી મુકું છું. લાંબો વખત તે રહેશે અને લોકો મ્હારા ફુલના શોખને માટે મ્હને ધન્યવાદ આપશે."

"હા. પણ—"

"તેવા જ કાંઈક હેતુથી, પરણીને, મ્હારી સુંદર સ્ત્રીને મ્હારાં સુંદર દિવાનખાનામાં રાખીશ."

"ઓત્ ત્હારૂં ભલું થાય!—"

"વળી બોલ્યો! મ્હને પૂરૂં કરવા દે. મ્હારી સ્ત્રીની સ્હામે જોઈને હું એમ માનીશ કે હું ખુશ થયો છું. મ્હારી પસંદગીને માટે લોકો તરફથી પ્રશંસાની આશા રાખીશ. કેવો સ્થૂલ સ્નેહ! કેટલો સ્વાર્થી મોહ! અને તેટલા માટે એક સ્ત્રીને કેદ કરવી?"

"બોલી રહ્યો?"

"હા."

"કેટલા પ્રેમથી અને કેટલાં કોમલ હૃદયથી તે ત્હારી સંભાળ લેશે?"

"અને તેટલાંજ કારણથી ફુલ કરતાં સ્ત્રીને પહેલી જગા આપવી, અને વળી હરવા ફરવાની છુટ આપવી! સ્વાર્થપરાયણતાની પરિસીમા! આ હૃદય તે કબુલ નહિ કરે."

"જો અક્કલ વગરની જ તકરાર કરવી હોય તો સાહેબજી."

મેં ઉઠીને ચાલવા માંડયું. તે મ્હારી પાછળ આવીને ગળામાં હાથ નાખી, મ્હને ઘસડી લાવ્યો. અમે બેઠા. થોડો વખત શાંત રહ્યા પછી મ્હારો "ધ્રુવ" નીકળ્યો:—

"ભાઈ" તું પરણ."

તે વિચારમાં પડતો જતો હતો. મેં સવાલ મુક્યો.

"શું સ્ત્રી સ્નેહની પ્રતિમા નથી? સ્ત્રીનો સ્નેહ અને સ્વર્ગ એ બેમાં શું ફેર છે? ત્હારી હાલની જીંદગીમાં ત્હને શું આનંદ મળે છે તે હું સમજી શકતો નથી. શું આગ દિવસો પમાર કરવા ત્હને ગમે છે?"

તે સ્મિત કર્યાં કરતો હતો. મેં ચલાવ્યું.

"શું સ્ત્રી સ્નેહની પ્રતિમા નથી?"

"હશે."

"સ્નેહ વગરનું જીવતર નકામુ છે એમ તું માને છે?"

"હા."

"ત્હારૂં જીવતર તું નકામુ ગુમાવવા નથી માગતો એમ હું ધારૂં છું."

"એ ત્હારી ધારણા ખરી છે."

"અને તેથી, તર્કશાસ્ત્રથી સિદ્ધ થાય છે કે ત્હારે પરણવું" મેં ફતેહથી કહ્યું.

"પણ શું એકલી સ્ત્રી જ સ્નેહની પ્રતિમા છે? બીજી જાતની સ્નેહની પ્રતિમા નહિ હોય?"

"એ વળી કાંઈ ત્હારી નવી શોધ છે કે શું? સ્નેહ એટલે સ્ત્રી જ. બીજું કાંઈ નહિ."

બેએક મિનિટ સુધી તેણે પોતાના નામના ઘાટ તથા રંગનો અભ્યાસ કર્યો. પછી એક ફુલની પાંખડી તોડીને તે ચાવી ગયો. પછી કાંઈ કામ હોય તેમ ઉઠયો. સામે એક ક્રોટન હતું ત્હેનાં પાંતરાં ઉપરથી ધૂળ સાફ કરી આવીને એક આરામ ખુરશી ઉપર પડયો.

ત્હેનાં આકર્ષક મુખ ઉપર પેલું ભવ્ય સ્મિત વિકસ્યું.

ફિલ્સુફીનો તો નહિ પરંતુ ફિલ્સુફેનો મ્હને સારો અભ્યાસ હતો. આવી હીલચાલથી ચેતી જઈ, ગંભીર બનીને, "સ્નેહની પ્રતિમા," એ વિષય ઉપર એક ભાષણ સાંભળવા હું તૈયાર થઈ રહ્યો.

અને શબ્દો નિકળવા માંડ્યા.

"સ્વીડનબોર્ગ! સુફીઓ! કવિઓ! ત્હમારાં સ્વર્ગદર્શન અધુરાંજ. સ્વર્ગનો એકાદ ન્હાનો ભાગ ત્હમારા પ્રભુએ ત્હમને બતાવ્યો હશે ત્હેને બધું સ્વર્ગ ત્હમે માની લીધું. સ્વીડનબોર્ગ! કુદરત વિષેની ત્હારી ભાવનાઓ કેટલી સંકુચિત! શું રાફેલ જેવા, પોતાની પ્રિય સૃષ્ટિનો ત્યાગ કરવો પડે તો તેમ કરી, સ્વર્ગમાં સ્ત્રીનો સ્વીકાર કરશે? અને તેમ નહિ કરે તો ત્હેમને સ્વર્ગ નહિ મળે? સ્વીડનબોર્ગ! ચદ્ર અને તારાની સાથે વાત્રા કરતા મૂંઘમી ખગોળવેત્તાને ત્હારાં સ્ત્રીસ્નેહનાં સ્વર્ગની દરકાર નથી. કુદરતની વાડીમાં ઉછરનાર અને જ્ઞાન લેનાર મનુષ્ય સ્વર્ગમાં એવા એક બગીચા શિવાય બીજું કાંઈ માગશે નહિ. તે અને ત્હેની કુદરત-સ્વર્ગમાં આ શિવાયનાં બીજાં સુખની તે ઇચ્છા રાખશે નહિ. પૃથ્વી ઉપર જ્યાં સુધી આ ત્હેને મળે છે ત્યાં સુધી પૃથ્વીની બહારનાં એવાં કોઈ સ્વર્ગની ત્હેને પરવા નથી. મિત્ર! મ્હને એ મળ્યું છે એટલે સ્વીડનબોર્ગનું સ્ત્રીસ્નેહ સ્વર્ગ હું જોવા માગતો નથી."

"ત્યારે જીંદગી કેમ ગાળશે?"

"વૃક્ષો, વેલાઓ, ફુલો, તથા મ્હારાં સૂક્ષ્મદર્શકયંત્રની સાથે. વેરાનો તથા જંગલોમાં કુદરત સાથે ભટકીશ. પહાડો અને કોતરોમાં જઈ વનસ્પતિના નવા વર્ગો શોધીને ત્હેમનો અભ્યાસ કરીશ. મનુષ્યે પગ નહિ મુકયો હશે તેવા પ્રદેશમાં જઈ કુદરતની છૂપી ખુબીઓ સ્હમજીશ. જંગલોમાં વસતાં ન્હાનાં જીવજંતુઓની ચમત્કારિક જીંદગીનો અભ્યાસ કરીશ. એ રીતે કુદરત તરફનો મ્હારો સ્નેહ સ્થાપી કરીશ. અને મનુષ્યો ધારે છે તેમ પૃથ્વીની બહાર જો સ્વર્ગ હશે તો ત્યાં કુદરતને મળવાનો મ્હારો હક સાબીત કરીશ. કહે, હવે સ્ત્રીને સ્નેહ ક્યાંથી કાઢીને આપું? અને ઇતર સ્નેહને મ્હારા હૃદયમાં સ્થાન ક્યાંથી આપું?"

તે ભવ્ય સ્મિત ઉડી ગયું હતું. હા! મેં જ તે આનંદી મુખ ઉપર આજે ગાંભીર્ય

આપ્યું હતુ. આંજે તે એક નિર્દોષ, બાલક, ફિરસ્તો લાગતો હતો. હેનો આત્મા પોતાની સૃષ્ટિમાં મળી ગયલો હતો અને હ્‌હેને આસપાસનું ભાન હોય એમ લાગતું ન હતું. હજી પણ જીતની આશાથી હું બોલ્યો.

"ત્યારે શું સ્ત્રીનું નિર્મળ હૃદય અને હ્‌હેનુ મધુર હાસ્ય હ્‌હને નહિ જ આકર્ષે?"

"ભાઈ! પૂજન કરવા માટે, નિર્મળ સ્નેહ અને મધુર હાસ્યવાળી સ્ત્રીના જેવું જ દૈવી એવું ઘણું કુદરતમાં છે. દરેક જંતુ, દરેક પાતરૂં, અને દરેક ફુલ; અને આ દરેકમાં ઓતપ્રોત થયલા ડાર્વિન, વૉલેસ, આવબરી, વગેરેના આત્માઓ; કુદરતની તે સુકોમલ ભવ્યતા; કુદરતની તે પ્રેમમયતા; કુદરતનું, સ્વાનુભવથી જ સ્હમજી શકાય એવું, તે હાસ્ય. ભાઈ! આ બધાંએ મ્હને આકર્ષી લીધો છે. એ બધુ મ્હારૂ પોતાનું જ છે. એથી મ્હને પૂરતો સંતોષ છે. વધારે બીજુ કાંઈ પણ મ્હારૂ પોતાનું કરવા હુ ઇચ્છતો નથી."

શબ્દો બંધ થયા

મફેદ ફુલની એક પાખડી તોડીને આંખ આગળ ધરી, સ્નેહાર્દ્ર નયનથી તે હસવા લાગ્યો. એક અદ્‌ભુત ચિત્રપટ તેણે મ્હારી આગળ આજે ઉકેલ્યુ હતું. વિચારોની પરંપરા મ્હારામાં ચાલવા માંડી. "મિત્ર! હ્‌હને વિજ્ઞાની કહેવો કે કવિ? ના. ખરૂં કવિત્વ એ ખરૂં વિજ્ઞાન હોવું જ જોઇએ. અને ખરૂ વિજ્ઞાન કવિતામય જ છે. હ્‌હારામાં તેથી બન્ને છે. કલાપી! હ્‌હને વિજ્ઞાની કોણ નહિ કહે? હ્‌હને હુ આજે જ સ્હમજી શક્યો." મ્હારાથી મ્હોટેથી બોલી દેવાયું:—

"ઝુલન્તા વૃક્ષોથી અમર રસના બિન્દુ ઝરશે,
"વળી દૈવી વાતો ચકવી, મૃગલી ત્યાં કહી જશે.
"કુમારી કન્યા એ કુદરત હ્‌હને ત્યાં પરણશે,
"અને બન્ને વચ્ચે રૂચિર કિરણો કૈંક વહશે."

(મનુષ્ય અને કુદરત.)

"મહાત્મન્! કુદરત ઉપર આવો અનન્ય પ્રેમ રાખનારને બીજા કોઈ સ્વર્ગની જરૂર નથી. સુખી હજો તું હ્‌હારી સૃષ્ટિમાં ચાલ. હવે રજા લઉ છું."

અને તે નવું ચિત્રપટ જોતો હું ગયો.

ગજાનન મહાદેવપ્રસાદ દેસાઈ

# "નાથ કૈસો ગજકો બન્ધ છુડાયો."*

### રાગ કાફી જિલ્લો—તાલ દીપચંદી.

નાથ કૈસો ગજકો બંધ છુડાયો,
એ અચરજ મોંપે આયો—નાથ૦ (ધ્રુવ પદ.)

ગજ ઔર ગ્રાહ લરે જલ ભીતર, લરત લરત ગજ હાર્યો,
તિલભર સૂંઢ રહી જલ ઉપર, તબ હરિ નામ પુકાર્યો. નાથ૦ ૧

છોડ પાવડી પ્યાદા દૌડે, ગરૂડકુ વેગે બોલાયો,
જલ ડુબતે ગજરાય ઓધાર્યો, વૈકુંઠધામ પ્હોંચાયો. નાથ૦ ૨

જલત અગનમેં પ્રલ્હાદ બચાયો, અંગતાપ નહિં આયો,
સ્તંભ ફાડ હિરણાકસ ખાયો, નરસિંહ રૂપ ધરાયો. નાથ૦ ૩

ભીલડીકે બોર સુદામાકે તાંદુલ રૂચી રૂચી ભોગ લગાયો,
દુર્યોધનકા મેવા ત્યાગે શાક વિદુરઘર પાયો. નાથ૦ ૪

કૌરવ પાંડવ યુદ્ધ ભયો હય કૌરવ માર હઠાયો,
ભરી સભામેં લજ્જા રાખી દ્રૌપદીકો ચીર પુરાયો. નાથ૦ ૫

[ એક પ્રાચીન સુભાષિત. ]

---

* આ ચીજની પૂરેપૂરી કડીઓ મારા એક સંગીતકુશળ મિત્રે કૃપા કરી પૂરી પાડી છે. ગયા માસમાં એ મને હાથ ન લાગી તે માટે હું બહુ જ દિલગીર છું: એને અભાવે, ઘણા સુન્દર અને ગંભીર ભાવો મારા વ્યાખ્યાનમાં ઊતારવા રહી ગયા. " તિલ ભર સૂંઢ રહી જલ ઉપર તબ હરિ નામ પુકાર્યો " ઇત્યાદિ પંક્તિઓ કયા 'મૂક'ને 'વાચાલ' ન કરે !

આ. બા. ધ્રુવ.

# શકુંતલા અને દુષ્યંત.*

( ૧ )

( શાર્દૂલવિક્રીડિત )

ચારૂ આ તરૂ વાટિકા મહિં દિસે, કો યુથ બાળા તણું,
તે મધ્યે અતિ રૂપવતિ કન્યકા, લાવણ્ય જેનુ ઘણું,
ચાલે મન્જુલ ચાલથી તરૂ મહીં, હર્ષિત આનંદમાં,
છે ઊભી મહકાર ડાળ ધરીને, હાવાં સખી વૃંદમાં.

( ૨ )

( હરિગીત )

હરિણુ કેરૂ વૃદ કો, ચમકે શિકારી પેખીને,
ચમકી રહી તે સુંદરી, ત્યમ નવિન કાંઈ દેખીને,
લજ્જા તણા ભાવો ગયા આવી જ તેના મુખપરે,
અતિ અંગમાં સંકોચ થઈને દેહ તેની થરથરે

( ૩ )

( ઇન્દ્રવજ્રા )

નૃપેંદ્ર કોઈ નિકળ્યો શિકારે,
આવી ઊભો કો સરિતા કિનારે,
શિકાર છટક્યો નિજ હસ્તમાંથી,
પડ્યો વિખુટો તે સાથીઓથી.

( ૪ )

( ગરબી )

આવી ઉભો એકલડો સાથી વિના,
રઝળી, રખડી શિકાર પાછળ ભૂપ જો,
ઊપવનમાં વિશ્રામ ખરે લેવા કરી,
ત્યાં તો નિરખી રામા રૂપ અનુપ જો

* મૂળ વસ્તુ ઉપરથી સમયોચિત ફેરફાર સહિત આ કાવ્ય દોર્યું છે. છેલ્લા કાંડમાં રૂષિએ ત્યાં જ તેમને જોવાં અને આસીર્વાદ આપવો તે લેખકે ટુંકમાં લાવવા સ્વકલ્પનાથી લખ્યું છે. ( સી જે. શર્મા. )

( ૫ )

( ચુપાઈ. )

બાળાની જે સ્થિતિ થઈ,
સમજી એક સખી તે ગઈ;
વદી બ્હેન ! તુજને શું થયું ?
જણાવ મન ઉત્કંઠીત થયું.

( ૬ )

( હરિગીત. )

બોલી સખીને બાલિકા, નિજના છુપાવી ભાવને,
છે કંઈ નહીં. હે બ્હેન ! મ્હારી, પુષ્પ લેવા ચાલને;
ફરીયાં અતિશય બાગમાં, તે શ્રમ થકી એમ જ થયું,
છે સ્વસ્થ મન મારૂં હવે, તું ચાલ જ્યાં છે મ્હેં કહ્યું !

( ૭ )

( ઈન્દ્રવજ્રા. )

છતાં ન પામી સંતોષ જ્યારે,
પુછ્યું સખીને પુનઃ ત્યારે:
શરમાય છે કાં તું બ્હેની મ્હારી,
સમજી ગઈ છું સ્થીતિ સર્વ ત્હારી.

શૈશવ ત્હારૂં સખી ત્હેં ગુમાવ્યું,
યૌવન છે પૂર્ણપણે છવાયું;
ખીલ્યું હવે છે તનુ ક્ષેત્ર ત્હારૂં,
ઇચ્છે હવે (તું) અન્યને અર્પવાનું.

( ૮ )

( હરિગીત. )

શરમાઈ ગઈ બાળા અને બોલી સખીને સ્નેહથી,
છે સત્ય બ્હેની ધારવું તુજ, ખોટું જરી એ તે નથી;
પવિત્ર રૂષિ આશ્રમ મહીં, મ્હેં કલ્પના ખોટી કરી.
માફ કર તું બ્હેન મુજને, ચાલ ઝટ આશ્રમ ભણી.

( ૯ )

( ઇન્દ્રવજ્રા. )

નૃપે નિહાળ્યું તરૂ ઝુંડમાંથી,
કુસુમો સમું રૂપ તે યુવતિનું;

હતો શિકારી બન્યો શિકાર,
લાગ્યો અતિ કોમળ નેત્ર માર.

(૧૦)

( ઉપોર )

સખીએ બજાવ્યું મખી કૃત્ય,
આવી નૃપ કને ઝટપટ;
અહો ભાગ્યશાળી નર તમે,
ક્યાંથી આવ્યા આવે સમે.

શ્રમે વળ્યો છે અતિ ખેદ,
રહો પરોણા આજ નરેન્દ્ર,
ઈચ્છા હતી ને વૈદે કહ્યું,
નૃપે પણ એવું અનુભવ્યું.

× × ×

(૧૧)

( હરિગીત )

ભ્રમણ કરીને આવિયા, આશ્રમ ભણી રૂષિ જ્યાહરે,
નીરખીને તે દિવ્ય જોડું, સ્નેહ માહી ત્યાહરે,
આશિષ અર્પી રૂષિએ, આ વિમલ યુગલ નિહાળીને,
'દીર્ઘાયુ ભવ' સુખમાં તમે, સુમ૫ માહી ચાલીને.

સીતારામ જે. શર્મા.

---

# પ્રાસંગિક નોંધ.

ખેદજનક બનાવ

ગઈ તા. ૩ જી એપ્રિલે રા. રા. નરસિંહરાવના પુત્રી બ્હેન ઊર્મિલાનું રા. રા. દયારામ ગિડુમલ સાથે 'આનન્દ'-વિધિથી લગ્ન થયું. આ બનાવે આખાં દેશમાં—વિશેષે કરી સિન્ધ અને ગૂજરાતમાં—એટલો બધો ખળભળાટ ઉત્પન્ન કર્યો છે કે એ સંબન્ધી આ પત્રમાં પણ બે શબ્દો કહેવા એમ

કેટલાક મિત્રોનો આગ્રહ છે. વિવિધ પત્રકારોએ આ બનાવ માટે ક્રોધ શોક દયા આશ્ચર્ય વગેરે અનેક જાતની લાગણીઓ દર્શાવી છે; એટલું જ નહિ, પણ એમાંના કેટલાકે તો પોતાના બન્ધુઓના ઉદ્‌ગાર પોતાના પત્રમાં ફરી છાપીને એ લાગણીઓને દેશમાં પુષ્કળ ફેલાવી છે. સર્વ ઉદ્‌ગારો વાંચતાં એક વાત સ્પષ્ટ જણાય છે કે સામાન્ય લોકમત આ અતીવ અનિષ્ટ અને ખેદકારક બનાવની મુખ્ય જવાબદારી રા. રા. દયારામ ઉપર નાંખે છે, અને સૌ. ઊર્મિલા તથા એમનાં માતપિતા પ્રત્યે બહુધા દયાની લાગણીથી જૂએ છે. હું આ લોકમતમાં મળું છું.

હિન્દુ ધર્મશાસ્ત્ર પ્રમાણે કન્યાનું દાન કરવાનો પ્રથમ અધિકાર માતપિતાનો છે, અને તેથી આપણા દેશમાં સાધારણ રીતે દરેક લગ્ન માટે માતપિતાને જ જવાબદાર ગણવામાં આવે છે. આ કારણથી પ્રથમ દૃષ્ટિએ લોકે રા. રા. નરસિંહરાવને જવાબદાર માન્યા હતા, પણ જેમ જેમ એ લગ્ન સંબન્ધી હકીકત બહાર આવતી ગઈ તેમ તેમ સૌને ખાતરી થઈ છે કે એ દૃઢ સુધારકે આ લગ્નમાં પોતાની કોઈ પણ તરેહની સંમતિ કે અનુમતિ આપી નથી, બલ્કે એ લગ્ન થયા પછી કેટલાક દિવસ સુધી એ પોતે પણ એ સંબન્ધી આપણા જેટલા જ અજ્ઞાન હતા. કેટલાક પત્રકારો રા. નરસિંહરાવ પાસે આ નાપસંદગીનો જાહેર ઉચ્ચાર માગે છે. બેશક તેમ કરવું એ એમના પોતાના શુભ યશ માટે જરૂરનું છે. પણ જેઓ રા. નરસિંહરાવને નિકટ પરિચયથી ઓળખે છે તેઓ જાણે છે કે એ ઉગ્ર સુધારકના અન્તર્‌માં કોમળ પિતાનું હૃદય કેવું ધબકે છે, અને તેથી રા. નરસિંહરાવના મૌનથી તેઓ જરા પણ આશ્ચર્ય પામતા નથી. આ મૌન એમના હૃદયકુસુમને કીડાની માફક કોરતું હશે, અને જાહેર ઉદ્‌ગાર કાઢી નાંખવાથી એનું દુઃખ ઘણું ઘટે, એમ છે—તથાપિ પોતાની પ્રિય પુત્રીનો દોષ જગત્ આગળ જાહેર કરીને પોતાનો યશ નિર્મળ રાખવો એ એમને યોગ્ય નહિ લાગતું હોય એમ હું ધારૂં છું. અને એમ હોય તો, ખરેખર, એ આપણા દોષને નહિ પણ અનુકમ્પાને પાત્ર છે.

ઊર્મિલાએ પોતાની જ્ઞાતિના, તેમ જ પોતાના પિતૃકુળે અંગીકાર કરેલા સુધારાના, એક-જીવન્તપત્ની-વ્રતના નિયમને માન આપી, રા. રા. દયારામે કરેલા એ મહાવ્રતના ભંગમાં કારણભૂત થવું જોઇતું ન હતું. પણ ઘણી કાચી ઉમ્મરે, સંસારના અનુભવ વગર, સૌ. ઊર્મિલાનો જીવનપ્રવાહ એવી પ્રણાલિકામાં પડી ગયો હતો કે જીવનનાં કર્તવ્યો પિતાની કે સંસારની વિશાળ દૃષ્ટિથી જોવાની એમને કેળવણી પ્રાપ્ત ન થઈ—અને પોતાના અન્તર્‌માં પોતે પણ ન ધારેલાં એવાં તત્ત્વોએ સામ્રાજ્ય સ્થાપ્યું. અને કદાચ થોડોક વખત તો એ સામ્રાજ્યનું એમને પોતાને પણ ભાગ્યે જ ભાન થયું હશે. આ ખેદની વચ્ચે સન્તોષનું કારણ એટલું જ છે કે દુનીઆ જેને સંસારનું સુખ કહે છે એ સુખની આશા વગર, એક મહાન પુરુષના મહાન ગુણમાં જ અનુરક્ત થઇને, અવિચારી પણ નિસ્વાર્થ પ્રેમની લાગણીથી ખેંચાઇને જ, ઊર્મિલાએ આ નવા જીવનનો અંગીકાર કર્યો છે.

રા. રા. દયારામભાઈ! એમને માટે શું કહેવું? જગત્ એમને આજ સુધી એક અ-

સાધારણ ઊંચી વૃત્તિના પરોપકારી સજ્જન તરીકે ઓળખતું હતું, અને એ માન્યતા ભૂલભરેલી હતી એમ આ બનાવ પછી પણ કોઇનું મન માનતું નથી. આકાશમાંથી તારો ખરે ત્યારે આપણા જૂના માણસો જે ઉદ્ગાર કાઢતા, તે જ ઉદ્ગાર અત્યારે રા. દયારામનો વિનિપાત જોઇને સૌને મુખેથી નીકળે છે. તેઓ વયોવૃદ્ધ જ્ઞાનવૃદ્ધ અને તપોવૃદ્ધ પુરુષ છે, અને એમના જેવાને પણ આ સંસારરૂપી મદિરા મત્ત બનાવશે એમ કોઇએ પણ ધાર્યું ન હતું.

'અસંખ્ય ઊર્મિલાઓ મારી પાસે જીવનનો માર્ગ શોધવા આવે છે'—આ એક જ વિચાર એમની દૃષ્ટિ આગળ એમણે કસોટીને સમયે ઉપસ્થિત રાખ્યો હોત તો આ કરુણ વૃત્તાન્ત કદી પણ ન બનત. એમના જેવા મહાપુરુષને માથે ખાનગી પ્રેમને ઊછળવા દેવા કરતાં ઘણી મ્હોટી ફરજો રહેલી છે: 'આ મારા એક કૃત્યથી હિન્દુસ્થાનની સાંસારિક સ્થિતિ ઉપર શી અસર થશે?'—એ પ્રશ્ન રા. દયારામ પોતાના આત્માને ન પૂછે તો બીજું કોણ પૂછે? સૌ. ઊર્મિલાના હૃદય ખાતર પણ એમણે આ પગલું ભરવું ઉચિત ન હતું. એ હૃદય પ્રત્યે એમણે પિતૃધર્મ સાચવ્યો હોત, તો એ સામા હૃદયનો દુહિતૃધર્મ કદી પણ રૂપાન્તર ન પામત. દયારામ જેવા સજ્જનના હાથમાં એમના સ્વદેશબન્ધુજનોએ પોતાની દુહિતાઓ સોંપી હતી, એ શા માટે? એ દુહિતાઓનાં હૃદય એમના જેવા સાધુના સમાગમથી પવિત્ર બને, અને તેઓ જીવનયાત્રામાં ઠોકર ખાવાને બદલે વધારે દૃઢતાથી પગલાં ભરતાં શીખે તે માટે. એ કર્તવ્ય બજાવવામાં રા. દયારામભાઇએ પ્રમાદ કર્યો છે, અને એમના અત્યાર સુધીના શુભ જીવનપટ ઉપર શાહી ઢોળી છે! અધિક શું લખવું?

તા. ક.

ઉપરનુ લખ્યા પછી, આ વિષય પરત્વે રા રા. દયારામનું પોતાનું આત્મવલોકન મારા વાંચવામાં આવ્યું: દયારામે એમના એક મિત્રને કાગળ લખેલો તેમાંથી 'ટ્રિબ્યૂન' પત્રમાં ઊતારો પ્રસિદ્ધ થયો છે, અને તે 'ઇન્ડીયન સોશ્યલ રિફૉર્મર' માં ફરી ઊતારવામાં આવ્યો છે. રા. દયારામ લખે છે: "હું ગીતા જેને 'યોગભ્રષ્ટ' કહે છે તેવો છું. લક્ષ્મી ત્યજવી સહેલી હતી. પણ અહંતાનો નાશ થવા માટે જગતનો તિરસ્કાર પામવો જોઇતો હતો. મને સુખે સમજજો. બિચારા કેવલ (પોતાનો પુત્ર) નો વિચાર કરજો." "હું લોભથી તો મુક્ત થયો હતો—પણ કીર્તિ અને અહંતાથી મુક્ત થવું બાકી હતું. હવે (પૂર્વનાં) કર્મે મારી પાસે એવું કૃત્ય કરાવ્યું છે કે જેમાંથી દુઃખ એની મેળે જ ઉત્પન્ન જશે."

*આ શબ્દો જેવા કોમળ અને કરુણ છે, તેવા જ ગંભીર—આત્મજુગુપ્સાથી ભરેલા છે.* કજળાએલો અગ્નિ કજળાયો છતાં પણ બૂઝાયો નથી, એટલી સન્તોષની વાત છે.

* * * * *

આ માસમાં અણચિન્ત્યા બનાવની જ નોંધ લેવાનું નિર્મિત થયું જણાય છે! થોડાક દિવસ ઉપર પાલીતાણામાં શેત્રુંજી નદીની રેલથી સેંકડો માણસો ડૂબી મુવાં, અને લાખો

પાલીતાણામાં રેલ. રૂપીઆનું નુકસાન થયું. વર્તમાનપત્રોમાં પ્રકટ થએલી હકીકત ઉપરથી સમજાય છે કે રાત્રિના બાર વાગ્યાને શુમારે મુસળધાર વરસાદ પડ્યો, અને નદીનાં પાણી પરાંમાં જોસબંધ ધસી આવ્યાં. લોક ઉંઘતા હતા તે જાગીને પોતાના બચાવ માટે યત્ન કરે તે પહેલાં તો માથોડાપૂર પાણી થઈ ગયું, અને ઘર છોડીને ન્હાસવું અશક્ય થઈ પડ્યું. પાણીના જોરથી દિવાલો પડી, ઘરનાં ઘર બેસી ગયાં, અને અનેક કુટુમ્બો એક કલાકની અંદર નિરવશેષ નાશ પામ્યાં! આ વર્ણન વાંચી ગયા વર્ષનો 'ટાઇટૅનિક' સ્ટીમરનો બનાવ યાદ આવે છે. એક રીતે પાલીતાણાનો બનાવ તો ટાઇટૅનિક કરતાં પણ વધારે હૃદયભેદક છે. કારણ કે પાલીતાણામાં સ્ટીમરની માફક અનેક કુટુમ્બોમાંથી એકઠા થએલા જનોનો જ નાશ થયો નથી-પણ ઘરમાં વસતાં આખાં કુટુમ્બો ને કુટુમ્બો ક્ષણવારમાં લુપ્ત થઈ ગયાં છે!

ઉચ્ચ જીવો જેમ પશ્ચિમમાં જન્મે છે તેમ પૂર્વમાં પણ જન્મે છે: જે દૃઢતાથી અને શાન્તિથી ટાઇટૅનિક સ્ટીમરમાં ઘણા મનુષ્યોએ મૃત્યુના મુખમાં પ્રવેશ કર્યો, તેવી જ દૃઢતા અને શાન્તિ પાલીતાણામાં જૈન વિધવાશ્રમની વિધવાઓએ દર્શાવી હતી: વીર ભગવાનની સ્તુતિ ગાતાં ગાતાં, તેઓએ જળદેવતાને પોતાનો સ્થૂળ દેહ સમર્પ્યો એમ કહેવાય છે. જેવાં દૃઢતા અને શાન્તિનાં, તેવાં જ પરોપકાર અને કર્તવ્યનિષ્ઠાનાં કૃત્યો પણ આ શ્યામ રાત્રિમાં તારાની માફક પ્રકાશે છે. જૈન વિદ્યાર્થિગૃહના વ્યવસ્થાપક, મિ. કુંવરજી દેવશી—એમણે અદ્ભુત શ્રમ હિંમત અને સમયસૂચકતાથી અને સ્વાર્થત્યાગથી સોળ વિદ્યાર્થીઓને એક પછી એક લઇને ઝાડ ઉપર ચઢાવ્યા. પાણી માથાપૂર થઈ ગયા પછી જ્યારે તોકરથી ... થઈ શકે એમ ન જણાયું ત્યારે પોતે જાતે પાણીમાં તરીને બીજા ત્રણ વિદ્યાર્થીઓને લઈ ...ા અને ઝાડ ઉપર મૂક્યા—સ્હવાર સુધી પોતે એ વિદ્યાર્થીઓને સમાશ્વાસન આપતા ઝાડ ઉપર રહ્યા! એ દરમિયાન, એમનાં પોતાનાં પત્ની અને બાલક જે વિધવાશ્રમમાં સૂતાં હતાં એ ત્યાં જ નાશ પામ્યાં! રા. કુંવરજીએ પોતાના કુટુમ્બનો બચાવ કરવા માટે પ્રથમ વિધવાશ્રમ તરફ ન દોડતાં, પોતાને હવાલે મૂકાએલા વિદ્યાર્થીઓ પ્રત્યે પોતાનું કર્તવ્ય કર્યું. આવી જ બહાદુરી એક રા. ઘેલાભાઈ નામે માણસે એ વિદ્યાર્થિગૃહમાં બતાવી હતી. છાપરાનું લાકડું પડ્યું તે પોતાના હાથ ઉપર ઝીલી લઇને ત્રણ છોકરાઓના જાન બચાવ્યા! અને એમને લઇને એ રા. કુવરજીવાળા ઝાડ ઉપર ચઢ્યા.

જે દેશમાં હજી આવા કર્તવ્યનિષ્ઠ પુરુષો છે તે દેશ અધમ દશાએ પહોંચ્યો છે એમ કોણ કહેશે?

આ વિશ્વની યોજનામાં આવા બનાવોનું શું પ્રયોજન હશે?—એ પ્રશ્ન આવે પ્રસંગે દરેક વિચારશીલ મનમાં સ્ફુરી આવે છે, અને એનો વિચાર કરતાં એનું સમાધાન થવાને બદલે, આ ગહન વિશ્વની ગહનતામાં માત્ર વધારો જ થાય છે. અત્યારે આવા કરુણ પ્રસંગે એનું તત્ત્વજ્ઞાન કરવા કરતાં, આ ઉત્પાતથી જે કુટુમ્બો અનાથ અને દુઃખી થઈ ગયાં છે એમની સાથે સહાનુભૂતિ કરવાનો તથા એમને યથાશક્તિ મદદે આવવાનો પ્રસંગ છે.

*　　*　　*　　*

ઉપરના બે અત્યન્ત દુઃખકર બનાવ વિષે બોલી, હવે હું આ માસના એક અતિ આનન્દજનક વિષય ઉપર આવું છું. વાચકને સ્મરણ હશે કે ગયા ડીસેંબર માસમાં આપણા લોકપ્રિય વ્હાઇસરૉય લૉર્ડ હાર્ડિંગે નવી રાજ્યધાની( દિલ્હી )માં પ્રવેશ કર્યો, તે વખતે જે દેશદ્રોહી અસુરે

બાલોત્સવ.

એ મહાન રાજ્ય-પુરુષ ઉપર 'બૉમ' ફેંક્યો હતો—તેને પકડવા માટે દેશી રાજા રજવાડાઓએ અને અન્ય ધનિક જનોએ મ્હોટાં મ્હોટાં ઇનામ કાઢ્યાં હતાં. આ ગુન્હેગારને પકડવાની ફરજ સરકારની છે એમ જણાવી સરકારે એ રકમો ઇનામ માટે સ્વીકારી નહિ, પણ લેડિ હાર્ડિંગની અતીવ રુચિર સૂચના અનુસાર એમ ઠરાવવામાં આવ્યું કે એ રકમ હિન્દુસ્થાનનાં બાળકોનો એક આનન્દદિન ઉજવવામાં વાપરવી. ગઈ તા. ૨૦ મી (જૂન) એ લૉર્ડ હાર્ડિંગનો જન્મદિવસ હોવાથી એ દિવસ આ આનન્દકાર્ય માટે પસંદ કરવામાં આવ્યો, અને ઉપર કહેલી રકમમાં પ્રજાએ પોતાના ઉમંગથી બીજાં નાણાં ઉમેર્યાં—અને એમાંથી દેશનાં સર્વ બાળકોને મીઠાઈ ચિત્રો વગેરે વ્હેંચવામાં આવ્યાં. આ પ્રસંગે લેડિ હાર્ડિંગે હિન્દનાં બાળકોને મોકલેલો સન્દેશ ઘણો જ આર્દ્ર અને માતાના સ્નેહથી ઊભરાય છે. એ કહે છેઃ

"My dear children, I wish to send you a message of affection and sympathy and to wish you every happiness on the Viceroy's birthday. I feel for you very much indeed in all the sufferings you are called upon to bear and hope that the little gift which I am sending to you may bring you pleasure.

Many of you to whom my gift comes are orphans, and I, who am a mother, feel specially for you who are motherless or fatherless.

There are also those who are in great poverty and affliction, and I would wish to send to each one of you a message of comfort on this day of general rejoicing."—Lady Hardinge of Penshurst

રાજ્યાધિકારીઓ પ્રજા પ્રત્યે આવો કુટુમ્બીપણાનો ભાવ રાખે ત્યારે જ પ્રજાના હૃદયને વશ કરી શકે. "राजा प्रकृतिरञ्जनात्."

આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ.

# કવિ વિશ્વનાથ જાની કૃત
# નરસિંહ મહેતાનું જીવનચરિત્ર.

આ કવિનાં અત્યાર સુધીમાં કોઈ પણ કાવ્ય, અથવા છૂટક પદ પ્રસિદ્ધ થયાં નથી, તેથી ત્હેમને વિષે પ્રજામાં ઘણો ભાગ અજાણ્યો હોવાથી આ નીચે ત્હેમની ટુંકામાં હકીકત આપવામાં આવી છે. તેમ ત્હેમના રચેલા નરસિંહ મહેતાના જીવનચરિત્રના કાવ્યનો પણ સાર આપવામાં આવ્યો છે.

આજ સુધીમાં આ કવિનાં ફક્ત બે જ કાવ્યો હાથ આવ્યાં છે. પહેલું ગનીમની[1] લઢાઇનું કાવ્ય. આ કાવ્ય ખંડિત છે, અને ત્હેની હસ્ત લિખિત પ્રત વૈકુંઠવાસી ઇચ્છારામભાઈ સૂર્યરામ દેશાઈના જુના પુસ્તકોના સંગ્રહમાં છે. તેમાં લઢાઇની હકીકત આપવામાં આવી છે.

બીજું કાવ્ય તે મહેતાના જીવનચરિત્રનું છે. તેની પણ અસલ હસ્ત લિખિત પ્રત ઉપર બતાવ્યા પ્રમાણે વૈ. ઈ. સૂ. દેશાઇના જુના પુસ્તક સંગ્રહમાં છે. ને ત્હેનો પણ આરમ્ભનો ભાગ, તેમ છેવટનો ભાગ નાશ પામેલો છે. તેથી મહેતાનું જીવનચરિત્ર પૂરેપૂરૂં હાથ આવ્યું નથી.

આ જીવનચરિત્રના કાવ્યમાંથી બાકીનો ભાગ બાદ કરતાં હુંડી ચરિત્ર અને મોશાળા ચરિત્રનાં કાવ્ય પુરેપુરાં મળે છે. હારચરિત્રનાં બત્રીશ પદ પછીનો ભાગ ફાટી જવાથી આ ઉપર શામળશાહના વિવાહનું કાવ્ય, તેમ મહેતાના બાપના શ્રાદ્ધનું કાવ્ય હશે કે નહિ જાણવા માટે હાલ તો કાંઈ સાધન નથી, પણ જે કવિએ મહેતાના જીવનચરિત્રનું કાવ્ય રચ્યું, તેણે આ બે મોટા બનાવોનું પણ કાવ્ય રચ્યું હશે એમ અનુમાન થાય છે.

કવિએ આ કાવ્યના કોઈ પણ કડવામાં, કે કાવ્યના અંત ભાગમાં પોતાનું નામ આપેલું દેખાતું નથી, પણ પોતાની અવટંક 'જાની'ની હશે તે ઉપરથી જાની શબ્દ મૂકેલો જોવામાં આવે છે. મળેલા હાથના લખેલા પુસ્તકમાં "કવિ શ્રી વિશ્વનાથ જાની કૃત મોશાળા ચરિત્ર સંપૂર્ણ" આવું લખેલું હોવાથી કવિનું ખરૂં નામ જાણવામાં આવ્યું છે. લેખકે, આ ઠેકાણે જો આ પ્રમાણે ન લખ્યું હોત તો ગુજરાતી કવિઓમાં તે 'જાની' નામથી જ પ્રસિદ્ધિમાં આવત.

આ કાવ્યમાં શુ શું આવ્યું છે તે જાણવા માટે દરેક કડવાનો સાર, ટુંકામાં આ નીચે આપવામાં આવ્યો છે. તે ઉપરથી કવિની કવિત્વ શક્તિ કેવી હશે તે જાણવામાં આવશે, ત્હેની સાથે કવિની ભાષા, જે એક દેશી નહિ, પણ સર્વ દેશી જણાય છે તેનું પણ જણાઈ આવશે. કવિ પાટણ તરફના હોવા છતાં ત્હેમની ભાષામાં પાટણવાડી શબ્દો જણાતા નથી, તેથી એમ અનુમાન થાય છે, કે ત્હેમણે ગુજરાતના જુદા જુદા ભાગમાં થોડી થોડી ગુજાન

[1] હુંગારાની લડાઈ. ગનીમ—હુંગારો.

રહી આવ્યા હશે. વળી ત્હેમણે સુરત જીલ્લાની દક્ષિણનો, એટલે થાણા અને મહારાષ્ટ્રનો ઉત્તર ભાગ પણ જોયો હશે, જો તેમ ન થયું હોય તો ત્હેમના આ કાવ્યમાં જે 'વેડા,' 'તાત્યા,' ને થાટી જેવા મરાઠી શબ્દો આવેલા છે તે આવત નહિ,

કવિ પ્રેમાનંદભાઇનો જન્મ વિ. સં. ૧૬૯૨, કે ૧૬૯૫ માં ધારીએ તો, આ મોશાળા ચરિત્રનું અંતરગત કાવ્ય જે વિ. સં. ૧૭૦૮ ના ચૈત્ર વદિ તેરશ ને શનિવારના દહાડે રચાયું છે, તે વખતે પ્રેમાનંદ કવિની ઉમર સોલ અથવા તેર વરસની હોવી જોઇએ. તે વખતે આ કવિએ પોતાનું આ કાવ્ય બનાવ્યું છે, ને તે વડોદરાની નજીકના ભાગમાં રહીને નહિ, પણ તેનાથી બહુ દૂર, ગુજરાતના છેક ઉત્તર છેડા પર આવેલા પાટણના ભાગમાં રહીને લખ્યું છે, તેમ છતાં બંને કવિઓનાં કાવ્યોનો મુકાબલો કરતાં તે એટલાં તો મળતાં આવે છે, કે તે જોઈ સાનંદાશ્ચર્ય થયા વિના રહેતું નથી. પણ ઇશ્વરની કળા અગાધ છે ત્હેની કૃતિને કોઈ પારખી શકતું નથી, એટલે આ વિષે કાંઈ પણ નક્કી કહી શકાય નહિ. તેમ છતાં આ બંને કવિઓની કૃતિ ભિન્ન ભિન્ન છતાં પણ એક બીજા ઉપર દોષ આરોપણ થાય તો તે બનવા જેવું છે. એક સાક્ષર કહે છે, કે ઈંગ્લાંડમાં પણ ઘણા જુના કવિઓનાં કાવ્યો, ઘણી વાર એક બીજાને મળતાં આવે છે, છતાં કોઇની કૃતિ માટે શંકા ઉઠતી નથી.

આ વિષય પ્રેમાનદ કવિના નાટકો પેઠે કાંઈ વાદવિવાદ ઉપસ્થિત કરવા માટે લખ્યો નથી. તેમ છતાં ભવિષ્યમાં તેવો બનાવ બને તો, તેમાં કાંઈ નવાઈ જેવું નથી.

પાછળ જણાવ્યા પ્રમાણે પુસ્તકનો આરમ્ભનો થોડોક ભાગ નાશ પામેલો હોવાથી કાવ્યની શરૂઆત આઠમા કડવાના અગીઆરમા ટાંપથી શરૂ થાય છે, જે પાનાં ફાટી ગયાં તેમાં શી હકીકત હતી, તે જાણવા માટે, આખું કાવ્ય જડતા સુધી હાલ કાંઈ આધાર નથી.

આઠમા કડવામાં મહેતાજી નીચને ઘેર કીર્તન કરવાને જવાના હોવાથી મહેતી તેમને ઓરડામાં ઘાલી પુરી રાખે છે, પણ મહેતો તો પોતાના કરાર પ્રમાણે ત્યાં ભજન કરવા માટે ગયેલા હોવાથી લોકો. મહેતીને ઠપકો આપે છે, ત્યારે મહેતી, સાંકળ ઉઘાડી મહેતાને સુતેલા બતાવે છે, તેથી શક પડતાં કહેવા આવનાર માણસમાંથી કેટલાક ફરી ભજનવાળી જગાએ મહેતાને જોવા જાય છે, તો ત્યાં પણ તેઓ મહેતાને દેખે છે ને તે જોઈ લોક આશ્ચર્ય પામતા પોતપોતાને ઘેર વેરાઈ જાય છે.

નવમા કડવામાં ઘેર આવેલા પ્રાહુણા માટે મહેતો, બજારમાંથી સીધુ સામાન લેવા માટે જાય છે, ને રસ્તામાં કોઈ ભાવિક વૈષ્ણવના આગ્રહથી કીર્તન કરવા બેસે છે, તે જોઈ શ્રી કૃષ્ણ મહારાજ, મહેતાનું રૂપ લેઈ સીધુ સામાન ઘેર આપી આવે છે, પ્રાહુણા જમી રહ્યા પછી ઘેર આવતાં મહેતાને આ વાતની ખબર પડે છે.

કડવા દશમામાં મહેતો નાતમાં જમવા જાય છે, પણ ઢેડવાડામાં ભજન કરવા ગયેલા હોવાથી તેમની પાસે નાતમાં કોઈ પાસે બેસતું નથી, ને નાતવાળાના આગ્રહથી તેમને પર-

ધણી નાતમાથી ઘેર જવા માટે દિલગીરીથી જણાવે છે. તે સાંભળી તેઓ વગર મહોંચે ઘેર આવે છે, પણ આ વાત શ્રી કૃષ્ણ મહારાજને ગમતી ન હોવાથી તેઓ નાગરો ઉપર ક્રોધે ભરાઈ તમામ રસોઇની વિષ્ટા કરી દે છે, તેથી પીરસનારાઓ રસોઈ લેવા જતાં નર્કના ઢગલા દેખી પાછા આવે છે, એટલું જ નહિ, પણ ચારે તરફ દુર્ગંધ ફેલાઈ જતાં ત્યાં આગળ કોઇનાથી જઈ શકાતું નથી.

પાક ઉઘાડયો જેટલે વિપરીત દીઠું તાંહા,
નર્કના ઢગલા વળ્યા કચવચે કૃમી તે માંહા.

આ જોઈ જમવા આવનારા નાગરો ગભરાઈ જાય છે, ત્યારે એક વૃદ્ધ ડાહ્યો નાગર આમ થવાનુ કારણ મહેતાને નાતમાંથી ઉઠાડી મુકયાનુ જણાવે છે, ને તેની વાત બધાને ગળે ઉતરવાથી બે ચાર આબરૂદાર નાગરો, અને ઘર ધણી મહેતા પાસે આવી જમવા આવવા અતિ આગ્રહ કરે છે. રાગદ્દષ્ટિવાળા મહેતા જમવા જાય છે ને તેથી રસોઈ પૂર્વવત્ થાય છે.

આ વખતે મહેતો નાતમાં જમતાં જમતાં એક પદ ગાય છે, તે કવિએ એમનું એમ 'મહેતાના શ્રી મુખનું પદ' કરી પોતાના કાવ્યમાં દાખલ કરે છે.

પદ રાગ કાલેરા.

વટલ્યો રે નાગર નરસૈંયો, ખોટયુ આહીરનુ ખાધુ રે;
ને અમર રસ સહુ ઢોળી દીધો, અમૃત કચોલુ લાધ્યુ રે. વટલ્યો૦

નિત્ય ઉઠી સુંદર શામળીઓ, વૃંદાવનમા જાએ રે;
નગૈયાને પાસે બેસાડી, આહીરડામા ખાએ રે. વટલ્યો રે૦

જમી ઉઠ્યા સમસ્ત નાગર, હૈડે હર્ષ ના માએ રે;
મહેતાજીને પાગ નમીને, સહુકો મંદિર જાએ રે. વટલ્યો રે૦

જેહેને માથે શામળો તેહેને, ઉવેખે કોણ રે,
ભક્તની ખ્યાત વધાર્યા કેર, પોતે પાળે પોણ રે. વટલ્યો રે૦

કડવા અગીઆરમા મહેતાની પત્ની વૈકુંઠવાસી થાય છે તે વખતે કુવરબાઈ પોતાની વહાલી માતુશ્રીના મૃત્યુથી દુખી થઈ રહે છે, ત્યારે મહેતા તેને ધીરજ આપે છે, ને કહે છે, કે—

ઈશ્વરી ઇચ્છા એમ થઈ, મહેતાની સ્ત્રી વૈકુંઠ ગઈ;
મહેતોજી થયા પ્રસંન, કુઅરબાઇએ ભર્યાં લોચન.
મહેતાજી કહે ટળ્યો જંજાળ, પુત્રી સ્મરો શ્રી ગોપાળ.[1]

' કવિ પ્રેમાનંદે આ જગોએ નાગરોમાં કોલેરા—કોગળીયુ—ચાલ્યાનું જણાવ્યું છે સાહિત્યમાં પ્રકટ થતુ ' શામળશાહનો મ્હોટો વિવાહ ' નામના કડવાનું કડવું ત્રીજું.

૧ બૃ. કા. ભાગ ૧ લો પૃષ્ટ ૨૨૦, કડવા ૩ ની કડી ૧૪ ભીમા પ્રે કવિના મામેરામાં

ત્યાર પછી મહેતાનો એકનો એક ચિરંજીવી શામળશાહ પણ દેવલોક થાય છે. તે જોઈ નગર લોક રુએ છે, પણ મહેતાના મનને કશો શોક થતો નથી. પછી મહેતાની પુત્રી કુંઅરબાઇને આણું આવવાથી તેને સાસરે વળાવે છે ને વિધવા પુત્રવધુ મહેતાની સેવા ચાકરી કરે છે, તેમ પોતાના પવિત્ર સમરણાનાં રચેલાં પદ કંડે કરે છે, તે બહુ રસિક લાગવાથી ત્હેની પાસે ગામની બીજી સ્ત્રીઓ શીખવા આવે છે.

માનબાઈ નાગે એક નાર, તેહેને ઘણું વાહાલા મોરાર;
રતનબાઈ બીજી સુંદરી, તેહેને વાહાલી ભક્તિ હરિ.

આવી શ્રદ્ધાળુ સ્ત્રીઓને કોટે હાથ નાખી મહેતો કેટલીક વાર દામોદરજીનાં મંદિરમાં નાચે છે, પણ તેમના શુદ્ધ મનને કાંઈ પણ પશુવત્ વિકાર થતો નથી કવિ કહે છે, કે–

નિર્ધુમ્ર અગન હોય જેમ, નરસિંહ નિર્વિકારી તેમ;
જેમ અગ્નિમાં ટાઢક નહીં લેશ, તેમ વિષય બુદ્ધિનો નહીં પ્રવેશ.

આ પ્રમાણે કીર્તનમાં સામેલ થયેલી સ્ત્રીઓનાં મન પણ ચોકખાં છે, તેમ તેમણે પણ મહેતા પેઠે લોક લાજને છોડેલી છે.

મન જીતી એમ કીર્તન કરે, મહેતા સરખું ચિત્ત ધરે,
લાજ રહીત તે નિર્મળ મન, મહેતા સાથે કરે કીર્તન;
બીજી સખીઓ એ બે ચાર, તેણીએ મુક્યો લોકાચાર

આવું છતાં મહેતાના મનમાં કાંઈક લૌકિક લજ્યાનો વિચાર આવી ગયો હશે તેથી કવિ કહે છે, કેઃ—

પણ મહેતાનુ છે વચન, શ્રી મુખે જે કહ્યું પાવન;
માહારૂ ગાયુ ગાશે જેહ[1], ઘણા ગોદા ખાશે તેહ.
માહારૂં ગાયુ ગાશે જેહ, સુખે વૈકુંઠ જાશે તેહ,
એ વચનનો ભેદ વિચાર, જાણહારો તે લેહેશે નિર્ધાર.

## કડવું ૧૨ મું

જૂનાગઢનો પર્વત મહેતો[2] દર પૂનમે દ્વારકા જાત્રા માટે જાય છે, ત્હેને વૃદ્ધ થયેલો

---

૧ કવિ દયારામભાઇએ પણ પોતાની કવિતા માટે એક સ્થળે આવી કડીઓ કહેલી હોય તેવું યાદ છે, પણ તે ક્યા પદમાં તે આ વખતે ખબર નથી.

૨ કેટલાક કવિઓ પર્વત મહેતાને નરસિંહ મહેતાનો કાકો જણાવે છે પણ અહિં તેવું જણાવ્યું નથી.

ધણી નાતમાથી ઘેર જવા માટે દિલગીરીથી જણાવે છે. તે સાંભળી તેઓ વગર મોચે ઘેર આવે છે, પણ આ વાત શ્રી કૃષ્ણ મહારાજને ગમતી ન હોવાથી તેઓ નાગરો ઉપર ક્રોધે ભરાઈ તમામ રસોઇની વિષ્ટા કરી દે છે, તેથી પીરસનારાઓ રસોઈ લેવા જતાં નર્કના ઢગલા દેખી પાછા આવે છે, એટલું જ નહિ, પણ ચારે તરફ દુર્ગંધ ફેલાઈ જતાં ત્યાં આગળ કોઇનાથી જઈ શકાતું નથી.

પાક ઉઘાડયો જેટલે વિપરીત દીઠુ તાંહાં,
નર્કના ઢગલા વળ્યા કચવચે કૃમી તે માંહા.

આ જોઈ જમવા આવનારા નાગરો ગભરાઈ જાય છે, ત્યારે એક વૃદ્ધ ડાહ્યો નાગર આમ થવાનું કારણ મહેતાને નાતમાંથી ઉડાડી મુકયાનું જણાવે છે, ને તેની વાત બધાને ગળે ઉતરવાથી બે ચાર આબરૂદાર નાગરો, અને ઘર ધણી મહેતા પાસે આવી જમવા આવવા અતિ આગ્રહ કરે છે. સમદૃષ્ટિવાળા મહેતા જમવા જાય છે ને તેથી રસોઈ પૂર્વવત્ થાય છે.

આ વખતે મહેતો નાતમાં જમતાં જમતાં એક પદ ગાય છે, તે કવિએ એમનું એમ 'મહેતાના શ્રી મુખનુ પદ' કહીને પોતાના કાવ્યમાં દાખલ કરે છે.

પદ રાગ કાલેરો.

વટલ્યો રે નાગર નરસૈંયો, ખોટયુ આહીરનું ખાધું રે;
ને ચાવર રસ સહુ ઢાળી દીધો, અમૃત કચોળું લાધ્યું રે. વટલ્યો૦

નિત્ય ઉઠી સુંદર શામળીઓ, વૃંદાવનમાં જાએ રે;
નરસૈંયાને પાસે બેસાડી, આહીરડાના ખાએ રે. વટલ્યો રે૦

જમી ઉઠયા સમસ્ત નાગર, હૈડે હર્ખ ના માએ રે;
મહેતાજીને પાગ નમીને, સહુકો મદિર જાએ રે. વટલ્યો રે૦

જેહેને માથે શામળો તેહેને, ઉવેખે કોણ રે;
ભકતની ખ્યાત વધાર્યા કેરૂ, પોતે પાળે પોણ રે. વટલ્યો રે૦

કડવા અગીઆરમાં મહેતાની પત્ની વૈકુંઠવાસી થાય છે તે વખતે કુંવરબાઈ પોતાની વહાલી માતુશ્રીના મૃત્યુથી દુખી થઈ રડે છે, ત્યારે મહેતા ત્હેને ધીરજ આપે છે, ને કહે છે, કે:-

ઈશ્વરી ઈચ્છા એમ થઈ, મહેતાની સ્ત્રી વૈકુંઠ ગઈ;
મહેતોજી થયા પ્રસંન, કુઅરબાઇએ ભર્યાં લોચન.
મહેતાજી કહે ટળ્યો જંજાળ, પુત્રી સ્મરો શ્રી ગોપાળ.[1]

---

' હવે પ્રેમાનદે આ જગોએ નાગરોમાં કોલેરા-કોગળીયું-ચાલ્યાનું જણાવ્યું છે સાહિત્યમાં પ્રકટ થતુ 'શામળશાહનો મ્હોટો વિવાહ' નામના કડવાનું કડવું ત્રીજું.

૧ બૃ. કા. ભાગ ૧ લો પૃષ્ટ ૨૨૦ કડવા, ૩ ના કડી ૧૪ મીમાં પ્રે. કવિના નામેરામાં કહ્યું છે કે "ભલું થયું ભાગી જંજાલ, સુખે ભજશુ શ્રી ગોપાળને મગતી દે.

ત્યાર પછી મહેતાનો એકનો એક ચિરંજીવી શામળશાહ પણ દેવલોક થાય છે. તે જોઈ નગર લોક રૂએ છે, પણ મહેતાના મનને કશો શોક થતો નથી. પછી મહેતાની પુત્રી કુંઅરબાઇને આણું આવવાથી તેને સાસરે વળાવે છે ને વિધવા પુત્રવધુ મહેતાની સેવા ચાકરી કરે છે, તેમ પોતાના પવિત્ર સસરાનાં રચેલાં પદ કડે કરે છે, તે બહુ રસિક લાગવાથી ત્હેની પાસે ગામની બીજી સ્ત્રીઓ શીખવા આવે છે.

માનબાઈ નામે એક નાર, તેહેને ઘણું વાહાલા મોરાર;
રતનબાઈ બીજી સુંદરી, તેહેને વાહાલી ભક્તિ હરિ.

આવી શ્રદ્ધાળુ સ્ત્રીઓને કોટે હાથ નાખી મહેતો કેટલીક વાર દામોદરજીનાં મંદિરમાં નાચે છે, પણ તેમના શુદ્ધ મનને કાંઈ પણ પશુવત્ વિકાર થતો નથી. કવિ કહે છે, કે—

નિર્ધુમ્ર અગન હોય જેમ, નરસિંહ નિર્વિકારી તેમ;
જેમ અગ્નિમાં ટાઢક નહીં લેશે, તેમ વિષય બુદ્ધિનો નહીં પ્રવેશ.

આ પ્રમાણે કીર્તનમાં સામેલ થયેલી સ્ત્રીઓના મન પણ ચોકખાં છે, તેમ તેમણે પણ મહેતા પેઠે લોક લાજને છોડેલી છે

મન જીતી એમ કીર્તન કરે, મહેતા સરખુ ચિત્ત ધરે,
લાજ રહીત ને નિર્મળ મન, મહેતા સાથે કરે કીર્તન;
બીજી સખીઓ એવી બે ચાર, તેણીએ મુકયો લોકાચાર.

આવું છતાં મહેતાના મનમાં કાંઈક લૌકિક લજ્યાનો વિચાર આવી ગયો હશે તેથી કવિ કહે છે, કેઃ—

પણ મહેતાનુ છે વચન, શ્રી મુખે જે કહ્યુ પાવન;
માહારૂ ગાયુ ગાશે જેહ[1], ઘણા ગોદા ખાશે તેહ.
માહારૂ ગાયુ ગાશે જેહ, સુખે વૈકુંઠ જાશે તેહ,
એ વચનનો ભેદ વિચાર, જાણહારો તે લેહેશે નિર્ધાર.

કડવું ૧૨ મું

જૂનાગઢનો પર્વત મહેતો[2] દર પૂનમે દ્વારકા જાત્રા માટે જાય છે, ત્હેને વૃદ્ધ થયેલો

૧ કવિ દયારામભાઇએ પણ પોતાની કવિતા માટે એક સ્થળે આવી કડીઓ કહેલી હોય તેવું યાદ છે, પણ તે કયા પદમાં, તે આ વખતે ખબર નથી.

૨ કેટલાક કવિઓ પર્વત મહેતાને નરસિંહ મહેતાનો કાકો જણાવે છે પણ અહિં તેવું જણાવ્યુ નથી.

જોઈ શ્રી કૃષ્ણુ ભગવાન સ્વપ્નામાં કહે છે, કે તારે હવે આટલે દૂર જાત્રાએ આવવાની જરૂર નથી. હું તારે ઘેર આવીને રહેવાનો છું માટે સવારમાં દરિયા કિનારે આવીને મને શોધજે, એટલે મ્હારી પ્રતિમા તને જડશે તે લેઈ જઈ ત્હેનું રોજ પૂજન કરજે.

એક દિવસ આ પર્વત મહેતાને ઘેર રાતે ઓચ્છવ થાય છે, ને ત્હેમાં મહેતો પણ જાય છે. મોડી રાતે ભજન કરતાં કરતાં મહેતાને તરસ લાગવાથી પાણી માગે છે, પણ ભજનની ધૂન્યમાં ત્હેમનું કોઈ સાંભળતું નથી તેથી શ્રી કૃષ્ણુ મહારાજ જાતે આવીને ત્હેમને પાણી પાઈ જાય છે.

ઝારી ભરીને પ્રભુજી પધાર્યા, મેહેતે દીઠા તે વાર;
નરસિંહ મેહેતે પ્રણામ કરીને, જળ પીધું તેણી વાર.

કડવું ૧૩ મુ.

આ કડવાથી કવિ હુંડી ચરિત્રનું કાવ્ય શરૂ કરે છે. બે યાત્રાળુઓ સાતસો રૂપિયા લેઈ જૂનાગઢમાં શાહુકારની પેઢી શોધે છે, તેમને જોઈ મશકરા નાગરો મહેતાની મજાક કરવા ત્હેમનું ઘર બતાવે છે નાગરો કહે છે, કેઃ—

હા ભાઈ આંહાં મોટા ધનપાલ ! હુંડી કરશે તે તતકાળ;
જાંહાં તાંહાં સઘળે હુંડી ફરે, કહીયાંથી પાછી નવ ફરે.
ઠગ વિદ્યાએ બોલ્યા લોક, જૈ લેશો રૂપૈઆ રોક;
નરસિંહ નાગર વાસે આંહા, ઓ પેલું ઘર જાઓ તાંહાં.”

પણ મહેતો નાગરોની આ વાત તરત જાણી જાય છે, કેમકે તે પોતે પણ તેમાંનો એક નાગર છે.

પોતે મન જાણ્યુ તતખેવ, નાગરને ઠગ વિદ્યાની ટેવ.

કડવું ૧૪ મું.

આ કડવામાં મહેતો આવેલા બે યાત્રાળુઓને હુંડી લખી આપે છે.

કડવું ૧૫ મુ.

બને યાત્રાળુમાંથી એક જણુ મહેતાની પેઢીનો દેખાવ જોયાથી હુંડીના ખરા ખોટા માટે અનેક તર્ક વિતર્ક કરે છે, અને હુંડીના ખરાપણા માટે ત્હેના મનની શંકા વધતી જાય છે.

હુંડી વાળા કરે વિચાર જી, મહેતાજીનો દીઠો વેહેવાર જી;
વેહેપાર એહેનો કોહો ક્યમ ચાલે જી, નામુ લેખું ખાતે નવ લેહે જી.
ખાતાવહી દીસે નહીં, નહીં નાણાવટની રીત;
હુંડી નામે નાંહાંધી નહીં, ને સ્મર્ણું હરિનું ચિત્ત.

આ સાંભળી બીજો હેને ધીરજ આપે છે.

મીથ્યા હુંડી ક્યમ લખે, જે હોએ હરિના જંન;
કુડ કપટથી વેગળા રહે, ધરે ખુબ પાવંન.

કડવું ૧૯ મુ.

બંને યાત્રાળુઓ હુંડી વટાવવા માટે દ્વારકાના ચૌટામાં ભટકે છે, પણ હુંડીવાળા શામળશાહ શેઠની પેઢી કહીયાં પણ દેખાતી નથી, તેથી રૂપિયા ગયા જાણી ઉદાસ મોંએ પાછા ફરવાનું કરે છે.

જાત્રીજ બેહુ કરે વિચાર, શામળશાહ ન મળ્યા નિર્ધાર;
ફર્યા પાછા મુકી નિશ્વાસ, કામ ન થયું ને મન ઉદાસ.

આ જોઈ શામળશાહ શેઠ હેમને રસ્તામાં ભેગા થાય છે, તે વખતનું શેઠનું વર્ણન કરવામાં કવિએ, વાણીઆના પહેરવેશ વગેરેનું સારૂં વર્ણન કર્યું છે.

આ પદનો કેટલોક ભાગ, કવિ પ્રેમાનંદ કૃત હુંડીના કાવ્યના છઠ્ઠા કડવાને કેટલેક અંશે મળતો આવવાથી આ નીચે હેનો ઉતારો કરવામાં આવ્યો છે.

અંતરજામી દીન દયાળ, તતક્ષણ ત્યાંહાં થયા કૃપાળ;
શ્રીવર સુંદર દ્વારકારાય, જાણ્યું રખે હુંડી પાછી ફરી જાય.

નરસૈંએ દીધુ મુને કાજ, વાર લાગે તો મુજને લાજ;
તતક્ષણ પ્રકટયા ત્રિભોવન ભૂપ, શામળ પારેખ સુંદર રૂપ.

દીસંતા મોટા ધન પાળ, તેજ ઘણું ને તીલક વિશાળ;
પારેખના સરખી પાઘડી, કોહો પ્રભુજી ક્યમ આવડી.

નેત્ર વિશાળ ને ભીને વાન ત્રિભોવન માંહાં કો નહીં સમાન;
મુક્તાફળ કાને શોભતાં, મુખે તંબોલ અતિ ઓપતાં.

અણીઆળું નાક સુક ચંચ સમાન, ભ્રકુટી મોહે આકાર કમાન;
નીચી એકતાઈ ને સુંદર લાવણ્ય, તતક્ષણ શીવી લાવ્યુ કોણ.

કાંને કુડળ જ્યોત પ્રકાશ, કંઠે પછેડી બેહુએ પાસ;
નીચા છેડા લટકે કણા, સોહે ગાંઠડી નહીં કાંઈ મણા.

વેઢ વીંટી કર નંગે જડી, તતપર કોણે આણી ઘડી;
મોટી ફંદ ને તેહેવી ચાલ, ચર્ણે ચમકે મોજાં લાલ.

બૃ. કા. ભા. ૨ જાનું પૃષ્ઠ ૨૮૬ કવિ પ્રેમાનંદ કૃત હુંડીનું કડવું છઠું.

ખભે દોત ને નીચી ચાલ, રૂપ શોભાવ્યું શ્રી ગોપાલ;
લેખણુ એક ખોસી છે કર્ણ, એમ શીખ્યા એહેવાં આચર્ણ.
લડસડતા ચાલે છે નાથ, પારેખની પેરે નાંખે હાથ;
વાણોતર છે સંગ બે ચાર, કો વહી કો કોથળી ધરનાર,
નરસિંહ કારણ ધરીયુ રૂપ, કમળાને કહે વૈકુંઠ ભૂપ[1].

( અપૂર્ણ. )

છગનલાલ વિ. રાવળ.

---

# અમદાવાદમાં બાલોત્સવ.

"આજે જે શુભ પ્રસંગને માટે આપણે બધા અત્રે એકઠા મળ્યા છીએ, તે શુભ પ્રસંગ, આપણા હાલના માનવંતા નામદાર વાઈસરાય લૉર્ડ હાર્ડીંજ સાહેબ અણચિંતવ્યા ભયમાંથી મુક્ત થયા તે છે. તેથી તે વિષે હું તમારી આગળ ટુંકું વિવેચન કરવા રજા લઉં છું.

તમે બધા જાણો છો કે હાલના નામદાર વાઈસરાય લૉર્ડ હાર્ડીંજ સાહેબ એક દીલસોજ વાઈસરાય છે, તે હિંદનું ભલું કેવી રીતે થાય તેની સમ્પૂર્ણ કાળજી રાખે છે, અને તેથી આખા દેશમાં તેમની તરફ માનની અને ઉપકારની લાગણી ફેલાએલી છે. તેમના આગ્રહથી ગઇ સાલ આપણા નામદાર મહારાજાધિરાજ શહેનશાહ પાંચમા જ્યોર્જ રાજ્યારોહણની ક્રિયા પ્રસંગે અત્રે પધાર્યા હતા, અને તે શુભ પ્રસંગે, નામદાર વાઇસરાયે નામદાર શહેનશાહ સાથે વાતચીત કરી આપણા દેશનું ભલુ થાય તેવા કેટલાક અગત્યના સુધારાઓ કરાવ્યા હતા. નામદાર શહેનશાહ અને શહેનશાહ બાનુના સ્વમુખે હિંદનું હિત કરવાનાં જે જે શુભ વચનો, દિલ્હી દરબાર વખતે અપાયલાં હતાં, તે તે શુભ વચનો અમલમાં મૂકવા નામદાર વાઈસરાયે પોતાનાથી બનતું કર્યું છે અને તેથીજ તેમની કીર્તિ સર્વત્ર હિંદમાં આજે ફેલાઈ રહી છે.

એ સુધારાઓ પૈકી, કેળવણીની વૃદ્ધિ કરવી, હિંદનું હાલનું પાટનગર બદલવું વગેરે સુધારા મુખ્ય હતા. કલકત્તાને બદલે ઇતિહાસપ્રસિદ્ધ પ્રાચીન દિલ્હી શહેરને પાટનગર બનાવવાનો નામદાર શહેનશાહનો વિચાર, હિંદની પ્રજાએ ઉમંગથી વધાવી લીધો હતો, અને તે માટે નામદાર વાઇસરાયે, ત્યાં પોતાનું અને બીજા સરકારી અમલદારોનું રહેઠાણ

[1] કડવાનો બાકીનો ભાગ પણ ઘણો ખરો પ્રે. કૃ. હુંડીના છૂટા કડવાને મળતો આવે છે પણ સ્થળ સંકોચને લીધે અહિં આપ્યો નથી.

કરવાના હેતુથી કેટલાંક સુંદર મકાનો બંધાવવા માંડ્યાં છે. તા. ૨૩-૧૨-૧૨ ના રોજ સવારના ૧૧ વાગ્યે તે નામદારની સ્વારી કલકત્તેથી દિલ્હી આવી હતી. તેમના પધારવાથી દિલ્હીના લોકો ઘણાજ ખુશી થયા હતા; અને તેમણે નામદાર વાઈસરાયને તથા બીજા અધિકારીઓને સ્ટેશન ઉપર પુષ્કળ માનપાન આપ્યું હતું. સ્ટેશન ઉપરથી નામદાર વાઈસરાયની સ્વારીનુ અપૂર્વ સરઘસ, પોતાના નવા કૌંસિલ હોલ તરફ જતું હતું તે પ્રસંગે તેઓ સાહેબ તથા તેમનાં માનવંતાં બાનુ લેડી હાર્ડીંજ સાહેબ રાજ્યના એક મોટા માતંગ (હાથી) ઉપર વિરાજમાન થયાં હતાં. એ સિવાય પાછળ બીજા પચાસેક હાથી ઉપર અંગ્રેજી રાજ્યના મોટા મોટા અમલદારોની સ્વારી આવતી હતી. સ્ટેશનની બહાર નીકળ્યા પછી આ સરઘસ કવીન્સ ગાર્ડન પાસે થઈ ચાંદની ચૉક આગળ આવી પહોંચ્યું હતું. જ્યારે આ સરઘસ ચાંદની ચોક મધ્યે થઈ વાજતે ગાજતે જતું હતું, ત્યારે લાખો લોકો જોવા એકઠા મળ્યા હતા, તેવામાં એકાએક કોઈ દુષ્ટ પુરૂષે નામદાર વાઈસરાયના હાથી ઉપર એક દારૂ ભરેલો ગોળો ફેંક્યો. આ બોંબ ગોળામાં ઝીણા સ્ક્રુ તથા છરા અને ગ્રામોફોન વાજાની ઝીણી અણીદાર પીનો હતી. ફેંકનારની ચોટ તો નામદાર વાઈસરાયનો જાન લેવાની હતી, પણ ઈશ્વરકૃપાથી તે નામદાર બચી ગયા. પરંતુ તેમની પાછળ ઉભેલા જમાદારના ઉપર તે ગોળો અથડાયો અને ફુટી ગયો તેથી તેમાં ભરેલા નુકશાનકારક પદાર્થોથી જમાદારનાં આંતરડાં નીકળી પડ્યાં અને તે બિચારો તરતજ મરણ પામ્યો. હાથીને પણ ઈજા થઇ તથા નામદાર વાઈસરાયને પણ કેટલાક નુકશાનકારક પદાર્થો કમરમાં તથા બોચીમાં વાગ્યા પણ સુભાગ્યે તેમનો કિમતી જાન બચી ગયો. માત્ર લેડી હાર્ડીંજને કંઇ પણ ઈજા ન થઈ હતી. આવી અચાનક ઉપાધિમાં આવ્યા છતાં નામદાર વાઈસરાયે સરઘસને આગળ ચલાવવા ફરમાવ્યું; પણ વધુ વખત પીડા સહન ન થવાથી અને પોતે બેભાન થઈ જવાથી છેવટે તેમને મોટરમાં બેસાડી હોસ્પીટલમાં લઈ જવામાં આવ્યા હતા; અને ત્યાં સારા દાક્તરોની અને લેડી હાર્ડીંજની અત્યુત્તમ સારવારથી તેઓ હાલમાં તદુરસ્ત હાલતમા આવી ગયા છે.

આ પ્રસંગ ઉપર એકઠા મળેલા બધા લોકોના અને સરકારી અમલદારોની લાગણી, આવું દુષ્ટ કૃત્ય કરનાર પાપી પુરૂષને શોધી કહાડવાની અને તેને ભારે શિક્ષા કરવાની થઇ હતી. પરંતુ નામદાર વાઈસરાયે તો એમજ કહ્યું કે "જે ખરેખરો ગુન્હેગાર હોય તેનેજ પકડવો જોઇએ, બીજાઓને કંઈ પણ ઈજા થવી ન જોઇએ. અને વળી તેમણે એમ પણ કહ્યું હતું કે ગમે તેમ હો પણ હિંદનું રાજ ચલાવવાની મારી પદ્ધતિ તો એની એ જ કાયમ રહેશે." આ શબ્દો તેમનો આ દેશ પ્રત્યેનો પ્રેમ અને તેમની ભલમનસાઈ દેખાડે છે. તેમની તબીયત જો કે બહુ સારી ન હતી છતાં પણ દિલ્હી ખાતેની કૌંસિલની પહેલી બેઠક વખતે તેઓ શ્રી જાતે પધાર્યા હતા, અને કૌંસિલમાં કેટલુંક કામકાજ કર્યું હતું.

આવા હિંદનું હિત ધરાવનાર લોકપ્રિય ગવર્નર જનરલ સાહેબ માટે આપણે જેટલું કરીએ તેટલું ઓછુંજ છે. ઈશ્વરે તેમને આવી ભયાનક આફતમાંથી બચાવ્યા તેને માટે

પરમકૃપાળુ પ્રભુનો આપણે સર્વે લોકોએ આભાર માનવો જોઇએ; અને તેજ માટે આપણે અત્રે એકઠા મળ્યા છીએ. આખા હિંદમાં આજનો દિવસ તહેવાર તરીકે પાળવાનો છે અને દરેક શહેર તથા ગામના સદ્‌ગૃહસ્થોએ હજારો રૂપીઆ એકઠા કરી, તે નામદારનો ઇશ્વરે બચાવ કર્યો તેની ખુશાલીમાં, વિદ્યાર્થીઓને ઇનામો, મીઠાઈ વગેરે વહેંચવાનું રાખેલું છે. છેવટે મારે સર્વ વિદ્યાર્થીઓને એટલી ભલામણ કરવાની છે કે અંગ્રેજી રાજ્યથી આપણને જે સુખશાંતિ, ન્યાય અને કેળવણી વગેરે મળે છે તે બ્રિટિશ રાજ્યને, તેના રાજ્યકર્તા મહારાજાધિરાજ 'શહેનશાહ પાંચમા જ્યોર્જને, અને તેમના મૂકેલા નાના મોટા સર્વ અધિકારીઓને પૂર્ણ' પ્રેમથી આપણે ચહાવા જોઇએ. 'એમાંજ આપણું ખરૂં હિત રહેલું છે. એટલું કહી હું બેસી જવાની રજા લઉંછું."

આ પ્રમાણે સ્કૂલોમાં ચીલ્ડ્રન્સ ડે. કમિટિના ચેરમેન શેઠ જમનાભાઈ ભગુભાઇનું ભાષણ સર્વે વિદ્યાર્થીઓને સંભળાવી, મીઠાઇ વગેરે વ્હેંચી, નીચેનું ' રાજગીત " ગાઈ, સર્વ વીખરાયાં હતાંઃ—

### રાગ–કલ્યાણ.

રક્ષ ભૂપ જ્યોર્જને તું હે જગત્પતિ,
પ્રતાપ સૂર્યસમ અને છે ઉચ્ચતમ મતિ. રક્ષ. ૧
શાન્તિદા છે હિમરશ્મિસમ સુખાકૃતિ,
શૌર્યને ક્ષમા ધૃતિથી અધિક દીપતી. રક્ષ. ૨
કીર્તિ તું પ્રસાર અખિલ વિશ્વમાં અતિ,
જેમ ફુલની સુવાસ વાયી પ્રસરતી. રક્ષ. ૩
દુસ્મનો વિખેરી તેની ધૂળ કર કૃતિ,
અતિ તમામ નાશ કર તુ કોપ અનલથી. રક્ષ. ૪
વેલી સમ વધાર પરિવાર ભૂપતિ,
કુટુંબમાં રખાવજે પરસ્પરે પ્રીતિ. રક્ષ ૫
સંપ જંપ હેતની તું નાખ જડ ઉંડી,
ઝેર વેર વિઘ્ન સર્વ કાપ મૂળથી. રક્ષ. ૬
આધિ વ્યાધિ ને ઉપાધિ નાશ કર થતી,
નૃપ શિરે કૃપાની દૃષ્ટિ રાખ વરસતી. રક્ષ. ૭
રાખ તંદુરસ્ત નિત્ય હે દયાનિધિ,
દીર્ઘ આયુ આપ એ અમારી વિનતિ. રક્ષ. ૮

[ વસન્ત—ઑફિસ. ]

# પારિતોષિક નિબન્ધ.

પારિતોષિક રૂા. ૫૦૦ પાંચસો.

જૈન અને જૈનેતર ગ્રેજ્યુએટો અને અન્ય વિદ્વાનો પ્રતિ જાહેર કરવાનું કે, એક સખી ગૃહસ્થ તરફથી નીચેના ઇનામી નિબન્ધની યોજના થઇ છે.

## શ્રીમદ્ રાજચંદ્રનો જીવનવિહાર.

શરતો:—

૧. આ નિબન્ધ ફુલસકેપ ૧૫૦ થી ૨૦૦ પૃષ્ટનો હોવો જોઇએ.

૨. આ નિબન્ધ તા. ૩૧–૩–૧૯૧૪ સુધીમાં નીચે સહી કરનારને મળવો જોઇએ.

૩. આ નિબન્ધ વિદ્વાન પુરૂષોની એક કમીટી તપાસશે; અને તેને અંગે નીચેના ક્રમમાં ઇનામો જાહેર કરશે:—

૧ લું ઇનામ રૂ. ૨૫૦ જેનો નિબન્ધ સૌથી સરસ આવશે તેને મળશે.

૨ જું ઇનામ રૂ. ૧૦૦ જેનો નિબન્ધ બીજી પંક્તિમાં આવશે તેને મળશે.

૩ જું ઇનામ રૂ. ૫૦ જેનો નિબન્ધ ત્રીજી પંક્તિમાં આવશે તેને મળશે.

૪ થી ૭ મી પંક્તિના દરેક નિબન્ધને રૂ. ૨૫ ઇનામ અપાશે.

૪. આ નિબન્ધની પ્રસિદ્ધિ વગેરેનો સર્વ હક ઇનામ આપનારનો રહેશે.

૫. જે નિબન્ધ ઇનામને પાત્ર ન થતાં, યોગ્ય પસંદગીને પાત્ર થશે, તો તે છપાવવાનો હક, ઇનામ આપનારનો રહેશે; પરંતુ કમીટીની જો ભલામણ થશે, તો કમીટીની ઇચ્છાનુસાર છપાયેલી પ્રતોની ચોક્કસ સંખ્યા લેખકને આપવામાં આવશે.

નિબન્ધ લખવા માટે નીચેનાં સાધનો સહાયરૂપ થશે.

"શ્રીમદ્ રાજચંદ્ર" નામક ગ્રંથ.

તેઓની ઉજવાયેલી જયંતિઓ પ્રસંગે થયેલાં વ્યાખ્યાનો.

નિબન્ધમાં નીચેના પ્રસંગોપર સૂક્ષ્મ અવલોકન આવવું જોઇએ:—

૧. તેઓના જીવનની રૂપરેખા.

૨. તેઓનું બુદ્ધિ સામર્થ્ય.

૩. તેઓની જ્ઞાનશક્તિ.

૪. તેઓના વિચારોનું ક્ષેત્ર.

૫. ભિન્ન ભિન્ન દર્શનો પરત્વે તેઓએ કરેલી પર્યાલોચના.

૬. તેઓની મતાંતરક્ષમા.

૭ જૈન માર્ગના ફરી બંધારણ કરવાની તેઓની શક્તિની સિદ્ધિ

૮. તેઓના વૈરાગ્યવિચારો.

૯. તેઓનાં વ્યવહાર અને પરમાર્થ જીવન.

ઇત્યાદિ.

લેખની શૈલી SCIENTIFIC (શાસ્ત્રીય), COMPARATIVE (તુલનાત્મક) અને CRITICAL (ટીકાકારી) હોવી જોઇએ. નીચે સહી કરનાર આ વિષયપરત્વે જોઇતી હકીકતો પુરી પાડવાનું પોતાની બનતું મહેનત કરશે.

મુંબઇ—ઝવેરી બજાર.
તા. ૧—૫—૧૯૧૩.

મનસુખલાલ રવજીભાઈ મહેતા.

## *Steady and Ordered Progress.*

"You often hear people talk of the educated section of the people of India as a mere handful, an infinitesimal fraction So they are in numbers but it is fatally idle to say that this infinitesimal fraction does not count This educated section is making and will make all the difference. That they would sharply criticise the British system of Government has been long known It was inevitable There need be no surprise in the fact that they want a share in political influence, and want a share in the emoluments of administration But while I declare to you with all the emphasis at my command that these words once uttered, these pledges once made, by responsible Englishmen, are going to be kept, I must also ask you to grant me an old man's privilege while I say something in the way both of counsel and of encouragement to you in your present difficulties and perplexities—difficulties which I appreciate with a deep and sincere sympathy

My counsel is this Do not condemn our English honesty and veracity if you find that we move very slowly forward towards the goal of your hopes Do not mistake the slowness for want of faith Do not suppose for a moment that we are going to be false to our word. It is not this which is taking place, however much at times it may wear that outward appearance Believe me, it is simply the working out of our somewhat stolid English nature which has made political caution a part of our very blood We cannot change our nature any more than you can change yours You are much quicker emotionally than we are, you are a very emotional people, you are in many respects also intellectually quicker. That is your nature and you may well be proud of it. But try to understand ours, for we also are proud of our nature. We do wish to be absolutely honourable in our conduct towards India That is a part of our conception of an English gentleman But you will always find us politically hesitating and almost overcautious We test one step, time after time before we take another, and even then we are not satisfied and fear we have been imprudent. That is our nature, it has become a kind of political creed with us, what the poet has called-

Freedom slowly broadening down
From precedent to precedent.

Now my counsel is this—Do not be surprised at all this caution but expect it from us and never look for anything else, or you will be disappointed"

—*Sir G. Fleetwood Wilson*

# લવાજમ.

(૧) લાઇબ્રેરીઓ, (૨) સભાઓ, (૩) વિદ્યાર્થીઓ, (૪) સ્ત્રીઓ, (૫) ગુજરાતી શાળાના માસ્તરો, (૬) તળાટીઓ તથા (૭) માસિક રૂા. ૧૫ સુધી સર્વ પગારદારોના વર્ષ એકના રૂા. ૨-૦-૦ પોસ્ટેજ સાથે ).

અન્ય સર્વ માટે વર્ષ એકના રૂ. ૨-૮-૦ (પોસ્ટેજ સાથે)

છૂટક નકલ એકના દર ફારમે એક આના પ્રમાણે.

મળવાનું ઠેકાણું—વસન્ત ઑફિસ—અમદાવાદ.

વ્યવસ્થાપક.

---

# નિયમો.

૧ વગર સહીના અને તન્ત્રીની સહીના લેખો માટે તન્ત્રી જવાબદાર છે.

૨ "વસન્ત-ઑફિસ"-ની સહીના લેખો માટે "વસન્ત-ઑફિસ" અને વ્યવસ્થાપક જવાબદાર છે

૩ અન્ય સર્વ લેખો માટે તે તે લેખોના કર્તા જવાબદાર છે.

૪ ભાષાન્તરરૂપ લેખ લખી મોકલનારે મૂળ ગ્રન્થ કે લેખના કર્તાની પરવાનગી મેળવી શકાય તેમ હોય તો મેળવવી તથા એ લેખ ભાષાન્તરરૂપ છે અને અમુક ગ્રન્થનું ગ્રન્થના ભાગનું કે લેખનું ભાષાન્તર છે એમ અમોને લખી જણાવવું. તે વિના એ લેખ પ્રસિદ્ધ કરવા માટેની સઘળી જવાબદારી ભાષાન્તર કર્તાને શિર રહેશે.

૫ કોઈ પણ લેખકનું અસલ લખાણ—એ લેખ "વસન્ત" માં દાખલ કરવાનો ઠરાવ કર્યો હોય કે ન હોય—પણ તે લેખકને પાછું મોકલવાને અમો બંધાતા નથી.

૬ કોઈ પણ માસનો અંક તે પછીના માસની આખર સુધીમાં પણ ન મળે તો ગ્રાહકે અમને તુરત લખી જણાવવાની કૃપા કરવી પાછળથી એ અંક પૂરો પાડવાને અમે બંધાતા નથી. વ્યવસ્થાપક.

---

# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चायमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् ।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् भूत्यैः न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद्.

વર્ષ ૧૨, અંક ૬. [ માસિક ] આષાઢ, સંવત્ ૧૯૬૯.

## ગીતાંજલિ.

બાબુ રવીન્દ્રનાથ ઠાકૂર ( ટાગોર ) આશરે પાંચ સાત મહીના પર પોતાની તબીએતના સુધારા અર્થે, તેમ જ પોતાનો એકનો એક પુત્ર ઈંગ્લાંડમાં કેળવણી લે છે તેને મળવા માટે, ઈંગ્લાંડ ગયા, અને ત્યાં તેમના કેટલાક મિત્રો તરફથી ઝાહેર સભામાં તેમનાં કાવ્યો વચાયાં, વખણાયાં, અને એકે તડાકે તેમને દુનીઆના મહાન કવિઓ, શેક્સપીઅર, બર્ન્સ, વ્હિટમેન, વગેરેની હારમાં મૂકવા લાયક તેમના ઈંગ્રેજી શ્રોતાઓને લાગ્યા, ત્યાં સુધી તેમની કીર્ત્તિ માત્ર બંગાળાનાં ચાર ખૂણા અને બંગાળા બહાર બંગાળી ભાષા જાણનારાઓમાં જ પસરેલી હતી. આયર્લાંડના એક સુવિખ્યાત કવિ—મી. ડબલ્યુ. બી. યીટ્સ—અને દિલ્હીવાળા સુપ્રસિદ્ધ પાદરી—રેવરંડ મી. ઍંડ્રુઝ—એ બંને જણના શુભ પ્રયાસથી ઈંગ્લાંડમાં તથા હિન્દુસ્તાનના દરેકે દરેક ભાગમાં એ સંત કવિનું નામ હમણા ટૂંકા વખતમાં ઘણું જાણીતું થઈ ગયું છે. બંગાળામાં તો હાલ એમની બરોબરી કરી શકે એવો કવિ, ગદ્યલેખક, ટૂંકી વાર્તાઓ રચનાર, બીજો કોઈ નથી, તેમ જ ધાર્મિક—આધ્યાત્મિક ( Spiritual ) વિષયોનું પ્રતિપાદન કરનાર પણ એમના જેવા વિદ્વાન થોડા જ મળી આવે છે. હિંદુસ્તાન છોડી ઈંગ્લાંડ પ્રત્યે પ્રયાણ કરવાના સબબથી રવીંદ્ર બાબુની ખ્યાતિ જે માત્ર સંકુચિત સ્થાન ભોગવતી હતી એટલે કે બંગાળ જોડે જ સબંધ ધરાવતી હતી તે હવે ઘણે ઉંચે દરજ્જે એટલે કે આખા હિંદુસ્તાનને મગરૂરી લેવાનું કારણ મળે એવે ઉચ્ચ આસને જઈ બેઠી છે.

લગભગ છેલ્લાં પોણોસો વરસ થયાં ટાગોર કુટુંબ બંગાળામાં સાહિત્યના પોષક, સંગીતના ઉત્તેજક, સુધારાના નાયક, અને ધર્મના ક્ષેત્રમાં કાંઇક સંરક્ષક અને કાંઇક સ્વતંત્ર એવો ભાગ લેનાર તરીકે જણાયલું છે. તેમાં બાબુ રવીંદ્રનાથના પૂજ્ય પિતા બાબુ દેવેંદ્રનાથે તો પોતાના પવિત્ર અને ધાર્મિક જીવનથી 'મહર્ષિ' એવું ઉપનામ મેળવ્યું હતું. મરહૂમ નારાયણ હેમચંદ્રના સંસર્ગમાં જેઓ આવ્યા હશે તેમને મહર્ષિ દેવેંદ્રનાથની શુદ્ધ અને અનુકરણીય જીંદગીનું ખરેખરૂં ભાન થયું હશે, કારણ એ સ્વર્ગવાસી નર ઘણો વખત મહર્ષિની પાસે રહેલા હોવાથી તેમના જીવન સંબંધે પોતાના મિત્રોમાં વાત કરતાં થાકતા ન હતા. દેવેંદ્રનાથ પોતે સારા લેખક હતા એટલું જ નહિ પણ બંગાળી સાહિત્યના—ખાસ કરીને ગદ્યના—ઉત્તેજક હતા. રવીંદ્રનાથના જીવનનું ટુંક દિગ્દર્શન રેવરંડ મી. એંડ્રુઝે પોતાના સીમલાના ભાષણમાં કરાવ્યું છે, અને બાબુએ પોતે પોતાના બંગાળી પુસ્તક 'જીવનસ્મૃતિ'માં પણ તે વિષય પર ઘણું લખ્યું છે. ઘણી નાની ઉમરે તેમનાં માતા ગુજરી જવાથી, અને તેમના પિતાની પ્રકૃતિ એકાંત વાસ પસદ કરતી હોવાથી, ન્હાનપણથી જ કવિને એકાંતમાં રહેવાની અને તેને પરિણામે એકલા બેઠા બેઠા વિચાર' કરવાની ટેવ પડેલી. નિશાળ કે કોલેજમાં પોતે ઉચ્ચ કેળવણી લીધેલી નહિ પરંતુ ઘેર બેઠાં બેઠાં જ પોતાનું બંગાળી તથા અંગ્રેજી ભાષાનું જ્ઞાન તેમણે એટલું બધું સુધારી દીધેલું કે જેથી આજે ગદ્યના લેખક તરીકે બંગાળામાં કોઈ તેમની જોડે હરીફાઈમાં ઉતરે તેવું નથી, અને પોતાના કાવ્યસમુદાય "ગીતાંજલિ"નું તેમણે અંગ્રેજી ભાષામાં ( ગદ્યમાં ) જે ઉત્તમ રીતે ભાષાંતર કર્યું છે તે ઉપરથી અંગ્રેજી ટીકાકારો તો જાણે જન્મથી જ કોઈ અંગ્રેજી ભાષા જાણનારે તે કર્યું ન હોય તેવાં તેનાં વખાણ કરે છે.* રેવરંડ એંડ્રુઝે એમના જીવનના બે મ્હોટા વિભાગ પાડયા છેઃ એક એમની સ્ત્રી-પુત્રી-પુત્રના મૃત્યુ પૂર્વેનો, અને એક ત્યાર પછીનો. સંસારની આપત્તિ ભોગવ્યા પહેલાનાં એમનાં લખાણ,-ગદ્ય અને પદ્યમાં-ફારસીમાં જેને સખુફીએ દેમાગ-Lightness of heart કહે છે, તેવા ખુશીખુશાલીથી ભરેલા હૃદયભાવ જોવામાં આવે છે, જે ત્યાર પછીની તેમની કૃતિ અને કાવ્યમાં નજરે પડતાં નથી. કુદરત-પ્રકૃતિના આનંદદાયક દેખાવો ચિતરવામાં જે મગજ રમી રહેલું તે મગજ હવે ગંભીર, શાંત, પ્રભાવશીલ ભાવો આલેખે છે. એ પાછલી અવસ્થાની કવિતા વાંચતાં આપણને એવું ભાન થાય છે કે જાણે કોઈ મ્હોટા તોફાનનું જોર શમી ગયા પછી શાંત થએલા દરીઆની ધીમી ધીમી છોળો,-હલુકથી કિનારા સાથે અથડાતી લહેરો-આપણે અનુભવતા હોઇએ. એ કાવ્યોમાંથી આર્દ્રતા તથા આર્તનાદ ટપકતાં લાગે છે. રવીંદ્રનાથ કુદરતના મ્હોટા પૂજારી છે, અને આત્મલક્ષી ( Subjective ) કવિ છે; પરંતુ કુદરતના મનહર દેખાવો, સૃષ્ટિસૌંદર્યનો આકર્ષક ચિત્રો' દોરવાં એ આ ગીતાંજલિનાં કાવ્યો... નથીઃ વર્ષાઋતુમાં કાળાં વાદળાંથી છવાએલાં ઘનઘોર આકાશમાં ...જનરીયલ શકતીની ...ળા કુમાસનું વાદળું નજરે પડે છે, તેવી જાતનું સૃષ્ટિ...મા...વો નરમ પાડી દાંત મોતી; આવે છે.

...વાળાનો દરાજનો મલમ એકજ ...he poems as translations, renderings of
આનાં ૪ સરવે ઠેકાણે મળશે. ...oet himself—so perfect is the mastery of
 ...ces of our language."—The Daily News.

કવિના સાંસારિક જીવનના મહાન બનાવો ઉપર જણાવ્યા છે, તે સિવાયના બીજા કેટલાએક બનાવો પણ મી. ઍંડ્રુઝ વર્ણવે છે. કુદરતની અગાધ શક્તિનું ભાન તથા કુદરતનાં અંગો તરફ નિઃસીમ પ્રેમ—એ એમના બચપણ તથા યૌવનનાં મુખ્ય લક્ષણ હતાં. વળી સ્વદેશભક્તિ અને નાનાં છોકરાં તરફ લાગણી એ એમના બે સદ્દગુણો હજુ સુધી સ્થાયી રહ્યા છે. બોલપૂરમાં 'શાંતિનિકેતન' નામે એમણે એક નિશાળ કાઢી છે, અને તે પોતાને ખરચે નિભાવે છે. એ સ્કૂલ કાઢવા માટે તેમને પોતાનાં પુસ્તકો, પોતાના લખેલાં પુસ્તકો પરના હક, વગેરે બધું જ વેચી નાંખવું પડેલું. પરંતુ તેટલો ભોગ આપીને પણ પોતે એ સંસ્થા કાઢી અને આજે તે સસ્થાનાં ચારે તરફ—બબ્બા—વખાણ થાય છે. નૈતિક, ધાર્મિક, સાંસારિક, દરેક પ્રકારનું શિક્ષણ ત્યાં અપાય છે, અને વિલાયતમાં બેઠાં બેઠાં પણ રવીંદ્ર બાબુનું હૃદય બોલપૂરનાં પોતાનાં માનેલાં બાળકો તરફ અતિ ઘણું ખેંચાય છે. માણસ જાતના જીવનનું સૌંદર્ય, અને ત્હેની સંપૂર્ણતાનો પૂરેપૂરો ખ્યાલ આપવો એ પોતાની જીંદગીનું સાર્થક માનનાર બાબુ રવીંદ્રનાથના હૃદયપરથી માણસોમાં એક બીજા સંબંધે રહેલી જુદાઈ, વ્યક્તિવ્યક્તિ પરત્વે રહેલી ભિન્નતાનો પરદો એક દિવસે સવારે પોતાના સ્કૂલના મકાનમાંથી સૂર્યોદય જોતાં જોતાં કેવી રીતે ખસી ગયો, અને આખા જગત પ્રત્યે ભ્રાતૃભાવ ઉદ્દભવી નીકળ્યો તેનું કાવ્યમય ગદ્યમાં કવિએ બહુ જ સુંદર વર્ણન આપ્યું છે. તેવી જ રીતે પોતાનાં કુટુંબીઓનાં મૃત્યુને લીધે જીવન અને મૃત્યુ સબંધે ઉંડો વિચાર કરતાં મૃત્યુ એ કોઈ પણ જાતનો નાશ યા વિનાશ છે એવું નથી પરતુ એ પણ એક જાતનો આશીર્વાદ છે—મૃત્યુને લીધે કશું ખોવાતું નથી, કશું નાશ પામતું નથી, એવું તત્ત્વ કવિએ શોધી કાઢ્યું તેનું પણ પોતે વર્ણન કર્યું છે. મૃત્યુથી ડરવાનું નથી. ઉલટું ત્હેને આવકાર આપવા લાયક ગણવાનું છે એવો એમનો સિદ્ધાંત છે. તે ગીતાંજલિમાં મૃત્યુ સંબંધે કેટલાંક કાવ્યો છે તેમાંનું એક નમૂના રૂપે અત્રે આપ્યું છે, તે ઉપરથી જણાઈ આવશે.

मरण जेदिन दिनेर शेषे आसबे तोमार दुयारे
से दिन तुमि कि धन दिबे उहारे ?
मरा आमार पराणखानि
सन्मुखे तार दिब आनि,
शून्य विदाय करवनात उहारे--
मरण जेदिन आसबे आमार दुयारे ।
कत शरत् वसन्तरात,
कत संध्या, कत प्रभात
जीवनपात्रे कत जे रस वरषे;
कतई फले कतई फुल

हृदय आमार भरि तुले
दुःख सुखेर आलो छायार परशे ।
जा किछु मोर संचित धन
एत दिनेर सब आयोजन
चरमदिने साजिये दिव उहारे
मरण जेदिन आसबे आमार दुयारे ।

–" તમારા દિવસો–જીંદગી–ની આખરે જે દહાડે તમારે બારણે મૃત્યુ આવીને ઉભું રહેશે તે દહાડે તમે હેને શું (ધન) આપશો ? મારો આખો–બધો–પ્રાણ હેના આગળ ધરીશ. જે દહાડે મૃત્યુ મારે બારણે આવશે તે દહાડે હેને ખાલી હાથે નહિ કાઢું. વસન્ત તથા શરદની રાત્રિઓ, સંધ્યા, પ્રભાત (વગેરે સમયે ભોગવેલાં સુખ), જીવનરૂપી પાત્રમાં જે જે રસ વરસે છે તે, કેટલાં ફળ, કેટલાં ફુલ, તેમ દુઃખ સુખના તડકા છાંયડાનો અનુભવ લઈધેલું મારૂં ઉગું આવેલું હૃદય, મ્હારૂ સચકી રાખેલુ જે કાંઈ ધન છે તે, આટલા દિવસમાં મેળવેલું સર્વસ્વ, છેલ્લે દિવસે જ્યારે મરણ મ્હારે બારણે આવશે ત્યારે હેની સમક્ષ ધરી દઈશ."

ઈ. સ. ના ચૌદમા સૈકામાં બંગાળા તથા બીહારમાં બે મ્હોટા વૈષ્ણવ કવિઓ ચંડીદાસ અને વિદ્યાપતિ થઈ ગયા. તેમનાં કાવ્યો રાધાકૃષ્ણને સંબંધે લખાએલાં છે, અને તે ચૌદમા સૈકાની એટલે બંગાળી સાહિત્યની શરૂઆતની સરળ, આડંબરરહિત ભાષામાં લખાએલાં છે. પોતાની તેર ચૌદ વરસની ઉમરે આ કવિદ્વયનાં કાવ્યો રવીંદ્રનાથના હાથમાં આવ્યાં, અને તેમના જેવા કવિ થવાની ઇચ્છાએ તેમના મનમાં મૂળ રોપ્યું. આ ઉપરાંત જેવી સ્થિતિ આજે ગુજરાતી સાહિત્યની છે તેવી આજથી આશરે ૫૦–૬૦ વરસ પર બંગાળી સાહિત્યની હતી. અને હેની અસર રવીંદ્રબાબુ પર પણ પુરેપુરી થઈ હતી. જેમ થોડાં વરસ પર ગુજરાતનો કેળવાએલો વર્ગ–અંગ્રેજી ધાટી પર કેળવાએલો વર્ગ–જેટલું પશ્ચિમનું, જેટલું યુરોપીય તેટલું સારૂં ને જેટલું સ્વદેશનું તેટલું ખોટું અને નકામુ એમ માની બેઠો હતો, તેમ બંગાળામાં પણ હતું. પરંતુ ટૂંક સમયમાં તે વૃત્તિ બદલાઈ ગઈ અને કોલેજમાં શીખેલા યુવકોનું ધ્યાન પોતાના સાહિત્ય તરફ ખેંચાયું. તેમાંથી તેમને ઘણું વખાણવા જેવું, ઘણું અનુકરણ કરવા જેવું સાહિત્ય મળી આવ્યું. અને તેથી રાજારામમોહનરાયથી માંડીને તે હાલના વખત સુધી, માઇકેલ મધુસૂદન દત્ત, અક્ષયકુમાર દત્ત, ઇશ્વરચંદ્ર વિદ્યાસાગર, બંકીમચંદ્ર ચેટરજી, વગેરે બંગાળાના સુવિખ્યાત વિદ્વાનોએ બંગાળી ભાષામાં જ લખાણ કરી, હેને એવી કેળવી, ઉત્તમતાની હદ પર આણી છે કે આજે હિંદુસ્તાનની દેશી ભાષામાં તે લગભગ પહેલું પદ ભોગવે છે. બંગાળી સાહિત્યના એ પુનરુદ્ધાર (Renaissance) રૂપી સાગરના મોજાની છેક ઉપરની ટોચ પર રવીંદ્રનાથ ટાગોરનું સ્થાન છે એવું રેવરંડ એંડ્રુઝનું માનવું છે. ખરેખર, જો એમની કલમથી લખાએલું ગદ્ય કોઈ બંગાળી જાણનારના જોવામાં આવે તો તેને મી. એંડ્રુઝના આ અભિપ્રાયમાં અતિશયોક્તિ જેવું કાંઈ જ લાગશે નહિ, કારણ એ

ગદ્ય એવું સરળ, સરસ, મિષ્ટ, અને પ્રભાવપ્રચુર છે કે તેનો જોડો અંગ્રેજીમાં માત્ર કાર્ડીનલ ન્યૂમેનનાં લખાણોમાં જ જોવામાં આવે છે.

પ્રભાતસંગીત, જીવનસંગીત, ખેયા, નૈવેદ્ય, વગેરે ઘણાં કાવ્યનાં પુસ્તકો—બલ્કે એમનાં ટૂંકાં કાવ્યોનો સંગ્રહ—એમણે પ્રસિદ્ધ કર્યા છે. ગીતાંજલિ એ સૌની પાછળ આવે છે. ગીતાંજલિમાં સંગ્રહ કરેલાં કાવ્યો સિવાય બીજાં કેટલાંએક કાવ્યો હજુ સુધી બંગાળાનાં માસિકોમાં છપાય છેઃ કારણ વિલાયત જતાં સુધી એમનું હૃદય કાવ્ય લખવા તરફ ખેંચાતું હતું. વિલાયતમાં એ કવિતા ઉત્પન્ન કરનાર વૃત્તિનો ઝરો સૂકાઈ ગયો છે, ત્યાંથી તો એઓ માત્ર ગદ્યમાં જ પોતાના પત્રો બંગાળાનાં માસિકો પર મોકલે છે.

બંગાળી ગીતાંજલિમાં બધાં મળી ૧૫૭ કાવ્યો છે. અને તે બધાં ટૂંકાં કાવ્યો છે. જેમ આગળ જણાવ્યું છે તેમ બધાં જ શાંતરસથી ભરપૂર અને ગંભીરતાથી છવાએલાં છે. પોતાની આધેડ વયના પ્રારંભમાં જ એમને એમ લાગ્યું કે મારા પર કોઈ રીતની મ્હોટી આફત આવવાની છે, અને તે આફતને અંતે તેમના સ્ત્રી, પુત્રી તથા પુત્રના થોડે થોડે અંતરે મરણ. વિપત્તિ આવી પડશે એવી મનની સમવિષમ સ્થિતિ હતી તે વખતમાં એમાનાં ઘણાં કાવ્યો લખાએલાં છે, અને પોતાના પર આવી પડનારી આફતને માટે પોતે કેવી શાંત તથા અડગ રીતે તૈયાર થતા હતા તેનું એ કાવ્યો ભાન કરાવે છે.

विपदे मोरे रक्षा कर,
ए नहे मोर प्रार्थना,
विपदे आमि ना येन करि भय।

× × × ×

="આફત આવી પડે તે વખતે મને મદદ કરો, એવી મ્હારી પ્રાર્થના નથી, કારણ મને આફતનો ભય નથી. હું આફત ખમી શકીશ."

એ આફત આવી પડ્યા પછી મનની કેવી સ્થિતિ હતી તેનું બીજાં કેટલાંએક કાવ્ય સૂચન કરે છે. તેમાંનું એક કાવ્ય આગળ આપ્યું છે બીજું નીચે પ્રમાણે શરૂ થાય છે.

ओगो आमार एई जीवनेर शेष परिपूर्णता
मरण, आमार मरण, तुमी कओ आमारे कथा।

× × × ×

='અરે, મારા જીંદગીની આખરની પરિપૂર્ણતા રૂપ મરણ! મ્હારા મરણ! તું મને એક વાત કહે"

जीवन जखन शुकाये जाय
करुणाधाराय एसो ।
सकल माधुरी लुकाय जाय,
गीतं सुधारसे एसो,
× × × ×

="જ્યારે જીવનમાં સુકામણ્યાં પડે ત્યારે કરુણાધારા રૂપે તમે આવો, જ્યારે જીવનનું સઘળું માધુર્ય લોપાઈ જાય-જડે નહિ-ત્યારે તમે ગીતસુધારસરૂપે આવો."

सीमार माझे, असीम, तुमि
बाजाओ आपन सुर ।
आमार मध्ये तोमार प्रकाश
ताइ एत मधुर ।
× × × ×

="જે સીમાવાળું છે, તેમાં માત્ર અસીમ-સીમા વગરનો-તું છે, (માટે) તારો સુર લલકારવા માંડ. હમારી વચ્ચે તારો પ્રકાશ ઘણો મધુર લાગે છે.

अन्तर मम विकशित कर,
अन्तरतर हे ।
निर्मल कर, उज्ज्वल कर
सुंदर कर हे ।
जाग्रत कर, उद्यत कर,
निर्भय कर हे !
मंगल कर, निरलस निःसंशय कर हे ।
अन्तर मम विकशित कर,
अन्तरतर हे ।
× × × ×

આ છેલ્લું કાવ્ય તો જાણે ગુજરાતીમાં લખાયું હોય તેવું જ છે, એટલે તેનું ભાષાંતર આપ્યું નથી.

એ ઉપરના ત્રણ નમૂના પરથી રવીંદ્રનાથની શૈલીનો વાચકને કાંઈક ખ્યાલ આવશે.

સ્વદેશપ્રેમનાં બે ત્રણ સુંદર કાવ્યો છે, તેમાંના એકમાં ભારતના મહામાનવસાગર તીર ઉપર તીર્થનીરથી અભિષેક કરવા માટે પોતાની જોડે આખા દેશના વતનીઓને શામેલ થવા માટે કવિ પ્રાર્થના કરે છે, તેમાંથી કેટલાક ઉતારા નીચે આપ્યા છે.

* एस हे आर्य, एस अनार्य,
हिंदु मुसलमान !
एस एस आज तुमि इडराज,
एस एस खृष्टान !
एस ब्राह्मण, शुचि करि मन
धर हात सबाकार,
एस हे पतित, कर अपनीत
सब अपमानभार ।

કેટલાંક કાવ્યો સંગીતના સુંદર નમૂના છે. દાખલા તરીકે વસન્તનું વર્ણન કરતા એક કાવ્યમાં નીચેની પંક્તિઓ નજરે પડે છે.

आजि वसन्त जाग्रत द्वारे,
आजि खुलिया हृदयदल खुलिया,
. . . आजि भूलिया आपन पर भूलिया,
एई संगीत-मुखरित गगने
तव गंध तरंगिया तुलिया !

× × × ×

*બંગાળી ગીતાંજલિનું અંગ્રેજી ભાષાંતર એ શબ્દશઃ ભાષાંતર નથી. બંગાળી કાવ્યનાં* કેટલાંક ચરણ લઈ તેમાં દર્શાવેલા વિચારને ઉત્તમ પ્રકારના અંગ્રેજી ગદ્યમાં કવિએ મૂકી દીધા છે; તેથી જો કે ખુદ અસલ કાવ્યની કેટલીક ખુબીઓ તેમાં નજરે પડતી નથી, તો પણ અંગ્રેજી ભાષાના કાવ્યમય ગદ્ય તરીકે એ કાવ્યો કાંઈક ઔરજ સુંદરતા પકડે છે, અને રવીંદ્રબાબુનો બને ભાષાપરનો કાબુ સમજવા એ અસલ બંગાળી તથા અંગ્રેજી બંને કાવ્યસમુદાય વાંચવાની જરૂર છે. મર્હૂમ ભોળાનાથભાઇનાં ઈશ્વરપ્રાર્થનામાળાનાં કેટલાંક કાવ્યો ( દાખલા તરીકે—" તારોરે દયાળ મને દીન ગણી તારોરે" ) માં સંસારમાં ગુંચવાએલા પરંતુ મુક્તિ માગતા દીન મનુષ્યનો આર્તનાદ જેવો અસરકારક રીતે કાનને અથડાય છે તેવોજ આર્તનાદ રવીન્દ્રબાબુનાં ઘણાં કાવ્યોમાં છે.

* एस ( ઉચ્ચાર, एसो ) એટલે આવો.

અંગ્રેજી ગીતાંજલિના છેલ્લા કાવ્યના થોડાંક ચરણ અત્રે બંગાળીમાં આપ્યાં છે, ને તેનું અંગ્રેજી ભાષાંતર જોડે આપ્યું છે બંગાળી ચરણમાં ગુજરાતી વાચકને ન સમજાય એવું થોડું જ છે, ને તેથી અંગ્રેજીમાં રવીંદ્રનાથે તેનું કેવું રૂપાંતર કર્યું છે તે સમજતાં મુશ્કેલી પડશે નહિ

एकटि नमस्कारे, प्रभु,
एकटि नमस्कारे
सकल देह लुटिये पडुक
तोमार ए ससारे ।
घन श्रावण मेघेर मत
रसेर भारे नम्र नत
एकटि नमस्कारे, प्रभु,
एकटि नमस्कारे
समस्त मन पडिया थाक
तव भवनद्वारे ।

× × × ×

'In one salutation to thee, my God, let all my senses spread out and touch this world at thy feet

Like a rain-cloud of July hung low with its burden of unshed showers let all my mind bend down at thy door in one salutation to thee

રેવરંડ મી ઍંડ્રુઝના ભાષણની અને આપણા લોકપ્રિય વાઇસરૉય લૉર્ડ હાર્ડીંજે રવીંદ્રનાથને આપેલા 'એશીઆના રાજ્યકવિ'—Poet Laureate of Asia—કહેલા, એ ખેતાબ વખતે કોઇને અતિશયોક્તિ ભરેલો લાગે તોપણ બંગાળાને માટે એ પદવી એમને આપવામાં તો કોઇથી વાંધો લઈ શકાય તેમ નથી

કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી.

# દયાનો સિદ્ધાન્ત.

## ( સ્વીડનબોર્ગનાં સ્વર્ગીય રહસ્યો ઉપરથી. )

" + + + પ્રથમ પડોશીથી કોણ બોધાય છે, એ કહેવું આવશ્યક છે, કારણ કે જેના તરફ દયા આચરવાની છે તે એ છે. કારણ કે પડોશી એટલે કોણ એ જણાય નહીં, ત્યાં સુધી તો દયા જેમ ભલા તરફ તેમ ભૂંડા તરફ પણ કશા ભેદ વગર આચરાય, જેથી તો દયા ન-દયા થાય, કારણ કે ભૂંડાઓ જે લાભ તેઓ ગ્રહે છે તેમાંથી પડોશીને ભૂંડું કરે છે, અને ભલાઓ ભલું.

" હાલના વખતમાં એ એક સાધારણ મત છે, કે દરેક માણસ સરખે પ્રકારે પડોશી છે, અને કે જે મદદની જરૂરમાં હોય તે દરેકને ભલું કરવું જોઇએ: પણ ક્રિશ્ચિયન દીર્ઘ-દષ્ટિનું કર્તવ્ય એ છે કે માણસના જીવનની પ્રકૃતિની સારી રીતે પરીક્ષા કરવી, અને તે પ્રમાણે દયા આચરવી. આન્તર દેવાલયનો માણસ આ વિષયમા વિવેકથી અને આ પ્રમાણે સમ-જણથી વર્તે છે, પણ બાહ્ય દેવાલયનો માણસ એ વિવેકની શક્તિ ન હોવાને લીધે ભેદ વગર વર્તે છે.

" <u>પ્રાચીનોએ પડોશીના વર્ગો કીધેલા;</u> અને દરેક વર્ગને દુનિયામાં જેઓ ખાસ કરીને મદદની જરૂરમાં દેખાય છે તેમનાં નામ પ્રમાણે તેમણે નામેલા. તેમણે એ સુદ્ધાં શિખવેલું કે કેમ એક વર્ગનાઓની તરફ દયા આચરવી, અને કેમ બીજા વર્ગનાઓની તરફ. અને આ પ્રમાણે તેઓએ સિદ્ધાન્તને ક્રમમાં આણેલો, અને જીવનને સિદ્ધાન્તની સાથે સમરૂપતામાં. આ વડે તેમના દેવાલયના સિદ્ધાન્તમાં જીવનના નિયમો હતા; અને આ વડે તેઓ જેમને બંધુ કહેતા તે દેવાલયના આ કે તે માણસનું લક્ષણ જોઈ શકતા, પણ દેવાલયના શુદ્ધ સિદ્ધાન્તમાંથી અથવા શુદ્ધમાંથી બદલેલા સિદ્ધાન્તમાંથી કીધેલાં દયાનાં કાર્યો પ્રમાણે આન્તર અર્થમાં વિવેકની સાથે; કારણ કે દરેક માણસ દોષરહિત દેખાવાની ઇચ્છાને લીધે પોતાના જીવનનો બચાવ કરે છે, અને તેટલા માટે તે સિદ્ધાન્તના નિયમોને કાંતો પોતાના પક્ષમાં સમજાવે છે, અથવા બદલે છે.

" પડોશીના જે ભેદોથી દયાની પ્રકૃતિ જાણવાને માટે દેવાલયનો માણસ અવશ્ય પરિચિત હોવો જોઇએ, તેઓ દરેકની અંદર જે હિત હોય તેના પ્રમાણે છે; અને બધું હિત પ્રભુમાંથી પ્રસરે છે, તેટલા માટે પ્રભુ સર્વોત્તમ અર્થમાં અને સર્વોપરિ કોટિમાં તે પડોશી છે, કે જેમાં એ બધા ભેદોનું મૂલ છે. આ પરથી એ ફલે છે, કે દરેક તેની અંદર જેટલું પ્રભુનું છે તેટલો પડોશી છે, અને કોઈ પણ પ્રભુને અર્થાત્ તેનામાંથી પ્રસરતા હિતને કેવળ બીજાની રીતથી ગ્રહતો નથી, તેટલા માટે કોઈ પણ બે લોકો સરખે પ્રકારે પડોશી નથી;

કારણ કે જેઓ સ્વર્ગમાં છે, અને જેઓ પૃથ્વી ઉપર છે, તે બધા હિતમાં વિવિધ છે, કેવલ એકનું એક હિત એની અંદર કદાપિ હોતું નથી; તે વિવિધ હોવું જ જોઇએ, કે જેથી, દરેક હિત પોતાની મેળે નભી શકે. પણ હિતના એ બધા પ્રકારો એટલે કે પડોશીના બધા ભેદો, કે જે પ્રભુના, અર્થાત્ તેનામાંથી પ્રસરતા હિતના ગ્રહણ પ્રમાણે છે, તે કોઈ પણ માણસને વિદિત થઈ શકે નહીં, કે નહીં કોઈ દેવને; માત્ર સામાન્યતઃ થઈ શકે, અર્થાત જાતિઓ અને તેમની કેટલીક ઉપજાતિઓ પરત્વે. પણ પ્રભુ દેવાલયના માણસ પાસેથી આથી વધારે માગતો નથી. કે તે પોતે જે જાણે છે તે પ્રમાણે જીવે.

" આ વિચારોમાંથી એ હવે સ્પષ્ટ છે કે દરેક માણસ કઈ કોટિમાં પડોશી છે, એ ક્રિશ્ચિયન હિતની પ્રકૃતિથી નિર્ણીત થાય છે; કારણ કે પ્રભુ હિતમાં વર્તમાન છે, એટલા માટે કે તે તેનું છે, અને તે તેના ગુણ પ્રમાણે વર્તમાન છે; અને પડોશીનું મૂલ પ્રભુમાંથી પ્રાપ્ત કરવાનું છે, તેટલા માટે પડોશીના ભેદો હિતમાં પ્રભુની વર્તમાનતા પ્રમાણે એટલે કે તેના ગુણ પ્રમાણે છે.

" પડોશી હિતના ગુણ પ્રમાણે છે, એ ચોરોમાં પડેલા માણસ સંબંધી પ્રભુના રૂપકમાંથી ઉઘાડું છે, કે જેને અધમુઓ છતાં જેમ લેવાઇટ તેમ યાજક પડતો મુકી ચાલતો થયેલો; પણ જેને સેમેરિટને પોતે તેના જખમો બાંધ્યા, અને અંદર તેલ તથા દ્રાક્ષાસવ સીંચ્યાં, તે પછી પોતાના પશુ પર બેસાડેલો, અને એક ધર્મશાળામાં આણેલો, અને સારવાર કરેલી; તે તેણે દયાનું હિત આચર્યું તેટલા માટે પડોશી કહેવાયો છે, (લૂક ૧૦: ૨૯ થી ૩૦ ). આ પરથી એ જાણી શકાય કે જેઓ હિતમાં છે તેઓ પડોશી છે;. અને જેઓ પાપમાં છે તેઓ જોકે પડોશી ખરેખર છે, તોપણ કેવળ બીજે પ્રકારે; અને આમ હોવાને લીધે તેમને બીજે માર્ગે હિત કરવાનું છે. પણ આ વિષય ઉપર પ્રભુની ઈશ્વરી દયા વડે પાછળ જે આવે છે તેની અંદર વધારે કહેવાશે.

" હિતનો ગુણ દરેક માણસ કયા પ્રકારમાં પડોશી છે એ નિર્ણીત કરે છે, તેટલા માટે નિર્ણાયક સ્નેહ છે; કારણ કે કોઈ પણ હિત એવું નથી કે જે સ્નેહનું ન હોય: આાંથી બધું હિત આવે છે, અને હિતનો ગુણ.

" માણસને જે પડોશી બનાવે છે તે સ્નેહ છે, અને દરેક માણસ સ્નેહના ગુણ પ્રમાણે ડોશી છે, એ જેઓ પોતા-સ્નેહમાં છે તેમના વિચારમાંથી સ્પષ્ટ રીતે ઉઘાડું છે. તેઓ મને સર્વથી વધારે ચાહે છે તેમને પડોશી તરીકે સ્વીકારે છે: અર્થાત્ જેટલે અંશે તેઓ મના પોતાના એટલે કે પોતાની અંદર હોય તેટલે અંશે; આમને તેઓ ભેટે છે, આમને ઓ ચૂમે છે; આમને તેઓ હિત કરે છે, અને આમને તેઓ બંધુઓ કહે છે: અને વળી પી હોવાને લીધે તેઓ કહે છે, કે આ તેમના બીજાઓના કરતાં વધારે પડોશી છે; ઇત-ને તેઓ તેમનાથી ચહાતા હોય તે કોટિમાં પડોશી ગણે છે, એટલે કે સ્નેહની પ્રકૃતિ

અને કોટિ પ્રમાણે. આવાઓ પડોશીનું મૂલ પોતામાંથી પ્રાપ્ત કરે છે, કારણ કે સ્નેહ તે નિર્ણીત કરે છે.

"પણ જેઓ પોતાને બીજાઓના કરતાં વધારે ચાહતા નથી, અને જે પ્રભુના રાજ્યના છે તે બધા આવા છે, તેઓ જેને તેમણે બધી વસ્તુઓના કરતાં વધારે ચાહવો જોઇએ તેમાંથી એટલે કે પ્રભુમાંથી પડોશીનું મૂલ પ્રાપ્ત કરશે; અને દરેક માણસને તેના તરફના સ્નેહના ગુણ પ્રમાણે પડોશી ગણશે. તેટલા માટે જેઓ બીજાઓને પોતાની માફક ચાહે છે, અને ખાસ કરીને, જેઓ ફેવોની માફક બીજાઓને પોતાના કરતાં વધારે ચાહે છે, તેઓ બધા પ્રભુમાંથી પડોશીનું મૂલ પ્રાપ્ત કરે છે, કારણ કે હિતમાં પ્રભુ પોતે વર્તમાન છે, હિત તેનામાંથી પ્રસરે છે તેટલા માટે. આમાંથી પણ એ જોઈ શકાય, કે સ્નેહનો ગુણ પડોશી કોણ એ નિર્ણીત કરે છે. પ્રભુ હિતમાં વર્તમાન છે, એ તે પોતે મેથ્યુમાં શિખવે છે, કારણ કે હિતમાં રહેતાઓને તે કહે છે, કે "તમે મને ખાવાનું આપ્યું, મને પીવાનું આપ્યું, મને ઘરમાં લીધો, મને વસ્ત્રો દીધાં, મને મુલાકાતો આપી, અને મારી કારાગૃહમાં પાસે આવ્યા:" અને પાછળથી કે "જે અંશે તમે એ મારા બંધુઓમાંના ન્હાનામાં ન્હાનાને કીધું, તે અંશે મને કીધું," (૨૫: ૩૪ થી ૪૦).

"આ વિચારોમાંથી એ હવે ઉઘાડું છે, કે દેવાલયના માણસે પડોશીનું મૂલ શામાંથી પ્રાપ્ત કરવું જોઇએ; કે દરેક માણસ તે પ્રભુનો સન્નિધ હોય તે કોટિમાં પડોશી છે; અને પ્રભુ દયાના હિતમાં છે, તેટલા માટે કે પડોશી હિતના ગુણ પ્રમાણે છે, એટલે કે દયાના ગુણ પ્રમાણે. . .

+ + +

"પડોશીના વિષય ઉપર વધારે વાર થોભવાની જરૂર છે, કારણ કે દયા કેમ આચરવી, એ પડોશીના જ્ઞાન વગર જાણી શકાય તેમ નથી. પાછલા પ્રકરણના આરંભમાં કહેલું હતું, કે દરેક માણસ પડોશી છે, અને જે પ્રકારે એક તે પ્રકારે બીજો નહીં; અને કે જે હિતમાં છે તે બીજાઓના કરતાં વધારે પડોશી છે; એટલે કે માણસની અંદર હિત ચહાવાનું છે; કારણ કે જ્યારે હિત ચહાય છે, ત્યારે પ્રભુ ચહાય છે. કારણ કે જેનામાંથી હિત આવે છે, જે હિતમાં છે, અને જે હિત પોતે છે, તે પ્રભુ છે.

"પણ માણસ માત્ર વ્યક્તિ પરત્વે નહીં પણ સમુદાય પરત્વે સુદ્ધાં પડોશી છે; કારણ કે ન્હાનો અગર મોટો સમાજ, દરેકનો દેશ, દેવાલય, પ્રભુનું રાજ્ય, અને બધાની ઉપર પ્રભુ પોતે તે પડોશી છે, કે જેને દયામાંથી હિત કરવાનું છે. પડોશીની આ કોટિઓ એક ચડતા ક્રમમાં છે, કારણ કે કેટલાએકનો સમાજ એક વ્યક્તિના કરતાં ઉચ્ચતર કોટિમાં છે; દેશ સમાજના કરતાં ઉચ્ચતર કોટિમાં; દેવાલય તે કરતાં ઉચ્ચતર કોટિમાં; અને પ્રભુનું

રાજ્ય તે કરતાં પણ ઉચ્ચતર કોટિમાં; છતાં પ્રભુ સર્વોપરિમાં છે. ઉચ્ચસનની આ કોટિઓ એક સીડીનાં પગથિયાં જેવી છે કે જેને મથાળે પ્રભુ છે.

" એક સમાજ એક વ્યક્તિના કરતાં વધારે પડોશી છે, કારણ કે તેમાં ઘણાનો સમાવેશ થાય છે; અને જે પ્રકારે એક વ્યક્તિ તરફ તેજ પ્રકારે તેના તરફ દયા આચરવાની છે, અર્થાત્, તેની અંદરના હિતના ગુણ પ્રમાણે; એટલે કે જેઓ સીધા નથી તેમના સમાજ તરફ જે પ્રકારે આચરવાની તેના કરતાં કેવલ જૂદે પ્રકારે જેઓ સીધા છે તેમના સમાજ તરફ.

" દરેકનો દેશ એક સમાજના કરતાં વધારે પડોશી છે, કારણ કે તે એક માતા કે પિતા સરખો છે; કારણ કે તે માણસના જન્મનું સ્થાન છે, તથા તેને પોષે છે અને હાનિઓમાંથી રક્ષે છે. દેશને હિત તેની જરૂરી પ્રમાણે સ્નેહમાંથી કરવાનું છે, જેનો મુખ્યત્વે કરીને નિર્વાહ, સામાજિક જીવન અને માનસિક જીવન સાથે સંબંધ છે. જે પોતાના દેશને ચાહે છે, અને હિતેચ્છામાંથી તેને હિત કરે છે, તે પર જીવનમાં પ્રભુના રાજ્યને ચાહે છે, કારણ કે ત્યાં પ્રભુનું રાજ્ય તેનો દેશ છે; અને જે પ્રભુના રાજ્યને ચાહે છે તે પ્રભુને ચાહે છે, કારણ કે પ્રભુ તેના દેશના સર્વમાં સર્વ છે; કારણ કે જે યથાર્થ રીતે પ્રભુનું રાજ્ય કહેવાય છે, તે તેના નિવાસીઓની અંદરનું હિત અને સત્ય છે.

" દેવાલય માણસના દેશના કરતાં વધારે પડોશી છે, કારણ કે જે દેવાલયને માટે પ્રાપ્તિ કરે છે, તે જેઓ દેશમાં વસે છે તેમના આત્માઓ અને તેજના શાશ્વત જીવનને માટે પ્રાપ્તિ કરે છેઃ અને દેવાલયને માટે પ્રાપ્તિ ત્યારે કરાય છે કે જ્યારે માણસ હિત તરફ દોરાય છે, અને જે આ દયામાંથી કરે છે તે પોતાના પડોશીને ચાહે છે, કારણ કે તે બીજાને સ્વર્ગ અને શાશ્વત સુખ મળે એવું ચાહે છે અને ઇચ્છે છે. દેશમાં હિત દરેક બીજાની અંદર દાખલ કરી શકે, પણ સત્ય જેઓ શિક્ષકો છે તેમના વગર બીજાઓ નહીં. + + + દરેકે પોતાને માટે સત્ય પ્રાપ્ત કરવું જોઇએ, પ્રથમ દેવાલયના સિદ્ધાન્તમાંથી અને પાછળથી પ્રભુના શબ્દમાંથી; અને આ સત્ય તેની આસ્થાનું સત્ય થવું જોઇએ.

" પ્રભુનું રાજ્ય માણસ જે દેવાલયમાં જન્મેલો હોય તેના કરતાં ઉચ્ચતર કોટિમાં પડોશી છે, કારણ કે પ્રભુના રાજ્યમાં જેઓ હિતમાં છે તે બધાનો અર્થાત્ જેઓ પૃથ્વી ઉપર અને જેઓ સ્વર્ગોમાં છે તે સહુનો સમાવેશ થાય છે. આ પ્રમાણે પ્રભુનું રાજ્ય સમૂહમાં તેના બધા ગુણ સહિતનું હિત છે. જ્યારે આ હિત ચહાય છે, ત્યારે હિતમાં જેઓ સ્થાપિત થયેલા છે તે બધા ચહાય છે. + + +

" આ પડોશીની કોટિઓ છે, અને દયા તેમના પ્રમાણે ચડવી જોઇએ. પણ આ કોટિઓ પૂર્વાપર ક્રમમાં છે, જેની અંદર દરેક પૂર્વની અથવા ચડતી કોટિ અપર અથવા

ઉતરતી કોટિ કરતાં હમેશાં પસંદ કરવાની છે; અને પ્રભુ સર્વોપરિ કોટિમાં છે, અને દરેક કોટિમાં જે તરફ તે કોટિ વળે છે તે ઉદ્દેશ તરીકે લક્ષ્ય રાખવાનો છે, તેટલા માટે તે બધીથી ઉપર છે, અને બધી વસ્તુઓ કરતાં વધારે ચહાવાનો છે."

+ + +

"એ એક સાધારણ કથન છે, કે દરેક માણસને પોતાનો નજીકમાં નજીક પડોશી પોતે છે, અને કે તેટલા માટે દયા ઘરમાં શરૂ થવી જોઇએ. આ કેમ છે તે દયાનો સિદ્ધાન્ત શિખવે છે. દરેક માણસ પોતાનો પડોશી છે, પણ *છેલ્લી જગ્યાએ-પહેલીએ નહીં*. બીજાઓ હિતમાં હોય તે આગલી જગ્યાએ છેઃ ઘણાનો સમાજ એથી આગલી જગ્યાએઃ દેશ તેનાથી આગલી જગ્યાએઃ અને તે કરતાં પણ આગલી જગ્યાએ દેવાલયઃ આની પહેલાં પ્રભુનું રાજ્ય છે; અને બધાની તથા બધી વસ્તુઓની ઉપર પ્રભુ છે.

"તેટલા માટે કે દરેક માણસનો નજીકમાં નજીક પડોશી પોતે છે, અને કે દયા ઘરમાં શરૂ થવી જોઇએ, એ કથન આ પ્રમાણે સમજવાનું છે. દરેક માણસ પ્રથમ પોતાને માટે જીવનનાં આવશ્યકો, ખોરાક, પોશાક, ઘર, અને ઘણી બીજી વસ્તુઓ, જેની જે દેશમાં તે વસતો હોય તેની અંદરના નાગરિક જીવનને આવશ્યકતા હોય, તે પ્રાપ્ત કરવાને બંધાયેલો છે; અને આ માત્ર તેના પોતાને માટે નહીં, પણ તેના કુટુંબને અને આશ્રિતોને માટે સુદ્ધાં, અને ફક્ત વર્તમાન કાલને માટે નહીં, પણ ભવિષ્યને માટે સુદ્ધાં. દરેક માણસ આ પ્રમાણે પોતાને માટે જીવનનાં આવશ્યકો પ્રાપ્ત કરે, તે સિવાય પોતાને બધી વસ્તુઓની ખોટ હોવાને લીધે પડોશી તરફ દયા આચરવાની સ્થિતિમાં હોઈ શકે નહીં.

"જે ઉદ્દેશ લક્ષિત હોય, તે દરેક માણસ કેમ પોતે પોતાનો પડોશી છે, અને કેમ તેણે પ્રથમ પોતાને માટે પ્રાપ્તિ કરવી જોઇએ, તે સ્પષ્ટ કરે છે. જો આ ઉદ્દેશ માત્ર પૈસા આનંદ, પદવી, કે સ્વર્ગની ખાતર બીજાઓના કરતાં વધારે તવગર થવાનો હોય, તો તે એક પાપી ઉદ્દેશ છેઃ તેટલા માટે જે આવા ઉદ્દેશની ખાતર પોતાને પોતાનો નજીકમાં *નજીક પડોશી ગણે છે, તે પોતાને શાશ્વત હાનિ કરે છે. પણ એથી ઉલટું, જો તેનો ઉદ્દેશ* તેના પોતાને માટે અને પોતાનાંઓને માટે જીવનનાં આવશ્યકોની ખાતર દ્રવ્ય પ્રાપ્ત કરવાનો હોય, તો તે પોતાને માટે શાશ્વત હિતની પ્રાપ્તિ કરે છે. માણસ ઉદ્દેશનો બનેલો છે, કારણ કે ઉદ્દેશ તેનો સ્નેહ છે, કારણ કે જે માણસ ચાહતો હોય તે તેને ઉદ્દેશ છે.

"આ પ્રમાણે શી રીતે છે તે આ વિચારમાંથી વધારે સ્પષ્ટ થઈ શકે. દરેક માણસ તેના શરીરને માટે ખોરાક અને પોશાક પ્રાપ્ત કરવાને બંધાયેલો છે. આ તેણે પ્રથમ કરવું જોઇએ; પણ તે એ ઉદ્દેશથી કરવું જોઇએ, કે સુસ્થ શરીરમાં સુસ્થ મન હોઈ શકે. દરેક પોતાના મનને માટે પણ બુદ્ધિ અને જ્ઞાનના સંબંધની વસ્તુઓનો ખોરાક પ્રાપ્ત કરવાને બંધાયેલો છે; એ ઉદ્દેશથી કે તેથી કરીને તેનું મન પ્રભુની સેવા કરવાની સ્થિતિમાં આવે.

જે આ પ્રમાણે વર્તે છે, તે પોતાને માટે શાશ્વત હિતની પ્રાપ્તિ કરે છે. પણ જે માત્ર શરીરની ખાતર પોતાના શરીરને માટે પ્રાપ્તિ કરે છે, અને મનની સુસ્થિતિ માટે વિચાર કરતો નથી, તથા જે પોતાના મનને માટે સમજણ અને જ્ઞાનની નહીં પણ તેમની વિરુદ્ધની વસ્તુઓની પ્રાપ્તિ કરે છે, તે પોતાને શાશ્વત હાનિ કરે છે. આ વિચારોમાંથી કેમ દરેકે પોતાના પડોશી થવું જોઇએ, એ ઉઘાડું છે, કે પ્રથમ જગ્યાએ નહીં પણ છેલ્લી જગ્યાએ; કારણ કે ઉદ્દેશ તેના પોતાના તરફ લક્ષિત જોઇએ નહીં, પણ બીજાઓ તરફ, અને જ્યાં ઉદ્દેશ છે ત્યાં પ્રથમ છે.

" આ બાબતની માણસ ઘર બાંધે છે તે બાબતની સાથે સરખામણી થઇ શકશે. પ્રથમ વસ્તુ પાયો નાખવાની છે; પણ પાયો ઘરને માટે જોઇએ, અને ઘર નિવાસને માટે. આ પ્રમાણે દરેક માણસે પ્રથમ પોતાનું હિત શોધવું જોઇએ, છતાં તેના પોતાને માટે નહીં પણ એટલા માટે કે તે તેના પડોશીની, એટલે કે તેના દેશની, દેવાલયની અને બધી વસ્તુઓની ઉપર પ્રભુની સેવા કરવાની સ્થિતિમાં આવે. જે એમ માને છે કે પોતે પોતાનો પ્રથમ જગ્યાએ પડોશી છે, તે જે પાયાને ઉદ્દેશ ગણે છે, અને ઘર તથા નિવાસને નહીં, તેના જેવો છે; જ્યારે નિવાસજ પ્રથમ અને ચરમ ઉદ્દેશ તો છે, અને પાયા સહિત ઘર ઉદ્દેશનું એક સાધન માત્ર છે.

" જે પ્રકારે દ્રવ્યનું તે પ્રકારે દુનિયામાં પ્રતિષ્ઠાનુ પણ સમજવું. દરેક માણસ તે પોતાને માટે પ્રાપ્ત કરી શકે, છતાં પોતાની ખાતર નહીં, પણ પોતાના પડોશીની ખાતર. જે તેને પોતાની ખાતર પ્રાપ્ત કરે છે, તે પોતાની હાનિને માટે પ્રાપ્ત કરે છે; પણ જે તેને પોતાના પડોશીની ખાતર પ્રાપ્ત કરે છે તે પોતાના શ્રેયને માટે પ્રાપ્ત કરે છે: કારણ કે ઉદ્દેશોને જે પોતાના તરફ વાળે છે, તે પોતાને નરક તરફ વાળે છે; પણ જે તેમને પોતાથી પોતાના પડોશી તરફ વાળે છે, તે પોતાને સ્વર્ગ તરફ વાળે છે."

\+ \+ \+

મણિશંકર રતનજી ભટ.

---

# "નાથ કૈસો ગજકો બન્ધ છુડાયો."*

૧૦+.

## પદ.

નાથ કૈસે ગજકા બંધ છુડાયો,
 એહીરે અચરજ મોસું પાયો. નાથ૦
ગજ ઔર ગ્રાહ લરત જલ ભીતર, લરત લરત ગજ હાર્યો;
જવપુર સંઢ રહી જલ બાહર, તબ હરિ નામ પુકાર્યો. નાથ૦
શવરી કે બેર સુદામાકે તાંદૂલ, રૂચી રૂચી ભોગ લગાયો;
દુર્યોધનકા મેવા ત્યાગી, ભાજી વિદુર ઘેર પાયો. નાથ૦
પૈઠે પાતાળ કાલિનાગ નાથ્યો, ફણુ પર નૃત્ય કરાયો;
ગિરિ ગોવર્ધન કર પર ધાર્યો, યશોદા ઘર લાલ કહવાયો. નાથ૦
અઘાસુર માર્યો બગાસુર માર્યો, દાવાનલ પાન કરાયો;
સ્તભ ફોડી હિરણાક્ષ માર્યો, નરસંગ નામ ધરાયો. નાથ૦
અજામેલ, ગજ, ગણિકા તારી, દ્રૌપદી ચીર પુરાયો;
પયપાન કરતાં પુતના મારી, કુબજાકો રૂપ બનાયો. નાથ૦
કૌરવ પાડવકો જુધ રમાયો, કૌરવ માર હઠાયો;
દુર્યોધનકો માન ઘટાયો, મોસુ ભરોસો આયો. નાથ૦
સબ સખીયન મિલી કગન બાંધ્યો, શ્યામ નહિ બંધાયો;
છૂટયો નહિ રાધાજીકો કંગન, કૈસે વે ધનુષ ઉઠાયો. નાથ૦
*બોલ કોટડી (?) પૈદલ ધાયો, ગરૂડકો નાજ સતાયો;
છૂટયો નહિ રાધાજીકો કગન, ઓ બલ કહાં છિપાયો. નાથ૦
જોગી જનકો ધ્યાન ધરત હૈ, ધ્યાન ધરત નહિ આયો;
સુરદાસ કહે પ્રભુ તિહારે મિલનકુ, જસોદાકો ધેન ચરાયો. નાથ૦

---

+ આ પદ સન ૧૮૯૫ ની સાલમાં છપાએલી "ભક્તમાળમાં"થી નકલ કરી મોકલું છું, તે પદની ભાષા અશુદ્ધ હિંદી હોવાથી થોડાક ફેરફાર સાથે લખ્યું છે. રા. આનન્દશંકરભાઇને આ પદની છેલ્લી કડી પ્રાપ્ત ન થવાથી તેને પ્રાચીન સુભાષિત એવું નામ આપ્યું છે, અને તેના કર્તા કોણ છે તે જણાવ્યું નથી. પરન્તુ આ સાથે મોકલેલા પદની છેલ્લી ટૂક ઉપરથી જણાશે કે તે પ્રાચીન હિન્દીકવિશિરોમણિ સુરદાસજીનું છે.

* છોડ-પાવડી ? રામલાલ ચુનીલાલ મોદી.

૨.

( રાગ કાફી જિલ્હો—તાલ દીપચન્દી. )

નાથ કેસો ગજકો બન્ધ છુડાયો,
એ અચરજ મોપેં આયો—નાથ૦ (ધ્રુવ પદ.)

ગજ ઔર ગ્રાહ લરે જલ ભીતર, લરત લરત ગજ હાર્યો;
તિલભર સૂંઢ રહી જલ ઉપર, તબ હરિ નામ પુકાર્યો. નાથ૦ ૧
છોડ પાવડી પ્યાદા દોડે, ગરૂડકુ વેગે બોલાયો,
જબ ડૂબતે ગજરાય ઓધાર્યો, વૈકુંઠ ધામ પ્હોંચાયો. નાથ૦ ૨
સબરીકે બોર સુદામાકે તાંદુલ રૂચી રૂચી ભોગ લગાયો,
દુર્યોધનકા મેવા ત્યાગે ભાજી વિદુર ઘર પાયો નાથ૦ ૩
પેઠ પાતાલ કાલિનાગ નાથ્યો, ફીણુ પર નર્ત કરાયો,
ગિરિ ગોવર્ધન કર પર ધાર્યો, નન્દ ઘેર લાલ કહેવાયો. નાથ૦ ૪
જલત અગનમેં પ્રલ્હાદ બચાયો, અંગ તાપ નહિં આયો,
સ્તંભ ફાડ હિરણાકસ ખાયો, નરસિંહ રૂપ ધરાયો. નાથ૦ ૫
અજામેલમેં ગજગુણુક તારી, દ્રૌપદીકો ચીર પુરાયો;
પયપાન કરતા પૂતના મારી, કુબજ્યાકો રૂપ બનાયો. નાથ૦ ૬
કૌરવ પાંડવ યુદ્ધ ભયો હય, કૌરવ માર હઠાયો,
દુર્યોધનકો માન ઘટાયો, મોપેં ભરમો આયો નાથ૦ ૭
સબ સખીયન મીલી કગન બાંધ્યો, રેશમ ગાંઠ બંધાયો;
છુટે નહિ રાધાજીકો કગન, કૈસે તે ધનુષ્ય ઉઠાયો. નાથ૦ ૮
ખોલ કોટડી પ્યાદલ ધાયો, ગરૂડકુ નાજ મતાયો,
છુટે નહિં રાધાજીકો કગન, ઓર એ બળ ક્હાંરે છુપાયો? નાથ૦ ૯
જોગી જ્યાકો ધ્યાન ધરત હે, ધ્યાન ધરત નહિં આયો;
સુરદાસ કહે પ્રભુ તીહારે મીલનકુ, જશોદાકો ઘેન ચરાયો। નાથ૦૧૦

---

*આ પદ વિષે પ્રો. આનન્દશંકર ગયા માસના અંકમાં લખે છે કે, "આ ચીજની પૂરેપૂરી કડીઓ મારા એક સંગીતકુશળ મિત્રે કૃપા કરી પૂરી પાડી છે." પરન્તુ વાંચકોના સહજ ધ્યાનમાં આવશે કે, પ્રાચીન સંપ્રદાય પ્રમાણે તેને અન્તે કર્તાનુ નામ નથી; અને એ જ તેની અપૂર્ણતાનું ભાન કરાવે છે. અને તેથી જ કદાચ 'એક પ્રાચીન સુભાષિત' તરીકે એ પદનો નિર્દેશ કરવો પડ્યો હશે।

મારી પાસે જૂનાં પદોનો એક સંગ્રહ છે, તેમાં ઉપર આપ્યા પ્રમાણે વધારાની લીટીઓ છે, કે જેથી પ્રો૦ આનન્દશંકરને તેમના 'સંગીતકુશળ' મિત્રે આપેલાં પદ કરતાં પ્રસ્તુત પદ બમણું મોટું થવા જાય છે.

જન્હાનાભાઈ માર્દનપ્રભાસ્કર.

# ભારતવર્ષનો મહાન્ ગણિતશાસ્ત્રી ભાસ્કરાચાર્ય.

ભારતવર્ષના આ બાલ વૃદ્ધ સ્ત્રી પુરૂષોને ભાસ્કરાચાર્યનું વિશ્વવિખ્યાત નામ વિદિત છે. તેમણે ગણિતશાસ્ત્રમાં મહાન્ શોધખોળો કરેલી છે. તેમના જમાનામાં યુરોપીય દેશો ગણિતશાસ્ત્રનું જેટલું જ્ઞાન ધરાવતા હતા તેના કરતાં તેમનુ જ્ઞાન ઘણું વધારે હતું. ભાસ્કરાચાર્યના ગ્રંથોનો અનુવાદ જરા મોડો થયો. તેથી અનિશ્ચિત સમીકરણોને છોડવાના જે નિયમો ભાસ્કરાચાર્યે શોધી કહાડ્યા હતા તે જ નિયમો જર્મન ગણિતશાસ્ત્રી ઑઇલર ( Euler ) ને નવેસરથી શોધવા પડ્યા. કૅજોરી ( Cajori ) ગણિતશાસ્ત્રનો ઇતિહાસ એ નામના પોતાના પુસ્તકમાં નીચે પ્રમાણે લખે છે.

"The perversity of fate has willed it that the equation $y^2=ax^2+1$ should now be called Pell's problem, while in recognition of Brahmin scholarship it ought to be called the "Hindoo problem" It is a problem that exercised the highest faculties of some of our greatest modern analysts By them the work of the Hindoos was done over again, for, unfortunately the Arabs transmitted to Europe only a small part of Indian algebra and the original Hindoo manuscripts, which we now possess, were unknown in the occident"

"વામવિધિની ઇચ્છા જ એવી કે અનિશ્ચિત સમીકરણ

$$\text{य}^2 = \text{अक्ष}^2 + १,$$

આધુનિક સમયમાં પેલના પ્રશ્ન તરીકે ઓળખાવાનુ. તત્ત્વતઃ નિરીક્ષણ કરતા એમ જણાય છે કે બ્રાહ્મણોના પરિશ્રમ તરફ કૃતજ્ઞતા બતાવવા માટે તે સમીકરણને હિંદુ પ્રશ્ન એવી સંજ્ઞા આપવી જોઇએ. આ પ્રશ્ન ઉપર આધુનિક સમયના અતિ સમર્થ ગણિત શાસ્ત્રીઓને પોતાની શ્રેષ્ઠ માનસિક શક્તિઓનો ઉપયોગ કરવાની જરૂર પડી છે. હિંદુઓએ તૈયાર કરેલી પક્વ સામગ્રી તેઓએ પાછી ફરીથી તૈયાર કરી છે. કારણ કે, આરબો તરફથી હિંદુઓના બીજગણિતનો એક નાનકડો ભાગ યુરોપને મલ્યો અને હિંદુઓનાં મૂળ હસ્તલિખિત પુસ્તકો જે અત્યારે આપણા હાથમાં છે તે આજથી સો વર્ષ ઉપર પાશ્ચાત્ય દેશોમાં બિલકુલ અજ્ઞાત હતાં."

કોલ્બ્રુક નામના સંસ્કૃત વિશારદ યુરોપિયને લીલાવતી અને બીજ ગણિતનો ઇંગ્રેજી અનુવાદ સને ૧૮૧૭ માં પ્રસિદ્ધ કર્યો, ત્યારે હિંદુઓની ગણિતશાસ્ત્ર પટુતા જોઈ યુરોપિયનો તાજુબ થયા. લીલાવતી અને બીજ ગણિતના સમર્થ લેખક મહાન્ ભાસ્કરાચાર્ય પ્રત્યે તે દિવસથી સમ્માનની લાગણી સમગ્ર મહી મણ્ડલમાં થઈ. આ બે પુસ્તકોમાં જેટલું લખેલું

છે તે બધું ભાસ્કરાચાર્યે જ શોધી કહાડ્યું એમ માનવાનું નથી. પોતાની અગાઉ થઈ ગયેલા ગણિતશાસ્ત્રીઓએ લખેલાં પુસ્તકોનો સારોદ્ધાર કરવા ઉપરાંત ભાસ્કરાચાર્યે પોતાની શોધખોળો પણ ઉપર્યુક્ત ગ્રંથોમાં લખેલી છે.

ભાસ્કરાચાર્યના સમય પછી ભારતવર્ષમાં મુસલમાની રાજ્યને લીધે અંધાધુની પ્રસરી. સંચિત જ્ઞાનમાં વિદ્ધિ કરવાની વાત કોરે મુકાઈ. પ્રાચીન પુરૂષોએ તૈયાર કરેલી રસોઇનો સ્વાદ લેવા ઉપરાંત વધારે શોધખોળનું કામ થઈ શક્યું નહીં. ખરેખર! અરાજકતાના સમયમાં વિદ્યાદેવીની માઠી દશા થાય છે. તો પણ ભાસ્કરાચાર્યે ગણિતને શ્રેષ્ઠ પદવીએ પહોંચાડી જે અમર ગ્રંથો ભારતની પ્રજાને બક્ષીસ કર્યા હતા તેનું અધ્યયન પ્રચલિત રહ્યું અને હજુ પણ ઇંગ્રેજી કેળવણીના લાભથી બેનસીબ મનુષ્યો પણ ગણિતશાસ્ત્રમાં અસાધારણ વિચક્ષણતા ધરાવતા જોવામાં આવે છે. પાશ્ચાત્ય દેશોમાં ગણિતશાસ્ત્રનો જે ઉત્કર્ષ થયો છે તે તો કેવળ વિસ્મય પમાડે તેવો છે. પાશ્ચાત્ય ગણિતનું સર્વાંશે પાન કરનાર મનુષ્યોએ ભાસ્કરાચાર્યના કામનું આધુનિક દૃષ્ટિથી સૂક્ષ્મ નિરીક્ષણ કરવું એ અત્યંત આવશ્યક છે. જે વિષય આપણી આગળ વધેલી વિજ્ઞાનશક્તિ આગળ તુચ્છ લાગે તે વિષય જુના વખતમાં જ્ઞાનની અપરિપક્વ સ્થિતિ તપાસતાં તે સમયના લોકોને ઘણો કઠિણ લાગે એમાં નવાઈ નથી. તેવા જમાનામાં આટલો પરિશ્રમ કરી આધુનિક સમયના ગણિતવેત્તાઓને પણ વિસ્મય પમાડે એવું સંગીન કાર્ય કરનાર ભાસ્કરાચાર્ય એક મહાન્ પુરૂષ હતો અને ભારતભૂમિનો એક અત્યુત્તમ અલંકાર હતો એવું દરેક સુજ્ઞ મનુષ્ય વગર આનાકાનીએ કબુલ કરશે.

ભાસ્કરાચાર્યનો જન્મ સહ્યાદ્રિની પાસે વિજ્જડવિડ (જે હાલ બીજાપુર નામથી ઓળખાય છે) ગામમાં થયો હતો. તેમના પિતાનું નામ મહેશ્વરોપાધ્યાય હતું. ભાસ્કરાચાર્યે સ્વયલિખિત ગોલાધ્યાયના પ્રશ્નાધ્યાયમાં પોતાના પિતાનું નામ અને જન્મ સ્થાન નીચે પ્રમાણે આપ્યું છે.

आसीत् सह्यकुलाचलाश्रितपुरे त्रैविद्यविद्वज्जने
नानासज्जनधाम्नि विज्जडविडे शाण्डिल्यगोत्रो द्विजः ।
श्रौतस्मार्तविचारसारचतुरो निःशेषविद्यानिधिः ।
साधूनामवधिर्महेश्वरकृती दैवज्ञचूडामणिः ॥

तज्जस्तच्चरणारविन्दयुगलप्राप्तप्रसादः सुधी
र्मुग्धोद्बोधकरं विदग्धगणकप्रीतिप्रदं प्रस्फुटम् ।
एतद्व्यक्तसदुक्तियुक्तिबहुलं हेलावगम्यं विदां
सिद्धान्तग्रथनं कुबुद्धिमथनं चक्रे कविर्भास्करः ॥

"સહ્ય પર્વતની પાસે આવેલા વેદાધ્યાયી વિદ્વાન્ અને મહર્ષિઓના નિવાસથી પવિત્ર વિજ્જડવિડ શહેરમાં શ્રૌત અને સ્માર્ત ગ્રંથોનું સારભૂત રહસ્ય જાણનાર સાધુ શિરોમણિ અને દૈવજ્ઞ ચૂડામણિ મહેશ્વરોપાધ્યાય જે શાણ્ડિલ્ય ગોત્રી દ્વિજ હતા તેમનો નિવાસ હતો. તેમનાથી ઉત્પન્ન થયેલા, અર્થાત્, તેમના પુત્ર બુદ્ધિશાળી ભાસ્કરાચાર્ય કવિએ તેમના જ ચરણકમલનો પ્રસાદ પ્રાપ્ત કરી આ સિદ્ધાંત શિરોમણિ નામનો ગ્રંથ રચ્યો છે:—આ ગ્રંથ સુગ્ધ, અર્થાત્, ઓછી બુદ્ધિવાળા પણ સમજી શકે તેવો છે અને વિદ્વાન્ ગણિતશાસ્ત્રીઓને તો અપૂર્વ આનન્દ આપે છે; વળી આ ગ્રંથ ઘણો સ્પષ્ટ છે અને તેમાં ઘણાં સારાં વચનો અને યુક્તિઓનો સમાવેશ છે; વિદ્વાન્ લોકો આ ગ્રંથને સહેલાઈથી સમજી શકે છે; આ ગ્રંથ કુબુદ્ધિવાળા લોકોનું મંથન, અર્થાત્, તેમના દુષ્ટ સિદ્ધાંતોનું ખણ્ડન કરી નાંખે છે."

આ પ્રમાણે ભાસ્કરાચાર્યે સ્વમુખે જ જણાવ્યું છે કે તેમના પિતાનું નામ મહેશ્વર હતું અને તેમણે પોતાનું કેટલુંક અધ્યયન તેમના પિતા પાસે જ કર્યું હતું.

વળી ડૉક્ટર ભાઉદાજીને નાસિકક્ષેત્ર પાસે એક તામ્રપત્ર મળ્યું છે. તેમાં પણ ભાસ્કરાચાર્યની ઉત્પત્તિ વિષે તે જ પ્રકારનું વર્ણન છે. ભાસ્કરાચાર્યના પ્રાચીન વડવાઓનું વર્ણન કરી છેવટે તામ્રપત્ર જણાવે છે કે:—

तस्मान्मनोरथो जातः
सतां पूर्णमनोरथः ।
श्रीमान् महेश्वराचार्य
स्ततोऽजनि कवीश्वर ।

तत्सूनुः कविवृन्दवन्दितपदः सद्वेदविद्यालता-
कन्दः कंसरिपुप्रसादितपदः सर्वज्ञविद्यासदः ।
यच्छिष्यैः सह कोऽपिनो विवदितुं दक्षो विवादी क्वचित्
श्रीमान् भास्करकोविदः समभवत् सत्कीर्तिपुण्यान्वितः ॥

"તેનાથી (ગોવિન્દ સર્વજ્ઞથી) સત્પુરુષોના મનોરથોને પૂર્ણ કરનાર મનોરથની ઉત્પત્તિ થઈ. તે મનોરથના પુત્ર શ્રીમાન્ મહેશ્વરાચાર્ય હતા જેઓ કવીશ્વર સંજ્ઞાથી ભૂષિત હતા. તે મહેશ્વરાચાર્યના પુત્ર શ્રીમાન્ સર્વજ્ઞ સમાન બુદ્ધિશાલી ભાસ્કરાચાર્ય થયા, જેમના ચરણકમલને કવિઓના વૃન્દ નમતાં હતાં, જેઓ સદ્વિદ્યા રૂપી લતાના એક ફલરૂપ હતા, જેમણે કંસરિપુ શ્રી કૃષ્ણને પ્રસન્ન કર્યા હતા, જેઓ સર્વજ્ઞ વિષયોમાં ઉત્તમ હતા, જેમના શિષ્યો સાથે વાદવિવાદ કરવાનું કોઈનામાં સામર્થ્ય હતું નહીં અને જેમની શુભ કીર્તિ અને પુણ્ય વિશ્વવિખ્યાત હતાં."

તેથી એટલું તો નિર્વિવાદ સિદ્ધ થાય છે કે ભાસ્કરાચાર્ય દક્ષિણમાં સહ્ય પર્વત પાસે

નિવાસ કરતા હતા. આધુનિક સમયમાં પણ દક્ષિણ તરફના અને ખાસ કરીને માયસોર અને મદ્રાસ તરફના ઘણા લેકોએ ગણિતશાસ્ત્રમાં પ્રાવીણ્ય દર્શાવ્યું છે. ધી ઑનરેબલ પ્રીન્સીપાલ પરાંજપે અને મી. એ. ટી. રાજન જેઓએ થોડા વર્ષ ઉપર કૅમ્બ્રીજની મેથેમેટીકલ ટ્રાઈપોસ જેવી કઠિન પરીક્ષામાં પહેલા નંબરે પસાર થઈ સીનીયર રૅંગલરની પદવી સંપાદન કરી છે, તેને માટે હિંદુસ્તાન ખાસ મગરૂર છે. ખાસ કરીને દક્ષિણ તરફના લેકો તત્ત્વજ્ઞાન અને ગણિત જેવા વિષયો જેમાં ઉંડામાં ઉંડા વિચારો કરવા પડે છે તેમાં હુશીયાર હોય છે. ભાસ્કરાચાર્યના ચરણકમલથી અલંકૃત થયેલા દેશમાં હજુ પણ ઘણા ગણિતશાસ્ત્રીઓ મોજુદ છે અને સમસ્ત ભારતવર્ષના ગણિતશાસ્ત્રીઓની સભાનું મુખ્ય સ્થળ પણ તે જ કારણ માટે મદ્રાસમાં રાખવામાં આવ્યું છે.

પણ આપણે વિષયાન્તર થઈ ગયા છીએ. ભાસ્કરાચાર્યે પોતાના પિતા કનેથી અધ્યયન કરી પોતાનું જ્ઞાન ઉંચામાં ઉંચી શ્રેણી સુધી પહોંચાડ્યુ અને તે વખતે સાધનોનો અભાવ હોવા છતાં પોતાના વિષયમાં મોટા શોધખોળો કર્યા. હિંદુસ્તાનના પ્રાચીન મહાપુરૂષોના સંપૂર્ણ ઇતિહાસ મલી આવતા નથી. આપણા વિદ્વાનોમા એવી માન્યતા હોય છે કેઃ—

"Gold is gold Why inquire how old it is or how it is acquired?"

સુવર્ણ તે સુવર્ણ જ છે. શા માટે શોધ કરવી કે તે આટલું પ્રાચીન છે કે આ પ્રમાણે સંપાદન થયુ છે! આવા પ્રકારની ઉદાસીનતાથી મહાપુરૂષોનાં જીવનચરિત્રોની સંપૂર્ણ માહિતી મલતી નથી. ફક્ત તેઓના ગ્રંથ ઉપરથી જ તેમની સ્થિતિનો અને તેમનાં કાર્યનો ખ્યાલ કરવો પડે છે.

ભાસ્કરાચાર્યે ગણિતશાસ્ત્રનો જે મોટો ગ્રંથ લખ્યો છે તેનુ નામ તેમણે 'લીલાવતી' રાખ્યુ છે. કેટલાક એમ જણાવે છે કે લીલાવતી તેમની પુત્રી હતી. તેની જન્મકુંડલીમાં બાલવિધવાનો યોગ જોઈ તેને અવિવાહિત રાખી અને તેનું નામ અમર કરવા ભાસ્કરાચાર્યે પોતાના પાટી ગણિતને લીલાવતી એવું નામ આપ્યું. તે ગ્રંથમાં આપેલાં કેટલાં દૃષ્ટાન્તો લીલાવતીને સંબોધીને લખેલાં છે. દાખલા તરીકેઃ

"अये बाले लीलावति मतिमति ब्रूहि सहितान्"
"बाले बालकुरङ्गलोलनयने लीलावति प्रोच्यताम्"

આવાં દૃષ્ટાન્તોથી એટલું જણાય છે કે ભાસ્કરાચાર્યે પોતાની પુત્રી લીલાવતીને સ્વયમ્ વિદ્યાધ્યયન કરાવતા હતા અને લીલાવતી જેવી બુદ્ધિશાલી કન્યાએ ગણિતશાસ્ત્રમાં ઘણું બારિક જ્ઞાન મેળવ્યુ હશે એવું માનવામાં કોઈ પણ પ્રકારની હાનિ નથી. કેટલાક વિદ્વાનો એમ માને છે કે લીલાવતી ભાસ્કરાચાર્યની પત્નીનું નામ છે. લીલાવતીને સંતાન નહીં હતું અને તેટલા માટે તેનો શોક ઓછો કરવા ભાસ્કરાચાર્યે પોતાના ગ્રંથને લીલાવતી એવું નામ આપ્યુ. પણ આ વાર્તાને ભાઊદાજીનું તામ્રપત્ર ટેકો આપતું નથી. કારણ કે તામ્રપત્ર જણાવે છે કે ભાસ્કરાચાર્યને સારો વિદ્વાન્ પુત્ર હતો.

लक्ष्मीधराख्योऽखिल सूरि मुख्यो
वेदार्थवित्तार्किकचक्रवर्ती ।
क्रतुक्रियाकाण्डविचारसारो
विशारदो भास्करनन्दनोऽभूत् ॥
सर्वशास्त्रार्थदक्षोऽय-
मिनिमत्वा पुरादतः ।
जैत्रपालेन यो नीतः
कृतश्च विबुधाग्रणीः ॥



"સઘળા વિદ્વાનોમાં શ્રેષ્ઠ, વેદના અર્થ જાણનારો નૈયાયિક શિરોમણી, યજ્ઞયાગાદિ ક્રિયામાં અતિ પ્રવીણ, લક્ષ્મીધર નામનો બુદ્ધિશાલી ભાસ્કરનો પુત્ર હતો."

"સર્વ શાસ્ત્રમાં હુશીયાર લક્ષ્મીધર પંડિતને આ પુરમાંથી ( વિજ્જડવિડમાંથી ) જૈત્રપાલ નામના એક રાજાએ બોલાવી લીધો અને પોતાના દરબારનાં વિદ્વાનોનો અગ્રણી બનાવ્યો."

આથી સિદ્ધ થાય છે કે ભાસ્કરાચાર્યની સ્ત્રી નિઃસંતાન નહતી. તેથી પોતાની સ્ત્રીના નામ ઉપરથી લીલાવતી ગ્રંથનું નામ પાડયું એ વાતને બીજા પુરાવાથી ટેકો નથી મળતો.

આટલા ઉપરથી છેવટે એટલું નિશ્ચિત થાય છે કે ભાસ્કરાચાર્યને લક્ષ્મીધર નામનો પુત્ર અને લીલાવતી નામની કન્યા હતી. લક્ષ્મીધરે ન્યાયશાસ્ત્ર અને કર્મકાણ્ડમાં પટુતા પ્રાપ્ત કરવા પ્રયત્ન કર્યો અને લીલાવતીએ પોતાના પિતા પાસેથી જ ગણિત અને જ્યોતિષ્ શાસ્ત્રનું અધ્યયન કર્યું. લીલાવતીએ ગણિતશાસ્ત્રમાં એટલું સારૂં જ્ઞાન સંપાદન કર્યું કે તેનાથી ખુશ થઈ ભાસ્કરાચાર્યે પોતાના ગણિતશાસ્ત્રના ગ્રંથને લીલાવતી એવું નામ આપ્યું અને પોતાની ગુણજ્ઞ કન્યાનું નામ યાવચ્ચંદ્રદિવાકરૌ અમર કરી દીધું.

વાંચક એવો સવાલ કરશે કે ભાસ્કરાચાર્યે ગણિતશાસ્ત્રમાં એવો શો શોધ કર્યો હતો કે જેથી તેનાં-તમે આટલાં મોટાં વખાણ કરો છો? આ પ્રશ્નનો સવિસ્તર ઉત્તર આપવાનો પુરેપુરો પ્રયત્ન કરવા જઇએ તો વાંચકને પોતાને જ કંટાળો ઉપજે એમ છે. ગૂઢ ગણિતશાસ્ત્રના પુસ્તકને વાંચતાં સોએ નેવું ટકા માણસો નિરાશ થાય છે. તેથી ગણિતની જ ભાષામાં ભાસ્કરાચાર્યના શોધોનું વર્ણન કરવું રૂચિકર ન જ થાય એવું સંભવિત છે. પણ ગણિતશાસ્ત્રના સમર્થ વિદ્વાન્ ભાસ્કરાચાર્યના ખરા મહત્ત્વને સમજવા માટે થોડા ઘણા ગમ્મતની સાથે ગણિતનો પરિચય કરવાની વાંચકને જરૂર પડશે.

ડાયોફેન્ટસ ( Diophantus ) નામના એક પ્રખ્યાત ગ્રીકે બીજ ગણિતના વિષયમાં ઘણો ઉંડો પ્રવેશ કર્યો હતો. તેણે એક વર્ણ મધ્યમાહરણ ( Quadratic equation containing one unknown quantity ) ને છોડવાનો પ્રયત્ન કરેલો હતો.

દાખલા તરીકે,—

$$૮૪ \text{ક્ષ}^{2} + ૭ \text{ ક્ષ} = ૭$$

એ સમીકરણ ડાયોફેન્ટસે છોડયું છે. તેણે પુરેપુરી રીત જણાવી નથી પણ ક્ષ = $\frac{1}{4}$ એવો જવાબ આપ્યો છે. જુઓ અત્રે તેણે ક્ષ ની એક જ કિમત બતાવી છે. આનુ કારણ એટલું જ કે તેણે ઋણુ સંખ્યાઓનું ( Negative quantities ) નું પુરૂં સંશોધન કર્યું નહીં હતું. ઋણ સંખ્યાઓનો સ્વીકાર નહી કરવાથી ઉપર બતાવેલા સમીકરણમાં ક્ષ નો એક જવાબ ડાયોફેન્ટસને જડી આવ્યો. ઋણ સખ્યાઓના વિષયમાં ભાસ્કરાચાર્ય બીલકુલ સ્પષ્ટ રીતે પોતાનો સિદ્ધાંત રજુ કરે છે.

कृतिः स्वर्णयोः स्वं स्वमूले धनर्णे
न मूलं क्षयस्यास्ति तस्याकृतित्वात्

" ધન સંખ્યાનો ( Positive quantity ) તેમ જ ઋણ સખ્યાનો વર્ગ ધન હોય છે." દાખલા તરીકે ૫ નો વર્ગ ૨૫ થાય છે તેમ જ –૫ નો વર્ગ પણ ૨૫ થાય છે.

" ધન સંખ્યાનું વર્ગમૂળ કહાડતાં બે જવાબ આવે છે એક જવાબ ધન હોય છે અને બીજો ઋણ હોય છે."

દાખલા તરીકે ૨૫ નુ વર્ગમૂળ કહાડવું હોય તો તેનો જવાબ ૫ અને –૫ આવશે.

" ઋણ સંખ્યા કોઇનો વર્ગ થઈ શકતી નથી તેથી ઋણ સંખ્યાનું વર્ગમૂળ નીકળી શકતું નથી."

ઋણ સંખ્યાનું વર્ગમૂળ નહીં હોવાને લીધે ઋણ સખ્યાઓનાં વર્ગમૂળોને અસંભાવ્ય સંખ્યા ( imaginary quantities ) તરીકે આધુનિક ગણિતશાસ્ત્રમાં દાખલ કરવામાં આવ્યાં છે. આધુનિક ગણિતશાસ્ત્રની મોટામાં મોટી ફત્તેહ અસંભાવ્ય સંખ્યાઓના ઉપયોગને લગતી છે. અસંભાવ્ય સંખ્યાઓના અધ્યયનમાં પ્રથમ શીખાતો ડીમોઇવરની સિદ્ધાંત ( Demoivre's Theorem ) આધુનિક ગણિતશાસ્ત્રીઓનું પ્રબળતમ શસ્ત્ર છે. તેથી અસંભાવ્ય સંખ્યાઓનો ઈસારો પોતાના ગ્રથમાં આજથી આઠશે વર્ષ ઉપરે કરવા માટે ભાસ્કરાચાર્યને મોટામાં મોટું માન ઘટે છે.

ઋણસંખ્યાઓના સંપૂર્ણ જ્ઞાનને લીધે ભાસ્કરાચાર્ય મધ્યમાહરણમાં અવ્યક્તનાં બે જવાબ શોધી કહાડવા સમર્થ થયા છે. ટુકામાં એટલું જ જણાવીશું કે મધ્યમાહરણના વિષયમાં ભાસ્કરાચાર્ય જેટલું જ્ઞાન ધરાવતા હતા તેના કરતાં એક તસુ સરખું પણ વધારે જ્ઞાન આધુનિક પાશ્ચાત્ય ગણિતશાસ્ત્રીઓ નથી ધરાવતા. મધ્યમાહરણને છોડવાની રીત જે ભાસ્કરાચાર્યે આપી છે તે જ રીત આધુનિક બીજ ગણિતોમાં અપાય છે. બન્ને રીતો વચ્ચે

જરી તફાવત નથી. એવો ડર રહે છે કે આ લેખ લખનાર પાશ્ચાત્ય ગણિત સાથે વધારે પરિચય ધરાવનાર હોવાથી વાંચકો કદાચ એવી પણ કલ્પના કરે કે ભાસ્કરાચાર્યનું મહત્ત્વ વધારવા પોતાના આધુનિક જ્ઞાનનો ઉપયોગ કરી આચાર્ય ખરી રીતે જે જાણતા હતા તેના કરતાં તેમનું વધારે જ્ઞાન દર્શાવે છે. આવા જ પ્રકારના ભયને લીધે સ્થળનો સંકોચ હોવા છતાં ભાસ્કરાચાર્યની રીતો ભાસ્કરાચાર્યના શબ્દોમાં જ આપવી પડશે.

ડાયોફેન્ટસનું જે સમીકરણ આપણે ઉપર આપી ગયા છીએ અને જેમાં તેણે અવ્યક્તનો એક જ જવાબ આપ્યો છે, તે જ સમીકરણને આપણે ભાસ્કરાચાર્યની રીત પ્રમાણે છોડીશું. ભાસ્કરાચાર્ય પોતાની રીત નીચેના સૂત્રોમાં વર્ણવે છે.

अव्यक्तवर्गादि यदावशेषं  
पक्षौ तदेष्टेन निहत्य किंचित् ।  
क्षेप्यं तयोर्येन पदप्रदः स्याद्  
अव्यक्त पक्षोऽस्य पदेन भूयः ॥  
व्यक्तस्य पक्षस्य समक्रियैव-  
मव्यक्तमानं खलु लभ्यतेतत् ।

"જ્યારે કોઈ પણ સમીકરણના એક પક્ષમા અવ્યક્તનો વર્ગ હોય અને બીજા પક્ષમાં વ્યક્ત સંખ્યા હોય ત્યારે બન્ને પક્ષોને એવી કોઈ રકમથી ગુણવા અને પછી બન્ને પક્ષોમાં એવી સંખ્યા ઉમેરવી કે જેથી અવ્યક્ત પક્ષનું વર્ગમૂળ નીકળી શકે. અવ્યક્ત પક્ષનું વર્ગમૂળ નીકળી શકે તો પછી તેની બરોબર જે વ્યક્ત પક્ષ બીજી બાજુએ છે તેનું પણ વર્ગમૂળ નીકળવું જોઇએ. તેથી બન્ને પક્ષોનાં વર્ગ મૂળ લેવાથી એ એક વર્ણ સમીકરણ મળી આવશે જેમાંથી અવ્યક્તની બન્ને કિંમતો પ્રાપ્ત થઈ શકશે."

બન્ને પક્ષને કેટલાએ ગુણવા અને તેમાં શું ઉમેરવું તેનો ફેડ પાડવા માટે ભાસ્કરાચાર્યે પોતાના બીજ ગણિતમાં શ્રીધરાચાર્યનું સૂત્ર ટાંક્યું છે.

चतुराहतवर्गसमै  
रूपैः पक्षद्वयं गुणयेत् ।  
पूर्वाव्यक्तस्य कृतेः  
समरूपाणि क्षिपेत्तयोः ॥

"સાધારણ રીતે જમણી બાજુના પક્ષમાં અવ્યક્તનો વર્ગ અને અવ્યક્ત હોય છે, અર્થાત્, અવ્યક્તના વર્ગનું આટલા ગણું અને અવ્યક્તનું આટલા ગણું બન્ને મળી વ્યક્ત સંખ્યા થાય છે. હવે અવ્યક્તના વર્ગને ગુણનાર રૂપને ચાર ગણું કરી બન્ને પક્ષો ગુણવા

અને પછી અવ્યક્તને ગુણનાર રૂપ જે પહેલાં હતું તેનો વર્ગ બન્ને પક્ષમા ઉમેરી દેવો. આમ કરવાથી અવ્યક્ત પક્ષનું વર્ગમૂળ નીકળી શકશે. તેથી બન્ને પક્ષોનું વર્ગમૂળ કહાડવાથી અવ્યક્તની કિંમત મલી શકશે."

ડાયોફેન્ટસનું વિશેષ ઉદાહરણ છોડવા પહેલાં ભાસ્કરાચાર્યની રીત પ્રમાણે સાધારણ ઉદાહરણ લઇશું. ધારો કે આપણે

$$अक्ष^{२} + वक्ष + क = ०$$

એ સમીકરણ છોડવું છે. ભાસ્કરાચાર્ય કહે છે કે એક બાજુએ અવ્યક્ત રાખવા અને બીજીબાજુએ વ્યક્ત રાખવા. આ સમીકરણમાં क्ष અવ્યક્ત છે અને अ, व, क વ્યક્ત છે. क्ष ની કિમ્મત अ, व, क માં મેળવવાની છે. તેથી શરૂઆતમાં વ્યક્ત क ને ડાબી બાજુએ લઈ જવો જોઇએ.

$$अक्ष^{२} + वक्ष = - क$$

અત્રે $क्ष^{२}$ ને ગુણનાર રૂપ अ છે. તેથી બન્ને પક્ષને ૪ अ થી ગુણવા જોઇએ

$४ अ^{२} क्ष^{२} + ४ अ व क्ष = - ४ अ क$. હવે क्ष ને ગુણનાર જે રૂપ પેહેલાં હતુ તેનો અર્થાત્ व નો વર્ગ બન્ને બાજુએ ઉમેરવો જોઇએ.

$$४ अ^{२} क्ष^{२} + ४ अ व क्ष + व^{२} = व^{२} - ४ क अ$$

હવે તુરત સમજાશે કે જમણી બાજુનુ વર્ગમૂળ

$$२ अ क्ष + व \text{ છે}$$

તેથી

$$२ अ क्ष + व = \pm \sqrt{व^{२} - ४ अ क}$$

અત્રે વ્યક્તના વર્ગમૂળ પહેલાં ધન અને ઋણનુ ચિહ્ન મૂક્યું છે તેથી વાંચકે એમ ન સમજવું કે અમે આધુનિક કલ્પનાઓને અનુસરીને જ મૂકુ છે. ભાસ્કરાચાર્યનો નિયમ અમે સ્પષ્ટપણે પહેલાં બતાવ્યો છે.

## स्वमूले धनर्णे

ધન સખ્યાના વર્ગમૂળ બે હોય છે, એક ધન અને બીજું ઋણ.

વ્યક્ત व બીજી બાજુએ લઈ જતાં,

$$२ अ क्ष = - व \pm \sqrt{व^{२} - ४ अक}$$

બન્ને પક્ષોને २ अ એ ભાગતાં

$$क्ष = \frac{- व \pm \sqrt{व^{२} - ४ अ क}}{२ अ}$$

દરેકે દરેક વિદ્યાર્થી જેણે મેટ્રીક્યુલેશનની પરીક્ષા પસાર કર્યા બાદ થોડા મહિના પણ કૉલેજની હવા ખાધી છે તેને તુરત જ ઉપર બતાવેલ ક્ષ ની કિમ્મતો સાથે પરિચય થઈ જશે.

ડાયોફેન્ટસે

૨૪ ક્ષ$^{૨}$ + ૭ ક્ષ = ૭

એ સમીકરણનો ફક્ત એક જવાબ ક્ષ = ૧/૪ આપ્યો હતો. પણ ઉપરની રીત પ્રમાણે આપણને ક્ષ ના બન્ને જવાબ મલી શકશે.

પહેલાં બન્ને પક્ષોને ૭ વડે ભાગો.

૧૨ ક્ષ$^{૨}$ + ક્ષ = ૧

હવે બન્ને પક્ષોને ૧૨ × ૪ એટલે ૪૮ વડે ગુણો

૫૭૬ ક્ષ$^{૨}$ + ૪૮ ક્ષ = ૪૮

ક્ષ ને ગુણનાર રૂપ પહેલાં ૧ હતું તેથી ૧ નો વર્ગ બન્ને બાજુએ ઉમેરો.

૫૭૬ ક્ષ$^{૨}$ + ૪૮ ક્ષ + ૧ = ૪૮ + ૧
= ૪૯

બન્ને પક્ષનુ વર્ગમૂળ કહાડતાં

૨૪ ક્ષ + ૧ = ૭ અથવા − ૭
૨૪ ક્ષ = ૬ અથવા − ૮
તેથી ક્ષ = ૧/૪ અથવા − ૧/૩.

ડાયોફેન્ટસ કરતા હિંદુ ગણિતશાસ્ત્રીઓ બીજ ગણિતમાં કેટલા વધારે પ્રવીણ હતા તે આ ઉદાહરણથી સ્પષ્ટ સમજાશે.

ભાસ્કરાચાર્યે મધ્યમાહરણના ઉદાહરણોમાં ઘણા રમુજી દાખલાઓ આપ્યા છે.
ઉપર લખેલ શુષ્ક સમીકરણો છોડવા કરતા આવાં આનન્દ પ્રદ નિદર્શનો વાંચકને આવકાર લાયક લાગશે એમ સમજી અમે નીચે એક દાખલો ટાંકીએ છીએ.

पार्थः कर्णवधाय मार्गणगणं क्रुद्धो रणे सन्दधे
तस्यार्धेन निवार्य तच्छरगणं मूलैश्चतुर्भिर्हयान् ।
शल्यं षड्भिरथेषुभिस्त्रिभिरपिच्छत्रं ध्वजं कार्मुकं
चिच्छेदास्यशिरः शरेणकति ते यानर्जुनः संदधे ॥

ક્રુદ્ધ અર્જુને કર્ણને મારવા માટે કેટલાંએક બાણ ધનુષ્ય ઉપર ચઢાવ્યાં. તે બાણના અડધા ભાગથી કર્ણનાં બાણ પાછાં વાળ્યાં. ચઢાવેલા બાણના વર્ગમૂળ જેટલાં બાણથી દરેક ઘોડો એ પ્રમાણે ચાર ઘોડા માર્યા. તે પછી છ બાણે શલ્ય જે કર્ણનો સારથિ હતો તેને માર્યો. ત્યાર બાદ એક બાણ વડે કર્ણનું છત્ર, એક વડે ધ્વજ અને એક વડે ધનુષ્ય કાપ્યું. આટલું થયા બાદ એક બાણ વધ્યું જેના વડે કર્ણનો શિરચ્છેદ કર્યો. ત્યારે અર્જુને કેટલાં બાણ સાંધેલાં તે શોધી કહાડો.

અત્રે સાંધેલાં બાણોના વર્ગમૂળને અવ્યક્ત ક્ષ ધારો. કર્ણનાં બાણ પાછાં વાળવામાં વપરાયેલાં $\frac{1}{2}$ ક્ષ$^{2}$, ઘોડા મારવામાં વપરાયેલાં ૪ ક્ષ, શલ્યને મારવામાં વપરાયેલાં ૬, છત્ર, ધ્વજ, ધનુષ્ય અને શિર છેદવામાં વપરાયેલાં ૪, એમ મળી કુલ બાણ

$\frac{1}{2}$ ક્ષ$^{2}$ + ક્ષ + ૧૦ છે.

ધાર્યા પ્રમાણે સાંધેલાં બાણો ક્ષ$^{2}$ છે.

તેથી

ક્ષ$^{2}$ = $\frac{1}{2}$ ક્ષ$^{2}$ + ૪ ક્ષ + ૧૦

અવ્યક્તોને ડાબા પક્ષમાં લઈ જતાં,

$\frac{1}{2}$ ક્ષ$^{2}$ − ૪ ક્ષ = ૧૦

ક્ષ$^{2}$ − ૮ ક્ષ = ૨૦

નિયમ પ્રમાણે બન્ને બાજુઓને ચારે ગુણતાં અને ૮ નો વર્ગ ઉમેરતાં,

૪ ક્ષ$^{2}$ − ૩૨ ક્ષ + ૬૪ = ૮૦ + ૬૪

= ૧૪૪

૨ ક્ષ − ૮ = ૧૨ અથવા − ૧૨

$\therefore$ ૨ ક્ષ = ૨૦ અથવા − ૪

ક્ષ = ૧૦ અથવા − ૨

અત્રે ઋણ જવાબ સ્વીકારી શકાય તેમ નથી. કારણ કે ઋણ બાણોનું સંધાન થઇ શકતું નથી.

તેથી ક્ષ = ૧૦

તેથી સાંધેલાં બાણ = ક્ષ$^{2}$ = ૧૦૦

તેથી અર્જુને કર્ણને મારવા સો બાણ સંધાન કરેલાં.

ભાસ્કરાચાર્યે એક બીજું ઉદાહરણ આપે છે, જેમાં અવ્યક્તના બન્ને જવાબ સ્વીકારી શકાય તેવા છે.

वनान्तराले प्लवगाष्टभागः
संवर्गितो वल्गति जातरागः ।
फूत्कारनादप्रतिनादहृष्टा
दृष्टा गिरौ द्वादश ते कियन्तः ॥

એક જંગલમાં કેટલાં વાનરો હતાં. વાનરોના આઠમા ભાગનો વર્ગ આનન્દિત થઈ હૂકાહૂક કરે છે અને તેમના અવાજના પ્રતિધ્વનિથી ખુશ થયેલાં બાર વાનરો પર્વત ઉપર જોવામાં આવે છે. ત્યારે જંગલમાં કેટલાં વાનર છે તે શોધી કહાડો.

અત્રે વાનરોની અવ્યક્ત સંખ્યા $क्ष$ છે એમ ધારો. જંગલમાં વાનરોની સંખ્યા $\left(\frac{क्ष}{૮}\right)^{૨}$ છે અને પર્વત ઉપર ૧૨ વાનર છે.

તેથી કુલ વાનરો

$$\frac{क्ष^{૨}}{૬૪} + ૧૨$$

થયાં.

આથી $\frac{क्ष^{૨}}{૬૪} + ૧૨ = क्ष$

તેથી $\frac{क्ष^{૨}}{૬૪} - क्ष + ૧૨ = ૦$

તેથી $क्ष^{૨} - ૬૪\ क्ष = - ૭૬૮$

નિયમ પ્રમાણે બન્ને પક્ષોને ૪ વડે ગુણતા અને ૬૪ નો વર્ગ ઉમેરતાં, અથવા, ચાર વડે ગુણ્યા વિના ૩૨ નો વર્ગ ઉમેરતાં, ડાબો પક્ષ વર્ગ થશે.

$$क्ष^{૨} - ૬૪\ क्ष + ૧૦૨૪ = ૧૦૨૪ - ૭૬૮$$
$$= ૨૫૬$$
$$क्ष - ૩૨ = ૧૬ \text{ અથવા } - ૧૬$$

તેથી $क्ष = ૪૮$ અથવા ૧૬.

તેથી ૪૮ વાનરો હોય કે ૧૬ વાનરો હોય તો એ હિસાબનો તાળો મળે છે.

૪૮ વાનરો હોય ત્યારે, આઠમો ભાગ ૬ તેથી ૬ નો વર્ગ ૩૬ વાનરો જંગલમાં અને ૧૨ વાનરો પર્વત ઉપર છે.

૧૬ વાનરો હોય ત્યારે, આઠમો ભાગ ૨ તેથી ૨ નો વર્ગ ૪ વાનરો જંગલમાં અને ૧૨ વાનરો પર્વત ઉપર છે.

આ લેખની શરૂઆતમાં જણાવ્યું છે તે પ્રમાણે ભાસ્કરાચાર્યની બીજી કીર્તિ અનિશ્ચિત સમીકરણો છોડવા સંબંધે છે. આ સમીકરણોને છોડવાની રીત ઘણા પરિશ્રમે ઑઇલર નામના જર્મન ગણિતશાસ્ત્રીએ ફક્ત દોઢસો વર્ષ ઉપર શોધી કહાડી છે. ભાસ્કરાચાર્યની રીતમાં અને ઑઇલરની રીતમાં બીલકુલ તફાવત નથી. ભાસ્કરાચાર્ય દઢ ભાજકની રીત પ્રમાણે વહી બનાવે છે અને ઑઇલર તેનું સોપાનભિન્ન (cotinued fraction) બનાવે છે. સોપાનભિન્ન મેળવવા માટે પણ દઢ ભાજકની રીતનો આશરો લેવો પડે છે. આ રીતને ભાસ્કરાચાર્યે કુટ્ટક, અથવા, (pulveriser) એવું નામ આપ્યું છે. આ જ વિષયમાં કૅજોરી (Cajori) ગણિતશાસ્ત્રના ઇતિહાસમાં નીચે પ્રમાણે લખે છે.

"Their solution is essentially the same as the one of Euler. Euler's method of reducing $\frac{a}{b}$ to a continued fraction is the same as the Hindoo process of finding the greatest divisor of $a$ and $b$ by division. This is frequently called the Diophantine method. Hankel protests against this name, on the ground that Diophantus not only never knew the method, but did not even aim at solutions purely integral."

"તેઓએ (હિંદુઓએ) ઑઇલરના જેવી જ રીત આપી છે. ઑઇલર વિભાજ્યને અંશમાં (Numerator) મુકી અને હારને હરમાં (Denominator) મુકી જે ભિન્ન આવે તેનું સોપાનભિન્ન બનાવે છે. ભાસ્કરાચાર્ય વિભાજ્ય અને હારનો દઢ ભાજક કહાડે છે.

આ રીતને ઘણા લેખકો વારંવાર ડાયોફેન્ટસની રીત કહે છે, પણ હેન્કલ તે નામ સામે સખ્ત વાંધો ઉઠાવે છે અને નીચે પ્રમાણે કારણો દર્શાવે છે:

૧. ડાયોફેન્ટસને તે રીત આવડતી જ નહોતી

૨. ડાયોફેન્ટસ ફક્ત પૂર્ણાંક જવાબ લાવવા પ્રયત્નશીલ નહી હતો."

આગળ વધવા પહેલાં વાંચકે કુટ્ટકનું લક્ષણ સમજવું જોઇએ. સંખ્યા આપેલી હોય તેને અમુક સંખ્યાએ ગુણ્યા બાદ તેમાં આપેલો ક્ષેપ ઉમેરવો. આમ કરવાથી જે જવાબ આવે તે કોઈ આપેલી સંખ્યા વડે નિઃશેષ ભગાવો જોઇએ. જે સંખ્યાએ આપેલી સંખ્યાને ગુણવાની આવશ્યકતા છે તે ગુણકને કુટ્ટક એવી સંજ્ઞા આપવામાં આવી છે. નીચેના ઉદાહરણથી કુટ્ટકનો અર્થ સ્પષ્ટ સમજાશે.

एकविंशतियुतं शतद्वयं
यद्गुणं गणक पञ्चषष्टियुक् ।
पञ्चवर्जितशतद्वयोद्धृतं
शुद्धिमेति गुणकं वदाशुतम् ॥

૨૨૧ ને કેટલાએ ગુણવાથી અને ગુણ્યા બાદ ૬૫ ઉમેરવાથી ૧૯૫ વડે નિ:શેષ ભાગી શકાશે ?.

૨૨૧ ને જેટલાએ ગુણવા પડે તેને કુટ્ટક એવી સંજ્ઞા આપવામાં આવી છે.

કુટ્ટક શોધી કહાડવાની રીત ભાસ્કરાચાર્યે નીચેનાં સૂત્રોમાં આપી છે.

भाज्यो हारः क्षेपकश्चापवर्त्य
केनाप्यादौ संभवे कुट्टकार्थम् ।
येनच्छिन्नौ भाज्यहारौ न तेन
क्षेपश्चैतद्दुष्टमुद्दिष्टमेव ॥

જો બની શકે તો ભાજ્ય હાર અને ક્ષેપને એક સખ્યાએ શરૂઆતમાં ભાગવા. જે સખ્યાથી ભાજ્ય અને હાર ભાગી શકાય તે જ સખ્યાથી જો ક્ષેપ ભગાય નહી તો દાખલો ખોટો છે એમ સમજવું. ઉપરના ઉદાહરણમાં ૨૨૧ ભાજ્ય છે અને ૧૯૫ હાર છે. તે બન્નેને ૧૩ વડે ભાગી શકાય છે. તેથી ક્ષેપ પણ ૧૩ વડે ભગાવો જોઇએ જો તેર વડે ક્ષેપ ભગાય નહી તો ઉદાહરણ ખોટું છે એમ સમજવું. પણ અત્રે ક્ષેપ ૬૫ છે તેથી તેને ૧૩ વડે બરોબર ભાગી શકાશે.

આટલા કારણોથી ભાજ્ય, હાર, અને ક્ષેપકને શરૂઆતમાં ૧૩ વડે ભાગવા જોઇએ. આમ કરતાં ભાજ્ય ૧૭, ક્ષેપ ૫, અને હાર ૧૫ થયા આટલુ કર્યા બાદ શી રીતે આગળ વધવું તે નીચેના સૂત્રોમાં બતાવ્યુ છે.

परस्परं भाजितयोर्ययोर्यः
शेषस्तयोः स्यादपवर्तनं सः ।
तेनापवर्तेन विभाजितौ यौ
तौ भाज्यहारौ दृढसंज्ञकौ स्तः ॥
मिथो भजेत्तौ दृढभाज्यहारौ
यावद्विभाज्ये भवतीहरूपम् ।
फलान्यधोधस्तदधोनिवेश्यः
क्षेपस्तथान्ते खमुपान्तिकेन ॥
स्वोर्ध्वे हतेऽन्त्येन युते तदन्त्यं
त्यजेन् मुहुः स्यादिति राशियुग्मम् ।
उर्ध्वो विभाज्येन दृढेन तष्टः
फलं गुणः स्यादधरो हरेण ॥

"વિભાજ્યને હર સાથે ભાગતાં જે શેષ વધે તેને પાછો અપવર્તિન કરી હાર બનાવવો અને પહેલાંના હારને ભાજ્ય બનાવવો. આ પ્રમાણે બનાવેલા ભાજ્ય અને હારને દઢ એવી સંજ્ઞા આપવામાં આવી છે. આવી રીતે ભાજ્ય અને હારને ભાગે જવું અને છેવટે ૧ શેષ વધે ત્યારે અટકવું. જે ફલ આવ્યાં હોય તે સઘળાં એક બીજાની નીચે મુકવાં. તેઓની નીચે ક્ષેપ મુકવો અને તેની નીચે શૂન્ય મુકવું. આવી રીતે જે વલ્લી તૈયાર થાય તેમાં નીચે પ્રમાણે ક્રિયા કરવી. છેલ્લાંની પહેલાંની સખ્યાને તેની ઉપરની સંખ્યાએ ગુણવી અને જે જવાબ આવે તેમાં નીચેની સંખ્યા ઉમેરવી અને છેલ્લી સંખ્યા છોડી દેવી પછી જે જવાબ આવ્યો હોય તેને છેલ્લાની ઉપરની જગ્યાએ મુકવો. આમ કરતાં કરતાં ફક્ત બે સંખ્યાઓ રહે ત્યાં સુધી કર્યે જવું. જે સંખ્યાઓ આવશે તેમાંની એક કુટ્ટક હશે."

ઉપરના ઉદાહરણને આપણે આ નિયમ લગાડીએ. તેમાં વિભાજ્ય ૧૭ અને હાર ૧૫ છે.

તેથી

```
૧૫ )  ૧૭  ( ૧
      ૧૫
    ─────
      ૨ ) ૧૫ ( ૭
          ૧૪
         ───
           ૧
```

ઉપર બતાવ્યા પ્રમાણે નીચે મુજબ વલ્લી થઈ

૧

૭

૫

૦

બે ફલની નીચે ક્ષેપ મુકયો અને ક્ષેપ નીચે શૂન્ય મુકયું. હવે ૭ને ૫ નો ગુણાકાર કર્યો અને શૂન્ય ઉમેર્યું. આથી ૩૫ જવાબ આવ્યો. નવી વલ્લી નીચે મુજબ થઈ.

૧

૩૫

૫

હવે ૩૫ ને ૧ નો ગુણાકાર કરી પાંચ ઉમેર્યા જેથી છેલ્લી વલ્લી

૪૦
૩૫ થઈ.

આમાંની એક સંખ્યા ૩૫ જાણવા માંગેલો કુટ્ટક છે.

કારણ કે ૧૭ × ૩૫ = ૫૯૫

૫૯૫ + ૫ = ૬૦૦

૬૦૦ ને ૧૫ થી નિઃશેષ ભગાય છે અને જવાબ ૪૦ આવે છે.

છેલ્લી વલ્લીમાં જે કુટ્ટક હોય તે શીવાયની બીજી સખ્યા હારે ભાગતા ફલ આવશે. અત્રે આપણને છેવટ નીચે પ્રમાણે લબ્ધિ થઈ છે.

૧૭ × ૩૫ + ૫ = ૧૫ × ૪૦

૧૭ × ૩૫ − ૧૫ × ૪૦ = − ૫

હવે ૩૫ ને બદલે ૩૫ + ૧૫ ટ

અને ૪૦ ને બદલે ૪૦ + ૧૭ ટ

લખીએ તો પણ ઉપરના સમીકરણમા ફેરફાર થશે નહીં.

૧૭ ( ૩૫ + ૧૫ ટ ) − ૧૫ ( ૪૦ + ૧૭ ટ )

= ૫૯ ૫ + ૨૮૫ ટ − ૬૦૦ − ૨૮૫ ટ

= − ૫.

તેથી ૩૫ + ૧૫ ટ માથી બધા કુટ્ટકો મલી શકે છે. ટ ને કોઈ પણ ઋણ કે ધન પૂર્ણાંકની કિમત આપી શકાશે.

તેથી કુટ્ટક = ૩૫ + ૧૫ ટ

ફલ = ૪૦ + ૧૭ ટ

હવે ટ ની કિમ્મત − ૨ ધારશો તો

કુટ્ટક = ૩૫ − ૧૫ × ૨ = ૫

ફલ = ૪૦ − ૧૭ × ૨ = ૬

કુટ્ટકને ઠેકાણે ક્ષ મુકીએ અને ફલને ઠેકાણે ઘ મુકીએ તો આપણો મૂલ દાખલો નીચે પ્રમાણે થશે.

$$\frac{૧૭\ ક્ષ + ૫}{૧૫} = ઘ$$

૧૭ ક્ષ + ૫ = ૧૫ ઘ

૧૭ ક્ષ − ૧૫ ઘ = − ૫

આ એક અનિશ્ચિત સમીકરણ છે અને તેનો જવાબ ઉપર પ્રમાણે કુટ્ટક લબ્ધિથી મેલવી શક્યા છીએ

ક્ષ = ૫ + ૧૫ ટ

અને ઘ = ૬ + ૧૭ ટ

આ જવાબમાં બધાં પૂર્ણાંક જવાબોનો સમાવેશ થઈ જશે.

અત્યાર સુધી ગણિતની શુષ્ક માથાકુટથી વાંચકને કદાચ કંટાળો ઉપજ્યો હશે તેથી હવે આ જ વિષયમાં કાંઈ ગમ્મત જેવું દાખલ કરવાને ઉત્સુક થાઉં છું. સામળભટે પોતાની વાર્તાઓમાં અનિશ્ચિત સમીકરણોથી છોડી શકાય એવી ઘણી સમસ્યાઓ આપી છે. મદનમોહનાની વાર્તામાં એક રમુજી સમસ્યા આવે છે. મોહનાના પિતાએ તેના શિક્ષણ માટે એક પંડિતને રોક્યો હતો. મોહના ઘણી સુંદર હોવાથી રાજાને ઘણો ડર હતો. તેટલા માટે પંડિતને રાજાએ એમ કહ્યું હતું કે કન્યા આંધળી છે તેથી તારે તેનું મોં જોવા કદી પ્રયત્ન કરવો નહી, અને કન્યાને એમ સમજાવ્યું કે પંડિત કોઢીઓ છે તેથી પંડિતનું મોં તારે કદી જોવું નહીં. આ પ્રમાણે બંદોબસ્ત કરેલો હોવાથી કન્યા અને પંડિત એક બીજા વચ્ચે પડદો રાખતા. કન્યાનો અભ્યાસ સારી રીતે પરિપૂર્ણ થયો. તેથી છેવટે પંડિતે તેનું ગણિતશાસ્ત્રનું જ્ઞાન તપાસવા નીચે પ્રમાણે પ્રશ્ન કર્યો.

" એક રાયને ઘેર ઘણા હાથીને ઘોડા
ઊંટ હતાં અનેક, બીજા સાથી સજોડા.
અઢીમણ હાથી ખાયે, દોઢમણ ઊંટ ભણીએ,
પાંચ શેર ખાયે અશ્વ, ગુણ તેના ગણીએ.
સો મણ દાણા નિત્ય વરે, સો છે જનાવર સાથીઆ.
કેટલા અશ્વ ને ઊંટ છે, સામળ કહે કેટલા હાથીઆ."

આનો કન્યાએ તુરત જવાબ આપ્યો.

" અડતાળીશ તો અશ્વ છે, છતે ઊંટ છત્રીસ
સોલ તો શોભે હાથીઆ, રૂદેમાં કરશો રીસ "

પંડિતે આનો બીજો જવાબ કહાડેલો પણ તેને કન્યાના જવાબની ખબર નહતી. તેથી તેણે કન્યાને કહ્યું કે તારી ભુલ હશે તેથી તું ફરીથી ગણી જો.

કન્યાએ જવાબ આપ્યો " મારો જવાબ ખરો છે."

તેથી પંડિતે ક્રોધ કરી જણાવ્યું "ખરો જવાબ તો નીચે પ્રમાણે છે. તારો જવાબ ખોટો છે."

" પૂર્ણ ઊંટ પંચાવન, હોડ હાથી પાંચ
ચાલીશ અશ્વ અતિ ઓપતા, શામા એ તો સાચ."

કન્યાને પંડિતનો જવાબ ખોટો જણાયો અને પરિણામે બન્ને વચ્ચે રકઝક વધી પડી. છેવટે કન્યાએ રોષ કરી પંડિતને કોઢીઓ કહ્યો અને પંડિતે કન્યાને આંધળી કહી. આ ઉપરથી પિતાએ જે ખોટી સમજુત કરાવેલી તે દૂર થઈ. કન્યાએ પડદો દૂર કરી નાંખ્યો. પંડિતની સાથે રકઝક તો ચાલુ જ રહી. તેવામાં પંડિતનો મિત્ર, જે રાજાના પ્રધાનનો પુત્ર હતો તે આવી પહોંચ્યો. તેણે તે બન્નેની વાત સાંભળી એકદમ ચુકાદો આપ્યો.

" તે બોલ્યો તુરત તદા, સાચા છે બે સર્વ
લેખું બેનું લાખેણું, ફોગટ એ શો ગર્વ. "

સામળભટે પ્રધાન પુત્ર મદન કને ઉપર પ્રમાણે જવાબ અપાવ્યો. પણ જો આ સવાલનો ત્રીજો જવાબ આવે છે એવી સામળભટને ખબર હોત તો ઉપરના દોહરા પછી નીચે પ્રમાણે લખવાનું ચુકત નહી,

ત્રીજી રીતે પણ બને, હાથી સતાવીશ
સતર ઉંટ છપ્પન તુરી, ગણી લ્યો કરો ન રીસ.

આ સવાલના ત્રણ જવાબ અને ફક્ત ત્રણ જવાબ જ આવે છે. તે સવાલને છોડવા માટે ભાસ્કરાચાર્યની કુટ્ટક લબ્ધિની જરૂર પડે છે.

ધારો કે, રાજાને ત્યાં क्ष હાથી, य ઘોડા અને ज्ञ અશ્વ છે. બધાં જાનવર મલી ૧૦૦ છે.

તેથી $\text{क्ष} + \text{य} + \text{ज्ञ} = \text{૧૦૦}$ ...............(૧)

હાથી $\frac{૫}{૨}$ क्ष અનાજ ખાય છે. ઊંટ $\frac{૩}{૨}$ य અનાજ ખાય છે અને ઘોડાઓ $\frac{૧}{૮}$ ज्ञ અનાજ ખાય છે. કુલ અનાજ સો મણ વરે છે.

તેથી $\frac{૫}{૨}\,\text{क्ष} + \frac{૩}{૨}\,\text{य} + \frac{૧}{૮}\,\text{ज्ञ} = \text{૧૦૦}$ ......(૨)

સમીકરણ (૨) ના બન્ને પક્ષોને ૮ વડે ગુણો.

$$\text{૨૦ क्ष} + \text{૧૨ य} + \text{ज्ञ} = \text{૮૦૦}$$

વળી $\text{૧૨ क्ष} + \text{૧૨ य} + \text{૧૨ ज्ञ} = \text{૧૨૦૦}$

બાદ કરતાં $\text{૮ क्ष} - \text{૧૧ ज्ञ} = -\text{૪૦૦}$

તેથી $$\frac{\text{૮ क्ष} + \text{૪૦૦}}{\text{૧૧}} = \text{ज्ञ}$$

એવી સંખ્યા क्ष શોધી કહાડવી કે તેને આઠે ગુણી ૪૦૦ ઉમેરીએ તો ફલ ૧૧ વડે નિઃશેષ ભાગી શકાય.

કુટ્ટકલબ્ધિની રીત પ્રમાણે

```
૮ )  ૧૧  ( ૧
      ૮
     ---
     ૩ ) ૮ ( ૨
         ૬
        ---
        ૨ ) ૩ ( ૧
            ૨
           ---
            ૧
```

તેથી વલ્લી નીચે પ્રમાણે થઈ

૧
૨
૧
૪૦૦
૧

૪૦૦ ને ૧ વડે ગુણી શૂન્ય ઉમેર્યું તો ૪૦૦ થયા તેથી વલ્લી નીચે મુજબ બની

૧
૨
૪૦૦
૪૦૦

હવે ૪૦૦ ને ૨ વડે ગુણી ૪૦૦ ઉમેર્યા. તેથી ૧૨૦૦ થયા અને વલ્લી

૧
૧૨૦૦ એવી થઈ
૪૦૦

હવે ૧૨૦૦ ને ૧ વડે ગુણ્યા અને ૪૦૦ ઉમેર્યા જેથી છેવટની વલ્લી

૧૬૦૦
૧૨૦૦

એ પ્રમાણે ઉપલબ્ધ થઈ.

હવે આમા ૧૬૦૦ કુટ્ટક છે કારણ કે

૧૬૦૦ × ૮ = ૧૨૮૦૦

૧૨૮૦૦ + ૪૦૦ = ૧૩૨૦૦

$\frac{૧૩૨૦૦}{૧૧} =$

૧૨૦૦ ફલ છે.

તેથી क्ष = ૧૬૦૦ અને ज्ञ = ૧૨૦૦

પણ આટલી મોટી કિમ્મતોનો અત્રે ઉપયોગ નથી કારણ કે જાનવરોની કુલ સંખ્યા સોછે.

તેથી क्ष = ૧૬૦૦ − ૧૧ ट

ज्ञ = ૧૨૦૦ − ૮ ट

અત્રે ट ને ગમે તે પૂર્ણ કિંમત આપી શકાશે

પહેલાં ट = ૧૫૦ મુકતા

क्ष = ૧૬૦૦ − ૧૧ × ૧૫૦ = − ૫૦

ज्ञ = ૦

તેથી क्ष = ૧૧ ट − ૫૦

ज्ञ = ૮ ट

क्ष ના ગમે તે જવાબમાં ૧૧ ट અને તે જ વખતે ज्ञ ના જવાબમાં ૮ ट ઉમેરવાથી क्ष, ज्ञ ની નવી કિમ્મતો મલી શકે છે.

ઉપરના જવાબમાં ट ને ૧ થી ૪ સુધીની કિંમત આપી શકાશે નહી કારણ કે તેમ કરતાં क्ष ની કિંમત ઋણ આવશે. તેથી ट = ૫ મુકીએ તો

क्ष = ૫ અને ज्ञ = ૪૦

૫ હાથી, ૫૫ ઊંટ અને ૪૦ ઘોડા, એવો જવાબ પંડિતે આપ્યો હતોઃ

ट = ૬ મુક્યાથી

क्ष = ૧૬ અને ज्ञ = ૪૮

૧૬ હાથી, ૩૬ ઊંટ અને ૪૮ ઘોડા, એવો જવાબ કન્યાએ આપ્યો હતો.

ट = ૭ મુક્યાથી

क्ष = ૨૭ અને ज्ञ = ૫૬

૨૭ હાથી, ૧૭ ઊંટ અને ૫૬ ઘોડા એવો જવાબ પ્રધાન પુત્રે આપ્યો હતો.

ट = ૮ મુકીશું તો

क्ष = ૩૮ અને ज्ञ = ૬૪

તેથી હાથી અને ઘોડાનો સરવાળો ૧૦૦ થી વધારે થશે. તેથી તે કિમ્મતો સ્વીકારી શકાય તેમ નથી. ट ની આથી વધારે કિમ્મતો આપતાં જાનવરોની સંખ્યા સોથી વધી જશે અને ઊંટની સંખ્યા ઋણ કલ્પવી પડશે તેથી ઉપર જણાવેલા ફક્ત ત્રણ જવાબો જ સ્વીકારી શકાય તેમ છે.

આવી રીતે જે કુટ્ટક લબ્ધિ માટે ભાસ્કરાચાર્યને આટલું મોટું માન પાશ્ચાત્ય વિદ્વાનો આપે છે તેનું આપણે સંપૂર્ણ વિવેચન કર્યું. વળી

$$\text{વ}^2 = \text{ગ}\ \text{ક્ષ}^2 + 1$$

એ સમીકરણને છોડવા ચક્રવાલની રીતિ ભાસ્કરાચાર્યે આપેલી છે. પણ તે વિષય ઘણો કઠિણ હોવાથી ડર રહે છે કે સાધારણ વાંચકને તેમાં રસ નહીં પડે. લેખ પણ ધાર્યા કરતાં ઘણો લાંબો થઈ ગયો છે. તેથી પાછો ગણિતનો કડુ પ્યાલો વાંચક આગળ ધરવો ઇષ્ટ નથી. ત્રિકોણમિતિમાં પણ ભાસ્કરાચાર્યે ઘણો સારો વધારો કરેલો છે.

ધનુષ્યની પણચને તે જ્યા કહે છે અને તે જ્યાનો અડધો ભાગ એટલે જ્યાર્ધને હમણાના ગણિતશાસ્ત્રીઓ Sine એવી સંજ્ઞા આપે છે. વળી ધનુષ્ય ઉપર સધાન કરેલા બાણને શર એવી સંજ્ઞા ભાસ્કરાચાર્યે આપેલી છે અને તે આધુનિક ત્રિકોણમિતિઓમાં versed sine એવા નામથી ઓળખાય છે.

ભાસ્કરાચાર્યના સમગ્ર કાર્યના સંપૂર્ણ અવલોકન માટે એક મોટો સ્વતંત્ર ગ્રંથ લખીએ તો પણ બસ નથી. ખગોળવિદ્યામાં આકર્ષણનો નિયમ સ્પષ્ટ રીતે દર્શાવનાર ભાસ્કરાચાર્યને ગુરુત્વાકર્ષણના (Gravitational Law) પ્રથમ શોધક તરીકે સન્માન આપવું ઘટે છે. તેથી ભાસ્કરાચાર્યને ભારતનો ઑયલર, ન્યુટન, અથવા લાપ્લાસ ધારી આ દેશના પ્રાચીન મહત્ત્વ ઉપર અભિમાન રાખનાર ભારતવાસીઓ કુદરતી રીતે ગર્વ ધારણ કરી શકે એમ છે. આધુનિક સમયમાં પણ ગણિતશાસ્ત્રના વિષયમાં ઘણા નિપુણ પુરૂષો ભારતવર્ષે પેદા કર્યા છે. તેથી ભારતવાસીઓ ગણિતના વિષયમાં પરદેશીઓ કરતાં કોઈ પણ રીતે ઉતરતા નથી એવું સેંકડો દાખલાઓથી સિદ્ધ થઈ શકે એમ છે.

ભારતવર્ષની કીર્તિને આ પ્રમાણે ઉજ્જ્વલ કરનાર ભાસ્કરાચાર્યને હિંદુસ્તાનના મહા પુરૂષોમાં સ્થાન આપવુ તે જ ખરી કૃતજ્ઞતા છે.

ओं शांति. शांतिः शांतिः

જે. સી. સ્વામીનારાયણ.

---

# કવિ વિશ્વનાથ જાની કૃત

# નરસિંહ મહેતાનું જીવનચરિત્ર.

( અનુસન્ધાન પૃષ્ઠ ૨૭૮ થી. )

કડવું ૧૭ મું.

જાત્રાળુઓ, હુંડીના પૈસા મળ્યા પછી એક મહિનો દ્વારકા રહી વતનમાં જવા નીકળે છે ને ઘેર જતાં રસ્તામાં જૂનાગઢ આવવાથી મહેતાને મળવા જાય છે, ને દ્વારકામાં બનેલી બધી હકીકત તેમને કહે છે તે સાંભળી મહેતો આનંદ પામે છે, તેમ લોક પણ આ હકીકત જાણી સાનંદાશ્ચર્ય પામે છે. વર્ણનમાં સાધુ–સંત–પુરુષોની સોબત વિષે કવિ કહે છે, કે—

કપટી લોકે હાસ્ય કીધુ, સાધુને સાનુ થયુ,
સાધુની સંગત નિર્મળી, જેહેવી રવિની જ્યોત;
ઉત્તમ મધ્યમ સ્થળ હોએ, સઘળે કરે ઉદ્યોત

જૂના ચાલતા આવેલા શિષ્ટાચાર પ્રમાણે કવિ, હુંડીનું આ કાવ્ય પુરૂં કરતાં હેના મહિમા માટે જણાવે છે,

હુંડી લીલા અતિ મનોહર, ભાવે કરી જે સાંભળે;
મેહેતાજીની કૃપા થકી, શામળશા નિશ્ચે મળે.

કડવું ૧૮ મું

જીવન ચરિત્રના આખા કાવ્યના આ કડવાથી કવિ મોશાળા ચરિત્રનું કાવ્ય શરૂ કરે છે. બીજા તે વખતના કવિઓ પેરે આવા કાવ્યને આખ્યાન, કે કથાનું નામ ન આપતાં કવિએ જે ચરિત્ર નામ આપ્યુ છે તે ઘટતું થયુ છે કેમકે આખો કથા ભાગ મહેતાના જીવનચરિત્રથી રચાયો છે, તો પછી હેનાં પેટા કાવ્યોને પણ ચરિત્ર નામ આપે તો શું ખોટુ છે.

આ મોશાળા ચરિત્રના જુદા જુદા કડવાનો જુદો જુદો ભાગ, કવિ પ્રેમાનંદ કૃત મામેરાના જુદા જુદા કડવાં સાથે એટલો તો મળતો આવે છે, કે હેમાંથી કયા કયા ભાગનો મુકાબલો કરવો, ને કયો કયો ભાગ છોડી દેવો તે સમજી શકાતું નથી.

પચ માસી પુત્રી તણું, અંબા વિણ ગયુ અણમણું.[1]

---

૧ પ્રે. કવિ કૃત. મામેરાના કડવા ૩ ની કડી ૩ જી.
ન કહાવ્યુ પિયર ન કોને કહ્યુ,
પચ માસી તો એળે ગયું.

### કડવું ૧૯ મું.

આ કડવામાં મહેતાજી મામેરા માટે માંગરોળ જવા સારૂ તૈયારી કરે છે. આ વખતના રથ વગેરેનું વર્ણન પ્રેમાનંદ વાળી વેલની સાથે ઘણેક ભાગે મળતું આવે છે.

એક રથ મનોહર માગી આણ્યો, સથળ સથળે અંગ;
એક વૃદ્ધ બળદ ને આખલો, જોતર્યાં જોડી પ્રસંગ.

સહસ્ત્ર કટકે વળી સાંગી, શોભાનો નહીં પાર;
ખટ ખટ ચું ચું ચાલતાં, બહુ શબ્દ થાએ સાર.

હાંકતાં બેસે બળદીઓ, આખલો તાણી જાય;
નાથે ઝાલ્યા નવ રહે, નર્કાંનતર ? બહુ થાય.

ચઢે બેસે ને ઉતરે, તાણે ઝાલી નાથ;
જે કૃષ્ણ વાણી ઓચરે, એમ પોહોત્યો સઘળો સાથ.[૨]

### કડવું ૨૦ મું.

આ કડવામાં મહેતાને જોવા આવનારી નાગરેણોની વાતોનો કવિએ સારો ચીતાર આપ્યો છે.

તરણી એ તાલ વગાડશે, ફેરવશે માળા;
ટોપી વાળા બહુ નાચશે, ચતુરા જોની ચાળા.

---

૨ સરખાવો પ્રે. કૃ. મામેરાના કડવા ૪ થાની કડી.

ચોથીથી કડી નવમી સુધી. બૃ. કા. ભા. ૧ આ. ૫ મી. પૃષ્ટ ૨૨૩.

જુની વેલની ધુંસરી વાંકી, સાંગી સોટા ભાગી જી;
ઢોલા તળાયા ને ઢીલી પીંજણીઓ, બળદ આણ્યા બે માગી જી.

બળ હીણા બળદો શું હીંડે, ઠેલે વૈષ્ણવ સાથ જી;
સોર પાડે ને દાળ ચડાવે, જે જે વૈકુંઠ નાથ જી.

એક બળદ ગળીયો થઈ બેસે, આખલો તાણી જાય જી;
પગને પુંછ મરડીને ઉઠાડે, કૌતુક કોટી થાય જી.

સાલે સાલ જુજવાં દીસે, રથ તણાં બહુ વક્ર જી;
સાંગીનો શબ્દ જ ઉઠે, સુચવે છે બહુ ચક્ર જી.

ચઢે બેસે ને વળિ ઉતરે, લે રામકૃષ્ણનું નામ જી;
મધ્યાહ્નને મહેતાજી આવ્યા, જોવા મળ્યું ઊના ગામ જી.

કડવું ૨૧ મું.

આ કડવું કંઈક રસિક લાગવાથી, તેમ તે ન્હાનું હોવાથી આ નીચે ઉતારી લીધું છે.

આ રથ જો રળીઆમણો ? સુંણ સુંદરી રે;
ભાગ્યો કટકા વીશ. ઘેહેલી કોણે કરી રે.
બળદ નિર્ખો બે બાપડા, સુંણ૦
એહેના બેહુને ન ચઢે રીસ. ઘેહેલી૦
ગુપત ગાંઠડી દીસતી નથી, સુંણ૦
નહીં રખલીયાં બે પાસ. ઘેહેલી૦
અંગતણો જુઓ કાયજો, સુંણ૦
હઇડે તુલસીના હાર. ઘેહેલી૦
કામિની રથે કોઇએ નથી, સુંણ૦
અહીં આવ્યાનું શું કામ. ઘેહેલી૦
પુરુષમાં મુખ નહીં રહે, સુંણ૦
મહીલા ક્યમ રહે મામ. ઘેહેલી૦
ટોપીવાળા લોક બેસશે, સુંણ૦
તે વારે હસશે નાગર સાથ. ઘેહેલી૦
ફાટે કટકે કાંઈ બાંધીયાં, સુણ૦
તરુણી જો બે તાલ. ઘેહેલી૦
અંગ ચક શુ ચીતર્યાં, સુણ૦
શોભે સરસ [2]રસાળ ? ઘેહેલી૦
મંપુર જો સોહામણું, સુંણ૦
તે માંહાં મર્તિ છે એક. ઘેહેલી૦
તે કને મેહેતો માગશે, સુંણ૦

---

પ્રેમાનંદભાઈ પોતાના કાવ્યમાં કુંવરબાઇનું લગ્ન ઊના ગામમાં થયેલું જણાવે છે ત્યારે આ કવિ માંગરોળ–કાઠિયાવાડ–માં થયેલું લખે છે. " મહેતાની પુત્રી જેહ, કુંઅરબાઈ કહાવે તેહ, તેહ શું [3]પરણાવી માંગરોળ ગામમાં રે.

[1] આ જગોએ પ્રે. કવિ વેલ માટે પ્રથમ બે બળદ માગી આણવા લખી પાછળથી તેમાંના એકને આખલો, તે જ કડવામાં લખે છે.

[2] બંનેના કડવાનો રાગ લગભગ [3]એક સરખો છે. પ્રે. કૃ. કાવ્યના આ કડવામાંથી અંત ' જી ' અક્ષર કાઢી નાખતાં રાગ એક સરખો જણાય છે.

વારૂ મળ્યો વિવેક. ઘેહેલી૦
પડ્યું છાપરૂં છાજનું, સુંણુ૦
ઉતાર્યાં અભિરામ। ઘેહેલી૦
હરિ પ્રસાદ[1] બે બળદીઆ સુંણુ૦
તેહેને નિંદે આખું ગામ. ઘેહેલી૦

કડવું ૨૨ મુ.

મહેતાનો આવો ડોળ જોઇને કુવરબાઇને મામેરાં માટે ઘણી ચિંતા થવાથી કહે છે, કે-

પુત્રી કહે પિતાજી સુણો, તમને ભરૂસો પ્રભુજી તણો;
તેણે નાવે એક નાડાછડી, હું ન મોઈ મરતાં આવડી.

વળી જોવા આવનારા લોક સાંભળે તેમ મહેતાને હરિનું નામ મોટે સાદે બોલતાં સાંભળીને કુવરબાઈ તેમ ન કરવા માટે મહેતાને કહે છે.

હાંસી કરશે આખું ગામ, હળુએ હળુએ લો હરિનું નામ,
હરિ કહેશો ને હસશે લોક, વિના ગંપત અહીં આવ્યું ફોક.
કેહેશે વૈષ્ણવની દીકરી, માંહાંમેરૂ મુખ બોલો હરિ।

મામેરા જેવા વહેવારના કામમા પુરૂષો કરતાં સ્ત્રીઓ કાંઇક વધારે સમજતી હોવાથી કુંવરબાઇને પોતાની મરી ગયેલી મા આ વખતે યાદ આવે છે.

માડી વિના કો ન લહે મર્મ, ખરો કઠીણ છે ગૃહસ્થ ધર્મ.

કડવું ૨૩ મુ.

કુંવરબાઇને આમ અધીરી અને ઉદાસ થતી જોઈ મહેતાજી તેને દિલાસો આપી ઘેર મોકલે છે. મહેતાને પછી વેદીયા બ્રાહ્મણ-(નાગરોનો બ્રાહ્મણ વર્ગ) તેડવા આવે છે. તેમાંનો એક વેદીયો પોતે શિવધર્મી હોવાથી મહેતાને જાહેરમાં કહે છે, કે વૈષ્ણવની ગણના બ્રાહ્મણ વર્ગમાં નથી. મતલબ કે મહેતા શૂદ્ર જેવા છે.

નષ્ટપણે એક નાગર બોલ્યો, વૈષ્ણવ વિપ્ર ન કહાવે.

વહેવાઇને ઘેર ગયા પછી મહેતાની પરીક્ષા કરવા માટે નહાવાનું પાણી ઘણું જ ગરમ કરીને આપે છે.

---

[1] એક બળદનું નામ હરિ, ને બીજાનું નામ પ્રસાદ. મશકરીમાં નાગરોએ પાડ્યું ...

ઉષ્ણોદક આકરૂં મુકાવ્યું, મેહેતાજીને નાહાવા;
પારખું જોઇએ મેહેતાજીનું, જે ભક્ત કાહાવે છે આહાવા.
સમણ ન આપશો સહુ કો વાર્યું, એ જળે કેમ અડાશે;
અળગાં રહીને સહુ આલોકે, સ્નાન શી પેરે થાશે.
મેહેતો આવ્યા માર્જન કરવા, બેસવા માંડયો બાજટ,
નર નારી સહુ કૌતુક કરવા, મળી રહ્યાં છે ઠઠ.

આવું પાણી જોઈ મહેતા એક સ્ત્રી પાસે ટાઢુ પાણી માગે છે, પણ મહેતાની હાલત નિર્ધન હોવાથી તે ન ગણકારતાં સાંભળ્યું ન સાંભળ્યુ કરી ચાલી જાય છે.

એક સુંદરી આડી ઉતરી, ટાઢુ માગ્યુ પાણી,
નિર્ધન માટે તે તરૂણીએ, શ્રવણે સુણી નહીં વાણી.

આ જોઈ મહેતો, આ કામમાં શ્રી કૃષ્ણની મદદ મેળવવા માટે ત્હેમની પ્રાર્થના કરે છે.

કડવું ૨૪.

આ કડવાના પેટામાં ત્રણ પદ આવે છે. ને તે મહેતાનાં રચેલાં છે; તેવું કવિ પોતે જણાવે છે. ને તે મલાર રાગનું છે. મલાર રાગથી વરસાદ વરસે છે તે વાત પ્રસિદ્ધ છે. મહેતાને પણ આ જગોએ ટાઢા પાણીની ઘણી જરૂર હોવાથી વરસાદ માટે આ રાગ પસંદ કરતા જણાય છે.

પદ બીજું. કડવુ ૨૫

આ પદનો રાગ શુદ્ધ મલાર જણાવ્યો છે. મહેતાની ખરા દિલની પ્રાર્થના સાંભળી શ્રી કૃષ્ણ મહારાજ વરસાદ વરસાવે છે, અને તે એટલો બધો મુશળધારે પડે છે, કે વહેવાઇના ઘરના ઉંબરા સુધી પાણી ઉચાં ચઢી જવાથી ઘરનાં માણસો ગભરાઈ જાય છે.

વહેવાઇના મંડપ વિષે, જળ ધારા ચાલી;
ઉંબર માંહાં પાણી ચઢયું, ન શકે કો ખાળી. ધન.
ગાજે ગડગડે અતિ ઘણું, બોલે દાદૂર બોલ;
આકાશ માંહે વરસે ઘણો, કરે બપૈયા સોર. ધન.
નાગર સહુ વિસ્મય થયા, ધ્રુજે હઇડા માંહે;
જળ ધારા ખૂટે નહીં, રખે વહી જાયે. ધન.

પદ ત્રીજું કડવુ ૨૬.

આ ત્રીજા પદનો રાગ મેઘ મલાર છે. અને ત્હેમાં ડાહ્યા ને શાણા મુત્સદી નાગરોને કઠણ દિલના જણાવ્યા છે.

ડાહ્યા શાણા સહુ વીરે જેહેની કહીણ છે જાત.

આ કડવું દિલના નાગરોમાંથી કેટલાક કહેવા લાગ્યા, કે વરસાદ વરસાવ્યો, ત્હેમાં તે મહેતાએ શું મ્હોટું પરાક્રમ કર્યું! એ તો એમના મંત્ર, જંત્ર, ને ઇંદ્રજાળ વિદ્યાથી પાણી પડયું હશે.

> જંત્ર મંત્ર કામણો, તેણે વરસાવ્યો વરસાદ;
> ઈંદ્રજાળનું બળ હશે, એહેમાં પરાક્રમ ફોક.

કડવું ૨૭.

આ કડવામાં જુવાન નાગરેણો મહેતાની મીઠી મશકરીઓ કરે છે, તેમ કેટલાક પંડિતોમાં ગણાતા નાગરો પણ વ્યંગ વાણી બોલે છે. પણ મન, મારેલા મહેતાને તેથી લગારે ક્રોધ ઉત્પન્ન થતો નથી.

કડવું ૨૮.

આ કડવામાં મહેતો, શ્રી કૃષ્ણ ભગવાનને નૈવેદ્ય ધરાવી તે આરોગવા માટે વિનવે છે. ને ત્હેમાં જુદા જુદા ભક્તો પાસેથી આરોગેલા પ્રસાદનાં, તેમ ભક્તોનાં નામ ગણાવે છે. તેમ જણાવી પોતાનો મોગરીઓનો પ્રસાદ આરોગવા વિનતિ કરે છે.

કડવું ૨૯.

મહેતાનાં આવાં ગમારી લોકથી ઉલટાં ચારિત્ર જોઈ કુંવરબાઈ રોતી રોતી ત્હેમને કહે છે, કે—

> આંસુડાં ભરતી આંખ રાતી, કુંઅરબાઈ કહે વાણી;
> વૃદ્ધ થયા પણ પેર નાગરની, તાત તમે નવ જાણી.
> ગાઢે ગાન કીધે શું થાએ, માહામેરા વિણ તાત;
> શીખામણ મેં ઘણીએ કહી, પણ મનમાં ન આણો વાત.

આ સાંભળી મહેતો ત્હેને દિલાસો આપી મામેરાની યાદી લખાવી લાવવા માટે કહે છે.

> લાજ કુંઅરીનાં આંસુ લોહ્યાં, શીશ ફેરવ્યો હાથ;
> દીકરા કુંઅરબાઈ કાં દુઃખ આણો, સ્મરો વૈકુંઠનાથ.

આ સાંભળી કુંવરબાઈ મોં ધોઈ નાખી, ઘેર જઈ પોતાની સાસુને મામેરાની યાદી કરાવવા માટે કહે છે.

> મુખ પખાળી મંદિર પોહોતી, સાદ કરે સહુ આવો,
> માંહામેરૂં મોટા ઘર કેરૂં, સાસુજી સર્વ લખાવો.

કડવું ૩૦.

આ કડવામાં સાસુ મામેરાની યાદી લખાવે છે, તે બરાબર છે, કે નહિ તે જોવા માટે વડસાસુ પણ પાસે બેસે છે, તેમ નણંદ પણ પાસે હાજર રહે છે.

આ કડવાનો રાગ, પ્રે. કવિ કૃત મામેરાના છઠ્ઠા કડવાના રાગને મળતો આવે છે ને બંનેની મતલબ પણ એક જ સરખી, એટલે યાદી કરાવવાની છે. તેમાં લખાવેલી વસ્તુઓનાં નામ પણ એક બીજાને ઘણે ભાગે મળતાં જણાય છે. તેથી આ કડવાનો થોડોક ભાગ આ નીચે આપવામાં આવ્યો છે.

લખો પડીકાં કુંકુમ કેરાં, પટોળાં દશ વીશ વહુજી;
નારી કુંજર નાના વિધનાં, આપશે શ્રી જુગદીશ વહુજી.
રેટ શણીયા સાળુ સાવટુ, છાએલ લખો મે ચાર વહુજી;
પામરી ને પટકા પછેડી, બહુ મૂલના સાર વહુજી.
થોક લખો દશ ઘરમા કેરા, ચોલેરાં પચાશ વહુજી,
કમખા કાપડાં ઘણેરા જોઇએ, લોક કરે મહુ આશ વહુજી.
સહસ્ર સા'ર સુનાની શ્રીફળ, લખો મો સાત વહુજી;
વીશ મણ વાંકડીઆં જોઇએ, મળશે નાગરી નાત વહુજી.
ખીરોદક મશરૂ ને મો'રીયાં મગીયાં અનર ઘાટ વહુજી;
તાજાં ને ટપકે સુન્ગે, નિર્ખી લેજો નાટ વહુજી.

આ બધી યાદી થઈ રહેતા સુધી પાસે બેઠેલી નણંદી, જે અત્યાર સુધી ચુપ બેસી રહી હતી, તે મર્મમાં કહે છે, કે—

નણંદી કહે સહુ મમજી લખાવ્યું, ભૂલ્યા ખરો નિર્વાણ વહુજી;
લખ્યાથી મેહેતો નહીં ચુકે, માટે લખાવો વળી બે પાંહાંણ વહુજી.[1]

કડવું ૩૧

આવી લાંબી યાદીથી ગભરાઈ જઇને કુંવરબાઈ પોતાના બાપને કહે છે, કે બાપા, આટલું બધું આપણાથી કેમ અપાશે? તે સાંભળી મહેતા કહે છે, કે બહેન, દામોદર દોસી—શ્રી કૃષ્ણ મહારાજ—ને મનથી કાંઈ ભારે નથી. માટે ધીરજ રાખી નાતમાં તેડાં મોકલાવો, પણ પિતાશ્રીની દુર્બળ દશા જોઈ કુંવરબાઇને હજુ પણ ધીરજ રહેતી નથી, ને રડતી કહે છે, કે—

૧ કવિ પ્રે. કૃત મામેરાના કડવા છઠ્ઠામાં લખ્યુ છે, કે—
તવ મુખ મરડી નણદી બોલી, સિદ્ધ થયાં સહુ કાજ વહુજી;
ભારે મોટા બે પહાણ લખોની, જે મહેતાથી અપાય વહુજી.

વ્યાકુલ થૈ વાયક સુણતાં, વચન પુત્રી ઓચરે;
હા! પિતાજી સર્વે આવ્યું? આંખેથી આંસું ઝરે.

આ જોઈ વળી મહેતો ત્હેને ફરી ધીરજ આપવા કહે છે.

ભુંડી ભરોસે છબીલાને, છાબ મંડપ માંહાં ધરો;
જુઓ જદુપતિ શું કરે છે, લાડકી કાં લોચન ભરો.

આ સાંભળી કુંવરબાઇના મનને કાંઇક વિશ્વાસ આવે છે, અને મનમાં વિચારે છે, કે મારા બાપા કદી પણ આવું ખોટું કહે નહિ.

પતિન આવી કુંઅરબાઇને, જનક જુઠું નવ કહે.

આથી તે પોતાને ઘેર જઈ મામેરા માટે સગાં વહાલાં તથા નાતના માણસોને બોલાવવા સારૂ તેડુ કરવા માટે પોતાની સાસુને કહે છે. ને માણસો ભરાતાં ભરાતાંમાં મહેતો અને ત્હેમની ભક્ત મંડળી ત્યાં આવી પહોચે છે, પણ ત્હેમની પાસે મામેરાની કાંઈ પણ સામગ્રી દેખાતી નથી. તે જોઈ નાગરેણો હાસ્ય કરે છે, ને આવો વગર પૈસાનો તમાશો જોવા સ્ત્રીઓનાં ટોળે ટોળાં ઉતાવળાં ધસ્યાં આવે છે. કવિ આ સમયનો ચીતાર ઠીક આપે છે.

આવે નાગર રૂપ મનોહર રસિયા, હાથે તાલી દૈને હસીયા;
ચંદ્રવદની તે હસતાં લાજે, ઉપમા જે કહીએ તે છાજે.
શું અમરાપુરી છે એહ, નર નારી નિર્ખે તેહ;
કો છુટી વેણીએ રે,–દોડે, પય પીતાં પુત્ર વછોડે.
કો કર ગ્રહી ગુંથતી વેણી, ઉપમા અદ્દ્ભુત મૃગનેણી;
કોણે ચાલતાં સુદી ખળકે, + + +
ઝણ ઝણ ઝાંઝરીઆં વાગે, સુણી સુતો રતી પતિ જાગે.
જય કૃષ્ણ કરી કર જોડે,? શીસ ધૂણે ને મોં મચકોડે।
ખસે ઓઢણું શીસ, માંડી નેત્ર ચઢાવી કરે રીસ.
શંખણી અવળી થઈ સાડી, સમું ઓઢ, એમ કહે માડી;
લટ મુક્તાફળની ત્રુટે, કટીથી ફાલી છૂટે.
એક સરૂએ સ્વરે કરે સાદ, સોહે નવલ વીંછીઆના નાદ;
પૃથુ શોણી પાગ ભરંતી, ચાલે કૌતુક કોટ કરંતી.
ઉન્મત્ત ઉર જ અતિ શોભે, કો કોહોને કાજે નવ થોભે;
મોહનોજી કરે માંહામેરૂં, માહારે મન ગમતુ જઈ પેહેરૂં.

આવી વખતે પણ સ્ત્રી મંડળમાંથી કેટલીક વ્યંગ વાણી બોલે છે, પણ મહેતા ત્હેની ઉપર લક્ષ ન આપતાં તે બધું ઠંડે પેટે સહન કર્યા જાય છે. પછી ભજન માટે મહેતા તાલ છોડે છે.

છેડેથી છોડી બે તાલ, મેહેતે ગાજી કહ્યું ગોપાલ.

આમ છેડેથી તાલ છોડી ગોપાળ શબ્દ સાંભળતાં મશકરા નાગરો હાવકુ મ્હોઢું રાખીને કહે છે, કે—

હા હવડે છાબ ભરાણી, એમ વ્યંગ વદે વાણી.

કડવું ૩૨.

મહેતો શ્રી કૃષ્ણ ભગવાનને મામેરૂં લાવવા માટે વિનવે છે.

કડવું ૩૩.

આ કડવામાં શ્રી કૃષ્ણ મહારાજે, પહેલાં કયા કયા ભક્તોને, કેઈ કેઈ વખતે, કેવી કેવી સહાય કરી તેનું વીગત વાર વર્ણન આપ્યુ છે.

કડવું ૩૪.

મહેતાજીની આવી ખગ વ્રિત્તિથી કરેલી પ્રાર્થના પ્રભુને કાને જાય છે, ને તેથી મામેરા માટે બધી તૈયારી તાકીદે કરવા માટે રૂક્મિણિજીને કહે છે, ને ઉતાવળ હોવાથી શું શું લેઈ જવું ત્હેનું ટુંકામાં સુચન કરે છે.

કડવુ ૩૫.

આ કડવામાં શ્રી કૃષ્ણ અને રૂક્મિણિજી મામેરાનો બધો સામાન લેઈ વહેવાઇને બારણે આવે છે, ને કુંવરબાઇને, ચિંતા કરવા માટે રૂક્મિણિજી ઠપકો આપી કહે છે, કે—

હેતે કરીને હદયે લીધી જી, પુત્રી તેં કાં ચિંતા કીધી જી;
મેહેતા સરખા તાહારે તાત જી, તો શે હોએ તુહુને તાપજી,
લખ્યાથી અદકું લાવ્યાં અમો જી, વળી જે જોઇએ તે માગો તમો જી.

આ પછી દરેક જાતનાં કપડાં લાવ્યાની હકીકત આવે છે, તે ઉપરથી તે વખતે, એટલે વિ. સં. ૧૭૦૮ ની સાલમાં પાટણ તરફ કેઈ કેઈ જાતનાં કપડાં સ્ત્રી પુરુષો વાપરતાં હતાં, તે જણાઈ આવે છે, તે જાણવા માટે આ કડવાની થોડીક લીટીઓ આ નીચે આપી છે.

પાઘડી ચીરા ને શિરબંધ જી, પટકા આદલાઈ દીઠે થાય આણંદ જી;
સુથણાં સાવ સુંદર ભાત જી, થરમા પામરી કશમેરી જાત જી.
મશરૂ અલાયચા ખાસ્તા સાર જી, કમરવેલી શેલાં અપાર જી;
મુકટા શણીયાં હટ્ટી[1] લાલજી, મૂલ ન જાણે કો દલાલ જી.

---

૧ લુણાવાડાના વીશલનગરા નાગરોમાં આ શબ્દ હજી મુકટીને ઠેકાણે વપરાય છે.

સાહેલી સુસી ચકલા અનેકજી, ધોતીયાં પોતીયાં દોરીઆ વિશેકજી;
ચીર પટોળાં પિતાંબર જી, ચુંદડી કલધર નિલાંબર જી.

ટુકડી અનોપમ ને શુભ જામા જી, બાદલાઈ કીરતાસ જોને કામા જી;
વિજાપુરી અતલસ ને જુઓ રામા જી, ઝીણા બદલાઈ શુભ શ્યામ જી.

આ બધું કહ્યા પછી કુવરબાઈની નણુદે છાબમાં મૂકવા સારૂ મશ્કરીમાં જે બે મોટા પાહાણા લખાવ્યા હતા તે વાતની શ્રી કૃષ્ણને ખબર હોવાથી ત્હેની જગોએ સોનાના બે મોટા પહાણા પણ લાવ્યા હતા.

સુનાનાં દડબાં બે પ્રૌઢ જી, જુઓને લાવ્યા ગરૂડારૂઢ જી.

બે કલાક પહેલાં જે કુવરબાઈ મોશાળા માટે ચિંતાતુર થઇ રડતી હતી, ને નિર્ધન મહેતાને વારંવાર ઠપકો આપતી હતી, તે જ કુંવરબાઈ આ વખતે હવે પુર આનંદથી મોશાળાનો લ્હાવો લેવા માટે મંડપમાં મ્હાલે છે.

કુઅરબાઈ મંડપ માંહાં માલે જી, પિતા જી આપે મોશાળું વાહાલે જી.

કડવું ૩૬.

આ કડવામાં મોશાળા માટે આણેલાં કપડાં વગેરેની વહેંચણી થાય છે ત્હેમાં કોને કોને શું શું આપવું તે, કુવરબાઇને મહેતા જણાવે છે.

રત્નાંને રૂડી સાડી, આપો તીલક કરીને માડી;
પૂજ્ય પ્રાહુણા દેશ પરદેશી, વિપ્ર વેદીયા નગર નિવાસી.
જુગ્મ વસ્ત્ર જણા પ્રત્યે આપી, જથા જોગ્ય લઘું ગુરૂ માપી;
તેડો સાસુ ને જેઠી જેઠાણી, સાડી સરસ શુદ્ધ પહાણી.
મહાલણા? દેવરતી માડી, ગર્ભ પેહેરે દક્ષણની સાડી;
જોડે લ્યો પુત્રી બે થરમા, સસરાને સોંપો લે કરમાં.
સરસ શોભીતો જામો, જામાત્રને અંગરખું ખામો;
હાર અલકાવલ મોટાં મોતી, કંઠ ધરસ કુઅરી શું જોતી.
આ બે મણિ સુંદરજીને કાજે, પ્રેમે મોકલ્યા શ્રી મહારાજે;
સસરા સાસુની જે માડી, આપ્ય કુંઅરી ઉત્તમ બે સાડી.
આંખે આંસુ ભરે બે ખુંધી, કૌતુકે ગ્રહશાળા સુધી;
દંપતી દીયર જેઠ જેઠાણી, અદ્ભુત રંગ પટોળી પાણી.
દીવ્ય દીપતી દુશાળા, આપો વડો બાઈના સુત વાહાલા;
સાદ કરી નણદ નણુદોઈ, આપો વસ્ત્ર અનોપમ જોઈ.
નણદ તણા કુંઅર જે નાંહાંના, બાદલાઈ ચીરે રેહેશે છાંના;
તેડો માશીજી ને માસો, સાદી સરસ બરચી ખાસો.
ઉભાં કાકીજીને કાકો, આપો જેમ જગમાં રહે સાખો.

કડવું ૩૭.

આ કડવામાં વિશેષે કરી સ્ત્રી વર્ગને કપડાંની વહેંચણી વધારે થાય છે, અને તે કેટલેક ભાગે ભટ પ્રે. કૃત મામેરાના કડવાને મળતું આવે છે તેથી ઉતાર્યું છે.

પદ રાગ મારૂ.

પુત્રી સાદ કરી તેડી લ્યો મામીજી ને મામો,
સાસુજીને પૂજી પ્રેમશું પહેલાં મસ્તક નામો;
કોઈ ફુઓ વૃદ્ધ તાતાને આપીને દયો માન,
કોહોને આપવું ગોઠ પૂછો, જે થોડુ સાંભળે કાન.
નાંહાનાં મોટાં સગાં સબંધી, પ્રીય જન પાડોસી;
કુંઅરબાઈ કો રખે વિસારો, સ્વજન ડોશા ડોસી.
પિતાંબર પેહેરીને પાંખડી, દીઠે મોડા મોડ;
નાંહાની વહુને નારી કુંજર, સોહે સરખી જોડ.
કુઅરબાઈ કલધરની સાડી, ગેડ ઉકેલી જુઓ કડી;
ધરતાં કટાક્ષશુ નિરખે, રતી પતિ મન મોડી.
લાડ કુઅર જે લક્ષણવતી, અંબ ગ્રહે આથેરી;
રખે અંગ ઉઘાડુ દેખે, હડડા ચાયે હેરી.
લાછબાઈને લાખી નાસ્તો, જીવ વહુને જુની સાડી;
માહારો સમ જો મુખ ઢાંકો તો, તાતોજી કહે આડી.
રાજબાઈનુ રૂપ નિર્ખતાં, લટકે ત્રીભોવન નાથ;
મરકલડે મેહેતાજી આગળ, જોડે આવી હાથ.
ફુલબાઈ ફુલી મંડપમાં, છોરી છોરે ચાર;
જુહાર દેખીને બાહ્યાં, સંભારે જદુવીર.

વલણ.

જદુવીરે ચીર પુર્યાં, પૂરે નહીં કદાપ;
મેહેતા કારણ લોક સહુને, માધવશુ થયો મેળાપ.

કડવું ૩૮.

આ કડવામાં ગામ લોકના અગ્રેસર ગૃહસ્થોને મોશાળાની બક્ષીસો આપ્યાંની યાદી છે. આ કડવું કવિ. પ્રેમાનંદ કૃત મામેરામાં દેખાતું નથી. ફક્ત આ કડવાના અંત ભાગમાં કાપડાની જે વાત આવે છે તે પ્રેમાનંદભાઇએ પોતાનાના કાવ્યના સોલમા કડવામાં જરા વધારે લંબાણથી જણાવી છે.

કાપડું એક વિસર્યું તે, વિશ્વે જાણી વાત;
કૃષ્ણજીએ કાપડાનો, વરસાવ્યો વરસાત.

કડવું ૩૯.

આ કડવાની હકીકત પણ પ્રેમાનંદભાઈના કાવ્યમાં આવતી નથી. એટલે ત્હેનાથી વિશેષ હકીકતનું આ કડવું છે. પ્રેમાનંદભાઈ જ્યારે પોતાના કાવ્યમાં કુવરબાઇને મ્હેતા સાથે વેલમાં બેસાડીને પિયર મોકલે છે, ત્યારે આ કવિ તેને સસરાને જ ઘેર મૂકી મ્હેતા એકલાને ઘેર પહોચતા કરે છે. મ્હેતાની સ્ત્રી વૈકુંઠવાસી થઈ છે, ને મ્હેતાને ભાઈ ભોજાઈ સાથે અણબનાવ છે, તેથી કુવરબાઇને સુવાવડ કરવા માટે તેની સાસુએ પોતાની પાસે રાખી હોય તો તે બનવા જેવું છે. મોશાળામાં મ્હેતાનુ શ્રીમતપણું અને અલૌકિક ચમત્કાર જોયા પછી કુવરબાઈ ઉપર ત્હેના સસરાના ઘરનાં સારો પ્રેમ રાખતાં હતાં, તેથી પણ મ્હેતાજીને સારૂં લગાડવા માટે સાસુએ ઘેર રાખી હોય

કુઅરબાઈ પર સાસરીયાં સહુ, સદા રહે પ્રસંન,
મેહેતાજીની માય દીકી, પછે સહુ કો રાખે મંન.

આ કડવાના અત ભાગમાં કવિ, આ કાવ્યની રચ્યા સાલ નીચે પ્રમાણે આપે છે.

સંવત સત્તર આઠ અભિનવો, ચૈત્ર વદ શનિવાર,
તાપ હરણી તેરસને દહાડે, પુણ્ય તણો નહીં પાર. વૈષ્ણવે.
હરિ જનનો મહિમા અદ્દભૂત, કહ્યો ન જાએ લેશ,
ગોવિંદ કૃપાએ ગ્રંથ બાંધ્યો, પ્રેમે પાટણ દેશ.

એટલે આ કાવ્યની રચ્યા સાલ વિ સ. ૧૭૦૮ ના ચૈત્ર વદિ તેરસ ને શનિવાર છે. ત્યારે પ્રે. કૃત મામેરાની રચ્યા સાલ વિ. સ. ૧૭૩૯ આસો સુદિ ૯ ને રવિવાર છે. એટલે જાનીના મામેરા પછી તેમણે એકત્રીશ વરસે આ કાવ્ય રચ્યુ છે. પ્રેમાનંદનો જન્મ પાછળ જણાવ્યા પ્રમાણે વિ. સ. ૧૬૯૫ માં ધારીએ તો જાનીનુ આ કાવ્ય રચાતી વખતે ત્હેમની ઉમર તેર વરસની હોવી જોઇયે. આટલી ઉમરે તો આ કવિ, શબ્દ રૂપાવળીનો રામોહરિ ભૂભ્રત્ય ના શ્લોક કેડીયું પહેરીને કઠે કરતા હોવા જોઇયે. અથવા તો સ્વચ્છ પોતીયુ પહેરી સંધ્યા ભણવા માટે વારંવાર કઠ ધૂણાવતા પરસાલમાં બેઠેલા હોવા જોઇયે

આગળ ૪૦ કડવાથી હાર ચરિત્ર શરૂ થાય છે ત્હેની હકીકત માટે આ લેખનો, ગુજરાતી સન્ ૧૯૧૧ ના દીવાળીના ખાસ અંકમાં આપેલો લેખ વાંચી જોવા વિનતી છે.

છગનલાલ વિ. રાવળ.

# પ્રેમનું પાત્ર

## વિષમ હરિગીત.*

જો તું મ્હને ચાહે કદાપિ જોઈ મુજ સૌન્દર્યને,
ચાહીશ ના, ચાહીશ ના, ચાહીશ નહિ કદી મ્હને,
મુજ થકી વિજયી અને ચમકત પેલો સૂર્ય જે,
અક્ષય, અમર, આશ્ચર્યકર, છે ચાહજે તું તેહને. ૧.

જો તું મ્હને ચાહે કદાપિ જોઈ મુજ તારુણ્યને,
ચાહીશ ના, ચાહીશ ના, ચાહીશ નાહિ કદી મ્હને,
કીર્તિમય અવિનાશી દિમતી ખૂબી અવનની લાવતી,
ચાહજે તુ વસન્તને તારુણ્ય જે ચિર ધારતી. ૨.

જો તું મ્હને ચાહે કદાપિ જોઈ મુજ ધનકોશને,
ચાહીશ ના, ચાહીશ ના, ચાહીશ નહિ કદી મ્હને;
મુજથી અદકો રત્નથી ભરપૂર અદ્‌ભુત ઉદધિ જે,
ચાહજે તું તેહને તુજ પ્રેમને તે યોગ્ય છે. ૩.

ચાહે નિરતર શુદ્ધ કેવલ પ્રેમથી જો તું મ્હને,
ઓ મધુરી! ચાહજે તો તું સદા નિર્ભયપણે;
ઉદધિ, સૂર્ય, વસન્ત એ સર્વે થકી અધિકુ બને,
મુજ હૃદય ભક્તિમયું અર્પું પ્રેમથી હું તે તુને. ૪.

બાંદરા, તા. ૮–૬–૧૩ } નલિનકાન્ત નરસિંહરાવ દીવટીઆ.

---

* મારિ કૅરેલી કૃત Tholmaમાંના એક અંગ્રેજી કાવ્ય ઉપરથી.

# પ્રોસ્પેકટ હિલ; સિમલા.

સમુદ્રપટથી શુમારે ૫૦૦૦ ફીટ ઉંચે સિમલા, અને તેમાં પણ અર્ધા માઇલની ચડાઇએ આ ટેકરી. હિંદુઓનો પ્રાચીન કમળાટીબા; અંગ્રેજ લોકની અર્વાચીન પ્રોસ્પેક્ટ હિલ.

પર્વતભૂમિ ! માનવભૂમિ ! માતૃભૂમિ ! જન્મભૂમિ ! થોડાં ગણ્યાંગાંઠ્યાં વર્ષો થયાં માનવ કલાથી બંધાયેલાં, ટૂંકી બુદ્ધિનાં ચિહ્ન જેવાં ઝૂંપડાં એ માતૃભૂમિ, કે આ પ્રકૃતિએ રચેલાં અને રસેલાં, તત્ત્વવેત્તા ધર્મશોધક ઋષિમુનિઓએ સેવેલાં કલાપૂર્ણ, સૌંદર્યપૂર્ણ પર્વતમન્દિરો એ માતૃભમિ ?

ધર્મના સાધક આર્ય ! પ્રવૃત્તિની પૂજા પૂર્ણ કરી, વાનપ્રસ્થાશ્રમની સાધના અને નિવૃત્તિના સેવન માટે તો તારે અહિં માતૃભૂમિમાં જ વળવું જોઇએ. ધર્મવીર બન્ધુ ! આત્મન્! અહિંજ અંતિમ આશ્રમોનાં કર્મધર્મની સિદ્ધિ, અંહિં જ ઇષ્ટપ્રાપ્તિ; ભગવન્!

સિમલા ! કલાપૂર્ણ ભવ્ય સિમલા ! પ્રકૃતિને પ્રવૃત્ત કરવા અથવા નિવૃત્ત કર્મવીરોનું નિવાસસ્થાન સમસ્ત હિંદુસ્તાનનો કાર્યભાર કરતી દૈવી બ્રિટનસત્તાના સર્વોપરિ વીરને નીતિ અને ન્યાયનાં ચિન્તવન અને તુલના કરવા આ ભૂમિ જ વાજબી છે. આ શાન્તિજ વાસ્તવિક છે. કુશળ બ્રિટનબુદ્ધિ ! કલા અને કૌશલ્યની તું અદ્‌ભુત ઉપાસક છે ભગવતિ!

પ્રકૃતિને પણ ઘડીભર લજાવવા પ્રયત્ન કરતા, માનવકલાના અપ્રતિમ્ આદર્શરૂપ, સમસ્ત હિંદુસ્તાનના ઉપરિ અધિકારીઓના છૂટાછવાયા, રંગબેરંગી, રમણીય, ઓક અને દેવદારુવનમાં દશ્યાદશ્ય, મેઘમંડળની ઘડીઘડી મધુર શીતલ છાયા પામતા, ભવ્ય, રમ્ય પ્રાસાદો.

આ ટેકરીના અર્ધ ઘેરાવને વીંટી લેતી, કલાકના દરેક માઇલ જ માત્ર ગોકળગાયની ચાલ ચાલતી, કાલકાથી સિમલા સુધી ઉંચે અને ઉંચે મ્હડી આવતી, ઉર્ધ્વગામિની, બાલકના રમકડા જેવી રેલ્વેટ્રેન.

આ અને અનેક આવી માનવકલાની મહત્તા ! અદ્‌ભુત સાહસિક પરાક્રમ દાખવતી દૈવી શક્તિની ચમત્કૃતિ ! દિગ્વિજયની પતાકા ઉરાડતી કર્મમાર્ગની સિદ્ધિ !

પણ અહો ! મીઠી પ્રકૃતિ ! વ્હાલી માતા ! પ્રભુતાની પ્રતિકૃતિ ! પ્રેમ, સૌંદર્ય અને શાન્તિની છાયા ! ત્હારામાં શું નથી ? કલા નથી ? સાહસ નથી ? શક્તિ નથી ? દિવ્યભાવ નથી ? પ્રભુતા નથી ? ચમત્કાર નથી ? કંઈ મહત્તા નથી ? ઓ મહાન્ આત્મરૂપ ! આત્મછાયા ! આત્મધ્વનિ ! તું હું એકસ્વરૂપ.

પણે વાદળ ચ્હડ્યું; છવાયું; વધારે પ્રસર્યું; અહિંતહિં ઘૂમતું થોડો કાળ સૂર્યના પ્રતાપી

તેજને નીચેની ભૂમિથી અદશ્ય રાખે છે. શું આવું જ અજ્ઞાન, આવા જ અજ્ઞાનની છાયા મનુષ્યજીવનમાં નથી આવતાં ? મનુષ્યમાં અધર્મરૂપે નથી પ્રતીત થતાં ?

આવ, એ આત્મવત્ રશ્મિભંડાર 'રવિરાજ'! એ પ્રકાશ! એ જ્ઞાન! એ જ્ઞાન-પ્રતાપથી જ એ અંધકાર, એ અધર્મ, એ વાદળનો ક્ષણિક કાળનો પડદો દૂર. પુનઃ એ જ ભૂમિ! એજ પ્રકાશ! એ જ પ્રકૃતિ! એ જ આત્મદર્શન! એજ બ્રહ્મ. ૐ.

યુગોથી વિરાજતા બ્રહ્મવેત્તાના ચિત્ત જેવા સ્થિર, ઉદારતા જેવા વિશાલ, પ્રેમ જેવા સૌંદર્યપૂર્ણ, કોમળતા જેવા આર્દ્ર, રસિકતા જેવા ચમત્કૃત, ભવ્યતા જેવા મહાન્, અને પ્રભુતા જેવા પરિપૂર્ણ પર્વતો. વૃષ્ટિનો રસ પાગીને ભૂમિમાતાને ખોળે આળોટતી, લીલી લીલોતરી નીલવર્ણી સાડી પ્હેરેલી નવવધૂનાં નિર્મળ પ્રેમ, સૌંદર્ય અને ઉત્સાહ જેવા ઉલ્લાસપૂર્ણ ગિરિરાજ.

ઉગી ઉગી તપ તાપતાં, લતાસખીના આલિંગનથી પ્રેમાદ્દૈત પામતાં, ઓક, ચીડ, અને દેવદારુ આદિના પુષ્પપ્રધાન વૃક્ષોની વિનય-ભાવના. સ્ટ્રોબેરી, જરદાળુ, અંજીર આદિ વનફલોનો મીઠો અને માધુર્યભર્યો પ્રસાદ. મહામાયા પ્રકૃતિ અને મહાપુરુષ સૂર્યભગવાનને પૂછી પૂછી ખીલતાં નાનારંગી વનકુસુમોનું અર્ધ્યપ્રદાન આમ અંતરમાં ધ્વનિ પાડતી ને સારી પ્રકૃતિની સાથે અભિન્નભાવ રમતી વનસૌંદર્યની લીલા. પ્રકૃતિનુ રસપાન.

વૈદિક યુગનુ ભાન કરાવતા, પર્વતોની ખીણમા અને ઉંચે, ઝરણાંનાં ગાનપાન અને થોડા મેદાનમાં કોતરી કાઢેલાં લીલાં ખેતરોને પોપણે પડેલાં, જીવનને આવશ્યક ખાન-પાન વસ્તુઓથી જ તૃપ્તિ પામતાં, કૃષિજનો અને તેમના અતિથિને આદર આપતાં ઝૂપડાં અહા! એમના અર્થશૂન્ય પણ ધ્વનિબોધક સંગીતમિશ્ર નિર્મળ મંત્રોની હેલિ!

સર્પની ઉતારેલી કાંચળી જેવી અતિશય દૂર પણ દષ્ટિસમીપ વ્હેતી પડેલી દૂધના રેલા જેવી, ક્ષીરસાગરને જ મળવા જતી હોય તેમ એવુ જ સ્વરૂપ ધારણ કરતી, આગળ જતાં આત્મરૂપ બ્હેન સિંધુમાં એકતા પામતી સરિતા સતલજ. પ્રેમનો એ નિર્મળ પ્રવાહ. એ વ્હેતો અને વ્હેતો વિશ્વને વીંધતો અને ભીંજતો વસ્તુમાત્રના અંતઃસ્થને એકરૂપ કરતો પ્રીતિરૂપ બ્હેન સતલજની પેઠે, એની પ્રતિકૃતિરૂપે, એજ સ્વરૂપે અંતરમાં વ્હેતો પ્રેમપ્રવાહ એ અમૃતપાન!

પાસેજ અહિં ઉપર આર્યવીર પૃથુરાજની અડગ શ્રદ્ધાએ સ્થાપેલ એના હૃદયની સંપત્તિ જેવું, એની અચળ શક્તિ જેવું જ અત્યારસુધી સ્થિર રહેલું ભગવતી કમળાદેવીનું ન્હાનુ પણ ભક્તિની વિશાળ વ્યાપકતા દાખવતુ મંદિર.

ત્રીશ વર્ષથી, ધૈર્યશીલ, ધર્મશીલ, તપશીલ, રહી પૂજા કરતા, એ યોદ્ધાનાં શ્રદ્ધા,

# પ્રોસ્પેક્ટ હિલ; સિમલા.

સમુદ્રપટથી શુમારે ૫૦૦૦ ફીટ ઉંચે સિમલા, અને તેમાં પણ અર્ધા માઇલની ચડાઇએ આ ટેકરી. હિંદુઓનો પ્રાચીન કમળાટીબા; અંગ્રેજ લોકની અર્વાચીન પ્રોસ્પેક્ટ હિલ.

પર્વતભૂમિ ! માનવભૂમિ ! માતૃભૂમિ ! જન્મભૂમિ ! થોડાં ગણ્યાંગાંઠ્યાં વર્ષો થયાં માનવ કલાથી બંધાયેલાં, ટૂંકી બુદ્ધિનાં ચિહ્નન જેવાં ઝૂંપડાં એ માતૃભૂમિ, કે આ પ્રકૃતિએ રચેલાં અને રસેલાં, તત્ત્વવેત્તા ધર્મશોધક ઋષિમુનિઓએ સેવેલાં કલાપૂર્ણ, સૌંદર્યપૂર્ણ પર્વતમન્દિરો એ માતૃભમિ ?

ધર્મના સાધક આર્ય ! પ્રવૃત્તિની પૂજા પૂર્ણ કરી, વાનપ્રસ્થાશ્રમની સાધના અને નિવૃત્તિના સેવન માટે તો તારે અહિં માતૃભૂમિમાં જ વળવું જોઇએ. ધર્મવીર બન્ધુ ! આત્મન્! અહિંજ અંતિમ આશ્રમોનાં કર્મધર્મની સિદ્ધિ, અહિં જ ઇષ્ટપ્રાપ્તિ; ભગવન્ !

સિમલા ! કલાપૂર્ણ ભવ્ય સિમલા ! પ્રકૃતિને પ્રવૃત્ત કરવા અથવા નિવૃત્ત કર્મવીરોનું નિવાસસ્થાન. સમસ્ત હિંદુસ્તાનનો કાર્યભાર કરતી દૈવી બ્રિટનસત્તાના સર્વોપરિ વીરને નીતિ અને ન્યાયનાં ચિન્તવન અને તુલના કરવા આ ભૂમિ જ વાજબી છે. આ શાન્તિજ વાસ્તવિક છે. કુશળ બ્રિટનબુદ્ધિ ! કલા અને કૌશલ્યની તું અદ્‌ભુત ઉપાસક છે ભગવતિ!

પ્રકૃતિને પણ ઘડીભર લજાવવા પ્રયત્ન કરતા, માનવકલાના અપ્રતિમ્ આદર્શરૂપ, સમસ્ત હિંદુસ્તાનના ઉપરિ અધિકારીઓના છૂટાછવાયા, રંગબેરંગી, રમણીય, ઓક અને દેવદારુવનમાં દશ્યાદશ્ય, મેઘમંડળની ઘડીઘડી મધુર શીતલ છાયા પામતા, ભવ્ય, રમ્ય પ્રાસાદો.

આ ટેકરીના અર્ધ ઘેરાવને વીંટી લેતી, કલાકના દશેક માઇલ જ માત્ર ગોકળગાયની ચાલ ચાલતી, કાલકાથી સિમલા સુધી ઉંચે અને ઉંચે ચ્હડી આવતી, ઉર્ધ્વગામિની, બાલકના રમકડા જેવી રેલ્વેટ્રેન.

આ અને અનેક આવી માનવકલાની મહત્તા ! અદ્‌ભુત સાહસિક પરાક્રમ દાખવતી દૈવી શક્તિની ચમત્કૃતિ ! દિગ્વિજયની પતાકા ઉરાડતી કર્મમાર્ગની સિદ્ધિ !

પણ અહો ! મીઠી પ્રકૃતિ ! વ્હાલી માતા ! પ્રભુતાની પ્રતિકૃતિ ! પ્રેમ, સૌંદર્ય અને શાન્તિની છાયા ! ત્હારામાં શું નથી ? કલા નથી ? સાહસ નથી ? શક્તિ નથી ? દિવ્યભાવ નથી ? પ્રભુતા નથી ? ચમત્કાર નથી ? કંઈ મહત્તા નથી ? ઓ મહાન્ આત્મરૂપ ! આત્મછાયા ! આત્મૈર્ધ્વાન ! તું હું એકસ્વરૂપ.

પણે વાદળ ચ્હડ્યું; છવાયું; વધારે પ્રસર્યું; અહિંતહિં ઘૂમતું થોડો કાળ સૂર્યના પ્રતાપી

તેજને નીચેની ભૂમિથી અદૃશ્ય રાખે છે. શું આવું જ અજ્ઞાન, આવા જ અજ્ઞાનની છાયા મનુષ્યજીવનમાં નથી આવતાં ? મનુષ્યમાં અધર્મરૂપે નથી પ્રતીત થતાં ?

આવ, ઓ આત્મવત્ રશ્મિભંડાર રવિરાજ ! ઓ પ્રકાશ ! ઓ જ્ઞાન ! એ જ્ઞાન-પ્રતાપથી જ એ અંધકાર, એ અધર્મ, એ વાદળનો ક્ષણિક કાળનો પડદો દૂર. પુનઃ એ જ ભૂમિ ! એજ પ્રકાશ ! એ જ પ્રકૃતિ ! એ જ આત્મદર્શન ! એજ બ્રહ્મ. ૐ.

યુગોથી વિરાજતા બ્રહ્મવેત્તાના ચિત્ત જેવા સ્થિર, ઉદારતા જેવા વિશાલ, પ્રેમ જેવા સૌંદર્યપૂર્ણ, કોમળતા જેવા આર્દ્ર, રસિકતા જેવા ચમત્કૃત, ભવ્યતા જેવા મહાન્, અને પ્રભુતા જેવા પરિપૂર્ણ પર્વતો. વૃષ્ટિનો રસ પામીને ભૂમિમાતાને ખોળે આળોટતી, લીલી લીલોતરી નીલવર્ણી સાડી પ્હેરેલી નવવધૂનાં નિર્મળ પ્રેમ, સૌંદર્ય અને ઉત્સાહ જેવા ઉલ્લાસપૂર્ણ ગિરિરાજ.

ઉગી ઉગી તપ તાપતાં, લતાસખીના આલિંગનથી પ્રેમાદ્વૈત પામતાં, ઓક, ચીડ, અને દેવદારુ આદિનાં પૂજાપ્રધાન વૃક્ષોની વિનય-ભાવના. સ્ટ્રોબેરી, જરદાળુ, અંજીર આદિ વનફલોનો મીઠો અને માધુર્યભર્યો પ્રસાદ. મહામાયા પ્રકૃતિ અને મહાપુરુષ સૂર્યભગવાન્‌ને પૂછી પૂછી ખીલતાં નાનારંગી વનકુસુમોનું અર્ઘ્યપ્રદાન આમ અંતરમાં ધ્વનિ પાડતી ને સારી પ્રકૃતિની સાથે અભિન્નભાવ રમતી વનસૌંદર્યની લીલા. પ્રકૃતિનું રસપાન.

વૈદિક યુગનું ભાન કરાવતા, પર્વતોની ખીણમાં અને ઉંચે, ઝરણાંનાં ગાનપાન અને થોડા મેદાનમાં દાતેરી કાઢેલાં લીલાં ખેતરોને પોપણે પડેલાં, જીવનને આવશ્યક ખાન-પાન વસ્તુઓથી જ તૃપ્તિ પામતાં, કૃષિજનો અને તેમના અતિથિને આદર આપતાં ઝૂંપડાં અહા ! એમના અર્થશૂન્ય પણ ધ્વનિબોધક સંગીતમિશ્ર નિર્મળ મંત્રોની હેલિ !

સર્પની ઉતારેલી કાંચળી જેવી અતિશય દૂર પણ દૃષ્ટિસમીપ વ્હેતી પડેલી દૂધના રેલા જેવી, ક્ષીરસાગરને જ મળવા જતી હોય તેમ એનું જ સ્વરૂપ ધારણ કરતી, આગળ જતાં આત્મરૂપ વ્હેન સિંધુમાં એકતા પામતી સરિતા સતલજ. પ્રેમનો એ નિર્મળ પ્રવાહ. એ વ્હેતો અને વ્હેતો વિશ્વને વીંધતો અને ભીંજતો વસ્તુમાત્રના અંતઃસ્થને એકરૂપ કરતો પ્રીતિરૂપ વ્હેન સતલજની પેઠે, એની પ્રતિકૃતિરૂપે, એજ સ્વરૂપે અંતરમાં વ્હેતો પ્રેમપ્રવાહ એ અમૃતપાન !

પાસેજ અહિં ઉપર આર્યવીર પૃથુરાજની અડગ શ્રદ્ધાએ સ્થાપેલ એના હૃદયની સંપત્તિ જેવું, એની અચળ શક્તિ જેવું જ અત્યારસુધી સ્થિર રહેલું ભગવતી કમળાદેવીનું ન્હાનું પણ ભક્તિની વિશાળ વ્યાપકતા દાખવતું મંદિર.

ત્રીશ વર્ષથી, ધૈર્યશીલ, ધર્મશીલ, તપશીલ, રહી પૂજા કરતા એ યોદ્ધાનાં શ્રદ્ધા,

ભક્તિ અને વીર્યને પ્રોજ્જ્વલ રાખતા, એની ભક્તિને ચિરસ્થાયી બનાવતા આ એકાશી વર્ષના વૃદ્ધ પૂજારીની એ દેવીની સેવા.

માનવ જડતાને ચૈતન્ય બનાવતી, હૃદયને હલમલાવી ભક્તિનું ઝરણું માતી, એ ભક્તિમાંથી ચિત્તની સ્થિરતા અર્પી સમાધિમા પ્રેરતી, એ દેવી ઉપાસક સેવકની શ્રદ્ધા અને ઉત્સાહ ભરી મહામાયા જગદંબાની આરતિ ! આભરતિ !

મનુષ્યને નિદ્રાકાળે પણ જાગૃતિ શીખાવતો હોય અને આમને આમ રાત્રિમાં દિન અને દિનમાં રાત્રિનો સમાસ શીખવી કાળને જીતવો છે એવી ભાવના પ્રેરતો, સર્વકાળ એક જ સમાધિસ્થ સ્થિતિની પ્રેરણા ઉશ્કેરતો અદ્ભુત ગર્જના ભર્યો જ્ઞાનરૂપ શખધ્વનિ !

જગતને અદૃશ્ય કરતું નીચેની ખીણોમાંથી ઉડતું આકાશસદૃશ મેઘમંડળ, ઉપર સ્વપ્નાના પડદા જેવું, મેઘમંડળની વિભૂતિ જેવું, નિર્મળતા મહાસાગર જેવું એવુંજ આકાશ. એની વચમાં આ આકાશ મેઘના દેહમાં આત્માવત્ સપુટવત્, આ સ્વર્ગમય ટેકરીપર સમાધિસ્થ આ શરીર !

પણે પશ્ચિમમાં, માનવીને તડકાછાયાની પેઠે સુખદુઃખાદિ દ્વંદ્વનો પાઠ શીખવતા, અસ્ત દેખાતા સૂર્યની લાલી ! જગતના મેળથી વિમુખ-વિશુદ્ધ, નિર્મળ જ્ઞાનસ્વરૂપ સન્યાસ યજ્ઞના અગ્નિની જ્વાલા જેવો, એ લાલીનો સચ્ચિદાનન્દ સ્વરૂપ વ્હાલો કાષાય રંગ; ૐ.

૧૫ જૂલાઈ ૧૯૧૨.
પ્રોસ્પેક્ટ હિલ; સિમલા.

"સ્નેહજ્યોતિ."

---

## ચર્ચાપત્ર.

### ચરોતર.

આ શબ્દની વ્યુત્પત્તિ વિશે મ્હેં ચર્ચા આ પૂર્વે કરેલી છે.* તે સ્થળે 'ચારુતર' એ વ્યુત્પત્તિકલ્પનાની કૃત્રિમતા વિશે ઇશારો કર્યો છે, તેમ જ રા. કેશવલાલ ધ્રુવે 'કાન્હડદે પ્રબન્ધમાં 'ચિડોત્તર' શબ્દ વિશે મ્હને લખ્યું હતું કે એ નામ છે, પણ એ આપણા

---

* "પ્રેમાનન્દનાં નાટકો"—નિબન્ધ પૃ. ૩૬, ૩૭, મૂળ તથા ફુટનોટ;
"આ નાટકો પ્રેમાનન્દનાં હોય ખરાં?"—'વસન્ત' સં. ૧૯૬૮ ના કાર્તિકનો અંક, પૃ. ૪૬૫-૪૬૬—ચરોતર—ચારુતર.

હાલના મહીનદીથી ઉત્તરના પ્રદેશનું નામ હોય એમ જણાતું નથી, તે વાત પણ ઉકેલેની છે આજ એક નવી સૂચક વાત તરફ મ્હારુ લક્ષ ખેંચાયુ+ તે વિદ્વાન વર્ગ આગળ રજુ કરુછુ

ટૉડકૃત 'રાજસ્થાન' મા નીચેના વાક્યો છે —

"There is, or rather was, a class of lands in Mewar appended to the crown, of which it bestowed life-rents on men of merit These were termed *Chur-ootar*, and were given and taken back, as the name implies, in contra distinction to grants which though originating in good behaviour, not only continued for life but descended in perpetuity Such places are still so marked in the rent-roll, but they are seldom applied to the proper purpose"

('Annals and Antiquities of Rajasthan by Lieutenant-Colonel James Tod Edition 1894 by L R Lahiri & Co Sketch of a Feudal System in Rajasthan Chap III Page 147)

આ ઉતારાનુ તાત્પર્ય એ છે કે મેવાડમા અમુક કેટલીક દરબારી જમીનો હેવી હતી કે તે બીજાને જિંદગી પર્યંત સાથતા અને મરણ પછી પાછી દરબારની જમીનમા ચઢતી, પાછી એ જૂના માણસને નામેથી ઊતરી નવાને નામે જિંદગી પર્યંત ચઢતી આ જમીનોનુ નામ ચર—ઊતર હતું 'ચઢ—ઊતર' ઉપરથી 'ચર—ઊતર'

આ વાચીને વિચાર આવે છે કે આપણુ ગુજરાતનુ ચરોતર કોઈ જૂના કાળમા 'ચર—ઊતર' જમીનની પેઠે અપાતુ અને અપાતુ હશે? અને તેથી ચરોતર નામ પડ્યુ હશે?

'કાન્હડદે પ્રબન્ધ' માના 'ચિરોત્તર' નામનું મૂળ પણ આ પ્રકારનું હશે? તેમ હોય તો વર્ણદર્શક નામ એકનુ એક બે ભિન્ન ભિન્ન પ્રદેશનુ હોવાનો ખુલાસો મળી સકે

આ માત્ર કલ્પના તરીકે મૂકુ છુ 'ચરોતર' ભૂમિનું કોઈ પણ કાળે 'ચર—ઊતર' જમીન જેવુ સ્વરૂપ હતુ બાબત ઐતિહાસિક પ્રમાણ કોઇને જડે એમ હોય તો તો આ કલ્પનાને કલ્પનાના વર્ગમાથી કાઢીને સિદ્ધાન્તની કક્ષામા મૂકાય પ્રાચીન શોધકો આ બાબત શોધમા પ્રવૃત્ત થશે?

વાંદરા.
તા. 13—7—13

નરસિંહરાવ ભોળાનાથ.

---

+ ટૉડકૃત 'રાજસ્થાન' ના ગુજરાતી ભાષાન્તરમાથી આ વાત મ્હારી પત્નીને જડી તે મ્હને બતાવી

# પાપપુણ્યની જવાબદારી.

जानामि धर्मं न च मे प्रवृत्ति
जानाम्यधर्मं न च मे निवृत्ति ।
केनापि देवेन हृदि स्थितेन
यथा नियुक्तोऽस्मि तथा करोमि ॥

'વસન્ત'ના ચાલૂ સાલના વૈશાખના અંકમા એક ચર્ચાપત્રમા આ વચન ઉતારી પૂછ્યુ છે કે દુર્યોધનના કૃત્યોની માફી હેણે આપેલા આ વચનને આધારે આપી શકાય ખરી?

રા. આણંદશંકરભાઇએ એ પ્રશ્નનો ઉત્તર આપ્યો છે કે માફી ન જ આપી શકાય, દુષ્ટ માણસ જ આ સિદ્ધાન્તનો દુરુપયોગ કરેછે

આ ચર્ચા ઉપરથી પ્રસ્તુત શ્લોકનો ખરો અર્થ શો હશે તે તપાસનાનુ મન થાયછે રા આણંદશંકરના ઉત્તરમાના એક શબ્દમા જ—'દુરુપયોગ' એ શબ્દમા જ—સૂચવાયછે કે દુર્યોધને એ વચનનો ખોટો અર્થ કર્યો હતો, અને ખરો અર્થ તો સારો અને જુદો છે ત્હારે આ શ્લોકના જે જે અર્થ સભવતા મ્હને જણાય છે તે નીચે ટાકુછુ—

(૧) દુર્યોધને કરેલો ખોટો અર્થ—

ધર્મ શુ તે હુ જાણુછુ, છતા મ્હારાથી હેમા પ્રવૃત્ત થઈ શકાતુ નથી, અધર્મ શુ તે પણ જાણુ છુ છતા ત્હેમાથી મ્હારાથી નિવૃત્ત થવાતુ નથી, (કેમકે) હૃદયમા રહેલો કોઈ અગમ્ય દેવ મ્હને તેમ પ્રેરેછે તેમ હુ કરુછુ અર્થાત્, ધર્મકૃત્યના કરવા માટે તેમ જ અધર્મકૃત્ય કરવા માટે પોતાની જવાબદારી કશી નથી, બધી જવાબદારી અંતર્યામી પ્રેરનાર દેવની જ છે

ખરા અર્થ—

(૨) હુ ધર્મ જાણુછુ, પણ તે તરફની મ્હારી પ્રવૃત્તિ તે મ્હારી પોતાની નથી, અને અધર્મ જાણુછુ, પણ ત્હેનાથી નિવૃત્ત થાઉછુ તે નિવૃત્તિ મ્હારી પોતાની નથી, જે છે તે મ્હને પ્રેરનાર દેવની પ્રવૃત્તિ-નિવૃત્તિ છે, કેમકે એ હૃદયસ્થિત દેવ પ્રેરેછે તેમ હુ કરુછુ

આ અર્થમા મનુષ્ય કેવળ સ્વેચ્છાહીન બુદ્ધિહીન પૂતળુ બનેછે, તેથી આ અર્થને માત્ર પ્રથમ ક્રમને ઠેકાણે લઇને વધારે સુઘટિત અર્થ નીચે પ્રમાણે લાગેછે—

(૩) ધર્મ શુ તે હુ જાણુંછુ, પરતુ તે તરફની મ્હારી પ્રવૃત્તિ તે મ્હારી પ્રવૃત્તિ નથી, કેવળ મ્હારા પોતાના ઇચ્છાબળથી હુ તે કૃત્ય કરુછુ એમ નથી, તેમ જ અધર્મ શુ તે હુ જાણુંછુ, પરતુ તે કૃત્ય તરફથી હુ નિવૃત્ત થાઉ છુ તે મ્હારી નિવૃત્તિ નથી, કેવળ મ્હારા

પોતાના ઇચ્છાબળથી હું પાપ કરતા અટકુછુ એમ નથી, (ત્હારે કોની ઇચ્છાનાબળથી આ બનેછે?—તે કહેછે—) મ્હારા હૃદયમા રહેલો એક અગમ્ય દેવ છે તે જેમ મ્હને પ્રેરેછે તેમ હુ કરુછુ, અર્થાત્, હેની ઇચ્છાના બળથી હું પુણ્ય કરવાને પ્રવૃત્ત થાઉછુ, ને પાપથી નિવૃત્ત થાઉછુ પાપ અને પુણ્યના કૃત્યને પ્રસગે શુ સ્વીકારવુ ને શુ ન સ્વીકારવુ એ પ્રશ્ન ઉપસ્થિત થાયછે તે વખતે હું માત્ર ધર્માધર્મના જ્ઞાનના ઉપર આલમ્બન રાખીને બેસતો નથી, કેમકે કેવળ જ્ઞાન એ પ્રસગે મદદ કરતુ નથી, જ્ઞાનવાળા પણ પ્રલોભનને વશ થાયછે, પરતુ હું તે પ્રસગે મ્હને પ્રેરનાર હૃદયમા વસેલા દેવની ઇચ્છા જાણવા પ્રાર્થનાબળે પ્રયાસ કરુછુ, અને ત્હેને પરિણામે જે પ્રેરણા—નિયોજન—થાયછે તે પ્રમાણે વર્તુછુ. માટે પુણ્યકર્મનો કે પાપનિવૃત્તિનો યશ મ્હને નથી, મ્હારા બનદાતા હૃદયવાસી દેવનો છે

આ છેલ્લા અર્થમા મનુષ્યની અસહાય દશામા નિર્બળતા, પરતુ પ્રેરક દેવના બળની સહાયતામા સબળતા, તેમ જ મનુષ્ય તે સ્વેચ્છાહીન પૂતળુ નથી, પરતુ પોતાની ઇચ્છાનો પ્રેરક દેવની ઇચ્છા જોડે યોગ કરીને પોતે જવાબદાર પ્રાણી છે એ તત્ત્વ, સચવાયછે, કેમકે કર્તવ્યપ્રસગે સદસત્કર્મના સ્વીકારત્યાગનો નિર્ણય કરવો એ જવાબદારી તો મનુષ્યની જ છે, તે પ્રસગે પ્રેરક દેવની ઇચ્છા જાણવાનો પ્રયાસ કરવો એ પણ મનુષ્યની જવાબદારી-નો ભાગ છે

*આમ છેવ્ટનો અર્થ ઉત્તમ લાગેછે અને હુ ધારુછુ એ વચન અથવા એ અર્થનું વચન* પૂર્વ મુનિયોએ કહેલુ હશે ત્હેનો અર્થ મચડીને દુર્યોધને પોતાના જવાબદારી વિનાના જીવનના બચાવમા વાપરેલુ

ભગવદ્ગીતામા—

ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति ।
भ्रामयन् सर्वभूतानि यन्त्रारूढानि मायया ॥

(અધ્યાય ૧૮, શ્લો ૬૧)

આ વચન છે ત્હેનો પણ દુરુપયોગ ના કરતા, ઉપર પ્રમાણે યથાસભવ સદર્થ જ કરવાનો છે, હેમા પાપ માટે પણ ઇશ્વરની પ્રેરણા હોયછે એમ માનવું એ ભૂલ છે, કેમકે પૂર્વાપરવિરોધ ગીતામા ના આવે એમ અર્થ કરવો જોઇયે, અને પાપકૃતિનો ખુલાસો તો આગળ જ ગીતામા અપાઈ ચૂક્યોછે—

અર્જુન પૂછેછે—

अथ केन प्रयुक्तोऽयं पापं चरति पूरुषः ।
अनिच्छन्नपि वार्ष्णेय बलादिव नियोजितः ॥

(અ ૩, શ્લો. ૩૬)

# પાપપુણ્યની જવાબદારી.

जानामि धर्मं न च मे प्रवृत्तिः
जानाम्यधर्मं न च मे निवृत्तिः ।
केनापि देवेन हृदि स्थितेन
यथा नियुक्तोऽस्मि तथा करोमि ॥

'વસન્ત'ના ચાલૂ સાલના વૈશાખના અંકમાં એક ચર્ચાપત્રમાં આ વચન ઉતારી પૂછ્યું છે કે દુર્યોધનનાં કૃત્યોની માફી હેણે આપેલા આ વચનને આધારે આપી શકાય ખરી?

રા. આણંદશંકરભાઇએ એ પ્રશ્નનો ઉત્તર આપ્યો છે કે માફી ન જ આપી શકાય; દુષ્ટ માણસ જ આ સિદ્ધાન્તનો દુરુપયોગ કરેછે.

આ ચર્ચા ઉપરથી પ્રસ્તુત શ્લોકનો ખરો અર્થ શો હશે તે તપાસવાનું મન થાયછે. રા. આણંદશંકરના ઉત્તરમાંના એક શબ્દમાં જ—'દુરુપયોગ' એ શબ્દમાં જ—સૂચવાયછે કે દુર્યોધને એ વચનનો ખોટો અર્થ કર્યો હતો, અને ખરો અર્થ તો સારો અને જુદો છે. ત્હારે આ શ્લોકના જે જે અર્થ સંભવતા મ્હને જણાય છે તે નીચે ટાંકુછું:—

(૧) દુર્યોધને કરેલો ખોટો અર્થ—

ધર્મ શું તે હું જાણુંછું, છતાં મ્હારાથી હેમાં પ્રવૃત્ત થઈ શકાતું નથી; અધર્મ શું તે પણ જાણું છું છતાં હેમાંથી મ્હારાથી નિવૃત્ત થવાતું નથી; (કેમકે) હૃદયમાં રહેલો કોઇ અગમ્ય દેવ મ્હને તેમ પ્રેરેછે તેમ હું કરુંછું. અર્થાત્, ધર્મકૃત્યના કરવા માટે તેમ જ અધર્મકૃત્ય કરવા માટે પોતાની જવાબદારી કશી નથી; બધી જવાબદારી અંતર્યામી પ્રેરનાર દેવની જ છે.

ખરા અર્થ:—

(૨) હું ધર્મ જાણુંછું, પણ તે તરફની મ્હારી પ્રવૃત્તિ તે મ્હારી પોતાની નથી; અને અધર્મ જાણુંછું, પણ હેનાથી નિવૃત્ત થાઉછું તે નિવૃત્તિ મ્હારી પોતાની નથી; જે છે તે મ્હને પ્રેરનાર દેવની પ્રવૃત્તિ-નિવૃત્તિ છે; કેમકે એ હૃદયસ્થિત દેવ પ્રેરેછે તેમ હું કરુંછું.

આ અર્થમાં મનુષ્ય કેવળ સ્વેચ્છાહીન બુદ્ધિહીન પૂતળું બનેછે, તેથી આ અર્થને માત્ર પ્રથમ ક્રમને ઠેકાણે લઇને વધારે સુઘટિત અર્થ નીચે પ્રમાણે લાગેછે:—

(૩) ધર્મ શું તે હું જાણુંછું; પરંતુ તે તરફની મ્હારી પ્રવૃત્તિ તે મ્હારી પ્રવૃત્તિ નથી; કેવળ મ્હારા પોતાના ઇચ્છાબળથી હું તે કૃત્ય કરુંછું એમ નથી; તેમ જ અધર્મ શું તે હું જાણુંછું, પરંતુ તે કૃત્ય તરફથી હું નિવૃત્ત થાઉ છું તે મ્હારી નિવૃત્તિ નથી, કેવળ મ્હારા

પોતાના ઇચ્છાબળથી હું પાપ કરતા અટકુંછું એમ નથી (ત્હારે કો'ની ઇચ્છાનાબળથી આ બનેછે ?—તે કહેછે—) મ્હારા હૃદયમા રહેલો કોઇ અગમ્ય દેવ છે તે જેમ મ્હને પ્રેરેછે તેમ હું કરુંછું, અર્થાત્, હેની ઇચ્છાના બળથી હું પુણ્ય કરવાને પ્રવૃત્ત થાઉંછું, ને પાપથી નિવૃત્ત થાઉંછું પાપ અને પુણ્યના કૃત્યને પ્રસંગે શું સ્વીકારવું ને શું ન સ્વીકારવું એ પ્રશ્ન ઉપસ્થિત થાયછે તે વખતે હું માત્ર ધર્માધર્મના જ્ઞાનના ઉપર આલમ્બન રાખીને બેસતો નથી, કેમકે કેવળ જ્ઞાન એ પ્રસંગે મદદ કરતું નથી, જ્ઞાનવાળા પણ પ્રલોભનને વશ થાયછે, પરંતુ હું તે પ્રસંગે મ્હને પ્રેરનાર હૃદયમા વસેલા દેવની ઇચ્છા જાણવા પ્રાર્થનાબળે પ્રયાસ કરુંછું, અને ત્હેને પરિણામે જે પ્રેરણા—નિયોજન—થાયછે તે પ્રમાણે વર્તુંછું. માટે પુણ્યકર્મનો કે પાપનિવૃત્તિનો યશ મ્હને નથી, મ્હારા બનદાતા હૃદયવાસી દેવનો છે

આ છેલ્લા અર્થમા મનુષ્યની અસહાય દશામા નિર્બળતા, પરંતુ પ્રેરક દેવના બળની સહાયતામા સબળતા તેમ જ મનુષ્ય તે સ્વેચ્છાહીન પૂતળું નથી, પરંતુ પોતાની ઇચ્છાનો પ્રેરક દેવની ઇચ્છા જોડે યોગ કરીને પોતે જવાબદાર બાણી છે એ તત્ત્વ, સૂચવાયછે, કેમકે કર્તવ્યપ્રસંગે સત્‌અસત્‌કર્મના સ્વીકારત્યાગનો નિર્ણય કરવો એ જવાબદારી તો મનુષ્યની જ છે તે પ્રસંગે પ્રેરક દેવની ઇચ્છા જાણવાનો પ્રયાસ કરવો એ પણ મનુષ્યની જવાબદારીનો ભાગ છે

આમ છેવટનો અર્થ ઉત્તમ લાગેછે અને ધારુંછું એ વચન અથવા એ અર્થનું વચન પૂર્વે મુનિયોએ કહેલું હશે ત્હેનો અર્થ મચડીને દુર્યોધને પોતાના જવાબદારી વિનાના જીવનના બચાવમા વાપરેલું

ભગવદ્ગીતામા—

ईश्वर सर्वभूताना हृद्देशेऽर्जुन तिष्ठति ।
भ्रामयन् सर्वभूतानि यन्त्रारूढानि मायया ॥

(અધ્યાય ૧૮, શ્લો ૬૧)

આ વચન છે ત્હેનો પણ દુરુપયોગ ના કરતા ઉપર પ્રમાણે યથાસંભવ સદર્થ જ કરવાનો છે, હેમા પાપ માટે પણ ઇશ્વરની પ્રેરણા હોયછે એમ માનવું એ ભૂલ છે, કેમકે પૂર્વાપરવિરોધ ગીતામા ના આવે એમ અર્થ કરવો જોઇયે અને પાપકૃતિનો ખુલાસો તો આગળ જ ગીતામા અપાઇ ચૂક્યોછે—

અર્જુન પૂછેછે—

अथ केन प्रयुक्तोऽयं पापं चरति पूरुषः ।
अनिच्छन्नपि वार्ष्णेय बलादिव नियोजितः ॥

(અ ૩, શ્લો ૩૬)

" મનુષ્ય પાપ કૃત્ય કરેછે, પોતાની ઇચ્છા ન છતાં પણ જાણે કોઈ જોરથી તે તરફ હાંકે છે તેમ, પાપકૃત્ય કરેછે, તે કોના પ્રેરવાથી હશે ?"

આ પ્રશ્નનો ઉત્તર આમ મળે છે.—

काम एष क्रोध एष रजोगुणसमुद्भवः
महाशनो महापाप्मा विद्धयेनमिह वैरिणम् ॥

( અ. ૩, શ્લો. ૩૭ )

એમ કામક્રોધરૂપી એકડો જ આ બાબતમાં શત્રુ બતાવી આગળ બીજા ત્રણ શ્લોકમાં એ શત્રુનું બળ બતાવીને પાપપ્રવૃત્તિનું કારણ એ રીતે સમજાવેછે.

ઉપર अनिच्छन्नपि કહ્યું છે માટે મનુષ્યની જવાબદારી છૂટી એમ અર્થ લેવાનો નથી, કેમકે बलादिव એમ इव='જાણે કે' એ શબ્દ છે, તેની છાયા अनिच्छन् ઉપર પણ પાડવાની છે. મતલબ કે જાણે પોતાની ઇચ્છાનું બળ જતું જ રહ્યું હોય એમ પાપને વશ થનાર મનુષ્યને વિશે ભાસ થાયછે. બાકી મનુષ્યનું કર્તવ્ય તો એ જ છે કે દરેક પ્રસંગે પોતાની ઇચ્છા શત્રુને વશ ના થવા દેતાં હૃદયસ્થિત દેવની ઇચ્છા પ્રાર્થનાદિદ્વારા જાણી લઇને તે શુભ ઇચ્છાને અનુસરવું. આ માટે ઉપાય પણ બતાવ્યોછેઃ-

કામરૂપ શત્રુનું અધિષ્ઠાન ઇન્દ્રિયો, મન, અને બુદ્ધિ છે, અને એ માર્ગે કામરૂપી શત્રુ મનુષ્યના જ્ઞાનને ઢાંકી દઇને વિમૂઢ બનાવેછે; માટે કહેછે—

तस्मात् त्वमिन्द्रियाण्यादौ नियम्य भरतर्षभ ।
पाप्मानं प्रजहि ह्येनं ज्ञानविज्ञाननाशनम् ॥

( અ. ૩, શ્લો. ૪૧ )

"માટે તું ઇન્દ્રિયોને પ્રથમ નિયમમાં રાખીને જ્ઞાન અને વિજ્ઞાનનો નાશ કરનાર એ દુષ્ટ(શત્રુ)નો ત્યાગ કર."

આમ સર્વ રીતે વિચારતાં જણાશે કે પુણ્યપ્રવૃત્તિ અને પાપનિવૃત્તિ વિશે ખરું તત્ત્વ દુર્યોધનના કરેલા અર્થમાં નહિં, પણ ઉપર ત્રીજો અર્થ દર્શાવ્યો તેમાં જ પ્રગટ થાયછે.

વાંદરા,
તા. ૨૨-૭-૧૩. } નરસિંહરાવ ભોળાનાથ.

---

# સદ્વક્તા આવૃત્તિ બીજી

**યોજક પ્રસિદ્ધ વક્તા પંડિત લાલન.**

૧. સભામાં ઉભા રહી છટાદાર ભાષણ કરતા શીખવાનું પુસ્તક આ પુસ્તકના ત્રણ ખંડ કરી પ્રથમ ખંડમાં જુદા જુદા વક્તાઓ કલ્પી, વિનયપૂર્વક પણ જુસ્સાદાર ભાષામાં દાખલા દલીલો સહિત ભાષણ કરી દેખાડ્યા છે, બીજા ખંડમાના વિષયો ઉપર બને પક્ષના પ્રમાણો આપી, તેને કેવા ક્રમમાં ગોઠવવા તે દેખાડી અને કેવા ભાષાવસ્ત્રોથી તે વિચારો શણગારવા તે સૂચવ્યું છે, અને ત્રીજા ખંડમાં ચર્ચા કરવા યોગ્ય ૧૧૫ વિષયો, સૂચના સહિત આપેલા છે. ગુર્જર ભાષામાં ભાષણકાર થવાની અભિલાષા રાખનારાઓને તથા ગુજરાતી વકીલોને આ પુસ્તક અવશ્ય ઉપયોગી છે

આ પુસ્તક માટે મ્યુ૦ સ્કુલના આ સુપ્રીન્ટેન્ડન્ટ રા. રા. **હિંમતલાલ ગણેશજી અંજારીઆ એમ. એ.** લખે છે કે–છટાદાર વક્તા થવાને ઇચ્છનારાને તો આ પુસ્તક સારી પેઠે માર્ગદર્શક થઇ પડે તેવું છે, એટલુંજ નહીં પણ સામાન્ય વાચકને પણ તે એક બોધદાયક અને ઉચ્ચ આશય બતાવનાર સન્મિત્ર જેવું થઇ પડશે એમ મને સાદ્યંત અવલોકન પછી ખાત્રી થાય છે. તેનો પહેલો ભાગ દરેક વિદ્યાર્થીએજ નહી પણ દરેક વિચારકે પણ અવશ્ય વાચવા જેવો છે. **ભાષણનું જોર, વિચારશ્રેણી, દલીલનું વજન,** અને નિર્ણયાત્મક વચનોનું ગાભીર્ય દરેક વાચનારને ખરેખર ઘણુંજ લાભકારક નિવડે તેવું મને જણાય છે. આ સિવાય આ ગ્રંથની એકી અવાજે પ્રશંસા કરનાર રા. રા. **એન જી. વેલીનકર, એમ એ એલ. એલ બી. મ્યુનિ૦ સ્કુલોના સુપ્રીન્ટેન્ડન્ટ,** રા. રા. **જમીયતરામ ગૌ. શાસ્ત્રી બી એ ડે ઇન્સપેક્ટર,** રા. રા. **જેકીસનદાસ જેઠાભાઇ બી. એ. સંસ્કૃત પ્રોફેસર સામળદાસ કોલેજ ભાવનગર,** રા. રા. **કવિ નાનાલાલ દલપતરામ એમ એ પ્રોફેસર રાજકુમાર કોલેજ** મૂળ કિંમત રૂપીઓ એક હતી પણ કેટલાક સજ્જનોની મદદથી માત્ર... ... ૦–૧૨–૦

૨. **આત્મજ્ઞાન**—ગ્રંથકાર પંડિત લાલન પ્રથમમા આવેલા ઉત્તમોત્તમ આત્મજ્ઞાનના અપૂર્વ વિષયોમાથી માત્ર થોડાક વિષયો વાચો. આત્મબોધ શાથી થાય છે? આત્માને જાણનારની સ્થિતિ કેવી હોય? આત્મજ્ઞાનથી કેટલો ફાયદો થાય છે? દેહ કેવો આત્મહીન છે? શુ સ્ત્રીની અભિલાષાવાળો મન વશ કરી શકે? કુટુંબનું મમત્વ કેવું છે? જો તો ખરો, તારૂં અંતરંગ કુટુંબ કેવું છે? જેઓને મોક્ષ નગરનું રાજ્ય મેળવવું હોય **તેઓએજ** આ પુસ્તક **વાંચવું.** ... ... ... .. .. ... ૦–૮–૦

૩. **એક સવાલ હીંદની ઉન્નતિમાં વિઘ્ન કરનાર કોણ? સવાલનો** જવાબ કન્યા વિક્રય, બાળલગ્ન, અને વૃદ્ધલગ્ન એ ક્રૂર, ઘાતકી, હાનીકારક રીવાજોનું સત્વર નિકંદન કરવા માટે શાસ્ત્રરૂપ **વિદ્યાચંદ્ર યાને સુમતિ** નામની બાર ચિત્રવાળી નવલ કથા છે નવલ કથાને પ્રસિદ્ધ કરવા માટે કચ્છી કોમ તરફથી રૂ ૫૦૦૦ ની ગંજાવર મદદ મળી છે, જેના પ્રતાપે એ પુસ્તકની મૂળ કિંમત રૂ ૧॥ રાખવામાં આવી હતી તે ઘટાડીને માત્ર રૂ, ૧–૦–૦ રાખવામા આવી છે જેનો લાભ સજ્જનો લેશે અને બીજાઓને આપશે અપાવશે.

**પ્રેમથી મુક્તિ** ૦–૮–૯ **પ્રવૃત્તિ નિવૃત્તિ** ૦–૬–૦

**તમામ પુસ્તકોનું પોસ્ટેજ ખર્ચ કીંમત ઉપરતાં જાણવું**

લખો—મેસર્સ મેઘજી હીરજીની કું બુકસેલર્સ અને પબ્લીશર્સ પાયધુની ના ૫૬૬–મુબઇ.

## *Baby Songs.*

### 1

" The sleep that flits on baby's eyes—does any body know from where it comes ? Yes there is a rumour that it has its dwelling where, in the fairy village among shadows of the forest dimly lit with glow-worms, there hang two timid buds of enchantment From there it comes to kiss baby's eyes

The smile that flickers on baby's lips when he sleeps—does anybody know where it was born ? Yes, there is a rumour that a young pale beam of a crescent moon touched the edge of a vanishing autumn cloud, and there the smile was first born in the dream of a dew-washed morning—the smile that flickers on baby's life when to sleeps

The sweet, soft freshness that blooms on baby's limbs does anybody know where it was hidden so long ? Yes, when the mother was a young girl it lay pervading her heart in tender and silent mystery of love—the sweet soft freshness that has bloomed on baby's limbs "

### 2

"When I bring to you coloured toys, my child, I understand why there is such a play of colours on clouds, on water, and why flowers are painted in tints—when I give coloured toys to you, my child

When I sing to make you dance I truly know why there is music in leaves, and why waves send their chorus of voices to the heart of the listening earth—when I sing to make you dance .

When I bring sweet things to your greedy hands I know why there is honey in the cup of the flower and why fruits are secretly filled with sweet juice—when I bring sweet things to your greedy hands

दुर्योधन " I kiss your face to make you smile, my darling, I surely under pleasure is that streams from the sky in morning light, and which the summer breeze brings to my body—when u smile "

—*Gitanjali*

## લવાજમ.

(૧) લાઇબ્રેરીઓ, (૨) સભાઓ, (૩) વિદ્યાર્થીઓ, (૪) સ્ત્રીઓ, (૫) ગુજરાતી શાળાના માસ્તરો, (૬) તળાટીઓ તથા (૭) માસિક રૂા. ૨૫ સુધી સર્વ પગારદારોના વર્ષ એકના રૂા. ૨-૦-૦ પોસ્ટેજ સાથે).

અન્ય સર્વ માટે વર્ષ એકના રૂ. ૨-૮-૦ (પોસ્ટેજ સાથે)

છૂટક નકલ એકના દર ફારમે એક આની પ્રમાણે.

મળવાનું ઠેકાણું—વસન્ત ઑફિસ—અમદાવાદ.

વ્યવસ્થાપક.

## નિયમો.

૧ વગર સહીના અને તન્ત્રીની સહીના લેખો માટે તન્ત્રી જવાબદાર છે.

૨ "વસન્ત-ઑફિસ"-ની સહીના લેખો માટે "વસન્ત-ઑફિસ" અને વ્યવસ્થાપક જવાબદાર છે.

૩ અન્ય સર્વ લેખો માટે તે તે લેખોના કર્તા જવાબદાર છે.

૪ ભાષાન્તરરૂપ લેખ લખી મોકલનારે મૂળ ગ્રન્થ કે લેખના કર્તાની પરવાનગી મેળવી શકાય તેમ હોય તો મેળવવી તથા એ લેખ ભાષાન્તરરૂપ છે અને અમુક ગ્રન્થનું ગ્રન્થના ભાગનું કે લેખનું ભાષાન્તર છે એમ અમોને લખી જણાવવું. તે વિના એ લેખ પ્રસિદ્ધ કરવા બાબતની સઘળી જવાબદારી ભાષાન્તર કર્તાને શિર રહેશે.

૫ કોઈ પણ લેખકનું અસલ લખાણ–એ લેખ "વસન્ત" માં દાખલ કરવાનો ઠરાવ કર્યો, હોય કે ન હોય-પણ તે લેખકને પાછું મોકલવાને અમો બંધાતા નથી.

૬ કોઇ પણ માસનો અંક તે પછીના માસની આખર સુધીમાં પણ ન મળે તો ખાસ કરીને અમને તુરત લખી જણાવવાની કૃપા કરવી. પાછળથી એ અંક પૂરો પાડવાને અમે બંધાતા નથી.

વ્યવસ્થાપક.

# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चायमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् ।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद्.

વર્ષ ૧૨, અંક ૭. [ માસિક ] શ્રાવણ, સંવત ૧૯૬૯.

## રાણકદેવીના દુહા.*

" કવિતાપ્રવેશ " પ્રથમ આવૃત્તિનુ અવલોકન કરતે મ્હેં " રાણકદેવીનો વિલાપ " એ મથાળા નીચેના દુહાઓ વિશે નીચે પ્રમાણે કહ્યુ હતું —

" આ દુહા જાણે એક જ વ્યક્ત કાવ્ય હોય એમ આપ્યાછે તે વસ્તુસ્થિતિથી વિરુદ્ધ હોઈ અર્થબોધમા ક્ષતિ કરે એમ થાયછે. રાણકદેવીને જૂનાગઢમાથી લઈ ગયા ને તે વઢવાણ ‍પ્હોચી ત્યહા સુધીમા જુદા જુદા ક્રમમા બોલાયલાં એ વચનો છે તે રીતે બતાવવું જોઇતું હતું. "

('વસન્ત', સં. ૧૯૬૫ આષાઢ, પૃ૦ ૨૭૮, પ્રથમની ફુટનોટ.)

બીજી આવૃત્તિમા આ વાત ઉપર લક્ષ અપાયુ જણાતુ નથી; કેમકે એની એ રીતે જ દુહા આપી દીધાછે. 'રાણકદેવીનો વિલાપ' એમ નામ જ એક વ્યક્ત કાવ્યનું સ્વરૂપ સૂચવેછે, અને વસ્તુત: તેમ છે નહિ એ સ્પષ્ટ છે. પ્રકાશકો ટીકામાં નીચે પ્રમાણે ખુલાસો આપેછે: —

" રાખેંગાર અને રાણકદેવીની વાત જાણીતી છે ત્હેને લગતા છૂટક દુહા છે.

* આ દુહાઓમાં દોહરા તેમ જ સોરઠા બન્નેનો સમાવેશ થાયછે. પરન્તુ દુહા એ સામાન્ય શબ્દ જ વાપર્યોછે, કેમકે સોરઠા તે સોરઠિયા દુહા, દુહાનું રૂપાન્તર જ, છે.

"રાણકદેવીના રાખેંગારના અવસાન પછી બોલાયલા ત્હેના શોકોદ્‍ગાર છે. પ્હેલા ચાર સીધો શોકોદ્‍ગાર છે. પાંચમા અને છઠ્ઠામાં આગળ બનેલી હકીકતની યાદી છે. × × × સાત અને આઠ માણેરાના મૃત્યુને લગતા છે."

આ ખુલાસો કેટલો અપૂર્ણ, કાચો અને ભૂલ્યોથી ભરેલો છે, અને રાખેંગાર અને રાણકદેવીની વાતને "જાણીતી" કહીને પતવી દેનારથી જ એ વાત કેવી અજાણી છે, તે નીચેની પરીક્ષાથી જણાશે. એ દુહાઓનો ક્રમ પણ વૃત્તાન્તના ક્રમને અનુસરતો નથી એ આ અજાણપણું ઉઘાડી રીતે બતાવેછે. 'કવિતાપ્રવેશ' માં દુહાઓ નીચે પ્રમાણે છેઃ—

† (૧) તરવરિયા તોખાર, હૈયું ન ફાટ્યું હસલા,
જાતાં રાખેંગાર ગામતરાં ગુજરાતનાં.

(૨) કાં ટઉકે ગરજાછ મોર ગોખે ગરુવાને ચઢી,
કાળજ કાપી કોર, પિંજર દાઝ્યો પાણીએ.

(૩) ગરવો ગઢ ગરનાર વાદળથી વાતું કરે,
જાતાં રાખેંગાર ખરેરાં ખાંગો નવ થયો.

(૪) ઝપડ મ્હારા આધાર, ચોસલાં કોણ ચઢાવશે?
ગયા ચઢાવનહાર, જીવનાં જાતર આળશે.

(૫) સ્વામી ઊઠો સૈન્ય લઈ ખડગ ધરો ખેંગાર,
છત્રપતિએ છાઇયો ગરવો ગઢ ગિરનાર.

(૬) વાએ ફરકે મૂછડી, રયણ ઝળકે દંત,
જુઓ પરોળાંવાળિયો લોબડીવાળીનો કંથ.

(૭) માણેરા મરોય, મકર આંખ્યો રાતીઓ;
કુળમાં લાગે ખોડ, મરતાં મા ન સંભારિયે.

(૮) પાયણને પરદતે કહો તો કૂવા ભરાવિયે,
માણેરા મરતે શરીરમાં સરણાં વહે.

(૯) સારુ શહેર વઢવાણ, ભાગોળે ભોગાવો વહે,
ભોગવતો ખેંગાર રાણ, ભોગવજે ભોગાવા ધણી.

અહિં શબ્દોમાં ફરક કેટલેક સ્થળે છે તે નીચેના ખરા ઉતારામાંથી જણાશે તથા પ્રસંગવશાત્ દર્શાવાશે.

† વિરામચિહ્નાદિકની અનેક ભૂલ્યો 'કવિતાપ્રવેશ' માં છે તે સુધારીને ઉતારી અહિં મૂક્યોછે. શાળાઓમાં ચલાવવાના પુસ્તકમાં આ પ્રકારની બેદરકારી અક્ષમ્ય છે.

ખરો ક્રમ આ પ્રમાણે છેઃ—

જૂનાગઢમાં સિદ્ધરાજ પેઠો, રાણકદેવીના મહેલમાં ગયો; જોડે રા ખેંગારનો ભાણેજ દેસલ હતો (જે'ના ફૂટવાથી જ સિદ્ધરાજ વિજય મેળવી શક્યો હતો) તે બોલ્યોઃ— "મામી, હમે બે ભાઈ અને મામો ખેંગાર આવ્યા છિયેં; બારણાં ઉઘાડો." વાત ખરી માની રાણકદેવીએ બારણાં ઉઘાડર્યાં. હેના બે કુંવર હેની પાસે હતા; માણેરો ૧૧ વર્ષનો અને ડગાયચો પાંચ વર્ષનો. સિદ્ધરાજે ડગાયચાને ત્હેની પાસેથી લઈને મારી નાંખ્યો. પછી માણેરાને ઝાલવા ગયો એટલે છટકી જઈ " ઓ, મા!" કહી માની પાછળ સંતાયો ને રોવા લાગ્યો—તે પ્રસંગે રાણકદેવીનું વચન આઃ—

કવિતાપ્રવેશનો ક્રમ. ખરો ક્રમ.

માણેરા તું મ રોય, મકર આંખ્યો રાતિયો,
કુળમાં લાગે ખોય, મરતાં મા ન સંભારિયે. ૭ ૧

[ અહિં ત્રીજા ચરણમાં 'ખોય' છે; ખો (=ખામી)+ય (નિશ્ચયાર્થે 'એ' નું રૂપાન્તર); તે પ્રથમ ચરણના 'રોય' જોડે યમક મેળવેછે; માટે 'ખોડ' એ પાઠ પ્રકાશકોએ સ્વીકારેલો ખોટો જણાયછે. ]

માણેરાને તરત માર્યો નહિં; રાણકદેવી પાટણ આવશે નહિં, તો હેને મારવો એમ સિદ્ધરાજે કહ્યું. પણ છેવટે હેને માર્યોછે; પણ ક્યહાં આગળ તે જણાતું નથી. પરંતુ પાટણ પ્હોંચ્યાં ત્હારે મારી નાંખ્યાનુ રાણકદેવીએ જાણ્યુ હતું એમ આગળ દુહો (૮–૧૨) આવશે તે ઉપરથી જણાશે.

ગઢની બહાર રાણકદેવીને કાઢી; ત્હાં રા ખેંગારનો ઘોડો જોઈ તે બોલીઃ—

કવિતાપ્રવેશનો ક્રમ. ખરો ક્રમ.

તરવરિયા તોખાર, હઈડું ન ફાટ્યુ હંસલા;
મરતાં રા ખેંગાર ગામતરાં ગુજરાતનાં. ૧ ૨

[ગામતરાં=મુસાફરી; એક ગામથી બીજે ગામ જવું; 'ગામ ગામતરાં' હાલ પણ વપરાયછે. સં. ગ્રામાન્તર=બીજું ગામ, તે ઉપરથી આ શબ્દનો અર્થ પ્રકાશકોએ કોશમાં કે ટીકામાં બતાવ્યો જણાતો નથી. તરવરિયા=તેજ, પાણીદાર એમ હશે ? હંસલો=? ઘોડાનું વિશેષ નામ હશે? પ્રકાશકોએ તરવરિયા=અધીરા થયેલા એમ આપ્યુછે, તે ઠીક નથી લાગતું. હંસલાનો અર્થ આપ્યો નથી. ઘોડાને કહેછેઃ—" હે હસલા! આપણું હૈયું ના ફાટ્યું! રા ખેંગાર મરી જતાં આપણે હવે ગુજરાતની મુસાફરી કેમ ખૂટશે! ]

પછી રા ખેંગારના માબરને જોઈ બોલીઃ—

કવિતાપ્રવેશનો ક્રમ. ખરો ક્રમ.

રે સાબર શિંગાલ, એક દિન શિંગાળાં હતાં;
મરતાં રા ખેંગાર ભવનાં બીલાં થઈ રહ્યાં. ૦ ૩

( આ દુહો પ્રકાશકોએ આપ્યો નથી. +'રાસમાળા' માં છે. )

[ § 'ભવનાં બીલાં' નો અર્થ શો હશે ? 'એક દિન શિંગાળાં હતાં'—એટલે પતિના આધારને લીધે હું શિંગાળી–માથે શોભાવાળી હતી, એમ અર્થ હશે ? ]

પછી મોરને બોલતો સાંભળી તે બોલી:—

કવિતાપ્રવેશનો ક્રમ ખરો ક્રમ.

કાંઉ ડૅંગરછ મોર ગોખે ગરવાને ચઢી ?
કાપી કાળજકોર, પિંજર દાઝ્યો પાણિયે. ૨ ૪

[ કાંઉ ડૅંગરછ=કાં ( શા માટે ) ટૅંકાર કરેછે ? ડૅંગરવું=મોર જેવો ઉચ્ચાર કરવો. આ સુઘટિત અર્થ ના જોઈને, કાં ટહૂકે ગરજછ—એમ પ્રકાશકોએ મૂકેલું અનુચિત લાગેછે. નીચે રાણકદેવી સંબન્ધી પ્રાચીનતર દુહા હું આપીશ ત્હેમાં પ્રથમ દુહામાં " શા માટે "ના અર્થનો શબ્દ काह्नु છે તે આ 'કાંઉ' એ રૂપનો પૂર્વજ જણાયછે; અને 'કાંઉ' ઉપરથી આધુનિક કાઠિયાવાડી શબ્દ 'કાં' આવ્યોછે.

ચરણ ૨ માં 'ગરવાને ગોખે'=ગહુઆ ( ગઢ ) ને ગોખે ( ઊંચે ભાગે રહેલી બારીએ ) એમ અર્થ છે. ઉપર સૂચવેલા રાણકદેવીના પ્રાચીનતર દુહાઓમાં પ્રથમ દુહામાં तई गहुआ गिरनार છે, ત્હેમાં गहुआ શબ્દ છે ત્હેનો 'ગરવો' રૂપાન્તર થયેલું જણાયછે.

---

+ ફૉર્બ્સકૃત 'રાસમાળા' ના રા. રણછોડભાઈ ઉદયરામે કરેલા ગુજરાતી ભાષાન્તર ભાગ ૧ લો આવૃત્તિ બીજીમાંથી મ્હેં દુહાના ક્રમ વગેરે લીધુંછે. એકાદ સ્થળે મતભેદ છે તે તે પ્રસંગે દર્શાવાશે.

§ ફૉર્બ્સે આ દુહાનો અંગ્રેજી અર્થ આપવામાં કાંઇક ભૂલ કરી જણાયછે. 'સાબરશિંગાલ' નો અર્થ 'Elk lion' કર્યોછે. શિંગાલ' અને 'સિંઘ', સિંહ—વચ્ચે ભ્રમ થઈ ગયેલો. એક દિન શિંગાળાં હતાં=once you were free એમ આપ્યુંછે—એ માટે આધાર નથી.

ભવનાં બીલાં થઈ રહ્યાં=you lost your freedom for aye; આ પણ કલ્પિત જણાયછે; પણ આ ઉપરથી 'ભવનાં'= આખા ભવનાં', 'આખા ભવ સુધી.' એ અર્થ ખરો જડી આવેછે; 'આખો ભવ બીલાં (=બ્હીલાં, નિરાધાર, માટે બ્હીલાં, ઓશિયાળાં) આપણે થયાં'—આમ અર્થ હશે ? બ્હ અને બનો વાસ્ત્રાપારગત સંબન્ધ છે.

ઉત્તરાર્ધનો અર્થ 'રાસમાળા'માં રા. રણછોડભાઈ નીચે પ્રમાણે આપેછેઃ—.

"મ્હારા કાળજડાની કોર કાપી અને મ્હારુ રહેવાનું પીંજરુ એટલે ઘર પાણીએ બાળ્યુ:—ભાવાર્થ સગા ભાણેજે ઘર ક્હારનુ ય બગાવ્યુ, હવે હું કિયા પ્રિયને મળવાનીછુ જે. (મોરની વાણીના શકુનથી પ્રિયા પ્રિય એકઠા મળે હેવું ધારવામાં આવેછે")

આ અર્થ કાંઈક સુઘટિત લાગેછે. પ્રકાશકોએ કશુ હામાનું સમઝાવ્યુ નથી *]

પછી રણસગ્રામમાં રા ખેંગારની લાશ પડી હતી ત્હાં આવીને રાણકદેવી કહેવા લાગીઃ—

કવિતાપ્રવેશનો ક્રમ ખરો ક્રમ

સ્વામી! જોડો સૈન્ય લઈ, ખડ્ગ ધરો ખેંગાર,
છત્રપતિયે છાઇયો ગઢ જૂનો ગિરનાર ૫ ૫

[ અહિં ચોથા ચરણના 'ગઢ જૂનો' છે ત્હેને બદલે 'ગરનો ગઢ' એમ પ્રકાશકોનામાં છે. પણ તે બરોબર નથી લાગતું, ગરવો=ગડુઓ=ગઢ-એમ લઇયે તો તો સ્પષ્ટ પુનરુક્તિ થાયછે. ગરવો=(गुरुक-गरुओ) મ્હોટો,—એમ અર્થ ઘટાવાય પરંતુ અન્ય સ્થળે गडुओનુ રૂપ 'ગરવો' છે તેથી આ સંભવતો નથી છાઇયો=ઘેર્યો, એમ હુ ધારુછુ. ફ્રોબ્સે over shading એમ અર્થ મુક્યોછે, ઠીક નથી લાગતો. ]

વળી એ શબને નિરખીને, અને સિદ્ધરાજના સૈન્ય સાથેની પાટણની સ્ત્રીઓને સંબોધીને, બોલેછે:—

કવિતાપ્રવેશનો ક્રમ ખરો ક્રમ.

+ વાયે ફરકે મૂઠડી, રયણ ઝબૂકે દંત,
જુવો પટોળાંવાળિયો, લોબડીવાળીનો કંથ. ૬ ૬

---

* ફ્રોબ્સે 'ગરવાને ગોખે'=In the caves of Girnar એમ કર્યુછે, અને "પિંજર દાઝ્યો પાણીએ"—Our protector is gone એમ શિથિલ અને નિરાધાર અર્થ આપ્યોછે.

મ્હને એમ લાગેછે કે પિંજર=શરીર એમ કેમ ના હોય? અને આ ચરણનો અર્થ આમ સંભવેઃ—ટાઢા પાણીથી કદી કોઇ દાઝ્યુ જાણ્યુ નથી, પરતુ આ તો ટાઢા પાણીથી હમારુ શરીર દાઝ્યુ; સગો ભાણેજ કદી દગો દે એમ ના બને, પણ ત્હેણે દગો દીધો

"દુના પાણીએ આગ લાગે નહિં" એ કહેવતમા આ ધોરણનો પરતુ જુદા બિન્દુથી જોયેલો ભાવ સમાયછે.

+ ગ. રા. રણછોડભાઈ ઉદયરામ આ દુહાને છેક પાછળના ભાગમાં-રાણકદેવી

[ † આ દુહાનો અર્થ પૂરો પ્રકાશકોએ બતાવ્યો જ નથી. રયણ=રત્ન; રત્ન જેવા દાંત ઝબૂકેછે. એ અર્થ પણ દર્શાવ્યો=નથી. ટીકામાં કહ્યુંછે માત્ર આટલું:—

"પટોળાંવાળી—લોબડીવાળીનો કંથ ( પાટણનાં પટોળાં વખણાયછે. ત્હાંની સ્ત્રીઓના પ્હેરવેશમાં એક વસ્ત્રને લોબડી કહેછે. )"

આ અર્થદર્શન જોઈને વિસ્મય અને હાસ ઉત્પન્ન થાય તો તે ક્ષમ્ય ગણાય. વચનોની સ્હામસ્હામી ગોઠવણથી કોઇ પણ સાધારણ બુદ્ધિના માણસને એટલું તો સ્પષ્ટ જણાશે કે 'પટોળાંવાળીઓ' અને 'લોબડીવાળી' એ બે પરસ્પરભિન્ન સ્ત્રીઓ ઉદ્દિષ્ટ છે, અને પટોળાંવાળીઓ બહુ વચન છે ને લોબડીવાળી એકવચન છે તે પણ સૂચક છે; તેમ જ લોબડીવાળીનો કંથ તે રા ખેંગાર એ પણ સ્પષ્ટ છે, તો તે પાટણની સ્ત્રી ( લોબડી પ્હેરનારી પાટણની સ્ત્રી )નો કંથ શી રીતે સંભવે ? અને, હે પટોળાં પ્હેરનારી અર્થાત્ પાટણની સ્ત્રીઓ!

પાટણ ગઈ તે પ્રસંગે—મૂકીને એમ અવતરણ આપેછે કે—કોઇ ગુજરાતી ( અર્થાત્ પાટણની ) સ્ત્રીએ કહ્યું:—"તમારે તો મ્હોટા સિદ્ધરાજ ધણી છે." ત્હારે તે બોલી કે મ્હારા ધણીને તો હું હાવી સ્થિતિમાં મૂકીને આવીછું:—"વાયે ફરકે મૂછડી"—ઇ. ફૉર્બ્સ પોતે પણ ઇંગ્રેજી મૂળમાં એ જ ક્રમ અને અવતરણ આપેછે. તૂરીઓની દંતકથામાં જ આ દોષ જણાયછે. પરંતુ આ સુઘટિત નથી લાગતું. લોબડીવાળીના કંથનું શબ વાયે ફરકતી મૂછવાળું અને રત્ન જેવા ઝળકતા દાંતવાળું પ્રત્યક્ષ હોય તે સ્થિતિનું આ દુહાનું વચન સ્પષ્ટ છે. તે શબ તો પાટણમાં પ્રત્યક્ષ ન્હોતું. 'જુઓ' શબ્દ પણ શબની પ્રત્યક્ષતા સૂચવેછે રાણકદેવીની તીવ્ર કલ્પનાશક્તિયે પાટણ રહે રહે પતિનુ શબ પ્રત્યક્ષવત્ જોયું એમ કદી કહેવાય, પરંતુ પાટણની સ્ત્રીઓને તે શબ બતાવેછે—સ્પષ્ટ નિર્દેશથી—એટલે એ બચાવ ટકી શકે એમ નથી.

'રાસમાળા' માં ( ભાષાન્તર પૃષ્ઠ ૨૧૫ મે ) લખ્યુંછે —

"તેઓ વઢવાણ આવ્યાં ત્હારે સિદ્ધરાજે ત્હેને કહ્યું કે મ્હેં ત્હારા પતિને મારી નાંખ્યોછે. પછી ત્હેણે ત્હેને પોતાની સાથે પરણવાનું ઘણું કહ્યું પણ તેણીએ ત્હેના અંતરપુરમાં પેસવાની ના કહી, અને બોલી કે, મ્હારા પતિનું મરદ મ્હને આપીશ નહિં, તો હું ત્હને શાપ દઇશ. સિદ્ધરાજ ડરી ગયો તેથી મરદ અપાવ્યું; + + + + + પછી તે પોતાના પતિની પાછવાડે સતી થઈ." અંગ્રેજી રાસમાળામાં પણ આ પ્રમાણે સ્થિતિ છે.

આ વાર્તા મુખ્ય ઇતિહાસસામગ્રી ઉપરથી લખેલા વૃત્તાન્તમાં છે; તૂરીની કથામાં નથી. એટલે ઉપર શબ પ્રત્યક્ષ ના હોવાની ચર્ચા છે ત્હેને બાધ આવતો નથી. કેમકે આં દુહાઓ તો તૂરીની કથાના છે.

† ફૉર્બ્સે અર્થ કરવામાં એ ભૂલ્યો કરીછે; રયણ=in the sun કર્યુંછે; અને ઉત્તરાર્ધનો અર્થ "O short-scarfed one! I have seen my husband thus" એમ તદ્દન ખોટો કર્યોછે.

લોબડી પ્હેરનારી અર્થાત્ પાટણની સ્ત્રીનો કંથ જુવો—એમ અર્થ બને જ શી રીતે ? શાળાના વિદ્યાર્થીઓ પણ આ અદ્ભુત અર્થ જોઈને હમે તો નવાઈ નહિં. સિદ્ધરાજના સૈન્ય જોડે પાટણની પટોળાંવાળીઓ આવી હશે ત્હેને મ્બોધીને રાણકદેવી કહેછે–હે મોવાં અને ફુંવાળાં પટોળાં પ્હેરનારીઓ (પાટણની નારીઓ !) આ જાડી કર્કશ લોબડી પ્હેરનારી સોરઠિયાણીનો કંથ (રા ખેંગાર મૃત થઈ પડેલો) જુવો.‡ અર્થાત્ "લોબડી" તે સોરઠની સ્ત્રીઓનું કોક જાત્યનું કર્કશ વસ્ત્ર હોવું જોઇયે; અને 'લોબડી' શબ્દનો અર્થ પણ તેમ જ છે.

"બાજૂ મદુ લટકતાં ચાલે ઓઢી **લોબરી** લટકે;
કાળી કાંબળી, ધાબળા ધોળી, ચૂંદડી રગ ચટકે."

(શ્રી કૃષ્ણનો મથુરાપ્રવેશ—
"પ્રેમાનન્દની પ્રસાદી"–પૃ. ૩૯)

આ ઠેકાણે 'લોબરી'=ધાબળી એ અર્થ ટીકા પૃ૪ ૧૮૮ મે આપ્યોછે. ઉત્તરાર્ધમાં 'કાંબળી' તથા 'ધાબળી' આવી ચૂક્યાંછે, તેથી 'લોબરી' કાંઈક ભિન્ન હશે એમ સંભવે. પરંતુ ગમે તે રીત્યનું પણ ગોવાળને હોડવાનું જાડપોતું વસ્ત્ર અહિં નિઃસશય ઉદ્દિષ્ટ છે.

નર્મકોશ (ઉપસંગ્રહ, પૃ. ૬૬૬ મા) માં—"લોબરી–સ્ત્રી૦ ધાબળી; કામળી."—એમ આપી "ઓઢણી આછી લોબરી રે' અને "તાહારી નૌતમ દીસે લોબરીરે'—એમ બે ઉદાહરણો આપ્યાંછે.

રા. ભાનુસુખરામ નિર્ગુણરામ મહેતાને આ વિશે પૂછવાથી એઓ લખેછેઃ—

"એ જ અર્થમાં (કામળી, ધાબળી—ના અર્થમાં) સામળ, મીરાંએ અને ખુદ પ્રેમાનન્દે અન્ય સ્થળે (એ શબ્દ) વાપર્યોછે."

એમ કહી નમૂના આપ્યાછેઃ—

"પાપણુ ઉપર પાઘ લેહકે, **લોંબરી** હોડી લાલ,
એ આવે આપણી ભણી, એની લટકતી છે ચાલ."
(પ્રેમાનન્દ)

"લાખેણી બાંધી **લોબરી**, જરૂરપણે ત્યાં જાઓ;
કરું લાખેણા લાડુવા, ખાંત ઘણીથી ખાઓ."
(સામળભટ્ટ)

પાઠકની ડિક્ષનરી પૃ. ૧૦૧૪ મે લોંબરી=a valuable woolen cloth એમ આપ્યુંછે; તે પણ રા. ભાનુસુખરામે બતાવ્યુંછે. વળી એઓ વિશેષ ખુલાસો લખેછેઃ—

‡ આ વચનમાં સોરઠના પુરુષની મજ્જૂની ઇત્યાદિ પણ વ્યઙ્ગ્ય છે.

"'લોબરી'ની બાબતનો પત્ર મ્હેં લખ્યા પછી એ બાબતમાં મ્હેં વિશેષ તપાસ કરી હતી, ને ભરવાડોમાં એ વસ્ત્ર વિશેષ વપરાતું હોવાથી ત્હેમને બોલાવી પૂછ્યું હતું, તો એ લોકોનું કહેવું છે કે—'

ધાબળી રંગે ધોળી, કામળી કાળી, ને લોબડી રંગે લાલ હોયછે. ત્રણે વસ્તુ એક છે, પણ લોબડી કુમાશમાં સારી અને કીમતી હોયછે. ભરવાડો ખભે રાખેછે, અને તે કામળી પેઠે હોડવાનુ વસ્ત્ર છે. વિશેષમાં ત્હેમનુ હેવું પણ કહેવું હતું કે લોબરીમાં વચ્ચે છાંટ અથવા કોઇ પણ તરેહની છાપો પાડેલી હોયછે ત્યહારે ત્હેને 'ચુંદડી' કહેછે, ને તે સ્ત્રીઓ પ્હેરેછે."

ઉપર 'લોબરી હોડી લાલ' એમ પ્રેમાનન્દમાંથી પંક્તિ છે ત્હેનો આમ ખુલાસો મળેછે; તેમ જ 'મથુરાપ્રવેશ'માંના ઉપર ટાંકેલા ઉતારામાં 'લોબરી,' '(કાળી) કાંબળી,' '(ધોળી) ધાબળી' અને 'ચૂંદડી,'—એ શબ્દોના ખુલાસા પણ આમ મળી જાયછે, તથા હેમાં પુનરુક્તિ ટળી જાયછે.

'લોબરી'ની વ્યુત્પત્તિ પણ રા. ભાનુસુખરામે ખાનગી પત્રમાં સૂચવીછે,—लोमन्+अम्बर=लोमाम्बर, તે ઉપરથી 'લોંબર,' 'લોંબરી,' 'લોબડી.' આ વ્યુત્પત્તિ ઘણી રીતે સંભવિત લાગેછે.

'લોબડી' શબ્દ માટે વધારે પુરાવો જોઇતો હોય તો 'રાસમાળા'માંથી જ એક બીજો દુહો સ્પષ્ટ રીતે કહેછે'—

" બાબુ પાટણ દેશ, જિમે પટોળાં નીપજે,
સરવો સોરઠ દેશ, લાખેણી મળે લોબડી. "

('રાસમાળા' ભાગ ૧ લો, પૃ૦ ૨૨૮)

પટોળાં પાટણના અને લોબડી તો સોરઠની પેદાશ—એ વિશે હવે સંશય રહેશે?¹]

પછી રાણકદેવી ખીણમા ઊતરતી ગઈ અને દામોદર કુંડ (દામાકુંડ) આગળ આવી બોલી:—

કવિતાપ્રવેશનો ક્રમ ખરો ક્રમ

ઊતર્યા ગઢ ગિરનાર, તનકુ આવ્યું તળાટિયે,
વળતાં બીજી વાર દામોકુંડ નથી દેખવો. ૦ ૭

¹ "આગળ ઉપર કહેવામાં આવશે તે 'કાઠિયાવાડી સાહિત્ય' નામના પુસ્તકમાં પણ આ દુહો આપતાં 'લોબડી'નો અર્થ ફુટનોટમાં 'ઊનની ધાબળી; કામળી' એમ આપ્યોછે. આ પુસ્તક ઈ. સ. ૧૯૧૩ માં છપાયુંછે. પરંતુ કાઠિયાવાડના માહિતગાર કોઇને પણ 'લોબડી'નો ખરો અર્થ જાણીતો હોવો જોઇયે.

પછી ધારગર નામની વાડી પાસે આવીને બોલી —

ચપા તુ કા મોરિયો ? થડ મેલુ અગાર,
મોહોરે કળિયુ માણતો, માર્યો રાખેંગાર ૦ ૮

[ આ બે દુહા પ્રકાશકોને મળ્યા નથી જણાતા ૮ મા દુહામા પૂર્વાર્ધનો અર્થ સ્પષ્ટ છે, ઉત્તરાર્ધનો ભાવાર્થ છે કે—તુ કળિયો માણતો (ભોગવતો,–કળિયોની શોભા ભોગવતો મ્હોરેછે, મુકુલિત થાયછે, પણ તુ જાણતો નથી કે રા ખેંગાર માર્યો ગયોછે । ]

પછી દૂર રહેતા ગિરનારને સંબોધીને રાણકદેવી બોલી —

| | કવિતાપ્રવેશનો ક્રમ. | ખરો ક્રમ |
|---|---|---|
| ઊંચો ગઢ ગિરનાર, વાદળોંથી વાતૂ કરે, | | |
| મરતા રા ખેંગાર રડાપો રાણકદેવડી | ૩ | ૯ |

[ અહિ પ્રથમ ચરણમા પ્રકાશકો ' ઊંચો ' ને બદલે ' ગરવો ' શબ્દ મૂકેછે, તે માટે દુહા ૫ મા ટીકા કરીછે તે લાગૂ પાડવી

ચોથા ચરણમા ' ખરેડી ખાગે નવ થયો —એમ પ્રકાશકોનો પાઠ છે * પણ તે આ પછીના દુહામા બરોબર બેસતો આવેછે અહિ તો અત્રે આપેલુ ચરણ જ ઉચિત છે, તે આ રીતે —

' તુ, ગિરનાર, તો ( ત્હારી પ્રિયા ) વાદળી સાથે વાતો કરેછે, પણ હુ, રાણકદેવી તો રાખેંગાર મરતા રડાપો ( ભોગવુછુ. )'

' આમ વાદળીના સૌભાગ્ય તથા ગિરનાર અને વાદળીના પ્રેમાલાપ સાથે પોતાનું દૌર્ભાગ્ય અહિ વ્યજિત કરાવ્યુછે તે પ્રકાશકોના પાઠથી નષ્ટ થાયછે

આ જ કારણથી ' વાદળી ' ને ઠેકાણે ' વાદળ ' એમ પાઠ પ્રકાશકોનામા છે તે પણ અનુચિત છે

' વાદળીથી ' એમ ' રાસમાળા ' આવૃત્તિ બીજીમા તેમ જ પ્હેલીમા છે, ત્હા " વાદળીશુ ' એમ પાઠ મ્હેં સાભળેલો કાઇંક યાદ છે.]

પછી જરા આગળ જતા ગિરનાર હેને વળાવવા આવેછે એમ ભ્રાન્તિ+ થવાથી

---

* ફોર્બ્સના અંગ્રેજીમા પણ એ જ ભાવાર્થનું વચન છે, અને ભાષાન્તર રાસમાળા પ્રથમ આવૃત્તિમા પણ એ જ પાઠ છે. ' રડાપો રાણકદેવડી ' એ પાઠ ભાષાન્તરની બીજી આવૃત્તિમા છે

+ આગગાડીના વેગથી ભિન્ન મન્દગતિના વાહનોમાં મુસાફરી કરનારને હાલો અનુભવ-પદાર્થો સાથે સાથે આવતો જણાવાનો અનુભવ—સ્મરણમા આવશે

રાણકદેવી બોલી:—

કવિતાપ્રવેશનો ક્રમ    ખરો ક્રમ.

† ગોઝારા ગિરનાર, વળામણ વેરીને કિયો ?
મરતાં રા'ખેંગાર ખરેડી ખાંગો નવ થિયો ?    ૦    ૧૦

[ રા'ખેંગાર મુઓ તેથી ગિરનારને 'ગોઝારો' કહીને કહેછે:—' હું ત્હને તજીને જાઉંછું, તેથી ત્હારી દુશ્મન બનુંછું; તો હેવા વેરીને હે † ગોઝારા ગિરનાર ! વળાવવાને આવવું શું ? ત્હારે તો રા ખેંગાર મરતાં પડી જવું જોઇયે, તે તું ખરેડી ( શિખરો પડી જઈને ) ખાંગો ( = ખોડો બુઠ્ઠો, બાંડો ) કેમ ના થયો ?'—આમ ભાવાર્થ છે. આ દુહો પ્રકાશકોએ લીધો જ નથી, ત્હેમાં રસક્ષતિ થઇછે; કેમકે તે પછી તરત આવનારા દુહાનુ સારસ્ય હાના સદર્ભથી જ છે, અને તે દુહો તો લીધોછે. ]—તે દુહો:—

કવિતાપ્રવેશનો ક્રમ.    ખરો ક્રમ.

મ પડ મ્હારા આધાર, ચોસલાં કોણ ચઢાવશે ?
ગયા ચઢાવણહાર, જીવતા જાતર આવશે.    ૪    ૧૧

[ ક્રમે ક્રમે રાણકદેવી દૂર ગઈ, અને ગિરનાર ક્ષિતિજમાં ન્હાનો થતો ગયો, તેથી એ 'ખરેડી ખાંગો' થાયછે એમ તર્ક કરીને કહેછે કે—' મ્હારા આધાર, તું ના પડીશ, ત્હારાં ચોસલાં ( શિખરના પથ્થર ) પાછાં કોણ ચઢાવશે ? એ ચઢાવનાર ( રા ખેંગાર ) તો ગયા.'

§ 'જીવતા જાતર આવશે'—એટલે શુ હશે ? જે મરી નથી ગયા પણ જીવતા રહ્યા છે તે 'જાતર આવશે'—એટલે શું ? જાત્રાએ મુસાફરી એ આવશે; એટલે તે લોકોને માટે તો તું આખો રહે.—એમ અર્થ હશે ? ગમે તેમ હો 'જીવતાં જાતર બાળશે'—એ પાઠ પ્રકાશકોએ સ્વીકાર્યોછે, ત્હેનો પણ અર્થ હેમણે નથી આપ્યો.]

---

† ગોઝારો=murderous, ( ખૂન કરનાર ) એમ ફૉર્બ્સે કર્યોછે. નર્મકોશમાં 'ગોઝારો'=ગાયને હણનારો—મારી નાંખનારો—એમ છે.

'કૂવો ગોઝારો થયો'—કૂવામાં કોઇ પડી મૂવું હોય તો તે ગોઝારો કહેવાયછે ઘર પણ ગોઝારુ કહેવાયછે—હેમાં ખૂન, વગેરે જેવું મરણ થયું હોય તો. કેટલાક એ ઉપરથી એમ અર્થ કરેછે કે—વાપરી ના સકાય હેવું, અસ્પૃસ્ય. પરંતુ હું ધારુછું એ અર્થ પ્રથમ અર્થના પરિણામે આવેલો છે. ખૂન કરનાર, જીવ લેનાર, ભોગ લેનાર—એમ પ્રાથમિક અર્થ હશે. રા ખેંગારનો ભોગ ગિરનારે જ લીધો—એ પર્વતની તલેટીમાં રણમાં ખપી ગયો માટે—એમ માનીને ગિરનારને રાણકદેવી ગોઝારો કહી ઠપકો દેછે.

§ ફૉર્બ્સમાં જોતાં જણાયછે કે હેણે કાંઇક મ્હારી કલ્પના જેવો જ અર્થ કર્યોછે:— " They that survive will pay you homage. "

અને ગણુકદેવી પાટણ પ્હોચી ત્હા એક સ્ત્રીએ પૂછ્યુ,—'તમારી આખમા આસુ કેમ નથી આવતા?' તે ઉત્તર આપ્યો—

કવિતાપ્રવેશનો ક્રમ ખરો ક્રમ.

પાપણને પડતે કહો તો કૂવા ભરાવિયે,
માણેરા મરને શરીરમા મરણા વહે ૮ . ૧૨

[ અહિં 'પાપણને પરડતે' એમ પાઠ પ્રમાશકોનો છે,* ટીકામા અર્થ આપેછે—'પાપણના ટપકવાથી આસુથી'—'પડતે' ખરુ છે કે 'પરડતે' તે કહી સકાતું નથી 'પાપણુ'—તે पक्ष्मणी (દ્વિવચન) ઉપરથી પ્રાકૃત पह्मणी ઉપરથી 'પાપણુ' થાય ત્હેનું એક રૂપાન્તર પ્રાચીન ગુજરાતીનુ હશે? પાપણનો પછી લક્ષ્યાર્થ 'આસુ' આદિ લેવાનો હશે?

'શરીરમા મરણા વહે'—એટલે શુ? પ્રમાશકો પ્રકાશ આપતા નથી બ્હાર આસુ નથી વ્હેતા, પણ આખા શરીરમા તીવ્ર શોકના મરણા (ત્વરિતગતિ વ્હેણ) વ્હેછે—એમ અર્થ સંભવે ] §

રાણકદેવી સિદ્ધરાજને વશ ના થઈ, અને સિદ્ધરાજે ગણુકદેવીની ઇચ્છાથી હેને વઢવાણ આણી ભોગાવો નદીની તીરે વિના ખડકાવી તે ચિતામા ચઢીને બેઠી તે વખતે નીચેનું વચન સૂર્યને પગે લાગીને ઊભી થઈને, બોલી—

કવિતાપ્રવેશનો ક્રમ ખરો ક્રમ

વારુ શહેર વઢવાણ, બાગોજે ભોગાનો વહે
ભોગવતો ખેંગાર ગયો, ભોગવ ભોગાના ધણી ૮ ૧૩

[ અહિ પ્રથમ ચરણમા 'વારુ' ને બદલે 'મારુ' એ પાઠ પ્રમાશકોનો છે વારુ=ઓવારુ ઓવારી જાઉ વઢવાણ શહેરને, શહેરના ઉપર, હુ ઓવારી જાઉં, અર્થાત્ હુ હેના ઓવારણા લઉ, હુ હેને અર્થે જાતનુ બલિદાન આપુ આમ અર્થ સારો અને ભાવસૂચક છે, ત્હા 'સારુ' એમ મૂકવાથી કશો રસ આવતો નથી *

---

* રાસમાળા ભાષાન્તર આવૃત્તિ પ્હેલીમા—'પરડતે' છે

§ ફોર્બ્સનો અંગ્રેજી અર્થ જોતા મ્હારી કલ્પનાને કાઇક પુષ્ટિ મળેછે—"Rivers of tears course through my body." 'કહોતો કૂવા ભરાવિયે' નો અર્થ કાઇક જુદી તરેહનો આપ્યોછે—"What need I should fill a well?"

* વારૂ=સારુ—એમ સંસ્કૃત સામુદ્રિકશાસ્ત્રનુ ભાષાન્તર રા છ વિ રાવતે નમૂના રૂપે આપેલુ છે ત્હેમા છે ગુજરાત શાળાપત્ર ડીસેમ્બર ૧૮૮૫ ૩૬૨-૪ ગા ૭

તૃતીય ચરણમાં ' રાણુ ' ખોટો દાખલ થઈ ગયોછે એમ પ્રકાશકો ટીકામાં કહે-છે. પરંતુ ' વઢવાણુ ' ( પ્રથમ ચરણને અંતે છે તે ) સાથે યમક ' રાણ ' શબ્દ આણે-છે, અને ' ખેંગાર ' એટલે અટકવાથી યમક નથી આવતો તે ઉપર પ્રકાશકોનું લક્ષ ગયું નથી. અલબત —

( ભો ) ગવતો ખેંગાર રાણુ

એમ ( ભો ) એ બે માત્રા વ્હેલી લઈને ગ ઉપર તાલ શરૂ કરવાનો છે; હેમાં ચર-ણની માત્રા બે વધી જાયછે, તે ખરું. પરંતુ જૂના દુહાઓમાં એ સ્વરૂપ અપરિચિત નથી; તેમ એ વિવિધતા આવ્યાથી ઉલટો ચમત્કાર કાંઇક નવીન થાયછે. ' રાણ ' રાખ્યાથી ' ખેંગાર ' ના ' ખેં ' તથા ' ગા ' પણ એક માત્રાના કરી ટૂંકાવવા પડેછે. પણ ઉપાય નથી.

ઉત્તરાર્ધનો અર્થ પણ પ્રકાશકોએ ખુલાસેવાર બતાવ્યો હોત તો ઠીક. સતી કહેછે- ' મ્હને એક ખેંગાર રાણો ભોગવતો હતો, કે હવે, હે ભોગાવા નદરૂપ ધણી! તું ભોગ-વજે. ભોગાવા નદમાં સતી થઈ બળી સુવા પછી પોતાની રક્ષા જશે તે રીતે જ ભોગાવો ભોગવવાનો. સિદ્ધરાજ કે કોઇ પણ ઇતર પરપુરુષ મ્હને ભોગવશે નહિં.'—આમ અર્થ સ્પષ્ટ કરવો ઇષ્ટ છે.

" ભોગાવો=વઢવાણુ પાસેની નદી. લીમડી અને વઢવાણુ પાસેની નદીઓને ભોગાવા કહેછે,"—આમ પ્રકાશકો ટીકામાં લખેછે. હેની સ્પષ્ટતા કરી હોત તો ઠીક; કેમકે ગમે તે નદી–એ પ્રદેશની–હોય તે ભોગાવો એમ વ્યાપક નામ તો હોય નહિં.

" ભોગાવો નદીનો ઉત્તર ભણીનો ફાંટો શહેરના ( = વઢવાણુ શહેરના ) બુરજની નીચે થઈને વ્હેછે અને દરિયામાં મળી જવા જેટલું જોર નહિં હોવાને લીધે, અથવા ચોમાસા વિના, દક્ષિણ ભણીનો ફાંટો જે લીમડીની બાજૂએ વ્હેછે તે હેને મળ્યા વિના સાબ્રમતીના મુખની લગભગ સપાટ ખારી ભોંયમાં ફેલાઈ જાયછે."

( ' રાસમાળા ' ભાગ ૧ લો—પૃષ્ઠ ૨૨૯–૨૩૦ )

આ ઉતારા ઉપરથી સ્પષ્ટતા થાયછે; ભોગાવો નદી એક જ છે; હેના બે ફાંટા છે; એક વઢવાણુ પાસે વ્હેછે, બીજો લીંબડી તરફ વ્હેછે.

---

એક ઠેકાણે એ અર્થમાં પ્રયોગ છે. આ ગ્રન્થ વિ. સં. ના ૧૬ મા સૈકાનો ધારવામાં આવેછે.

ફૉર્બ્સ પ્રથમ ચરણનો અર્થ આમ કરેછે:—

" Farwell Wudhwan, city good. "

અહિં ' વારું 'નો અર્થ ' સારું ' જેવો લીધો હશે અથવા તો ફૉર્બ્સની આગળ પાઠ–' સારુ ' હશે, પરંતુ ' Farewell ' નો અર્થ ક્યાંથી આણ્યો હશે ?

ભોગાવો—એ ઓકારાન્ત નામ વિલક્ષણ લાગેછે. હેનું મૂળ હમણાં તરત પ્રાચીન દુહા જોઈશું ત્હેમાં જડશે. ત્હાં છેવટના દુહામાં भोगावह શબ્દ છે. भोग=વાંકી ચૂંકી ગતિ; भोगेन आवहति ( समन्तात् वहति ) इति भोगावहः તે ઉપરથી भोगावहो-भोगावह—ભોગાવો. અથવા भोग=સર્પનુ શરીર; સર્પના શરીરની પેઠે વ્હે તે भोगावह.

" ભાગોળે નહીં ભોગવતી છે. "—એ કવિ દલપતરામના ચન્દ્રાવળાના ચરણમાં 'ભોગાવો' નામની ખોટી વ્યુત્પત્તિ જ વપરાઈછે. ]

રા. કહાનજી ધર્મસિંહે પ્રસિદ્ધ કરેલા 'કાઠિયાવાડી સાહિત્ય' ભાગ ૧ લામાં રાખેંગાર અને રાણકદેવીના દુહા આપ્યાછે, તે જોડે ઉપરના તેર દુહા મરખાવતાં નીચે પ્રમાણે ફેરફાર વગેરે નજરે પડેછે:—

દુહો ૭—૧ ' માણેગ તું મરોય ' ઇ.

અહિ ' ગહર આંખ્યો રાતિયો ' ને બદલે ' કાઠિયાવાડી સાહિત્ય ' માં ' મકર રાતી આંખડી ' એમ પાઠ છે.

( આ દુહો એ પુસ્તકમાં ખોટા ક્રમમાં મૂક્યોછે. મતીની ચિતા આગળ સોરઠિયાણીનું સત જોવાને સિદ્ધરાજ ઊભો વર્ણવ્યોછે તે પછી આ દુહો મૂક્યોછે. માણેરો ત્હાં સુધી જીવતો હતો ?

બીજો પણ ક્રમભંગ ઉઘાડી ભુલ્યવાળા આ પુસ્તકના દુહાઓમાં છે. )

' ખોય ' શબ્દનો અર્થ રા. કહાનજીએ ' ખોટ ', ' કલંક ', એમ બતાવ્યોછે; પરંતુ ' ખો ' શબ્દ છે અને ય તે ' એ ' નુ રૂપાન્તર છે તે નથી યાદ રહ્યું.

દુહો—૦—૩

" ભવનાં ભીલાં થઈ રહ્યાં "—અહિં ' ભીલાં ' નો અર્થ રા. કહાનજી આમ આપેછે:—બળદનાં શીંગડાં કાનની પેઠે નમી જાય ને અણિયાળાં ન રહે તે. "

આ અર્થ ખરો હોય, તો તો શિંગાળાં એટલે ઊંચાં શીંગડાંવાળાં, અર્થાત્ રા ખેંગારના તરફના સુખને લીધે ગર્વ રાખી સકનારાં; અને ભીલાં એટલે શીંગડાં નમી ગયેલાં અર્થાત્ દુઃખથી નીચું મ્હો રાખનારાં—એમ અર્થ સંભવે. કશું નક્કી કહેવાનું નથી.

દુહો ૨—૪ ' કાંઉ ડુંગરજી મોર ' ને બદલે ' ગરકે ગમ્ભે મોર ' એમ પાઠ છે. આ તો સ્પષ્ટ ખોટો જ પાઠ છે. અર્થ થતો નથી અને છન્દમાં માત્રા ખૂટે છે.

ફેંગરછ—આ રૂપ હજી આવછ, જાછ, બોલછ, એમ વર્તમાનકાળના બીજા તથા પ્રથમ પુરુષના એક વચનમાં નાગર બાઇડીઓના મુખમાં કેટલાંક વર્ષ ઉપર સંભળાતાં કાંઇક કાંઇક દેખા દેછે.

'ગોખે' ને બદલે 'ગોખ' એમ પાઠ છે.

દુહો ૫—૫ 'સૈન્ય' ને બદલે 'સેન' પાઠ છે.

આ સંભવિત ખરો લાગેછે. સૈન્ય એ તત્સમ શબ્દ ભાગ્યે જ જૂની ભાષાના આ દુહાઓમાં જોવાની અપેક્ષા રખાય.

દુહો ૬—૬ 'કંથ' ને બદલે 'કંત' પાઠ છે.

આ પાઠ ખરો હોય તો આ દુહા રચાયા તે સમયમાં સં. कान्तः પ્રા. कन्तो, અપભ્રંશ कन्तु—જૂ. ગૂજ. કંત, એટલે જ રૂપ અટક્યુ હશે, હકારનો ભેળ થઈ 'કંથ' થવાનો સમય તે પછીનો હશે એમ તર્ક થઈ સકે.

વળી 'દંત' જોડે 'કંત' નો યમક વધારે સારો બેસેછે.

દુહો ૦—૮ 'મોહોરે કળિયું માણુતો' ત્હાં મોહોરે ને ઠેકાણે 'મોરે' એમ પાઠ છે.

દુહો ૩—૯ 'વાદળીથી' ને બદલે 'વાદળથી' એમ પાઠ છે. એથી ગિરનારની પ્રિયા વાદળી—એ ધ્વનિ અને ત્હેને પરિણામે રાણકદેવીના દુર્ભાગ્ય અને ગિરનારના સૌભાગ્ય વચ્ચે વિરોધનો ધ્વનિ જતો રહી રસક્ષતિ થાયછે.'

આ દુહામા છેલ્લુ ચરણ 'રડાપો રાણકદેવડી' એમ જ આ પુસ્તકમાં પણ સુઘટિત છે

દુહો ૦—૧૦ પૂર્વાર્ધના ભાગમાં 'કિયો' ને ઠેકાણે 'યિયો' છે અને ઉત્તરાર્ધના અન્તભાગમાં 'નવ યિયો' ને બદલે 'કાં ન થયો' એમ છે. આ બંને સ્પષ્ટ દોષવાળા પાઠ છે.

વળામણ થવું—એમ બેસે નહિ; વળામણ આપનારો થવુ—એમ બેસાડવામાં કાંશાં જ છે. 'કાં ન થયો' માં છન્દોભગ બહુ નઠારો થાયછે.

દુહો ૪—૧૧

'જીવતા' ને બદલે 'જીવતાં' એમ પાઠ છે. આ પાઠ ખરો હોય તો અર્થ આમ સભવેઃ—તુ જીવીશ તો લોકો ત્હારી જાત્રાએ આવશે; માટે તું ના પડીશ;—(એમ ગિરનારને ક્હેછે.) આ અર્થ અને પાઠ વધારે સારા લાગેછે.

દુહો ૮—૧૨

'પાયણને' ને બદલે 'પાણીને' એમ પાઠ છે, 'સરણાં' ને બદલે 'સરણું' છે. પાણી=આંસુ—આમ સીધો અર્થ થાયછે એટલો આ પાઠમાં ગુણાંશ છે.





દુહો ૯—૧૭

ત્રીજુ ચરણ—'ભોગવને ખેંગાર રાણ' ને બદલે 'ભોગવતો ખેંગાર' એમ છે આ પાઠથી યમક તૂટેછે

'રાસમાળા' માથી આપણે પુષ્કળ સામગ્રી લઈને આ દુહાઓની પરીક્ષા કરી, તો એ વાર્તાસબન્ધે એક નોધ કરવા જેવી છે 'રાસમાળા' ભાગ ૧ પૃ ૨૧૫ પેરેગ્રાફ ૧ મા રાણકદેવી અને રા ખેંગારની હકીકત મૂળ ફૉર્બ્સના સંગ્રહ ઉપરથી આપેલી છે, ત્હેમા લખ્યુછે કે —

"સિદ્ધરાજે રાણકદેવીને ઝાલી ત્હારે ત્હેના જાણવામા આવ્યુ ન્હોતુ કે પોતાના પતિને મારી નાખ્યોછે, પણ તે જાણતી હતી કે ત્હેને કેદ કર્યોછે. તેઓ વઢવાણ આવ્યા ત્હારે સિદ્ધરાજે ત્હેને કહ્યુ કે મ્હેં ત્હારા પતિને મારી નાખ્યોછે'

પરતુ પૃ. ૨૨૭ થી માડીને છેવટ સુધી રા રણછોડભાઈએ ભમતા ગવૈયા જે૬ તૂરીને નામે ઓળખાયછે તેઓ પાસેથી મળેલી રાણકદેવડીની વાત આપીછે ત્હેમા ઉપર ચર્ચેલા બધા દુહા આપી જાયછે, ત્હેના ક્રમ ઉપરથી તો સ્પષ્ટ જણાયછે કે જૂનાગઢમાથી ઊતરી કે તરત જ રાણકદેવીએ પોતાના પતિનુ મરણ થયેલુ જાણ્યુછે 'સ્વામી, ઊઠો સૈન્ય લઈ,' 'મરતા રા ખેંગાર,' ઇત્યાદી સ્પષ્ટ વચનો વઢવાણ પ્હોચ્યા પ્હેલાના જ છે ફૉર્બ્સના મૂળ અગ્રેજીમા પણ ભાષાન્તરમા છે ત્હેવી જ સ્થિતિ છે, અને આ વિરોધ માટે રા રણછોડભાઈ જવાબદાર નથી જ આ વિરોધનુ—વિરોધાભાસનુ—કારણ સ્પષ્ટ છે. પ્રથમની હકીકત ફૉર્બ્સે કરેલી ઐતિહાસિક શોધના આધાર ઉપરથી લખાયલી છે, અને પાછળનો ભાગ તૂરીઓની પાસેની દન્તકથાના આધારે છે એ દન્તકથામા પ્રગટ થયેલી વાર્તા કવિત્વરચનાના તત્ત્વો—રસનિષ્પત્તિ વગેરે તત્ત્વો—ને લક્ષમા રાખીને રચાયલી હોવાનો સભવ છે આમ માનવાને એક કારણ એ છે કે રાણકદેવીને પોતાના પતિના મરણની ખબર તત્કાળ જ મળી હોત તો છેક વઢવાણ ગઈ ત્હા સુધી હેને સુત ના ચઢે એ ક્ષતિ પ્રવેશ પામેછે, તેમ જ સિદ્ધરાજે પોતાને એ પતિ તરીકે સ્વીકારશે એ આશામા હેને રા ખેંગારના મરણથી અજાણી રાખી હોય એ બહુ સભવિત છે ફૉર્બ્સ છેવટે લખેછે —"All Sorath land submitted to him (=Siddh raj), but it was the palace of Ra Khengar, upon Girnar, which received the marks of the Sati's hand for Ranak Devi." (Rasamala P. 130) રા રણછોડભાઈ આમ હાનુ ભાષાન્તર કરેછે — "સોરઠ દેશ ત્હેને કબજે થયો, પણ રાણકદેવી સતીના હાથના થાપા તો ગિરનાર

૬ તૂરી એટલે ઢેડ લોકોના ભાટ એ લોકો પોતાના યજમાનો (ઢેડ લોકો) પાસેથી ભીખ માગી ખાયછે, દેશમા ભટકેછે, અને એ ભીખના બદલામા યજમાનોને ગદ્યપદ્યમય વાર્તાઓ સારગી સાથે ગાઈ સભળાવેછે

ઉપરના રા ખેંગારના મહેલને થયા." ત્હારે શું રાણકદેવીને ગિરનાર ઊતરતા પ્હેલાં જ સત ચઢેલું ? અર્થાત્, પતિના મરણની વાત ત્હારથી જ જાણેલી ?—આ કથાભાગ તુરીઓની વાર્તામાં હશે, એમ જણાયછે

પરતુ એમાંની કંઈ હકીકત ઐતિહાસિક રીતે સાચી હશે તે સાથે આપણે હાલ સંબન્ધ નથી; કેમકે આ રસિક દુહાઓથી ઘડાયલો વૃત્તાન્ત જ આજ આપણે જોવાનો છે.

આ પ્રસંગે એક વધારે રસ ઊપજાવનારી વાત ધ્યાન ખેંચેછે. આ દુહાઓ કરતાં પ્રાચીનતર ભાષામાં આ જ વાર્તાના અને આ દુહામાંના શબ્દો પણ કેટલાક જૂનાં રૂપમાં વાપરનારા દુહા જોવામાં આવેછે. રા. કેશવલાલ ધ્રુવે પોતે બીજી સાહિત્યપરિષદ્‌ના પ્રમુખસ્થાનથી કરેલા ભાષણમાં ( પૃ. ૫ મે ) એ દુહા આપ્યાછે; તે આઃ—

तइं गढुआ गिरनार काहु मणि मच्छर धारिउ ।
मारितां खेंगार एकु वि सिहरु न ढालिउ ॥
वाटी तउ वढवाण वीसारतां न वीसरइ।
सोना समा पराण भोगावह तइं भोगवइ ॥

( આ બે દુહાનું ભાષાન્તર આમ કંઈક થશેઃ—ત્હેં ગઢુવા ( ગઢ ) ગિરનાર કાં ( અથવા, શા ) મનમાં મત્સર ધાર્યો ?

મરાતાં ખેંગાર એક બી શિખર ન ઢાળિયુ ? ૧

વાટે તો વઢવાણ વીસારતાં ન વીસરે,
સોનાસમા પ્રાણ ભોગાવો તે ભોગવે. ૨ )

આ દુહા " સિદ્ધરાજપ્રબન્ધ " માંના છે એમ રા. કેશવલાલે એ ભાષણમા કહ્યું-છે. આ વિશે કાંઇ પત્તો પ્રથમ ના લાગવાથી રા. કેશવલાલને પૂછતાં એઓ એક પત્રમાં+ જણાવેછેઃ—

" ત્હમે પૂછેલા પ્રશ્નના જવાબમાં લખવાનું કે રાજશેખર ( જૈન ) અને હેમાચાર્યના લખાણમાં જે જૂના રાસા અને પ્રબન્ધના ફકરા મળી આવેછે તે અસલ રાસાને પ્રબન્ધમાંથી એકે અત્યાર સૂધી મ્હારા હાથમાં આવ્યા નથી, તેમ એ મેળવવા યત્ન કરવાનું પણ બન્યું નથી. ઉપરની મતલબ ઉપરથી તે કોઇ પ્રબન્ધ કે રાસાનો ભાગ હશે હેવી માત્ર કલ્પના જ મ્હેં કરી હતી. "×

+ તા. ૧૯-૧૧-૧૨ ની તારીખનું હેમનું પોસ્ટકાર્ડ મ્હારા ઉપર છે ત્હેમાંથી આ ઉતારો કર્યોછે.

× રા. કેશવલાલ આ પ્રમાણે કહેછે; પરંતુ "પ્રબન્ધચિન્તામણિ" માં જોતાં સ્પષ્ટ જણાયછે કે આ દુહા હેમાં ' સિદ્ધરાજપ્રબન્ધ ' માં મૂકેલાછે. પ્રબન્ધ તો સંસ્કૃતમાં

વળી ધ્યાન ખેંચનારી વાત એ છે કે આ બે દુહા તેમ જ શ કેશવલાને આ બેની વચમા ( ઉપર સૂચવેલા ભાષણમા ) મૂકેના દુહો ( જે નીચે પ્રમાણે છે તે ) 'ગસ

---

જ છે પણ વચમા કેટલાક વચનો પ્રાકૃતમા—ઉદ્ગારોના ઉતારારૂપે—છે ( રામચન્દ્ર દીનાનાથ શાસ્ત્રીવાળી ' પ્રબન્ધચિન્તામણિ ' ની આવૃત્તિ પૃ ૧૫૮–૧૫૮ જુવો. ) એ ઉદ્ગારવચનોનો અનુક્રમ વૃતાન્તના ક્રમને અનુસરતો નથી, વગેરે અવ્યવસ્થા છે, તેથી લાગે છે કે લોકવાણીમા પ્રચરિત દુહાઓ ગમે તેમ એકઠા ખડકી દીધાછે,—' પ્રબન્ધચિન્તામણિ ' મા પણ પરતુ પ્રબન્ધચિન્તામણિકાર એ દુહાઓને અતે લખેછે—**इत्यादीनि बहूनि वाक्यानि यथावसर मन्तव्यानि**, તે ઉપરથી જણાયછે કે વચનો જુદા જુદા પ્રસંગના છે તે વસ્તુસ્થિતિથી એ વાકેફ હતો

' પ્રબન્ધચિન્તામણિ ' મા નીચે પ્રમાણે પાઠ એ દુહાઓના છે —

तइ गडूआ गिरनार काहू मणि मत्सरु धरिउ ।
मारीना पगार एक्क सिहरु न ढालिउ ॥
वाटी तो वढवाण[1] वीसारता न वीसरइ ।
सोना [2]समा पराण भोगावह् तइ भोगवीइ[3] ॥
जेसल मोडि म वाह वालि वलि विरूप[4] भावीयइ ।
नइ जिम नवा प्रवाह नववण विणु आवइ नहि[5] ॥

( १ वाटी तवउ वढमाण, २ सूना, ३ भोगावह पई भागव्या, ४ वरण, ५ नवघण विण आवे नहीं,—આમ યથાગમ્ય પાઠાન્તરો એ ગ્રન્થમા ફુટનોટમા નોધ્યાછે )

એ ગ્રન્થમા ટીકા આપીછે ત્હેમા આ દુહના અર્થ બતાવતા બહુ અનર્થ કર્યો જણાયછે **गडुआनो** અર્થ **गुरव** કર્યોછે, **मोडी, वलि वालि** ઇત્યાદિ શબ્દોના અર્થ જ ઉડાવી દીધાછે, **जेसल** તે સિદ્ધરાજના જયસિંહ ઉપનામનુ પ્રાકૃત રૂપાન્તર સ્પષ્ટ છે. ત્હેનો અર્થ ( પાક્ષિક અર્થ ) **जेसल** નામનો પર્વત એમ કાઇંક કર્યોછે । ઇત્યાદિ અનેક ગડબડગોટા કર્યાછે આ ટીકા માટે **मेरुतुंग** જવાબદાર નહિ જ ગણાય ટીકા તો પ્રગટકર્તા શાસ્ત્રીની જણાયછે

હાલના બીજા શ્લોકનો અર્થ ફૉર્બ્સે નીચે પ્રમાણે આપ્યોછે —

Broken down is Wadhwan, that king is dead, my father's race exists no longer, desolate is my life, let Bhogawo now enjoy me ' (Rasamala p 118)

અહિ वाटीतउ નો અર્થ broken down, વિનાશ પામ્યુ, એમ ક્હાથી કર્યો

માળા,'માં પણ રા. રણછોડભાઇયે ઉતાર્યોછેઃ—*

जेमल मोडि म वाह वलि वलि विरूड भावियइ।
नइ जिम नवा प्रवाह नववण विणु आवइ नहि ॥

આ રા. કેશવલાલનો પાઠ છે; 'રાસમાળા' માં **विरूड** ને સ્થળે **विरूपं** છે; અને રા. રણછોડભાઈ હેનો 'ભાવાર્થ' આમ આપેછે—

"હે નદી હુ જેમ મ્હારો દેશ છોડી ધણી વિના વિરૂપ થઈછુ તેમ તું પણ નવા મેઘ વિના દુર્બલ થતી જાયછે; અને ત્હેમના વિના શોભા થતી નથી. તેં ત્હારા પર્વતરૂપી સ્થાનનો ત્યાગ કર્યોછે એમ મ્હેં પણ કર્યુંછે. માટે આપણે સરખાં છિયે."

આ ભાવાર્થ શી રીતે ખેંચી કાઢ્યો હશે તે સમઝાતું નથી. 'પ્રબન્ધચિન્તામણિ'-ના ટીકાકારની કાંઈક છાયા હામાં જણાયછે.† મ્હારી અલ્પમતિ પ્રમાણે તો કાંઈક આમ અર્થ લાગેછેઃ—

હે જેસલ ( જયસિંહ—સિદ્ધરાજ જયસિંહ ) વાહ ( = ? ) માં મોડય ( ના તોડીશ, મચડીશ, )—[ અહિં 'વાહ' તે **वाह—वाहु** = હાથ હશે ? મ્હારો હાથ મચડીશ નહિ—એમ સિદ્ધરાજને તરછોડીને કહ્યું હોય. ]. વળી વળી વિરૂઉ ( = વિરૂપ, અશુભ પરિણામ ) ભાવિયઈ = વિચારિયે, વિચારય;—અર્થાત્, મ્હારા ઉપર બળ કરવાનું માઠું પરિણામ ફરી ફરીને વિચારી જોજે. [ આમ બળ કર્યે પ્રીતિ ઉત્પન્ન નહિ થાય, હેનું દૃષ્ટાન્ત આપી કહેછે—] જેમ નદી ( ને ) નવા પ્રવાહ, નવઘન ('નવા' મેઘ ) વિના આવે નહિં, ( તેમ મ્હારુ જાણજે, અર્થાત્ મ્હારા હૃદયમાં મ્હારા નવઘન જેવા પતિ વિના બીજા તરફ પ્રીતિનો પ્રવાહ, નવો પ્રવાહ, આવશે નહિં ).

---

હશે ? પછીના બે વાક્યો આ પાઠને મળતા નથી; કોઇ બીજો પાઠ હેમની સમક્ષ હશે ! સોનાનો પાઠાન્તર સૂના છે તે 'શૂન્ય' નું રૂપાન્તર સમઝને **सूनासमा पराण**નો અર્થ 'my life is desolate' એમ ખોટો કર્યોછે.

* પ્રથમ દુહો **तइ गढुआ** ઇત્યાદિવાળો રાસમાળા ભાગ ૧ આવૃત્તિ બીજી પૃ૪ ૨૨૭મે ફુટનોટમાં છે, બીજો દુહો **जेसल मोडि म** ઇત્યાદિવાળો પૃ. ૨૨૮ મે ફુટનોટમાં છે, અને ત્રીજો **वारी तउ वढवाण** ઇત્યાદિવાળો પૃ. ૨૧૦ મે છે. માહિ કાંઇ કાંઇ પાઠાન્તર છે.

† 'પ્રબન્ધચિન્તામણિ' નુ ગુજરાતી ભાષાન્તર રામચન્દ્ર દીનાનાથ શાસ્ત્રીએ એ ગ્રન્થની પાછળ મૂકયુછે હેમાં આ દુહાનો અર્થ આપ્યોછે તે લગભગ આ જ શબ્દોમાં છે. રા. રણછોડભાઇયે એ ભાષાન્તરનો આશ્રય લીધો હશે એમ જણાયછે. પરંતુ એ ભાષાન્તરમાં બધે ઠેકાણે અનેકાનેક અનર્થ, ગપ્પો, વગેરે દૂષણોને લીધે ખરો અર્થ ઢંકાઈ જાયછે. મૂળ મસ્કૃતમાં એક જ રાણીના વિલાપની વાત છે, ત્હા ભાષાન્તરમાં ઠેર ઠેર અનેક રાણીઓ જ લખીછે !

અહિં નવઘણ શબ્દમા (૧) નવો ઘન (= મેઘ), અને (૨) રા નવઘણ (નોઘણ) એ વચ્ચે શ્લેષ ઉદ્દિષ્ટ હશે ? 'રાસમાળા' (ભાગ ૧) મા રાખેંગારનુ પ્રકરણ (૯ મુ પૃ ૨૧૦) આરમ્ભતા કહ્યુછે કે—

'પ્રબન્ધચિન્તામણિ' નો કર્તા વાર્તા શરૂ કરતે નોંઘણ એમ કહી વળી તરત રા ખેંગારનુ નામ તે જ રાજાઈ માટે વાપરેછે, જો કે રા નવઘણ તે રાખેંગારનો બાપ થાય, અને આમ બે નામો વચ્ચે ગૂંચવણ પડેછે

આમ હોય તો આ દુહામા નવઘણ તે રાજાના નામનો શ્લેષદ્વારા ઉદ્દેશ હોવો અસંભવિત નથી

રા કેશવલાલ ધ્રુવે આ દુહાઓના અર્થ નાખ્યાછે તે ધ્યાનમા લેવા જેવા છે (બીજી સાહિત્યપરિષદના રિપોર્ટમા હેમના ભાષણના પરિશિષ્ટમા પૃ ૩૧૫-૩૨૬ જુઓ)—

"અરે હીણા ડુંગર (गड्डुआ) ગિરનાર તેં મનમા (હવો તે) દ્વેષ કેવો ધર્યો છે ખેંગાર મરાતા છતા (मारितां) એક પણ શિખર ત્હારુ તૂટી પડ્યુ નહિ ?'

---

§ પ્રબન્ધ ચિન્તામણિમા પ્રસ્તુત વાર્તા નીચે પ્રમાણે આરમ્ભાયછે —

*अन्यदा श्री सिद्धराजो नवघणाभिधानमाभीरराणकं निगृहीतुकाम पुरैकादशवारं निजसैन्ये पराजिते सति श्री वर्धमानादिषु पुरेषु प्राकारं निर्माप्य स्वयमेव प्रयाणमकरोत् । तद्भागिनेयदत्त संकेते सति वप्रपराधर्तकालेय द्रव्यव्यापादित एव कर्णीयो नवघनो न पुनरस्त्रादिभिरिति परिग्रहदत्तान्तरस्थ स निशालान्तरालाद् बहिराकृष्य द्रव्यवास्यमुद्गरेण ताडयित्वा व्यापादित । अयं द्रव्यव्यापादित एव कृत इति वचनविज्ञापनात् परिग्रहो बोधित ।*

*अथतद्राज्ञ्या शोकपतिताया वाक्यानि ॥*

આમ કહી પછી અપભ્રંશ ભાષામા પાંચ દુહા આવેછે, તે દુહામા ખેંગાર એ નામ મરણ પામેલા રાજાનું કરીને બેવાર આવેછે આ ઉપરથી જણાયછે કે પ્રબન્ધચિન્તામણિકારે તો નવઘણની જ મરણવાર્તા ઉદ્દેશેલી પણ પ્રાચીન દુહા મૂક્યા ત્હેમા ખેંગાર વાર્તાનાયક હતો તે વાત હેના લક્ષમાંથી ખસી ગયેલી

ગુજરાતી ભાષાન્તરમા ઉપરના ભાગમા નવઘન છે તે ઉપર ફુટનોટ આપીછે કે "જૂનાગઢનો રાજા રાય ખેંગાર કહિયે છિયે તે જણાયછે આ ઉપરથી નવઘણ તેજ, ખેંગાર એ કલ્પના થઈ જણાયછે પણ ફોર્બ્સ તો સ્પષ્ટ રીતે એ બેને બાપદીકરા કહે છે ફોર્બ્સની કલ્પના ખોટી હોય, તો આ બાબતમા 'પ્રબન્ધચિન્તામણિ' માંનો વિરોધ શમી જાય ખરો

( અહિં ' હીણા ' શબ્દને પ્રતિરૂપ મૂળ દુહામાં શબ્દ એકે નથી; ઢાલિડનું ભાષાન્તર ' તૂટી પડયું ' એમ ભાવાર્થવાળું કરવાની જરૂર ન્હોતી; પાડયું—એમ શબ્દશઃ આપવું ઠીક હતું. )

" વઢવાણ વટાવાતું ( वार्तीतउ ) વીસારતાં વીસરાતું નથી. (ત્હેની પાસે વ્હેનારા) હે ભોગાવા ! ( આ મ્હારા ) સોનાસમા પ્રાણ ત્હારાજ વડે ( तइं ) ભોગવાઓ ! "

( અહિં तइं = ત્હેં એમ અર્થ કર્યોછે, તે સ્વતન્ત્ર રીતે તો સંભવે; પણ भोगवइ = તો ' ભોગવે ' થાય, ત્હેનું ' ભોગવાઓ ' એમ અર્થ શા આધારે કર્યો હશે ? તેમ જ वार्तीतउ નો ' વટાવતાં ' એ અર્થ કેવળ કલ્પનાજનિત અને આધારહીન જણાયછે.)

" અરે રાજા જયસિંહ ( जेसल ) ! તું મ્હને વળી વળી બળાત્કારે ( मोडी ) લેઈ જા માં. ( તેમ કરવામાં માત્ર ) મારૂં ( विरूउ ) જ થશે. નવ ઘન ( સુંદર મેઘ ) વિના જેમ નદી નવા વ્હેણે વ્હેતી નથી, તેમ આ ( રાણકદેવી પણ ) નવા વહને આવનાર નથી. "

( અહિં मोडी, घाह, એ શબ્દોના અર્થ તર્કથી કર્યા લાગેછે. वलि वलिનો સંબન્ધ પ્રથમ ચરણમાં જોડવામાં પણ ક્લિષ્ટતા આવેછે. નવ ઘન = સુન્દર મેઘ શા માટે ? નવ =તો ' નવું '. આ ઉત્તરાર્ધનો અર્થ પૂરો ખીલાવાયો નથી, તેમ ખરો બતાવાયો પણ નથી )

આ જૂના દુહાઓને અંગે બીજો એક ઉપયોગી પ્રશ્ન એ ઊઠેછે કે—પ્રાચીનતર દુહા જે આ બે જ ( જૂના કાઠિયાવાડી દુહાને મળતા ) જડયાછે ત્હેવા બીજા પણ આ ' રાસમાળા ' માં કહેલા તૂરીઓની વાર્તાના દુહાને મળતા પણ પ્રાચીનતર ભાષાના હશે ખરા ? તેમ હોય તો તૂરીની વાર્તાના દુહા તે જૂના દુહાનાં રૂપાન્તરઃ અને એ તૂરીના દુહામાં પાછળથી કેટલાક નવા પણ ઉમેરાયા હોય. આ પ્રશ્ન ઉપર કોઇ પ્રકાશ પાડી સકે તો આનન્દ થાય એમ છે.§

લંબાણ થઇ ગયું. પણ આ ચર્ચાના પ્રકાશનો લાભ લઈ ' કવિતા પ્રવેશ ' ના પ્રકાશકો

---

§ પાછળ આપેલા દુહાઓમાંના છેલ્લા ( ૧૩ મા ) દુહામાં ' ભોગવ ભોગાવા ધણી ' છે તે ઉપર ફૉર્બ્સે ફુટનોટ (Rasamala P. 130) આપી છે (અને રા. રણછોડભાઈએ ભાષાન્તરમાં વગર ટીકાએ મૂકેલીછે ) ત્હેમાં આશ્ચર્ય એ જણાવેછે કે પ્રબન્ધચિન્તામણિ ' માં પણ હેવો જ વિચાર છે તે સંસ્કૃત ગ્રન્થ ઈ. સ. ૧૩૦૫ માં રચાયલો, પછી જૈનના ભંડારમાં પૂરી રાખેલો તે તૂરીઓને અપ્રાપ્ય જ હોય, છતાં હેમના દુહામાં એ જ કલ્પના કેમ પ્રગટ થઈ હશે. પરંતુ ' પ્રબન્ધચિન્તામણિ ' સંસ્કૃતમાં છે અને હેમાં ઉપર કહેલા પ્રાકૃત દુહાઓ લોકપ્રચરિત રચેલા ઉતાર્યાછે—એ વિચારીશું તો આશ્ચર્યનું કારણ રહેશે નહિં; લોકરૂઢ દુહાઓ તૂરીઓને મળવા સુલભ જ ગણાય.

નવી આવૃત્તિમાં આ દુહાઓ સંપૂર્ણ સુધારા વધારા તથા સંક્ષિપ્ત પણ પૂર્ણ ટીકા સાથે અને ખરા ક્રમમાં ગોઠવીને આપશે તો લાભ થશે.

આ દુહાઓમાં રાણક રા ખેંગારના સ્વભાવસ્વરૂપ સબળ રીતે પ્રગટ થાયછે; અને એક જૂના દુહાના શબ્દોમાં જરાક ફેરફાર કરીને આપણે કહી સકિયે છિયે, કેઃ—

‡ જે સાચે રાણક ઘડી, ઘડિયો રા ખેંગાર;
તે સાચો ભાગી ગયો, જાતો રહ્યો લુહાર.

અથવા ભીમરાવના સંયુક્તાને વિશેના અનુપમ શબ્દો જરાક બદલીને રાણકદેવીને તે લાગૂ પાડીને બોલીશું કેઃ—

ચાલી ગઈ મહજ સોરઠની પ્રતિભ!

રસિક વાચક! વિમાન અને એરોપ્લેન 'થી પણ વધારે સમર્થ સાધન ત્હારી કને છે, દેશ અને કાળની મર્યાદાઓ તોડનારી કલ્પનાશક્તિ ત્હારું દિવ્ય વાહન છે તે સાધન વડે § આઠ સૈકાનું અંતર સહજમાં ઓળગી જા, અને ભોગાવોને તીરે ઊભો રહે, અને આ 'સોરઠનો શણગાર' એ નામને રૂપ અને ગુણથી સાર્થક કરનારી સતીના, સંમાન અને કુતૂહલથી, દર્શન કરી લે અથવા, એ કલ્પનાનું પરાક્રમ ના સધાય, તો ન્હાનાં છોકરા આગગીઓ વડે કાનના કોકરવા દાબીને કાનમાં થતા ધ્વનિમાં રાવણની ચિતાનો ભડભડાટ સાંભળી સકેછે તો હાલ બેઠે બેઠે તું એ સતીની ચિતાનો ધ્વનિ એમને એમ નહિ સાંભળી સકે? જો, મહાભવ્ય, એ સતીના સ્વર એ દુહાઓમાં સંભળાતા નથી?—

† પૂરા સુણાય નહિ આજ સુરો સતીના,
તે થાય શું લય હતી ન હતી થતીના?

જ્યહાં સુધી ગુર્જર સાહિત્યમાં આ દુહા ટકશે ત્યાં સુધી તો એ રસનાશક પરિણામ નહિ જ થાય.

વાંદરા.
તા. ૩૦—૧૨—૧૨
૨૦—૭—૧૩

નરસિંહરાવ ભોળાનાથ.

---

‡ અસલ દુહામાં—'જે સાંચે સોરઠ ઘડયો' એમ છે, તેટલું અહિં ફેરવ્યુંછે.
§ ઈ. સ. ૧૦૭૩ થી ૧૧૪૩ સુધી સિદ્ધરાજે રાજ્ય કર્યું હતું
† ભીમરાવ ભોળાનાથ 'પૃથુરાજ રાસા', સર્ગ ૧ લો, શ્લોક ૪૩ મો.

# ચર્ચાપત્ર.

॥ सत्यमेवजयते ॥

મે. વસન્તના વિદ્વાન તંત્રી સાહેબ—

વિશેષ વિનંતી કે ફાલ્ગુન માસના વસન્તમાં રા. મોહનલાલનો લખેલો મહારાજા અશોક વિષેનો નિબંધ વાંચ્યા બાદ મેં કેટલીક તપાસ કરી. તેમાં મને જેટલી હકીકત મળી છે તેટલી સરખાવતાં મને આવેલા વિચારો આપની સેવામાં નિવેદન કરેલ છે. યોગ્ય લાગે તો માસિકમાં દાખલ કરશોજી.

રા. મોહનલાલ લખે છે કે "એણે બૌદ્ધ ધર્મ સ્વીકાર્યો સાર પહેલાં એ અસન્ત ક્રૂર "અને દુરાચારી હતો, પણ પાછળથી એ એકદમ સુધરી ગયો ! એવી હકીકતો તો તદ્દન "નજ માની શકાય એવી છે " ઇ૦—

પ્રથમાવસ્થામાં કાંઈ પાપાચરણ કર્યું હોય એમ ન માનવાને આપણને તેનું બૌદ્ધધર્મ સ્વીકાર્યા પછીનું પવિત્ર જીવન ના પાડે છે પરંતુ હવે જ્યારે તે ઈ૦ સ૦ પૂર્વે ૨૭૩ માં રાજ્ય આરૂઢ થયો, ને ઈ૦ સ૦ પૂર્વે ૨૬૧–૨૬૦ માં બૌદ્ધધર્મ સ્વીકાર્યો, ત્યારે તે વખતથી એટલે બૌદ્ધધર્મ સ્વીકાર્યા પછી અશોક સુધર્યો હોય, એ કેટલેક અંશે માનવા જોગ છે ખરૂં......" કલિંગ દેશ જીત્યા પછી તેના હૃદય ઉપર ઉંડી અસર થઇને યુદ્ધવિજય કરતાં ધર્મવિજય શ્રેષ્ઠ માન્યો." આમ રા. મોહનલાલ લખે છે એટલે આ લખાણથી જ મારૂં અંતઃકરણ સાક્ષી આપે છે કે માણસમાત્ર ભૂલને પાત્ર છે. ભૂલ ભૂલને સુધારે છે. તે પ્રમાણે અશોકના સમ્બન્ધે બન્યુ હોય તો કાંઈ ખોટું ગણાય નહિ. એટલે કલિંગ દેશ જીત્યા પછી અનેક કુટુંબોની દુઃખી સ્થિતિ તેને વારવાર યાદ આવતી હોય, તેથી કરીને તે સુધર્યો હોય એમ હું તો માનુ છુ. વળી તે અરસામાંજ અશોકે બૌદ્ધધર્મ સ્વીકાર્યો હતો.

તમામ દંતકથાઓ એકદમ ખોટી હોતી નથી. ૯૯ ભાઇઓને મારી નાંખ્યાનુ કર્તુન કરવાને હું પણ ના પાડુ છુ. પરંતુ અશોકે ઘણાંનાં માથાં ઊડાવ્યાં હતાં એમ ઘણે ઠેકાણે સાંભળેલ છે તેમજ એકાદ બે સ્થળે વાચેલ પણ છે.

પાપ તરફ જેની વૃત્તિ વધારે હોય છે તે કાળે કરીને પોતાની વૃત્તિને ધર્મ તરફ દોરે છે. અને તે એટલે સુધી કે ધર્મિષ્ઠ તરીકે પોતાનું નામ અમર રાખી જાય છે. રામાયણના કર્તા વાલ્મિકનું પ્રથમ અને શેષ જીવન તપાસતાં અતિશય તફાવત જણાય છે. તે પ્રમાણે અશોકનું પણ હોય તો એમાં અશોકના પવિત્ર નામ ને આચરણને કોઈ જાતનુ લાંછન નથી ઘણુ ખુશી થવા જેવું ગણાય કે પોતાની વૃત્તિને સીધે રસ્તે દોરીને કાબુમાં રાખનારા આવા મહાન્ નરેશ પણ થઈ ગયા છે.

અશોક મહારાજાની લખેલી ચૌદ આજ્ઞાઓ મને મળેલ છે. જેમાંની કેટલીકનો સાર રા. મોહનલાલના લખેલા નિબંધમાં આવેલો છે. છતાં પણ ચૌદે આજ્ઞાઓ નીચે લખીછે.

૧. "દેવોનાં પ્રિય પ્રિયદર્શી રાજા હુકમ આપે છે કે જનાવરોનું મારવું બન્ધ થઈ "જાય; એમાં ખંડુ ખુરાઈ છે. માટે પૂજાને સારૂ કિંવા સમાજને સાર પણ તે નહિ "મારવાં જોઇએ. રાજાની પાકશાળામાં એક સારો સમાજ છે. પુણ્યના કામે

"માટે લાખો જીવ માર્યા ગયા છે. અને હજી પણ આજ્ઞા છે કે પૂણ્યના કામ માટે
"પશુ માર્યાં જાય; અથવા માર્યા જાય છે. આ બાબતનો હજી સારી રીતે નિર્ણય
"થયો નથી માટે જીવને ન મારવા

૨. "પ્રિયદર્શી રાજાએ જીતી લીધેલા તમામ મુલકોમાં જ્યાં સુધી પૃથ્વી છે, અર્થાત્
"ચોલ, પાંડય, કેરલપુત્ર, તામ્રપર્ણી, (લંકા) અને યવનરાજા એંટિયોકસ, (ઈ. સ.
"પૂર્વે ૨૪૦ માં ગુજરી ગયો) અને બીજા રાજાઓ કે જે મિત્ર છે, તેને માલુમ
"થાય કે સડકની બન્ને બાજુએ વૃક્ષો રોપાવવાં, તથા કૂવા ખોદાવવા, અને ફળ-
"વાળાં વૃક્ષો, કંદમૂળ, અને શાકભાજી, ઊગાડવી.

૩. "ગમે તો મારી પ્રજા હોય, અથવા બીજાની હોય. પણ જે ધર્મમાં સામેલ હોય
"તેમણે દર પાંચ વર્ષે પ્રાયશ્ચિત્ત કરવું. જેમા પિતા માતા, ભાઇબન્ધ, પુત્ર, કલત્ર,
"બ્રાહ્મણ, શ્રમણ, બધાની ફરજ અદા થાય ઉદારતા સારી (ચીજ) છે, અહિંસા
"સુંદર (વસ્તુ) છે. અપવ્યયતા અને પિશુનતા નઠારી (વસ્તુઓ) છે."

૪. "સેંકડો વર્ષોથી હિંસા થતી આવે છે. બ્રાહ્મણ, શ્રમણને બીજા એવા લોકો મા-
"નતા નથી. હવે રાજા ડંકો વગાડીને, આતમબાજી ફોડીને, અને રથ તથા હાથી
"નચાવીને ધર્મ બતાવે છે"

૫. "ધર્મ કરવો કઠણ છે. આને માટે ધર્માધ્યક્ષો ઠરાવ્યા છે. તેઓએ બધા પાખંડી-
"ઓમાં કબોજ, ગંધાર, નિરસ્તિક (ગુજરાત) અને પિતેનીક તથા બીજી બધી
"જગોએ પણ ધર્મ કરાવવો.

૬. "આજ સુધી એવુ ન થઈ શકયુ પણ હવે હુ ચાહું છુ કે હરવખતે એટલે ગમે
"તો હુ અન્તઃપુરમા કે સ્વારીમા હોઉં તો પણ ત્યાં દરેક વખતે પ્રજાની ફરિયાદ
"સાંભળી શકુ આટલા માટે પ્રતિવાદ મુકરર કર્યા છે કે તેઓ અને ફરિયાદ પહોં-
"ચાડે. અને જે કાંઈ હુ કહું તેની તજવીજના માટે યોગ્ય અધિકારીઓ સભામા જાય.

૭. "ગમે તે પાખંડ ધર્મનો સાધુ હોય અને ગમે ત્યા રહેતો હોય તો પણ તેને કોઇએ
"છેડવો નહિ. કારણ બધાનો પ્રયત્ન પ્રભુને પ્રસન્ન કરવા તરફ છે."

૮. "આગળ રાજાઓ જૂગટુ રમવામાં તથા શિકાર કરવામાં જીવ રાખતા હતા. પરતુ
"બ્રાહ્મણ, શ્રમણ, સાધુમત, ને મહતોની પાસ જઇને દાન કરવું અને ધર્મ કરા-
"વવો એમાં જીવ રાખું છું."

૯. "પુત્રોત્પત્તિમાં, વિવાહ કરવામા, યાત્રા કરવામા, શિષ્ટાચારમા, કઠણ ઉપકારમાં,
"બધાય ખુશી માને છે. અને ઉજાણીઓ કરે છે. પરતુ બધુ નિષ્ફળ છે. ઉત્તમ ફળ
"ધર્મ મંગળ છે. સ્વામીની સેવા, ગુરૂથી ભક્તિ, બ્રાહ્મણ અને શ્રમણને દાન આપ-
"વાની રીતનાં કામ ધર્મ મંગળ છે."

૧૦ "નામ અને દેહનું સ્વરૂપ નકામુ છે. મારૂ સ્વરૂપ આ છે કે હું ધર્મને ચાહું છું."

૧૧ "ધર્મદાન જેવું બીજું કોઈ દાન નથી. એમ દેવાના પ્રિયઃ પ્રિયદર્શી રાજાનુ કહેવું
"છે. નોકર અને આશ્રિતની પરવરસી માબાપની સેવા, દોસ્ત કુટુંબીઓને તથા
"બ્રાહ્મણ શ્રમણને દેવું એ ધર્મદાન છે. જીવની રક્ષા કરવી એ બહુ સારૂં છે."

૧૨ "પ્રિયદર્શી બધાં ધર્મોનું માન રાખે છે. ગૃહસ્થોના તેમજ ફકીરોના. માણસને બીજાના "ધર્મનો નિરાદર ન કરતાં પોતાના ધર્મમાં પ્રીતિ કરવી જોઇએ."

૧૩ "જીવતાં પ્રાણીઓને બીલકુલ ઇજા નહિ કરવાનો ને તૃપ્તિનો હુકમ......અને ગ્રીક "રાજા ઉપરાંત ઇજીપ્ટનો રાજા ટોલમી, એંટિયોકસ અને મગધ,......અહીંઆં "અને પારકા દેશોમાં સર્વે સ્થળે દેવાનાં પ્રિયના ધર્મના કાયદાની અસર જ્યાં જ્યાં "તેઓ જાય ત્યાં પરિણામ સંપાદન કરે છે......દરેક વર્ણનો જય છે, પણ વધારે "જય કે જે ખુશકારક ગતિ જે પોતાની મેળે આનંદ થાય છે તેમાંથી વહન કરતી "ખુશી લાવે છે. સદ્દગુણનો જય એ સુખ છે. સુખના જયનો પરાજય થઈ શકતો "નથી કે જે સ્વભાવથી સુખનો જામીન રાખે છે. આ લોકની ચીજોમાં ને પરલો- "કની ચીજોમાં આવો જય ચાહવામાં આવેલો છે."

૧૪ "દેવાનાં પ્રિય રાજા પ્રિયદર્શીને આનેફીની આજ્ઞા લખવાને નિમિત્ત થયો છે."

........સારી નકલ બનાવવામાં સંભાળ લેવામાં નહિ આવેલી તેથી અથવા પત્થરપર ખોદનારના દોષથી કેટલીક વખતે એક અથવા બીજું, અપૂર્ણ અથવા અયોગ્ય રીતે લખેલુ છે......

આ આજ્ઞાઓ પેશાવર પાસે કપર્દીગિરિમાં કટક પાસે ધવલીમાં ગિરનારની તળાટીમાં (સ્કંદગુપ્ત ને રૂદ્રદામાના શિલાલેખ) દિલ્હી અને જયપુરની વચ્ચે વૈરાટમાં (ભામરાથી ત્રણ ગાઉ દૂર) દેહરાદૂનની પાસે કાલસીમાં, ગંજામમાં, દીલ્હીમાં, પ્રયાગમાં, બકરામાં રધીઆમાં, અને મથીઆની પાસે તીરહુતમાં,મોટા પત્થરોપર કોતરાવેલી છે. બારમી આજ્ઞા ફક્ત ગિરનારમાંજ છે.

અશોકનો નાનો ભાઈ વીતાશોક હતો. તેમ મોટો ભાઈ સુસીમ કરીને હતો, પરંતુ અશોકના સાથે તેને અણબનાવ હતો એટલે અશોક બાલ્યકાળથી મોટા ભાઇથી જુદો રહેતો.

છેવટ એટલું કહેવાનું મન થાય છે કે તેના પુત્રોએ તેના મરણ પછી રાજ્યના ભા- ગલા પાડી નાંખ્યા આમ થવા દીધું એ અશોક જેવા મહાન્ રાજાની ભુલ થઈ ગણાય. દીર્ઘદ્રષ્ટિવાળો રાજા પોતાની હયાતીમાં કાંઈ પણ બંદોબસ્ત કરવા ધારત તો કરી શકત ખરો........તિવર સિવાય કુનાલ, અને જનોક—અશોકના પુત્રોનાં નામ મર્હુમ નારાયણ હેમચંદ્રે જણાવેલ છે.

........મહારાજા અશોકનું પવિત્ર નામ ઇતિહાસના પૃષ્ઠ—હૃદયમાંથી કદીપણ નાશ થશે નહિ તેનું મોટું મન. ધર્મશ્રદ્ધા, ઉદારતા, અને તેની કર્તવ્યપરાયણતા, તેને અનંતકાળ સુધી અમર રાખશે.........

ભારતભૂમિમાં આવાં રત્નો વારવાર થવા માટે પ્રભુ પાસે આપણી સૌની પ્રાર્થના છે.

એકંદરે રા. મોહનલાલે મહારાજ અશોકના વિષે પ્રયાસ કરી ઉપકાર માનવા જેવો નિબંધ લખેલ છે, એ હું ભૂલતો નથી. આવા અનેક રત્નોના નિબંધો લખવા પ્રભુ રા. મોહન- લાલને શક્તિ આપો। અસ્તુ।

અંકલેશ્વર.
(દામનગર પોસ્ટ).
તા. ૨-૫-૧૩

હરગોવિન્દ કાનજી ભટ્ટ.

# "યૂરોપીય સ્ત્રીનો દરજ્જો."*

ઉત્કૃષ્ટ અવસ્થા પ્રાપ્ત કરેલી યૂરોપીય સ્ત્રીનું ઐતિહાસિક અવલોકન અતિ જ્ઞાનમય છે. એ તો સર્વવિદિત વાત છે કે સ્ત્રીની સ્થિતિનું ઐતિહાસિક ચિત્ર સ્પષ્ટપણે અને નિષ્પક્ષપાત રીત્યે આલેખવું અતિ કઠિન છે. અને તેથી કરીને તે કોમળ જાતિ વિષે જે કાંઈ અપમાન યુક્ત લખાય તો તે ક્ષમાપાત્ર ગણાશે. સમગ્ર સ્ત્રી જાતિ વિષે લખવું રહેલ નથી કારણ કે વિધવિધ પ્રજામાં, સ્ત્રીના સદ્ગુણ કે દુર્ગુણ, સદાચાર કે દુરાચાર, સદ્ભાવના કે કુત્સિતભાવના, સુશીલતા કે કૌટિલ્ય બહુધા પ્રત્યેક રાષ્ટ્રની સામાજીક સંસ્થા દેશના વાતાવરણ અને આચાર વિચારને આધારે રહેલી છે. એક લેખકનો પ્રથમ ધર્મ સત્યાવલંબન છે. વિધવિધ સ્ત્રીનુ નૈતિક ચિત્ર આપવું અને ભિન્ન ભિન્ન ધર્મોની તેના નૈતિક જીવન ઉપરની અસર વર્ણવવી તે તદ્દન અસંભવિત છે.

મનુષ્ય જ્યારે તદ્દન જંગલી અવસ્થામાં હતો, જ્યારે તેની સ્થિતિ પશુના ગોપાલ તરીકે અહીંથી તહીં ભમનારની હતી, જ્યારે યુદ્ધ અને મૃગયા ઉપર તેનો આજીવિકાનો આધાર હતો, ત્યારે આ પ્રકારના જીવનને અનુકુલ અને આવશ્યક ગુણો તેને અનુત્તમ પંક્તિના લાગે તે સ્વાભાવિક છે. અને તે ગુણોના અભાવને લઇને સ્ત્રીની સ્થિતિ અવનત સમજી શકાય તેમ છે. તે સમયે જે ગુણોની તારીફ થતી તેમા પુરૂષ કરતાં સ્ત્રી ઉતરતી હતી તે નિર્વિવાદ છે. ગૃહસ્થાશ્રમના ગુણો અને ધર્મો જેમાં તે વિજયસ્વી નીવડવાની હતી તેના વાસ્તે ક્ષેત્ર હતુંજ નહિ. સ્વરૂપનુ પ્રાધાન્ય ઘણું સૂક્ષ્મ હતું અને અન્યથા હોત તો પણ જંગલી અવસ્થાની વિટંબણા અને હાડમારીમાં તે નભી શકવું દુર્લભ હતું.

આ અવસ્થામાં સ્ત્રી પુરૂષની કિંકરી હતી અને તેના વિકરાલ વિકારોની તૃપ્તિપાત્ર હતી. તેની આ અવસ્થા અધમ ભૃત્ય માફક સતત ગુલામગીરીની હતી.

પરંતુ આ અનાર્ય સમયે પણ નૈતિક ગુણોની બાલ્યાવસ્થા તવારીખના વિદ્યાર્થીને ગોચર થાય છે કે જે ગુણો રફતે રફતે સમાજ ઉપર સામ્રાજ્ય ભોગવવાના હતા. વિવાહ વિધિની સંસ્થા અસ્તિત્વ ભોગવતી હતી અને થોડે ઘણે અંશે, પાતિવ્રત્યના અનુત્તમતાની સ્વીકારણા થતી હતી. આ વાતને અનુમોદન, વ્યભિચારિણી પ્રત્યેના લોકસંઘના તિરસ્કારથી મળે છે. મનારીમાં વિકારનું નિયત્રણ આવશ્યક ગણાતું હતુ જો કે પુરૂષના વાસ્તે વ્યભિચાર વિરૂદ્ધનુ પ્રતિબંધન કાંઈ હતું જ નહિ.

સ્ત્રીની સ્થિતિ, કન્યાવિક્રયના ત્યાગ અને એક જ સ્ત્રીના પાણિ ગ્રહણની રીતિથી સુધરેલી જણાય છે. અતિ પુરાતનકાળમાં વિવાહ સંબંધ વર તરફથી કન્યાના પિતાને, લક્ષ્મી આપવાથી જોડાતો હતો. આ ધન કે જેને જંગલી લોકો "Mundium" નું ઉપનામ આપતા, તે કન્યાની માલેકી અને મુખત્યારીના કરાર રૂપ હતું.

* અંગ્રેજી ઉપરથી.

આ કન્યાવિક્રયની નિષ્પત્તિ એ હતી કે દારા, ભર્તાની વેચાણ લીધેલ ગુલામ બની જતી હતી.

અતિ પ્રાચીન કાળમાં પણ આ ગર્હ્ય રીવાજ હિંદુસ્તાનમાં પ્રચલિત નહોતો અને તે મુલકમાં દુષ્ટ કન્યાવિક્રયને બદલે કન્યાદાનની પ્રશંસનીય રીતિ અસ્તિત્વ ભોગવતી હતી. આ રીવાજ માત્ર જ તે દેશની સંસ્કૃતિની સરસાઈ સિદ્ધ કરવા સબળ છે. જ્યુ લોકોના ગ્રંથો ઉપરથી આપણને જણાય છે કે જેકોબે (Jacob) લીહ (Leah) અને રાશેલ (Rachel) નામની કન્યાનું, તેના પિતાની કાંઈ શુશ્રુષા કરીને ગ્રહણ કર્યું હતું. આ રીવાજ 'જુડીયા' (Judia) માં હસ્તી ભોગવતો હતો એટલું જ નહિ પરંતુ હોમર (Homer) ના વખતના ગ્રીસ (Greece) માં પણ પ્રચલિત હતો. પરંતુ ગ્રીક ઇતિહાસના પ્રારંભકાળમાં આ વિક્રિયાનું ધન, કન્યાને પહેરામણી તરીકે પાછું અપાતું હતું.

આ કન્યાદાને સ્ત્રીની સ્થિતિ ઉન્નત બનાવવામાં સાહાય્ય કરી છે. કારણ કે આથી કરી સુંદરીનો મર્તબો વધ્યો અને આ લક્ષ્મી ગ્રીક અને રોમના કાયદાની રૂએ, પતિસાથેના વિચ્છેદને વખતે સ્ત્રી ધન ગણાવા લાગ્યું.

આ સ્ત્રી ધન, પતિ તરફની કનેડતને વખતે સ્ત્રીને જુદા રહેવામાં સાધન રૂપ થઈ પડયું. તેણી પુરૂષની ગુલામ મટી ગઈ અને થોડાક અંશે હકદાર પક્ષ ગણાવા લાગી. જર્મન લોકોમાં એક વિચિત્ર પ્રકારનો રીવાજ ચલણમાં હતો કન્યા કાંઈ પણ જાતની પહેરામણી લાવતી નહી તેમ જ વર કન્યાનાના જનકને કાંઈ લક્ષ્મી આપતો નહી, પરંતુ લગ્નની બીજી પ્રભાતે સ્વભાર્યાને પતિ પારિતોષિક આપતો જેનું નામ " Morgongal " કહેવાતું સ્ત્રોના પક્ષાનું ઉત્પત્તિ કારણ છે.

પરંતુ સર્વે કરતાં મહિલાની ઉન્નતિનું અતિ ઉપયોગી સાધન એક પત્નીવ્રતની રીતિ હતી, જેને લઇને ગ્રીક દેશની, એશીઆના દેશોની સંસ્કૃતિ ઉપરની શ્રેષ્ઠતા સિદ્ધ થાય છે.

આ એક પત્નીવ્રત ગમે તે પ્રકાશમાં લઈ શકાય તેમ છે. કાં તો એને યૂરોપીય પ્રજાની શુદ્ધ નીતિ તરફનું અંતર્જ્ઞાન લેખી શકાય અથવા તો સમાજના હિત તરફની પ્રેરણા તરીકે તેને ગણી શકાય.

પૂર્વના દેશોમાં કે જ્યાં અનેક પત્નીવ્રત અમલમાં છે ત્યાં લગ્ન તેની અધમાવસ્થામાં છે એટલે કે વિકારની શાન્તિનું સાધન માત્ર જ છે; જ્યારે યૂરોપમાં તે અનેક સદ્ગુણ ઉત્પાદક છે. યૂરોપનો વિવાહ પતિપત્નીનો અન્યોન્ય પ્રેમ અને સ્વમાન દર્શાવે છે, તેમ જ ગૃહસ્થાશ્રમની અનેક ફરજો અને તેની સાથે રહેલી લાગણીઓને ઉત્પન્ન કરવા શક્તિવાન છે એ વિવાહમાં ક્ષુદ્ર વિકાર ભાવના ઘણે અંશે અવ્યક્ત બની જાય છે.

વસ્તુસ્થિતિ આવી હોવાથી, ઉપયોગીપણું એ જ નીતિ છે એમ માનનાર સિવાયે,

(utilitarians.) સર્વેને જણાશે એક પત્નીનું પાણિગ્રહણ અનેક પત્નીવંત કરતાં ઘણું જ શ્રેષ્ઠ છે.

ગમે તે નૈતિક નિશાળના અનુયાયીને કબુલ કરવું પડશે કે એક પત્નીવ્રતની તરફેણમાં ઘણી સંગીન દલીલો છે. કુદરતે સ્ત્રી અને પુરૂષની સંખ્યા લગભગ સરખી ઉત્પન્ન કરી છે. તેથી એક પત્ની પરણવી તે સ્વાભાવિક છે.

એક પત્નીના પાણિ ગ્રહણ સિવાય અન્ય કોઈ સંસ્થામાં કુટુંબ વ્યવહાર સુખ રૂપ જાળવવો મુશ્કેલ છે. તેમ સ્ત્રી બીજી કોઈ પણ રીતિથી પુરૂષના સમાન હક ધરનારી બના શકતી નથી.

ગ્રીસમાં એક સ્ત્રી પરણવાનો રીવાજ જ ચાલુ હતો. અને જો કે ઇતિહાસના પ્રારંભ કાળમાં કેટલાંક દાખલાઓમાં તેનો ભંગ થયેલો માલુમ પડે છે, તો પણ તેવા બનાવો જ્યારે પ્રજોત્પત્તિ વિશેષ બનાવવાની લાગણી અતિ તીવ્ર હતી ત્યારે જ બનેલા છે. અને તે પણ આફત આણનાર તરીકે અમર થઈ ગયા છે.

પુરાણિક કાળ કે જે હોમર ( Homer ) અને કરૂણા રસિક નાટકકારોના પ્રયોગોથી પ્રસિદ્ધ છે અને ત્યાર પછીનો કાળ કે જે ઐતિહાસિક લેખોનો છે, તે વચ્ચેનો તફાવત ધ્યાનમાં રાખવાનો છે.

પ્રાચીનકાળના તવારીખના અભ્યાસીને, ગ્રીસ દેશના નૈતિક ઇતિહાસમાં એક બીના બહુ વિસ્મય જનક લાગે છે, તે એ છે કે ગ્રીનની સંસ્કૃતિના સમય કરતાં જંગલી અને અસંસ્કૃત કાળમાં સ્ત્રીની સ્થિતિ અધિક ઉન્નત હતી. નૈતિક વિચારો, સુધારા અને સંસ્કૃતિની પ્રગતિ સાથે વિપર્યાસ પામ્યા છે અને પામતા જાય છે. તેનું સ્વરૂપ બદલ્યુ છે અને બદલાતું જાય છે. પરંતુ આટલું તો આગ્રહપૂર્વક કહી શકાશે કે સ્ત્રીની સર્વોત્કૃષ્ટતાના દાખલાઓ જે આદિકાલના કાવ્યોમાં વર્ણવેલા છે તે સમગ્ર મનુષ્ય જાતિના સાહિત્યમાં અનુપમ છે.

હેક્ટર ( Hector ) અને એન્ડ્રોમેકનો દંપતી પ્રેમ; પેનેલોપ ( Penelope ) ની અસ્ખલિત વફાદારી કે જે તેણીના પતિને દરિયાઈ તુફાન નડયા છતાં પણ ખાવિંદના પાછા ફરવાની પ્રતીક્ષામાં અચળ અને દૃઢ રહી, અને જે પતિ પણ વર્ષોના ભ્રમણ અને રખડપાટ પછી પણ પોતાની હૃદયગમાના મેલાપને રાજ્ય મુકુટથી પ્રિય ગણતો હતો, આ લસેસ્ટીસનો ( Alcestis ) વીરાંગનાને શોભા આપે એવો ઉત્કટ સ્વામી સ્નેહ. જે સુંદરીએ પોતાનો જીવન ભોગ પતિના દીર્ઘાયુષ્ય વાસ્તે આપેલો, જે આત્મભોગ આર્યાવર્તની સાવિત્રીની તુલનામાં મુકી શકાય; એન્ટીગોનની ( Antigone ) અચળ્ય પિતૃભક્તિ; પોલીક્સેનાની ( Polyxena ) મરણ સમયની પ્રભુતા; ઈફીજીનીયાની (Iphigenia) કેવા ભ્રમ વચનોની પણ દેહાંતદંડની શિક્ષા કરનાર પિતા તરફની ક્ષમાવૃત્તિ; સંતતિમન ભરી, શરમીલી નોસીકા ( Nausica ) કરૂણા રસિકપાત્રોમાં સર્વોત્તમ છે—આ સર્વ પાત્રો

અને ચરિતો અસ્ખલિત આનંદ આપનારા ચિત્રો છે, જેનાથી સુંદર ચિત્રો, રોમન તેમજ આધુનિક સંસ્કૃતિના કાળમાં પણ આલેખાયાં નથી.

કુમારિકાનું મુગ્ધાપણું, જાયાપતિનો અકલંકિત પ્રણયભાવ, સ્ત્રીના અનેક સદ્ગુણોની પરંપરા, લલિતાની સહજ અવ્યાજ મનોહરતા, આ પુસ્તકોથી સુંદર રીતે દર્શાવાયા નથી. કન્વાસ ઉપર નારીચારિત્ર્ય, પુરૂષ જેટલું જ પ્રસિદ્ધ દોરાયેલું છે અને તેની આસપાસ માન અને સત્કારનો પરિવેષ ફરી વળેલો છે.

પ્રસિદ્ધ ટ્રોયનો વિગ્રહ કંઇજ નહિ પણ લગ્નના કરારના ભંગને લીધે ઉત્પન્ન થયેલ આફતોનો ઇતિહાસ છે. પરંતુ સર્વ દૃષ્ટિથી જોતાં સ્ત્રીની સ્થિતિ કેટલેક અંશે હલકી હતી. શ્વસુરને પૈસા આપી કન્યા પરણવાનો રિવાજ અમલમાં હતો. પુરૂષ વ્યભિચાર કરી શકતો અને તે સંબંધે ધીક્કાર દર્શાવવામાં આવતો નહિ. ઉચા તોખમની સ્ત્રીગુલામ સાથે કાર્કશ્યથી કામ લેવામાં આવતું હતું. સ્ત્રી પુરૂષ કરતાં ગૌણ પદવીની છે તેમ માનવામાં આવતું અને તેના વાસ્તે નવાઈ જેવો સર્વેન્દ્રિય શાસ્ત્રનો ( Philology ) નો પુરાવો દેવામાં આવતો કે પુરૂષ તે ઉત્પત્તિ સાધક છે અને સ્ત્રી તો સંતતિ વૃદ્ધિમાં ક્રિયાસાહ છે. પેન્ડોરા ( Pendora ) નામની સ્ત્રી મનુષ્યના દુ:ખ અને આપત્તિનું મૂળ લેખાતી હતી.

ગ્રીસના ઐતિહાસિક કાળમાં સ્ત્રીની સ્થિતિ કાયદાની દૃષ્ટિમાં સુધરી હતી પરતુ નૈતિકદૃષ્ટિ બિંદુથી ઘણીજ દુ:ખદાયક અને અવનત હતી. સદ્ગુણી સ્ત્રીઓ તેઓનુ જીવન એકાંતમાં એકાકીપણામાં ગાળતી હતી. આઇનોકીક ( Ionic ) સ્ત્રીની સંપૂર્ણતા અને નિપુણતાનો પ્રસિદ્ધ નમુનો તે દેશની વેશ્યા હતી, જેના વાસ્તે પુરૂષોં તરફથી દરેક પ્રકારની છુટછાટ મુકવામાં આવી હતી.

નૈતિક ઇતિહાસમાં એક બીના જે અતિ ઉપયોગી તેમજ સમજવી મુશ્કેલ છે તે તે મનુષ્યની મનોવૃત્તિ સબંધી છે. માણસે શું કર્યું, શું શીખવ્યું તે જણાવવું ઘણું સરલ છે. પરતુ તે કાર્ય અને શિક્ષણને જન્મ આપનારી માનસિક અવસ્થા સમજવી કઠણ છે. અતિ દુરાચારી તેમજ નાસાંકિત સમાજો ઉત્પન્ન થયેલ છે જેના ઉદાહરણો ઇટલી અને ફ્રાન્સની તવારીખમાંથી મળી આવે છે. પરંતુ આશ્ચર્ય જનક વાત એ છે કે આ નીતિભ્રષ્ટ સમાજો માનસિક તેમજ બુદ્ધિ બળના આવેશમાં સર્વોત્તમ પક્તિની હતી.

પરતુ ગ્રીક પ્રજાનું લાંપટ્ય અનીંદિત પ્રજામતથી પોષિત થતું, પ્રખ્યાત નીતિ તત્વ ચિંતકોના જીવન દરમ્યાન અને દૃષ્ટિ સન્મુખ વધ્યું હતું.

જો આપણે ' નાઇનોડે લેનકલોસ ' ( Ninon de l'enclos ) નો સમય કે જ્યારે પેરીસની ધનાઢ્ય પ્રજા તેણીપર પોતાનું વિત્ત અને વૈભવ રેડતી હતી અને જ્યારે તેણીના અનુયાયીઓમાં ( Bousset ) બુસે અને ( Fenelep ) ફેનેલોપ જેવા નીતિજ્ઞ ધર્માત્માઓ ગણાતા હતા, જેઓ તેણીને યારોને ઇશ્કમાં કેમ લુબ્ધ રાખવા તેનો ઉદ

અને શિક્ષણ આપતા તે સમય અને પરિસ્થિતિ તે કલ્પી શકીયે તો વેસ્યા થીઓડોટા ( Theodóta ) અને તત્વજ્ઞ સોક્રેટીસ ( Socrates ) નો સંબંધ સમજવો મુશ્કેલ નથી.

ગ્રીક નીતિશાસ્ત્રીઓની મનોવૃત્તિનું યથાર્થ ચિત્ર કલ્પવા વાસ્તે એક અતિ કોમળ અને સુતનુપ્રશ્ન જે ધર્મશાસ્ત્રીઓ તેમજ નીતિના ઉપદેશકોને અતિ અગત્યનો છે તે હાથ ધરવો પડશે.

ક્રીશ્ચીઅન ધર્મ ગુરૂઓનો એક પ્રિય સિદ્ધાંત એ હતો કે." સંભોગ મનુષ્ય પ્રકૃતિનું મૂળ પાપ " છે સાથે આ પણ સ્વીકારવું પડશે કે જ્ઞાનની વૃદ્ધિ અને પ્રગતિ સન્યાસીના તપોનિષ્ટ જીવન વ્યવહારથી તદન વિરૂદ્ધ પ્રકારની છે વિષયવૃત્તિનો આવેશ સુખને આવશ્યક કરતાં અધિક પ્રકારનો છે તે વાત પણ સત્ય છે અને ધર્મ ચિંતકોના અભિપ્રાયની સાથે સમત થાય છે.

માલથસ્ ( malthus ) નામના અર્થશાસ્ત્રીના લેખે સિદ્ધ કરી આપ્યુ છે કે ગ્રીક નીતિશાસ્ત્રીઓ પરાપૂર્વ કાળથીજ જાણતા હતા કે વિવાહ જો ન્હાનપણથી કરવામાં આવે તો વસતિનો વિસ્તાર પૃથ્વી ઉપર સમાય નહિ, અને તેટલા વાસ્તે વિવાહ પુખ્તવયે થવો જોઇએ અને માણસે બને તેટલા સાધનો ઇન્દ્રિય નિગ્રહ આદિથી વંશ વૃદ્ધિ અથવા તો પ્રજા ઉત્પતિ સામે નાખવા જોઇએ.

સારી રીતે સુધરેલી તેમજ આગળ વધેલી પ્રજામાં પુરૂષ યુવાવસ્થાએ પહોંચે કે તુર્તજ વિવાહ થતા નથી. ઉલટુ જ્ઞાનનાપ્રસાર સાથે વિવાહ જેમ બને તેમ આધેડ અવસ્થામાં થતા જાય છે.

ધર્મોના ફરમાન છતાં પ્રત્યેક દેશમાં દરેક સમયમાં વિવાહની શુદ્ધતા યથાર્થ રીતે જળવાઈ નથી.

અનાદિકાળથીજ દરેક પ્રજામાં અયોગ્ય વ્યવહાર માલુમ પડયો છે અને અન્ય કોઈ કારણ કરતાં વિશેષ આ દુષ્ટ વૃત્તિએ જ મનુષ્યની દુર્દશા અને દુર્ગતિ આણી છે.

નીતિના ઉપદેશકોએ એ વાત મુખ્યત્વે કરીને ધ્યાનમાં રાખવાની છે માણસની પ્રથમ ફરજ એ છે કે જે બાળકને તે ઉત્પતિ આપે, તેના પોષણ રક્ષણ અને શિક્ષણના ઉપાયો યોજવા વાસ્તે તે બંધાયો છે અને તેનું બીજા ઘણાક દુઃખ અને આપત્તિનું કારણ વ્યભિચાર અને જાર કર્મ છે. ' કારણ કે પરિણીત જાયાપતિનો પ્રેમ સદૈવ શંકાશીલ અને વ્હેમી હોય છે. અને દરેક પિતાના મનને બાળક, કે જેનું તે ભરણ પોષણ કરે છે, તે પોતાનું છે તે બાબતની સંપૂર્ણ ખાત્રી જોઇએ છીએ. આમ છતાં પણ વિષય વાસનાની ...નતા દુષ્ટ વ્યવહારને વારંવાર સાનુકૂલ થઈ પડતી દીસે છે.

આવી સ્થિતિમાં સમાજમાં એક એવી દુઃખમય વ્યક્તિ ઉત્પન્ન થયેલ છે કે જે નીતિશાસ્ત્રીઓને ઉદ્વેગ અને વ્યથા આપનારૂં સાધન થઈ પડેલ છે. જે પાત્રના નામનો ઉચ્ચાર માત્રજ નીતિવાન્ હૃદયમાં ક્રોધ પેદા કરે છે. જે પાત્ર નિઃસર્ગ સ્નેહને બદલે કપટમય કૃત્રિમ પ્રેમ દાખવે છે, જે અધમ વ્યક્તિ માણસની બદ હવસને હમેશાં આધીન છે, જે દુરાત્માને શાન્તિ સુખ કે સ્વસ્થતા નથી, જે પ્રાણી દુષ્કૃત્યોના ઇશ્વરી શાસનને પરિણામે આધિ, વ્યાધિ ઉપાધિથી પીડીત છે. જે ક્ષણિક મૂર્ખતા તેમજ માનસિક દૌર્બલ્યને લઇને જીંદગીના સુખને ધૂળધાણી કરી નાખે છે. જે પ્રાણી દરેક ઠેકાણેથી હડહડ થઈ રખડી રવડી મરે છે—જે માત્ર મનુષ્ય સ્વભાવની અધમતાનું અને પાપનું ગમખ્વાર જીવતું ચિન્હ છે—એ પાત્રથી કોણ અજ્ઞાત છે ?

જો કે પોતે દરેક દુર્ગુણ અને પાપની પ્રતિમા છે છતાં પણ અજ્ઞાત રીતે તે સમાજના સદ્‌ગુણ અને નીતિના ગઢરૂપ છે એ પાત્રની ગેરહયાતીમાં અનેક સુખી કુટુંબોની શાન્તિનો ધ્વંસ થાત. અને ઘણાય સુશીલતા અને નીતિનું ગુમાન ધરાવનાર પુરૂષો જેઓનું શિયલ, લાલચ લોભ અને મોહિનીની કસોટીમાંથી પસાર થયું નથી, અને જેઓના શરીરમાં શુદ્ધ ભાવે આ પાપી વ્યક્તિની નામ શ્રુતિથી, ક્રોધની કમારી છુટે છે, તેઓ પશ્ચાતાપ અને નિર્વીતાને ભોગ થઈ પડયા હોત

ઇશ્વર કૃપાથી આ પાપિષ્ટ વ્યક્તિની આસપાસ પાર્થિવ લપરતા અને વિષયરતિ વીંટળાઈ વળેલ છે, જે અમગલ સૂચકના અભાવના પૃથ્વી મેદાનમેદાન ગુકાઈ જાત.

જો કે દુનિયામાં અનેક ધર્માંતરોનો ઉત્પત્તિ વિનાશ થયેલો છે, તેમજ વિવિધ સંસ્કૃતિનો અસ્તોદય થયો છે, તો પણ કાળના પ્રવાહમાં નહિ ઘસડાઈ ગયેલ મનુષ્યના પાપ અને વિનિપાતની આ વ્યક્તિ સમગ્રભૂત સમાજને સુબોધ દેનારી શાશ્વત ધર્મદેરીરૂપ જીવે છે.

આ પાપી પ્રાણી તેમજ પાતિવ્રત્ય ખંડ કરી દોષ શિરે ચડાવનાર દરેક ઉપર દરેક ક્રીસ્ચીઅન પ્રજા કરડી નજરથી જુવે છે અને સખત પ્રજામત પસાર કરે છે.

એંગ્લો સેક્સન્ પ્રજાનાં ઉચ્ચ અને મધ્યમ વર્ગમાં એકાદ દુષ્ટ કાર્ય તે પ્રાણી ઉપર દુષ્ટતાની વજ્રછાપ મારવા બસ છે. અને પશ્ચાતાપ સદ્‌ગુણી જીવન તેમજ પાછળના અનેક સત્કાર્યોની પરંપરા પણ એ છાપ ભુસવા અસમર્થ છે

આવી કટુ મનોભાવના ઘણુંકરીને પ્રજાની ધાર્મિક લાગણીને લઇને ઉત્પન્ન થયેલ છે. પરંતુ રાષ્ટ્રના સુખ અને કલ્યાણના સબળ કારણો પણ આ તીવ્ર લાગણીને પોષણ આપનાર ગણાય છે.

આ ઉગ્ર ચિત્તવૃત્તિની તરફેણમાં એવી દલીલ રજુ કરવામાં આવે છે કે કુટુંબની પવિત્રતા અને શુદ્ધિના સંરક્ષણ અર્થે દુરાચારનો જડમૂળથી ઉચ્છેદન કરે એવી શિક્ષાની

આવા દુષ્કૃત્ય ઉપર ઘણીજ જરૂર છે આવા ગુન્હાઓ કાયદાની બેડીમા જકડાઈ જતા નથી, માટે પ્રજામતનો ઉગ્ર વિરોધજ આપણી સમાજની નીતિ વાસ્તે સલામતી રૂપ છે

લોક મતનો શ્રાપ અને વિરોધ, આ પાપના વિસ્તારને નિયંત્રણમા આણી શકે છે કારણ કે ઘણે ભાગે આ દુષ્ટ વ્યવહાર ગુપ્ત રીતે થાય છે

વિષય પ્રત્યેનો તિરસ્કાર તેના પ્રતિપક્ષી સદ્‌ગુણ એટલે કે શિયળતા વિષે મોહ અને ચાહના ઉત્પન્ન કરે છે પરિણામ એ આવે છે કે સ્ત્રી સમાજમા એક ઘણીજ મજબૂત અને સક્ષમ સ્વમાન વૃત્તિ ઉદ્‌ભવે છે એટલુંજ નહિ પરંતુ આ લાગણીનુ માનસિક બળ તેનું પાપમાંથી રક્ષણ કરે છે અને નારીનું ચારિત્ર્ય અને જીવન, મોહક અને રમણીય બનાવેછે

ઉપરના વિચારો સામે ઘણી સંગીન દલીલો રજુ કરવામા આવી છે આ મતના અનુયાયીઓ એમ કહે છે કે સમાજ જો દુર્ગુણ ભણી ગમે તેટલું આંખ આડા કાન કરે તો પણ આ નાપાક બદફેલી અતિ વિસ્તારમા પ્રસરેલ છે અને તે કવચિતજ પ્રગટ રીતે તેના આસુરી સ્વરૂપમા દ્રષ્ટિગોચર થાય છે કારણ કે તે ગુપ્ત રીતે પ્રવર્તે છે અને રજનીની છાયાથી આચ્છાદિત છે

ઇંગ્લંડમા સહસ્ત્ર સ્ત્રીઓ આ ગર્હણીય વ્યભિચારની ખાડીમા રગદોળાય છે, તેજ બતાવી આપે છે કે કહેવાતી સુધરેલી સમાજમા આ અતિ ભયંકર પાપ નિર્ગંદ અને નિરંકુશ વિચરે છે . . .

વૈદ્ય ડાક્ટરો તેમજ આ વિષય સબંધી લખનાર અનેક ' કોન્ટીનેન્ટ ' ના લેખકોની દૃષ્ટિમા ઇંગ્લીશ જીવનમા જો કોઈ પણ રોગ, અતિ ભયાનક તેમજ હાનિકારક અને વિસ્તૃત હોય તો તે આ વ્યાધિ છે આ ચેપી રોગની નુકશાની ગણી ન શકાય તેટલી મોટી છે જે રોગ વ્યભિચારી પતિ મારફત નિર્દોષ પત્નીને સ્પર્શ કરે છે, અને વ્યાધિ ગ્રસ્ત દંપતી મારફત સંતતિમા પ્રસરે છે અલબત્ત યુરોપીય અન્ય રાષ્ટ્રોના અનુભવ ઉપરથી x એટલું કહી શકાશે કે પુરતા અને મજબુત બાંધણીથી તે અનિષ્ટ પરિણામ અટકાવી શકાય તેમ છે પરંતુ ઇંગ્લીશ ધારાશાસ્ત્રી મંડળ આ દુર્ગુણનું અસ્તિત્વ સ્વીકારતું નથી અને તેની સમજથી તત્સબંધી વિચાર ચલાવવા માગતું નથી વિશેષ વિસ્મયજનકતો એ છે કે ઇંગ્લીશ આચાર વિચાર સારા છે એવી ભુલ ભરેલી કલ્પનામા આ ઉપદ્રવનો નિરોધ કરનારા સાધનો તેમજ ધારા રચવા ના કહે છે તે ઘણું શોચનીય છે

જો કે ઇંગ્લિશ પ્રજામત પ્રત્યેક દોષિત સ્ત્રી ઉપર ધિક્કાર પ્રદર્શિત કરે છે તો પણ તેથી એવી વ્યભિચારિણીની સંખ્યામા ન્યુનતા થતી નથી એટલુંજ નહિ પણ દુર્ગુણના ભોક્તાની દીલગીરી અને દુઃખમા વધારો કરે છે

કુકર્મો કે જે બીજી યુરોપીઅન પ્રજામા છુપી લાગણી અટકાવવા કરે છે, તે ઇંગ્લંડમા

ઘણા વિસ્તારમા પ્રસરીને ખેદ અને ધિક્કારની તીક્ષ્ણતા અને કટુતા ઉત્પન્ન કરે છે. ઘણી વખત જે કાર્યો નૈતિક વૃત્તિનો નાશ કે અભાવ સૂચવતા નથી પરતુ ક્ષણિક ઉત્કટ વિકારના અપરાધ હોય છે અને જે બીજા દેશોમા પાછળથી સુખ અને સ્નેહથી જપવા પામે છે તે ઇગ્લંડમા તો નેવુ ટકા પાયમાલી અને નખોદજ આણે છે

બાળવધની વૃદ્ધિ થાય છે અને જીવનના એકાદ ક્ષણિક અપરાધથી, કલંકિત માણસોની મોટી સખ્યા આયુષ્ય પર્યંત વ્યભિચારની ગલીચ ખાડીમા સબડે છે, જે અનિષ્ટ પરિણામ પ્રજામતની રહેમીયત અથવા તો કટુતાની ન્યુનતાથી તેમજ કાયદા શાસ્ત્રીઓના બેદરકારપણાના અભાવે અટકી શકત

આ બાબતમા વિશેષ એવુ પણ કહેવામા આવે છે કે જે બહોળી સખ્યા દુરાચારમા ફસેલ છે તેનો મોટો ભાગ તદ્દન એવો હોતો નથી કે જેનો સ્વભાવ જન્મથી કુદરતી રીતે સદ્ગુણોથી વિરૂદ્ધ હોય છે.

અપહરણને ભોગ થયેલી વ્યક્તિ ઘણીવાર પ્રેમોર્મિના આવેશમા તેમજ ઉત્સાહક અને ઉલ્લાસવાળા સ્વભાવની ચચળતાને લીધે આ વ્યભિચારના પથે ચડેલ હોય છે અને નહિ કે સદૈવ તેઓનો સ્વભાવ દુર્ગુણી હોય છે

અનીતિના અધમ ક્રમમા પણ નિષ્પક્ષપાત દૃષ્ટિથી જોનારને ઉમદા લાગણીઓવાળા વરણની અસરના અભાવથીજ આ અવસ્થાએ પહોચેલી છે

લપટપણાનુ વસ્તીપત્રક સારી રીતે પ્રકાશ પાડે છે કે ઘણાક પુરૂષો અને સ્ત્રીઓએ આ ધધો ભુખમરાને લીધેજ ગ્રહણ કર્યો હોય છે

આ વિશેષ વિચારોનો સક્ષેપમા સમાવેશ કરવામા આવ્યો છે જો કે તેની તુલના કરવાનું હુ મોકુફ રાખુ છુ પરતુ આ ઉપરથી આ મહાવિષયની ગભીરતા જણાઈ આવશે

રાજકોટ.
તા ૨૩-૪-૧૯૧૩

વ્રજલાલ ત્રીકમજી કોઠારી.

# વાલ્મિક કાયસ્થ કવિ માધવદાસની કૃતિનો રસા સ્વાદ

આ કવિ પરત્વે એક લેખ અમદાવાદમાં પ્રકટ થતા "ગુજરાત શાળાપત્ર" અને બીજા છૂટા છવાયા લેખો એજ જ્ઞાતિમાં પ્રકટ થતા ત્રૈમાસિક "વાલ્મિક કાયસ્થ" માં જાહેર થયા છે. આ કવિ સુરતમાં થયા છે; તથાપિ કયા સાલમાં કયા ઓદ્દા ભોગવતા વિદ્યમાન હતા તેના સદ્દલીલ પૂરાવો અદ્યાવધિ સંપ્રાપ્ત થયા નથી. એટલે એની જીવનકથા સંબંધી કંઇક આ લખવું—તેમની આદર્શનીય જીવનરેખા દોરવી એ પણ અસંભવીત છે. જો છૂટા કાવ્યો "વાલ્મિક કાયસ્થ" નામના ત્રૈમાસિકમાં પ્રકટ થયા છે તેના સુધારા કે વધારા તરીકે નીચે પ્રમાણે કંઇક નમૂના આપું છું:—

### *રાસ લીલા.

દુહા.

પચ અધ્યાઈ પરમ પાવન, સાંભળે સુખ થાયે;<br>
કામ જય લીલા કરી, વ્રજ વધુની વળી સહાયે.

રાગ સામેરી

શરદ ઋતુ સોહામણી, ને પરમ નીર્મળ રાત;<br>
કળા સોલ શશી પ્રગટયો, સોભા નાની ભાત.<br>
તેહના કર્ણ કોમળ વીસર્યાં, તેણે શોભે વૃંદાવન;<br>
વનસ્પતી તે સકળ ફૂલી, નાનાં કુન્જ ભુવન.<br>
ભ્રમર ગુન્જે ને વળી, બોલે ચાતૂક મોર;<br>
ચક્રવાક તે પરમ આતૂર, ચોરે ચીત ચકોર.<br>
એહવી પરમ શોભા શશિની શી, નીર્ખી નંદકુમાર;<br>
હાલી ન જમુના નીર નીર્મળ, પવન ત્રીવિધ પ્રકાર.<br>
શ્રીકૃષ્ણ નટવર વેશ ધારી, પરમ શોભામાન;<br>
મોર પીછનો મુકટ મસ્તક, મકર કુંડળકાન.<br>
વિજયંતી માળા કંઠે દીપતી, પચમતી જાતકાર;<br>
શ્રી વચ્છ લાંચ્છન હાર ગૂંજા, સોભા પરમઉદાર.<br>
પ્રીતમા અણુ પેહેરણે, જાણે વીજળીનો ચમકાર;<br>
પાયે ધમકે ઘૂઘરા, કટી મેખલા રણકાર.<br>
સ્યામ સુંદર સકળ શોભા, કહેતા નાવે પાર;<br>
અધર સુધારસ વાયે મોરલી, શ્રવણ સુણી વ્રજનાર.

* ઉપરોક્ત ત્રૈમાસિકમાં રાસલીલામાંથી નમુના તરીકે ફક્ત ત્રણ કડી પ્રકટ થયલી હતી છે જ્યારે અત્ર તે આખું પદ પ્રકટ થાય છે.

વ્રજનાર શ્રવણે સુણીવેણુ, ઉલટી વ્રજ બાલા એણુ,
થઈ ગ્રેહેવળ સર્વ વ્રજ બાલા, સુણી વેણુનાદ નંદલાલા.
ગ્રેહ વ્યાપ્યો અંગ અપાર, અંગ્યો અંગ ઉલટયો માર;
સુધબુધ સહુ દેહની ભૂલી, હરી જોવાને મનફૂલી.
વીસર્યાં સહુ ઘરના કામ, ત્હેમનું ચચળ ચીત નહિ ઠામ;
એક સતી બેઠી રમતી, એક ભોજન ભાણે જમતી.
§ એક ધાવતી વાછરૂં ગાયે, એક બાલક મેહેલી જાયે;
એકલી વતિ ગોવર હાથ, એક જમતો મેહેલી હાથ.
એક ઉઠંગેથી તજી બાલા, એક આંજતી નેન અણીઆલા;
એક ટીલાં ટબકાં સારે, એક આંજતી આંખ બીસારે.
એક દોહતી મેહેલી ગાયે, એક દોહોણી દુધ ઢળી જાયે;
એક તો પ્રીત ભૂખણુ ધરતી, એક સંકા કંઈ ના કરતી.
એક ઝાઝર પહેરે કર્ણે, એક કુંડળ ઘાલતી ચર્ણે;
એક કટિ ભૂખણુ કંઠે પહેરે, એક માલા કટીયે ધરે.
એક મેહેલી દૂધ ઉભરાતું, એક કામને વીસરાઈ જાતું;
એક ચોલી પહેરી બાંહે, બીજી ભૂલી ચીત તો તાંહે.
એક અંબર ઓઢણી ઓઢે, એક ઓઢણી પહેરણુ પહેરે;
એક નાહાતી ઉગટ અંગ કરીયુ, એક મસ્તક ખોલી શરીયુ.
એમ અબલા ઉલટી ચાલી, તે ન રહે કોઇની ઝાલી;
તજી માત પીતા ભરથાર, સુત સજ્જન કુટુબ પરિવાર.
કો કહે ને વારે ન મલતી, આપણ........પવતી;
કહેતી નહી કહેને વાત, ચીત હર્યાં બલદેવ ભ્રાત.

---

પદ ર જું.

× દુહા

આયા આપાપણે પ્રેમ વનથી, પ્રેમ વ્રજ વધુ સર્વ ધાયે;
વેણુ નાદના શ્રવણથી, સુધ સંભાળી ના જાયે.

---

§ પ્રેમશી વસ્તુ છે અને પ્રેમ પાછળ મનુષ્યો કેટલાં ગાંડા બને છે તેનો આબેહુબ ચીતાર કવિ આપે છે.

× આપાપણે=આપ+આપણે=પોત પોતે.

આવતી તહાં ઉભી રહી, જહાં કોમળ નંદકુમાર;
તે મધે એક ગોપિકા તે, ગ્રહી રાખી ભરતાર.
તતકાલ તેણે દેહતજીને, પામી વૈકુંઠ નાથ;
અનેરી સહુ તીરસ્કાર કરીને, આવ્યા મળ્યો સાથ.
તવ સદે મનમાં ઉપનો, પ્રભુ જોતાં આશ્ચર્ય વાત.
કર્મથી દેહ ઉપનો, સુન પ્રસન્ન કર્મ મંમાત.
તે ભોગવ્યા વીના કેમ છૂટે, આશ્ચર્ય એમ ન થાયે;
વલી કામ બુધે કરી કામની, તેહનો તુઝે કહું મહીમાયે.

× × ×

× ×

×

તે તાપને પરિતાપથી, તે અસૂર કરમનો ભોગ:
પછે શ્રીકૃષ્ણજી × × નથી, તે મળ્યો સુત મંજોગ.
ત્યાંહાં †ઉપનુ સુખ અનોપમ, વળી પલોકીક અનંત;
તીણે કરી શુભ કર્મ સઘળાં, ભોગવવાં નીશ્ચંત.

× × ×

ત્યારે શુભાશુભ કર્મ ગલી ગયા, તે તો વૈકુંઠનાથને મલીઆ;
કામક્રોધ તથા લોભે સ્નેહ, પરમેશ્વર તે ચીત લેહ.
વૈકુંઠ પદ પામે તેહ, અહીં કાંઈ નહી સંદેહ;×
સુંદરી સર્વ મહીયર સાથ, ટોળે મળી જાંહાં વ્રજનાથ.
જોઈ વધ્ર સકળ વ્રીજબાલા, ત્યાંહાં બોલ્યા મદન ગોપાલા;
મહાઘોર નીશા ભયંકારી, કેમ ઉલટી સકળ વ્રજનારી.
પંથ જોસે સહુ પરીવાર, સુત માત પીતા ભરથાર;
તજો સર્વ ફરી ગોકુળ જાવો, મળી કુટુંબને સુખીઆ થાવો.

× × ×

જો જોવા આવ્યા હોયે વન, તો જોઇને જાવો ભોવન;
આપાપણા સ્વામીને સેવો, ભક્તિ કરીને લ્હાવો લેવો.
કુલવંતી જે હોયે નાર, તેણે રીઝવો સ્વયં ભરતાર;
અન્યનર ભજે જો કામે, તેને લોક પનીતને પામે.

---

†ઉપજ્યું:

વળી દુષ્ટ હોયે દુર્ભાગ, વર્ધ, રોગી મૂરખ રાગ;
હોયે નીર્ધન જો ભરતાર, તોહે તજવો નહિ ભરતાર.
માહારે ચરણે રાખી અંત, ભજે પોતાનો જે કો કંથ;
માહારૂં દૂર રહી કરે સ્મર્ણ, વલી કીર્તન સાંભળે કર્ણ.
તેતો વહ્લભ માહારા પ્રાણ, કરો કીર્તન શ્રવણ સુજાણ;
જઈ સેવો નીજ ભરતાર, કરો કારજ ગૃહ વ્યાપાર.
એહવાં વચન સુણ્યાં ગોપાળ, ત્યારે વેહેવળ થઈ વ્રજલાલ;
ઝાંખી થઈ સહૂ વ્રજનારી, ઓષ્ટ સુકાયાં તહાં ભારી.
નીચૂં મુખ વીપ્રીત વર્ણ, ચર્ણે કરીને ખણે ધર્ણ;
ચીત ચાલે આસ નીર્ધાર, ત્યાંહા ચાલ્યો પ્રવાહ તે વાર.

---

## પદ ૩ જું.

દુહા

નીવારી જળ ચક્ષૂનાં, ને બોલી ગોળ કૂમાર;
હે નાથ! તીહારે ચર્ણ આવી, તજી સહ પરીવાર.

× × ×

ધર્મ લોપ અહો નથી કીધો, તું કાં તજે વ્રજરાયે ×
જે ભજે નહી પ્રભુ ચર્ણ તાહારાં, ધર્મ તેહ ના જાયે.
અહો ઘણા કાળની વાચ્છતી, પ્રભુ! ચરણકમળની ઉલાસ;
ઞો રમવા રાસ લીલા, અહ્યારે મન યાસ.
તહો કહો છો ભવન જાયો, અહો કેમ જવાયે;
ચર્ણ પાછા નવ વળે, ચત લાગૂં તાહારે પાયે,
હસ્ત તાહારી સેવા કરવા, ઘણાં ચંચળ થાયે;
તાહારા ચર્ણથી અહો નીચે, ચલીએ, જો ડરો કોટી ઉપાયે.
તાહરા વિના અમી ઉઠે, પ્રજાળે યમ દેહ.
અધરામૃતના પાનથી, સર્વ શીતળ થશે તેહ.
તાહરા ચરણ કમળની વાંચ્છ, નીત્ય કરે લક્ષ્મી નાર;

---

×=શક, સંદેહ. ×=ચીત.
"ય" ને ઠેકાણે કવિએ કેટલેક સ્થળે યકારનો ઉપયોગ કીધો છે જેમકેઃ—
અલૌકિક=યલૌકિક. આશ=યાસ. અબળા=યબળા.
પ્રાચીન ભાષાની પદ્ધતિ કેવી અને તેમાં હકાર વપરાતો હતો કે નહિ તે બતાવવા
કાવ્યો એમના પ્રત કરી અત્ર ટાંક્યા છે.

તે આજ પામ્યા અહો અબળા, તજૂ નહી નીર્ધાર.
તાહારૂં વસુ સ્થળ તે સદા, સ્થાનક, રગ રમવા કાજ;
તે પ્રાણ જીવન જગત વલ્લભ, અહો ! પામ્યા આજ ! !

વલણ

અહો પામ્યા આજ મહારાજ, પ્રભુ ! કરવો નહી હવે તાજ;
તાહરો સાંભળીને વેણું નાદ, તજી મનનો સર્વે વીખવાદ.

---

મોહ પામ્યાં અદ્ વૃક્ષ વેલ, પશુ પક્ષીએ તજીકેલ;
જમુનાનુ જળ નહીં હાલે ........ ..................
દેવાંગના દેવ ઉછ્રંગ, મોહ પામી રહી સહુ અંગ;
નરદેવ મુની મોહ પામ્યા, નહી જાયે કોહના થભ્યા.
એહેવો મોરલી નાદ ગંભીર, નહી શકે કો ધરી ધીર;
ચૌદ લોક તણી જે નારી, મોહ પામી સર્વે કુમારી
તાહરૂં રૂપ તે કામનો કૂપ, વળી શોભા વીવીધ અનૂપ;
જોઈ ધીરજ ન ધરે કોય, અહો વ્રજવાસે મોહે હોયે.
અહીં આશ્ચર્ય કાંઈ નહી કહીએ, અહો ચરણ તહારે રહીએ;
ત્રીલો ગોકુળ પીડાહરવા, પ્રગટ્યા અત્રીં પાલણ કરવા.
હવે ટાળીએ તાપ અહ્મારા, ઉર રાખી હાથ તહ્મારા;
કરી ઉત્તર અર્ધ રસપાન, ટાળો તાપસ કરી ભગવાન.
ઓ નંદકુંવર મહારાજ ! તહ્મો પ્રગટ્યા છો વ્રજરાજ;
હવે તાપ અહ્મારા હરીએ, નીજસેવકને સુખી કરીએ.
તાહારા ચર્ણ કમળની દાસ, હવે સારો અહ્મારી યાશ;
એહવાં સાંભળી સ્નેહ વચન, ગોપીના મોહ્યા મન.

---

# હિંદની આર્થિક સ્થિતિનાં કેટલાંએક લક્ષણો.‡

## (૧) પ્રજાની ધાર્મિકતા.

પૃથ્વીપર વસતી દરેક પ્રજાના રાષ્ટ્રીય ગુણો અથવા સંસ્કારો એક બીજાથી જુદા હોય છે. ઇતિહાસ ઉપરથી પણ ખાત્રી થાય છે કે આ ગુણોને લીધે દરેક દેશની ધાર્મિક અને આર્થિક પ્રવૃત્તિમાં અમુક પ્રકારની વિલક્ષણતા અને વિશેષતા હોય છે. ઘણા પ્રાચીન સમયથી હિંદુ પ્રજા શાંત સંતોષી, કરકસરવાળી, અને ધાર્મિક પ્રજા તરીકે ઓળખાય છે. હિંદી પ્રજાના કેટલાએક ભાગને જોરજુલમથી હિંદુધર્મ છોડવો પડયો હોવા છતાં પણ આ ગુણો જળવાઇ રહ્યા છે, અને પોતાના સહવાસમાં આવેલી અન્ય પ્રજાઓને પણ આપી શક્યા છે. વળી હિંદુઓની આ સંતુષ્ટતા હબસી લોકોની અજ્ઞાનજનક અને તામસી સ્થૂલતાં કરતાં જૂદાજ પ્રકારની છે. અસખ્ય સંપ્રદાયો, અને ધર્મના વિવેચન માટે કથા, પુરાણ, કીર્તન ઇત્યાદિ અસખ્ય સંસ્થાઓને લીધે પ્રજાના અજ્ઞાન વર્ગોમાં પણ વ્યાપેલા ધાર્મિક વિચારોથી આપણા લોકોમાં ઐહિક સુખને માટે એક પ્રકારની બેદરકારી દેખાય છે; અને આ લોક કરતા પરલોકને માટે તૈયારી કરવાની વધારે આકાંક્ષા જોવામાં આવે છે. હિંદુ સંસ્કૃતિ (civilisation) અવશ્ય કરીને આધ્યાત્મિક અને તેથીજ ઉદ્યોગ-ઉદાસીન (non-industrial) કહી શકાય. આ કારણથી હિંદુઓમાં ઉદ્યોગ-પરાયણ નિપુણતા ઓછી જોવામાં આવે છે, અને તેઓ આ બાબતમાં અન્ય પ્રજાઓ કરતાં પછાત રહેલા છે. પૃથ્વીની કોઈ પણ પ્રજાના કરતાં હિંદુઓ લૈકિક વસ્તુઓની ક્ષણભંગુરતામાં વધારે શ્રદ્ધા રાખે છે અને તેથી ઐહિક સંપત્તિની પ્રાપ્તિ માટે પાશ્ચાત્ય પ્રજાઓ જેટલો અખંડ ઉત્સાહ, ઉમગ, અને ચૈતન્ય ટકાવી શકતા નથી. ઘણી વખતે કહેવાય છે કે હિંદુનું જીવન તદ્દન ધાર્મિક છે, એટલે કે નિત્યકર્મના અથવા વ્યવહારના સઘળાં કાર્યો ધર્મના નિયમો પ્રમાણે કરવામાં આવે છે; આ પ્રકારનું ધર્માંધ જીવન વીસમી સદીમાં દુનિયાની બીજી પ્રજાઓ સાથેના વ્યવહારમાં અડચણ કરનારૂં થઇ પડયું છે. ખાસ કરીને જે સ્થળે ધર્મનું વાસ્તવિક સ્વરૂપ અને રહસ્ય સમજ્યા વિના ધર્મને બહાને વહેમ અને ઢોંગનું ધતિંગ ચાલુ રાખવામાં આવે છે, ત્યાં આર્થિક અને ઔદ્યોગિક શિથિલતા પણ નજરે જોવામાં આવે છે. હજુ પણ ઘણેખરે ઠેકાણે કર્મ (કાર્યકારણ)ના સિદ્ધાન્તને પુરો સમજ્યા વિના પુરૂષાર્થને દબાવી રાખવામાં આવે છે. હિંદુઓના "ભાગ્ય," "વિધિ," અને મુસલમાનોના "નસીબ," "કિસ્મત" એ શબ્દોથી આ દેશની આર્થિક

‡ આ લેખ કર્તાના "History of Indian Manufactures" એ નામના અપ્રસિદ્ધ અંગ્રેજી પુસ્તકના બીજા પ્રકરણ ઉપરથી લખવામાં આવ્યો છે. બાકીના પ્રકરણો સમયની અનુકૂલતા પ્રમાણે ગુજરાતીમાં ઉતારવાની ઇચ્છા છે. આ લેખ અંગ્રેજીમાં Indian Review Jan. 1912 માં પ્રસિદ્ધ થયો હતો.

પ્રવૃત્તિને ઘણી હાનિ પહોંચી છે. વળી વહેમ અને લૌકિક રૂઢિને લીધે કેટલાંએક કામ અધવચ પડતાં મુકવામાં આવે છે. અથવા તો શરૂ કરવાં પણ અનુચિત ગણાય છે.

## (૨) सामाजिक संस्थाओं.

ઉપર દર્શાવેલા ધાર્મિક વિચારની અને પ્રજાનાં સ્વભાવિક લક્ષણોની હિંદના ઉદ્યોગો ઉપરની અસર દેશની કેટલીએક સામાજિક સંસ્થાઓ અને રૂઢિઓને લીધે વધારે પ્રબળ થઇ છે.

(अ) જ્ઞાતિસંસ્થા

ન્હાની જ્ઞાતિઓના રીવાજથી દેશની ઔદ્યોગિક ઉન્નતિને ઘણી રીતે નુકશાન પહોચ્યુ છે. હિંદુ સંસ્કૃતિ ( civilisation ) ની શરૂઆતમાં જનસમાજના ઉત્કર્ષમાં આ જ્ઞાતિ સંસ્થા સાધનભૂત હતી એમ તર્ક કરનારને આપણે રોકી શકીશુ નહીં. પરંતુ હાલની રૂપાંતર પામેલી આપણી ઔદ્યોગિક સ્થિતિને તે અનુકુળ નથીજ. તે વ્યવસ્થાના સ્વાભાવિક અન્યાય* ઉપરાંત દેશના કારીગરો, સુતાર, લોહાર, વણકર, ખેડુત, અને અન્ય દ્રવ્ય ઉત્પાદન કરનારા વર્ગોને શૂદ્ર જાતિમાં ગણીને તેમની અક્કલ હુશીઆરી અને કેળવણી ઉપર દેશના ઉદ્યોગોનો મુખ્ય આધાર હોવા છતાં પણ બ્રાહ્મણ, ક્ષત્રિય, અને વૈશ્યોની સાથે વ્યવહાર અને સમભાવનો પ્રતિબંધ કરવાને લીધે દેશના ઉદ્યોગોને પરોક્ષ રીતે હાનિ થઈ છે. ઉપર વર્ણવેલા કર્મકારોને તેમની સામાજિક સ્થિતિને લીધે અભણ અને અશિક્ષિત રાખવામાં આવ્યા હતા; અને તેથી માલ બનાવવાની નવીન રીતિઓ, તેમજ કૃષિકલા અને વણાટકામમાં થતા યાંત્રિક સુધારાઓ, સમજવાને અથવા તો હુન્નર અને બજારની સ્થિતિ અને

---

* આ સંબંધી સ્વર્ગવાસી શ્રીયુત રમેશચંદ્ર દત્ત પોતાના History of Ancient Hindu Civilisation" નામક પુસ્તકના પૃષ્ઠ ૨૧૯ મે નીચે પ્રમાણે લખે છેઃ— "પૌરાણિક સમયમાં દરેક જાતના ધંધા કરનારાઓની ભિન્ન ભિન્ન જ્ઞાતિઓ સ્થપાઇ નહોતી, પરંતુ કેટલાએક ઉદ્યોગ અને ધંધાઓ તરફ વક્રદૃષ્ટિથી જોવાતું. જ્ઞાતિસંસ્થાને લીધે બ્રાહ્મણોની સત્તા અને અધિકારમાં ઘણોજ વધારો થયો હતો. મનુ ભગવાનના પોતાના શબ્દોમાં બ્રાહ્મણો શિવાયના સર્વ પ્રકારના પ્રમાણિક ધંધાઓની અવગણના આપણે ઉપર જોઇ ગયા છીએ. પણ યાજ્ઞવલ્ક્ય મુનિએ તો કર્મકારોની વિરૂદ્ધ ઘણીજ સ્પષ્ટ રીતે લખ્યું છે. પહેલાં એક વખત દર્શાવેલા અવતરણ પ્રમાણે તે ઘણી જાતની આજીવિકાને દોષિત ઠરાવે છે, અને વૈદ્ય, લુહાર, સોની, વણકર રંગનાર, બખતર બનાવનાર, ઘાંચી, વિગેરે જાતિઓને ચોર અને વેશ્યાઓની સાથે એકજ વર્ગમાં મુકે છે. આ પ્રમાણે જ્ઞાતિવ્યવસ્થાની આ વિલક્ષણતાથી બે કાર્યો સિદ્ધ થયાં છે, એક તો પ્રજાને છિન્ન ભિન્ન કરી નાંખવાથી અરસપરસ દ્વેષનું મૂળ રોપાયું; અને બ્રાહ્મણોની શ્રેષ્ઠતા જાળવવાને બહાને સામાન્ય પ્રજાની અધોગતિની શરૂઆત થઈ."

લાભ લેવાને ઉત્પાદનની વસ્તુઓ લઇ જવા માટે સારા રસ્તા અને ઉત્તમ પ્રકારના વ્યવહારના સાધનની ખાસ આવશ્યકતા છે કેંબ્રીજવાળા વિખ્યાત પ્રો માર્શલના શબ્દોમા કહીએ તો, “The dominant economic fact of our own age is the development not of the Manufacturing but of the Transport industries ” “દેશના ઉદ્યોગોના બે વર્ગ થઇ શકે, એક તો માલ બનાવવાના ઉદ્યોગોનો અને બીજો વર્ગ અનેના માલ વેચવા માટે વ્યવહારના સાધનો ખીલવવાના ઉદ્યોગોનો આ બેમાથી બીજા વર્ગના ઉદ્યોગોની પ્રગતિ આર્થિક દૃષ્ટિએ વધારે મ્હોટી અને અગત્યની છે આ દૃષ્ટિબિંદુથી જોતા આપણો દેશ વ્યવહારના સાધનોમા હજુ પણ પછાત છે પંદર લાખ ચોરસ માઈલના વિસ્તારવાળા મ્હોટા ખંડમા યુરોપીય અને અમેરિકન વહાણોના વ્યવહારને યોગ્ય ફક્ત પાચ જ બંદર ( કલકત્તા રંગુન કરાચી, મુંબાઈ મદ્રાસ ) ભાગ્યેજ પુરતા ગણી શકાય અને આ પાચમાથી પણ પહેલા ત્રણને સારી સ્થિતિમા રાખવાને માટે રેતી કહાડવાને ( dredging ) ઓ સમારમામ કરવાને બેહદ ખર્ચ કરવુ પડે છે વળી સર્વેથી સસ્તા પાણીના વ્યવહાર નદી અને નહેરો વાટે હોય છે તે પણ બગાળ મદ્રાસ અને ઉત્તર હિંદુસ્તાનના થોડાએ ભાગ શિવાય કોઈ ઠેકાણે હિંદમા મળી શકે તેમ નથી ઈંગ્લેંડ ની આર્થિક સમૃદ્ધિમા એક સબળ સહાયરૂપ તે દેશની રેલ્વે નદીઓ અને નહેરો ગણી શકાય ઈંગ્લંડની નદીઓ નહેરો અને અને બીનસરકારી રેલ્વેને લીધે વ્યાપારના વ્યવહારમા સુગમતા અને ખરાબીતમા બચાવ થવાથી તે દેશના આર્થિક વિકાસને ઘણી મદદ મળી છે આ સર્વ બાબતમા હિંદ પછાત છે અને બીજા દેશો કરતા આ દેશમા રેલ્વે બાંધવાનુ ખર્ચ મોઘુ થાય છે તો પણ રેલ્વેનુ નુરનવા ઉદ્યોગોને નુકશાનકારક થઈ પડે તેટલુ ભારે રાખવામા આવે છે આ સબંધમા આપણે યાદ રાખવુ જોઈએ કે ઓગણીસમા સૈકાના અડધા સમય સુધી રેલ્વેના માર્ગ નથી આ દેશ બીજા ઘણા દેશોની પેઠે તદન અજાણ હતો વ્યાપારી લોકોનો ઘણોખરો વ્યવહાર કેટલાએક સારા રસ્તાઓ ઉપરે વણઝારા લોકો ઘોડા ઉંટ બળદ વિગેરેની મદદથી ચલાવતા, તે રસ્તાઓ પણ ઘણી વખતે પીંડારા, ઠગ અને બીજા લુટારા લોકોના ત્રાસથી જોખમ ભરેલા હતા અને વરસાદના તેમજ લડાઇના સમયમા વ્યાપાર તદન બધ રાખવો પડતો હતો

## (૬) મજુરી

• હિંદમા મજુરી ઘણી સસ્તી છે એવુ આપણે ઘણીવારે સાભળીએ છીએ અને આ જાણીને જ અન્ય પ્રજાના સાહસિક લોકો પોતાની મુડી હિંદી કારખાનાઓમા રોકવાને લલચાય છે પરતુ આપણા મજુરોના સ્વાભાવિક લક્ષણ અને તેમની કાર્યદક્ષતા ( effeciency )નુ અવલોકન કરનારને આ વિચાર ખોટો છે એમ તરત માલુમ પડી આવશે હિંદ હજુ પણ કૃષિપ્રધાન દેશ છે અને તેથી તે કામમા ખેડુતો ખાસ કરીને તેમની કેળવણી અને સામાજિક સ્થિતિના પ્રમાણમા પ્રવીણ ગણી શકાય પણ માત્ર બ

નાવવાની નવીન રૂઢિઓ અને નવા યંત્રો સંબંધી અજ્ઞાનતાને લીધે તેઓ યોગ્ય સફળતા અને ચાતુર્ય બતાવી શકતા નથી. તેમને સતત અને સખત કામ કરવાની ટેવ નહીં હોવાથી તેમજ તેઓ યાંત્રિક યુક્તિઓ બરાબર સમજી નહીં શકવાથી તેમનું કામ યૂરોપના કારીગરો જેટલું સારૂં અને સસ્તું હોતું નથી. ફેકટરી કમિશન (૧૯૦૮) ના રિપોર્ટમાં જણાવ્યા પ્રમાણે "તેમને ઘણું કરીને કારખાનું ચાલતું હોય છે તે વખતે બહાર નીકળીને જમવાની ટેવ હોય છે. બપોરે મિલ બંધ થાય છે તે વખત સુવામાં અથવા રમતમાં ગાળવામાં આવે છે, અને તે શિવાય મજુર પોતાનું કામ મુકીને બીડી પીવા, ન્હાવા વિગેરે બ્હાને બ્હાર ફરે છે. હિંદની કાપડની મીલોમાં દરેક મજુર બપોરની રજાના વખત ઉપરાંત રોજથી બે કલાક સુધી પોતાનું કામ મુકીને રઝળે છે." વળી બીજા દેશોની સાથે સરખાવતા માલુમ પડે છે કે હિંદી મજુરોને મજુરી ઓછી આપવી પડે છે, તો પણ તેમનું મન કામ કરવા ઉપર નહીં હોવાથી તે આખરે ભારે પડે છે. લેંકેશાયરની મિલોનો એક મજુર હિંદી ૭ મજુરના જેટલું કામ કરી શકે છે અને યુરોપની કોલસાની ખાણમાં કામ કરનાર મજુર હિંદી મજુર કરતાં ત્રણથી પાંચગણું કામ કરી શકે છે. "ઇંટરનેશનલ ફેડરેશન ઓફ માસ્ટર કોટન સ્પીનર્સ"ના સેક્રેટરીના રિપોર્ટ પ્રમાણે મુંબાઇની સુતરની મિલોના પાંચથી ૭ મજુર જેટલું કામ લેંકેશાયરનો એકજ મજુર કરી શકે છે. તેથી આ મિલોમાં અંગ્રેજી મિલો કરતાં વધારે મજુરો રાખવા પડતા હોવા છતાં પણ ફક્ત ૬૫–૬૬ ટકા જેટલુંજ કામ નીપજાવી શકાય છે. મજુરોની અજ્ઞાનતાને લીધે યંત્રો વધારે જલદીથી બગડી જાય છે અને તેથી મિલસ્ટોર ઘણોજ વાપરવો પડે છે."

આપણા મજુરો કામ ઓછુ કરે છે તેનું કારણ અજ્ઞાન ઉપરાંત* આળસ પણ છે તે જાણવાને નીચેના આંકડાઓ બસ છે. અમેરિકામાં એક મજુરણ રોજનાં સો રતલ રૂના કાલાં એકઠા કરી શકે છે. પણ ઇજીપ્ટમાં સાઠ રતલ અને હિંદમાં ફક્ત ત્રીસ ચાળીસ રતલ એકઠાં કરે છે. તોપણ તેમની ઇચ્છા હોય તો હિંદી મજુરો વધારે કામ કરી શકે છે કારણ કે કડાકટથી કામ લેવામાં આવે તો તેજ સ્રીઓ રોજના ૧૫૦, ૧૭૦ અને ૧૯૦ રતલ સુધી કાલાં એકઠાં કરી આપે છે.

વળી આપણા દેશમાં જે મજુરો અજ્ઞાન અને આળસુ નથી હોતાં તેઓનામાં પણ બહારગામ જવા માટેની નામરજી અને પોતાના 'ભાગ્ય'થી સંતુષ્ટ રહેવાની ટેવથી, તેમજ તેઓ રૂઢિ અને વહેમના ભાર નીચે દબાયેલા હોવાથી પોતાના ધંધામાં આગળ વધી શકતા નથી.

મજુરો અને કારીગરોની સ્થિતિમાં બહુ ફેરફાર નથી. મજુરોની પેઠે હુંશીઆર

---

* વધુ વીગત માટે જુઓ "Rural Economy in the Bombay Deccan" by G Keatinge p. 77.

કારીગરોની, પણ અછત છે. ઉંચા પ્રકારનું કામ કરનાર કારીગરોમાં પોતાનાં કામની, સ્વચ્છતા અને સુંદરતામાં ખરૂં અભિમાન ભાગ્યેજ જોવામાં આવે છે. તેઓ પૈસા બાબતમાં ઘણી વખતે પ્રમાણિક હોય છે, પરંતુ પોતાના કામમાં ખંત અને કાર્યદક્ષતા હમેશ રાખી શકતા નથી. તેમને વખતની કિંમત નહીં હોવાથી તેમનામાં કામ ઉડાવવાની અથવા તો અધુરૂં મુકવાની પ્રબળ ઇચ્છા, તેમજ હાલના નવા ઔદ્યોગિક સમયને આવશ્યક નિયમ અને સંયમ તરફ અણગમો, જોવામાં આવે છે. મજુરો અને કારીગરોની આવી ખામીઓ સુધારવાને પ્રાથમિક કેળવણી અને ઉપરાંત ઔદ્યોગિક કેળવણી સારા પાયા ઉપર આપવાની જરૂર છે.

## (૬) મુડી.

હિંદમાં ઉદ્યોગોને માટે મુડી મળતા ઘણી મુશ્કેલીઓ નડે છે. તેનું મુખ્ય કારણ તો પ્રજાની નિર્ધનતા છે; ગમે તો આ દેશના નામે ઇંગ્લંડમાં થતા ખર્ચને માટે પ્રતિવર્ષ ભારે રકમો મોકલવાથી, અથવા તો આયાત કરતાં નિકાસ વધારે થવાથી, અથવા તો દેશની આર્થિક સ્થિતિ જ વિલક્ષણ હોવાથી પ્રાપ્ત થઈ હોય, પરંતુ હિંદની નિર્ધનતા તો નિર્વિવાદ છે. પ્રત્યેક અંગ્રેજની સરાસરી આવક રૂ. ૬૩૦ ની અને તેજ હિસાબે પ્રત્યેક હિંદીની સરેરાશ આવક રૂ. ૩૦ ની લેખાય છે. આવા આવકના અડસટ્ટામાં કેટલીએક જાતની ભુલો હોય છે તોપણ તે ઉપરથી આ બે દેશમાં કમાણી અને મુડી કેટલા પ્રમાણમાં મળી શકે તેનુ અનુમાન થઇ શકે છે. ૩૦ રૂપીઆની આવકવાળો પુરૂષ ૬૩૦ રૂપીઆની આવકવાળાના જેટલું બચાવી શકે નહીં, તેમજ દેશના ઉદ્યોગોને માટે મુડી આપી શકે નહીં, તે તો સ્વાભાવિક અને સ્પષ્ટ છે. નાણાંની અછતને લીધે હિંદમાં વ્યાજનો દર ઘણુંથી નવ ટકા સુધી રહે છે; પણ ઇંગ્લંડમાં વ્યાજનો દર અઢીથી સાડાચાર ટકા સુધીજ હોય છે. ઇ. સ. ૧૯૦૯-૧૦ ના વર્ષમાં ૧૭૦ કરોડ રૂપીઆ જેટલી વિદેશી મુડી "જોઇંટસ્ટૉક કંપનીઓ"માં રોકાયેલી હતી; તે જ વખતે હિંદી મુડી ફક્ત ૬૧ કરોડ રૂપીઆ જેટલીજ હતી. આ પ્રમાણે દેશી મુડીનો હિસ્સો ફક્ત ત્રીજા ભાગનોજ હોવાનાં કારણ પ્રજાની નિર્ધનતા શિવાય બીજાં પણ હોઇ શકે. હિંદી પ્રજાની મુડી ક્યાં તો દાટી રાખવામાં આવે છે અથવા તો લગ્ન મરણ વિગેરે પ્રસંગોમાં વપરાઈ જવાથી ઔદ્યોગિક કામોમાં ત્હેનો ઉપયોગ થઈ શકતો નથી. વળી 'જોઇંટ સ્ટૉક કંપનીઓ' પડી ભાગવાથી પ્રજાને તેમના ઉપરથી વિશ્વાસ ઉઠી ગયો છે. ઈ. સ. ૧૮૮૨ થી ઈ. સ. ૧૯૦૯-૧૦ સુધીના સમયમાં ૫૪૪૦ 'જોઇંટસ્ટૉક કંપનીઓ' નોંધાઈ હતી; પણ તેમાંથી ઈ. સ. ૧૯૦૯-૧૦ ના વર્ષમાં ફક્ત ૨૧૬૨ કામ કરતી હતી, એટલે સાઠ ટકા જેટલી કંપનીઓ નિષ્ફળ થઈ હતી. આ નિષ્ફળતામાં પ્રતિવર્ષ વધારે થતો જાય છે; ઇ. સ. ૧૯૧૦-૧૧ સુધીના વર્ષ સુધીમાં બાસઠ ટકા કંપનીઓ નિષ્ફળ થવાથી બંધ કરવી પડી હતી. આ ઉપરથી સ્પષ્ટ થાય છે કંપનીઓ ઉભી કરનારાઓમાં પ્રમાણિકતા, અથવા દુરંદેશીપણાની ખામી હતી. કંપનીઓ ચલાવનારાઓ અને મુડી રોકનારાઓ દેશના કારી-

ગરો અને, મજુરોની માફક હજુ જમાનાની પછાત છે. આ નવા ઔદ્યોગિક યુગમાં કારખાનાં ચલાવવા અને વેપાર ખેડવામાં બરાબર આગળ પડતો ભાગ લેવાને લાયક મનુષ્યો જવલ્લેજ જોવામાં આવે છે. આપણા મુડીવાળા ધંધાદારીઓ પોતાની પાસે પુરતાં સાધનો હોવા છતાં પણ નવા ઉદ્યોગોમાં અથવા નવા બજારોમાં પગ પેસારો કરતાં હજુ ખચકાય છેઃ અને નવું જોખમ માથે લેવાની ધૈર્ય અને હિંમત નહી હોવાથી, જુના ધંધામાં કસ ન હોવા છતાં પણ પડી રહે છે. દાખલા તરીકે એક વખતે કાપડ સુતરની મીલોમાં ફાવવાથી તે ઉદ્યોગમાં જ સર્વને ઝંપલાવતા જોવામાં આવે છે અને નવા ઉદ્યોગોની ખીલવણીમાં યોગ્ય સહાય મળતી નથી. વળી, જોઈંટ સ્ટૉક કંપનીના યોગ્ય વહીવટને માટે આવશ્યક ભાગીદારોની સ્વતંત્રતા અને વિવેક બુદ્ધિના અભાવે સ્વાર્થી અને સ્વચ્છંદી કંપની–ઉભી–કરનારાઓ દેશના આર્થિક સાધન અને આબરૂને હાનિ પહોચાડે છે, એ દષ્ટિએ જોઇંટસ્ટૉક કંપનીનો નવો કાયદો આવકારને પાત્ર છે. તે છતાં પણ દેશના કેટલાએક ભાગોમાં સાહસિક હિંદીઓ તરફથી વિચારશીલ અને પ્રશંસનીય યત્નો થાય છે, અને તેવા યત્નો ઉપર જ દેશના આર્થિક અભ્યુદયની આશા છે.

## (૭) ગ્રામ્ય વ્યવસ્થા.

હિંદની વસ્તીનો મ્હોટો ભાગ ગામડાઓમાં ખેતી કરીને પોતાનું ગુજરાન ચલાવે છે; અને ગામડાંઓની વ્યવસ્થા ત્યાંના લોકોની થોડી જરૂરીઆતો માટે પુરતી હોવાને લીધે ગ્રામવાસીઓને પોતાની આખી જીંદગીમાં શહેર જોવાનો પ્રસંગ ભાગ્યેજ મળે છે. થોડા સમયથી વિદેશી માલની આયાત થતાં પહેલાં દરેક ગામ પોતાને જોઇતી વસ્તુ બનાવવાને અને વાપરવાને માટે પોતાનો બંદોબસ્ત કરી લેતું. હજુ પણ દરેક ગામમાં ઘાંચી, લુહાર, કુંભાર, ઘાંચી, વંશપરંપરાથી એકજ જગ્યાએ અસલી રીવાજ પ્રમાણે પોતાની મહેનતના બદલામાં અનાજ લઇને કામ કરતા જોવામાં આવે છે; અને હજુ પણ વિલાયતી કાપડ, ઘાસતેલ, અને બીજી ન્હાની વસ્તુઓ ખરીદવા શિવાય ગ્રામ્ય પ્રજાને શહેરમાં જવાની જરૂર રહેતી નથી. ખેતીની નીપજ વેચવા માટે પણ ઘણાખરાં ગામોમાં દરકાર પડતી નથી. કારણ કે ત્યાંજ રહેનાર અથવા જનાર શાહુકારો અને વેપારીઓ તે માલ લેવાને તૈયાર હોય છે.

આ સ્થિતિને લીધે મ્હોટાં શહેર અથવા કસબાની પણ સંખ્યા ઓછી છે. હિંદુસ્તાનના સત્તર લાખ ચોરસ માઇલ જેટલા વિસ્તારમાં એક લાખ ઉપરની વસ્તીવાળાં શહેર ફક્ત ૨૯ જ છે; ઈંગ્લંડનો વિસ્તાર ફક્ત પચાસ હઝાર ચોરસ માઇલનો હોવા છતાં પણ એક લાખ કરતાં વધારે વસ્તીવાળાં શહેર ૪૧ છે. વળી ઈંગ્લંડમાં ગામડામાં રહેનારાંઓની સંખ્યા કુલ વસ્તીમાંથી ફક્ત ૨૩ ટકા છે; ત્યારે હિંદમાં ગામડાંમાં રહેનારાની સંખ્યા ૯૦ ટકા જેટલી છે. ઈંગ્લંડમાં ૭૭ ટકા લોકો શહેરોમાં રહે છે પણ હિંદુસ્તાનમાં ભાગ્યે દસ ટકા લોકો મ્હોટા શહેરોમાં રહેતા હશે.

હવે આ પ્રકારના ગ્રામ્ય જીવનથી દેશના આર્થિક અભ્યુદયમાં હાનિ થાયછે. ગ્રામ્ય પ્રજા, (એટલે કુલ પ્રજાના નેવું ટકા જેટલો ભાગ) અન્ય પ્રજાથી જુદી રહેવાથી, જુના વિચારને મજબુત પણે વળગી રહે છે અને નવા વિચાર ગ્રહણ કરવાને અશક્ત થાય છે. તેમની આજીવિકા ચલાવવાને રૂપીઆ અથવા કોઇ પણ પ્રકારના સિક્કાની પણ જરૂર પડતી નથી; હજુ પણ ઘણે ઠેકાણે ગામના ઘાંચી, મોચી, કુંભાર વીગેરે કારીગરોને તેમની મહેનતના બદલામાં અનાજ અથવા બીજી ચીજો કેટલાએક વર્ષો પહેલાં નક્કી કરેલા દર પ્રમાણે મળે છે. શહેરોમાં દરેક મનુષ્યને પોતાની મહેનતના બદલામાં વધારે દ્રવ્ય મેળવવાની ઇચ્છા અને આશા હોય છે તે ગ્રામ્ય પ્રજાના રૂઢિમય જીવનમાં અલભ્ય હોય છે. કેટલીએક વખતે જમીનના ભાડામાં, અથવા માલની કીંમતમાં, અથવા મજુરીના મુસારામાં રગઝગ કરીને વધારો ઘટાડો ગામડાઓમાં પણ જોવામાં આવે છે; પરંતુ ગ્રામ્ય પ્રજાની દૃષ્ટિમર્યાદા સંકુચિત હોવાને લીધે આર્થિક વિકાસમાં જરૂરી સ્પર્ધાનો પુરો લાભ મળતો નથી. પાશ્ચાત્ય દેશોમાં મ્હોટા શહેરોની વૃદ્ધિને લીધે મજુર અને મુડીવાળા વર્ગ વચ્ચે નુકશાનકારક ઝગડા અને કલહથી દેશની શાંતિમાં ભંગ પડે છે તે વાત ખરી છે, પણ આપણી ગ્રામ્ય પ્રજા હાલના જેવી પછાત સ્થિતિમાં રહેવાથી દેશનો આર્થિક વિકાસ અસંભવિત છે. ન્હાનાં ગામડાઓમાં રહેવાથી લોકો ઘરપુણીઆ થઈ જાય છે અને પોતાનામાં અક્કલ હુશીઆરી હોવા છતાં પણ દેશાટણ કરી શકતા નથી. વળી ગામડાઓમાં પરસ્પર સહાયના અભાવને લીધે કરવા પડતા હોવાથી આર્થિક ઉત્પાદનમાં કેટલેએક અંશે દેશને નુકશાન થાય છે.

## (૮) ન્હાના ઉદ્યોગો.

હિંદની ગ્રામ્ય વ્યવસ્થાને લીધે દેશના ઘણા ઉદ્યોગો ન્હાના પાયા ઉપર ચલાવવામાં આવે છે. આ કારણથી દેશની બનાવટ વિદેશી વસ્તુઓની સામે ટકી શકતી નથી. આપણા કારીગરોને ઘણી વખત પોતાની જ મુડી રોકીને અને ફક્ત પોતે અને પોતાના કુટુંબના માણસો કામે લગાડીને પોતાના જ જોખમે અને ખર્ચે માલ બનાવવાનો સઘળો ભાર વેઠવો પડે છે. આ પદ્ધતિથી ચાલવાથી દેશના આર્થિક ઉત્પાદનમાં કેટલીએક જાતનો લાભ થાય ખરો; મજુરોની ઉપર દેખરેખ રાખનાર (મુકાદમ) માણસોનો પગાર બચે છે અને કારીગરોની સ્વતંત્ર શક્તિઓનો વિકાસ થઈ શકે છે. પરંતુ પુરતી મુડી નહી મળવાથી ઘણી વખત નુકશાન પહોંચે છે. વળી આ પ્રમાણે બનાવવામાં આવતો માલ દેશને મોંઘો પડે છે; કારણ કે યાંત્રિક બળની મદદ વડે થોડા સમયમાં એક જ માણસ વધારે વસ્તુઓ બનાવી શકે છે, અને યંત્રો વડે ચલાવવામાં આવતા મહોટા કારખાનાઓમાં મુડીવાળા, કારીગરો, મજુરો, અને ઉત્પાદનના બીજા સાધકો એક બીજાને સહાય કરવાથી પ્રજાના સંપૂર્ણ ઔદ્યોગિક બળનો પુરો ઉપયોગ થઈ શકે છે. ઓગણીસમા સૈકામાં હિંદના ઉદ્યોગોની પડતીનાં અસંખ્ય કારણોમાં દેશના કારીગરોની નિર્ધનતા અને મુડીવાળાની બેદરકારી એ મુખ્ય હતાં. આપણા કારીગરોના અજ્ઞાનને લીધે અને તેમનામાં યાંત્રિક શક્તિની ખામી હોવાને લીધે વિદેશી સસ્તી વસ્તુઓ સાથેની હરીફાઈમાં તેમના હુનરો ભાગી પડ્યા છે. પોતાના

ગરો અને મજુરોની માફક હજુ જમાનાની પછાત છે. આ નવા ઔદ્યોગિક યુગમાં કારખાનાં ચલાવવા અને વેપાર ખેડવામાં બરાબર આગળ પડતો ભાગ લેવાને લાયક મનુષ્યો જવલ્લેજ જોવામાં આવે છે. આપણા મુડીવાળા ધંધાદારીઓ પોતાની પાસે પુરતાં સાધનો હોવા છતાં પણ નવા ઉદ્યોગોમાં અથવા નવા બજારોમાં પગ પેસારો કરતાં હજુ ખચકાય છે: અને નવું જોખમ માથે લેવાની ધૈર્ય અને હિંમત નહી હોવાથી, જુના ધંધામાં કસ ન હોવા છતાં પણ પડી રહે છે. દાખલા તરીકે એક વખતે કાપડ સુતરની મીલોમાં ફાવવાથી તે ઉદ્યોગમાં જ સર્વને ઝંપલાવતા જોવામાં આવે છે અને નવા ઉદ્યોગોની ખીલવણીમાં યોગ્ય સહાય મળતી નથી. વળી, જોઇંટ સ્ટૉક કંપનીના યોગ્ય વહીવટને માટે આવશ્યક ભાગીદારોની સ્વતંત્રતા અને વિવેક બુદ્ધિના અભાવે સ્વાર્થી અને સ્વચ્છંદી કંપની–ઉભી–કરનારાઓ દેશના આર્થિક સાધન અને આબરૂને હાનિ પહોચાડે છે, એ દૃષ્ટિએ જોઇંટસ્ટૉક કંપનીનો નવો કાયદો આવકારને પાત્ર છે. તે છતાં પણ દેશના કેટલાએક ભાગોમાં સાહસિક હિંદીઓ તરફથી વિચારશીલ અને પ્રશંસનીય યત્નો થાય છે, અને તેવા યત્નો ઉપર જ દેશના આર્થિક અભ્યુદયની આશા છે.

## (૭) ગ્રામ્ય વ્યવસ્થા.

હિંદની વસતીનો મ્હોટો ભાગ ગામડાઓમાં ખેતી કરીને પોતાનું ગુજરાન ચલાવે છે; અને ગામડાંઓની વ્યવસ્થા ત્યાંના લોકોની થોડી જરૂરીઆતો માટે પુરતી હોવાને લીધે ગ્રામવાસીઓને પોતાની આખી જીંદગીમાં શહેર જોવાનો પ્રસંગ ભાગ્યેજ મળે છે. થોડા સમયથી વિદેશી માલની આયાત થતા પહેલાં દરેક ગામ પોતાને જોઇતી વસ્તુ બનાવવાને અને વાપરવાને માટે પોતાનો બંદોબસ્ત કરી લેતું. હજુ પણ દરેક ગામમાં મોચી, લુહાર, કુંભાર, ઘાંચી, વંશપરંપરાથી એકજ જગ્યાએ અસલી રીવાજ પ્રમાણે પોતાની મહેનતના બદલામાં અનાજ લઇને કામ કરતા જોવામાં આવે છે; અને હજુ પણ વિલાયતી કાપડ, ઘાસતેલ, અને બીજી ન્હાની વસ્તુઓ ખરીદવા શિવાય ગ્રામ્ય પ્રજાને શહેરમાં જવાની જરૂર રહેતી નથી. ખેતીની નીપજ વેચવા માટે પણ ઘણાખરાં ગામોમાં હરકત પડતી નથી. કારણ કે ત્યાંજ રહેનાર અથવા જનાર શાહુકારો અને વેપારીઓ તે માલ લેવાને તૈયાર હોય છે.

આ સ્થિતિને લીધે મ્હોટાં શહેર અથવા કસબાની પણ સંખ્યા ઓછી છે. હિંદુસ્તાનના સત્તર લાખ ચોરસ માઇલ જેટલા વિસ્તારમાં એક લાખ ઉપરની વસ્તીવાળાં શહેર ફક્ત ૨૯ જ છે, ઈંગ્લંડનો વિસ્તાર ફક્ત પચાસ હજાર ચોરસ માઇલનો હોવા છતાં પણ એક લાખ કરતાં વધારે વસ્તીવાળાં શહેર ૪૧ છે. વળી ઈંગ્લંડમાં ગામડાંમાં રહેનારાંઓની સંખ્યા કુલ વસ્તીમાંથી ફક્ત ૨૩ ટકા છે; ત્યારે હિંદમાં ગામડાંમાં રહેનારાની સંખ્યા ૯૦ ટકા જેટલી છે. ઈંગ્લંડમાં ૭૭ ટકા લોકો શહેરોમાં રહે છે પણ હિંદુસ્તાનમાં ભાગ્યે દસ ટકા લોકો મ્હોટા શહેરોમાં રહેતા હશે.

હવે આ પ્રકારના ગ્રામ્ય જીવનથી દેશના આર્થિક અભ્યુદયમાં હાનિ થાયછે. ગ્રામ્ય પ્રજા, (એટલે કુલ પ્રજાના નેવું ટકા જેટલો ભાગ) અન્ય પ્રજાથી જુદી રહેવાથી, જુના વિચારને મજબુત પણે વળગી રહે છે અને નવા વિચાર ગ્રહણ કરવાને અશક્ત થાય છે. તેમની આજીવિકા ચલાવવાને રૂપીઆ અથવા કોઇ પણ પ્રકારના સિક્કાની પણ જરૂર પડતી નથી; હજુ પણ ઘણે ઠેકાણે ગામના ઘાંચી, મોચી, કુંભાર વીગેરે કારીગરોને તેમની મહેનતના બદલામાં અનાજ અથવા બીજી ચીજો કેટલાએક વર્ષો પહેલાં નક્કી કરેલા દર પ્રમાણે મળે છે. શહેરોમાં દરેક મનુષ્યને પોતાની મહેનતના બદલામાં વધારે દ્રવ્ય મેળવવાની ઇચ્છા અને આશા હોય છે તે ગ્રામ્ય પ્રજાના રૂઢિમય જીવનમાં અલભ્ય હોય છે. કેટલીએક વખતે જમીનના ભાડામાં, અથવા માલની કીંમતમાં, અથવા મજુરીના સુસારામાં રગઝગ કરીને વધારો ઘટાડો ગામડાઓમાં પણ જોવામાં આવે છે; પરંતુ ગ્રામ્ય પ્રજાની દૃષ્ટિમર્યાદા સંકુચિત હોવાને લીધે આર્થિક વિકાસમાં જરૂરી સ્પર્ધાનો પુરો લાભ મળતો નથી. પાશ્ચાત્ય દેશોમાં મહોટા શહેરોની વૃદ્ધિને લીધે મજુર અને મુડીવાળા વર્ગ વચ્ચે નુકશાનકારક ઝગડા અને કલહથી દેશની શાંતિમાં ભંગ પડે છે તે વાત ખરી છે, પણ આપણી ગ્રામ્ય પ્રજા હાલના જેવી પછાત સ્થિતિમાં રહેવાથી દેશનો આર્થિક વિકાસ અસંભવિત છે. ન્હાનાં ગામડાઓમાં રહેવાથી લોકો ઘરખુણીઆ થઈ જાય છે અને પોતાનામાં અક્કલ હુશીઆરી હોવા છતાં પણ દેશાટણ કરી શકતા નથી. વળી ગામડાઓમાં પરસ્પર સહાયના અભાવને લીધે કરવા પડતા હોવાથી આર્થિક ઉત્પાદનમાં કેટલેએક અંશે દેશને નુકશાન થાય છે.

## (૮) ન્હાના ઉદ્યોગો.

હિંદની ગ્રામ્ય વ્યવસ્થાને લીધે દેશના ઘણા ઉદ્યોગો ન્હાના પાયા ઉપર ચલાવવામાં આવે છે. આ કારણથી દેશની બનાવટ વિદેશી વસ્તુઓની સામે ટકી શકતી નથી. આપણા કારીગરોને ઘણી વખત પોતાની જ મુડી રોકીને અને ફક્ત પોતે અને પોતાના કુટુંબના માણસો કામે લગાડીને પોતાના જ જોખમે અને ખર્ચે માલ બનાવવાનો મચળો ભાર વેઠવો પડે છે. આ પદ્ધતિથી ચાલવાથી દેશના આર્થિક ઉત્પાદનમાં કેટલીએક જાતનો લાભ થાય ખરો; મજુરોની ઉપર દેખરેખ રાખનારા (મુકાદમ) માણસોનો પગાર બચે છે અને કારીગરોની સ્વતંત્ર શક્તિઓનો વિકાસ થઈ શકે છે. પરંતુ પુરતી મુડી નહી મળવાથી ઘણી વખત નુકશાન પહોંચે છે. વળી આ પ્રમાણે બનાવવામાં આવતો માલ દેશને મોંઘો પડે છે; કારણ કે યાંત્રિક બળની મદદ વડે થોડા સમયમાં એક જ માણસ વધારે વસ્તુઓ બનાવી શકે છે, અને યંત્રો વડે ચલાવવામાં આવતા મહોટા કારખાનાઓમાં મુડીવાળા, કારીગરો, મજુરો, અને ઉત્પાદનના બીજા સાધકો એક બીજાને સહાય કરવાથી પ્રજાના સંપૂર્ણ ઔદ્યોગિક બળનો પુરો ઉપયોગ થઈ શકે છે. ઓગણીસમા સૈકામાં હિંદના ઉદ્યોગોની પડતીનાં અસંખ્ય કારણોમાં દેશના કારીગરોની નિર્ધનતા અને મુડીવાળાની બેદરકારી એ પણ હતાં. આપણા કારીગરોના અજ્ઞાનને લીધે અને તેમનામાં યાંત્રિક શક્તિની ખામી હોવાને લીધે વિદેશી સસ્તી વસ્તુઓ સાથેની હરીફાઇમાં તેમના હુનરો ભાગી પડ્યા છે. પોતાના

જુના રૈટીઆમાં અને સાળોમાં કાંઈ ફેરફાર કરવાનું ચાતુર્ય નહીં હોવાથી તેમ જ પ્રજાની પસંદગી અને માગણીમાં એકદમ મોટા ફેરફાર થવાથી જુની પદ્ધતિ પ્રમાણે ચાલનારા કારીગરોનો રોજગાર તુટી જાય તેમાં નવાઈ નથી. અત્રે જણાવવું જોઇએ કે જો કે આપણી હાલની વ્યવસ્થાથી ન્હાના ઉદ્યોગોમાં લાભ રહેતો નથી, પણ તે ઉદ્યોગો સુધારીને નવી પદ્ધતિના કેટલાએક અંશો દાખલ કરવાથી તેમાંથી સારો નફો મળી શકે, તેમજ પાશ્ચાત્ય પ્રજામાં મજુર વર્ગ અને મુડીવાળા વર્ગ વચ્ચેની અસંખ્ય તકરારો અને અસંતોષથી તેમજ ગીચ વસ્તીમાં રહેવાના ગંભીર પરિણામોથી દેશને બચાવી શકાય. હજુ પણ હિંદની મિલો હાલમાં જેટલું કાપડ બનાવે છે તેનાં કરતાં લગભગ ત્રણગણું કાપડ આ દેશની હાથની સાળો ઉપર બને છે; અને આ દેશમાં વધતી જતી છુટક વીજળીક બળ મેળવવાની યોજનાઓથી અને હાથની સાળોમાં સુધારા થવાથી થોડા વખતમાં દેશને વધારે સસ્તું અને સારૂં દેશી કાપડ મળી શકે. આ સંબંધમાં અને બીજા કેટલાએક ન્હાના ઉદ્યોગોમા ખ્રિસ્તી મિશનોની પ્રવૃત્તિ પ્રશંસનીય અને અનુકરણીય છે

( અપૂર્ણ. )

ફોર્મન કૉલેજ,

લાહોર.

પોપટલાલ ગોવિંદલાલ શાહ.

# પ્રેમાનંદનાં નાટકો.

( ૧૩ )

રા. નરસિંહરાવનો ન્યાય અને ઉપસંહાર.

પોતાના નિબંધની શરૂઆતમાં રા. નરસિંહરાવ લખે છે કે " પ્રથમ એ કહેવું જોઇએ કે આ નાટકો પ્રેમાનંદની કૃતિ નથી એમ સ્પષ્ટ સિદ્ધાંત કરવાને હું તત્પર થયો નથી. માત્ર એ નાટકોના ઉત્પાદક પ્રેમાનંદ કવિ હશે કે કેમ તે પ્રશ્ન તરફ હું સંશય (અશ્રદ્ધા)ની દૃષ્ટિથી જોઉં છુ. (આ વૃત્તિમાં ને કેવળ નાસ્તિક વૃત્તિમાં અંતર ઘણું છે તે ભૂલવાનુ નથી. આ અશ્રદ્ધા મારા અજ્ઞાનનું પરિણામ હશે ") હાથકી રીતે ને સંભાળ પૂર્વક પ્રારંભ કર્યા પછી પોતાના સશયની બાબતો અને તેનાં કારણો આપે છે, અને છેવટ ભાગે કહે છે કે, " મારાથી બને તેટલી અન્વેષણ સામગ્રી મેં પેદા કરીને પરીક્ષા કરી છે, અને તેથી ફલિત થતા અનુમાનની પુષ્ટિમાં જે જે મુદ્દા મેં વાપર્યા છે તેમાંથી કોઈ ખોટા પડશે, તો તેથી મુખ્ય પ્રશ્નને બાધ ભાગ્યે આવશે; એમાંનો એકજ મુદ્દો મહત્વનો

કોઈ અબાધ રહેશે તો મારૂં અનુમાન ટકેલુંજ રહેશે એ અનુમાન ખરૂં ઠર તો 'આ નાટકો પ્રેમાનંદના' નહિ પણ કોઈ આધુનિક વિદ્વાનના હાથનાં છે એમજ માનવું પડશે શાસ્ત્રી વર્ગની પદ્ધતિના જ્ઞાનવાળો તેમજ પાશ્ચાત્ય સંસ્કારવાળો એ લેખક હોવો જોઇએ એમા સંશય નથી ! ' " આ નાટકોને આધુનિક બનાવટ તરીકેજ ગણવા પડશે આ ઉપરથી એમ સમજાય છે કે શરૂઆતમા રા નરસિંહરાવ નાટકો પ્રેમાનંદના નથી એમ સ્પષ્ટ કહેવાને તૈયાર નહોતા, પણ પોતે સામગ્રી ભેગી કર્યા પછી એવા અનુમાન ઉપર આવ્યા કે એ નાટકો કોઈ આધુનિક લેખકનીજ કૃતિ છે પ્રેમાનંદની નહિ વિશેષ ચમત્કાર તો એ છે કે પોતાનો એકજ મુદ્દો અબાધ રહે ( અને બાકીના સર્વ રદ થાય) તો પોતાનું અનુમાન ટકેલુંજ રહેશે એમ તેઓ કહે છે, તે કયા ન્યાયથી ? એક માણસ ઉપર ખુનનો આરોપ આવ્યો હોય અને તે માટે ૧૦૦ પુરાવા રજુ થયા હોય તેમાના ૯૯ તૂટી જાય, અને એકજ પુરાવો ઉભો રહે કે તૂટી ન શકે, તો શું તે ઉપરથી એ માણસ ઉપર ખુનનો આરોપ સાબીત થશે અને તે ફાંસીને લાકડે લટકશે ? ધારો કે તેને કોઇએ નાશ આગળ જોયો હતો અથવા તેના હાથમા છરી જોવામા આવી હતી, પરંતુ જ્યા સુધી આસપાસના સંજોગો ( બીજા પુરાવા ) વડે એજ માણસે ખુન કર્યું છે, એમ સાબીત ન થાય ત્યા સુધી એવો ન તૂટેલો પુરાવો કામમા આવી ન શકે

એ પછી વૈરંક દહાડે બરન્ સાહિત્યમા વાચેલા નિબંધ અને પ્રેમાનંદ પક્ષનાઓને પોતે ખુલી રીતે આહ્વાન (challonge) કરે છે, અને છેવટ કહે છે કે ' આ વાદગ્રસ્ત પ્રશ્નની લડત—સ્નેહભાવથી લડત—એનો નિવેડો આવતા સુધી લડવાનો મારો નિશ્ચય છે, તે માટે આયુષ્ય-અને મન અને શરીરની શક્તિ ઇશ્વરકૃપાથી ટકશે ત્યા સુધી એ લડત હું શિથિલ કરવાનો નથી અને એટલું ઇચ્છુ છુ કે આ પ્રશ્નનો નિર્ણય તે આયુષ્ય અને શક્તિ ખુટતા પહેલા ના આવે તો અને હાલ પણ મારા તરફ઼ મિત્રો ખરા ઉત્સાહથી અને ડહાપણથી તેમજ સત્યના બળથી આ લડત પોતાના હાથમા લઈ લેશે, અને સત્યના વિજયની સિદ્ધિ કરશે, તથાસ્તુ ' આ તે અત્યાગ્રહ કે દુરાગ્રહ ? આવી વૃત્તિના લેવાનુ કારણ એમ સમજાય છે કે તેઓ વહેમથી એકજ દિશાએ દોરાઈ ગયા છે તેમણે ઢાલની કાળી બાજુ માત્ર જોઈ છે, અને સફેદ બાજુ તરફ લક્ષ આપ્યું નથી, તથા તે તરફ દોરવનાર કોઈ ઉભો થાય તેની રહા ન જોતા, તેમણે પોતાનો મત બાંધી દીધો છે પોતે ૧૮ વર્ષ જામ્યા તેના કારણમા જણાવે છે કે આવા વિષયને મુદતનો કાયદો લાગુ હાય એમ જણાતું નથી જો એમ છે તો પ્રમાણકો કે બીજાઓએ વર્ષ બે વર્ષ મૌન્ય ધારણ કર્યું- તેથી શું થઈ ગયુ ? તેમને પણ મુદતના કાયદાનો બાધ આવતો નથી, પરંતુ પોતે કરેલો નિશ્ચય જાણે ટર્કીના સુલતાનનો ફરેદ હોય કે રૂસિઆના ઝારનો યુકામે ટોય, તેમ તે સર્વેએ માન્ય કરવોજ જોઇએ એમ, પ્રકાશમા મૂકી મોઢે બેઠી કેમ રહ્યા છે? રા કેમ વચાલ ધ્રુવ પોતાનું મત શા માટે ફેરવતા નથી, અને ગ. અજારિયા નાટકોની પૂર્વે પ્રેમાનંદનું નામ આપેજ કેમ ?

• ' વળી આવા વિષયને કાયદો લાગુ નથી એમ રા નરસિંહરાવ કહે છે, ત્યારે અન્ય

ઠેકાણે કાયદાને આગળ ધરે છે તેઓ કહે છે. 'એવા ગ્રથને વિષે આમ પુરાવાનો બોજો અસ્તિ પક્ષના શિર ઉપરથી નાસ્તિ પક્ષના શિર ઉપર ખસેડીને મૂકવો' એ અન્યાય યુક્ત અને યુક્તિ વિરૂદ્ધ છે, પછી પોતે કોહીનૂર અને વાઘરી પાસેના કડાનાં ઉદાહરણ આપે છે. મતલબ એ થાય છે કે એક ઠેકાણે મુદતનો કાયદો લાગુ થતો નથી એમ કહેવામાં આવે છે, ત્યારે આ ઠેકાણે પુરાવાનો કાયદો લાગુ કરવામાં આવે છે. વારૂ, કાયદો લાગુ કરીએ તો પોતે લાંબી મુદત ન્યાયાધીશનું કામ કરેલુ છે તેથી હિંદના પુરાવાના નિબંધ (The Indian Evidence act) થી તેઓ વાકેફગાર હોવા જોઇએ એમ માનીને જણાવીશું, કે તે નિબંધના પ્રકરણ સાતમાં પુરાવાનો બોજો સામાન્ય રીતે જે પક્ષકાર કંઈ સાબીતી કરવા માગતો હોય તે પક્ષકાર ઉપર નાખેલો છે, અને કલમ ૧૧૦ માં લખ્યુ છે કે કોઈ વસ્તુનો કોઈ માલીક કે કબજેદાર નથી, એવુ કહેનાર ઉપર તે સાબીત કરવાનો બોજો રહે છે. નાટકો પ્રેમાનંદના છે, છતાં તે તેના નથી, એમ રા. નરસિંહરાવ કહે છે, તો તેવું સાબીત કરવાનો બોજો એમના શિર ઉપરજ પડે છે. અમુક ઘર અ નુ છે, છતાં તેનો પાડોશી ચ કહે છે કે તે ઘર એનું નથી, અથવા એક સ્ત્રી અ ની છતાં ચ કહેશે કે તે મારી છે, તો સાબીત કરવાનો બોજો કોને શિર પડશે? જો માલિકને શિર બોજો નખાય; તો જગતમાં ખોટા બાઝી પડનાર ઘણા નીકળશે, અને ખરા માલિક આપત્તિમાં આવી પડશે, અને જો તેઓ માને છે તેમ તેમને માથે પુરાવાનો બોજો નથી, તો તેમણે ગાટયો બધો–હવે તો લૂસો–" મહિમ્ન "–ખોટા પુરાવો એકઠો કરી રજુ કરવા શા માટે તકલીફ લીધી? બસ એટલુ જ કહીને બેસી રહેવું હતું કે આ નાટકો પ્રેમાનંદના નથી, જેઓ તેના છે એમ કહે છે તેઓ લાવે પુરાવો!

. . .

પોતે જણાવે છે તે વાત ખરી હોય તો, તેમના મત પ્રમાણે પોતાના લાભમાં ઉતરે, પરંતુ મારા તરફથી જે જે દલીલો ખંડન માટે આપવામાં આવી છે, તે ઉપરથી સાક્ષર વર્ગની ખાત્રી થશે કે તેમના પ્રમાણો નિશ્ચય ઉત્પન્ન કરનારા છે જ નહિ, તથા ઠેકાણે ઠેકાણે પોતે જ લખ્યું છે કે, આ વાત વિષે સંશય છે, વધારે અન્વેષણની જરૂર છે, મને એમ લાગે છે, કદાચ આમ હોય, તો આવી સ્થિતિમાં અને આવા પ્રમાણો વડે પોતે જે નિશ્ચય ઉપર આવે છે તે વાસ્તવિક નથી એમ સુજ્ઞ વાચક વર્ગને માલમ પડશે

પોતે જણાવે છે કે મારા મતને સ્વીકારનાર ઘણા છે, પરંતુ આજ સુધી ચાલેલી ચર્ચા ઉપરથી તો તેની સંખ્યા ઘણી નાની જણાય છે, પોતાને નાટક બહાર પડ્યા તે જ વખત સંશય પડેલો, એમ જણાવી તેમણે સ્વ મણિલાલ દ્વિવેદીને પત્ર લખેલો અને દ્વિવેદીએ પણ સંશય જણાવેલો એ વખતે તેમણે પ્રકાશકને લખી કેમ પૂછાવ્યું નહિ હોય, તેનું કારણ જાણવામાં નથી નિબંધ પ્રકટ કર્યા પછી પોતે ૭ માસ વાટ જોઈ, પણ કોઈ કંઈ બોલ્યા નહિ, ત્યારે તેમણે લગભગ ૫૦ સાક્ષરો, માસિક તથા વર્તમાન પત્રોના તંત્રીઓ વગેરેને પોતાના નિબંધની નકલો મોકલી, વિનતિ પત્રના કાર્ડ મોકલ્યા (તે પણ પ્રકાશકો તરફ ગયા હોય તેમ તપાસ કરતા જણાતું નથી) તેનું પરિણામ એ આવ્યું કે 'માત્ર ત્રણ જણે સ્પષ્ટ રીતે નાટકોને બનાવટી જ કહ્યા છે' આ ઉપરથી તેમનો પક્ષ સ્વીકારનારા કેટલા છે તે જણાઈ આવે છે. એમ છતા પોતે કહે છે કે દિન પ્રતિદિન મારા પક્ષનું બળ વધે છે સાધારણ રીતે સાક્ષરપણાનો ઉંચો દાવો ન કરનારા પણ વિચારશીલ વર્ગમાં તો આ નાટકો બનાવટી હોવા તરફ જ બહુ મતનો ઝોક છે, એમ મારી ગણના છે (શા ઉપરથી) મેં આજ સુધી જે જે રદીઆ આપ્યા છે તે વાચ્યા પછી તેમના પક્ષના કેટલા રહ્યા તે જાણવું પણ અગત્યનું થઈ પડશે

રા નરસિંહરાવના આહ્વાનનું બીડું મેં ઝડપ્યું અને યથામતિ તેમની દલીલોનું ખંડન કરવા યત્ન કર્યો છે, તે કેટલે દરજ્જે ફલિભૂત થયો છે તે, તથા આ વિચાર ઉપરથી ક્યા નિર્ણય ઉપર આવી શકાય છે તે બાબત હું સુજ્ઞ વાચક વર્ગને સોંપી મારું લખાણ આ લેખ સાથે બંધ કરૂં છુ (કારણ વાચવા કરતા તે બહુ લંબાયું છે,) અને રા નરસિંહરાવ પાસે ક્ષમા માગી તેમના જ શબ્દોમા વિનવીશ કે છેવટ એટલું અંતઃકરણ પૂર્વક કહું છું કે આ નાટક વિશેની મારી અશ્રદ્ધા યોગ્ય પ્રમાણોથી ખોટી કરશે તો મારા જેટલો આનંદ બીજા કોઇને નહિ થાય" એ વાત આપેલા રદીઆ વડે તેઓ કબુલ કરશે, અને આશા રાખું છું કે પોતે સત્યના અન્વેષણને અંગે કદી હાર જીતનો આત્મગૌરવપ્રેરિત ભાવ પ્રવેશ પામે, તો પણ એ સબંધમાં પણ 'sportsman-like થવું," રમતગમતમાં હોય છે તેવા પરસ્પર તરફ ઉદાર ભાવથી જ હાર જીત પણ ખમવી એ જ ભુષણ છે એમ જણાવ્યું છે, તેને માન્ય રાખી કદી આગળ લડત ચલાવવાની તેમની ઈચ્છા હશે, તો તે મિત્ર ભાવથી ચલાવશે

વળી, છેક હમણા જ એક ભાવનગરના ગૃહસ્થે લગભગ પ્રેમાનંદના સમયમાં લખેલું "ભાગ્યો મહોદય" નામનું સંસ્કૃત નાટક પ્રસિદ્ધ કર્યું છે આ ગ્રંથને બરોબર નાટક નામ અપાય તેમ નથી છતા તેમા જે ગેને નાટકના પ્રધાન અંગો, શબ્દોને અભિનયનો ઉપયોગ કરવામા આવ્યો છે, તે જોતા કબુલ કર્યા વગર ચાલે તેમ નથી કે નાટક લખવાનો પ્રચાર પ્રેમાનંદના સમયમા હતો રા નરસિંહરાવ ને તેમની સાથે દિલસોજી રાખનારાઓએ આ નાટક અવશ્ય જોવા જેવું છે

આ લેખ છેલ્લો જ હોવાથી, મારે વિષે અંગત થોડા શબ્દો લખવાની જરૂર જણાય છે ચોક્કસ વર્તમાન પત્ર તરફથી રા. નરસિંહરાવે ધરેલું બીડું મેં ઝડપ્યું જેટલા માટે મારા ઉપર અણુછાજતી ટીકાઓ કરવામાં આવી છે, તે વિષે તો કાંઈ બોલવાની જરૂર હું જોતો નથી. મારા લેખ છોકરવાદ તેમને લાગ્યા, ને તેવા લેખ 'વસંતે' સ્વીકાર્યા, માટે 'વસંત' ના તંત્રી ઉપર પણ પ્રહાર કરવામાં આવ્યા હતા. જે લેખ દમ વિનાના હતા, તે ઉપર તે વર્તમાન પત્રે ધ્યાન શા માટે આપ્યું હશે, તે તો તે જાણે; પરંતુ, સાધારણ માણસને સ્પષ્ટ સત્ય હમેશ દમ વિનાનું જ લાગે છે. બાકી મેં તો પ્રેમાનંદનાં નાટકો અને તેના પુસ્તકોનો બારીક અભ્યાસ કર્યા પછી જ તકરારમાં ઉતરવાનું નક્કી કર્યું હતું.

પ્રકાશકો અને રા. કેશવલાલને બાદ કરતાં, મને લાગે છે કે પ્રેમાનંદ માટે મને સૌથી વધારે માન છે, ને તેના તરફની પૂજ્ય ભક્તિથી મેં તેના ગ્રંથોનું મનન કરી તેને થતો અન્યાય દૂર કરવા પ્રયત્ન આદર્યો છે. આમાં જરાકે સ્વાર્થ નથી. પ્રકાશકોનો બચાવ કરવાનો પણ ઇરાદો નથી, કેમકે જે પ્રકાશક હયાત છે તે પોતાનો બચાવ કરવાને શક્તિમાન છે. હા, એક લેખકે મજાકમાં કહ્યું હતું તેમ "પ્રેમાનંદના બારિસ્ટર" થવાનું મન થયું હતું ખરૂં. મારી લેખમાળાના કેટલાક મણકા જૂદી સહીથી બુદ્ધિપ્રકાશમાં મેં આપ્યા હતા તે આ ઠેકાણે મારે કબુલ કરવું જોઇએ; પણ તેનું કારણ એટલું જ હતું કે રા. નરસિંહરાવને એક એવી ટેવ છે કે કાંઈ તકરાર ચાલતી હોય, તો તેના રદીઆ જૂદા જૂદા માસિકોમાં આપે છે; આનું અનુકરણ કરવાનું મન મને થયું, અને કાંઇક ઉતાવળ કરવાની તથા કાંઇક જૂદા જૂદા વાંચકોને આ બાબત જાણવાની ઉત્કંઠાથી પ્રેરાઈ આ રસ્તો મેં લીધો હતો; તેટલા માટે સુજ્ઞ વાંચકોને એટલી વિનંતિ કરવાની છે, કે તેઓએ વસંતમાંના આ તેર લેખ ઉપરાંત બુદ્ધિપ્રકાશમાંના ચાર + લેખ પણ સાથે લેઈ વાંચી પછી પોતાના નિર્ણય ઉપર આવવું.

એક પત્રકારે ડહાપણ ભર્યો પ્રશ્ન કર્યો હતો કે લેખો નામ સાથે ન છપાવતાં પડદે રહી "તખલ્લુસ" નામથી શા માટે છપાવવા ? ઉઘાડે છોગે કેમ ન લઢવું ? અમુક સંજ્ઞાથી લેખ લખવાનો રસ્તો ઘણાઓ પકડે છે. મેં 'ज्ञ' ની સંજ્ઞા આપી પ્રથમ લેખ મોકલ્યો, તેમાં એમ. એ. મેં લખ્યુ નહોતું. વસંતના તંત્રીએ તે ઉમેર્યું. ટીકા કરનાર પત્ર તેમ સાક્ષર મંડળનો મોટો ભાગ વિવિધ અનુમાનો મરજી મુજબ કરવા લાગ્યા કે "ज्ञ" કોણ છે ? તેમ છતાં પણ દોષારોપણ કરવાની વૃત્તિવાળા ગમે તેમ લખે તેનો ઇલાજ નથી. લખાણની મહત્વતા આંકવામાં લેખક કોણ છે તે જાણવાની જરૂર સમજુ વર્ગને રહેતી નથી.

"વસંત" ના તંત્રીએ કૃપા કરી પોતાની જગાનો મોટો ભાગ લગભગ દરેક મહીને નિયમિત અને વખતસર મને કાગળ પાડી આપ્યો, તે માટે તથા તેમની તટસ્થ વૃત્તિ માટે તેમનો ખાસ આભાર માનવાની આ તક હું લઉં છું, ને હાલતુર્તને માટે શાંત થાઉં છું.

M. H. K. "ज्ञ."

+ ૧૯૭૨ પ્રસિદ્ધ થયેલા "પ્રેમાનંદ થયો હતો ખરો કે ?" "હાર માળાનો કર્તા કોણ ?" "તથા" એક કાંકરે બે પક્ષી પડે;" અને ચાલુ સાલમાં "પ્રેમાનંદની પ્રતિજ્ઞા" એમ ચાર.

# દયાનો સિદ્ધાન્ત.

## ( સ્વીડનબોર્ગનાં સ્વર્ગીય રહસ્યો ઉપરથી. )

( અનુસન્ધાન પૃષ્ઠ ૨૯૪ થી. )

" જે આગળ આવી ગયું, તેમાં પડોશી એટલે કોણ એ બતાવાયું છે. હવે પડોશી તરફ જેનું આચરણ થવું જોઇએ તે દયા અથવા સ્નેહ શું છે, તે બતાવવાને અમે પ્રવૃત્ત થઇએ છીએ.

" માણસનું જીવન જ તેનો સ્નેહ છે, અને જેવો તેનો સ્નેહ હોય તેવું તેનું જીવન હોય છે, એટલું જ નહીં, પણ સમગ્ર માણસ તેવો હોય છે. + + +

" કુદરતી દુનિયામાં બે એવાં તત્ત્વો છે, કે જે તેની અંદરના જીવનનાં છે, અર્થાત્, તાપ અને પ્રકાશ; તથા માનસિક દુનિયામાં પણ બે તત્ત્વો છે, જે તેની અંદરનાં જીવનનાં છે, અર્થાત્ સ્નેહ અને આસ્થા કુદરતી દુનિયામાંનો તાપ માનસિક દુનિયામાંના સ્નેહનો સમરૂપ છે, અને કુદરતી દુનિયામાંનો પ્રકાશ માનસિક દુનિયામાંની આસ્થાનોઃ આમ છે તેટલા માટે જ્યારે માનસિક તાપ સંબંધી બોલાય છે, ત્યારે સ્નેહ બોધાય છે; અને જ્યારે માનસિક પ્રકાશ સંબંધી બોલાય છે, ત્યારે આસ્થા બોધાય છે; વળી વસ્તુતાએ પણ સ્નેહ માણસના જીવનનો તાપ છે, કારણ કે માણસ સ્નેહમાંથી ગરમ થાય છે, એ જણાયેલું છે; અને આસ્થા વસ્તુતાએ માણસનો પ્રકાશ છે, કારણ કે માણસ આસ્થામાંથી પ્રકાશિત થાય છે, એ જાણી શકાય.

" કુદરતી દુનિયાના તાપ અને પ્રકાશ તેમની સત્તા દુનિયાના સૂર્યમાંથી પ્રાપ્ત કરે છે; પણ માનસિક તાપ અને માનસિક પ્રકાશ અથવા સ્નેહ અને આસ્થા સ્વર્ગના સૂર્યમાંથીઃ સ્વર્ગનો સૂર્ય પ્રભુ છે; એ સૂર્યમાંથી જે તાપ આવે છે તે સ્નેહ છે, અને જે પ્રકાશ આવે તે આસ્થા છેઃ પ્રભુ પ્રકાશ છે, એ જૉનમાં સ્પષ્ટ છે, ' જીસસે કહ્યું, કે હું દુનિયાનો પ્રકાશ છુંઃ જે મારી પાછળ આવે છે તેને અંધકારમાં ચાલવું પડશે નહીં, પણ જીવનનો પ્રકાશ મળશે, ' (૮:૧૨); અને પ્રભુ એક સૂર્ય છે, એ મેથ્યુમાં ઉઘાડું છે, ' જ્યારે જીસસે પર રૂપ પ્રકાશ્યું ત્યારે તેનો ચહેરો સૂર્યની માફક ઝળક્યો, અને તેનો ઝભ્ભો પ્રકાશના જેરખો ધોળો થયો, ' (૧૦:૨).

" આ સમરૂપમાંથી સ્નેહની અને આસ્થાની શી હકીકત છે તે પણ જાણી શકાય. સ્નેહ વગરની આસ્થા તાપ વગરના પ્રકાશ સરખી છે, શિયાળાના પ્રકાશ જેવી; પણ સ્નેહ સહિત આસ્થા તાપ સહિત પ્રકાશ સરખી છે, વસંતના પ્રકાશ જેવી; વસંતના પ્રકાશમાં

દરેક વસ્તુ વધે છે, અને ખીલે છે, એ જણાયેલી વાત છે; અને એ પણ, કે શિયાળાના પ્રકાશમાં દરેક વસ્તુ શિથિલ થાય છે, અને નાશ પામે છે; આસ્થા અને સ્નેહનું પણ એમ સમજવું.

"હવે જ્યારે સ્નેહ માણસના જીવનનું મૂળ છે, અને સમગ્ર માણસ જેવો તેને સ્નેહ હોય તેવો હોય છે, અને વળી જ્યારે સ્નેહ માનસિક સયોગ છે, ત્યારે એ ફલે છે, કે પર જીવનમાં બધા સ્નેહો પ્રમાણે સાથે વસે છે, કારણ કે દરેક માણસનું જીવન, અર્થાત્, તેનો સ્નેહ મૃત્યુ પછી તેને અનુસરે છે. જેઓ પડોશી તરફના સ્નેહમાં અને પરમેશ્વર તરફના સ્નેહમાં હોય છે, તેઓ સ્વર્ગમાં સાથે વસે છે; પણ જેઓ પોતા–સ્નેહમાં અને દુનિયાના સ્નેહમાં હોય છે, તેઓ નરકમાં સાથે વસે છે, કારણ કે પોતા–સ્નેહ પરમેશ્વર તરફના સ્નેહથી વિરુદ્ધ છે, અને દુનિયાનો સ્નેહ પડોશી તરફના સ્નેહથી.

"પરમેશ્વર તરફનો સ્નેહ બોલાય છે, અને તેથી પ્રભુ તરફનો સ્નેહ બોધાય છે, કારણ કે તેનામાં ત્રૈગુણ્ય છે, અને તે સ્વગનો સ્વામી છે, કારણ કે 'સ્વર્ગમાં અને પૃથ્વીમા બધી શક્તિ તેને અપાયેલી છે' (મેથ્યુ, ૨૮:૧૮.)"

\+ + +

"કોઈ પણ માણુસ પડોશી તરફના સ્નેહની અને પરમેશ્વર તરફના સ્નેહની પ્રકૃતિ જાણે, તે સિવાય માનસિક અર્થમાં બોધાતું હિત શું છે, એ જાણી શકે નહીં; તથા કોઈ પણ માણુસ પોતાના સ્નેહની અને દુનિયાના સ્નેહની પ્રકૃતિ જાણે, તે સિવાય પાપ શું છે, એ જાણી શકે નહીં. એ પ્રમાણે કોઈ પણ માણુસ હિતની પ્રકૃતિ જાણે, અને હિતમાં સ્થિત થાય તે સિવાય આન્તર માન્યતામાથી આસ્થાનું સત્ય શું છે, એ જાણી શકે નહીં; તેમ કોઈ પણ માણુસ પાપની પ્રકૃતિ જાણે, તે સિવાય અસત્ય શું છે, એ જાણી શકે નહીં. આ કારણ માટે કોઈ પણ માણુસ હિતના બે સ્નેહમાંથી પ્રભવતા હિતની અને હિતમાંથી પ્રભવતા સત્યની પ્રકૃતિ જાણે, તે સિવાય પોતાની પરીક્ષા કરી શકે નહીં; અને પાપના બે સ્નેહોમાંથી પ્રભવતા પાપની અને પાપમાંથી પ્રભવતા અસત્યની પ્રકૃતિ જાણે, તે સિવાય.

"માણસને બે શક્તિઓ છે, જેમાંની એક બુદ્ધિ કહેવાય છે, અને બીજી ઇચ્છા. ઇચ્છા હિત, કે જે સ્નેહનું છે, તેની ખાતર માણસને અપાયેલી, અને બુદ્ધિ સત્ય, કે જે આસ્થાનું છે, તેની ખાતર; કારણ કે સ્નેહના હિતને ઇચ્છાની સાથે સંબંધ છે, અને આસ્થાના સત્યને બુદ્ધિની સાથે. દરેક શક્તિ બીજીની સાથે વિલક્ષણ પ્રકારે વ્યવહાર કરે છે. જેઓ હિતમાં અને તે વડે સત્યમાં સ્થિત થયેલા હોય છે, તેમની અંદર તેઓ પરસ્પર સંયુક્ત થાય છે; તથા જેઓ પાપમાં અને તે વડે અસત્યમાં હોય છે, તેમની અંદર પણ. એમની અંદર એ બે શક્તિઓ એક મન બનાવે છે. પણ જેઓ આસ્થા પરત્વે સત્યમાં અને જીવન પરત્વે પાપમાં હોય છે તેમની, તથા જેઓ આસ્થા પરત્વે અસત્યમાં અને જીવન પરત્વે દેખીતા હિતમાં હોય છે તેમની સ્થિતિ જૂદી છે.

"માણુસને પોતાનું મન વિભાજવાની અને આ બે શક્તિઓને એક બીજીથી વિયુક્ત કરવાની રજા નથી, અર્થાત્, સત્ય સમજવા તથા બોલવાની, અને પાપ ઇચ્છવા તથા કરવાની; કારણ કે એમ થતાં એક શક્તિ ઉપર અથવા સ્વર્ગ તરફ જોશે, અને બીજી નીચે અથવા નરક તરફ, અને આ પ્રમાણે માણુસ તેમની વચ્ચે આન્દોલિત રહેશે. પણ તેને વિદિત થાઓ, કે ઇચ્છા તેને દોરી જાય છે, અને બુદ્ધિ અનુમોદે છે. + + +

"માણુસને પોતાની અંદર સ્વર્ગ છે કે નરક, એ જાણુવાના કરતાં કશું વધારે આવશ્યક નથી; કારણ કે એક અથવા બીજામાં તેને હમેશાંને માટે રહેવાનું છે. તે આ જ્ઞાન પ્રાપ્ત કરે, તેટલા માટે એ આવશ્યક છે, કે તેણે હિત શું છે અને પાપ શું છે, એ જાણુવું જોઇએ, કારણ કે હિત સ્વર્ગ બનાવે છે, અને પાપ નરક. દયાનો સિદ્ધાન્ત બન્ને શિખવે છે.

"અમે પરમેશ્વર તરફનો સ્નેહ બોલીએ છીએ, અને એથી પ્રભુ તરફનો સ્નેહ બોધીએ છીએ, કારણ કે બીજો કોઈ પરમેશ્વર નથી. પિતા તેનામાં છે, (જૉન, ૧૪:૯ થી ૧૧), અને પવિત્ર જીવન તેનામાંથી છે,' (જૉન, ૧૬: ૧૩ થી ૧૫)."

\+ + +

"માણુસની અંદર હિત સ્વર્ગ છે, અને પાપ નરક છે, તેટલા માટે એ નિશ્ચયથી જણાવું જોઇએ, કે હિત શું છે, અને પાપ શું છે. આગળ કહેવાઈ ગયેલું છે, કે હિત તે છે, કે જે પ્રભુ તરફના સ્નેહનું છે, અને પડોશી તરફની દયાનું; અને કે પાપ તે છે, કે જે પોતા–સ્નેહનું છે, અને દુનિયાના સ્નેહનું, જેમાથી એ ફલે છે, કે આ સ્નેહોમાંથી જ એ જાણી શકાય, કે હિત શું છે, અને પાપ શું.

"વિશ્વમાં જે બધી વસ્તુઓ ઈશ્વરી ક્રમ પ્રમાણે છે, તેમનો હિત અને સત્ય સાથે સમ્બન્ધ છે, અને વિશ્વમાં જે બધી વસ્તુઓ ઇશ્વરી ક્રમથી વિરુદ્ધ છે, તેમનો પાપ અને અસત્યની સાથે; જેનું કારણ એ છે, કે હિત અને સત્ય, જે ઈશ્વરી સત્તામાંથી પ્રસરે છે, તેઓ ક્રમને બનાવે છે, કારણ કે તેઓ ક્રમ છે.

"જે હિત પ્રભુ તરફના સ્નેહનું છે તે સ્નેહી હિત કહેવાય છે, અને જે હિત પડોશી તરફની દયાનું છે તે જ્ઞાની હિત સ્નેહી હિત, કે જે પ્રભુ તરફના સ્નેહનું છે, અને જ્ઞાની હિત, કે જે પડોશી તરફની દયાનું છે, તેમના ભેદની પ્રકૃતિ અને વિસ્તૃતિ પાછળ જે આવે છે તેની અંદર બતાવાશે.

"સ્નેહી હિતનો સિદ્ધાન્ત, કે જે પ્રભુ તરફના સ્નેહનો સિદ્ધાન્ત છે, તે સર્વથી વધારે વિસ્તૃત છે, અને સર્વથી વધારે રહસ્યોનો ભરેલો; જ્ઞાની હિતનો સિદ્ધાન્ત, કે જે પડોશી તરફની દયાનો સિદ્ધાન્ત છે, તે પણ વિસ્તૃત અને રહસ્યોનો ભરેલો છે, પણ સ્નેહી હિતનો સિદ્ધાન્ત કરતા ઓછો, કે જે પ્રભુ તરફના સ્નેહનો સિદ્ધાન્ત છે. દયાનો સિદ્ધાન્ત વિસ્તૃત છે, તે અહીં ઉપરથી દેખાઈ શકે, કે દયા એકની માફક બીજાની અંદર સરખી નથી, અને કે કોઈ પણ બે માણુસો સરખે પ્રકારે પડોશી નથી.

" દયાનો સિદ્ધાન્ત એવો વિસ્તીર્ણ હોવાને લીધે, પ્રાચીનો, કે જેમનામાં દયાનો સિદ્ધાન્ત એ જ દેવાલયનો સિદ્ધાન્ત હતો, તેમણે પડોશીના વર્ગો પાડેલા, અને તેમને વિભાજેલા સુદ્ધાં, અને દરેક વર્ગને નામ આપેલું, અને શિખવેલું, કે કેમ એક વર્ગનાઓની તરફ દયા આચરવી જોઇએ, અને કેમ બીજા વર્ગનાઓની તરફ; આ પ્રમાણે તેમણે સિદ્ધાન્તને ક્રમમાં આણેલો, અને દયાના આચારોને, કે જેથી કરીને તેઓ બુદ્ધિની આગળ સ્પષ્ટ રીતે મૂકી શકાય.

" જેમના તરફ દયા આચરવી જોઇએ, તેમને જે નામો તેમણે આપેલાં તે વિવિધ હતાં; કેટલાએકને તેઓ આંધળા કહેતા, કેટલાએકને લંગડાં, કેટલાએકને લૂલા, કેટલાએકને ગરીબ, વળી દુઃખી અને વ્યથિત, કેટલાએકને માબાપ વગરના, અને કેટલાએકને રંડાયેલાઃ સામાન્યતઃ જેમને ખાવાનું આપવું જોઇએ તેમને તેઓ ભૂખ્યા કહેતા, જેમને પીવાનું આપવું જોઇએ તેમને તરસ્યા, જેમને ઘરમાં લેવા જોઇએ તેમને અભ્યાગતો, જેમને વસ્રો દેવાં જોઇએ તેમને નગ્નો, જેમને મુલાકાત આપવી જોઇએ તેમને બિમારો, અને જેમની પાસે જવું જોઇએ તેમને કારાગૃહમાં પડેલા.

" દેવાલયના પ્રાચીનોને આ નામો સ્વર્ગમાંથી અપાયેલાં, અને જેઓ એ પ્રકારે નામાયેલા હતા તેમનાથી જેઓ મન પરત્વે તેવા હોય તેમને તેઓ સમજતાઃ તેઓ કોણ હતા, અને દરેક તરફ કયા પ્રકારની દયા આચરવાની હતી, એ સંબંધી તેમના દયાનો સિદ્ધાન્તમાં શિક્ષણ હતું.

" આમ હોવાને લીધે એ જ નામો શબ્દમાં આવે છે, અને જેઓ મન પરત્વે તેવા હોય તેમને બોધે છે. શબ્દ સ્વતઃ પ્રભુ તરફ સ્નેહના અને પડોશી તરફ દયાના સિદ્ધાન્તથી અન્ય કશી વસ્તુ નથી, જેમ પ્રભુ પણ શિખવે છે; ' તારા પરમેશ્વરને પ્રભુને તું તારા બધા હૃદયથી, અને તારા બધા આત્માથી, અને તારા બધા મનથી ચાહજે, આ પહેલી અને મોટી આજ્ઞા છે. અને બીજી તેના જેવી છે, તું તારા પડોશીને તારા પોતાની માફક ચાહજે; આ બે આજ્ઞાઓ ઉપર બધા નિયમ અને પેગંબરોનો આધાર છે, (મેથ્યુ, ૨૨:૨૭ થી ૪૦;) નિયમો અને પેગંબરો એ સમગ્ર શબ્દ છે.'

" એ જ નામો શબ્દમાં આવે છે તેનું કારણ એ છે, કે જેઓ બાહ્ય પૂજામાં હતા, તેમને જેઓ એ પ્રમાણે નામાયેલા હતા તેમના તરફ દયા આચરવાની હતી; અને જેઓ આન્તર પૂજામાં હતા, તેમને જેઓ મન પરત્વે તેવા હતા તેમના તરફ આચરવાની; એટલા માટે કે તેથી કરીને સાદાઓ સાદાઇમાં શબ્દને સમજે અને કરે, તથા જ્ઞાનીઓ જ્ઞાનમાં; અને એટલા માટે પણ કે સાદાઓને દયાનાં બાહ્યો દ્વારા તેનાં આન્તરોમાં પ્રવેશ કરાવી શકાય.

મણિશંકર રતનજી ભટ્ટ.

---

## સદ્વક્તા આવૃત્તિ બીજી

### યોજક પ્રસિદ્ધ વક્તા પંડિત લાલન.

૧. સભામાં ઉભા રહી છટાદાર ભાષણ કરતાં શીખવાનું પુસ્તક. આ પુસ્તકના ત્રણ ખંડ કરી પ્રથમ ખંડમાં જુદા જુદા વક્તાઓ કલ્પી, વિનયપૂર્વક પણ જુસ્સાદાર ભાષામાં દાખલા દલીલો સહિત ભાષણ કરી દેખાડયાં છે; બીજા ખંડમાંના વિષયો ઉપર બંને પક્ષના પ્રમાણો આપી, તેને કેવા ક્રમમાં ગોઠવવાં તે દેખાડી અને કેવાં ભાષાવશ્રેથી તે વિચારો શણગારવા તે સૂચવ્યું છે, અને ત્રીજા ખંડમાં ચર્ચા કરવા યોગ્ય ૧૧૫ વિષયો, સૂચના સહિત આપેલા છે. ગુર્જર ભાષામાં ભાષણકાર થવાની અભિલાષા રાખનારાઓને તથા ગુજરાતી વકીલોને આ પુસ્તક અવશ્ય ઉપયોગી છે.

આ પુસ્તક માટે મ્યુ૦ સ્કુલના આ. સુપ્રીન્ટેન્ડન્ટ રા. ન. **હિંમતલાલ ગણેશજી અંજારીઆ એમ. એ.** લખે છે કે–છટાદાર વક્તા થવાને ઇચ્છનારાને તો આ પુસ્તક સારી પેઠે માર્ગદર્શક થઇ પડે તેવું છે, એટલુંજ નહીં પણ સામાન્ય વાંચકને પણ તે એક બોધદાયક અને ઉંચ આશય બતાવનાર સન્મિત્ર જેવું થઇ પડશે એમ મને સાદ્યંત અવલોકન પછી ખાત્રી થાય છે. તેનો પહેલો ભાગ દરેક વિદ્યાર્થીએજ નહી પણ દરેક વિચારકે પણ અવશ્ય વાંચવા જેવો છે. **ભાષણનું જોર, વિચારશ્રેણી, દલીલનું વજન,** અને નિર્ણયાત્મક વચનોનું ગાંભીર્ય દરેક વાંચનારને ખરેખર ઘણુંજ લાભકારક નિવડે તેવું મને જણાય છે. આ સિવાય આ ગ્રંથની એકી અવાજે પ્રશંસા કરનાર રા. રા. **એન. જી. વેલીનકર, એમ. એ. એલ. એલ. બી. મ્યુનિ૦ સ્કુલોના સુપ્રીન્ટેન્ડન્ટ, રા. રા. જમીયતરામ ગૌ. શાસ્ત્રી બી. એ.** ડે. ઇન્સપેક્ટર, **રા. રા. જેકીસનદાસ જેઠાભાઇ બી. એ. સંસ્કૃત પ્રોફેસર સામળદાસ કોલેજ ભાવનગર, રા રા. કવિ નાનાલાલ દલપતરામ એમ. એ. પ્રોફેસર રાજકુમાર કોલેજ** મૂળ કિંમત રૂપીઓ એક હતી પણ કેટલાક સજ્જનોની મદદથી માત્ર... ... ૦-૧૨-૦

૨. **આત્મજ્ઞાન**—ગ્રંથકાર પંડિત લાલન. ગ્રંથમાં આવેલા ઉત્તમોત્તમ આત્મજ્ઞાનના અપૂર્વ વિષયોમાંથી માત્ર થોડાક વિષયો વાંચો. આત્મબોધ શાથી થાય છે! આત્માને જાણનારની સ્થિતિ કેવી હોય! આત્મજ્ઞાનથી કેટલો ફાયદો થાય છે! દેહ કેવો આત્મહીન છે! શું સ્ત્રીની અભિલાષાવાળો મન વશ કરી શકે! કુટુંબનું મમત્વ કેવું છે! જો તો ખરો, તારૂં અંતરંગ કુટુંબ કેવું છે? જેઓને મોક્ષ નગરનું રાજ્ય મેળવવું હોય તેઓએજ આ પુસ્તક **વાંચવું.** ... ... ... ... ... ... ૦-૮-૦

૩. **એક સવાલ હીંદની ઉન્નતિમાં વિઘ્ન કરનાર કોણ? સવાલનો** જવાબ કન્યા વિક્રય, બાળલગ્ન, અને વૃદ્ધલગ્ન. એ ક્રૂર, ઘાતકી, હાનીકારક રીવાજોનું સત્વર નિકંદન કરવા માટે શાસ્ત્રરૂપ **વિદ્યાચંદ્ર યાને સુમતિ** નામની બાર ચિત્રવાળી નવલ કથા છે નવલકથાને પ્રસિદ્ધ કરવા માટે કચ્છી કોમ તરફથી રૂ. ૫૦૦૦ ની ગંજાવર મદદ મળી છે, જેના પ્રતાપે એ પુસ્તકની મૂળ કિંમત રૂ. ૧ાા રાખવામાં આવી હતી તે ઘટાડીને માત્ર રૂ. ૧-૦-૦ રાખવામાં આવી છે. જેનો લાભ સજ્જનો લેશે અને બીજાઓને આપશે અર્પાવશે.

**પ્રેમથી મુક્તિ** ૦-૮-૯ **પ્રવૃત્તિ નિવૃત્તિ** ૦-૬-૦

**તમામ પુસ્તકોનું પોષ્ટેજ ખર્ચ કીંમત ઉપરતાં જાણવું.**

લખો—મેસર્સ મેઘજી હીરજીની કાં. બુકસેલર્સ અને પબ્લીશર્સ પાયધુની નાં. ૫૬૬–મુંબઇ.

# *University Life.*

"The four years which we spend at the University are generally the most important, as they may be the happiest, of our lives Long afterwards they stand out from the rest, for the memory of our own youth is associated with them, we have more to tell of them, and they have a deeper hold on our minds Here we meet for the first time on a common stage, before we part company again in our several pursuits Here we first become our own masters, more free to think and to act than we ever were before Here we find a great variety of characters, and are introduced to all classes and opinions There is nothing narrow or exclusive in the life of this place The rich man is not esteemed for his riches, and the poor man receives a generous welcome Every one who has any natural kindness or courtesy in him, and who is not too much haunted by the thought of self, may gather pleasant friends around him The pulse of youth beats through the whole society and, although we know that we may have many and serious faults, may we not also hope to find here some virtues which do not equally flourish in the larger world, such as disinterestedness, warm-heartedness, freedom from jealousy and meanness, disregard of mere rank or wealth, a generous admiration of others ?

Once more there is another blessing or gift which youth enjoys in a far greater degree than later life–the gift of acquiring knowledge To those who have any taste for it study is one of the greatest pleasures They take an interest in their work, and this is also the surest sign of their improvement in it they delight to feel not merely that they are adding to their stores, but that new powers of mind are being awakened in them They love the great and simple ideas of the ancient poets, historians, and philosophers to a few, even the study of the ancient language has an extraordinary charm When men find study a weariness to the flesh this seems to arise either from some deficiency in early education, or from the choice of a subject which is ill-suited to their natural capacity or not unfrequently from over-exertion of the mind For if the student is to have this freedom and joy of which I am speaking he must be above his work, he must keep his head clear and be master of his faculties, not overworking them but rather setting a limit to his exertions, for so only will he [illegible] the use of them "

—*Benjamin Jowett*

# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चा-
यमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः
पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् ।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् भूत्यै
न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद्.

---

વર્ષ ૧૨, અંક ૮. [ માસિક ] ભાદ્રપદ, સંવત ૧૯૬૯.

---

તન્ત્રી—ઑન. રા. બ. રમણભાઈ મહીપતરામ નીલકંઠ બી. એ. એલ્એલ્. બી.

દિગ્દર્શન: ઇતિહાસનું તત્ત્વચિન્તન. ૩૯૩
(પ્રો. આનંદશંકર બાપુભાઈ ધ્રુવ એમ. એ. એલ્એલ્. બી.)
જગડૂશા' પુરાતન કચ્છનો નરરત્ન. ૪૦૩
(રા. રા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી. એમ. એ. એલ્એલ્. બી.)
સરસ્વતીચંદ્રનું સ્મારક. ૪૦૬
(રા. રા. રામરાય. બી. એ.)
'શું' વિકારી કે અવિકારી? ૪૦૮
(રા. રા. નરસિંહરાવ ભોળાનાથ. બી. એ. સી. એસ.)
ઐતિહાસિક દૃષ્ટિએ માનવ જીવનનું અવલોકન. ૪૦૯
(રા. રા. "શરચ્ચન્દ્ર બી. એ.")
આર્યસંગીત અને તેના સાધકનું ઐતિહાસિક દિગ્દર્શન ૪૧૩
(રા. રા. મણિલાલ શામળભાઈ દ્વિવેદી એમ. એ.)
યુરોપીય સ્ત્રીનો દરજ્જો ૪૨૧
(રા. રા. મન્જુલાલ (ત્રિકમજી કોઠારી બી. એ.)
હિંદની આર્થિક સ્થિતિના કેટલાએક લક્ષણો ૪૨૯
(પ્રો. પોપટલાલ ગોવિંદલાલ શાહ એમ. એ.)
ઉપવનમાં બનેલો કરુણ વૃત્તાન્ત ૪૩૩
(રા. રા. નવિનકાન્ત નરસિંહરાવ દીવટિયા)
ચોતરે. ૪૩૫
(રા. રા. નરસિંહરાવ ભોળાનાથ, બી. એ. સી. એસ.)
અંકિત. ૪૩૬
(રા. રા. નરસિંહરાવ ભોળાનાથ બી. એ. સી. એસ.)
સ્વ. શ્રી. વિજયાલક્ષ્મીના જીવનની રૂપરેખા. ૪૪૧
(રા. રા. રમણિક અ. ત્રિવેદી)
ચર્ચાપત્ર ૪૪૭
(ડૉ. રા. માણેકલાલ કાળિદાસ ભટ.)

---

અમદાવાદ—ધી 'યુનીયન' પ્રિન્ટિંગ પ્રેસ કં. લી. મોતીલાલ શામળદાસે છાપ્યું, ઠે—ટંકશાળ

## લવાજમ

(૧) લાઇબ્રેરીઓ, (૨) સભાઓ, (૩) વિદ્યાર્થીઓ, (૪) સ્ત્રીઓ, (૫) ગુજરાતી શાળાના માસ્તરો, (૬) તળાટીઓ તથા (૭) માસિક રૂા. ૬૫ સુધી સર્વ પગારદારોના વર્ષ એકના રૂા. ૨-૦-૦ પોસ્ટેજ સાથે).

અન્ય સર્વ માટે વર્ષ એકના રૂ. ૨-૮-૦ (પોસ્ટેજ સાથે)

છૂટક નકલ એકના દર ફારમે એક આના પ્રમાણે.

મળવાનું ઠેકાણું—વસન્ત ઑફિસ—અમદાવાદ.

વ્યવસ્થાપક.

---

## નિયમો.

૧ વગર સહીના અને તન્ત્રીની સહીના લેખો માટે તન્ત્રી જવાબદાર છે.

૨ "વસન્ત-ઑફિસ"-ની સહીના લેખો માટે "વસન્ત-ઑફિસ" અને વ્યવસ્થાપક જવાબદાર છે.

૩ અન્ય સર્વ લેખો માટે તે તે લેખોના કર્તા જવાબદાર છે.

૪ ભાષાન્તરરૂપ લેખ લખી મોકલનારે મૂળ ગ્રન્થ કે લેખના કર્તાની પરવાનગી મેળવી શકાય તેમ હોય તો મેળવવી. તથા એ લેખ ભાષાન્તરરૂપ છે અને અમુક ગ્રન્થનું ગ્રન્થના ભાગનું કે લેખનું ભાષાન્તર છે એમ અમોને લખી જણાવવું. તે વિના એ લેખ પ્રસિદ્ધ રવા માટેની સઘળી જવાબદારી ભાષાન્તર કર્તાને શિર રહેશે.

૫ કોઈ પણ લેખકનું અસલ લખાણ-એ લેખ "વસન્ત" માં દાખલ કરવાનો થા કર્યો, હોય કે ન હોય-પણ તે લેખકને પાછું મોકલવાને અમો બંધાતા નથી.

૬ કોઇ પણ માસનો અંક તે પછીના માસની આખર સુધીમાં પણ ન મળે તો ગ્રાહકે અમને તુરત લખી જણાવવાની કૃપા કરવી. પાછળથી એ અંક પૂરો પાડવાને અમે બંધાતા નથી.

વ્યવસ્થાપક.

---



---

Reg. No. B. 463

# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चायमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स यो यमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् ।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद्.

વર્ષ ૧૨, અંક ૮. [ માસિક ] ભાદ્રપદ, સંવત્ ૧૯૬૯.

## દિગ્દર્શન.

ઇતિહાસનું તત્ત્વ-ચિન્તન.

" ઇતિહાસની આરસી સાહી, મેં જોયુ માંહી;
થિર થાવર દીઠું ન કાંઇ, ફરતી છે છાંઈ. "

આ સ્વ. નવલરામની પ્રસિદ્ધ પંક્તિઓમાંથી " ઇતિહાસની આરસી " એ શબ્દો લઇ, એ મથાળા નીચે મેં ઘણાં વર્ષો ઉપર જગતના ઇતિહાસ ઉપર એક નિબન્ધ લખવાનો શરૂ કર્યો હતો. એના બે ચાર ખંડ લખ્યા પણ હતા. પરન્તુ આગળ ચાલતાં મને થયું કે " ઇતિહાસની આરસી " એ રૂપક જ મેં ખોટું લીધું છે. અને આ ભૂલના ભાનથી મન્દોત્સાહ થઈ મેં મારો નિબન્ધ અધૂરો જ છોડી દીધો. એ રૂપક ખોટું એવી રીતે છે કે—ઇતિહાસ તે માત્ર અસ્થિર પદાર્થોની ફરતી છાંય ગ્રહણ કરનારી આરસી જ નથી. જગત્ના પદાર્થોનો નિઃસત્ત્વ અને નશ્વર સ્વભાવ જણાવવા માટે આ રૂપક ઠીક છે, પણ ઇતિહાસમાં જે ગંભીર અર્થવત્તા અને કાર્યકારણભાવની ઘટના રહેલી છે તે એ વડે બિલકુલ સૂચવાતી નથી.

ઇતિહાસ એ અસંબદ્ધ બનાવોની નોંધપોથી નથી. જેમ પ્રકૃતિના બનાવો કાર્યકારણના મહાનિયમથી બંધાએલા છે, તેમ મનુષ્ય-ઇતિહાસનાં બનાવો પણ એ જ નિયમને વશ છે.

પ્રકૃતિ કરતાં મનુષ્ય જેટલો વિશેષ અદ્ભુત છે અને એનું માનસિક બંધારણ વિશેષ દુર્ગમ છે, તેટલી એની કૃતિઓ વિશેષ ચમત્કારક અને ગૂઢ દેખાય છે—પણ વસ્તુતઃ એ કાર્યકારણના નિયમની બહાર નથી. એ નિયમ ઉકેલવો ગમે તેટલો કઠણ હોય, પણ વસ્તુસ્થિતિમાં એ નિયમ પ્રવર્તે છે એમાં સંશય નથી. તો પછી એ નિયમ શો છે એ શોધવાની—એની ગહનતાથી જરા પણ પરાસ્ત ન થતાં શોધવાની—આપણી ફરજ છે.

૧. આ શોધને અંગે એક મત એવો પ્રદર્શિત કરવામાં આવ્યો છે કે મનુષ્યઇતિહાસ તે માત્ર જગતના **મહાન પુરુષોનાં જીવનચરિત્રોનો** સમુદાય છે. આ મત બહુ સામર્થ્યથી વિક્ટોરિયન યુગના મહાન ગદ્યલેખક કાર્લાઇલે પ્રતિપાદન કર્યો હતો. મહાન પુરુષો પોતાના યુગ ઉપર જે પ્રબળ અસર કરી જાય છે, તેમ જ ભવિષ્યના ઇતિહાસનાં જે બીજ રોપી જાય છે—તે ઉપર નજર કરતાં, ઇતિહાસના સ્વરૂપનો આ ખુલાસો બરાબર છે. પણ જરા ઊંડા ઊતરીને જોતા આ ખુલાસો, અર્ધસત્યરૂપ હોઈ, પૂર્ણ સન્તોષ ઉપજાવતો નથી. જ્વાળામુખી પર્વત ફાટે છે અને ચોતરફની ભૂમિ ઉપર અસર કરે છે, ત્યારે એ અસરના કારણરૂપે જ્વાળામુખી પર્વતને જ બતાવવો એ સન્તોષકારક ખુલાસો નથી. પર્વતો જ્વાળામુખી શી રીતે થાય છે, એનો અગ્નિ ક્યાંથી આવે છે, ઇત્યાદિ કારણપરંપરામાં પાછળ જવાની જરૂર છે—અને એમ પાછળ દૃષ્ટિ નાંખીએ છીએ ત્યારે જ્વાળામુખી પર્વત એ કારણ મટી માત્ર દ્વારરૂપ સમજાય છે. તે જ પ્રમાણે મહાન પુરુષો એમના અને એમની પછીના યુગ ઉપર અસર કરે છે એ ખરૂં છે; પણ તેઓ પોતે ભૂતકાળના પુત્રો અને વર્તમાનકાળના બન્ધુઓ છે. મહાનમાં મહાન પુરુષ પણ એના જમાનાથી સર્વથા સ્વતન્ત્ર હોતો નથીઃ પુત્ર પિતા કરતાં ચઢી જાય અને પિતાનો પરાભવ કરે તો પણ પિતાનાં અંગ અને હૃદય એનાં અંગ અને હૃદયમાં રહેલાં હોય છે, અને એક બન્ધુ બીજા બન્ધુ કરતાં શારીરિક અને માનસિક પરાક્રમમાં ભિન્ન પડે, તો પણ એકકુટુમ્બીપણાનાં કેટલાંક તત્ત્વો એમના જીવનમાં સ્પષ્ટ પારખી શકાય છે. એટલું જ નહિ પણ મહાન પુરુષોના જીવનચરિત્રની બહાર રહેલી પ્રકૃતિની વિવિધ શક્તિઓ પણ ઇતિહાસ ઉપર પુષ્કળ અસર કરે છે માટે ઇતિહાસનો મહાન પુરુષોના જીવનચરિત્રરૂપે જ ખુલાસો કરવો એ કાર્યકારણની પરંપરામાં અધૂરૂં અન્વેષણ છે એટલું જ નહિ, પણ ખંડકારણને સમગ્રકારણ રૂપે સ્થાપી દેવાનો બીજો દોષ પણ એમાં રહેલો છે

૨. હવે, આ મતથી તદ્દન ઉલટો બીજો મત એવો છે કે—ભૂમિરચના વગેરે આસપાસની જડ **પ્રકૃતિ** એ ઇતિહાસનાં તાળાં ઉઘાડવાની ખરી કૂંચી છે. આ કૂંચી ગઈ સદીના ઉત્તરાર્ધમાં પ્રસિદ્ધ ઇતિહાસચિન્તક **બકલે** બતાવી હતી. જુદા જુદા દેશનો બહુ વિગતવાર પુરાવો આપીને એણે એમ સાબીત કરવા પ્રયત્ન કર્યો હતો કે ભૂમિરચના અને આબોહવાથી તે તે દેશની પ્રજાના ગુણો બંધાય છે; એટલું જ નહિ, પણ એ વડે એમના ધાર્મિક વિચારો, એમની આદિત્યની કલ્પનાઓ, એમની ગાર્હસ્થ્ય સંસ્થાઓ, અને એમના

સાંસારિક રિવાજો—ઇત્યાદિ મનુષ્યસુધારાનાં સર્વ અંગો ઘડાય છે. બક્લના આ વિચારને* મળતો વિચાર બીજરૂપે એમની પહેલાં અઢી હજાર વર્ષ ઉપર ઇરાનના બાદશાહ સાઇરસે દર્શાવ્યો હતો-એકવાર સાઇરસ પાસે એના અમીરોએ આવીને કહ્યું 'મહારાજ! આપણું રાજ્ય હવે ઘણું વિસ્તર્યું છે, અને આપણા ઇરાન કરતાં વધારે ફળદ્રુપ દેશ પણ આપણા તાબામાં છે' તો હવે આપણે આ કઠણ ભૂમિ છોડી વધારે રસાળ દેશમાં જઇને વસીએ. આપણી રાજધાની હવે એવે જ સ્થળે શોભે " આ સૂચનાના ઉત્તરમાં સાઇરસે કહ્યુ: "અમીરો! તમારે એ રસાળ દેશમાં વસવા જવું હોય તો ભલે જાઓ. પણ અત્યારે તમે બીજા ઉપર રાજ્ય કરો છો તેને બદલે બીજા તમારા ઉપર રાજ્ય કરે તો તે માટે તૈયાર થઈ રહેજો. એક જ જમીનમાં રસીલા ફળ અને બહાદુર પુરુષો બંને નીપજે એમ કદી બનતું નથી."

હવે, ખરૂ જોતાં મનુષ્યના શારીરિક અને માનસિક ગુણો ઉપર, અને તે દ્વારા જનસમાજની સંસ્થાઓ વગેરે ઉપર, ભૂમિ અને આબોહવાની અસર કેટલેક અંશે થાય છે પરન્તુ એ કારણ અને એ કાર્ય એક બીજા સાથે એવા જડાએલા છે કે અમુક જાતની ભૂમિ અને હવા હોય ત્યા અમુક જ ગુણ અને સ્વભાવના લોક ઉત્પન્ન થાય, અને જ્યાં એ ગુણ અને સ્વભાવ જોવામા આવે ત્યાં અમુક જ જાતની ભૂમિ અને હવા હોવાં જોઇએ—એવો નિયમ બાંધી શકાતો નથી. બક્લના સિદ્ધાન્ત સામે એક સ્થળે પ્રસંગોપાત્ત ચેસ્ટર્ટન નામે એક વર્તમાન અંગ્રેજ લેખકે ઉઠાવેલો વાંધો ખરો છે કે —

"It may be that the Highlanders are poetical because they inhabit mountains, but are the Swiss prosaic because they inhabit mountains? It may be the Swiss have fought for freedom, because they had hills; did the Dutch fight for freedom because they had not."

આમ બનવાનુ ખરુ કારણ એમ છે કે ચૈતન્ય એ દૈશિક ઉપાધિથી પર છે—જડ પ્રકૃતિના સામા વ્હેણે તરવાનું એનામા સામર્થ્ય છે, અને તેથી પ્રકૃતિના જડ નિયમોથી ચૈતન્યના વિલાસનો ખુલાસો કરવો અશક્ય છે.

* બક્લના ઇતિહાસચિન્તનમાં જડ ભૌતિક પ્રકૃતિ પ્રધાન સ્થાન ભોગવે છે તેથી આ એના મતનુ સામાન્ય સ્વરૂપ માનવામાં આવે છે. પણ વસ્તુતઃ, એ પોતે જ એના પુસ્તકમાં કહે છે કે જડ પ્રકૃતિને જીતી જવાનું મનુષ્યબુદ્ધિનુ સામર્થ્ય છે, અને તે યુરોપના સુધારામાં સ્પષ્ટ જોવામા આવે છે —

"The advance of European civilization is characterized by a diminishing influence of physical laws and an increasing influence of mental laws."

"The measure of civilization is the triumph of the mind over external agents. It becomes clear that of the two classes of laws which regulate the progress of mankind, the mental class is more important than the physical."

૩. વળી એક મત એવો છે કે—મનુષ્યનો ઇતિહાસ એની સામાજિક રાજકીય વગેરે **સંસ્થાઓથી** જ નિર્માય છે. બેશક આ સંસ્થાઓ એની ઉન્નતિમાં ઉપકારક કે અપકારક થાય, અને તેથી એનો ઇતિહાસ ઘડાય. પણ એ ઇતિહાસ એ સંસ્થાઓનું જ પરિણામ છે એમ માનીએ તો એમાં—એ સંસ્થાઓ પોતે જ મનુષ્યની કૃતિ છે અને તે અમુક બાહ્ય અને આન્તર જરૂરિયાતો પૂરી પાડવા માટે ઉત્પન્ન થાય છે એ વાતનું વિસ્મરણ રહેલું છે. તાત્પર્ય કે—સંસ્થાઓને કારણરૂપે માનવામાં વસ્તુતઃ મનુષ્ય પોતે જ કારણરૂપ ઠરે છે; એટલું જ નહિ, પણ એ સંસ્થાઓ અમુક પરિસ્થિતિને અનુકૂલ થવા માટે ઉત્પન્ન થાય છે એટલે એ પરિસ્થિતિ તે એ સંસ્થાઓનું કારણ બને છે. અર્થાત્, ઇતિહાસ સંસ્થાઓમાંથી ફલિત થવાને બદલે, સંસ્થાઓ પોતે જ ઇતિહાસમાંથી ફલિત થતી દેખાય છે. સંસ્થા અને ઇતિહાસના સંબન્ધની આ વિચારણા અર્થહીન વાક્ચાતુરી નથી. આમાં એક તાત્ત્વિક મતભેદ રહેલો છે, અને એણે જગતના વિચાર અને આચારના ઇતિહાસ ઉપર ભારે અસર કરેલી છે. ઉદાહરણ તરીકે—રૂસોનું એવું માનવુ હતું કે મનુષ્યે જે કૃત્રિમ સંસ્થાઓ ઊપજાવી છે તે જ એનાં સર્વ દુઃખનું નિદાન છે, માટે એ સંસ્થાઓ તોડી પાડો અને પ્રકૃતિના મૂળ સ્વરૂપને અનુસરો—એટલે સઘળાં સારાં વાનાં થશે. રૂસોના અંગ્રેજ અનુયાયીઓ જે આટલે સુધી જતા ન હતા—અર્થાત્ સંસ્થાઓ તોડી નાંખો એમ કહેતા ન હતા–તે એટલું તો કહેતા હતા કે કાયદાઓ અને સંસ્થાઓ સુધારો એટલે મનુષ્ય સુખી થશે. અર્થાત્ સર્વ કલ્યાણની કૂંચી કાયદાના અને સંસ્થાના સુધારામાં રહેલી એમને પ્રતીત થતી હતી. બેન્થામ મિલ વગેરે સુધારકો આ મતના હતા.

૪. હવે આથી વિરુદ્ધ સ્પેન્સર વગેરે તત્ત્વચિન્તકોનો એવો મત હતો કે દરેક સંસ્થા મનુષ્યની **પરિસ્થિતિ** અને **જરૂરિયાત**ને અનુસરીને ઉત્પન્ન થાય છે, અને તે ઉત્પન્ન થતી વખતે સારી જ હોય છે. નવી પરિસ્થિતિમાં અને નવી જરૂરિયાતો પૂરી પાડવા માટે નવી સંસ્થાની જરૂર પડે છે, અને તે ઉત્પન્ન થવામાં જૂની સંસ્થા થોડો વખત કદાચ વિઘ્નરૂપ રહે છે, પણ પરિણામે એ નાશ પામી નવીન સંસ્થાઓને માટે જગ્યા કરે છે જ. આ રીતે જોતાં, સંસ્થાઓ નહિ, પણ મનુષ્યના જીવનકલહમાં વિવિધ કાળે અને વિવિધ સ્થળે જે વિવિધ જરૂરિયાતો ઉત્પન્ન થાય છે તે જ એના ઇતિહાસનું—વર્તમાન અને ભવિષ્ય સ્વરૂપ ઘડવામાં—ખરૂં કારણ છે. આ મતભેદ આપણા દેશના વર્તમાન વિચારમાં પણ પ્રતિબિમ્બ પામેલો જોશોઃ એક વખત એવો હતો કે જ્યારે સુધારકો હિન્દુસ્થાનની જ્ઞાતિઓ અને ધાર્મિક સંસ્થાઓને પેટભરૂ બ્રાહ્મણોએ ઉત્પન્ન કરેલી માનતા, અને એનો ઉચ્છેદ કરો એટલે "ફતેહ છે આગે" એવી ખાતરી આપતા. અત્યારે વિચારવંત પુરુષોનો એવો મત થયો છે કે એ સંસ્થાઓ વર્તમાન સમયે ભલે નકામી હો,—પણ એક વખતે જનસમાજની ઉન્નતિમાં એ કામની હતી, એટલા માટે જ ઉત્પન્ન થઈ હતી—અને પ્રકૃતિમાં જેમ અસત્‌માંથી સત્ ઉપજાવી શકાતું નથી તેમ જૂની સંસ્થાઓનો પણ ઉચ્છેદ યાને લોપ કરી નવી સંસ્થાઓ—પાટી ઉપર નવા અક્ષરની માફક—ઉત્પન્ન કરવી અશક્ય છે.

૫. આમ સંસ્થાઓની પાર જઈ પરિસ્થિતિને કારણ માનવી ઠીક છે. પરંતુ તે સામે એક વાત ભૂલવી જોઇતી નથી: મનુષ્ય કાંઈ માટીનો લોચો નથી કે એને કાલચક્ર ઉપર ચઢાવી, અગર હાથે ટપલા મારી, ફાવે તેવો આકાર પરિસ્થિતિ આપી શકે. પરિસ્થિતિ કાંઈ, પૃથ્વીની આસપાસ વાતાવરણ વીંટાઈ રહ્યું છે તેમ, મનુષ્યની આસપાસ વીંટાઇને જ રહેતી નથી. એ તો—વૃક્ષમાં જેમ જળ વાયુ અને તેજ વગેરે બહારના પદાર્થો અંદર પેશીને વૃક્ષનું જીવન નિર્મે છે, તેમ મનુષ્યની અંદર દાખલ થઇને એના જીવન ઉપર અસર કરે છે. અને એવી રીતે જે **જીવનસ્થિતિ** ઉત્પન્ન થાય છે તેને આપણે મનુષ્યસુધારો કહીએ છીએ. તાત્પર્ય કે ભૂમિરચના, આબોહવા, જીવનની જરૂરિયાતો વગેરે ગમે તે કારણો મનુષ્ય ઉપર અસર કરતાં હોય, પણ એ અસરમાંથી જે જીવનસ્થિતિ ઉત્પન્ન થાય છે તેના ઉપર પ્રજાના ભવિષ્યનો આધાર છે. ગૃહ–દ્રવ્ય–રાજ્ય–સાહિત્ય–કલા–ફિલસુફી વગેરે જે જે મનુષ્યસુધારાનાં તત્ત્વો ઉત્પન્ન થાય છે, તે એનું ભવિષ્ય—અર્થાત્ ઇતિહાસ—ઘડવામાં સમર્થ ભાગ લે છે. પણ અનેક તત્ત્વોથી સંકુલ એવા મનુષ્યસુધારાનાં કયા તત્ત્વનું પ્રાધાન્ય રહે છે એ નક્કી કરવા જતાં, અનેક મતભેદ ઉપજે છે. કોઈ કહે છે કે પ્રજાની **રાજકીય** સ્થિતિ એના ઇતિહાસ ઉપર સૌથી વધારે અસર કરે છે. કોઈ **આર્થિક** સ્થિતિને મહત્ત્વ આપે છે. કોઈ એની **સામાજિક** સ્થિતિને વિશેષ ગણે છે. કોઇ એ સમાજનો પાયો ગૃહ છે એમ માની, ગૃહ અને કુટુમ્બની વ્યવસ્થાને આગળ કરેછે. ઇત્યાદિ અનેક મતભેદ ચાલે છે. તેમાંના દરેકના ગુણ દોષ સવિસ્તર તપાસીએ એટલો અહીં અવકાશ નથી, તથાપિ એનું કાંઇક કાંઇક—અતીવ અલ્પ—દિગ્દર્શન કરીને સન્તોષ માનીશું.

(૧) જેઓ પ્રજાના ઇતિહાસમાં **રાજકીય** સ્થિતિને પ્રાધાન્ય આપે છે તેઓની દલીલ તો સ્પષ્ટ છે. રાજાની સત્તા, પ્રજાની સત્તા, મન્ત્રીની સત્તા, રાજ્યના કાયદા, રાજ્યનો આશ્રય, રાજ્યનો પ્રતિબન્ધ, તેમ જ પરરાજ્ય સાથે સન્ધિ–વિગ્રહ વગેરેને લઈ ઉત્પન્ન થતી સ્થિતિ, ઇત્યાદિ બાબતો દેશના જીવન ઉપર પ્રબળ અસર કરે છે એની કોઇથી ના પાડી શકાશે નહિ. ઉત્તમ રાજકીય બન્ધારણથી ઇગ્લંડ સઘળી સુધરેલી પ્રજાઓમાં આગળ પડતું થઈ ગયું, અને સુધારામાં એક વખતે આગળ વધેલો આપણો દેશ રાજકીય અન્ધાધુન્ધીથી પાછળ પડી ગયો એ બે અન્વય અને વ્યતિરેકનાં ઉદાહરણો મનુષ્યની ઉન્નતિમાં રાજકીય સ્થિતિનું કેવું મ્હોટું સ્થાન છે એ બતાવવા માટે બસ છે. ધર્મની રક્ષા રાજ્ય કરે છે; દ્રવ્યની ઉત્પત્તિ અને વિનિમય રાજ્યના છત્ર નીચે અને રાજ્યના કાયદા મુજબ થાય છે; રાજ્યવહીવટમાં ભાગ લેતી પ્રજા સ્વાતન્ત્ર્ય અને સ્વાત્મમાનની વૃત્તિ સમજે છે–ઇત્યાદિ જોતાં પ્રજાના જીવન સાથે રાજ્યનો સમ્બન્ધ ઉઘાડો છે. પરંતુ તે ઉપરાંત, સુધારાના આદિકાળમાં જ્યારે ધર્મની જ અસર પ્રબળ ગણાય છે ત્યારે પણ રાજકીય સ્થિતિ ધર્મ ઉપર કેવી અસર કરે છે તેનું એક ઉદાહરણ એ છે કે—જ્યારે ન્હાની ન્હાની જાતિઓ એકઠી મળીને એક પ્રજા બને છે ત્યારે દરેક જાતિના જુદા જુદા દેવો મળી એક દેવમંડળ થાય છે, અને તેમાં એક જાતિ વધારે પ્રબળ હોય છે તો એ અનેક દેવમાં એક દેવ મુખ્ય ગણાય છે, અને જતે દહાડે એ સર્વ જાતિઓ તદ્દન એક થઈ જાય છે ત્યારે ન્હાના ન્હાના દેવ લોપાઈ એ મુખ્ય

દેવ તે એક જ દેવરૂપે—એક ઈશ્વરરૂપે—મનાવા લાગે છે. આમ પ્રજાના ધાર્મિક વિચારો પણ રાજકીય સ્થિતિથી ઘડાય છે.

(૨) પ્રજાના જીવનમાં રાજકીય સ્થિતિના મહિમાની વાત ઠીક છે. પણ વસ્તુતઃ, રાજકીય બળ પણ ધન વિના નકામુ છે. દેશનું આર્થિક બળ કેટલા મહત્ત્વનું છે એ સમજવું હોય તો વર્તમાન કાળના જગત ઉપર દૃષ્ટિ નાંખો: દરેક પ્રજાને પોતાનુ રાજકીય બળ ટકાવી રાખવા માટે જળ—અને—સ્થળનાં સૈન્ય ઉપર કરોડો રૂપીઆનું ખર્ચ કરવું પડે છે, એ આર્થિક બળ વિના અશક્ય છે. વળી રાજ્યના પરસ્પર સંબન્ધોમાં પણ પોતપોતાના વ્યાપારનું હિત કેમ સાચવવું અને નવી કમાણી માટે નવા દેશો કેમ વસાવવા એ જ ઉદ્દેશ પ્રધાનપણે રહે છે. દેશના અન્દરની રાજ્યવ્યવસ્થા જોશો તો તેમાં પણ રાજ્યવહીવટની સત્તા જુદા જુદા દ્રવ્યવિભાગને અનુસરે છે જેમકે, જમીનદાર અમીરો, મિલો બેંકો અને અન્ય વ્યાપારી મંડળના વ્યવસ્થાપકો, રેલવે ગોદીઓ ખાણો વગેરે વિવિધ કારખાનાંના મજૂરો—ઇત્યાદિ પ્રજાના આર્થિક વર્ગો ઉપર રાજ્યનું બન્ધારણ રચાય છે. આ રીતે વર્તમાન યુગમા જગતની સર્વ મ્હોટી પ્રજાઓમા આર્થિક સ્થિતિ એ રાજકીય સ્થિતિનો પ્રાણ છે, અને જગતનો ઇતિહાસ ઘડવામાં એ એક મહાન બળવાળી શક્તિ થઈ પડી છે—એમ કહીએ તો ચાલે. અત્યારે જે વાત વધારે ઉત્કટ રૂપમાં જણાઈ આવે છે તે ભૂતકાળમાં પણ વસ્તુતઃ પ્રવર્તતી હતી જ. જેમ વ્યક્તિનુ જીવન એના ઉદરનિર્વાહ ઉપર ટકી રહે છે અને તેથી ઉદરનિર્વાહનાં સાધનો અને યોજનાઓ એ એના જીવનમાં આધારભૂત છે, તેમ જનસમાજનુ જીવન પણ એની આર્થિક સ્થિતિ ઉપર—એટલે કે અર્થ કમાવાની અને વાપરવાની શક્તિ અને યોજના ઉપર—આધાર રાખે છે.

(૩) પણ પ્રજાની આર્થિક ઉન્નતિ સારી સામાજિક સ્થિતિ વિના બનવી અશક્ય છે. જનસમાજનાં વિવિધ અવયવો એક બીજા સાથે યોગ્ય રીતે સંકળાઇને પોતાનું કર્તવ્ય કરે, ત્યારે જ એની આર્થિક સ્થિતિ પણ સુધરે. એક વાવે, અને બીજો લણે—એ ન્યાયે સમાજની વ્યવસ્થા કરવામાં આવે તો તે કદી પણ ફતેહમન્દ થાય નહિ. પ્રાચીન કાળમાં ગ્રીસ અને રોમમાં ગુલામો પાસે કામ લેવામાં આવતું, તેથી પ્રજાના આર્થિક બળને નુકસાન હતું. સ્વતન્ત્રતા સિવાય અને સ્વહિતની લાગણી સિવાય કામમાં જીવ પરોવાતો નથી, અને કામ સુધરતું નથી. વર્તમાન સમયમાં ગુલામગીરીની સંસ્થા બંધ પડી છે પણ જ્યાં ધનાધિપો ( Capitalists—ધનાઢ્ય, કારખાનાંના માલિકો )—મજૂરોની તન્દુરસ્તી ગૃહસુખ કે આર્થિક શ્રેયની દરકાર કર્યા વગર તેઓની પાસેથી ગુલામ જેવું કામ લે છે, ત્યાં પરિણામે એ ધનિક વર્ગને જ નુકસાન ખમવું પડે છે; અને જ્યાં એ વર્ગને નુકસાન થતું નથી દેખાતું, ત્યાં પણ પ્રજાને તો નુકસાન થાય છે જ. જ્યાં સમાજનો એક વર્ગ જમીન કે મ્હોટી નોકરીઓ વગેરે આર્થિક લાભનાં સાધનો દબાવી બેસે છે, ત્યાં એ સાધનોનો, હરીફાઇને અભાવે, પૂરતો ઉપયોગ થતો નથી—અને દેશનું આર્થિક શ્રેય બગડે છે. વળી આ સામાજિક સ્થિતિની રાજ્ય ઉપર પણ અસર થયા વિના રહેતી નથી. અમીરો અને ધર્મગુરુ-

એના સ્વાર્થથી કચરાઈ ગએલું ફ્રાન્સ જ્યારે ૧૭૮૯માં ખળભળી ઊઠ્યું, ત્યારે એ ખળભળાટ મૂળ જેટલો રાજકીય નહિ તેટલો સામાજિક હતો, પણ પરિણામે એણે રાજ્ય ઉપર તેમ જ દેશની આર્થિક વ્યવસ્થા ઉપર અમાપ અસર કરી. વળી આપણા દેશમાં પ્રજાના સામાજિક બન્ધારણથી એના ઇતિહાસનું સ્વરૂપ થોડું ઘડાયું નથી. અખંડ 'ચાતુર્વર્ણ્ય'§ (ચાર અવયવોનું એક શરીર) તૂટીને જ્યારે ચાર છૂટા વર્ણ થયા, અને ચાર વર્ણમાંથી ચોરાશી નાતો થઈ, અને એ નાતોની સેંકડો પેટાનાતો અને પેટાનાતોનાં તડો થયાં— ત્યારથી એ વાતે હિન્દુસ્થાનની રાજકીય અને આર્થિક સ્થિતિ ઉપર કેટલી બધી અસર કરી છે એ સૌના જાણવામાં છે.

(૪) ઉપર પ્રજાની આર્થિક જરૂરિયાતને આપણે ઉદરનિર્વાહ સાથે સરખાવી. પણ જેમ ઉદરનિર્વાહ જીવન માટે જરૂરનો છે, પણ ઉદરનિર્વાહ એ જ જીવન નથી, તેમ જનસમાજનું જીવન પણ અર્થ કમાવામાં અને ભોગવવામાં સમાપ્ત થઈ જતું નથી. રાજ્યસત્તા અને દ્રવ્યપ્રાપ્તિ કરતાં પણ જીવનમાં વધારે ઊંડો અને વધારે ઉન્નત પુરુષાર્થ છે; અને એ પુરુષાર્થની સિદ્ધિ ઉપર કેટલીક વાર દ્રવ્ય અને રાજ્યનો પણ આધાર રહે છે એમ કહીએ તો ચાલે. તેમાં ગૃહ એ ઇતિહાસને ઘડનારી જેવી તેવી શક્તિ નથી. આર્ય પ્રજાની સર્વ શાખામાં ધર્મનું કેન્દ્ર ગૃહ છેઃ હિન્દુસ્થાનના ધર્મમાં અગ્નિહોત્ર અને ગાર્હપત્ય અગ્નિનું સ્થાન સુપ્રસિદ્ધ છે. અને તે જ પ્રમાણે, ગ્રીક આર્યો હેસ્ટીઆ (Hestia-hearth-goddess) નું અને રોમન આર્યો વેસ્ટા('Vesta,' 'Vestal' fire' ગૃહાગ્નિ.)નું પૂજન કરતા. એટલું જ નહિ, પણ પ્રાચીન આર્યોના સામાજિક બન્ધારણમાં અને તે દ્વારા રાજકીય બન્ધારણમાં ગૃહની કુટુમ્બભાવના આધારભૂત હતી.

વળી જુવો કે—પાડોશી કે જેના પ્રત્યેના ધર્મમા સમાજ અને રાજ્યનાં કર્તવ્ય સમાય છે, તેને ભાઈ સમાન ગણવાનો ઉપદેશ છે, ભાઇને પાડોશી સમાન ગણવાનું કોઇએ કહ્યું નથી. તાત્પર્ય કે રાજ્યની ભાવના ગૃહ ઉપર રચાએલી છે, ગૃહ રાજ્ય ઉપર રચાએલું નથી. પણ ગૃહ તે સમાજ અને રાજ્યનો માત્ર પાયો જ નથી. ગૃહ એ મનુષ્યનું મનુષ્યત્વ કેળવવાનું ઉત્તમ સ્થાન છે; અને જો જગતનો ઇતિહાસ એ મનુષ્યના મનુષ્યત્વનો જ ઇતિહાસ છે, તો એ ઇતિહાસમાં ગૃહનું સ્થાન કેવું મ્હોટું છે એ સમજવું કઠણ નથી. ગૃહની અવ્યવસ્થાથી મ્હોટાં મ્હોટાં રાજ્યો પાયમાલ થઈ ગયાં એમ ઇતિહાસ બતાવે છે. શાહજહાં અને ઔરંગઝેબની ગૃહભાવનાનો ધ્વંસ—એ મોગલ પાદશાહીનો ધ્વંસ નીવડ્યો. એ ગૃહભાવનાના વિનાશથી ગ્રીસ અને રોમ અવનતિમાં આવ્યાં, મુસલમાન રાજ્ય નિર્બળ થઈ ગયાં, અને પેશવાઈ ગઈ. ગુજરાતના 'છેલ્લા રજપૂત રાજા' કરણનો વિનાશ—અને તે સાથે રજપૂત રાજ્યનો વિનાશ પણ એ એક જ તત્ત્વ—ગૃહ—ની અવગણના કરવામાંથી ઉત્પન્ન થયો. વિશેષ પૂરાવો શો

§ ચારે વર્ણ મળી એક અખંડ જનસમાજ બંધાય છે એમ એના વ્યાકરણસ્વરૂપથી સૂચવનો ભગવદ્ગીતાનો શબ્દ.

જોઇએ ? જગતનાં અનેક મહાકાવ્યો અને નાટકો—દાખલા તરીકે, રામાયણ તે રામનો જય અને રાવણનો પરાજય વર્ણવીને—એ એક જ તત્ત્વનો મહિમા ગાય છે.

(૫) પણ મનુષ્યના ઇતિહાસ ઉપર અસર કરનારી આ પ્રબળ શક્તિઓમાં એક મ્હોટામાં મ્હોટી તે એના બાહ્ય અને આન્તર જગતના સંસ્પર્શ અને અવલોકનમાંથી ઉત્પન્ન થતાં કાવ્ય–કલા–ફિલસુફી વગેરે માનવબુદ્ધિ અને હૃદયના આવિર્ભાવો છે. આ વસ્તુઓ દેખાતી ઘણી સૂક્ષ્મ અને નજીવી લાગે છે—અને પ્રાકૃત લોક તો એને ક્ષણભર આનન્દ લેવાનાં સાધન તરીકે જ સમજે છે, પણ વસ્તુતઃ તેમ નથી. એક નવો તત્ત્વવિચાર કે એક નવી કાવ્યપ્રતિભા જગતમાં એવી ઉથલપાથલ કરી નાંખે છે કે સેંકડો વર્ષથી ચાલી આવેલી સંસ્થાઓ પણ એની શક્તિ આગળ પ્રાતઃકાળના ધુમ્મસની માફક છેદાઈ—ભેદાઈ જાય છે. એક બંસીના નાદે સ્ત્રી–શદ્રાદિક સર્વ જગતને એક કર્યું, ઋષિઓના કઠોર વજ્ર કરતાં ગોપીના નવનીત ( માખણ ) સરખા કોમળ હૃદયને અધિક ઠરાવ્યુ, અને ઇન્દ્રાદિક દેવોને નિર્માન કરી દીધા. બીજો દાખલો જુવો–તો પ્રથમ બોધિવૃક્ષ તળે અને પછી કાશીક્ષેત્રમાં પ્રકટ થએલા એક ન્હાના સરખા ધર્મસૂત્રે હિન્દુસ્થાનનો બલ્કે જગતનો ઇતિહાસ બદલી નાંખ્યો એટલું જ નહિ, પણ હિન્દુસ્થાનની બહાર પણ એણે જે ધર્મચક્ર પ્રવર્તાવ્યુ તેની અસર ઇજિપ્ટ અને પેલેસ્ટાઇન સુધી પહોંચી. ક્રાઇસ્ટના 'ધર્મરાજ્ય' ના ઉપદેશે યુરોપનાં મહારાજ્યો જીતી લીધાં. એક અરબના કલ્માએ એંશી વર્ષમાં મોરોક્કોથી ચીન સુધી રાજ્ય અને ધર્મનો પરિવર્ત કરી નાંખ્યો. એક જર્મન સાધુની વિટનબર્ગના દરવાજા ઉપર ચોઢેલી સાદી પત્રિકાએ આખા યુરોપના બે કડકા પાડી નાખ્યા. ફિલસુફોના "સમાનતા અને સ્વતન્ત્રતા" ના સિદ્ધાન્તે બૅસ્ટીલનો કિલ્લો તોડયો, અને આખા યુરોપમાં રાજકીય અને સામાજિક દાવાનળ પ્રકટાવ્યો, અને દરિયાપાર અમેરિકા સુધી પણ એની અસર પહોંચી. આ અને આવા અસંખ્ય દાખલાઓથી બતાવી શકાય કે જગતની સ્થૂલ શક્તિઓ કરતાં પણ સૂક્ષ્મ શક્તિઓ વધારે પ્રબળ છે. અને જગતના ઇતિહાસ ઉપર એ અમાપ અસર કરે છે

૬. ઇતિહાસની શક્તિઓનો વિચાર કરતાં કરતાં આપણે ફરી મહાપુરુષોના મહિમા ઉપર આવી પહોંચ્યા. કારણ કે ઉપર જે ઇતિહાસની સૂક્ષ્મ શક્તિઓ કહી એ મહાપુરુષોમાંથી—પ્રકટતી જ્વાળાઓ જ છે. પણ એ મહાપુરુષોને જ એ શક્તિઓના અન્તિમ અને સ્વતન્ત્ર કારણરૂપે માનવાથી કેવી અડચણો આવે છે એ આરંભમાં જ આપણે જોયું છે, એટલે મહાપુરુષની પાર રહેલું કોઇક તત્ત્વ શોધવા આપણે નીકળવું પડશે. એ તત્ત્વ તે જનસમાજમાં વસતું સમષ્ટિચૈતન્ય છે. શેક્સપિયર ગમે તેટલો મહાન નાટકકાર છે,

* "Christ who, being the holiest among the mighty, the mightist among the holy, lifted with his pierced hand empires off their hinges, turned the stream of centuries out of its channel, and still governs the ages."–*Jean Paul Richter*

તથાપિ ઇલિઝાબેથના સમયથી એ સ્વતન્ત્ર નથી. ક્રાઇસ્ટ ગમે તેવો મહાન ધર્મોપદેશ છે, તથાપિ 'પ્રભુના રાજ્ય' માટે વાટ જોઈ બેઠેલા યાહુદીમાંનો જ એ એક છે. અને એ જ પ્રમાણે સર્વ મહાન પુરુષો પોતપોતાના સમય સાથે જોડાએલા છે. હવે પ્રશ્ન એ ઊઠે છે કે આ જે સમષ્ટિચૈતન્ય કહ્યું તે સર્વે પ્રજામાં એકસરખું છે કે જુદી જુદી પ્રજાનું જુદું જુદું છે? બેશક, દેશ અને કાલની ઉપાધિએ કરીને તો જુદી જુદી પ્રજામાં અને એક જ પ્રજાના જુદા જુદા સમયમાં એ જુદું જુદું છે જ. પણ **તત્ત્વતઃ** એ એકસરખું છે, કે એક બીજાથી વિલક્ષણ છે એ પ્રશ્ન છે. આ સંબન્ધી મેં પ્રથમ ઘણાં વર્ષો ઉપર વાંચેલું એક પુસ્તક અત્યારે યાદ આવે છે. એનું નામ "The Psychology of peoples: its influence on their evolution" છે. એ એક ફ્રેંચ વિદ્વાને લખેલું છે અને એમાં એવો સિદ્ધાન્ત પ્રતિપાદન કર્યો છે કે જગતની જુદી જુદી પ્રજાઓનાં માનસિક બંધારણ જુદાં જુદાં છે, અને તેને લીધે એમનાં સાહિત્ય સંસ્થાઓ વગેરેમાં ભેદ પડે છે, અને તદનુસાર એમનો ઇતિહાસ પણ ભિન્ન ભિન્ન થાય છે. દાખલા તરીકે, ઇંગ્લિશ અને ફ્રેંચ પ્રજાનો ઇતિહાસ કદી પણ એકસરખો હોઈ શકે નહિ, કારણ કે એ બે પ્રજાના મૂળ સ્વભાવ વચ્ચે જ તાત્ત્વિક ભેદ છે. અને એ જ પ્રમાણે રોમન ગ્રીક હિન્દુ વગેરે વિવિધ પ્રજાના જનસ્વભાવનું સૂક્ષ્મ નિરીક્ષણ અને પૃથક્કરણ કરીને એ લેખકે બતાવ્યું છે કે, દરેક **પ્રજાનો** એક ખાસ **આત્મા** ('the soul of a people') હોય છે, અને એ એના ઇતિહાસમાં પ્રકટ થાય છે. (વિવિધ પ્રજા લગ્નાદિકથી સંકીર્ણ થવાથી ફેર પડે છે કે કેમ અને તે કેટલે સુધી અને ક્યારે ઇત્યાદિ પ્રશ્નો પણ વિચાર્યા છે—પણ એમાં ઊતરતાં આ લેખ બહુ લાંબો થઈ જાય તેથી અહીં અટકવું પડે છે.) આ પુસ્તક વાંચી થોડોક વખત હિન્દુસ્થાનના ભવિષ્ય પરત્વે મારૂં મન બહુ શોક અને નિરાશાથી ભરાઈ ગયું હતું. પણ ઊંડો વિચાર કરતાં એ પુસ્તકના પાયા મને લૂલા લાગ્યા. એમાં પ્રતિપાદન કરેલો સિદ્ધાન્ત જો ખરો હોય તો અજ્ઞાન લોકો જેને 'fate', 'કિસ્મત,' 'કર્મ' 'નસીબ' વગેરે કહે છે, તેના કરતાં પણ વધારે જડ અને સખ્ત શૃંખલા મનુષ્યના પગમાં પડે છે, અને પ્રજા તરીકે પુરુષાર્થ અને પરાક્રમના માર્ગમાં છૂટથી પગલાં ભરવાનો એને કાંઈ પણ અવકાશ રહેતો નથી. પણ વસ્તુતઃ એ સિદ્ધાન્ત માનવા જેવો જ નથી—કારણ કે એ અર્ધસત્યથી દૂષિત છે. તમારા ભાઇના મુખ સામુ જોશો, શરીર સામું જોશો, વર્તન સામું જોશો, અને ક્યાં ક્યાં તમારાં મુખ શરીર વગેરેથી એ ભિન્ન પડે છે એ જ જોયાં કરશો, તો તમને ભેદ વિના બીજું કાંઈ જ જણાશે નહિ. પણ એ જ વસ્તુઓમાં, તેમ જ એની પાછળ જઈ, એકતા ક્યાં છે એ જોવા બેસશો, તો તેનાં પણ તમને પુષ્કળ ચિહ્નો દેખાશે. એક ભાઇને સારી સોબત હોય કે સારી કેળવણી મળી હોય કે એ મ્હોટે ઘેર પરણ્યો હોય, કે એની સ્ત્રી સુશીલ હોય, કે એનાં સંઘળાં સન્તાન જીવ્યાં ઊછર્યાં અને પરાક્રમી નીકળ્યાં હોય—તો એનું ભવિષ્ય એક તરેહનું થાય છે; બીજો ભાઈ આ સઘળી બાબતમાં ખામી કે વિપરીત દશા ભોગવતો હોય તો તેનું ભવિષ્ય ઉલટું જ નીવડે છે. પરંતુ તેથી એ ભાઈ વચ્ચે ભાઈ તરીકે જે સમાનતાનું તત્ત્વ છે તે લુપ્ત થતું નથી. તે જ પ્રમાણે જુદી

જુદી પ્રજાનો જુદો જુદો ઇતિહાસ થયો છે, અને એ ઇતિહાસને પરિણામે એમના સ્વભાવ ઉપર જુદા જુદા સંસ્કાર પણ પડતા ગયા છે; તથાપિ મનુષ્ય માત્રમાં એક સમષ્ટિચૈતન્ય* વ્યાપેલું છે, અને એના આવિર્ભાવો ઇતિહાસમાં થયાં જ કરે છે. એ સમષ્ટિચૈતન્ય તે જડ પ્રકૃતિ નથી; તેમ જગતના છટા છવાયા મહાન પુરુષો પણ નથી; વળી તે તે સંસ્થાઓ પૂરતી જનહિતની વ્યવસ્થાઓ પણ એ નથી. એ સર્વ છે, અને સર્વથી અધિક છે: સૌની અંતર અને સૌની પાર વિરાજતું જગતનું જે અન્તર્યામી પરમ ચૈતન્ય તે એ છે. એ દેશ કાલ અને સ્વભાવરૂપ ઉપાધિ ગ્રહણ કરી ઇતિહાસમાં પ્રકટ થાય છે. એ રાસેશ્વરની લીલા સ્વતન્ત્ર છે, પણ ઉન્મત્ત નથી: એની લીલામાં અમુક નિયમો પ્રકટ થાય છે, એને સમજવા, એને અનુવર્તવું, અને એ રીતે માનવ ઉન્નતિનો રાસ ગૂંથતા ચાલવું, એ દરેક ગોપ-ગોપિકાનો અધિકાર અને કર્તવ્ય છે.

આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ.

---

* આ સમષ્ટિચૈતન્ય તે વ્યષ્ટિચૈતન્યનું માત્ર ટોળું જ ન સમજવું. પચીસ માણસનું ટોળું તે પચીસ માણસ કરતાં વિશેષ નથી—એ માણસોનું એકત્ર સ્થિતિમાં માત્ર નામાન્તર છે. અને તેમાં પણ પહેલા એ માણસો, અને પછી એમનું ટોળું. સમષ્ટિચૈતન્ય અને વ્યષ્ટિચૈતન્યનો સંબન્ધ આથી જુદી તરેહનો છે: સમષ્ટિચૈતન્ય પહેલું છે, અને વ્યષ્ટિચૈતન્ય પછી છે; સમષ્ટિચૈતન્યને, અખો જેને 'આપોપું' (યાને આત્મત્વ) કહે છે તે છે, અને તેથી વ્યષ્ટિચૈતન્યના સમુદાય કરતા એમાં અધિકપણું છે. જેમ પાંચ નટ મળીને એક નાટક નથી બનતું; પ્રથમ નાટક હોય છે, અને પછી એને ભજવવા માટે નટ એકઠા થાય છે, અને પોતપોતાનાં વિવિધ નાટ્યવડે એક નાટક ભજવે છે—જે નાટકનો કર્તા એ સૌથી પૂર્વે છે; તેમ વ્યષ્ટિચૈતન્ય ઇતિહાસરૂપી નાટક ભજવે છે, પણ એ નાટકનો કર્તા એની પૂર્વે છે. વળી એક એ યાદ રાખવું કે વ્યષ્ટિચૈતન્ય તે નટ છે, પૂતળાં નથી: અર્થાત્ નાટકકારના ભાવ પોતાની કૃતિમાં પ્રકટ કરવાનું કામ એનું છે અને એ રીતે એનું સ્વાતન્ત્ર્ય અને જવાબદારી ઊભાં રહે છે. આ ઉપમામાંથી શેલિના એક વાક્યનું સ્મરણ થઈ આવે છે:—

"History is the cyclic poem written by Time upon the memories of men. The past, like an inspired rhapsodist fills the theatre of everlasting generations with her harmony."

# જગડૂશાઃ પુરાતન કચ્છનો કારનેજી.

"વસન્ત" ના અધિપતિ તરફથી દુનીઆના મહાન વીસ નરોનાં નામ માગવામાં આવ્યાં હતાં, તેમાં મેં જગડૂશાનું નામ આપ્યું હતું, તેથી તેની મારે થોડી ઓળખ આપવી એવી સૂચના થવાથી આ ટૂંક અહવાલ લખ્યો છે.

જગડૂશા જાતે શ્રીમાળી વાણીઓ હતો, ધંધે વેપારી હતો, અને ધર્મે જૈનનો પાળતો હતો રહેવાસી કચ્છમાં ભદ્રેશ્વર નામે ગામ છે ત્યાંનો હતો, જો કે કોઈક કહે છે કે એ કાઠીઆવાડમાં ગીરનો રહીશ હતો.

સંવત ૧૩૧૨–૧૫ માં કચ્છ, કાઠીઆવાડ, ગુજરાત, સિંધ, દીલ્હી, વગેરે હિંદુસ્તાનના ભાગોમાં મ્હોટો દુકાળ પડયો હતો. એ કાળા કાળને "પનરોતરો કાળ" કહે છે. તે દુકાળના વખતમાં એકને હાથે–રાજ્યની મદદ વગર–એણે લાખો જીવોને અન્નદાન આપી પાળ્યા, પોષ્યા અને ઉગાર્યા, તેથી એક ઉદાર અને મ્હોટા મનના ધર્માત્મા તરીકે એનું નામ દેશના ઘણા ભાગમાં પૂજ્ય છે

સંવત ચૌદસોની આખરે યા પંદરસોની શરૂઆતમાં એક જૈન યતિ નામે ધનપ્રભસૂરિના શિષ્ય સર્વાનંદસૂરિએ સંસ્કૃતમાં "શ્રી જગડૂ ચરિત" નામનું મહાકાવ્ય લખ્યું છે. તેની માત્ર એક જ પ્રત હસ્તીમાં છે, અને તેને ગુજરાતી ભાષાંતર, ટીકા વગેરે સાથે પ્રસિદ્ધિમાં આણનાર રા. મંગળલાલ દલપતરામ ખખ્ખર છે. તેમના પિતાના હાથમાં એ પ્રત જ્યારે તેઓ કચ્છમાં નોકરી કરતા હતા ત્યારે આવેલી, અને તે સિવાય બીજી પ્રત હોય એમ જાણવામાં નથી. એ પ્રતનું લખાણ જૂના ગુજરાતી જેવું છે, મતલબ કે માત્રા અક્ષરની ઉપર ન લખતાં, તેની પાછળ એટલે ડાબા હાથ પર લખેલી છે.

સોળ નામના પિતા અને લક્ષ્મી નામની માતાને પેટે જગડૂનો જન્મ થએલો. એનું કુટુંબ કથકોટ ગામ છોડી ભદ્રેશ્વરમાં ઉપજીવિકાનાં સાધન શોધવા આવેલું. એને રાજ અને પદ્મ નામના બે ભાઈ હતા તથા યશોમતી નામની સ્ત્રી અને પ્રીતિમતી નામની પુત્રી હતી. પુત્ર હતો નહિ, અને પુત્રી ન્હાનપણમાં વિધવા થઈ, તેથી પોતે તેનું પુનર્લગ્ન કરવા તૈયાર થએલો, પરંતુ બેએક વૃદ્ધ વિધવાઓને જ્ઞાતિરિવાજનું એ ઉલ્લંઘન પસંદ ન આવવાથી કેટલાંએક કટાક્ષભરેલાં વચન કહી તેને એ રસ્તો લેતાં તેમણે અટકાવેલો.

મૂળ જગડૂનું કુટુંબ ઘણી ગરીબ સ્થિતિમાં હતું, અને દંતકથા એવી છે કે એણે એની સ્ત્રીના કહેવાથી રત્નાકર–સમુદ્રની આરાધના કરી, અને રત્નાકર દેવે એને સહાય કરી. ખરી વાત એમ લાગે છે કે દરીઆઈ વેપારનું જોખમ ખેડવામાં એ અગ્રેસર હતો અને એ વેપારમાં એને અનર્ગળ દ્રવ્ય પ્રાપ્ત થયું હતું. જયંતસિંહ નામના એના મુનીમ વિશે એવું કહેવાય છે કે હોરમઝના ટાપુમાં તે વહાણ લઈ વેપાર કરવા ગએલો, ત્યા તેના હાથમાં

એક પત્થરં આવ્યો, તે પત્થર એક બીજા વેપારીને લેવો હતો, તેથી તે વિનામૂલ્ય ચીજની કીમત બાબત રસાકસી ચાલી. અને ત્રણ લાખ દીનાર ત્યાંના રાજાને આપી તે પત્થર ખરીદી લઈ, જગડૂના મુનીમે તે દૂર દેશાવરમાં પોતાના શેઠની આંટ જાળવી. પાછાં ફરતાં લોકોએ જગડૂને ચઢાવ્યો કે તારો મુનીમ પુષ્કળ નાણું ખરચી વેપારના નફા ખાતે એક પત્થર વહોરી લાવ્યો છે. જગડૂએ કહ્યું મારી આબરૂ ખાતર તેણે જે કર્યું હોય તે મારે કબૂલ છે. પછી એક યોગીના કહેવાથી તે પત્થર ભાંગતાં, તેમાંથી " દિવ્ય રત્નોની હાર " મળી આવી. એ જ પ્રમાણે વચનથી બંધાઈ જવાથી ચાંચીઆઓ પાસે એણે મીણની ઈંટો ભરેલું એક આખું વહાણ ખરીદ કર્યું હતું. પરતુ જૈન શાસ્ત્ર મુજબ મીણનો વેપાર કરવો દોષિત હોવાથી યશોમતીએ તેને વાર્યો. પરંતુ છોકરાંઓની રમતમાં અનાયાસે એક ઈંટ દેવતામાં પડી અને તેના ઉપરનુ મીણ ઓગળી જતા તે સોનાની માલમ પડી. તે ઉપરથી ધણી ધણીઆણી બંનેએ બીજી ઈંટો તપાસી તો મીણને બદલે સોનાની ઈંટો જણાઈ. એવી પાંચસેં ઈંટો ઘરમાં આવેલી, અને તેનો આગળ જતાં જગડૂએ ધર્મના કાર્યમાં ઉપયોગ કર્યો.

તે વખતમાં અમુક માણસની દોલત તેની પાસે કેટલાં ઢોર છે તે ઉપરથી પણ ગણાતી. સો ગાયનુ એક ગોકુળ કહેવાતું અને જગડૂ પાસે એવાં ઘણાં ગોકુળ હતાં. છતાં એની સમૃદ્ધિનો પૂરેપૂરો ખ્યાલ તો એણે જે જે દાન કર્યાં છે, તેના પરથી જ આવી શકે.

એમ કહે છે કે ભદ્રેશ્વર ગામમાં એણે એક કીલ્લો બાંધ્યો હતો કે જેની મજબૂતીથી પીઠદેવ નામનો થરપારકરનો રાજા, જે આગળ એ જ ગામનો કિલ્લો સર કરી ભાંગી તોડી ગયો હતો, તે પણ આશ્ચર્યમાં પડી ગયો હતો.

દંતકથા એવી છે કે " પનરોતરો કાળ " પડવાનો છે એની આગળથી કોઈ દેવતાએ એને ખબર આપેલી, અને તેથી એણે જુવારની ખાણો દેશે દેશ ભરાવી રાખેલી. આગ-ગાડી વગેરેના સાધન થવાથી હાલના સમયમાં અનાજની ખાણો ભરી રાખવાનો રિવાજ દીવસે દીવસે નાબુદ થતો જાય છે, પરંતુ હજુ પણ કાઠીઆવાડના કેટલાક અંદરના ભાગમાં જુવાર વગેરેની ખાણો ભરી રાખવામાં આવે છે, અને મોંઘવારીના વખતમું રૈયતને તેમાંથી મદદ આપવામાં આવે છે

જ્યારે કાળ પડયો ત્યારે એના તરફથી એકસો બાર સદાવ્રત આપવામાં આવતાં હતાં, જેમાં દરરોજ પાચ લાખ માણસો જમતાં. તે ઉપરાંત જુવારની ખાણો ગામે ગામ, અને દેશે દેશ ખુલ્લી મૂકી દીધી હતી, કે જેથી લોકોને કોઈ રીતે અન્ન મેળવવામાં મુશ્કેલી પડે નહિ. જગડૂને લગતાં તે વખતની પ્રચલિત ભાષામાં કેટલાંક ગીતો ગવાય છે, તે ઉપરથી એના દાનક્ષેત્રનો વિસ્તાર સમજાશે.

× × × ×

रेवा, सोरठ, गुजरात, दानशाला तेतींसे ।
मारवाड ने धाट, काऊदन दीजे तीसे ॥

मेदपाट, मालवे, ढाल चालीस संचाले ।
ढल मण्डल, उत्तराद, प्रबल अन थानक बार ॥

× × × ×

मूडा आठ सहस, दीध वीसलरणवीरे ।
मूडा बार सहस, दीध सिंधवे हमीरे ॥
गंजनमे सुल्तान, सहस मूडा इकवीसें ।
मालवे पत्र अढार, अने मेवाड बत्तीसें ॥

× × × ×

दानसाल जगडू तणी केनी हुई संभारि ।
नउ करत्राली मणिअ जे तेहिं अग्गल विआरे ॥

રેવાકાંઠા, ગોરડ અને ગુજરાતમાં તેત્રીસ દાનશાળા હતી. મારવાડ, ધાટ (?) કચ્છમાં ત્રીસ હતી. મેદપાઠ (?), માળવા અને ઢાલમાં ચાળીસ હતી અને ઉત્તર ભાગમાં ઢલમ-ણ્ડલ(?)માં મ્હોટી બાર અન્ન આપવાની શાળાઓ હતી.

× × × ×

(અનુના) આઠ હજાર મૂડા શૂરવીર વિસલદેવ ગુજરાતના અધિપતિને, બાર હજાર મૂડા સિંધના હમીરને, એકવિસ હજાર મૂડા દિલ્હીના સુલતાનને, માળવાના રાજાને અઢાર હજાર ને મેવાડના રાજાને બત્રીસ હજાર મૂડા આપ્યા હતા.

× × × ×

જેમ માળાના મણકા તેના પ્રથમ આચાર એટલે વિધિપૂર્વક ફેરવવાથી શોભે છે તેમ જગડૂની દાનશાળાઓ પૃથ્વી પર શોભતી હતી.

આ ઉપરાંત કાશીના તથા કંદહારના રાજાને એણે મદદ કરેલી, તથા યાચકોને દશ લાખ મૂડા ધાન્ય તથા અઢાર કરોડ દામ–નગદ–આપેલાં, અને વળી જે કુલીન માણસો દાન લેતાં શરમાય તેમને લાડુમાં દીનાર નાંખી પોતે જાતે રાત્રે દાન કરી આવતો.

પોતાના ધર્મ પર જગડૂ ઘણો ચુસ્ત હતો, અને પુષ્કળ દ્રવ્ય ખરચી તેણે ગીરનાર તથા શેત્રુંજાની યાત્રાઓ કરેલી, એકસો ને આઠ દેવળો બંધાવેલાં અને ઠેકઠેકાણે અગણિત જગાઓએ, કુવા, વાવ, અપાસરા, ધર્મશાળાઓ વગેરે લોકોપયોગી મકાનો બંધાવેલાં, તેમ-કચ્છ, કાઠીઆવાડમાં ઠેર ઠેર જૂનાં નવાણોનો પુનરુદ્ધાર, જુનાં મંદિરોને મમારકામ તથા જૂની મૂર્ત્તિઓની પ્રતિષ્ઠા વગેરે કરાવેલાં. એણે ભદ્રેશ્વરમાં એક પોષાળ (પોષધશાળા) બંધાવેલી કે જ્યાં અન્ન વસ્ત્ર પુસ્તકો વગેરે પૂરાં પાડી લોકોને ભણાવવામાં આવતા.

ન્યાત જાતના ભેદ વગર જગડૂ હમેશા દાન કરતો. ભદ્રેશ્વરના મુસલમાનો માટે પોતે ખીમલી નામની એક મસ્જિદ બધાવી આપી હતી.

સર્વાનન્દસૂરિ વિરચિત કાવ્યમા અલબત્ત જગડૂની હદ બહાર પ્રશસા કરી છે, અને કાવ્યને અગે રહેતી અતિશયોક્તિ તેમાં નજરે પડે છે, પરતુ એ ધર્માત્માનો મુખ્ય ગુણ–દાનવીરતા–તેમાથી નિ.શક તરી આવતો દેખાય છે, અને તેથી હાલના સમયના પ્રખ્યાત દાતા એન્ડ્રુ કાર્નેગી જેની રીતે ન્યાત જાતના ભેદ વગર લોકોનુ ભલુ કરવા પોતાના અઢળક દ્રવ્યનો ઉપયોગ કરે છે, તેવી જ રીતે ગત કાળમા કચ્છના આ શ્રીમાળી વણિક શ્રાવકે પોતાની દોલતનો વ્યય કરેલો, એવી સરખામણી કરવામા કોઈ પણ પ્રકારનો દોષ કાઢવામા આવશે એવુ સભવતુ નથી

મુબઈ.
તા ૩૦ મી સપ્ટેમ્બર,
૧૯૧૩

કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી.

---

# "સરસ્વતીચંદ્રનું સ્મારક."

અરે શાત, શુ દીસે, ગૂઢ મહ–નિદ્ર–ભાસે, અતર શિથિલ થઈ જતુ
ખુલી એ તો, મારી–ચદ્રિકાની, હૃદય સકળ, શશિતણું કેવુ લુપ્ત કીધુ
સ્મરતો, ગુર્જર માત વ્હાલી વિચાર તારી સરસ્વતીના ચદ્રનો
હશે ક્રીપા કૈલાસમા ભમતો આત્મા તે દિવ્ય યોગીનો

સ્મરણો ઝરતા વેગથી, ખડા થતા, મન સમીપે, કોઈ કોઈ ચિત્રો
વખાણું બુદ્ધિ–બુદ્ધીધનતણી હજુ સભારી શઠને ને દુષ્ટ એનો દીકરો
ઉભી થતી, હૃદયે મૂર્તિ નવીનચદ્રની કેવુ સકળ ગુણનું ગૌરવ તને
પ્રમાદ તારા વ્યભિચારી પ્રમાદો, શુ ભોમ કુમુદપતિને કદીયે ગોભે

વળી દરબાર રાણા ભુપસીંહનું ભાન કરાવે હિદ તારા સસ્થાનોનું
વળી દેખુ આર્યપત્ની સ્વરૂપ મહામાયારૂપ ચતુરની ગુણસુંદરીનું
વૈધવ્યહેતી, સુદર શાણી દેટી શી તારી નીર્મળ નીલાણુ
પુષ્પવન ફળી કુસુમ તણી વાટ અતરે ઉર્મી આણી સભારુ

હું જ્ઞાનચતુરજી ને ડોસાતણું કેવું નિકાળ મુખડું
ધન્ય છે વૃધ પિતામહ અકળ ગતી તારીના શું વર્ણન કરૂ.
સ્મરતો મધરાજ્યને, તેના મણીરત્નને સ્મરતો બાળા કમળારાણીને
ત્યાં તો દેખું ઘોર જંગલને વડ તળે શુર સુરસીંહના સ્થાનને

સુદીર ગિરિ, તારાં સૂક્ષ્મ શૃંગો, ખડાં થતાં ચક્ષુ સમીપે
જોયાં ત્યાં તો ચંદ્રને, કન્યાધારી વળી, કુમુદને ચંદ્રાવળી સાથે
ત્યારે શું મુકુ, અલક તને કયમ ભુલું વતલીલા તને વળી
ભુલું શું પ્રતિમા દેવીતણી ને સ્મરતી ચંદ્રલક્ષ્મીની દીવ્યાક દેવી વળી

ત્યારે સ્મરૂ ગુમાનબાને ને ધુર્તજી તમારી અકલકળાઓ
સ્મરૂ ઘેલો ચંદ્રસેનો ને હરીલાલ ગુણીયેલ વણીક ડાહ્યો
નડકાન્ત તું શું રહી જશે નાના મીત્ર વીરતર શાંત થજે
અમર તપે ભક્તી તારી પ્રીય તુજમન ક્યાંતો ડાઈંડ હશે

મીથ્યાભીમાની કાંઈ પડ્યા મીત્રતા જુઠી શાને બનાવતા
છેવટે ચંદ્રમને મંજમારી હશો શું નીચ દુસ્મન બની વર્તતા
| ગગા ભાભી તમ જેવાં હોત્તે અબણુ પણ સુમાર્ગી ભાભીઓ સર્વ
કષ્ટ વેઠવું સહન કર્યું, પણ સ્થીર રહ્યા પતી મીત્રની શોધ વિષે

| વાટવાટ ગૌરવ તારૂ કહેલું સાહીત્યના અસ્ત થયલા ચંદ્ર અરે — ર
| પીતાનું મીત્ર તું વ્હાલો તું નારી તું રાજ્યધી પણ તું થયો
| અનેક ચીત્રો ચીતરી સાહીત્યની ભક્તીમાં અમર રહ્યો
બસે બસે તપે તારી કીર્તી સકલ રહે સર્વાંગે યશ તારો
જોઉ હમણાં ફરી ફરી નવ જડે કાંઈ સાહીત્ય નભાવિયે ચળકતો તારો.

રામરાય.

# 'શું' વિકારી કે અવિકારી?

કાર્તિક સંવત્ ૧૯૬૯ ના 'વસન્ત' માં 'શું ફિકર' એ મથાળાથી રા. અંબાઈદાસ કાળીદાસ પટેલે ચર્ચાપત્ર આપ્યુંછે હેમાં એમ બતાવવાનો પ્રયત્ન છે કે 'શું' એ અવિકારી સર્વનામ તરીકે પ્રેમાનન્દે તથા સામળે વાપરેલુંછે. તે સાબીત કરવા માટે હેમણે આઠ ઉદાહરણો ટાંક્યાંછે. આમ સ્થિતિછે તો આ પ્રશ્નની પરીક્ષા કરવાનું કર્તવ્ય ઉપસ્થિત થાયછે.

રા. અંબાઈદાસનાં આઠ ઉદાહરણોમાંથી નીચેનાં ત્રણતો અવિકારી સર્વનામનાં નથી, પરંતુ અવ્યયરૂપ 'શું' નાં છેઃ—

(૧) "શું ગર્વ કરેછે અજાણ્"

(૨) "શું પૂજા કીધી પાટ બેસાડી"

અને (૬) "વડી વડી કરે શું વાત"

બાકીનાં પાંચમાં કેટલાંક સંદિગ્ધછે, પરંતુ અસંદિગ્ધ ઉદાહરણો અવિકારી 'શું' નાં જે રહ્યાં તે માટે શું કહેવું? આ પ્રશ્ન વાજબી રીતે પૂછાશે.

તો જોવાનું એ છે કે આ અવિકારી પ્રયોગોની સ્હામે વિકારી "શું" ના પ્રયોગો સામળ પ્રેમાનન્દમાં ગંજ્યાબંધ મળેછે,—જે'માંનાં થોડાંક જ મ્હેં દ્વિતીય આષાઢ સંવત્ ૧૯૬૮ ના મ્હારા લેખમાં આપ્યાં હતાંઃ

"દમયતીની શી ગત હવી રે"

"વાંક શો મ્હારો, હો નળરાય"

"પેલા પોપટની શી ગત થઈ"

(આ નમૂનાનાં અનેક હોયછે.)

ઇત્યાદિ ઇત્યાદિ ઉદાહરણો પ્રેમાનન્દ સામળમાંથી મ્હેં ટાંક્યાં હતાં. આમ એક તરફ વિકારી 'શું' માટે જથાબંધ ઉદાહરણો છે, અને બીજી તરફ અવિકારી માટે કેટલાંક છે. તે આ ઉપરથી ભાષાનો વિકાસક્રમ જાણનારા પરીક્ષકો ખરું અનુમાન શું કરે? એ લોકો વિચારે કે વિકારી 'શું' ની પુષ્ટિમાં હેની પ્રાચીન વ્યુત્પત્તિનું સ્વરૂપ, પ્રાચીન ગુજરાતીમાં વિકારી પ્રયોગો (જે મ્હેં એ જ લેખમાં બતાવ્યા છે), અને શુદ્ધ ગુજરાતી—બાહ્ય સંપર્કના સંસ્કારથી અલિપ્ત—ભાષા બોલનારામાં વિકારી પ્રયોગનું સામ્રાજ્ય અને અવિકારીનો અપ્રયોગ,—એ સર્વ અંશો છે. હેની સાથે પ્રેમાનન્દ સામળનાં કાવ્યોની પ્રતોની શુદ્ધિ સંસ્કૃતિને અંગે લહિયાઓનાં પ્રમાદ અને અટકચાળાં, પ્રકાશકોનાં અજ્ઞાન તથા ઉપેક્ષા, ઇત્યાદિ સ્થિતિઓને પણ ગણનામાં લેવાનીછે. આ સર્વ હિસાબમાં લેતાં ઉપર કહેલા પરીક્ષકો આ અવિકારી 'શું' વાળાં દૃષ્ટાન્તો તરફ અશ્રદ્ધાની નહિં તો સંશયની દૃષ્ટિથી જુવે જ. અને તે જ ન્યાયયુક્ત વૃત્તિ ગણાય.

વાંદરા
તા. ૨૬–૮–૧૩

નરસિંહરાવ ભોળાનાથ.

# "ઐતિહાસિક દૃષ્ટિએ માનવ જીવનનું અવલોકન."

"We can convince the unlearned and the unbelieving that our studies are not vain gropings into what is dead and gone. Let us carry about with us the thought that the tongue which we still speak is in truth one with the tongue of Homer; that the Ekk'dsia of Athens, the Comitia of Rome, the Parliament of England are all offshoots from one common stock, that Kleisthenis Licinius, and Semion of Montford were fellow-workers in one common cause—let all this be to us a living thought as we read the records either of the earlier or of the later time—and we shall find that the studies of our youthful days will still keep an honoured place amongst the studies of later life, that the heroes of ancient legend, the worthies of ancient history lose not but rather gain, in true dignity, by being made the objects of a reasonable homage instead of an exclusive superstition"

—*Professor Freeman on the unity of History*

મનુષ્યજાતિનુ જીવન બહુ વિચિત્ર છે. ભિન્ન ભિન્ન મનુષ્યોની અને મનુષ્યસમાજની વિવેકબુદ્ધિ ભેદમય હોય છે. આ વિવેકબુદ્ધિની ન્યૂનાધિકતાનુસાર તે સમાજોના ઐતિહાસિક વિકાસમા વિવિધતા દૃષ્ટિગોચર થાય છે. જનસમાજનાં નિવાસની ભૂમિના ભેદે પણ તેમના જીવનમાં અનેક વિપર્યય થયા છે.

પ્રાચીનકાળના ઇતિહાસમાં ચાર નદીના ખીણોમા સંસ્કૃતિના ચાર પ્રવાહ પૃથક્ વહેતા હતા. પૃથક્સિક્યાંગ અને હોયાંગહો તીરની ભાગીરથી અને યમુનાની, તાઇગ્રીસ અને યુફ્રેતિસની અને નીલ નદની ખીણોમાં નિવસનાર માનવીઓના માનસિક વિકાસનાં તત્ત્વો ઘણાં જ અલ્પ વર્ષો ઉપર જગતને અનુભવસિદ્ધ થયાં છે. તે સર્વ વિકાસોએ પરસ્પર અનેક વિકારોનો વિનિમય કર્યો હતો. તે સર્વ પ્રવાહોનો અસ્ખલિત વેગ થોડા સમય સુધી અતિ-ચમત્કારિક પરિણામોને જન્મ આપી શાંત થયો. પૂર્વના પ્રાચીન ઇતિહાસનો સૂર્ય અસ્ત થયો.' પણ તે જ્ઞાનાર્કના તેજને આસિરિઆએ અને ગ્રીસે અને મેસેડોનીઆએ સ્વીકારી લીધું. ગ્રીસના ચિરંજીવ પુત્રોની સર્વદેશીય પ્રતિભા સર્વ દેશના પુત્રોને હજી પણ વિસ્મય પમાડે છે. તે સર્વ પ્રતિભાના ઉજ્જવળ પ્રકાશને મેસેડોનિઆએ ગળી લીધો અને આ પ્રત્યેક દેશનું એકત્વ રોમના 'મહારાજ્યના સર્વવ્યાપી અનેકત્વમાં સમાવિષ્ટ થયું. આ રોમના સાર્વભૌમ પ્રતાપથી પશ્ચિમ યુરોપખંડ, આફ્રિકાનો ઉત્તરસ્થ ભાગ, યુરોપીય ટર્કી અને એશિયામાઇનોર ઇત્યાદિ તાઇગ્રિસ ને યુફ્રેતિસ મહાનદીઓના તીર સુધીનો પ્રદેશ,' એ સર્વએ શાંતિ,'શાંતિયુક્ત સુખ, સુખયુક્ત જ્ઞાન અને જ્ઞાનયુક્ત નિર્ભયતા અનુભવ્યાં અને જ્યારે તે મહારાજ્ય ઉપર ઉત્તર, પૂર્વ, પશ્ચિમ, અને દક્ષિણ દિશા તરફથી મેઘની ગર્જના સહિત આપત્તિની સહસ્રધાર વર્ષા શરૂ થઈ અને તેથી સર્વદેશીય અંધકાર વ્યાપ્ત થઈ રહ્યો ત્યારે

તે જ સર્વ સંસ્કૃતજગતસ્થ અધિકારનાં મૂળ સૂત્રો ઉપર ટયુટોનિક પ્રજાએ પોતાનાં ભિન્ન ભિન્ન રાજ્યો સ્થાપ્યાં. ફ્રાન્કસની ટયુટોનિક પ્રજાના પૂર્વજોએ આ રોમનાં પરાજિત અને ધરણીતલગત રાજ્યને સંજીવિત કરી તે પર ચક્રવર્તીપણે અલ્પકાળ પર્યંત અધિકાર ભોગવ્યો; ફ્રાંસનું રાજ્ય ક્ષીણ થયું; સર્વ માંડલિક કુમારો સ્વતંત્ર બન્યા; પણ વળી તે અંધકારચ્છાદિત કાળમાંથી ઓટોનામક એક જર્મન યુવકે રોમના મહારાજ્યનું અન્ય મૂળતત્ત્વોપર પુનઃસમાસ્થાપન કર્યું અને એ રાજ્ય "પવિત્ર રોમન મહારાજ્ય" ના અભિધાનથી કોઈ વાર જર્મનીના તો કોઇવાર ઑસ્ટ્રિઆના રાજાઓના અધિકાર નીચે દબાતું દબાતું, અનેકજાતીય અનુભવોનું ઇચ્છાવિરુદ્ધ સન્માન કરતું કરતું, નામધારી રહી પોતાની સત્તાના અંકુશ તળે અન્ય બલવત્તર રાજ્યોને આણતું આણતું અને તેમાં નિષ્ફળ નીવડતું નીવડતું ઈ. સ. ૧૮૦૬ માં નેપોલિઅન બોનાપાર્ટની સત્તાના વિજયના અને પરાજયના પરિણામે કૈલાસવાસી થયું. તે પછી તુર્ત જ ઇટલિ એક રાજ્યની ગણનામાં આવ્યું; ઇંગ્લંડે પૂર્વ અને પશ્ચિમમાં આત્મસત્તાની જાલ પ્રસારી; થોડાં સૈકા પૂર્વે મહારાજ્યનાં મીઠાં સ્વપ્નોનો સ્વાદ અનુભવતું સ્પેઇન ગરીબ બન્યું; સ્વિટ્ઝર્લંડમા સ્વતન્ત્ર પ્રજાસત્તાક રાજ્ય સ્થપાયું; રશ અને સ્લૅવોનિક સમાજોનાં રાજ્યતંત્રોમાં સંસ્કારનો પ્રવેશ થવા લાગ્યો; તર્કી પણ રાજ્યમાં શાંતિ પ્રસારવા લાગ્યું; પૂર્વના સમાગમથી પશ્ચિમની પ્રજાને પૂર્વની સમાધિ—નિવૃત્તિવાદનો પુનઃ અનુભવ થયો; પૂર્વ તેથી પ્રવૃત્તિશીલ બન્યું; જપાને રશ રાજ્યનો પરાજય કર્યો; ચીન દેશે કુંભકર્ણની—મહાપ્રલય નિદ્રા–નો ત્યાગ કર્યો; ભારતવર્ષે સનાતન ધર્મનાં તત્ત્વોનું દેશ કાલ-ક્ષેત્ર-ઉચિત દર્શન કરવાનું ધ્યાન ધરવાનો આરંભ કર્યો, અને ઈરાનમાં પણ પશ્ચિમવાદની સ્પૃહા ચિરસ્થાયી થઈ. અમેરિકામાં પણ બલવત્ પ્રજાસત્તાક રાજ્યોની સ્થાપના થઈ; યુરોપીય પ્રજાનાં અંગોએ ત્યાં ભિન્ન ભિન્ન સ્વતન્ત્ર રાજ્યોનો નવીન યુગ પ્રવર્તાવ્યો. આફ્રીકામાં પણ એ જ અંગોએ સનાતન નિવાસ કરી ત્યાંના દેશીય તત્ત્વોને કોઈ સ્થળે જાગ્રત કર્યાં તો કોઈ સ્થળે પૂર્ણ ઘોરનિદ્રાવશ કર્યાં અને આ ક્ષણે સ્લૅવોનિક સમાજના વિભાગો તુર્કી સાથે યુદ્ધ કરી વિજય સંપ્રાપ્ત કરી પરસ્પર કલહમાં વ્યાપૃત થઈ સર્વ કલ્યાણાત્મકી જગચ્છાંતિના શુભેચ્છકોના હૃદયમાં તીવ્ર વ્યથા ઉત્પન્ન કરે છે.

આટલી બધી વિક્રાંતિ જગતના ઇતિહાસમાં થઈ છે; ઉંડું નિરીક્ષણ કરતાં જીવનની નિર્વાહવિધિમાં પણ અનેક ભેદ જણાઈ આવશે. કોઈ ઉત્તર ધ્રુવ પ્રતિ અન્ય ભૂમિની દૃષ્ટિ લેવા નીકળી પડે છે તો કોઈ દક્ષિણ ધ્રુવને માર્ગે દેશાંતરમાં પોતાની પ્રજાનો વિજયધ્વજ ઉડાવવા પ્રયાણ કરે છે. કોઈ આફ્રિકાના સહરાના નિર્વૃક્ષ નિર્જન નિર્જલ રણમાં તો કોઈ તેના મધ્ય ભાગમાં, કોઈ તેની પૂર્વ દિશામાં તો કોઈ તેના પશ્ચિમસ્થ પ્રદેશોમાં, કોઈ હિમાલયની અપર દિશાએ તો કોઈ આસામ અને બ્રહ્મદેશના સીમાંત ઉપર, કોઈ ઉત્તર અમેરિકામાં તો કોઈ દક્ષિણ અમેરિકામાં, કોઈ સાઇબિરિઆમાં તો કોઈ મધ્ય જંબૂદ્વીપમાં, એમ કોઈ કોઈ દેશે કોઈ કોઈ સ્થળે, કોઈ કોઈ જનમંડળ, કંઇક કંઇક નવીનતાનો પોતાના બ્રાતૃસમાજને કોઈ કોઈ વિધિએ અનુભવ કરાવે છે. કેટલાએક વળી મનુજવિનાશક બીભત્સ યન્ત્રોની શોધ કરે છે તો કેટલાએક માનવ હિતાર્થે સૂક્ષ્મતમ વસ્તુઓનું નિરીક્ષણ કરી વિસ્મ-

ગોત્પાદક સિદ્ધિ કરે છે. આમ કોઈ વિજ્ઞાનમાં તો કોઈ સાહિત્યમાં, કોઈ ખગોળમાં તો કોઈ ભૂગોળમાં, કોઈ ભૂતલવિદ્યામાં તો કોઈ ધાતુવિદ્યામાં, કોઈ યંત્રવિધાનમાં તો કોઈ રાજ્યતંત્રમાં એમ પ્રત્યેક સમાજનું માનસિક અને શારીરિક બળ નિયુક્ત રહેલ છે.

આવા જીવનભેદનું પ્રધાન કારણ દષ્ટિભેદ છે. આ દષ્ટિના સંકોચને અંગે તે જીવનના ઇતિહાસનો પણ સંકોચજ ઉદ્ભવે છે. દષ્ટિના વિકાસથી તે ઇતિહાસનો પણ વિકાસજ સંભવે છે; કારણ કે મનનો વિકાસ અથવા સંકોચ અને દષ્ટિનો વિકાસ અથવા સંકોચ પરસ્પર અવલંબી રહ્યાં છે. એ દ્વિગુણિત વિકાસથી મનુષ્યની પ્રવૃત્તિમાં પણ વિકાસ આવે છે. આ કારણેજ સર્વવિધ પ્રવૃત્તિનું નિરીક્ષણ એટલે ઇતિહાસ—એ પણ વિકસિત થાય છે. ઇતિહાસનું મુખ્ય કર્તવ્ય એ છે કે ઇતિહાસના વિષય જનસમાજના આધ્યાત્મિક અને સામાજિક વિકાસઅથવા સંકોચનું નિરીક્ષણ કરી તેમાંથી ઉદ્ભવતા પરિણામનો નિષ્પક્ષપાત અભિપ્રાય મકલ્પી એ સર્વ માનુષિક પ્રવૃત્તિ અને નિવૃત્તિને એક કાર્યકારણભાવની સાંકળથી સાંધી સમાજના જીવનની એકતાને જગત્ સમીપ અર્પવી સાંપ્રત ભારતવર્ષના ઇતિહાસના લેખકને સમગ્ર ભારતવર્ષની પ્રાચીન અને અર્વાચીન સ્થિતિ, પરદેશીય સંબંધ, પરસ્પર વિનિમય, અને તેથી તે પરદેશના ઇતિહાસના મૂળ તત્ત્વો,—વિશેષતઃ પ્રાચીન ઇરાન, ચીન, ને મિસર, અને અર્વાચીન ને વર્તમાન ઇંગ્લંડનાં—અને આધુનિક પશ્ચિમ અને પૂર્વની રાજ્યસ્થિતિ—આટલી હકીકતથી તો સહજ નિવેદિત—પરિચિત—રહેવું પડશે. આગામી ભારતવર્ષની સંતતિને ભારતવર્ષનો ઇતિહાસ ઇંગ્લંડના ઇતિહાસના જ્ઞાનવિના તો શૂન્યતમ ભાસશે. અને તેથી ઇંગ્લંડના ઇતિહાસનાં મૂળ તત્ત્વોના જ્ઞાન માટે રોમ, ગ્રીસ ને જર્મનીના ઐતિહાસિક તત્ત્વોનું જ્ઞાન આવશ્યક છે. આવાં જ્ઞાનોથી ઇતિહાસનો અભ્યાસ પરિપક્વ, નિષ્પક્ષપાત, ફલદાયક, અને—આ સૌથી અગત્ય છે—આનુષગિક થઈ શકે છે, કારણ કે ઇતિહાસની એકતા એકદેશીય અને સર્વદેશીય છે. ભારતવર્ષીય બૌદ્ધમાર્ગ ચીનદેશ અને જપાનના બેટમાં પ્રસર્યો અને તેની જન્મભૂમિમાં અપવાદરૂપે પણ એક અનુયાયીને રક્ષી શક્યો નહિ. એશિયા ખંડમાં ઉદ્ભૂત ખ્રિસ્તિધર્મ યુરોપની પ્રજાને અનુકૂળ નીવડ્યો. પ્રાચીનકાળમાં સિકંદરના પરિચારક સેલ્યુકસપ્રેષિત મહારાજા ચંદ્રગુપ્તની રાજ્યધાની પાટલીપુત્રમાં મેગાસ્થિનિસ્ નામક નીતિજ્ઞે તત્કાલીન ભારતવર્ષનું જીવન એક પુસ્તકમાં આલેખ્યું અને આધુનિક સમયમાં પૂર્વના સંતાનોએ પશ્ચિમનો અને પશ્ચિમના સંતાનોએ પૂર્વનો અનુભવ બહુધા દર્શાવ્યો છે.

આ સર્વવિધ વિનિમયનો ગ્રાહ અને સ્વીકાર કરવામાં પ્રાચીન ટ્યુરેનિઅન, સેમિટિક અને ઇન્ડો-યુરોપીઅન સમાજો બહુ કુશળ હતી. તદુપરાંત વર્તમાન કાળમાં આફ્રિકાના નીલવર્ણી મૂળ વતનીઓ અને અમરિકાના રક્તવર્ણી મૂળ વતનીઓ જગતના ઇતિહાસમાં કંઇક સ્થાન રોકે છે. ચીન અને જપાનના વતનીઓ ટ્યુરેનીઅન વંશ જ છે. પૂર્વે ઇરાનનો અલ્પ ભાગ, આસીરીઆ, ઇજીપ્ત, એબિસિનીઆ(?)નો થોડો ભાગ, ઉત્તર આફ્રિકાનો પ્રદેશ ત્રિપોલી, આલ્જિરિની(?), કાર્થેજીનીઆ, ન્યુબિઆ ઇત્યાદિ—સ્પેઇનનો દક્ષિણ ભાગ સેમેટિક તત્ત્વ યુક્ત હતો. આ દેશો ઉપર રોમન મહારાજ્યના અધિકારથી, પછી ખલિફાના અધિકારથી બીજાં તત્ત્વોનું હવે સંમેલન થયું છે. ભારતવર્ષ, જંબૂદ્વીપનો મધ્ય ભાગ, પ્રાચીન ગ્રીસ,

ઇટલિ, પશ્ચિમયુરોપ ઇત્યાદિ દેશોનો મોટો ભાગ પહેલાંના અને પછીના વતનીઓ અને આવનારાઓના સમેલનથી જે ભેદ પડયો હોય તે બાદ કરતાં એક જ પૂર્વજોના સંતાનો છે, આમ છતાં ચીનના અને જપાનના ઇતિહાસોમાં, ઉત્તર આફ્રિકાના મિસરના આસિરિઆના અને પશ્ચિમ ઇરાનના ભાગના ઇતિહાસોમાં, અને ભારતવર્ષના, ગ્રીસના, ઇટલિ અને પશ્ચિમ યુરોપના ઇતિહાસોમાં કેવો પૂર્વપશ્ચિમવત્ ભેદ દૃષ્ટિગોચર થાય છે ? નીચલાં પૃષ્ઠોમા છેલ્લા વિષય ઉપર પ્રકાશ નાંખવાનો આપણો પ્રસ્તુત વિષય છે, ભારતવર્ષના, ગ્રીસના, ઇટલિના અને પશ્ચિમ યુરોપના પૂર્વજો જ્યારે એક જ સ્થાનમાં રહેતા હતા ત્યારે તેમનામાં સાધારણ સંસ્થાઓ કઈ કઈ હતી, ભારતવર્ષના પૂર્વજો તે સમાજમાંથી ભિન્ન થયા ત્યારે, ગ્રીસના અને ઇટલિના અને ટયુટોનિક પ્રજાની સંસ્થાઓમાં કયાં તત્ત્વો સમાન હતાં, છેવટે ગ્રીસના અને ઇટલિના અને ટયુટોનિક પ્રજાના પૂર્વજો વિયુક્ત થયા ત્યારે ગ્રીસની અને ઇટલિની સંસ્થાઓમાં શુ સામાન્ય હતુ, પછી ગ્રીસના આચારો અને વિચારોની પ્રતિભાથી કેમ રોમ અને પૂર્વ ઉજ્જ્વળ બન્યા, રોમની ઉજ્જ્વળ કાન્તિથી જગત્ કેમ વિકાસ પામ્યુ, તે કાંતિની ગ્લાનિ પછી ટયુટોનિક પ્રજાએ તે ગ્લાનિનો કેમ ઉચ્છેદ કરી તેઓએ કેવી રીતે ક્રમશઃ પોતાનાં તત્ત્વોનો ઉદ્ભેદ અનુભવ્યો અને છેવટે તેમાંની એક પ્રજાએ પૂર્વમા અદ્વિતીય રાજ્ય સ્થાપી પૂર્વ પશ્ચિમનો પ્રાચીન વ્યવહાર કેવી રીતે પુનઃ જાગૃત કર્યો, અને છેવટે, આ ગન્યભૂમિ ભારતવર્ષનુ ગૌરવ પ્રાચીન સમયથી કેમ ખીલ્યુ, કેમ કરમાયુ, પણ કેમ ખરી પડયુ નહિ, અને પાછુ તે કેમ વિકસ્યુ, તેનુ—એમ ઇન્ડોયુરોપીઅન પ્રજાના માનસિક અને સામાજિક વિસ્તાર-ઉપચય-નું ઐતિહાસિક દૃષ્ટિએ અવલોકન કરવું એ પ્રસ્તુત વિષય છે. એ અવલોકન સમયે બહુ ઉંડા પ્રકીર્ણ વિષયો ઉપર નહિ જતા જનસમાજના મન ઉપર થતી ધર્મની અસર, તે અસરથી ઉદ્ભવતા પરિણામો, તે પરિણામોની તુલના, ધર્મ ગંગથી તેમના વિચારો, તે વિચારોએ તેમનો ઐતિહાસિક અસ્તોદય કેવી રીતે કર્યો, તે આપણે વિચારશુ. આથી પ્રત્યેક દેશની વસ્તુસ્થિતિ ઉપર આપણે આપણી દૃષ્ટિ રાખવી પડશે, પણ તે દૃષ્ટિથી આપણે આપણા વિષયનુ સામ્ય અને ઐક્ય વિસરી જવું નહિ બહુ અગત્ય વ્યતિકર ઉપર દૃષ્ટિ ચોટાડી આપણે ધીમે ધીમે પ્રાચીન સમયથી વર્તમાન સમય સુધીના કાળસમુદ્રમાં વિહાર કરશુ અને એ દૃષ્ટિને કોઈવાર અમુક વ્યતિકર ઉપર તો કોઈવાર અન્ય વ્યતિકર ઉપર સ્થિર રાખવી તે કલેશ નહિ લેખતાં પ્રત્યેક વ્યતિકરના ભાવી ઐતિહાસિક ગૌરવપર આપણી મનઃ—સમાધિને દોરી જવાને પ્રયત્નશીલ રહ્યા કરશુ. અમુક કાલપર્યંત મનુષ્યો ધર્મના બંધનથી કેવા નિબદ્ધ થઈ ગયા હતાં, પછી ધર્મ, નિયમ વ્યવહાર, રાજ્યતંત્ર ઇત્યાદિ કેમ વિયુક્ત થયાં અને તેથી તે વિયોગ અનુભવનાર સમાજોનો વિકાસવૃત્તિ કઈ દશામાં પ્રયાણ કરી ચાલી તે આપણે તપાસશુ, અને આ અર્થે સર્વપ્રાચીન આપણા, ગ્રીસના ઇટાલીયન અને ટ્યુટોનિક પ્રજાના પૂર્વજો એક જ સ્થાનમાં નિવસતા હતા ત્યારે તેમનો વિકાસ કેવો થયો હતો તેના અવલોકનથી આપણો આ અગત્ય વિષયનો સમારંભ કરશુ. ( અપૂર્ણ. )

જ્યોત્સ્નાકુટીર, પુના,
શ્રાવણ શુકલપક્ષ.
પંચમી, વિક્રમાર્ક ૧૯૫૯

"શરચ્ચંદ્ર."

# આર્યસંગીત અને તેના સપ્તકનું ઐતિહાસિક દિગ્દર્શન.

ભૌતિક વિજ્ઞાન શાસ્ત્રોમાં નાદશાસ્ત્ર એક મોટું શાસ્ત્ર છે. નાદશાસ્ત્રનું એક અંગ સંગીતશાસ્ત્ર છે; એટલે સંગીતનો આત્મા નાદ છે. નાદની મહત્તા હાલના પાશ્ચાત્ય વિજ્ઞાન શાસ્ત્રીઓ કબુલ કરે છે અને ગણિતશાસ્ત્રની મદદથી નાદશાસ્ત્ર ઘણુંજ ખેડાયું છે. પ્રાચીનકાળમાં હાલના વખતમાં સિદ્ધ થયેલી નાદશાસ્ત્રની Theory of Hormonics, theory of vibrations વગેરે બાબતોનું જ્ઞાન આપણા પ્રાચીન શાસ્ત્રકારોને હોય તે જણાવનાર પુરાવા નથી એ ખરૂં; પણ સંગીતના આત્માભુત નાદની સંપૂર્ણ મહત્તા તેઓ સમજતા હતા.

સંગીત–ઉત્તમ લલિતકળા

સાહિત્યાદિ ઉત્તમ કળાઓ પૈકી સંગીત એક ઉત્તમ લલિતકળા છે. આ ઉત્તમ કળાઓમાં પણ ઘણા વિદ્વાનો સંગીતને પ્રથમ પદ આપે છે બીજી કળાઓને બાહ્ય સૃષ્ટિમાંથી નકલ કરવાનું ઘણું મળે છે, અને બાહ્યસૃષ્ટિનું સૂક્ષ્મ અવલોકન કરનારને તે તે કળાઓ ખીલવવા માટે મદદગાર થાય તેવા નવા નવા વિચાર કુદરત સુઝાડે છે. સંગીતના વિષયમાં કુદરત તરફથી આ પ્રકારની મદદ મળતી નથી અથવા ઘણીજ થોડી મળે છે. સજીવ અને નિર્જીવ સૃષ્ટિમાં ઉત્પન્ન થતા જુદા જુદા નાદમાંથી ગાયકને અનુકરણ કરવા જેવા સુર અને ખાસ કરીને સંગીતના સુરો (સ્વરો) નાં અંતરનું માપ આપનારા નાદ ભાગ્યેજ જડી આવે છે. આ કારણને લીધે બીજી કળાઓ જેટલી ખેડાઈ છે અને જેટલે અંશે સંપૂર્ણતાને પહોંચી છે, તેટલે દરજ્જે સંગીત સંપૂર્ણતાને પામ્યું નથી. વળી સંગીતમાં વપરાતા સ્વરો (સુરો) નું સ્વરૂપ નક્કી કરવું તે ઘણું કઠણ છે; તેની સાથે તે સ્વરોને ઓળખવા તે વધારે કઠણ છે, કારણ કે સ્વરજ્ઞાન ઘણા થોડાને હોઈ શકે છે. વસ્તુસ્થિતિ આમ છે, છતાં સંગીત આબાલવૃદ્ધ સર્વ મનુષ્ય તથા કેટલાંક પ્રાણીઓને પ્રિય છે. આ બાબતજ સંગીતનો મહિમા બતાવે છે.

કોઈ પણ પ્રજા સંગીતમાં કેટલી આગળ વધી છે, અથવા કયી સ્થિતિમાં છે, તે તે પ્રજામાં વપરાતા સંગીતના સ્વરસપ્તક ઉપરથી જણાઈ આવે છે. આ સ્થળે સપ્તકનો અર્થ જણાવવો જોઈએ. સપ્તકનો અર્થ સંગીતમાં સાત સ્વરોનો સમૂહ થાય છે. આદિસ્વર અને તે પછીના બીજા ૭ સ્વર મળી સાત સ્વરોના સમૂહને સપ્તક કહે છે. ઈંગ્રેજીમાં તેને સ્કેલ (scale) કહે છે. આ સપ્તકનો સ્વરો એક પછી એક નિયમિત અંતરેજ વપરાય છે. આવું સંગીતનું સપ્તક પ્રાપ્ત કરવાને જુદી જુદી સંગીતમાં આગળ વધેલી પ્રજાઓને ઘણાં સૈકાં લાગેલાં છે. જે પ્રજાઓ હાલ જંગલી દશામાં છે, તેમનાં સ્વરસપ્તક હજી બંધાયાં નથી ઉત્તમ સંગીત માટે દોષરહિત સ્વરોનાં સાચાં પ્રમાણવાળા સપ્તકની આવશ્યકતા છે.

સંગીતનું પ્રાચીનત્વ.

સંગીતનો ઇતિહાસ તપાસવા સંગીતના કાળના ત્રણ ભાગ પાડીશું. (૧) ઈ. સ. પૂ. ૧૫૦૦ થી ઈ. સ. પૂ. ૫૦૦ ( ૨ ) ઈ. સ. પૂ. ૫૦૦ થી ઈ. સ. ૧૦૦૦ ( ૩ ) ઈ. સ ૧૦૦૦ થી ઈ. સ. ૧૮૦૦

સંગીત રત્નાકરમાં શાર્ઙ્ગદેવ લખે છેઃ—

सामवेदादिदं गीतं संजग्राह पितामहः ॥

બ્રહ્માએ સામવેદમાંથી સંગીત એકઠું કર્યું હતું. આ પ્રમાણે શાર્ઙ્ગદેવ અને બીજા પ્રાચીન સંગીતાચાર્યો સંગીતને અપૌરૂષેય ઠરાવવા માગે છે તે ઠીક છે; પણ તે ઉપરથી એટલું તો સૂચન થાય છે કે વેદકાળમાં સંગીત કેટલેક દરજ્જે ખેડાયું હશે. ઋગ્વેદનાં કેટલાંક સૂક્તો દેવની સ્તુતિ કરવા અને વીરપુરૂષોનાં વર્ણન કરવા લખાયેલાં છે; અને આ સૂક્તો એવી રીતે ગવાતાં હતાં કે તેનાથી દેવો પણ પ્રસન્ન થતા હતા. હવે ઋગ્વેદ સંહિતામાં ઉદાત્ત અનુદાત્ત અને સ્વરિત એવા ત્રણ સ્વરો જોઇએ છીએ. હાલના વેદપાઠીઓ બોલે છે તે સ્વરોમાં અને ઋગ્વેદના કાળના ઉપર જણાવેલા સ્વરોમાં વખતે ફેર હશે, તો પણ તેમના અસ્તિત્વ ઉપરથી એટલું તો સિદ્ધ થાય છે કે ઋચાઓ અમુક સ્વરથી ( Pitch ) બોલાતી હતી. વળી ગાયત્રી છંદમાં ગાયત્રી શબ્દ ગાવું એ અર્થવાળા ધાતુ ઉપરથી નીકળ્યો છે; ગાયત્રી વાક્ એટલે ગાયન વાળી વાણી આ ઉપરથી પણ અનુમાન થાય છે કે સંગીત તે વખતે પ્રચલિત હશે. ઋગ્વેદ પછી જ્યારે સામવેદના કાળમાં આવીએ છીએ, ત્યારે સંગીતની આપણે પ્રગતિ જોઇએ છીએ. ઋગ્વેદના મન્ત્રો જે રાગથી ગવાતા હતા, તેમાં સુધારો થઈ સામગાયન થયેલું લાગે છે. ઋગ્વેદમાં આપણને સાત સ્વર સંગીતમાં વપરાતા હોય તેવું કાંઈ પણ સૂચન નથી. પણ સામવેદના ગાયનમાં સાત સ્વર વપરાતા હતા તેમ જણાય છે. એટલે સામવેદના મન્ત્રો લખાયા તે વખતે સંગીત કાંઈ સુવ્યવસ્થિત રૂપમાં આવ્યું અને તેનુ સપ્તક પણ બંધાયું એમ માની શકાય. આ ઉપરથી ઉપરના શ્લોકમાં કહ્યું તેમ ઐતિહાસિક દૃષ્ટિએ જોતાં સામવેદમાંથી વિદ્વાનોએ ગાયન એકઠું કર્યું તે વાત યથાર્થ લાગે છે. સામવેદના મન્ત્રોના અક્ષરો ઉપર ૧,૨,૩,૪,૫,૬,૭ આ અંક લખેલા હોય છે; પણ તે અંકો સ્વર વાચક છે કે કેમ, તે એક બીજાથી ઉંચા છે કે કેમ તેનો હજી સ્પષ્ટ ખુલાસો થયો નથી. નારદી શિક્ષા જે. ઈ. સ. પૂ. ના પહેલા શતકમાં લખાયેલી મનાય છે, તેમાં ગ્રંથકર્તા લખે છે કે મારો સા તે સામવેદનો સા છે. સંગીત રત્નાકરના ટીકાકાર કલ્લિનાથ લખે છેઃ—

सामानि तु पुनः स्पष्टप्रथमद्वितीयतृतीयचतुर्थमंद्रातिस्वारसस्वरा इत्यत्र त एव यथायोगं षड्जादिव्यपदेशभाज इति ॥

સામવેદના ઉપર જણાવેલા સ્વરોને ષડ્જ વગેરે નામ આપવામાં આવ્યાં છે. પણ આ ઉપરથી સામવેદના કાળમા વપરાતા સ્વરો તે જ ઇસવીસન પછીના પ્રાચીન સગીતમાં વપરાતા સ્વરો હશે કે કેમ તે ઉપર વિશેષ અજવાળું પડતું નથી.

૨. ઈ. પૂ. ૫૦૦ થી ઈ. સ. ૧૦૦૦—સસ્કૃતકાળ.

ઉચા નીચા સુરથી—પિચ (Pitch)થી ગવાતુ ગાયન અવરૂ હતું અને કાનને મધુર લાગતું નહોતું તેથી સગીતમાં ધીમે ધીમે સ્વર સંમક modulation (મૉડયુલેશન) દાખલ થયુ. બુદ્ધના કાળમાં વૈતાલીય છદ અને ત્યાર પછી તનુમધ્યા, મન્દાક્રાન્તા વગેરે છદનો વાપર જોવામા આવે છે તે છદોનાં નામ સગીતસૂચક છે. તે ઉપરથી જણાય છે કે તે કાળમાં સંગીત ખેડાઈ સારી સ્થિતિએ પહોચ્યુ હશે. આ કાળમાં લખાયેલાં ઇતિહાસ કાવ્ય નાટક વગેરે ગ્રંથોમાં જુદી જુદી જગાએ ઉલ્લેખ આવે છે કે સંગીતનુ શિક્ષણ ન્હાનપણમાં બીજી વિદ્યાઓની સાથે આપવામાં આવતુ હતું એટલે બુદ્ધના વખત પછીથી ઈ સ ૧૦૦૦ ના શતક સુધીના પદરસો વષના ગાળામા સગીત ઘણું જ ખેડાતું ગયુ અને મતગ, માતૃગુપ્ત, કોહલ, રૂદ્રટ વગેરે સમર્થ સગીતાચાર્યો અને સગીત પંડિતો ઉત્પન્ન થયા. નારદી શિક્ષા નારદે કે તે કલ્પિત નામધારી બીજા પુરૂષે બનાવેલી હોય, ગમે તેમ હોય, પણ આ ગ્રથ ઈ. સ. પૂ. ના પહેલા સૈકામા લખાયેલો છે એમ હાલના વિદ્વાનો માને છે. હવે નારદી શિક્ષામાં સાત શુદ્ધ સ્વરોના નામ આપેલા છે, તે હાલ વપરાતાં નામ છે વળી તે ઉપરાંત તે ગ્રન્થમાં બે વિકૃત સ્વરો—અન્તર ગાધાર અને કાકલી નિષાદ (જે ગાંધાર ને નિષાદ સ્વરની વિકૃતિઓ છે) આપેલા છે.* અને તે વિકૃત સ્વરો શાર્ઙ્ગદેવ પછીના પંડિતોએ પણ આપેલા છે. વળી પ્રાચીન અને અર્વાચીન ગ્રથકારો જેને શ્રુતિ (Sound-unit) કહે છે તે શ્રુતિ પણ નારદે આપી છે. આ પ્રમાણે નારદે શ્રુતિ, સ્વર, ગ્રામ વગેરે વિષે પોતાના ગ્રંથમાં લખેલું છે, તે ઉપરથી જણાય છે કે તે ગ્રથ લખાયા પહેલાં સંગીતનો દેશમાં પ્રચાર વધ્યો હશે અને તે અમુક નિયમોને અનુસરી ગવાતું હશે. ત્યાર પછીના કાળના "ભરતનાટયશાસ્ત્ર" ના અઠ્ઠાવીશમા અને ઓગણત્રીશમા અધ્યાયમાં સગીત વિષે લખ્યુ છે તેમા શ્રુતિ, સ્વર, મૂર્છના જાતિ, તાન વગેરે વિષે લખેલુ છે. સાત સ્વરોમા બાવીશ શ્રુતિઓ કેવી રીતે વહેંચાયેલી છે, વિકૃત સ્વર અન્તર ગાધાર તથા કાકલી નિષાદ, ષડ્જ અને મધ્ય ગ્રામની ચૌદ મૂર્છનાઓ, ચોરાશી તાનો વગેરે વિષે ઉલ્લેખ છે. તે ઉપરાત ભરતનાટયશાસ્ત્રમાં અઢાર જાતિઓનાં નામ આપેલાં છે. તેમાં રાગ વિષે સ્પષ્ટ લખવામાં આવ્યું નથી અને સંગીતને લગતું એ અધ્યાયમાં જે લખ્યું છે તેથી પણ તે વખતના અથવા તેની પૂર્વેના કાળના સંગીત ઉપર કાંઈ પ્રકાશ પડતો નથી. વળી તેમાં ષડ્જ ગ્રામ તથા મધ્યમ ગ્રામની મૂર્છનાઓ તથા જાતિઓનાં નામ આપેલાં છે. ગાંધારગ્રામ ભરતે આપ્યો નથી, તે ઉપરથી એમ સમજાય છે કે ગાંધારગ્રામના રાગ ગવાતા તેમ જ સમજાતા બંધ થયા હશે, પરતુ તે અતિપ્રાચીન કાળમાં ગવાતા હશે. આ પ્રમાણે આપણું આર્યસંગીત ઈ. સ. પૂર્વે ૫૦૦ પહેલાનું છે અને

* સંસક તો સામવેદ જેટલુ જૂનુ છે એટલે ત્રણ હજાર વર્ષ જેટલુ જૂનુ છે.

ઈ સ ૧૦૦૦ થી ઈ સ ૧૮૦૦—ભરતનાટ્યશાસ્ત્ર પછી સંગીતના આદ્ય ગ્રંથોમાં "સંગીત રત્નાકર" નામનો ગ્રંથ અનુપમ ગણાય છે આ ગ્રંથ શાર્ઙ્ગદેવે લખેલો છે શાર્ઙ્ગદેવના બાપનુ નામ શ્રીસોઢલ હતું તેણે ભિલ્લમ રાજાને અને શ્રીસિંઘણ રાજાને પોતાના ગુણથી પ્રસન્ન કર્યા હતા એમ શાર્ઙ્ગદેવ લખે છે હવે વીન્સેન્ટ સ્મીથ લખે છે કે ભિલ્લમ રાજા દેવગિરિના યાદવ વંશનો રાજા હતો તેનુ મરણ ઈ સ ૧૧૯૧ મા થયુ હતુ સિંઘણ રાજા પણ ઈ સ ૧૨૧૦ મા હયાત હતો આ ઉપરથી એટલુ સિદ્ધ થાય છે કે શાર્ઙ્ગદેવે પોતાનો ગ્રંથ ઈ સ ના તેરમા શતકમા લખ્યો હશે

શાર્ઙ્ગદેવ પૂર્વના સંગીતાચાર્યો અને સંગીત શાસ્ત્રકારોને ઉંચેથી લખે છે —

सदाशिव शिवा ब्रह्मा भरत कश्यपो मुनि ।
मतङ्गो याष्टिको दुर्गाशक्ति शार्दूलकोहलौ ॥
विशाखिलो दत्तिलश्च कम्बलाऽश्वतरस्तथा

आञ्जनेयो मातृगुप्तो रावणा नन्दिकेश्वर
स्वातिर्गुणो बिन्दुराज क्षत्रराजश्च राहल ॥
रुद्रटो नान्यभूपालो भोजभूवल्लभस्तथा
परमर्दी च सोमेशो जगदेकमहीपति ॥
व्याख्यातारो भारतीये लोल्लटोद्भटशङ्कुका ॥
भट्टाभिनवगुप्तश्च श्रीमत्कीर्तिधरोपर ॥
अन्येच बहव पूर्वे ये संगीत विशारदा
अगाधबोध मन्थेन तेषा मतपयोनिधिम्
निर्मथ्य श्रीशार्ङ्गदेव सारोद्धारमिम व्यधात् ॥

संगीतरत्नाकर

ઉપરના શ્લોકોમા આપેલા નામોમા મોટો ભાગ ઐતિહાસિક છે, અને તે બતાવી આપે છે કે સંગીતનો વિષય રાજાઓના આશ્રયથી શાર્ઙ્ગદેવના કાળ પહેલા ઘણો ખેડાયલો હતો અને સંગીત શાસ્ત્રમા હનુમાન, નિ શક વગેરે સંગીતાચાર્યોના જુદા જુદા મત પ્રવર્તતા હતા

શાર્ઙ્ગદેવ સંગીતના બે ભાગ પાડે છે —

(૧) માર્ગ સંગીત અને (૨) દેશી સંગીત

૧ માર્ગ સંગીત વિષે લખે છે —

यो मार्गितो विरिञ्च्याद्यैः प्रयुक्तो भरतादिभिः
देवस्य पुरतः शंभोर्नियताभ्युदयप्रदः ॥

ભાવાર્થ—જે બ્રહ્માએ શોધી એકઠું કર્યું અને ભરત વગેરે નાટકાચાર્યોએ શંભુની સમીપ જેનો પ્રયોગ કર્યો તે માર્ગ સંગીત.

૨ દેશી સંગીત વિષે લખે છેઃ—

देशे देशे जनानां यद्रुच्या हृदयरञ्जकम् ।
गानं च वादनं नृत्यं तद्देशीत्यभिधीयते ॥

ભાવાર્થ—જુદા જુદા દેશના લોકોની રૂચિને અનુસરીને હૃદયને આનંદ આપે એવું ગીત, વાદ્ય અને નૃત્ય—તે દેશી સંગીત ગણાય છે.

શાર્ઙ્ગદેવે રાગાધ્યાયવિવેકના પ્રથમ પ્રકરણમાં છેતાળીસ શ્લોકમાં ૭ પ્રકારના માર્ગ રાગો ગણાવ્યા છે. અને બીજા પ્રકરણમાં ૧૯૫ શ્લોકમાં ચાર પ્રકારના દેશી રાગો ગણાવ્યા છે. આ ઉપરથી શાર્ઙ્ગદેવે માર્ગ સંગીત કરતાં દેશી સંગીતનું પ્રાધાન્ય અંગીકાર કર્યું હોય એમ સ્પષ્ટ જણાય છે. ભરત, મતઙ્ગ, કોહલ, યાષ્ટિક વગેરે સંગીતાચાર્યોએ ગણાવેલા રાગો શાર્ઙ્ગદેવે ફક્ત નામ લઈ ગણાવ્યા છે, તેમના સ્વરૂપ સંબંધી કાંઈ ખુલાસો આપ્યો નથી. તેથી શાર્ઙ્ગદેવના વખતમાં પણ માર્ગ સંગીતના રાગોનાં નામ વિના તે સંબંધી બીજી હકીકત મળી શકે તેમ નહિ હોય. માર્ગ સંગીત વિષે પૂર્વના આચાર્યોના ગ્રંથ તે વખતમાં પણ મળતા નહિ હોય અથવા જે હશે તેમાં પણ વિશેષ ખુલાસો નહિ હોય. વળી તે પોતે રાગાધ્યાયમાં દેશી રાગોના પણ બે ભાગ પાડે છેઃ—

(૧) પૂર્વ પ્રસિદ્ધ રાગ અને (૨) અધુના પ્રસિદ્ધ રાગ.

ચોત્રીસ પૂર્વ પ્રસિદ્ધ રાગો આપ્યા છે; અને બાવન અધુના પ્રસિદ્ધ (તે વખતના) રાગો આપ્યા છે. શાર્ઙ્ગદેવના વખતના રાગોમાંના કેટલાક મદ્રાસ તરફ હાલ પણ તે જ નામથી પ્રચારમાં છે; અને સંગીત રત્નાકરમાં આપેલી પદ્ધતિએ ગવાય છે.

આ ઉપરથી માર્ગ સંગીત અતિ પ્રાચીન સંગીત ઠરે છે; પણ સંગીત રત્નાકરમાં અથવા ભરતનાટ્યશાસ્ત્રમાં કે નારદી શિક્ષામાં તે સંબંધી કાંઈ પણ ખુલાસો મળતો નથી.

શાર્ઙ્ગદેવે પોતાના ગ્રંથમાં શ્રુતિપ્રકરણ, મૂર્છનાપ્રકરણ, જાતિપ્રકરણ વગેરે લખ્યાં છે, તેનું અનુકરણ કરી અથવા તે જ શ્લોકોને પોતાના ગ્રંથોમાં ફૂલગુંથણીએ ગુંથી, તેની પછીના સંગીતશાસ્ત્રકારોએ ગ્રંથ લખ્યા છે ખરા, પણ સંગીતરત્નાકરના લખાણનું રહસ્ય તેઓ સમજ્યા હોય તેમ લાગતું નથી. વળી તે ગ્રંથકારોએ જો કે આ પ્રમાણે સંગીત રત્નાકરમાંથી ઉતારા લીધા છે, તો પણ રાગાધ્યાયમાં કેટલીક સ્વતંત્રતા બતાવતા ગયા છે, તે બતાવી આપે છે કે સંસ્કૃતકાળના દેશી સંગીતમાં પરિવર્તન થયા જતું હતું; પ્રાકૃત

કાળના રાગો ઉપરથી હાલના રાગોનુ સ્વરૂપ બંધાવા માંડયું હતુ, સંગીતમા વધારે છૂટ લેવાવા માંડી હતી પ્રાચીનાચાર્યોના નિયમિત રાગોમાંના કેટલાકનો લોપ થયો હતો અને કેટલાક રાગોમાં જનરૂચિને અનુસરી ફેરફાર કરી નવાં સ્વરૂપ બંધાવાં શરૂ થયાં હતાં શ્રીયુત વિષ્ણુ નારાયણ ભાતખંડે હિંદુસ્થાની સંગીત પદ્ધતિમાં લખે છે તેમ હિંદુસ્થાની પદ્ધતિ અને કર્ણાટકી પદ્ધતિ એમ આર્ય સંગીતના બે ભાગ પડવા માંડયા. કર્ણાટકી પદ્ધતિમાં પ્રાચીનક્રમ અવ્યાહત ચાલુ રહ્યો, પણ હિંદુસ્થાની પદ્ધતિમાં યથારૂચિ સંગીત ગાવાનો આરંભ થયો. પ્રાચીન નિયમિત પદ્ધતિનો લોપ થતો ચાલ્યો. આ છૂટ મુસલમાન ગાયકોના હાથમાં આર્યન સંગીત જવાથી વધી. મુસલમાન ગાયકોને સંગીત માટે રૂચિ હતી અને તાનસેનાદિ જેવામાં તેને માટે અલૌકિકબુદ્ધિ હતી તે ખરૂ, પણ સંસ્કૃતસંગીતગ્રંથો પદ્ધતિસર શીખવા માટે મુસલમાન ગાયકોએ પ્રયત્ન કર્યો હોય તેમ લાગતું નથી; તેમણે એવા ગ્રંથ લખ્યા પણ નથી.

આપણા સંગીતની મુસલમાની કારકીર્દિનો ઇતિહાસ બંગાળાના સુપ્રસિદ્ધ વિદ્વાન રાજા સુરેન્દ્રમોહન ટાગોરે જેમણે સંગીત વિષય ઉપર ગ્રંથો પ્રસિદ્ધ કર્યા છે, તેમણે સંક્ષેપમાં પોતાના " Universal History of Music " નામના ગ્રંથમાં નીચે પ્રમાણે આપ્યો છે:—

The Mohamedans as a ruling race came in contact with the people of of India for the first time in the 11th century; and since then a change has been worked into the music system of our country. The Mohamedans did not encourage the theory of the art, but they patronized practicl musicians and were themselves instrumental in composing, and introducing several styles of songs or devising new forms of musical instruments.............. ... During the reign of the Mogal Emperor Akbar (1556 to 1605 A D) music made considerable progress and received substantial encouragement It was in his court that the famous musician Tansen flourished . .......... .. His court teemed with musicians of different nationalties—Hindus, Iranis Turanis, Kashmiris, both men and women. . . ....... ......... . .

The songs of Vidyapati (who adorned the court of Shivasimha of Tirhut, Behar in the 14th century) were in vogue in the time of Akbar It was also in this reign that Mirabai, the wife of the Rana of Udepur and a celebrated songstress and composer of hymns flourished. ..........The blind poet and musician Surdas who is said to have composed 1,25,000 Vishnu padas, lived also in his reign.. .......... ... . . .... ..........

The chief feature of the music of the Mohamedan period was the combination of the Hindu style with the Persian one Some types of classical music were brought under Persian names, while some entirely new ones

were introduced–such as Trivat Terana, Gazul, Bekta, 'Qual, Culbana etc. The style of music the Mohamedans cultivated is is now the standard high class music of India leaving out the provincial airs......................

( હિંદુસ્થાની સંગીત પદ્ધતિમાં આપેલા ઉતારામાંથી ઉતારો. )

આ પ્રમાણે મુસલમાન કાળમાં પ્રાચીન સંગીત કળાના ઓછા શાસ્ત્રીય અભ્યાસને લીધે, તેમ જ મુસલમાન ગાયકોના હાથમાં સંગીત જવાથી તેમાં ઘણા ફેરફાર થયા અને તે એટલે સુધી કે પ્રાચીન સગીત સમજનાર પંડિતો પણ રહ્યા નહિ. આના...પુરાવામાં ( Sir William Joues ) સર ઉવીલિયમ જોન્સ જયદેવનાં સંસ્કૃત અષ્ટપદો અથવા પ્રબંધ જેના રાગ તથા તાલ સ્પષ્ટ લખેલા છે, તે ગીતો વિષે શું કહે તે જુઓ:—

When I first read the songs ot Javadeva who has prefixed to each of them the name of the mode in which it was anciently sung, I had hopes of procuring the original music; but the Pandits of the south referred me to those of the west and the Brahmins of the west would have sent me to those of the north; while they, I mean those of Napal and Kashmir declared that they had no ancient music, but imagined that the notes of **गीतगोविन्द** must exist, if anywhere, in some of the southern provinces where the poet was born : from all this I recollect, that the art which flourished in India many centuries ago had faded for want of culture, though some scanty remnants of it may, perhap be preserved in the pastoral roundelays of Mathura on loves and sports of the Indian Apollo.

( Sir William Jones' Hindu Music Page 25. )

કર્ણાટક વિના હિંદુસ્થાનમાં પ્રચલિત સંગીતની આવી સ્થિતિ છે. પ્રાચીન સંગીત મળતું નથી અથવા ઘણું ઓછું મળે છે અને પ્રચારમાં છે તે સંગીત માટે નવા જ ગ્રંથોની આવશ્યકતા છે. ચતુર નામના અર્વાચીન પંડિતે " લક્ષ્ય સંગીત " નામનો સંગીત ગ્રંથ આ જ ધોરણે લખ્યો છે. તે ગ્રંથ સમાપ્ત કરતાં તે પંડિત અર્વાચીન સંગીતની સ્થિતિ વિષે નીચે પ્રમાણે ઉદ્ગાર કાઢે છેઃ—

अस्मत्संगीतं स्वायत्तीकृतमशिक्षितैर्जनैः
अतोऽत्र दोषबाहुल्यं स्वभावादुपलभ्यते
संगीतस्य सुशिक्षितशिक्षका भावनोऽधुना
तारतम्यपरिज्ञान साधनं नैव विद्यते ॥

.... .... .... ....

असमदीयेष्वाधुनिकगायकेषु समन्ततः
यथोक्तनियमान् ज्ञात्वा गायंतो विरलाजनाः ॥
भाषाऽव्यक्ता हावभावाः प्रतीयन्ते विसंगताः
व्यस्ताश्चेष्टास्तथाऽऽक्रोशाः केवलं कर्कशा मताः ॥
एतादृग्गायनान्न परिणामो ह्यभीप्सितः
ततो हास्यरसस्यैव केवलं स्यात्समुद्भवः ॥

... ... ... ....

अनुसृत्यैव शब्दार्थं ध्वनेः संक्रमणं भवेत्
गायकास्तादृशा दृष्टा स्वपद्यार्थं न ये विदुः ॥
कथमेते विजानीयू रसभावरहस्यकम्
तथैव ते कथं विद्युः संगीतस्वरसंक्रमम्

"लक्ष्यसंगीते"

આધુનિક સંગીત આવી શોચનીય સ્થિતિમાં આવી ગયું છે તે સંગીતકલાનું શાસ્ત્રીય જ્ઞાન ધરાવનાર વિદ્વાનો જાણે છે એટલે તે વિષે વધારે લખવાની જરૂર નથી.

આ પ્રમાણે સંગીતનું ટુંક ઐતિહાસિક દિગ્દર્શન કર્યું, હવે પ્રાચીન અને આધુનિક સંગીતનું સ્વરૂપ જાણવા માટે તેના આધારભૂત સ્વરો અને સ્વરસપ્તકની સમાલોચના કરીશું. આ માહિતી આપણને પ્રાચીન અને અર્વાચીન કાળની સંધિના વખતના, તેમ જ અર્વાચીન ગ્રંથોમાંથી મળી શકશે.

( અપૂર્ણ. )

મણિલાલ શામળભાઈ દ્વિવેદી.

# યુરોપીય સ્ત્રીનો દરજ્જો.

( અનુસંધાન પૃષ્ઠ ૩૬૮ થી )

## ૨.

## ( Greek Civilization. )

ગ્રીક સંસ્કૃતિમાં તે કાળના ન્યાયશાસ્ત્રીઓ તેમ જ નીતિજ્ઞોએ આ પ્રશ્નનું સમગ્ર સ્ત્રી સમાજને બે ક્રમમાં વિભાગ કરી નિરાકરણ કર્યું હતું. (૧) પહેલું પત્ની તરીકે કે જેની ફરજ તેના ખાવિંદ તરફ વફાદારી રાખવાની હતી (૨) બીજું રખાત તરીકે એટલે કે જે સ્ત્રી પોતાના આશકો તરફ ક્ષણિક આસક્તિ રાખી પોતાની આજીવિકા પેદા કરતી હતી.

ગ્રીક પત્ની સર્વદા એકાંત વાસમાં જ રહેતી હતી અને ઘણુંખરૂં ન્હાનપણમાં જ પરણાવવામાં આવતી હતી. તેના નિત્ય કર્મો, વણવું, ગુંથવું, સીવવું ઘરની સંભાળ લેવામાં તેમ જ ચાકરી ગુલામોની સંભાળ રાખવામાં સમાઈ જતા હતા. તેણી બનતા સુધી મનુષ્યના સંસર્ગથી દૂર જ રહેતી. ધનાઢ્ય સ્ત્રીઓ ક્વચિત્ જ બહાર જતી આવતી અને જ્યારે જતી ત્યારે ગુલામની સંગાથમાં જ હતી હતી. તેણી ધણીની હાજરી સિવાય પુરૂષોને મળતી નહીં. અને જ્યારે પુરૂષ મહેમાનો ખાણા ઉપર નોતરાતા હતા ત્યારે ગૃહપત્ની વાસ્તે ટેબલપર જગ્યા રાખવામાં આવતી નહોતી.

આ ગ્રીક ગૃહપત્નીઓનો ખાસ ગુણ વફાદારીનો હતો અને તે સંપૂર્ણ રીતે અને મોટા પ્રમાણમાં પળાતો હતો. ગ્રીક સ્ત્રીઓના શિયળનું રક્ષણ ત્રણ પ્રકારે થતું હતું. પ્રથમ તો (૧) તેને લાલચ કે વિકારને વશ થવાનો પ્રસંગ મળતો નહિ. (૨) લોકમતને લઇને તેઓનું અપહરણ થઈ શકતું નહિ. (૩) પુરૂષ વર્ગને તેઓના વિકાર તૃપ્ત કરવાનું સ્થાન અન્ય સ્થળે હોવાથી તેઓનું શીલ અખંડિત રહેતું હતું

પરંતુ બીજી રીતે જોતાં, તેઓનું મન ગુલામોના વસવાટને લઇને તેમજ પુરૂષોના અતિષ્ટ સંસર્ગના અભાવને લીધે તેમજ શિક્ષણ આપનારા આથીનીઅન ( Athenian) તમાશામાં જવાની તકની ગેરહાજરીને લઇને ઘણું સંકુચિત હતું.

થુસીડાઇડીઝે ( Thusidides ) કહ્યું છે કે " સ્ત્રીની મહત્તા સારી કે નરસી નહિ ગણાવામાં છે. " આ વિચાર તે વખતના લોકમતનું પ્રતિબિંબ રૂપ જ છે અને ફીડીઆસે ( Phydias ) સદ્‌ગુણી સ્ત્રીનું સ્વરૂપ સમજાવવામાં સ્વર્ગીય એફ્રોડાઇટ ( Aphrodite) ને કાચબાની પીઠ પર ચીતરી છે તેમાં એજ વિચારનું પ્રતિપાલન કર્યું છે.

આ પ્રકારનુ જીવન ઘણુ કરીને તેમને દુઃખરૂપ ભાસતું નહોતુ. શિક્ષણ તેમજ આચારથી તેઓને સોંપેલી ગૃહસ્થાશ્રમની ફરજો તેઓના સ્વભાવની ઓએશ થઈ ગઈ હતી. અને ઘણી સ્ત્રીઓમાં આને લઇને તેઓના પતિના અત્યાચાર પ્રત્યે કટુતા અને ક્રોધ રહ્યા નહોતા. તેઓની રીતભાત ઘણી સાદી અને વિનયશીલ હતી. પતિ તરફની ક્રૂરતાના દૃષ્ટાંતો જવલેજ જોવામાં આવે છે. ઘણી ઘણોખરો વખત સામાજીક જીવનમાં જ ગાળતો હતો. દ્વેષ અને ક્લેશના દાખલાઓ ઓછા થતા આથી કરીને ગાઢ અને ઉષ્ણ દંપતી પ્રેમ (— અલબતાં સમાનતાની લાગણીવાળો નહિ —) ઘણાંખરા યુગલોમાં સ્વાભાવિક રીતે જ ઉત્પન્ન થતો હતો.

ઝેનેફોનના ( Xenophon ) ના લખાણમાં એક ઘણું જ મોહક ચિત્ર રજુ કરવામાં આવ્યુ છે. જેમાં એક પુરૂષ પોતાની પદર વર્ષની નવોઢા વધૂને આલિંગન કરે છે, જે સ્ત્રી સંસારના વ્યવહાર અને રીતથી અજ્ઞાત હતી. પતિ તે યૌવના સાથે મૃદુતાથી સંભાષણ કરે છે પરંતુ તે વાતચીતની ભાષા ઉપરથી તુર્તજ જણાઈ આવે છે કે કેમ જાણે તે બાળક સાથે બોલતો હોય. તે બોધ આપે છે કે તારૂં કામ મધમાખીઓની રાણી સમાન છે. એટલે કે તારે ઘેર બેઠાં ગુલામોના કામની વ્હેંચણી અને તપાસ કરવી, ઘરની આવકનો મિત વ્યય કરવો અને ખાસ ધ્યાન રાખવું કે આખું ઘર સુવ્યવસ્થામાં છે એટલે કે ઉપાનહો, વાસણો, વસ્ત્રો વી. ચીજ યોગ્ય સ્થળે ગોઠવાયેલી છે. વિશેષમાં તે કહે છે કે વ્યાધિ ગ્રસ્ત ગુલામોની દવાદારૂ કરવાની ફરજ પણ તારી છે. પણ આંહી તેની સ્ત્રી વચ્ચમાં બોલી ઉઠે છે કે "ખરેખર જેઓની હું સેવા કરીશ તેઓ આગળ કરતાં મારા તરફ અધિક વફાદારી અને મહોબત દાખવશે તો આ કાર્ય મ્હને બહુ ગમશે.

ઘણી જ નમ્ર રીતે ઉપાલભ રૂપ ન ભાસે તેવી રાત્યે ઘણી સ્વયોષિતને લાંબી દેખાવાની ખોટી અભિલાષામાં ઉંચી એડીના બુટ નહિ પહેરવાનો તેમ જ ધવલ દેખાવાને હિંગોળ વી. લેપોનો ત્યાગ કરવાનો ઉપદેશ આપે છે. વળી પતિ વચન આપે છે કે જો તે આ ફરજો અતઃકરણ પૂર્વક અદા કરશે તો તે પોતે તેનો ગુલામ થઇને રહેશે. તે સોક્રેટીસને (Socrates) કહે છે કે જ્યારે જ્યારે કઇપણ કુટુમ્બક્લેશ થતો ત્યારે જો તે પોતે સાચો હતો તો તે બચાવ કરી છુટી જતો પરતુ જો તે ખોટો હતો તો તેની ધર્મપત્નીને પોતે સાચો છે એમ સિદ્ધ કરી શકતો નહોતો.

પ્લુટાર્કના ( Plutarch ) જીવન ચરિતોમાં એક બીજું પરિણીત યુગલનુ ચિત્ર છે પરતુ તે ઝેનો ફોનના ( Xenophon ) પછીના સમયની માનસિક વૃત્તિનું ચિત્ર છે. પ્લુટાર્કના ચિત્રમાં પત્ની, માત્ર ઘર સાચવનારી કે પોતાના ધણીની મુખ્ય ગુલામ તરીકે લેશ માત્ર આલેખાયેલ નથી. પરંતુ પતિની સમાન સખીરૂપ દોરાયેલ છે. પતિ અરસપરસ સેવા ઉઠાવવાની ફરજોની જરૂરીયાત બતાવે છે અને સ્ત્રીઓનુ મન શિક્ષણ આપી અને તેટલુ સંસ્કૃત બનાવવાની ઈચ્છા દર્શાવે છે.

એનો ઉપદેશ સાંપ્રતકાળની સ્ત્રીના હકોથી અલ્પાશે જ ન્યૂન છે. પોતાના બાળકના અવસાન સમયે તેની ભાર્યા ઉપર લખેલો દિલાસા પત્ર ઉચ્ચ પ્રકારના પ્રેમનો ભાસ આપે છે વળી ઉલ્લેખ ઉપરથી એક દાખલામાં એવું પણ દીસે છે પતિને પોતાના શ્વસુર પક્ષ સાથે વિરોધ પડવાથી વધૂને એમ લાગે છે કે રખેને તેઓની પ્રીતિમાં સ્ખલન પડે એવી ભીતિથી જાયાપતિ હેલીકોન ( Helicon ) પર્વતની યાત્રાએ જાય છે અને ત્યાં પ્રેમદેવની પૂજા કરી તેઓની પ્રીતિ અવિચળ રાખવા ભોગ આપે છે.

પરતુ સર્વ રીતે જોતાં સદ્‌ગુણી ગ્રીક સ્ત્રીનો દરજ્જો મણો હલકો હતો તે આખી જીંદગી બંધનમાં જ ગાળતી હતી જન્મથી તે યુવાવસ્થા સુધી એટલે કે તેનો વિવાહ થાય ત્યાં સુધી કન્યા માતપિતાના હાથમા હતી. ત્યાર પછી પતિના હાથમાં અને છેવટે વૈધવ્યમાં પુત્રને આધીન હતી. તેની દશા તો આખી જીંદગી પરવશ જ હતી. વારસાની બાબતમાં પણ કુટુંબીજનોને તેના કરતા વિશેષ હકદાર ગણવામાં આવતા હતા. વિવાહોચ્છેદનો ( Divorce ) હક જે પતિપત્નીની ઉભયને હતો તે પ્રજામતની તીક્ષ્ણતાથી સ્ત્રી વારને નકામા જેવો થઈ ગયો હતો. કિંતુ જે સ્ત્રી ધન, પત્ની લાવતી તેનો પુત્રીઓ વી. ને દેવાની તેને સંપૂર્ણ સ્વતત્રતા હતી એથીનીઅન ( Athenian ) કાયદો માતપિતા વિનાની બાળાઓ વાસ્તે બહુ કોમળ અને સાવચેત હતો.

પ્લેટો ( Plato ) એવું શિક્ષણ આપતો કે પુરૂષ અને સ્ત્રી સમાન હક ધરાવનારી વ્યક્તિઓ છે પરતુ માણસોના આચાર વિચાર આ મનઃ કલ્પનાની ( Theory ) વિરૂદ્ધ હતા. વિવાહ વસ્તુતઃ નાગરિકો ઉત્પન્ન કરવાનુ સાધન ગણાતો હતો. અને સ્પાર્ટામાં ( Sparta ) તો એવો પણ કાયદો હતો કે વૃદ્ધ અને અશક્ત પુરૂષોએ તેઓની યુવતીઓને મજબુત માણસોને સોંપવી કે જેથી સમર્થ સુભટો ઉત્પન્ન થઈ શકે.

લેસેડીમોનીઆનુ ( Lacedaemonia ) સ્ત્રીપ્રતિનુ વર્તન મૃદુ આચાર વિચાર વિનાશક તેમ જ અન્ય ગ્રીક દેશોની રહેણી કરણીથી તદ્દન ભિન્ન પ્રકારનું હતું તોપણ તેના ખયાલમાં એટલું તો કહી શકાશે કે ઓજસ્વિ અને જુસ્સાદાર સ્વદેશ પ્રેમ પ્રાદુર્ભૂ કરવામાં તે બહુ સહાયક હતું. સ્પાર્ટન માતાઓના સ્વદેશ ઝનુનના ઘણા વિન્યાંક્તિ દૃષ્ટાંતો ટાંકી શકાશે કે જેમાં તેઓ પોતાના પુત્રોને સ્વદેશ સેવામાં મરણ પામેલા જોઈ હર્ષિત થતી અને સેનામાં પોતાનો જુસ્સો આમે જ કરી પ્રોત્સાહન આપતી ઘણું ખરૂં તો શાન્ત સદ્‌ગુણી સ્ત્રીઓનુ વર્ણન ગ્રીક ઇતિહાસમાં ભાગ્યે જ જડે છે. માત્ર જે દાખલાઓ હયાત છે તે માંહેનો એક ફોશીઅનની ( Phocian ) પત્નીનો છે. તેમાં એવું લખેલુ છે કે જ્યારે ફોશીઅન અમલની ટોચે હતો ત્યારે પણ તેની સ્ત્રીએ તેની લજ્જાળુ પ્રકૃતિ જાળવીને તેવીજ રાખી હતી. આ ઉપરાંત ગ્રીક તવારીખ લખનારાઓએ જાયાપતિ પ્રેમના જુજ વૃતાંતો વર્ણવ્યાં છે.

પરતુ સમાજનું ચિત્ત હરનાર તો સુન્દરીઓનો તે ગણ હતો કે જેને વેશ્યા કે ગણિકાનું અભિધાન આપવામા આવતું હતુ

આ વેશ્યાની ગ્રીક જીવન વ્યવહારમાં સ્થિતિ સમજવા વાસ્તે આપણા મનને સાંપ્રતકાળની સર્વથા ભિન્ન પ્રકારની વાતાવરણમાં મુકવું જોઇએ ગ્રીક જીવિતની સર્વોત્કૃષ્ટતાની કલ્પના, આનુષ્પિક શક્તિ અને ઇન્દ્રિયોનો સંપૂર્ણ વિકાસ કરવાનો હતો. ગ્રીક પ્રજાને સન્યસ્તનો વિચારતો તો તદ્દન વિદેશી લાગતો. મનુષ્ય સ્વભાવના કેટલાક વિચારો તેમને ઉચ્ચ લાગતા અને કેટલાક અધમ લાગતા હતા પાશવ વૃત્તિથી મનને અંધકારમાં નાખવું અથવા તો મનેષણા અનિયંત્રીત રાખવી કે વિલાસ ભોગમાં સર્વેન્દ્રિયોને ડુબાવી દેવી તે ગ્રીક મનથી ધિક્કારાસ્પદ ગણાતું નહતું. તેમજ વિજ્ઞાન શાસ્ત્રાનુસાર ( Scientific ) કુદરતી ખાએશોનો નિગ્રહ પણ ગ્રીક વિચારોને પ્રતિકૂલ જણાતો હતો.

ધારાશાસ્ત્ર, નીતિકાણ્ડ તેમજ પ્રજામત સર્વેએ આ સિદ્ધાંતોને સ્ત્રી પુરૂષના વ્યવહારમાં લાગુ પાડયા હતા. અને સદ્ગુણી પુરૂષો પણ એવા વર્તનમાં ભાગ લેતા કે જે અત્યારે એક અવાજે લજ્જાસ્પદ કહેવાય.

અનેક સમાજોના અનુભવ ઉપરથી જણાય છે કે કેટલીક વખતે પ્રજામત એક જાતિને અપરિમીત છુટ આપતો જણાયો છે પરંતુ તેજ પ્રમાણમાં બીજી જાતિને હક આપતો દેખાયો નથી.

પ્રસ્તુત ગ્રીકદેશમાં કેટલાક સંજોગોની સાનુકુલતાને લઇને વેશ્યાનો એક વર્ગ એવી સ્થિતિએ પહોંચ્યો હતો કે તેવી સ્થિતિએ પૃથ્વીના બીજા કોઈ ભાગ ઉપર તે પહોંચ્યો નથી.

એફ્રોડાઇટ ( Aphrodite ) નામની દેવીની લપટ પૂજાએ વેશ્યાના વ્યાપારને ધર્મની છાપથી અંકિત કીધો હતોઃ તે દેવીના મંદિરમાં નાયકાઓ પરિચારિકાઓ તેમ જ પૂજારણો હતી. તે લપટગણની પ્રાર્થનાથી આફત અને વ્યાધ અટકયા હતા એવું મનાતું હતું.

બાબીલોન. બીબ્લસ્, સાઇપ્રસ, કોરિન્થ લેસ્બોસ, મિલેટસ્ ટેનેડોસ, એલિડોસ વી. દેશોમાં લંપટતા ધાર્મિક ક્રિયામાં પ્રવેશ પામી હતી અને કાળક્રમે તે સ્થળો દુર્ગુણના દેવળ રૂપ થઈ પડયા હતા.

આ વર્ગ માંહેની અતિ સૌંદર્યવાને સમાજમાં જે માન અને સત્કાર સંપાદન કર્યું હતું તેને વાસ્તે ગ્રીક રસિક્તાનો ( æsthetic enthusiasm ) આવેશ ખરેખર રીતે જોખમદાર છે.

નીશદીન મનહર વારિદથી છવાઈ રહેલા રમણીય આકાશવાળી આ મોહક ભૂમિમાં જ્યાં બેહદ ખુબ સુરતી ઉત્પન્ન થઈ શકતી હતી, ત્યાં ઉત્તમ ચિત્રકાર અને પ્રતિમા કોતરનારની એક એવી નિશાળ હસ્તીમાં આવી હતી કે જેણે શારીરિક સૌંદર્યનું મહત્વ ઘણુંજ વધારી દીધું હતું. વિશેષમાં તે દેશમાં જે મલ્લ કુસ્તીના અખાડા થતા તેમાં પણ નમુનેદાર શરીરની બહુ તારીફ થતી હતી. આ સર્વ કારણોને લીધે એ વેશ્યા વર્ગ પ્રસિદ્ધિમાં આવ્યો હતો.

માનવજાતની તવારીખમાં, જો પ્રત્યેક વ્યવહારમાં સર્વ પ્રકારની ખુબસુરતીની તારીફ આવેશક અને સાર્વત્રિક હતી, તો તે આ કાળમાં જ હતી. તે સમયના નૈતિક શિક્ષણ ઉપર આ વિચારે મજબુત અસર કરી હતી. અને નીતિજ્ઞો, સદ્ગુણને વિકારમય સૌંદર્યની સર્વોત્તમતા તરીકે લેખવા લાગ્યા હતા. તે વિચારની અસર સાહિત્ય ઉપર પણ તેટલી જ ઉંડી હતી જેને લઇને શૈલી અને રચનાસૌંદર્યે લેખકની અત્યુત્તમ કળા લેખાવા લાગી. સૌંદર્યના આશયે ગ્રીક ચિત્રકળાને પણ તેટલા જ અંશે પ્રોત્સાહન આપ્યું છે કે જેથી કરીને સર્વોત્કૃષ્ટ શોભા એજ નિયમ ગણાવા લાગ્યો.

આ આશયની અસર ગ્રીક સંસાર ઉપર એટલી તો મજબુત હતી કે ગ્રીક પત્ની બીજી સર્વ પ્રાર્થના કરતાં તેના બાળકોને સ્વરૂપ બક્ષવાની પહેલી પ્રાર્થના કરતી હતી.

પરિણામ એ આવ્યું કે સમાજમાં સ્વરૂપવાન્ તરફ પ્રથમ માન અને સત્કારની કાંઇક અજબ લાગણી પેદા થઈ અને એ પણ નિર્વિવાદ વાત છે કે ગ્રીક ગણિકા ઘણા ખરા દૃષ્ટાંતોમાં સૌંદર્યની રાણી જ હતી.

ગ્રીક પ્રજામાં તારીફ પામેલ એફ્રાડાઇટની ( Aphrodite ) પ્રતિમાઓ ગ્રીક વેશ્યા ઉપરથી જ કોતરવામાં આવી હતી.

પ્રેક્ઝીટલીઝ્ (Praxiteles) નામનો ચિત્રકાર તેની ચિત્ર મુર્તિઓ ફ્રીન (Phaene) નામની વેશ્યા ઉપરથી ઉપજાવી કાઢતો હતો. અને તેણીની સુવર્ણમાં આલેખાયેલ પ્રતિમા એપોલો અને ડેલ્ફી ( Appolo and Delphi ) ના દેવાલયોમાં પધરાવવામાં આવેલ હતી. અને જ્યારે ફ્રીન ઉપર ( Phryne ) આથેન્સના યુવકોના નીતિ ભ્રષ્ટ કરવાના આરોપ મુકવામાં આવ્યો ત્યારે તેના ધારાના હિમાયતી હાઇપરબીડીએ (Hyperhides) તેના મુખ ઉપરનો બુરખો દૂર કરી તેના અભિનયથી ઇન્સાફના અમલદારોને ચકિત કરી તેની મુક્તિ મેળવી હતી.

એપેલાસ, લાઇસ નામની ગણિકાનો યાર તેમ જ ચિત્રકાર હતો. અને આલેકઝાન્ડ્રે પોતાની જ પ્રિય રખાત્ જેના ઉપર તે ચિત્રકાર મોહી પડયો હતો તેની તેને ભેટ આપી હતી. પૂરાતનકાળના પુષ્પ–ચિત્રકારે પોતાની કળા તેની પ્રિય માલણ ગ્લીસેરા ( Glycera ) પાસેથી ગ્રહણ કરી હતી. અને તેના માલાની પુષ્પ ગ્રન્થિમાં તેને જ આલેખતો હતો. પીન્ડાર અને સાઇમો, નાઇસ્ ગણિકાના ગુણગાન ગાવામાં મશગુલ હતા. અને વિદ્વાન્ ફીલસુફો પણ તે મોહિનીઓને મળવા વાસ્તે લાંબા પ્રવાસ કરતા હતા. ટુંકામાં તેઓના નામ દરેક શહેરમાં મશહુર હતા.

ગ્રીક વિચાર અને મનોવૃત્તિની આ સ્થિતિ જોતાં, કીર્તિની ભુખી ગ્રીક કળા કુશળ સ્ત્રી, આવા જીવનને અંગીકાર કરતી તે તાજ્જુબી પેદા કરે તેવી બીના નથી. ગ્રીક વિવા-

હીત પત્નીની નિઃસંગતિ એકાંતવાસ અને કેળવણીના અભાવને લઇને સન્માન પ્રાપ્ત કરવાનું સ્થાન ગ્રીક ગણિકા વાસ્તે ખાલી હતું.

વેશ્યા, આથેન્સની બધી જાતનું પુરેપુરૂં સ્વાતંત્ર્ય ભોગવતી સ્ત્રી હતી; ઘણી વખત તે વ્યક્તિ તેના હાવભાવને ઓપ આપે એવું જ્ઞાન મેળવવા પ્રયત્ન કરતી, અને સફલ પણ થતી હતી. અભિનય અને જ્ઞાન દ્વિગુણીત થવાથી વેશ્યાની ફતેહ મેળવવા ભાગ્યશાલી થયા હતા કારણ કે સ્વરૂપની સાથે માનસિક ખીલવણી સ્ત્રીઓમાં કવચિત્ જ દૃશ્યમાન થાય છે.

ઇતિહાસકાર, કવિ, રાજ્યતંત્રી અને ગુણીઓના મંડળને પોતાની આસપાસ એકઠું જમાવી તે, તેઓની રસિક મોહક વિદ્દગ્ગોષ્ઠીમાં ઝીપલાવતી અને આથી અનુપમ સાક્ષર સભાનું કેન્દ્રસ્થાન બનતી હતી.

એસ્પેસીઆ ( Aspasia ) જે કાન્તિ તેમ જ બુદ્ધિ ઉભયમાં અપ્રતિમ હતી તેણે પેરીક્લીસ ( Pericles ) નામના મહાન્ ગ્રીક રાજ્યદ્વારીનો સ્નેહ સંપાદન કર્યો હતો. પેરિક્લીસ્ વક્તૃત્વ શક્તિ ખીલવવાનો પાઠ એની પાસેથી શીખ્યો હતો એવું કહેવાતું હતું. અને તેના કેટલાક નામાંકિત ભાષણોના સંપાદક તરીકે તે સ્ત્રીનું નામ તવારીખના અભ્યાસીઓને ગેશન છે. રાજ્ય તંત્રની બાબતમાં પણ તેની સલાહ લેવામાં આવતી હતી અને મહાન્ તત્વચિંતક સોક્રેટિસ પણ બીજા શીષ્યોની માફક તેની સભામાં જતો હતો.

સોક્રેટિસ્ પોતે પણ તેના કેટલાક સિદ્ધાંતો વાસ્તે તેની ગણિકા ડાઇઓટિમા (Diotema) નો ઉપકાર માને છે

લીઓન્શીઅમ્ ( Leontium ) નામની વેશ્યા યૂરોપમાં ચાર્વાક સમાન પથ પ્રર્વતક એપીક્યુરસની ( Epicurus ) પરમાસક્ત અનુયાયીઓ માંહેની એક હતી.

એક બીજુ કારણ કે જે લજ્જા અને મર્યાદાની ખાતર કોઈ પણ પુસ્તકમાં દર્શાવવામાં આવતું નથી તે નૈતિક ઇતિહાસના નીર્જીવ અને અતિ શુષ્ક લેખમાં પણ દર્શાવ્યા વિના ચાલે તેમ નથી

ગ્રીક સસ્કૃતિનો એક મહાન્ દોષ એ હતો કે તેણે જો કે કુદરતી તો પણ અધમ પ્રવૃત્તિને જોઇએ તે કરતાં વિશેષ વધવા દીધી હતી. ઘણા જ સારા અને સાધુ પુરૂષોની જીંદગીમાં પણ સ્ત્રી વ્યવહારની ગોલમાલ દુર્ગુણ તરીકે ગણાતી નહોતી.

આ ભયંકર દુર્ગુણ હોમર અને હિસીઓડના સમયમાં નહોતો તે તેઓના લેખો પુરવાર કરે છે. પરંતુ પાછળથી જ કુસ્તીના અખાડા તેમ જ બીજી અર્ધનગ્ન રમત ગમતોને લીધે ઉત્પન્ન થયો હતો. આ ખેલોમાં તદ્દન નાગા પહેલવાનો ભાગ લેતા જેને લઇને પ્રેક્ષકોના મનમાં એ અસ્વાભાવિક મનોવૃત્તિ પ્રભવતી જે આપણા કાળના મનુષ્ય વાસ્તે સમજવી

મુશ્કેલ જણાય છે. પરંતુ તે વખતમા એ વૃત્તિ બહુ પ્રબળ ગણાતી તે એટલે સુધી કે, તેનો નિગ્રહ મહા ભગીરથ પ્રયત્ન ગણાતો હતો.

પ્રજાકીય ધર્મ આ તેમ જ બીજા દાખલાઓમાં આ શેતાની ભરેલા દુર્ગુણ પાસે નમી ગયો હતો. દેવતાઓનો પ્યાલો ધરનાર તરીકે હેબ્યુ (Hebe) ને બદલે ગેનીમીડ (Ganymede) ને દાખલ કરવામાં આવ્યો હતો અને જગતના અધમમાં અધમ દુર્ગુણો તેને શિર ચોટાડવામાં આવ્યા હતા. ચિત્રકારો આ દુર્ગુણ ઘંદ બેકહસ્ (Bacchus) અને સ્ત્રી જેવા સૈતનુ એપોલોની (Appolo) પ્રતિમા દોરી પ્રસિદ્ધ કરતા હતા. ખરું જોતાં તે માત્ર નામનો જ દુર્ગુણ કહેવાતો કારણ કે પ્રજામત એ પીશાચ વર્તન તરફ ઘણી જ રહેમ નજરથી જોતો હતો.

આ અકુદરતી બદ્દુવસતુ ઘણું જ મશહુર ચિત્ર તો હારમોડીઅસ અને એરિસ્ટોજ્યેટોનનું (Harmodiusi Aristogeiton) સંયુક્ત પુતળું છે. આ બન્ને જણ ઘણા જ હલકી જાતના સંબંધથી જોડાયા હતા અને ગજ્યદ્રારી ખુન વાસ્તે તકસીરવાર ઠરેલા હતા. પરંતુ તેઓને રાષ્ટ્રના માનનીય પુરૂષોની ગણનામાં મુકી થીક પ્રજાએ તેઓની પ્રતિમાઓ કરાવી હતી એ જ નૈતિક વિચારનો મહત્ વિપર્યાસ બતાવી આપે છે.

આપણને માનવાને અનેક કારણો છે કે આ તેમ જ બીજા અનેક વિચારોએ વેશ્યાના વર્ગને દોષ અને પાપની ગણત્રિમાંથી મુક્ત કર્યો હતો. આ વેશ્યા વર્ગનો મોટો ભાગ બેહદ લંપટતામાં ડુબેલો હતો. ઘણો જ ન્હાનો ભાગ ઉચ્ચ પ્રકારની ગણકાની સ્થિતિએ પોહોચ્યો હતો. અને એ સ્થિતિ પ્રાપ્ત કર્યા પછી પણ બેવફાઈ, લાલચ અને મોજશોખમાં રચ્યો પચ્યો હતો; બેશક આ બાબતમાં પણ કેટલાક અપવાદો ન હતા એમ નહિ.

નાત બ્હાર મુકવાના ધોરણે પણ આ વર્ગને હલકો માન્યો નહોતો. અને જો કે વેશ્યા પરિણીત સ્ત્રીની સાથે સમાનતાની પંક્તિ ઉપર મુકવામાં આવી નહોતી તો પણ લોક માન્યતા એવી હતી કે સંસારમાં સ્ત્રી અને વેશ્યા ઉભય આવશ્યક છે. અને બન્નેના વ્યવહારની જરૂરીયાત છે.

'હારમોડીઅસ' નામના માણસની રખાત્ સખી 'લીના' એ, તેના આશકનો ગુન્હો કબુલ કરવા કરતાં મરણ પસંદ કર્યું હતું અને આથેન્સના લોકોએ તેની વફાદારી ઉપર કુરબાન થઈ તેનું નામ અમર રાખવા એક જીભ વિનાની સિંહણનું પુતળું કોતરાવ્યું હતું

'એકઝીસ' નામની ગણકાતું સભ્ય વર્તન અને નિષ્કામ પ્રેમ જગ જાહેર હતા, અને તેના મૃત્યુનો ખેદ જાહેર રીતે પ્રસિદ્ધ થયો હતો.

ગ્રીક જીદગીના પ્રસિદ્ધ દૃષ્ટાંતોમાં એક ચિત્ર "ઝેનોફોને" ચિત્ર્યું છે. તે પ્રમાણે સોક્રેટીસ તેના અનુયાયી સહિત કેવી રીતે 'થીઓડોટા' નામની ખુબસુરત વેશ્યાના સૌંદર્યની

ખાત્રી કરવા ગયો હતો અને ત્યાં કેવા પ્રશ્નોથી તેના વૈભવના કારણો પુછ્યાં હતો અને તેના યારોને ઇશ્કમા કેવા પ્રકારે લોભાવવાનું વર્ણવેલું છે. સોક્રેટીસ એવી સલાહ આપે છે કે તેણીએ ઉદ્ધત લફંગા આશકો વાસ્તે દરવાજા બંધ રાખવા; વળી ઉમેરે છે તેઓના નેકી કામોની ફતેહમાં ખુશી થવું અને જેઓ તેને ખરા જીગરથી ચાહતા હોય તેના તરફ વધુ મમતા રાખવી.

આવી જાતનું કામ વિકાર રહિત, નિખાલસ દિલનું, કોઈ પણ અનીતિ વાસ્તે ઉપાલંભ વિનાનું વર્તનવાળું સંભાષણ અનેક સુજ્ઞ ગ્રીક પુરૂષો તેઓના રૂપની પ્રશંસા કરી કરતા.

ગ્રીક જીંદગીનું આવા પ્રકારનું વર્ણન મારે અનિચ્છાએ આપવું પડયું છે. ઉપરના દષ્ટાંતો જો કે સ્થૂલ દષ્ટિને નાગાં લાગે તેવા છે તોપણ નૈતિક ઇતિહાસને બહુ ઉપયોગી હોવાથી હસ્તગત કરવા પડયા છે.

ઉપરના ચિત્ર ઉપરથી સિદ્ધ થશે કે ગ્રીસ જે મહાન્ નરોના પ્રભવ વાસ્તે પ્રસિદ્ધ છે તેમાં ઉત્તમ નારી વ્યક્તિઓની પરંપરાનો આ માટે અભાવ છે. વિશેષમાં આ ગ્રીક સંસ્કૃતિનો સંક્ષિપ્તલેખ નિઃશંક સિદ્ધ કરે છે કે ગ્રીક નીતિબોધકો આધુનિક સમયની માફક મનુષ્ય પ્રકૃતિના આસુરી અને દૈવી એમ બે વિભાગ સ્વીકારતા હતા, પરંતુ લોકમત આપણા નીતિના આચાર્યોથી ઘણો જ ભિન્ન હતો. માણુસે તુચ્છ અને ક્ષણિક પાશવવૃત્તિ વિવાહીત ધર્મપત્ની સિવાય આખી જીંદગીમાં બીજે ક્યાંય સંતોષવી ન જોઇએ તેનું તે લોકોને ભાન નહોતું. ગ્રીક સ્ત્રી ઉપર સખ્ત ફરજો નાખવામાં આવી હતી. કિંતુ ગ્રીક પતિ ઉપર ઘણા લાંબા વખત પછી થોડીક ફરજોનો ભાર નાખવામાં આવ્યો હતો. અત્યારે આપણને બહુ ધિક્કારપાત્ર લાગે છે એવા અસ્વાભાવિક પ્રેમની ઘણી જ નરમ નિંદા થતી હતી.

આ ગણિકા ઉપર કાયદાની કેટલીક બેડીઓ નહોતી અને જોકે વેશ્યા પ્રશંસા પામતી તો પણ તેને પરણેલી સ્ત્રીના જેટલું સન્માન મળતું નહોતું. પરંતુ માત્ર સંજોગોને લઇને જ તેવડા આગળ આવ્યો હતો. લોકોમાં તેના ધંધાની અપ્રતિષ્ઠા તદન નાશ પામી હતી. તે એટલે સુધી કે, સમાજનો કેટલોક ભાગ પરણવાનું નાપસંદ કરી જાહેર રીતે તેઓની સાથે વ્યવહાર રાખતો પરંતુ તેઓનું આ વર્તન લેશ માત્ર પણ નિંદા યુક્ત ગણાતું નહિ.

રાજકોટ,
તા. ૧૦-૫-૧૯૧૩

વ્રજલાલ ત્રીકમજી.

# હિંદની આર્થિક સ્થિતિનાં કેટલાંએક લક્ષણો.

( અનુસંધાન પૃષ્ઠ ૩૮૪ થી. )

## (૯) બ્રિટન સાથેનો સંબંધ.

બ્રિટિશ જેવી મહાન્ સાહસિક અને ઉદ્યોગી પ્રજાનાં સમાગમથી હિંદની આર્થિક સ્થિતિ ઉપર અનેક પ્રકારની અસર થઈ છે. અઢારમા સૈકાની આખરે હિંદના ઉદ્યોગો સારી સ્થિતિમાં હતા. ઈ. સ, ૧૭૫૭ માં પ્લાસીની લડાઈ પછી હિંદુસ્તાનનું રાજ્ય ધીમે ધીમે ઈસ્ટ ઇંડિઆ કંપનીના હાથમાં ગયું. સ્વાભાવિક રીતે આ વ્યાપારી કંપનીને હિંદની પ્રજાના લાભ કરતાં કંપનીના ભાગીદારોનું હિત જાળવવાની ઉત્કંઠા વધારે હતી. વળી તે સમયની ઇંગ્લંડની રાજનીતિ પ્રમાણે સંસ્થાનોને અંગ્રેજી ઉદ્યોગોના કામની ફક્ત કાચી પેદાશ જ ઉત્પન્ન કરવાનો અને સંસ્થાનોના બજારોમાં ફક્ત અંગ્રેજી માલ વેચાય તેવી ગોઠવણ કરવાનો હુકમ હતો. આ પ્રમાણે કંપનીની નજર ખેતી વધારવાની તેમજ કાચી પેદાશની નિકાસ કરવાની હતી. તે ઉપરાંત કંપનીએ કારીગરોને પોતાના તાબામાં રાખીને કનડ્યા, હિંદી માલ ઉપર ઇંગ્લંડમાં ભારે જકાત નખાઈ અને છેવટે તે દેશમાં થતી આયાત બીલકુલ બંધ કરી; આ કારણોથી આ ઉદ્યોગને ઘણું નુકશાન પહોંચ્યું. ત્હેની સાથે, બ્રિટિશ રાજ્ય—સત્તાની વૃદ્ધિ થવાથી અને દેશી રાજ્યો પડી ભાગવાથી, આ રાજ્યોમાં પોષાતાં કારીગરોનો રોજગાર પણ ચાલી ગયો. બ્રિટિશ જેવી ઉદ્યોગી અને વ્યવહારકુશળ પ્રજાની સાથેના સબંધથી દેશની વ્યવસ્થામાં જે ફેરફારો થયા તેનો વિચાર કરવાનું આ સ્થાન નથી. પરંતુ આ દેશના કારીગરો અને માલ બનાવનારાઓ પોતાના ગામની મર્યાદાની બહાર દૃષ્ટિ ઉંચી કરવાને અશક્ત હતા તે વખતે સાહસિક શોધ કરનારાઓના અને રક્ષક રાજ્ય નીતિના આશ્રય નીચે, ઇંગ્લંડના ઉદ્યોગો દિનપ્રતિદિન મજબુત થવા લાગ્યા અને ત્હેને લીધે હિંદના ઉદ્યોગો પડી ભાગ્યા હતા. એક વ્યવહારકુશળ અને સુરક્ષિત પ્રજાની સાથે બીજી સતોષી અને સાધનરહિત પ્રજાના સંબંધથી અઢારમા અને ઓગણીસમા સૈકાના અડધા ભાગમાં જે કાંઈ અનિષ્ટ થયું હોય, તે છતાં આપણે યાદ રાખવું જોઈએ કે છેલ્લા પચાસ વર્ષમાં હિંદનો જે ઔદ્યોગિક વિકાસ થયો છે તે આ સંબંધની ગેરહાજરીમાં થયો હોત એમ સંભવ ન્હોતો. કોઈ પણ પ્રજાના આર્થિક અભ્યુદયને માટે રાજ્યકીય શાંતિ, જીંદગી અને માલની સલામતી, વ્યાપાર અને વ્યવહારને માટે સુગમ અને નિર્બંધ રસ્તાઓ, પરસ્પર ધીરધારને માટે વિશ્વાસ અને દઢતા, એટલા વાનાં ખાસ જરૂરનાંછે. અને આ સાધનો બ્રિટિશ રાજ્ય સમયના પહેલાં નહોતાં તે કહેવામાં અતિશયોક્તિ નથી. આ ઉપરાંત હિંદીઓને બ્રિટિશ પ્રજાના હાથ નીચે બ્રિટિશ મુડી સાહસ અને કારીગરોના સાધનથી સજાતું અર્વાચીન ઉદ્યોગોની પદ્ધતિનું અમૂલ્ય શિક્ષણ ભવિષ્યમાં ઘણું જ ઉપયોગી થઈ પડશે. હિંદી ઉદ્યોગોમાં વિદેશી મુડી અને વિદેશી કારી-

ખરો કામ કરતા હોવાથી કેટલાએક ગેરલાભ છે, પરંતુ બ્રિટન અને હિંદના સંબંધથી હિંદનાં સંકુચિત અને અપૂર્ણ સાધનોને ખીલવવામાં મદદ મળી છે અને તેથી હિંદના જમીનવાળા, મજુરો, અને મુડીવાળા વગેરેને પોતાની કમાણી વધારવાના પ્રસંગો મળ્યા છે તે નિર્વિવાદ છે.

## (१०) औद्योगिक संक्रांतिनी कृत्रिमता.

હિંદની હાલની ઔદ્યોગિક સંક્રાંતિ કૃત્રિમ અને અચિન્તિત હોવાથી અસાધારણ લેખી શકાય. પાશ્ચાત્ય ઉદ્યોગપરાયણતાના પ્રવાહથી આ દેશના શાંત આર્થિક જીવનમાં ખળભળાટ થઈ રહ્યો છે. આ આર્થિક સંક્રાંતિ કેવી રીતે પ્રાપ્ત થઈ તેનું વર્ણન આ લેખના અન્ય પ્રકરણોમાં કરવામાં આવશે, પરંતુ અત્રે દર્શાવવું જોઈએ કે અંતર્ પ્રવૃત્તિના અભાવને લીધે એક વીર્યવાન અને સાહસિક પ્રજાના સબંધનું જ અનિવાર્ય પરિણામ છે. હાલની ઔદ્યોગિક પ્રવૃત્તિમાં અંગ્રેજી શિક્ષણ, બ્રિટિશ ઔદ્યોગિક સાહસ, અને બ્રિટિશ રાજ્ય કારણભૂત છે. હજુ પણ દેશનો મ્હોટો ભાગ ખેતીપર પોતાનો નિર્વાહ કરે છે અને શિક્ષિત ભાગમાંના એક અંશમાં જ આ ઉદ્યોગ પરાયણતાનો ભાસ થાય છે. વળી આપણા કેટલાએક જ ઉદ્યોગો વિદેશી સંપત્તિના આશ્રય નીચે ફતેહમંદ થયા છે અને અન્ય વધારે આવશ્યક ઉદ્યોગો હજુ પછાત છે; ખનિજ વસ્તુઓનો પરદેશ નિકાસ થાય છે પરંતુ દેશમાંજ ધાતુ વગેરેની બનાવટ થતી નથી. તેમ જ આપણાં શહેરો અને ગામડાઓનાં આર્થિક જીવન વચ્ચે અનહદ અંતર રહ્યું છે: એ સર્વ વાતથી આપણી ઔદ્યોગિક પ્રગતિ બાહ્ય સ્વરૂપ અને કૃત્રિમ છે એમ સિદ્ધ થાય છે. અન્ય દેશોના આર્થિક જીવન અને વૃદ્ધિનો વિચાર કરતાં સ્પષ્ટ થાય છે કે આપણા ઉદ્યોગોની ગતિ સંક્રાતિમય (evolutionary) નહીં પણ વિપ્લવમય (revolutionary) છે. ઇંગ્લંડના મહાન ઔદ્યોગિક પરિશ્રમણના સાધનો પ્રજાના હાથે જ સેંકડો વર્ષોના અંતે ફલીભૂત થયા હતા. હારગ્રીવ્સ, આર્કરાઇટ, ક્રોમ્પ્ટન વગેરે શોધકોના રૂ કાંતવા અને કાપડ વણવાના યંત્રમાં સુધારા, વૉટના હસ્તે વરાળયંત્રનું શોધન તે યંત્રનો કોલસાની ખાણોમાં રેલ્વેમાં અને લોહું બનાવવાના ઉદ્યોગોમાં ઉપયોગ, અને તેથી ધીમે ધીમે મ્હોટા કારખાનાઓની સંખ્યા અને કામમાં વૃદ્ધિ થવાથી ઇંગ્લંડના અર્વાચીન ઉદ્યોગો પરિપક્વ થઈ હાલની સ્થિતિને પ્રાપ્ત થયા છે. આ સ્થિતિ પ્રાપ્ત થવામાં તે દેશની પ્રજા પોતે કારણભૂત હોવાથી તેને માનસિક વૃદ્ધિ અને કેળવણીનો લાભ થયો હતો. પરંતુ આ દેશમાં મિલો અને કારખાનાઓની પદ્ધતિ આકાશમાંથી ફેંકવામાં આવી હોય તેમ દાખલ થવાથી પ્રજાના કારીગરો અને કામદારોની માનસિક બુદ્ધિનો જોઈએ તેટલો વિકાસ થઈ શક્યો નથી. આથી પ્રજાની જુની સંતોષી અને બેદરકાર પદ્ધતિ અને પાશ્ચાત્ય જુસ્સાવાળી અને સાહસિક પદ્ધતિ વચ્ચે ઘણું જ છેટું રહ્યું છે; અને આ કારણથી જ આ પ્રજાના ઉદ્યોગવાદીઓ નવી જાતની હરિફાઈમાં સફળ ન થાય તો નવાઈ નથી.

## (૨૧) આપણા ઉદ્યોગોની પરાધીનતા.

વળી સર્વના કરતાં આપણે ધ્યાનમાં રાખવું જોઇએ કે દેશના ઉદ્યોગોની એક વિલક્ષણતાને લીધે મુડીવાળાને નવા ધંધા શરૂ કરતાં ઘણી વખત આંચકો ખાવો પડે છે. અન્ય દેશના કરતાં હિંદમાં યાંત્રિક સામાન મોંઘો મળે છે અને તેને ગોઠવવાને તેમજ ચલાવવાને અથવા મરામત કરવાને વધારે મહેનત અને મજુરી પડે છે. કારણ કે આપણા મજુરો આવા કામથી અજાણ્યા હોવાથી તે યંત્રો સસ્તા હોવા છતાં પણ આખરે મોંઘાં પડે છે. તેમ જ આપણા કારીગરો અને ઉદ્યોગોના અધિકારીઓમાં પણ નવા ઉદ્યોગો સફળ કરવાને યોગ્ય શક્તિ નથી હોતી. ઉપર એક ઠેકાણે દર્શાવ્યા પ્રમાણે આપણા દેશની ૯૦ ટકા ઉપરાંતની કંપનીઓ નોંધાયા પછી અટકી પડવાનું કારણ આ કંપનીના અધિકારીઓની પ્રમાણિકતા તેમજ ઉદ્યોગ વિજ્ઞાનની ખામી હોવાનું છે. તે શિવાય તેમનામાં નવા ધંધા સામે ખાસ વિરૂદ્ધતા હોય છે અને જુના ઉદ્યોગમાં ઓછું મળતર હોવા છતાં પણ તેમાં અને તેમાં પડયા જ રહે છે. દાખલા તરીકે છેલ્લાં થોડાં વર્ષોમાં મીલોની સંખ્યા એકદમ જરૂર ઉપરાંત વધી જવાથી માલની ઉપજ માંગણી કરતાં વધારે થવાથી અને સારા મજુરોની સંખ્યા ઓછી હોવાને લીધે, હિંદના કાપડ સુતરની મીલોના ઉદ્યોગને હાનિ પહોંચી હતી.

વળી આપણા કારીગરોમાં કુશળતા અને રસિકતાની ખામીની લીધે હિંદમાં બનતી અસંખ્ય પ્રકારની "દેશી કારીગરીની વસ્તુઓ" માં બહારની સફાઈ અને સુઘડતા અથવા તો ભાત અને ઘાટની સમાનતા ભાગ્યે જ જોવામાં આવે છે; આ સ્થિતિનું કારણ ક્યાંતો કારીગર વર્ગમાં વ્યવસ્તવિક શિક્ષણનો અભાવ અથવા તો યુરોપીય ફેશન અને આકારોની નકલ કરવાની અવનતિ હશે

વિદેશી માલની હરીફાઇમાં ન્હાના પાયા ઉપર નજીકના પ્રદેશોને માટે કેટલીએક વસ્તુઓ (સાહી, માણબત્તી, સાબુ, દીવાસળી, ચીનાઈ માટીનાં અને કાચનાં વાસણો, કાગળ ઇત્યાદિ) હિંદમાં બનાવી શકાય તેમ છે. પરતુ શાસ્ત્રીય જ્ઞાનનો અભાવ, થોડી માંગણી, રેલ્વેના નુરની અતિશયતા, ખંતીલા માણસોની સાધન હીનતા અને ટુંકામાં ન્હાના પાયા ઉપર વસ્તુ બનાવવાની સાથે ઉત્પાદન કાર્યમાં આવશ્યક ઉત્તમ ચાતુર્ય, કારીગરી, સંભાઈ અને officiency કાર્યદક્ષતા મળી શકતાં નથી. કોઈ પ્રસંગે ન્હાના ઉદ્યોગો ફત્તેહમંદ થવાની તૈયારીમાં હોય છે તો ચાલાક અને સાહસિક યુરોપીય પ્રતિસ્પર્ધીઓએ પોતાના માલની કીંમતમાં ઘટાડો કરી નાંખવાથી અથવા તો દુષ્કાળ વગેરે કારણોથી બજારમાં મંદી થઈ જવાથી આ વસ્તુના બનાવનારને પસ્તાવું પડે છે. આવી રીતે બળવાન પ્રતિસ્પર્ધીઓને લીધે હિંદી ઉદ્યોગોને ફત્તેહ મેળવતાં અસાધારણ ખંત અને મજુરીની જરૂર પડે છે.

રેલ્વેના નુરથી પ્રજાના ઉદ્યોગોની કેટલી હાનિ પહોંચી છે તેનુ સવિસ્તર વર્ણન કરવાને એક પુસ્તક લખવું પડે. તો પણ એટલું તો સિદ્ધ જ છે કે અન્ય દેશોની રેલ્વેઓના

નુર સરખાવતા અને હિંદમા રેલ્વે બાધવા માટે નાણા અને મજુરીનો હીસાબ કરતા હિંદી રેલ્વેના નુર આ દેશના ઉદ્યોગોને હાનિકર્તા છે મી દીનશાહ વાચ્છાના શબ્દોમા ' હિંદી રેલ્વેની પદ્ધતિનુ મોથી ખરાબ અને અક્ષમ્ય લક્ષણ તેની પ્રજાની આવશ્યક ઇચ્છાઓ તરફ તદન બેદરકારી અને નિષ્કાળજી છે ' સર ફ્રેડરીક લેલીના લખવા પ્રમાણે રેલ્વેના સત્તાધિકારીઓને દેશના વ્યાપારને નુકશાન પહોચે તેવી રીતે વર્તવા દેવામા આવ્યા છે ધનાકાની અને વડીસરકારને અન્ય કાર્યોને લીધે અવકાશ નહી મળવાથી આ સ્થિતિની હાનિનુ ભાન નથી નહીં તો તેમણે એનો અત ક્યારનોએ આણ્યો હોત સાધારણ રીતે એમ કહી શકાય કે આ પદ્ધતિથી આયાત વેપારને ઉત્તેજન મળ્યુ છે અને દેશના સાહસ અને ઉદ્યોગ કચરાઈ ગયા છે [૬]

રેલ્વેની હાલની નીતિથી દેશના ઉદ્યોગોને હાનિ પહોચે છે જાણવાને એક જ ઉદાહરણ બસ થશે. કોઈ પણ બન્દરથી અમુક શહેર સુધીનુ નુર તેજ શહેરથી તે જ બદર સુધીના નુર કરતા ઓછુ હોય છે આથી બન્દરપરથી વિદેશી માલ દેશના શહેરમા સસ્તા ભાવે જાય છે, અને કાચી પેદાશની નજીકના કારખાનાવાળા શહેરોથી બન્દરની પાસેના અથવા બીજા શહેરોમા વિદેશી માલ સાથે ફત્તેહમદ હરીફાઈ થઈ શકતી નથી

ઉપરના વિલક્ષણ કારણો છુટા છુટા લઇએ તો નિર્માલ્ય લાગે પરતુ સૌ ભેગા થવાથી કોઈપણ દેશની ઔદ્યોગિક અને આર્થિક સ્થિતિમા રૂપાતર થાય તેમા નવાઈ નથી

પોપટલાલ ગોવિંદલાલ શાહ

---

૬ આ બંને અવતરણો મી આર ડી મહેતાના કલકત્તાના "કોમર્સ" પત્રના ૨૦-૧૨-૧૯૧૧ ના અંકમા છપાયેલા લેખમાથી લીધેલા છે પો ગો શાહ.

# ઉપવનમાં બનેલો કરુણ વૃતાન્ત*

એક સુન્દર ઉપવનમાં એક મોગરાનું પુષ્પ પાસે આવેલા એક જૂઈના નાજુક અને પાતળા પુષ્પ ઉપર પ્રેમાસક્ત થઈ ગયું. જે પળે મોગરાએ આ પ્રકાશમય અને પ્રેમમય જગતમાં પ્રવેશ કર્યો અને નાજુક અને સુન્દર જૂઈને વસન્ત ઋતુના પવનથી આમતેમ ડોલતી જોઈ ત્હારથી જ ત્હેનું ચિત્ત તે તરફ આકર્ષાયું હતું. આખી વસન્ત ઋતુ ત્હેણે તે જૂઈને એક મોગરાને છાજતા આવેશથી ચ્હાયા કર્યું, અને ત્હેના વિચારો કરતે નિઃશ્વાસો મૂક્યા કર્યા. ગ્રીષ્મઋતુ આવી અને બપોરે જ્હારે સર્વ પ્રકૃતિ મંદ થઈ નિદ્રાવશ થતી હતી ત્હારે મોગરો પ્રેમની લાગણીથી ઉશ્કેરાઈ પોતાની પ્રિયાને પ્રેમગીતો ગાઈ સંભળાવતો હતો. મધ્યરાત્રિએ જ્હારે ધુમ્મસરૂપી રાખરંગની કામળીમાં પર્વતો, ખીણો, તેમ જ આખી પ્રકૃતિ વીંટાઈ જતાં હતાં, રાત્રિનો પવન નિદ્રાવશ થયેલી આખી પ્રકૃતિને નિદ્રામાં વિઘ્ન ન થાય ત્હેવી રીત્યે કોઇ મુસાફરની વાર્તા આખા ઉપવનમાં પ્રસરાવતો હતો, તે વખતે, ઉત્કંઠાને લીધે જાગતો પડી રહેલો મોગરો પોતાના સ્વપ્નની સુન્દરીનું મનરંજન કરવા પ્રેમગીત ગાતો હતો. આખી ગ્રીષ્મઋતુ ત્હેણે પોતાની પ્રિયાનું મનરંજન કરી ત્હેનો પ્રેમ મેળવવાના પ્રયત્નો કર્યા પણ તે તો તિરસ્કારયુક્ત દૃષ્ટિથી ત્હેની સ્હામે જોઈ પોતે દૂર રહેતી હતી.

જ્હારે મોગરાએ પોતાની પ્રિયાને પોતે ત્હેને ચાહેછે એમ જણાવ્યું ત્હારે તે બોલી "એ વાત તે કદી બને ? હું તો ત્હારા કરતાં કેટલી મ્હોટી છું. અને મ્હને તો સ્વતંત્ર રહેવું જ ગમેછે. મ્હને તો અહિંજ આ ડાળી ઉપર પવનમાં ઝોલાં ખાવાં અને નાચવું ગમેછે. મ્હને કોઈને પણ તાબે રહેવું પસંદ નથી. તું મ્હને મળ્યો હતો તે વાત જ વીસરી જજે."

હાવાં હાવાં સ્ત્રીની જાત પ્રમાણે ત્હેણે ઘણા બ્હાનાં કહાડ્યાં. તો પણ મોગરો તો પોતાની અને ત્હેની વચ્ચેનું અન્તર જાણે કે ઓછું કરવાનો પ્રયત્ન કરતો હોય તેમ પવનમાં ત્હેની તરફ ઝોલાં ખાવા લાગ્યો.

શરદઋતુ આવી અને ત્હેની ઝાકળથી મોગરા ઉપર સુન્દર તેજ આવી, એટલે જેણે આટલા વખત સુધીની મોગરાની વિનંતિને સ્વીકારી ન્હોતી તે જૂઈ, સ્ત્રીયોની રીત પ્રમાણે તે સૌન્દર્ય જોઈને આખરે મોગરાને શરણ થઈ. પછી મોગરાએ પોતાની પ્રિયાના સુન્દર મુખ ઉપર ચુમ્બન કરવાનો પોતાનાથી બનતો પ્રયત્ન કર્યો. તેમ કરતાં એક દિવસ તે ડાળી ઉપરથી તૂટીને જમીન ઉપર પડ્યો.

---

* જુલાઈ ૧૯૧૦ ના Modern Review માં પ્રસિદ્ધ થયેલા Mrs. Saint Nihal Singh ના "A Forest Tragedy" નામના અંગ્રેજી લેખનું ભાષાન્તર.

તે નીચેથી પોતાની પ્રિયાને કહેવા લાગ્યો "તું પણ વેલ્સ ઉપરથી તૂટી પડય. આપણે આખરે એક બીજાને મળીને સખીશું."

પણ જૂઈને જીવન વધારે પસંદ હતું અને વેલ ઉપરથી તૂટી પડતે બ્હીતી હતી. મોગરો દિન પ્રતિદિન વિનંતિ કર્યે ગયો પણ જૂઈને પોતાના સ્વામી કને જવાનું મન તો ઘણું હતું, પણ તેમ વેલ્સ ઉપરથી ખરી પડવું ગમતું ન્હોતું અને મોગરાના પ્રેમને માટે પોતાનું સ્વાતંત્ર્ય તથા જીવનની લાલસા છોડવાં ગમતાં ન્હોતાં. નિરાશાથી દુઃખી થઈ મોગરો નિસ્તેજ બન્યો, કરમાઈ ગયો, અને શોક કરતો કરતો મૃત્યુ પામ્યો.

વેલ્સ ઉપર વળગી રહેવાના દૃઢ પ્રયત્નો કર્યા છતાં એક દિવસ શરદૃઋતુના તોફાની પવનથી આખરે જૂઈ તુટીને જમીન ઉપર પોતાના મૃત સ્વામી પાસે પડી. પણ જ્હારે ત્હેણે પોતાનું ફિક્કું પડી ગયેલું મ્હો મોગરાના મુખને અડકાડયુ ત્હારે ત્હેણે દિલગીર થઈ નિઃશ્વાસ મૂક્યો. ત્હેને એમ થયુ કે—દરેક પુષ્પનો આખરે વૃક્ષ ઉપરથી પડવાનો દિવસ આવ્યા વગરતો રહેતો જ નથી—અને ત્હેને પોતાની ભૂલ્સ જણાઈ. પોતાનો સ્વામી ભર યુવાવસ્થાને લીધે પૂર્ણ સૌન્દર્યવાન હતો તે જ વખતે પોતે વેલ્સ ઉપરથી સ્વતંત્રતાનો લોભ છોડી દઈ વેળાસર જ નીચે ન આવી તે માટે તે પસ્તાવા લાગી, અને મૃત્યુને શરણ થતા પ્હેલાં થોડા દિવસનુ પણ સુખ ન ભોગવી સકવાથી પોતાને ઠપકો દેવા લાગી. આ ઉપરથી ત્હેને બોધ મળ્યો કે પ્રેમથી કાંઈ સ્વતંત્રતા અથવા તો પોતાનુ વ્યક્તિત્વ જતાં રહેતાં નથી પણ ઉલટો ત્હેમાં વધારો થાયછે. આખરે ત્હેને જણાયુ કે જીવનની લાલસા અને સ્વતંત્રતા કરતાં પ્રેમ વધારે ઇષ્ટ છે. પણ અફસોસ! હવે સમય વીતી ગયો હતો. તે આખરે નિશ્વાસ મૂકતી, રોતી, રોતી, મૃત્યુને શરણ થઈ.

વાંદરા, ઑગસ્ટ. ૧૯૧૩.

નલિનકાન્ત નરસિંહરાવ દીવટિયા.

# ચરોતર.

## પૂરવણી.

આ શબ્દ વિશે ચર્ચા આપાદના અંકમાં મોકલ્યા પછી મ્હારી નોંધપોથીમાંની નીચેની નોંધ જડી —

બુદ્ધિપ્રકાશ સેપ્ટેમ્બર ૧૮૬૨ પૃ ૨૦૮

" એ કવિ ચડોતર જિલ્લાના મંધેમર ગામનો ભાટ હતો "

અહિં 'ચડોતર શબ્દ છે, ચરોતર' નથી ના કેશવનાન નુચે 'ચિડોતર' નામ જૂના વખતનું હતું એમ મ્હને લખ્યું હતું 'કાન્હડદે-પ્રબન્ધ'માં 'ચિડોત્તર' છે એમ હેમના તા ૭-૯-૦૯ ના પત્રમાં લખેછે (જો કે એ પ્રદેશ આપણા ચરોતરથી ભિન્ન છે)

તો આ 'ચડોતર નું પછી 'ચરોતર' ઈ સ ૧૮૬૨ પછી થયેલું અર્થાત્ 'ચારૂતર' એ શબ્દ અને 'ચારુતર એ વ્યુત્પત્તિ કૃત્રિમ અને આધુનિક જ, પ્રેમાનન્દનો શબ્દ 'ચારૂતર' હોય નહિ

આ નોંધનો ઉતારો આપી એટલું જ ઉમેરુંછું કે ઉપર ટૉંકમાંથી આપેલા 'ચર-ઊતર' નામ જોડે આ 'ચડોતર'નો વિરોધ આવતો નથી આપણા દેશમાં ડ નો ર નથી થતો તેથી ચડ-ઊતર, ચડ-ઊતર, ચડોતર એમ થયું હોય

વાંદરા,
તા ૧૦-૮-૧૩

નરસિંહરાવ ભોળાનાથ.

# ખંભાત.

આ શહેરનું નામ શા ઉપરથી પડ્યું હશે? રા. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી એ ગામને સ્તમ્ભાવતી એક સ્થળે કહેછેઃ—

" "હમારી સ્તમ્ભાવતી નગરી પ્રાચીન છે. સોમેશ્વરની कीर्तिकौमुदी જેવા ગ્રન્થમાં હેનુ વર્ણન આવેછે."

(બુદ્ધિપ્રકાશ, ઑગસ્ટ ૧૯૧૧, પૃ. ૨૩૫)

(પ્રસંગવશાત્ કહુંછું કે 'કીર્તિ કૌમુદી' નો સમય વિક્રમ સંવતના તેરમા સૈકાના ઉત્તરાર્ધમાં છે; તો તેથી લગભગ એક સૈકા પૂર્વે પણ ખંભાતનું નામ એક ગ્રન્થમાં § મળેછે; માટે 'કીર્તિકૌમુદી'ને આધારે પ્રાચીનતા કહેવામાં કાંઇક ઊનતા આવેછે.)

આજ સુધી તો स्तम्भतीर्थ એમ નામ આપણે જાણતા આવ્યા છિયે. તો એમાંથી ખરી વ્યુત્પત્તિ કેઈ હશે—स्तम्भतीर्थ કે स्तम्भावती? બંનેના ગુણદોષ તપાશિયે; તપાસવાની જરૂર તો ન્હોતી, પરતુ રા. કમળાશકર જેવા વિદ્વાન્ स्तम्भावती જેવો પ્રયોગ કરે ત્હારે જરાક થોભવાનું અને તપાસવાનું કારણ ઉત્પન્ન થાય.

स्तम्भावती—

(૧) આ શબ્દ કોઇ પ્રમાણભૂત ગ્રન્થમાં, લેખમાં ઇત્યાદિમાં વપરાયાનું જાણ્યું કે સાંભળ્યું નથી. પણ રા. કમળાશકરે स्तम्भावती નામ દઇને 'કીર્તિકૌમુદી' માં હેનું વર્ણન છે એમ કહ્યુછે તો એ ગ્રન્થમાં એ નામ હશે એમ ગ્રહ બંધાય. પરતુ 'કીર્તિકૌમુદી' માં તપાસતાં હેમાં પણ स्तम्भतीर्थ છે, स्तम्भावती નથી.†

---

§ આ વિશે આગળ ઉપર સ્પષ્ટ ઉલ્લેખ કરવામાં આવશે.

† 'કીર્તિકૌમુદી' સર્ગ ૪ ના શ્લો. ૩ તથા ૪ આ પ્રમાણે છેઃ—

न्यायं निवेशयन्नुर्व्यां निर्व्याजः स्वजनः सताम् ।
स्तम्भतीर्थं जगाम श्री वस्तुपालो विलोकितुम् ॥
स्तम्भतीर्थं मनस्तीर्थप्रभाव इव... . ....
केषाममोप नो दोषमीप्सितानि ददौ च यः ॥

ચોથા શ્લોકનું પૂર્વાર્ધ અહિં બતાવ્યા પ્રમાણે ખંડિત છે; અને ઉત્તરાર્ધમાં પ્રથમ ભાગ આમ અર્થહીન જણાતો છે. પ્રો. કાથવટેએ शांभवः એમ પૂર્તિ કલ્પી છે (પૂર્વાર્ધમાં) અને આચાર્ય વલ્લભજી હરિદત્તે केषां मुमोष એમ પાઠકલ્પના તૃતીયચરણમાં કરીછે. 'કીર્તિકૌમુદી' ભાષાન્તર પૃ. ૪૦ ફુટનોટ.)

(૨) स्तम्भावतीમાં स्तम्भના અન્ત્ય અકારનો 'આ' થવા માટે કશું પ્રમાણ નથી. मतौबह्वचोऽनाजिरादीनाम् (પાણિનિ ૬-૩-૧૧૯) એ સૂત્ર પ્રમાણે બહુ (એટલે બે કરતાં વધારે) સ્વરવાળા શબ્દોની પછી मत् (— वत्) પ્રત્યય આવે તો તે શબ્દનો અન્ત્ય સ્વર દીર્ઘ થાય,—આખો શબ્દ સંજ્ઞાવાચક (= વિશેષ નામ) હોય તો; અજિરાદિ શબ્દોને આ નિયમ લાગતો નથી. બીજું સૂત્ર शरादीनांच ૬-૩-૧૨૦ છે, તે પ્રમાણે શર વગેરે શબ્દોને मत् (—वत्) પ્રત્યય લાગતાં અન્ત્યસ્વર દીર્ઘ થાય. આ સિવાય બીજાં સૂત્ર આ પ્રસંગે કામનાં નથી. હવે स्तम्भ શબ્દ બહુસ્વર નથી દ્વિસ્વર છે, તેમ જ શરાદિ ગણમાં પણ એ શબ્દ નથી. એટલે આ બેમાંથી એકે સૂત્ર स्तम्भ માટે કામ નહિં આવે.

(પરંતુ આ વાંધો બહુ મહત્ત્વનો નથી. કાલાન્તરે નવા નવા શબ્દોનો પ્રવેશ ઉપર કહેલા ગણમાં થાય એ અસંભવિત નથી; પુષ્પાવતી, પદ્માવતી, શબ્દો જુવો. પરંતુ કોઇ પ્રમાણભૂત ગ્રન્થાદિકમાં પ્રયોગ થયાનો આધાર તો જોઇયે જ; એટલે ઉપરના બાધની જોડે મળીને આ બાધ સબળતા મેળવેછે.)

(૩) 'ખભાત' શબ્દ स्तम्भावती શબ્દ ઉપરથી ઊપજાવી સકાય એમ નથી; વાગ્વ્યાપારના નિયમો અહિં બાધક બનેછે. स्तम्भावतीનું પ્રાકૃતદ્વારા 'ખંભાવઈ' કે 'ખંભાવઈ' થાય; પણ 'ખંભાત' ના થઈ સકે.

(૪) "ખંભાત" એ શબ્દ નપુંસકલિંગમાં વપરાયછે; स्तम्भावती ઉપરથી એ બન્યો હોય તો સ્ત્રીલિંગમાં વપરાત. 'કાન્હડદે પ્રબન્ધ' માં—'કિસ્યું ખંભાયત'—એમ વચન નજરે પડેછે, તે નપુંસક લિંગના મૂળનું સૂચક છે; જ્હારે 'ગુજરાત' જે 'ગુર્જરત્રા' ઉપરથી થયાં છે તે માટે—'ગૂજરાતિ તે કહીઈ કિસી'—એમ સ્ત્રીલિંગનો પ્રયોગ વ્યુત્પત્ત્યનુસાર છે.

स्तम्भतीर्थ—

(૧) આ નામ પ્રાચીનસમયથી વપરાતું આવ્યુંછે, ત્હેનાં અસંદિગ્ધ પ્રમાણો છેઃ—

(क) श्री स्तम्भतीर्थं पुटभेदनं च
यत्रोभयत्र स्फुरतः पुरे द्वे ।
अहम्मदाबाद पुराननायाः
किं कुण्डले गूर्जरदेशलक्ष्म्याः ॥

(દેવ વિમલગણિકૃત 'હીરસૌભાગ્ય' નામના મહાકાવ્યનો સર્ગ ૧, શ્લો. ૬૬)

આં કાવ્યની ભૂમિકામાં હેના કર્તાના સંબન્ધમાં નીચે પ્રમાણે લખ્યુંછે અને હેની નીચે पण्डितशिवदत्तकाशानाथौ એમ સહી છેઃ—

ग्रन्थनिर्माणसमयस्तु वर्णनीयस्य हीरविजयगणेर्मरणस्य १६५२ विक्रमसंवत्सरे ( 1595 A. D. ) भाद्रपदशुक्लैकादश्यां वर्णितत्वेन षोडशशतकादुपरितन एव संभाव्यते ।*

પ્રો. આણંદશંકરે ત્રીજી ગુજરાતી સાહિત્યપરિષદમાં આપેલા 'ગુજરાતના સંસ્કૃત સાહિત્યના રેખાદર્શન' મા ઉપરનો શ્લોક એક ફુટનોટમાં આપ્યોછે, અને મૂળ લેખમાં ગ્રન્થરચ્યાસમય વિશે ઉપરના ભૂમિકામાંના ઉતારા પ્રમાણે જ મત દર્શાવ્યોછે.

(ख) 'કીર્તિકૌમુદી' સર્ગ ૪ શ્લો. ૩—૪ માં પણ એવાર स्तम्भतीर्थ નામ છે તે ઉપર આપણે જોઈ જ ગયા. એ ગ્રન્થનો રચનાર સોમેશ્વરદેવ વિ. સ. ૧૨૫૦ થી ૧૩૦૦ સુધીમાં લગભગ થઈ ગયો—એમ આચાર્ય વલ્લભજી હરિદત્ત બતાવેછે. †

(ग) વસ્તુપાળ તેજપાળ એ ભાઇયોના કુલ ૧૬ લેખ જાણવામાં આવ્યા છે; હેમાંના ગિરનારમાંના એક લેખમાં स्तम्भतीर्थ નામ છે; ચોથો લેખ આચાર્ય વલ્લભજીએ ગણાવ્યોછે હેમાં પણ स्तम्भतीर्थ ને વેલાકુલ (? વેલાકૂલ) (= બંદર) નું વિશેષણ આપ્યુંછે. (કીર્તિકૌમુદી ભાષાન્તર, પ્રસ્તાવના તથા ઉપોદ્ઘાત પૃ. ૩૨ તથા ૩૪). આ લેખો સંવત ૧૨૭૩ અને ૧૨૮૯ દરમ્યાનના હશે એમ આચાર્ય વલ્લભજીની અવિશદ પ્રસ્તાવનાથી જણાયછે.

(घ) "પ્રવાસકૃત્ય" નામના ગ્રન્થનો રચનાર ગંગાધર ગ્રન્થને અન્તે મૂકેલા

---

* આ સર્વ માહિતી તથા ઉતારા ('હીરસૌભાગ્ય' માંના) ખંભાતના રા. દયાશંકર રવિશંકર વાચસ્પતિયે મ્હારે માટે શ્રમ કરીને પ્રાપ્ત કર્યાછે; આગળ ઉપર પણ કેટલીક માહિતી આવશે તે પણ હેમના જ શ્રમનું ફળ છે; આ માટે હેમનો આભાર આ સ્થળે માનુંછુ.

† 'કીર્તિકૌમુદી' ભાષાન્તર, પ્રસ્તાવના તથા ઉપોદ્ઘાત પૃ. ૪૩ જુવો. તરત જ પછી પૃ. ૪૪ મે કહેલો સં. ૧૩૧૧ નો લેખ તે સોમેશ્વરની કૃતિમાં આચાર્ય ગણાવેછે. આ કાંઈક અસંગતિ છે. સોમેશ્વર ૧૩૦૧ ની પણ પછી હશે એમ એ લેખ ઉપરથી માનવું પડશે.

વચનમાં કહેછે કે—આ ગ્રન્થ મ્હેં વિ. સં. ૧૧૬૩ માં ગુર્જરમણ્ડલમાં આવેલા **સ્તમ્ભતીર્થ**માં સંપૂર્ણ કર્યો.

('Gurjars'—by Mr Devadatta R. Bhandarkar M. A. page 14)

આમ સ્તમ્ભતીર્થ શબ્દ વિ. સં. ૧૬૫૨ પછીના 'હીરસૌભાગ્ય' માં; તેથી પૂર્વે વિ. સ. ૧૨૫૦—૧૩૧૧ ના 'કીર્તિકૌમુદી' કાવ્યમાં, તથા તે અરસાના શિલાલેખોમાં; અને છેવટે તેથી પણ પૂર્વે વિ. સં. ૧૧૬૩ ના 'પ્રવાસકૃત્સ' ગ્રન્થમાં નજરે પડેછે; અને એ છેવટના સમયમાં પણ એ નામ પ્રાચીન હશે એમ સભવ છે. ભિન્ન ભિન્ન સમયમાં અને ભિન્ન ભિન્ન ગ્રન્થમાં એક જ નામ જડેછે, તેથી એ નામ પડિતોએ માત્ર કાવ્યાદિકમાં ગોઠવવાને રચેલુ હોવાનો સંભવ પણ ટળેછે. તો છેક ૮૦૦ વર્ષ ઉપર જે નામનો ઉલ્લેખ થયેલોછે તે મૂકીને સ્તમ્ભાવતી એ કલ્પિત અને નિરાધાર નામ સ્વીકારવાને હું તો તૈયાર નહિં થાઉં.

(૨) વ્યુત્પત્તિ તપાસતા પણ 'ખંભાત' શબ્દ **स्तम्भतीर्थ** ઉપરથી બરોબર રીતે આવેલો જણાયછે;—સ. **स्तम्भतीर्थ**, પ્રા. **खंभइत्थं**, પછી ખંભઈત, ખંભાયત, ખંભાત

(હજી પણ ખંભાયત એમ કેટલાક લોકો કહેછે, 'કાન્હડદેપ્રબન્ધ'માં, 'ખંભાયત' શબ્દ છે તે આપણે પાછળ જોયુંછે.'

(૩) આ વ્યુત્પત્તિમાં ખંભાત શબ્દ નપુસકલિંગ છે ત્હેનો ખુલાસો મળેછે; **तीर्थम्** નપુંસક લિંગ છે તેથી.

એક વિદ્વાન્ મિત્ર સૂચવેછે કે 'ખભાત'ની વ્યુત્પત્તિ **स्कम्भतीर्थ** ઉપરથી કેમ ના સંભવે? **स्कम्भतीर्थ**નુ પછીથી **स्तम्भतीर्थ** થઈ ગયુ હોય એમ કેમ ના હોય? **स्काम:** 1. The Supreme Being; 2. Name of a Vedic Deity,—એમ આપ્ટે આપેછે. આ મિત્ર હેનો અર્થ શિવ કરેછે. ખભાતમાં શિવનું દેવાલય તો છે જ; બધે હોય. એટલા ઉપરથી વિશેષક લક્ષણ ગણી ગામનુ નામ પડે એ સંભવ ઓછો છે. તેમ જ છેક વિ. સં. ૧૧૬૩ સુધી આપણે **स्तम्भतीर्थ** નામ જોઇયે છિયે; તો ત્હેના વિરોધમાં **स्कम्भतीर्थ**ની કલ્પના શા આધારે મૂકાય? વિ. સ. ૧૧૬૩ ની બહુ પૂર્વે **स्कम्भतीर्थ**ને મૂકવું પડે; અને તે માટે કોઇ પણ ગ્રન્થ કે શિલાલેખાદિકનાં પ્રમાણ જડયા વિના માત્ર તર્કને સ્થાન કેમ અપાય?

માટે **स्तम्भतीर्थ** એ વ્યુત્પત્તિ તથા નામને જ હજી તો આપણે સ્વીકારવાં પડશે'

બીજો પ્રશ્ન એ ઉત્પન્ન થાય છે કે **स्तम्भतीर्थ** નામ પડયુ શા ઉપરથી હશે?

* જાણ્યામાં રા. કેશવલાલ ધ્રુવે કે કોઇયે એમ કલ્પના એકવાર ઉપસ્થિત કરી હતી કે ખંભાત પાસે દીવાદાંડી હશે તે ઉપરથી **સ્તમ્ભતીર્થ** પડેલું. પરંતુ આ કલ્પના માટે કશો આધાર નથી. **સ્તમ્ભ**નો અર્થ દીવાદાંડી થાય એમ લાગતું નથી. તેમ ખંભાતમાં દીવાદાંડી હશે એ કેવળ તર્ક ઉપર ચણતર ના ચણાય. વળી, 'કીર્તિકૌમુદી' માં ખંભાતનું, ત્હાંના સમુદ્રનું, એમ સવિસ્તર વર્ણન છે, પણ દીવાદાંડીનું નામ નથી. તેમ જ દીવાદાંડી કાંઇ ખભાતનું વિશિષ્ટ લક્ષણ ના હોય, દીવાદાંડીઓ તો સમુદ્ર કિનારે અનેક સ્થળે હોય, એટલે તે ઉપરથી તે અર્થનું નામ પડે એ અસંભવિત છે. તેમ વળી દીવાદાંડીને તીર્થ જોડે શો સંબંધ ?

એક બીજી કલ્પના નોંધવા જેવી છે. ખંભાતમાં **સ્તમ્ભેશ્વર** મહાદેવછે, ત્હેનું લિંગ સ્તમ્ભના આકારનું કાંઇક છે. આમ હોય તો આ ઉપરથી **સ્તમ્ભતીર્થ** નામ કેમ ના પડયુ હોય ? 'કુમારિકાખણ્ડ' માં વાર્તા છે કે ત્રેતા યુગમાં કુમારે ( કાર્તિકેયે ) તારકાસુરનો વધ કર્યો તે વખતે આ મહાદેવની સ્થાપના થઈ હતી. ( તારાપુર નામ ખંભાત પાસે છે તે તારકાસુરના વધ ઉપરથી નામ પડેલુ કહેવાયછે.§ )

વળી 'હીરસૌભાગ્ય' કાવ્યમાં ખંભાતમાં આવેલા **સ્તમ્ભનપાર્શ્વનાથ**નું માહાત્મ્ય છે ત્હાં શ્રી **સ્તમ્ભને સ્તમ્ભનપાર્શ્વદેવઃ** એમં ( સર્ગ ૧ શ્લો ૪૪ માં ) છે. આ ઉપરથી **સ્તમ્ભન** એમ પણ નામ ખંભાતનુ જણાયછે; પરંતુ વખતે તે છન્દની સગવડ માટે પણ કવિયે રચ્યુ હોય, ખાસ એટલા ઉપરથી કહુંછુ કે એ જ કાવ્યમાં **સ્તમ્ભતીર્થ** નામ પણ છે, ને તે મુખ્ય લાગેછે. જૈનોનો મત એમ છે કે **સ્તમ્ભનપાર્શ્વનાથ** ખંભાતમાં છે તે ઉપરથી **સ્તમ્ભતીર્થ** નામ પડયુછે. આ પાર્શ્વનાથના મન્દિરમાં હેરનું ચૈસ છે પણ સ્તમ્ભ જેવું કાંઇ નથી.§

આ ઉપર કહેલી કલ્પનાઓમાંથી વધારે સુઘટિત **સ્તમ્ભેશ્વર** મહાદેવના સ્તમ્ભ જેવા બાણવાળી કલ્પના લાગેછે એટલુ કહી છેવટે એક નવી કલ્પના વિચારક વર્ગ આગળ રજૂ કરુંછું; તે એ કે ખંભાતમાં કોઇ કાળે અશોકનો લેખવાળો સ્તમ્ભ અથવા હેવો કોઇ બીજાનો સ્તમ્ભ હોય તે ઉપરથી **સ્તમ્ભતીર્થ** નામ કદાચ પડયું હોય. પરંતુ આ માટે વસ્તુસ્થિતિનું પ્રમાણ જડતા સુધી ખાતરીથી કશું ના જ કહેવાય.

---

વાંદરા,
તા. ૨૬–૭–૧૩

**નરસિંહરાવ ભોળાનાથ.**

---

§ આ સર્વ માહિતી ખંભાતના રા. દયાશંકર રવિશંકર વાચસ્પતિ કનેથી મળીછે.

# સ્વ. સૌ. વિજયાલક્ષ્મીના

એ સ્હમજવાની શક્ત આવી તે કાલે-
લાવસ્થાનો પરિત્યાગ અને કુમારિકા-અવ-
I curse not nature, હારે એક પિતા છે, એ શ્રીમત પિતાની છાયે
For nothing is thy શકે તે સમયે-ત્હેમના પિતાએ પણ સ્વર્ગવાસ
*
-રત્યાગ અને ગૃહસ્થાશ્રમના પ્રવેશ-કાલે ( ચોવીસ વર્ષે )
That God
પ્રામીપ્યે ગયા. આશ્ચર્યજનક એ જ છે કે જે કાલે-જે વયે
One
A હતાં તે જ વય અત્યારે ત્હેમની એક પુત્રી બ્હેન વસંતકુમારીની
જ આપણે તો સંતોષ પામીશુ કે પ્રભુ દયા-મૂર્તિ-ન્યાયમૂર્તિ છે અને
આપણું શ્રેય અર્થે જ હશે-હોવુ જોઇએ·

પ્રભુ ભક્ત

સ્નેહી અને મિ અને પુરાણું ઐતિહાસિક અને કોઈ કોઈ લોક ગીતોમા ગવાયેલુ અમદાવાદ·
છે અને આદ્દેર કોસ આવેલુ ધોળકા એ ત્હેમના શૈશવની મનહર ઉદ્યાન-ક્રીડા ભૂમિ હતાં.
કોણ વિરહાડની લીલી નાઘેર" અથવા Rashmala of Kathiawal એ નામથી
છે અને જતું પુરાણું મહુવા-એ ત્હેમનાં કિશોરાવસ્થાની આનદ-ભૂમિ-કાવ્યશક્તિને ઉછેરનારી
ભૂમિ હતી. અને અન્તે ભાવનગર અને મુબઇ એ ત્હેમના મૃત્યુને પાસે લાવનાર-ત્હેમને
રિક અસ્વસ્થતા દેનાર—ક્રૂર રાક્ષસી ભૂમિ હતી
ને આ
લીધે

સ્મૃતિ સ્વર્ગસ્થ બ્હેન વિજ્યાલક્ષ્મીનુ હૃદય ઘણું જ કોમળ દયાભર્યું અને સ્નેહલ હતુ. કોઈ
એક રેતાને સીરે આવેલુ ન્હાનુ વૃક્ષ-ઘણીવાર એકલુ ઉભેલુ-વર્ષાઋતુના જલપ્રવાહથી જર્જરિત
મળી અંતે ભૂમિમાજ શરણ લે, અથવા પ્રાત:કાલના ઝાકળ બિન્દુથી ઓપતું કોઈ સુન્દર
મન મધ્યાન્હના સૂર્યના પ્રખર તાપથી ખરી જાય, તેમ સંસારનો પ્રબલ પ્રવાહ અને
સુહૃ નેહીઓ અને સખીઓના અકાલ અવસાનનો પરિતાપ-ત્હેમની જીવનદોરી તોડવા બસ
ઉજ હતા. એ સંસ્કારી અને ભાવભર્યું હૃદય કોઇને અસ્વસ્થ જોઈ શકતુ નહિ. ત્હેમના એક
ખુશ બ્હેન સમાં પ્રિય સખી સ્વ. બ્હેન ગોદાવરીના અકાલ મૃત્યુના સમાચાર જ્યારે આજથી
શુ છએક વર્ષ પહેલા ત્હેમણે સાંભળ્યા ત્હારથીજ ત્હેમની શારીરિક સ્થિતિ સંતોષકારક નહતી.
આ એ વિદુષી બ્હેનના સ્મરણો અને પત્રોએ ત્હેમના ઉપર ઘણીજ અસર કરી હતી અને તે
શી દિવસથીજ જે અકાલ અવસાન હમણા થયુ ત્હેના ઝાંખા ચિહ્નો દૃશ્યમાન થતાં હતાં·
આ ત્હેમનાં કેટલાંએક કાવ્યોનો પ્રવાહ પણ ત્હાર પછી આ તરફ જ વહેવા માંડતો: વળી
દાએ ત્હેમનાં એક સુશીલ ભાભીનું અકસ્માત અવસાન એક વર્ષ પહેલાં જ થયુ. આ બ્હેન
સેવ ત્હેમના શૈશવનાં સ્નેહી હતાં. બાલ્યાવસ્થાની રમતગમત અને વિનોદના સાથી હતાં અને
રેત અંતકાલ સુધી ત્હેમનાં આશ્વાસક અને સ્નેહ-રસપોષક હતા આ અણધાર્યા મૃત્યુના સમા-
G જે દિવસે ત્હેમને મુંબઇમાં મળ્યાં તેજ દિવસે ત્હેમને સખ્ત-અને કઇક અંશે ભયંકર-તાવ
ચ્હડી આવેલો અને ત્હાર પછી તો એમનાં ભાભીનું સ્મરણ જ ત્હેમની આખોમાં આંસુ
૨ લાવવાં બસ હતું: ત્હેમને ઉદ્દેશીને જ લખાયેલા "પ્રીતિસ્મરણ" એ નામનાં એક સરલ
ભાવ ભર્યાં કાવ્યમાં એ બ્હેન ગાય છે—

" તું વ્હાલસોયી ભાભીના ભણકાર વાગે કાનમાં "

× × × ×

" ઉજ્જ્વલ કીધું કુળતાતનું તું ફુલ સુહાવન વેલડી

* * * *

" તું તાપસી સમ કૈંક આવાં તપ તપી ચાલી ગઈ.

× × × ×

માતા સમી, બ્હેની સમી, ભાભી સમી, સૈયર સમી,
તું પ્રીત એવી અવનવી હું માટ કૈં કૈં ધારતી.

* * * *

તુજ સદ્‌ગુણો સભારતાં જે સ્નેહનાં અશ્રુ ખર્યાં,
ભાભી! ત્હેને બેઠાં મીઠાં તે કુસુમ થઇને સ્વર્ગમાં.

એ અને એજ કાવ્યની બીજી ઘણીયે ત્હેમના સ્વ ભાભીને માટે ત્હેમનો અનુપમ સ્નેહ દાખવતી સુન્દર પંક્તિઓ ઉભરી હતી. છેલ્લી પંક્તિઓ મ્હેં ત્હેમની પાસે વાંચી હતી પરન્તુ મ્હને એ વખતે સ્વપ્નેયે ઝાંખી નહતી કે આ સ્મરણાંજલીની પંક્તિઓ મ્હારે એ કાવ્યના લેખકને જ આટલા લઘુ કાલમાં લાગુ પાડવાની છે વિધાતાની ગતિ ગહન છે એટલુંજ નહિ પરન્તુ ત્હેની ગતિની ગહનતાનું માપ કરવું એ પણ બહુ અંશે વ્યર્થ જ-અશક્ય જ છે એમ હું તો માનું છું

" સેવા–સ્નેહ–પ્રેમ–વ્હાલું–મ્હેલું " એ ત્હેમનાં જીવનનાં આદર્શ સૂત્રો હતાં અને આ વચનો ત્હેમના વાંચનગૃહની ભીંતો ઉપર પણ લખેલાં છે પોતાના ભવિષ્યના બાળકને લાડકવાયા શબ્દોમાં લાડ લડાવતાં એ સ્નેહલ માતાએ ગાયું હતું.

" હૈયાનો હાર–હોપ
  મ્હારે બાળુડો!
  નયનોનાં તેજ રમાડતી હું રે:

+ + + +

કુળની અમર વેલ,
  મ્હારે બાળુડો:
  કુળનો કિરીટ હો કહાવતી રે:

... ... ... ... ...

અભેદનો અખંડ નાદ
  મ્હારે બાળુડો:
નાચે ઘર મોર હુલાવતી હું રે

+ + + + + + +

પ્રણયની જ્યોત જ્વલન્ત
મ્હારે બાળુડો
પરિબ્રહ્મ રૂપ હસ્તો હો હુલાવતી રેઃ

આ કાવ્ય વાંચતાં પણ શોચ કરવાનું કારણ એટલું જ કે "કુળની અમરવેલનો" લાડ શબ્દોમાં જ રહ્યો–એ લાડ આચારમાં મૂકવાની ન્યાયમૂર્તિ પ્રભુ તરફથી ના પાડવામા આવી. વળી "પ્રણય ભગવાન"નું પ્રાર્થન કરતા પેલી સુન્દર, મીઠાશભરી, લલિત અને એ "બાળુડા"ના કાવ્યની પંક્તિઓ જેમ Feminine grace Clanguage & poetryથી ઉભરાઈ જતી પંક્તિઓ ઉછળી હતી.

મ્હારી પૃથ્વીના મૂર્તિમન્ત કામદેવ!
સૌન્દર્યનાં સ્વામી દેવેન્દ્ર
સ્વસુખ અને મોક્ષ શાંતિના દાતા!
મન, વાણી, ઇંદ્રિય, દેહ
અને આત્માનાં માલીક પરમેશ્વર!
દયા કરો–પ્રિયનાથ–દયા કરો
+ + + +
પ્રણય ભગવન્!
આનંદ, ઉલ્લાસ,
અને કલ્યાણનાં નિયંતા!
આપ અમ અનાથના નાથ છો!
નિર્બળ અબળાના
ઉદ્ધારક સ્વામી છો!
'જડ જગતના ચેતનમય દેવ'
ઉગતા સૂર્યની કાન્તિ સમા,
ખીલેલી ચંદ્રિકાની પ્રભા જેવા,
મ્હારા તિમિર ભર્યો હૃદયમાં
આપનાં સ્મરણ ઉત્સાહ
અને ઉજાસ આપે છે પ્રભો!
+ + + +
શ્રી કૃષ્ણને હૃદયે રમતાં રાધિકાજી,
શ્રી રામને અંતર્ વસતાં સીતાજી,
નારાયણનાં ઉરમાં વિલસતાં લક્ષ્મીજી,
અને મહેશ્વરના ચિત્તમાં વિહરતાં ઉમાજી.
એમની રસ કેલીની
સુખ સુધા પીવા આ,

# ચર્ચાપત્ર.

## * વિજ્જડવિડ તેજ વિજાપુર છે ખરૂં ?

મે. વસન્તના તન્ત્રી સાહેબ,

વિ. વસન્તના ગત આષાઢના અંકમા પ્રો० સ્વામિનારાયણનો ભાસ્કરાચાર્ય ઉપરનો ગણિતશાસ્ત્રના વિદ્યાર્થીઓને ખાસ મનનીય લેખ પ્રસિદ્ધ થયલો છે; તેમાં તેઓ એ મહાન્ આચાર્યના જન્મસ્થાન વિષે લખે છે કેઃ—

"ભાસ્કરાચાર્યનો જન્મ સહ્યાદ્રિની પાસે વિજ્જડવિડ (જે હાલ વિજાપુર નામથી ઓળખાય છે) ગામમાં થયો હતો."

આ ઉપરથી જણાય છે કે પ્રો. સાહેબ 'વિજ્જડવિડ' અને 'બિજાપુર' કે 'વિજાપુર' તે એક જ છે એમ માને છે.

ભાસ્કરાચાર્યના નિવાસસ્થાનનો નિર્ણય સરકૃત 'જ્યોતિર્ગણિત'ના કર્ત્તા રા રા. વેઙ્કટેશ રામકૃષ્ણ કેતકરે પણ કરેલો છે. તેઓ પોતાના ગ્રંથમા એ વિષયનો નિર્ણય કરતાં પ્રથમ મરીચિટીકાકાર મુનીશ્વરાચાર્યનાં નીચેનાં વચનો ટાંકે છેઃ—

"आसीदिति। विज्जलबिडम्। बिडमितिनामैकदेशो प्रसिद्धम्। तत्कुत्रेति चेत्, सह्यनामककुलपर्वतान्तर्गतभूप्रदेशो महाराष्ट्रदेशान्तर्गतविदर्भापरपर्यायविराटदेशादपि निकटे। गोदावर्या नातिदूरे नाम समीपे यस्मात्पञ्चक्रोशान्तरे—"गणेशाय नमो नीलकमलामलकान्तये" इति लीलावत्यारम्भे उक्तगणेशस्य प्रतिमा प्रसिद्धाऽस्ति। सा तृतीयवर्णो नाम कृष्णवर्णाऽस्ति" इति।

ભાવાર્થઃ—બિજ્જલબિડ આચાર્યની જન્મભૂમિ હતું. બિડ એવું નામ એક દેશમાં પ્રસિદ્ધ હતું. તે ક્યાં આવેલુ છે? એના જવાબમા સહ્ય નામના પર્વતની શાખાઓ વચ્ચે આવેલા ભૂમિપ્રદેશમાં, મહારાષ્ટ્ર દેશમા આવેલા વિદર્ભ—વિરાટ-દેશની સમીપમાં આવેલુ છે. ગોદાવરીથી ઘણે દૂર નહિ એટલે નજીકમાં, તેનાથી દશ માઇલ દૂર શ્રીભાસ્કરાચાર્યે લીલાવતીના આરંભમાં જે ગણપતિને નમસ્કાર કીધા છે તેજ ગણપતિની મૂર્તિ પ્રસિદ્ધ

* રા. રા. કેતકરના આખા લેખમા જ્યાં જ્યાં 'વિજ્જડવિડ' નામ આવ્યુ છે ત્યા ત્યાં 'બિજ્જલબિડ' લખેલુ છે. એટલુજ નહિ પણ તેમણે ગોળાધ્યાયનો પ્રો० સ્વામિનારાયણે ઉતાર્યો છે તેજ શ્લોક પણ ટાંકયો છે અને તેમાં 'બિજ્જલબિડ' લખ્યુ છે. ગોલાધ્યાયની કલકત્તામાં છપાયલી આવૃત્તિમાં તો 'વિજ્જડવિડ' શબ્દજ એ શ્લોકમાં આપેલો છે. આથી એમ સંભવ જણાય છે કે મૂળ નામ 'બિજ્જલબિડ' હશે (જે અન્વર્થ છે.) અને પાછળથી 'વિજ્જડવિડ' એમ ફેરવાયુ હશે.

છે. તે મૂર્તિ ત્રીજા વર્ણની અર્થાત્ કૃષ્ણ વર્ણની છે આથી ભાસ્કરે યોજેલું ' નીલકમલામલકાન્તિ ' એવું ગણપતિનું વિશેષણ સાર્થ થાય છે.

ઉપરના ઉતારાથી સ્પષ્ટ છે કે ભાસ્કરાચાર્યનું ગામ તે બિડજ હતું, બીજું નહિ. આચાર્યે જેની સ્તુતિ કરી છે તે ગણપતિની મૂર્તિ બિડ ગામ પાસે લિમ્બ ગામમાં અદ્યાપિ પ્રસિદ્ધ છે એમ રા. કેતકર જણાવે છે. વળી તેઓ જણાવે છે કે ગરીચિટીકા શકે ૧૫૫૭ માં થઈ છે, તોપણ પૂર્વે ઇતિહાસના અભાવને લીધે ' બિડ ' નામ સાથે ' બિજ્જલ ' શબ્દ શી રીતે આવ્યો તેનો ખુલાસો ટીકાકાર આચાર્યે ઉપરના ઉતારામાં કર્યો નથી. એનો ખુલાસો રા. કેતકર પુરાણ અને જૈનોએ લખેલા 'બિજ્જલ' કાવ્યને આધારે આઠ શ્લોકમાં* આપે છે તેના અગત્યના ભાગનો ભાવાર્થ એ છે કે "શિરોમણિ ગ્રંથની સમાપ્તિને વખતે બિડથી દશ યોજન ૮૦ માઇલ–દૂર અગ્નિખૂણામાં કલ્યાણ નામની જૈન રાજધાની હતી. તે દેશમાં બિજ્જલ રાજા રાજ્ય કરતો હતો. એ બિજ્જલ ચાલુક્ય રાજાઓનો માંડળિક હતો. તેણે ત્રીજા તૈલ નામના ચાલુક્ય રાજાને હરાવી કલ્યાણની ગાદી લીધી અને તેની રૂપવતી સ્ત્રી પદ્માવતીને પોતાની રાણી બનાવી. એ રાણીના ભાઈ બસવને પ્રધાન બનાવ્યો. પાછળથી બસવે તેનો ઘાત કર્યો અને રાજ્યમાં શૈવ મતનું સંસ્થાપન કીધું. બિજ્જલ રાજાના રાજ્યમાં પોતાનું પુર–ગામ આવેલું હતું તેથી ' બિડ ' શબ્દની પહેલા તે રાજાનું નામ ' બિજ્જલ ' ઉમેરીને ભાસ્કરાચાર્યે પોતાના ગામનું નામ ' બિજ્જલબિડ ' કહ્યું છે તે યથાર્થજ છે. "

આ પ્રમાણે વિજ્જડવિડનું મૂળ નામ ' બિજ્જલબિડ ' છે, અને ' બિજ્જલબિડ ' તે વિજાપુર નથી નીચેનો પહેલો શ્લોક વાચ્યા પછી હિંદના નકશા તરફ દૃષ્ટિ કરતાં પણ એ વાત તત્કાળ જણાય એવી છે. इत्यलम्.

પ્રે. રા. ટ્રે. કૉલેજ
અમદાવાદ
૧૮–૭–૧૩.

માણેકલાલ કાલિદાસ ભટ્ટ.

---

* એ શ્લોકો પૈકીના બે અગત્યના અત્રે આપ્યા છે.

× × ×

शिरोमणिग्रन्थसमाप्तिकाले विडाग्निदिश्यप्रकु १० योजनानि ।
कल्याणनाम्नी जिनराजधानी तन्मण्डले विज्जल ईश आसीत् ॥

× × ×

पुर स्थित विज्जलराज्यमध्ये तस्माच्च तन्नामविशेषपूर्वम्
श्रीभास्करार्यैः स्वपुरं यथार्थमकीर्तितं विज्जलवीडनाम्ना ॥

# સદ્વક્તા આવૃત્તિ બીજી.

યોજક પ્રસિદ્ધ વક્તા પંડિત લાલન.

૧. સભામાં ઉભા રહી છટાદાર ભાષણ કરતાં શીખવાનું પુસ્તક. આ પુસ્તકના ત્રણ ખંડ કરી પ્રથમ ખંડમાં જુદા જુદા વક્તાઓ કલ્પી, વિનયપૂર્વક પણ જુસ્સાદાર ભાષામાં દાખલા દલીલો સહિત ભાષણ કરી દેખાડ્યા છે; બીજા ખંડમાંના વિષયો ઉપર બને પક્ષના પ્રમાણો આપી, તેને કેવા ક્રમમા ગોઠવવાં તે દેખાડી અને કેવા ભાષાવચ્ચેથી તે વિચારો શણગારવા તે સૂચવ્યું છે, અને ત્રીજા ખંડમા ચર્ચા કરવા યોગ્ય ૧૧૫ વિષયો, સૂચના સહિત આપેલા છે. ગુર્જર ભાષામાં ભાષણકાર થવાની અભિલાષા રાખનારાઓને તથા ગૂજરાતી વહીલોને આ પુસ્તક અવશ્ય ઉપયોગી છે.

આ પુસ્તક માટે મ્યુ૦ સ્કુલના આ. સુપ્રીન્ટેન્ડન્ટ રા. રા. **હિંમતલાલ ગણેશજી અંજારીઆ એમ. એ.** લખે છે કે–છટાદાર વક્તા થવાને ઇચ્છનારાને તો આ પુસ્તક સારી પેઠે માર્ગદર્શક થઇ પડે તેવું છે, એટલુંજ નહીં પણ સામાન્ય વાંચકને પણ તે એક બોધદાયક અને ઉંચ આશય બતાવનાર સન્મિત્ર જેવું થઇ પડશે એમ મને સાદ્યંત અવલોકન પછી ખાત્રી થાય છે. તેનો પહેલો ભાગ દરેક વિદ્યાર્થીએજ નહી પણ દરેક વિચારકે પણ અવશ્ય વાંચવા જેવો છે. **ભાષણનું જોર, વિચારશ્રેણી, દલીલનું વજન,** અને નિર્ણયાત્મક વચનોનું ગાભીર્ય દરેક વાંચનારને ખરેખર ઘણુંજ લાભકારક નિવડે તેવું મને જણાય છે. આ સિવાય આ ગ્રંથની એકી અવાજે પ્રશંસા કરનાર રા. રા. **એન. જી. વેલીનકર, એમ. એ એલ. એલ. બી મ્યુનિ૦ સ્કુલોના સુપ્રીન્ટેન્ડન્ટ, રા. રા. જમીયતરામ ગૌ શાસ્ત્રી બી. એ. ડે. ઇન્સપેકટર, રા. રા. જેકીસનદાસ જેઠાભાઇ બી. એ. સસ્કૃત પ્રોફેસર સામળદાસ કોલેજ ભાવનગર, રા. રા. કવિ નાનાલાલ દલપતરામ એમ. એ. પ્રોફેસર રાજકુમાર કોલેજ** મૂળ કિંમત રૂપીઓ એક હતી પણ કેટલાક સજ્જનોની મદદથી માત્ર... ... ૦–૧૨–૦

૨. **આત્મજ્ઞાન** ગ્રંથકાર પંડિત લાલન. ગ્રંથમાં આવેલા ઉત્તમોત્તમ આત્મજ્ઞાનના અપૂર્વ વિષયોમાંથી માત્ર થોડાક વિષયો વાચો. આત્મબોધ શાથી થાય છે? આત્માને જાણનારની સ્થિતિ કેવી હોય? આત્મજ્ઞાનથી કેટલો ફાયદો થાય છે? દેહ કેવો આત્મહીન છે? શું બીની અભિલાષાવાળો મન વશ કરી શકે? કુટુંબનું મમત્વ કેવું છે? જો તો ખરો, તારૂં અંતરંગ કુટુંબ કેવું છે? જેઓને મોક્ષ નગરનું રાજ્ય મેળવવું હોય તેઓએજ આ પુસ્તક વાંચવું. ... ... ... ... ... ... ૦–૮–૦

૩. **એક સવાલ હીંદની** ઉન્નતિમાં વિઘ્ન કરનાર કોણ? સવાલનો જવાબ કન્યાવિક્રય, બાળલગ્ન, અને વૃદ્ધલગ્ન. એ ક્રૂર, ઘાતકી, હાનીકારક રીવાજોનું સંત્વર નિકંદન કરવા માટે શસ્ત્રરૂપ **વિદ્યાચંદ્ર યાને સુમતિ** નામની બાર ચિત્રવાળી નવલ કથા છે નવલ કથાને પ્રસિદ્ધ કરવા માટે કચ્છી કોમ તરફથી રૂ. ૫૦૦૦ ની ગંજાવર મદદ મળી છે, જેના પ્રતાપે એ પુસ્તકની મૂળ કિંમત રૂ. ૧॥ રાખવામાં આવી હતી તે ઘટાડીને માત્ર રૂ. ૧–૦–૦ રાખવામાં આવી છે. જેનો લાભ સજ્જનો લેશે અને બીજાઓને અપાવશે.

**પ્રેમથી મુક્તિ** ૦–૮–૯ **પ્રવૃત્તિ નિવૃત્તિ** ૦–૬–૦

**તમામ પુસ્તકોનું પોસ્ટેજ ખર્ચ કીંમત ઉપરાંત જાણવું.**

**લખો**—મેસર્સ મેઘજી હીરજીની કાં. બુકસેલર્સ અને પબ્લીશર્સ પાયધુની નાં. ૫૬૬–મુંબઇ.

## The Gift of Teaching

" Of all the gifts God gives to man, there is none more useful than the gift of teaching. In comparison with the gift of genius or of prophecy, it is humble but the usefulness of a gift is often in proportion to its humility. It makes little noise in the world, but it is none the worse for its quiet. Like the work of nature, it does not think how useful it is, nor how to have itself recognised, but simply how best to fulfil its end, and being wholly at one with doing, it is impatient of mere talk, more impatient of that even than of wickedness. It loves good speech, but it knows, with Solomon that the talk of the lips tendeth only to penury of life and penury of intellect. It knows the nobility of language—that language which speaks the depth of feeling in the soul, which throws into perfect form the careful thought of the intellect, which expresses in happy humour grace and sunniness of nature, words which are as deep waters, words sweet as a honeycomb, words spoken in due season, words which stir like a trumpet or thrill like a violin. It knows that to learn the gift of speech well and wisely is at once one of the noblest and hardest of victories, and it urges that work on all and strives for it incessantly. Yes a man ought to be able to put into a form his fellows can understand the idea that is in him, and he is not educated unless he can do so. Some may do it only in action, and that expression is worthy of high honour. But he who can do it in speech as well as in action is worthy of higher honour. Still in almost every case, the expression in act should accompany the expression in speech, the lightning of deeds go with the thunder of words. For the pregnant silence of the one gives force to the noble utterance of the other. "

—*Stopford A. Brooke*

पुर स्थित ग्र- A.

श्रीभास्करार्यै स्वपुर यथार्थं

# વસંત

Reg. No. B. 463.



इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चायमस्मिन्सत्ये तेजोमयोऽमृतमय पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयपुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् ।

उपनिषद्

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद.

---

વર્ષ ૧૨, અંક ૯. [ માસિક ] આશ્વિન, સંવત્ ૧૯૬૯.

તન્ત્રી—ઑન રા બ રમણભાઇ મહીપતરામ નીલકંઠ બી એ. એલ્એલ્. બી

તદ્ગુણ ૪૪
( રા રા નરસિંહરાવ ભોળાનાથ, બી એ સી એસ )

હિંદુસ્તાનની ફારસી અને ઉર્દૂ શાયરે હિંદુ કવિઓ ૪૫૭
( રા રા રણછોડરામ બાલાભાઇ બી એ )

બે ઝરણાં ૪૬૮
( રા રા ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા બી એ )

હિંદુસ્તાનનો ખેડુત ૪૬૯
( રા. રા. " પી " બી એ )

આર્યસંસ્કૃત અને તેના સમયનું ઐતિહાસિક દિગ્દર્શન ૪૭૫
( રા રા મણિલાલ શામળભાઈ દ્વિવેદી એમ. એ )

નદીનો ઘાટ ૪૮૩
( રા રા. કાન્તિલાલ છગનલાલ પંડ્યા એમ એ )

આયુર્વેદનો પુનરુદ્ધાર ૪૯૪
( રા રા ડૉક્ટર સુમન્ત બટુકરામ મહેતા એમ બી. બી સીએસ )

ચર્ચાપત્ર ૧–૨ ૫૦૨
( ૧ રા રા દાદાભાઇ કુબેરચંદ શાહ )
( २ रा रा… पथि

અમદાવાદ—શ્રી 'યુનીયન પ્રિન્ટિંગ પ્રેસ કં. લી. માં ... શામળદાસે છાપ્યું છે.—ટંકશાળ

# લવાજમ.

(૧) લાઇબ્રેરીઓ, (૨) સભાઓ, (૩) વિદ્યાર્થીઓ, (૪) સ્ત્રીઓ, (૫) ગુજરાતી શાળાના માસ્તરો, (૬) તગાગીઓ તથા (૭) માસિક રૂા. ૧૫ સુધી સર્વ પગારદારોના વર્ષ એકના રૂા ૨-૦-૦ પોસ્ટેજ સાથે )

અન્ય સર્વ માટે વર્ષ એકના રૂ ૨-૮-૦ (પોસ્ટેજ સાથે)

છૂટક નકલ એકના દર ફાગ્મે એક આના પ્રમાણે.

મગવાનુ ઠેકાણુ—વસન્ત ઑફિસ—અમદાવાદ.

વ્યવસ્થાપક.

---

# નિયમો.

૧ વગર મહીના અને તન્ત્રીની સહીના લેખો માટે તન્ત્રી જવાબદાર છે

૨ "વસન્ત-ઑફિસ"-ની સહીના લેખો માટે "વસન્ત-ઑફિસ" અને વ્યવસ્થાપક જવાબદાર છે

૩ અન્ય સર્વ લેખો માટે તે તે લેખોના કર્તા જવાબદાર છે

૪ ભાષાન્તરરૂપ લેખ લખી મોકનનારે મૂળ ગ્રન્થ કે લેખના કર્તાની પરવાનગી મેળવી શકાય તેમ હોય તો મેળવવી. તથા એ લેખ ભાષાન્તરરૂપ છે અને અમુક ગ્રન્થનુ મન્થના ભાગનું કે લેખનું ભાષાન્તર છે એમ અમોને લખી જણાવવુ તે વિના એ લેખ ...વા માટેની સઘળી જવાબદારી ભાષાન્તર કર્તાને શિર રહેશે

...ખાણુ-એ લેખ "વસન્ત" મા દાખલ કરવાનો યા કર્યો, ...કને પાછુ મોકલવાને અમો બંધાતા નથી.

...ીના માસની આખર સુધીમા પણ ન મળે તો ગ્રાહકે ...ની કૃપા કરવી પાછળથી એ અંક પૂરો પાડવાને અમે

વ્યવસ્થાપક.

watere,
which stir like a t...
the gift of speech well and
of victories, and it urges th
Yes a man ought to be a
stand the idea that is in
, so Some may do it only
high honour but he who
worthy of higher honour
act should ... many t
go with the thunder of
gives ... to the noble utt

## ...વ તથા નરમ પ્રકારની પ્લેગ માટે.

...ટલીવાળા એગ્યુમીક્ષચર જાદુ જેવો ઇલાજ છે ...ટે વાપરો બાટલીવાળા એગ્યુ પીલ્સ રૂ ૧) ...ી ગોળીઓ રૂ૦ ૧ાા—બાટલીવાળા ટુથ પાઉડર મોતી જેવા સાફ રાખે છે કીંમત આના ૪— ...કજ દીવસમા દરાજ ખુજલીમાં તફાવત કરે છે

पुर स्थित त्व- ...ાવાલા જે. પી. વરલી લેબોરેટરી મુંબઇ.
श्रीभास्करार्यै स्वपुर ...

---

Reg. No. B. 463

# वसन्त.

इद सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चा
यमस्मिन्सत्ये तेजोमयोऽमृतमय पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमय
पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् ।

उपनिषद्

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् भूत्यै
न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद

વર્ષ ૧૨, અંક ૯. [ માસિક ] આશ્વિન, સંવત્ ૧૯૬૯.

## તદ્ગુણ.

પરિવ્રાજિકા યશોધરા —

( અનુષ્ટુપ્ )

અરહતતણા ઊંડા હૃદે કાં ક્ષમે પડે
પૂર્વાવસ્થાતણી છાયા ? ભગવન્ ! પૂછું આદર ૧
છાયા એ અપતી માઇ લાઞ્છનો ઉર શુદ્ધને ?
નિર્વાણશાન્તિમાં એથી પડતો ભંગ શે ક્ષણે ?' ૨
શઙ્કાઓ દીનભાવે એ જિજ્ઞાસુ પૂછતી સતી
દયાસિન્ધુ મહાત્મા ત્હાં બુદ્ધ દે વિમલા મતિ ૩

બુદ્ધ ભગવાન્ —

( વસન્તતિલકા )

'સાધ્વી ? તું જો ! ઉદધિમાં અતિ દૂર પેલું,
જ્યહાં ચુમ્બતા ઉદધિવ્યોમ તહિં ઠરેલું,
એકાગ્ર ધ્યાન ધરતું શશિબિમ્બ શોભે
નાખે પડો પમગ મુદીનો જ્યહાંયે ૪

ને ધન્ય આ પળ વિશે સહસા જ પેલી
નૌકા અલક્ષ્ય સરતી તિમિરોદરેથી
આવી કરે મધુર કૌમુદીમાં પ્રવેશ.
ધારે અનૌકિક છબિ ધરી શુભ્રવેશ; ૫

એ ચન્દ્રનો સ્તવ કરતી સમાધિભગ,
પોતે ધરે શર્વરીની શાન્તિતણો જ રંગ,
નૌકાસ્વરૂપ ક્ષણ તેહ વિલુપ્ત થાતું,
ને કૌમુદીજળ વિશે જઈ એ સમાતું." ૬

પરિવ્રાજિકા યશોધરાઃ—

( અનુષ્ટુપ્ )

"સત્ય, એ જોઉછુ સર્વ, અર્થ ના સમજુ કઈ,
ભેદ હેનો બતાવો ને, ભગવન્! જ્ઞાનના નિધિ!" ૭

બુદ્ધ ભગવાન્

( વસન્તતિલકા )

"સાધ્વી! ત્હને કહું હું આજ નિગૂઢ એક,
અજ્ઞાન પામર લહી સકશે ન ભેદ;
નિર્વાણનુ અકલ રૂપ ન મન્દ જાણે,
શાન્તિજલે લહરિને સ્થિાનભગ માને! ૮

નિર્વાણસિન્ધુજલમા કદી ના વિકાર;
આભાસ થાય કદી, અન્ય જ એ પ્રકાર;
મ્હારા અગાધ હૃદયે બનિયા બનાવ,
ત્હેમાંથી એક વરણું, સુણ્ય ધારી ભાવઃ— ૯

( અનુષ્ટુપ્ )

મથનો મ્હેં કર્યાં ઊંડા બોધિવૃક્ષતળે રહી,
ચિત્રો નાના પ્રકારોનાં પ્રગટ્યા ને ગયા શમી; ૧૦
અન્તે આનન્દસિન્ધુના જળમાં ખોળતું મ્હને
પ્રગટ્યુ તીવ્ર કો ઊંડુ સંવેદન કહું ત્હને, ૧૧
પામ્યો હું સહસા ત્યહારે અપ્રમેય દશા નવી,
ખરો નિર્વાણનો સિન્ધુ રેલાયો હૃદયે રમી. ૧૨

( વસન્તતિલકા. )

નિર્વાણ એ અનુભવ્યો સતતપ્રવાહી
વર્ષો અનેક લગી, શાન્તિ રહી છવાઈ;
તો એ ઊંડા અનુભવો કદી બિનભારી
એ શાન્તિમાં પ્રગટતા, પછી જાય ન્હાશી. ૧૩

જે એક વેળ બનિયું, ન બન્યું કદી જે:—
હું ધ્યાનમાં સ્થિર રહ્યો, નવ લક્ષ બીજે;
ને તે ક્ષણે મધુર મૂર્તિ યશોધરાની
એ ધ્યાનમાં સ્ફુરતી જો ! પ્રગટી જ છાની; ૧૪

આભૂષણો વળી દુકૂલ જ રાણીજોગાં
મર્વે ગયાં સરી, અને પ્રગટયાં જ બીજાં,
સાદાં, તથાપિ કંઇ દીપિત દિવ્ય તેજે,
તે ધારતી મૃદુલ કાન્તિ નિહાળી મ્હેં તે. ૧૫

( અનુષ્ટુપ્. )

નૌકા પેલી સરે જ્યોત્સ્નાપૂરમાં તે સમી સ્થિતિ
દિવ્યતા પામતી ત્હારી મધુરી મૂર્તિની હતી ૧૬

( વસન્તતિલકા )

એ શુદ્ધ મૂર્તિ તુજ આ હૃદયે સ્ફુરતી
નિર્વાણકામુદીંજળે દીઠી મ્હેં સરંતી;
નિર્વાણમાં નવ થયો કંઇ તેથી ભંગ,
નિર્વાણકેરું બની તું રહી દિવ્ય અંગ. ૧૭

(અનુષ્ટુપ્. )

દિવ્ય સંવેદનો હેવાં, અરહંત વિના બીજા
ભોગવે ના કદી, તો શી પૃથગ્જનતણી દશા. ૧૮
નિન્દે પૃથગ્જનો હેવા બાહ્ય નિર્વાણભગને;
તળકર્દમમાં મ્હોટયા પામે શું ગિરિશૃંગને ? ૧૯

વડોદરા
તા. ૨૧-૮-૧૩

નરસિંહરાવ ભોળાનાથ.

## તદ્ગુણ કાવ્યનું વિવેચન.

આ કાવ્યનું પૂર્ણ હાર્દ પ્રગટ થવા માટે અરહંત, નિર્વાણ; ઇત્યાદિનાં બૌદ્ધમતે શાં શાં સ્વરૂપ છે ત્હેના વિવેચનની કાંઇક અપેક્ષા રહેછે. માટે એ મતના તત્ત્વજ્ઞાનમાં ચોડુંક ઊતરવું પડશે.

બૌદ્ધમતે મનુષ્યનું વ્યક્તિત્વ પાંચ સ્કન્ધ ( खंधा ) વડે બંધાયલુંછેઃ—

(૧) રૂપ;—ભૌતિક શરીર, આકાર;

(૨) વેદના;—એટલે Sensation;

(૩) સંજ્ઞા ( सञ्ञा ),—એટલે Perception;

(૪) સંસ્કાર ( संखारो );—એટલે Discrimination;

અને (૫) વિજ્ઞાન (विञ्ञाण);—એટલે Consciousness.

રૂપ તે શરીરના ભૌતિક અંશ તથા ગુણનો સમુચ્ચય છે; અને વેદના, સંજ્ઞા, સંસ્કાર અને વિજ્ઞાન તે ચાર માનસિક સ્કન્ધનો ગણ છે અને ત્હેને 'નામ' એ સંજ્ઞા છે; બંને મળી 'નામરૂપ' એમ સંજ્ઞાથી મનુષ્યનું વ્યક્તિરૂપ દર્શાવાયછે.

આ પાંચ સ્કન્ધ શિવાય મનુષ્યમાં બીજું કશું સ્વરૂપસાધક તત્ત્વ નથી એમ મનાયછે. હવે મનુષ્યને પુનર્જન્મ હોવાનો સિદ્ધાન્ત તો બૌદ્ધમતે સ્વીકાર્યોછે; તો માત્ર આ સ્કન્ધમય મનુષ્યનું મરણ પછી વ્યક્તિત્વ પાછુ શી રીતે ઉત્પન્ન થાય એ પ્રશ્ન ઉપસ્થિત થાયછે. મરણની સાથે પાંચે સ્કન્ધનો વિનાશ જ થાયછે, તો નવું નામરૂપ શી રીતે બંધાયછે ? આ માટે બૌદ્ધમતમાં કર્મનુ તત્ત્વ સ્વીકારાયુછે. કર્મમાં † સારાં, નઠારાં, તેમ જ બંનેમાંથી એકે નહિં હેવાં નાન્યતરરૂપનાં કર્મનો સંગ્રહ થાયછે. મનુષ્યના જન્મમરણની પરંપરા તે કાર્યકારણની શૃઙ્ખલા છે—એ અવશ્યભાવિતાવાળી શૃઙ્ખલામાં એક અંકોડો ઉપાદાન છે; ઉપાદાન એટલે જીવનને વળગી રહેવાની વાસના; तण्हा ( तृष्णा )—જીવનની તૃષ્ણા—થી ઉપાદાન ઉત્પન્ન થાયછે અને ઉપાદાનથી જન્મપરંપરા ( भव ) બંધાયછે. આ ઉપાદાનને સાધનરૂપ લઈને કર્મ માનવના પુનર્જન્મનું સ્થાયી કારણ બનેછે. અર્થાત્ મરણ વખતે સ્કન્ધ બધા વિનાશ પામેછે, પરંતુ મનુષ્યના કર્મના પ્રભાવથી તત્કાળ જ નવા સ્કન્ધ

† सुक्कं सुक्कविपाकं ( शुक्लं शुक्लविपाकं )—સારાં કર્મ, સારાં ફળ આપનારાં; कण्हं कण्हविपाकं ( कृष्णं कृष्णविपाकं) નઠારાં કર્મ, નઠારાં ફળ આપનારાં; અને अकण्हं असुक्कं अकण्हसुक्कविपाकं ( अकृष्णं अशुक्लं अकृष्णशुक्ल विपाकं ) નઠારાં નહિ તેમ સારાં પણ નહિં, અને કશાં ફળ ( નઠારાં કે સારાં ફળ ) ન આપનારાં કર્મ; આમ ત્રણ વિભાગ બતાવ્યાછે.

બંધાયછે અને નવું જીવન ચાલેછે; નવા બધાયલા સ્કન્ધ અને પૂર્વજન્મના સ્કન્ધ જુદા જુદા હોવા છતાં બનેને સાંકળનારા કર્મવડે મનુષ્યનું વ્યક્તિત્વ એનું એ જ છે એમ એકતા સચવાયછે.

આમ સ્થિતિ છે, તો એ કર્મનો જ નાશ થાય, તો પછી પુનર્જન્મનો સંભવ જ તૂટે. આ કર્મનાશ અને તે દ્વારા નિર્વાણસિદ્ધિ એ બૌદ્ધમતે પરમ લક્ષ્ય છે. આ સિદ્ધિ માટે **માર્ગ (मग्गो)** ચાર ક્રમનો ( અથવા પેટાવિભાગ લેતાં આઠ ક્રમનો ) કહ્યોછે.

(૧) **सोतापत्तिमग्गो**—(**स्रोतस्** + **आपत्ति**=પ્રવાહમાં પડવુ ); એ માર્ગમાં પડેલો તે **सोतापन्न** એટલે સ્રોતમાં પડેલો, વિશુદ્ધિના પ્રથમ ક્રમમાં પેઠેલો.

(૨) **सकदागामिमग्गो** ( **सकृत्**=એક વાર, **आगामिन्**=આવનાર), આ માર્ગમાં પેઠેલો માણસ મર્ત્યલોકમાં એકવાર જ પુનર્જન્મ લેછે, તેથી **सकदागामी**.

(૩) **अनागामिमग्गो** ( **अनागामिमार्गः** )—આ માર્ગમાં પેઠેલો માણસ ફરીથી મર્ત્યલોકમા જન્મ લેવાનો નહિં, માત્ર એકવાર બ્રહ્મલોકમાં જન્મ લેવાનો અને ત્યાંથી નિર્વાણ મેળવવાનો,

(૪) **अरहत्तमग्गो** ( **अर्हत्त्वमार्गः** )—અર્હત્પણું મેળવવાનો માર્ગ;
**अरहा**—**अरहन्तो**—એટલે યોગ્યતાવાળો નિર્વાણની યોગ્યતાવાળો.

આ પ્રત્યેક માર્ગના બબ્બે ક્રમવિભાગ છે—(૧) **मग्गो**—માર્ગ, અને (૨) **फलं**, ફળ, સિદ્ધિ. પ્રથમના માર્ગમાં પ્રવેશની સ્થિતિ, બીજામાં તે માર્ગના ફળની સિદ્ધિની સ્થિતિ–એમ ભેદ છે. આ માર્ગમાં પ્રવેશ જ નાં કરેલા માણસોને **पुथुज्जन** ( **पृथग्जन**=સામાન્યજન, અજ્ઞાન જન ) કહેછે.

માણસને જીવનતૃષ્ણાથી જીવન સાથે જોડનારી વાસનાઓનું નામ **संयोजन** (= બન્ધન) છે. **सकदागामी** માણસે **अत्तवादो** ( = **आत्मवादः**) અહંતા, **विचिकिच्छा** ( **विचिकित्सा** ) સંશય, અને **सीलब्बतपरामासो** ( **शीलव्रतपरामर्शः** ) કર્મકાણ્ડનો દમ્ભ—એ ત્રણનો ત્યાગ કરેલો હોયછે, અને **राग, दोस, मोह** ( **राग, द्वेष, मोह** ) એ ત્રણ વિકારોને પોતાનામાંથી ઘણુંધા લુપ્ત કર્યા હોયછે.

એ રીતે ક્રમે ક્રમે દરેક માર્ગમાં વિશુદ્ધિનો ઉત્કર્ષ થાયછે; અને અંતે **अरहत्त** માર્ગમાં પેઠા પછી પૂર્ણ વિશુદ્ધિ મળેછે; **अरहत्त**માર્ગસ્થનામાં આરમ્ભ થાયછે અને **अरहत्त**ફલસ્થનામાંથી સર્વ વિકારો લુપ્ત થાયછે (**वीतराग** એ બનેછે), એ **निर्वाण** પામેલો ગણાયછે. એ સ્થિતિ **उपादिसेस निब्बान** ( **उपादि**=પાંચ સ્કન્ધ ); સર્વ સ્કન્ધ હજી રહ્યાછે એ નિર્વાણની સ્થિતિ; અને એ મરણ પામે ત્યારે હેનું અસ્તિત્વ લુપ્ત થાયછે; કર્મનો નાશ થયાથી ફરી જન્મ થતો નથી; તૃષ્ણા અને જીવનને ઉત્પન્ન કરનારા સર્વ

મેરુ પર્વતનું આ વર્ણન છે. સૂર્યના અશ્વ નીલ રંગના હોયછે, તે સૂર્યના સારથિ અરુણ-ના સંયોગમાં આવતાં લાલ બન્યા,—આ એક તદ્ગુણ; અને મેરુ પર્વત ઉપરના નીલ-મણિની લીલી કાન્તિ જોડે સંયોગમાં આવતાં એ લાલ રંગ બદલાઈ ફરી નીલ રંગ બન્યો, એ બીજો તદ્ગુણ.

' આ **તદ્ગુણ** કાવ્યમાં આ અલઙ્કારનું ઉદાહરણ બતાવ્યું નથી. પરંતુ એ અલઙ્કારનું તત્ત્વ વિશેષ રૂપે વપરાયુંછે; નિર્વાણની શાન્તિમાં અન્ય અનુભવો આવતાં પોતાનું સ્વરૂપ તજી નિર્વાણરૂપ બનેછે એ સત્ય ઉત્કટ રૂપે બતાવાયુંછે, માટે **તદ્ગુણ** નામનો ઉપયોગ કર્યોછે. શાન્તિવિરોધી અનુભવ આવતાં હેનો ત્યાગ કરે એ જ્ઞાનની દશામાં કાંઇક શ્રમને અને કાંઇક જ્ઞાનમાં ક્ષણિક વિકારને પ્રવેશ મળેછે, નિર્વાણમાં તેમ ના થતા અન્ય અનુભવને પોતાના રંગથી રંગી દેવાનું વિલક્ષણ કાર્ય થવાથી એ દશાની અતિ ઉચ્ચ કક્ષા બતાવાયછે

કૌમુદીપટમાં તદ્ગુણતા પામતી નૌકાના દૃષ્ટાન્તને આધારે બુદ્ધ ભગવાન્ પોતાની નિર્વાણશાન્તિ વિશેનો એક જાતિ-અનુભવ વર્ણવેછે, પોતે ઊંડાં મથનો કરી બોધિવૃક્ષ તળે અને નિર્વાણસુખ મેળવ્યું, ને સ્થિતિ કાયમની થઈ; છતાં એકવાર ધ્યાનમાં પોતે નિમગ્ન હતા,

ને તે ક્ષણે મધુર મૂર્તિ યશોધરાની
એ ધ્યાનમાં સ્ફુરતી જો ! પ્રગટી જ છાની,

પરંતુ એ મૂર્તિ પૂર્વાવસ્થાના માનવ પ્રેમસંસ્કાર જગાડી શકી નહિ; રાણીને છાજે હેવાં આભૂષણો અને વસ્ત્રો ધારેલાં હતાં તે લુપ્ત થઈ એ મૂર્તિ બીજા માંડ પણ દિવ્ય વસ્ત્રાભૂષણો વડે આચ્છાદિત થઈ અને

નિર્વાણમાં ન ન થયો કઇ તેથી ભંગ
નિર્વાણ કેરું બની એ રહી દિવ્ય અંગ,

આમ મહાન્ પ્રેમની મૂર્તિ—પ્રેમને ખાતર પ્રેમપાત્ર પત્નીનો ત્યાગ કરનાર અલૌકિક પ્રેમી—આખરે નિર્વાણ અનુભવતો હતો તે જ શાન્ત સમાહિત દશામાં પૂર્વાશ્રમની પ્રેમ-મૂર્તિ યશોધરાની છબિ નિર્વાણકૌમુદીમાં પ્રગટ થઈ! સમાધિનો ભંગ ના થયો, પરંતુ નિર્વાણ-શાન્તિએ એ પ્રેમમૂર્તિને પોતાનામાં પચાવી લીધી—એકરૂપ કરી લીધી. આ અલૌકિક પ્રેમીનો ઐહિક પ્રેમ લુપ્ત થયા પછીનો અલૌકિક પ્રેમાનુભવ પોતાને જ મુખે ગવડાવ્યોછે, **મહાન્ પ્રેમીનું** નિર્વાણમાં પ્રગટેલું પ્રેમસ્વપ્નદર્શન પ્રગટ કરાવ્યુંછે; અને એ સ્વપ્નદર્શનને નિર્વાણના દિવ્ય રંગમાં બોળ્યુંછે.,

અમદાવાદ
તા. ૧૨-૧૦-૧૩

**નરસિંહરાવ ભોળાનાથ.**

# હિંદુસ્તાનની ફારસી અને ઉર્દૂ શાયેરે ઉર્ફે સ્ત્રીકવિઓ.

**આમુખ**—આપણાં વર્તમાન જીવનમાં પ્રજાની પ્રકૃતિસ્વરૂપ નારીજાતિનો ઉત્કર્ષ કરવા તરફ અગ્રણીઓ, વિચારકો અને સાહિત્યકારોનું લક્ષ પરોવાયલું છે ત્યારે એ જાતિનો ભૂતકાળ જોવાનું સહજ મન થાય છે. મનુષ્યજીવનનું દર્શન પછી તે ગમે તે કાળનું હોય તો પણ આનંદપ્રદ થયા વિના રહેતું નથી. વિશેષમાં ભૂતકાળની કાજળીમાં દર્શન કરવાથી વર્તમાન અને ભવિષ્યના જીવનમાં પ્રકાશના તરેહ તરેહના કિરણો ફુટી નીકળે છે. આજે કાજળીમાં નજર નાખી આપણાં અતીત ઇતિહાસના એક પ્રસંગની ઝાંખી કરાવું છું. આપણાં દેશમાં મુસલમાનોએ રાજ્ય કર્યું છે એટલું જ નહીં પણ પોતાના પ્રિય મઝહબનો પ્રસાર કર્યો છે. આપણા પુરાતન ધર્મ સાથે આપસે કરી છે. આપણાં મનુષ્યજીવનમાં રમ આણ્યો છે. અને છેવટે આપણા દેશને પોતાનું વતન કરી હમ્મેશનો નિવાસ આંહી રાખ્યો છે. મુસલમાનો આપણાં પાડોસી જ નથી પણ આપણામાં સેળભેળ થએલા આપણાં જ ભાઇઓ છે. વળી શતકો પર્યન્ત રાજ્ય કરવાથી રાજભાષા અને રાજસાહિત્યને દૈવત તરફથી—બુદ્ધિશાળી, રસિક, ઓજસ્વી હિંદુઓ તરફથી પણ પોષણ મળ્યું છે અને હિંદુઓના હિંદુ સાહિત્ય અને વિચારણાપર રાજજીવનનો પ્રભાવ અંકાયો છે. આજે પ્રજાજીવનના ઉત્કર્ષની અનેક નાની મોટી પ્રવૃત્તિઓમાં મુસલમાનની સામીલગિરિ વિના આપણે ચાલે એમ નથી. ત્યારે મુસલમાનોના જીવનનો પરિચય આવશ્યક છે. વર્તમાનના પરિચય સાથે ભૂતકાળનો પણ જરૂરી છે.

ઉક્ત એ દૃષ્ટિબિન્દુથી પ્રેરાઈ હિંદુસ્તાનની જે સન્નારીઓએ ફારસી અને ઉર્દૂમાં કવન કર્યું છે તેમના સંબંધી મળી શકી તેવી હકીકત એકઠી કરી આ લઘુ લેખમાં આપવામાં આવી છે.

ઓનરેબલ રફીઉદ્દીન અહમદ અને વડોદરા કોલેજના પ્રો. નવાબઅલીએ મહમ્મદ આબાસ પ્રણીત ઉર્દૂ પુસ્તક " મશાહિર-ઈ-નિસ્વાન "—નું નામ સૂચવ્યું અને ભાવનગરનો સામળદાસ કોલેજના ઇંગ્લીશના અને પૂર્વે જુનાગઢની બહાઉદ્દીન કોલેજના ફારસીના પ્રોફેસર વિઠ્ઠલરાય મહીપતરાય મેહતાએ ઉર્દૂ પુસ્તકમાંથી ટુંકી નોંધ ઉતરાવી તે માટે સર્વેનો ઓસીંગણ છું. મ્હને પોતાને ફારસી કે ઉર્દૂ વાંચતાં આવડતું નથી. ગુજરાતમાં એ ભાષાનો અભ્યાસ કરનારા બહુજ થોડા છે. કોલેજમાં એ ભાષા શીખનારાઓ કોલેજમાંથી નીકળ્યા પછી એનો અભ્યાસ ચાલુ રાખતા નથી અને કદાચ ચાલુ રાખતા હોય તોપણ મ્હોટા કવિઓ અને ફીલસુફોની મોહિનીમાંથી છુટી શાયેરેની કવિતા વાંચવા અને તે વાંચનનો લાભ ગુજરાતને આપવા તેઓ પ્રવૃત્ત થાય એ હાલ સંભવિત નથી. એમ હોવાથી, મ્હારી પોતાની જરાપણ યોગ્યતા નહોવા છતાં આ લેખ લખવાની નફરાઈ મ્હેં કરી છે. પ્રો. મેહ-

તાની' ઉતરાવેલી નોંધ જ્યાં સંદિગ્ધ લાગી છે ત્યાં ઉર્દૂના અજ્ઞાનને લીધે તેમજ પ્રો. મેહતા અને "મશહિર–ઈ–નિસ્વાન" થી અલગ દૂર વસવાટ હોવાથી વિશદ કરી શક્યો નથી; તેમ ઉર્દૂ કે ફારસી સાહિત્યમાં સ્હેજ પણ અવગાહન ન હોવાથી જેવા રૂપમાં આ લેખની સામગ્રી રજૂ કરવી જોઇએ તેવા રૂપમાં પણ હું રજૂ કરી શક્યો નથી. પણ મ્હારી ન્યૂનતાઓથી પ્રેરાઈ કોઈ બન્ધુ ફારસી અને ઉર્દૂ સાહિત્યની પરિમલસમૃદ્ધિ આપણા સરસ્વતીમદિરમાં લાવશે તો મ્હારો આ ઉછાંછળો પણ ખરા અભિમાનનો પ્રયાસ કંઈક રીતે સફલ થશે

ઉર્દૂ સાહિત્યને (૧) ચન્દા, (૨) હિજાબ, (૩) શર્મ, (૪) સુન્દરી, (૫) ગુન્નાબમબેગમ (૬) સદ્દર્, (૭) આલમ્, (૮) અખીર્ (૯) શમ્સુન્નિસા, (૧૦) મોતીબેગમ, (૧૧) મહમ્મદીબેગમ, (૧૨) શાહજહાનબેગમ અને (૧૩) શિરિને પોતાની કવિતાથી પોષ્યુ છે. ફારસી સાહિત્યને (૧) જનાનબેગમ, (૨) ગુલબદન બેગમ, (૩) જહાનઆરા બેગમ, (૪) ગુલશન, (૫) રઝીઆબેગમ, (૬) નૂરજહાન, (૭) ઝોહરા, (૮) ઝેબુન્નિસા, (૯) સલીમાબેગમ. (૧૦) શાહજહાન બેગમ, (૧૧) શિરિન અને (૧૨) યસમેન બુની કવિતાએ પોષ્યુ છે.

આ નામાવલિ પ્રા. નવાબઅલીએ લખી મોકલી હતી એમાં જેમની ગણના થઈ છે તે ઉપરાત (૧ ચન્દા (૨) હિજાબ ને (૩) ગીંગ, ગ્રંથ વાચતાં નજરે ચડવાથી ઉમેરાઈ છે. આમા શાહજહાન બેગમ અને શિરિનનુ નામ બેવડાયુ છે કારણ કે એમણે ફારસી અને ઉર્દૂ બન્ને ભાષામાં કવન કર્યું છે

મહમ્મદી બેગમ વિશે જાણવાજોગ માહીતી ન મળવાથી નથી આપી. 'ઝેબુન્નિસા વિશે વિસ્તૃત લેખ હવે પછી લખવાનો હોવાથી એને વિશે પણ કાંઈ લખવામાં નથી આવ્યુ. એનો નબર ખાલી ગણી હતી તેમના તેમ નબર રાખવામાં આવ્યા છે.

"મશહિર–ઈ–નિસ્વાન" (પ્રખ્યાત સુન્દરીઓ) ગ્રંથમાં એવી તૂટક છૂટક હકીકત આપેલી છે અને કવિતાના પણ એટલા ફુટા અને થોડા ઉતારા આપ્યા છે કે વિશેષ જાણવાની ઉત્કંઠા ઉભી રહે છે. પણ ઉપર લખ્યુ તે પ્રમાણે એ ભાષાથી અનભિજ્ઞ હોવાથી મ્હારી તેમજ મ્હારા વાચનારાઓની ઉત્કંઠા દૂર કરવા હું સમર્થ નથી થઈ શક્યો માટે મ્હો થોડો ખેદ થતો નથી.

આપણી પાસે પૂરી સામગ્રી નથી. આપણી કાજળી આપણને સમગ્ર છતાં સવિસ્તર દર્શન કરાવી શકે એમ નથી, કૃષ્ણ ભગવાનની પ્રેઠે મ્હોં ઉઘાડી ઉર્દૂ અને ફારસી સાહિત્યનુ વિશ્વદર્શન આપણને કોઈ કરાવે એવાં સદ્‌ભાગ્ય આપણાં નથી, મહિલા અને સોના માટે તડફડતાં મચ્છન્દરનાથને નિમિષમા ત્હેનુ દર્શન કરાવનાર ગોરખનાથ જેવા અવધૂતો હાલ નથી એટલે શરૂઆત તરીકે જેવું પ્રાપ્ત થયુ છે તેવું વધાવી લેવું જોઇએ વર્ષોથી ફારસી જાણનારા મ્હારા મિત્રોની મદદ આ કામમા હુ માગતો આવ્યો છુ પણ તેઓનો અભ્યાસ પરિમિત હોવાથી તેઓ મદદ આપી શક્યા નથી અને મ્હારા લેખની અપૂર્ણતા

દૂર કરવાની તક મ્હને મળી નથી. જેટલી સામગ્રી આંહી સંગ્રહિત થઈ છે તે પરથી શા શા વિચારો જન્મ પામે છે?

સરસ્વતી દેવીની આ પૂજારણોમાંની ઘણી અમીર અને તવંગર કુટુમ્બની છે. મોઘલ શહેનશાહતના ઉદયની સાથે ભારતના મુસલમાન અમીર ઉમરાવો અને બાદશાહ નવાબોના હરમમાં સરસ્વતી દેવીની સેવા મુસલમાન સન્નારીઓએ કરવા માંડેલી મોઘલ શહેનશાહત પ્હેલાની કવયિત્રી રઝીઆબેગમ જ છે. લક્ષ્મીના ખોળામાંજ સરસ્વતી પોઢાય છે કવિ કુલ-ગુરુ કાલીદાસનું અવલોકન ખોટું ઠર્યું છે.

ઉતારા અત્યંત ટુંકા અને સ્થાનભ્રષ્ટ હોવાથી કવિત્વનાં લક્ષણ વિશે યોગ્ય ખ્યાલ લાવતાં અટકવું પડે છે. જે ઉતારા છે તે પરથી જોઈ શકાય છે કે પુરુષે જેવી કવિતા રચતા તેવી જ સ્ત્રીઓએ રચી છે. એ કવિતામાં સ્ત્રીત્વના અંશ કોઈ રીતે વ્યાપેલા જણાતા નથી. મીરાંબાઈ, ગિરિન્દ્રમોહિની દાસી, મિસિસ બ્રાઉનીંગ કે મિસ રોઝેટીનાં કવનપરથી તેમનું સુંદરીહૃદય જેવું અનુભવગમ્ય થાય છે તેવું આમાં થતું નથી.

કવિતા બુદ્ધિનો વિલાસ અથવા વિનોદ હોય એવું લાગે છે. આજે કવિને આપણે સહૃદય, અભિલાષુ, સ્ક્ષોભશીલ, વિચારક એવાં એવા વિશેષણથી ભૂષિત કરીએ છીએ પણ ત્યારનાં કવિઓ ખુશતબે, વાગ્મી, પ્રવાહશીલ વાણીવાળા, હાજરજવાબી, ગમ્મતી એવાં એવા વિશેષણોથી નવાજાતા ચાલી આવેલી પરંપરા પ્રમાણે કવિતા લખાતી. અલંકારો, વિચારો, સંકેતો, ધ્વનિઓ વગેરેમાં નવીનતા, ચમત્કાર, ચેતન કે જીવનના અનુભવનું સચોટપણું નથી. ગન્જદરબારોમાં લખાતી કવિતા ઘણે અંશે આવીજ હોય છે સંસ્કૃતમાં પણ જે સ્ત્રીરચિત કાવ્યો છે તેમાં આવી જ ન્યૂનતા છે. ફક્ત જ્યારે ભક્તિ—કૃષ્ણ અને રામની ભક્તિથી હજીયળી ગએલાં સ્ત્રીહૃદયોમાંથી કાવ્યધાગ ફૂટવા લાગી ત્યારેજ મીરાંબાઈના જેવી ઉત્કૃષ્ટ કવિતા મેળવવા ભારત ભાગ્યશાળી થયું. બુદ્ધ ભગવાનના ઉપદેશથી અવનવા અનુભવ કરી સ્ત્રીઓ અર્હત્પદ પામતી ત્યારે જ થેરીગાથામાં સંગ્રહાયલી કવિતાનો ઉદ્‌ભવ થયો.

ફારસી અને ઉર્દૂ સાહિત્યની ભારતવર્ષમાં કેવી ખીલવણી થઈ તેની કથા આહ્‌લાદક પ્રચુર હોવી જોઇએ પણ કથાનુ રેખાલેખન કરવા પણ હું અશક્ત છું. ઉર્દૂના ઉન્મેષની સ્હેજ હકીકત ચન્દાના વૃત્તાંતમાં નોંધી છે. ઇંગ્લીશ કેળવણીથી ઉર્દૂ સાહિત્યનો પણ બંગાળી ગુજરાતી આદિ સાહિત્યના જેવો નવો અવતાર થયો છે કે કેમ તે વિશે સ્પષ્ટ અને વિગ-તવાર જ્ઞાન ન હોવાથી એનું દિગ્દર્શન પણ નથી કરાવ્યું.

એક વાત તરફ ખાસ ધ્યાન આપવાં જેવું છે. ઘણાં હિંદુઓએ ઉર્દૂમાં કાવ્ય લખી તેના સાહિત્યની સમૃદ્ધિ વધારી છે પણ કોઈ હિંદુ સન્નારીએ ઉર્દૂ કવન કર્યાનું જણાયું નથી. ઉર્દૂ રાજભાષા અને વ્યવહારભાષા તરિકે હિંદુઓમાં આદર પામેલી પણ કુટુમ્બભાષા તરિકે તો નહીંજ. "મહિલામૃદુવાણી" માં હિંદી કવિયાણીઓની મ્હોટી શ્રેણિ જોયા પછી કવિતા અને હિન્દ સુંદરીઓ વચ્ચે એખલાસ ન્હોતો એવું તો નજ માની શકાય.

કવિતા રચવાની ક્રિયા એવી છે કે જ્યાં બહુ લખાતી હોય ત્યાંજ તેનાં અભ્યાસ અને વૃદ્ધિ થાય છે. દીલ્હી અને લખનૌમાં જેટલું ફારસી ઉર્દૂ સાહિત્યને પોષણું મળ્યું છે તેટલું અમદાવાદ, સુરત, વિજાપુર, ગોલકોંડા, હૈદ્રાબાદ, મુર્શિદાબાદ, જુઆનપુર કે લાહોરમાં નથી મળ્યું.

આ લેખમાં આપેલા ઉતારામાં સુફીવાદની અસર સારી પેઠે છે. બાલાશંકર, મણિલાલ, કલાપી અને સાગરની કવિતાથી એ વાદ ગુજરાતમાં એટલો બધો પ્રસિદ્ધ છે કે એનું ટુંકું બ્યાન લખવાની જરૂર જણાઈ નથી.

## उर्दू अने फारसी शायेरे.

૧. ચન્દાઃ—ઉર્દૂ સાહિત્યની સૌથી પ્હેલી કવિયાણી. ઉર્દૂ સાહિત્યનો આરંભ દક્ષિણમાં નિઝામી સલતનતમાં ગુજરાતના વતની વલીએ કર્યો હતો. શરૂઆત ત્યાં થઈ પણ પછી દીલ્હી અને લખનૌમાં એ સાહિત્ય પોષાઈ ફાલ્યું. દીલ્હીના છેલ્લા મોઘલ બાદશાહો અને લકનૌના વઝીરોના આસરાથી ઉર્દૂ સાહિત્યની વૃદ્ધિ સારી પેઠે થઈ. ખુદ બાદશાહો અને નવાબો ઉર્દૂ જબાનમાં કવિતા કરતા એટલે દરબારીઓ અને રૈયત પણ એજ ભાષા તરફ વળેલ.

ચન્દાનું બીજુ નામ માહલિકા હતુંઃ નિઝામ હૈદરાબાદની તે ગણિકા હતી. કસરત અને કુસ્તીનો મારો શોખ એને હતો. અચ્છી ઘોડેસ્વાર તથા તીરંદાજ હતી કસબી મરદાની પોષાક પ્હેરતી, કેડે તલવાર લટકાવતી અને ઘોડાપર સ્વારી કરી નીકળતી ત્યારે ૫૦૦ આદમીનો તો રસાલો પાછળ રહેતો. ધનાઢ્ય હતી તેમ સખી નવાજ પણ હતી. મસીદ ચણાવી હતી. એના મૃત્યુ પછી એની મીલ્કતમાં પુષ્કળ ઝવેરાત નીકળ્યુ હતું.

એનો ઉસ્તાદ શેર મહમદખાન ઇમાન હતો. એણે ફારસીમાં અને ઉર્દૂમાં કવિતા કરી છે. એ કવિતાનો સંગ્રહ કરી દીવાન બનાવ્યું છે. ઈ. સ. ૧૭૯૯ માં નાચ જોવા આવેલા કર્નલ માલ્કમને પોતાના દીવાનની પ્રત નાચતાં નાચતાં ચન્દાએ ભેટ આપી હતી. લન્ડનના કુતુબખાનામાં જે હસ્ત લેખ છે તે પ્રાયઃ આજ હશે.

ચન્દાની એક ફારસી કડીનો સાર આવો છેઃ હે ખુદા, રોજે કયામત મ્હારાં કર્મોનો હિસાબ માંગીશ ત્યારે, તકદીરમાં લખેલાં કર્મોની સાથે કરેલા કર્મોનો મેળ મેળવજે. તાળો મેળવતાં વધઘટ લાગે તો હિસાબ માંગજે.

એક ઉર્દૂ રૂબાઇનો સારાંશ આવો છેઃ આયનાના ટુકડેટુકડા વેરાઈ જતાં અંધારૂં રહે છે તેમ ત્હારા ગુણોથી દુનીઆં ગાજશે પણ ત્હારામાં ખોટું ગુમાન રહી જશે.

દિલ્હીના બાદશાહ આલમગીર બીજાની ચન્દા સમકાલીન હતી.

૨. ચન્દા'—મીરઝાં રશીદુદ્દીન મોડા અને એ એકજ જમાનામાં થયલાં. લકનૌના બાદશાહના હરમમાં જતી આવતી. એની ઉર્દૂ ગઝલની એક કડી નીચે પ્રમાણે છેઃ ગોરે ગોરે હે કાલે કાલે મેં, દાંતના મોતી સિતારામાં પણ નથી, બાદશાહી મેહફિલની સુદરીએ ત્યા ચંદા વહી સિતારે, હૈ. (?)

૩ હિજાબ્ઃ—કમરૂન્નિસાનુ તખલ્લુસ લકનૌમાં હીઝરી ૧૩૦૮ માં થઈ ગઈ. શમ્સુન્નિસાની કિતાબમાં એને વાગીશ્વરી કહી છે. એની કવિતાનો નમૂનો નીચે ઉતાર્યો છેઃ

' હિજાબનાં શેર કહેણીરૂપ થઈ જાઓ, દરેક જણ તે મ્હોડે કરો,

"હિજાબની વાઝના છે કે હુસ્ન અરૂસે મજનુનને આપ; હુસ્ન આપીશ તો ગગનનો ચદ્ર શરમાશે. જે તેને જોશે તે ગાડો થઈ જશે, ટાલનુ સ્થાન તે થશે, લોકોને એટલી બધી લાગણી થશે કે દીનથી પ્યાલમા ગો પડી જશે"

૪. હિજાબ—અયોધ્યાના નવાબ ગાઝીઉદ્દીન હયદરના ભાઈ ઓતમદદૌલાની બેટી. નામ નવાબબેગમ હતુ હીજરી ૧૦૫૮–૧૩૦૦ પર્યંત હયાત હતી શેર સારા બોલતી હતી

"હે હિજાબ્ શુ કર્યું છેવટે ? આ આખોવી દીક કે શુ કર્યું ?
આખોનાં આસુના સાગરમા તોફાન ઉભુ કયુ ?
યારના વિયોગથી થએલા દુઃખે આખી રાતની ઉંઘ ઊડી ગઈ. આખી રાત દુનીઆ ગણ્યા કરી; રાતને ધોખો થયો કે અખ્તરના તારા તો નહીં ગણી કાઢે'"

વાજી ઉદ્દલીશાહનુ તખલ્લુસ અખ્તર હતુ. હિજાબે છેવટની જીંદગી કલકત્તામાં ગાળી હતી. એનુ દીવાન છપાયલુ છે

"હિજાબની તસ્વીર નખશીખ જોઈ જાઓ, મ્હોડેથી પછી બોલો.
આંખેથી તમાશા ન જુવો, તે એવી સુદર છે કે દિલ્હી કરે એવી છે."

૫ શર્મ—બીનારસના હકીમ કમરૂદ્દીનની બેટીનુ તખલ્લુસ. લખનૌમાં પણ રહેતી. આફ્રે વઝીરની શાગીર્દ હતી શીઆ પથની હતી. એની કવિતા ભક્તિપરાયણ છે.

"નિમાજની ફરજ અદા કરી શકી નથીઃ વસીલો હોય તો ત્હારી રહેમતનો છે. આલમમાં ત્હારી રહેમતનો સૂર સાંભળ્યો છે, પાપો કર્યાં છે છતાં સ્વર્ગની આકાંક્ષા છે. હું એવો બંદેનવાજ છે કે મ્હારી ઉમેદ હાંસલ કરીશ, તું નહીં કરે તો પછી સ્વર્ગ શા અર્થનું છે?"

"દીલની મ્હોટી ઉમેદ છે કે પાંચનો પ્રભાવ મ્હારાપર પડે. હે, શર્મ, અલિને હમેશ યાદ રાખ, ત્હને સન્માર્ગે તે લઈ જનાર છે અને મહત્વના કામોમાં નેકી આપનાર છે."

" જે શેર કહેવાથી પોતાને અથવા બીજાને અસર ન થાય તો તે કહેવાથી શું?" ફારસીમાં પણ બેત લખતી:—

" ચશ્મ બદામ જેવી, ઝુલ્ફ જામ જેવાં વાંકદાર,
ગાલ ગુલાબ જેવા, અને શરીરયષ્ટિ સરૂ જેવી."

૬. મુસ્તરીઃ—લખનૌની કમરજાન ઉર્ફે મંજુ તાયફાનું તખલ્લુસ. આગા અલીશમ્સની શાગીર્દ વિનોદિની અને મર્મભાષિણી હતી. હીઝરી ૧૩૧૫ માં અવસાન પામી હતી.

" કાતીલ (= પ્રેમી) ના હાથ પગમાંથી રતાશ નહી જાય કારણ કે કોમળ આશુકના લોહીથી તે ખરડાયલા છે. હેનાથી નહીં."

" ખરાબ સ્વભાવવાળા સાથે પનો પડ્યો છે, હે પ્રભુ, જેને એવી બદટેવ છે કે આપના સિવાય કોઇને પીછાનતો નથી.

" હુસ્ન અને નખરા નાહક છે કારણ કે તું બંદેનવાજ થાય એમ નથી.

" માશુક હોય તે બેવફાજ હોય (કારણ કે) એટલા બધા બેવફા ત્હારી પાસે આવી ગયા છે."

૭. ગુન્નાબેગમ એના પિતા નવાબ અલિકુલિખાન ૫૦૦૦ સ્વારના મનસબદાર હતા. નવાબ સફદરજંગના બેટા શુજાઉદ્દૌલા સાથે એની સગાઈ થઈ હતી પણ પછી વઝીર ઇમાદુલ્મુલ્ક ગાઝીઉદ્દીનખાન સાથે શાદી થઈ હતી. આ પ્રસંગને લીધે અયોધ્યાના નવાબ સફદરજંગ અને વઝીરની વચ્ચે મરણ પર્યન્ત વરની આગ સળગતી રહી હતી. ઈ. સ. ૧૬૮૮ માં ઔરંગઝેબ બાદશાહે બંધાવેલા ધોળપુર નજીક નરાબાદના બગીચામાં ગુન્નાબેગને દફન કરવામાં આવી હતી. એના મૃત્યુનું વર્ષ ઈ. સ. ૧૭૭૫ હતું એવું કબરપરના લેખપરથી જણાય છે.
સોઝ, મીર્દાં અને મિન્નત નામના કવિઓએ તેની કવિતા સંસ્કારી હતી.

ગુન્નાબેગમ વિદગ્ધ અને સંસ્કારી હતી. તેનું આનંદી મર્મ ભાષણ સુવિખ્યાત છે. તેમ જ કવિતા પણ લોકપ્રિય અને જાહેર છે. ઘણે સ્થળે તે ગવાય છે અને પ્રશંસા પામે છે.

" દુનીઆના દોસ્તોની પરવા નથી; દુનીઆની દોલત કોઇની નથી એટલું ચોક્કસ જાણજે, જેમ જેનું દીલ તપી ગયું છે તેને કરાર નથી તેમ."

૮. ગીગઃ—શીરવાનની રહેવાસી સોસનનું તખલ્લુસ. ઈ સ. ૧૮૦૦ માં વિદેહ થઈ.

૯. સદરઃ—અયોધ્યાના વાલી નવાબ વાજેદઅલીની સખી. નવાબ શેરરમહલ ઘણી ખુશતબે અને ખુશગોફતા હતી.

" પ્રેમના ઉત્સાહમાં રાતદિવસ હું અલગ રહું છું.

હું તેણુ અલગ છું, લોક પણ અલગ છે.

" મ્હને બલામાં લેવા જ્યારે કાળચક્રે હાથ લંબાવ્યો ત્યારે મ્હને ફેરવીને મ્હારા યારે મ્હને જૂદું સમજાવ્યું; આજે મ્હારી કબરપર રોશનીવાળો દીવો નથી. આજે તો તું મ્હારી સાથે ચાલ, વિનાશક વાયુ વાશે ત્યારે તો અલગ થાશું.

" જે ત્હારા ઇશ્કનો રોગી છે ત્હેની જીંદગી ભલે ખાખ થાય; હું ત્હેનાથી દૂર છું, તે મ્હારાથી દૂર છે, વિયોગમાં ઘણી ધૂળ ઉડી, ત્હેના ત્હેને અસર થઈ નહી; રડનાર અલગ રહ્યો, આશ્વાસન આપનાર અલગ રહ્યો. વસ્લ ( સંયોગ ) ની ઇચ્છા અને અજાયબી તથા વિયોગની યંત્રણા એ બધાંની લુત્ફ ( સ્વાદ ) જૂદી છે અને મઝા ઓર છે."

એનું રચેલું દીવાન છે તેમ જ બાદશાહનામે અને ગુલદસ્તેનાગેની કિતાબો પણ એણે લખી છે.

૧૦. આલેમઃ—વાજેદઅલીની બેગમનું તખલ્લુસ. ગઝલ, મસ્નવી વગેરે એણે બનાવી છે.

સિતાર વગાડતાં સારૂં આવડતું હતું.

" નવો જુલમગાર આવશે તો આલેમ ત્હારી તલબગાર થશે."

૧૧. અખ્તરઃ—તૈમુરના કુળની શાહજાદી હીઝરી ૧૨૮૦ માં દીલ્હીમાં થઈ ગઈ.

" મ્હારા હૃદયને પ્રેમના ભડકાએ સળગાવી મૂક્યુ છે. જુઓ ! એનો ઝપરો પતાવી દીધો. યારની તકસીર છે, દુશ્મનની થોડી ભૂલ થએલી છે; અખ્તર તે અમારૂં દીલ છે, તેથી અમે પોતે બળી ગયા છીએ."

•મુસલમાન ભક્તોનાં જીવનવર્ણન આપતા એક કોશમાં અખ્તરની કવિતા છેઃ—

" અમે, હાસમ અને મતલબ, તમારાપર કુરબાન છું. આ દુનીઆમાં તમારા બેની કુલીનતા જાણીતી છે. તમારો ભપકો ખલકના ભપકાને દબાવી દે એવો છે. મક્કા, મદીના અને અરબસ્તાનના સૈયદ તરિકે તમારૂં હું સ્વાગત કરૂં છુ. આવા આલમપત્ર જોવા પર દીલ અને જાન કુરબાન કરૂં છું.

૧૨. સમ્સુન્નિસા—મુર્શિદાબાદની બેગમ હયાત છે નારીજાતિનો ઇતિહાસ લખાવા ઇનામ કાઢ્યું હતું. મુલ્કી અને કોમી તાલીમ માટે એને સારો આગ્રહ છે. અલિગઢની મુસ્લમાન કોલેજનાં દર્શન એણે કર્યાં છે. રાજરાજેશ્વર એડવર્ડના રાજ્યાભિષેક સમયે કાવ્ય રચી મોકલ્યું હતું.

૧૩. મોતીબેગમ:—અજમેરના "રજપુતાના ગેઝીટ" ના તંત્રી મૌલવી મુરાદઅલી હુસનની પત્ની. સ્વામીના મરણ પછી તંત્રીપદપર પોતે બિરાજે છે.

૧૪. મહમદીબેગમઃ—

૧૫. જનાનબેગમ:—અબ્દુર્રહિમ ખાનખાનાનની પુત્રી સૌંદર્ય, પવિત્રતા, ભક્તિ અને અમીરાઈ માટે મશહૂર હતી. જહાંગીર બાદશાહે એની ખુબસુરતી સાંભળી પરણવાનો પેગામ મોકલ્યો, ત્યારે આ સતીએ પોતાના આંખ અને ગુચ્છા કહાડી બાદશાહ પાસે મોકલ્યા. ને કહેવડાવ્યુ કે 'જે ચીજથી ઇશ્ક પેદા થયો છે તે નજર કરૂં છુ.' આ જોઈ બાદશાહ અતિશય ખિન્ન થયા અને બેગમની પવિત્રતા અને ટેકથી પ્રસન્ન થઈ ત્હેની તારીફ કરી. હીજરી ૧૦૪૦ માં પરલોક સિધાવી.

"ત્હારે માટે જાગેલા પ્રેમનું સ્વરૂપ આશક શી રીતે છુપાવે? કારણ કે આંખમાંથી ખરતા આંસુ એ સ્વરૂપને પ્રત્યક્ષ કરે છે"

૧૬. જહાનઆરા બેગમ:—મોઘલ શહેનશાહ શાહજહાનની લાડકી દીકરી. બાદશાહ ઘણી વેળા ખાનગી મસલત એની સાથે કરતો. રૂ ૪૦,૦૦૦,૦૦ નુ એનુ સાલીઆણુ હતુ. ઇનામ અકરામમાં પુષ્કળ દ્રવ્ય ખરચતી. શેખ મહમ્મદ અલી માહેર અકબરાબાદીએ તારીફની એક મસનવી લખી નજર કરી ત્યારે રૂ. ૫૦૦) ઇનામ આપ્યુ. એક દિવસ સુરખો હોડી બાગમાં ફરવા ગઈ હતી ત્યાં મીર સૈયદ તેહરાનીએ એક મસ્નવીથી તારીફ કરી રૂ ૧૦૦) નુ ઇનામ મેળવ્યુ. શાહજહાનને ઔરંગઝેબે કેદ કર્યો ત્યારે છોડાવવા બહુ મહેનત એણે કરી હતી. ઔરંગઝેબને બાદશાહના નામથી જનાનખાનામાં બોલાવ્યો. હથીઆરબંધ ગુલામડીઓ છુપાવી રાખી હુકમ આપ્યો કે ઔરંગઝેબ આવે કે એને પકડી લેવો. ગુલામડીઓ ઘણી જ મજબુત હતી. પણ જહાનઆરાની ન્હાની બ્હેન રોશનઆરાની ચેતવણીથી ઔરંગઝેબ બચી ગયો.

આગ્રામાં આ બેગમે એક મસીદ બંધાવી છે અને કે મોઆઝમે નામનો દીલ્હીમાં બાગ છે તે પણ એણે જ તૈયાર કરાવેલો. નિઝામુદ્દીન ઓલીઆની દરગાહમાં એનું શબ દફન કરવામાં આવ્યુ હતું. કબર પર નીચે પ્રમાણે લેખ છે:

"લીલોતરી સિવાય મ્હારી કબર પર કાંઈ મૂકવું નહીં કારણ કે ગરીબમાં ગરીબની કબર પર પણ લીલોતરી ઉગી નીકળે છે."

૧૭. રજીઆ બેગમ:—ગુલામ વંશના બાદશાહ અલ્તમશની શાહઝાદી અને હિંદુસ્તાનની સૌથી પ્હેલી મુસલમાન બાનુ શહેનશાહ. પોતાના ભાઈઓને હરાવી ગાદી મેળવી હતી, અને કુલ અખ્ત્યાર રાજ ચલાવેલું. સૌંદર્ય, લાલિત્ય, વીરત્વ અને હિમ્મતને માટે જેટલી મશહૂર હતી તેટલી જ તે કાળમાં સિદ્ધ થએલા જ્ઞાનના પ્રદેશમાં પ્રવીણ હતી. એનુ તખલ્લુસ શિરીન હતું. એની કવિતા લયવાળી અને અસરકારક છે.

"મ્હારા મ્હોંની અંદર મધુરકંઠી બુલબુલ છે, બીજા કવિઓ કાગડા જેવા છે."

૧૯. ઝોહરાઃ—કંર્તુલની હલીદ્ધ્વનનું તખલ્લુસ. મોલવી ઝહુરઅલી ઝહુરની શાગીર્દ. ફારસી અને ઉર્દૂમાં કાવ્ય રચતી. એના શેર વખણાય છે. ફારસીમાં પ્રભુતાથી અને પ્રવાહથી વાતચિત કરી શકતી. એની ઉર્દૂ કડી નીચે આપી છેઃ

"જ્યાં લગી આંખમાંથી ઉન્હા આંસુ નથી ગળતાં ત્યાં લગી ઇશ્કનું દરદ થયું નથી. જો કોઇનાં ગળતાં હોય તો મીણબત્તીનાં. કારણ કે ત્હેની આંખમાંથી આંસુ પડે છે.

"આ દુનીઆમાં એવી બધી આગ લાગી છે કે આપણો કોઈ દીલસોજ હોય તો સારૂં, પણ કોઈ જ દીલસોજ લાગતું નથી—આવું મ્હેણું મારવું એ ઝોહરા ગજબ છે, કારણ કે દિલ્હ હૃદય અને ઉપાલંભ મગજમાં પણ આગ લાગી રહી છે."

હી. ૧૨૯૩ માં એ મરણ પામી. ઝુલશીકર ગણી દેહલવીએ રાજીઓ લખી એને માટે શોક પ્રદર્શિત કર્યો છેઃ "એના યુગની મર્વથી વિદુષી, દ્વિતીયચંદ્રકલા, શબ્દ-લાવણ્ય પરીક્ષક, તોળીને બોલનારી, લયવાદી ( fluent ) એવી ઝોહરા મૃત્યુ પામી છે. એના પર હેત રાખનાર પ્રત્યે મમતા રાખતી હતી."

૨૦. સુલતાન સલિમા બેગમઃ—મોઘલ બાદશાહ બાબરની બેટી ગુલરખ બેગમ અને અને મીરઝાં નુરૂદ્દીન મહમદની બેટી. પાંચ વર્ષની ઉમ્મરે ત્હેની શાદી બેહરામખાન ખાનખાનાન સાથે થઈ હતી. ન્હાનપણથી જ વિદ્યાનો બ્યારંગ લાગ્યો હતો. જુવાન થયા કુરે કવિતા રચવા માંડી હતી. ખાનખાનાન ગુજરી જવા પછી અકબરની બેગમ થઈ. પુષ્કળ ખેરાત કરવાથી રૈયતની પ્રીતિપાત્ર થઈ હતી. ઘણી વિશુદ્ધ અને ધર્મપરાયણ હતી. ચાર વખ્ત તો હજ કરી હતી. શાયેરે તરિકે મશહૂર છે. એનું તખલ્લુસ મકફી હતું.

"નિશાને લીધે ત્હારા શુભને મ્હારી જીવનદોરી કહી છે; તે વખતે હું ઘણી મસ્ત હતી, તેથી પરેશાનીના શબ્દો બોલતી હતી."

હીજરી ૧૦૨૧ માં મૃત્યુ પામી.

૨૧. ગુલબદન બેગમઃ—બાબર બાદશાહની પુત્રી, હુમાયુનની બ્હેન અને અકબરની ફોઈ. બુદ્ધિશાળી ને ધર્મપરાયણ હતી. પોતાના કુટુમ્બનો વૃતાંત એણે લખ્યો છે અને ત્હેનું ઇંગ્લીશમાં ભાષાંતર પણ થયું છે, કોક કોક વાર કવિતા લખતીઃ

"જે સુંદરી આશકની સખી નથી. તે જીવનની મોજ માણી શકતી નથી એ ખચિત જાણજે."

૨૨. શાહજહાન બેગમઃ—ભોપાળનાં સિકન્દર બેગમ અને નવાબ જહાંગીરખાનની શાહ-ઝાદી. જન્મ ઈ. સ. ૧૮૩૮ માં થયો અને ઈ. સ. ૧૮૮૪ માં ગાદીનશીન થઈ.

૨૫. ગુલશનઃ—શાહજહાનના રાજ્ય દરમ્યાન દીલ્હીમાં થઈ ગઈ. એનું દિવાને ગુલામ મુસ્તફા અલ્હાબાદી પાસે હતું પણ અફસોસ છે કે તે ખોવાઈ ગયું છે.

" ત્હારા ચહેરા સિવાય, વાડીમાં ગુલ કાંટા જેવું લાગે છે, બુલબુલનું ગાયન કાગડાના કાકા જેવું લાગે છે.

" ચીનારના ઝાડની જેમ ખાલી હાથવાળા આ દુનીઆમાં અમે છીએ. ત્હારી પરના વિશ્વાસનો અમારો પગ એથી કરીને પોતાને સ્થાનેથી ચલશે નહી.

" વસંતના વાદળમાંથી જ્યારે પાણીનું ટીપુ પડે છે ત્યારે મોતી થાય છે તેવી રીતે અમારી અવનતિ તે અમારી ઉન્નતિની દ્યોતક છે.

૨૬. નુરજહાંનઃ—જહાંગીર બાદશાહની હૃદયવલ્લભા બેગમનું નામ એટલું બધું જગવિખ્યાત છે અને ત્હેના જીવનના અનેક પ્રસંગો એટલા સુવિદિત છે કે વિશેષ વિસ્તાર કરવાની જરૂર નથી. એનામાં નૂર જેવાં જ્ઞાન અને અક્કલ હતાં. માબાપ વગરની છોકરીઓનાં લગ્ન વખતે સારી મદદ દેતી. શિકાર કરવામાં કાબેલ હતી. તીરથી સાવજનો થિકાર કરતી. આ પરથી એને માટે " જાહેરમાં સ્ત્રી છે પણ પુરષોમાં તે સિંહવિદારક છે " એવું કટાક્ષ કથન થયું હતું. કાવ્ય રચવામાં ઉસ્તાદ હતી. એની કવિતા અર્થગર્ભ ગણાતી. જહાંગીર બાદશાહ એક પદ બોલે તો ત્હેની પૂર્તિ તે કરતી.

" જહાંગીરઃ ત્હારી આંખમાંથી જે પાણીનું આંસુ ટપકે છે તે મોતી છે.

નૂરજહાં: તું ન્હોતો ત્યારે જે પાણી મ્હેં પીધું હતું તે તે છે."

એક દિવસ એવું બન્યું કે અરીસો તૂટી ગયો. એટલે દાસી બોલી " નસિબે ચીનાઈ આરસો ભાંગી ગયો." નૂરજહાંએ તરત જ જવાબ આપ્યો " સારૂં થયુ, ગુમાન જોવાનું સાધન નાશ પામ્યું." એક વેળા બાદશાહે ફક્કડ પોશાક પ્હેર્યો હતો. તે જોઈ નૂરજહાં બોલીઃ " સાટીનના લેબાસ પર માણેકનાં દાણાં છે; તે પરથી પ્રતીત થાય છે કે મ્હારા લોહીનું ટીપું ત્હારા કંઠને વળગી રહે છે." એક વખ્ત ધૂમકેતુ દેખાયો. નૂરજહાં જોતાં જ બોલી ઉઠીઃ " આ પૂછડીઆળો સિતારો નથી, પણ આજે સારા આસમાને શાહનો ભપકો જોવા પોતાનું મ્હોં બ્હાર કાઢ્યું છે."

" હું પ્રકાશ છું, અગ્નિ છું, ગુલિસ્તાન છું, મસ્જિદ છું. હિંદુઓનું બૂતખાનું છું, જનોઈ છુંઃ નહીં, નહીં, મ્હારૂં કહેવું વાજબી નથી; હું કહું છું તે હું નથી. પણ હું ગુલાબની પરિમલ છું, ઉપવનની પ્રકૃતિ છું."

૨૭. યાસમીનણુઃ—નિઝામના રાજ્યમાં આવેલા ગુલબર્ગાની વતની અને મીરઝાં અસ્તરી દામઘાનીની પત્ની. પોતાના પતિના દેહવિલય પછી એક મોગલ બેગમ સાથે દીલ્હી જઈ વસી અને સ્હેલું આવર્દો ત્યાં ગાળ્યું. લેખનકલામાં નિષ્ણાત હતી. નસ્ખ, મુસ્તસ્ર, શરીઆ, અને નસ્તાલિક જાતની લેખનકળા લખી જાણતી. કાવ્યદેવીની પણ લાડકી હતી.

# હિંદુસ્તાનનો ખેડુત.*

" Ill fares the land, to hastening ills a prey,
" Where wealth accumulates and men decay;
" Princes and lords may flourish or may fade;
" A breath can make them as a breath has made;
" But a bold peasantry, their country's pride,
" When once destroyed, can never be supplied."

*Goldsmith.*

" જે દેશમાં પૈસો વધે છે પરંતુ માણસોનો ક્ષય થાય છે તે દેશનું ભવિષ્ય માઠું છે અને તે દેશનો વિનાશ પણ જલદી જ થવાનો. મોટા મોટા જાગીરદારો અમીર ઉમરાવો તથા ઠાકોરોની ભલે વૃદ્ધિ થાઓ કે ભલે તેમનો નાશ થાઓ, તેની આપણને બીલકુલ ચિંતા નથી કારણ કે રાજાના એક બોલથી તેઓની ઉત્પત્તિ થઈ છે અને જરૂર પડશે તો ભવિષ્યમાં રાજાના બોલથી તેમને ઉત્પન્ન કરી શકાશે. પરંતુ વીર ખેડુત લોકો જે આપણા દેશનું નાક છે તેનો જો એક વખત નાશ થયો તો ફરી તેમની જગ્યા પુરાઈ શકાવવાની નથી.

" ગોલ્ડસ્મીથ "

હિંદુસ્તાનમાં જો આપણું ધ્યાન કોઈ પણ ખેંચી શકતું હોય તો તે આપણો ખેડુત વર્ગ છે. ભગવા કપડા પહેરી ભટકી ખાનાર સ્વામીને પણ ખેડુતની ઉપર મુકી શકાય તેમ નથી. એ સ્વામીનું પુરૂં ખેડુત જ કરે છે. ખેડુતોથી ઉતરતો ઉપયોગી વર્ગ શહેરો અને કસબાઓમાં વસતો કારીગર વર્ગ છે—જેવા કે વણકરો, મોચી, કારખાનામાં કામ કરનારા મજુરો, લુહાર, સુતાર, કડીઆ, સોની વગેરે. દેશને ઉપયોગી ઘણી જાતની તેમની પ્રવૃત્તિઓને લીધે આ વર્ગ પણ આપણું ધ્યાન ખેંચી રહ્યો છે. તેથી ઉતરતો ઉપયોગી વર્ગ મજુરોનો છે—જેવા કે ઝાડુ કાઢનારા, ભંગી, કડીઆરાઓ, રસોઇઆઓ, ઘોડાવાળાઓ વગેરે.

આ ત્રણ વર્ગો દબાયલા હોવાથી પોતાના બંધનો તોડવાની રાહ જોઈ બેઠા છે. એમનામાં અતીશય અંધકાર તથા નિર્જીવતા વ્યાપી રહેલા છે. ખેડુતો, કારીગરો, અને મજુરો મડદાની માફક મુગા બેસી રહેલા છે. તેમને ચેતન કોણ આપશે? તેમને બોલતા કોણ શીખવશે? તેમનો કવી કોણ થશે? તેમને વાસ્તે માહાભારત તથા રામાયણ કોણ લખશે?

* મે મહીનાના મોડર્ન રીવ્યુમાં આવેલા " The Indian Peasant " નામના લેખ ઉપરથી.

હિંદ દેશ.પોતાના ખરા કવીની રાહ જોઈ બેઠો છે. કારણ કે હિંદની પ્રજા ઝુપડામાં રહે છે, બંગલામાં અને મહેલોમાં રહેતી નથી.

ધોળા અને સુશોભીત કપડા પહેરનારા અને ખાનદાન ગણાતા લોકો જેમનો ખુમારો આપણે નિરતર સાંભળ્યા કરીએ છીએ તેમના કરતાં ઉપલા ગરીબ વર્ગો તરફ મારૂ ધ્યાન વધારે ખેંચાય છે તેનું કારણ શું? કારણ તો ખુલ્લું જ છે. હિંદુસ્તાનની ખરી વસ્તી તે વર્ગોની જ છે હિંદુસ્તાનમાં થોડા રાજાઓ, ઠાકોરો, અમીર ઉમરાવો, યુનીવરસીટીની ડીગ્રી ધરાવનારા ગ્રેજ્યુએટો, શરાફો, વૈદો પારકે પૈસે પેટ ભરનારા મહારાજો અને સ્વામીઓ, શાસ્ત્રીઓ અને પડીતો હશે. પણ તેઓની સંખ્યા ઘણી જ થોડી છે પણ ખેડુતો, કારીગરો, તથા મજુરો તો કરોડો છે અને તેથીજ આપણી સમાજમાં તે વર્ગને યોગ્ય માન તથા પ્રતિષ્ટા મળવાજ જોઇએ.

વળી દેશનું સઘળુ દ્રવ્ય આજ વર્ગો ઉત્પન્ન કરે છે. વર્ષની શરૂઆતથી તે અંત સુધીનું સર્વ કામ આજ લોકો કરે છે. આપણે માટે ખોરાક તથા કપડાં લત્તા પણ એ લોકોજ પુરા પાડે છે. મકાનો બાંધવાનું, ગાડીઓ બનાવવાનુ અને રસ્તાઓ બનાવવાનું સર્વ કાર્ય તેઓજ કરે છે. તાપ, ટાઢ અને વરસાદમાં ખોદવાનું તથા ખેડવાનું કામ કરી સર્વને જીંદગીમાં જોઇતાં સાધનો તેઓજ પુરા પાડે છે. ખરેખાત સમાજનો અન્નદાતા તથા પોષક વિષ્ણુ ખેડુત જ છે. આપણા જીવનનું મુળ પણ તેજ છે અને આપણને પ્રકાશ આપનાર સૂર્ય પણ તેજ છે. આપણે બધા તેણે પુરા પાડેલા અજવાળાથીજ તેજસ્વી દેખાઇએ છીએ. એટલા માટે જ અન્ન પુરૂ પાડનાર ખેડુત—સ્વામી કે શેખ પડીત કે પુરાણી, વકીલ કે શરાફ, રાજા કે મહ ગજા સર્વના કરતા શ્રેષ્ઠ છે—સર્વની તે ટોચે છે

ખેડુતે અધુરૂં મુકેલુ કામ કારીગર પુરૂ કરે છે. કપાસ, ચામડુ લાકડુ કે ધાતુને તેની મળ બેડોળ સ્થિતિમાંથી સુંદર આકારનું તે બનાવે છે તેના ચપળ હાથથી જ આપણા કપડા, ઘર, જોડા, વાસણ, કાચ, કલમ, રૂદ્રાક્ષની માળા વગેરે વસ્તુઓ બને છે. અને આ વસ્તુઓને લીધે જ આપણે જંગલી મટી સુધરેલા બની જઇએ છીએ. ખરેખર કારીગર એક જાદુગર સમાન છે.

આનાથી ઉતરતુ કામ, મજુર વર્ગ,-સેવક વર્ગ-કરે છે. આ વર્ગ પણ સમાજની જેવી તેવી સેવા બજાવતો નથી. ઝાડુ કાઢનાર ભગી વગર શહેરની કેવી દશા થાય તેનો વિચાર કરો? ભગીને સમાજનો હીરોમણી કહીએ તો ચાલે પણ પોતાની ખરી સ્થિતિનું તેઓને જ્ઞાન નથી.

તેટલા માટે ગદા દેખાતા, જાડા અને મેલા કપડાવાળા ખેડુત અને કારીગર વર્ગ પ્રત્યે મારા જેવા લોકો માનની દૃષ્ટિએ જુએ તો તેથી સુશોભીત કપડાં પહેરી ફરનારા અત્તર અને સેંટની ખુશબોથી મહેકી રહેલા આળસુ શ્રીમંત લોકો કે કેળવાયલા લોકોને

બીલકુલ ગુસ્સે થવાનું કે ગભરાવવાનુ કારણ નથી. ગ્રેજ્યુએટો તરફ અને પક્ષપાત નથી ને તે વર્ગ મારૂં ધ્યાન ખેંચી શકતો નથી તેથી તેમણે મારા ઉપર ક્રોધ કરવો નહીં કે મારી સામે બડબડવુ નહીં. મારામાં ને તેમનામાં માત્ર સહેજ અંતર છે તેઓ સમાજને ઊંચી દ્રષ્ટિ રાખી જુએ છે. હું નીચેથી જોઉ છુ. તેઓ રાજા મહારાજાઓને તથા પદવી ધારીઓને પુંજે છે હું દેશનું દ્રવ્ય ઉત્પન્ન કરનારાઓને પુજુ છું. તેઓ બંગલા તથા મહેલોમાં રહેનાર શ્રીમત લોકોને માન આપે છે. હું તે મહેલો બાંધનાર ગરીબ કારીગર વર્ગને માન આપુ છું. નીરાધાર સ્થિતિમાં પડેલા કરોડો માણસની હું વકીલાત કરૂં છું. આથી કરીને હિંદુસ્તાનના મજુરી કરનાર વર્ગ સબંધી કાંઈ વિશેષ હકીકત આપવાનો હું વિચાર રાખું છુ.

આપણા દેશમાં લાંબા કાળથી ખેડુત કારીગર તથા મજુર વર્ગને હલકા ગણવાનો રીવાજ ચાલ્યો આવ્યો છે તે જોઈ મને નવાઈ ઉપજે છે. આપણી જ્ઞાતી સંસ્થામાં કામ કરનારા લોકોને—(વૈસ્ય અને શુદ્ર) ત્રીજુ અને ચોથુ સ્થાન આપવામાં આવ્યું છે અને બ્રાહ્મણો તથા ક્ષત્રીઓને ઉંચા ગણવામાં આવ્યા છે કુદરતી શ્રેણીથી ઉંધુ આનાથી બીજું શું હોઈ શકે? આપણામાંના ઘણા આ વર્ણાશ્રમની સંસ્થાના વખાણ કરે જાય છે અને એ સબંધી રાજી રાજી થઇને વાતો કરે છે. પરતુ તેઓ એજ વર્ણાશ્રમ કે જ્ઞાતી સંસ્થા આપણી સામાજીક ઉપયોગીતાથી કેવી ઉલટી છે અને તેથી તે આપણી સમાજને કેટલી હાનીકર્તા છે તે જોઈ શકતા નથી. જે વર્ણાશ્રમની સસ્થા પ્રજાના ઉપયોગી તથા મોટા ભાગને હલકી પાયરીએ મુકે છે તે વર્ણાશ્રમ આપણને નુકશાન કર્તા તેમ તદન બુદ્ધિ વિરૂદ્ધ તથા મુર્ખાઈ ભરેલો છે. આપણું અત્યારનું જ્ઞાતી બધારણ આપણી પ્રજાકીય એકત્રતા થવામાં વિઘ્નરૂપ છે તે સબંધી અત્યારે હું કાંઈ બોલવા માગતો નથી. આ પ્રસંગે હુ એટલુ જ કહું છું કે અસલથી ચાલી આવેલા વર્ણાશ્રમ પ્રમાણે આપણે ખેડુત વર્ગને બ્રાહ્મણ કરતાં હલકો ગણીએ છીએ તે ખોટુ છે અને તેનાથી આપણને અનહદ નુકશાન થયુ છે. પોતાની જાતને હલકી ગણવાનુ આપણે ખેડુતને શીખવીએ છીએ. કામ કરનારા વર્ગને આપણે એમજ સમજાવતા આવ્યા છે કે તેમની જગ્યા તો સમાજમાં ત્રીજી છે. પછી તેઓ પોતાનું સ્વમાન ખુએ તેમાં નવાઈ શી? એકની એક વાત વારંવાર કહેવાયા કરે તો તે ખરી મનાય છે.

માટે હવે આપણે ખેડુત અને કારીગર સબંધી જે માન્યતા પ્રજામાં ચાલે છે તેમાં ફેરફાર કરવો જરૂરનો છે બ્રાહ્મણો, ધર્મગુરૂઓ, ઠાકોરો તથા અમીર ઉમરાવો, શરાફો, જમીનદારો તથા વકીલોને આ વાત ગળે નહીં ઉતરે માટે તેમને કહેવામાં માલ નથી. ગ્રેજ્યુએટોને પણ આ વાત ગળે નહીં ઉતરે કે તેમના કરતાં કરતાં સુતાર કે લુહાર સમાજને વધારે ઉપયોગી માટે વધારે માનનીય છે કારણ કે પોતાની ડીગ્રી તથા સરટીફીકેટોને લીધે તેમની આંખે અંધારા આવ્યા છે. રસ્તે ચાલતાં કોઈ ઠાકોર કે નવાબ લુહાર કે ખેડુતને નમસ્કાર નહીં કરે કારણ કે તેના બંગલા તથા મહેલોનું વાતાવરણ અસત્યથી એટલું બધુ ભરપુર છે કે તેનાથી આ મહાન સત્ય સમજી શકાશે નહીં. માત્ર ખેડુત જ આપણી વાત

ખુશીથી સાંભળશે. જ્યારે આપણે ખેડુતને સમજાવીશું કે તારૂં સ્થાન ત્રીજું નથી પણ પહેલું છે ત્યારે જ તે પોતાનું મહત્વ સમજતો થશે. અરે એટલું જ નહીં પણ આપણે એને સમજાવવું કે તારી જગ્યા પહેલી છે અને તારી સાથે સરખામણીમાં બીજા તો કશા લેખામાં પણ નથી. જ્યારે તે સમજશે કે ખરો આર્ય (ખેડુત) તો હુંજ છું ત્યારેજ તે પોતાનું માથુ ઊંચું કરી ટટાર ઉભો રહેશે ત્યારે જ, તે બેઠા બેઠા ખાનાર બ્રાહ્મણોને કે મંદીરના મહારાજોને, વકીલોને કે શાહુકારોને નમતો તથા તેમની ખુશામત કરતો બંધ થશે. વર્ણાશ્રમની નાશકારક પ્રથા હવે બંધ થવી જ જોઇએ અને લોકોના મનમાં નવા પ્રકારના વિચારો દાખલ થવાજ જોઇએ.

સાધુ લોકોના મઠ વિષે આપણામાં સામાન્ય માન્યતા ઊંચા પ્રકારની હોવાથી ખેડુત અને કારીગરોને હલકી પાયરીએ મુકવામાં આવે છે. આપણા ધર્મમાં આર્થિક પ્રવૃત્તિઓને "દુનીઆદારી" એવું હલકુ નામ આપી ઉતારી પાડી છે. મોક્ષનું શોધન કરનારાઓએ અનાજ પકવવું, ઘર બાંધવું, વગેરે બાબતોને હલકી ગણી છે. આવી જાતના વિચારોથી વાતાવરણ એવું બંધાઈ ગયુ છે કે મજુરી કરવી એ હલકું ગણાય છે. અને તેથી ખેડુત બીચારો શરમાતો શરમાતો પોતાનો ધંધો કરે છે. પાછલા સૈકામાં એવા પદોને કાવ્યો રચાયા છે કે પારકાની મહેનતપર બેઠે બેઠે ખાનારા મુમુક્ષને ખેડુત તથા કારીગર કરતા ઉંચો ગણવો. આવા આવા વિચારોથી સામાજીક હિતને ઘણુંજ નુકશાન થયું છે.

આપણા સ્વામીઓ અને સન્યાસીઓ પણ રાજા મહારાજા, ઠાકોર ઠકરા, તથા શ્રીમંતોની પાછળ ખુશામત કરતા વળગે છે. અર્વાચીન હિંદુસ્તાનના કેટલા પ્રખ્યાત સ્વામીઓએ રાજાના મહેલોની મુલાકાતો લે લે કરી છે અને જાણે કે રાજાઓજ સામાજિક તથા ધાર્મિક સુધારાનું કેન્દ્રસ્થાન હોય નહીં એ પ્રમાણે તેઓએ ધાર્યું છે. જે સાધુ સન્યાસીઓએ સર્વ ખાનદાન તથા ધન દોલતનો ત્યાગ કર્યો છે તેજ સાધુ સન્યાસીઓ મોજમજા ઉડાવનાર તથા અમનચમન ઉડાવનાર શ્રીમંત લોકો કે ઠાકોર ઠકરા કે નવાબો સાથે સબંધ રાખે એ કેટલું બધું અયોગ્ય તથા નવાઈ જેવું છે! ખરેખર હિંદુસ્તાનના લોકો કમનશીબ છે. તેમના સાધુઓ તથા ત્યાગીઓ પણ રાજારજવાડા તથા શ્રીમંતોનીજ મુલાકાત લેછે. બીચારા ખેડુતના ઝુંપડાની મુલાકાત લેવાનું કોઇને પણ યોગ્ય લાગતું નથી.

આપણા સુધારકો તથા પ્રચારકો પણ મધ્યમ વર્ગના લોકોને, વકીલોને, સરકારી નોકરોને, દાક્તરોને, શરાફોને અને ધોળા કપડામાં સજ થએલા ભણેલા વર્ગને ઉપદેશ કરે છે. અફસોસ છે કે જ્યાં ધન એકઠું થયું હોય ત્યાંજ સર્વ વસ્તુઓ આકર્ષાય છે. કેળવણી લેવાના કે નૈતિક ઉન્નતિ સાધવાના પ્રસંગો પણ ત્યાંજ આપવામાં આવે છે. જે દેશમાં આ વકીલોને વળગતા જાય છે તે દેશ ગુલામગીરી ભોગવવાનેજ નિર્માણ થયો છે.

દેશોન્નતિને માટે જે નવી નવી સંસ્થાઓ સ્થાપવામાં આવે છે તે પણ ખાતે પીતે સુખી એવા વર્ગોનાજ આશયો રજુ કરે છે. કોંગ્રેસ પણ તેજ વર્ગને માટે દેશના રાજકારભારમાં વધારે હીસ્સો માગે છે. જુદી જુદી શાળાઓ, પાઠશાળાઓ વગેરે સ્થાપવામાં

આવે છે તે પણ તે વર્ગના લોકોને માટેજ. દેશી રાજાઓ ખેડુતો પાસેથી એકઠા કરેલા નાણા શ્રીમંત અને ખાનદાન વર્ગોના છોકરાઓને કેળવણી લેવાને વિદ્યાલયો સ્થાપવાને માટે આપે છે. આજ નાણાથી વિદ્યાર્થીઓને હુન્નર ઉદ્યોગની કેળવણી લેવા પરદેશ મોકલવામાં આવે છે. આ બધા લાભ ઉપલા અને મધ્યમ વર્ગના લોકોને મળે છે. તેમાંથી ખેડુતને શો લાભ મળ્યો ? દરેક સંસ્થાના પૈસા તો ખેડુત પુરા પાડે છે પણ તેમાંથી મળતા સુખ તથા શીક્ષણનો લાભ તો એ બીચારાને બીલકુલ મળતો નથી. પંજાબ અને મહારાષ્ટ્રના સ્વદેશાભીમાની પુરૂષોએ આત્મભોગ આપી કેળવણીની જે સંસ્થાઓ કાઢી છે તે પણ મધ્યમ વર્ગના સ્વાર્થી લોકોને માટે જ ! કેળવણીની સંસ્થાઓની પાછળ આખી જીંદગી સુધી આત્મભોગ આપી તેમાંથી વકીલોને કારકુનો ઉત્પન્ન કરવા એ શું યોગ્ય છે ? આને શું પ્રગતિ કહેવાય ? આ બધી પ્રવૃત્તિમાંથી ખેડુતને શો લાભ મળ્યો ?

ખેડુતો અને કારીગરો પ્રત્યે આપણે પહેલી દૃષ્ટિ કેમ કરતા નથી ? આપણું લક્ષ્યબિંદુ તથા સમજ શક્તિજ ભુલ ભરેલી છે. ચોખ્ખા અને ભણેલાઓને મેલા કપડા પહેરનારા અભણ લોકોથી આપણે જુદા પાડીએ છીએ અને એની વચ્ચે એક લીટી દોરી તે લીટીની અગાડી આપણી તર્ક શક્તિને જવા દેતાજ નથી. જે લીટી અગાડી આપણે અટકીએ છીએ તે લીટી અગાડીથીજ ખરો મનુષ્ય વર્ગ શરૂ થાય છે. જુઠા દેવોની સેવામાં જ આપણે આપણું જીવન ગુમાવીએ છીએ. શ્રીમત લોકો તો તાબાના રૂપીઆ જેવા છે. તેઓ ખરા ઇશ્વરી મનુષ્યો નથી. ખરા મનુષ્યો ખેતરોમાં અને કારખાનાંમાં કામ કરનારા છે. મોતી હમેશાં દરીઆની તળેજ માલમ પડે છે. પાણીની સપાટી ઉપર તો નાના નાના ઝાડવાંજ તરતા માલમ પડે છે. સમાજમાં પણ તેમજ સમજવાનુ છે.

મજુર વર્ગની સ્થિતિ તપાસીશુ તો તેમની ચોતરફ અજ્ઞાન તથા દારિદ્ર દીસે છે. ખેડુતને પેટ ભરીને ખાવાનુ તેમ શરીર ઢાકવાને પુરતા કપડા પણ મળતા નથી. દુકાળ કે મરકીનો પહેલો ભોગ એ જ થઈ પડે છે. જમીનદારો, વકીલો, શાહુકારો અને બ્રાહ્મણોનું પેટ ભરવામાં તેની શક્તિઓ તથા દ્રવ્યનો એટલો બધો વ્યય થાય છે કે તેનુ પોતાનું તથા તેના કુટુમ્બીઓનુ સારી રીતે પોષણ કરવા જેટલુ તેની પાસે રહેતું નથી. હળથી પાડેલા ચાસ પાસે જ્યારે ખેડુત ઉભો રહે છે ત્યારે સેંકડો વર્ષથી ચાલતી નિરાશા તેના મ્હોં પર સ્પષ્ટ દેખાય છે. અને આખી દુનીઆનુ પોષણ કરવાનો બોજો તેની પીઠ પર પ્રત્યક્ષ થાય છે. ખેડુતને જોઇને જ આપણા દેશનું નિરાધારપણુ ને નીરાશા આપણી સમક્ષ ખડાં થાય છે. ખેડુત પોતાનું દુઃખ કહી શકતો નથી, પોતાની દીલગીરી પુરી સમજતો પણ નથી, બહારની દુનીઆને તે નિર્જીવ અને નિર્માલ્ય જેવો લાગે છે, ઉચ્ચ જીવન અને ઉન્નતિ શું છે તેની તેને સમજ નથી,—ખરેખર પોતાના દુઃખ બહાર લાવવાની શક્તિની તેને ખાસ જ જરૂર છે. એ શક્તિ જ્યારે એનામાં આવશે ત્યારે પુર્વે કદી નહીં સંભળાયલો એવો ધ્વની બહાર પડશે. ખેડુતના દુઃખ અને સંકટનો પોકાર જ્યારે બહાર સંભળાશે ત્યારે આપણી ખાત્રી થશે કે અનાથ બાળકોને વિલાપ અને વિધવાઓના દુઃખો તો આની

સરખામણીમાં કાંઈ વીસાતમાં જ નથી. પોતાના દુઃખો ખેડુત બોલતો થશે ત્યારે કવીઓ તથા પ્રાસ મેળવી પોતાને કવીઓમાં ખપાવવા પ્રયત્ન કરનારાઓને શરમાવવું પડશે. હિંદુસ્તાનનું ખરૂ મહાભારત તો હજુ લખાવવાનું છે.

શહેરમાં વસતા કારીગરો અને મીલોમાં કામ કરનારા મજુરો પણ અત્યંત ગરીબ અને લાચાર છે. તેમનામાં સપ,' એકત્ર થઈ કામ કરવાની શક્તિ તેમ સામાજિક જીવન નથી. તેઓમાં સ્વમાન પણ બીલકુલ જોવામાં આવતું નથી.

આ વર્ગોના દુઃખો બહાર લાવી તેમનો ઉદ્ધાર કરવાનું કામ કેળવાયલાં વર્ગના કોઈ વિરલાને માથે છે. મનુષ્ય સ્વભાવની એવી એક મહત્તા છે કે આ મજુરીઆ વર્ગોનું દુઃખ નીવારણ કરવાનો પ્રયત્ન કરનારા ઉંચા વર્ગોમાંથી જ મળી આવ્યા છે. પ્રેમ નાત જાતના કે વર્ણના ભેદ સ્વીકારતો જ નથી. ગરીબોના દુઃખોના સ્વપ્ન જોનાર તથા તેમના પ્રત્યે લાગણી ધરાવનાર ઘણા જ થોડા હોય છે. આવું દુઃખ જાણનાર તથા તે દુઃખો દુર કરવાનો પ્રયત્ન કરનાર વીર પુરૂષોને તેમના વર્ગો તરફથી બહુ જુલમ સહન કરવો પડે છે. પરંતુ જેઓની સેવા કરવા તેઓ તત્પર થાય છે તે હીન વર્ગ તો તેમની ભક્તિ તથા પુજા કરે છે. આ વીર પુરૂષો સમજે છે કે જે શાળા તથા પાઠશાળામાંથી તેમને ઉત્તમ પ્રકારનું શીક્ષણ મળેલું હોય છે તે પાઠશાળાઓનો ખર્ચ બીચારો ખેડુત વર્ગ આપે' છે પણ તે પાઠશાળાઓનો લાભ તેઓને બીલકુલ મળતો નથી. આથી કરીને જ ખેડુત તથા મજુર વર્ગની સેવા કરી તેમના દેવામાંથી તેઓ મુક્ત થવા પ્રયત્ન કરે છે આળસુ અને સ્વાર્થી શ્રીમતોની કૃત્રિમ દુનીઆમાંથી નીકળી પડી તેઓ ખેડુત અને મજુર વર્ગોની સોબતમાં જ પોતાનુ જીવન ગાળે છે. આવા આવા વીર પુરૂષો અને વીરાંગનાઓ જ ગરીબ અને નીરાધાર ખેડુતો અને મજુરોના ઉદ્ધારક છે.

ગરીબ લોકોની જેમને સેવા કરવી હોય તેમણે પોતે પણ ગરીબ રહેવું જોઇએ. ખેડુતની વ્હારે ધાવુ હોય તો ખેડુતની સોબતમાં જઇને વસો. તે જેવો જાડો ખોરાક ખાય છે તેવો જાડો જ ખોરાક ખાઓ અને તેમના જેવી જાડી બોલી બોલો. જેન્ટલમેન જેવા બની તેમની કને જશો નહીં પણ કામ કરનારા બનીને જ તેમની પાસે જાઓ. તેમની મહેનતનું ખાઈ તાજા થઈ કોંગ્રેસ અને કોનફરન્સના માંચડા પર ઉભા રહી તેઓ ના સમજે એવી ભાષામાં તેમને ઉપદેશ આપશો નહીં. તમારા રેશમી કપડા તથા કોલરટાઈ ફેંકી દઈ શહેરોના કારીગરો અને ગામડાના ખેડુતોમાં જાઓ અને તેમને એકત્ર બનાવી તેમની સેવા કરો અને તેમના બળનું તેમને ભાન કરાવો. ઠાકોર ઠકરાઓ અને તેમના સ્વાર્થી કારભારીઓ, સ્વાર્થી વકીલો અને શાહુકારો ખેડુતોને કદી મદદ કરવાના નથી અને કરી શકવાના પણ નથી.

કેળવણી પામેલા કોઈ કોઈ વીર પુરૂષો જેમણે પ્રેમમય અને આત્મભોગની જીંદગી ગાળવી હોય તેમણે પૈસે ટકે સુખી લોકોની આર્થીક કે રાજદ્વારી ઉન્નતિ કરવાની દીલ-

ચાલો કરી પોતાની મહાન શક્તિઓનો વ્યય કરવો નહીં આ લોકો તો પોતાનો ઉદ્ધાર પોતાની મેળે જ કરી શકવા સમર્થ છે ગરીબ ખેડુતો અને મજુરોને તમારા સંપૂર્ણ પ્રેમ તથા આત્મભોગની જરૂર છે માત્ર વાતો કરનારા, આળસુ, પારકુ ખાનારા, હીચકારા મધ્યમ વર્ગના સુખી લોકોનો તમે ત્યાગ કરો કારણ કે આ તરફ નજર કરો! ગરીબ બીચારો ખેડુત આસપાસ ઉભો ઉભો નીરાશાથી પુછે છે " મારો ઉદ્ધાર ક્યારે થશે ? "

P.

---

# આર્યસંગીત અને તેના સપ્તકનું ઐતિહાસિક દિગ્દર્શન.

( અનુસન્ધાન પૃ૪ ૪૨૦ થી )

સગીત રત્નાકર, સ્વર મેળકલાનિધિ, રાગવિબોધ, સંગીતદર્પણ, સંગીત પારિજાત, ચતુર્દંડિ પ્રકાશિકા, રાગમંજરી વગેરે પ્રાચીન સંગીતના મુખ્ય ગ્રંથો જે હાલ મળી શકેછે, તે પૈકી સંગીતરત્નાકર ઉત્તમ અને આદ્યગ્રંથ ગણાય છે ભરત નાટ્યશાસ્ત્ર અને સંગીત રત્નાકરના ગ્રંથ લખાયા, તેના વચગાળાના ગ્રંથો મળી આવે તો સંગીત રત્નાકર બરોબર સમજી શકાય, અને તે ગ્રંથ લખાયા પહેલા સંગીતની કેવી સ્થિતિ હતી તેનો ખુલાસો થાય

સગીતની વ્યાખ્યા —

गीत वाद्य तथा नृत्य त्रय संगीतमुच्यते ।

ગાવુ, વગાડવુ અને નાચવુ એ ત્રણના સમુદાયને સંગીત કહે છે, પણ આ ત્રણેમા સગીતનું પ્રાધાન્ય છે માટે તેનું નામ સંગીત આપેલુ છે આપણે પણ સગીતના પ્રધાન અંગ ઉપર જ વાત કરીએ છીએ

પ્રચલિત આર્ય સગીતની બે પદ્ધતિ છે —(૧) હિંદુસ્થાની અને (૨) કર્ણાટકી કર્ણાટકી પદ્ધતિ મદ્રાસ ઇલાકામાજ પ્રચલિત છે, બાકીના હિંદુસ્થાનના ભાગોમા સ્થાન પરત્વે વિચિત્રતા છે તોપણ સામાન્ય રીતે હિંદુસ્થાની પદ્ધતિથી સગીત ગવાય છે

સંગીતના સ્વરો

ભાષામા જેમ મૂળાક્ષરો હોય છે, તેમ સગીતના મૂળાક્ષરો—મૂળસ્વરો સાત છે તેના નામ षड्ज, ऋषभ, गांधार, मध्यम, पञ्चम, धैवत અને निषाद છે આ સાત સ્વરોના સમુદાયને સપ્તક કહે છે, ગાયન વ્યવહારમા નીચો, મધ્યમ અને ઉચો નાદ એમ

નાદના ત્રણ ભેદને લીધે સપ્તક ત્રણ થાય છેઃ (૧) मन्द्र (૨) मध्य (૩) तार. કોઈપણ સ્વરથી આઠમો સ્વર નામમા બમણો હોય છે, પણ સ્વરૂપમાં બદલાતો નથી, તેથી દરેક સપ્તકમા સ્વરના નામ તેના તેજ છે,

ભાષામાં જેમ લિપિ હોય છે તેમ સગીતમા પણ સ્વરની લિપિ છે. ષડ્જ વગેરે સ્વરો सा, रि, ग, म, प, ध, नि એમ લખાય છે. મધ્ય સપ્તકમા સ્વરો આ પ્રમાણે લખાય છે. મદ્ર સપ્તકમાં ઉપરનાં દરેક સ્વર ચિન્હ નીચે ટપકુ મૂકવામાં આવે છે એટલે તે સપ્તકના સ્વરો सा रि ग म प ध नि એમ લખાય છે. તાર સપ્તકમાં સ્વરચિન્હ ઉપર ટપકુ મૂકવામા આવે છે, તેથી सा रि ग म प ध नि એ ચિન્હો તારસપ્તકના સ્વરો જણાવે છે. સ્વરલિપિને અગ્રેજીમાં નોટેશન ( Notation ) કહે છે.

દરેક સપ્તકના છેલ્લા સ્વર પછી ત્યારપછીના સપ્તકનો પહેલો સ્વર ષડ્જ, જે પૂર્વના ષડ્જથી બમણો છે તે લેવામા આવે છે અને सा रि ग म प ध नि सां એમ એક સપ્તક બોલાય છે. અગ્રેજીમાં પણ સપ્તકના સ્વરો પહેલા સાત મૂળાક્ષરોથી જણાવવામા આવે છે

' In English the first seven letters of the alphabet are used as names for the different notes of a scale and the eighth note of a diatonic scale being always the replica of the lowest, one octave higher, the first and last notes of the scale have always the same name. Each note when prefixed by one or other of certain signs may represent several different pitches of sound, A scale may begin upon any note, but the keys of key board instruments, such as the piano and the organ are so arranged and the instrument so tuned that the only complete modern scale which can be produced by using the white keys alone is the scale of C-major termed the natural scale.

( Nelson's Encyclopædia )

મનુષ્યના કંઠની વધારેમા વધારે શક્તિ મંદ્ર, મધ્ય, અને તાર એ ત્રણ સપ્તકના સ્વરો ગાઈ શકવાની છે, પણ દિલગીરીની વાત છે કે આપણામાંના ઘણા હાલ એક સપ્તક પણ ગાઈ શકતા નથી. સગીતની ઉપેક્ષાનુંજ આ શોચનીય પરિણામ છે

આર્યસગીતમાં નાદના એકમ ( Sound-unit ) ને શ્રુતિ નામ આપવામાં આવ્યુ છે. શ્રુતિની વ્યાખ્યા જુદી જુદી રીતે ગ્રંથોમાં આપવામાં આવી છે, પણ કોઈ પણ ગ્રંથમાં આપેલી શ્રુતિની વ્યાખ્યા ઉપરથી તેનું સ્વરૂપ સ્પષ્ટ રીતે સમજાતું નથી. શ્રુતિનો મૂળ અર્થ श्रूयत इति श्रुतिः એટલે સાંભળી શકાય તે નાદ-પણ આ પ્રમાણે શ્રુતિનો અર્થ લેતાં ગમે તે અવાજનો સમાવેશ શ્રુતિમાં થાય, તેથી સગીત વ્યવહાર માટે શ્રુતિનું नित्य गीतो

પયોગિત્વમ્ અને આભિજ્ઞેયત્વમ્ સ્વીકારવામા આવ્યુ છે, એટલે નાદ સ્પષ્ટ ઓળખી શકાય તેવો જોઈએ એટલુ જ નહિ, પણ તે સગીત માટે ઉપયોગી જોઈએ આવી બાવીસ શ્રુતિઓ આપણા ઘણા પડિતોએ એક સપ્તકમાં સ્વીકારી છે

આ શ્રુતિઓનો જ્યારે ગાયનમા ઉપયોગ થાય છે ત્યારે તેમને સ્વર નામ આપવામા આવે છે શ્રુતિથી સ્વર ભિન્ન નથી સંગીતના સ્વરની વ્યાખ્યા ગ્રથમા નીચે પ્રમાણે આપવામા આવી છે —

श्रुत्यंतरभावीय स्निग्धोऽनुरणनात्मक
स्वनो रञ्जयति श्रोतृचित्त स स्वर उच्यते बुधै ॥

આ સ્વરોના નામ ષડ્જ વગેરે છે તે આપણે પહેલા આપી ગયા છીએ ઉપર કહેલી બાવીસ શ્રુતિઓને સાત સ્વરમા નીચે પ્રમાણે વહેંચી નાખી છે —

चतुश्चतुश्चतुश्चैव षड्जमध्यमपञ्चमा ।
द्वे द्वे निषादगान्धारौ त्रिस्त्रिरिषभ धैवतौ ॥

પ્રાચીન તથા અર્વાચીન ગ્રથકારો ષડ્જ, મધ્યમ અને પઞ્ચમની ચાર ચાર શ્રુતિઓ ઋષભ અને ધૈવતની ત્રણ ત્રણ, અને ગાધાર અને નિષાદની બે બે શ્રુતિઓ માને છે પ્રાચીન અને અર્વાચીન ગ્રથકારો શ્રુતિની સખ્યા, સ્વરના નામ અને દરેક સ્વરની કેટલી શ્રુતિ છે તે બાબતમા એકતા બતાવે છે, પણ દરેક સ્વરની ચાર ચાર, ત્રણ ત્રણ અથવા બે બે શ્રુતિ ગણી તેના ઉપર જણાવેલા ષડ્જાદિ સ્વરો કયી શ્રુતિ ઉપર મૂકવા તે બાબતમા એટલે નિયત શ્રુતિઓની બાબતમા જુદા પડે છે પ્રાચીન ગ્રથકારો દરેક સ્વરને તેની છેલ્લી શ્રુતિ ઉપર મૂકે છે અને અર્વાચીન અથવા હિંદુસ્થાની પદ્ધતિમા દરેક મૂળ સ્વર તેની પહેલી શ્રુતિ ઉપર મૂકાય છે બાવીસ શ્રુતિને અનુક્રમે ૧,૨,૩......૨૨ નબર આપી વધારે સ્પષ્ટ રીતે કહીએ તો પ્રાચીન પદ્ધતિ પ્રમાણે મૂળ શુદ્ધ સ્વરો

सा, रि, ग, म, प, ध, नि
૪, ૭, ૯, ૧૩, ૧૭, ૨૦, ૨૨ મી શ્રુતિ ઉપર

અને હિંદુસ્થાની પદ્ધતિ પ્રમાણે

सा, रि, ग, म, प, ध, नि
૧, ૫, ૮, ૧૦, ૧૪, ૧૮, ૨૧ મી શ્રુતિ ઉપર આવે છે

જે શ્રુતિ ઉપર શુદ્ધ સ્વર સ્થાપવામા આવે છે તેને નિયતશ્રુતિ એટલે નક્કી કરેલી શ્રુતિ કહે છે

સ્વર સ્થાપનાના આ બે પ્રકારને લીધે સપ્તકના સ્વરાંતરોમા Musical interval મા તફાવત પડી જાય છે, તે નીચે લખ્યા ઉપરથી સહેજ ખ્યાલમા આવશે

મધ્ય સપ્તકના સ્વરો સાથે તાર સા લઈ તે સપ્તક માંડીએ તો તે નીચે પ્રમાણે થશેઃ

**सा रि ग म । प ध नि सा ।**

આ સપ્તકના ચાર ચાર સ્વરોના બે ભાગ પડે છે.

**सारिगम** એ સપ્તકનું **પૂર્વાર્દ્ધ** છે અને **पधनिसा** એ ઉત્તરાર્દ્ધ છે. હવે પ્રાચીન પદ્ધતિ પ્રમાણે પૂર્વાર્દ્ધમાં

सा ને रि વચ્ચે બે શ્રુતિનો ગાળો—**मध्यान्तर** છે;
रि ને ग વચ્ચે એક શ્રુતિનો ગાળો—**अर्धान्तर** છે;
ग ને म વચ્ચે ત્રણ શ્રુતિનો ગાળો—**बृहदन्तर** છે.

અને હિંદુસ્થાની પદ્ધતિ પ્રમાણે

सा ને रि વચ્ચે ત્રણ શ્રુતિનો ગાળો **बृहदन्तर**,
रि ને ग વચ્ચે બે શ્રુતિનો ગાળો **मध्यान्तर**,
ग ને म વચ્ચે એક શ્રુતિનો ગાળો **अर्धान्तर**

આવે છે. તે જ પ્રમાણે ઉત્તરાર્દ્ધમાં પ્રાચીન પદ્ધતિ પ્રમાણે અનુક્રમે સ્વરાન્તર **मध्यान्तर**, **अर्धान्तर** અને **बृहदन्तर** આવશે, અને હિંદુસ્થાની પદ્ધતિ પ્રમાણે ઉત્તરાર્દ્ધમાં અનુક્રમે સ્વરાન્તર **बृहदन्तर**, **मध्यान्तर** અને **अर्धान्तर** આવશે.

આ પ્રમાણે મૂળ શુદ્ધ સ્વર વચ્ચેનાં સ્વરાન્તર ( Musical intervals ) નો ક્રમ બદલાવાથી બન્ને પદ્ધતિના શુદ્ધ થાટ, મેલ અથવા મોડ ( mode ) માં તફાવત પડશે; કારણ કે સ્વરોના ધ્વનિમાં ફેર પડશે. આ તફાવત આગળ ઉપર સ્વરોનાં આન્દોલનોનાં પ્રમાણ આપી સમજાવીશું.

વિકૃત સ્વરો—

આપણે ઉપર જણાવી ગયા છીએ કે દરેક સપ્તકમાં બાવીસ શ્રુતિઓ છે તેમને સાત સ્વરમાં વહેંચી નાંખી છે. હવે આ પ્રમાણે ષડ્જની ચાર શ્રુતિ છે એ ખરૂં પણ નિયત શ્રુતિ ઉપર શુદ્ધ ષડ્જ છે તેથી તે એક શ્રુતિ સ્વરત્વને પામી. આ દૃષ્ટિએ જોતાં બાવીસ શ્રુતિમાંથી સાત નિયત શ્રુતિઓ જ સ્વરત્વને પામી અને બાકી પંદર શ્રુતિઓ રહી. આ પંદર શ્રુતિઓમાંથી કેટલીકનો પ્રચલિત સંગીતમાં ઉપયોગ થાય છે ત્યારે તે પણ સ્વરત્વને પામે છે; પરંતુ તે વખતે તેમને ષડ્જાદિ મૂળ સ્વરોથી તદન જુદા ન ગણતાં, અને તેમનાં જુદાં-જુદાં નામ ન આપતાં, તેમને આ મૂળ સ્વરોની વિકૃતિઓ ગણવામાં આવે છે. આ ઉપરથી સહેજ ખ્યાલમાં આવશે કે આ મૂળ સ્વરો પોતાની નક્કી કરેલી શ્રુતિ છોડી ઉપર અથવા નીચે જાય અથવા બે સ્વર વચ્ચેના સ્વરાન્તરમાં ફેર પડે ત્યારે તે સ્વરનો મૂળ ધ્વનિ બદલાય જ એટલે તે વિકૃત થયો એમ ગણાય; અને તે જ પ્રમાણે સ્વર વિકૃત થાય છે. આ વિકૃત સ્વરોની સંખ્યા જુદા જુદા ગ્રંથોમાં જુદી જુદી છે; વધારેમાં વધારે

બાવીસ અને ઓછામાં ઓછી પાંચ છે. જુદા જુદા ગ્રંથકારોએ વિકૃત સ્વરોની સંખ્યા જુદી જુદી આપેલી છે તે ખરૂં, પણ કેટલીક વિકૃતિઓમાં ફક્ત નામપૂરતે જ ભેદ હોય છે અને કેટલીક વિકૃતિઓ તે જ ગ્રંથકારો પોતાના ગ્રંથમાં આપેલા રાગમાં વાપરતા નથી. આથી પ્રચલિત સંગીતમાં હાલ હિંદુસ્થાની પદ્ધતિમાં છે તે પાંચ વિકૃતિઓ રહી છે. આ વિકૃતિઓને મૂળ સ્વરની પહેલાં પૂર્વ પૂર્વતર, મૃદુ, તીવ્ર, ચ્યુત, અચ્યુત વગેરે વિશેષણ લગાડી ગ્રંથમાં નામ આપવામાં આવેલાં છે. હિંદુસ્થાની પદ્ધતિમાં કોમલ અને તીવ્ર સંજ્ઞાઓ આપેલી છે. પ્રાચીન વિકૃતિઓમાં साधारण गांधार, अन्तरगांधार, कैशिकी निषाद અને काकली निषाद એ ઘણા ખરા ગ્રંથકારોએ આપેલી જાણીતી વિકૃતિઓ છે. હવે હિંદુસ્થાની પદ્ધતિમાં ષડ્જ અને પઞ્ચમ સ્વરોને અચળ માનેલા છે એટલે તે સ્વરોની વિકૃતિ થતી નથી. બાકીના પાંચ સ્વરની પાંચ વિકૃતિઓ થાય છે; અને તે વિકૃતિઓ કોમળ ઋષભ, કોમળ ગાંધાર, તીવ્ર મધ્યમ, કોમળ ધૈવત અને કોમળ નિષાદ છે. આ પ્રમાણે મૂળ સાત સ્વરો અને પાંચ વિકૃત સ્વરો મળી દરેક સપ્તકમાં બાર સ્વરો થશે. તે સ્વરો દરેક સપ્તકમાં નીચેના ક્રમમાં આવે છેઃ—

**सा, कोरि, रि, कोग, ग, म, तीम, प, कोध, ध, को नि અને नि.**

પાશ્ચાત્ય સંગીતમાં પણ નેચરલ મેજર સ્કેલમાં (Natural Major Scale) વિકૃત સ્વરો સાથે બાર સ્વરો આવે છે. આપણે હિંદુસ્થાની સપ્તકના સ્વરોને અંગ્રેજી સપ્તકના સ્વરો સાથે સરખાવીએ છીએ, માટે અહીં જણાવવું જોઈએ કે આપણા સંગીતમાં ષડ્જનું માપ એટલે તેનાં આન્દોલનોની સંખ્યા નિયમિત નથી. જુદા જુદા ગાનારનો ષડ્જ જુદો જુદો નીકળે છે, પણ પાશ્ચાત્ય સંગીતમાં સી (C) સ્વરનાં આન્દોલનો ૨૪૦ નક્કી કરેલાં છે. પરંતુ આપણો હિંદુસ્થાની સંગીતના સ્વરો અને અંગ્રેજીસંગીતના ( Major C scale or Natural scale ) સ્વરોનું એક બીજા સાથેનું પ્રમાણ સરખું જ છે. હિંદુસ્થાની પદ્ધતિમાં ફક્ત ધૈવત Major scale ના એ (a) કરતાં સહેજ ઉંચો છે, પણ તે ફેર સરખામણી કરતાં લક્ષમાં નહિ લેવા જેવો છે. આપણા ષડ્જનું માપ નિયમિત ન હોય તે સ્વાભાવિક છે. આનું કારણ એ છે કે શબ્દશાસ્ત્રમાં હાલની Theory of vibrations and theory of harmonics આપણા પ્રાચીન પંડિતો અને ગાયકોના જાણવામાં હોય તે સંભવિત નથી અને સ્વરોનાં આન્દોલનોની સંખ્યા વિષે ગ્રન્થકારો જાણતા હોય તે પુરવાર કરનાર કોઈ સ્થળે સ્પષ્ટ ઉલ્લેખ પણ નથી. ફક્ત સત્તરમા શતકમાં લખાયેલા સંગીત પારિજાત નામના ગ્રન્થમાં અહોબલ પંડિતે સતાર (વીણા) ના તારની લંબાઈ આપી સ્વરો નક્કી કરેલા છે. ખરેખર સંગીતમાં આ એક આગળ પગલું જણાય છે અને વાઇબ્રેશન (આન્દોલન) ની થીઅરી સાથે નિકટનો સંબંધ ધરાવે છે. છતાં અહોબલ પંડિતે આન્દોલન વિષે કાંઈ ઉલ્લેખ કર્યો નથી. વસ્તુ સ્થિતિ આમ જણાય છે, છતાં સંગીતના વિષયમાં પ્રાચીન હિંદુઓ સંપૂર્ણતાએ પહોંચ્યા હતા અને શાર્ઙ્ગદેવાદિ સંગીતશાસ્ત્રકારો આન્દોલનનો સિદ્ધાન્ત તેમજ બીજા શબ્દશાસ્ત્રના હાલના સિદ્ધાન્ત જાણતા હતા અને પાશ્ચાત્ય લોકો પાસેથી સંગીતમાં હિંદુઓને કાંઈ નવું શીખવાનું નથી એ બાબત કેટલાક સંગીતનું જ્ઞાન ધરાવનાર પંડિતો સાબીત કરવા મથે છે. આપણા હાલના હિંદુસ્થાની સપ્તકમાં ત્રણ સ્વરાન્તરો છે તેજ પ્રમાણે યુરોપી-

અને સંગીતમાં પણ છે, તેથી આમ સિદ્ધ કરવાની તેમની સ્વાભાવિક પ્રવૃત્તિ થાય છે. પરંતુ એટલી વાત ધ્યાનમાં રાખવી જોઇએ કે Sd. (Dove) સાહેબની સાઇરન (siren) અને આન્દોલનોની સંખ્યાનું સ્વરમાં મહત્ત્વનું જ્ઞાન પ્રાચીન શાસ્ત્રકારોને હોય તે જણાવનાર પુરાવા નથી. સ્વયંભૂ અનુરણન, ષડ્જપઞ્ચમભાવ વગેરે શબ્દો ઉપરથી જ પ્રાચીન ગ્રન્થકારોનું આન્દોલનોના સિદ્ધાન્તનું જ્ઞાન સાબીત કરી શકાય નહિ. વળી મૂળ ગ્રન્થ કર્તાએ કયે સ્થળે શા અર્થમાં તે શબ્દો વાપર્યા છે તે પણ આગળ પાછળના લખાણ ઉપરથી સમજવાનો ન્યાય બુદ્ધિથી પ્રયત્ન કરવો જોઇએ. હાલના પાશ્ચાત્યશાસ્ત્રના અભ્યાસ લીધે) Vibrations, Harmomics વગેરે નાદના આધુનિક સિદ્ધાન્તોનો આરોપ પ્રાચીન શાસ્ત્રકારો ઉપર કરવો તેમાં કંઈ પણ લાભ નથી. મનુષ્ય સંપૂર્ણતાએ પહોંચ્યુ નથી. પ્રાચીન શાસ્ત્રકારો સંગીતની બાબતમાં સંપૂર્ણતાએ ન પહોંચ્યા હોય તેમાં તેમનો દોષ કાઢવાનો નથી. 'ઉલટું પૂર્વના સંગીતાચાર્યોએ આન્દોલન વગેરેના જ્ઞાનના અભાવે પણ સંગીતને એટલું બધું ખેડયું છે કે ખરેખર આપણને તે જોઈ તેમના તરફ માનની લાગણી ઉત્પન્ન થાય છે.'

આ પ્રમાણે જ્યારે 'શ્રુતિ' નું સ્વરૂપ શું તે નક્કી નહોતું અને સ્વરનાં આન્દોલનોની સંખ્યા નિયમિત નહોતી, ત્યારે હાલના સ્વરો છે તેજ પ્રાચીનકાળમા સંગીતરત્નાકરાદિ ગ્રન્થોમાં વાપરેલા સ્વરો છે કે કેમ તે નક્કીપણે કહેવું મુશ્કેલી ભરેલુ જણાય છે. પરંતુ હિંદુસ્થાનમાં ગુરુશિષ્ય પરંપરા દરેક પ્રાચીનશાસ્ત્રને જાળવી રાખવામાં બહુ ઉપયોગી થઈ પડી છે. જ્યાં ગુરુશિષ્ય પરંપરાથી શાસ્ત્રીય શિક્ષણ અપાતું આવ્યુ છે ત્યાં પ્રાચીન સંગીતમાં વપરાતા સ્વરો રાગો વગેરે જળવાયા છે. આપણે પહેલાં જણાવી ગયા છીએ તેમ પ્રાચીન પદ્ધતિ કર્ણાટકમાં હજુ પણ અવ્યાહત ચાલતી આવી છે. ત્યાંની આધુનિક સંગીત પરિભાષામાં અને પ્રાચીન ગ્રન્થકારોની પરિભાષામાં ઘણું સામ્ય છે. આથી આપણે પ્રાચીન ગ્રન્થકારોએ વાપરેલાં સ્વરો અને સપ્તકો જાણી શકીએ છીએ. વળી વીણા આપણામાં જૂનામાં જૂનું તન્તુવાદ્ય છે; નારદ અને સરસ્વતીનાં નામ વીણા સાથે જોડાયેલાં છે. તેને બધાં તન્તુવાદ્યોમાં ઉત્તમસ્થાન આપવામા આવે છે. મનુષ્યનો કંઠ અને વીણા એ બેના સાધનથી પ્રાચીન સંગીત કેટલાક ફેરફાર સાથે પણ સચવાયુ છે, અને તેથી પ્રાચીન અને અર્વાચીન સંગીતના સ્વરો અને સપ્તકો મેળવવાનુ આપણાથી બની શકે તેમ છે. પ્રાચીન ગ્રન્થોની પરિભાષા, પ્રાચીન પદ્ધતિને અનુસરતી કર્ણાટકી સંગીત પદ્ધતિ અને અર્વાચીન હિંદુસ્થાની પદ્ધતિની સમાલોચના કરતાં અને ગ્રન્થના અને હાલના શુદ્ધ સ્વરો અને શુદ્ધ મેલો તપાસતાં સંગીતમાં આપણને શુદ્ધ સ્વરોનાં ત્રણ જુદાં જુદાં સપ્તકો મળી આવે છે, અને તે સંગીત પરિવર્તનનુંજ પરિણામ છે. આ સપ્તક નીચે પ્રમાણે છેઃ—

(૧) હિંદુસ્થાની સપ્તક.

(૨) કર્ણાટકી સપ્તક (જે શાર્ઙ્ગદેવનું સપ્તક હતું તેમ જણાય છે.)

(૩) અહોબલ પંડિતનું સંગીત પારિજાતમાં આપેલું સપ્તક.

આ સપ્તકોને આપણે યુરોપીય પૂર્ણ સપ્તક સાથે સરખાવીશું એટલે ખુલાસો સારો થશે.

પાશ્ચાત્ય સંગીતમાં જે સપ્તકમાં સ્વરોનાં આન્દોલનોનું પ્રમાણ નીચે પ્રમાણે હોય છે તે સપ્તક સંપૂર્ણ ગણાય છેઃ—

આન્દોલનોનુ પ્રમાણુ

૨૪, ૨૭, ૩૦, ૩૨, ૩૬, ૪૦, ૪૫, ૪૮,
અથવા ૧, ૯/૮, ૫/૪, ૪/૩, ૩/૨, ૫/૩, ૧૫/૮, ૨

This is the ratio of the notes of the diatonic major scale of the western music, not of their tempered scale

| Western Scale | C, | D, | E | F, | G, | A, | B | C, |
|---|---|---|---|---|---|---|---|---|
| | 240, | 270, | 300, | 320 | 360, | 400, | 450, | 480 |
| १ हिन्दुस्थानी | सा | रि | ग | म | प | ध | नि | सा |
| | २४०, | २७०, | ३००, | ३२० | ३६०, | ४०५, | ४५०, | ४८० |

અહીં પાશ્ચાત્ય સપ્તક પ્રમાણે ધ ના આન્દોલન ૪૦૦ હોવાને બદલે ૪૦૫ છે, પણ આટનો ફેર નહિ જેવો ગણાય આ પ્રમાણે હિંદુસ્થાની बिलावल थाटના સપ્તકના સ્વરો અને પાશ્ચાત્ય સપૂર્ણ સગીત સપ્તકના સ્વરો એક જ છે

અહીં સમજફેર ન થવા માટે ખુલાસો કરવો જોઇએ કે આપણા સંગીતમાં सा ના આન્દોલનોની સખ્યા નિયમિત નથી, તો પણ सा અને બીજા સ્વરોના પ્રમાણ સુગમતાથી બતાવી આપવા માટે साના આન્દોલનો ૨૪૦ લીધા છે

२ The Present Southern Scale (the same as that of Ratnakar) कनकाङ्गी

કર્ણાટકી કનકાંગી મેળના સપ્તકના સ્વરોની હિંદુસ્થાની અને પાશ્ચાત્ય સપ્તકના સ્વરોની સાથે સરખામણી બતાવનાર કોઠો

| कर्णाटकी | हिंदुस्थानी | पाश्चात्य | आन्दोलन प्रमाण |
|---|---|---|---|
| सा | सा | C | २४० |
| रि | को रि | D (flat) | २५६ |
| ग | ती रि | D (natural) | २७० |
| म | म | F | ३२० |
| प | प | G | ३६० |
| ध | को ध | A (flat) | ३८४ |
| नि | ती ध | A (natural) | ४०५ |
| सा | सा | C | ४८० |

પુરાવો ઉત્તરનો રાગતરંગિણી ગ્રન્થ છે. રાગતરંગિણીનો ગ્રન્થ ચૌદમા કે પંદરમા સૈકામાં લખાયેલો છે. કાફી થાટમાંથી બિલાવલ થાટ સહેજ ઉત્પન્ન થઈ શકે છે. અહોબલનો તીવ્ર ગાંધાર સાતાં ૨૯૦ આન્દોલનો ધારતા ૩૦૧ આન્દોલનોનો અને તીવ્ર નિષાદ ૪૫૨ આન્દોલનોનો થાય છે, તે પ્રમાણુ હિંદુસ્થાની ગાંધાર અને નિષાદના ૩૦૦ અને ૪૫૦ ના પ્રમાણને મળતું છે. વળી અહોબલના સ્વરો વિષે એક હકીકત ધ્યાનમાં લેવા જેવી છે. પોતે સાત વિકૃત સ્વરો અને બાવીસ વિકૃત સ્વરો આપે છે પણ વીણાના તારની લંબાઈ આપતાં ફક્ત પાંચ વિકૃત સ્વરો આપે છે અને તે કોમળ ઋષભ, તીવ્ર ગાંધાર, તીવ્રતમ મધ્યમ, કોમળ ધૈવત અને તીવ્ર નિષાદ છે, તે પૈકી તીવ્ર ગાંધાર, તીવ્રતમ મધ્યમ અને તીવ્ર નિષાદ તે હિંદુસ્થાની પદ્ધતિના શુદ્ધ ગાંધાર, તીવ્ર મધ્યમ અને શુદ્ધ નિષાદ છે. પ્રત્યક્ષ રાગમાં પણ તે સાત શુદ્ધ અને પાંચ વિકૃત સ્વર વાપરે છે આ પણ અહોબલની પદ્ધતિનું ઉત્તર તરફનું—હિંદુસ્થાની પદ્ધતિ તરફનું વલણ બતાવી આપે છે.

મણિલાલ શામળભાઈ દ્વિવેદી.

---

# નદીનો ઘાટ.[§]

*જો સંસારના બનાવો પોતાની નોંધ પથ્થર ઉપર રાખી શક્તા હોત તો ઘણા ઘણા યુગની કથાઓ મ્હારા પ્રત્યેક પગથીઆ ઉપર ત્હમે વાંચી શકત. ભૂતકાળ વિષે કાંઈ પણ સાંભળવાની ત્હમારી ઈચ્છા હોય તો મ્હારા આ પગથીઆ ઉપર બેસો; ખળખળ વહેતી નદીના મંજુલ રવ તરફ કાન માંડો, અને ઘણાયે વર્ષ પહેલાની, વિસ્મૃતિને પ્રાપ્ત થયેલી, ઘણીયે કથાઓ ત્હમારા સાંભળવામાં આવશે*

આહા ! મ્હને બીજો એક દિવસ યાદ આવે છે તે દિવસ આજના જેવો જ હતો. આશ્વિન માસ બેસવાની તૈયારી હતી. શિયાળાના નવજન્મના સ્પર્શમાત્રથી મધુરી, પ્રાતઃકાળની આછી આછી પવનલહરી જાગૃત થયેલા ઉંઘનારાઓમાં નવું જીવન લાવતી હતી. ક્વચિત્ ક્વચિત્ પાંદડાંઓ પણ, જાણે કશુ કારણ ન હોય એમ, સ્વયમેવ, મૃદુ કંપ અનુભવતાં હતાં.

નદીમાં ખૂબ પૂર આવ્યું હતું મ્હારાં તો ફક્ત ચાર જ પગથીઆં પાણીની બહાર પોતાનું મ્હોં દેખાડી શકતાં,—કેમ જાણે જળ ને સ્થળ હાથમાં હાથ પરોવી એકાકાર થઈ ઉભાં હોય. કાંઠાના નીચા પ્રદેશો, જ્યાં આંબાવાડીઆની શાખાઓ નીચે અળવી (કચુ)

---

૧ બાબુ રવીન્દ્રનાથ ઠાકુરની એક કથા ઉપરથી

§ ઈ° સ° ૧૯૧૨ ના ઑક્ટોબર માસના "મૉડર્ન રીવ્યુ"માં પ્રકટ થયેલા પ્રો. જદુનાથ સરકારના ભાષાન્તર ઉપરથી.

ના. છોડ ઉગ્યા હતા, ત્યાં સુધી પણ પાણી ફરી વળ્યાં હતાં. નદીના પેલા વાંક આગળ, ભાગેલી ઈંટોના ત્રણ પુરાણા ઢગલાઓ પાણીની વચમાં બેટ જેવા દેખાતા હતા. મળસ્કામાં, કાંઠા ઉપરના બાવળીઆના થડને બાંધેલી માછીઓની હોડીઓ પ્રવાહની ઉછળતી ભરતી ઉપર ડોલતી હતી—જાણે મદોન્મત્ત ભરતીનો તરગ ઉપહાસપૂર્વક એમને ધક્કો મારતો હોય તથા પ્રણયપરિહાસથી એમનો કાન ઝાલી નૃત્ય કરાવતો હોય.

શરદારમ્ભના વિશદ આકાશનો સૂર્યપ્રકાશ, નદીના ઉભરાતા વક્ષઃસ્થળ ઉપર પડીને, વિશુદ્ધ કાંચનની દીપ્તિ ધારણ કરતો હતો—અથવા તો કહો કે ચમ્પકની નવમંજરીઓની કોમળ કાન્તિ ધારણ કરતો હતો. બીજી કોઈ પણ ઋતુમાં ત્હમે આવા રંગનો સૂર્યપ્રકાશ દેખી શકશો નહિ. નદીના રેતીવાળા કિનારાનો પ્રદેશ, જ્યાં શણની દાઢી હોય એવા દેખાતા બરૂઓ (કાશ) ના ઉંચા સાંઠાઓને હાલ ફુલો આવવા લાગ્યાં છે—ને તેથી હજી તે પૂર બહારમાં ખીલ્યા નથી, એવા આ પ્રદેશે બાળસૂર્યના કુળા પ્રકાશને હમણાં જ ઝીલી લીધો છે.

રામનામ ઉચ્ચારતા હોડીવાળાઓએ પોતાની હોડીઓનાં બન્ધન છોડયાં છે. જોત જોતામાં આ ન્હાની નૌકાઓ પોતાના ન્હાનકડા સઢથી ફુલી જઈ સૂર્યપ્રકાશિત નદીના પટ ઉપર નીકળી પડી છે—પ્રકાશ તરફ પોતાની પાંખ પ્રસારી નીલ આકાશમાં પક્ષીઓ જેવા આનન્દથી ઊડે છે તેવી રીતે આ નૌકાઓ ફરવા લાગી. ખરે, આ નૌકાઓને કોઈ માણસ સ્હેલાઇથી પક્ષી ધારી લેઃ નદીના વક્ષઃસ્થળ ઉપર હંસની પેઠે તેઓ તરે છેઃ ફક્ત તેઓની પાંખો હર્ષોન્માદના ઉભરાથી ફફડે છે.

પુજારી બ્રાહ્મણ બરોબર રોજને વખતે પૂજાનાં પાત્રો લઇને-દાકો સ્નાન કરવા આવી પહોંચ્યો છે. બબ્બે ત્રણ ત્રણ સ્ત્રીઓની મંડળી પાણી ભરવા આવવા લાગી છે

આ વાતને કાંઈ એટલો બધો કાળ વહી ગયો નથી. ત્હમને તે દિવસ બહુ આઘો લાગે; પણ મ્હને તો તે હમણાં જ ગયો હોય એમ લાગે છે। મ્હારા દહાડાઓ રમતમાં ને રમતમાં નદીના પ્રવાહ ઉપર સરી જાય છે; ત્હેમના તરફ સ્થિર દષ્ટિ રાખી લાંબા જમાનાઓ થયાં હું જોયાં કરૂં છું; તેથી જ મ્હને કાળ એટલો બધો લાંબો લાગતો નથી! દરેક દિવસે મ્હારી તેજસ્વી મૂર્તિ નદીમાં પ્રતિબિમ્બિત થાય છે; દરેક રાત્રે મ્હારો પડછાયો નદીનાં નીર ઉપર પથરાય છે; પરંતુ બીજે જ દિવસે તેઓ લોપ પામ્યાં હોય છે, ને એમની પાછળ કશીયે નિશાની રહેતી નથી. આ જ કારણથી, જો કે હું વૃદ્ધ દેખાઉં છું, તોપણ મ્હારૂં હૃદય હમેશ જુવાન રહે છે. ઘણાં વર્ષોની યાદગીરીએ નથી મ્હારા ઉપર લીલનાં પડ બાઝ્યાં કે નથી સર્વની રોશનીને મ્હારાથી દૂર રાખી. જો કોઈવાર બીજે કાંઇથી ઉખડી ગયેલી લીલ તરતી તરતી મ્હારા ઉપર ચઢી આવે, તો બીજી જ પળે નદીનો પ્રવાહ ત્હેને તાણી જાય છે.

તો પણ મ્હને સમૂળગી લીલ બાઝી નથી એમ નથી. મ્હારી તડોમાં જ્યાં નદીનો પ્રવાહ પહોંચી શકતો નથી ત્યાં વેલાઓને ઝાંખરાં ને લીલ વગેરેએ ઘર કર્યું છે. પણ તેઓ

તો મ્હારી પ્રાચીનતાના સાક્ષી છે· તેઓએ વૃદ્ધ કાળદેવને ગૈમાલિઙ્ગનમાં સજ્જડ પકડી રાખી એને હમેશા તાજો હમેશા મીઠો ને હમેશાં અવનવો બનાવી દીધો છે. નદી રોજ મ્હારૂં એકેક પગથીઉં મુલ્લું મૂકી મ્હારાથી એકેક કદમ દૂર હઠે છે, અને હું પણ દિવસના એકેક પગથીઆને હિસાબે ઘરડો થતો જાઉં છું.

જુઓ, જુઓ ! પેલી ચક્રવર્તીની દાદી જાય પ્રાતઃસ્નાન કરી, રામનામી છીંટનું વસ્ત્ર શરીર ઉપર વીંટાળી, ટાઢથી થરથર ધ્રુજતી તથા માળા ફેરવતી ફેરવતી તે ઘર તરફ વળે છે. તે વખતે તો એની દાદી પણ ન્હાની સરખી છોકરી હતી; તે રોજ અહીં આવતી અને બેડું નીચે મૂકી, ધૃતકુમારીના[1] પાંદડાંને પાણીમાં મૂકતી, તથા મ્હારા જમણા હાથ ઉપરના પાણીમાં ન્હાનો ભમરો હતો તેમાં એ પાંદડાં ચક્કર ચક્કર ફરતાં તે પાસે ઉભી ઉભી નિહાળતી. થોડા દિવસ થયા એટલામાં તો તે ન્હાની બાળા મટીને મ્હોટી માતા થઈ ગઈ, ને પોતાની ન્હાની છોકરીને તેડીને પાણી ભરવા આવવા લાગી. બીજા થોડા દિવસ થયા એટલામા તો તે ન્હાની બાળકી પણ મ્હોટી સ્ત્રી થઈ ગઈ હતી, અને નદીમાં ખેલતી તથા પાણી ઉછાળતી બીજી ન્હાનકડી છોકરીઓને તે સદ્વર્તનના ઉપદેશ તથા શિક્ષા કરતી હતી ! તે વખતે ધૃતકુમારીનાં પાંદડાની હોડીઓની પેલી ક્રીડા મ્હને સાંભરી આવતી, અને મ્હારી નજર આગળના આ તમાશાની રમુજ ઉપર મ્હને હસવું આવતુ.

મ્હને સમજાય છે કે આમને આમ તો મ્હારે જે કહાણી ત્હમને કહેવી છે ત્હેને હું પહોંચીશ નહિ હું એક વાત કહેવા માડું છુ એટલામા તો બીજી અનેક વાતો સ્મૃતિના પ્રવાહ ઉપર તણાઈ આવે છે. એમ કેટલીયે વાર્તા આવે છે ને કેટલીયે જાય છે; પણ એ-માંની એકે મ્હારાથી દૃઢ રીતે પકડી રખાતી નથી. ફક્ત કોઇક એકાદ બે પ્રસંગ, વમળમાં ચક્કર ચક્કર ફરતી ધૃતકુમારી-પત્રની નૌકાઓ જેવા એકાદ બે પ્રસંગ, મ્હારા આગળ પુન પુનઃ આવ્યાં કરે છે. એવોજ એક પ્રસગ પોતાની કહાણી કહેવરાવવા આતુર હોય એમ, આજ આખો વખત મ્હારી આસપાસ ભમી રહ્યો છે....તે એક ન્હાનકડો જ પ્રસંગ છે. પેલી ક્રીડાનૌકાઓના જેવો જ—જેમા રમતમાં મૂકેલાં બે સુન્દર પુષ્પો સિવાય બીજો કશો સામાન નથી અને જો તે વમળમા ડૂબી જાય તો ત્હેનુ પરિણામ ફક્ત એટલું જ થાય કે કોમળહૃદયની બાલિકા એક ઊંડો નિસાસો મૂકી ઘેર જાય.

દેવમન્દિરની પાસે જ્યાં ત્હમે હાલ ગોસાંઈ કુટુમ્બના ગાયોના વાડાની વાડ જુઓ છો સા પહેલાં એક આવળનું ઝાડ હતું દર અઠવાડીએ એની હેઠળ ફરતો મેળો ભરાતો. તે વખતે ગોસ્વાઇનું કુટુંબ ગામમાં ખરેખર જાન્યુ ન્હોતુ; ને જ્યાં હાલમાં એમનું ભવ્ય મન્દિર ઉભુ છે ત્યાં તે વખતે તો એક પાંદડાંથી છાયેલું ઝુંપડું જ હતું.

આ વડલો, જેણે હાલમાં મ્હારી પાંસળીઓમાં હાથ ખોસી, પોતાનાં રાક્ષસી લાંબાં ને કઠણ, આંગળીઓ જેવાં, મૂળીઆં વતી મ્હારા પાષાણ-હૃદયને મુઠીમાં ઘાલી દીધું છે તે

---

1 કુવાર.

વડલો તે વખતે તો એક નાજુક છોડવો જ હતો કુળા પાંદડાઓથી ઢંકાયલું એનું માથું હજી તો એ જમીનની બહાર કાઢતો હતો સૂર્યના પ્રકાશમાં, એનાં પાંદડાઓના જે પડ છાયા પડતા તે મ્હારી સપાટી ઉપર ક્રીડા કરતા, એના ન્હાના મૂળીઆ બાળકની આંગળીઓની પેઠે મ્હારી છાતી ઉપર ભમતા એનું એક પાંદડુ સરખુયે કોઈ ચૂંટે તો મ્હને વેદના થતી

વૃદ્ધ હોવા છતાં પણ તે વખતે હું ટટાર રહી શકતો 'આજે તો મ્હારી કેડ ભાગી ગઈ છે,' હું કદરૂપો પાગળો બની ગયો છુ, એક હજાર ચીરા ને કરચોલી મ્હારા શરીર ઉપર વ્યાપી રહ્યા છે, મ્હારા છિદ્રોમાં વિશ્વના દેડકાઓએ પોતાની શિયાળાની લાંબી ઉંઘ કાઢવા વાસ કર્યો છે પણ તે વખતે હું આવો ન્હોતો ફક્ત બે જ ઈંટો મ્હારા ડાબા પડખામાંથી તે વખતે સરી ગઈ હતી, અને તે બાકોરામા એક મેનાએ[૨] પોતાનો માળો બાંધ્યો હતો પરોઢીએ જ્યારે આળસ મરડીને તે પક્ષી જાગતુ, અને ત્હેની પૂછડી ઉંચી નીચી હલાવી, સીસોટી મારતે મારતે ઊડી જતુ—તે વખતે હું સમજતો કે હવે કુસુમ ન્હાવાને ઘાટ ઉપર આવશે

ઘાટની બીજી બાલિકાઓ એને કુસુમ કહી બોલાવતી હું ધારૂ છુ કે તે જ એનું નામ હતું જ્યારે એની ન્હાનકડી દેહલતાની આકૃતિ પાણી ઉપર પડતી ત્યારે ત્હેને મજબૂત પકડી લઈ મ્હારા પત્થરોમા કોરી રાખવાની મ્હને અતિતીવ્ર ઇચ્છા થતી—એવી તો એની મોહિની હતી જે વેળા મ્હારી ફરસબંધી ઉપર એનો પગ પડતો ને એના ચારે નૂપુરનો રણકાર થતો, તે જ વેળા મ્હારી લીલવાળી તરોમા એક આનન્દનો ઉત્કમ્પ ફરી વળતો એ કાઈ ખાસ વધારે રમતીઆળ હોય કે વધારે વાતો કરતી હોય કે અતિશય આનન્દી હોય એવુ ન્હોતુ, તો પણ નવાઈ એ હતી કે એની ઉમરની બાનિમાઓમા સૌથી વધારે સખીઓ એને હતી બધી તોફાની છોકરીઓને પણ એની જ સોબત એને જ સાથ જોઇએ કોઈ એને કુસી કહેતું, કોઈ ખુશી ( આનન્દ ) કહેતું, ને કાઈ વળી રાખુસી ( રાક્ષસી ) પણ કહેતું એની મા એને કુસમી કહેતી જ્યારે ને ત્યારે આ બાલિકાને હું જળસમીપ બેઠેલી જોતો એટલું સ્પષ્ટ હતું કે જળ તરફ એનુ હૃદય કાંઇક અનેરા આકર્ષણથી ખેંચાતું હતું એ ત્હેને ઘણુ મ્હાતી

કેટલાક કાળ પછી મ્હેં ત્હેને ખોઈ હોય એમ મ્હને લાગ્યુ ભુવન ને સ્વર્ણા ઘાટ ઉપર શોક કરવા લાગી તેઓ કહેતી કે અમારી કુસી—ખુસી—રાખુસીને સાસરે તેડી ગયા કે ત્યાં જુદી જાતના લોકો, જુદી જાતના ઘરો ને જુદી જાતના રસ્તાઓ હતા ત્યાં નદી ન્હોતી, ને તે સ્થાન નદીથી બહુ દૂર હતું તેઓ જળકમળને શુષ્ક બગીચામા રોપવા લઈ ગયા હતા !

કાળે કરીને મ્હારા મન ઉપરથી એની છાપ લગભગ તદ્દન ઝાંખી થઈ ગઈ

---

૨. Thrush

ઘાટ ઉપર આવતી સ્ત્રીઓ હવે કોઇક જ વાર કુસુમની વાત કાઢતી. પણ એક સાયંકાળે ચિરપરિચિત ચરણસ્પર્શથી હું ઝબકી ઊઠયો: મ્હને લાગ્યું કે એ કુસુમની ચાલ છે. હા! તેમ જ હતું; પણ તે ચરણો ઉપર હવે નૂપુર ન્હોતા, તેઓનું પૂર્વનું સંગીત ગુમ થયું હતું. એટલા બધા લાંબા કાળ થયા એના પગના સ્પર્શની સાથે એના નૂપુરના રણકારની મ્હેં સંગતિ બાંધી રાખી હતી, કે આજે જ્યારે તે સંગીત એકાએક ગુમ થયેલું મ્હને માલુમ પડયું, ત્યારે નદીનો નાદ શોકનાં ગાન ગાતો હોય એમ મ્હારા કાનને લાગ્યું, આંબાવાડીમાંના પાંદડાંઓની સુસવાટી પવનના વિલાપ કરતા ઘાટા જેવી લાગી.

કુસુમ વિધવા થઈ હતી. લોકો વાત કરતા કે એનો પતિ કોઈ દૂર સ્થળે કામ કરતો હતો અને કુસુમ ફક્ત એક કે બે જ વાર એને મળી હતી. એક કાગળે એના મૃત્યુના સમાચાર કુસુમની આગળ આણ્યા, અને,—આઠ વર્ષની વયે વિધવા થઈ,—એણે પોતાના લલાટ ઉપરથી સૌભાગ્યનું કુંકુમ તિલક લ્હોઈ નાખ્યું, કંકણો ને નૂપુર કાઢી નાખ્યા, અને ગંગાકિનારે પોતાના પહેલાના ઘરમાં રહેવા આવી પણ ત્યાં એની આગલી સખીઓમાંની કોઇને એણે દીઠી નહિ. એ બધીમાંથી ભુવન, સ્વર્ણ તથા અમલા પરણીને સાસરે ગઈ હતી; શરત્ એકલી રહી હતી, તે પણ, લોકોના કહેવા પ્રમાણે, માર્ગશીર્ષ માસ પછી પરણી જવાની હતી. કુસુમને હવે બહુ સૂનું લાગતું. તોપણ જ્યારે જ્યારે તે ઢીંચણ ઉપર માથું ટેકાવી મુંગીમુંગી મ્હારાં પગથીઆ ઉપર બેસતી, ત્યારે ત્યારે મ્હને એમ વિચાર આવતો કે નદીની બધી લહરીઓ ઉંચા હાથ કરીને "કુસી–ખુસી–રાખુસી" કહી એને બોલાવે છે.

જેમ વર્ષાઋતુ બેસે છે ત્યારે ગંગાનદી સપાટામાં વધીને ભરાય છે, તેમ જ દિવસે દિવસે કુસુમ પણ યૌવન ને સૌન્દર્યની સંપૂર્ણતાને પામવા લાગી તથાપિ એનું ઝાંખા રંગનું વસ્ત્ર, વિચારનિમગ્ન મુખ અને શાન્ત વર્તન–એ સર્વેએ એની જુવાની ઉપર એક છાયામય વસ્ત્ર ઓઢાડી દીધું, અને એની સુન્દરતાના તથા યુવાવસ્થાના ખરા બહારને લોકોની દૃષ્ટિથી સંતાડી રાખ્યો. કુસુમ મ્હોટી થઈ હતી તે કોઇએ પણ દીઠું હોય એમ જણાયું નહિ, મ્હેં તો તે જરાયે જાણ્યું ન્હોતું. મ્હારી દૃષ્ટિમાં તો, પહેલાં એ એક વખત હતી તેવી જ લાગતી. હજી તે એક ન્હાનકડી બાળા છે એમ જ હું હમેશાં ધારતો. એનાં ઝાંઝર હવે રહ્યાં ન્હોતાં, એ વાત ખરી; પણ, તે જ્યારે જ્યારે ચાલતી, ત્યારે ત્યારે હું તો એમનો ઝણુકાર (કલ્પનામાં) સાંભળ્યા કરતો.

દશ વર્ષ આમ વહી ગયાં. ગામના કોઇને પણ તેઓના જવાની ખબર પડી હોય એમ લાગ્યું નહિ.

તે વર્ષે આશ્વિન માસમાં બરોબર આજના જેવો જ એક દિવસ આવી લાગ્યો. તમે જેમ આજ જુઓ છો તેમ તે દિવસે તમારી દાદીઓએ હમેશ કરતાં વધારે મીઠા સૂર્યપ્રકાશને દીઠો. ગજગજના લાંબા ઘુંઘટાઓ મ્હો ઉપર નાખીને તથા પાણીના ઘડા

પોતાની કેડ ઉપર મૂકીને, ગામડાની લીલી છાયડાવાળી, ઉંચીનીચી જમીનવાળી શેરીઓ માથી, વાતોના ગપાટા મારતે મારતે, ત્હમારી દાદીઓ મ્હારી પડખે આવી ઉભી રહેતી, અને પ્રભાતનુ જે અજવાળુ મ્હારી ઉપર પડતુ હતુ ત્હેને વધારે તેજસ્વી પ્રભા અર્પણ કરતી—તે વેલાએ દુનિયામા ત્હમારી પધરામણી થવા વિષે એમને રજ પણ ખ્યાલ ન્હોતો તેમ ત્હમારી દાદીઓ એક દિવસે તો ખરેખર ત્હમારી પેઠે જ રમતી તથા કૂદતી હતી, અને તે એક દિવસ આજના દિવસ જેવો જ સાચો ને જીવન્ત હતો વળી તે દિવસે તેઓ પણ ત્હમારા જેવા કુમળા હૈયાઓમા ઘડીમા હર્ષ તો ઘડીમા શોક ભરી આમ તેમ ખેલતી હતી—એ સર્વનો આબેહૂબ ખ્યાલ ત્હમને આજે કદી પણ નહિ આવી શકે તો પછી તેઓ તે શી રીતે સમજી શકે કે આજનો આનન્દમય સૂર્યથી પ્રકાશિત દિવસ આવશે, જ્યારે તેઓની હયાતી નહિ હોય ને તેઓના સુખદુખ સર્વની નિશાની સરખી પણ રહેવા પામી નહિ હોય।

તે દિવસે છેક સૂર્યોદય થયો તે વખતથી જ ઉત્તર દિશાનો વાયુ બાવળની છટી છવાઈ કળીઓને ઉચકીલાવી મ્હારા ઉપર વખતોવખત વર્ષાવતો, મન્દમન્દ વાવા લાગ્યો મ્હારા પાષાણદેહની ઉપર રાત્રિના ઝાકળની કહીં કહીં નિશાની રહી ગઈ હતી તે પ્રભાતે એક ઉંચો, જુવાન, ગૌરવર્ણનો, શાન્ત ને તેજસ્વી આકૃતિવાળો એક સન્યાસી, કોણ જાણે ક્યાંથી, આવી ચઢ્યો તથા મ્હારી આગળના શિવાલયમા ઉતર્યો એના આવવાની વાત ગામમા બધે પ્રસરી રહી પોતાના બેડાઓ બહાર મૂકી, સ્ત્રીઓ આ સાધુ પુરુષનાં દર્શન કરવાને મન્દિરમા ભરાવા લાગી

દિવસે દિવસે તે ટોળુ વધતુ ગયુ તે સન્યાસી અદ્વિતીય કાન્તિવાળો યુવક હતો, વળી તે કોઇને પણ તરછોડી કાઢતો નહિ બાળકોને તે તેડી લેતો તથા માતાઓને ગૃહ સમ્બન્ધી પૂછપરછ કરતો ગામના સ્ત્રીવર્ગમા તો એની પ્રતિષ્ઠા સપાટામા જામી ગઈ ઘણા પુરુષો પણ ત્હેને મળવા આવતા થયા કોઈ દિવસ તે ભાગવતની કથા કરતો તો કોઈ દિવસ તે ગીતા સમજાવતો, અથવા તો કોઈ દિવસ મન્દિરમા પવિત્ર ગ્રન્થો ઉપર પ્રવચન કરતો કોઈ ત્હેની સલાહ લેવા આવતા, કોઈ મન્ત્રજન્ત્ર માટે આવતા, કોઈ દવાદારૂ માટે આવતા અહો! તે કેવો સુન્દર દેખાતો! જાણે સાક્ષાત્ મહાદેવજી મનુષ્યદેહ ધારણ કરીને પોતાના જ મન્દિરમા ઉતરી આવ્યા હોયની શુ!

ઉષ કાળની સૌથી પહેલી પ્રકાશરેખા આકાશમા નીકળતી તે વખતે જ્યારે તે સન્યાસી, છાતીપુર પાણીમા ઉભો રહી, પ્રભાતના તારાઓ ઉપર પોતાની દૃષ્ટિ સ્થાપી, ગમ્ભીર ગૌરવભર્યા રાગથી ઉષ કાળનુ પવિત્ર સ્તોત્ર લલકારતો તે વખતે, ખળખળ વહેતી નદીના બબડાટ તરફ મ્હારા કાન જરાયે આકર્ષાતા નહિ પ્રતિદિન જ્યારે એનો બુલન્દ અવાજ ગાજી રહેતો, ત્યારે ગગાજીના પૂર્વ દિશા તરફના તટ ઉપરના આકાશમા લાલ સુરખી છવાઈ રહેતી શ્યામ વાદળાઓની કિનારીઓ સુનાળી રેખાથી અકિત થતી ઉઘડતી કળીના ખુલેલા કોશની પેઠે અન્ધકાર નીચે સરી પડતો અને વ્યોમસરોવરમા પુષ્પ જેવી ઉષા

પોતાનો રક્ત વર્ણ ધીરે ધીરે વ્યક્ત કરતી. તે પછીથી, વૃક્ષોની ટોચો દષ્ટિસીમાના પટ ઉપર સ્ફુટતાથી અંકિત થયેલી નીકળી આવતી, પછીથી વાયુ જાગૃત થતી, આકાશ ભૂખરા રંગનું થતું, અને અન્તે, વૃક્ષોની જાળી પાછળના અદૃષ્ટ પ્રદેશમાંથી, પ્રાતઃસ્નાન કરી શુદ્ધ થયેલા ભગવાન સૂર્યદેવ બહાર આવતા ને આકાશનાં પગથીઆ ચઢવા માંડતા. મ્હને એમ ભાસતું કે જ્યારે એ મહાત્મા, નદીમાં ઉભા રહી, પૂર્વ તરફ દૃષ્ટિ સ્થાપી, પોતાનુ ભવ્ય સ્તોત્ર લલકારતા, ત્યારે ત્હેને અક્ષરે અક્ષરે રાત્રિની માયા તુટવા લાગતી, ચન્દ્રમાને તારાઓ પશ્ચિમમાં અસ્ત થતા, સૂર્યનારાયણ પૂર્વમાં ઉદય પામતા, અને સમસ્ત વિશ્વનો દેખાવ બદલાઇ જતો. ખરે, આ સન્યાસી કોઇ મ્હોટો જાદુગર હોવો જોઇએ ! સ્નાન સમાપ્ત કરીને, યજ્ઞના અર્ચિસ્ સમાન દીપતા, ઉચ્ચ ગૌર ને પવિત્ર શરીર સહિત, તે જ્યારે નદીમાંથી બ્હાર નીકળતો, ત્યારે ત્હેની જટામાંથી પાણી ટપકતું અને નવોદિત* સૂર્યનું તેજ ત્હેના શરીર ઉપર અથડી પાછુ વળતું.

આમ મહિનાઓ ચાલ્યા ગયા. ચૈત્ર માસમા, સૂર્યગ્રહણને વખતે, લોકોનાં મ્હોટા મ્હોટા ટોળાઓ ગંગાસ્નાન કરવાને આવ્યાં. બાવળના ઝાડ તળે મેળો ભરાયો હતો. ઘણા યાત્રાળુઓ સંન્યાસીનાં દર્શન કરવા જતા, અને ત્હેમની ભેગી, જે ગામમાં કુસુમ પરણી હતી તે ગામની સ્ત્રીઓની એક ટોળી પણ હતી

પ્રભાત હતું મ્હારા પગથીઆ ઉપર સંન્યાસી માળા જપતો હતો, તેવામા ઓચિન્તી એક યાત્રાળુ સ્ત્રીએ બીજીને કોણી મારી કહ્યું, " અલી, જો, જો ! એ તો આપણી કુસુમનો વર ! " બીજી બે આંગળીવતી પોતાનો ઘૂમટો જરાક ખસેડી બોલી ઉઠી, " હાય, હાય ! એ તો એજ. આપણા ગામના ચટ્ટરજીનો બીજો છોકરો જ લાગે છે " ત્રીજીએ જરા હાથથી ઘૂમટો ઠીક કરી ટીકા કરી, " અહો ! એની આંખો નાકને ભમર તો બરોબર એના જેવા જ છે. " તોપણ એક ચોથી સ્ત્રી, સન્યાસી તરફ ફર્યા વિના, ઘડાવડે પાણી ડોળતી નિઃશ્વાસ મૂકી કહેવા લાગી, " અરે રામ ! એ જુવાન તો હવે હતો નહતો બરાબર છે એ ઓછો પાછો ફરવાનો છે. હતભાગી કુસુમ ! "

પણ એક જણીએ વાંધો કાઢ્યો, "એને આવડી મ્હોટી દાઢી ક્યારે હતી ?" અને બીજીએ કહ્યું, "એ કાંઈ આવો દુબળો ન્હોતો", અથવા તો "ઘણું કરીને આટલો ઉંચો તો, ના, એ ન્હોતો જ". આથી તે વખતે તો તે સંદેહનું નિરાકરણ થઈ ગયું, ને તે વાત આથી આગળ પ્રસાર પામી નહિ.

ગામનાં બીજા બધાએ સંન્યાસીના દર્શન કર્યા હતાં, કુસુમ એકલીએ જ ત્હેને હજી લગી દીઠો ન હતો. લોકોના મ્હોટા મેળાને વખતે મ્હારી પાસે આવવું એણે મૂકી દીધુ હતું.

* તરતના ઉગેલા

તો પણ એક સન્ધ્યાસમયે, પૂર્ણિમાનો ચન્દ્ર ઉગ્યો તે વખતે, મ્હારી સાથેનો જૂનો સમ્બન્ધ એને કદાચિત્ યાદ આવ્યો હશે.

તે વખતે ઘાટ ઉપર બીજું કોઇ હતું નહિ. કંસારીઓ ચારે તરફ અવાજ કરી રહી હતી. મન્દિરમાં પીતળની ઘડીઆળો ને ઘટના નાદ હજી હમણાં જ અન્ત પામ્યા હતા,—એના ધ્વનિની છેલ્લી લહરી વધારે ને વધારે ક્ષીણ થતી ગઇ ને આખરે સ્હામેના કિનારાનાં કાળાં કુંજવનોમાં એક છાંયડાની પેઠે મળી ગઈ. આકાશ ચાંદનીથી ભરાઈ ગયું હતું. નદીના પૂરની ભરતી મ્હારી આગળ થઇને વહી જતી હતી. કુસુમ બેઠી હતી. એનો પડછાયો મ્હારા ઉપર પડયો હતો. પવન જરાયે ફરકતો ન્હોતો; વૃક્ષો પણ સ્તબ્ધ હતાં. કુસુમની ઉપર, ગઙ્ગાજીના વક્ષઃસ્થળ ઉપર અખંડ ચન્દ્રપ્રકાશ પથરાઈ રહ્યો હતો; એની પછવાડે, જ્યાં ને ત્યાં, કોઈ ઝાડીમાં તો કોઈ કુંજવનમાં, મન્દિરનાં છાંયડામાં, પડી ગયેલાં ઘરોની નીચે, કુવાની બાજુમાં ને તાડનાં વનની ઘટામાં, અન્ધકાર પોતાનું મ્હોં ઢાંકી છુપાઇ રહ્યો હતો ને ગુપ્તપણે કાઈ દુષ્ટ વિચાર ચલાવી રહ્યો હતો. છટીમની[૪] ડાળીઓએ વડવાગોળ ઝૂલતી હતી. શિવાલયના શિખર ઉપરથી ઘુવડ પોતાની ઉદાસીભરી ચીસ પાડયા કરતું હતું. ઘરની નજદીક શીયાળવાંના રડવાનો અવાજ વધ્યો ને પાછો શાન્તિમાં શમી ગયો.

ધીમે ધીમે સંન્યાસી દેવમન્દિરમાંથી બહાર આવ્યો. ઘાટનાં થોડાં પગથીઆં ઉતર્યા પછી કોઈ સ્ત્રીને એકલી બેઠેલી જોઇને પાછું ફરવાનું કરતો હતો—એટલામાં ઓચિંતું કુસુમે પોતાનું માથું ઉંચું કરી પછવાડે જોયું. એના માથા ઉપરથી લુગડાનો છેડો સરી પડયો. જેમ કોઇ ઉન્મુખ થયેલી ઉઘડતી ખિલતી કળીના ઉપર ચન્દ્રની તેજધારા વહે છે, તેમ જ્યારે કુસુમે ઉંચું જોયું ત્યારે એના મુખકમળ ઉપર તે વહેવા લાગી. તે ક્ષણે બન્નેનાં નેત્રો મળ્યાં,—જાણે તેમણે એક બીજાને ઓળખ્યાં હોયની,—જાણે કોઇ જન્માન્તરથી તેઓ એક બીજાંને પિછાનતાં હોયની એમ તેઓને લાગ્યું. આવો મ્હને વિચાર આવ્યો, તે દરમ્યાન તેઓ બન્ને ચિત્રન્યસ્ત હોય એમ સ્તબ્ધ બની ક્ષણેક ઉભાં રહી ગયાં, અને તે દરમ્યાન ચાંદનીથી પડેલા બન્નેના પડછાયા મ્હારી સપાટી ઉપર ક્ષણભર હાલ્યાચાલ્યાવિના એકઠા મળેલા રહ્યા; આવું મ્હને લાગ્યું, પછી તે ફક્ત મ્હારી કલ્પના જ હોય તો કોણ જાણે.

પેલું ઘુવડ તેઓનાં માથાં ઉપર ચીસો પાડતું પાડતું ઉડી ગયું. તે અવાજથી ચમકેલી કુસુમ શુદ્ધિમાં આવી અને માથા ઉપરનો છેડો બરાબર કર્યો. પછીથી તે નીચી નમી સંન્યાસીના ચરણમાં પડી.

સંન્યાસીએ આશીર્વાદ દઈ પુછયું, "તું કોણ છે?" એણે જવાબ દીધો, "મ્હને કુસુમ કહે છે".

તે રાત્રિએ બીજો એકે શબ્દ કહેવાયો નહિ. કુસુમ ઉઠીને ધીમે ધીમે પોતાને ઘેર

---

૪. "Chhatim".

ગઈ: એનું ઘર તદ્દન પાસે હતું. પરંતુ સંન્યાસી તે રાત્રે લાંબા કાળ સુધી મ્હારાં પગથીઆં ઉપર બેશી રહ્યો. અને જ્યારે ચન્દ્રમા પૂર્વમાંથી નીકળી પશ્ચિમમાં આવી પહોંચ્યો, અને સંન્યાસીનો પડછાયો, જે શરૂઆતમાં એની પીઠે હતો, તે આગળ આવી રહ્યો, ત્યારે સંન્યાસી ઉભો થયો ને શિવાલયમાં દાખલ થયો.

બીજા દિવસથી કુસુમને રોજ એના ચરણમાં પ્રણામ કરવા આવતી હું જોતો. જ્યારે સંન્યાસી પવિત્ર ધર્મગ્રન્થોનું વિવરણ કરી ત્હેનો તત્ત્વનો બોધ કરતો ત્યારે કુસુમ એક ખૂણામાં ઉભી ઉભી શ્રવણ કરતી. પ્રાતઃકાળમાં નિત્યકર્મથી પરવારી સંન્યાસી રોજ એને પોતાની પાસે બોલાવતો તથા ધર્મનો ઉપદેશ કરતો. તે બધું તો એ નહિ સમજતી હોય; પણ મૌનથી ને અત્યન્ત લક્ષથી એ સઘળું સાંભળતી—બધું સમજવાને યત્ન કરતી. તે જેમ ફરમાવતો તેમ એ સર્વાંશે કરતી. પ્રતિદિન એ મન્દિરમાં સેવા કરતી, દેવપૂજામાં સતત તત્પર રહેતી, પૂજા માટે પુષ્પો વીણી લાવતી, અને દેવાલયની ભોંય ધોવા કરવા માટે ગંગાજીમાંથી પાણી ભરી લાવતી.

મ્હારાં પગથીઆં ઉપર બેશીને સંન્યાસીએ એને જે કહ્યું હોય ત્હેનો એ વિચાર કરતી. ધીરે ધીરે એની દૃષ્ટિ વિશાળ થઈ, એના હૃદયના દ્વાર ઉઘડ્યાં. પહેલાં કદી પણ નહિ દીઠેલું એવાનાં દર્શન એને થવા લાગ્યાં, પહેલાં કદી નહિ સાંભળેલુ એવાના નાદ તે સુણવા લાગી. એના ઉદાસ મુખ ઉપરથી વિચારનિમગ્નતાની ગ્લાનિ હઠી ગઈ. ઝાકળથી ધોયેલાં તથા દેવને અર્પણ કરવા માટે આણેલા કુસુમ જેવી તે વિશુદ્ધ દેખાવા લાગી; ખરેખાત, જ્યારે પ્રભાતમાં ભક્તિભાવથી નીચી વળી સંન્યાસીના ચરણમાં તે વન્દન કરતી ત્યારે યજ્ઞવેદી ઉપર રહેલા ઇશ્વરને સમર્પિત થયેલા કુસુમ જેવી જ કુસુમ દેખાતી. વિશુદ્ધ આનન્દમયતાએ એના આખા શરીરને તેજોમય કરી મૂક્યું.

શિયાળો પૂરો થવા આવ્યો હતો. આ વર્ષે ઘણો ટાઢો પવન વાતો હતો; તો પણ હવે, કોઈ કોઈ સાંજે, વસન્તની ઉલ્લાસી પવનલહરી દક્ષિણ દિશામાંથી અણધારી આવી પહોંચતી; આકાશ પોતાનો ઠંડો દેખાવ તદ્દન ત્યજી દેતું; ગામડાંમાં લાંબા કાળની ચૂપકીદી પછી વાંસળીઓ વાગતી અને સંગીત સંભળાતું. હોડીવાળાઓ પોતાની હોડીઓને પાણીના પ્રવાહમાં છોડી દેતા, હલેસાં મારતા બંધ થતા અને શ્રી કૃષ્ણનાં ભજનો લલકારતા. એકાએક ઝાડની ડાળીઓ ઉપર પક્ષીઓ અત્યન્ત કલ્લોલથી વાર્તાચિત કરવા મંડી પડતાં. આવી તે ઋતુ હતી.

વસન્તસમીરે ધીરે ધીરે મ્હારા પાષાણ હૃદયમાં નવું યૌવન પ્રેર્યું હતું: તે યૌવનરસનું પાન કરીને મ્હારા વેલાઓ તથા રોપાઓ ઝપાટામાં ફળફુલથી ઝુકી રહ્યા હતા. તે જ સમયે કુસુમ દેખાતી બંધ થઇ. કેટલાક દિવસ થયાં મન્દિર, ઘાટ ને સંન્યાસી સર્વનાં દર્શન એણે છોડી દીધાં હતાં.

"તે પછી તરત શું બન્યું ત્હેની મ્હને ખબર નથી પણ થોડા કાળ પછી એક સાંગકાળે તે અત્રે મ્હારા પગથીઆ ઉપર મળ્યા

નીચી નજર રાખી કુસુમે પ્રશ્ન કર્યો, "સ્વામી, ત્હમે મ્હને તેડાવી હતી ?"

"હા. હાલમાં તું કેમ જણાતી નથી ? દેવસેવામાં તું હવે કેમ આટલી બધી ગાફેલ થઈ છે ?"

એ મૂંગી રહી

"વિના સંકોચે હૃદય ખોલી વાત કર"

કુસુમે પોતાનું મુખ અર્ધું ફેરવી નાખ્યું, અને જવાબ દીધો "સ્વામી, હું પાપિણી છું. અને તેથી દેવની પૂજાને માટે અયોગ્ય છું".

અતિમૃદુ સ્વરે તે બોલ્યો કુસુમ, ત્હારા હૃદયમાં અશાન્તિ છે એ હું જાણું છું".

કુસુમ જરા ચમકી–એ બ્હીની કે 'એમને શું બધાની ખબર પડી ગઇ હશે ?' ધીમે ધીમે એની આંખો આંસુથી ભરાઇ ગઇ,—એ ત્યાં બેશી પડી, લુગડાનો પાલવ મ્હો ઉપર નાખીને, પગથીઆ ઉપર, સંન્યાસીના ચરણમાં બેશી પડી, અને રડવા લાગી

સન્યાસી સ્હેજ આઘો ખસીને બોલ્યો, "ત્હારી અશાન્તિ કેવી જાતની છે તે નિખાલસપણે મ્હારા આગળ પ્રકટ કર, અને હું ત્હને શાન્તિનો માર્ગ બતાવીશ"

અડગ શ્રદ્ધાના અવાજે કુસુમે ઉત્તર આપ્યો, પણ વચ્ચે વચ્ચે તે અટકી જતી, કોઈ કોઈ વાર એને શબ્દો જડતા ન્હોતા —"ત્હમે આજ્ઞા કરી તો, મ્હારે કહેવું પડશે પણ ત્યારે, એ વાત સ્પષ્ટ રીતે કહેતાં મ્હને નહિ આવડે પણ, ત્હમે તો, ગુરુજી, એ સઘળું સમજી લીધું હશે એક જણને હું ઇશ્વર રૂપે ભજતી, હું ત્હેને પૂજતી, અને તે ભક્તિસુખે મ્હારા આખા હૃદયને ભરપૂર કરી દીધું હતું પણ એક રાત્રે મ્હને એવું સ્વપ્ન આવ્યું કે કોઇક સ્થળે બકુલના સુગન્ધિ લતામંડપમાં મ્હારા હૃદયેશ્વર બેઠા છે, અને મ્હારો જમણો હાથ પોતાના ડાબા હાથમાં ઝાલીને મ્હારા કાનમાં પ્રેમવચનો કહે છે આ આખું ચિત્ર મ્હને તે વખતે સમૂળગું અશક્ય કે નવાઇભરેલું લાગ્યું નહિ પછી તે સ્વપ્ન ઊડી ગયું પણ તે સ્વપ્નની જાળ મ્હારા ઉપર રહી બીજે દિવસે મ્હેં એમને ફરીથી નિહાળ્યા ત્યારે તે કોઇ જુદા રૂપમાં દેખાયા તે સ્વપ્નચિત્ર મ્હારા મનને ભમાવવા લાગ્યું હું ભયની મારી એમનાથી દૂર નાઠી, પણ એ ચિત્ર મ્હને વળગી રહ્યું–મ્હારા મન ઉપર ચોંટી રહ્યું તે વખતથી મ્હારા હૃદયે શાન્તિ એ શું તે જાણ્યું નથી,–મ્હારા અન્તરમાં બધે અંધારૂં અંધારૂં થઇ રહ્યું છે"

આંસુ લ્હોતી લ્હોતી આ કથા એ કહેતી હતી, તે સમયે સન્યાસી પોતાના જમણા પગવતી મ્હારી પત્થરની સપાટી દૃઢતાથી દબાવતો હતો એમ મ્હને લાગ્યું

એની વાણી બન્ધ થઈ એટલે સન્યાસી બોલ્યો, "ત્હારા સ્વપ્નમાં ત્હેં કોને દીઠો તે મ્હને કહે"

હાથ જોડી એણે આજીજી કરી કહ્યું, "મ્હારાથી નહિ કહેવાય", ત્હેણે આગ્રહ કર્યો, "ત્હારા કલ્યાણને માટે જ હું પૂછું છું મ્હને ચોખ્ખું કહે કે તે કોણ હતું ?"

સન્યાસી આગળ ધરાયલો કરસપુટ તીવ્ર વેદના, મર્મભેદક હૃદયમન્થનના, સવેગથી કમ્પવા લાગ્યો એણે પૂછ્યું, "મ્હારે તે કહેવું જ પડશે ?"

ત્હેણે જવાબ દીધો, "હા, કહેવું જ પડશે'

એ એકદમ બૂમ પાડી ઉઠી, "સ્વામીનાથ, તે ત્હમે જ છો !" અને પછી, જ્યારે એના પોતાના જ આ શબ્દો એના પોતાના કાનમાં પેઠા, કે તરત જ તે મૂર્છા પામી મ્હારી પાષાણ છાતી ઉપર પડી ગઇ સન્યાસી વજ્રની મૂર્તિ જેવો સ્થિર ઉભો રહ્યો

જ્યારે એ સાવધ થઈ બેઠી થઇ, ત્યારે ધીમા અવાજે સન્યાસીએ એને કહ્યું, "હું અત્યારસુધી મ્હારૂં દરેક વચન પાળ્યું છે એક વધારે વચન હું કહીશ, અને તે ત્હારે પાળવું પડશે હું આજ રાત્રે આ સ્થાન છોડીને જતો રહું છું ત્હારે મ્હને ભૂલી જવો જોઈએ. વચન આપ કે તેમ કરવાને તું યત્ન કરીશ"

કુસુમ ટટાર ઉભી થઇ, અને સંન્યાસીના મુખ ઉપર તાકી રહી, દબાવે સ્વરે ઉત્તર મળ્યો, "સ્વામીનાથ, હું એમ કરીશ'

સન્યાસી બોલ્યો, "ત્યારે હું જાઉં છું'.

એક પણ શબ્દ વધારે બોલ્યા વિના, કુસુમે ત્હેને વન્દન કર્યું, તથા ત્હેના ચરણની રજ પોતાના માથા ઉપર મૂકી સન્યાસી તે સ્થળ છોડી ચાલ્યો ગયો.

કુસુમ પોતાની મેળે બોલી, "એમની આજ્ઞા છે કે મ્હારે એમને ભૂલી જવા" પછી ધીરે ધીરે તે નદીના પગથીઆ ઉતરવા લાગી

એ એક ન્હાની બાળકી હતી ત્યારથી આ નદીની પાસે ઉછરી હતી એના આ ગ્લાનિના કાળમા, આ નદી પોતાનો હાથ પ્રસારી એને છાતી સરસી ન લે, તો પછી બીજું કોણ લેશે ?

ચન્દ્રમા અસ્ત થયો, રાત્રિ કાળી શાહી જેવી થઈ ગઇ. પાણીમા મ્હેં એક ધબકારો સાંભળ્યો, પણ કશુંયે દીઠું નહિ રખેને આ કરુણ વૃત્તાન્તની કોઇને ઝાંખી સરખી પણ થઇ જાય, તે માટે આમાશના બધા તારલાઓને બુઝાવી નાખવા માગતો હોય, એમ પવન અભગીનીથી અંધારામાં ઘૂમવા લાગ્યો

જે અત્યારસુધી મ્હારા ખોળામા રમી હતી, એણે આજે રાત્રે પોતાની રમત પૂરી કરી છે, અને તે રમત છોડીને—કોણ જાણે ક્યાં—ભૂલી પડી છે

આગ્રા
શ્રાવણ વદિ ૯
વિક્રમાર્ક સવત્ ૧૯૬૯

કાન્તિલાલ છગનલાલ પડ્યા

# આયુર્વેદનો પુનરુદ્ધાર.*

સદ્‌ગૃહસ્થો—

આયુર્વેદના શાસ્ત્રમા પ્રખ્યાત થઈ ગએલા એક મહાન નરની જયન્તીના ઉત્સવ નિમિત્તે આજ આપણે અહીં એકઠા મળ્યા છીએ ધન્વન્તરિ ઇતિહાસ પૂર્વેના સમયમા થઈ ગયા હોય એમ માલુમ પડે છે, એટલે તેમણે જે કીર્તિ મેળવી હતી તેટલા ઉપરથી જ માત્ર આપણે તેમને ઓળખીએ છીએ એમ કહીએ તો ચાલે, તે આશરે કયા સૈકામાં થઈ ગયા તેની કોઈ પણ માહિતી આપણને નથી તેમજ તેમના જીવન તથા ગ્રંથો સબધી આપણે તદ્દન અજાણ્યા છીએ જો તેમણે કોઈ પણ પુસ્તકો રચ્યાં હશે તો તે હાલ હયાત નથી, આ ઉપરાત તેમની પછી થઈ ગએલા ગ્રન્થકારોના પુસ્તકોમા તેમણે લખેલા ગ્રંથોની સૂચના સરખી એ કરી હોય એમ જણાતું નથી પુરાતન કાળના અંધકારમાં એમનું નામ તથા યશ ઢકાઈ ગયા છે પરંતુ તે છતા તેનો પ્રકાશ એટલો ઉજ્જવલ છે કે આયુર્વેદની પ્રવૃત્તિમા ધન્વન્તરિ અને મહત્ત્વ એ બે શબ્દો સમાનાર્થ વપરાય છે. ચરક અને સુશ્રુતની ખ્યાતિ કાંઈ જેવી તેવી નથી, તેમ જ ચરક સહિતા તથા સુશ્રુત સંહિતા જેવા વિશાળ ગ્રંથો તેઓ રચી ગયા છે પરતુ ધન્વન્તરિ સમ્ક્ષ તેમનો પ્રકાશ ઝાંખો પડે છે અને તેઓ ઉતરતી પક્તિના ગણાય છે, એટલું જ નહિ, પણ સુશ્રુતના કહેવા પ્રમાણે જે શિષ્યો આગળ ધન્વન્તરિએ વ્યાખ્યાનો આપ્યા હતા તેમા તે પોતે પણ હતો અને તેના પરિણામે સુશ્રુત સહિતા ઉત્પન્ન થઈ હતી

સુશ્રુત સહિતાના સૂત્રસ્થાનની શરૂઆતના જ ભાગમા કહેવામા આવ્યુ છે કે "દેવતાઓમા ઉત્તમ ઋષિઓના સમૂહથી વીંટાએના અને વાનપ્રસ્થ આશ્રમમા રહેલા કાશીરાજ, દિવોદાસ કે જે ધન્વન્તરિ એ નામથી પણ ઓળખાતા હતા, તેમની પાસે જઈને ઔપધેનવ, વૈતરણ, ઔરભ્ર, પૌષ્કલાવત, કરવીર્ય, ગોપુર રક્ષિત અને સુશ્રુત આદિ ઋષિઓએ વિનતી કરી કે મહારાજ!" વગેરે

આ લેખ ઉપરથી તો ધન્વન્તરિ એ જ દિવોદાસ અને કાશીરાજ હોય એમ અનુમાન કરવામા આવે પણ ભાગવતના નવમા સ્કન્ધના સત્તરમા અધ્યાય ઉપરથી એમ લાગે છે, કે દિવોદાસ જે સુશ્રુતનો ગુરુ હતો તે ધન્વન્તરિ રાજાનો પ્રપૌત્ર થતો હતો અને ગરૂડ પુરાણના ૧૩૯ મા અધ્યાયમા પણ એવી જ હકીકત છે

દિવોદાસને કાશીરાજ કહેવામા આવેલા છે તેના કારણને વાસ્તે પણ બહુ મતભેદ છે

ટીકાકાર ડલ્હનના ધારવા પ્રમાણે કાશીરાજ વાણારસી દેશના રાજા હતા, પણ બીજે

*શ્રી ધન્વન્તરિ મહોત્સવ પ્રસગે વડોદરામા આપેલુ ભાષણ.

એવો મત છે કે કાશી એ નામથી ઓળખાતા એક ચંદ્રવંશી ક્ષત્રીય કુળમાં તે જન્મ્યા હતા તેથી તે કાશીરાજ કહેવાતા હતા.

આ સંબંધમાં એટલું ધ્યાનમાં લેવા જેવું છે કે ચરક સંહિતામાં આયુર્વેદની ઉત્પત્તિ વિષેના વિવેચનમાં ધન્વન્તરિનું નામ સૂચવ્યું હોય એમ માલુમ પડતું નથી તેટલા ઉપરથી એમ અનુમાન કરવામાં આવ્યું છે કે આટલા પ્રાચીન સમયમાં વૈદક અને શસ્ત્રવિદ્યા, એ બે જૂદા જૂદા સંપ્રદાયમાં શીખવવામાં અને પ્રેકટીસ કરવામાં આવતા હતા. વૈદક સંપ્રદાય તે અગ્નિવેશ સંપ્રદાયને નામે ઓળખાતો, અને શસ્ત્રવિદ્યાનો સંપ્રદાય તે ધન્વન્તરિ સંપ્રદાય કહેવાતો. એવું અનુમાન કરવામાં આવ્યું છે કે એ અતિ પ્રાચીન સમયમાં પણ આર્યાવર્તમાં ઓછામાં ઓછાં બે મહા વિદ્યાલયો હતાં; એક બનારસમાં, અને બીજું તક્ષિલમાં. આ સ્થળોમાં દરેક પ્રકારની વિદ્યા પ્રચલિત હતી. બનારસની વૈદકશાળામાં ધન્વન્તરિ અને તેના શિષ્યોના શિક્ષણનુ અનુસરણ થતું હશે એ સંભવિત છે; તેમ જ તક્ષિલમાં વૈદકને વિશેષ વિષય ગણતા હતા; ત્યાં ચરકના ગુરુ અગ્નિવેશના ધોરણ પ્રમાણે શિક્ષણ અપાતું હશે.

આ હકીકત જો ખરી હોય તો ચરક સહિતામાં ધન્વન્તરિનું નામ નથી આપ્યું તેનું કારણ સહજ સમજી શકાશે.

પ્રાચીન પુસ્તકો અને કલ્પના ઉપરથી મળેલા પુરાવા બાજુ ઉપર મુકીશું તો એ એટલું તો સર્વે માન્ય છે કે ધન્વન્તરિ મહા વિદ્વાન ગુરુ હતા; તેમ જ વૈદક અને બીજી ઉપચાર પદ્ધતિ ઉપરાંત શસ્ત્રવિદ્યાના સિદ્ધાન્ત અને પ્રયોગ સંબંધી પુષ્કળ સૂચના તેમણે આપી હતી—એટલે સુધી કે તેમને આયુર્વેદની શસ્ત્રવિદ્યાના પિતા કહી શકાય.

આ મહાન નરના જીવન અને જીવનકાર્યના સ્મરણોત્સવ નિમિત્તે આજ આપણે એકત્ર થયા છીએ. ગુરુપૂજાની ભાવના એ જ બતાવે છે કે વીર પુરુષના કાર્યની કદર કરવાની તેમજ તેને યોગ્ય માન આપવાની આપણી ઈચ્છા છે.

ધન્વન્તરિના વિજ્ઞાનની સેંકડો વર્ષ અવગણના કર્યા પછી જાગ્રતિનાં શુભ ચિહ્નો માલુમ પડવા લાગ્યાં છે.

જો આપણે ધન્વન્તરિને માટે ખરૂં માન અને ભક્તિભાવ રાખતા જ હોઇએ તો એ મહાન પુરુષે હિંદુ લોકોના હિતને વાસ્તે જે વિદ્યા આપી તેનું બરોબર અધ્યયન કરવું એ આપણું કર્તવ્ય છે. અને તેમના પછીના બે, અઢી હજાર વર્ષોમાં જે વધારો થયો છે, તે શીખીને આપણાથી થાય તેટલો ઉમેરો કરવો જોઇએ.

હવે આપણે આયુર્વેદના પરિવર્તનનું દિગ્દર્શન કરીએ—

ધન્વન્તરિ પછી ચરક અને સુશ્રુત એ બે વિખ્યાત નામો આપણી દૃષ્ટિએ પડે છે, અને આ બંને પુષ્કળ માહિતી આપી ગયા છે. અને તેમના જ ગ્રંથોને આધારે ત્યાર પછીની

કૃતિઓ રચાઈ છે ચરક મુખ્યત્વે ચિકિત્સક વૈદ્ય છે, અને તેથી તેની ચિકિત્સા ઉત્તમ છે સુશ્રુત શસ્ત્રવૈદ્ય છે તેથી એ વિજ્ઞાનમા શ્રેષ્ઠ છે તેમના સમયમા આયુર્વેદના શાસ્ત્રની કળા સપૂર્ણ જામેલી હતી અને તેના અધ્યાપકોને યોગ્યતા પ્રમાણે પ્રતિષ્ઠા અને સન્માન મળતા

ત્યાર પછી વાગ્ભટના સમય સુધી આયુર્વેદની સ્થિતિ વિષે આપણી પાસે કાઈ માહિતી નથી

ચરકના ગુરુ અગ્નિવેશનો સમકાલિન હારિત, તેની સંસના હુ જાણી જોઇને કરતો નથી. કારણ કે હારિત સહિતા નામનો ગ્રથ છે તે લોકો ધારે છે તેટલો પુરાણો નથી પરતુ તે બહુ પાછળથી રચવામા આવી હતી એવું સિદ્ધ કરવામા આવ્યુ છે

વાગ્ભટના સમયથી વિજ્ઞાન પ્રત્યેનો ઉત્સાહ મદ પડતો માલુમ પડે છે Observation (અવલોકન) અને Investigation (નિરુપણ)ની ભાવનાની પણ એવી જ સ્થિતિ જણાય છે, અને તેના પરિણામે મહાન ગ્રથકારોના પ્રમાણનું અવલબન વધારે કરવામા આવે છે અને જો કે આ સમય પછી સેકડો પુસ્તકો રચાયા છે—ને કટલાક નવા નિરીક્ષણ પણ કરવામા આવ્યા છે, નવા અને ઉપયોગી ઔષધોની શોધ થઈ છે—તે છતા તર્કના પ્રભાવની તેમા ખામી જોવામા આવે છે અને આયુર્વેદના સિદ્ધાન્તમા તેમ જ પ્રયોગમા કાઈ જ ઉમેરો કરેલો નથી, આ ઉપરાત matters of fact—વાસ્તવિકતા માટે પણ તેમા સંપૂર્ણ વિશ્વાસ રાખી શકાય તેમ નથી

એટલે હવે આપણે ૧૩ મા સૈકામા શારગધર અને ૧૬ મા સૈકામાં ભાવમિશ્રના સમય સુધી આવી પહોચ્યા તેમણે ઔષધોની સખ્યા ઘ યાદીઓનો સગ્રહ કર્યો છે તેથી વિશેષ કાઈ કર્યુ નથી પરતુ હાલના સમયમા આયુર્વેદની જેટલી અધમ દશા થઈ છે તેવી તે સમયમા થઈ હતી એવુ મારૂં કહેવુ નથી જો કે શાસ્ત્ર વિરુદ્ધ પ્રવૃત્તિ થતી હતી, તો પણ બીજા દેશો કરતા આપણા દેશની સ્થિતિ ચઢીઆતી હતી આપણી પાસે ખુલ્લો પુરાવો છે કે ચીન દેશમા આપણુ સાહિત્ય દાખલ કરવામા આવ્યુ હતુ અને 'હુતસીંગ' જે જ્ઞાન મેળવવાની જીજ્ઞાસાથી હિંદુસ્થાનમા પ્રવાસ કરતો હતો તેણે તેનું અધ્યયન કર્યું હતું

ગ્રીક લોકોમાં પણ બારોબાર તેમ જ ઈજીપ્શીઅન લોકોની મારફત તેની અસર થઈ હતી હિન્દુ વૈદક શાસ્ત્રમાંથી એ લોકોને 'ઘણું જાણવાનું' ને શીખવાનું મલ્યું હતું તેના પ્રમાણો તેમના વૈદક સિદ્ધાન્ત તથા પ્રયોગમા માલુમ પડી આવે છે ફારસીમાં ને તે પછી અરબ્બી ભાષામા આપણા ગ્રન્થોના તર્જુમા થયા હતા ઉત્તરમા, તીબેટના લોકોએ પણ આપણા ઘણા ખરા પ્રખ્યાત ગ્રથકારોના પુસ્તકોના તરજુમા કર્યા હતા સુશ્રુતનો અરબ્બી તરજુમો "કેતાલે સમશુર-અન-હીદી" એ નામે ઓળખાયો હતો આ તરજુમા પછી લૅટીનમાં તરજુમા થયા હતા હલ્પર નામના માણસે લૅટીનમાં તરજુમો કરેલો છે અને વ્યુલર્સ નામના માણસે જર્મનમાં કર્યો છે બેશક, સત્તરમા સૈકા સુધી યુરોપમા ચાલતી પદ્ધતિનો

પાયો આ લૅટીન તરજુમા પર જ રચાયો હતો જો કે તે તરજુમામાં ગ્રીક પદ્ધતિનું પણ મિશ્રણ તો થયુ જ હતું

, બગદાદના ખલીફના દરબારમા અને દવાખાનામા ઘણા હિન્દુ વૈદ્યોને રાખવામા આવ્યા હતા હિન્દુસ્થાનના વિજ્ઞાનનું જ્ઞાન મૂળ ગ્રંથોદ્વારા મળે ત્યારેજ એ લોકોની કેળવણી સંપૂર્ણ થઈ ગણાતી, અને તે હેતુથી આપણા દેશનો પ્રવાસ વિદ્યાર્થીઓને માટે ખાસ આવશ્યક ગણાતો હતો, એટલે સધી આપણી વિદ્યાની ખ્યાતિ હતી!

આ વસ્તુસ્થિતિની સાથે તે પછીના સમયથી ઓગણીસમી સદીના અંતના સમય સુધીની આપણા દેશની સ્થિતિની સરખામણી કરો!

Original એટલે તદ્દન નવી કૃતિનો તો નાશ જ થઈ ગયો હતો લોકોને ગ્રંથ કર્તાનું છૂટક છૂટક જ્ઞાન હતુ પરંતુ તે પણ પાઠથી ચએના ઉતરતી પંક્તિના ગ્રંથકારોનુ એટલે, એ લોકો દવાની યાદીઓના મુખપાઠ કરતા પણ તેમની ચિકિત્સા ઘણી જ નિર્માલ્ય હતી શિક્ષણપદ્ધતિ અધમ થઈ ગઈ હતી અને વૈદક પ્રવૃત્તિ જે માન મળતુ હતુ તે ઓછુ થઈ ગયુ હતું બીજા કોઈ ધંધામા ફાવી ન શકે તે માણસ આ ધંધો લઈને બેસતા કારણ કે તેમા કાઈ આવડતની જરૂર લાગતી નહિ Anatomy (શરીર વ્યવચ્છેદ વિદ્યા), Physiology (સર્વેન્દ્રિય શાસ્ત્ર)નુ તેમને કાઈ પણ જ્ઞાન નહતું શસ્ત્રવિદ્યા એટલી હદ સુધી ભૂલી જવામા આવી કે વૈદ્યોને તેનું સુદ્ધા જ્ઞાન રહ્યું નહિ અને તદ્દન અભણ મનુષ્યો, હજામો ઇત્યાદિને હસ્તક એ કામ ગયુ Botany (વનસ્પતિ શાસ્ત્ર)ને Chemistry (રસાયન શાસ્ત્ર)ના સિદ્ધાંતો (principles) જાણમા નહોતા અને જે દવાઓમા કિંમતી રસાયણ પ્રયોગો કરવા પડતા તેવા રવાનુ ધૈર્યમા તેમ નાનવે તેમ નહોતુ

અનિષ્ટ લોકોના હાથમા આ વર્ગ આવવાથી તેમની અધમ કેળવણીથી, કમાણી ઘણી જૂજ મળવાથી, માન ન મળવાથી આવા અનેક કારણોને લીધે આ ધંધાની પ્રતિષ્ઠા ઘટતી ગઈ પ્રથમ મુસલમાનોએ અને પછી યુરોપીઅન દાક્તરોએ તેમની ઉત્તમ પ્રેક્ટીસ લઈ લીધી છેવટ મેડીકલ ઍક્ટથી અપમાન અને અધમતાની હદ આવી રહી આ કાયદાને લીધે તો તમારો ધંધો વાસ્તવિક રીતે ગેરકાયદેસર થઈ ગયો, અને તમારામાં મ વી શ્રેષ્ઠ હોય તેની પદવી પણ હલકામા હલકા લશ્કરી ઍસીસ્ટન્ટ સર્જન કરતા પણ ઉતરતી થઈ ગઈ

હવે આયુર્વેદશાસ્ત્રની અધમ દશા કેવા રીતે થઈ તેના કારણો ટુકામા તપાસીએ

ચરક અને સુશ્રુતના સમયમા વૈદ્યો બધા વિદ્વાન હતા અને પોતાના ધંધાના વિષયો ઉપરાંત સાહિત્ય અને philosophy (તત્ત્વવિદ્યા) નું જ્ઞાન ધરાવતા હતા, અને Technical (હુનરની) કળાનુ વ્યવહારિક જ્ઞાન તેમને હતુ ત્યાર પછીથી જનસમૂહના લક્ષણમા અધમતા આવતી ગઈ ગ્રીસમા પણ એ જ પ્રકારની અવદશા થએલી આપણે જાણીએ

છીએ. હિપોક્રેટીસની પછી ગ્રીસની જે ઉત્તરોત્તર અવદશા થતી ગઈ તે ગ્રીક લોકોના જન સમાજની અધમતાને અંગે જ થએલી માલુમ પડે છે.

વૈદ્યના ધંધાની પ્રતિષ્ઠા ઘટી ગઈ હતી, અને બ્રાહ્મણ વર્ગનું જોર વધી પડ્યું હતું તથા તે લોક વધારે ક્ષુદ્ર બુદ્ધિવાળા થતા ગયા હતા. પહેલાંના વખતમાં મુડદાને સ્પર્શ કર્યાનું પ્રાયશ્ચિત્ત છેક જ નામનું હતું. પણ ધીમે ધીમે તે સ્નાન અને સંધ્યામાંથી વધી વધીને જ્ઞાતિને અનુસરીને દસથી ત્રીસ દિવસ સુધીનું સુતક પાળવા સુધી પહોંચ્યું હતું. સ્વાભાવિક રીતે Anatomyનું અધ્યયન ધીમે ધીમે છોડી દેવામાં આવ્યું. પરંતુ એથી પણ શોકજનક વાત તો એ થઈ કે ઊંચી જાતના અને બુદ્ધિમાન વર્ગના લોકોએ આ ધંધો લેવો છોડી દેવા માંડ્યો.

બીજું કારણ એ હતું કે પ્રાચીન ગ્રન્થકારોનાં પ્રમાણ (authority) ને માટે બેહદ માનવૃત્તિ થતી ગઈ. આને લીધે સ્વતંત્ર શોધની ઈચ્છાનો અવકાશ રહેતો નહિં. યુરોપમાં પણ આ પ્રકારની ભાવના પ્રચલિત હતી; અને આપણે જાણીએ છીએ કે પૃથ્વી સૂર્યની પ્રદક્ષિણા કરે છે. અને ધર્મગુરુઓના કહેવા મુજબ સૂર્ય પ્રદક્ષિણા નથી કરતો એ પોતાની સ્વતંત્ર શોધને ખાતર ગૅલીલીઓને શિક્ષા ખમવી પડી હતી. આ પ્રમાણે હિન્દુસ્થાનમાં પણ સુશ્રુત કે ચરકના દેવ સમાન મતથી જરાક પણ જૂદો અભિપ્રાય થાય તે ઘણી જ અધાર્મિક ધૃષ્ટતા ગણાતી હતી.

પ્રથમ તો dissection (વાઢકાપ) તથા Anatomyના અધ્યયનના અનાદરને લીધે શસ્ત્રવિદ્યાની પ્રગતિ રોકાઈ ગઈ અને બીજું શસ્ત્રવિદ્યાનું કામ ઘણું હલકા પ્રકારનું અને ઉચ્ચ વર્ણને અણછાજતું મનાયું. આ ઉપરાંત પછવાડેના સમયમાં સર્વ પ્રકારના રોગ પારાના ઉપચારથી દૂર થાય છે એવી ખોટી કાલ્પનિક ભ્રમણા માનવામાં આવતી હતી. પારાનો પ્રચાર અને તેને અંગે કરવામાં આવતા રસાયણ પ્રયોગમાં તાન્ત્રિક માર્ગની ગુપ્ત ક્રિયાનો ઉદ્ભવ થયો છે; અને એ ક્રિયાઓને પરિણામે ઘણી રાસાયણિક શોધ અને અન્વેષણ થયાં છે. પરંતુ તેનાથી શસ્ત્રવિદ્યાનો સંહાર થઈ ગયો. શસ્ત્રવિદ્યાથી જે કાર્યસિદ્ધિ થાય તે સિદ્ધિ પારાનું સેવન અથવા તેનો લેપ કર્યાથી થાય એવું વૈદ્યો માનતા હતા એવાં વચનો આપણા વાંચવામાં આવે છે. દૃષ્ટાન્ત તરીકે રસેન્દ્ર ચિન્તામણિમાં એક ઠેકાણે ગુરુ પાસે શિષ્ય એવી માગણી કરે છે કે " હે ગુરુ ! મને એવી વિદ્યા શીખવો કે જેથી નબળાં અને બીકણ લોકોને ઉપચાર કરવામાં શસ્ત્ર કે ડામનો ઉપયોગ કરવો પડે નહિં."

ત્રીજું, મુસલમાની રાજ્યના અમલમાં શાસ્ત્રીય સાહિત્યનો જાણ્યે-અજાણ્યે સંહાર કરવામાં આવ્યો હતો, અને ઘણો નાશ થયો હતો. સામાજિક સ્થિતિ એવી થઈ ગઈ હતી કે સાહિત્ય, તત્ત્વજ્ઞાન કે કળાના અધ્યયન તરફ વૃત્તિ કરી શકાય નહિં, અને તેથી સ્વાભાવિક રીતે ઉત્તરોત્તર અવદશા થતી ગઈ.

ચોથું, રાજ્યકર્તા તરફથી આર્થિક અને નૈતિક સાહાય્ય મળે નહિં તો કોઈ પણ વિજ્ઞાન કે સાહિત્યનો પ્રચાર થઈ શકે નહિં. મુસલમાનોની અમલમાં રાજાઓ તેમ જ ઉમરાવો હકીમો પાસે દવા લેતા.' અને અધિકારી વર્ગ તરફથી હકીમોને જ આશ્રય આપવામાં આવતો. જો કે બેશક હિન્દુ રાજાઓ અને પ્રજાજનો તો વૈદ્યનો જ આશરો લેતા. પરતુ નિરૂપણ (investigation) ના કાર્યમાં અને અધ્યયનમાં મહેનત અને અનુભવ એટલું બસ નથી પૈસો અને અવકાશ આવશ્યક છે. અને તે તેમને હમેશ મળતાં નહિં.

પરંતુ તોફાન પછી નિર્મળ હવા થાય છે, અજ્ઞાન અને નિરુત્સાહનાં કાળાં વાદળાં દૂર થઈ જવા માંડ્યાં છે. મેઘની ચારે બાજુ રૂપેરી કોરણ ઝળકતી માલુમ પડે છે, અને ઉજળા દિવસનાં શુભ ચિન્હોની ઝાંખી થાય છે. પુનઃ પ્રવૃત્તિનો આરંભ થવા માંડ્યો છે અને તેનો ઉત્કર્ષ કરવામાં સહાયભૂત થવું એ તમારૂં કર્તવ્ય છે.

ભારતવર્ષમાં ચોમેર પુનર્જાગ્રતિનો ભાસ થવા માંડ્યો છે. આ પ્રવૃત્તિ પણ તેને જ અંગે છે.

અજ્ઞાન, દુરાગ્રહ, મિથ્યા ગર્વ સર્વ એક કોરણે મૂકીને આપણે પ્રયાસ કરવો આવશ્યક છે. માર્ગમાં હજારો અડચણો નડશે. પરતુ જો આપણને પ્રતીતિ હોય કે આપણું શાસ્ત્ર ટકવા યોગ્ય છે અને પાશ્ચાત્ય પદ્ધતિથી તેનો ઉચ્છેદ થઈ શકે એમ નથી તો એ મહાન કાર્ય માટે બાથ ભીડો અને સ્વાર્થત્યાગ કરીને આયુર્વેદના ઉદ્ધાર માટે રાત દિવસ પ્રયાસ જારી રાખો.

હવે આટલો વખત આપ સર્વેએ ધ્યાન પૂર્વક સાંભળ્યું છે, તો આપણે આ કાર્યમાં કયો માર્ગ ગ્રહણ કરવો જોઇએ તે મારે જણાવવું જોઇએ. કાર્યનો આરંભ તો થઈ ચૂકેલો છે, પણ આપણે પોતે આ બાબતમાં શા પગલા લેવાં જોઇએ, તેનો વિચાર કરીએ.

કેળવણીના વિષયમાં સર્વેનો એકમત થવો સંભવિત નથી. પરતુ હું હમેશ ઘણા ઊંચા આદર્શ રાખું છું. પ્રાચીન સમયના ભારતવાસીઓ એ જ પ્રમાણે કરતા અને જો કે આપણે ઉત્તમ સ્થિતિએ તો એકદમ પહોંચી ન શકીએ તો પણ જેટલે ઊંચે જવાય તેટલું જવાનો પ્રયાસ તો કરવો જ જોઇએ.

આ વિષયની ખાસ માહિતી મેળવવા માટે હિન્દુસ્થાનમાં મેં મુસાફરી કરી હતી. અને તેટલા ઉપરથી મારો મત જે બંધાયો છે તે તમારી સમક્ષ રજુ કરૂં છું. યોગ્ય લાગે તેટલું સ્વીકારશો.

શિક્ષણપદ્ધતિ માટે બેમત છે. એક તો એ કે અસલના ગ્રન્થો અને અસલની પદ્ધતિ પ્રમાણે શીખવવું, અને બીજો મત એવો છે કે અસલની પદ્ધતિમાં ફેર કરવો અને જુના ગ્રંથો સિવાયનું જૂદાં જૂદાં વિજ્ઞાનનું જ્ઞાન દાખલ કરવું.

'જયપુર, અસલના વિચારના હિન્દુ રાજાની રાજ્યધાની છે ત્યા આયુર્વેદની કૉલેજ છે. તેમા એકલુ મૂળ સંસ્કૃત ગ્રંથોનું શિક્ષણ અપાય છે, અને શિક્ષકો વ્યાવહારિક પ્રયોગ (practical work) બતાવતા નથી શાળાને અંગે હૉસ્પીટલ કે દવાખાનુ નથી ત્યારે કલકત્તામા એવુ જોવામા આવ્યુ હતુ કે કેટલાએક કવિરાજો થોડા ઘણા શિષ્યોને પોતાની પાસે રાખે છે, પોતાના ઘરમા ખવડાવે છે, અને તેમને વૈદકશાસ્ત્રનુ જ્ઞાન આપે છે, તથા દરદીઓને તપાસતી વખત પોતાની સાથે લઈ જાય છે

આ બન્ને પદ્ધતિના જૂદા જૂદા લાભ છે પણ હાલના સમયને માટે તે અનુકૂળ નથી એટલું લક્ષમા રાખવાનુ છે કે ચરક થઈ ગયા પછી આશરે અઢી હજાર વર્ષ વીતી ગયા છે ત્યાર પછી જગતના જ્ઞાનમા ઘણો ઉમેરો થયો છે માત્ર ચરક, સુશ્રુત અને વાગ્ભટનું અધ્યયન કરવુ તે જેટલી જ્ઞાનની વૃદ્ધિ ત્યાર પછી થઈ છે તેનો ઉચ્છેદ કરવા જેવુ થાય છે

માત્ર પ્રાચીન ગુરુશિષ્ય-વૃત્તિની પદ્ધતિનો પુનરુદ્ધાર કર્યાથી એક જ-જૂનીનુ જ્ઞાન સંપાદન કરવાનુ થાય છે હાલની કૉલેજ પદ્ધતિના અનેક લાભ છે. તેમા પણ ખામી છે ખરી વિશેષ કરીને શિષ્યવૃત્તિના અભાવમા, પણ જે પદ્ધતિમા થોડામા થોડા બાધ હોય અને જેથી વધારેમા વધારે અર્થસિદ્ધિ થતી હોય તે આપણે ગ્રહણ કરવી જોઈએ

આપણને શાનું શિક્ષણ ઈષ્ટ છે તેનો વિચાર કરીએ શારીરિક કે માનસિક રોગથી પીડાતા દરદીને શા ઉપચાર કરવા તે જાણવુ આવશ્યક છે પરતુ આ ઉપરાત રોગ કેવી રીતે થતા અટકાવવા એ પણ લોકોને આપણે શીખવવાનુ છે આવી મહત્ત્વની કળા જે યુવકો શીખવાની ઇચ્છા હોય તો એવી ઉપયોગી મહત્ત્વની માહિતી મેળવવાને પાત્ર થવુ જોઈએ એટલુ તો તમે કબુલ કરશો એમ ધારૂ છુ

પ્રાચીન ભારતના વૈદ્યો આ જમાનાની યુરોપની યુનીવર્સીટીની માફક જ આ બાબતમા દૃઢ આગ્રહ હતો એટલેથી જ તેઓ સતોષ નહોતા માનતા તે યુવકોની નૈતિક રીતભાત માટે પણ ઘણી સાવચેતી રાખતા કેવા શિષ્યને આયુર્વેદની દીક્ષા દેવી તે વિષે કહેવામા આવ્યુ છે કે જે પુરુષ બ્રાહ્મણ ક્ષત્રીય કે વૈશ્ય જાતનો કુલીન હોય યોગ્ય અવસ્થાવાળો હોય સુશીલ હોય દરેક કાર્યમા ગભરાય નહિ એવો હોય, પવિત્ર હોય, સારી પદ્ધતિવાળો હોય જીતેંદ્રિય હોય, ઉત્સાહવાળો હોય, ક્રિયાઓ કરવાની શારીરિક શક્તિવાળો, બુદ્ધિમાન ધીરજવાળો, પાતળી જીભવાળો, પાતળા હોઠવાળો સરળ નાસિકાવાળો, દુખો સહન કરી શકે એવો હોય એવાને આયુર્વેદની દીક્ષા આપવી

વર્ણવેલ આવો આદર્શભૂત શિષ્ય મળવો તો ઘણો મુસ્કેલ હશે પણ આના ઉપરથી આપણે સમજવાનું છે કે જે માણસમા માનસિક અને નૈતિક યોગ્યતા ન હોય તેવાને આ ઉદાત્ત પ્રવૃત્તિમા દાખલ થવાનો હક્ક નથી તેમ જ 'દીક્ષા આપતી વખતે શિષ્યનો જે ભનામણુ કરવામા આવતી હતી તે પણ જાણવા જોગ છે--'તારે અભ્યાસ પુરો થતા

સુધી કામ, ક્રોધ, લોભ, મોહ, માન, અહંકાર, ઇર્ષ્યા, કઠોર વર્ચન, ચાડી, મિથ્યાભાષણ, આલસ્ય અને જેઓથી અપકીર્તિ થાય એવાં કાર્યોમાં પ્રવૃત્તિ-આ સર્વે છોડી દેવું. નખ તથા વાળ ચોખ્ખા રાખવા, કાષાય વસ્ત્રો પહેરવાં," ઇત્યાદિ.

અર્વાચીન સમયમાં આયુર્વેદના શિક્ષણ માટે નીચે પ્રમાણે ક્રમ રાખવો પડશે.

શરૂઆતમાં Biology ( પ્રાણિવિદ્યા ), Chemistry ( રસાયન શાસ્ત્ર ), અને પદાર્થ વિજ્ઞાન.

તે પછી, Anatomy ( શરીર વ્યવચ્છેદન શાસ્ત્ર ), Physiology ( સર્વેન્દ્રિય શાસ્ત્ર ), Materia and Pharmacy ( ઔષધિગુણ વિદ્યા અને ઔષધિ તૈયાર કરવાનું જ્ઞાન ), Hygienl and medical Jurisprudence ( આરોગ્ય વિજ્ઞાન અને કાયદાને લગતું વૈદક જ્ઞાન ),

આટલા વિષયો પછી Medicine and Pathology ( વૈદક અને નિદાન ), Surgery ( શસ્ત્રવિદ્યા ), Midwifery, Obstetrics and Diseases of Children ( સૂતિકાર્ય અને બાળકોના વ્યાધિઓ ), Eye Diseases ( આંખના વ્યાધિઓ ), Bacteriology ( જંતુવિદ્યા )

આ બધા વિષયો શીખવવાને વાસ્તે તમારે સારી ચોપડીઓની જરૂર અવશ્ય પડશે. મટીરીઆ મેડીકા પણ એવી હોવી જોઇએ, કે જેમાં નવાં ઔષધો દાખલ થએલાં હોય. ઇંગ્લંડના ઔષધિસંગ્રહમાં આપણા દેશમાં વપરાતી દવાઓનાં નામ દાખલ કરવામાં આવ્યાં હોય છે તેમ આપણે પણ યુરોપમાંથી કામ લાગે એવી દવાઓ દાખલ કરવી. મુસલમાનોના વખતમાં આપણે યુનાની દવાઓમાંથી ઘણી લીધી હતી, જેવી કે અફીણ, તેવી જ આજે મેન્ટોનીન અને કવીનીન જેવી દાખલ કરવી જ જોઇએ.

એનેટોમીમાં Dissection કર્યા વગર શીખી શકાય જ નહિ. અને એનેટોમી શીખ્યા વગરના માણસે કામ કર્યું હોય તો તે મનુષ્યવધ જેવું જ થવાનો સંભવ છે. સુશ્રુત, ચરક, વાગ્ભટ, યોગરત્નાકર, ભાવપ્રકાશ, માધવનિદાન, રસરત્ન સમુચ્ચય, શારંગધર, વનસ્પતિ નિઘંટુનાં investigations (નિરુપણ) કરવાં જોઇએ, અને તે બનતા સુધી ગુજરાતીમાં હોવાં જોઇએ, કારણ કે સંસ્કૃત શ્લોક બોલવાથી ઘણી વિદ્વત્તા છે એમ હાલના વખતના લોકો ઉપર અસર થતી નથી.

સુમન્ત બટુકરામ મહેતા.



# ચર્ચાપત્ર.

## (૧)

મહેરબાન વસન્તના તન્ત્રી સાહેબ,

અમદાવાદ

સાહેબજી—ચાલુ સાલના આષાઢ માસના અંકમાં " ભારત વર્ષનો મહાન્ ગણિતશાસ્ત્રી ભાસ્કરાચાર્ય " વિષે લેખ આપેલો છે. તેમા કુટ્ટક રીતી આપેલી છે. આ રીત પ્રમાણે નીચેનો દાખલો મળતો નથી

દાખલો—૨૫૬ ને એવી સખ્યાએ ગુણો કે ગુણાકારમા ૬૪ ઉમેરતા જે આવે તેને ૮૦ એ ભાગતા નિ શેષ આવે

ઉપરના દાખલામા,

ભાજ્ય — ક્ષેપ હાર છે.
૨૫૬ — ૬૪ — ૮૦

આ ત્રણને ૧૬ એ ભાગીએ તો—

ભાજ્ય ક્ષેપ હાર આવે
૧૬ — ૪ — ૫

હવે ભાજ્ય અને હારનો દૃઢ ભાજક કરીએ તો—

૫ ) ૧૬ ( ૩
૧૫
૧

આ ફળને નીચે પ્રમાણે ગોઠવી એક વલ્લી તૈયાર કરીએ તો

૩ — ફળ
૪ ક્ષેપ
૦ —

હવે ૩ અને ૪ નો ગુણાકાર કર્યો તો ૧૨ આવ્યા અને નીચે પ્રમાણે વલ્લી તૈયાર થઈ

૧૨
૪

આ એમાથી એક કુટ્ટક છે.

પરંતુ,૨૫૬ ને ૧૨ વડે ગુણતાં ૩૦૭૨ આવે છે. તેમા ૬૪ ક્ષેપ ઉમેરતાં ૩૧૩૬ આવે છે. આ સખ્યાને ૮૦ એ ભાગતા નિ શેષ આવે જ નહિ

પરતુ આ દાખલાને ઇષ્ટ રાશિ રીતે ગણતા ૬ કુટ્ટક આવે છે. તે સખ્યાએ ૨૫૬ ને ગુણી ૬૪ ઉમેરીએ તો ૧૬૦૦ આવે છે આ સંખ્યાને ૮૦ એ ભાગતા નિઃશેષ આવશે.

એ જ પ્રમાણે—

| | ભાજ્ય | ક્ષેપ | હાર |
|---|---|---|---|
| (૧) | ૧૩ | — ૫ — | ૬ |
| (૨) | ૧૯ | — ૭ — | ૮ |

આ દાખનાઓ પણ કુટ્ટક રીતે મળતા નથી, પણ ઇષ્ટ રાશિ રીતે પહેલાનો જવાબ ૭ આવે છે, અને બીજાનો જવાબ ૨ આવે છે.

ઉપરના દાખલાઓ કુટ્ટક રીતે કેમ મળતા નથી ?

મહેરબાન સ્વામીનારાયણે જે રીત આપેલી છે તેમા ભાજ્યને હારે ભાગતા બે ફળ અગર તેથી અધિક ફળ આવે છે પણ ઉપરના દાખલામા એક ફળ આવે છે. મને લાગે છે કે જે દાખલામા એક ફળ આવે તે દાખલા કુટ્ટક રીતે થતા નહિ હોય

આ બાબતનો ખુલાસો મે પ્રોફેસર સાહેબ આપશે તો તેમનો હુ મોટો આભાર માનીશ અને તેમને મેં જે પરિશ્રમ આપ્યો છે તે તેઓ ક્ષમા કરશે

તારીખ ૨૩-૯-૧૩ } ડાહ્યાભાઈ ઉમેદચદ શાહ.

---

( ૨ )

રાણકદેવીના દુહા

—તત્સંબંધે કંઈક ખુલાસો—

શ્રીયુત્ ' વસન્ત ' ના અધિપતિ સાહેબ—

નીચેના ચર્ચાપત્રને આપના સુપ્રસિદ્ધ માસિકની કીંમતી કોલમોમા સ્થાન અર્પશોજી

' કવિતા પ્રવેશ ' નું અવલોકન કરતાં રા. નરસિંહરાવભાઈ જે જે સુધારાએ દર્શાવે છે તે બધાંની દલિલ ફક્ત થોડાક નીચેના અપવાદ સિવાય વાજબી છે.

' રાણકદેવિના-વિલાપ ' ના સોરઠાના ક્રમ રા નરસિંહરાવભાઈ આપતા છઠ્ઠો સોરઠો જે સ્થળે ગોઠવે છે ત્યાં હોવો એ કંઈક અસંભવિત દષ્ટિગમાન થાય છે.

"રત્નમાળ" નામક રા. સ્વ. કવિશ્વર દલપતરામભાઈ રચિત ગ્રન્થમાં પણ આ સોરઠાને (પાટણ જઇને એક સ્ત્રીએ પૂછ્યું કે "બાઈ ત્હમારો પતિ સિદ્ધરાજ છે?" ત્યારે રાણકદેવીએ પ્રત્યુત્તરમાં કહ્યું કે હું તો મ્હારા પતિને આ સ્થીતિમાં મૂકીને આવી છું.") પાછળ જ મૂક્યો છે. એટલે કે ક્રમાનુસાર તેરમા નંબરમાં મૂક્યો છે. અને તેની પાછળ તુરંત જ દુહો છે કેઃ—

જે સાંચે સોરઠ ઘડ્યો, ઘડીઓ રા ખેંગાર;
તે સાંચો ભાગી ગયો, જાતો રહ્યો લુહાર.

આ ઉપરથી સુચિત થાય છે કે રા. દલપતરામભાઇની દલીલ ખરી હશે જ.

વળી ત્હેમના અગીઆરમા સોરઠા પછી બે સોરઠા મુકવા રહી ગયા છે.

પાટણવાડામાં આવી સિદ્ધરાજ રાણકદેવીને તે સંબંધે કહે છે, એટલે ઉત્તરમાં રાણકદેવી કહે છે કેઃ—

બાળું પાટણ દેશ, પાણિ વિના પૂરાં મરે;
સરવો સોરઠ દેશ, સાવજડાં સેજળ પિયે.

ત્યાર બાદ પાટણને પાદર આવીને સઘળા ઉતર્યા, અને સિદ્ધરાજે શહેર બહાર આખા શહેરને ઉજાણી આપી ને કહ્યું કે,—"સર્વે નાગરિકોએ નૌતન વસ્ત્રાભૂષણો સજી બહાર ઉજાણીએ આવવું." હુકમનો અમલ થતાં પ્રજાજનને શણગારાયેલાં જોઇને રાણકદેવી બોલી કેઃ—"

બાળું પાટણ દેશ, છસે પટોળાં નાંખજે;
સરવો સોરઠ દેશ, લાખેણી મળે લોબડી.

આ પછી જ વાયે ફરકે.....વાળો સોરઠો હોય તે સુઘટિત ભાસે છે. કારણ કે ઉજાણીએ આવેલ કોઈ નાગરિકની સ્ત્રીની સાથે રાણકદેવીને વાર્તાલાપ થતાં તે ભૂતકાળની વાતને સ્મરણમાં લાવીને કહે છે.

વળી રા. નરસિંહરાવભાઇએ છેલો સોરઠો પણ શા કારણથી નહીં મૂક્યો હોય? ભોગાવાને પ્રાર્થના કર્યા પછી, રાણકદેવી સતી બળવા ચિતામાં બેઠી, અને પવનના સુસવાટાએ ચિતા ભડભડાટ બળવા લાગી; આ સમયે સિદ્ધરાજે પોતાની પામરી બળતી ચિતામાં નાખી, પરંતુ રાણકદેવીએ તે બહાર ફેંકી દીધી અને કહ્યું કે,—"મ્હારાભેગો બળે તો આવતે જન્મે હું ત્હારી સ્ત્રી થઇશ, પણ રાજાની હિંમત ચાલી શકી નહિં. ત્યાં આમ છેઃ—

વાયો વાયુ સવાય, વાયે ચેળું પરજળે;
ઉભો ત્યાં સિદ્ધરાય, સત જોવા સોરઠિયાણીનું.

આ સોરઠો મુકવાથી કંઈ તે શરી, અને સાચી પવિત્ર સતિના કાર્યને કોઈ પ્રકારનું કલંક ચ્હોંટતું નથી.

પ્રાંતિપુરી.
આશ્વિન શુકલા પ્રતિપદા.

# The Greek View of Life

The central aim of all Greek art is the representation of human character and human ideals. The interpretation of "nature" for its own sake (in the narrower sense in which "nature" is opposed to man) is a modern and romantic development that would have been unintelligible to a Greek Not that the Greeks were without a sense of what we call the beauties of nature, but that they treat them habitually, not as the centre of interest, but as the background to human activity The most beautiful descriptions of nature to be found in Greek poetry occur, incidentally only in the choral odes introduced into their dramas and among all their pictures of which we have any record there is not one that answers to the description of a landscape, the subject is always mythological or historical, and the representation of nature merely a setting for the main theme And on the other hand the art for which the Greeks are most famous, and in which they have admittedly excelled all other peoples, is that art of sculpture whose special function it is not only to represent but to idealize the human form, and which is peculiarly adapted to embody for the sense not only physical but ethical types And, more remarkable still, as we shall have occasion to observe later, the very art which modern men regard as the most devoid of all intellectual content, the most incommensurable with any standard except that of pure beauty—I refer of course to the art of music—was invested by the Greeks with a definite moral content and worked into their general theory of art as a direct interpretation of human life The excellence of man, in short, directly or indirectly, was the point about which Greek art turned, that excellence was at once æsthetic and ethical and the representation of what was beautiful involved also the representation of what was good"

—*G Lowes Dickinson*

Reg. No. B. 463

# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चा-यमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमय-पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् ।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद्.

વર્ષ ૧૨, અંક ૧૦. [ માસિક ] કાર્તિક, સંવત્ ૧૯૭૦.

તન્ત્રી—ઑન રા. બ. રમણભાઇ મહીપતરામ નીલકંઠ બી. એ. એલ્‌એલ્. બી.

નોબેલ પારિતોષિક અને તે મેળવનારાઓ. ૫૦૫
(રા. રા. નવિનકાન્ત નરસિંહરાવ દીવટીયા )
એક વિચિત્ર વ્યાખ્યાનનો ઉત્તર. ૫૧૩
( પ્રો. આનન્દશંકર બાપુભાઇ ધ્રુવ. એમ. એ. એલ્‌એલ્. બી )
પ્રાસંગિક નોંધ ૫૧૭
( પ્રો. આનન્દશંકર બાપુભાઇ ધ્રુવ. એમ એ. એલ્‌એલ્ બી )
શારીરિક, માનસિક અને આધ્યાત્મિક સંગીત તુલના ૫૨૧
( રા. રા. લક્ષ્મીદાસ આદિત્યરામ વ્યાસ. સંગીત શિક્ષક)
"ઐતિહાસિક દૃષ્ટિએ માનવજીવનનું અવલોકન." ૫૩૨
( રા. રા. "શરચ્ચંદ્ર બી. એ" )
વસ્તુ એક દર્શન અને અદર્શન ૫૩૯
( રા રા ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા. બી. એ. )
એક ચર્ચાપત્ર. ૫૪૧
( રા રા "એક ગ્રેજ્યુએટ" )
ચર્ચાપત્ર ૫૪૬
( રા. રા મણિલાલ છગનભાઇ દ્વિવેદી. એમ. એ )
ગુજરાતી ભાષાની ઉત્પત્તિ. ૫૪૮
( રા. રા નરસિંહરાવ ભોળાનાથ, બી. એ. સી એસ )
પતંગીઉં. ૫૫૮
( રા રા. "મનુષ્ય ખદ્યોત." )
રાસ ૫૬૦
( રા રા° જનાર્દન નાનાભાઇ પ્રભાસ્કર. )

અમદાવાદ—'ધી યુનીયન' પ્રિન્ટિંગ પ્રેસ કં.-લી. માં મોતીલાલ છગનદાસે છાપ્યું.

## લવાજમ.

(૧) લાઇબ્રેરીઓ, (૨) સભાઓ, (૩) વિદ્યાર્થીઓ, (૪)સ્ત્રીઓ, (૫) ગુજરાતી શાળાના માસ્તરો, (૬) તલાટીઓ તથા (૭) માસિક રૂા. ૧૫ સુધી સર્વે પગાર.. વર્ષ એકના રૂા. ૨-૦-૦ પોસ્ટેજ સાથે ).

અન્ય સર્વ માટે વર્ષ એકના રૂ. ૨-૮-૦ (પોસ્ટેજ સાથે)

છૂટક નકલ એકના દર ફારમે એક આના પ્રમાણે.

મળવાનું ઠેકાણું—વસન્ત ઑફિસ—અમદાવાદ.

વ્યવસ્થાપક.

---

## લાચારી.

અમે અત્યન્ત દિલગીર છીએ કે આ માસનો અંક ઘણોજ મોડો પ્રસિદ્ધ થઇ શકે છે. ઢીલનાં કારણો દર્શાવીને અમારો અપરાધ અમે ઓછો બતાવવા યત્ન કરીશું નહિ. અમારા વાચકોની માત્ર ક્ષમા માગી, જણાવીશું કે માર્ગશીર્ષ તથા પોષના અંક એક પછી એક-બહુ ઝડપથી બહાર પડશે.

વ્યવસ્થાપક.

---



---

Reg. No. B. 463

# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चा-
यमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमय-
पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् ।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् भूत्यै
न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद्.

વર્ષ ૧૨, અંક ૧૦. [ માસિક ] કાર્તિક, સંવત્ ૧૯૭૦.

## નોબેલ પારિતોષિકો અને તે મેળવનારાઓ.

નોબેલ પારિતોષિક સ્થાપનાર, આલ્ફ્રેડ નોબેલ સ્વીડનનો મ્હોટો રસાયણશાસ્ત્રી તથા યન્ત્રકલાશાસ્ત્રી હતો. ત્હેનો જન્મ ઇ. સ. ૧૮૩૩ મા સ્વીડન દેશની રાજધાની સ્ટૉકહોમ નગરીમાં થયો હતો. ત્હેણે રશિયાના રાજનગર સેન્ટ પીટર્સબર્ગમાં કેટલાક વર્ષ સુધી કેળવણી લીધી હતી. ત્હાર પછી ત્હેણે પોતાના પિતાના યન્ત્રકનાના કારખાનાઓની વ્યવસ્થામાં ભાગ લેવા માંડયો હતો. ઈ. સ. ૧૮૬૪ મા નોબેલે, પોતે શોધી કહાડેલા ડાયનામાઇટ ( સુરંગ ફોડવા માટે વપરાતો દારૂગોળો ) નો પેટંટ મેળવ્યો હતો ઇ. સ. ૧૮૭૫માં ડાયનામાઇટ કરતા પણ અતિ નાશકારક એક પદાર્થનો પેટંટ ત્હેણે મેળવ્યો હતો. ત્હાર પછી તેર વર્ષ પછી હાલ દારૂગોળામાં કોરડાઇટ પાઉડર વપરાય છે ત્હેના અગ્રયાયી ગણાતા એક જાતના મિશ્ર પાઉડરની શોધ ત્હેણે કરી હતી. પોતાની શોધને લીધેજ હાલ વપરાતો કોરડાઇટ પાઉડર જાણમાં આવ્યો છે એમ ત્હેનો આગ્રહ હોવાથી ઈ. સ. ૧૮૯૪ થી ૧૮૯૫ સુધી ત્હેની અને બ્રિટિશ સરકાર વચ્ચે કોર્ટમા દાવા ચાલ્યા હતા. ડાયનામાઇટ તેમજ બીજા નાશકારક પદાર્થોના આરડીર (Ardeer) અને અરશાયર (Ayrshire) માં આવેલા કારખાનાઓથી તથા રશિયામાં કાસ્પિયન સમુદ્રને કાંઠે આવેલા બાકુ (Baku) નામના ગામમાં આવેલા કેરોસીન તેલના ઝરાઓમાથી નીકળતા તેલના વ્હેપારમાં નોબેલ તથા ત્હેના ભાઇએ પુષ્કળ દ્રવ્ય પ્રાપ્ત કર્યું હતું. ઇ. સ. ૧૮૯૬ ના ડીસેમ્બર માસની ૧૦ મી તારીખે, ઇટલીમા આવેલા સાનરીમો ( San Remo ) ગામમા નોબેલ મરણ

(૪) મારકોની—ઇટલીનો જગપ્રસિદ્ધ વિદ્યુતશાસ્ત્રી. ત્હેનો જન્મ ઈ સ. ૧૮૭૫ માં થયો હતો. તે જાતે ઇટાલીયન છે. ત્હેણે ઈ. સ. ૧૯૦૨ માં તાર વગર વિજળિક સંદેશા મોકલવાની યુક્તિ શોધી કહાડી હતી. ઈ. સ. ૧૯૦૯ માં પદાર્થવિજ્ઞાન માટેનું નોબેલ ઇનામ ત્હેને અપાયું હતું.

(૫) લોર્ડરેલે—ઇંગ્લાંડનો મ્હોટા પદાર્થવિજ્ઞાનીઓમાંનો એક મુખ્ય ગણાય છે. સર ડબ્લ્યુ રેમસેની સાથે મળીને આરગોન (Argon) ગેસની શોધ કરી હતી. અવાજનાં આન્દોલનો (Sound Vibrations) ના વિષય ઉપર આ ગૃહસ્થના અભિપ્રાય પ્રમાણભૂત ગણાય છે ઈ. સ. ૧૯૦૪ મા પદાર્થવિજ્ઞાન માટેનું નોબેલ ઇનામ ત્હેને આપવામાં આવ્યુ હતું. આ ગૃહસ્થ જાતે ઇગ્લાંડ નિવાસી છે.

## રસાયણશાસ્ત્રના વિભાગમાંથી મુખ્ય વ્યક્તિઓના ટુંકા વૃત્તાન્ત.

(૧) એસ. એ. અર્હેનિયસ—સ્વીડનનો રસાયણશાસ્ત્રી. ત્હેનો જન્મ સ્વીડનમાં આવેલા અપસલા ગામ પાસે ઈ. સ. ૧૮૫૯ ના ફેબ્રુઆરી ૧૯ મી તારીખે થયો હતો ત્હેણે અપસલામાં જ કેળવણી લીધી હતી. ઈ. સ. ૧૯૦૫ થી નોબેલ ઇન્સ્ટીટ્યુટ ઓફ સાયન્સમાં વિજ્ઞાન તથા રસાયણશાસ્ત્રનો અધ્યક્ષ ઈ. સ. ૧૯૦૨ માં ત્હેને "ડેવી" મેડલ આપવામા આવ્યો હતો, તથા ઈ. સ. ૧૯૦૩ માં રસાયણશાસ્ત્ર માટેનુ નોબેલ ઇનામ અપાયું હતું. મુખ્ય ગ્રન્થોઃ— ૧. Worlds in the making 1908. ૨. Life of the Universe 1909.

(૨) સર. ડબલ્યુ રેમ્સે—ઇંગ્લાંડનો પ્રખ્યાત રસાયણશાસ્ત્રી. હેનો જન્મ ગ્લાસગોમાં ઈ સ. ૧૮૫૨ માં થયો હતો. ત્હેણે લોર્ડ રેલેની સાથે મળી આરગોન, નાયોને, ક્રીપ્ટોન વગેરે જાતના વાયુ (Gases) શોધી કહાડ્યા હતા. ઈ. સ. ૧૯૦૪ માં રસાયણશાસ્ત્ર માટેનુ નોબેલ પારિતોષિક ત્હેને અપાયું હતું

(૩) ફોન બેયર—જરમનીનો રસાયણશાસ્ત્રી. જરમનીની રાજધાની બર્લિનમાં ત્હેનો જન્મ, ઈ. સ. ૧૮૩૫ ના ઓક્ટોબર માસની ૧૦ મી તારીખે થયો હતો. ત્હેણે ગળી (Indigo)નુ વ્યવચ્છેદનની શોધ કરી હતી. ઈ. સ. ૧૮૮૧ માં ત્હેને "ડેવી" મેડલ અપાયો હતો તથા ઈ. સ. ૧૯૦૫ માં રસાયણશાસ્ત્ર માટે નોબેલ ઇનામ અપાયું હતું.

(૪) એચ મ્વાસાં—ફ્રાન્સનો રસાયણશાસ્ત્રી ત્હેણે વિજળિક ભઠ્ઠી (Electric furnace)ની શોધ કરી હતી. ઈ. સ. ૧૯૦૬ માં ત્હેને રસાયણશાસ્ત્ર માટેનુ નોબેલ ઇનામ અપાયુ હતું.

| વર્ષ. | પદાર્થ વિજ્ઞાન. | રસાયણશાસ્ત્ર. | વૈદકશાસ્ત્ર. | સાહિત્ય. | શાન્તિ |
|---|---|---|---|---|---|
| ૧૯૦૧ | W. C. Rontgon (રનશન) | J. H. Van't Hoff (વાન્ટહૉફ) | E. A. Von Behring (ફૉન બ્હેરીંગ) | R. F. A. Sully Pru dhomme. (સલીપ્રુધોમ) | H Dunant (ડ્યુન્ટની) F. Passy. (પાસી). |
| ૧૯૦૨ | H. A. Lorentz (લોરેન્ઝ) P. Zeeman (ઝીમન) | E. Fischer (ફીશર) | Sir. R Rose રોસ) | T. Mommsen (મૅામસન) | E. Ducommon (ડ્યુકોમન) A. Gobat (ગોબટ) |
| ૧૯૦૩ | H. A. Bacquerel (બાકરેલ) Mon. Curie Mme. Curie (ક્યુરી) | S. A Arrhenius (અર્હેનિયસ) | N. R Finsen (ફીન્સન) | B Bjornson (બ્યન્સૅાન) | Sir. W Cremor. (ક્રીમર) |
| ૧૯૦૪ | Lord Rayleigh (રેલે) | Sir. W Ramsay (રૅમ્સે) | V. Pavlow (પાવ્લોફ) | F Mistral (મીસ્ટ્રાલ) J Echegary (એકગારી) | Institute of International Law. |
| ૧૯૦૫ | P. Lenard (લેનાર્ડ) | A. Von. Bacyer (ફૉનબેયર) | R. Koch (કૉખ) | H. J. Sienkewicz (સીંકિવીઝ) | Bss. Von Suttner (ફૉનસટનર) |
| ૧૯૦૬ | Prof. J. J. Thomson (ટોમસન) | H. Moissan (મ્વાસાં) | R. Ycalal Prof. Golgi (ગોલ્ગી) | G. Carducci (કારડુચિ) | Theo. Roosevelt (રૂઝવેલ્ટ) |
| ૧૯૦૭ | Prof. A. A. Michelson (માઇકલમન) | E. Buchner (બુખ્નર) | A. Laveran (લાવેરાં) | Rudyard Kipling (રડયાર્ડ કિપ્લીંગ) | E. T. Moneta (મોનેટા S. Renault (રેનોલ્ટ) |

| વર્ષ. | પદાર્થ-વિજ્ઞાન. | રસાયણશાસ્ત્ર. | વૈદકશાસ્ત્ર. | સાહિત્ય. | શાન્તિ. |
|---|---|---|---|---|---|
| ૧૯૦૮ | G. Lippman (લીપમન) | E. Rutherford (રધરફર્ડ) | P. Ehrlich (અર્લિખ) E. Matchnikoff. (મિટનીકોફ) | R. Eucken (ઑયકન્) | K. P. Arnoldson (આરનલ્ડસન) F. Bajer (બેયર) |
| ૧૯૦૯ | Signor Marconi (મારકોની) F. Braun (બ્રેન) | W. Ostwald (ઑસ્ટવલ્ડ) | T. Kocher (કાખર) | Selma Lagerlof (લેગરલફ) | Bn. Deconstant (દકૉંસ્તા) M. Beernaert (બીરનેર્ટ) |
| ૧૯૧૦ | J. D. Vander Waals (વાન્ડર વાલ્સ) | O Wallach (વોલખ) | A Kossel (કાસેલ) | P Heyse (હાઇસ) | Berne. International Peace Berean. |
| ૧૯૧૧ | W. Wien (વીન) | Mme. Curie (માદામ, ક્યુરી) | A. Gullstrand (ગલસ્ટ્રેન્ડ) | M. Maeterlink (મેટરલીંક) | T. M. C. Assor (એસર) A. H. Fried (ફ્રીડ) |
| ૧૯૧૨ | G. Dalen (ડાલન) | Prof. Grignard (ગ્રીન્યાર્ડ) Prof. Sabatier (સાબાતીયે) | A. Carrel (કારેલ) | G. Hauptmann (હાઉપ્ટમાન | Mr. Ekhu Root |
| ૧૯૧૩ | Prof. Onnes. | Prof Werner (વર્નર) | જણાયું નથી. | Rabindra Nath Tagore (રવીંદ્રનાથ ટાગોર) | M. Henri. Lafontjno |

ઉપરની યાદીમાંથી મુખ્ય મુખ્ય વ્યક્તિઓ વિષે થોડી હકીકત અનુચિત નહિ ગણાય એમ આશા છે.

## વૈદકશાસ્ત્રના વિભાગમાંથી મુખ્ય વ્યક્તિઓના ટુંકા વૃત્તાન્ત.

(૧) ઈ. મેટનિકોફ્—હડકાયાં કુતરાં કરડવાથી થતા રોગની શોધ કરનારા Pasteur (પેસ્ચુર) પછી ત્હેના (પેસ્ચુર) સ્થાપેલા ઇન્સ્ટીટ્યુટનો અધ્યક્ષ. મુખ્ય ગ્રન્થોઃ—૧, Nature of man 1903. ૨. Prolongation of Human Life 1907. ઈ. સ. ૧૯૦૮ માં વૈદકશાસ્ત્ર માટેનું નોબેલ ઇનામ મેળવનાર.

## સાહિત્યના વિભાગમાંથી મુખ્ય વ્યક્તિઓના ટુંકા વૃત્તાન્ત.

(૧) બી. બ્યર્નસન્—નોરવેનો કવિ, વાર્તાઓ લખનાર (Novelist) તથા નાટ્ય કવિ અને આ જમાનાનો નોરવેનો પ્રખ્યાત ફીલોસોફર છે. આની તુલના તે જ દેશનો પ્રખ્યાત નાટ્ય કવિ હેનેરીક ઇબ્સેનની સરખામણી કરતા બંને જણાને એક જ પંક્તિમાં મુકાશે. બ્યર્નસેનનો જન્મ ઈ. સ ૧૮૩૨ ના ડીસેમ્બર માસની ૮ મી તારીખે નોરવેના એક પરગણામાં થયો હતો. ત્હેણે નોરવેની રાજધાની ક્રિસ્ચીઆનીયામાં કેળવણી લીધી હતી મુખ્ય ગ્રન્થો (૧) Thrond 1856 (૨) Happy Boy 1860 (૩) Sigurd the Bastard (નાટક) 1862 (૪) Newly married (હાસ્યરસ પ્રધાન નાટક) 1865 (૫) Mary stuart in Scotland (કરૂણ રસ પ્રધાન નાટક) 1865 (૬) The Fisher maiden (વાર્તા) 1868 (૭) Sigurd the crusader (નાટક) 1872 (૮) In God's way 1889 વગેરે ઈ. સ' ૧૯૦૩ માં સાહિત્યનુ નોબેલ ઇનામ મેળવનાર

(૨) એફ. મિસ્ટ્રાલ—નો જન્મ ફ્રાન્સમાં ઈ સ. ૧૮૩૦ ના સપ્ટેમ્બરની ૮ મી તારીખે થયો હતો. ત્હેણે ફ્રાન્સમાં આવેલા Aviguon (આવિન્યો) માં કેળવણી લીધી હતી. ફ્રાન્સનો એક નાટ્ય કવિ છે. મુખ્ય ગ્રન્થોઃ—૧. Mireio 1859 (ફ્રાન્સની એકેડમીએ ઘણો વખાણ્યો હતો) ૨. La Reno. gauo (Queen Jouma) નામનું નાટક લખ્યુ હતું. ઈ. સ. ૧૮૯૮. ઈ. સ. ૧૯૦૪ માં સાહિત્યનુ નોબેલ ઇનામ ત્હેને અપાયુ હતુ

(૩) જે. એકગારી—નો જન્મ સ્પેનની રાજનગરી માડ્રિડમાં ઈ. સ ૧૮૩૩ ના માર્ચ માસમાં થયો હતો. ઈ. સ. ૧૮૮૮ માં માડ્રિડની એનજીનીયરીંગ કોલેજમાં પ્રોફેસર નીમાયો હતો ઈ સ ૧૯૦૪ માં આ ગૃહસ્થને પણ સાહિત્ય માટે નોબેલ ઇનામ અપાયું હતું.

(૪) એચ. જે. સીકવીઝ—નો જન્મ પોલાન્ડ દેશમાં થયો હતો. ત્હેણે રશિયાના

રૂસલની રાજધાનીના શહેર વોરસોમાં કેળવણી લીધી હતી. મુખ્ય ગ્રન્થોઃ—
૧. Sketches in charcoal 1877; ૨. Quo Vadis (કોર્વેડીઝ) 1896. ઈ. સ. ૧૯૦૫ માં સાહિત્ય માટેનું નોબેલ ઇનામ મેળવનાર.

(૫) જી. કારદુચિ—ઈટલીનો પ્રખ્યાત કવિ. હેનો જન્મ ઇટલીમાં આવેલા ટસ્કની પ્રાન્તમાં ઈ. સ. ૧૮૩૬ ના જુલાઇ માસની ૨૭ મી તારીખે થયો હતો. હેનો બાપ વૈદકશાસ્ત્રી હતો. ઇ. સ. ૧૮૬૦ માં જી. કારદુચિને Bologna (બોલોના) માં પ્રોફેસર નીમ્યો હતો. મુખ્ય ગ્રન્થોઃ—૧. Hynm to Satan 1865. ઇ. સ. ૧૯૦૬ માં સાહિત્યનું નોબેલ ઇનામ મેળવનાર.

(૬) રડ્યાર્ડ કીપ્લીંગ—નો જન્મ ઈ. સ. ૧૮૬૫ ના ૩૦ ડીસેમ્બરે, મુંબાઇમાં થયો હતો. ઇંગ્લાંડના કવિયો તથા વાર્તાઓ (Novels) લખનારાઓમાંનો એક જાતે ઇંગ્લાંડનો વતની છે. ઈ. સ. ૧૯૦૭ માં ઑક્સફર્ડ યુનિવર્સિટીની સાહિત્યના ડાકટરની માનાર્થ પદવી હેને અપાઇ હતી. તેજ વર્ષમાં સાહિત્ય માટેનું નોબેલ ઇનામ પણ હેને અપાયું હતું. મુખ્ય ગ્રંથોઃ—૧. Kim.

(૭) આર. યૉયકન્—જરમનીનો ફીલોસોફર તથા સાહિત્ય વિલાસી. હેનો જન્મ પ્રશિયામાં આવેલા હેનોવર પ્રાન્તના ઑરીચ (Aurich) ગામમાં ઇ. સ. ૧૮૪૬ ના જાન્યુઆરી માસની ૫ મી તારીખે થયો હતો. હેણે ગોટીનજનમાં કેળવણી લીધી હતી. બર્લિન યુનિવર્સિટીની ભાષાવિજ્ઞાનના ડૉક્ટરની માનાર્થ પદવી હેને અપાયલી છે ઇ. સ. ૧૯૦૮ માં સાહિત્ય માટે નોબેલ ઇનામ હેને અપાયું હતું. મુખ્ય ગ્રન્થોઃ—1 Eucken's Philosophy of Life વગેરે.

(૮) સેલ્મા લેગરલફ—આ વિદુષીબાઇનો જન્મ સ્વીડનમાં ઈ. સ. ૧૮૫૮ ના નવ્હેમ્બરની ૨૦ મી તારીખે થયો હતો. હેના પિતા લશ્કરમાં અમલદાર હતા. આ બાઇએ સ્વીડનના રાજનગર સ્ટોકહોમમાં કેળવણી લીધી હતી. ઈ. સ. ૧૯૦૭ માં આ બાઇને અપ્સલા (Upsala) યુનિવર્સિટી તરફથી ભાષાવિજ્ઞાનના " ડાકટરની માનાર્થ પદવી મળી હતી. તથા ઈ. સ. ૧૯૦૯ માં સાહિત્ય માટે નોબેલ ઇનામ હેને અપાયું હતું.

(૯) પી. હાઇસ—નો જન્મ જરમનીના રાજનગર બર્લિનમાં ઈ. સ. ૧૮૩૦ ના માર્ચની ૧૫ મી તારીખે થયો હતો. તે જરમનીનો કવિ તથા વાર્તા લખનાર (Novelist) છે. હેને ઈ. સ. ૧૯૧૦ માં સાહિત્યનું નોબેલ ઇનામ અપાયું હતું.

(૧૦) એમ. મેટરલીંક—નો જન્મ ઈ. સ. ૧૮૬૨ માં થયો હતો. તે જાતે બેલજીયમ દેશનો વતની છે. બેલજીયમનો સુવિખ્યાત કવિ, ગુણદોષદર્શક વિવેચક, તથા નાટકકાર (Plywright) છે. છેલ્લાં વીશેક વર્ષમાં હેણે ઘણાં ઉત્તમ

નાટકો વાર્તાઓ તથા નિબંધો લખ્યા છે. ઈ. સ. ૧૯૧૧ માં હેને સાહિત્ય માટે નોબેલ ઇનામ અપાયું હતું. મુખ્ય ગ્રન્થો—૧ Double Garden 1904. ૨ Blue Bird 1904 વગેરે.

(૧૧) જી. હાઉપ્ટમાન—નો જન્મ જરમનીમાં ઈ. સ. ૧૮૬૨ માં ૧૫ મી નવ્હેમ્બરે થયો હતો. તે જરમનીનો પ્રખ્યાત નાટ્ય કવિ છે. ઈ. સ. ૧૯૧૨ માં સાહિત્ય માટે નોબેલ ઇનામ હેને અપાયું હતું.

(૧૨) રવીન્દ્રનાથ ટાગોર—નો જન્મ બગાળામાં ઇ. સ. ૧૮૬૧ માં સુપ્રસિદ્ધ ટાગોર કુટુમ્બમાં થયો હતો. હેમણે બગાળી ભાષામાં ઘણાં કાવ્યો, નાટકો તથા વાર્તાઓ લખ્યાં છે. આ, હિન્દના સુવિખ્યાત કવિ જાતે બંગાળી છે. હેમનું "ગીતાંજલિ" નામનું કાવ્યનું પુસ્તક હાલમાં ઘણું વખણાયુ છે. હેમને ચાલુ વર્ષમાં સાહિત્ય માટેનું નોબેલ પારિતોષિક આપવામાં આવ્યુ છે.

## શાન્તિના વિભાગમાંથી મુખ્ય વ્યક્તિઓના ટુંકા વૃત્તાન્ત.

(૧) થીઓડોર રૂઝવેલ્ટ—નો જન્મ ઇ. સ. ૧૮૫૮ માં થયો હતો. તે જાતે અમેરિકન છે. ઇ. સ. ૧૯૦૧ થી ૧૯૦૯ સુધી તે અમેરિકાનો પ્રેસીડેન્ટ હતો. ઇ. સ. ૧૯૦૫ માં રશિયા તથા જાપાન વચ્ચે સલાહ કરાવવા માટે, હેને શાન્તિ માટેનું નોબેલ પારિતોષિક અપાયું હતું.

ઈ. સ. ૧૯૦૧ તથા ૧૯૦૨ ના વર્ષના સાહિત્યના વિભાગમાંની વ્યક્તિઓ વિશેની હકીકત કોઇ પણ ઠેકાણેથી ન મળવાથી હેમને મુકી દેવા પડયા છે. બીજા વિભાગોમાંથી તો ફક્ત મુખ્ય તથા જાણવા લાયક વ્યક્તિઓના ટુંકા વૃતાન્ત આપ્યા છે. આ લેખમાં કાંઇ દોષ રહી ગયા હશે તો તે માટે, વાચક વર્ગ મ્હને ક્ષમા કરશે એવી આશા છે.

વાદરા.
ડિસેમ્બર ૧૯૧૩

નલિનકાન્ત નરસિંહરાવ દીવટીયા.

# એક વિચિત્ર વ્યાખ્યાનનો ઉત્તર.

ગયા વૈશાખ માસમા શંકરજયન્તીને પ્રસંગે શ્રીસિદ્ધપુર ક્ષેત્રમાં—આપણા પ્રસિદ્ધ વિદ્વાન રા. બ. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદીના પ્રમુખપણા નીચે કેટલાક વ્યાખ્યાનો થયાં હતાં, એમાંનું એક વ્યાખ્યાન, 'વ્યાખ્યાનકોવિદ વે. શા. મ. નારાયણ ગિરધર ઠાકર' નામે ગૃહસ્થના નામથી હાલમાં 'ગુજરાતી'–પત્રમાં પ્રસિદ્ધ થયુ છે. વ્યાખ્યાનનું મથાળુ "વર્ણાશ્રમ-ધર્મ અને શ્રી શંકરાચાર્ય" એવું રાખવામાં આવ્યુ છે, પણ વસ્તુતઃ એમાં—એક છેડેથી તે બીજા છેડા સુધી—માત્ર ગયે વર્ષે એ જ સ્થળે અને એ જ પ્રસંગે પ્રમુખ તરીકે આપેલા મારા ભાષણના ખંડન સિવાય બીજુ કાંઈ જ નજરે પડતુ નથી. જે પ્રસંગે દેશમા જ્ઞાન વૈરાગ્ય અને શાન્તિના વિચારો પ્રવર્તાવવા યત્ન કરવો જોઈએ, તે પ્રસંગે એક અલ્પ વ્યક્તિના વિચારો સૂચવામા બ્રહ્માનન્દ મનાય એ થોડુ ખેદકારક નથી યૂરોપમાં કાન્ટ કે લ્યૂથરની જયન્તી ઉજવાતી હોય તો તે પ્રસંગે એ મહાત્માઓનાં જીવન અને સિદ્ધાન્ત કેટકેટલી બાજુએથી અવલોકવામા આવ્યા હોય એનો જ્યારે વિચાર આવે છે, ત્યારે હૃદય કેવળ લજ્જાથી ગ્લાન બની જાય છે. શું શંકરાચાર્યનુ જીવન અને સિદ્ધાન્ત પૂર્વોક્ત મહાપુરુષોના કરતાં થોડા ઊંડા અને વિશાળ છે? એક વર્ણાશ્રમધર્મનો જ વિષય લો તો તે ઉપર પણ કેટલુ કહેવાનુ છે! આ સબન્ધી શંકરાચાર્યના વિચારો શા હતા, રામાનુજાચાર્ય વગેરે બીજા આચાર્યોના વિચારોથી એ ક્યા ક્યાં જુદા પડે છે, એની દેશ ઉપર કેવી અસર થઈ છે, વર્તમાનકાળમા એમાથી શો બોધ મળી શકે એમ છે—ઇત્યાદિ અનેક ચર્ચવા યોગ્ય પ્રશ્નો યોગ્ય રીતે ચર્ચવાને બદલે, માત્ર બાળબોધ પંક્તિઓ ઉતાર્યા કરવી કે એક વ્યક્તિના અલ્પ શબ્દો સૂચવામા સભાનો કાળક્ષેપ કરવો, એ ભાગ્યે જ આવા મહાન પ્રસંગને શોભતી ચર્ચાપદ્ધતિ છે.

પણ વ્યાખ્યાન શરૂ કરતા વ્યાખ્યાનકાર કહે છે કે મારા ગયા વર્ષના ભાષણથી સિદ્ધપુરના 'બ્રહ્મવૃન્દને ક્ષોભ થયો હતો' થયો હોય તો હું લાચાર છું. પણ મારે આ સ્થળે જણાવવુ જોઈએ કે હું એ વૃન્દની સેવા કરવા ગયો હતો, એને સારૂં લગાડવા ગયો ન હતો. અને મને મારા સિદ્ધાન્તની યથાર્થતા અને ભાવી વિજય માટે એટલી ખાતરી છે

---

* પ્રકૃત પ્રસંગમાં, ઉપર કહી તેવી વિશાળ ઊંડી અને વિવેચક પદ્ધતિની માગણી કરવામા હું યૂરોપનાં મહાજ્યોતિઓ સાથે, આપણા 'ઘરદીવડાં'ને સરખાવી એને હલકાં પાડવા માગતો નથી મારી માગણી ખાસ ઉપયોગી ઉદ્દેશથી છે તે એ કે—કોઈ પણ યથાર્થદર્શી વિવેચક આ વર્ણાશ્રમધર્મના વિષયમા રામાનુજાચાર્યથી શંકરાચાર્યના સિદ્ધાન્તને જુદો પાડશે કે તુરત રા. ઠાકરનો અને મારો મતભેદ તરી આવશે, અને વસ્તુતઃ જે રામાનુજાચાર્યથી શંકરાચાર્યનો મતભેદ છે તે જ શંકરાચાર્યના સિદ્ધાન્ત પરત્વે રા. ઠાકરનો અને મારો મતભેદ છે, એમ એને સમજાશે.

કે આપણા દેશના પ્રાચીન ધર્મ અને તત્ત્વજ્ઞાન ઉપરથી અજ્ઞાનનાં જાળાં દૂર થશે ત્યારે આ ક્ષોભ અયોગ્ય હતો એમ મેં, કોઇને લાગ્યા વિના નહિ રહે.

આક્ષેપ શરૂ કરતાં પહેલાં વ્યાખ્યાનકાર મારે માટે પોતાને "પરમ માન અને પ્રેમ" છે એમ જાહેર કરે છે. હું આ કૃપા માટે એમનો ઉપકાર માનું છું. પણ "અર્ધનાસ્તિક એવા છે કે કંઈ આમાંનું કંઈ તેમાંનું કરી કપોલકલ્પિત કલ્પનાઓ કરે છે અને શાસ્ત્ર સમજવાનું ડોળ કરી પ્રજાને મોહ પમાડે છે જેથી મન્દબુદ્ધિઓ ફસાય છે...પ્રો. આનન્દશંકરભાઇના વિચારોમાં પણ મને કાંઇક તેવું દર્શન થયું."—આ પાછળના શબ્દો વાંચતાં, પૂર્વોક્ત "માન અને પ્રેમ" જરા 'Pickwickian sense' યાને લોકોત્તર અર્થનાં ભાસે છે. અસ્તુ. જે "માન અને પ્રેમ" ઉપર મારો હક નથી તે હું માગતો નથી. મારે તો માત્ર ન્યાય અને સત્યપરાયણ મનની જ અપેક્ષા છે. આ અદ્ભુત 'માન અને પ્રેમ' કરતાં પણ ઉપકાર માનવાનુ મને અધિક કારણ રહેતઃ—

(૧) જો એ ગૃહસ્થે મારા વિદ્યાર્થીમાં પણ ન શોભે એવું અજ્ઞાન—પોતાના જ અજ્ઞાનથી—મને આરોપ્યુ ન હોત,

(૨) આ વિષયમાં જોઇતો શ્રમ કરી મારા પ્રતિપાદનની પાછળ શાં શાં પ્રમાણો રહ્યાં છે તે જાણવા અને સમજવા યત્ન કર્યો હોત; તથા

(૩) વસ્તુતઃ જ્યાં મારો એમનાથી મતભેદ નથી ત્યાં વૃથા મતભેદ કલ્પી લઈ, ખંડનનો આડમ્બર કર્યો ન હોત.

આ ત્રણે જાતના દોષ રા. ઠાકરના વ્યાખ્યાનમાં સ્થળે સ્થળે છે એ આ ઉત્તર વાંચતાં વાચકના સમજવામાં આવશે

આરંભમાં મારી મારા વાચકને તેમ જ સામા પક્ષને એક વિનતિ છે; આપણા ધર્મ અને તત્ત્વજ્ઞાનના મન્દિર તરફ નજર કરો. એ મન્દિર ઘણું પ્રાચીન છે. પણ એ પ્રાચીનતાને લીધે જેમ એમાં ઘણા ગુણ આવ્યા છે, તેમ આપણે માથે કેટલીક મુશ્કેલીઓ ઉત્પન્ન થઈ છે. આપણા ઇતિહાસના અનેક ચઢતીપડતીના સમયોમાં આપણે એ વિશાળ મન્દિરને જોઇએ તેવું સાફસૂફ રાખી શક્યા નથી તેને લીધે—એમાં અજ્ઞાનનાં પુષ્કળ જાળાં બાઝ્યાં છે, ખૂણે ખૂણે ચામાચીડીઆંએ વાસ કર્યો છે, ભવ્ય અને સુન્દર ચિત્રો સેંકડો વર્ષની ધૂળથી અને જ્યાં ત્યાં ફરેલા અણસમજુ કડીઆના કૂચડાથી, ઢંકાઈ ગયાં છે, અને કેટલેક ઠેકાણે દિવ્ય મનુષ્યાકૃતિ બાળકોએ કાઢેલા કોયલાના લીટાથી વાનર જેવી બની ગઈ છે. એના કેટલાક ભાગમાં સૂર્યનું એક કિરણ પણ પડતું નથી, અને કોઇક પૂજારીએ પ્રજ્વાળેલા ઝાંખા બળતા દીવા પણ ઘણા ખરા હોલાઈ ગયા છે. આવા વિશાળ અને અદ્ભુત મન્દિરનો જીર્ણોદ્ધાર કરવાનું કોઈ પણ એક વ્યક્તિમાં સામર્થ્ય નથી. બલ્કે, એ મન્દિરમાં સર્વત્ર ફરી વળી એનું યથાસ્થિત જ્ઞાન પૂરેપૂરૂં મેળવે એટલી પણ કોઇની શક્તિ નથી. છતાં,

એ પ્રાચીન દેવાલયનો ઉદ્ધાર કરવામાં, અને એની દિવાલો ધોઈને ફરી સાફ કરવામાં, કાંઈ નહિ તો એકાદ બે જાળાં ખખેરી કાઢવામાં, કે અંધારામાં જરા બત્તી ફેરવવામાં, ભાગ લેવો એ દરેક સનાતન હિન્દુધર્મીની ફરજ છે.

આ ફરજ બજાવતાં ભમરાં ઊડે, અગર તો જૂનાં ચિત્રોને હાનિ પહોંચશે એવા અકારણ પણ સાચા મનના ભયથી એકાદ મિત્ર આપણો હાથ ઝાલે—તો તેથી ગભરાવાનું કે નાખુશ થવાનું કારણ નથી. ઉલટું આવે પ્રસંગે, આપણા પ્રાચીન ધર્મ ઉપર આપણા બન્ધુજનોની ભ્રાન્ત પણ વાસ્તવિક મમતા જોઈ ખુશ થવાનું છે, અને એમની ભ્રાન્તિઓ ટાળવા દ્વિગુણ ઉત્સાહથી પ્રવર્તવાનું છે.

આ સમજણથી—હું રા. ઠાકરના સઘળા આક્ષેપો મારા પોતાના જ ધર્મની રક્ષા અર્થે—ભ્રાન્ત બુદ્ધિથી તથાપિ ઉચ્ચ ઉદ્દેશથી—ઉત્પન્ન થયા છે એમ સમજી—વધાવી લઉં છું, અને એના ઉત્તર આપવાનું શરૂ કરૂં છું *

(૧) મેં પૂર્વના ભાષણમા જણાવ્યુ હતું કે મારા અધ્યયન-અધ્યાપનમાં મારે સર્વ સંપ્રદાયો સાથે સબન્ધ પડે છે અને તેથી હું કોઈ પણ એક સંપ્રદાય સાથે બંધાએલો નથી. આ સામે મને સ્મરણ આપવામાં આવ્યુ છે કે 'વિવેકી પુરુષોને તારતમ્ય દૃષ્ટિથી ન્યૂનાધિકતા દેખાઈ આધક ગુણવાળા તરફ વલણ થાય છે.' આ સ્મરણ આપવાની બિલકુલ જરૂર નથી. એક જ સંપ્રદાય સાથે જોડાઈ રહેવાથી સામાન્ય મનુષ્યહૃદયમાં જે રાગદ્વેષ ઉત્પન્ન થવાનો સભવ છે તે જ નિષેધવાનો મારો આશય હતો, અને એ સંભવ કેવો બળવાન છે એ સિદ્ધ કરવા માટે—ગૌતમ બુદ્ધ જેવા મહાત્માના નામ આગળ 'ભગવાન' શબ્દ ન સાંખી શકનાર વ્યાખ્યાનકારનું પોતાનુ જ ઉદાહરણ બસ છે.§

(૨) આપણા તત્ત્વદર્શનની પરમ્પર સગતિ ઐતિહાસિક પદ્ધતિએ કરવાની મેં સૂચના કરી હતી—તે ઉપરથી જાણે મારી બુદ્ધિ પશ્ચિમની વિચારપદ્ધતિને મેં શરણે કરી દીધી

*સામાન્ય વાચકને આવા વાદવિવાદમાં રસ આવતો નથી, અને વાદવિવાદથી સામા પક્ષને નવા નિશ્ચયો ઊપજાવી શકાતા નથી. આમ બને રીતે આ વિવાદમાં ઊતરવુ નિરર્થક છે એમ મને પ્રથમ લાગેલું. પણ પછી, આ વિવાદમા સમાએલા વિષયો ઉપર વિશેષ પ્રકાશ પડે તો સારૂં એમ કેટલાક મિત્રો ઇચ્છે છે, અને એ વિષયો આપણા ધર્મ અને તત્ત્વજ્ઞાનનાં મહત્ત્વનાં અંગ છે, તેમ જ વ્યાખ્યાનકારના અને મારા દૃષ્ટિબિન્દુ વચ્ચે જે તાત્ત્વિક ફેર છે એનું સ્પષ્ટીકરણ કરવું એ અનેક રીતે ઉપયોગી છે—તેથી આ ઉત્તર હું લખુ છું. જ્યાં મને એમ જણાશે કે હવે આ ચર્ચામાં નવીન પ્રકાશ પાડવાનો રહ્યો નથી અને સુજ્ઞ વાચકની સ્વતન્ત્ર બુદ્ધિને ન્યાય સોંપી શકાય એમ છે, અથવા તો હવે આ ચર્ચા સભ્યતાની મર્યાદા છોડે છે, ત્યા હું આ વાદવિવાદ મારા તરફથી એકદમ બંધ કરીશ.

§ રા બ. કમળાશંકરભાઈના 'શ્રીમચ્છંકરજયન્તીવ્યાખ્યાનમાલા' નામના સુન્દર પુસ્તકમાં પૃ ૨૬ મે 'ધર્મવિચારમાં ઉદારતા' એ પૅરેગ્રાફમાં દર્શાવેલા ઉત્તમ વિચારોનુ મનન કરવા રા ઠાકરને વિનંતિ છે.

હોય,.અગર તો હું કોઈ નવીન જ વિચારપદ્ધતિ દાખલ કરવાની ધૃષ્ટતા કરતો હોઉં, અગર તો શાસ્ત્રોને ઠેકાણે જાણે 'Rationalism' માને કેવળ તર્કવાદને જ હું સ્થાપિત કરવા ઇચ્છતો હોઉં, એમ એ વ્યાખ્યાનકારે કલ્પી લીધુ છે પણ વસ્તુત એમાનો મારે માટે એક પણ શબ્દ ખરો નથી તમે પશ્ચિમના વિચારોને માન્ય કરો અગર ન કરો, પણ અત્યારે એ વિચારો ચારે તરફથી આપણા ધર્મ અને તત્ત્વજ્ઞાન ઉપર—નહિ કે આપણા સમસ્ત્ જીવન ઉપર—ધસારો કરતા આવે છે, અને એ સામે એનું રક્ષણ કરવુ હોય તો જૂના વખતના છૂટા છૂટા વચનો ટાંકીને કૃતકૃત્યતા માનવી નિરર્થક છે પશ્ચિમના આક્ષેપનો પશ્ચિમની જ રીતિએ, અથવા તો એને નિસ્તેજ બનાવી દે એવી પ્રબલતર પદ્ધતિએ, ઉત્તર વાળ્યા સિવાય છૂટકો નથી આમ કહેવામા હુ કાંઈ પણ નવીન સૂચના કરતો નથી જ્યારે વૈદિક ધર્મ અને તત્ત્વજ્ઞાન ઉપર જૈન અને બૌદ્ધ ગ્રન્થકારોએ 'Reason' (બુદ્ધિ–યુક્તિ) ને આધારે આક્ષેપ કર્યા, ત્યારે વૈદિક ગ્રન્થકારોએ એ જ પ્રમાણને બળે ઉત્તર આપવા માંડ્યા, અને જ્યા એ ઉત્તર આપી ન શક્યા ત્યા પરપક્ષના બુદ્ધિબળની એમના ઉપર અનિવાર્ય અસર થઈ, અને ચાતુ વૈદિક ધર્મ અને તત્ત્વજ્ઞાનમા અનેક ફેરફાર થયા. આ જ ક્રિયા અત્યારે પાશ્ચાત્ય કેળવણી અને સંસર્ગને લીધે આપણા યુવકો ઉપર—બલ્કે સમસ્ત હિન્દુ પ્રજા ઉપર—થવા માંડી છે, અને આ અણીને વખતે યુગધર્મ ન સમજીને, મંડન મિશ્રના પોપટની માફક માત્ર 'સ્વત પ્રામાણ્ય' .અને 'પરત પ્રામાણ્ય'ની વાતો કર્યા કરવી એ સનાતન ધર્મની રક્ષા નથી, ઉલટુ એની વ્યાવિદ્ધ વિડમ્બના છે

રા ઠાકરના આક્ષેપોને હું ચાર વિભાગમા વ્હેંચી નાખુ છુ—જેથી આ ચર્ચા નુ સામાન્ય સ્વરૂપ લે, અને વાચકને કંટાળો ઓછો આવે —

(૧) શાસ્ત્રોની વ્યવસ્થા–ખાસ કરી ષડ્દર્શનની વ્યવસ્થા–કરવામા મેં ઐતિહાસિક પદ્ધતિનો ઉપયોગ કર્યો છે તે સબન્ધી

(૨) દર્શનોની ઉત્પત્તિ મેં ક્રમિક બતાવી છે તે સબન્ધી

(૩) દર્શનો પૈકી સાંખ્ય તથા પ્રસગોપાત્ત ગૌતમ બુદ્ધના સિદ્ધાન્ત વિષેના મારા વિચાર સબન્ધી

(૪) શાકર સિદ્ધાન્તના નિરૂપણને અગે (ક) કર્મકાંડ (ખ) યોગ અને (ગ) વર્ણાશ્રમવ્યવસ્થા વિષે દર્શાવેલા મારા વિચાર સબન્ધી

(અપૂર્ણ)

આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ.

# પ્રાસંગિક નોંધ.

**મહાન પુરુષોનું એક મહાન લક્ષણ.**

કેટલાક માંણસો પોતાની વાતથી સામાને કંટાળો આવે છે કે કેમ એના વિચાર બલ્કે ભાન વિના—પોતાની નીરસ વાત કર્યા જ કરે છે: એવાને માટે અંગ્રેજીમાં 'બોર' ('bore') શબ્દ છે. ઇંગ્લાંડ કરતાં આપણા દેશમાં 'બોર' થોડા હશે?—ગમે તેમ હો, પણ—ગૂજરાતીમાં એનો જોઇએ તેઓ પર્યાય મળતો નથી. એનો પાસેમાં પાસે અર્થ દર્શાવનાર એક શબ્દ યોજ્યો હોય તો હું ધારૂં છું કે 'માથાશારૂ'* કે 'મગજખાઉ' એવો કાંઇક થાય પણ કવિની માફક માથાશારૂ પણ જન્મે છે, ઘડાતા નથી—એટલે કવિથી જેમ કવ્યા વિના રહેવાતું નથી (જુવો રા. બ. રમણભાઇની વે. પે. બાસ્કેટ) તેમ માથાશારૂથી દુનીઆનું માથું શાર્યા વિના રહેવાતું નથી. અને જેવું કવિ થવું સહેલું નથી, તેમ 'બોર' થવું પણ સહેલું નથી; તેમાં પણ ઉભય થવું તો ઘણું જ મુશ્કેલ છે. શેલિ એના 'Skylark' નામના કાવ્યમા એ પક્ષીનું એક ઉપમાન વર્ણવતાં કહે છે:—

> "Like a poet hidden
> In the light of thought
> Singing hymns unbidden
> Till the world is wrought
> To sympathy with hopes and fears it heeded not"

આમ જે કવિ, કવિ થવા ઉપરાંત 'બોર' હોય છે, એ જગતના મહાકવિની પંક્તિમાં આવે છે. શેલિએ પ્રેમ અને સ્વતન્ત્રતાના ગાન ગાયા, વર્ડ્ઝવર્થે પ્રકૃતિના ગૂઢ સન્દેશ જગત્ આગળ વાંચ્યા, બ્રાઉનિંગે આ સંસારમા સઘળું સારૂં અને સુખમય છે એમ દુનીઆને જણાવ્યું—અને એ જ પ્રમાણે પૃથ્વીના બીજા અનેક મહાકવિઓએ, પોતાની કવિતામાં પોતપોતાનો પ્રિય ઉપદેશ જગતના કાનમાં રેડ્યા કરવાનું કામ માથે લીધું છે—એ ઉપદેશ જગત્ સાંભળે અગર ન સાંભળે એની એમણે દરકાર રાખી નથી. ઊંડા હૃદયથી નિઃશ્વાસ નાંખી મહાભારતકાર કહે છેઃ—

> "ऊर्ध्वबाहुर्विरौम्येष न तु कश्चिच्छृणोति मे ।
> धर्मादर्थश्च कामश्च स किमर्थं न सेव्यते ॥"

"ઊંચો હાથ કરીને હું પોકારૂં છું પણ કોઇ મારૂં સાંભળતું નથી કે ધર્મ થકી જ અર્થ અને કામ સંપાદન થાય છે, છતાં કેમ કોઈ ધર્મને સેવતું નથી?" આ ઉદ્ગાર એક

---

* સાસુ વહુનું કાળજું શારે છે, મગજ નહિ—માટે સાસુ એ 'બોર' ન કહેવાય. વૃદ્ધાવસ્થામાં કદાચ કહેવાય. જડ છોકરો માસ્તરનું માથુ પકવી નાંખે છે, શારતો નથી—માટે એ છોકરો 'બોર' ન કહેવાય. કદાચ માસ્તર હોય અને કહેવાય.

કવિ અને 'બોર'ના નથી, તો કોના છે? તે જ પ્રમાણે સૉક્રેટિસ, જીસસ, ટૉલ્સ્ટૉય, કાર્લાઇલ, ગૅલિલિઓ, કોલમ્બસ, ડાર્વિન, બૂથ, સ્ટેડ જેવા અનેક ઉપદેશકો અને શોધકો, પોતાના ઉપદેશ અને શોધ સાથે, જગતનાં માથાં ચાંરવાનું મહાન કાર્ય જોડે છે, ત્યારે જ જગત એમને નમે છે, અને જીવતાં કદાચ એમનો તિરસ્કાર કરે છે તથાપિ મુવા પછી એમને પૂજે છે.

જગતના મહાપુરુષોના આ અસાધારણ ગુણ તરફ વાચકનું લક્ષ ખેંચવાનું કારણ એ છે કે—આ લેખકને આ ગુણવાળા જનોની વર્તમાન હિન્દુસ્થાનમાં ઘણી જરૂર જણાય છેઃ એનું એમ માનવું છે કે અત્યારે હિન્દુસ્થાનને નવાં સત્યો શોધી કાઢનારની જેટલી જરૂર નથી, તેટલી જાણીતાં સત્યો ફરી કહેનારની જરૂર છે. એક વાત અનેક વખત કહે, જગતને એ નીરસ લાગે તો પણ કહે, જગતનો તિરસ્કાર ખમવો પડે તો તે ખમીને પણ કહે—એવાં સ્ત્રીપુરુષો જ્યાં સુધી આપણા દેશમાં પુષ્કળ ઉત્પન્ન નહિ થાય, ત્યાં સુધી દેશની ઉન્નતિ દૂર છે.

થોડાક માસ ઉપર પૂનામાં ખેતીવાડીનું કૉન્ફરન્સ ભરાયું, અને એમાં અનેક મહત્ત્વના નિબન્ધો વંચાયા. પણ જ્યાં સુધી ખેડ ખાતર પાણી બી બળદ ઓજાર અને નાણાંની સગવડ વગેરે ખેતીને લગતા દરેક વિષય ઉપર ગામે ગામ અને ખેતરે ખેતર પ્રયોગ અને ઉપદેશ કરનારા ડૉ. મૅન અને મિ. દેવધર જેવા—અનેક પુરુષો આપણા પ્રાન્તમાં ઉત્પન્ન ન થાય, ત્યાં સુધી આવાં કૉન્ફરન્સના લાભો આપણાથી જોઇએ તેવા ન લેવાય. અને જે ખેતીવાડી માટે ખરૂં છે તે જ આરોગ્ય-કેળવણી-સંસારસુધારો વગેરે બાબતમાં પણ સમજી લેવું.

* * *

સ્વદેશી ધંધો.

મેં ઉપર કહ્યું કે હિન્દુસ્થાનને નવા સત્યો શોધનારની જેટલી જરૂર નથી તેટલી જૂનાં સત્યો ફરી કહેનારની જરૂર છે. આમાં કાંઈ અત્યુક્તિ, કે અર્ધ સત્ય ઉપર વિશેષ ભાર પડતો જણાય—તો તેને આપણા પ્રાન્તના કેટલાક તાજા બનાવોથી ક્ષમ્ય ગણવા વાચકને વિનતિ છે. હરકોઇએ કબૂલ કરવું પડશે કે આપણા દેશની આર્થિક સંસ્થાઓમાં અમેરિકાની એકહથ્થુ વેપાર કરવાની નવી રીત દાખલ કરવાની જેટલી જરૂર નહોતી, તેટલી જીવનમાત્રના આધારરૂપ સનાતન નીતિ સાચવવાની હતી. સત્ય બોલવું ચોરી ન કરવી ઇત્યાદિ નીતિનાં સૂત્ર યાહુદી-ખ્રિસ્તી-હિન્દુ (વૈદિક-જૈન-બૌદ્ધ) આદિ સર્વ ધર્મમાં સમાન છે, અને તે આબાલવૃદ્ધ સૌને જાણીતા છે. પણ જેમ આરોગ્યની બાબતમાં, મનુષ્યો અસંખ્ય અજાણ્યાં ઔષધરૂપી ઝેર શરીરમાં નાંખે છે, પણ સૌને જાણીતાં એવાં હવા તેજ, જળ વગેરે આરોગ્યનાં સાધનોનો જોઇએ તેવો ઉપયોગ કરતા નથી—તેમ આ વેપારની બાબતમાં પણ ધનકમાણીનાં ખરાં સાધનો—નીતિ અને ધીરજ—એનો ઉપયોગ લોક કરતા નથી. એ ખરાં સાધનોની અવગણનાને

લીધે અત્યારે દેશમાં લાહોર અને અમૃતસરથી માંડી પૂના અને રત્નાગિરિ પર્યન્ત—કદાચ પરંપરાએ આખા હિન્દુસ્થાનમાં—સ્વદેશી વ્હેપારને એક કારી ઘા વાગ્યો છે એટલું જ નહિ પણ અસંખ્ય ગરીબો, અનાથ વિધવાઓ, અને બાલકો કેવળ નિર્ધન અને જીવનનાં આધાર વિનાનાં થઇ ગયાં છે! છેલ્લાં સાત આઠ વર્ષથી દેશમાં જે સ્વદેશી ઉલ્લાસ આવ્યો છે એણે ઘણાં મૃત અસ્થિઓને જીવતાં કર્યાં છે, અને એનો પ્રવૃત્તિયોગ દેશને અનેક રીતે લાભકારક થયો છે—તથાપિ એટલું કહ્યા વિના ચાલતું નથી કે આપણા ઋષિઓએ ધનતૃષ્ણાને શા માટે નિન્દી છે એનું યથાર્થ દર્શન જો પીપલ્સ ક્રેડિટ અને સ્પીશી બેંકના વિનાશથી દેશને થતું ન હોય તો એ વિનાશ દેશને આડકતરો લાભ કરવા પણ શક્તિમાન નીવડ્યો નહિ એમ ખેદ કરવો પડે.

મિ. ચુનીલાલ સરૈયા—જેમની હકીકતથી આપણો પ્રાન્ત પુષ્કળ વાકેફ થઈ ગયો છે—એ એક અસાધારણ કાર્યશક્તિ ઉદ્યોગ અને બાહોશીવાળા પુરુષ હતા. પણ ધનતૃષ્ણાના આકાશમાં ઊંચી નજર નાંખતાં, પોતાના પગ તળે નીતિ અને વ્યવહારનાં સનાતન સત્યો ચંપાતાં હતાં એનું એમને ભાન ન રહ્યું! મિ. ચુનીલાલ દુનીઆની બધી ચાંદી એકહાથ કરવા માગતા હતા. એ કરવા માટે એક ખરા ધનાઢ્ય પુરુષોની સિન્ડિકેટ યાને મંડળી જોઇએ જેમની દરેકની વટ ઉપર બેંકો અમુક રકમ સુધી નાણાં ધીરી શકે. મિ. ચુનીલાલે એ માટે એક સિન્ડિકેટ ઊભી કરી પણ સઘળી ચાંદી હાથ કરી સંઘરી રાખવા સારૂ જેટલાં નાણાં જોઇએ તેટલાં પૂરાં કરવાની (એનાં અન્ય કર્તવ્યો બજાવવાં ઉપરાંત, કરવાની) એક બેંકની શક્તિ છે કે કેમ એ એમણે વિચાર્યું નહિ. જો એ બાહોશ પુરુષે પોતાની બેંકને ધીમે ધીમે પ્રામાણિક અને દીર્ઘદર્શી ધંધાથી વિશાળ જમાવટ ઉપર આણી હોત—સ્વદેશી બેંકનો ઉચ્ચ આદર્શ ઊભો કરી બીજી બેંકોને એ માર્ગે દોરી હોત તો કેટલેક વર્ષે આ દેશમાં સ્વદેશી બેંકોનું સારૂં મંડળ જામત, અને તે પછી મિ. ચુનીલાલે જેવું સાહસ કર્યું તેવું કરવાની અનુકૂળતા આવત. અનુકૂળતા આવત એટલું જ હું કહું છું કારણ કે એ જાતનું સાહસ કરવું ઇષ્ટ છે કે કેમ એ એક નીતિનો પ્રશ્ન છે. પરદેશી વેપારીઓ હિન્દુસ્થાનને જરૂરનો એવો માલ એકહાથ કરી ભાવ ચઢાવવા જાય ત્યારે એ માલ ખરીદવામાં ભાગ લઇ એમના એકહથ્થુ વેપારને અટકાવનાર હિન્દી સિન્ડિકેટ જોઇએ—અને એને નાણાં પૂરાં પાડવા માટે સ્વદેશી બેંકો સાહસ કરે તો એ દેશ-દેશ-વચ્ચેના (International) વેપારમાં સ્વદેશહિતના રક્ષણની દૃષ્ટિએ કદાચ પ્રશસ્ય ગણાય. પરંતુ તે સિવાયના પ્રસંગોમાં તો આવો એકહથ્થુ વેપાર વિજયી થાય તો એનું એક જ પરિણામ નીવડે, તે એ કે—ધનાઢ્ય જનો વધારે ધનાઢ્ય થાય, અને દરિદ્ર વધારે દરિદ્ર થાય. આ કારણથી અમેરિકાની 'ટ્રસ્ટ'-'કમ્બાઇન'-'સિન્ડિકેટ'-વગેરે આર્થિક સંસ્થાઓ સુન્દર મનુષ્યજીવનનાં પવિત્ર આશ્રમોને પીડા કરનાર દુષ્ટ તાટકા અને શૂર્પણખાઓ છે એ જ સાચી વાત છે. અને એનું અનુકરણ હિન્દુસ્થાનની પ્રાચીન સ્વદેશ-ભાવનાને બિલકુલ શોભતું કે અન્ય રીતે લાભકારક નથી. પણ મિ. ચુનીલાલ આગળ તો હજી-આ પ્રસંગ પણ ઉપસ્થિત થયો નહતો. ઉપર

કર્યું તેમ એ પ્રસંગ ઉપસ્થિત થતા પહેલા સ્વદેશી બેંકોની વિશાળ જમાવટ થવાની જરૂર હતી તે થતાં સુધી વાટ ન જોતા, એ સાહસિક પુરુષે જે ટૂંકી દૃષ્ટિનું અને ઉતાવળનું પગલું ભર્યું, તેથી દેશ અત્યારે ભારે વિટંબણામા આવી પડ્યો છે

આપણા દેશના આર્થિક શ્રેય માટે વિશાળ ખેતી, સાચી સ્વદેશી વ્હેપારની પેઢીઓ અને હુન્નર-ઉદ્યોગના પુષ્કળ કારખાનાં ઊભા થવાની જરૂર છે અને એ સર્વ ફતેહમન્દ નીવડવા માટે નાણાં ધીરનાર બેંકોની પણ જરૂર છે સ્વદેશી ઉદ્યોગ અને વ્યાપારને સ્વદેશી બેંકો જેવી સહાયભૂત થઇ શકે તેવી અન્ય બેંકો ન થઈ શકે એ પણ ખુલ્લું છે. આમ સ્વદેશી બેંકોના અસ્તિત્વનુ મૂળ કારણ—raison dêtre—સાચા સ્વદેશી વ્યાપાર-ઉદ્યોગોનું પોષણ કરવુ—એને વળગી ન રહેતા, એકહથ્થુ વેપાર અને સટ્ટાના અભિમા, તવગર સાથે ગરીબોના સઘળા નાણાં હોમ્યા એ ભૂલનો કોઇ પણ રીતે બચાવ થઈ શકે એમ નથી એમના કૃત્યને ઉદાર દૃષ્ટિએ અવલોકીએ તો કદાચ એટલુ કહી શકાય કે મિ ચુનીલાલે પોતાના લાભ ખાતર નહિ પણ બેંકના લાભ ખાતર—બેંકને પુષ્કળ વ્યાજ અને મ્હોટા નફો ઉત્પન્ન કરી આપવાના ઇરાદાથી—કેટલુક સાહસ કર્યું હશે એ માનવા જોગ છે અને વાસ્તવિક રીતે સટ્ટાના નફાનુકસાનની એ જવાબદારી કોઇ સિંડિકેટને માથે રાખી હોય તો એ પણ સભવિત છે પણ સૈનિકોમા પૂરતી જમાવટ અને ઊંચી લશ્કરી કેળવણી સંપાદન થતા પહેલા—એમને દિગ્વિજયે ચડાવનાર સેનાધિપતિ તદ્દન દોષમુક્ત છે એમ તો ભાગ્યે જ કહેવાશે એ ઉદ્દામ વ્યાપારતન્ત્રીને છેલ્લી ઘડીએ પોતાની ભૂલનો અગર ભગીરથ કર્તવ્યનો બોજો લાગ્યો અને એ બોજા તળે એમનુ હૃદય સહસા થમી ગયુ!

મૃત્યુ એ સર્વ દોષનુ પ્રાયશ્ચિત્ત છે અને આ વીર—'ધીરવીર' નહિ, તથાપિ વીર—પુરુષની ભૂલ વિષે અધિક ચર્ચા કરવી અયોગ્ય છે પ્રભુ એમના આત્માને શાન્તિ આપો, અને એમના દૃષ્ટાન્તથી આપણા દેશને એક અમૂલ્ય સત્ય શીખવો કે—વિશ્વનો નિયમ શાન્ત વિકાસનો છે, અધીરા ઉત્પાતનો નથી આપણી બેંકોને કમાવા માટે પશ્ચિમનો એકહથ્થુ વેપાર શીખવાની જેટલી જરૂર નથી, તેટલી વ્યાસ મહર્ષિએ ઉપદેશેલું સાદુ પણ સનાતન સત્ય ઝગઝગતા અક્ષરે પોતાના મકાન ઉપર કોરી રાખવાની જરૂર છે કે—

"धर्मादर्थश्च कामश्च"

આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ.

# શારીરિક, માનસિક અને આધ્યાત્મિક સંગીત તુલના.

મનુષ્યને કેળવવામાં સંગીતશાસ્ત્ર તથા કળા પોતાનો શો શો ભાવ ભજવે છે. તેનો ખ્યાલ આપવા પેહેલાં ખરી કેળવણી શું કહેવાય, તે ઉપર સારા અનુભવી વિદ્વાનોના મતાનુસાર થોડુ દિગ્દર્શન આપી આગળ ચાલવું તે સેહેલુ થઈ પડશે; તેથી પ્રાચીન તેમ જ અર્વાચીન મત મુજબ કેળવણી નિસબતે શું અવશ્ય કર્તવ્ય છે તે બાબત પ્રથમ વિચારીએ

મનુષ્યમાં શારીરિક, માનસિક, તેમ જ આધ્યાત્મિક શક્તિઓ જન્મથી સહજ હોય છે. બની શકે ત્યાં સુધી સઘળા પ્રયાસથી જે જે રીતથી આવી શક્તિઓને ઉચ્ચતા અને પૂર્ણતાએ પોહોંચાડી શકાય તે તે રીતે તેને કેળવવી, ખીલવવી, વિકાસવી અને સબળ દર્શાવવી તેને જ સાદી પણ ખરી કેળવણી કહીશુ માત્ર કહેલુ સાંભળવાથી, ભણાવેલુ ગોખી જવાથી, સૂચનાઓ યાદ રાખવાથી, બુદ્ધિ, વિચાર તથા ધારણા શક્તિ થોડી ઘણી ખીલે છે પરંતુ તે માત્ર ઘણે થોડે અંશે જ કહેવાય. જ્યા સુધી મનન કરવાની ટેવ તથા તે બાબતમાં જાતિ અનુભવથી મ્હાવરાના પ્રયાસો વિશેષ સફળ થતા નથી ત્યા સુધી માણસના અંગે અંગે અને રોમે રોમે તેનો પ્રસાર ખીલેલો નજરે પડતો નથી. હરકોઈ હુનર, કળા, શાસ્ત્ર વગેરેમાં, જેને જે બાબતનો શોખ હેય તેમાં, તલ્લીન દશાથી મચ્યા રહેવાથી જ તેનું રહસ્ય ઉદ્ભવે છે અને સમજાય છે તથા ત્યારે જ ખરી કેળવણીનો પ્રભાવ ઝળકે છે. માણસે શાસ્ત્રોમાં કે કાવ્યમા, હુનરકળામાં કે સાદા રોજગાર ધધામાં નિપુણ થવા હર વખ્ત તેમાં જ મચ્યા, રહેવું જોઇએ અને તેને પરિણામે તે તે વિષયમાં વ્યુત્પન્ન ( વિ+ઉત્પન્ન=વિશેષે મેળવેલુ ) બહાર પડતો, અગ્રણી તે ગણાય છે.

આવાં જ કારણે પાશ્ચિમાત્ય વિદ્વાન મિ. હરબર્ટ સ્પેન્સરે કેળવણીની નિસબતમાં નીચે મુજબના પોતાના વિચાર દર્શાવેલ છે.

"The end of Education is to prepare us for complâte living To complete living we must know in what way to treat our body, in what way to our mind, in what way to manage our affairs in what way to bring up a family, in what way to behave as a citizen, in what way to utilize these sources of happiness which nature supplies, how to use all our faculties to the greatest advantage of ourselves and others' —*Herbert Spencer*

કેળવણીના પ્રતાપે આપણે આખું જીવન સફળ ગાળવાને સમર્થ બનીએ છીએ. જીવન દરમીઆન આપણા રોજગાર ધધા વગેરેમા આપણા શરીરનો કેવી રીતે ઉપયોગ કરવો, આપણા મનનો કેવી રીતે અને ક્યાં ક્યા વિનિયોગ કરવો, આપણા કામકાજની કેવી રીતે વ્યવસ્થા ધારવી, કુટુબનું પાલન પોષણ કેવી રીતે કરવું, એક શેહેરી ( નાગરિક જન ) તરીકે આપણી રેહેણી કરણી કેવી રીતે બજાવવી, ઇશ્વર કૃપાથી જે જે સુખ સંપ-

સિએ સાંપડી હોય તેનો કેવી કેવી રીતે વૈભવ ભોગવવો, બુદ્ધિ કુશળતાથી આપણે પોતાને તથા બીજાઓને જેમ ઘણો ફાયદો થાય તેવી રીતે તેનો કેમ ઉપયોગ કરવો તે બધણુ આપણે જાણવાની જરૂર છે.

મિ રસ્કિન વધારે ભાર મૂકીને આ બાબત નીચે મુજબ વર્ણવે છે.

"The entire object of true Education is to make people not merely do the right things, but to enjoy the right things, not merely industrious, but to love industry, not merely learned, but to love knowledge, not merely pure, but to love purity, not merely just, but to hunger and thirst after justice"

*Ruskin*

ખરી કેળવણીનો સઘળો મુદ્દો જનસમાજને માત્ર સારુ કરવાના શિક્ષણ સુસવવાથી જ મચવાનો નથી, પરંતુ તેથી આગળ વધીને સત્ય તરફ પ્રેમ પ્રગટાવે છે અને તેનો જ વિનામ લેવા દોરે છે માત્ર ઉદ્યોગી થવાનુ કહેવાથી ત્યાં પર્યાપ્ત નથી, બલ્કે ઉદ્યોગને ચ્હાવુ, માત્ર ભણેલા થવુ એટલુ જ નહીં પરતુ જ્ઞાન તરફ પ્રેમ નિભાવવો જોઇએ, કેવળ પવિત્ર રહેવું એટલુ જ નહીં પણ પવિત્રતા તરફ અહર્નિશભાવ રહેવો જોઇએ કેવળ ન્યાયથી જ વિચરવુ, એટલુ જ નહી, પણ ન્યાયની ખાતર ભૂખ તરસ વેઠીને આત્મભોગ આપવો જોઇએ આવી રીતે ખરી કેળવણીની ખૂબીના અમુલ્ય ફાયદા' ક્રમોઢીથી લક્ષ્યમાં લેવાના છે. ઉચ્ચ પ્રતિનો ભાવ, અનન્ય ભક્તિ, રસલીનદશા, તાદાત્મ્યભાવ, તત્પરાયણતા અને તેવાં તમામ લક્ષણો ખરી કેળવણીના પ્રભાવથી જ મેળવી શકાય છે, સમજાય છે તથા પ્રત્યક્ષ નજરે પડે છે પરસ્પરાનુબંધથી ગઢાએલ હોય તેમ એક બીજાને અનુસંગી છે એક જ સૂત્રમા મિ પર્સિવલ રેન સાહેબ પણ સબળ આલેખ દર્શાવે છે.

"The work of the Education is simply the awakening, developing and treating of those powers to their highest possible perfection'

*Percival Wren*

કેળવણીની કૃતિતાર્થ સિદ્ધિ શુ છે? મનુષ્યને જે જે શક્તિઓની બક્ષીસો મળેલી છે તેને સુષુપ્તિમાથી જાણે જાગૃત કરવી, ખીલવવી અને બની શકે ત્યાં સુધી ઉત્તમ શ્રેણી સુધી કસીકસીને નિયમિત ચઢાવવી એ જ ખરી કેળવણીનું કર્તવ્ય છે.

ખરી કેળવણીનું સ્વરૂપ વિશાળ, વ્યાપક તેમ જ સૂક્ષ્મ છે. તે સંગીતમા ઘણો ઉત્તમ ભાગ ભજવે છે. સંગીતની વ્યાપક રૂપે તથા વ્યક્તિ પરત્વે ન્યુનાધિક ભેદાભેદ ગણના બતાવવી કંઈ જરૂરની નથી સામાન્ય લક્ષણ માત્ર કેળવણીની નિસબતે કહેવામા આવે છે. સંગીતને એક પેટા ભાગનો વિષય ધારી, કાઢી નાખવા જેવી તેની ગૌણ ગણના કરવી તે સહન નહીં થઈ શકે તેવી ભૂલ ગણવી જોઇએ. અસલથી પૂર્વ તેમ જ પશ્ચિમ દેશોમાં સંગીત

કળા કૌશલ્યને ઘણું માન અપાતું આવ્યું છે, અને તે યોગ્ય જ છે; કારણ કે તેથી માણસ (સ્ત્રી પુરૂષ) માણસાઇના ગુણોથી વિલક્ષણ વિરાજે છે. સંગીત એક ઉત્તમ શાસ્ત્ર છે એટલું જ નહીં પરન્તુ તેનો ઉપયોગ અતિ રૂચિકર છે. સંગીતથી માણસ સુઘર બને છે અને રોમે રોમે સૃષ્ટિ સૌન્દર્ય તરફ ઘણી પ્રીતિ વ્યાપી રહે છે. સંગીત સિવાય માણસ અનઘડ, પામર, અને ગમાર કહેવાય છે તે સર્વ જાણે છે. તે ખરૂં છે.

સંગીતની વિશ્વવ્યાપક મોહન શક્તિ તેમ જ તેના સબળ માર્મિક ઉદ્દેશો અને વિલાસો મનુષ્યને કેળવવામાં ઘણો મોટો અને અમુલ્ય હિસ્સો આપે છે. તે તો સર્વ દેશના જનસમુદાયના સમજવામાં છે. પ્રસિદ્ધ મરહૂમ શેક્સપીઅર—પશ્ચિમના "કાળીદાસ"—રસજ્ઞ અને અનુભવી પુરૂષ સંગીતની ખરી કદર બુઝીને તેની તુલના ઘણા યોગ્ય શબ્દોમાં "મર્ચંટ ઑફ વૅનીસ" ના અંક પાંચમાના પ્રવેશ પેહેલામાં સ્પષ્ટ જણાવે છે કે—

"The man that hath no music inhimself,
Nor is not moved with concord of sweet sounds,
Is fit for treasons, strategems and spoils.
The motions of his spirit are dark as nights
And his affections dark as Erebus,
Let no such man be trusted"

*Merchant of Venice Act 5 Scene I.*

જે મનુષ્યને સંગીતમાં કંઈ પણ રૂચી નથી, તથા જેનું હૃદય સ્વરોની મિઠાશથી હલી જતું નથી, દ્રવતું નથી અને પીગળતું નથી તે માણસ દગો, કાવતરાં, પ્રપંચ અને લુંટ મારે લાયક છે. તેનાં કૃત્યો અને ગતિ અંધારી રાતના જેવી કાળી ઘેર છે. નર્કના યમરાજાના દૂત જેવો કાળો (ક્રૂર) તેમનો પ્રેમ હોય છે. આવા માણસનો કદી વિશ્વાસ કરવો નહી. મતલબ કે ત્યાં પ્રેમનો વાસો હોતો જ નથી. હૃદય શૂન્ય જ છે. ઉપરનો ક્ષેપ સંગીતથી તદન વિમુખ દશાનો ચિતાર આપે છે અને ભયાનક અને વિધિ વાક્યથી સંગીતમાં રમજ્ઞ થવાનો બોધ સૂચવે છે. હવે એક રૂચિકર વાક્યનો દાખલો સસ્કૃત સાહિત્યમાંથી તપાસીએ—

" सुखिनि सुख निधानं, दु खितानां विनोदः ।
सदय हृदयहारी, मन्मथ स्याग्र दूतः ॥
अति चतुर सुगम्यो, वल्लभः कामिनीनां ।
जयति जगति नादः पंचम श्रोपवेद ॥

સંગીત-સુખીઓને સુખનો ભંડાર, દુઃખીઓને આનંદનું અવલંબન, નિષ્ઠુર હૃદયીને પણ દયાવાન અને આર્દ્ર બનાવનાર છે. સ્ત્રી સમાજને બહુ પ્રિય છે. એવાં વચનોથી ઈષ્ટ વસ્તુ પ્રાપ્ત કરવાનું સમર્થન કરેલું છે. ખરી કેળવણીના ખાસ ઉદ્દેશ સંબંધી મિ. હરબર્ટ

સ્પેન્સરના ઉપર બતાવેલા વિચારને અનુકૂળ આ શ્લોક અનુવાદથી ઉત્તમ જીવન ગાળવાનો બોધ મળે છે એટલું જ નહીં પણ વિશેષ કહીએ તો સંગીત ખરી કેળવણીના સંબંધે માણસનુ ઘણું હિતકર છે, તેનુ પણ સાથે સાથે મંડન થઈ જાય છે પ્રયોજનરૂપે, કર્તવ્યભાવે, આવશ્યક અંગે, અને તન્મયતા લક્ષણે સંગીત તેની મોહકશક્તિથી મનુષ્યને નિપુણ બનાવવામાં, કેળવવામા, ઐહિક સુખ મેળવવામાં, તેમ જ આત્માને વિશુદ્ધ માર્ગે ચઢાવવામાં જે અદ્વિતીય કામ કરી બતાવે છે તે સર્વ કોઇને વિદિત છે, અને તેથી જ સઘળી પ્રજામાં અને સર્વ ધર્મોમાં સંગીતકળા કૌશલ્યને ગૌરવ આપીને તેનું અવલંબન સ્વીકારેલ છે તે જાહિર છે. મનુષ્યને ખરી કેળવણી આપવા માટે સરળ, સુખદ અને નૈસર્ગિક માર્ગ શોધીએ તો તે સંગીત વ્યાપારની પ્રતિછાયા જ દેખાય છે. ઇન્સાનને હેવાનિઅતથી દૂર રાખી કેળવી, સુધારીને ઇન્સાનિઅતના ગુણથી શણગારવો મજ્જૂ કરવો, વિનીત કરવો એ જ ખરી કેળવણી છે અને તે સાધવા માટે સંગીત દ્વાર-ઇશ્વરકૃપાનું ફળનો આશ્રય સુસાધ્ય જોઇએ. સંગીત વિદ્યાથી મનુષ્યને માણસરૂપ બનાવવામાં જે જે મદદ મળે છે, તેની યોગ્યતા વિચારી યુરોપ, અમેરિકા તેમ જ બીજા પ્રદેશોમાં અને વળી ઇંગ્લંડમાં પણ ખરી કેળવણીનો લક્ષ રાખી સંગીતને અભ્યાસક્રમમાં યથાયોગ્ય સ્થાન આપવામાં આવેલું છે; તો પણ હજી સંતોષકારક યોજનાઓ ઘડાઈ નથી.*

લેખનુ કારણ આવશ્યકતા ધારી યત્કિંચિત્ જનસેવા કરવા ઉત્સાહથી બે બોલ વિદ્વજ્જન અને રસિક પુરૂષો સન્મુખ વિનતિ સાથ રજુ કરૂં છું. આ જગોએ આ લેખ લખવાનુ કારણ બતાવતાં જરા વૃત્તિઓ દિલગિરીમાં ડુબે છે. ગુજરાતી સાહિત્યમાં સંગીત તરફ બેદરકારીના પરિણામે કેટલાંએક વચનો કદાચ નિર્દોષ માનીએ તો પણ તે ગ્રંથના આકારમાં સાહિત્યમાં વર્ષો સુધી કાયમ રહેશે તેથી ભવિષ્યની પ્રજા ખોટે રસ્તે દોરવાઈ જાય એ ભયથી ઉદાસી છવાઈ રહે છે.

કોઈ જગોએ લેખકોએ સંગીતના સાત સ્વરના સાત સપ્તક કંઠસ્વરથી મનુષ્ય ગાઈ શકે છે, એ પ્રમાણે કંઠસ્વરની હદ (Compass) બતાવી છે. કોઈ પણ દેશમાં કોઈ પણ મનુષ્ય સ્ત્રી વા પુરૂષ પોતાના માપથી સાત સપ્તક ગાઈ શકેજ નહીં. તેવી શારીરિક રચના પણ નથી. સારા કુશળ ગાયકો પણ પોતાના વ્યક્તિરૂપના માપથી ત્રણ જ સપ્તક સાધી શકે છે. તે પૂરાં માપની (Maximum) હદ છે; અને જેઓ મધ્યમ શક્તિથી કામ કરે છે તેને પણ થોડે થોડે કરતાં ૧૨ થી ૧૫ સ્વર સુધીની (*Minimum*) દોઢથી બે સપ્તક સુધીની હદ સ્વભાવિક હોવી જોઇએ અને જેઓ સંગીતથી વિમુખ છે તેઓ તો ત્રણેક સ્વરની હદ જેટલો અવાજ વિસ્તારી શકે છે. ત્યારે ઉપરનું લખાણ કુદ..ી ઉલટું છે તેમ દીસશે.

બીજી જગોએ 'રાગ દાદરા' એવો નોંધ જોવામાં આવે છે. રાગનાં સાધન સ્વર

* મિસ રૂથ રૂસનો સંગીત સંબંધી લેખ (Article by Miss Ruth Ruce Educational Times 1910

ઉપજ ઉપર આરોહ અવરોહથી પ્રીતિ ઉત્પન્ન કરનાર અને રસીવાં નીપજવાથી 'રાગ' ની અથવા 'રાહ' ની, તથા ધ્વનિ ઉપરથી હિંદિનું ટુંકું રૂપ 'ધુન' સંજ્ઞા અથવા છેક થોડી સમજવાળા 'કનરસિયા' લોક ચડવા ઉતરવાની સ્વર શ્રેણીના માત્ર સ્થૂલ જ્ઞાનથી 'ઢાળ' સંજ્ઞા શબ્દ વાપરી વસ્તુ સ્થિતિ નિરખે છે. દાદરો શબ્દ જ આધુનિક વખતના માપ સૂચક છે. તેને સ્વરની યોજનામાં કામે લગાડી શકાય પરંતુ તેને સ્વરાંગનું લક્ષણ આપવા અને તેના (દાદરા) નામથી જ તેને રાગના લક્ષણે ઓળખવું તે અયોગ્ય ગણાય. આવી ઉલટ પાલટ સમજના ઘણા દાખલા આપણા ગુજરાતના સંગીત સાહિત્યમાં ઘુસાડાયા છે. તેથી સંગીત જાણનારને સંગીત અંધકાર સમય પ્રસરતો દેખાય છે તેથી દિલગિરી અને વિસ્મય થાય છે પ્રથમ દેશસ્થ સંગીતની જાગૃતિ કરવી ક્યારે સંગીતનો પૂરો પ્રભાવ પ્રવર્તાય તે ફળની સીમાતો હજુ ઘણે દૂર ભાસે છે. આવી વસ્તુ સ્થિતિ આબાદ અને સુધરેલા મુલ્કની પણ અત્યારે છે. ત્યારે હિંદુસ્થાન જે અત્યારે કેળવણીમાં અને ખાસ સંગીત વિષયમાં ઘણુંજ પછાત છે તેની તો વાત જ શી કરવી. ગુજરાતની સ્થિતિની ગણના કરવાની સ્ફુરણા પણ ઉઠતી નથી. સંગીતનુ મહત્વ વિચારી તેની યોગ્ય કદર કરી સંતોષકારક ધનનો પણ ખર્ચ કરી તેને ઉત્તેજન અપાવું જોઇએ. નામદાર બ્રિટિશ રાજ્ય અમલમાં સુખ શાંતિ સાથે હિંદુસ્તાનના વતનીઓને એક પ્રજાના રૂપમાં લાવવા માટે જે જે કેળવણી અને તાલીમ અપાય છે તે પૈકી આ પણ એક કર્તવ્ય છે એમ સમજી તે બાબત તરફ નિગાહ થવી જોઇએ.

સંગીત જે મરણ પથારીએ પડ્યુ રીબાતુ દીસે છે. તેને ધીમે ધીમે પોષણ આપી સંજીવન કરવાનો પ્રયોસ હાથ ધરવો—તે એક ખરી કેળવણીની તસબતમાં મોટું વખાણવા લાયક પગલું ભર્યું ગણાશે. આ હેતુ તરફ ધ્યાન ખેંચી સંગીત શુ શુ ફાયદાઓ ફેલાવે છે તે ઉપર ઉતરીશુ

ખરી કેળવણી—શારીરિક, માનસિક અને આધ્યાત્મિક એવાં ત્રણ સ્વરૂપમાં વિલસે છે તર્કશક્તિ, વિવેક બુદ્ધ, સ્મરણ શક્તિ, સારાસાર પરીક્ષા, તેમજ સૂક્ષ્મ અને વિધવિધ વિચારો, ભાવનાઓ, ઉર્મિઓ વગેરે સંગીત મારફત વિકસે છે. ત્યાં સંગીત પોતાનો પ્રબળ પ્રતાપ પ્રવર્તાવે છે.

સંગીતના અભ્યાસથી અને કલારૂપે મ્હાવરાથી મનુષ્યને દૈહિક, માનસિક આધ્યાત્મિક જે કંઈ ફળ મળે છે તે વિચાર બતાવતાં લખાણ થઈ જાય તો વાંચનાર દર ગુજર કરી વિષય પર અરુચિ નહી રાખી તે બાબત મનન કરશે એ નમ્ર વીનંતિ છે અને આ લેખના પ્રયાસથી સંગીત પરત્વે હિંદનું હિત થાઓ એ પ્રાર્થના છે.

૧ બુદ્ધિપૂર્વક સંગીતનું અધ્યયન—તેમા પ્રથમ કંઠ-સ્વરથી ગાવાના મ્હાવરાને લીધે મનુષ્યની બોલવાની શક્તિ સબળ થાય છે. અવાજ મધુર, સ્પષ્ટ, બળયુક્ત, લલિત અને

એવા બીજા ગુણોથી રસીલો બને છે. આવા ફાયદાઓ ધ્યાનમાં રાખી પાશ્ચિમાત્ય હાલના કેટલાએક કુશળ વાંચન શિક્ષકો પોતે જો કે સંગીતમાં ઘણા કુશળ હોતા નથી તો પણ પોતાના ધંધામાં સફળ થવા તેઓ જાતે સગીતની મદદ લે છે. તેઓ સ્વરના આરોહ અવરોહની શ્રેણીઓ યોગ્ય શ્રમથી સાધે છે અને પરિણામે અવાજ મૃદુ આદિ ગુણથી રસીલો કરી શકે છે.

વળી અવાજનું માપ, તેની શક્તિ તથા તેનો વિસ્તાર પણ આગળ વધ્યો જાય છે. લગભગ પૂર્ણ, ઘનઘોર, બળવાન અને મીઠો અવાજ મનુષ્ય જીવન સફળ કરવામાં મોટી મદદ આપે છે. રાડીયો, કઠોર, અનુનાસિક, ચીસીયો, કર્કશ અતિ તીક્ષ્ણ એવા અવાજો પ્રિય થતા નથી માટે શ્રમથી તેને કેળવી સુધારવા જોઇએ. ચોખ્ખા, સુંદર અને મનોહર અક્ષરથી આંખદ્વારા ચિત્ત આકર્ષાય છે તેમ લાવત અવાજ અતિપ્રિય થઈ મોહ વશ કરી નાખે છે. ભાષણ કર્તાને, શિક્ષકોને અને રાજ્ય સભાસદોને તથા ખાસ સ્ત્રી વર્ગને વાણીની લાવણ્યતાની ઘણી જરૂર છે. તે સંગીત મારફત મેળવી શકાય છે. સંગીતની મદદથી અવાજને કસી કસીને સશક્ત, ઘન, ગભીર બનાવી સુસ્વર સ્વરૂપમાં કેળવી શકાય છે. મનુષ્યના અવાજના ગુણોથી અને તેની ઉચ્ચારણ શૈલીથી જાણ્યે અજાણ્યે સાંભળનારના કાન ઉપર સારી યા માઠી પણ ઉંડી અસર-છાપ પડી જાય છે. ગગજના Nerve contios જ્ઞાનતતુઓ તે ગ્રહણ કરે છે અને તેની ધારણા ધારી તે પ્રત્યાઘાતથી (Refection) બુદ્ધિ અનુસાર પારખવાના પ્રયાસમાં પ્રવર્તે છે. એવી રીતે મન ને બુદ્ધિ કેળવાય છે.

નાક મારફતે દમ ભરવા (Inspiration–Breathing) થી પ્રાણવાયુ કંઠ (Larynx) તંત્રમાં થઇને વાયુ નળી (Trachea) માં આગળ વધે છે અને Bronchi રસ્તે ફેફસામા ભરાય છે અને ફેલાય છે. પછી ત્યાંથી ઉચ્છવાસ વખતે ફરી તેજ રસ્તે થઈ કંઠમાં આવે છે. તે વખતે કંઠ યત્ર સંકોચાય છે, તેથી પવન જલદી ધસારાબંધ બહાર નીકળતો નથી. યોગદષ્ટિથી તેનું પ્રાચીન આચાર્યોએ મનન કર્યું છે. તેથી પૂરક Inspiration વખતે એકદમ પવન ભરવો અને તે રેચક Expiration વખતે ધીમે ધીમે બહાર કાઢવો એવી પ્રાણાયમ કરવા માટે આજ્ઞા છે, અને તે સકારણ છે. મતલબ કે ત્યાં પવન નીકાસ માર્ગ ઉંડે ઉપજીહ્વા Rima Epiglottis થી સંકડાય છે અને પવન ભરાય છે તે inspiration વખતે પવન માર્ગ પોહોળો થાય છે તેથી જલદી ભરવાની આજ્ઞા છે. બીજાં પણ કારણો છે, પરતુ તેનો આંહી અવકાશ નથી. વધારે વિષયાંતર થઇ જાય માટે Physiology by Halliburton and Anatomy by Gray વાંચવાથી ખુલાસાવાર સમજ મેળવશો. તથાપિ કહેવું જોઇએ કે પૂર્વ કાળના આર્યોએ યૌગાભ્યાસથી તેનું મનન કરીને 'નેતિ' 'ધોતિ' કર્મમાં કંઠતંત્ર (હલકૂમ), તેની ઊંચી નીચી ગતિ અને હલનચલન-(જે ઉપરથી પાછળથી "હલક" શબ્દ કંઠ સ્વરના ગુંજવા ઉપરથી ઉર્દુ ફારસીમાં દાખલ થયો છે)ની શક્તિથી તેની વાકેફગારી મેળવી હતી. કંઠ તંત્રમાં તતુ અથવા રજ્જુ છે. તે તારની માફક આંદોલિત થઈ પવનના નીકાસમાં પો-

તાની સુદૃઢ સ્થાન શક્તિ ( Tension ) ના પ્રમાણમાં સ્વર Pitch સ્થાન નિર્માણ કરે છે. તે તંતુઓના ખેંચાણ tight કે ઢીલાશ slack tension થી અને ઉચ્છ્‌વાસના પવન માર્ગમાં પોહોળાણ કે સંકડાણ ( chink ) ના પ્રમાણમાં અવાજ નીચો ઊંચો કે જાડો પાતળો બને છે. તેવાં જ કારણે સ્ત્રી પુરૂષના અવાજનો ભેદ પડે છે.

૨ સંગીતથી શ્રવણેન્દ્રિય કેળવાય છે. સંગીત રસથી સાર્દ્ર બની મનુષ્ય રસભીનો–રસિક–નાગરિક લક્ષણયુક્ત નિપુણ બને છે. જીવનચિત્ર સર્વ મનુષ્યનું હમેશાં એક સરખું હોતું નથી તેમ હોઇ શકે પણ નહી. અમુકને જે ( સંગીત ) સાધારણ અને રસુજ વીનાનું લુખું ભાસે છે તેજ બીજાને આનંદ અને સૌન્દર્યનું નિઃસીમ સ્વરૂપ પ્રત્યક્ષ જણાય છે. ત્યારે વસ્તુ સ્થિતિ શું છે! એકની રસેન્દ્રિય શક્તિઓ મ્લાન અને કુંઠિત છે અને બીજામાં કુદરત અને કળા કોશલ્યથી તે શક્તિઓ, સૂક્ષ્મ અને અદ્દભુત મિલાપ તથા રાગો પારખવા માટે ઉત્સુક બની ખીલેલી અને કેળાએલી છે. બન્ને પાત્રોની સમજણ અને ધારણામાં શ્રવણેન્દ્રિય વધતી ઓછી મદદ આપે છે. બેહરાપણું એ માણસ ઉપર એક મોટો દુઃખનો બોજો છે. મોટે આદેથી બોલવું, ધીમું, બોલવું, કર્કશ અવાજથી બોલવું, ઘોઘરા અવાજથી બોલવું તથા મેઘનાદ, સિંહનાદ અને એવી એવી તરેહના બીજા અવાજના સ્થૂલ ભેદોજ જે માણસો કેવળ પારખી શકે છે તેવાઓ પણ અમુક અંશે બધિર જ સમજવા. વિનોદ આપનાર અને ઉન્નતિએ પોંહોચાડનાર સંગીતના નાજુક અને લલિત સ્વરો, જે બીજાઓને આનંદ માટે તલસાવે છે, તેનો લ્હાવો ઉપરના અંશાશિ બધિર માણસને મળતો નથી; તો પણ તેમને સુધારવા અને કેળવવા સગીતનું અવલંબન લેવુ એ મુનાસિબ છે. ઓછામાં ઓછું કહીએ તોપણ તેથી થોડો ઘણો ફાયદો મળે છે એવી ખાતરી છે માટે કેળવણીની ખાતર એ છુટ ગણાવું જોઇએ.

સંગીતના ઉપાસકો, ભક્તો, વિલાસીજનોના કાન વિલક્ષણશક્તિ ધરાવે છે. સંગીતના સ્વરનાં સૂક્ષ્મ લક્ષણો–બળ (force), આંદોલન ઉપક્રમ ( ત્વરા pitch ) અને ગુણુ-ધર્મ ( timbor ) કુશાગ્ર બુદ્ધિથી તેઓ સ્પષ્ટ પારખી શકે છે. વળી સ્વરો ધ્યાનમાં રાખી, મનન કરીને તે ફરીથી ઉપજાવી શકાય છે. તેને લીધે સૃષ્ટિમાં રમ્ય અને બારીક અનુભવોનો ઉપભોગ મેળવવા તેમને માટે વિશાળક્ષેત્ર ખુલ્લું થઈ પડે છે. ઉડતા ભમતા ભ્રમરભોગીની માફક ગમે તેવો અવાજ કાને પડયો કે તુર્ત તેમાંથી મધુરસ પીધો જ છે. એ શ્રવણ રસિકજનની બલિહારી છે. ત્યારે તેથી ઉલટું સૃષ્ટિ સૌન્દર્યમાં જે જે મિલાપ અને રાગ મોજુદ છે તેના અસ્તિત્વનું પણ કેટલાએકને ભાન હોતું નથી. તે મિલાપ અને રાગનો આનંદનો અનુભવ સંગીત ઉપાસકોને વિશ્વના ચારે ખુણેથી જાણે એક તાનરૂપ થઈ જતો હોય તે પ્રમાણે હૃદયમાં સ્ફુરે છે. તેટલા માટે સંગીત કેળવણીથી વિશ્વના અદ્દભુત ચમત્કારો નિરખવા શક્તિમાન થવાય છે.

કાનના બહારના ભાગમાં ગોળ નળીના આકારે પોલાણ છે. જ્યાંથી આગળીની મેર

કાઢીએ તે ભાગમાં ઉંડે (કાનની અંદર) નાજુક ચામડીનો પડદો છે. તે ઉપર અવાજના આંદોલન અથડાય છે. આ પડદો ઢોલ કે નગારાની માફક અવાજને ઘન બનાવીને ફેલાવે છે, તેથી તેને કાનની અંદરનો ઢોલ એ નામથી ઓળખવામાં આવે છે. જેમ Tympanum ઢોલને વગાડવા માટે સોટી કે હાથના આંગળાંથી આઘાત કરવો પડે છે તેજ મિસાલે ત્યાં અંદર એક નાની હથોડી છે, તે કામ બજાવે છે. આ પ્રમાણે અવાજ જે કાને પડ્યો તેના આઘાતથી પડદાની પાછળ બીજી બાજુએ નાજુક નાનાં જ્ઞાનતંતુઓ છે, જે નાના મોટાં માપનાં છે અને મગજમાં વિસ્તૃત છવાએલાં રહે છે, તે બહારનો અવાજ જે કાને પડ્યો તેનો આઘાત ગ્રહણ કર્યા પછી પડઘો (પડછંદો) જેમ ચારે બાજુથી સભળાય તેવી રીતે કાનના અંદરના પોલાણમાં તે તે શંખાકારના તંતુઓ cochlea તદ્રૂપ સંગીત સંવાદી લક્ષણથી ધ્રુજીને મગજને તે તે અવાજનું માપ યોગ્ય પૃથક્ લક્ષણની છાપ સજ્જડ શુદ્ધ આપે છે. તેને કેળવતાં અને પારખતાં મનબુદ્ધિ કેળવાય છે. માણસ રસ ભોક્તા બને છે.

૩ ગાયન ગાવાથી અને સાંભળવાથી તંદુરસ્તી વધે છે. ગાવાથી કંઠ નળી, વાયુ નળી, ફેફસાં વગેરે અંગભૂત અવયવો, સ્નાયુઓ, શિરાઓ, તંતુઓ કસાય છે, કેળવાય છે, અને મજબુત બને છે. મ્હાવરાથી પૂરક-દમ ભરવો (Inspiration) તથા કુંભક ઘુંટવો (Pause) તેમજ ગાતી વખતે રેચક (expiration)થી અવાજ ઉંચો નીચો ચઢાવવો ઉતારવો, એ પ્રમાણે કરવાથી પરિણામે અવાજની ગુંજાશ વધે છે. શ્વાસોશ્વાસ પૂરા, ઊંડા અને સબળ ચાલે છે. જે કામ પ્રાણાયામ ચઢાવી સમાધિ ધરી હઠયોગથી નિપજાવી શકાય છે, તે રાજ્યોગમાં સંગીતથી સંપાદન થાય છે. તંદુરસ્તી નિભાવવામાં ધોતીનો કાર્યક્રમ હઠ યોગ ક્રિયાથી સધાય છે, તે મુશ્કેલી દૂર કરી સુખમય સંગીત સાધનાથી કફ વગેરે મેલ ને બહાર કાઢીને કંઠ, છાતિ, હૃદય, ફેફસા વગેરે સ્વચ્છ કરી શકાય છે. એ પ્રમાણે દેહની અંતઃશુદ્ધિ સચવાય છે. ગાવાના મ્હાવરાથી લોહીનો પ્રવાહ ધોધ બંધ વહેતો રહે છે અને તેથી આખા શરીરમાં જોમ વ્યાપી રહે છે. હાલનાં શાસ્ત્રો આ કથનને ટેકો આપે છે. પરિણામે કસરત બાજની માફક વિશાળ વક્ષસ્થળ પણ શોભીતું બહાર આવે છે. પ્રફુલિત વદન હાસ્યયુક્ત વિકસે છે. ગળાંની વ્યાધી અને તેને લીધે ઘણી તરેહની વિટંબનાઓ અને તકલીફ દૂર કરવા ગાવાનો યોગ્ય રીતે મ્હાવરો કરવો લાભકારક છે, તેતો સર્વત્ર સ્વીકારાએલ છે. કદાચ વ્યાધી વધતી જતી હોય છે તો પણ ગાવાથીજ તેનું શમન થઈ જાય છે. ડાકટરો વૈદ્યો તેમજ સંગીત કુશળ પુરૂષોના મતના અનુમોદનથી આ હકીકત નિઃસંશય છે. ગાનારને ક્ષયરોગ લાગુ પડી શકતો નથી, કારણ કે ફેફસામાં શ્વાસોશ્વાસની Breathing Exercises ક્રિયા શુદ્ધ અને સબળ શક્તિથી ચાલુ રહે છે.

પશ્ચિમના દેશોમાં પણ ફેફસાં સંબંધી વ્યાધી અટકાવવા તથા અંકુશમાં રાખવા ગાવાની કસરત એક રામબાણ ઉપાય ગણાય છે અને તે દરેક ડાકટર ખુલ્લાં દિલથી સ્વીકારે છે. જ્યારે ઔષધોપચાર નિરૂમાલ્ય થઈ પડે છે ત્યારે લાચારીથી પણ ડાકટર સગીતની

મદદ લેવાને ભલામણ કરે છે. આવા કેસોમાં માત્ર આરોગ્ય સાચવી અને વચ્ચે કોઈ નવો રોગનો ફણગો ફુટે નહીં તે તરફ ધ્યાન આપી દિલાસારૂપ કંઈ ઉપચાર ચાલુ રાખી ડાકટરો ગાવાના મ્હાવરાની સલાહ આપે છે. રાજકોટમાં ગળાંની દુઃસાધ્ય વ્યાધીથી પીડાતા એક જુવાન ગૃહસ્થને ત્યાંના સર્જને સંગીતનો આશ્રય લેવા ફરમાવ્યું હતું. તે પ્રસંગ લેખકના જાતિ અનુભવમાં આવી ગયો છે. ક્રમાનુસાર તેને ગાતાં શીખવી, મ્હાવરો કરાવી, વિનોદ આપી, તેની પીડા નિર્મુળ કરવાને ભાગ્યશાળી થવાનું માન સંગીત વિધાને અર્પણ કરી શકાયું છે. કારણ કે સર્જને કેસ કદાચ નહીં સુધરે ધારી ઔષધોપચાર બંધ કર્યા હતા.

માંણસના કાનની રચના તથા ગળાની અંદરની રચના ઉપરથી જેમ કેટલાક એ વાજાંઓની બનાવટ કરવામાં આવેલ છે તેવીજ રીતે છેલ્લી શોધખોળ મુજબ ફોનોગ્રાફની બનાવટ થઈ છે. પરંતુ આ બધાં વાજાંઓ મનુષ્યની શક્તિની અમુક પ્રકારની અને અમુક પ્રમાણમાં કેવળ નકલ છે. કુદરતની બલિહારી તો નિઃસીમ અદ્ભુત છેઃ આવાં બીજાં અનેક મજબૂત કારણોને લીધે ગાવાના મ્હાવરાની અને રસિક શ્રોતાજન નીવડવા સંગીત સ્વરભેદને વિવેકથી વિચાર કરવાની ભલામણ ઘણા કાળથી વિદ્વાનો ખરા જીગરથી કરતા આવ્યા છે. ગમે તે દેશની પ્રજા હો પરંતુ તે પણ એકી અવાજે સંગીતના 'ગીત' આશ્રય અવશ્ય સૂચવે છે. વાદ્ય વગાડવાં એ ગૌણ પક્ષે સ્વીકારવામાં આવેલ છે પરંતુ સર્વોત્તમ તો ગીત અંગ માનેલું છે. આગળ ઇતિહાસ સંબંધી અમારી નોંધ ઉપરથી વધારે સમજાશે.

Vide Singing by Emil Benhke.

૪ અનેક તારેહનાં તંતુ Vibratory string instruments, सुषिर Pneu metic wind instrument, आनद्ध percussiveને घन concussive instruments. વાજાં ઉપર સંગીતનો મ્હાવરો કરવાથી ભુજાનું બળ ને રૂપ તેમ જ હાથ, કાંડું, આંગળીઓ, પગ, છાતિ વગેરે અવયવોનો વિકાસ સુશોભિત પ્રગટ દેખાય છે. શરીરની બાંધણીનેજ ઘણો મજબુત તથા સુંદર દેખાવ નજરે જોનારને ખુશ કરે છે. કસરતોથી પુરૂષ પુરૂષાકારમાં મસ્ત બનેલો જણાય છે. અવયવો સુદૃઢ થઈ રહે છે. કસાએલાં બંધારણને લીધે ટાઢ તડકો સહન કરવાને સમર્થ બની રહે છે. ક્રિકેટ, ફુટબોલ, બિલિઅર્ડ; ટેનિસ વગેરે મરદાઈની રમતો રમવાથી દેહનું દર્શન મનોહર કેટલાક વખત સુધી રહે છે અને જલદી શિથિલગાત્ર, અને અસ્તવ્યસ્ત, લુલાં લંગડા જેવી નિર્માલ્ય દશા તેની થઈ જતી નથી. આ પ્રમાણે બીજી કેટલીએક કસરતો ખાસ સ્ત્રી વર્ગને અનુકૂળ તથા બળપ્રદ હોય છે. તેથી તેમની શરીર સંપત્તિ પણ સચવાય છે અને રૂપ રંગ અને સૌન્દર્ય જળવાય છે. ઉપર ગણાવેલી કસરતો કેવળ દેહને જ સજ્જ—બન્યો બનાવ્યો રાખે છે. ત્યારે સંગીતના શોખીન ઉપાસકોને તો દેહની તૈયારી સાથે મન પણ ખુશ મિજાજમાં રહે છે એ અધિક લાભ છે. પરિણામે શરીર વધારે તેજસ્વી અને રમ્ય જણાય છે તેમાં આશ્ચર્ય શું? વિધવિધ જાતનાં વાજાં હોય છે તેથી તે બજાવવાની રીતભાત તથા તે સંબંધી યોગ્ય

ટેવથી કસરત કરવી વગેરે સમજાવવું તે લબાણુ થઈ જાય છે; માટે વાદ્ય વગાડવું તે પણ કેળવણીનું એક અગ છે એમ નિર્દેશ બતાવી આગળ ચાલીશું.

૫ સગીત પૈકી નૃત્યકળા ખસૂસ કરીને શરીરના બંધારણમા ઘણો સારો ફેરફાર કરી શકે છે. તેની યોજના શરીર સાથે મનને પણ ખીલવે છે. બીજા પણ અનેક ફાયદાઓ પ્રસિદ્ધ છે તો પણ શરીર સબધે તેની ખાસ નોંધ અહીં લઇશું આપણા દેશમા તાંડવ અને લાસ્ય એ બે મુખ્ય ભેદ નૃત્યના છે, તે સર્વેને વિદિત છે. ચેષ્ટાની સાથે સાથે અથવા તો સાદી રીતે ભાવનાઓ બતાવવી, બીજી બીજી ક્રિયાથી હરવું ફરવું, ગાવુ ને નાચવુ, શરીરનાં અગોને કસરતથી સુશોભિત રીતે નમાવવાં, આજુબાજુ વાળવા, અને પ્રેક્ષકોને તેમ જ પોતાને વિધવિધ ઉર્મીઓ ખીલે તેવી તેવી ક્રિયાઓ કરવી—તે સુંદર કળા સ્ત્રી વર્ગ તરફથી દર્શાવવામા આવે ત્યારે તેને "લાસ્ય," અને પુરૂષ વર્ગ તરફથી બચાવવામા આવે ત્યારે તેને "તાડવ," એવા પ્રચલિત નૃત્યભેદથી તેને ઓળખીએ છીએ—એ વિગતો બહુ પુરાણી થઈ જાય છે આધુનિકકાળમા સાધારણ વર્ગમા પણ બૈરાંઓ ગરબા ગાઈ, હાથથી તાળી આપી, આમ તેમ ફરતાં ઓનાજન તથા પ્રેક્ષકનાં મન સ્તબ્ધ તથા મોહવશ કરી શકે છે, તે સર્વેને વિદિત છે. આ અતિ સાદુ પણ લાસ્યની ગણનાનું મુખ્ય પગલુ છે આજકાલ કસરતમાં physical drill ઉમેરવામા આવેલ છે તે પણ એક નૃત્યનો જ ભેદ છે પરતુ તે શુષ્ક યોજના હોવી નહીં જોઇએ. સગીત સિવાય સહૃય ભાવ સ્ફુરતો નથી. વળી ધારીએ તેટલો તેનો ફાયદો મળતો નથી માટે કસરત અને કવાયદ સગીતને અવલબીને કેળવાવી જોઇએ

"Dancing or Musical Gymnastics is an important branch of physical Education"—*Ency Br. Vol VI*

દુનીઆની જુદી જુદી પ્રજાનો ઇતિહાસ તપાસીશુ તો ખાત્રી થાય છે કે સ્ત્રી અને પુરૂષો સાથે નાચતા હતાં અને હજુ નાચે છે મુગે મોઢે Pantomime ચેષ્ટાઓ કરી ભાવનાઓ બતાવવાની કુશળતા ઘણી સ્તુત્ય છે. અને તે ખાસ વિદેશ ભૂમિમા—જ્યાંની બોલી ચાલીની માહેતી હોતી નથી ત્યા બહુ ખપની નીવડે છે. ત્યાં મનોભાવની લેવડ દેવડથી વ્યવહાર નિપટાવીને કામ ચલાવી શકાય છે. આખા વિશ્વની એક જ ભાષા માનીએ તો નૈસર્ગિક સંગીત છે. તેને અવલબી વિચાર દર્શાવવો, ભાવ પ્રગટાવવો વગેરે કાર્યો નૃત્યથી વ્યવહારમા મૂકાય છે. તે સ્થાનિક ભાષા નહી જાણનાર પણ કેટલેક અંશે સમજી શકે છે. કેટલીએક પ્રજાઓમાં નાચતાં નાચતાં સાથે ગાવાનો પણ રિવાજ છે. આ પ્રમાણે સંગીત પ્રબધ મારફતે રસ સચોટ છવાઈ જાય છે. આફ્રિકામા તેમ જ બીજે કેટલેક સ્થળે વાઘ, વરૂ જેવાં ભયંકર પ્રાણીની ચેષ્ટાઓની પણ નકલ કરી ત્યાં ભયાનક રસનો ચીતાર આપવામાં આવે છે. તેમ જ વીર રસના, લડાઇના પ્રાસગિક ભાવો પણ નાટક ચેટક તરીકે પ્રત્યક્ષ દેખાડાય છે. એક દેશની પ્રજા બીજા દેશની પ્રજાનો પોશાક, પેહેરવેશ, તેની રેહેણી કરણી અને બોલી ચાલીની નકલો કરે તથા તેમના જેવી ચેષ્ટાઓથી પોતાને તદ્રૂપ દેખાડી

આગે એ વગેરે નૃત્ય અંગને (fancy ball) હાસ્યરસમાં મૂકીશું. ટુંકમાં વિદુષક સૂત્રધાર, નટીની કળાનો આહી સમાવેશ થઈ શકે છે. કોઈ પ્રજામાં મુવેલાંની પછવાડે પણ કુદવાની સાથે આમ તેમ ફરીને ચેષ્ટાઓ કરવાનો ચાલ છે. તથા બીજામાં મોટેથી રોવું કૂટવું એ ચાલ અતિ પેગથી દુઃખ ઉપજાવે છે. આ છેલ્લી હકીકતો મબધે વિચારશું તો, નિર્વેદ, ગ્લાનિ, કરૂણા, દયા, શોક, શાંતિ, ધૃતિ વગેરે ભાવ, અનુભાવ, રસ જમાવવાનો ઉદ્દેશ સમાએલો છે, પરંતુ અત્યાચારથી નિયમ છોડીને આડે રસ્તે રિવાજને વળગી રહેવાથી રસાંભાસ થઈ સંગીત અગ તમામ ખોટુ પડી જાય છે. તે પરિણામ વિચારવાથી જલદી સમજી શકાશે. આવા કાર્યક્રમમાં નિયામકોએ શા મુદ્દા ઉપર યોજના અમલમાં મૂકી હતી અને સીધી વા આડકતરી રીતે તેનું પરિણામ શુ આવી રહ્યું છે કે આવી લાગશે તે ગુણ દોષ ઉપર અત્યારે ઉતરવાનુ નથી. માત્ર કહેવાની મતલબ કે—ઉપર કહ્યા તેવા અનેક રિવાજોમાં જમાનાને અનુકૂળ પ્રજાની પ્રસિદ્ધ વિવિધ ભાવનાઓ નૃત્ય કે નાટ્ય કળામાં ઝળકતી રહે છે ઇતિહાસની મદદથી તથા જનસ્વભાવ અને સ્થિતિનુ નિરીક્ષણ કરવાથી આ સઘળુ અનુભવથી ગ્રહણ કરી શકાય તેમ છે. પશ્ચિમના વિદ્વાન—મિ લોકોએ ખાતરીથી જણાવ્યુ છે કે નૃત્યથી શરીરને ફાયદાઓ અને અસર થાય છે અને તે ઉપરાંત મનોબળ પણ વધે છે. બચ્ચાંઓના બહારના કાર્યક્રમમા શોભાનો ઉમેરો થાય છે અને વધારે તેઓનામાં માણસાઇના દૃઢ સકલ્પ, નિશ્ચિત વિચાર, તથા હિમ્મતની સાથે યોગ્ય વિશ્વાસનો વાસ રચ્યો પચ્યો રહે છે.

"The effects of dancing are not confined to the body, it gives to children not mere outward gracefulness of motion but manly thoughts and a becoming confidence"—*Ency Bri Vol VI Edu Sect 67-198*

નૃત્યથી (અ) આનંદમાં, વિનોદમા, શુભ પ્રસ્તાવમા તથા તેવા બીજા જન સમુદાયના શુભાશુભ પ્રસંગ વખતે ઉર્મિઓને અનુકૂળ સ્નાયુ, અવયવો તથા મુખમુદ્રાઓને, ઇચ્છા થવાની સાથે જ તત્કાળ ચંચળતાઇથી ગોઠવવામાં,

(બ) નૃત્ય કરનારને તેમ જ પ્રેક્ષકને આનંદ ઉપજે તેવા પ્રયાસમા યોગ્ય, સુશોભિત, રમ્ય અને નિયમિત આક્રમણ અનેક તરેહથી બતાવવામાં,

(ક) સજીવારોપણથી અન્ય મનુષ્યોના કૃત્યો તથા તેમના મનોવિકારોનો પ્રત્યક્ષ અનુભવ કરાવવા માટે ઉપજાવેલી નૃત્યની આવડ્ય સભાળથી કરવામાં, શરીરની ખરી કસોટીની તુલના થઈ શકે છે.

નૃત્ય ભાવાત્મક હોય છે. તે વિશે ઐતિહાસિક ઇતિ વૃત્ત પણ કહેવાએલ છે. વળી મન બુદ્ધિ, પણ કેળવાય છે તે પ્રસગે થોડુ કહીએ

જન્મની સાથે—મનુષ્યને પણ નકલ કરવાનો શોખ સ્વાભાવિક છે, અને તે બચ્ચા-

ઓના વર્તન અને સ્વભાવની નિરીક્ષા કરવાથી સ્પષ્ટ સમજવામાં આવે છે. તે પ્રમાણે ગાવું, વગાડવું, નાચવું, અભિનયથી ભાવ બતાવવા, તથા વાણીથી નકલ કરવી વગેરે કૃત્યો, બચ્ચાંઓની શારીરિક અને માનસિક ખીલવણી માટે અભિષ્ટ છે. નાટકના પ્રયોગોમાં પણ જુદાં જુદા પાત્રો જે જે ભાવ ભજવે છે તેનો પણ આંહી સમાવેશ ગણ્યો છે, કારણ સંગીતના વિશાળ ક્ષેત્ર માંહેની કોઈ પણ ભાષા પૈકી ગદ્યપદ્યાત્મક, દશ્ય અને શ્રાવ્ય કાવ્યના 'રસ પરિપાકની તે ઉપજ છે. નાટકના ખેલો જોવામાં પ્રેક્ષકોને વધારે આનંદ પડે છે તે ખરૂ, પરંતુ જો કેવળ થાક ઉતારવાના હેતુથી આરામ અને વિનોદ લેવો એ જ લક્ષ્યબિંદુ હોય તો માત્ર શરીર સંપત્તિમાં જ સહેજ વધારો થાય છે એમ કહીશુ. જો વધારે સૂક્ષ્મ અને વિવેક દષ્ટિથી અવલોકન કરી સારાસાર ગ્રહણ કરવાની ટેવ પડતી રહે તો બુદ્ધિના વિકાસ સાથે નૈતિક બળમાં પણ ઉમેરો થાય છે. તેથી પણ આગળ જઇએ તો આધ્યાત્મિક સુખ વિલસે છે.

( અપૂર્ણ. )

લક્ષ્મીદાસ આદીતરામ વ્યાસ.

---

# "ઐતિહાસિક દ્રષ્ટિએ માનવજીવનનું આવલોકન."

( અનુસન્ધાન પૃ૰ ૪૧૨ થી )

"Religion was the absolute master both in public and private life. The state was a religious community; the king was a pantif; the magistrate was a priest, law was a sacred formula, patriotism was piety, exile was ex-communication × × × But all was changed × × Religion × × × assumed a higher and a less material expresssion. × × × It was no longer an assemblage of practices; a series of rites a succession of formula × × × It became spirit. Prayer was not an incantation, it was an act of faith and a humble petition The Soul did not fear God, it loved Him × × × It was no longer a previlege × × × Prop gandism replaced exclusion"

"Thus duties of justice and benevolence between different nations sprang up × × Unity of the whole human race appeared distinctly. × × Politics were no longer the whole of man, patriotism was not

the only virtue. × × × Christianity distinguished private virtues from public virtues. It elevated the former × × Law, therefore, became independent × × and liberal"

*De Coulanges.*

આપણે પહેલાં કહ્યું તેમ જેમ ઇતિહાસની એકતા એકદેશીય અને સર્વદેશીય છે તેમ તે બહુદેશીય પણ છે. આપણો તાત્કાલિક સબંધ આ બહુ દેશીય ઐતિહાસિક એકતા સાથે છે ને અકતા એ બહુ પ્રકારે બહુ સાધને સિદ્ધ થઈ શકે છે.

વાણિજ્યના વ્યવહારથી સંબદ્ધ થતા દેશોમાં પરસ્પરની રૂઢીનો ક્રમશઃ પ્રવેશ થાય છે અને તેથી જનસમાજની જીવન પ્રવૃત્તિમાં મોટું પરાવર્તન નભવે છે આપણા દેશીઓને રામાયણના સમયનો વેશ જુઓ, પછી મહાભારતના કાળનો વેશ જુઓ, પછી બ્રાહ્મણોના ક્રિયાવાદના કાળનો વેશ જુઓ, પછી બૌદ્ધમાર્ગના ઉદય અને વિજયના વખતનો વેશ જુઓ, પછી કાલિદાસ ભવભૂતિ અને બાણનાં પુસ્તકોનાં નાયકનાયિકાનો અને પ્રાકૃત જનોનો વેશ જુઓ; આગળ વધતાં અફઘાનની સત્તાનું હિન્દુસ્તાન જુઓ, મોગલાઈનું હિન્દુસ્તાન જુઓ, પેશવાઈનો આર્યાવર્ત્ત જુઓ અને સરકારનું ઇન્ડિયા જુઓ—આ ઉદાહરણના વિષયમાં પ્રાન્તિક રૂઢીને પ્રવેશ નહિ આપીએ તો પણ બહુ ભેદ તરી આવશે. બીજું ઉદાહરણ વિશેષ બોધપ્રદ છે, કારણ કે સસર્ગનું પરિણામ કેવું આવે છે તે તે અચ્છી રીતે દર્શાવે છે. ઉત્તરહિન્દમા સ્રીઓને અંતઃપુરનીજ બ્હાર જવાનો બાધ; મારવાડ કાઠીયાવાડ અને ઉત્તર ગુજરાતમાં સ્રીઓ વદનને ન્યૂનાધિકપણે આચ્છાદિત રાખે; સુરત તરફ અનાચ્છાદિતવદને પ્રચાર કરવાનું સ્વાતંત્ર્ય; ને દક્ષિણમાં વદન અને શિરોભાગ કોઈ માટે કાંઇ પણ અવગુંઠન નહિજ. પ્રસાધનવિધિમાં તો સ્થાનિક ભેદ અથવા વ્યક્તિભેદ જોશું તેથી તેની વિસ્તારયુક્ત ઉક્તિ અસ્થાનિક છે.

રાજકીય સંબંધથી ઉદ્ભવ થતા વિકારના અનુભવ અર્થે આપણી દેશીરાજ્યોની પચાસ વર્ષ પૂર્વેની સ્થિતિની તુલના તેમની હમણાંની સ્થિતિ સાથે કરવી એ સૂચનાજ બસ થશે.

એક દેશની પ્રજાના વિસ્તારના કારણથી તે દેશની પ્રજાના નિરર્થક અંગભૂતો અન્ય કોઈ નિર્જન અથવા અલ્પ બળ કે અલ્પવસતિ દેશોમાં પ્રમાણ કરતી વેળા પોતાની માતૃભૂમિની સંસ્થાઓને અનુસરીને તે નવા દેશમાં ઘણી સસ્થાઓનું પ્રતિસ્થાપન કરે છે ત્યારે એ બને દેશોની સંસ્થાઓનાં મૂળતત્ત્વો એકજ હોય છે. ટ્રોયથી ગ્રીસમાં ઘણા ટ્રોજનોએ સસ્થાનો વસાવ્યાં હતાં અને ગ્રીસ દેશમાથી ઘણા ગ્રીકોએ ભૂમધ્ય સમુદ્રના તીર ઉપર અનેક સસ્થાનોને જન્મ આપ્યો હતો અને જો કે તે પ્રત્યેક સસ્થાનિક સમાજ નિકટવાસી સંસ્થાનિક સમાજથી તેમજ માતૃભૂમિ ગ્રીસથી રાજકીય વિષયોમાં સ્વતન્ત્ર હતો. પરતુ તે સર્વેની સંસ્થાઓની રચના મૂળ તત્ત્વે સ્વતન્ત્ર નહતી. રોમની પ્રજા જ્યારે બીજી પ્રજાનો વિજય પ્રાપ્ત કરી તે પ્રજાના પ્રદેશોમાં કોલોનિ વસાવતી ત્યારે સિદ્ધાંતમાં મૂળ આવુંજ સામ્ય નીવડતું પ્રાચીન ભારતવર્ષની સંતતિએ સુમાત્રા, જાવા, મલયદ્વીપ ઇત્યા-

દિશાં નિવાસ કરી ત્યાં સ્વધર્મ, સ્વવ્યવહાર ઇત્યાદિ સ્થાપ્યાં. બુદ્ધ ભગવાનની ભારત વર્ષમાં વ્યાપ્તિ થયા પછી તેમના અનુયાયી સાધુવર્ગના પ્રયાસથી દેશાન્તરમાં પ્રસરતા તેમના દર્શનના સિદ્ધાંતને વશ થઈ તે દેશાંતરનું તત્કાલીન અને આપણા-દેશનું તત્કાલીન તદ્ધર્મ સબંધી શિલ્પ બહુ એકજ પદ્ધતિવાળું મળી આવે છે. અમેરિકામાં યુનાઇટેડ સ્ટેઇટસ-સંયુક્ત સંસ્થાનોના રાજ્યતન્ત્રમા અપર અને લોઅર ચેમ્બર્સ જે રાખવામાં આવી હતી તે ત્યાંની અર્વાચીન પ્રજાએ માતૃભૂમિ ઇગ્લંડના કરેલ અનુકરણનેજ આભારી છે. દક્ષિણ આફ્રીકાની યુનિઅન-સરકારમાં કિનેડાનાં સિનેઇટમાં, ઑસ્ટ્રેલીઆ, ન્યુઝિલૅંડ અને ન્યુફૉઉન્ડલૅંડમાં પણ આવા જ અનુકરણો વર્તે છે—આમાં કેટલાક દેશોમાં બીજી કોઈ પ્રજાના લક્ષણોનું અનુમેલન થયું હશે ખરૂં—તેમજ દક્ષિણ અમેરિકાની બ્રાઝિલ ઇત્યાદિની ઘણી પ્રજાઓએ પોતાની માતૃભૂમિ સ્પેઇન કે પોર્ટુગલનું અનુસરણ કર્યું હશે.

અમુક દેશની અમુક સસ્થાના વર્તમાન વર્ધમાન ગૌરવથી બીજી પ્રજા તે દેશની તે સસ્થાનું પોતાના દેશમાં સ્વયમેવ આવાહન કરે છે, ત્યારે પણ આ બે પ્રજાઓની તે અમુક સંસ્થાઓમા પણ આવાહન કરતી પ્રજાનાં લક્ષણોની જે છાપ તે સંસ્થાપર પડે તે દૂર રાખતાં, ઐક્ય તરી આવશે હમણાંજ ફિલિપ્પાઇન દ્વીપોને યુનાઇટેડ સ્ટેઇટસે પોતેજ પોતાના રાજ્યના ધોરણને અનુસરતું રાજ્યનું ધોરણ અર્પિત કર્યું છે. એક સૈકા પહેલાં યુરોપનાં સર્વે રાજ્યો ઇગ્લંડની સ્થાનિક રાજ્યનીતિ સ્વીકારતાં અને તેમની પદ્ધતિને અનુસરતું રાજ્ય બંધારણ પોતાનામાં દાખલ કરતાં આપણી મુબઇની યુનિવર્સિટિનું બંધારણ *લંડનની યુનિવર્સિટિને અનુસરતું કરવામાં આવ્યુ છે નવીનરીતિ પુરસર તેને વ્યવસ્થિત* કરવા સિનેઇટે ઇગ્લંડથી એક મોટા સાહેબને મોટા પગારનુ વચન આપી નિમંત્રણ કર્યું હતું અને અત્યારે તેઓ આવ્યા છે તો તેમનો અનુભવ તે વ્યવસ્થામાં જે નૂતન તત્ત્વ ઉમેરશે તે પણ આ પ્રકારનું સામ્ય થશે મુબઈ શહેરની મ્યુનિસિપલ કોર્પોરેશનની પ્રશંસા દરેક સ્થળે થાય છે તો તેમનુ અનુકરણ ઘણીએ કરશે. મેડિલ રજીસ્ટ્રેશન ઍક્ટ મુબઈ સરકારની ધારાસભામા પાસ થયો તે સિડનહામ સાહેબના પશ્ચિમના અનુભવના પરિણામનું રૂપાતરજ છે.

કારણની સમાનતાથી પણ કાર્યની સમાનતા નીવડી આવે છે રોમનું મહારાજ્ય, ખલીફાઈ, મોગલાઈ, પેશ્વાઈ, ચીનના મન્ચુઓ, ઇત્યાદિની સત્તાના અવલ્લાના કારણો બહુધા એકજ મળી આવશે. નિરો, સિઝર, ઓરગઝેબ, બાજીરાવ બીજો, નેપોલિઅન વિગેરેની સત્તાની અવગતિ પણ ઘણે ભાગે સમ કારણને ભાવેજ થઈ હતી રાજ્યક્રાંતિ થાય છે ત્યારે બહુધા સ્થાનિક કારણ દૂર રાખતાં કારણો એકજ મળશે ઇંગ્લંડમા જૉન પાસેથી અમીર ઉમરાવોએ નિરકુશ સત્તાનો ત્યાગ કરાવ્યો તેનું જે કારણ હતું તેજ કારણથી થોડા સમય પછી ચાર્લ્સે પોતાનું રાજ્ય અને પોતાનો દેહ ત્યાગ્યા હતા. અને ઇગ્લંડમા પ્રજાસત્તાક રાજ્ય સ્થપાયુ હતું; તેજ કારણથી પોર્ટુગલમાં થોડા વર્ષ પૂર્વે અને ચીનમાં હમણાંજ એમ બન્યું. "સત્તાનો નિરંકુશ દુરૂપયોગ અને ઇતર પક્ષનો વિલક્ષણ વિરોધ" આ.

એ સર્વેનું કારણ છે. આપણે ધારા સભાઓમાં વિશિષ્ટ અધિકાર પ્રાપ્ત કર્યો તેનું કારણ પણ આજ છે. આપણું ભારતવર્ષ આપણા હસ્તમાંથી ગયું તેનું પણ આજ કારણ હતું; અને આપણે આવર્ણ પુનઃ પ્રાપ્ત કરશું ત્યારે તેનું પણ આજ કારણ. અપારો ઘણીવાર એકજ પદ્ધતિએ ભિન્ન ભિન્ન દેશોમાં સમાજનો વ્યવહાર ચાલે છે તે પણ આજ કારણને આભારી છે. ઉદાહરણનો વિસ્તાર વિશેષ થશે પણ એક બહુ બોધપ્રદ છે તેથી આપ્યા વિના નહિ ચાલે. આપણા મહાજન મંડળનો પટેલ એ આધુનિક સુવ્યવસ્થિત સંસ્થાઓના, ઑનરરિ સેક્રેટરિનું કર્તવ્ય કરે છે અને તેની નીચેનો શેઠીઓ તે આસિસ્ટન્ટ સેક્રેટરિનું કર્તવ્ય કરે છે.

આનાથી બહુ દેશના ઇતિહાસમાં સામ્ય છે એમ કહી શકાય ખરું અને History repeats itself—ઇતિહાસ પુનર્વૃત્ત થાય છે તે સૂત્ર પણ તેજ સૂચવે છે. આ ઉપરાંત એક અન્ય અગત્ય સમાનતાછે અને તે એકવંશીયત્વથી જન્મતી સમાનતા છે. ઉપરનાં કારણોને સ્વમાર્ગ આપતાં પણ જો સમાનતાનો અનુભવ થાય તો તે સમાનતાનું આદિ કારણ એક વંશીયત્વ હશે એવું અનુમાન સહજ બંધાશે. આ એક વંશીયત્વ ભાષાની સમાનતાથી સિદ્ધ થાય છે. સર્વ સ્થળે સ્વીકૃત નૈસર્ગિક સ્નેહના આધારભૂત, માતા, પિતા, સહોદર, દંપતી, ભગિની, અને સર્વસ્થળે સર્વકાળે આશ્ચર્યના નિધાનરૂપ પ્રકૃતિનાં સ્વરૂપો, જેમકે અગ્નિ સૂર્ય, વરણ, ઇત્યાદિ, કલ્પનાની દિવ્ય વસ્તુઓ કે તેનાં સાધનો અને છેવટે સમાજનું જીવન વિશેષ સરલ કરવા અર્થે ગણના માટે આવશ્યક અંગીકૃત અંક, ૧, ૨, ૩, ૪, ૫, ૬, ૭, આ સર્વને વાચામાં ક્રમ મૂકવા એ રીતિનું ઐક્ય પણ એકવંશીય પ્રજાઓમાં મળી આવે છે ને આ સર્વ તુલનાત્મક ભાષાજ્ઞાનથી સિદ્ધ થાય છે. પુરાણશાસ્ત્ર પણ સમાન થઈ શકે છે. દેવોની અર્ચના, યાગ, લગ્નવિધિ, પૌરાણિક કથા ઇત્યાદિ એકવંશીય પ્રજાજનોને માટે એકજ થશે. તે સિવાય સમાજના રાજ્યતંત્ર માટે આવશ્યક મૂળસૂત્રોમાં પણ અભેદ તરી આવશે. નૃપતિઓની સત્તા, ધર્માસન, દંડ, પ્રજાના અધિકાર, શિક્ષણપદ્ધતિ, ઇત્યાદિનો પણ આવોજ અભેદ મૂળસૂત્રોમાં વર્તશે.

આજ કારણોની અનુકૂળતાથી ગ્રીસ અને રોમના લોકો એક વંશના હતા, આજ કારણોના શરણથી ગ્રીસને રોમના લોકો અને ટયુટનો એક પ્રજાનાં સંતાનો હતા અને આજ કારણોના આશ્રયથી ગ્રીક, રોમન, ને ટયુટોનિક પ્રજા અને આર્યપ્રજા એકજ સમાજથી અવતીર્ણ ભિન્ન ભિન્ન પ્રજાજનો છેજ એ આપણે જે ઉપર કહ્યું છે તે સિદ્ધ થાય છે.

આ પ્રજાઓમાં આર્યપ્રજાની ધર્મમાં એકનિષ્ઠતા ગ્રીસની પ્રજાની કળાશાસ્ત્રમાં, નિપુણતા રોમની પ્રજાની રાજ્યવ્યવહારમાં કુશલતા અને ટયુટન પ્રજાઓની પ્રથમ સાહસમાં વિચક્ષણતા પછી યુદ્ધમાં પછી ધર્મમાં પછી વ્યવહારમાં, પછી રાજ્યસત્તામાં વિજ્ઞાનમાં અને વાણિજ્યમાં અને હવે સર્વત્ર સર્વમાનનીય છે. આવાં ભેદયુક્ત લક્ષણોનો વિકાસ કરવાને દરેક પ્રજાએ ઘણો કાળ વીતાવ્યો હશે. જ્યાં સુધી ટ્યુટોનિક પ્રજાઓમાં એક

દિશા નિવાસ કરી ત્યા સ્વધર્મ, સ્વવ્યવહાર ઇત્યાદિ સ્થાપ્યા બુદ્ધ ભગવાનની ભારત વર્ષમા વ્યાપ્તિ થયા પછી તેમનો અનુયાયી સાધુવર્ગના પ્રયાસથી દેશાન્તરમા પ્રસરતા તેમના દર્શનના સિદ્ધાંતને વશ થઈ તે દેશાંતરનું તત્કાલીન અને આપણા દેશનું તત્કાલીન તદ્ધર્મ સબધી શિલ્પ બહુ એકજ પદ્ધતિવાળુ મળી આવે છે અમેરિકામાં યુનાઇટેડ સ્ટેઇટસ–સંયુક્ત સસ્થાનોના રાજ્યતત્રમા અપર અને લોઅર ચેમ્બર જે રાખવામા આવી હતી તે ત્યાની અર્વાચીન પ્રજાએ માતૃભૂમિ ઇગ્લડના કરેલ અનુસ્મરણનેજ આભારી છે દક્ષિણ આફ્રીકાની યુનિઅન સરકારમા કેનેડાનાં સિનેઇટમા, ઑસ્ટ્રેલીઆ, ન્યુઝિલડ અને ન્યુફાઉન્ડલૅન્ડમા પણ આવા જ અનુકરણો વર્તે છે—આમા કેટલાક દેશોમા બીજી કોઈ પ્રજાના લક્ષણોનું અનુમેલન થયુ હશે ખરૂં—તેમજ દક્ષિણ અમેરિકાની બ્રાઝિલ ઇત્યાદિની ઘણી પ્રજાઓએ પોતાની માતૃભૂમિ સ્પેઇન કે પોર્ટુગલનુ અનુસરણ કર્યું હશે

અમુક દેશની અમુક સસ્થાના વર્તમાન વર્ધમાન ગૌરવથી બીજી પ્રજા તે દેશની તે સસ્થાનું પોતાના દેશમા સ્વયમેવ આવાહન કરે છે, ત્યારે પણ આ બે પ્રજાઓની તે અમુક સંસ્થાઓમા પણ આવાહન કરતી પ્રજાના લક્ષણોની જે છાપ તે સંસ્થાપર પડે તે દૂર રાખતા, ઐક્ય તરી આવશે હમણાજ ફિલિપાઇન દ્વીપોને યુનાઇટેડ સ્ટેઇટસે પોતેજ પોતાના રાજ્યના ધોરણને અનુસરતું રાજ્યનુ ધોરણ અર્પિત કર્યું છે એક સૈકા પહેલા યુરોપના સર્વ રાજ્યો ઇગ્લડની સ્થાનિક રાજ્યનીતિ સ્વીકારતા અને તેમની પદ્ધતિને અનુસરતું રાજ્ય બધારણ પોતાનામા દાખલ કરતા આપણી મુબઇની યુનિવર્સિટિનુ બધારણ લડનની યુનિવર્સિટિને અનુસરતું કરવામા આવ્યુ છે નવીનરીતિ પુર સર તેને વ્યવસ્થિત કરવા સિનેઇટે ઇગ્લડથી એક મોટા સાહેબને મોટા પગારનુ વચન આપી નિમંત્રણ કર્યું હતું અને અત્યારે તેઓ આવ્યા છે તો તેમનો અનુભવ તે વ્યવસ્થામા જે નૂતન તત્વ ઉમેરશે તે પણ આ પ્રકારનુ સામ્ય થશે મુબઈ શહેરની મ્યુનિસિપલ કોર્પોરેશનની પ્રથા દરેક સ્થળે થાય છે તો તેમનું અનુકરણ ઘણીએ કરશે મેડિલ રજીસ્ટ્રેશન ઍક્ટ મુબઈ સરકારની ધારાસભામા પાસ થયો તે સિડનહામ સાહેબના પશ્ચિમના અનુભવના પરિણામનું રૂપાતરજ છે.

કારણની સમાનતાથી પણ કાર્યની સમાનતા નીવડી આવે છે રોમનું મહારાજ્ય, ખલીફાઈ, મોગલાઈ, પેશ્વાઈ, ચીનના મન્ચુઓ, ઈત્યાદિની સત્તાના અવદશાના કારણો બહુધા એકજ મળી આવશે તિરો, સિઝર, ઔરગઝેબ, બાજીરાવ બીજો નેપોલિઅન વિગેરેની સત્તાની અવગતિ પણ ઘણે ભાગે સમ કારણને ભાવેજ થઈ હતી રાજ્યક્રાતિ થાય છે ત્યારે બહુધા સ્થાનિક કારણ દૂર રાખતા કારણો એકજ મળશે ઇગ્લડમાં જૉન પાસેથી અમીર ઉમરાવોએ નિરકુશ સત્તાનો ત્યાગ કરાવ્યો તેનું જે કારણ હતું તેજ કારણથી થોડા સમય પછી ચાર્લ્સે પોતાનું રાજ્ય અને પોતાનો દેહ ત્યાગ્યા હતા અને ઇગ્લડમા પ્રજાસત્તાક રાજ્ય સ્થપાયુ હતું. તેજ કારણથી પોર્ટુગલમા થોડા વર્ષ પૂર્વે અને ચીનમા હમણાજ એમ બન્યું "સત્તાનો નિરકુશ દુરૂપયોગ અને ઇતર પક્ષનો વિલક્ષણ વિરોધ' આ

એ સર્વનું કારણ છે આપણે ધારા સભાઓમા વિશિષ્ટ અધિકાર પ્રાપ્ત કર્યા તેનુ કારણ પણ આજ છે આપણુ ભારતવર્ષ આપણા હસ્તમાથી ગયુ તેનું પણ આજ કારણ હતું. અને આપણે આપણુ પુન પ્રાપ્ત કરશુ ત્યારે તેનું પણ આજ કારણ અપારી ઘણીવાર એકજ પદ્ધતિસર ભિન્ન ભિન્ન દેશોમા સમાજનો વ્યવહાર ચાલે છે તે પણ આજ કારણને આભારી છે ઉદાહરણનો વિસ્તાર વિશેષ થશે પણ એક બહુ બોધપ્રદ છે તેથી આપ્યા વિના નહિ ચાલે આપણા મહાજન મડળનો પટેલ એ આધુનિક સુવ્યવસ્થિત સસ્થાઓના ઑનરરિ સેક્રેટરિનુ કર્તવ્ય કરે છે અને તેની નીચેનો શેઠીઓ તે આસિસ્ટન્ટ સેક્રેટરિનુ કર્તવ્ય કરે છે

આનાથી બહુ દેશનો ઇતિહાસમા સામ્ય છે એમ કહી શકાય ખરૂ અને History repeats itself—ઇતિહાસ પુનર્વૃત્ત થાય છે તે સૂત્ર પણ તેજ સમવે છે આ ઉપરાત એક અન્ય અગત્ય સમાનતાછે અને તે એકવશીયત્વથી જન્મતી સમાનતા છે ઉપરના કારણોને સ્વમાર્ગ આપતા પણ જો સમાનતાનો અનુભવ થાય તો તે સમાનતાનુ આદિ કારણ એક વશીયત્વ હશે એવુ અનુમાન સહજ બધાશે આ એક વશીયત્વ ભાષાની સમાનતાથી સિદ્ધ થાય છે સર્વ સ્થળે સ્વીકૃત નૈસર્ગિક સ્નેહના આધારભૂત, માતા, પિતા, સહોદર, પતી, ભગિની, અને સર્વસ્થલે સર્વકાળે આશ્ચર્યના નિધાનરૂપ પ્રકૃતિના સ્વરૂપો, જેમકે અગ્નિ સૂર્ય, વરૂણ, ઇત્યાદિ, કલ્પનાની દિવ્ય વસ્તુઓ કે તેના સાધનો અને છેવટે સમાજનું જીવન વિશેષ સરલ કરવા અર્થે ગણના માટે આવશ્યક અગીકૃત અક, ૧, ૨, ૩, ૪, ૫, ૬, ૭, આ સર્વને વાચામા ક્રમ મૂકવા એ રીતિનુ ઐક્ય પણ એકવશીય પ્રજાઓમા મળી આવે છે ને આ સર્વ તુલનાત્મક ભાષાજ્ઞાનથી સિદ્ધ થાય છે પુરાણશાસ્ત્ર પણ સમાન થઈ શકે છે દેવોની અર્ચના, યાગ લગ્નવિધિ, પૌરાણિક કથા ઇત્યાદિ એકવશીય પ્રજાજનોને માટે એમજ થશે તે સિવાય સમાજના રાજ્યતત્ર માટે આવશ્યક મૂળસૂત્રોમા પણ અભેદ તરી આવશે નૃપતિઓની સત્તા, ધર્માસન, દડ, પ્રજાના અધિકાર, શિક્ષણપદ્ધતિ, ઇત્યાદિનો પણ આવોજ અભેદ મૂળસૂત્રોમાં વર્તશે

આજ કારણોની અનુકૂળતાથી ગ્રીસ અને રોમના લોકો એક વશના હતા, આજ કારણોના શરણથી ગ્રીસને રોમના લોકો અને ટ્યુટનો એક પ્રજાનાં સતાનો હતા અને આજ કારણોના આશ્રયથી ગ્રીક, રોમન, ને ટ્યુટોનિક પ્રજા અને આર્યપ્રજા એકજ સમાજથી અવતીર્ણ ભિન્ન ભિન્ન પ્રજાજનો છેજ એ આપણે જે ઉપર કહ્યુ છે તે સિદ્ધ થાય છે

"આ પ્રજાઓમા આર્યપ્રજાની ધર્મમા એકનિષ્ઠતા ગ્રીસની પ્રજાની કળાશાસ્ત્રમાં, નિપુણતા રોમની પ્રજાની રાજ્યવ્યવહારમા કુશલતા અને ટ્યુટન પ્રજાઓની પ્રથમ સાહસમા વિચક્ષણતા" પછી યુદ્ધમા પછી ધર્મમા પછી વ્યવહારમા, પછી રાજ્યસત્તામા વિજ્ઞાનમા અને વાણિજ્યમા અને હવે સર્વત્ર સર્વમાનનીય છે આવા ભેદયુક્ત લક્ષણોનો વિકાસ કરવાને દરેક પ્રજાએ ઘણો કાળ વીતાવ્યો હશે જ્યા સધી ટ્યુટોનિક પ્રજાઓમા એક

નિશ્વતા સત્ય અને નિઃસ્વાર્થતાનો સચાર ન થયો ત્યાં સુધી તે પ્રજાઓનું દરેક અંગભૂત સેક્સન, ડેઈન, ફ્રૅંક, ગૉથ, વેન્ડલ, અરાજકત્વ, અત્યાચાર. નિર્મર્યાદ સાહસવૃત્તિ અને અનિયન્ત્રિત વ્યક્તિસ્વાતંત્ર્યના સામ્રાજ્ય નીચે ઉછરતું રહ્યું, પણ જ્યારે તેઓએ રોમની વ્યવસ્થિત સામાજીક અને રાજકીય સત્તાનો સ્વાદાંશ લીધો અને જ્યારે તેમણે પોતાના કર્ણોને ક્રાઇસ્ટના ધર્મનો ક્ષમાપનાયુક્ત ઉપદેશ સાંભળી પવિત્ર કર્યા ત્યારે જો કે તેમણે સત્વરજ અનવરત પ્રવૃત્તિશીલતાને ત્યાગી નહિ અને હજુ પણ ત્યાગી નથી તો પણ જીવનના અગત્ય સૂત્ર માટે તેમને નૈસર્ગિક ભાન ઉપન્યું, તેમની પ્રવૃત્તિનો પ્રવાહ નિયમિત માર્ગે વહવા લાગ્યો અને તેમનો વિકાસ એમ ક્રમશઃ થતો ગયો કે જેથી તેઓ અત્યારે સર્વ વિષય ઉપર સર્વ સ્થળે અને સર્વ પ્રજાઓ ઉપર સર્વોપરી સત્તા ભોગવે છે, ખ્રિસ્તિધર્મનો અંગીકાર કર્યા પછી આ પ્રજાઓ રોમના મહારાજ્યના સ્થાનિક અધિકારની અધિકારી થઈ તેઓએ રોમનું સર્વવ્યાપી, સર્વ વિષયગામી ધર્મશાસ્ત્ર સ્વીકાર્યું, રોમન અને ક્રિશ્ચિઅન એ બે શબ્દો પર્યાયવાચક ગણાવા લાગ્યાઃ બંને એકજ ગંસ્થાનીઓ થયા.

ઉપદેશક કોણ થઈ શકે એનું સમાધાન ખ્રિસ્તિ ધર્મે પોતાને તે કાળને અનુકૂળ પડતી રીતે કર્યું હતું ઉપદેષ્ટાના યથાર્થ વચનથી સ્વધર્મથી ભ્રષ્ટ થતા પરભૂમિવાસી નિરંકુશ દેહાધ્યાસી ટ્યુટનો ક્રિશ્ચાનિટિના ઉપદેશક થઇ શકતા અને તેથી ટ્યુટન અને રોમન વચ્ચે તે વખતથી ભેદને દૂર કરતો એક નવીન વ્યવહાર શરૂ થયો. આપણા બ્રાહ્મણો ઉપદેશકજ રહ્યા; આપણા શ્રાવકજનો તો માત્ર શ્રાવકજનજ ,રહ્યા; અપવાદ રૂપે બ્રાહ્મણ સત્તાના વિરોધી કોઈ લોકસેવક પૂર્વે થયા હતા; પણ અંતે બ્રાહ્મણબલેજ આપણી ,સમાજને અંકુરિત વ્યવસ્થાએ લાવી મૂકયો. પરિણામો પણ એવાંજ આવ્યાં યુરોપીઓ આગળ વધ્યા, આપણે પાછળ રહ્યા. આપણું ગૌરવ એક વિષયે રહ્યું અને તે એ કે આપણે આપણી વ્યવસ્થા જાળવી રાખી અને રોમે અને ગ્રીસે તેમની વ્યવસ્થાને ગુમાવી પણ તેને ગુમાવતા તેમને બીજી આધારભૂત સરક્ષક શક્તિઓ મળી આવી, જેથી તેઓ પુન ર્જીવિત થયાં જ્યારે આપણે તો આપણું જાળવતા એટલા ભયભીત અને શૂન્ય રહ્યા કે સિંહની પાસે ચરાવવામાં આવતી બકરી જેમ વધે નહિ અને ઘટે પણ નહિ તેમ આપણે જેવા પડ્યા તેવાને તેવાજ રહ્યા અને આ પરિસ્થિતિ હજાર વર્ષ સુધી બદલીજ નહિ. આ પણ પ્રાકૃત દૃષ્ટિએ ચમત્કારજ છે

ખ્રિસ્તિ ધર્મની મુસલમાની ધર્મની બૌદ્ધ ધર્મની અને જૈનધર્મની પણ કઇક અશે ઉપદેશકવૃત્તિ સતત રહી, શ્રાવકજન એ પણ ધર્મ દ્રષ્ટા કે ધર્મવેત્તા કે ધર્મધુરધર કે ધર્મપ્રચારક ,થઈ શકે એ માન્યતા પણ સતત રહી ને તેથી તેમના સિદ્ધાન્તનો અન્ય પ્રજાતરફનો સ્વીકાર પણ સતત રહ્યો. આ ધર્મોનું મૂળ સૂત્ર એ છે કે તેનો અગીકાર દરેક જણ કરી શકે. આથી ભેદ દૃષ્ટિ વિરત થાય છે; ભેદ દૃષ્ટિના વિરામ સાથે બુદ્ધિ દૂરદર્શી થાય છે અને તેથી મન નિકૃષ્ટજનના અતર્જીવનમાં પણ પ્રવેશ કરી શકે છે, આથી ભ્રાતૃભાવ વધે છે દરેકના પ્રચારનું મૂળતત્ત્વ એ છે કે અધમાધમ વ્યક્તિના ઉદ્ધાર અર્થે અત્યુત્કૃષ્ટ

વ્યક્તિએ, પ્રયાસમાં ઉદાસીન રહેવું નહિ. આમ આત્મવત્ દ્રષ્ટિ કરવાની આ દેશનાનું ફલ "અહિંસા ધર્મનું મૂળ છે" એ આવે છે અને આ માટેજ જૈન અને બૌદ્ધધર્મના દર્શનમાં સર્વ ધર્મોને આવશ્યક પ્રથમ વ્રત પ્રાણાતિપાત વિરમણનું છે. આથી સર્વ જીવનની સમાનતા પ્રરૂપાય છે, અને તેથી જ્યારે ખ્રિસ્તિ ધર્મના ઉપદેશકથી આકર્ષાઈ તે મતને અનુસરતો આજ સારવાળો ન્યાય રોમના રાજ્યના લોકોએ સ્વીકાર્યો ત્યારે તે મહારાજ્યમાં ઐકત્વ ઉમેરાયું; ટ્યુટન પ્રજાએ જ્યારે તેજ ન્યાય તેજ ધર્મ પાસે સ્વીકાર્યો ત્યારે તેમની જીવનવૃત્તિ સંસ્કૃત થઈ અને પ્રથમ બ્રાહ્મણોએ સ્વીકારેલ પરંતુ ક્રિયાધર્મથી એક પછી અને જડ બનેલ આ ન્યાયને જ્યારે શ્રી બુદ્ધે અને વર્ધમાન દેવે સજીવિત કર્યો ત્યારે જેમ ખ્રિસ્તિ ધર્મથી રોમનું મહારાજ્યનો રૂપાન્તરે ઉદ્ધાર થયો અને તેથી યુરોપની પ્રવૃત્તિ મર્યાદે બદલાઈ તેમ આ ન્યાયને તેના સત્ સ્વરૂપમાં આણનાર બૌદ્ધ અને જૈન દર્શનના સિદ્ધાન્તોથી ભારતના અંતર્જીવનમાં પણ મોટો વિપ્લવ થયો અને આપણે આ સમયે જે એક પ્રજાના તે સારનો સ્વાદાંશ ચાખીએ છીએ; બહુ ભાગે જો કે એક રાજકીય વિક્રાન્તિને આભારી છે તો થોડે ભાગે તે દૂરભૂત અભેદદર્શક પતિતપાવન શાક્યમુનિ અને ત્રિશલાનંદનના ઉદાસીન નિવૃત્તિવાચક ઉપદેશને પણ આભારી છે, સ્થાનિક મટી જગદ્વ્યાપી થયો અને તેથી ધર્મથી થતી અસરને પણ સ્થાનિક મટી જગદ્વ્યાપી થવાનો આરંભ કરવો પડ્યો

શ્રી બુદ્ધ અને શ્રી મહાવીર સ્વામી જેવા તત્ત્વદ્રષ્ટા તો ઘણીજ અલ્પ સંખ્યાએ પરિણમે છે. તેઓ તો અપેક્ષા એજ પ્રવૃત્તિવાન છે, સ્વતઃ તેઓ ઉદાસીન વૃત્તિવાન્ હોય છે. ધર્મનું સ્વરૂપ યથાશક્તિ સમજી તેમના શિષ્યો તેમનો પ્રચાર કરે છે અને જનસમાજમાં તત્સંબંધી શ્રદ્ધા જાગૃત્ કરે છે. શુક્લધ્યાની કેવલજ્ઞાની કે તત્ત્વદર્શીઓને અજ્ઞાન માટે જે અનુકંપા હોય છે તે જ્ઞાન માટે પ્રશંસા હોતી નથી કારણ કે તેઓ જ્ઞાનીને તો સ્વરૂપવાન્ જાણે છે. પ્રાકૃત સમાજ શ્રદ્ધાવાન્ જેમ વિશેષ હોય છે તેમ રાગી પણ વિશેષ હોય છે તેથી આ સિદ્ધાંતની તેમના મનમાં થએલી પ્રરૂપણાથી તેમની વિચારદશામાં સહજ પરાવર્તન થાય છે અને આની અસરનો તેમના વ્યવહારમાં આભાસ થાય છે. આમ તત્ત્વદર્શીઓની ઉદાસીન વૃત્તિમાં પણ એવો અલૌકિક ચમત્કાર રહ્યો છે કે તે વૃત્તિના રજઃકણો સર્વગામી થઈ જે જે સ્થાનમાં પડે છે તે તે સ્થાનમા તે તે સ્થાનને યોગ્ય પરિણામોને સુખેથી જન્મ આપે છે. અરૂપી પદાર્થ—પ્રકૃતિ—જડ જગત—અચેતન—પરે અધિકાર પ્રાપ્ત કરનારા પશ્ચિમના વિજ્ઞાનીઓ, આપણા પ્રાચીન વિદ્યાધરો, લોકમાં કહેવાતા મંત્રતંત્રના જાણનારાઓ, યોગવિદ્યાથી પ્રાપ્ત કરેલ ગુપ્ત વિદ્યાના સંરક્ષકો, જૈનશાસ્ત્રોક્ત લબ્ધિના આગારરૂપ મિથ્યાત્વી અથવા સ્વધર્મે ભ્રષ્ટ સાધુવર્ગ, આવા Occult Science જાણનારા પણ જ્યારે બધાને વિસ્મિત કરે છે, ત્યારે અનંતજ્ઞાન, અનંતદર્શન, અનંતચારિત્ર—તપ—બળના નિધાન કે અખંડાનન્દ, પરમજ્યોતિ સર્વ સ્વરૂપ આત્માના જ્ઞાનની પ્રાપ્તિ કરનારાઓના આત્મા અને દેહની જ્વાલાઓના અનંત વિસ્ફુલિંગના અનંત કણોનું અગણિત તેજ પ્રાકૃત જનનો હૃદય—વિચાર—શક્તિમાં કેટલે અંશે પ્રતિબિંબિત થતું હશે તે તો માત્ર સમાધિસ્થજ જાણી શકે; અને તેથીજ જ્યારે આવા સ્વર્ગીય પથનો એક રસ્તો દર્શાવવામાં આવ્યો ત્યારે

જગતના કલ્યાણનો આરંભ થઈ ચૂક્યો એમ સમજવું સરલ થઈ પડશે; અને તેથીજ આવી ઉદાસીન વૃત્તિવાળા પુરૂષોત્તમોએ એજ વૃત્તિથી જગતને જે લાભનું દિગ્દર્શન કરાવ્યું છે તેની સાથે હેનિબાલ, સીઝર, નેપોલીયન, ઉમર, હરૂનઅલરશીદ કે તૈમુર, અથવા આપણા પુરાતન રાજાઓ કે વસુદેવો કે પ્રતિવસુદેવો કે ચક્રવર્તી મહારાજાઓએ અનિમેષ પ્રવૃત્તિશીલ રહી ચલવેલ ઉત્ક્રાંતિની તુલના કરતાં તે ઉત્ક્રાંતિ તો તૃણવત્જ લાગશે.

આવા ભ્રાતૃભાવ સૂચક ધર્મોની વ્યાપ્તિ પૂર્વે અનેક ધર્મો અને અનેક ઇશ્વિરોનો વાદ ચાલતો હતો તેથી તે કાલમાં વ્યવહાર સ્થાનિકજ રહી શકતો, વૃત્તિ બહુધા સ્વાર્થીજ જણાતી, માન તો ક્રિયાવાદનેજ મળતું; એક કુટુંબનો ધર્મ તે અન્ય કુટુંબનો અધર્મ ગણાતો. એક સંસ્થાનનો ધર્મ તે બીજાને અગમ્ય હતો; એકની પૂજા તે બીજાને ધર્મલોપરૂપ હતી. ટુંકામાં એકનું મંદીર તે બીજાની કબર હતી. અને વળી તેમાં પણ ખાસ આના પ્રથમ-કાળમાં પ્રાચીન ટયુટન, પ્રાચીન સ્લાવ, ટર્ક અને સિથિઅને પ્રારંભેલ ઘોર કર્મથી જગ-તના ઇતિહાસના શરીરમાં જે મહારોગ ઉત્પન્ન થયા હતા તેની વ્યથા હજુ પણ તે કંઇક સ્વસ્થ શરીરને ભોગવવી પડે છે.

આ વાદ ઘણો કાળ ટકયો. તેમાં ઘણો ફેરફાર પણ થયો. ને તે પણ ઘણું જીવ્યો. તે કાળમાં ઘણાં રાજ્યો સ્થપાયાં તો ઘણાં રાજ્યો પડયાં; ઘણાં ઘોર કર્મો થયાં તો પછીના કાળમાં ઘણાં સત્કર્મો પણ થયાં; ઘણા અત્યાચારો થયા તો ઘણા સદાચારો પણ થયા; કોઈ ભ્રષ્ટ થયા, કોઈ વિચ્છેદક થયા, કોઈ સંરક્ષક થયા, કોઈ સંસ્કારક થયા; કોઈ નિષ્ફલ નીવડયા તો કોઈ સફળ પણ નીવડયા; પણ જે જે દુષ્ટતાવાળું હતું તે તે ઘણુંખરૂં વીસરાઈ ગયુ છે અને બાકીનુ પણ વીસરાઈ જશે; પણ છેવટે જે સફલતા પ્રાપ્ત કરી હતી તે સર્વ સાફલ્યના સંગ્રહરૂપ એક માર્ગ પ્રકટયો, કે જેનાં સૂત્રો તત્કાલીન સમા-જને અનુકૂળ નીવડયા.

એ કાળમાં જ્યારે સમૃદ્ધિ બહુ થઈ અને તે પણ પાછી એક સ્થાને રહી દશાંતર અનુભવવા લાગી ત્યારે તેની ક્ષણભંગુરતાનું જ્ઞાન તે સમૃદ્ધિના ભોગવનારાઓને થયું અને તે વેળાએ સ્મશાનવૈરાગ્ય ઉપજતી વેળાએ અરૂપીરૂપી પદાર્થોનો ભેદ સમજાવવા લાગ્યો, સદસતનો વિવેક ત્યારે સ્ફુર્યો, તત્ત્વદર્શીઓ ઘણા જાગૃત થયા, ભિન્ન ભિન્ન માર્ગો ઘણા સૂચ-વાયા; જેમના પરસ્પરના વિકારથી લોકની પરિસ્થિતિ બદલાઈ; અનેક ધર્મો અને અનેક રાજ્યો અસ્ત થયાં; એક ધર્મ અને એક રાજ્ય ઉદિત થયાં અને એ બંનેમાં સર્વ મનુષ્યો સમાન ગણાયાં.

યુરોપમાં આ કર્તવ્ય ખ્રિસ્તિ ધર્મે અને રોમે સ્વીકાર્યું, મધ્ય એશિયામાં ચાને ઇરાન, અરબસ્તાન ઇત્યાદિમાં એ કર્તવ્ય ખલીફાએ બજાવ્યુ, અને ભારતમાં એક ધર્મનું

સૂત્ર બ્રાહ્મણોએ સ્વીકાર્યું હતું પણ તેનો પુનરૂદ્ધાર ગૌતમબુદ્ધે કર્યો અને તે ધર્મને અનુસરી સમયાનુચિત, એક રાજ્યની સ્થાપના, અને એક ધર્મની દેશના રાજર્ષિ પ્રિયદર્શી મહારાજાએ કરાવી.

આ સમય પૂર્વે અને એ સમયના આરંભકાલે આપણા બધાના પૂર્વજોનું સ્થાન જ્યારે એક દેશમાં હતુ ત્યારે કોઈ કોઈ સંસ્થાઓ હતી; તેમનાં રૂપાંતરોનું વર્ણન મનુસ્મૃતિમાં કે વેદમાં, ટેસાઇટસના જર્મનીઆમાં, હોમરના કાવ્યોમાં અને અન્યત્ર મળી આવે છે, જેને તપાસી એક વિચાર ઉપર આવેલ નિર્ણયનો સાર આપણે હવે પછી જોઇશું અને તેથી તત્કાલીન સંસ્થાઓ, જેમકે કુટુંબો, સભાઓ, તેમનાં અંગભૂતો,—દંપતિ, માતા, પિતા ધર્મગુરૂ, દંપતી—એ સર્વની વ્યવસ્થાનું આપણને જ્ઞાન થશે.

( અપૂર્ણ. )

ગોંડલ.
૭ શુ. માર્ગશીર્ષ
વિક્રમાબ્દ ૧૯૭૦

"શરચ્ચંદ્ર."

---

# ચન્દ્રનું એક દર્શન અને અદર્શન.

ચન્દ્ર અને ચન્દ્રિકા બન્ને મ્હને ઘણાં જ ગમે છે. બન્ને માટે મ્હને અનહદ મોહ છે. બન્નેનાં દર્શનથી મ્હારા હૃદયમાં અનિર્વાચ્ય આહ્લાદ થાય છે. ખરેખર ! મ્હને તો વારંવાર એમ થાય છે કે જો અનિષ્ટ—Evil—ને પ્રભુએ સરજ્યું હોય તો આ એક ચન્દ્રને બનાવીને ત્હેણે ખંગ વાળી દીધો છે અસંતોષ માત્ર એટલો જ છે કે ચન્દ્ર રાત્રિએ ઉગે છે અને રાત્રિ એ નિદ્રાનો સમય હોય છે, એટલે ચન્દ્રના પૂરેપૂરા બ્હારનો ઉપભોગ દરવખત થઈ શકતો નથી. અથવા એમે કાં ન હોય કે રાત્રિના ભયકર અન્ધકારની અસહ્યતા ઓછી કરવા પ્રભુએ ચન્દ્રના ઉદય માટે રાત્રિનો સમય નિયોજ્યો હોય? ગમે તેમ હોય, ચન્દ્રના દર્શનનો આહ્લાદ અનેરો છે. "સૃષ્ટિ–સંદર્શન" નામના કાવ્યમાં મ્હારાથી ઉદ્‌ગાર નીકળી ગયો છે કેઃ—

બસ એમ ચાહે દિલ કે જોયાં કરૂં, જોયાં કરૂં,
જોયાં કરૂં–બોલ્યાં કરૂં–ઝીણું ઝીણું ગાયા કરૂં

સમુદ્ર, નદીઓ, વ્હેળાઓ, ઝરણાંઓ, સરોવરો આદિ સ્થાવર જંગમ જલાશયો; ડુંગરાઓ, પર્વતો, ગુફાઓ, ખીણો; ઝાડીઓ અને ઝાડોનાં ઝૂંડઝૂંડવાળાં ભયભર્યાં જંગલો; સૂર્યોદય અને સૂર્યાસ્તઃ એવા એવા કુદરતના અદ્‌ભુત દેખાવો જોઈ વારવાર મ્હેં એવી

ઊર્મિનો અનુભવ કર્યો છે. પરન્તુ કુદરતના અન્ય દેખાવો જોઈ મ્હેં જેટલે અંશે એ અનુભવ્યું છે તેથી ઘણું વધારે અંશે ચન્દ્રને ત્હેનાં ભિન્ન ભિન્ન રૂપોમાં જોઈને અનુભવ્યું છે. એટલું જ ઉમેરૂં છું કે કુદરત અને ત્હેનાં નાનાવિધ દૃશ્યો તરફ મ્હને એવો તો આવેશભર્યો અનુરાગ છે, અને એ પ્રત્યેક દૃશ્ય જોતાં હું એવો તો મુગ્ધ–મોહાન્ધ–બની જાઉં છું કે તે દૃશ્યોના દર્શનથી થતા આનન્દમાં ભેદ પાડવા જેટલી મ્હારામાં શક્તિ પણ નથી હોતી—વૃત્તિ પણ નથી,–માત્ર જોઉં છું અને મોહું છું; અને છતાં યે કાંઈક ન સ્હમજાય એવો મ્હને ચન્દ્ર તરફ પક્ષપાત છે. ચન્દ્રની અદ્ભુત મોહિનીનું મ્હેં પૃથક્કરણ નથી કર્યું,—ક્યાં ક્યાં આત્મનિષ્ઠ તત્ત્વોથી અને ક્યાં ક્યાં પરિસ્થિતિપ્રાપ્ત તત્ત્વોથી ચન્દ્ર માનવ–હૃદય ઉપર અતુલ સામ્રાજ્ય ભોગવે છે તે હું નથી જાણતો; માત્ર એટલું જ હું જાણું છું કે એવા અને પ્રસંગો મ્હારા સ્મરણપટ પર સ્થાયી બન્યા છે કે જ્યારે ચન્દ્રના દર્શનથી મ્હેં અનિર્વાચ્ય ઉલ્લાસ અનુભવ્યો હોય. બધા પ્રસંગો તો ક્યાં કહેવા બેસું ?–માત્ર આજના જ પ્રસંગનુ નિવેદન કરવા યત્ન કરીશ–અને તે પણ એક અનિવાર્ય ઊર્મિબલની પ્રેરણાથી.

ત્રણેક દિવસની ન્હાનકડી સ્હેલ માટે મ્હારાં કેટલાંક સ્વજન સાથે હું પૂને આવ્યો છું. શેઠ મોરારજી ગોકળદાસની સ્ટેશન ઉપરની ધર્મશાળામાં અમ્હે ઉતર્યાં છિએ. અમ્હારો ઉતારો ત્રીજે માળ છે, અને એ ત્રીજા માળના ખંડની ત્રણ બાજુએ બારીઓ છે. ત્રીજા માળ ઉપરની અગાશી ચન્દ્રદર્શન અને ચન્દ્રિકાસ્નાનના યથેચ્છ ઉપભોગની સુલભતા કરી આપે છે. પૂના અને ત્હેના કુદરતી સમૃદ્ધિઓ વિષે તેમ જ અગાશીઓના આનન્દો વિષે વળી કોઈ વિશેષ અનુકૂલ પ્રસંગે; અત્યારે તો અત્યારના અનુભવનુ જ નિવેદન. સ્હાંજે અમ્હે બંડ-ગાર્ડન ગયાં હતાં ત્યાંથી આવી, સ્વજનોમાં થાય એવી વાતચિત કરતે કરતે સ્હેજસાજ ઉપાહાર લઈ, પછીના દિવસનો ક્રમ નક્કી કરી, દીવાનું જ્યોતિ ઝીણું કરી, નિદ્રાના સંબન્ધી અન્ધકારને આવકાર આપી અમ્હે સૂવાની શરૂઆત કરી. હું પલંગ પર પડ્યો અને પડતાં જ ઉંઘી ગયો. રાત્રિએ એક દોઢને શુમારે કોણ જાણે કેમ એકાએક આંખ ઉઘડી ગઈ અને ઉઘડતાની સાથે જ સ્હામેની ખુલ્લી બારીમાં એક દિવ્ય દર્શન મ્હારી દૃષ્ટિએ પડ્યું. આહાહા ! શો એ અદ્ભુત દેખાવ ! શો એ દર્શનનો ઉલ્લાસ ! નહિ, નહિ લુપ્ત થાય એ સૌન્દર્ય-સંસ્કાર મ્હારા સ્મરણપટેથી કદાપિ. નીચે કાળા ભમ્મર ડુંગરાઓની શ્યામ વાદળીઓ જેવી દેખાતી હાર: ઉપર સૃષ્ટિના સર્વે શ્યામતા એકત્ર કરવામાં આવી હોય તેવું કાળું કાળું આકાશ; અને તે બન્ને ગાઢ કાળાશો–ચન્દ્રને ગ્રસ્ત કરવા આવેલી રાહુની શ્યામ સેનાસમી કાળાશો–વચ્ચે ભાત પાડતો હાથપૂર સફેત વાદળાંઓનો પટ્ટો; અને તે પણ આમ તેમ વેરાયેલા કાળા કાળા અભ્રખંડોથી ચિત્રવિચિત્ર બનેલો. તે સફેત પટ્ટામાં પૂર બ્હારમાં ખીલી રહેલો, અને પોતાની આસપાસ ઘેરો ઘાલનાર શ્યામતાઓથી વધારે દીપી ઉઠતો સૌન્દર્ય-મૂર્તિ ચન્દ્રખંડ ! અહાહા ! શો એ શોભનો ! ઘડીમાં તે ન્હાનો થતો, ઘડીમાં મ્હોટો થતો, કેમ સંતાકૂકડી રમતો ન હોય ! રંગ પણ ત્હેના ક્ષણક્ષણમાં પલટાતા. ઘડીમાં ત્હેની શાન્ત કાન્તિથી તે તેજસ્વી દેખાતો તો ઘડીમાં તે ફીક્કી ચેતતાવાળો જણાતો, અને વળી ઘડીમાં સ્હેજ સફેત–સ્હેજ રતાશવાળો એમ અનેક આછા આછા રંગોની આછી આછી મેળવણીથી

લગભગ સોનેરી રંગનો લાગતો. આ દિવ્ય દર્શનના ઉપભોગમાં તલ્લીન બની હું ચન્દ્ર સ્હામું એકાગ્રદૃષ્ટિથી જોયાં કરતો હતો, અને તે ચન્દ્રની જુદા જુદા રૂપમાં થતી સંક્રાન્તિઓનાં પ્રતિબિમ્બ મ્હારા હૃદયપટ પર આલેખાતાં. આમ હું જોતો હતો ત્યાં તો કાં ચન્દ્ર મ્હડાયો કે કાં ઉપરની ગાઢ શ્યામતા નીચે ઉતરી ચન્દ્રમાં ગળી ગઈ—એમ તેમ થયું પણ ચન્દ્ર ઓચિન્તો અદૃશ્ય થયો—પછી મેં ન જ દેખાયો. મ્હેં ઘણીયે વાટ જોઈ પણ વૃથા, મ્હારા હૃદયમાં પણ ગાઢ અન્ધકાર છવાઈ ગયો હોય એવી અકથ્ય શોકવૃત્તિ વ્યાપી રહી. એકાએક એક વિચાર-વિદ્યુતનો ચમકાર સ્ફુર્યો-સ્ફુર્યો ને મ્હેં મ્હારો કર્તવ્યપથ જોયો-જોયો ને હું ઉઠ્યો, ઝીણી ઝીણી બળતી બત્તી મ્હોટી કરી અને લખવા બેઠો. આ રહ્યો તે લેખ.

ધર્મશાલા, પૂના,
તા. ૬-૧૨-૧૯૧૩
રાત-રાત્રિના ત્રણ.

ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા.

---

# એક ચર્ચાપત્ર.

## રા. આનંદશંકર અને "મુક્તિનાં સાધન."

"વસંત"ના મે. તન્ત્રી જોગ,

ગયા વૈશાખ માસના અંકમાં રા. આનંદશંકરે "મુક્તિનાં સાધન" નામના લેખમાં ગજેન્દ્રમોક્ષની ગાથાને વિષય કરી પ્રપત્તિયોગનું પ્રતિપાદન કર્યું છે. તેમને હિંદુધર્મ તથા તત્ત્વજ્ઞાનના બહોળા અભ્યાસની સાથે, યુરોપી તત્ત્વજ્ઞાનનો તેટલો જ પરિચય છે; તેથી આપણા સિદ્ધાન્તો ઉપર તેમનાં વિવેચનો નવીન યુગના યુવકો આકાંક્ષાપૂર્વક વાંચે છે—તથા નવા ને જૂના વિચારોના ઝગડાના સમાધાન પ્રતિ નેતા તરીકે જુએ છે. પરંતુ પ્રસ્તુત લેખમાં તેમના તરફથી આશા રાખીએ તેવા દૃષ્ટિબિંદુઓથી જોઈએ તેવું સંપૂર્ણ, સુસંગત, ને વ્યવહારદર્શક વ્યાખ્યાન થએલું મારી અલ્પબુદ્ધિ પ્રમાણે નહિ જણાવાથી, જીજ્ઞાસુવૃત્તિથી, કેટલીક ટીકા કરવા ઇચ્છું છું.

૧. "પ્રભુને અમે શરણે જઇએ છીએ" એ પ્રપત્તિનો વ્યાવહારિક અર્થ શું? તથા "પ્રભુ" કિયા પ્રકટ રૂપે ધ્યાનમાં ધરવાના એ સ્પષ્ટતર થવું જોઇએ. હિંદુ ધર્મના અટલ સિદ્ધાન્ત પ્રમાણે પ્રભુ તો નેતિ નેતિ—નકારવાચક—શબ્દોથી જ પ્રબોધાય છે, તેમજ પ્રસ્તુત લેખમાં ટાંકેલી ગજની પ્રાર્થનામાં પણ એ અવ્યક્ત રૂપને જ પ્રાધાન્ય આપેલું છે. "નાયં ગુણઃ કર્મ ન સન્નચાસન્નિષેધશેષો જયતાદશેષઃ"—"પ્રભુ"નું સ્વરૂપ

જ્યારે આવું છે ત્યારે આ પ્રપત્તિ માત્ર શબ્દાત્મક છે, કે બહુ તો ધ્યાનાત્મક છે, કે કર્માત્મક પણ છે ખરી? રા આનંદશંકરે આવો લોકપ્રિય વિષય માત્ર જૂની શાસ્ત્રીઓની પદ્ધતિ પ્રમાણે ચર્ચ્યો છે. રૂઢિ અનુસાર બહુધા અતિ ભાવભર્યાં (Sentimental) શબ્દોથી જ સંતોષ પામી, આંતર તત્ત્વનું પૃથક્કરણ કરવાની જરૂર જોઈ નથી, જો કે આવા અનેક ઉપદેશો છતાં આપણા સમાજની વ્યવહારબુદ્ધિમાં નવું ચેતન પ્રકટ્યું નથી, એ તેમની જાણ બહાર નહિ હોય "સંસાર સુખ ચાખો અને તે પરમાત્માને અર્પતા જાઓ, એ ભક્તિનું ઉત્તમ સ્વરૂપ છે" આનો અર્થ શો? આ શબ્દો પુરાણીઓના બોધ જેવા છે, અને જેટલું તેમની કથાઓ સૂઝાડે છે તેનાથી એકે પગલું આગળ સૂઝ આપવા સમર્થ નથી. વળિ, "પ્રભુના અનુગ્રહની દરકાર ન કરતાં જે કેવળ ન્યાય જ માગે છે" તેના ઉપર પ્રભુ કઠ્ઠા મરજીથી જુએ છે. ત્યારે શું પ્રભુનો અનુગ્રહ માત્ર માગવાથી જ મળતો હશે? એને માટે યોગ્યતા નહિ જોવાતી હોય? સર્વ કોઇને અનુભવ હશે કે ખરા દિલથી કરેલી ઘણી પ્રાર્થનાઓ નિષ્ફળ થાય છે

નૈવેદ્ય શબ્દ વાપર્યો છે, પરંતુ તે કંઈ હાલ જે મિષ્ટાન્ન મૂકી પ્રભુને નામે ઉદરપૂજા થાય છે તે અર્થમાં તો લેવાનો નથી. "સત્ય, પ્રામાણિકતા, લોકોપકારાદિ" પ્રભુના નૈવેદ્ય છે, એમ તેમનો ઉદ્દેશ છે જૂની બાટલીમાં નવો દારૂ ભર્યો છે જૂના તો શબ્દને વળગી પોતાની માન્યતા સિદ્ધ છે, એમ ધારી સંતોષ પકડશે હવે નવાને "લોકકલ્યાણ" રૂપી નૈવેદ્ય ધરવાનો ઉપદેશ છે પરંતુ લોકકલ્યાણનું કિયું સ્વરૂપ રા આનંદશંકર પ્રબોધે છે? તે જાણ્યા સિવાય પ્રપત્તિ કોને કરવી? પ્રથમ તો એ લોકકલ્યાણરૂપ "પ્રભુ"નું સ્વરૂપ કંઇક અંશે અંકાવું જોઇએ. આપણા જૂના પુસ્તકોમાં તે થયું નથી. તેમાંતો બહુધા "Love of this world is hatred of God." નો સિદ્ધાન્ત સ્વીકારેલો છે તેથી જ આસ્તિક હિંદુઓ પરાપૂર્વથી ઐહિક ઉન્નતિ ઉપર દુર્લક્ષ રાખતા આવ્યા છે તેનો એક પુરાવો તો આપણા સામાજીક જીવનના ઇતિહાસનો તદન અભાવ છે, સર્વ પ્રકારની સાંસારિક ઉન્નતિ વહેલી મોડી નાશવંત છે તો મૃત્યુ પછીનું જીવન સુધારવું એ તેમનું લક્ષ્ય હતું કારણ કે જો ઐહિક જીવનની દુઃખમયતા અનિવાર્ય જ હોય તો, તો સામાજીક પ્રવૃત્તિઓને માટે લક્ષ્ય શું રહ્યું? તેથી આધુનિક કાળમાં લક્ષ્ય રૂપ થઈ શકે, તેવી સામાજીક જીવનની કોઈ ભાવના આપણામાં પ્રાચીન પુસ્તકોમાંથી મળી આવતી નથી તો સામાજીક ઉન્નતિ પરત્વે પ્રવૃત્તિ કરવાના બોધમાં તે ઉન્નતિની ભાવનાનું દિગ્દર્શન પ્રથમ થવું જોઇએ

"પ્રભુના સ્પર્શથી જીવાત્મા પરમાત્મા રૂપ બની જાય છે" આ શબ્દોથી કિયો આંતર વા બાહ્ય અનુભવ લક્ષિત છે તે સમજ્યા સિવાય આ શબ્દો સાંભળનારને શું લાભ છે? વળિ, આ સૂત્રથી તેમ ગાથાના સ્વરૂપથી પણ જણાય છે કે પ્રપત્તિયોગમાં કંઈ ક્રમશ વિકાસ યા ઉન્નતિ જેવું નહિ હોય રા આનંદશંકરે પણ સ્પષ્ટ રીતે એવો કંઈ ક્રમ બતાવ્યો નથી માત્ર આર્તિપૂર્વક શરણાગતિ કરતાં જ તત્ક્ષણ મોક્ષ!!

૨. રા. આનંદશંકર એક ચુસ્ત વેદાન્તી તરીકે અત્યારસુધી પ્રસિદ્ધ છે પરંતુ આપણા

ધર્મ ઉપર, પાશ્ચાત્ય વિદ્વાનો અન્યોન્યવિરોધી મતોનો મંકીર્ણ સમૂહ હોવાનો, જે આક્ષેપ કરે છે તેનો એક પુરાવો આપતા હોય, એમ પ્રસ્તુત લેખ ઉપરથી જણાય છે. વેદાન્તીને તો पूर्णस्यावाहनं कुत्र। नित्यतृप्तस्य नैवेद्यं तांबूलं च कुतो विभोः। એ પૂજાને એ નૈવેદ્ય છે. સિદ્ધાન્તમાં વેદાન્તી હોય તે ભક્તિભાવ પ્રદર્શિત ન કરે એમ કહેવાનો મારો ઉદ્દેશ નથી. આપણા હૃદયને આપણા સિદ્ધાન્તોની દરકાર કર્યા સિવાય વહેવા દેવાની ઘણીવાર જરૂર પડે છે. તેવી રીતનો રા આનંદશંકરનો આ એક ભક્તિભાવનો ઉભરો હોય તો તો કંઈ ટીકા કરવાની જરૂર નથી. પરંતુ અહિં તો વિષયને સિદ્ધાન્ત સ્થાને સ્થાપવાનો ઉદ્દેશ જણાય છે.

વેદાન્તના બળપ્રદ સિદ્ધાન્તોમાંથી અહિંઆં કેટલી ચ્યુતિ થઈ છે તે માટે પ્રસ્તુત લેખમાંથી નીચેનો ફકરો જુઓ:—"આપણે પામર જીવો એ "ગ્રાહ" (સંસાર) થી પકડાએલા છીએ, અને એનાથી છૂટવા યત્ન કરવાનો છે. આ યત્ન કેવળ આપણાં જ બળ, વીર્ય ને પરાક્રમ ઉપર આધાર રાખીને કરવો જોઇએ, એમ કેટલાક કહે છે. જેઓને સ્વબળ ઉપર એટલો વિશ્વાસ હોય તેમને ધન્ય છે. એ વિશ્વાસ યથાર્થ છે કે કેમ એ પરિણામથી જણાય. પણ એ વિશ્વાસ આપણા જેવા જીવોને માટે નિષ્ઠુરતા અને અહંતા ભર્યો છે, એનો એને કસોટીએ ચઢાવતા પહેલાં પણ કહેવામાં બાધ નથી." શું સ્વાશ્રય અને અહંતાનો અનિવાર્ય સંબંધ છે? અને સ્વાશ્રયમાંથી નિષ્ઠુરતા અવશ્ય સંભવે એ કેવી રીતે? શું સ્વાશ્રયી થવામાં પ્રભુનો અનાદર અવશ્ય રહેલો છે? ઉલટું, લોકપ્રસિદ્ધ કહેવત તો કહે છે કે "God helps those who help themselves" (પ્રભુ સ્વાશ્રયીઓને જ મદદ કરે છે). ઇશ્વરકૃપા તો એક સામાન્ય કારણ તરીકે ચંદ્ર સૂર્યના પ્રકાશ પેઠે સર્વત્ર સરખી રીતે છે છે ને છે જ. માટે આવશ્યક કારણ તો સત્ય, સ્વબળ, ને સ્વાશ્રય ઠરે છે. વળિ, ઉપરનાં વાક્યોથી तत्त्वमसिના મહાવાક્યનો ત્યાગ થતો નથી?

હવે આ વિષયે સુપ્રસિદ્ધ વેદાન્તી વિવેકાનંદના વિચારો જુઓ:—

"If (Raja Yoga) declares to mankind that each being is only a conduct for the infinite ocean of knowledge and power that lies behind. It teaches that desires and wants are in man, that the power of supply is also in man; and that wherever and whenever a desire, a want, a prayer has been fulfilled, it was out of this infinite magazine that the supply came, and not from any supernatural being. The idea of supernatural beings may rouse to a certain extent the power of action in man, but it also brings spiritual decay. It brings dependence; it brings fear; it brings superstition."*

Preface—Raja Yoga.

* રાજ્યોગ મનુષ્યોને કહે છે કે દરેક વ્યક્તિ તેની પાછળ રહેલા અનંત જ્ઞાન અને શક્તિના સાગરને વહેવાની નલિકા રૂપ છે. તેનો બોધ એ છે કે ઇચ્છા અને ઊણપતા

તેજ પુસ્તકમાં એક બીજે સ્થળે:—

"The best guide in life is strength. In religion as in everything else, discard everything that weakens you, have nothing to do with it.†"

આધુનિક કાળનો અમેરિકાનો તત્ત્વદર્શી મહાન્ એમરસન પણ શું કહે છે:—

"Self-existence is the attribute of the Supreme Cause, and it constitutes the measure of good by the degree in which it enters into all lower forms. All things real are so by so much virtue as they contain × × ×. Power is in nature the essential measure of right. Nature suffers nothing to remain in her kingdoms which cannot help itself. The genesis and maturation of a planet, its poise and orbit the bended tree recovering itself from the strong wind, the vital resources of every animal and vegetable are demonstrations of the self-sufficing and therefore self-relying soul"§

"ઇંદ્રિયોને—વિષયોને—વશ થવું એ ખરૂં મૃત્યુ છે" તો તે મૃત્યુરૂપ ગ્રાહ માત્ર પ્રાર્થના કરવાથી છૂટશે, કે તેની સામે લડત ચલાવી, હારતાં પણ ફરી ફરીને લઢીને, અનેક બ્હાના બતાવીને સુનિશ્ચયને હરી જતી ઇંદ્રિયોને ફરી ફરીને દબાવી, છેવટ સ્વાધીન કરવાથી મોક્ષ મળશે? પણ રા. આનંદશંકર તો કહે છે કે "લઢતાં લઢતાં એ ગજનાં મન, બળ, ને ઓજસ્ ક્ષીણ થઈ ગયાં."! પાશ્ચાત્ય વિદ્યાનું તેમજ અનુભવનું શિક્ષણ આ ઉક્તિને તદન ખોટી પાડે છે. સત્યનિષ્ઠાથી આત્મોન્નતિ માટે પ્રયત્ન કરનારનાં મન, બળ, ને ઓજસ્ તો ઉલટાં ઉત્તરોત્તર અધિક થતાં જાય છે. બળ તો પ્રયત્નથી વધે છે. ઉપર્યુક્ત ક્ષીણતા તો હાથ પગ જોડી અન્યાશ્રય કરવાથી થએલી ઇતિહાસ બતાવે છે. સારાંશ કે "ગજેન્દ્ર

---

મનુષ્યમાં છે, તેમજ તે પૂરાં પાડવાની શક્તિ પણ તેનામાં જ છે. અને જ્યારે જ્યારે અને જ્યાં જ્યાં કંઈ ઇચ્છા, ખોટ કે પ્રાર્થના, પૂરાં પડયાં છે ત્યાં ત્યાં તે અનંત શક્તિના ભંડારમાંથી જ, નહિ કે કોઈ અલૌકિક વ્યક્તિમાંથી એવી અલૌકિક વ્યક્તિઓના અસ્તિત્વની માન્યતાથી મનુષ્યમાં, કેટલેક અંશે કાર્યશક્તિ પ્રેરાય ખરી; પરંતુ તેની સાથે આત્મોન્નતિનું મીઠું વળે છે. તેનાથી પરાધીનતા આવે છે, બીક આવે છે, અને વહેમ આવે છે. (રાજયોગ.)

† જીવનનું ઉત્તમ નિયામક બળ છે. ધર્મમાં તેમજ દરેક બીજી બાબતમાં જેનાથી નબળાઈ વધે તેનો ત્યાગ કરો—તેને છાંયે પણ ઉભા ન રહેો.

§ સ્વાશ્રય એજ પરમ કારણ (પરબ્રહ્મ)નું લક્ષણ છે. અને જેટલા અંશમાં તે ગુણ નિકૃષ્ટ સ્વરૂપોમાં હોય છે તેટલા અંશમાં તે 'સારાં' કહેવાય છે. દરેક સત્ય વસ્તુ પણ તે સદંશને લીધે જ સત્ય છે...સૃષ્ટિમાં હક્કનું પ્રમાણ શક્તિ છે. ગ્રહોની ઉત્પત્તિ, પરિપક્વતા, સ્થિરતા અને ભ્રમણ, તોફાની પવનથી નમી ગયા પછી ફરીથી ઉભું થતું વૃક્ષ, દરેક વનસ્પતિ તથા પ્રાણીને ટકાવનાર પ્રાણશક્તિ, એ સર્વ જીવની પોતામાં ને પોતામાં પૂર્ણતા તથા સ્વાશ્રયના પૂરાવા છે.

મોક્ષ" ઉપરથી કોઈ સિદ્ધાન્ત પ્રતિપાદન કરવાનો નથી, પરંતુ મંદાધિકારીને ઉત્તેજીત કરવા પુરતું જ તે અતિશયોક્તિનું એક કાવ્ય પેઠે પ્રયોજન છે. એમાં વિશેષ તત્ત્વ શોધવા જતાં ઉપર પ્રમાણે અનેક વિરોધો ઉદ્ભવશે.

૩. વળિ, કંઈક વિષયાન્તર કરી રા.' આનંદશંકર પ્રસ્તુત લેખમાં કહે છે કે "સંસારની મધુર વિષમયતાનો આ સિદ્ધાન્ત જેને એક શબ્દમાં આપણે વૈરાગ્યની ભાવના કહીએ તે કેટલાકને એવો અરૂચિકર થઈ પડે છે કે તેના પ્રત્યે પોતાની અરૂચિ દર્શાવવામાં એક પણ વિશેષણ વધારે પડતું ગણતા નથી, "અને હિંદુસ્થાનની અવનતિનું બીજ આ એક સિદ્ધાન્તમાં જ સમાએલું છે, એમ માની લે છે." આ વાક્યોમાં થએલું વિચારસાંકર્ય રા. આનંદશંકર જેવા વિદ્વાનને હાથે થએલું જોઈ સખેદાશ્ચર્ય થાય છે. વૈરાગ્યની સ્તુત્ય ભાવના, અને જે માન્યતા ઉપર આપણી અવનતિનો આરોપ મૂકાય છે તે તદન જૂદાં જ છે વૈરાગ્યની ભાવના તો સર્વ પ્રકારના ઉચ્ચ ચારિત્રનો પાયો છે, એ એટલું સ્પષ્ટ છે કે કોઇ વિચારવાન પુરૂષ એને નિંદે નહિ. એનું તત્ત્વ એટલું જ છે કે ઉચ્ચતર સિદ્ધાન્તોને માટે ઇંદ્રિયોના સુખનો, ને વળી દેહનો પણ ભોગ આપવો પડે તો આપવા તત્પર રહેવું. આ ભાવના કંઈ હિંદુસ્થાનની જ ખાસ મિલકત નથી. પરતુ જ્યાં જ્યાં ઉચ્ચ પૌરુષ ને પરાક્રમ થયાં છે, ને થાય છે, ત્યાં ત્યાં તે વૈરાગ્યની ભાવના જ સિદ્ધ થાય છે. ફેર કદાચ એટલો હશે, કે આપણા દેશમાં હાલ તે બહુધા પુસ્તકો, ને વાણીમાં જ, રહેલી છે, ત્યારે અન્ય દેશોમાં તે માત્ર કાર્યમાં પ્રકાશે છે. એરોપ્લેનના (વિમાન) અખતરામાં અત્યાર સુધીમાં અનેક મૂલ્યવાન જીંદગીઓનો અકાળે અને અતિ દુ:ખદ રીતે અંત આવેલો છે, છતાં પણ લક્ષ સિદ્ધિ માટે નિડરપણે મચ્યા રહેતા યુરોપીઓમાં વૈરાગ્યભાવના નહિ તો બીજું શું કહેશો? તેવો જ વૈરાગ્ય, ઉત્તર અને દક્ષિણ ધ્રુવના પ્રદેશોના સાહસિક શોધકો બતાવે છે. હવે, જે માન્યતા આપણી અવનતિનાં, સ્વ. ન્યાયમૂર્તિ રાનડેએ (મારી સ્મૃતિ યથાર્થ હોય તો) બતાવેલાં, ચાર કારણોમાંનું એક ગણાય છે તે એ કે:—"The belief in the inevitability of evil in this world"—ઐહિક જીવન દુઃખમય છે, એટલું જ નહિ પણ સદાને માટે તે તેવું ને તેવું જ રહેવાનું, એટલે કે તે દુઃખમયતા વળિ અનિવાર્ય છે. શું ઉપર્યુક્ત વૈરાગ્યભાવનાને આ માન્યતા એક છે, એમ કહી શકાશે? અને શું રા. આનંદશંકર આપણા લોકસમૂહમાં દૃઢ મૂળ ઘાલી, તેમના જીવનઝરાને દબાવી નાંખનાર, આ માન્યતાનો બચાવ કરવા ઇચ્છે છે?

અંતમાં, ખાસ એટલું કહેવા ઇચ્છું છું કે ધર્મના સિદ્ધાન્તભાગમાં રૂપકો, કલ્પિતવાર્તાઓ, અને કાવ્યમય ભાષાએ, આપણા દેશમાં જે અનર્થ કર્યો છે, તે વિચારી તેમનો હવે તે વિષય માટે ત્યાગ કરવો ઘટે છે. અને તેમને સ્થાને ચોકસ અર્થવાળાં પદો વાપરી, સાદી ને સીધી ભાષા તથા શૈલીમાં, બાહ્ય ને આંતર અનુભવના નિરૂપણ પૂર્વક, વ્યવહારદૃષ્ટિને પ્રાધાન્ય આપીને તે વિષય ચર્ચવામાં આવે, તો જ આ સંક્રાન્તિકાળમાં આપણા ધર્મના વિચારોની વિશુદ્ધિ, ને સમાધાનપૂર્વક પ્રગતિ થઈ શકશે, એમ મારો નમ્ર મત છે.

"એક ગ્રેજ્યુએટ."

# ચર્ચાપત્ર.

## ચરોતર.

રા. નરસિંહરાવ લખે છે તેમ "ચારૂતર" એ વ્યુત્પત્તિકલ્પના કૃત્રિમ લાગે છે; પરન્તુ તેની સાથે એમની 'ચર-ઉતર' વ્યુત્પત્તિકલ્પના પણ બંધ બેસતી લાગતી નથી. આ શબ્દની વ્યુત્પત્તિ સંબંધે મારી કલ્પના જૂદી જ છે; તે હુ આ ચર્ચાપત્રમાં વિદ્વાન વર્ગ સમક્ષ વિચારવા માટે રજુ કરૂં છુ

ગુજરાતમાં જૂના વખતમાં કેટલાક ભાગોના નામ તેમાં આવેલાં ગામની સંખ્યા ઉપરથી પડયા હતાં. તે સંખ્યા રાજકીય ધોરણે નહિ પણ તેમા વસતા અમુક જાતિના લોકોના સામાજિક સંબંધને લીધે નક્કી થઈ હશે એમ હાલ તેમાંના કેટલાક ભાગના લોકોના એક બીજા સાથે ચાલતા સબંધ ઉપરથી જણાય છે આમાંનાં કેટલાક નામ હાલ પણ વપરાય છે, દાખના તરીકે, બેતાલી, સુવાળ, બાવન ચોર્યાશી ઈત્યાદિ. 'ચિડોત્તર' અથવા આધુનિક 'ચરોતર' શબ્દ પણ આ ગણનામાં આવી શકે એમ મારૂં માનવું છે. 'ચિડોત્તર' શબ્દ હાલના ચરોતર વિભાગમાં આવેલા અમુક એકસો ચાર ગામના સામાજિક સંબંધનું સૂચન કરે છે. આ ગામે જે ભાગમાં આવ્યા તે બધા ભાગનું નામ તે ઉપરથી 'ચિડોત્તર' પડયુ હશે. હાલ આપણે એકસો ચાર અથવા 'ચારોતર સો' બોલીએ છીએ તેને બદલે જૂની ગુજરાતીમા 'એક સઈ ચિડોતર કે ચિરોત્તર' અથવા 'ચિડોત્તર કે ચિરોત્તર સઈ' એમ બોલાતું અને લખાતું હતું. હાલ ગામડાંમા પણ કેટલેક સ્થળે છોકરાંઓ અને 'ચિનંતર સો' બોલે છે. વળી ઉપલા શબ્દ જૂની ગુજરાતીમાં વપરાતા હતા તેના પુરાવા પણ છે. થોડા દિવસ ઉપર જ સાક્ષરવર્ય ધ્રુવે મને બે જૂનાં ખતના ઉતારા વાંચવા આપેલા તેમાં 'ચિડોત્તર' અને 'ચિરોત્તર' બન્ને શબ્દો મારા વાચવામાં આવ્યા હતા. સવત ૧૫૮૩ માં લખાયેલા વેચાણ ખતમાં ટંક ૮૦૪ માટે 'આઠ સઈ ચિરોત્તર' અને સવત ૧૫૫૯ ના ઘરેણીઆ ખતમા ૮૦૪ ટક માટે "આઠ સહિશ્ર ચિડોત્તર" લખેલુ છે. વળી આ ઉપરથી જણાશે કે ચિડોત્તર અને ચિરોત્તર વિક્રમના સોળમા શતકના લગભગ એક જ કાળમા વપરાતા શબ્દો છે.

રા. નરસિંહરાવ એમના ચર્ચાપત્રની ગયો અંકમાં આપેલી પૂરવણીમાં લખે છે "ચડોતું પછી 'ચરોતર' ઈ. સ. ૧૮૬૨ પછી થયેલુ." અને તે ઉપરથી લખે છે કે પ્રેમાનો શબ્દ 'ચારૂતર' હોય નહિ. આ એમના પ્રેમાનંદ સંબંધી સ્વીકારેલા વિરૂદ્ધ પક્ષનું પરિણામ છે. બુદ્ધિપ્રકાશમાં એક સ્થળે એક મળ્યું "ચડોતર" શબ્દ ઈ. સ. ૧૮૫૨ માં મળ્યો અને તે સાલ પહેલાં લખેલો 'ચડોતર' શબ્દ વાંચવામાં ન આવ્યો તે ઉપરથી 'ચરોતર' શબ્દ જ ઈ સ. ૧૮૬૨ પછીથી લખાયો એ કેવો સબળ તર્ક? ઉપર જણાવ્યુ

છે. તેમ સોળમા શતકની જુની ગુજરાતીમાં જેવી રીતે 'ચિઊત્તર' અને 'ચિરોત્તર' શબ્દ એકી વખતે વપરાતા હતા (અવતરણ દાખલોમાં સખ્યા માટે છે), તેવી જ રીતે 'ચિઊતર' અને 'ચરોતર' શબ્દ પણ લાંબા વખતથી સાથે સાથે જ વપરાતા હશે એમ માનવું વધારે યોગ્ય લાગે છે. વળી 'ચરોતર' શબ્દ જો ઉપર સૂચન કર્યું છે તેમ એકસો ચારની સંખ્યા સાથે સંબંધ ધરાવતો હોય તો 'ચિઊત્તર' અને 'ચિરોતર'નું પ્રેમાનંદના વખતમાં 'ચરોતર' રૂપ પ્રવર્તતું હોય; અને હાલના વિદ્વાનોની માફક કલ્પના કરી પ્રેમાનંદે પણ ચરોતરને બદલે 'ચારૂતર' શબ્દ યોજ્યો હોય

છેવટે ચડોતરના સંબંધમા રા. નરસિંહરાવ લખે છે કે "આપણા દેશમાં ડ નો ર નથી થતો તેથી ચદ-ઉતર, ચડ-ઉતર ચડોતર એમ થયુ હોય" આ સબધમાં લખવાનુ કે ગુજરાતમાં ઘણું ખરૂ ઉત્તર ભાગમા મૂર્ધસ્થાની વ્યંજનને બદલે દંતસ્થાની વ્યંજન અને દંતસ્થાની વ્યંજનને બદલે મૂર્ધસ્થાની વ્યંજન વપરાય છે ઉદાહરણ—પડસાળ, પરસાળ; નોતડો, તોતરો વગેરે—પ્રાંતિક ભાષામા તો ઘણા શબ્દોમા આ પ્રમાણે 'ડ'ને બદલે 'ર' અને 'ર'ને બદલે 'ડ' મૂકાય છે. વ્હોરા લોકો 'ડ' નો 'ર' અને વાણીઆ લોકો 'ર' નો 'ડ' બોલે છે તે વાત પણ સહેજ પ્રસિદ્ધ છુ. આના સમર્થનમા ડૉ. ગ્રીઅરસનનો અભિપ્રાય નીચે ઉતારવામાં આવ્યો છેઃ—

"In Northern Gujarati ....... ḍ (ડ) is often dentalized to a pure r (ર) .. In colloquial Northern Gujarati there is a strong tendency to dentalize cerebral letters and even to cerebralize dental ones"—(vide pp 329–30 Vol. X Part II)

આનાં ઉદાહરણ તરીકે ઘોડા બદલે ઘોર, લોટ્-બદલે લોરૂ, ઇત્યાદિ દાખલા આપ્યા છે.

અમદાવાદ,
તા. ૧૦-૧૧-૧૩.

મણિલાલ બકોરભાઈ દ્વિવેદી.

# ગુજરાતી ભાષાની ઉત્પત્તિ.

કોઇ પણ ચર્ચામાં એક બાજૂ તરફ જ દૃષ્ટિ કરવાથી, જાણ્યે અજાણ્યે,' કે'વા દોષ પ્રવેશ પામેછે ત્હેનું ઉત્કટ ઉદાહરણ રા. રા. 'ઝ' એમ. એ. ના લખેલા કાર્તિક સંવત ૧૯૫૯ ના 'વસન્ત' માં પ્રગટ થયેલા ચર્ચાપત્રમાં મળી આવેછે.

"તે કલ્યાણમાં ઈ. સ. ૧૦૭૬ થી ૧૧૨૭ સુધી રાજ્ય ઉપર હતો. * * * તો તે કાળમાં ગુજરાતી ભાષા ઉત્પન્ન જ થઈ ન્હોતી. * * *"

આટલું વચન **गुर्जराणां मुखं भ्रष्टं** વિશેના મ્હારા લેખમાંથી ઉતારીને રા. ઝ તે ઉપર યથેચ્છ ટીકા કરવા મંડી પડયાછે, અને તે કાળમાં ગુજરાતી ભાષા હતી એમ સ્થાપવાનો આનન્દ માનેછે.

પરતુ ઉપરના ઉતારા પછી એક વાક્યને અંતરે જ મ્હારૂં બીજું એક વાક્ય છે, જે ઉપરના વાક્યને સારી રીતે વિશિષ્ટ કરેછે; તે ઉતારવાનું રા. ઝ ભૂલી ગયાછે અથવા હેમને તે અનુકૂળ પડયું નથી. એ વાક્ય નીચે પ્રમાણે છેઃ—

"જે ભાષા તે સમયમાં ગુજરાતમાં પ્રચરિત હતી ત્હેને ગુજરાતી માનીને ચાલિયે તોપણ વિચારવાનું એ છે કે—તે સમયમાં આ શ્લોકમાં દર્શાવેલી ભ્રષ્ટતાનો ઉદ્‌ભવ થઈ ચૂક્યો હતો કે કેમ ?"

આ ઉપરથી કેટલો બધો મ્હારાં વચનોનો અર્થ ફરી જાયછે તે સુજ્ઞોને તો જણાશે જ. તે ઉપરાંત, આ છેલ્લા વાક્યના ઉત્તરાર્ધ ઉપરથી તેમ જ મ્હારા સમગ્ર લેખ ઉપરથી એ પણ જણાશે કે તળશીદાસ, મકનજી, શવજી, જેવા ભ્રષ્ટ પ્રયોગો જે ગુજરાતીમાં થયા તે સમયની ગુજરાતી ભાષા અને તે સમય તે જ મ્હારી પરીક્ષાનો વિષય હતાં.

અસ્તુ. ગુજરાતી ભાષા ઉત્પન્ન ક્ય્હારે થઈ એ પ્રશ્નની સ્વતન્ત્ર પરીક્ષા જાતે જ રુચિકર છે. પરંતુ વિસ્તારનો પ્રસગ નથી તેથી તે પ્રશ્નને અંગે કેટલુંક દિગ્દર્શન જ કરવું ધારુછુ. કશું નવીન કહેવાનું નથી. વિચારશીલ પંડિતોને તો તે જાણીતી જ વાતો છે. પરંતુ રા. ઝના ખાસ લાભ માટે અન્ય વિચારકોના વિચારોની પુનરુક્તિ કરવી પડશે.

ગુજરાતી ભાષાનો ઇતિહાસ જોતાં રા. કેશવલાલ ધ્રુવે એ ભાષાના ત્રણ યુગ પાડ્યાછેઃ-

(૧) "પ્હેલો યુગ—ઈ. સ. ના દસમા અગિયારમા શતકથી ૧૪ મા શતક સુધીનો; આ સમયની ભાષાને **अपभ्रंश** અથવા પ્રાચીન ગુજરાતી નામ એઓ આપેછે. (મ્હારી અલ્પબુદ્ધિ પ્રમાણે **अपभ्रंश** એ નામ વિશેષ યોગ્ય લાગેછે; કાંઇ નહિ તો પાછલા સમયની **अपभ्रंश** ભાષા —**अन्तिम अपभ्रंश**—કહેવાય.)

(૨) બીજો યુગ—ઈ. સ. ના પંદરમા શતકથી સત્તરમા શતક સુધીનો. આ યુગની ભાષાને મધ્યકાલીન ગુજરાતી એમ નામ એઓ આપેછે.

(આ યુગના અન્તિમ ભાગમાંથી પ્રેમાનન્દની સાહિત્યપ્રવૃત્તિનો છેવટનો ભાગ બ્હાર રહી જશે—તેથી આ યુગની મર્યાદા કાંઈક વધારે આગળ ખશેડાય તો ભૂલ્ય નહિં ગણાય એમ હું માનુંછું.)

(૩) ત્રીજો યુગ—તે પછીનાં શતકોનો. એ યુગની ભાષાનું નામ અર્વાચીન ગુજરાતી પાડ્યુંછે.§

આ યુગવિભાગની પરસ્પરભેદક મર્યાદા દૃઢ રીતે તો બાંધી ના જ સકાય; એટલું જ નહિં પણ દરેક યુગની અંદર પણ વખતો વખત ભાષાની ઘટનામાં ફેરફાર ઝીણા તેમ જ સ્થૂલ થતા આવેલા, તે રેખાવિભાગ પણ થઈ સકશે નહિં. ત્રણ યુગમાં વિભાગ સ્થૂલ રૂપે જ જોવાનાછે. ભાષાનો વિકાસક્રમ હેવો ગૂઢવિમર્શી છે કે અમુકકાળમર્યાદામાં હેને મજબૂત તો ના જ પૂરી સકાય. અમુક જ વર્ષમાં અપભ્રંશ ભાષા મટી ગઈ અને એકાએક મધ્યકાલીન ગુજરાતી ઉત્પન્ન થઈ, ઇત્યાદિ રેખાસ્થાપનના જ કરાય. ઇન્દ્રધનુષ્યના રંગો ક્રમે ક્રમે એકમાંથી બીજો, બીજામાંથી ત્રીજો, એમ સૂક્ષ્મ છાયાપરિવર્તન પામેછે, અને તેથી કરીને એક રંગ પૂરો ક્યહાં થયો અને ત્હેની પડોશનો પછીનો રંગ શરૂ ક્યહાં થયો તે કહેવું અશક્યવત્ થાયછે; તથાપિ એક કરતાં વધારે રંગના વચગાળાને બે છેડે રહેલા રંગોનો પરસ્પર ભેદ સ્પષ્ટ થાયછે, જેથી એકનું નામ બીજાને અપાય નહિં એમ મર્યાદા બંધાય છે; તે જ પ્રકારની સ્થિતિ ભાષાનાં કાલક્રમે બંધાતાં સ્વરૂપોની છે. આ કારણને લીધે ઈ. સ. ના ૧૧ મા ૧૨ મા સૈકામાં ગુર્જરદેશમાં બોલાતી ભાષાને 'ગુજરાતી' ભાષા કહેવાને માટે વિશેષ આધાર નથી; અને અર્થાત્ તે સમયમાં ગુજરાતી ભાષા—એટલે કે

§ બીજી સાહિત્યપરિષદ્‌ના પ્રમુખસ્થાનેથી કરેલું રા. કેશવલાલ ધ્રુવનું ભાષણ, પૃષ્ઠ ૩ જાનો છેવટનો ભાગ જુવો.

સ્વ. શાસ્ત્રી વ્રજલાલ કાળીદાસ જૂની ગુજરાતીનો સમય સંવત્ ૧૧૦૦ ના આરમ્ભથી સંવત્ ૧૫૦૦ સુધી આંકેછે; સંવત્ ૧૧૦૦ પૂર્વે અપભ્રંશનો સમય ઠરાવેછે; અને સંવત્ ૧૫૦૦ પછી નવી ગુજરાતીનો સમય ગણેછે. ('ગુજરાતી ભાષાનો ઇતિહાસ' પૃષ્ઠ ૫૬-૫૭-આવૃત્તિ ઇ. સ. ૧૮૬૬ ની.)

† 'વિક્રમાઙ્કદેવચરિત' બિલ્હણે ઈ. સ. ૧૦૮૫ ના શુમારમાં રચ્યું. ગુર્જરોની ભાષાની જુગુપ્સાસ્પદતા એ કાવ્યને અંતે સૂચવી છે. તો એ ૧૧ મો સૈકો થયો. છતાં રા. રા. મ્હારે વિશે ૧૨ મા સૈકામાં ગુજરાતી ભાષા ઉત્પન્ન ના થઈ કહ્યાનો આરોપ મૂકે છે—તે હેમની વાણીની પોતાને ફાવતી શિથિલતાનું એક સૂક્ષ્મ ઉદાહરણ છે; જો કે ૧૨ મો સૈકો પણ મ્હારા વચનમાં અન્તર્ગત કરવાને બાધ નથી.

અર્વાચીન ગુજરાતી ભાષા ( જે સ્પષ્ટ રીતે મ્હારા લેખમાં ઉદ્દિષ્ટ હતી તે )—ઉત્પન્ન થઈ ન્હોતી એમ કહેવામાં મ્હેરિ અપરાધ જણાતો નથી.

ભાષાના આ અવલક્ષ્ય સંક્રમણસ્વરૂપનું વિશેષ જ્ઞાન મેળવવું હોય તો રા. બ. રમણભાઈના "ગુજરાતી ભાષાનો આરમ્ભ" એ નામના સમર્થ નિબન્ધનાં પૃષ્ઠ ૬ ૪ થી ૬ ૧૫ ( અને મુખ્યત્વે ત્હેમાંનાં પ્રથમનાં ચાર પાંચ પૃષ્ઠ ૪ થી ૯ ) વાંચી મનન કરવાની રા. ઝ્હને ભલામણ કરૂંછું.

રા. ઝ્હની એક દલીલ આ છેઃ—

પારસીઓ આઠમા શતકમાં ગુજરાતમાં ઊતર્યા ત્યારે ત્હેમણે ગુજરાતી માતૃભાષા તરીકે સ્વીકારી હતી. અર્થાત્ ગુજરાતી ભાષા ઈ. સ. ના ૮ મા શતકમાં પ્રચરિત હતી.

રા. ઝ્હના અન્યલેખઉપરથી જણાયછે કે 'History of the Parsis' by Karaka એ પુસ્તકને આધારે એઓ કહેછે કે—" ઈ. સ. ૭૧૬ માં પારસીઓ સંજાણ પાસે ઊતર્યા ત્યારે ત્હેમને ગુજરાતી ભાષા સ્વીકારવી પડી હતી, એટલે ૧૨૦૦ વર્ષ પ્હેલાં ગુજરાતી ભાષા એક સ્વતન્ત્ર ભાષા તરીકે **સ્થિરતા પામીને** રૂઢ થઈ હોવી જોઇયે ".

આ અદ્ભુત નવીન દર્શન છે। આજ સુધી ગુજરાતી ભાષાની આટલી પ્રાચીનતા માટે દાવો કોઇયે કર્યો જાણ્યો નથી. માટે આ "મહુથી તુરગી અને વધારે વેગવાળા ઘોડા" ની પરીક્ષા કરવી આવશ્યક છે.

સંજાણ તે હાલ પણ ગુજરાતનો ભાગ નથી; દમણની ઉત્તરે જ ગુજરાત અને ગુજરાતી ભાષાનું પ્રચારક્ષેત્ર અટકેછે.† પ્રાચીનકાળમાં તો વળી. સંજાણ તે ગુજરાતમાં નહિં, પણ લાટ દેશમાં હતુ. ડૉ. ગ્રીઅર્સનને મતે મ્હી નદીની દક્ષિણનો પ્રદેશ લાટ નામથી ઓળખાતો હતો; એ ભાગનો પણ 'ગુજરાત' નામમાં સંગ્રહ થયો તે મુસલમાન સત્તા નીચે આવ્યા પછી; અને પ્રાચીન ગુજરાતને પણ ગુર્જરત્રા નામ અણહિલવાડના ચાવડા વંશના સમયમાં ઈ. સ. ૭૨૦ અને ૯૫૬ ની દરમ્યાન મળ્યું હતું.* રા. દેવદત્ત ભાંડારકરના સમર્થ નિબન્ધ પ્રમાણે તો—ગુજરાતના ઉત્તરાર્ધનું જ ( ડૉ. ગ્રીઅર્સન કહે છે તે ભાગનું જ ) નામ 'ગુર્જરદેશ' અથવા 'ગુર્જરત્રા' હતું, ચાલુક્યોનો પ્રવેશ થયાના સમયમાં—એટલે ઈ. સ. ના ૧૦ મા ૧૧ મા સૈકાના શુમારમાં—એ ('ગુર્જરત્રા') નામ

§ 'વસન્ત' કાર્તિક સંવત્ ૧૯૬૯, પૃષ્ઠ ૪૯૫—'પ્રેમાનન્દનાં નાટકો'.

† ડૉક્ટર ગ્રીઅર્સન કૃત "Linguistic Survey of India" Vol. IX, Part II, પૃષ્ઠ ૩૨૩, પેરા ૨, તથા તે સ્હામેનો નકશો જુવો.

* સદરહુ, પૃષ્ઠ ૩૨૩ પેરા ૨ જુવો.

ઉત્તર ભાગને પણ પ્રધર્મ પ્રાપ્ત થયું હતું, અને ચાલુકયોના સમયમાં પણ કેટલોક કાળ સુધી દક્ષિણ ગુજરાતને લાટ નામથી જ લોકો ઓળખતા હતા §

અર્થાત્, સંજાણમાં ઈ. સ. ના ૮ મા સૈકામાં 'ગુજરાત' એ નામ જ દેશનું ન્હોતું તો ભાષા ગુજરાતી હોય જ શી રીતે? કદી એમ કહેવામાં આવે કે—દેશનું નામ ગમે તે હો પણ ભાષા તો ગુજરાતી શા માટે તે સમયે પણ પ્રચરિત ના હોય? પરન્તુ એમ માનવા માટે ઐતિહાસિક કે કોઇ રીતનો આધાર કશો પણ છે? સંજાણમાં હિન્દુ રાજાની કૃપાથી પારસીઓને વાસ મળ્યો તે વખત તે પ્રદેશની ભાષા હેમણે સ્વીકારી એટલાથી આગળ વધી તે ભાષા તે ગુજરાતી ભાષા હતી, અને તેથી પણ વધીને,—ગુજરાતી તે સમયમાં સ્વતન્ત્ર ભાષા તરીકે સ્થિરતા પામીને રૂઢ થઈ હતી, એટલું બધું ઠરાવવા માટે 'કલ્પનાના તુરગી અને વેગવાળા ઘોડા' શિવાય બીજો કશો આધાર હોય તો જુદી વાત. આટલી હિમ્મતથી આ વચન તો ત્હારે જ વપરાય કે જ્યારે 'ગુજરાતી ભાષા' સ્વીકારી એમ સ્પષ્ટ ઉલ્લેખ કોઇ પણ વિશ્વસનીય ગ્રન્થ, પટ, લેખ, ઇત્યાદિમાં હોય અને તે ભાષાના નમૂના મળ્યા હોય, અથવા તો તે દેશની ભાષા સ્વીકારી તે સમયમાં ગુજરાતી ભાષા પ્રચરિત હતી એ બાબત સ્વતન્ત્ર પ્રમાણ હોય. કેમકે ભાષા સ્વીકારી એટલા જ માત્ર બનાવ ઉપરથી ભાષા અમુક હતી અને સ્થિરતા પામી હતી એમ સ્થાપિત કરાશે નહિં. 'સ્થિરતા પામી રૂઢ થઈ'—એટલે શું? ભાષા તે વળી અરૂઢ શી રીતે ગંભરે? રા. ઝનું તાત્પર્ય હેવું સમજેછે કે—આધુનિક ગુજરાતીએ કેટલાક સૈકાથી જે સ્થિર રૂપ ધારણ કર્યુંછે,—શબ્દોનાં આભ્યન્તર બંધારણ વગેરે ભાષાનાં અંગોમાં વાગ્વ્યાપારનાં રૂપાન્તરો થતે થતે છેવટનું સ્થિર રૂપ ધારણ કર્યુંછે,—તે સ્થિરતા આઠમા સૈકામાં પ્રાપ્ત થયેલી હતી. આ શિવાય બીજો અર્થ સંભવતો નથી, બીજો અર્થ કરવા જતાં અનર્થ જ થાય એમ છે. પણ રા. ઝની આ કલ્પના માટે કશું પણ પ્રમાણ છે? શમ્સુલ-ઉલ્મા જીવણજી જમશેદજી મોદીનો "કિસ્સે-એ-સંજાન" વિશેનો નિબન્ધ જોતાં પણ જણાશે કે પારસીઓ પ્રથમ સંજાણમાં ઊતર્યા તે ઈ. સ ૭૮૫ માં. * એ વિદ્વાનના કહેવા પ્રમાણે 'કિસ્સે-એ-સંજાન' (જે ઈ. સ. ૧૬૦૦ માં ફારસી ભાષામાં એક નવસારીના પારસીએ લખ્યોછે તે) "શિવાય બીજું કોઇ પુરાણું લખાણ પારસીઓની હિન્દુસ્તાનની તવારીખ બાબે સને આપતું નથી."

આમ, નરસિંહ મહેતાથી પણ લગભગ ૭૦૦ વર્ષ પૂર્વે ગુજરાતી ભાષા સ્થિરતા

§ "Gurjars" by Mr. Devadatta Ramakrishna Bhandarkar, M. A. માં ખાસ પૃષ્ઠ ૧૩-૧૭ જુવો. હેમાં સબળ પ્રમાણો એટલાં બધાં આપ્યાં છે કે ઉપરનો મત પાકો સ્થપાયલો ગણી સકાશે.

* બીજી ગુજરાતી સાહિત્યપરિષદનો રિપોર્ટ, પૃષ્ઠ ૭૨-૮૯; ખાસ પૃષ્ઠ ૮૦-૮૭-૮૯.

† રા. ર. ગોવર્દ્ધનભાઇનાં પ્રથમ સાહિત્યપરિષદના પ્રમુખસ્થાનેનાં ભાષણ પૃષ્ઠ ૧૧ મે નરસિંહ મહેતાનો સમય ઈ. સ. ૧૪૧૫-૧૪૮૧ આપ્યોછે.

પામી રૂઢ થયેલી સ્વતન્ત્ર ભાષા હતી એ કલ્પના જ કેટલી અસંભવની સીમા દર્શાવેછે તે રા. ઝ ને સૂઝ્યું જણાતું નથી. પારસીઓ હાલ ગુજરાતી ભાષા બોલેછે, માટે-ઈ. સ. ના ૮ મા સૈકામાં સંજાણના પ્રદેશની ભાષા હેમણે સ્વીકારી તે વખતની તે ભાષા પણ ગુજરાતી હતી–એમ તર્ક જો એઓ બાંધતા હોય તો તે ભાષાના વિકાસક્રમ અને ઇતિહાસનો અનાદર કરીને જ હોવું જોઇયે. જેમ જેમ તે કાળની ભાષા રૂપાન્તરો પામતી ગએલી તેમ તેમ પારસીઓની ભાષા પણ રૂપાન્તર પામેલી–એ સ્વાભાવિક વિચાર અહ્નને પણ સૂઝે હેવો છે.

આ મ્હારી તર્કશ્રેણીને પુષ્ટિ પારસીઓના પ્રાચીન ગ્રન્થોમાંથી સબળ રીતે મળેછે. અહિં થોડાંક જ ઉદાહરણ એ ગ્રન્થોમાંથી આપુછુ:—

**इजिस्नि ( इजिशिन )** નામનો પારસી ધર્મગ્રન્થ અવસ્તામાથી પહેલવીમાં ભાષાન્તર પામેલો તે પહેલવીમાંથી સંસ્કૃત ભાષાન્તર મોબેદ નેરિયોસંગ ધવલનું કરેલું ઈ સ. ૧૯૧૦ મા એર્વદ શેરિયારજી દાદાભાઈ ભરૂચાએ પારસી પચાયતના આશ્રય નીચે છપાવી પ્રગટ કરેલું છે. નેરિયોસંગ ઈ. સ ના ૧૨ મા અથવા ૧૩ મા સૈકામાં થઈ ગયો એમ મ્હારા મિત્ર મિ. મંચેરજી પેસ્તનજી ખરેઘાટ માનેછે–( મિ. ખરેઘાટની વિદ્વત્તા અને શોધકબુદ્ધિ માનાર્હ છે ), એર્વદ શેરિયારજી આ સમયનિર્માણના પ્રશ્નમાં ઊતર્યા નથી આ ગ્રન્થના ૧૩ હસ્તલેખ હેમણે પેદા કરેલા ત્હેમાંથી ઘણાખરા હસ્તલેખોમાં ૪૩ મા 'હા' (પ્રકરણ) થી માંડીને કેટલાક ' હા ' સુધી અને એકમા તો છેવટ સુધી સસ્કૃતની સાથે ગુજરાતીમાં પણ ભાષાન્તર આપ્યાંછે. આ ગુજરાતી ભાષાન્તર નેરિયોસંગે પોતે ભાગ્યે કર્યાં હશે, પરતુ હેના પછીના સમયના મોબેદોએ કરેલા, એમ એર્વદ શેરિયારજી માનેછે. એ ભાષાન્તરો જોતાં મ્હને એમ પણ જણાયછે કે છેવટના ભાગમા આપેલાં ભાષાન્તરોની ભાષા આરમ્ભના ભાગના ભાષાન્તરો કરતાં જુદી અને પછીના સમયની ગુજરાતી છે. થોડાક નમુના આપુછુ:—

( क ) पुण्यमर्त्यी गाथाउ तह्मो रहिं न्मस्कार हु। प्रत्यूत्तर वांणी होर्मिज्द तणीं मदष्ट वाणीं पूछवातणीं जरथुश्त्रतणीं'

॥ १ ॥ सुदर ते भलो यिहरहिं केतलाइं मनुष्यनु शुभ कल्याण वर्तइ । किल इसइ साचइं केतलाइ मनुष्यनु यिह रहिं शुभ कल्याणनु कल्याण ॥ कहूं एकाछि। ते इम बोलइ जु शुभ भलुं सहूं ति दीनितणूं दीधुं हुइ। दीनितुसि चहु कहुं रहिं शुभ कल्याण§

(Ijisni, Notes, P. 14, Col I)

§ મૂળ સસ્કૃત આમ છે:—

नमो युष्मभ्यं हे गाथाः पुण्यात्मन्य. ॥ प्रत्युत्तरवाक होर्मिज्दस्य प्रकृष्टा वाक् जरथुदग्रस्य ॥

(ख) सर्व उपर पामे जे स्तुति इजश्नी करे ते पांच'गाथानि नइभति करावि तेने पणु स्वामि आपे ॥ पुण्यना लाभनि इच्छाने करे तेने स्वामि विजयने करे पृथ्वीनी विभूतने आपे ॥

जे गाथा नित अति जे पुण्य करे तेत्ती विभूतिते स्वामि रक्षा करे वेहेस्त प्रमवनति विषे यिह् लोकने विषे विभूति लाम अने अनिलाम तिश्नित जेम मनीसने पुण्यकरे लाभ स्वामि करे ॥[†]

( Ditto, Notes, P. 32, Cols 1 & 2 )

આ બે નમૂના સરખાવતાં જણાશે કે પ્રથમનાની ભાષા અને બીજાની ભાષા વચ્ચે લાંબા સમયનું અંતર છે. छि, हुइ, वर्तइ એ વર્તમાનકાળ તૃતીયપુરુષ એકવચનનાં રૂપો નં. (क) માંનાં વિ. સંવતના પંદરમા શતકની આસપાસનો સમય સૂચવે છે, ત્હારે નં. (ख) માં पामइ, करइ, आपइ ઇત્યાદિ નહિં, પણ पामे करे आपे ઇત્યાદિ રૂપો અર્વાચીન ગુજરાતીનું દર્શન કરાવે છે. નં. (ख) વાળું ઉદાહરણ ગ્રન્થના છેક છેવટના ભાગમાંથી છે, જો એ હસ્તલેખની લખ્યા સાલ નથી, (અન્તનો colophon નથી તેથી), પરંતુ છેવટ સુધી હેમાં ગુજરાતી ભાષાન્તર પણ છે, તેથી લાગે છે કે પાછળના સમયમાં એ વધારાનો ભાગ દાખલ થયો હશે.

નં. (क) ના ઉતારામાં तह्मोरहिं, विहराहिं ( = ત્હમને, જેહને ) શબ્દોમાં हिं પ્રત્યય છે તે (રા. કેશવલાલ ધ્રુવે "મુગ્ધાવબોધ ઔક્તિક" ઉપર કરેલી ચર્ચામાં* બતાવ્યું છે તે ) " મુગ્ધાવબોધ ઔક્તિક " ( સંવત્ ૧૪૫૦ ) માં નજરે પડતો પણ તેમ જ

॥ १ ॥ १ सुंदर: सः यस्य शुभं केऽयचित् । ( किल केष्यचित् मनुष्येभ्यः शुभात् यस्य शुभं ) ( अस्ति कश्चित् एव मूने यत् शुभ दीनित. । दीनितः सर्वस्याचित् [ सर्वस्य कस्यचित् ] शुभम् ) ।

'दींती=( હોર્મજ્દને પૂજનારો ) ધર્મ પાળનાર એમ અર્થ જણાય છે.

† મૂળ સંસ્કૃત આ પ્રમાણે છે —

सर्वे उच्चैस्तरं प्राप्नोवंति [प्राप्नुवंति] यत् स्तुवंति इजिस्नि ये अमी (पंचगाथाः स्वीयं कुर्वीते ) तस्मै [ तेभ्यः ] प्रकृष्टं ददाति स्वामी १६. लाभाभिलाषो विजयकरः वृद्धिदः पृथ्वीभूतें [ ० विभूते. ] १७. रक्षां यत् पुण्यं पृथ्वीभूतेः [ ० विभूतेः ] अधिपतिपुण्यं यत् पृथ्वीव्याः [ पृथ्व्याः ] विभूतेः लोभं लाभमत्तमं ( किल यत् मनुष्याणां लाभं कुरुते ) १८. सर्वेषां मुक्तात्मनां पंक्तये ॥

ટીપઃ—[ ] આ પ્રકારના ખૂણાવાળા કાઉંસમાં શેઠ શેરિયારજીએ સૂચવેલા સુધારા વગેરે છે, ( ) આ પ્રકારના ગોળ કાઉંસમાં મૂળ ગ્રન્થમાંની ટીકા મૂકેલી છે.

* બુદ્ધિપ્રકાશ, ઑગસ્ટ ઈ. સ. ૧૮૯૨

ચતુર્થીના અર્થવાળો પ્રત્યય છે; એ પ્રત્યય 'વસન્ત-વિલાસ' ( સંવત્ ૧૫૦૮ ) માં પણ રા. કેશવલાલે બતાવ્યોછે.§ આ પ્રત્યય આ પારસી ગ્રન્થમાં ઠેર ઠેર નજરે પડેછે:—

( १ ) हे महत्तर हे महाज्ञानी हे स्वामी तूं मुझ रहिं इस्यु माने
( २ ) जु कर्म्म कृतक मारा रहिं प्रसाद दीधु इम बोलइ*
( ३ ) घातक दुराचारी रहिं घात कर । उत्तम रहिं । उत्तम विभूति ॥†
( ४ ) जु महारा मन रहिं उत्तमपणूं पाम्युं ।

( Do Notes, P 15, Col 1 )

ઇત્યાદિ, ઇત્યાદિ.

આ પ્રત્યય ( रहिं ) ના પ્રમાણુથી આ પારસી ગુજરાતી ભાષાન્તરને સંવત્ ૧૪૫૦ ની આસપાસના સમયમાં મૂકિયે તો બહુ ભૂલ્ય નહિં આવે; એ પ્રત્યય અન્તિમ અપ-

§ સિ. હે. ૮-૪-૪૨૫ મા સૂત્રમાં હેમચન્દ્રે અપભ્રંશમાં વપરાતા रेसि, रेसिं પ્રત્યયો तादर्थ्य ( ત્હેને માટે – એ અર્થ ) દર્શાવનારા કહ્યાછે; ત્હેનું પછીના કાળમાં રૂપાન્તર થઈ रहि, रहिं થયુ હશે ? 'વસન્તવિલાસ' માં ( ૧૩ મા શ્લોકમાં ) रेसि છે અને ( ૭૨ મામાં ) रहइं છે-તેવાત આ તર્કને બાધક વખતે થાય. પરંતુ એમ પણ સંભવે કે અમુક સમયમાં બંને શબ્દો પ્રચારમાં હોય; જેમ 'કશું' અને 'શું' એમ બંને શબ્દો 'શું' એ અર્થમાં સામળ પ્રેમાનન્દના સમયમાં હતા તેમ; અથવા જેમ 'છઈ,' 'આછઈ,' બંને રૂપ 'કાન્હડદે પ્રબન્ધ' માં નજરે પડેછે તેમ. ('કાન્હડદે પ્રબન્ધ', રા. ડાહ્યાભાઈ દેરાસરીએ પ્રગટ કરેલો, પૃષ્ઠ ૬૬ જુવો.)

આ रहिं પ્રત્યય 'સિદ્ધહેમચન્દ્ર' માં નજરે પડતો નથી; તેથી અનુમાન થાય કે ઈ. સ. ના ૧૧ મા ૧૨ મા સૈકામાં અને ૧૪ મા સૈકાના મધ્ય ભાગની વચમાં આ રૂપ ઉત્પન્ન થયુ હશે. (હેમચન્દ્રનો સમય ઈ. સ ૧૦૮૯ થી ૧૧૭૩ અને रहिं રૂપ જૂનામાં જૂનું 'મુગ્ધાવબોધ ઔક્તિક' માં સંધિપ્રકરણમાં ષષ્ઠીના અર્થમાં ઠેર ઠેર વપરાયુ છે, તેથી તે સમયમાં બહુ જ પ્રચાર હશે એટલે હેની ૫૦ વર્ષ પૂર્વેની મર્યાદા તો લેવાશે જ.)

* यत् अदाः कर्मकृद्भ्यः प्रसादं यच्च वचसि એમ મૂળ સંસ્કૃત છે; 'કર્મ કરનારા રહિં' ( કરનહાર રહિં ) કે હેવા શબ્દોને બદલે कृतकमारा रहिं એમ થયું જણાયછે. वचसि ( વચનમાં ) નો અર્થ ખોટો કરી ( इम ) बोलइ ( બોલે ) એમ ભૂલ્ય થઈ જણાયછે.

† મૂળ સંસ્કૃત આમ છે:—
विघातं विघातकेभ्यः उत्तमां विभूतिमुत्तमेभ्यः
અહિં कर એ ગુજરાતીમાં અર્થ બદલી નાંખેછે; उत्तम रहिं પછી વિરામચિહ્ન પણ ખોટું છે.

અંશમાં જણાતો નથી, અને સંવત્ ૧૪૫૦ ના 'મુગ્ધાવબોધ'માં છૂટથી વપરાયોછે,-તે જ છૂટથી આ પારસી ગ્રન્થમાં પણ વપરાયોછે; તેમ જ નેરિયોસંગના સમય પછી ગુજરાતી ભાષાન્તર થયેલાનું ઉપર કહ્યુંછે તે જોતાં આ સમયકલના ખોટી નથી લાગતી.

'खुर्द-अवस्तार्थः' નામનો ગ્રન્થ પણ ઉપરની પારસી ધર્મગ્રન્થમાળામાં ઈ. સ. ૧૯૦૬ માં એ જ પારસી પંડિતે પ્રગટ કર્યોછે. એ ગ્રન્થના એક હસ્તલેખની લખ્યા સાલ યઝ્દજર્દી સન ૭૮૪ (= ‡ ઈ. સ. ૧૪૧૫=વિક્રમ સંવત્ ૧૪૭૧) છે; હેમાં સંસ્કૃતનાં ગુજરાતી ભાષાન્તર પણ છે; હેમાંનો એક જ નમૂનો મૂકુંછું:—

(ग) 'પ્રાક્ આદિ પિહલું ઇઅજદગર્દ સહિરીઆર તીણિ સમઇ પહિલવી પઈમાંની માહિ સુવર્ણાદિ બિ હજાર દીનાર જર નસાકરી સમુચ્ચય પૂર્વાચાર્યિ પરમાની આશીર્વાદ માંહિ કહિઆ અછિ તી તહો સર્વ પતિ ગુરૂ આગલિ કહિઆ છે.'

(Notes, P. 15. Col. 1.)

અહિં 'અછિ' (= છે) એ રૂપ ખાસ ધ્યાન ખેંચેછે.

આ ગ્રન્થમાં वैवाहस्य [ विवाहस्य ] "पइमांनी" (વિવાહવિધિ)ના પ્રકરણમાં એક સ્થળે मा नारीं अन्येषां कामय એમ છે હેનું ગુજરાતીમાં (Notes ના એ જ પૃષ્ઠમાં.)

"અનેરા† પુરૂષ તણી સ્ત્રી અથવા ભર્તારહીત નારી રહઇ કામાર્થ તણઇ વિષઇ મુ લ્હઉ"

એમ ભાષાન્તર (કાંઈક શિથિલરૂપે) આપ્યુંછે; ત્હાં પણ રહઈ પ્રત્યય નજરે પડેછે. (रहिं, रहइं ઇત્યાદિ રૂપાન્તરો એ પ્રત્યયનાં છે.) ભાષાન્તર સંવત્ ૧૪૭૧ (૧૪૭૦) પૂર્વે જ થયેલું; અર્થાત્ આ रहि (रहइ) પ્રત્યય વિક્રમ સંવતના ૧૫મા સૈકાની આસપાસનો સમય સહી જશે.

---

‡ નિશ્ચિત ગણતરી પ્રમાણે ઈ. સ. ૧૪૧૪ અને વિક્રમ સંવત્ ૧૪૭૦

† અહિં 'અનેરા' શબ્દ માત્ર 'અન્ય' એ અર્થમાં જ જણાયછે. "મુગ્ધાવબોધ ઐક્તિક" (પૃષ્ઠ ૧૫, કોલમ ૨) માં પણ

अनेरा तणउं । अन्यदीयं ।

એમ છે ત્હાં પણ એ જ અર્થ છે. 'અપૂર્વ,' 'વિલક્ષણ,'—એ અર્થ હાલ 'અનેરૂં' શબ્દનો છે; અને अन्यतर એ વ્યુત્પત્તિ જોતાં સુઘટિત જણાયછે,

હવે એક બીજો નમૂનો આપુંછું.† अर्दा ग्वीरा ( या ने अर्दा वीराफ ) નામનો એક પારસી ગ્રન્થ છે. હેનું સંસ્કૃત અને પછી સંસ્કૃતનું ગુજરાતી ભાષાન્તર થયેલું, તહેનો એક હસ્તલેખ મ્હેં મિ. બહિરામગોર અંકલેસરિયાના ઘરમાં નજરે જોયેલોછે. એ હસ્તલેખની લખ્યા સાલ વિક્રમ સંવત્ ૧૫૦૭ છે. હેમાંથી નીચેનો નમૂનો આપુંછું:—

(ઘ) अहं अप्रच्छं यत् अस्याः तनउ 'ना' किं पातकं कृतं यत् ( ? तू ઘસાઈ ગયેલીછે ) आत्मनां एवं महान् दुःसहतरः निग्रहः क्रियते

— ( ગુજરાતી )

मइ पूछइउं अत ईहं स्त्री त ाण ' तनउ' शरीरइ' कइसउं पातक कीधउं ' जीणंइ' पाप करी ' आत्मारहिं इसउ दोहिलउ निग्रहः कीजइ अछि '

આ ભાષા પણ વિક્રમ સંવત્ ૧૫૦૦ ની આસપાસની જણાશે. आत्मारहिं ( = આત્માને, આત્માનો ) એ શબ્દમાંનો रहिं પ્રત્યય પણ ઉપર થયેલો તે જ નજરે પડે છે. अछि ( = છે ) શબ્દ પણ ધ્યાન ખેંચશે.

આ હસ્તલેખ ' अध्यारू वहिरामसुत अध्यारू लक्ष्मीधर ' નો લખેલોછે ( નકલ કરેલોછે. ). તે જ સાલમાં ( સંવત્ ૧૫૦૭ માં ) એ જ લહિયાએ એક ટુંક હસ્તલેખ લખેલોછે ત્હેમાંથી છેવટનો એક નમૂનો આપુંછું:—

(ङ) १००० जोत समसांहणनी § । तेवन एक सहुस्त्र जोतरी समस्याणनी वगत 'समस्याण मलतूं छूइ ३ 'त्रन मेहेत भूम छांडीइ' ।तह'* आनस ।लइनि ।मात कीजइ

† अर्दा=પવિત્ર; ग्वीरा માણસનું વિશેષ નામ છે. આમ મિ. બેહેરામગોર અંકલેસરિયાએ મ્હને કહ્યુંછે.

§ આતશબ્હેરામ પ્રગટ કરવા માટે સવિસ્તર વિધિ બતાવનારું આ લખાણ છે. હેમાં આટલી જોત કુંભારને ત્હાંથી લેવી, આટલી જોત સતીને ત્હાંથી લેવી, ઇ. ઇ. વિગતોની પછી છેવટે ૧૦૦૦ સ્મશાનમાંથી લેવાની ત્હેનો વિધિ આ ઉતારામાં છે.

* આ લેખમાં ઘણે ભાગે માત્રા અક્ષરના ડાબા હાથ ઉપર મૂકેલીછે તે યથાવત્ ઉતારામાં બતાવીછે. શબ્દોની પછી ઊભી રેખા ઊંચાણમાં શબ્દ છૂટા પાડવા માટે તથા વાક્યને અંતે ઠેક ઠેકાણે મૂકેલીછે તે, પણ અસલ પ્રમાણે દર્શાવીછે.

ममस्यांन ठाहार § सीलावा दीजि। तिहा थकी ३ त्रन त्विहेत भूम छांडीइ। नवी जोत कीजि। जोत मांहिनु आतस ल्ईई। तोंलगि जोत कीजि। तांलगि आगली जोतनु ठाहारि § सीटाइ। तिहा थकु ल्इनि पात्रि मेलवीइ। बीजी जात कीधी अछि। तिहानु ठाहारई सीलाइ। तांलगि पात्रि रहिवा दीजि। ने तीवारि पछी सहस्रजोत प्रमाण हुइ

આ ઉતારામાં અછિ, તિહાં, હુઇ, દીજિ, કીજિ, સીલાઇ (શીળી થાય), પાત્રિ (= પાત્રમાં), ઇત્યાદિ પ્રયોગો સંવત્ ૧૫૦૦ ની પૂર્વની ગુજરાતી ભાષાનું સ્વરૂપ બતાવી દેછે. એમ પણ નહિં કહેવાય કે એ સમય કરતાં અતિપ્રાચીન અપભ્રંશનો આદર આ સર્વ ઉતારાઓમાં કરાયો હશે; એ કલ્પના જ સ્વતઃ અસંભવનીય છે. ગદ્યભાષામાં સ્વાભાવિક રીતે, પોતાની ચાલુ ભાષામાં જ આ સર્વ લખાયલું સ્પષ્ટ રીતે જણાયછે.

આ ભાષાસ્વરૂપના દર્શન પછી પણ એમ જ આગ્રહ રહે કે પારસી ગુજરાતીમાં આરમ્ભથી જ હાલના જેવી ગુજરાતી જ હતી, તો રા૰ રા૰ના આગ્રહને ધન્યવાદ આપીશું,—તર્કશક્તિને નહિ. પારસીઓમાં ગુજરાતી ભાષાની સ્થિતિ સંવત્ ૧૫૦૦ અને તે આસપાસ જ આ પ્રકારની હતી, તો સંજાણમાં એઓ ઈ સ. ના ૮ મા સૈકાના અન્તભાગમાં ઊતર્યા તે વખતની હેમણે સ્વીકારેલી ભાષા તો સવિશેષ પ્રાચીન—પ્રાકૃત, અપભ્રંશની પણ પૂર્વની પ્રાકૃત અથવા તો આરમ્ભકાળની અપભ્રંશ ભાષા—હોવા બાબત હવે સંશય રહેશે ખરો ? છતાં તે વખતે ગુજરાતી ભાષા સ્થિરતા પામી રૂઢ થયેલી હતી એમ કહેનારને શું કહીશું ?

( અપૂર્ણ )

નરસિંહરાવ ભોળાનાથ.

---

§ છાહાર હશે;' સં. ક્ષાર, પ્રા. છાર=રાખ (આપ્ટેના કોશમાં ક્ષાર=ashes છે).

'છાર' શબ્દ 'રાખ' ના અર્થમાં નીચેના પ્રાચીન ગુજરાતી દુહાઓમાં વપરાયલો જણાયછે:—

(૧) *झोली तुट्टि वि किं न मूउ किं न हुउ छारह पुंज।*
घरि घरि भिक्ख भमाडीइ जिम मंकडु तिम मुंज॥

( 'મુંજરાસ' માંથી; શાસ્ત્રી વ્રજલાલ કૃત 'ગુજરાતી ભાષાનો ઇતિહાસ' પૃષ્ઠ ૪૬, ઈ. સ. ૧૮૬૬ ની આવૃત્તિ ).

છારહ પુંજ=છાર ( રાખ ) નો પુંજ ( ઢગલો )

(૨) आगि दाधा पालवइं छेया थांघरि वृक्ष।
नारी हुंतानानि जालिया छार उडउ थियो लक्ष॥

( સંદરહું, સંદરહુ )

સિંધીમાં 'છાર' =રાખ છે.

ગુરુ નાનકના "ગ્રન્થ સાહેબ" માં પણ છાર શબ્દ 'રાખ' એ અર્થમાં દીઠોછે.



# પતંગીઉં.

કોઈ સાધારણ વિદ્યા બુદ્ધિ કે બળવાળા શખ્સને, ઉલ્લેખ કરતાં વક્તાઓ અને લેખકો ત્હેમને પતંગીઆની સાથે સરખાવે છે. અમે પતગીઆને એટલું બધું તુચ્છ અને ઉપહાસને પાત્ર શામાટે લેખીએ છીએ એ સમજાવું મુશ્કેલ છે. હા. સૂર્ય, ચંદ્ર જેવા મહાન પ્રકાશવાળા પદાર્થોનું અસ્તિત્વ જ કદાચ બિચારા પતંગીઆના અપમાનનુ કારણ હશે! પરંતુ પતંગીઆમાં તો થોડો ઘણોએ પ્રકાશ છે અને અમારામાં અમારી પાસે તો કશુએ નથી! આ અંધકારમાં-જગતમાં જન્મીને પોતાના પ્રકાશનો મ્હેં કેટલાને રસ્તો બતાવ્યો! મ્હને જોઈને કોણે અજાણ્યા પહાડોમાં, વાવાઝોડાં વચ્ચે-વિપત્તિના સમયમાં, અંધકારમાં કહ્યું "ચાલ ભાઈ, પણે પ્રકાશ દેખાય છે, એ પ્રકાશને આધારે આગળ ચાલીએ" ?

આ સંસાર ઘોર અંધકારમય છે. એ અભેદ્ય અંધકારમાં કશું સૂઝે તેમ નથી. પ્રકાશ વિના ચાલવું બહુ જ અઘરૂં છે. જ્યારે સૂર્ય ચંદ્ર પ્રકાશે છે ત્યારે અમે રસ્તે ચાલી શકીએ છીએ અન્યથા નહિ. આ ન્હાના મ્હોટા તારા પણ આકાશમાં ચમકી જરીક પ્રકાશે છે, પણ મેઘલી રાતે એ પણ છુપાઈ જાય છે. ચંદ્ર સૂર્ય સૌ સુદિનના જ સાથી છે! દુઃખને દિવસે, કવખતે, મેઘલી રાતે, વીજળીના ચમકારા વચ્ચે-મૂસળધાર વરસાદ નીચે તો કોઈ દૃષ્ટિએ પડતું નથી! મનુષ્ય-નિર્મિત યંત્રોની પેઠે તેઓ પણ કરે છે "Horanon numero nisi serenas" ન્હાનકડા પતંગ! કેવળ તુંજ-ક્ષુદ્ર-ક્ષુદ્ર પ્રકાશવાળું-રહેજમાં મૂરી જનારૂં સદા મૂએલા જેવું તુંજ એ અંધકારમય ભીષણ રાત્રિએ-મૂસળધાર વર્ષાની મેઘલી રાતે ત્હારી ક્ષુદ્ર પાંખ ચમકાવે છે. તુંજ એ ભીષણ અંધકારમાં અમારૂં મિત્ર બને છે! વ્હાલા! તું! મ્હને અત્યંત પ્રિય છે!

તું મ્હને વિશેષ પ્રિય છે કારણ કે ત્હારામાં થોડો-બહુ થોડો-પ્રકાશ છે. તું અંધકારમાં છે અને ભાઈ હું પણ અંધકારમાં છું. શું અંધકારમાં સુખ નથી? તું તો સદા અંધકારમાં જ ફર્યાં કરે છે. કહે. શ્રાવણ ભાદરવાની અંધારી રાત્રે જગત અંધકારથી ઢંકાઈ જાય છે. ચંદ્ર નથી હોતો-તારા નથી હોતા! આકાશનો ગંભીર આસમાની રંગ, પૃથ્વીની દીપમાલા ખીલેલાં પુષ્પોની શોભા કશું નથી હોતું. કેવળ અંધકાર—ઘોર અંધકાર છવાઈ રહે છે. કેવળ અંધકાર રહે છે અને તું રહે છે ભાઈ! કહે. અંધકારમાં શું સુખ નથી? જ્યારે એલી થાય છે, દરો કાળજામાં પેસી જાય એવો પવન સુસવે છે-વિજળીઓ ચમકે છે, લોકો પોતપોતાના ઘરમાં દ્વાર બંધ કરી બેસે છે, ત્યારે એક પાંદડા પરથી બીજા પર ટપ ટપ પડતાં પાણીનાં ટીપાં વાળાં વૃક્ષો વચ્ચે તું આનંદથી ફરતું દેખાય છે કહે તો ખરૂં ભાઈ, અંધકારમાં શું સુખ નથી?

* બંકિમચન્દ્ર ચટ્ટોપાધ્યાયના એક જૂના લેખનું ભાષાન્તર. ભા. કે.

સમજી સાવધ રહીએ. એ પણ સમજીએ કે આ સંસાર ભયકર છે. ક્ષણિક છે. તું પણ ક્ષણિક છે, હુ પણ ક્ષણિક છુ. હું અને તું બન્ને વર્ષાઋતુનાં વાવાઝોડાને માટે જ નિર્માએલાં છીએ. રડીએ શા માટે? આવ ભાઈ, ઉંકારો પણ કર્યા વિના બળતાં બળતાં—અનેક જ્વાળાઓમાં બળતાં બળતાં—સઘળુ સહન કરી લઇએ!

નહિ તો ચાલ મરીજ જઇએ! તું દીપકની ચોમેર ચક્કર ખાઈ ખાઇને બળી મર અને હું આશારૂપી પ્રબળ પ્રજ્વલિત અને કદી ન બુઝાતા અગ્નિકુંડની ચોમેર ભમી ભસ્મીભૂત થઈ જાઉં!! ત્હારા દીપકમાં શી મોહની ભરી છે એ તો હું નથી જાણતો. પરતુ મ્હારા આશાના અગ્નિકુંડમાં તો અવશ્ય મોહની છે એ અગ્નિકુંડમા હું કેટલીએ વાર કૂદ્યો. કેટલીએ વાર બળ્યો પરંતુ મરી ન શક્યો. એ આશાની મોહની શી છે તે હું ઓળખુ છું. તીવ્ર લાલસા છે કે પ્રકાશ પ્રાપ્ત કરીને સંસારને હું પ્રકાશિત કરૂં! પરતુ હાય! આપણે પતંગીઆં છીએ! અમારા પ્રકાશથી કશુ પ્રકાશમાન નહિ થાય! તું આ બકુલકુંજોના ઘોરથી ભયંકર અંધકારમાં ત્હારો ક્ષુદ્ર પ્રકાશ બુઝાવી દે. અને હું? હુ પણ જન્મમા—સ્થાનમાં—રોગમા દુ ખમાં જ્યાં નિર્માયુ હશે ત્યાં—ક્યાંઇને ક્યાંઈ પણ મ્હારા ક્ષુદ્ર જીવનનો પ્રકાશ બુઝાવી દઇશ.

મનુષ્ય—ખદ્યોત.

---

## સન્ધ્યા.

( વસન્તતિલકા. )

સન્ધ્યા તણી પ્રસરિ છે અહિં દિવ્ય શાન્તિ,
જોને કુસુમ્બય દિસે નભકેરી કાન્તિ
પેલો વિભાકર પ્હણે ત્યમ અસ્ત પામે,
ત્હેની પ્રભા વિમલ અબ્ધિ મહીં વિરામે! ૧
સન્ધ્યા કવિહૃદયમા સ્મિત વા કરે છે—
દેખે સુરમ્ય વળિ તારકપુંજ નીચે
પ્રીતિલતા હૃદયમા કવિના, શુ ફૂલે,
દેખે ફુલો સ્મિત કરી ત્યમ લેશ, ગાતે!! ૨
કે આ વસન્ત—લક્ષ્મી કમલ—નિર્ઝરા થૈ,
પ્રેમે કરે વિવિધ મોહક આમ કેલી?
છેડે અહો! સુભગ તાર વળી વીણાના—
સન્ધ્યા કરે અહિં, જુઓ અતિ દિવ્ય ગાના! ૩

જનાર્દન નાનાભાઈ પ્રભાસ્કર.

---

—⁂—

## *Training in the meaning of Life*

"Writing on Modern Education in the November number of the Hillgate Monthly, Mr Wilfred Wellock says our elementary schools are moulding excellent serfs and our public schools are turning out model tyrants

In regard to education, liberty, it is pointed out,—is the great essential, whereas the ruling spirits in the politico—religious world seem to have in mind a condition of absolute uniformity, the training of a Docile law-worshipping community Not life or individuality and manhood, but a merely dutiful citizen is the ideal aimed at The greatest weakness in the system of education is the lack of moral or life-training. Nowhere do we instruct the youths and maidens of our land in the Science of life, the art of living Hitherto the duty of teaching life has been left to the Church, but the time has now come when that function must be taken over by the people themselves The greatest needs of the times are a quickened social conscience, the introduction of a habit of moral thinking, and the creation of a new theory of values It is because of the decay of morals that economics has become divorced from ethics and the life of business from the life of religion There might be some hope for us if while the public schools were producing plutocrats the elementary schools were producing democrats But that is not the case Boys leave the public schools with the idea that they are superior people, whose function is to control and employ the great body of the nation's workers, and the elementary schoolboy is trained to adapt himself to the theory that the world was made for the rich Our boys and girls should be shown the iniquity of modern civilisation, and be made to realise the real meaning of culture They should be trained to think about life, the meaning of life and morals, and of society and civilisation".

—(*From "the Review of Reviews"*)

Reg. No. B. 463

# वसन्त




इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चायमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् ।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद्.

વર્ષ ૧૨, અંક ૧૧. [ માસિક ] માર્ગશીર્ષ, સંવત ૧૯૭૦.

તન્ત્રી—ઑન. રા. બ. રમણભાઇ મહીપતરામ નીલકંઠ. બી. એ. એલ્એલ્. બી.

એક વિચિત્ર વ્યાખ્યાનનો ઉત્તર ૫૬૧
(પ્રો. આનન્દશંકર બાપુભાઇ ધ્રુવ. એમ. એ એલ્એલ્. બી)

શારીરિક, માનસિક અને આધ્યાત્મિક સંગીત તુલના. ૫૭૭
(રા. રા. લક્ષ્મીદાસ આદિત્યરામ વ્યાસ. સંગીત શિક્ષક)

કુદરત અને કવિ વર્ડ્ઝવર્થ ૫૮૫
(રા. રા. હીરાલાલ મગનલાલ દેસાઈ)

પ્રભાત ૫૯૦
(રા. રા. તનસુખરામ મનસુખરામ ત્રિપાઠી બી એ)

કવિતામાં અસંભવદોષ ૬૦૧
(રા. રા. નરસિંહરાવ ભોળાનાથ, બી. એ. સી. એસ)

ચોથી ગુજરાતી સાહિત્યપરિષદ્‌ના 'અહેવાલ'ના એક છાના ભાગનું અર્થદર્શન ૬૦૭
(રા. રા. નરસિંહરાવ ભોળાનાથ, બી એ. સી. એસ)

માનવ જીવનનું ઐતિહાસિક દૃષ્ટિએ અવલોકન. ૬૧૪
(રા. રા. "શરચ્ચંદ્ર બી એ")

---

અમદાવાદ—'ધી યુનીયન' પ્રિન્ટિંગ પ્રેસ કં. લી. માં મોતીલાલ શામળદાસે છાપ્યું.

# નિયમો.

૧ વગર સહીના અને તન્ત્રીની સહીના લેખો માટે તન્ત્રી જવાબદાર છે.

૨ "વસન્ત–ઑફિસ"–ની સહીના લેખો માટે "વસન્ત-ઑફિસ" અને વ્યવસ્થાપક જવાબદાર છે.

૩ અન્ય સર્વ લેખો માટે તે તે લેખોના કર્તા જવાબદાર છે.

૪ ભાષાન્તરરૂપ લેખ લખી મોકલનારે મૂળ ગ્રન્થ કે લેખના કર્તાની પરવાનગી મેળવી શકાય તેમ હોય તો મેળવવી. તથા એ લેખ ભાષાન્તરરૂપ છે અને અમુક ગ્રન્થનું ગ્રન્થના ભાગનું કે લેખનું ભાષાન્તર છે એમ અમોને લખી જણાવવું. તે વિના એ લેખ પ્રસિદ્ધ કરવા માટેની સઘળી જવાબદારી ભાષાન્તર કર્તાને શિર રહેશે.

૫ કોઈ પણ લેખકનું અસલ લખાણ–એ લેખ "વસન્ત" માં દાખલ કરવાનો યા કર્યો હોય કે ન હોય–પણ તે લેખકને પાછું મોકલવાને અમો બધાતા નથી.

વ્યવસ્થાપક.

---



---



---

# આવતો અંક વી. પી.

જે ગ્રાહકોનું ચાલુ વર્ષનું લવાજમ નહીં મળ્યું હોય તેને પોષનો અંક વી પી દ્વારા મોકલવામા આવશે તે સ્વીકારવાની વિનંતિ છે.

વ્યવસ્થાપક.

## ☞ લવાજમમાં ફેરફાર.

સર્વ માટે વર્ષ એકના રૂ. ૨—૮—૦ ( પોસ્ટેજ સાથે. )

નવા વર્ષથી લાઇબ્રેરીયો સ્કુલ માસ્તરો તથા રૂ. ૨ ) ભરતા ગ્રાહકો પાસેથી અન્ય ગ્રાહકો મુજબ રૂ. ૨—૮—૦ ( પોષ્ટેજ સાથે ) લેવાનો રીવાજ રાખ્યો છે માટે તે પ્રમાણે લવાજમ મોકલાવવું. જે લાઇબ્રેરીયો તથા સ્કુલ માસ્તરો તથા ગ્રાહકો રૂ. ૨ ) અગાઉથી નવા વર્ષના ભરી ચુકયા છે તેમણે બાકીના ૦—૮—૦ ટપાલ દ્વારા ૦—૭—૬ આનાની ટીકીટો મોકલી ભરી દેવા. ને જેમને ચાલુ રહેવાની ખુશી ન હોય તેમણે જણાવવુ એટલે અમારે ખર્ચે તેમને રૂ ૨ ) પાછા મોકલીશું.

જે લાઇબ્રેરીયો તથા સ્કુલમાસ્તરો અને અન્ય રૂ. ૨ ) ભરતા ગ્રાહકો રૂ ૨—૮—૦ મોકલાવવા ખુશી ન હોય તેમણે મહેરબાની કરી અગાઉથી જણાવી દેવુ જેથી નકામા અંકો બીડવાની ગફલત ન થાય. એજ નમ્ર વિનંતિ છુટક નકલ એકના દર ફારમે એક આના પ્રમાણે.

મળવાનું ઠેકાણું—વસન્ત—ઑફિસ અમદાવાદ. } વ્યવસ્થાપક.

---

Reg. No. E. 463.

# વસન્ત.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चायमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् ।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद्.

વર્ષ ૧૨, અંક ૧૧. [ માસિક ] માર્ગશીર્ષ, સંવત ૧૯૭૦.

## એક વિચિત્ર વ્યાખ્યાનનો ઉત્તર.

( અનુસન્ધાન પૃષ્ઠ ૫૧૬ થી. )

### ૧. ઐતિહાસિક પદ્ધતિ.

આપણા શાસ્ત્રોના અનેક વિરોધોનો પરિહાર ઐતિહાસિક પદ્ધતિએ થઈ જાય છે, અને ઐતિહાસિક પદ્ધતિ વાસ્તવિક કાલનિર્ણય ઉપર રચાએલી છે, એટલે આપણી કપોલકલ્પનાવડે ખરા વિરોધનો માત્ર ખોટો પરિહાર કરીએ છીએ એમ દૂષણ રહેતું નથી. આ ટૂંકામાં ઐતિહાસિક પદ્ધતિ ગ્રહણ કરવાનું મારું કારણ છે. આ પદ્ધતિને મેં 'Historical Method' એવા અંગ્રેજી શબ્દથી નિર્દેશી હતી, અને એને 'Logical Method' થી ભિન્ન પાડી હતી. મારૂં ભાષણ શાસ્ત્રોના વિરોધપરિહારની વિવિધ પદ્ધતિ સમ્બન્ધી ન હતું એટલે એ બે પદ્ધતિના ભેદનું નિરૂપણ તે પ્રસગે અશક્ય હતું. પરતુ એ ઉપર આક્ષેપ કરતાં પહેલાં એ બે શબ્દથી શુ વિવક્ષિત છે એ સમજવું જોઈતું હતું. 'Logical Method' શબ્દનો અર્થ પ્રમાણસિદ્ધ એમ નહિ, પણ વિચારની સકલના યાને ઘટનામાં ઉતરી શકે એવું; અને, 'Historical Method' યાને ઐતિહાસિક પદ્ધતિ તે 'Logical' થી ભિન્ન માટે તે સામાન્ય અર્થમાં illogical યાને પ્રમાણવિરુદ્ધ એમ નહિ, પણ વિચારસંગતિને (consistency in thought) બદલે કાલિક વસ્તુસ્થિતિને આધારે ચાલનારી. આ ઐતિહા-

સિક પદ્ધતિ 'પ્રમાણમર્યાદાની બહાર નથીઃ યથાયોગ, પ્રત્યક્ષ અનુમાન અર્થાપત્તિ અને શબ્દ વગેરે જે જે પ્રમાણ ગણાવાય છે તે સર્વમાં એનો સમાવેશ થાય છે. આ પદ્ધતિ કાંઈ અપૂર્વ નથીઃ યુગધર્મની વ્યવસ્થા કરનાર આપણા પ્રાચીનોને એ સારી પેઠે જાણીતી હતી. માત્ર, જેમ જેમ જૂના ગ્રન્થકારો કાળના ક્ષિતિજમાં અસ્ત થયા, અને ઇતિહાસનાં પુસ્તકોને અભાવે એમના પૌર્વાપર્યનું સ્મરણ લુપ્ત થઈ જવા માંડ્યું, તેમ તેમ-સાધનને અભાવે-એ પદ્ધતિનો ઉપયોગ બંધ થવા લાગ્યો. પણ હિન્દુસ્થાનના ઇતિહાસનું-એના ધર્મ તત્ત્વજ્ઞાન સાહિત્ય આદિ ગ્રન્થોના સમયનું અને એના પૌર્વાપર્યનું-અત્યારે આપણને આપણા પૂર્વજો કરતાં વધારે ચોકસ જ્ઞાન પ્રાપ્ત થયું છે, અને તેનો લાભ લઈ ઐતિહાસિક પદ્ધતિનો આપણે વધારે સારી રીતે અને બહોળો ઉપયોગ કરી શકીએ એમ છે, તો આપણાં જુદાં જુદાં શાસ્ત્રોના સ્વરૂપને તે તે શાસ્ત્રોના સમય સાથે જોડીએ તો તેમાં શું ખોટું છે એ હું સમજતો નથી. સર્વ દેશોનાં તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ એ જ રીતે સંકળવામાં આવે છે, અને મારો કાળનિર્ણય ખરો હો વા ખોટો હો, પણ ઐતિહાસિક પદ્ધતિમાં શું ખોટું છે એ તો મારી કલ્પનામાં પણ આવી શકતું નથી. એ પદ્ધતિ માટે જોઇતાં ઐતિહાસિક સાધનોને અભાવે-આપણા પૂર્વજો વિવિધ દર્શનોની સગતિ એમના અવિરુદ્ધાંશ તારવી કાઢીને કરી બતાવતા. એવી સંગતિ આપણા પૂર્વજોના ગ્રન્થોમાં ત્રણ ઠેકાણે થએલી મને યાદ છે, એ પ્રથમ આપીને પછી, એનાથી ઐતિહાસિક પદ્ધતિની સગતિ કેવી રીતે ભિન્ન છે એ હું બતાવીશઃ—

૧. એક 'सांख्यप्रवचनभाष्य'માં વિજ્ઞાનભિક્ષુએ કરેલી છે. એમાં કપિલમુનિના સાંખ્યનો ન્યાય-વૈશેષિક અને બ્રહ્મમીમાંસા સાથે અવિરોધ સાધ્યો છેઃ—

એમાં—

"ननु न्यायवैशेपिकाम्या मप्येतेप्वर्थेषु न्यायः प्रदर्शित इति ताभ्यामस्य गतार्थत्वम्। सगुणनिर्गुणत्वादिविरुद्धरूपैरात्मसाधकतया तद्युक्तिभिरत्रत्ययुक्तीनां विरोधेनोभयोरेव दुर्घटं प्रामाण्यमिति।"

= "આ વિષયમાં (પુરુષાર્થ, પુરુષાર્થનું સાધન જ્ઞાન, અને જ્ઞાનનો વિષય આત્મસ્વરૂપ વગેરે બાબતોમાં) ન્યાય અને વૈશેષિક દર્શનોએ યુક્તિ (સ્વતન્ત્ર વિચાર વડે ઉપપાદન કરવું તે) બતાવી છે—એટલે સાંખ્યદર્શનનું કાંઈ પ્રયોજન રહેતું નથી. એમાંનાં પહેલાં બે દર્શનો, આત્માને સાધનારી યુક્તિઓ આપે છે તેમાં, આત્માને સગુણ ઠરાવે છે અને સાંખ્યદર્શન એને નિર્ગુણ ઠરાવે છે. આમ એઓની યુક્તિઓનો પરસ્પર વિરોધ ઉત્પન્ન થતાં બંને પક્ષનું પ્રામાણ્ય અશક્ય થઈ પડે છે."

આમ પૂર્વપક્ષ કરી, ઉત્તર પક્ષમાં જવાબ દે છે કેઃ—

"नैवम्। व्यावहारिकपारमार्थिकरूपविषयभेदेन गतार्थत्वविरोधयोरभावात्। न्याय-

वैशेषिकाभ्यां हि सुखिदुःख्याद्यनुवादतो देहादिमात्रविवेकेनात्मा प्रथमभूमिकायामनुमापितः एकदा परसूक्ष्मे प्रवेशासम्भवात्। तदीयं च ज्ञानं देहाद्यात्मतानिरसनेन व्यावहारिकं तत्त्वज्ञानं भवत्येव। यथा पुरुषे स्थाणुभ्रमनिरासकतया करचरणादिमत्त्वज्ञानं व्यवहारतः तत्त्वज्ञानं तद्वत्।"

= "એમ ન કહેશો. ન્યાયશાસ્ત્રે યુક્તિ બતાવી છે એટલે સાંખ્યશાસ્ત્ર નિષ્પ્રયોજન છે, કે તેઓનો પરસ્પર વિરોધ છે—એમ નથી. ન્યાયશાસ્ત્ર, લૌકિક અનુભવમાં આત્મા સુખી દુઃખી મનાય છે તે વાતનો અનુવાદ કરી (લૌકિક માન્યતા જેવી છે તેવી ને તેવી એને પુનઃ ઉચ્ચારી) માત્ર દેહ અને આત્માનો વિવેક સાધે છે—અને આ રીતે પહેલી ભૂમિકાનું કામ—ફક્ત આત્માનું અનુમાન કરવું એટલું જ—તે કરે છે. કારણ કે એવી વખતે આત્મા સંબન્ધી પરમ સૂક્ષ્મ વિષયમાં પ્રવેશ થઈ શકતો નથી. એ શાસ્ત્રો (ન્યાય વૈશેષિક)નું જ્ઞાન દેહ એ જ આત્મા છે એ સમજણને દૂર કરે છે, અને એ રીતે એ વ્યાવહારિક (ઊતરતું) પ્રકારનું તત્ત્વજ્ઞાન બને છે. જેમકે —માણસમાં થાંભલાનો ભ્રમ ઊપજ્યો હોય તો તે એ વસ્તુને હાથપગ છે એવું જ્ઞાન થવાથી નાશ પામે છે, અને તેથી એ જ્ઞાનને વ્યવહારદૃષ્ટયા તત્ત્વજ્ઞાન કહેવામાં આવે છે. (પણ તેથી એમ સમજવાનું નથી કે માણસ એ ખરેખર હાથપગવાળો દેહ જ છે—એ તો વસ્તુતઃ આત્મા છે.)"

આમ ન્યાય અને સાંખ્યના—સગુણ-નિર્ગુણવાદનો અવિરોધ બતાવી છેવટે કહે છેઃ-

"तदीयमपि ज्ञानमपरवैराग्यद्वारा परम्परया मोक्षसाधनं भवत्येवेति; तज्ज्ञानापेक्षयाऽपि च सांख्यज्ञानमेवं पारमार्थिकं परवैराग्यद्वारा साक्षान्मोक्षसाधनं च भवति।"

= "એ ન્યાય-વૈશેષિકનું જ્ઞાન પણ અપર (ઊતરતા) વૈરાગ્ય દ્વારા પરંપરાએ મોક્ષનું સાધન બને છે. પણ એ જ્ઞાન સાથે સરખાવતાં સાંખ્યજ્ઞાન જ પારમાર્થિક છે, અને પર (ચઢીઆતા) વૈરાગ્ય દ્વારા સાક્ષાત્ મોક્ષનું સાધન થાય છે."

આમ ન્યાય અને વૈશેષિક સાથે સાંખ્યદર્શનનો અવિરોધ સાધી, પછી બ્રહ્મમીમાંસા જોડે એની સંગતિ કરે છે તેમાં-બતાવ્યું છે કે સાંખ્યસૂત્રકારને ઈશ્વરવાદ અગ્રાહ્ય નથી,* પુરુષો અનેક છે છતાં વેદાન્તમાં એમની એકતા પ્રતિપાદન કરીછે તે એમના સામ્ય પરત્વે લેવાની છે, અને પ્રકૃતિ ને જ માયા છે અને એનું મિથ્યાત્વ અમુક રીતે જ સમજવાનું છે-ઇત્યાદિ.

૨. બીજી સંગતિ 'प्रस्थानभेद'માં મધુસૂદનસરસ્વતીએ કરી છે. એમાં ષડ્દર્શન સંબન્ધી નિરૂપણને અંગે પ્રત્યેક દર્શનનું પ્રયોજન બતાવી, છેવટે સર્વ દર્શનોનું તાત્પર્ય વિવર્તવાદમુખે અદ્વિતીય પરમાત્માનું પ્રતિપાદન કરવાનું છે-એમ જણા-

* કપિલ મુનિનો ઉપદેશ સેશ્વરવાદનો હતો કે નિરીશ્વરવાદનો એ વિષે હજી આગળ ચર્ચા કરવાની છે, તે વખતે બીજાં વચનો ટાંકવામાં આવશે તથા વિશેષ ખુલાસો કરાશે.

'બ્યુ છે મૂળ બધુ વાચવા જેવુ છે–પણ પ્રકૃત સ્થળે એમાથી જરૂર જેટલી પક્તિઓ જ ઊતારૂ છુ

( १ ) "न्याय आन्वीक्षिकी पञ्चाध्यायी गौतमेन प्रणीता । षोडशपदार्थानामुद्देश-लक्षणपरीक्षाभिस्तत्त्वज्ञान तस्या प्रयोजनम् ।"

="( 'ન્યાય' એટલે કે 'આન્વીક્ષિકી' વિદ્યા—પાચ અધ્યાયની ગૌતમે રચી છે પ્રમાણાદિ સોળ પદાર્થના ઉદ્દેશ લક્ષણ અને પરીક્ષાવડે તત્ત્વનુ જ્ઞાન મેળવવુ એ એનુ પ્રયોજન છે)'

( २ ) "एव दशाध्याय वैशेषिक शास्त्र कणादेन प्रणीतम् । द्रव्यगुणकर्मसामान्य विशेषसमवायाना षण्णा पदार्थानामभावसप्तमाना साधर्म्यवैधर्म्याभ्या व्युत्पादन तस्य प्रयोजनम् । एतदपि न्यायपदेनोक्तम् ।"

= "( એ જ પ્રમાણે દશ અધ્યાયનું વૈશેષિકશાસ્ત્ર કણાદે રચ્યુ છે દ્રવ્યાદિ ષટ્પદાર્થ અને સાતમો અભાવ એ સાત પદાર્થોનુ સાધર્મ્ય અને વૈધર્મ્ય કરી વ્યુત્પાદન કરવુ એ એનુ પ્રયોજન છે આ શાસ્ત્ર પણ 'ન્યાય' એવા શબ્દથી ઓળખાય છે )"

( ३ ) "मीमासाऽपि द्विविधा कर्ममीमासा शारीरकमीमासा च । तत्र द्वादशाध्यायी कर्म मीमासा भगवता जैमिनिना प्रणीता । तथा सङ्कर्षणकाण्डमप्यध्यायचतुष्टयात्मक जैमिनिप्रणीतम् । तच्च उपासनाख्यकर्मप्रतिपादकत्वात् कर्ममीमासा न्तर्गतमेव ।"

= "( મીમાસા પણ બે પ્રકારની કર્મમીમાસા અને શારીરકમીમાસા તેમા કર્મમીમાસા બાર અધ્યાયની ભગવાન જૈમિનિએ રચી છે તથા ચાર અધ્યાયનો સકર્ષણકાડ છે તે પણ જૈમિનિએ કરેલો છે એ પણ ઉપાસનારૂપી કર્મનુ પ્રતિપાદન કરે છે તેથી કર્મમીમાસાના જ પેટામા આવે છે )'

( ४ ) "तथा चतुरध्यायी शारीरकमीमासा जीवब्रह्मैकत्वसाक्षात्कारहेतु श्रवणाख्य विचारप्रतिपादकान्न्यायानुपदर्शयन्ती भगवता बादरायणेन कृता । इदमेव सर्वशास्त्राणा मूर्धन्यम् । शास्त्रान्तर सर्वमस्यैव शेषभूतमितीदमेव मुमुक्षुभिरादरणीयं श्रीशंकरभगवत्पादोदितप्रकारेणेति रहस्यम् ।"

"( તથા ચાર અધ્યાયની શારીરકમીમાસા છે જીવ અને બ્રહ્મના એકત્વનો સાક્ષાત્કાર એ એનુ પ્રયોજન છે એમા શ્રવણરૂપી વિચાર દર્શાવનારી દલીલો બતાવી છે અને એ ભગવાન બાદરાયણે કરેલી છે..... આ જ સર્વ શાસ્ત્રોના શિરસ્થાને છે બીજા બધા શાસ્ત્ર

અમા જ અંગભૂત છે. તેથી આ શાસ્ત્ર પ્રત્યે જ મોક્ષની ઇચ્છા રાખનારાઓએ આદર કરવો–અને તે પીશંકર ભગવાને કહેલે પ્રકારે જ—એમ રહસ્ય છે )

( ૧ ) "तथा साङ्ख्यशास्त्रं भगवता कपिलेन प्रणीतम् ।.. .षडध्यायम् । प्रकृतिपुरुष विवेकज्ञानं साङ्ख्यशास्त्रस्य प्रयोजनम् ।"

= "(તથા સાખ્યશાસ્ત્ર ભગવાન કપિલે રચેલુ છે. એના ૭ અધ્યાય......પ્રકૃતિ પુરુષના વિવેકનુ જ્ઞાન એ સાખ્યશાસ્ત્રનુ પ્રયોજન છે )

( ૬ ) "तथा योगशास्त्रं भगवता पतञ्जलिना प्रणीतम् । तस्य च विजातीयप्रत्ययनिरोध-द्वारेण निदिध्यासनसिद्धिः प्रयोजनम् ।"

= "( તથા યોગશાસ્ત્ર ભગવાન પતંજલિએ રચ્યુ છે...' વિજાતીય પ્રત્યય '—યાને અન્ય જાતિના વિચારનો નિરોધ કરીને, નિદિધ્યાસન યાને ધ્યાન સિદ્ધ કરવુ એ એનુ પ્રયોજન છે )"

છેવટે સઘળા ' પ્રસ્થાન ' યાને માર્ગના ત્રણ ભેદ—આરભવાદ પરિણામવાદ અને વિવર્તવાદ એમ ત્રણ ભેદ—પાડી, મધુસૂદનસરસ્વતી કહે છે—

"सर्वेषां प्रस्थानकर्तॄणां मुनीनां विवर्तवादपर्यवसानेन अद्वितीये परमेश्वर एव प्रतिपाद्ये तात्पर्यम् । न हि ते मुनयो भ्रान्ताः सर्वज्ञत्वात्तेषाम् । किंतु बहिर्विषयप्रवणानामापातत पुरुषार्थे प्रवेशो न संभवतीति नास्तिक्यवारणाय तैः प्रकारभेदाः प्रदर्शिताः तत्र तेषां तात्पर्यं मबुद्ध्वा वेदविरुद्धेऽप्यर्थे तात्पर्यमुत्प्रेक्षमाणास्तन्मतमेवोपादेयत्वेन गृह्णन्तो जना नानापथजुषो भवन्ति ॥"

="( સર્વ માર્ગ રચનાર મુનિઓનુ તાત્પર્ય-વિવર્તવાદમા પર્યવસાન પામી-અદ્વિતીય પરમેશ્વરનું પ્રતિપાદન કરવાનુ છે એ મુનિઓ ભ્રાન્ત ન હતા; કારણ કે તેઓ સર્વજ્ઞ હતા પણ બહિર્વિષય તરફ જેઓનુ મન લાગેલુ છે તેમનો સહેલાઇથી પુરુષાર્થ( પરમ પુરુષાર્થ )મા પ્રવેશ થઈ શકતો નથી—તેથી તેઓને નાસ્તિક થઈ જતા અટકાવવાના ( તત્ત્વના ) જુદા જુદા પ્રકાર બતાવ્યા છે ઉપર કહેલા અદ્વિતીય બ્રહ્મવાદમા તેઓનુ તાત્પર્ય છે એ ન સમજીને, વેદથી જે બાબતો વિરુદ્ધ છે તેમા પણ તેઓનુ તાત્પર્ય માનીને, એ લોકો વેદવિરુદ્ધ મત( મતભાગ )ને પણ ગ્રહણ કરવા યોગ્ય માને છે—અને એવી રીતે તેઓ અનેક માર્ગે ચઢે છે)"

૩. ત્રીજી સગતિ तर्कसंग्रह-दीपिकाને અન્તે અન્નભટ્ટે કરી છે. અન્નભટ્ટ લખે છે

"पदार्थज्ञानस्य परमप्रयोजनं मोक्षः । तथाहि–'आत्मा वारे द्रष्टव्यः श्रोतव्यो मन्तव्यो

'निदिध्यासितव्य' इति श्रुत्या श्रवणादीनां तत्त्वसाक्षात्कारे हेतुत्वबोधनात्। श्रुत्या देहादिविलक्षणात्मज्ञाने सत्यप्यसंभावनानिवृत्तेः युक्त्यनुसन्धानरूपमननसाध्यत्वात् मननोपयोगिपदार्थनिरूपणद्वारा शास्त्रस्यापि मोक्षोपयोगित्वम्। तदनन्तरं श्रुत्युपदिष्टयोगविधिना निदिध्यासने कृते तदनन्तरं देहादिविलक्षणात्मसाक्षात्कारे सति देहादौ अहमभिमानरूपमिथ्याज्ञाननाशे सति दोषाभावात् प्रवृत्त्यभावे धर्माधर्मयोरभावाज्जन्माभावे पूर्वधर्माधर्मयोरनुभवेन नाशे चरमदुःखध्वंसरूपो मोक्षो जायते ॥"

= "( પદાર્થોના જ્ઞાનનું પરમ પ્રયોજન મોક્ષ છે. ' आत्मा वा अरे ' ઇત્યાદિ શ્રુતિ શ્રવણ-મનન-અને નિદિધ્યાસનની તત્ત્વસાક્ષાત્કારમાં કારણતા બતાવે છે. દેહથી આત્મા જુદો છે એમ શ્રુતિથી જાણ્યું, પણ એમાં અસંભવની શંકા થાય તેનું નિવારણ યુક્તિ–વિચાર યાને મનન–વડે બને છે. અને આ ( ન્યાય ) શાસ્ત્ર મનનમાં ઉપયોગી એવા પદાર્થનું નિરૂપણ કરે છે અને એ રીતે મોક્ષમાં ઉપયોગી થાય છે. તે પછી શ્રુતિમાં કહેલા યોગવિધિ પ્રમાણે નિદિધ્યાસન કરવામાં આવે છે, એટલે દેહથી વિલક્ષણ એવા આત્માનો સાક્ષાત્કાર થાય છે. એ થતાં, દેહાદિકમાં હું એવા અભિમાનરૂપી મિથ્યાજ્ઞાનનો નાશ થાય છે. અને એ નાશ થયો એટલે રાગદ્વેષાદિ દોષ રહેતા નથી. અને દોષ ન રહ્યા, એટલે પ્રવૃત્તિ નહિ, અને પ્રવૃત્તિ નહિ એટલે ધર્મ–અધર્મ નહિ, અને એ નહિ એટલે પુનર્જન્મ નહિ, અને પૂર્વના ધર્મ અધર્મનો ચાલુ જન્મમાં અનુભવથી નાશ થયો એટલે છેવટના દુઃખધ્વંસરૂપી મોક્ષ સિદ્ધ થયો.)"

હવે નીરક્ષીરન્યાયે આ ત્રણ સંગતિને તપાસીએ.

(૧) વિજ્ઞાનભિક્ષુ ન્યાયવૈશેષિક અને સાંખ્યનો અવિરોધ સાધે છે એ ઠીક છે. પણ એમાંથી સાર એ નીકળે છે કે આપણા જીવનનું પરમ પ્રયોજન સિદ્ધ કરવા માટે વૈરાગ્યાદિ જે સાધન આચરવાનાં છે, તેમાં ન્યાય–વૈશેષિક–સાંખ્ય સર્વને અવકાશ છે. વિજ્ઞાનભિક્ષુએ બતાવેલું સાંખ્યનું સ્વરૂપ યથાર્થ છે એમ સાંખ્યને નિરીશ્વરવાદ માનનાર રા. ઠાકરશી કદી શકારી નહિ, અને એમાં વેદાન્તનું જે સ્વરૂપ બતાવ્યું છે તે પણ શાંકરવેદાન્તથી ભિન્ન હોઈ શાંકરમતાનુયાયીથી સ્વીકારી શકાશે નહિ. વળી વસ્તુતઃ ઉપનિષદ્નાં વાક્યો જોતાં, વિજ્ઞાનભિક્ષુએ બતાવેલું પ્રાચીન વેદાન્તનું એ સ્વરૂપ યથાર્થ પણ જણાતું નથી.

(૨) મધુસૂદનસરસ્વતીનો યત્ન છએ દર્શનની સંગતિ કરવાનો છે. એમણે તે તે દર્શનનો અમુક અમુક અંશ—જે અંશને અન્ય દર્શન સાથે વિરોધ ન હોય તેવો અંશ—લઈ, સર્વને એક વિચારઘટનામાં જોડ્યા છે. આથી પ્રાચીન દર્શનોનો આપણે મોક્ષસાધનામાં શો ઉપયોગ કરવો એ સંબન્ધી સારી સૂચના મળે છે. પણ તે તે અંશને એકલો લેતાં એમાં જે જે અપૂર્ણતા રહે છે તેને અન્ય અન્ય દર્શને ઇતિહાસક્રમમાં કેવી કેવી રીતે પૂરી પાડી છે—એ સંબન્ધી જ્ઞાન તો ઇતિહાસના દીપ વિના મળવું અશક્ય છે.

વળી 'પ્રયોજન'—શબ્દ વાપરીને મધુસૂદનસરસ્વતીએ તે તે દર્શનની મોક્ષસાધનામાં વ્યવહાર ઉપયોગિતા ( practical usefulness ) શી છે એ બતાવવાનો જ ઉદ્દેશ રાખ્યો જણાય છે. વસ્તુતઃ તે તે દર્શનની ઉત્પત્તિનો કે વિકાસનો વિચાર ( genesis ) એમના નિરૂપણનો હેતુ નથી. એ નિરૂપણ ઐતિહાસિક સાધનને અભાવે એમનાથી બની શકે એમ હતું પણ નહિ.

(૩) તે જ પ્રમાણે તર્કદીપિકામાં અન્નંભટ્ટે મોક્ષના સાધનને અંગે ન્યાયદર્શનની ઉપયોગિતા બતાવી છે, અને યોગાદિક દર્શનો પણ એમાં કેવી રીતે સાહકારી થાય એ જણાવ્યું છે—એ દર્શનોની ઉત્પત્તિનો વિચાર એમણે કર્યો નથી.

આ ત્રણે સંગતિ વિચારઘટનાની (logical) છે, અને એક વખત દર્શનો ઉત્પન્ન થઇ ગયા પછી, એને આપણા શ્રેયઃસાધનમાં કેવી રીતે ઉપયોગમાં લેવાં એ વ્યવહાર ઉદ્દેશ ( practical end ) માંથી સઝેલી છે.†

હું ઉપર બતાવેલી દર્શનોની ઉપયોગિતા—જુદી જુદી રીતે પરમ પ્રયોજન સિદ્ધ કરવામાં કાંઈ કાંઈ ઉપયોગી થવું—એનો નિષેધ કરતો નથી, અને મેં મારા ભાષણમાં પૂર્વ કર્યો પણ નથી. બલ્કે એ સર્વ શાસ્ત્રો ' દર્શન ' કહેવાય છે, અર્થાત્ શ્રુતિના અર્થનું દર્શન કરાવવા માટે નિર્માયાં છે, એમ મેં સ્પષ્ટ પ્રતિપાદ કર્યું છે. પણ જ્યાં **અત્યારની ઉપયોગિતાનો** પ્રશ્ન છોડી **મૂળની ઉત્પત્તિનો** પ્રશ્ન લઇએ છીએ, ત્યાં ઉપર જણાવેલા ગ્રન્થકારો તરફથી આપણને, કાંઈ જ અજવાળુ મળતું નથી. અને તેથી એ સર્વને ( જે સર્વ અર્વાચીન ગ્રન્થકારો છે ) તેમને પહેલા પ્રશ્નમાં પ્રમાણ માની, બીજા પ્રશ્નમાં સ્વતન્ત્ર ઐતિહાસિક પદ્ધતિએ વિચાર ચલાવવાનો આપણો હક છે.

**એ પૂર્વજોએ કરેલી ( logical ) સંગતિને લોપ્યા વિના-બલ્કે એ જ સંગતિની મદદથી-એમના ઉત્પત્તિક્રમમાં પણ સંગતિ દર્શાવવા યત્ન કરીએ, તો એથી આપણે આપણા પૂર્વજોના કાર્યની અવગણના કરતા નથી,**

---

† જેમકે, અત્યારે, શંકર રામાનુજ વગેરે આચાર્યોના સિદ્ધાન્તમાંથી જુદા જુદા અંશો લઈ સર્વનો આપણા ધાર્મિક જીવનમાં આપણે ઉપયોગ કરી શકીએ એમ છે, અને એ રીતે એમનો અવિરોધ સાધી શકાય છે. પરંતુ તેટલા ઉપરથી એમ પ્રતિપાદન કરવું કે તે તે આચાર્યોના સિદ્ધાન્તમાં મૂળ વસ્તુતઃ મતભેદ હતો જ નહિ, અને સર્વેએ જાણી જોઇને ટુકડા તૈયાર કર્યા હતા જે પાછળના જમાનાના લોક એકઠા ગોઠવી લે—તો એ પ્રતિપાદન નિરાધાર અને ભ્રમમૂલક છે. તે જ પ્રમાણે ઉપર, દર્શનો સંબન્ધી સમજવું. અત્યારે આપણે માથે આપણા ધાર્મિક જીવનમાં આ આચાર્યોના વિરોધ શમાવવાનું કર્તવ્ય પ્રાપ્ત થયુંછે, તેવું પૂર્વોક્ત વિજ્ઞાનભિક્ષુ વગેરે ગ્રન્થકારોને દર્શનોની સંગતિ કરવાનું પ્રાપ્ત થયુ હતું.

આ.

માત્ર એમના કાર્યની ન્યૂનતા પૂરીએ છીએ. એ ન્યૂનતા પૂરવાનો આપણો હક છે એટલું જ નહિ પણ ફરજ છે. દેશની બુદ્ધિનો ઇતિહાસ અમુક વ્યક્તિથી જ અટકે એવી મર્યાદા બાંધી શકાતી નથી. આપણા પ્રાચીન ગ્રન્થો અમુક ટીકાકારે વાંચ્યા અને સમજાવ્યા ત્યાર પછીથી એ વાંચવાનો અને સમજાવવાનો આપણો હક નથી એવો નિયમ નિષ્ફળ અને અશક્ય છે—આપણા પૂર્વજ ટીકાકારોએ પોતે પાળ્યો નથી, કોઈ પણ પ્રજાના ઇતિહાસમાં એ પળાયો નથી અને પળાવાનો નથી. પરન્તુ તે ઉપરાંત, અત્યારે તો હિન્દના તત્ત્વજ્ઞાનનું ચિન્તન કરનાર દરેક અભ્યાસીની ફરજ છે કે જે પદ્ધતિએ થેલ્સ અને સૉક્રેટિસથી માંડી ડાર્વિન અને સ્પેન્સર સુધી પાશ્ચાત્ય તત્ત્વજ્ઞાનની સંકલના થઈ છે તે જ પદ્ધતિએ આપણા દેશના તત્ત્વજ્ઞાનની પણ સંકલના કરવા જોઇએ. અને એ જ પદ્ધતિએ ચાલવાથી, અત્યારે દેશનો પ્રાચીન ઇતિહાસ જે છિન્નભિન્ન થઈ ગયો છે એ ફરી સજીવન થશે, આપણી જ્ઞાનગંગા છૂટાં છૂટાં ખાબોચીયાં જેવી થઈ ગઈ છે એ અવિચ્છિન્ન પ્રવાહથી વહેશે. આપણા દેશમાં પૂર્વે ઐતિહાસિક ગ્રન્થોને અભાવે આપણે ઘણું ખમવું પડયું છે, તેમાં વર્તમાન સમયના વિદ્વાનોના પ્રયત્નથી ઇતિહાસના જે ટુકડા હાથ લાગ્યા છે એનો અનાદર કરીને બીજી વારની ભૂલ ઉમેરવી એ આપણા દેશને અનેક રીતે હાનિકારક છે.

અત્યારે 'કાલ' એવા પદાર્થને જ ઉડાવી દઇને–જગતની ઐતિહાસિક દૃષ્ટિને પાટા બાંધવા એ કોઈથી જ બની શકે એમ નથી: ઐતિહાસિક પદ્ધતિનો (મ્હોંએ) નિષેધ કરનારે પણ વસ્તુતઃ એ પદ્ધતિનો ઉપયોગ કર્યા વિના ચાલતું નથી. " વેદનો સિદ્ધ અર્થ તે સર્વ ઋષિ–મુનિઓને મૂળથી જ મળ્યો હતો, અને તે પરંપરાનુગત ચાલ્યો આવતો હતો, માત્ર કોઈ કોઈ મહાન વ્યક્તિઓ ઉદયમાં આવી તેમણે વેદના અર્થ સમજવાને મન્દબુદ્ધિના માણસોને પણ ઉપકાર થાય તેવા વિચારથી શાસ્ત્રો રચ્યાં "—ઇત્યાદિ કહેનાર ગૃહસ્થ વસ્તુતઃ ઐતિહાસિક પદ્ધતિનો જ ઉપયોગ કરે છે. આપણા ઇતિહાસમાં અમુક સમયે મન્દબુદ્ધિના માણસો ઉત્પન્ન થવા લાગ્યા, અને તેમને ઉપકારક થાય એવાં શાસ્ત્રો રચવાની કાલસ્થિતિ અને જનસ્થિતિ જોતાં જરૂર જણાઈ અને એ જરૂર પૂરી પાડનાર ' મહાન વ્યક્તિઓ ઉદયમાં આવી '—ઇત્યાદિ ઐતિહાસિક માન્યતા પૂર્વોક્ત વાક્યના પાયામાં રહેલી છે, અને એની સત્યાસત્યતા ઐતિહાસિક પ્રમાણ ઉપર જ આધાર રાખે છે.

અધિકારિભેદ પ્રમાણે ઉપદેશભેદ કલ્પતા પણ વસ્તુતઃ અમુક પ્રકારના અધિકારીઓ ક્યારે થયા એ ઐતિહાસિક વિચાર આવે છે જ. પણ પ્રકૃત સ્થળે એ પણ વિચારવા જેવો પ્રશ્ન છે કે દર્શનોનો ભેદ અધિકારીના ભેદને અનુસરીને કેવી રીતે પડયો છે? જુદાં જુદાં દર્શનો જુદા જુદા અધિકારીઓને અનુકૂળ થાય છે એ ખરૂં છે. અને કેટલેક અંશે અધિકાર ધ્યાનમાં રાખી ભિન્ન ભિન્ન ઉપદેશ કરવાની રીત આપણે ત્યાં ઘણી પ્રાચીન છે. પણ ગોતમ કણાદ વગેરે મુનિઓ સર્વજ્ઞ હતા, અને એમને ઉપનિષદનો વિવર્તવાદ જ અભિમત હતો, છતાં જાણી–બુઝીને જ, અમુક અમુક જાતના અધિકારીઓ માટે તે તે ખોટા સિદ્ધાન્તો પ્રતિપાદન કર્યા છે એમ માનવું દુર્ઘટ છે. અન્ય દેશ કરતાં આપણા દેશના ઋષિમુનિઓ અધિક

જ્ઞાની હતા; પણ તે સર્વજ્ઞ હતા, અને સર્વનો એક જ સિદ્ધાન્ત હતો એમ માનવું તેં તો એ દેહી જીવને પ્રકૃતિની વિવિધતા અને પ્રકૃતિના તારતમ્યથી મુક્ત માનવા જેવું થાય છે." અધિકારભેદે કોઇને પ્લેટોનું તત્ત્વજ્ઞાન માફક આવે, કોઇને એરિસ્ટોટલનું આવે, કોઇને હ્યૂમનું આવે અને કોઇને કાન્ટનું આવે—પણ બધા તત્ત્વજ્ઞાનીઓ પ્લેટો જ છે કે ઍરિસ્ટોટલ છે, હ્યૂમ છે કે કાન્ટ છે એમ કહેવું જેવું હસવા જેવું છે—તેવું જ આપણા સર્વ તત્ત્વજ્ઞાનીઓને વિવર્તવાદી શંકરાચાર્ય ઠરાવવા એ પણ હસવા જેવું છે. પણ 'અંધારામાં બધી ગાયો કાળી જ છે' ।

વળી જો આ જ માન્યતા સંપ્રદાયસિદ્ધ હોત તો શંકરાચાર્યે કપિલાદિક માટે સખ્ત શબ્દ વાપરવાને બદલે તથા એમના સિદ્ધાન્તનું ખંડન કરવાને બદલે એમ જ કહેત કે તે તે સિદ્ધાન્તો અમુક અમુક અધિકારીને માટે કપિલાદિ મુનિઓએ યોજ્યા છે—જેથી એના અધિકારીઓએ જ એ સ્વીકારવા અને અન્યે એ છોડી દેવા. પણ વસ્તુતઃ કપિલાદિકે, પોતાનો સિદ્ધાન્ત ઔપનિષદ સિદ્ધાન્ત હોવા છતાં, જાણી બૂઝીને નિરીશ્વરવાદાદિક સિદ્ધાન્તો ઉપદેશ્યા છે એવું કોઈ પણ સ્થળે શંકરાચાર્યે પ્રતિપાદન કર્યું નથી.

વર્તમાન સમયમાં જગતના બીજા દેશોથી આપણા દેશને જુદું ધોરણ લાગુ પાડી શકાય એમ નથી—અને જે ઐતિહાસિક પદ્ધતિએ અન્ય દેશના મહાપુરષો અને એમની કૃતિઓ વિષે વિચાર કરવામાં આવે છે, તે જ પદ્ધતિ આપણા દેશને માટે પણ સ્વત સિદ્ધ રીતે લાગુ પડે છે—છતાં, વર્તમાન સમયે એવો આક્ષેપ થાય અને એનો જવાબ દેવો પડે એ, વિચારપદ્ધતિનાં અત્યારે સર્વમાન્ય થએલાં સત્યો જાણવામાં પણ અન્ય સુધરેલા દેશોથી આપણે કેટલા બધા પછાત છીએ એ બતાવે છે. કૃષ્ણાનન્દસરસ્વતી નામે એક સંન્યાસીએ પૃથ્વી ફરતી નથી પણ સૂર્ય ફરે છે એમ થોડાંક વર્ષ ઉપર બહાર પાડેલા એક પુસ્તકમાં પ્રતિપાદન કર્યું હતું—એનો ઉત્તર દેવા બેસનાર ખગોલશાસ્ત્રી જેવો પોતાનો અને વાચકનો વૃથા કાલક્ષેપ કરે, તેવો જ કાલક્ષેપ મેં પ્રકૃત વિષયમાં કર્યો છે એમ મને થાય છે—અને તે માટે હું વાચકની ક્ષમા માગું છું.

(૨૦)

## દર્શનોની ઉત્પત્તિ ક્રમિક ખરી કે નહિ?

ઐતિહાસિક દૃષ્ટિનો નિષેધ તો અશક્ય છે. પણ મેં દર્શનક્રમ ગોઠવ્યો છે એની વિરુદ્ધ સાંખ્યસૂત્રમાંથી ઉતારા આપી રા. ઠાકર કહે છેઃ "આ પ્રમાણે ક્ષણિકવિજ્ઞાનવાદ, ષટ્પદાર્થવાદ, ષોડશપદાર્થવાદ કે જે બૌદ્ધ, વૈશેષિક અને ન્યાયના છે, તેને ખાસ સૂત્રોમાં પૂર્વપક્ષી કરી ખંડન કર્યું છે. તો હવે વિચારો કે સાંખ્યદર્શનનાં સમયમાં અન્ય સર્વ દર્શનો હતાં કે નહી? એ જ પ્રમાણે સર્વ દર્શનનાં સૂત્રો તપાસીશું તો જણાશે કે સર્વ દર્શનકારોએ અન્ય દર્શનોને પૂર્વપક્ષમાં લઈ ખંડન કરી સ્વમત સ્થાપ્યો છે."—તાત્પર્ય કે દર્શનોની ઉત્પત્તિ ક્રમિક નથી પણ એકકાલાવચ્છેદે છે. રા. ઠાકરનું આ કહેવું સાંપ્રદાયિક માન્યતા, ઐતિહાસિક પૂરાવો

અને સામાન્ય મનુષ્યજાતિ, ત્રણેથી વિરુદ્ધ છે અને એ ભૂલ થવાનુ કારણ એ છે કે શાઠાકને સૂત્ર અને દર્શનનો ભેદ જાણવામા નથી દર્શનની ઉત્પત્તિ જાણે સૃષ્ટિની સાથે જ હોય એમ તેઓ સમજે છે! મને આશ્ચર્ય લાગે છે કે 'સપ્રદાય' ની આટલી મ્હોટી વાતો કરનારા ગૃહસ્થે એટલુ વિચાર્યું નથી કે આપણા સાપ્રદાયિક ગ્રન્થો જેને બ્રહ્માથી એક જ પેઢી દૂર અને કર્દમ પ્રજાપતિના પુત્ર કહે છે એવા કપિલમુનિ (સાખ્યાચાર્ય) તે ક્ષણિક વિજ્ઞાનવાદી બૌદ્ધથી પણ પાછળ શી રીતે હોઈ શકે? જેને મહાભારતમા સનત્કુમારાદિકની સાથે 'સાખ્યશાસ્ત્રવિશારદ' 'બ્રહ્માના માનસ પુત્ર'§ કહ્યા છે તેમને બૌદ્ધ ક્ષણિકવિજ્ઞાનવાદથી પણ અર્વાચીન ગણવા એના કરતા સાપ્રદાયિક માન્યતાનો વિશેષ ઘાત શો સંભવે?

પ્રકૃત વિચારમા તત્ત્વજ્ઞાન દર્શન અને સૂત્ર એવા ત્રણ ભેદ ધ્યાનમા રાખવાના છે તત્ત્વજ્ઞાન તે સામાન્ય આમારનું, દર્શન તે વ્યવસ્થિત તત્ત્વજ્ઞાન, અને સૂત્ર તે દર્શનના સિદ્ધાન્તને પ્રતિપાદન કરનારા ટૂકા વાક્યો સાખ્યસૂત્ર નામે જે ગ્રન્થ અત્યારે પ્રચલિત છે તે સાખ્યાચાર્ય કપિલનો કરેલો નથી એમ માનવાને—એટલુ જ પ્રમાણ બસ છે કે કપિલમુનિ જે સાપ્રદાયિક ઉક્તિ પ્રમાણે 'આદિ વિદ્વાન્' ને નામે ઓળખાય છે—એ સર્વાનુમતે સર્વ દર્શનકારોમા આદ્ય દર્શનકાર છે પરતુ આ ઉપરાત બીજા ઘણા પ્રમાણોથી સ્થપાઈ ચૂક્યુ છે કે અત્યારે साख्यसूत्रને નામે જે ગ્રન્થ જાણીતો છે તે ઈશ્વરકૃષ્ણની साख्यकारिका કરતા પણ અર્વાચીન છે શકરાચાર્ય અન્ય દર્શનોના સૂત્ર ટાકે છે, અને આ દર્શનનુ એમણે અનેક સ્થળે સવિસ્તર ખણ્ડન કર્યું છે છતા કોઈ પણ ઠેકાણે એ કપિલસૂત્ર ટાકતા નથી બીજુ સાખ્યકારિકા ઉપર વાચસ્પતિમિશ્રની (ઈ સ ૧૧૫૦) ટીકા છે એમા પણ સાખ્યસૂત્ર—(કહેવાતા કપિલસૂત્ર) નુ અવતરણ આપતા નથી सर्वदर्शनसग्रहના કર્તાએ (ઈ સ. ૧૩૫૦) પણ સાખ્યદર્શનના નિરૂપણમા આ 'કપિલસૂત્ર'નો ઉપયોગ કર્યો નથી આ પ્રમાણોને આધારે પ્રો મૅક્સમૂલર વગેરે પાશ્ચાત્ય વિદ્વાનો જ નહિ પણ કાશીના વિખ્યાત પડિત બાલશાસ્ત્રી—જે એમની અદ્ભુત વિદ્યા અને મેધા માટે 'બાલસરસ્વતી' એવા નામથી ઓળખાતા હતા—એમનો પણ એ જ મત હતો એમ પ્રો મૅક્સમૂલર જણાવે છે * આથી પ્રાચીન સમયમા કપિલ

---

§ सन सनत्सुजातश्च सनक ससनन्दन सनत्कुमार कपिल सप्तमश्च सनातन । सप्तैते मानसा प्रोक्ता ऋषयो ब्रह्मण सुता स्वयमागतविज्ञाना निवृत्तिधर्ममास्थिता । म भा

" Our Sankhya Sutras, for instance, have been proved by Dr Hall to be not earlier than about 1380 A D, and they may be even later Startling as this discovery was, there is certainly nothing to be said against the arguments of Dr Hall or against those by which Professor Garbe has supported Dr Hall's discovery —*Prof Max Muller's Six Systems of Indian Philosophy*

* The ... Sutras the composition of which is assigned by Balasastri ... a period as the sixteenth century —*Prof Max Muller's ... Indian Philosophy*

મુનિએ સાંખ્યદર્શનનાં સૂત્ર રચ્યાં જ નહોતાં એમ વિવક્ષિત નથી—કદાચ ઉપલબ્ધ સાંખ્ય

---

વિજ્ઞાનભિક્ષુના નીચેના શબ્દો ઉપરથી પ્રો. મૅક્સમૂલર એવું અનુમાન કાઢે છે કે વિજ્ઞાનભિક્ષુને મતે પણ સાંખ્ય( કપિલ )સૂત્ર તે 'સાંખ્યતત્ત્વસમાસ' થી પછીનાં હોવાં જોઇએ:

"नन्वेवमपि तत्त्वसमासाख्यसूत्रैः सहास्याः षडध्याय्याः पौनरुक्त्यमिति चेन्मैवम् । संक्षेपविस्तररूपेणोभयोरप्यपौनरुक्त्यात् । अत एव अस्याः षडध्याय्याः योगदर्शनस्येव सांख्यप्रवचनसंज्ञा युक्ता। तत्त्वसमासाख्यं हि यत् संक्षिप्तं सांख्यदर्शनं तस्यैव प्रकर्षेणास्यां निर्वचनमिति । विशेषस्त्वयम्—यत् षडध्याय्यां तत्त्वसमासाख्योक्तार्थविस्तरमात्रम् योगदर्शने त्वाभ्यामभ्युपगमवादप्रतिषिद्धस्येश्वरस्य निरूपणेन न्यूनतापरिहारोऽपीति।"

= "(' તત્ત્વસમાસ 'નામનાં સૂત્ર સાથે આ 'ષડધ્યાયી' (' કપિલસૂત્ર ') ની પુનરુક્તિ નથી ? એનો ઉત્તર કે—ના; એકમાં સંક્ષેપ છે, અને બીજામાં વિસ્તાર છે, અને એ રીતે એકે નકામું નથી. તેથી આ ષડધ્યાયીને—યોગદર્શનની માફક—' સાંખ્યપ્રવચન ' નામ આપવામાં આવે છે એ બરાબર છે. 'તત્ત્વસમાસ' નામનું જે સંક્ષિપ્ત સાંખ્યદર્શન છે એનું જ ષડધ્યાયી ( કપિલસૂત્ર ) અને યોગદર્શન પ્રકર્ષે કરી (વિસ્તારથી) નિર્વચન કરે છે ( તેથી 'પ્ર + વચન' સંજ્ઞા ) બે સાંખ્યપ્રવચનમાં ( ષડધ્યાયી અને યોગદર્શનમાં ) ફેર એટલો છે કે ષડધ્યાયી તત્ત્વસમાસમાં કહેલા પદાર્થોનો માત્ર વિસ્તાર જ કરે છે, અને યોગદર્શનમાં તે ઉપરાંત અભ્યુપગમવાદે કરી ' તત્ત્વસમાસ ' માં ઇશ્વરનો નિષેધ કરવામાં આવ્યો હતો તે ઇશ્વરનું નિરૂપણ કરીને ખામી હતી તે દૂર કરી છે. )

તાત્પર્ય કે પહેલું ' તત્ત્વસમાસ ' અને પછી ' ષડધ્યાયી ' ( કપિલસૂત્ર ) તથા યોગદર્શન—અને મૂળના સંક્ષેપનો વિસ્તાર, તેથી એનું અપરનામ ' સાંખ્યપ્રવચન. '

પ્રો. મૅક્ષમૂલર લખે છે કે:—

"It should also be mentioned that Vijnana Bhikshu, no mean authority in such matters, and even supposed by some to have been himself the author of our modern Sankhya Sutras, takes it for granted that the Tatvasamasa was certainly prior to the Kapila sutras which we possess. For why should he defend Kapila, and not the author of the Tattvasmara, against the charge of Punarukti or giving us a mere useless repetition.........!"

વિજ્ઞાનભિક્ષુના શબ્દો વાંચતાં પ્રો. મૅક્સમૂલરના અનુમાનમાં મને ઘણું બળ લાગે છે. પણ તે સામે એક શંકા રહે છે. જો વિજ્ઞાનભિક્ષુને મતે તત્ત્વસમાસ એ ષડધ્યાયીના પહેલું હોય, તો તત્ત્વસમાસના કર્તા કપિલની પણ પૂર્વે થઈ ગયા એમ વિજ્ઞાનભિક્ષુનું કહેવું ઠરે. કારણ કે ' ષડધ્યાયી કપિલ ભગવાને ઉપદેશી ' છે એમ વિજ્ઞાનભિક્ષુ આરંભમાં જ કહે છે.

સૂત્રમાં મૂળ કપિલે રચેલાં કેટલાંક સૂત્ર ઊતરી આવ્યાં હોય તો તે અશક્ય નથી.× પણ હાલના સાંખ્યસૂત્રમાં અન્ય દર્શનોના સિદ્ધાન્તોનો ઉલ્લેખ કર્યો છે તેટલા ઉપરથી સાંખ્યસૂત્રને કપિલનાં રચેલાં માની લઇ, બૌદ્ધ ક્ષણિકવિજ્ઞાનવાદને કપિલની પહેલાં મૂકતાં, આપણા કેટલા બધા ગ્રન્થોને બૌદ્ધ ક્ષણિકવિજ્ઞાનવાદની પાછળ મૂકવા પડે છે એનો રા. ઠાકરને કાંઈ જ ખ્યાલ નથી. હું એ ગ્રન્થો અત્રે ગણાવવા માગતો નથી. પણ એટલું જ કહું છું કે ઐતિહાસિક પદ્ધતિનો વિદ્રોહ ન કરતાં, કપિલમુનિના સાંખ્યદર્શનની ઉત્પત્તિનો સમય સ્વતન્ત્ર રીતે વિચારવા બેસો, એટલે એને બૌદ્ધ ક્ષણિકવિજ્ઞાનવાદની પાછળ મૂકતાં કેટલી મુશ્કેલી ઉત્પન્ન થાય છે, અને આપણા પ્રાચીન ગ્રન્થોના ઐતિહાસિક ક્રમમાં કેટલો વિપ્લવ થઈ જાય છે એ સમજવામાં આવશે.

સાંખ્યદર્શનની ઉત્પત્તિ વખતે અન્ય સર્વ દર્શનો હયાત હતાં એમ અનુમાન કરવું એ ઉપર બતાવ્યું તેમ સંપ્રદાય તથા ઐતિહાસિક પુરાવાથી વિરુદ્ધ છે; એટલું જ નહિ,

---

પણ એમ હોય તો તત્ત્વસમાસનો કર્તા કોણ? એ પ્રશ્ન ઉઠે છે. કપિલ મુનિથી પણ પહેલાં સાંખ્યનો કોઈ પ્રવર્તક ( સાંખ્યતત્ત્વસમાસનો કર્તા ) થઈ ગયો એવું વિજ્ઞાનભિક્ષુનું માનવું હોય ખરું? સંપ્રદાય વિરુદ્ધની આવી માન્યતા વિજ્ઞાનભિક્ષુને આરોપતાં આંચકો આવે છે. તેમ તત્ત્વસમાસમાં, કપિલ આસુરિ અને પંચશિખ એમ પરંપરાપ્રાપ્ત સાંખ્યશાસ્ત્ર પંચશિખ થકી પતંજલિને પ્રાપ્ત થયું એમ સ્પષ્ટ વચન છે એટલે તત્ત્વસમાસ પતંજલિ પછીનું—અને વિશેષે, કપિલ પછીનું—એ ખુલ્લું છે. તત્ત્વસમાસના આ વાક્યનું વિસ્મરણ પણ વિજ્ઞાનભિક્ષુમાં સંભવતું નથી. ઉભય ગ્રન્થના કર્તા એક જ કપિલમુનિ હતા એમ કદાચ વિજ્ઞાનભિક્ષુનું માનવું હોય—પરંતુ કોઈ પણ સૂત્રકારે આમ બેવડાં સૂત્ર રચ્યાનું જાણ્યું છે? એકંદર વિચાર કરતાં મને તો એમ લાગે છે કે વિજ્ઞાનભિક્ષુના 'पौनरुक्त्य' શબ્દનો અર્થ કરવામાં પ્રો. મૅક્સમૂલર જે કાલિકક્રમનું પૌનરુક્ત્ય સમજે છે એ ભૂલ છે. વિજ્ઞાનભિક્ષુને આ શબ્દથી, માત્ર નિષ્પ્રયોજનતા જ વિવક્ષિત હોય એમ લાગે છે—( જુવો કે **उभयोरप्यपौनरुक्त्यात्** કહે છે નિષેધેલા પૌનરુક્ત્યમાં કાલિકક્રમનું તત્ત્વ આવતું હોય તો '**उभयोरपि**'—બંનેનું —પરસ્પર—એમ કેમ કહી શકાય?)—અર્થાત્ વ્યવહાર ઉપયોગની દૃષ્ટિએ, તત્ત્વસમાસ ઉપરાંત આ ષડધ્યાયીનું શું પ્રયોજન છે એટલો જ એમના પૂર્વપક્ષનો આશય છે કાલિકક્રમને લઈ પુનરુક્તિ ઉપજે છે એમ પૂર્વપક્ષ કરવાનું એમનું તાત્પર્ય જણાતું નથી. ષડધ્યાયી તત્ત્વસમાસની પછી થઈ એવું વિજ્ઞાન ભિક્ષુનું માનવું હોય એમ મને—એકંદર વિચાર કરતાં—લાગતું નથી. એમ માનવું હોય તો આ આચાર્ય અને પ્રકૃતસૂત્રકારને શેળભેળ કરીને, ષડધ્યાયીને કપિલની કહેવામાં એમણે ચૂક કરી છે. અને તેથી પ્રો. મૅક્સમૂલરની પૂર્વોક્ત દલીલ મને વાદમાં અનુકૂળ છે છતાં તે હું—એની સન્દિગ્ધતાના કારણથી—સ્વીકારતો નથી, અને તેથી વાપરતો નથી.

× પ્રો. મૅક્સમૂલર **तत्त्वसमास** નામના એક સાંખ્ય ગ્રન્થને સાંખ્યનાં સૂત્ર તરીકે ગણે છે. પણ મને એમનું અનુમાન શિથિલ લાગે છે.

પણ આ માન્યતા મનુષ્યની સામાન્ય મતિથી પણ વિપરીત છે. સર્વ દર્શનો સાથે સાથે પ્રચલિત હોય, તેટલા ઉપરથી એકી વખતે એ જન્મ પામ્યાં હતાં એમ કેમ કહી શકાય? જગતમાં કોઈ પણ સ્થળે બધાં તત્ત્વજ્ઞાન એકી વખતે જન્મ્યાં જાણ્યાં છે? કોઈ પણ દર્શન પૂર્વનાં બધાં દર્શનોનો આત્યન્તિક લોપ કરીને પ્રવર્ત્યું હોય એમ બન્યું નથી—અને એવું મેં કહ્યું પણ નથી. પણ, મારા ભાષણમાં મેં દર્શનોનો જે અન્તરંગ (internal) સંબન્ધ બતાવ્યો છે તે રીતે એમના ઉત્પત્તિક્રમનું પૌર્વાપર્ય (historical sequence) વિચારમાં બંધ બેસતું થાય છે, અને ઇતિહાસમાં‡ પણ એ જ દેખાય છે. જેમકે યોગદર્શનનું સ્વરૂપ જ એવું છે કે એની પહેલાં સાંખ્યદર્શન ઉત્પન્ન થએલું હોવુંજ જોઇએ—અને વસ્તુતઃ ઐતિહાસિક પુરાવો પણ એજ સિદ્ધ કરે છે. વિવિધ જાતનાં પ્રાણીઓની દેહાકૃતિમાં અન્તરંગ સંબન્ધ જોઇને તે ઉપરથી ડાર્વિને 'ઇવોલ્યૂશન થિયરિ' યાને ઉત્ક્રમણવાદ પ્રતિપાદન કર્યો—ત્યારથી સર્વ જાતનાં પ્રાણીઓની સૃષ્ટિ એકી વખતે નહિ, પણ એક પછી એક કાલક્રમે થએલી માનવામાં આવે છે, અને ડાર્વિને જે પ્રાણીઓની સૃષ્ટિ માટે પ્રતિપાદન કર્યું તે સ્પેન્સર વગેરે વિદ્વાનોએ મનુષ્યસંસ્કૃતિની સર્વ સંસ્થાઓને લાગુ પાડી બતાવ્યું છે—છતાં, અત્યારે મનુષ્યજ્ઞાનમાં થએલી આ અગત્યની શોધને અવગણી સર્વ પ્રાણીઓને એકી વખતે ઉત્પન્ન થએલાં માનનારની મતિ જેટલી અશાસ્ત્રીય (unscientific) ગણાય, તેટલી જ આપણાં દર્શનોને એકી વખતે ઉત્પન્ન થએલાં માનનારની દૃષ્ટિ પણ અશાસ્ત્રીય છે—વિશેષ અશાસ્ત્રીય છે, કારણ કે ડાર્વિનના ઉત્ક્રમણવાદમાં જેટલી ઐતિહાસિક પૂરાવાની અશક્યતા છે તેટલી દર્શનોના ઉત્ક્રમણવાદમાં નથી.

આ ચર્ચાને અંગે કેટલીકવાર તો રા. ઠાકરને હું એવાં સાદાં અને સ્વયંપ્રકાશ સત્યથી ચમકતા જોઉં છું કે—એમની સાથે મારો મતભેદ બહુ બહોળો છે અને વિવાદ કરવો નકામો છે એમ મને લાગ્યા વિના રહેતું નથી. ઉદાહરણ તરીકે રા. ઠાકર કહે છેઃ— "આ પછી પ્રો. આનન્દશંકરભાઇએ યોગ વૈશેષિક અને ન્યાયદર્શનની ઉત્પત્તિનો હેતુક્રમ કહ્યો છે; પણ તે સાંખ્યદર્શનના ક્રમની પેઠે ઉડી જાય છે, જેથી વિશેષ વિવેચનની જરૂર નથી. પણ તે પછી ધર્મબુદ્ધિને મર્મભેદક લાગે તેવી વિલક્ષણ વાત કહી છે કે 'મનુષ્યબુદ્ધિએ થાકીને ફરી શ્રુતિનું શરણ લીધું.'" 'ફરી' શબ્દ મ્હોટા અક્ષરે રા. ઠાકરે મૂક્યો છે તેથી જણાય છે કે એ શબ્દ એમને ભારે થઈ પડ્યો છે. પણ મારા વચનમાં 'ધર્મબુદ્ધિને મર્મભેદક' શું છે એ હું સમજી શકતો નથી. શ્રુતિની સમીપથી શરૂ કરી, શ્રુતિથી દૂર જઈ, ફરી શ્રુતિ પાસે તત્ત્વચિન્તન આવીને ઠર્યું—એમ મેં બે સાંખ્ય, બે ન્યાય, અને બે મીમાંસાનાં સ્વરૂપ અને ક્રમનું નિરૂપણ કરીને મારા ભાષણમાં બતાવ્યું હતું. અને ઉપનિષદ્‌ના સમયથી માંડી, ગૌતમ બુદ્ધના સમયમાંથી પાર થઇ, ઇસ્વી સનના આરંભકાળની પાસે આવતાં સુધીનો પ્રાચીન ભારતનો ઇતિહાસ વાંચતાં—કોઇને પણ જણાયા વિના રહે એમ નથી કે તત્ત્વચિન્તનનું આ સ્વભાવદર્શન ખરૂં હોવાનો ઘણો સંભવ છે. છતાં

‡ કોઈ પણ ક્રમ છેક બાંધા વિનાનો નથી. અને તેથી મેં સ્વીકારેલા ક્રમમાં કોઇને કારણસર થોડોક મતભેદ હોય તો એની સાથે મારે લડાઈ નથી.

આમ, મિ. દત્ત જેને 'Rationalistic Age' એટલે કે તાર્કિક યુગ* કહે છે તેમા હિન્દુસ્થાનનું તત્ત્વચિન્તન શ્રુતિથી ખસી તર્ક તરફ ઢળ્યુ હતું એમ દર્શાવનારા પૂર્વોક્ત બ્રાહ્મણશાસ્ત્રો ઉપરાંત—જૈન અને બૌદ્ધ ધર્મના પુસ્તકોમા તથા એમના વિસ્તાર સમ્બન્ધી ઇતિહાસમા અગણિત પ્રમાણો મળે છે છતા રા ઠાકરને મારૂં નિરૂપણ શામાટે નવીન કે આશ્ચર્યકારક લાગે છે એ હુ સમજી શકતો નથી.

(અપૂર્ણ.)

આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ.

---

regarded the Vedas and Dharma-Sutras relying upon the support of the Shastra or Logic Similarly Valmiki in his Ramayana discredits those persons of perverse intellect who indulge in the frivelities of Anviksiki, the science of Logic, regardless of the works of sacred law (Dharma-Sastra) which they should follow as their guide Vyasa in the Mahabharata, Santi parva, relates the doleful story if a repeatant Brahmana who, addicted to Tarka-Vidya (Logic) carried on debates divorced from all faith in the Vedas and was on that account turned into a jackal in his next birth as a penalty In another passage of the Santiparva, Vyasa warns the followers of the Vedanta Philosophy against communicating their doctrine to a Naiyayika or Logician Vyasa does not care even to review the Nyaya system in the Brahma-Sutra seeing that it has not been recognised by any worthy sage Stories of infliction of penalties in those given to the study of Nyaya are related in the Skanda Purana and other works, and in the Naisadhacharita we find Kali Satirising the founder of Nyaya Philosophy as "Gotama' the most "bovine' among sages

* આપણા શાસ્ત્રકારો કહે છે કે સત્ય-કલિ વગેરે યુગો મનુષ્યના અન્તઃકરણમા જ રહેલા છે અને તેથી કલિયુગમા પણ સત્યયુગી મનુષ્ય હોઈ શકે છતાં, સામાન્ય રીતે જનસમાજમા તે તે યુગમા કેવી વૃત્તિઓ પ્રવર્તે છે એ વિચારીને તેઓએ યુગવિભાગ કર્યા છે તે જ પ્રમાણે અત્રે, તાર્કિકયુગમા સર્વ કોઈ જન તર્કને શરણે થઈ ગયા હતા એમ કહેવાનું તાત્પર્ય નથી—માત્ર જનસમાજની વૃત્તિઓના મુખ્ય વલણ ઉપરથી આ નામ આપ્યુ છે ઇતિહાસના ગ્રન્થો કેવી વિવક્ષાથી લખાય છે એ જાણનાર કોઈ પણ સમજુ માણસને આ સમજાવવું પડે એમ નથી તથાપિ ભ્રાન્તિનું અને વિવાદનું દ્વાર બંધ કરવા માટે આટલો ખુલાસો ટિપ્પણમા કરૂં છુ

# શારીરિક, માનસિક અને આધ્યાત્મિક સંગીત તુલના.

( અનુસન્ધાન પૃ૪ ૫૩૨ થી. )

જુના કાળથી આપણા સાહિત્યમાંથી નાટકના ઘણા ભેદ મળી આવે છે. તેની દરેકની ખાસિઅત અલગ અલગ છે; પરંતુ મુદ્દે એકજ ઉદ્દેશ દીસે છે. રૂપક, ઉપરૂપક, પ્રકરણ, ત્રોટક, ભાણ, પ્રહસન વગેરે નાટ્યશાસ્ત્ર માંહેની કલ્પિત, ધાર્મિક, વા ઐતિહાસિક ભાવનાની રસાત્મક રચનાઓ વાંચવાથી તથા તેના પ્રયોગમાં આવતા પાત્રોની કુશળ અભિનય સાથે ગાવાની અથવા બીજી માર્મિકકળાની ખૂબી નિહાળવાથી પ્રેક્ષકને જુદા જુદા સમયની, સ્થળની જનસ્થીતિની તથા રીતભાત ને રસમ રિવાજ, પેહેરવેશ, બોલી ચાલી, ઢબછબ તેમજ તે સંબંધી સ્થળાંતર્ગત વસ્તુ સ્થિતિનો પૂરો ખ્યાલ હૃદયમાં ઠસે છે. બારીક નિરીક્ષાથી ઉત્તરે સ્પષ્ટ જ્ઞાન, વિચારયુક્ત અનુકરણ શક્તિ અને સ્મરણશક્તિ સતેજ બને છે અને શરીરને તથા મનને ઘણું પોષણ મળે છે.

સ્ત્રી કેળવણી સંબંધી કહેતાં શીવણ, ભરત, વગેરે ઉદ્યોગના કાર્યમાં જેવો આર્થિક ફાયદો છે તેવો અને તેથી પણ વધારે ફાયદો અને વિનોદ સંગીતની મનહરકળામાં કુશળ થવાથી મળે છે; માટે તે ( સંગીત કેળવણી ) તરફ વધારે અને સંતોષકારક લક્ષ આપાવું જોઇએ. ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારે પુરૂષાર્થ સચવાય અને પરસ્પર વિરોધ આવે નહીં તે પ્રમાણે માણસે પોતાનું જીવન ગાળવા હરકોઈ કળામાં કુશળ થવું જ જોઇએ એમ વાત્સ્યાયન સૂત્રકારનુ સમર્થ વાક્ય છે. ઘણા કાળથી આપણા નાટકના પ્રયોગ ભજવવામાં સ્ત્રીપાત્રો રંગભૂમી ઉપર દેખાવ આપતાં હતાં તે સર્વના જાણવામાં છે; ( Ency Brit. Vol. VII 399 ) અને એક રમુજી વાત એ છે કે " વિદ્ધશાલ ભંજીકા " માં વળી સ્ત્રી પુરૂષાકારે રંગ ભૂમીપર રમે છે. ઐતિહાસિક દાખલા તપાસીશું તો વીરાંગનાઓ પુરૂષાકારે રણભૂમિ ઉપર ઘૂમીને વિજયી થયાં છે તે પ્રસિદ્ધ છે અને તેવા દાખલા હિંદુસ્તાનમાં પણ બનેલા છે. મિસર દેશમાં કુટુંબમાં સ્ત્રી પુરૂષો સાથે ગાય છે, વાજીં વગાડે છે અને તેવી રીતે વૈભવ ભોગવે છે. ચીન જાપાન તરફમાં નાટકનો મુખ્યપાત્રને ( નાયક કે નાયિકા hero or heroine ) ને તો સંગીત ઘણુ સરસ આવડવુંજ જોઇએ એ ખાસ કાનુન છે. ત્યાં સ્ત્રી પાત્ર રૂપે ઉતરે છે; પરંતુ કોઈ સમયમાં અત્યાચારનો દુરૂપયોગ થયો તેથી વ્યવસ્થા રૂપાંતર થઈ ગઈ છે. મિસર દેશમાં આપણી માફક ઘણી જાતનાં સંગીત વાદ્યો વપરાય છે; તેમ વળી સ્ત્રીઓ ગાય ત્યારે પુરૂષો સાથે વાદ્ય વગાડી તેમને ગાવામાં ઉત્સાહ આપી સાથે પોતે ગાઈ રગે રગે રાગે રાગનો રસ રેડે છે. આ લોકોને સંગીત મારફત શરીર કેળવવામાં પ્રજા ઉત્સાહ અને આગ્રહથી ધ્યાન આપે છે એમ જણાય છે. ( Bri Ency. Vol IX. ) હિંદુસ્તાન અને મિસર દેશ વચ્ચે પ્રાચીન કાળમાં પરસ્પર મિલાપ અને વ્યવહાર મૈત્રી રૂપ હતો. તે સમયમાં ગણિતશાસ્ત્રની માફક સંગીત પણ હિંદમાંથી ત્યાં ગયું છે. તે ઐતિહાસિક બાબતનો પુરાવો તેની સંગીત અભિ-

રૂચી અને સામ્યતા ઉપરથી માની શકાય છે. યુરોપમાં અત્યારે સંગીત, નૃત્ય, નાટય અને તેવા વિષયો ઉપર વધારે ધ્યાન અપાય છે તે સંતોષની વાત છે; પરંતુ ંહિંદ હત ભાગ્યે અંધારામાં ઉલટે રસ્તે ઘસડાતું ચાલ્યું છે તે શોચનીય છે. સંગીત કેળવણીનો આશય લગારે સચવાતો નથી અને બીજા રૂપ-સુશક ચીજો ઉપર ન છાજતું લક્ષ અપાય તે વ્યવસ્થાની ખામી છે માટે તે સુધારીને હિંદવાસીઓનું હિત ઉત્કૃષ્ટ યોજનાથી જાળવીને કામ લેવાનું જોઇએ.

૬. કેળવણીના પ્રસંગમાં વિવેચન કરતાં સંગીતની સત્તા દેહને સુસજ્જ સબળ અને તેજસ્વી બનાવી ત્યાં જ વિરામતી નથી, બલ્કે આગળ વધે છે. સંગીતના પ્રતાપથી બુદ્ધિ સૂક્ષ્મ અને વિવેક-વિચારવંત; મન મોટું, ઉદાર, અને દિલ દરિયાવ, ગભીર તથા સાર્દ્ર થાય છે, તે કોઇથી ના પાડી શકાય તેમ નથી. વિદેશી બીજી બીજી ભાષા શીખતાં વિવેક બુદ્ધિ, તુલના શક્તિ, અને વિચાર સંમીલનના બળાબળની તપાસમાં જેટલી કુશળતાની જરૂર જણાય છે. તેટલી દક્ષતાથી તો માત્ર સંગીતના સાધારણ પ્રબંધો ગાતાં વગાડતાં શીખી શકાય છે બીજી ભૂમિકા તો હજુ દૂર છે. સંગીત મારફત જે જે વિષયો-વિચાર, ભાવ, ઉર્મિઓનો વિકાસ નિર્ધારેલ હોય તેનો આબેહૂબ ચિતાર ખરો કરવો, તદ્રૂપ પ્રગટ અને છવાએલ કરવું, તેના ખુલાસા સમજવા સમજાવવા, તેના ઉત્તરોત્તર ચઢિઆતા નમુનાઓની સંકલના સજવી તેમ જ લોક સ્થિતિ જાણી તેમની અભિરૂચિ સંપાદન કેમ થાય તથા તે ઉત્તમ માર્ગે કેમ લઈ જઇ શકાય, આવી આવી તરેહની વિવિધ વિચાર શ્રેણીઓના વિશાળ ક્ષેત્રમાં સંગીતશાસ્ત્ર ને કળા રૂપ પ્રયોગમાં બુદ્ધિને ખરેખર બેહદ કસાઈ કસાઇને બેડાવું પડે છે. હજુ એક કહેવાનુ રહી જાય છે. સગીત દ્વારા હાવ ભાવ, વિભાવ, અનુભાવ વગેરે જે કંઈ રસોત્પાદક કરી બતાવાય છે તેના કારણો અને તે સંબંધી પ્રબંધોની બનાવટના કાલ્પનિક કામનો ઉમેરો કરીએ તો મન બુદ્ધિના કાર્યક્રમમાં કેટલું કર્તવ્ય વધી પડે છે તે સ્પષ્ટ સમજાશે. ભાષામા વિચાર દર્શાવવા, નિબંધ કે લખાણ લખવાં, અથવા ભાષાઓમાં કુશળતા મેળવવી એ સઘળામાં બુદ્ધિ વિકાસની ઘણી ઘણી જરૂર છ તો પણ સંગીત માટે તો તેથી પણ ઘણી તીક્ષ્ણ કસોટી અવસ્ય છે. કુદરતને અનુકૂળ તથા જનસ્વભાવે બંધ બેસતી રૂચિકર અને ઉન્નતિ માર્ગદર્શક યોજનાઓ તર્કશક્તિથી ઘડી શકાય છે. વિશ્વ સામ્રાજ્યમાંના આશ્ચર્યો અવલોકન કરી જે જે રસોત્પાદક સામગ્રી સજી શકાય છે, તે સઘળી ક્રિયાઓમાં સગીત ઉપાસકોની બુદ્ધિ મહાસાગરમાં ઉછળતા મોજાઓની સાથે મોજ માણતી હોય તેમ જાણે ક્ષણમાં ડુબી જતી તો બીજે ક્ષણે બહાર ધસતી એ પ્રમાણે રાગ રંગમાં લય પામી જાય છે. આ ઉપરથી સમજાશે કે સંગીતના અભ્યાસથી બુદ્ધિ ઉચ્ચ કોટીમાં પ્રવર્તે છે. અને છેવટે દૈવી સંપત્તિ મેળવી આપે છે. સંગીતના પ્રબધો સઘળા બુદ્ધિના પ્રયાસથી ઉદ્દભવે છે. કુદરતને અનુકૂળ જેમ જેમ તર્કશક્તિથી ઉચ્ચ આશયો બતાવવામાં વિવિધ સુધારા વધારાની કળા ( ક્રિયાઓ ) કામે લગાડી રસની જમાવટ ઘણી સારી રીતે યોજવામાં આવે છે તેમ તેમ વિશ્વના સામાન્ય નિયમોની ઋતુકાળને યોગ્ય સંગીત પ્રબધની ક્રિયાઓ મારફત ખરી ખૂબી વધારે ઉત્તમ વર્ગની બતાવી શકાય છે. આવી રીતે મન બુદ્ધિ કેળવવામાં સંગીત સંગીન કામ આપે છે.

સંગીત શ્રવણ ગ્રાહ્ય છે તેથી તે સ્મરણ શક્તિને ખાસ ખીલવે છે. શ્રવણ પછી સ્મરણ, અને તેના જ મનન પછી તેનું પુનઃ ઉત્પાદન તે જ સંગીતનો ફલરૂપ પ્રયોગનો પ્રચલિત ક્રમ છે અને તેને લીધે જ સંગીતના અમુલ્ય ખજાના સચવાયા છે ને તે સચવાશે. ઇતિહાસથી આપણે જાણીએ છીએ કે અસ્તોદય સર્વને માથે ઝુમે છે. હિંદુસ્થાન તથા બીજા દેશો પર આફતોનાં વાદળાંએ ઘેરો ઘાલીને તેની અસ્ત વ્યસ્ત દશા કરી નાખી છે અને હવે તેવા દિવસો ઇશ્વર નહીં દેખાડો પરંતુ ધારો કે પુસ્તકો બળી જાય, ચોરાઈ જાય, દટાઈ જાય. કુવાઓમાં નાખી દેવામાં આવે ત્યારે શું સંગીત સચવાશે નહીં, ગાન ગવાશે નહી ! અલબત ગવાશે. ક્યારે ' 'कंठ स्थाई सवेद्विद्या ' ગરથ ગાંઠે ને વિદ્યા પાઠે એ કહેવત પ્રમાણે પુસ્તકની પણ દરકાર કર્યા સિવાય સંગીત પોતાનું ગૌરવ સ્મરણ શક્તિથી નભાવી લેશે. પાશ્ચિમાત્ય સંગીત શિક્ષણ કેવળ લેખન પદ્ધતિ ( Notation ) ઉપર આધાર રાખે છે. આ જગોએ નોટેશન ઉપર કટાક્ષ નથી પરંતુ તે સિવાય પણ સામવેદના કાળથી આજ સુધીમાં આપણું સંગીત નષ્ટ ભ્રષ્ટ થતાં પણ સારી યોગ્યતા સાથ હૈયાતી ભોગવે છે; ત્યારે પશ્ચિમમાં નોટેશનનો પ્રચાર અતિશય વધી પડયો છે, નેથી સર્વ તેને, જ આધારે બેઠા છે. કદાચ પુસ્તક ન મળે તો ચુપ બેસી રહેવું પડે છે, પરંતુ બીજી સંકલના તેમને ઉપસ્થિત નથી. જો સ્મરણશક્તિને કેળવીને તેનો ટુંકો અને સરળ માર્ગનો નિર્દેશ કાયમ સુચવ્યો હોય અને પછી બુદ્ધિને સ્વતંત્ર કસવાનો સમય આપીએ તો તે ખરી કેળવણીનો એક મોટો મુદ્દો અને ખુલ્લો માર્ગ બની રહે છે અત્યારે તે વિશે ખાસ નહી બોલતાં એટલું તો સ્પષ્ટ કહેવું પડશે કે બુદ્ધિના તમામ ખંડમાં સંગીત વ્યાપી રહે છે અને તે શરીર સંપત્તિના થોડા જ વ્યયથી ઘણું ઉપાર્જન કરી રસના પોષણનો અમુલ્ય લાભ આપે છે. તેમ જ મનુષ્યને ખરેખર ઉચ્ચ શ્રેણ ઉપર લાવી મૂકે છે તર્કશક્તિ, અવલોકનશક્તિ, સ્મરણ શક્તિ, ઉત્પાદનશક્તિ વગેરે જે જે મનુષ્ય પ્રયત્નથી બની શકે છે તે તમામને ખીલવી, કેળવી, પોષીને, સબળ કરી ઉન્નતિ તરફ ચઢાવીને સંગીત પોતાનો સુખકર હિસ્સો-કાર્યક્રમ ખરી કેળવણીને અંગે સંપૂર્ણ પૂરો પાડે છે.

પદાર્થવિજ્ઞાન, રસાયનશાસ્ત્ર, ન્યાયશાસ્ત્રના અભ્યાસથી બુદ્ધિની જે ખીલવણી થાય છે તે સંગીતના અભ્યાસથી તદ્દન નિરાળી છે. તે તો સર્વે જાણે છે. સંગીતના પ્રભાવથી ખીલેલી બુદ્ધિ, કદાચ ગણિતમાં બાંધામાં ફાયદા કે મેહેસુલ સંબધી માહેતી મેળવવા સમર્થ નથી એમ ક્ષણભર માનીએ તો તે સાથે સાથે સત્ય કહેવું જ પડશે કે ઉપરના વિષયોમાં મેળવેલી નિપુણતા ૧. સંગીત ૨. ચિત્ર કે ૩. શિલ્પવિદ્યામાં મદદગાર કે ફળદાતા નીવડતી નથી. આ ત્રણે વિદ્યાકળાને રસિકતાનું સ્વરૂપ માન્યુ છે. તેને fine Art કહે છે. આ ત્રણના દરેક કાર્યક્રમમાં દૈહિક માનસિક અને દૈવી લક્ષણોથી ભાવાત્મક સૌન્દર્ય ઝળકે છે ને તે તેજોમય છે. આ ત્રણ માંહેની મુખ્ય—સંગીત કળા સજીવારોપણની દશા સુધી ઉચ્ચ ભૂમિકા ઉપર પોહોંચી દેવી, તેજોમય મૂર્તિની છાયા પ્રત્યક્ષ બતાવે છે. સંગીતના આધ્યાત્મિક મૂર્તિ, સરસ્વતી, અધિષ્ટાતૃદેવી, યથાયોગ્ય પ્રાર્થનીય છે. આવી વસ્તુસ્થિતિ હોવાથી તુલના કોના લાભમાં ઉતરશે તે કહી શકાય તેમ નથી; કારણ કે સાધન, સાધક અને સાધ્ય

એઓની વ્યક્તિરૂપ શક્તિ ભિન્ન છે તેથી મોટા ગંજાવર તફાવત પડેછે. ટુંકમાં હાથી તે હાથી, ઘોડો તે ઘોડા પોતપોતાના કામમાં જેવું જોઇએ તેવું સારૂં કામ આપે છે. પાત્રની ગુંજાશ પ્રમાણે શક્તિનો ભરાવ અને તેના પ્રમાણમાં તેનો ઉપયોગ સરજવામાં આવેલો જણાય છે. આવી રીતે વ્યક્તિ પરત્વે વધતું ઓછું સ્વરૂપ બીજા વિષયોની માફક સંગીતમાં પણ ઝળકતું જોવામાં આવે છે; તો પણ લાચારીથી સર્વને કબુલ કરવું પડશે કે તીવ્ર બુદ્ધિ અથવા તો ઉપર કહેલું છે તે પ્રમાણે, ગણિત, ભાષા કે મેહેસુલી, ફિલસુફી જ્ઞાનમાં દક્ષતા, પટુતા, ચંચળાઈ, ડાવાઈ હોવા છતાં, પણ તેવા કેટલાએક માણસોનાં હૃદય શુષ્ક અથવા શૂન્ય જોવામાં આવે છે. બીજી બાજુ (સંગીત જ્ઞાનપક્ષમાં) એ તેથી ઉલટું જ રૂપ સાર્દ્રતા જોવામાં આવે છે. સંગીત, માત્ર થોડું ઘણું જાણનાર (beginners), ખાલી સાંભળીને જ આનંદ માનનારાઓ (કન રસિયે) અભ્યાસી, ઉપાસક કે કુશળ અગ્રગણ્ય જનનાં હૃદય સાર્દ્ર હોય છે. તેઓ સ્નેહથી સેહેજમાં દ્રવતા દીસે છે. તેમને રસ ભીનાના મધુર નામથી ઓળખીશું. ત્યારે ખરી હકીકત એમ માની શકાય કે—ભાવ અને ઉર્મિઓને ખીલવવા, તથા પ્રગટ પ્રકાશાવવામાં સંગીત એક અમુલ્ય બીજ રોપે છે, સીંચે છે, અને નિર્દોષ ફળનો સ્વાદ ચખાડે છે. સંગીત સિવાય ખરી કેળવણીને બીજો તેવો કોઈ યોગ્ય ચારો નથી. તેનો આશ્રય લેવો જ જોઇશે તે વિના તો " આગે દિવાલ ખડી હે " એ પ્રમાણે અજ્ઞાન દશા જ પ્રવર્તે છે

૭. સંગીતના પ્રભાવથી બુદ્ધિના વિકાસમાં જે જે મદદો મળે છે તે સંબંધી ગમે તેવા મતભેદ હોય તોપણ સ્વતંત્ર સ્વભાવને બદલીને સુધારવામાં, તેને ઉચ્ચ બનાવવામાં તથા મનોભાવને જાગ્રત કરી, રસિક નિપજાવી, માણસાઇના ધર્મમાં પારીએ તેટલી પૂર્ણતાએ પોહોંચાડવાની, સંગીત સત્તા બે શુમાર છે તે વિષે શંકા છે જ નહી. મહાન કવિ શેક્સપીઅરનું કથન યથાયોગ્ય સાચું અને સ્તુત્ય છે.

" Since nought so stockish, hard and full of rage,
But music for the time doth change his nature."

Merchant of Venice.

તેઓ કહે છે કે સ્વભાવ પણ સંગીત સાંભળવાથી બદલાઈ જાય છે. ડાક્ટરો પણ તે જ અભિપ્રાય પર આવેલા છે અને હાલમાં ગાંડાંઓની ઇસ્પીતાલમાં તેની અજમાયશ પણ લેવાનો રિવાજ ચાલુ થયો છે. જ્યારે પુરૂષ મસ્તીમાં આવે છે, દશા અને સ્વરૂપ બદલાઈ જાય છે, ભાન વિભ્રમ દશામાં લુપ્ત થાય છે, આવા આવા સમયોમાં સંગીત દુ:સાધ્ય રોગનું શમન ઉપચારનું અદ્વિતીય કામ સારે છે. મનોભાવ પૂરી રીતે આળેખવામાં સંગીત મોટો અને યોગ્ય કુદરતી આદર્શ છે. ઇતિહાસની દૃષ્ટિથી તપાસીશું તો ખાતરી થાય છે કે સંગીત તો કેળવણીના મૂળમાં જ સ્થાપિત બીજ છે. બાળકનાં હાલરડાંથી શરૂ કરી જીવનાંત દરેક પ્રસંગમાં તેની જરૂરીઆત છે અને છેવટે આખરની પ્રાર્થનામાં પણ સંગીત-દેવવાણીની ગરજ તો છે ને છે જ.

૭. મહદ્ આકાંક્ષાના જુદા જુદા પ્રયત્નોથી દેહમાં સંગીત—આત્મા સ્વરૂપસ્થ થઈને અનુભવ સિદ્ધ વિકસે છે. મનની જે જે લાગણીઓ વાણીથી પણ અગોચર છે, જે જે ભાવો સામાન્ય વિચાર દર્શાવનારી ભાષાના શબ્દોથી પણ સમજી સમજાવી શકાતા નથી, તે તે સંગીતથી આબેહૂબ નિરૂપણ કરી શકાય છે. સંગીત—તે પરમાત્માની જ વાણી છે. સંગીતથી જ પરમાત્મા સાથે ચિત્ત ચોટાડી શકાય છે. પરમાત્મા સાથે અનન્ય ભાવ, તાદાત્મ્ય ભાવ પણ સંગીત દ્વારા સાધી શકાય છે. તેનાં પ્રમાણો બધા ધર્મોના નિયંતાઓના વાક્યોથી અથવા કાર્યોથી મળી શકે છે.

" नाहं वसामि वैकुंठे, योगिनां हृदये न च।
मद्भक्ता यत्र गायन्ति, तत्र तिष्ठामि नारद ॥

જ્યાં સંગીતનો આનંદ છે ત્યાં જ પ્રભુનો વાસો છે. આ સિદ્ધાંતને અનુસરીને દરેક ધર્મનાં દેવળોમાં, મંદિરમાં, સિરે જાહેર વા ખાનગી મિજલસમાં ઉપાસના ક્રમ તો સંગીતમય પ્રબંધથી જ ગોઠવાએલો છે ને ત્યાં જ દેવનો આવિર્ભાવ માન્યો છે. સંગીતને જ દેવ વાણી કહી છે તેનાં લૌકિક કારણો ઉપરાંત આધ્યાત્મક લક્ષણો લઇશું તો સંગીત અંતઃશુદ્ધિ કરીને પછીથી માણસને પરમાત્મા સાથે એકતાનમાં જોડી દે છે. સંગીત વિવિધ વિશુદ્ધ ભાવનાઓથી તન્મયતામાં જોડી દેહસ્થ ચૈતન્યને પરમાત્મામાં લીન કરી શકે છે. જીવઆત્મા પરમાત્માથી છુટો છે છતાં તદ્રૂપ છે અને તેમાં જ લય પામે છે તે સંગીતની પરિસીમા લયનું વ્યાપક સ્વરૂપ—સાધનાનું પરાકાષ્ઠા લક્ષણ છે. ફિલસુફીનું બહુ અવગાહન નહીં કરિએ તો પણ ટુંકમાં તેનો વિચાર મહાસાગરના ભાવાત્મક અલંકારથી આલેખાએલ છે તે જોશોઃ—

Man is part and parcel of the Supreme Being-God

" ममैवांशो जीव लोके, जीवभूतः सनातनः ॥ "

गीता वाक्य.

વળી શ્રીમન્ શંકરાચાર્યજી પણ એક ષટ્પદીમાં તે જ મત દર્શાવે છે.

" सत्यपि भेदापगमे, नाथ तवाहं न मामकीन स्त्वम्।
सामुद्रो हि तरंगः क्वचन समुद्रोन तारंगः ॥"

ઉપર કહેવામાં આવેલ છે તેવી હકીકતો હોવા છતાં પણ કહેવું જોઇએ કે સંગીતથી ખરી કેળવણીના સંબંધમાં શું શું કર્તવ્ય છે તથા ફાયદા કિંવા ગેરફાયદા કેવા સંજોગથી બની આવે છે તેનું દિગ્દર્શન સહેજ વધારે કરવાથી સુગમ થશે.

સંગીતના સઘળા પ્રબંધો અને પ્રયોગો—ગાન તાન- નાચરંગ, નાટકચેટક, સઘળું હમેશાં ગ્રહણ કરવા લાયક છે અથવા તો ગ્રાહ્ય છે કિંવા ઉન્નતિએ પોહોંચાડનાર છે એમ

શકે' નહીં. જેમ ઉત્તમ સંગીત પ્રબંધ તેની જબરદસ્ત મધુર અને 'રસીલી' છાપથી માણસને ખરેખર સદ્‌ગુણી સાર્દ્ર અને ઉદાર બનાવી શકે છે. તેમ હલકાં અને ગ્રામ્યગીતો ( folk songs ) તેની માયિક મોહિનીથી શ્રોતાજન વગેરેને વિષયવાસનાંમાં લીન અને છેવટે નષ્ટ ભ્રષ્ટ કરી નાખે છે. જો કોઈ ઉત્તમ સંગીતથી સંતોષ મેળવવા ટેવાએલ નહીં હોય તો તેની ઉપર હલકા પ્રયોગોની નઠારી છાપ સજ્જડ બેસી જાય છે. દુનીઆદારીના રોજના અનુભવ ઉપરથી ગમે તે દેશમાં અને પ્રજામાં આ હકીકત લગભગ સરખી મળતી, સિદ્ધ અને સત્ય ઠરેલી છે, માટે ખરી કેળવણીને અંગે તો ઉત્તમ નમુનાનું સંગીત સાંભળવા અને સમજવાની ઘણી જરૂર છે એ સ્પષ્ટ છે.

ખરી કેળવણીની ફલિતાર્થ સિદ્ધિ શું અને તે પ્રસંગમાં કર્તવ્ય શું ? મનુષ્યને જે જે શક્તિઓની બક્ષીશો મળેલી છે, તેને સુષુપ્તિમાંથી જાણે જાગૃત કરવી અને વિવેક બુદ્ધિથી સારાસાર ગ્રહણ કરવો અને રહસ્ય સમજવા પછી તેનો સદુપયોગ કરી ઉત્તમ શ્રેણીપર ચઢવાને યત્ન કરવો, તથા ધર્મ, અર્થ, કામ અને મોક્ષએ ચાર પુરૂષાર્થોને પરસ્પર બાધ આવે નહીં તે પ્રમાણે આચરવું એજ મનુષ્ય કર્તવ્ય છે. સંગીત પરત્વે પણ એમજ ગણવું. પાશ્ચિમાત્ય વિદ્વાન મિ- ડવાઇટ પણ તેમજ કહે છે. આપણે સંગીતના ઉત્તમ મધ્યમ ને અધમ ભેદને પારખવાની ટેવ રાખવી જોઇએ. જે ઉચ્ચ દૈવી અને હિતકર લાગણીઓને સતેજ કરે છે, જે કેવળ ઇન્દ્રિયોને મોહ કરવા કરતાં બુદ્ધિને વધારે અનુયાયી છે, જે સત્યના ઉચ્ચતર નમુનારૂપ છે, તે ઉત્તમ સંગીત અને તેથી ઉલટું જે ક્ષુલ્લક, ચવણી, અને ગ્રામ્ય મનુષ્યની વિષય વાસનાઓને જ માત્ર ઉશ્કેરનાર છે, સ્વાર્થી અને નીચ આશય વાળું પણ ક્ષણભર ચિત્તાકર્ષક હોય છે તે અધમ સંગીત છે. તે સંગીત અને તેના પ્રબંધ વગેરેને આપણે ખરી કસોટીથી પારખવા સમર્થ થવું જોઇએ. ગુણદોષની તુલના કરતાં શીખવું જોઇએ. સારાસાર ગ્રહણ કરવાથીજ ખરી કેળવણીની ખૂબી ઝળકે છે. ખરી કેળવણી હાંસલ થઈ ત્યારેજ કહી શકાય છે. એક નાની સરખી કહેવત પણ કેળવણી સ્વરૂપનો તેવોજ સાર સૂચવે છે. અધુરો ઘડો છલકાય. ભરપૂર ઘડો ( સુપાત્ર ) રસ ધારી રાખે છે. તે રસ બહાર નકામો ઢળી જતો નથી. સુપાત્રે દાન તેજ વિદ્યાદાન ફળરૂપ છે અને જન સમુદાયના હિતાર્થે તેવુંજ દાન ઉત્તમ ગણાય છે.

માત્ર ઉર્મિઓને અસર કરી તેને સતેજ અને સુદૃઢ કરવી તથા ઐહિક સુખ મેળવવું એ સંગીતની ગૌણ કક્ષા—કર્મ અને ક્રિયા છે. સંગીતથી અષ્ટ મહાસિદ્ધિઓ તથા નવ નિધિઓ મેળવવી એ પણ સુસાધ્ય છે. તેની મદદથી મનની એકાગ્રતા સધાય છે તથા શાંતિથી અદ્ભુત મોજનો સ્વાદ ચખાય છે. નૈસર્ગિક સૃષ્ટિમાં આત્મા નિજાનંદમાં વિલસે છે અને પારલૌકિક જ્ઞાન પ્રગટે છે. આવી રીતે ઉત્તરોત્તર ટોચ તરફ ચઢતા ચઢતામાં જીવનની આધિ વ્યાધિ અને ઉપાધિ દશામાં થતા ક્લેશ અને દુઃખ જે માણસને વિટંબનાના વમળમાં ફસાવે છે અને વિભ્રમમાં ભમાવે છે, તે સંગીત ઉપાસકોને તેટલે દરજ્જે બાધ કરી શક્તા નથી. તેમને સાંસારિક જીવન સુખમય છે. તેમની આ અવસ્થાને મસ્ત દશા નામથી

ઓળખીશું. યોગી પુરૂષોની તેવીજ દશાને અવધૂતના પરિચિત લક્ષણુથી જાણીએ છીએ. તે શ્રેણીઓ સુધી પોહોંચ્યા પછી નિજાનંદ સ્ફુરે છે. આ પ્રમાણે રાજયોગ અને હઠયોગની સમાન ક્રિયાને સકામ કિંવા નિષ્કામ ફળ સિદ્ધિ સમજવી. એવી રીતે સંગીત-દ્વારા ગમે તેમ લૌકિક, પારલૌકિક માર્ગ સીધો અને સરળ પુરૂષ પ્રયત્નથી સાધી શકાય છે.

નીતિની કેળવણી માટે સંગીત એક મોટું સમર્થ સાધન છે. નીતિને કેળવવા માટે બોધના બોલો બહુ અસરકારક નીવડતા નથી. જનસમુદાય સાથે નીતિથી વર્તવામાં ઘણા નિયમો અને શિક્ષાનાં વચનો દરેક ધર્મમાં, પંથમાં કે મજહબમાંથી પુષ્કળ મળી આવે છે; પરતુ જ્યાં સુધી ક્રિયાથી તે પ્રમાણે અમલ કરાય નહીં, ત્યાં સુધી તે નિષ્ફળ નીવડે છે. જેમ શારીરિક અને માનસિક સ્વચ્છતા, પવિત્રતા, યોગ્ય મંડળીનો સહવાસ, સત્સંગ, રોજ રોજનાં કર્તવ્યનો આનંદ અને સમજણની ચતુરાઇથી § રેહેણી કરણી પાકટ-પ્રૌઢ બને છે અને તેને પરિણામે સદ્‌ગુણી વર્તન દૃઢ થાય છે; તેમ રેહેણીકરણી ઉપર નીતિની ઉંડી છાપ સંગીતના પ્રભાવથી ચ્યોટ પડે છે અને પ્રસરે છે સંગીતના પ્રતાપથી ઘણા ઉદાર આશયવાળા મનોભાવ પ્રગટે છે. મલિનતા, કુટિલતા દૂર થઇ વિશુદ્ધિ મળતી રહે છે. ઉમંગથી કર્તવ્ય પરાયણ રહેવાની ટેવ પડે છે કારણ તેથી મન તલ્લીન બની જઇ એક ચિત્ત-તાદાત્મ્ય ભાવમાં કેળવાય છે. આ વાત સર્વને વિદિત છે. સગીત પ્રક્રિયાઓની સાધના મારફત હસતાં રમતામાં, જાણ્યે અજાણ્યે, અને થોડાજ શ્રમમાં પણ પરમાત્મ-ની અનેક આજ્ઞાઓને આધીન રહેવાની ટેવ સજ્જડ સ્થાપિત રહે છે. સગીતના સહવાસમાં ઘણા ઉચ્ચ વિચારો સંયુક્તરૂપે વસે છે અને તે કારણને લીધે પ્રેમ-ભક્તિ, રાજભક્તિ, વાત્સલ્ય સ્નેહ અને આત્મોન્નતિનાં ઉદ્‌ગારોનો સંગીતમય વાણી મારફત બોધ અપાય છે.

• ગમે તે મુલ્કમાં જાઓ અને તપાસશો તો ખાતરી થશે કે દરેક ધર્મ, પંથ, સંપ્રદાય કે માર્ગ, અથવા મજહબી કાનૂન અગર સુફિઝમ વા ફિલસુફીનો બોધ આપતાં ઉચ્ચભાવના સ્થાપન કરવા માટે વધતે ઓછે દરજ્જે પણ જરૂર જોગું સંગીત અવલંબન હતું, છે અને ચાલુ રહેશે. આ પ્રમાણે ખુલ્લું જણાય છે. વધારે હકીકતો ટાંકાને સમર્થન કરવું યોગ્ય ધાર્યું નથી. સર્વને વિદિત છે કે પાષાણ જેવા કિંવા વજ્રમય હૃદયીને પણ સંગીતથી પીગળાવી સાર્દ્ર કરી શકાય છે, નિરાશ અને નિરૂત્સાહી માણસોને પણ યોગ્ય રસ્તે દોરી શકાય છે, તથા વ્યાધ ગ્રસ્ત અને ગાંડા માણસો પણ યોગ્ય શ્રમથી ઠામ બેસાડી શકાય છે. આ પ્રમાણે સંગીતથી કુદરતના નિયમોને અનુસરી કામ લેવામાં આવે છે અને તે સિદ્ધાંતોને લીધેજ પ્રાચીનકાળથી આજ સુધી બધા દેશોની સઘળી પ્રજામાં ધર્મોમાં મનુષ્યને નીતિની કેળવણી આપવામાં સંગીતનું પ્રાધાન્ય સ્વીકારાએલું છે.

કેળવણીના વ્યાવહારિક લાભાલાભનો લોભ વિચારી સામાન્ય રીતે બોલીએ તો ગણિતશાસ્ત્ર, અર્થશાસ્ત્ર તથા તેવાં બીજાં શાસ્ત્રોનો અભ્યાસ કરી નિપુણ થવું તે દુનિયા-

---

§ चतुराई=नैन श्रवन अरु नासिका, सबहीको इक ठौर,
कहबो, सुनबो, समजबो, चतुरनको कछु और.

દારીમાં ઉપયોગી છે. તેથી તુરતમાંજ ઐહિક સુખ, ધન, દોલત અને ઇજ્જત થોડા શ્રમના બદલામાં મળી રહે છે. આ જ્ઞાનની કીમત જેવી રીતે અને જે પ્રમાણમાં આકારી શકાય છે તેવી રીતે અને તે પ્રમાણે સંગીત સમૃદ્ધિની કદર કરવી તે મુનાસિબ નથી. આ જ્ઞાન બજારભાવને લાયક નથી. બલ્કે સૂક્ષ્મ, ઘણું ઉમદા, તથા માર્મિક અને આત્મબોધી છે તેથી તેની તુલના કંઈ ઓરજ વિલક્ષણ થવી જોઇએ. ખરી કેળવણી તો શારીરિક શક્તિની સાથે સાથે મજબૂત માનસિકબળ વધારે છે. આધ્યાત્મિક જ્ઞાનના વિશાળ ઉદ્દેશોને સમર્થન કરી બોધ આપે છે. તેવીજ રીતના ઉચ્ચ આશયો સંગીત જ્ઞાન આપવામાં સમાએલા હોય છે એટલુંજ નહીં પરંતુ વધારે શું કહીએ, સંગીતથી તેનો પૂરેપૂરો ખ્યાલ અનુભવમાં આવે છે, માટે સંગીતની પરાકાષ્ટા સર્વોત્તમ શ્રેણિ સુધી લઈ જનાર છે, એમ કહ્યા સિવાય ચાલે તેમ નથી.

કેળવણીનું વ્યાપક લક્ષણ વિચારિએ તો ત્યાં મનુષ્ય વ્યક્તિની શક્તિનો અને તેના મનોબળની ગુંજાશ માટે ખાસ ભેદાભેદ હોતો નથી. તેજ મિસાલે સંગીતમાં પણ સમજવું. કેળવણીની નિસબતમાં તેની સત્તા પણ વ્યાપક છે. દેશ પરત્વે, ધર્મ પરત્વે, કિંવા દેહાદિક કાર્યપરત્વે સંગીત સત્તા ન્યૂનાધિક કહી શકાય નહીં સંગીતથી જ્ઞાનતંતુઓની અનુભવ શક્તિ ધારણાશક્તિ, તુલનાશક્તિ વગેરે વિકસે છે. માનસિકભાવો ખીલે છે. તંદુરસ્તી વધે છે. મનની લાગણીઓ અને વિચાર તીવ્ર અને સર્દ્ર બની આવે છે. સંગીતપ્રતાપે ખરી કેળવણી કંઈ વિલક્ષણ રોનકદાર દીપે છે. મિસ રૂથરોસના વિચાર પ્રમાણે તો જીવનની ઉન્નતિ સાથ માણસના વિચારમાં બહારના કૃત્યોમાં, અને આચરણમાં સંગીત જ્ઞાન સંપત્તિને લીધે આત્માનો ઉચ્ચ પ્રતિબિંબ પ્રગટ ઝળકે છે.

ખરી ઉન્નતિ મેળવવાના સાધનરૂપ શારીરિક અને માનસિક ખીલવણી સંગીત મારફત સાધી શકાય છે, તે તેના ઉપાસકોનાં ઐતિહાસિક વૃત્તાંતો ઉપરથી સ્પષ્ટ સમજાય છે. દૃષ્ટાંતો નીચે મુજબ. વેદસમયથી સામગાન પ્રચલિત થયાં ત્યારથી અથર્વવેદ અને બીજાં ઉપનિષદોના તેમજ રામાયણ અને મહાભારતના સમય સુધીમાં ઠામ ઠામ ગાંધર્વ અને અપ્સરાઓ સંગીત ઉપાસક તરીકે નજરે પડે છે. જો કે તેઓમાંના કેટલાએકની ઉત્તમ ગણના ગણી શકાય તોપણ બહુધા ઉદર નિમિત્તે સંગીત આશ્રય તેમનો હતો એમ સમજી શકાય છે. યુદ્ધ પ્રસંગે પણ તેમની સેવા સ્તુત્ય થઈ છે. કોઈ કોઈ ગાંધર્વો રાજા કહેવાયા છે. પછી ગમે તો વિદ્યાવિશારદ હોવાથી શ્રેષ્ઠપણાનો ઇલ્કાબ માનીએ અગર ખરેખર જાગીરદાર કલ્પીએ તો પણ તેમની કીર્તિ સ્થાપી છે. સંગીત મારફત જીવન નિર્વાહ ચલાવનાર આ વર્ગની વસ્તી ઉત્તરોત્તર ઘણા ખરા દેશોમાં હજુ મોજુદ છે. આ વર્ગના લોકો કેવળ પોતાની સંપત્તિ કળાકૌશલ્યથી સાચવે છે, સુધારે છે, કેળવે છે અને પોષે છે. આ વર્ગને ઉચ્ચ કોટિની ગણનામાં મૂકતાં આપણે અટકીશું. ( અપૂર્ણ. )

લક્ષ્મીદાસ આશીતરામ વ્યાસ.

---

# "કુદરત અને કવિ વર્ડ્ઝવર્થ."

" Up! up my Friend, and quit your books;
Or surely you *will grow double:*

*    *    *    *    *

Come forth into the light of things
Let Nature be your teacher.

*    *    *    *    *

One impulse from a vernal wood
May teach you more of man,
Of moral evil and of good,
Than all the sages can."

—*W. Woodsworth*

કુદરતના મહાન કીર્તિ સ્થંભરુપ આંગ્લકવિ વર્ડ્ઝવર્થની ખ્યાતિથી ઇંગ્રેજીભાષા જાણનાર કોઇપણ પુરુષ ભાગ્યેજ અજ્ઞાત હશે. કુદરત અને કુદરતના સૌન્દર્યથી પ્રાપ્ત થતો અનિવાર્ય આનન્દ એ વર્ડ્ઝવર્થના કાવ્યનું મૂળ છે. સૃષ્ટિસંદર્યનનુ સૂક્ષ્મ અવલોકન કરી, વિશ્વની વિશ્વલીલાના ગૂઢ તત્ત્વ સમજવાની અભિલાષામાં નિરંતર મસ્તાન રહી, અને બ્રહ્માંડની અગાધ રચના અને ત્હેના સર્વવ્યાપક સૃજનારની કૃતિનું પૃથક્કરણ કરી, મનુષ્યજીવનને લાયક બોધ કાવ્યમાં ઉતારી પોતાના વાંચકવૃંદને આનન્દ આપવો એ વર્ડ્ઝવર્થનું કાંઇક અંશે જીવનસૂત્ર હતું. વિશાળવ્યોમના ઉડુગણો, પ્રખરરશ્મિ જ્વલંત ચંડાંશુ, શીતરશ્મિ–પ્રસારક શીતાંશુ, ક્ષીરસમી ધવળ સ્વર્ગંગા, અસુરગુરુની વિદ્યુતની કાન્તિ સમાન શોભતી શ્વેતજ્યોતિ, ઇત્યાદિ ઇત્યાદિ ઇત્યાદિ કુદરતના પખીડાં વિશ્વના કયા નિયમાનુસાર અવિચ્છિન્ન કાર્ય કરે છે, અને ત્હેને કયો દૈવી કાનૂન યોગ્ય બંધનમાં રાખે છે, તે જાણવાને વર્ડ્ઝવર્થનો પ્રયાસ મહાન ગંભીર અને સ્તુત્ય છે. મનુષ્ય માત્ર એક અગાધ ઉદધિના બુદ્બુદ સમાન છે, તો, મનુષ્યજીવનનો લાભ લઈ આત્મ–ઉત્કર્ષ કરવો, સર્વવ્યાપક પરમાત્માના ગુણગાનમાં લીન બની, આત્માનો અનેરો યોગ સાધવો, એ મનુષ્ય કર્તવ્ય છે એ વિશે વર્ડ્ઝવર્થ લખે છેઃ—

" A Life, a presence like the Air ",

તે અક્ષરશઃ સત્ય બતાવી આપે છે, અને મનુષ્યને જીવનક્રમમાં પ્રવૃત્ત થવા પ્રેરે છે. છે. મનુષ્યજીવનની મધુર કુંજોમાં નિરવર આનન્દગમન કરવાથી પ્રાપ્ત થતા ઇષ્ટ પરિણામ વડે એના કાવ્ય રસાર્દ્ર બનેલાં છે. રમણીય ટેકરી મધુર પુષ્પવડે છવાયલી કુંજો ખળખળ નાદ કરી વહન કરતાં સલિલઝરણાં અને લીલી કુંજર સમી ભૂમિ, ઇત્યાદિ ઇત્યાદિ ને મુગ્ધ

દૃષ્ટિથી નિહાળવાં, અને વૃક્ષ લતિકાપર આનન્દ કલ્લોલ કરતી કોકિલાના મધુર સંગીતુ સાભળવાં, એ સર્વે વર્ડ્ઝવર્થને મન સ્વર્ગીય આનન્દ આપતાં એટલુંજ નહીં પૂરતુ આ સર્વેને વર્ડ્ઝવર્થ કાંઈ પ્રેમદૃષ્ટિથી વિલોકતો જેમકે:—

" and O, ye Fountains, Meadows, Hills, and Groves,
Think not of any severing of our loves!
* * * * * *
I love the brooks which down their channels fret",
* * * * * * *

વૃક્ષવેલીપર ખીલતાં ન્હાનકડાં સુકુમાર પુષ્પના હૃદયમાંથી વર્ડ્ઝવર્થ પોતાના કાવ્યને વિભૂષિત કરવા ગહન અને ઊંડા વિચાર ખેંચી કાઢતો, અને આજ એની કુદરતમાં વિચાર શક્તિ કેટલે અંશે ખીલેલી હતી તે બતાવી આપે છે, માત્ર એક ઉદાહરણ આ બાબતની સત્યતા બતાવી આપશે:—

" To me the meanest flower that blows can give
Thoughts that do often lie too deep for tears
* * * * * *
Bright flower, whose home is everywhere!
* * * * * *
Methinks that there abides in thee
Some concord with humanity, "

આ પ્રમાણે કુદરતની વિવિધ રચનામાં જ વર્ડ્ઝવર્થના કાવ્યનું મૂળ સમાયલું છે. એટલુંજ નથી પણ કુદરતના સૌન્દર્યનું અદ્ભુત વર્ણન આપી, અંતમાં તે વર્ણનમાં મનુષ્યને શો બોધ આપ્યો છે, તે ભવ્ય ભાષાદ્વારા વ્યક્ત કર્યો છે. તે સાથે સાથે આવા ભવ્ય વિચારમાં કલ્પનાશક્તિના આછા અને રમણીય રંગ પૂર્યા છે, જે માત્ર નયનને ન ઠારતાં હૃદયને પણ ઠારે છે. શાન્ત એકાન્તમાં બેસી પ્રસંગોપાત કુદરત, મનુષ્ય અને મનુષ્ય જીવન ક્રમ ઉપર મનન કરતાં વર્ડ્ઝવર્થને અનેક પ્રકારની વિચારમાળા ત્હેની દૃષ્ટિ આગળ ગુંથાયલી સાંકળીના સ્વરૂપમાં વિસ્તૃત રૂપ ધારણ કરી પસાર થતી. એ વિશે પોતાના હૃદયના આંતરિક ઉદ્ગાર દર્શાવતા લખે છે:—

" On Man, on Nature, and on Human Life,
Musing in solitude, I oft perceive
Fair trains of imagery before me rise,
* * * * *

Of Truth, of Grandeur, Beauty, Love, and Hope—

* * * * *

Of joy in widest commonalty spread; "

વર્ડ્ઝવર્થને મન કુદરતનું જ્ઞાન આનન્દનું મૂળ છે; અને એ આનન્દ ઈશ્વર પ્રતિ પ્રેમ પ્રેરે છે.

વર્ડ્ઝવર્થ પોતેજ કહે છે તેમ કવિતા પ્રબળ મનોગતિનું અનિવાર્ય અને આપોઆપ ફુટતું (Spontaneous) ઝરણું છે. તેજ પ્રમાણે એના કાવ્યમાં હૃદયની પ્રબળ ભાવનાનું શુદ્ધ દર્શન થાય છે. " કવિતાનું મૂળ શાન્તિના સમયમાં ઐક્ય થયલી ભાવનામાં સમાયલું છે. એ ભાવના અને હૃદયની આંતરિક લાગણીપર સતત મનન સાહજિક થયાજ કરે છે. પછી એક એવો સમય આવે છે કે જ્યારે શાન્તિનું સ્વરૂપ અદ્રશ્ય થઈ જાય છે, અને એક અન્ય પ્રકારની ભાવના કે જે પ્રથમના ઊંડા તર્ક સાથ જોડાયલી હોય છે તે વિસ્તૃત રૂપ ધારણ કરે છે, અને અંતમાં કાવ્યરૂપે હૃદયમાં પ્રકાશી આવે છે. " જ્યાં સુધી કોઈ પણ કાવ્ય, વાંચનારના હૃદયમાં હર્ષ કે શોકની લાગણી ઉત્પન્ન નથી કરતું, તો તે માત્ર છંદોબદ્ધ શાબ્દિક રચના જ ગણી શકાય, અને ઉત્તમ પ્રતિનું કાવ્ય ન ગણી શકાય. જે ઉત્તમ કાવ્ય છે ત્હેની ઉત્તમતા માત્ર અર્થગૌરવમાંજ સમાયલી છે. વર્ડ્ઝવર્થના લગભગ ઘણાં કાવ્યોમાં અર્થગૌરવ બહુ ઉત્તમ રીતે જળવાયલું છે. કેટલાક કવિ માત્ર સૃષ્ટિ સૌન્દર્યનું બાહ્ય વર્ણન આપી જ સંતોષ માને છે; જ્યારે કેટલાક વર્ણન આપી પોતાના હૃદયની આંતરિક લાગણી કાવ્ય દ્વારા વ્યક્ત કરે છે. વર્ડ્ઝવર્થના કહેવા મુજબ " કવિનું કર્તવ્ય, મનુષ્ય અને મનુષ્યની આસપાસ રહેલી સમસ્ત સૃષ્ટિ અને ત્હેમાં ચાલુ કર્મવ્યવહાર,–નું અવલોકન કરવાનું છે, જેથી કરીને હર્ષ અને શોક ઉભયનું યથેચ્છ ભાન વાંચકવૃંદને થાય." જ્યાં કૃત્રિમ દેખાવ કરતાં કુદરતી દેખાવ વિશેષ પ્રમાણમાં તરી આવે છે, એવા સ્થળમાં જો કવિનું નિવાસ સ્થાન હોય તો ત્હેના હૃદયમાં કાવ્યોર્મિ નિરંતર ઉછળ્યા કરે છે, અને શિશુવયમાં પ્રભુએ બક્ષેલી કવિત્વ શક્તિની જ્યોતિ ભવિષ્યમાં પુર બ્હારમાં ઝળકી નીકળે છે, અને અન્તે ગાંભીર્ય ધારણ કરે છે. વર્ડ્ઝવર્થે દીર્ઘ આયુષ્ય ભોગવ્યું હતું, અને તેથી કરીને પ્રસંગોપાત ત્હેની દૃષ્ટિ આગળ: શિશુવયના દિવસમાં ભોગવેલા યથેચ્છ આનન્દ તરી આવતા. શૈશવ અવસ્થામાં જે પ્રકારની કેળવણી મળે છે ત્હેના પર જ ભવિષ્ય આધાર રહે છે: બાલ્યાવસ્થા જ યુવાવસ્થાની જીવન પોષક તરીકે ગણાય છે. એ વિશે વર્ડ્ઝવર્થ ઈશારો કરે છેઃ—

" The Child is Father of man;
And I could wish my days to be
Bound each to each by natural piety, "

બાલ્યાવસ્થામાં બાળકના જ્ઞાનતંતુ બહુ કુંળા હોય છે, અને જેમ ત્હેને વાળવા ધારીયે

# ખંભાત.

'ખંભાત' એ ભારતમાં વસતી ચાર મોટી પ્રજા—બ્રાહ્મણ, જૈન, મુસલમાન અને પારસી–એઓમાંથી આદિ બેનું એક તીર્થસ્થાન અને અપર બેનું એક મહનીય સ્થાન છે. એ નગર વસાવાના તથા તીર્થપંક્તિમાં આવવાના ઇતિહાસ બ્રાહ્મણ તથા જૈનમતે ભિન્ન છે તે નીચે દર્શાવાશે.

## વ્યુત્પત્તિ.

એક વિદ્વાન્ (વસંત વર્ષ ૧૨ અ. ૮ પૃ. ૪૩૭) જણાવે છે કે—"વ્યુત્પત્તિ તપાસતાં પણ 'ખભાત' શબ્દ स्तम्भतीर्थ ઉપરથી બરોબર રીતે આવેલો જણાય છે;—સં स्तम्भतीर्थ, પ્રા. खंभइत्थ,..." ઇત્યાદિ. એ શુદ્ધ છે. स्तंभ ઉપરથી પ્રાકૃતમાં थंभ અને थम વિકલ્પે થાય છે. જે પાર્શ્વનાથના નામ ઉપરથી એ નગરનું નામ પડ્યુ છે તે પાર્શ્વનાથને પ્રકટ કરનાર પ્રખ્યાત અભયદેવસૂરિ સ્વકૃતजयतिहुअणस्तोत्रના (સ. ૧૧૧૧) ત્રિશમા શ્લોકમા एम पसीय सुपासनाह थंभणपुरट्ठिय (એમ પ્રસન્ન થાઓ સુપાર્શ્વનાથ સ્તંભનપુરસ્થિત) ઇત્યાદિ પંક્તિઓમાં ખભાતને 'થંભણપુર' લખે છે.

(૨) એ વ્યુત્પત્તિ હોવા છતાં ડા બુહલરે (બોંબે ગેઝેટિયર–કેમ્બે–૧૮૭૭) स्कम्भतीर्थ ઉપરથી ખભાત થયાની કલ્પના કરી છે, અને स्कम्भतीर्थ–खंभाइत्थ–ખંભાયત–એમ ક્રમ દર્શાવ્યો છે. स्क ઉપરથી પ્રાકૃતમાં ख થવાનું દૃષ્ટાન્ત स्कंध ઉપરથી 'ખધ' થઈ 'ખાધ' થયાનુ છે આ વ્યુત્પત્તિ યોગ્ય જણાતી નથી, કારણ યદ્યપિ સ્તંભાર્થક स्कंभ વૈદિક સંસ્કૃતમાં છે તથાપિ લૌકિક સંસ્કૃતમાં તે અપ્રયુક્ત થયો છે, અંતે એ સ્થલ સારૂ स्कंभतीर्थ એવો પ્રયોગ પુરાણોમાં કે શિલાલેખોમાં જોવામાં આવતો નથી.

## ખભાતના શિલા લેખો.

આરબ લોકોનો સંબધ ખભાત જોડે વ્યાપાર નિમિત્ત આશરે સં. ૯૫૦ માં હતો. તેઓમાં 'થ' અને 'ભ' ના ઉચ્ચાર ન હોવાથી કોઈ ભ્રષ્ટ રીતિએ તેને 'કંબાય' કહેતા હતા. (મસુદી નામે આરબ લેખક સ. ૯૭૧.) બીજો એક આરબ લેખક (સં. ૧૩૫૭) તેને 'કબાયત' લખે છે. ત્યાં મુસલમાનો જેઓની ભાષા ફારસી હતી તેઓનું રાજ્ય સ. ૧૩૬૦ માં થયુ. તે લોકોના ઉચ્ચારાદિ ફારસી હતા. તેઓએ આ નગરને 'ખંબાયત' કહેવા માંડ્યુ. ખંભાતમાં ફારસી શિલાલેખોમાં સર્વથી પ્રાચીન સં. ૧૩૭૨ (ઈ. સ. ૭૧૬) નો ત્યાંના કોષાધિકારી (ફા. મખઝન, ઈ. Treasuror) નામે અખ્યાર–ઉદ્દૌલત–વદ્દીનની કબર ઉપર છે. તેમાં તેનું નામ ફૂદુંબાયત (ફારસી 'ખ'નો ઉચ્ચાર સંસ્કૃત 'ખ' ના ઉચ્ચારથી ભિન્ન હોવાથી મૂલોચ્ચારનો બોધ થવા ફ+ઉ એમ

'પ'ને સ્થાને ફારસી લિપિમાં લખાયાનું અનુમાન થાય છે) એમ છે. આરબ વેપારીઓ તથા મુસલમાન અધિકારીઓથી વપરાતું એ નામ નગરવાસીઓને પણ વાપરવું પડ્યું, અને તેથી વ્યુત્પત્તિ અનુસાર પ્રાપ્ત થતા 'ખંભણુપુર'ને બદલે ખંભાયત વા ખંભાયત અને ખંભાત વા ખેંભાત એમ લોકોચ્ચારમાં અને પ્રચારમાં વિશેષે આવ્યું

સંસ્કૃતમાં સઉથી પ્રાચીન લેખ સં. ૧૩૫૨ નો છે. અગાઉ તેનું વિવેચન છે.

## પ્રાચીન નામ.

એનું પ્રાચીન નામ **स्तंभतीर्थ** વા **स्तंभनकपुर** છે.

એનું એથી પ્રાચીન નામ '**गंभूता**' હતું એમ 'અર્લિ ગુજરાત'માં (પૃ. ૧૨૩) લખ્યું છે, પણ તેનું પ્રમાણ ત્યાં આપ્યું નથી પરંતુ આમ અનુમાન તે સંબંધમાં થાય છે કે ગુજરાતના રાજા દ્વિતીય ભીમદેવનું એક તામ્રપત્ર સં ૧૨૬૩ નું છે તેમાં '**स्वभुज्यमान-गंभूतापथकान्तपातिन समस्तराजपुरुषान्**" ઈત્યાદિ છે, (ઇન્ડીયન ઍન્ટિક્વરિ. ૧૮૭૭ પૃ. ૧૯૪), તથા તેના અનુયાયી રાજા જયતસિંહદેવનું સં ૧૨૮૦ નું તામ્રપત્ર છે તેમાં '**वर्द्धिपथके गंभूतापथके च**' એમ છે તેમાં **वर्धिपथक** એ નિઃસંદિગ્ધ વઢિયાર (પચાસર-રાધનપુર પાસેનો દેશ) છે પણ એ ગંભૂતાને યૂરોપીય લેખકો ખંભાતનું જુનું નામ ગણતા જણાય છે. પણ તે સમીચીન નથી. ગંભૂતા પથક (જિલ્લા) માં કાલ્હરી ગામ લખ્યું છે, તે વીરમગામથી અણહિલ્લવાડપટ્ટનના માર્ગમાં છે, તેથી ગંભૂતાથી ખંભાત નહિ પણ એ પ્રદેશ ઉદ્દિષ્ટ છે (જે હાલ ગાયકવાડના રાજ્યમાં છે,) એમ અનુમાનાય છે.

પ્રાચીન પ્રયોગો જોતાં, **स्तंभतीर्थ** એ નામ પ્રયોગ, ગંગાધરના **प्रवास्यकृत्य**માં (સં. ૧૧૬૩) છે. ખંભાતના શાંતિનાથના પુસ્તક ભંડારમાં **हैमव्याकरणसूत्र**નું પુસ્તક છે તે આદર્શ ત્યાં **स्तंभतीर्थ**માં સં. ૧૨૯૬ માં લખાયાનો ઉલ્લેખ છે.

**कीर्तिकौमुदी** જેમાં **स्तंभतीर्थ**નું નામ આવે છે, તેના કર્તા ગુર્જરેશ્વર પુરોહિત મહાકવિ **सोमेश्वरदेव** એ વડનગરા નાગર બ્રાહ્મણ હતા. તેનો નિઃસંદિગ્ધ સમય સં. ૧૨૬૭-૧૩૧૧ છે. ગિરિનાર ઉપર જૈન દેવાલયોમાં તેણે રચિત શિલાલેખો (સં. ૧૨૮૮ ના) છે. તેમાં **स्तंभनकपुर** અને **स्तंभतीर्थ** એ બે નગરો પૃથક્ ગણાવ્યાં છે. (એ સંબંધમાં વિવેક આગાઉ લખાશે.) અને એક શિલાલેખ (જેના પ્રશસ્તિશ્લોકો સોમેશ્વરે નહિં પણ નરેંદ્રસૂરિએ રચિત છે તે)માં **स्तंभतीर्थ वेलाकुल** (ખંભાત બંદર) એમ અભિધાન છે. **कीर्तिकौमुदी**ની રચના સં ૧૨૮૮ પછી થઈ છે.

ખંભાતનો નાગર બ્રાહ્મણ કવિ વિષ્ણુદાસ સ્વકૃત 'આરણ્ય પર્વ' (સં. ૧૬૪૬) ને અંતે 'સ્તંભતીર્થમાં મારો વાસ' અને નાગર બ્રાહ્મણ કવિ શિવદાસ 'પરશુરામાખ્યાન'માં

(સં. ૧૬૧૭) 'મહીસાગર તટ સ્તંભતીર્થે' એમ ગુજરાતીમાં પણ ખંભાતને બદલે 'સ્તંભતીર્થ' જ પ્રયોજે છે.

## સ્તંભતીર્થ નામ પડવાનું કારણ.

એક વિદ્વાન્ કલ્પના કરે છે તેમ ત્યાં અશોકનો કોઈ સ્તંભ નથી, કારણ તેનું ચિહ્ન પણ જણાતું નથી, અને હુએનત્સંગ આદિ બૌદ્ધોના ધર્મપ્રવાસોમાં એ ભાગનું સૂચન પણ નથી. તેથી એ સ્થલને બૌદ્ધ સાથે કોઈ સંબંધ નથી. પણ બ્રાહ્મણો અને જૈનોને સંબંધ છે, અને તેથી એ નગરની સ્થાપના સંબંધમાં ઉભય મતની કથાઓ ભિન્ન છે. તેમાં બ્રાહ્મણકથા પૂર્વોક્ત ગેઝેટિયરના 'કેમ્બે' ખંડમાં આપવામાં આવી છે પણ તે અલ્પ છે, અને જૈન કથાનો તો નવીન ઐતિહાસિક ગ્રંથો કે લેખોમાં કહિં પણ ઉલ્લેખ કરાયો નથી, તેથી તે ઉભયનો અત્ર સંગ્રહ કરાય છે.

(૧) બ્રાહ્મણકથા—શ્રી સ્કંદપુરાણના સાત ખંડમાં પ્રથમ માહેશ્વર ખંડમાં બીજો 'કુમારિકા ખંડ' છે. તેમાં કથાયું છે કે નારદે મહીસાગરસંગમનું માહાત્મ્ય સાંભળી (અધ્યાય. ૩.), ધર્મવર્મા રાજા પાસેથી દ્રવ્ય મેળવી (અ. ૪), ત્યાં મહીનગર સ્થાપ્યું. તે 'મહીસાગર સંગમ તીર્થ' થયું. કુમારે (કાર્તિકેયે) તારકાસુરનો વધ કર્યા પછી ત્યાં કુમારાભિષેક કરાયો (અ. ૩૦). તારકાસુર મહાદેવનો પરમ ભક્ત હતો, તેથી તેના વધથી—શિવ ભક્તના વધથી—જનિત પાતકની શાંતિ-અર્થ વિશ્વકર્મા દ્વારા ત્રણ લિંગ કરાવ્યાં (અ. ૩૩). તે વેલા દેવોએ પૂર્વ પ્રસિદ્ધ આચાર કહ્યો કેઃ—जयंति ये रणे शत्रूंस्तैः कार्यं स्तंभचिह्नकः ।३५।२। (જેઓ રણમાં શત્રુઓને જીતે છે તેઓએ (જય) સ્તંભરૂપ ચિહ્ન કરવું.) અને પછી ગત દર્શાવ્યું કે—तस्य स्तंभाग्रमस्तो च संस्थापय शिवात्मज ।३५।६। (અને હે શિવના પુત્ર, (તેમાંના એક લિંગની) સ્થાપના તે સ્તંભના અગ્રભાગ (ટોચ) ઉપર કર). તે સ્વીકારી કુમારે ત્યાં સંગમ ઉપર जयस्तंभ રોપી તેના ઉપર તૃતીય લિંગની સ્થાપના स्तम्भेश्वर નામથી કરાઈ (અ. ૩૫.) (આ મહાદેવ અદ્યાપિ ખંભાતમાં છે.)

પરંતુ તે તીર્થ થોડા સમયમાં સ્થાપિત થઈ શુભક્ષેત્ર થયું (અ. ૫૮.) તે સંબંધિની કથા આમ છે કે—એક વાર બ્રહ્માની સભામાં સર્વે તીર્થે ગયાં હતાં. ત્યાં 'સર્વે તીર્થોમાં કોણ શ્રેષ્ઠ' એ વિચાર પ્રચલિત થયો. કોઈ તીર્થ બોલ્યું નહિ ત્યારે પ્રસ્તુત તીર્થે પોતાની સર્વશ્રેષ્ઠતા ઉચ્ચારી, અને તે પ્રતિપાદિત કરવા કારણો દર્શાવ્યાં કે—(૧) ઇંદ્રદ્યુમ્ન રાજાના તપથી લભ્યમાન પૃથ્વી સર્વ તીર્થના દ્રાવભૂત મહીનદીના આકારે પરિણામ પામી. (૨) મહર્ષિ નારદે ત્યાં સ્થાન સ્થાપ્યુ અને (૩) કુમારે (કાર્તિકસ્વામીએ) 'કુમારેશ્વર મહાદેવ' સ્થાપ્યા. તે સાંભળી બ્રહ્માના જ્યેષ્ઠ સુત ધર્મે એ તીર્થના 'સ્વમુખે સ્વપ્રશંસા કરવા રૂપ અહંકાર-પાપ' ની શિક્ષા સારૂ શાપ આપ્યો કે—

अगाम्यात्ते प्रलग्नमिदं क्षेत्रं भविष्यति (अ. ५८ श्लो. ३६.)
स्तंभतीर्थमिति ख्यातं स्तंभो गर्वः कृतो यतः ।....

किंतु नात्मगुणा वाच्याः सतामेतत्सदा व्रतं
परोक्षेऽपि स्वप्रशंसा ब्रह्माणमपि चालयेत् ॥ ४४ ॥

(આ ક્ષેત્ર (સ્તંભતીર્થ) અપ્રખ્યાત અને નષ્ટરૂપ રહેશે. તેણે સ્તંભ (એટલે) (ગૌણ અર્થમાં) ગર્વ કર્યો તેથી સ્તંભ-તીર્થ એવું નામ થશે...કિંતુ સજ્જનનેરોનું આ નિત્ય વ્રત છે કે પોતાનાં ગુણો (પોતાને મુખે) (કદાપિ) વદવા નહિ. પરોક્ષમાં (કોઇની પણ સમક્ષમાં નહિ એમ) પણ કરેલી સ્વપ્રશંસા બ્રહ્માને (સ્વસ્થાનથી—પોતાના ઉત્તમ પદથી) ચલાવે (અર્થાત્ ભ્રષ્ટ કરે). (તેથી સ્વપ્રશંસા વા ગર્વ સર્વથા સજ્જનોએ ત્યાજ્ય છે.)

પછી બ્રહ્માના વાક્યથી ધર્મે શાપ પાછો ખેંચી લીધો અને કહ્યું કે—

स्तंभादेतन्महातीर्थमप्रसिद्धं भविष्यति
स्तंभतीर्थमिति स्थानं सुप्रसिद्धं भविष्यति ॥ ६३।७॥

(આ મહાતીર્થ છે પણ તે ગર્વ કરવાના કારણથી અપ્રસિદ્ધ થઈ જશે. પણ સ્તંભતીર્થ એ નામે (અર્થાત્ નામ માત્રમાં જ) સુપ્રસિદ્ધ થશે.

એ પ્રમાણે પુરાણકથન છે.

(૨) જૈનકથા—સ્તંભતીર્થના સ્થાપન સંબંધમાં જૈનકથાઓ (૧) जया तिहुअणस्तोत्रटीका (સમય અજ્ઞાત) (૨) ચંદ્રપ્રભ સૂરિકૃત प्रभावक चरित (સં. ૧૩૩૪) (૩) મેરુતુંગકૃત प्रबंधचिंतामणि (સં. ૧૩૬૧) (૪) જિનપ્રભકૃત तीर्थकल्प (સં. ૧૩૬૫) અને (૫) રાજશેખરસૂરિકૃત कथाकोश વા प्रबंधचतुर्विंशति (સં. ૧૪૦૫) માં છે. તે સર્વ ઉપરથી અત્ર સંક્ષેપ લખાય છે.

એ, કથા આમ છે કે—(૧) गाहाजुअलेण-स्तव (૨) तरंगलोलाचंपू (૩) निर्वाणकलिका (૪) प्रश्नप्रकाश (જ્યોતિષ) ના કર્તા અને 'પાદલિપ્તસ્થાન' (પાલીતાણા)ના સ્થાપક પાદલિપ્તાચાર્યે (વિ. સં. ૨૩૪) સુરાષ્ટ્રાભૂષણ-શત્રુંજયના એક શિખર નામે 'ઢંક' પર્વત ઉપર (ઢંકામહાપુરીમાં એમ મેરુતુંગ લખે છે) 'સિદ્ધપુરુષ' નાગાર્જુનને આકાશગમનવિદ્યા શીખવી, અને તે શિષ્ય થયો. નાગાર્જુનને રસનું (પારદ-પારાનું) બંધન સિદ્ધ કરવું હતું. તે સંબંધમાં વાસુકિનાગ તથા પાદલિપ્તે જણાવ્યું કે કાંતિપુરીમાં (વર્તમાન ગાઝીપુરથી વિશ માઇલ ઉત્તરે એક પ્રાચીન નગર) થી પાર્શ્વનાથની પુરાતન મુખની પ્રતિમા છે તે લાવી તેની દષ્ટિતલે તે રસનું પદ્મિની સ્ત્રીના હસ્તથી મર્દન કરાવવામાં આવે તો તે રસ બંધાય, અને કોટિવેધી રસ સિદ્ધ થાય. હવે કાંતિપુરીમાં ધનપતિ નામે શ્રેષ્ઠી (શેઠ) એ જિનનો ચૈત્યગોષ્ઠિક (મંદિરનો 'ટ્રસ્ટી') હતો. તેને જ્યોતિષીએ (જોશીએ) કહ્યું હતું કે કોઈ મર્તિચોર આવેલ છે, તેથી તેનું સાવધાનતાથી રક્ષણ કરવું. તેથી તે પોતાના

ચાર પુત્રો સહિત સાવધાનતાથી તેમ કરતો હતો. એકવાર જ્યારે આરાત્રિક-મંગલપ્રદીપ (આરતી) ના સમયે પિતાપુત્રો પ્રણામ કરતાં અધોમુખ હતા ત્યારે લાગ જોઈ નાગાર્જુને મૂર્તિ ઉપાડી લઈ તે સહિત આકાશમાર્ગે ગમન કર્યું; અને (ગુજરાતમાં ખેડા (ખેટક) જિલ્લામાં) આવેલી સેડી (શેઢી) નદીના તટ ઉપર તે પાર્શ્વનાથની દૃષ્ટિ તલે પ્રતિષ્ઠાનપુર (પૈઠન) ના સાતવાહન રાજાની પતિવ્રતા પદ્મિની પત્ની ચંદ્રલેખાને હસ્તે રસવિધાન કરાવતાં તે પારદ સ્તંભ્યો. તે ચમત્કારિ પવિત્ર સ્થલ તે ઉપરથી (રસેશ્વર પારાનું સ્તંભન ત્યાં થવાથી) **स्तंभनकतीर्थ** નામે પ્રસિદ્ધ થયું.

**प्रबंधचिंतामणि**કાર લખે છે કે—**सेडीतटिन्यास्तटे तदेव विन्यस्य......यत्र स रसः स्तंभितस्तत्र स्तंभनकाभिधानं श्रीपार्श्वनाथतीर्थम्** ॥ (સેડી નદીના તટે તે જ (પાર્શ્વનાથ મૂર્તિને) મુકીને...જ્યાં તે રસ (પારો) બંધાયો ત્યાં **स्तंभनक** નામે શ્રી પાર્શ્વનાથનું તીર્થ થયુ.)

**प्रभावकचरित** માં લખે છે કે—

> तृतीया स्तंभनग्रामे सेटिकानटिनीतटे । अभयदेवसूरिप्रबंधे । १४२ ।
> ततः स्तंभनकामिख्यस्तेन ग्रामो निवेशितः । " १४५ ।

(વિશ્વકર્માએ નિર્મિત ત્રણ મૂર્તિમાંની) ત્રીજી સેટિકા (શેઢી) નદીના તટ ઉપર સ્તંભન ગ્રામમાં છે...ત્યાર પછી તેણે (નાગાર્જુને) સ્તંભનક નામે ગામ વસાવ્યું.)

**प्रबंधचतुर्विंशति**ના અક્ષરો આમ છે કે—**सेडीनदीतीरे पार्श्वदृष्टौ रसः स्तंभितः । स्तंभनकं नाम तत्तीर्थं पप्रथे । स्तंभनपुरं नाम पुरं च ।** (શેઢી નદીના તટ ઉપર પાર્શ્વનાથની દૃષ્ટિ તલે પારાનું સ્તંભન કરાયું. તે તીર્થ 'સ્તંભનક' નામે પ્રસિદ્ધ થયું અને તે નગર 'સ્તંભનપુર' નામે પ્રસિદ્ધ થયું.)

એ સિદ્ધરસનો લાભ નાગાર્જુન લેઈ ન શક્યા અને તે પાર્શ્વનાથની દિવ્યમૂર્તિ કાલેકરી ભૂમિગત થઈ કેવલ વદનમાત્ર બહાર રહી. અનેક શતકો પર્યંત એ ચમત્કારિ બિંબ અપૂજિત રહ્યું. અને તેને સંલગ્ન નગર પણ અપ્રસિદ્ધ થઈ ગયું.

**नवांगीवृत्ति**કાર અભયદેવસૂરિ (સં. ૧૦૮૮-૧૧૩૫) કોઈ રોગથી 'અતિપીડિત હતા. તેમાંથી એ મૂર્તિના પૂજનના પ્રભાવથી મુક્ત થશે એમ જ્ઞાન પ્રાપ્ત થવાથી તેઓએ એ મૂર્તિ શોધી કાઢી અને **द्वात्रिंशतिकास्तव** (**जयतिहुअणस्तोत्र**) થી સ્તુતિ કરતાં તે મૂર્તિ ક્રમે બહાર સ્વતઃ પ્રાદુર્ભૂત થઈ અને તેની પ્રતિષ્ઠા અભયદેવ સૂરિએ (સં. ૧૧૧૧) કરી.

એ મંદિરની આસપાસ જે ગ્રામ વસ્યું તે વૃદ્ધિ પામી **स्तंभनगर** થયું. અને એ

પાર્શ્વનાથ 'ચિંતામણિ પાર્શ્વનાથ' વા પ્રાકૃતમાં 'થાંભણા પારસનાથ' ના નામથી પ્રસિદ્ધ થયા.

## ઐતિહાસિક તારતમ્ય.

આ ઉભય કથામાં બે પ્રધાન સામ્ય છે. વિશ્વકર્માએ ત્રણ લિંગ કે ત્રણ પાર્શ્વપ્રતિમા રચી હતી, અને દીર્ઘસમય સુધી તે ક્ષેત્ર કે તીર્થ અપ્રસિદ્ધ રહ્યું હતું.

મહી અને શ્વભ્રમતી (સાબરમતી) નદીઓ મધ્યનો પ્રદેશ જે વર્તમાનમાં ખંભાતનો પ્રદેશ છે એ કુમારિકા ક્ષેત્રના નામથી પ્રસિદ્ધ છે. એના માહાત્મ્યનો સ્કંદપુરાણમાં એક ખંડ છે. માનવાને કારણ છે કે સર્વ પુરાણોમાં वायुपुराण પ્રાચીનતમ છે અને स्कंदपुराण અર્વાચીનતમ છે. 'સ્કંદપુરાણ' માં આ વિલક્ષણતા છે કે તેનો વિસ્તાર એક લક્ષ શ્લોકનો ગણિત હોવાથી અને એકત્ર તે ગ્રંથ દુઃપ્રાપ્ય હોવાથી તેની પૂર્તિ અર્થે અને નવીનને પ્રાચીનરૂપ આપવા અનેક તીર્થો અને ક્ષેત્રોનાં માહાત્મ્યો નવીન રચાઈ તેમાં પ્રક્ષિપ્ત થયાં છે. પ્રસ્તુત ખંડના ઓગણચાલીસમા અધ્યાયમાં मेवाड, वागुरि (વાધેર), गुर्जरात्र (ગુજરાત (શ્લો. ૧૪૧) અને बहद्कर्कुंड (વડોદ) (અ. ૪૬) આદિ પ્રાકૃત નામો આવે છે, એથી તે ખંડની રચના પ્રાચીન કાલની જણાતી નથી.

અન્યતઃ નાગાર્જુન એ એક પ્રસિદ્ધ ઐતિહાસિક વ્યક્તિ છે, અને પ્રાચીન રસવૈદ્ય તથા સિદ્ધરૂપે પ્રખ્યાત છે. તેમણે आश्चर्ययोगरत्नमाला (જેના ઉપર ગુણાકરની ટીકા સં. ૧૨૪૦ જેટલી પ્રાચીન છે) અને कच्छ क्ष पुट નામે બે ગ્રંથો તંત્ર, મંત્ર અને ઔષધાદિ વિષયક રચ્યા છે.

યોગ, યંત્ર, મંત્ર અને ઔષધિદ્વારા આકાશગમન, દૂરશ્રવણાદિ અનેક સિદ્ધિઓ પૂર્વકાલના અધિકારી મનુષ્યો પ્રાપ્ત કરતા, જેના ઉલ્લેખ આપણા પ્રાચીન ગ્રંથોમાં છે અને જેનો થોડાં વર્ષ પૂર્વે નવીન વિદ્વાન્ અજ્ઞાનીઓ ઉપહાસ કરતા હતા. સહુથી પ્રથમ મંત્રયુગ હતો. પછી યોગયુગ થયો. પછી ઔષધિયુગ આવ્યો, અને વર્તમાન યંત્રયુગ છે. પુરાણાદિમાં વર્ણવેલાં તે તે ઐતિહ્ય હાલ આપણે યંત્રદ્વારા પુનરાવર્તન પામતાં અનુભવીએ છીએ, અને એક વેલાના પ્રાચીન વિદ્યાના ઉપહાસકો નવી વિદ્યાથી અજ્ઞાનીઓ સિદ્ધ થતા અને ઉપહસાતા જોઈએ છીએ. પાદલિપ્ત આચાર્ય તથા નાગાર્જુને સાધેલી આકાશગમન વિદ્યા એવીઓમાંની એક હતી.

નાગાર્જુન સંબંધિની આશ્ચર્યકારક કથાઓ એથી તથા બીજાં કારણોથી અશ્રદ્ધેય નથી. એ કથાઓમાં નાગાર્જુનને સાતવાહન રાજાના સમકાલીન અને મિત્ર કહ્યા છે, અને તેને સુપ્રસિદ્ધ બાણભટ્ટનો લેખ પણ પુષ્ટિ આપે છે. હર્ષચરિતના અષ્ટમ ઉચ્છ્વાસમાં બૌદ્ધાચાર્ય દિવાકરમિત્ર મંદાકિની નામે એક એકાવલિને (મોતીની એકસરની માલા) મહારાજ-

ધિરાજ હર્ષવર્ધનને અર્પતાં તે માલાનો ઇતિહાસ કહે છે. તેમાં જણાવે છે કે તે દિવ્યમાલા વાસુકિનાગ પાસે હતી. પછી तस्मान्नागराजान्नागार्जुनो नाम नागैरेवानीतः पातालतलं भिक्षुरभिक्षत लेभे च । निर्गत्य रसातलात्त्रिसमुद्राधिपतये सातवाहननाम्ने नरेन्द्राय सुहृदे स ददौ ताम् ।"( નાગોથી પાતાલતલમાં અણાયલા નાગાર્જુન નામ ભિક્ષુએ તે નાગરાજ વાસુકિ કનેથી માગી અને લીધી. રસાતલમાંથી બહાર આવી તેણે તે એકાવલિને ત્રણે સમુદ્રના અધિપતિ અને પોતાના મિત્ર સાતવાહન નામના રાજાને આપી.) આ પંક્તિઓ નાગાર્જુનનું સાતવાહન સમકાલીનત્વ અને સિદ્ધત્વ સ્પષ્ટ કહે છે. ઉપર્યુક્ત કારણોથી પ્રસ્તુત સંબંધમાં જૈનકથા અધિક વિશ્વસનીય પ્રતીત થાય છે.

## પ્રાચીનસ્થાન.

જેમ પાટલિપુત્ર (પટના), તક્ષશિલા (ટેક્સિલા), અણહિલ્લપત્તન, આદિ પ્રાચીન નગરો સ્વમૂલસ્થાનથી વર્તમાનમાં દૂર ગયાં છે, તેવુંજ ખંભાત સંબંધમાં પણ થયું છે. જૈન કથાનક ઉપરથી સ્પષ્ટ જણાય છે કે પ્રથમ સ્તંભતીર્થ સેઢી (શેઢી) નદીને તટે હતું. जयतिहुअणस्तोत्रटीकामां પણ છે કે स्तंभनकपुरे सेढिकानद्युपकंठे...श्रीपार्श्वनाथः स्वयंभूरस्ति । (સેઢિકા (શેઢી નદીને તટે આવેલા સ્તંભનકપુરમાં...શ્રી પાર્શ્વનાથ સ્વયંભૂ છે.) કાલક્રમે તે મૂલસ્થાન વિસ્તાર પામતાં અને ભંગ પામતાં સમુદ્રાભિમુખ ખસતું થઈ તે બંદર થયું, અને પુનઃ વ્યાપારાદિથી પ્રસિદ્ધ થયું. 'અર્લિ ગુજરાત' આદિ ઉપરથી જણાય છે કે ઇબ્નહોકલ નામે આરબ ગ્રંથકાર (સં. ૧૦૨૬) 'કંબાય' સમુદ્રથી ૭ માઇલ દૂર હોવાનું લખે છે, અને ઇદ્રિસી (સં. ૧૨૦૯) તેને સમુદ્રથી ત્રણ માઇલ દૂર હોવાનુ લખે છે. ઉપર સં. ૧૨૮૮ ના લેખમાં स्तंभनकपुर અને स्तंभतीर्थ પૃથક્ લખેલાં છે તેનુ સમાધાન પણ આ ઉપરથી થઈ શકે એમ છે કે મૂલ તીર્થસ્થાન સમુદ્રથી દૂર અંતરના ભાગમાં હતુ, અને તીર્થ ઉપરથી પ્રાપ્તનામ નગર બંદર (વેલાકુલ) હતું.

## સ્તંભનપાર્શ્વનાથ અને દેવાલય.

જે પાર્શ્વનાથની મૂર્તિના નામ ઉપરથી स्तंभनकपुर (ખંભાત) થયું તે મૂર્તિ હાલ ખંભાતમાં 'ચિંતામણિ પાર્શ્વનાથ' ના નામથી વિદ્યમાન અને પૂજિત છે. જૈન ઇતિહાસ અનુસાર તે પ્રતિમા પ્રથમ દ્વારવતી (દ્વારકા) માં હતી, તેનો દાહ થયા પછી તે સમુદ્રમાં પડી હતી. ત્યાંથી સાંયાત્રિક શ્રેષ્ઠી (વહાણવટી શેઠ) ધનપતિને પ્રાપ્ત થતાં તેમણે કાંતિપુરીમાં તેની સ્થાપના કરી. ત્યાંથી નાગાર્જુન સેઢીનદીતટે લેઈ ગયા. ત્યાં स्तंभनतीर्थ થયું, અને મૂર્તિ स्तंभनपार्श्वनाथना નામથી પ્રસિદ્ધ થઈ. ત્યાંથી અભયદેવસૂરિએ જે સમીપ નગરમાં તે મૂર્તિનું સ્થાપન કર્યું તે स्तंभनकपुर પ્રસિદ્ધ થયું. ગિરિનારના વસ્તુપાલના પૂર્વોક્ત શિલાલેખમાં स्तंभनकपुरावतारश्रीपार्श्वनाथदेव એમ પંક્તિ છે.

ખંભાતમાં ઉપલબ્ધ સંસ્કૃત શિલાલેખોમાં સઉથી પ્રાચીન ચિંતામણિ પાર્શ્વનાથના

મંદિરનો સં. ૧૩૫૨નો છે. એ લેખના શ્લોક ૨૧-૨૨ થી જણાય છે કે મોઢવાણીય ખેતુકે તેનું જીર્ણોદ્ધરણ કર્યું. એ લેખમાં ચતુર્થ શ્લોક પછી સં. ૧૧૬૫ જ્યેષ્ઠ વદિ ૭ નો ઉલેખ છે. તે ભાગ ખંડિત છે, પણ અનુમાન થઈ શકે કે તે મિતિ મંદિરના બૃહન્મંદિર નિર્માણની હોય અથવા પ્રથમ ઉદ્ધરણની હોય. પ્રબંધચિંતામણિ ઉપરથી જણાય છે કે મહારાજ કુમારપાલે તેનો ઉદ્ધાર કર્યો હતો, અને બીજા ગ્રંથ ઉપરથી જણાય છે કે એ મંદિરનાં દંડ અને કલશ વસ્તુપાલે સુવર્ણમય કરાવ્યાં, અને સં. ૧૨૪૩ માં ઉદ્ધાર કર્યો.

## ખંભાતનો પ્રસિદ્ધિસમય.

વસ્તુત: સં. ૧૧૧૧ માં શ્રી સ્તંભનપાર્શ્વનાથની પ્રતિષ્ઠા પછી એ સ્થલનો મહિમા વધતો ચાલ્યો જણાય છે.

*શ્રી ફાર્બસ કૃત રાસમાલામાં* લખ્યું છે કે મહારાજ મૂલરાજે પોતાના અંતિમ સમયમાં ઉત્તરમાંથી શુદ્ધાચારવિચાર વિદ્વાન્ બ્રાહ્મણોને આમંત્રી (આશરે સં. ૧૦૫૦) ગ્રામાદિદાન તેઓને આપ્યાં, તેમાં સ્તંભતીર્થ હતું. (ગુ. રાસમાલા. ૨. આ. ભા. ૧ પૃ. ૮૬). પરંતુ એ લેખનનું મૂલ શું છે તે જણાતું નથી. 'અર્લિ ગુજરાત' માં (પૃ. ૧૬૧) મૂલરાજે શ્રીગૌડ બ્રાહ્મણોને સ્તંભતીર્થ અર્પણ કર્યાનું લખ્યુ છે, તેમાં પણ કંઈક દોષ જણાય છે. શ્રીગૌડપ્રકાશ (પદ્મપુરાણના પાતાલ ખંડમાં) તો સિદ્ધરાજ જયસિંહે સં. ૧૧૮૦ (શ્લો. ૭૧) માં શ્રીગૌડ બ્રાહ્મણોને ગુર્જર મંડલમાં વસાવ્યાનો સ્પષ્ટ ઉલ્લેખ છે.

ખંભાતમાં જ સુપ્રસિદ્ધ હેમચંદ્રે સ. ૧૧૫૦ (૪) માં દીક્ષા લીધી હતી અને કુમારપાલ પૂર્વાવસ્થામાં મંત્રી ઉદયન તથા હેમચંદ્રને ત્યાં જ મળ્યો હતો.

ખંભાત જોડે આરબોનો વ્યાપાર દીર્ઘકાલથી હતો. અને તેથી તે સ્થાન દેશપરદેશ પ્રસિદ્ધ થયું હતું. આરબ લેખક મસુદીના લેખ ઉપરથી તે સમયે (સં. ૯૭૧) તે માન્યખેટ (માલખેડ-શોલાપુરથી દક્ષિણ-પૂર્વમાં સાઠ માઇલ ઉપર) ના રાજાની સત્તા તલે હોવાનું અનુમાન થાય છે. તામ્રપત્રો ઉપરથી સિદ્ધ થાય છે કે માન્યખેટના રાજા શર્વનો પિતૃવ્ય ભ્રાતા ઇંદ્રરાજ લાટદેશનો રાજા હતો, અને તે સહ મસુદીના લેખનું અનુસંધાન કરતાં પ્રાપ્ત થાય છે કે ખંભાત તે સમયે લાટદેશમાં હતું, અને ગુર્જર ચૌલુક્યોની સત્તા તલે ત્યાર પછી કેટલેક સમયે ગયું. સં. ૧૦૮૦ માં પ્રભાસપત્તનનું પતન થયા પછી ખંભાત બંદર વિશેષ વૃદ્ધિમત્ થયું. કુમારપાલના સમયથી જૈનોનું ત્યાં પરિબલ વધ્યું. તે ઠેઠ વસ્તુપાલાદિના સમય સુધી રહ્યું. ગિરિનાર ઉપરના વસ્તુપાલ તથા તેજ:પાલ એ ભાઇઓએ જીર્ણોદ્ધૃત જૈનમંદિરોના શિલાલેખોથી જણાય છે કે વસ્તુપાલનો પુત્ર જયંતસિંહ ત્યાં ખંભાતમાં સં. ૧૨૭૯ માં રાજ્યાધિકારી હતો. (મૂલમાં આમ પંક્તિ છે કે **શ્રી जयतसिंहे... स्तंभनकतीर्थमुद्राव्यापारान् व्यापृण्वति**...આનો અર્થ યુરોપીય ભાષાંતરકારોએ ('રાજ્યનો મંત્રી કરતો.' એ પ્રકારે અર્થ પર્યંત કર્યો છે. પરંતુ તે સદોષ લાગે છે. વિસ્તાર-

ભયથી અત્ર તેની ચર્ચા કરી નથી.) તે સમયે ત્યાં ખંભાતમાં 'સઇદ' (સૈયદ...) (સદીક) નામે એક નૌવિત્તક (વહાણવટી) બહુ પ્રબળ થયો હતો. તેનો મિત્ર વટરૂપ (વડવા-હાલનું ભાવનગર) નો રાજા શંખ હતો. તેના બળથી સઇદે જયંતસિંહાદિનું અપમાન કરવા માંડ્યું હતું. વસ્તુપાલે અતુલ સંગ્રામ કરી તેને હરાવ્યો હતો અને તેનું શાસન કર્યું તેથી તે **सदीकान्वयसंहारी** એ બિરુદ રાજાથી પામ્યો. વસ્તુપાલે ત્યાં અનેક મંદિર, વાપી અને કૂપો બંધાવ્યા. એમ વાઘેલ ચૌલુક્ય વંશના રાજાઓના સમયમાં ખંભાતની સમૃદ્ધિ અને કીર્તિ વધતાં રહ્યાં. વેનિસનગર નિવાસી પ્રવાસી માર્કોપોલો (સં. ૧૩૪૫) પણ સ્વપ્રવાસ વર્ણનમાં ખંભાતને હિંદુસ્થાનના મુખ્ય નગરોમાંનું એક ગણે છે. પછી થોડા વર્ષોમાં જ ગુજરાતના રાજ્ય સાથે તે પણ મુસલમાન રાજાઓની સત્તા તલે ગયું.

## ખંભાતનાં અપર નામો.

તેનાં અપર નામો **ભોગાવતી, ત્રંબાવટી** અને **ખંભાવતી** છે. ત્રંબાવટી નામ કેટલાંએક લખાણોમાં ઉપલબ્ધ છે. કવિ વિષ્ણુદાસ 'આરણ્ય પર્વ'ને અંતે 'ત્યાં સાગર તટ ત્રંબાવટી વાસ, કથાપ્રબંધ-કર્યો મેં ખાસ' અને શિવદાસ 'મૌશલ પર્વ'ને અંતે 'સાગર તટ ત્રંબાવટીમાં શિવદાસ' એમ લખે છે.

એનું નામ ત્રંબાવટી પડયાની કથા 'કેમ્બેગેઝેટીયર' માં પૃ. ૪૨ છે. પ્રખ્યાત કવિ શામલભટ્ટે 'સિંહાસન બત્રિશી' માં દશમી વાર્તા 'ગર્દભસેનની વાર્તા' છે (રચી સં. ૧૭૭૯) તેમાં એ કથા આપી છે. તે આમ છે કે—ઇંદ્રે મોહિની નામે અપ્સરાને શિવ-સંનિધ નૃત્ય કરવા મોકલી હતી. માર્ગમાં તેને ઇંદ્રપુત્ર સીરસુત્ર પોતાને ત્યાં લેઈ ગયો. ઇંદ્રના જાણવામાં તે વાત આવતાં શાપ દીધો કે—

> ઇંદ્રિ કહે રે અલ્યા **ભોગાવતી** શુભ થાન.
> અવતાર પામીશ ગર્દભ તણો, પણ પામીશ બહુ માન. ૪૩

પછી તે અનુસાર—

> પડયો પુત્ર પૃથ્વીવિષે સ્તંભતીર્થ નિજ પેર,
> ગર્દભ થઇને અવતર્યો કુંભાર કેરે ઘેર. ૪૭

શાપાનુસાર તે દિવસે ગર્દભ અને રાત્રે મનુષ્ય થતો. તેણે કુંભારદ્વારા રાજાની પુત્રી પોતાને પરણાવવા માગું કર્યું. રાજાએ ઉત્તરમાં જણાવ્યું કે તે જો નગરને ત્રાંબાનો કોટ અને રૂપાનાં કોશીસાં (કપિશીર્ષક) કરી આપે તો પુત્રી આપશે. ગર્દભરૂપ ઇંદ્રપુત્રે વિશ્વકર્માને બોલાવી એક રાત્રિમાં તે પ્રમાણે કરી આપ્યું.

> કન્યા પરણાવી થયું છે કામ, પડયું નગર **ત્રંબાવટી** નામ.. ૮૮

તે પછી એ ગર્દભસેનથી રાજપુત્રીને ગર્ભ રહ્યો. તેનાં માતપિતાએ ગુપ્ત રીતિએ તેને

રાત્રિમાં પુરુષરૂપ થતો જોયો. કર્મગતિથી રાજાને એવી બુદ્ધિ થઈ કે તે રાત્રિદિવસ પુરુષ રૂપ જ રહે તેથી તેનું ગર્દભશરીર દગ્ધ કરાવ્યું. તેના શાપનો અવધિ પણ પુત્ર પ્રાપ્તિનો હતો. તેથી તે અવધિ આવવાથી તથા શાપ-દેહ નષ્ટ થવાથી તે ઇંદ્રસુત સ્વર્ગમાં ગયો અને જતે જતે રાજપુત્રીને કહેતો ગયો કે તેણે કોઇને પણ સૂચવ્યા વિના નાશી જવું કારણ રાજાના દુષ્કર્મથી તે નગર સવાર પડતામાં 'દટંતર' થી નાશ પામશે.

બાલ્યું મારૂં ખોલિયું કૂડું કીધું કામ,
ગર્ફ થશે પૃથ્વી વિષે ત્રંબાવટ બધું ગામ. ૧૧૫
બાર ગૌ ફરતું બુડશે ગામ દટતર હોય....
ત્રંબાવટી અલોપ જ થયુ, નગર ફીટીને ઝગર જ થયું. ૧૨૨
તે ગામમાં થયો ઉત્પાત, કો કાલે વસ્યું ખંભાત.

એનો પુત્ર તે શકકર્તા વીરવિક્રમાદિત્ય થયો.

એ ત્રંબાવટી તે હાલ ખંભાતથી દોઢકોશ ઉપર નગરા ગામ છે તે હતું એમ કહેવાય છે. ગર્દભસેનને કેટલાએક પારસીક રાજા બહરામ ગુર (ખર) હોવાનું માને છે, પરંતુ તે વિશ્વસનીય નથી, કારણ બહરામ મ. ૪૭૬ માં હતો, જ્યારે વિક્રમનો સમય તેથી પ્રાચીન છે.

'સિંહાસન બત્રિશીની પાંચમી વાર્તા 'પંચદંડ' માં પણ ત્રંબાવટીનાં નામાદિ છે (૨૬૫-૨૬૬ ઈ.) પરંતુ તે અવિશ્વસનીય છે કારણ 'ગર્દભસેનની વાર્તા' અનુસાર વિક્રમના જન્મ પહેલાં ત્રંબાવટી નાશ પામ્યું હતું, જ્યારે પચદંડની વાર્તામાં વિક્રમ તે નગરીમાં ગયાનુ જણાવે છે.

આ સંબંધમાં આ અવધાર્ય છે કે શામલે 'સિંહાસન બત્રિશી' સંસ્કૃત કથા અનુસાર લખ્યાનું જણાવ્યું છે. પણ વર્તમાન सिंहासनद्वात्रिंशतिकाની કથાઓથી આ કથાઓ ઘણી ભિન્ન પડે છે.

જૈનકવિ હીરકલશે પણ (એક મતે સં. ૧૬૩૬, અપરમતે મ. ૧૫૩૬) 'સિંહાસન બત્રિશી' રચી છે, પણ તે ગ્રંથ હસ્તગત ન થવાથી કથાભેદ જાણમાં આવ્યો નથી.

જૈનોની 'કાલિકાચાર્ય કથા' માં ગર્દભિલ્લને ઉજ્જયિનીનો રાજા કહ્યો છે. તે પૂર્વોક્ત ગર્દભસેનથી ભિન્ન છે.

**ખંભાવતી** એ ખંભાતને સંસ્કૃતરૂપ આપવા કોઈ તરફથી પ્રયત્ન થયો જણાય છે. એ નામ પડવા સંબંધી દંતકથા 'કમ્બે ગેઝેટિયર' માં આપી છે કે ત્રંબાવટીના રાજા અભયકુમારને સ્વપૂજ્ય મૂર્તિએ જણાવ્યું હતું કે ઝંઝાવાતથી એ નગરનો નાશ થશે. તેથી રાજા તે મૂર્તિ તથા તેની પ્રતિષ્ઠાપીઠને લેઈ સમુદ્રમાં ગયો ને પછી નગર નાશ પામ્યું. પુનઃ શાંતિ થતાં તે પાછો ફર્યો અને તે પ્રતિષ્ઠાપીઠ જે એક સ્તંભ હતો તેનું તથા મૂર્તિનું સ્થાપન મૂલનગરથી થોડે દૂર કર્યું અને નગર બાંધ્યું. તે સ્તંભ (ખંભ) ઉપરથી 'ખંભાવતી' કહેવાયું.

'ટાડ' સ્વકૃત 'વેસ્ટર્ન ઇંડિઆ' માં આ નગરના અપર નામો 'પાપવતી' 'અમરાવતી' અને 'વાણવતી' હોવાનું જણાવે છે, પરન્તુ તેને કોઈ ગ્રંથાધાર જણાતો નથી.

## મુસલમાનો અને પારસીઓનો ખંભાત જોડે સંબંધ.

આરબો અને મુસલમાનોના ખંભાત સાથે સંબંધના વિષયમાં પૂર્વે વિસ્તારથી લખાયું છે.

પારસીકો સંજાનમાં સં. ૭૭૨ માં પ્રથમ આવ્યા. ત્યાંથી તેઓ વ્યાપારાદિ નિમિત્ત ભિન્ન સ્થલોમાં થયા (સં. ૧૦૧૯–૧૦૪૫), તેમાં ખંભાત પણ એક હતું. ત્યાં પારસીઓએ જવું એ સ્વાભાવિક જ હતું, કારણ તે સમયે સંજાનના પ્રદેશ ઉપર માન્યખેટના જે રાષ્ટ્રકૂટ રાજાઓનું રાજ્ય હતું તેઓની જ સત્તાતલે લાટદેશ અને સ્તંભતીર્થ આદિ હતાં. આશરે સંવત્ ૧૧૨૫ માં હિંદુઓના ભેગાં મલી તેઓએ મુસલમાનો સાથે કલહ કર્યો, જેથી સિદ્ધરાજ જયસિંહે (જે તે વેલા લાટદેશનો પણ અધિપતિ હતો તેણે) તેઓનું શાસન કર્યું, અને મુસલમાનોને દ્રવ્ય આપી શાંત અને સંતુષ્ટ કર્યા.

જેમ ખભાતમાં એકવાર આરબોનુ બલ વધ્યું હતુ તેમ દંતકથાનુસાર કાલક્રમે ત્યાં પારસીઓની વસતિ અને બલ બહુ વધી ગયાં, અને તેઓએ મૂલ નિવાસી હિંદુઓનો વ્યતિક્રમ કરવા માંડયો. એક દશાલાડ વણિક્ નામે કલ્યાણરાય સુરત ગયો અને ત્યાં મોતીના વ્યાપારે બહુ શ્રીમંત થયો. તેણે રાજપુતો તથા કોલીઓનું સાહાય્ય લેઈ પારસીઓને ખભાતમાંથી નસાડ્યા, અને વર્તમાન ખંભાતનગર બાંધ્યું. એનુ ઘર તથા બંધાવેલું તલાવ ખંભાત નગર બહાર પાસે છે, જ્યા વિજયાદશમીને દિન એના સ્મરણમાં ઉત્સવ કરાય છે. ('કેમ્બેગેઝેટિયર')

## ખંભાત તથા ભરૂચ.

ખંભાતની પેઠે જ ભરૂચનો ઇતિહાસ પણ, બ્રાહ્મણ, જૈન, મુસલમાન અને પારસીઓ જોડે સંબદ્ધ છે.

તનસુખરામ મનઃસુખરામ ત્રિપાઠી.

---

# કવિતામાં અસંભવદોષ

આપણા કાવ્યશાસ્ત્રના ગ્રન્થ લખનારાઓએ§ અસંભવ એ કાવ્યદોષોમાં એક ગણાવ્યો છે, અને કાવ્યના વ્યાપારમાં નિયતિકૃતનિયમરહિત સૃષ્ટિ ઉપજાવવાનો અલૌકિક ધર્મ પણ વર્ણવ્યોછે; તો એ બે વચ્ચે વિરોધ હશે કે કેમ? આ પ્રશ્નનો ઉત્તર આપવા માટે અસંભવદોષનાં કેટલાંક ઉદાહરણો જોઇશું તો માર્ગ સુગમ થશે.

(૧) મહાકવિ કાલિદાસના 'રઘુવંશ' મહાકાવ્યમાં ઇન્દુમતીસ્વયંવરને પ્રસંગે સુનન્દાનાં વચનોમાં નીચેની પંક્તિયો આવેછેઃ—

તામ્બૂલવલ્લીપરિણદ્ધપૂગા
સ્વેલાલતાલિઙ્ગિતચન્દનાસુ ।

(સર્ગ ૬, શ્લોક ૬૪.)

અહિં બીજા ચરણમાં ચન્દનનાં ઝાડને વીંટાયલી એલા (એળચી) ની લતાઓ વર્ણવીછે. આ પ્રકૃતિમાં જણાતી સ્થિતિથી વિરુદ્ધ જ છે; એળચીના છોડ જ હોયછે, વેલા કદી જાણ્યા નથી. ઉત્તર કાનડા જિલ્લામાં એળચી બહુ પાકેછે ('એળચી' શબ્દ પણ કાનડી યાલક્કિ ઉપરથી આવ્યો છે); તે જિલ્લામાં હું હતો ત્હારે એ છોડ મ્હેં નજરે જોયાછે. તેમ જ Century Dictionary માં Cardamom વિશે અર્થ આપતાં ૬ થી ૧૦ ફુટ ઊંચા સરકટ જેવા છોડ થાયછે એમ જ કહ્યુંછે.

આ ત્હારે સ્પષ્ટરીતે અસંભવદોષ છે. કાલિદાસના સમયમાં એળચીના વેલા થતા હશે એમ કલ્પના કરવા માટે કશો આધાર નથી.

(૨) "વનમાં જ્યમ કોકિલમાળ
ઘડી જોતામાં વહીં જાય,
પડી ન પડી નજર ચડી જાય
ઝીણું ઝરતી કૂજિતગાન,
અનુસરતી માળ પુઠ માળઃ"

('સ્નેહમુદ્રા', પૃષ્ઠ ૮૩.—આવૃત્તિ ૨ જી).

કોયલ એ વૃન્દચારી પક્ષી નથી; ટોળે મળીને કોયલ કદી રહેતી નથી; એ વાત પક્ષીસ્વભાવના અભ્યાસીઓના અથવા સહજ નિરીક્ષણ કરનારના જાણ્યા બ્હાર નથી. Ency-

§ મમ્મટ કહેલા પ્રસિદ્ધિવિરોધ અને વિદ્યાવિરોધ એ દોષોનો સમાવેશ અસંભવમાં થશે.

clopoedia Britannica, VI, 685c જોઈશું તો cuckoo શબ્દને અંગે આ વાક્ય નજરે પડશેઃ—

§ "Very rarely 2 or 3 in company may occasionally be seen for a month longer."

આ કેવળ અપવાદની સ્થિતિ છે, અને તે પણ બે ત્રણ નજરે કોકિલની આળ ની બને; અહિં માળ કહીછે એટલું જ નહિં, પણ માળની પૂંઠે માળ આવતી રહીછે!

આ પણ પ્રકૃતિથી વિરુદ્ધ હોઈ અસંભવદોષનું ઉદાહરણ બનેછે.

(૩) "કોઇ વર્ષાના સન્ધ્યા સમયે
નિસ્તેજ બાલચન્દ્ર ઉપરે
મેઘધનુષના રંગ
આવી આવી ઊડી જાય તેમ
વિલસુના મન્દ મુખ ઉપર
લજ્જારેખાઓ બેશી બેશી જતી રહી."

(રા. ન્હાનાલાલ દ. કવિ કૃત 'વસન્તોત્સવ', પૃષ્ઠ ૬).

સન્ધ્યાકાળે બાલચન્દ્ર પશ્ચિમમાં હોય; અને સૂર્ય પશ્ચિમમાં હોય એટલે મેઘધનુષ પૂર્વમાં હોય; એટલે બાલચન્દ્ર ઉપર મેઘધનુષના રંગ આવે એ પ્રકૃતિથી અસિદ્ધ હોઈ અસંભવદોષ અહિં પણ આવેછે.

(૪) "વિવિધરંગી પરિધાનોમાં
લપેટાયલી કોમલ બાલિકાઓ,
ઇન્દ્રધનુષમાં રમતી તારા જેવી,
વસન્ત વધાવવામાં પડી."

('વસન્તોત્સવ,' પૃષ્ઠ ૧૩)

અહિં પણ ઉપર કહેલા પ્રકૃતિનિયમનો જોડે વિરોધ આણનારો અસંભવ દોષ છે ઇન્દ્રધનુષ સાંઝે પૂર્વમાં હોય અને રહવારે પશ્ચિમમાં હોય; અને એ બંને પ્રસંગે તારા તે ઠેકાણે પ્રત્યક્ષ થાય નહિ; એટલે ઇન્દ્રધનુષમાં રમતી તારાઓ એ અસંભવસૃષ્ટિનો જ બનાવ ગણાય.

---

§ આ વચન Indian cuckoo માટે ખાસ નથી, પણ સ્વભાવલક્ષણ બધા પ્રકાર ના cuckooનાં સરખાં જ હોયછે એટલે આ વચનનો ઉતારો નિર્વિષય નથી.

(૫) "ગાતાં, ફરતાં, થાકી જઈ
કોકિલાઓ પત્રકુંજમાં ભરાય
તેમ સહુ બાલિકાઓ પછી
આંબાના લીલા મંડપ નીચે ભળી."

('વસન્તોત્સવ', પૃષ્ઠ ૩૭).

આ ઠેકાણે નં. (૨) વાળા 'સ્નેહમુદ્રા'માંના ઉદાહરણની પેઠે જ કોકિલાને જનચારી બનાવવાથી અસંભવદોષ આવેછે. પત્રકુંજમાં પ્રત્યેક કોકિલા છૂટી છૂટી ભરાય એમ અર્થ કરી દોષમાંથી છૂટાય એમ નથી; કેમકે બાલાઓ એકઠી મળી એમ છેવટના ભાગમાં છે તે ઉપરથી ઉપમાન બનેલી કોકિલાઓ પણ એકઠી મળે એમ અર્થ પ્રગટ થાયછે.

(૬) પ્રાચીનકાળથી ચાલી આવેલી કવિસંપ્રદાયની પ્રણાલીમાં કોકિલા (માદા) ગાન કરતી કહેવાયછે. વસ્તુસ્થિતિમાં કોકિલ (નર) ગાન કરેછે. આ દોષથી કોઇ પણ મુક્ત નથી.

તેમ જ બુલ્બુલમાં પણ નર ગાનારો હોયછે, માદા ગાતી નથી, છતાં પાશ્ચાત્ય કવિસંપ્રદાયમાં માદાને જ ગાતી ગણી કાવ્યોમાં ઉલ્લેખ છે.

આ દોષ વ્યાપક હોવાથી સાંકેતિક સ્થિતિ કલ્પીને, વસ્તુતઃ પ્રગટ થતા અસંભવદોષમાંથી આ પ્રકારને હાલ બાતલ કરીશું. મમ્મટ પણ લોકવિરુદ્ધ પણ કવિપ્રસિદ્ધ વસ્તુને દોષમાં નથી મૂકતો. ('કાવ્યપ્રકાશ', ૭ મો ઉલ્લાસ જુવો.)

પરંતુ ઉપર પાંચ ઉદાહરણો આપ્યાં તે ધ્યાનમાં લઈને વિચાર કરિયે.

ઉદાહરણ નં. (૩) તથા (૪) વિષે કદી એમ સમાધાન કરવાનો પ્રયત્ન થાય કે અલઙ્કારશાસ્ત્રમાં અતિશયોક્તિ અલઙ્કાર કહેવાઉ ત્હેના જેવી સ્થિતિ હેમાંછે. પરંતુ અતિશયોક્તિનું સ્વરૂપ તપાસતાં જણાશે કે એ સમાધાન બંધ નહિં બેસે. અતિશયોક્તિમાં કાં તો રૂપકના તત્ત્વનો પ્રવેશ થઈ ઉપમેયની ઉપમાનમાં વિલીનતા થાયછે, એટલે ઉપમેય લુપ્ત જ હોયછે, અને અસંભવિત સંબન્ધ જાણી જોઈને કલ્પાયછે, અથવા તો માત્ર અસંભવિત સંબન્ધની જ કલ્પના થાયછે.† ઉદાહરણ લ્યો:—

† આ સ્વરૂપલક્ષણ 'રસગંગાધર'ને આધારે બનાવ્યુંછે; તે મમ્મટના લક્ષણમાં રહેલા (૧) પ્રકૃતનું અપ્રકૃતમાં નિગરણ, (૨) પ્રસ્તુતનું અન્યતાથી વર્ણન, અને (૩) 'यदि' શબ્દથી અસંભવી અર્થનું કલ્પન—એ પ્રકારોમાં આવી જાયછે; માત્ર (૪) કાર્યકારણનો વિપર્યય—એ પ્રકાર મમ્મટનો આપેલો અહિં લીધો નથી. કેમકે હેનું આ સ્થળે પ્રયોજન નથી.

कमलमनम्भसि कमले च कुवलये तानि कनककलतिकायाम् ।

આ મમ્મટે આપેલા ઉદાહરણનો અર્થ આમ થાયઃ—

જળ વિણ કમળ, કમળમાં કુવલય બે, તે બધાં કનકવેલે;

અહિં મુખ તે કમળ,—જળ વિના; મુખમાં બે નેત્ર તે કમળમાં કુવલય ( નીલ કમલ ), અને એ સર્વે નાયિકાના સુન્દર શરીરમાં ( કનકલતામાં );—આમ અર્થ ઉદ્દિષ્ટ છે. અહિં પાણી વિના કમળ, કમળમાં કુવલય, ઇત્યાદિ સ્પષ્ટ અસંભવ જાણી જોઈને સ્વીકારેલોછે.

જગન્નાથ પંડિતે 'રસગંગાધર' માં આ પ્રકારની અતિશયોક્તિનું લક્ષણ **विषयिणा विषयस्य निगरणमतिशयः । तस्य उक्तिः ।** એમ આપ્યુંછે. સાર એ છે કે પ્રસ્તુત ( ઉપમેય ) ની અપ્રસ્તુત ( ઉપમાન ) માં વિલીન થઈ ગયાની સ્થિતિ તે અતિશયોક્તિ. વસન્તોત્સવ' માંનાં ઉપર કહેલાં ઉદાહરણોમાં તો ઉપમાન અને ઉપમેય બંને પ્રગટ છે.

બીજો પ્રકાર **असंबन्धेऽपिसंबन्धोवर्ण्योत्कर्षार्थः** એટલે વર્ણનવિષયનો ઉત્કર્ષ ( અતિ-શય=ઉત્કર્ષ ) દર્શાવવાને અર્થે સંબન્ધ ના હોય ત્હાં પણ સંબન્ધ બતાવવો તે; એમ કહીને ઉદાહરણો આપેલાંછે ત્હેમાથી નીચેનું લઇયેઃ—

तिमिरशारदचन्द्रिरतारकाः<br>
कमलविद्रुमचम्पककोरका ।<br>
यदि मिलन्ति कदापि तदाननं<br>
खलु तदा कलया तुलयामहे ॥

( તિમિર, તારક, શારદ ચન્દ્ર ને,<br>
કમલ, ચંપક, લાલ પ્રવાલ ને,<br>
કદી બધાં સ્થળ એક વિશે મળે,<br>
વદન ત્હેનું કઈં સરખાવિયે. )

અહિં કાળા કેશ માટે તિમિર, આંખ્યો માટે તારક, મુખ માટે શરદનો ચન્દ્ર, ઇત્યાદિ પદાર્થોનો એકત્ર સંયોગ અસંભાવ્ય છે તે સંભાવ્ય ગણતાં આમ થાય ( હેનું વદન સરખાવી સકાય ) એમ ઉત્કર્ષવર્ણન છે. અતિશયોક્તિના વિષયમાં આ સ્થિતિ આવશ્યક છે; અને ઉપર-નાં 'વસન્તોત્સવ' માંનાં એ ઉદાહરણોમાં તો વર્ષાકાળની સન્ધ્યાનો બાલચન્દ્ર, મેઘધનુષ્ય; તથા ઇન્દ્રધનુષ અને તારા,—એ પદાર્થોનો સંયોગ અસંભવિતને સંભવિત કલ્પીને નથી મૂક્યો, પણ વસ્તુસ્થિતિમાં રહેલો માનીને ઉપસ્થિત કર્યોછે આ ભેદ બંને વચ્ચે સ્પષ્ટ છે.

ઉપર બતાવેલાં પાંચે ઉદાહરણોમાં રહેલા અસંભવનું સમર્થન 'નિયતિકૃતનિયમરહિતા'

કવિપ્રસિદ્ધિ હોયછે એમ કહીને-પણ કરવું શક્ય નથી. મમ્મટે જે હેતુથી એ સ્વરૂપ બનાવ્યુંછે તે હેતુનો કેવળ દુરુપયોગ થાય તો જ આ પ્રકારોને હેમાં સ્થાન અપાય. આ પ્રકારોમાં તો સ્પષ્ટ છે કે વિધિની સૃષ્ટિમાં પગ મૂકીને જ વર્ણન કરાયાંછે. એળચીની લતા, કોકિલાનાં ટોળાં, ચન્દ્ર ઉપર મેઘધનુષ, ઇન્દ્રધનુષમાં તારા,—આ સર્વ પ્રકારો વાસ્તવિક સૃષ્ટિમાંના જ સમઝીને તે તે કવિયે વર્ણન કર્યાંછે; અને ખરું જોતાં તે સૃષ્ટિમાં જડતાં નથી. આ કારણથી અસંભવદોષ પ્રત્યક્ષ છે. 'નિયતિકૃતનિયમરહિત' સૃષ્ટિ કવિયો ઉત્પન્ન કરેછે, હેનું સ્વરૂપ જ જુદું હોયછે; હેમાં વાસ્તવિક સૃષ્ટિમાં પગ જરાક પણ રાખ્યા વિના, અમુક કવિત્વહેતુપુરઃસર, એ સૃષ્ટિનો જાણી જોઈને ત્યાગ થાયછે. ઉદાહરણથી સમઝાશેઃ—

(૧) "There's something in a flying horse,
*There's something in a huge balloon,*
But through the clouds I'll never float,
Unless I have a little Boat,
Shaped like the crescent moon

આ પંક્તિયોથી આરમ્ભાતા, મહાકવિ વર્ડ્સ્વર્થના *Peter Bell* નામના કાવ્યના Prologueમાં કલ્પના એમ છે કે આકાશમાં ઊડવાનાં સાધનો–બલૂન વગેરે–થી અસંતુષ્ટ કવિને અર્ધચન્દ્રના આકારનું નાવડું મળે તો જ હેમાં બેશીને ઊડવું એમ મનોરથ થાયછે, અને અદ્‌ભુત રીતે હેવું ચન્દ્રરૂપી નાવડું મળેછે હેમા બેશી તારાગણોમાં વગેરે બધે સ્થળે ફરે છે અને ચમત્કારો જુવેછે; અન્તે પાછો પૃથ્વી ઉપર આવેછે ને ત્હાંના દૃઢ પદાર્થો અનુભવેછે.

અહિં આ નાવડામાં ગગનમાં પ્રયાણ ઇત્યાદિ વર્ણન વિધિના નિયમોનો બુદ્ધિપુરઃસર અનાદર કરીને રચેલી સૃષ્ટિ ઉપસ્થિત કરેછે. હેનો હેતુ ભાવનાના પ્રદેશ અને વસ્તુસ્થિતિના પ્રદેશ વચ્ચે વિરોધ, તેમ જ બેનો સંબન્ધ, વિલક્ષણ રીતે જણાવવાનો છે.

(૨) 'અસ્થિર અને સ્થિર પ્રેમ' ('કુસુમમાળા', પૃષ્ઠ ૨૩–૨૬)—એ કાવ્યમાં ગુલાબ કળી અને અનિલ વચ્ચે વાર્તાલાપ તથા સારસયુગના પ્રેમાલાપ વર્ણવ્યાછે હેમાં પણ નિયતિ (વિધિ) ના નિયમની બ્હારની જ સૃષ્ટિ છે; ઉદ્દેશ બે પ્રકારના પ્રેમ—સ્થિર અને અસ્થિર—ના ગુણદોષની (આ રૂપોની દ્વારા) છાપ વાચકના મન ઉપર પાડવી—એ છે.

(૩) 'દિવ્ય સુન્દરીઓનો ગરબો' ('હૃદયવીણા', પૃષ્ઠ ૩૧–૩૭) એ કાવ્યમાં શુક્રતારા, ચંદા, અને બીજી તારા—એ ત્રણનું ટોળે મળીને ગાન, કવિનું હેમની સમીપ સ્થાન, ઇત્યાદિ રચના નિયતિના નિયમની બ્હારની સૃષ્ટિની જ છે. હેતુ હેમાં વ્યંજિત થતાં સત્યો–માનવજીવનનાં ઇત્યાદિ સત્યો–ચારુતાથી દર્શાવવાનો છે. આ પ્રકારનાં કાવ્યો 'દિવ્ય ગાયકગણ' (હૃદયવીણા', પૃષ્ઠ ૧૦૦–૧૦૫), 'બે સ્વપ્નદર્શન' ('હૃદયવીણા', પૃષ્ઠ ૫૨–૬૪), ઇત્યાદિ અનેક જડશે.

પરંતુ તેમ હશે ખરૂ? કેમકે નાટક ભજવાયું તે વખતે મ્હારે એક તન્ત્રી જોડે થયેલી વાતચીત, તેમ જ તે પછી થોડા જ વખતે પરિષદ્‌ના કાર્યવાહકો તરફથી મ્હને મળેલા લેખી ખુલાસા જુદી જ દિશામાં નિર્દેશ કરેછે. એ ખુલાસા શ્રાવણ સંવત્ ૧૯૬૮ ના 'વસન્ત' માં § મ્હેં તે ગૃહસ્થોની સંમતિથી પ્રગટ કર્યા હતા. પુનરુક્તિનો દોષાભાસ માથે લઇને પણ એ અહિં સંક્ષેપમાં મૂકુંછું:—

(क) નાટક ભજવાતું હતું તે વખતે બીજા અને ત્રીજા અંક વચ્ચેના વિશ્રામના સમયમાં પરિષદ્‌ના એક તન્ત્રીએ મ્હને કહેલું વચનઃ—

"આ નાટકનો પ્રયોગ પરિષદે કરાવડાવ્યો તે ઉપરથી એમ ઠરાવવાનું નથી કે પ્રેમાનન્દના કર્તૃત્વ બાબત પરિષદે નિર્ણય કર્યો."

(ख) એ તન્ત્રીએ લખેલો મ્હારા એક પત્રના ઉત્તરમાં તા. ૨૦-૪-૧૨ ના રોજનો પત્ર આવ્યો ત્હેમાં લખેછે —

"પ્રેમાનન્દનાં નાટકો બાબતમાં કેટલાકો સાથે વાત કરી જોઈ. એમ કરવામાં જ આ પત્રનો ઉત્તર આપતાં વિલમ્બ થયોછે. એ પૈકી બહુ જ થોડા આપની † સૂચના પ્રમાણે હમારી તટસ્થ વૃત્તિ પ્રસિદ્ધિમાં મૂકવા રાજી છે. * ત્હેમનું કહેવું હેવું છે કે નાટકનાં કર્તૃત્વ સંબન્ધી પરિષદ્‌ના કાર્યવાહકોએ કશું **કર્યું નથી, કશું પ્રસિદ્ધ કર્યું નથી** તો તે સંબન્ધે કશું લખવાની જરૂર નથી."

( મ્હોટાં ટાઇપ મ્હેં મૂકાવ્યાંછે. )

(ग) એ તન્ત્રીએ મ્હારા પ્રત્યુત્તરના ઉત્તરમાં ( તા. ૨૨-૪-૧૨ ના પત્રમાં) લખ્યું:—

---

§ "વડોદરાની સાહિત્યપરિષદે ભજવાવેલું નાટક"—એ મથાળાનો લેખ; પૃ ૬૦૫—૧૧.

† "સયાજી વિજય"ના તા. ૫-૪-૧૨ ના અંકમાં લખ્યું હતું કે પરિષદે "નાટકની બાબતમાં તો પ્રેમાનન્દને ઇનસાફ આપ્યો જ છે."—તે તરફ ધ્યાન ખેંચી મ્હેં સૂચના કરી હતી કે પરિષદ્‌ની તટસ્થતા પ્રસિદ્ધ કરવી એ કાર્યવાહકોનું કર્તવ્ય છે તે બજાવશો. (પ્રસ્તુત 'વસન્ત' નો અંક, પૃ ૪૦૮ તથા ૪૧૦ જુવો.)

* તટસ્થવૃત્તિ પણ પ્રસિદ્ધિમાં મૂકવાને અચકાનારા સજ્જનોમાં પોતાનો મત ખુલી રીતે કહેવાની હિમ્મતમાં ખામી આ ઉપરથી કોઇને જણાશે. પરંતુ આ પ્રકારનો સંકોચ પામવાનાં અન્ય કારણ પણ સંભવી સકે; માટે આમ પરોક્ષ રીતે પણ તટસ્થવૃત્તિને પ્રસિદ્ધિ અપાવવા માટે હું તો એ મંડળનો ઉપકાર જ માનીશ.

"સાહિત્યપરિષદ્‌ના કાર્યવાહકો પ્રેમાનન્દ જ આ નાટકનો કર્તા છે એમ માનતા નથી એ નિર્વિવાદ છે. નાટકના કર્તૃત્વ સબન્ધે તેઓ તટસ્થ જ રહ્યા છે એ વાતનો ઉપયોગ આપ કરશો ત્હેમાં મ્હને કશો બાધ નથી."

(આ ઉપરાંત એ તન્ત્રીના પ્રથમ પત્રમા હતું કે પરિષદ્‌ના પ્રમુખ પણ નાટકના કર્તૃત્વસમ્બન્ધે કાંઇ પણ અભિપ્રાય બાંધી ચૂક્યા નથી; તેમ નાટક વખત થયેલી વાતમાં રૂબરૂ પણ એ તન્ત્રીએ મ્હને કહ્યું હતું કે નાટક ભજવવાની યોજના રજૂ થતાં પ્રમુખ સાહેબે એક જણ ઉપર પત્ર લખી લખ્યુ હતું કે નાટક ભજવાશે માટે ત્હેના કર્તૃત્વ માટે અનુમોદન પોતે આપ્યુ એમ સમઝવાનુ નથી.—આ માત્ર વ્યક્તિના મત અને વૃત્તિની વાત છે, પરતુ પ્રમુખસ્થાન લેનાર વ્યક્તિ હોવાથી આટલુ નોંધુછુ)

(ઘ) પરિષદ્‌ના કાર્યવાહકોમાંના એક અગ્રેસર સજ્જને પોતાના તા ૨૭ મી એપ્રિલ ૧૯૧૨ ના પત્રમા મ્હને નીચે પ્રમાણે લખ્યુ છે—

"The play was allowed to be performed by the Parishad Committee more to give materials to the people to judge about their authorship then to palm them off as Premanand's according to the official view of the Baroda Committee

(ઙ) એ જ પત્રમા વળી છે.—

*"As long as the pronouncement about Premanand's authorship of the plays was not authorized by the Baroda Committee of the Parishad it should not be taken as any expression of official view.'

("જ્હા સુધી પ્રેમાનન્દના કર્તૃત્વ વિશે એ મતપ્રદર્શન કરવાનો અધિકાર પરિષદ્‌ની વડોદરાની કમિટીએ આપ્યો નથી, ત્હાં સુધી એ મતને કમિટીનો 'ઑફિશિયલ' અભિપ્રાય માનવાનો નથી")

આમ સ્થિતિ છે.—એક તરફ એપ્રિલ ૧૯૧૨ ના પત્રવ્યવહારમા વડોદરાની પરિષદ્‌ના કાર્યવાહકોની આ પ્રશ્નમાં **તટસ્થતા** બાબત **સ્પષ્ટ ખાતરી** આપનારાં **વચન**, અને બીજી તરફ હાલ પ્રગટ થયેલા "અહેવાલ"મા પ્રેમાનન્દના કર્તૃત્વ વિશે નિર્ણય જેવુ જણાવનારાં, ધીમે રહીને સરકાવેલા, વચન આ બે વચ્ચેની અસગતિનું કાંઇ સમાધાન હશે ?

* આ વાક્ય મ્હારા 'વસન્ત'ના એ લેખમાં દાખલ ન્હોતું કર્યું તે ઉપર આજ લક્ષ જવાથી ઉમેર્યુ છે.

એમ તો સંભવતું નથી કે એપ્રિલ ૧૯૧૨ માં જે બાબતમાં પરિષદ્‌ના કાર્યવાહકોએ "કશું કર્યું નથી, પ્રસિદ્ધ કર્યું નથી", જે પ્રેમાનન્દના કર્તૃત્વની બાબતમાં તે સમયે વડોદરાની કમિટીએ કોઇને મતપ્રદર્શનનો અધિકાર આપ્યો ન્હોતો, તે બાબતમાં પાછળથી—રિપોર્ટ તૈયાર થતી વખતે—એ મંડળે વિચાર બદલ્યો અને આમ નિર્ણય જેવું મતપ્રદર્શન કર્યું;—કેમકે એ મંડળ પોતાની જવાબદારી ભૂલી જાય નહિં, અને જે કામ કરવાનો અધિકાર પરિષદ્‌નું કામ પૂર્ણ થયા પછી હેમને નથી તે કામ કરે જ નહિં એમ માનવું એ હેમને ન્યાય આપનારો પક્ષ છે. બાકી એકલો રિપોર્ટ જોતાં તો એમ ભાસ થાયછે કે મ્હને પત્રમાં લખ્યું તે સમયે એ મંડળે આ સંદિગ્ધ પ્રશ્ન વિશે "કશું કર્યું ન્હોતું, પ્રસિદ્ધ કર્યું ન્હોતું" તે હવે કર્યું અને પ્રસિદ્ધ કર્યું, હવે તે પ્રશ્ન વિશે નિર્ણય જેવું બતાવવાનો અધિકાર કોકને આપ્યો.

ત્‍હારે આ પૂર્વાપરવિરોધનું સમાધાન શું? વડોદરાની પરિષદ્‌ના કાર્યવાહકોને ન્યાય આપનારું—બહુ ભાગે ઓછું દૂષણ ચઢાવનારું—સમાધાન તો એ જ સંભવેછે કે રિપોર્ટ લખનાર વ્યક્તિને માથે જે તટસ્થતા અને સંયમ રાખવાની જવાબદારી હોવી જોઇયે તે હેણે સાચવી નહિં, અને પોતાનો વ્યક્તિગત અભિપ્રાય ધામે રહીને આ રિપોર્ટમાં ઘુસાડી દીધો; અને તે ઉપર વ્યવસ્થાપક મંડળે લક્ષ દીધું નહિં, અથવા રિપોર્ટ સાદ્યન્ત વાંચ્યા વિના મતાં મારી દીધાં. બાકી રિપોર્ટ ઘડનારનું ખરું—પ્રમાણિક—કર્તવ્ય તો એ હતું કે આ પ્રશ્ન વિશે વર્તમાનપત્રોમાં આવેલી ચર્ચાના ઉત્તર આપવાનો પ્રયત્ન (પૃષ્ઠ ૫૭ મે ફુટ-નોટમાં) કર્યો, તો—કર્તૃત્વ બાબત પોતાનો અંગત અભિપ્રાય આમ પાંચ પાંચ સ્થળે ખોસવાની કૃતિ તજીને—એપ્રિલ ૧૯૧૨ માંનો જે પત્રવ્યવહાર 'વસન્ત,' માં મ્હેં પ્રગટ કર્યોછે તે સાદ્યન્ત દાખલ કરવો ના ફાવે એમ હતું તો હેનું હાર્દ આ રિપોર્ટમાં સ્પષ્ટતાથી પ્રગટ કરવું હતું.

આ મહત્ત્વનું કર્તવ્ય રિપોર્ટ ઘડનારે બજાવ્યું નથી, તો તે ઊનતા પૂરી કરવાના હેતુથી પૂર્ણ વૃત્તાન્ત આ લઘુ લેખમાં હું આપુછું તે આ "અહેવાલ તથા નિબન્ધ સંગ્રહ" ની પૂરવણી તરીકે—શુદ્ધિ વૃદ્ધિ તરીકે—પરિષદ્‌ના કામમાં રસ લેનારા અને આ પ્રેમાનન્દના કર્તૃત્વના પ્રશ્નમાં રસ લેનારા વાચક વર્ગો સ્વીકારશે, અને નાટકોના કર્તૃત્વ બાબત પરિષદે કશો નિર્ણય સ્થાપ્યો ગણવાનો નથી એમ સમજશે એમ—પરિષદ્‌ના કાર્યવાહકોની સંમતિ માની લઇને—વિનંતિ કરુંછું.

વાંદરા.
તા. ૩૦-૧૧-૧૩

નરસિંહરાવ ભોળાનાથ.

# " માનવજીવનનું ઐતિહાસિક દૃષ્ટિએ અવલોકન. "

( અનુસંધાન પૃષ્ઠ ૫૩૯ થી. )

Men are regarded and treated not as individuals but always as members of a particular group (in the infancy of society). Everybody is first a citizen, and then as a citizen he is a member of his order of an aristocracy or a democracy, of an order of patricians or plebians or....... of a caste. Next he is a member of a gens, house or a clan, and lastly he is a member of his family .......... the narrowest and the most personal relation in which he stood. Nor.........was he ever regarded as *himself*, as a distinct individual. His individuality was swallowed up in his family. .........A primive society has for its units not individuals, but groups of men, united by the reality or the fiction of blood relationship

*H. S. Maine.*

અર્વાચીન અને વર્તમાન મનુજદશાના સર્વ પક્ષોમાં એવી એવી ઘટના સમાવિષ્ટ થએલી જોવામાં આવે છે કે તે ઘટનાની ઐતિહાસિક યોજનાને અને તેના ઐતિહાસિક સ્થાનને તે કાલના અંતર્જીવનના યોગ્ય બોધ વિના આપણી સામાજીક સ્થિતિને ઘટાડવું દુર્ઘટ થઈ પડશે. માટે તે કાળના અંતર્જીવનમાં પ્રવેશ કરવાને અને તે પ્રવેશ કર્યા પછી તેનું સમર્થન કરવાનિ આપણે કંઇક ક્લેશ કરવો પડશે. આપણા પોતાના મનોવિકાર અને આપણી પોતાની મનોભાવનાને મનોબદ્ધ કરી–આત્મમઝ્જિત કરી તે પ્રાચીન, પ્રાચીન કરતાં પણ પ્રાચીન–મનુષ્યત્વનાં તત્ત્વોના બોધની સંપ્રાપ્તિ કરવી જોઇએ અને તે જીવનનો તુલનાત્મક નિર્ણય તે કાલના આચાર–વિચારનું પૂર્ણ નિરીક્ષણ કરીને કરવો જોઇએ. વીસમી સદીના નીતિશાસ્ત્રનાં અને વીસમી સદીના ધર્મજ્ઞાનનાં સૂત્રોને આધીન રહી તેમનો અભિપ્રાય કલ્પનામાં આવે તો તે અભિપ્રાય તૃણવત્, અનાવશ્યક, નિરર્થક અને હાનિકારક નીવડશે. *દરેક વ્યક્તિનું જીવન કંઇક પ્રકારે તેના કાલના સમાજના અંગ તરીકેનું એક જીવન* છે એ વિસ્મરણ યોગ્ય થવું જોઇએ નહિ. તેમ જેટલે અંશે તે વ્યક્તિએ આત્મભોગ આપી તે સમાજના વિકાસાર્થે પોતાનો વિકાસ કર્યો " સંયમ પાળ્યો "—તેટલે અંશે પૂજનીય છે એ પણ તેની સાથે આપણે વીસરવું જોઇએ નહિ. આ આધિક અથવા ન્યૂન આત્મમંથન માટેજ અને તે આત્મમંથનને લઇનેજ તેવી વ્યક્તિઓનાં જીવનોના પ્રસંગોએ ઇતિહાસના વિકાસમાં સાર્થક પ્રયોજન આપ્યું છે. ભારતવર્ષના દર્શનોમાં દૃષ્ટિગોચર થતી શબ્દ પ્રમાણની યોજનાનો સ્વીકાર આટલે અંશેજ થવો જોઇએ. પ્રાચીનકાળને, વેદનાકાળને, મનુસ્મૃતિના કાળને, બુદ્ધનાકાળને, શંકરના કાળને, કે રામાનુજના કાળને, તીર્થંકરના કાળને ઇશ્વરકાળ માનવો એ ઘણાઓનો પ્રયત્ન છે. પણ સંસારસુધારકોના પ્રતિપક્ષીઓ આ માન્યતાથી જે ન્યાય બાંધે છે તે, અવાસ્તવિક છે. ઐતિહાસિક દૃષ્ટિએ અવાસ્તવિક છે કારણ કે પૂર્ણ-

તાના પાત્ર ઘણા મહાત્માઓ અન્ય સ્થળે ગંભવ્યા છે. અને તેઓ કઇક કંઇક આદરણીય વિચાર આચાર કલ્પી શક્યા છે ને તેવી વ્યક્તિને પોતપોતાનું યોગ્ય સ્થાન મળવુંજ જોઇએ. પશ્ચિમના રાજ્ય બંધારણની ઘટનાનો સ્વીકાર કરી તે સૂત્રોનું પ્રજાસમક્ષ નિવેદન કરવું, પ્રજામત એજ યોગ્ય રાજ્યસત્રનું મૂળ સત્ર છે, પ્રજામતને અનુસરતું પ્રજાકીય પ્રશ્નોનું નિવારણ થવું જોઇએ, નૃપતિત્વ એ માત્ર પ્રજાનું અભિમત અને વંદનીય સંસ્થાચિન્હ છે, પ્રજાના ઉત્તમજનની શિક્ષાને અનુકૂળ પ્રજાનું અને રાજાનું વૃત્ત હોવું જોઇએ, આવું એક તરફ બોલવું અથવા લખવું બર્ક, મીલ, ને મોરલીને આવે સ્થલે પ્રધાનપદ આપવું અને બીજી તરફ આવી શુભ સંસ્થાઓના કાર્યવાહ માટે તેજ પુરૂષોની અનુમોદિત સામાજીક વ્યવસ્થાનો તિરસ્કાર કરવો, તેનો એકાંતિક નિષેધ કરવો, અને તે નિષેધના પ્રતિપક્ષીને પછી પિશાચ, છીન્દ કે એવાં ક્ષુદ્ર અભિધાન આપી સામાજીક ક્લેશની રાસલીલા (૧) ને શ્રીકૃષ્ણ અને શિશુપાલના યુદ્ધની તુલનામાં વળગાડવી એના જેવું એકેયનિસંવાદિત્વ નથી, એના જેવું એકેય ધૃષ્ટત્વ નથી, એના જેવી એકેય ઉક્તિ સમાજનાં સુખ અને પ્રગતિના માર્ગની નિર્મૂળ ઉચ્છેદક નથી–એ ઇતિહાસનું સ્વરૂપજ નથી; દરેક સમય, દરેક સ્થળે દરેક ભાવે, નિષ્પક્ષપાત• અભિપ્રાયજ આપણે પ્રજાહિતૈષીઓ પાસે માંગવો જોઇએ અને જો તેમનામાં અભિપ્રાય બાંધવાની સમર્થતા ન હોય તો મધ્યસ્થતા માંગવી જોઇએ.

બહુ પ્રાચીન સમયમાં પુનર્જીવનનો નિર્ણય થોડોજ અશે થઈ શક્યો હતો. આત્મા અને દેહ એક છે એમ કોઇક સ્થલે મનાતું તો કોઇક સ્થલે ભિન્ન છે એમ મનાતું; પણ આ સ્થલે એમ પણ મનાતું કે એ ભિન્નતા ચિરસ્થાયી નથી. તેઓ એમ માનતા કે દેહાંતર્ગત ચૈતન્ય દેહાવસાન પછી દેહની નિકટ રહી શકે છે. દાટવાની રૂઢીને• બીજી કોઈ કોઈ ક્રિયાઓ ઉપરથી આવું સિદ્ધ થઈ શકે છે. આ ચૈતન્યને શાંતિ આપવા માટે કોઇક મંત્રનો જાપ કરવામાં આવતો. તેને સંસર્ગની પ્રિય વસ્તુઓ તેની પાસે ધરવામાં આવતી. ભોગ ધરવામાં આવતો ને તે વેળાએ તે ચૈતન્ય પ્રકટ અગ્નિરૂપે આર્વિર્ભૂત થઈ ને બલિદાનનો ભોગ કરતું. આમ માસિક પાક્ષિક છ માસિક વાર્ષિક ઇત્યાદિ સમયાનુકૂલ ભોગ અપાતા. આચારના પ્રતિપાલન અર્થે આચારાંગ સૂત્રો ઘડાયાં. પૂર્વજોના ચૈતન્યની પૂજા તેમના ગુણદોષની ઉપેક્ષાએ થતી. તેઓ દેવતા કહેવાયા. તેમની ચિત્તસમાધિને અંગે કુટુંબના સ્વસ્થતા રહેતી અને તેમની મનોભાવનાઓની સંતૃપ્તિને અંગે કુટુંબની મનોભાવનાની સફલતા થતી. ગ્રીક અને રોમના લોકો આવાં બલિદાન આવા યજ્ઞ અને આવાં અર્ચન કરતા આપણામાં શ્રાદ્ધનું તાત્પર્ય આમ સમર્થિત થઈ શકે છે. એમની તૃપ્તિ અર્થે અને એમના આશીર્વાદની સંપ્રાપ્તિ અર્થે એમના ચૈતન્યના પ્રકાશની જ્યોતિ દરેક ગૃહવાસમાં પ્રકટ કરવી પડતી અને તેથી ગ્રીક અને રોમન લોકો અને આપણા પૂર્વજો એક વિશ્વદેવ–અગ્નિ હોત્રને પૂજતા–પ્રકટાવતા અને આ અગ્નિ સર્વને શુભ સંસ્કારી બનાવતો. હેકુબા એકવાર પ્રિઆમને કહે છે "આ તારા ભુજ તારી રક્ષા નહિ કરી શકે; પણ આ અગ્નિદેવ આપણું સર્વનું રક્ષણ કરશે." Alcestis એ પોતાના સ્વામીના મરણ પ્રસંગે અગ્નિદેવનું આવાહન કર્યું હતું. મર્દ વંદનીય સીતાજીએ શીલની અચલતા સિદ્ધ કરવા અગ્નિ વિશુદ્ધિ લીધી હતી–અગ્નિને

વિશુદ્ધ કર્યો હતો. એના પ્રકટીકરણ માટે અમુકજ સાધનોનો ઉપયોગ લેવાતો. તે વખતે મનુષ્યો કંઇક પાન કરતાં આપણે આ પાનને સોમરસના નામથી ઓળખીએ છીએ. આ પૂર્વજોની પૂજા-આ પિતૃનૈવેદ્યના આચાર ઉપરથી પ્રાચીન ધર્મ, વ્યવહાર અને રાજ્યનીતિ અવતર્યાં.

આ આચાર સર્વ સ્થળે આવશ્યક હતો પિતૃતર્પણ થતું જોઇએ, તેથી કુટુંબ અચલ રહેવું જોઇએ. એક લોહી જેનું હોય તેજ આ આચાર પાળી શકે માટે કૌટુંબિક અવસ્થા અત્યંત સ્થિર થઈ. પુરૂષોથીજ આ કર્તવ્ય થાય. મૃત્યુક્રિયા પણ એનાથીજ થાય. મૃતશરીરના આત્માના સંતર્પણાર્થ ભોજનનો સ્વીકાર સર્વત્ર થવો જોઇએ. નાતવરાનું મૂળ કારણ આ હશે એમ અહીં અનુમાન બાંધવાનું મળી આવે છે. નૈવેદ્યસમયે પરગોત્રિજને ઘણાં કુટુંબો હજી પણ નિમંત્રણ નથી કરતાં તે પણ આનું પરિણામ ભાસતું લાગે છે.

આવી ધર્મ રચના એક વ્યકિતની કે એક સમાજની હોઈ શકે નહિ. તે સર્વના મનના પરિણામરૂપેજ અન્તરના પામી હતી. આપણે આ આચારને અત્યારે તેની મૃત્યુ-શય્યા ઉપર જોઇએ છીએ. તેની યુવાવસ્થામાં તે આચાર મનોજ્ઞમ હતો, એક નિષ્ઠ હતો, ક્રિયારૂપે હતો, તેથી ધર્મરૂપે ભાસતો, અને નિશ્ચયરૂપે લાગવાથી તે આચાર વંશ પરંપરા ચાલી આવ્યો.

કુટુંબરચનાનું મૂળ આ અગ્નિદેવની અને મૃત પૂર્વજોના ચૈતન્યની પૂજા હતી કુટુંબ સ્નેહાધીન હોય એ માન્યતા આપણા યુગની છે. વારમાનુ જે ધર્મશાસ્ત્ર આપણામાં પ્રચલિત છે તે આ ઉપર બંધાયું છે. અમુક ક્રિયાના અનુષ્ઠાનબલે એક પુત્રને ગૃહપતિના અધિકારથી મુક્ત કરવામાં આવતો અમુક ક્રિયાના અનુષ્ઠાનબલે, અન્યના પુત્રને તેના મૂળ પિતાના અધિકારથી ઉપરોક્ત ક્રિયાએ કરી મોક્ષ અપાવી, બીજા નીચે લાવવામાં આવતો. કોઈ ક્રિયાના આશ્રયે દંપતી લગ્નની પવિત્ર ગ્રંથીથી અનુબદ્ધ થતા. કોઈ તેથી વિપરીત ક્રિયાના આચરણના યોગબલે તે ધર્મ લગ્ન તોડી સદા વિયુક્ત થતાં સત્તા, સ્વતન્ત્રતા, પરતંત્રતા, અધિકાર, સત્વત્વ એ સર્વ ક્રિયાવશ-ધર્મવશ હતાં. ક્રિયાનુષ્ઠાનની ન્યૂનતાથી ન્યાયમાં ન્યૂનતા સંભવતી. ધર્મ, ક્રિયાધર્મ, દેવધર્મ-બહુદેવ-અનેકશ્વરવાદ, સ્થાનિક ધર્મ, કૌટુંબિક ધર્મ, એ ધર્મનુંજ આ બધું પરિણામ હતુ. વિવાહિત પુત્રી પિતાના કુટુંબમાંથી વિયુક્ત થાય માટે વિયોગક્રિયા કરી તે આચાર જળવાતો શ્વશુરગૃહે શ્વશુર-પિતૃધર્મના સત્કારની યોગ્યતા પ્રાપ્ત કરવા ત્યાં ધાર્મિક ક્રિયાથી પ્રવેશ કરાવાતો. સ્ત્રીઓ સહધર્મચારિણી તરીકે ઓળખાતી પણ આ સહચાર પતિ વશજ હતો. શ્રીમનુ કહે છે. " કન્યાવસ્થામાં પિતાએ યૌવનાવસ્થામાં પતિએ અને વૃદ્ધાવસ્થામાં પુત્રોએ સ્ત્રીનું રક્ષણ કરવું સ્ત્રીને સ્વતંત્રતા ઘટતી નથી. " આ વાક્યનો અર્થ ઉપરોક્ત રીતિએ કરવો ઘટે છે. ધર્મ એ કુટુંબની સર્વ અવસ્થામાં નિયામકરૂપે હતો.

કુટુંબ અવિનાશી રહેવું જોઇએ એ આપણે ઉપર કહી ગયા. આથી લગ્ન આવશ્યક

હતાં. દેવપૂજાની અગત્ય પૂરી હતી તેથી દંપતી-રહસ્ય અખંડ જળવાતું. શ્રીરામ યજ્ઞવિધિ સમયે સીતાજીની સુવર્ણમય પ્રતિકૃતિ રાખે છે. છુટા છેડા ભાગ્યેજ થતા. બહુ પત્ની પણ ભાગ્યેજ થતી. આજ કારણથી ચિરંજીવ બ્રહ્મચર્યનો નિષેધ કરવામાં આવતો. ભારતવર્ષીય આશ્રમ ચતુષ્ટયની યોજના આ અર્થે સંભવે છે. રોમમાંને ગ્રીસમાં બ્રહ્મચારીઓનો દંડ કરવામાં આવતો. પુત્ર પ્રાપ્તિ સ્વર્ગ પ્રાપ્તિ અર્થે છે તે માન્યતા બૌદ્ધ અને જૈન દર્શનના અને ઉપનિષદ્‌ના જ્ઞાનથી પણ ઉચ્છેદ પામી શકી નથી. મનુષ્યનો અવતાર આત્માર્થી નહિ પણ કુટુંબપરાયણ લેખાતો. વંધ્યત્વના સબલ કારણે લગ્નનું બંધન શિથિલ થતું. ગમે તેમ પુત્રપ્રાપ્તિ એ માટેજ સર્વ ધર્મક્રિયાઓ થતી પુત્રીને આ માટે ઓછું માન મળતું. નામકરણ સમયે બધે યોગ્ય ધર્મવિધિ કરવામાં આવતી. આ વ્યવહાર આપણામાં હજુ જીવે છે. જન્મ વખતે જો વિધિ પુરઃસર કુટુંબ પ્રવેશ ન કરાવ્યો હોય તો તે જન્મ વિફલ નીવડતો દત્તક પુત્ર ખરો પુત્ર કહેવાતો. એકજ દેવની પૂજા કરવાવાળાઓ કુટુંબીઓ કહેવાતા. આપણામાં આ નિયમ હજી ચાલે છે. પૂજાવિધિ પુત્રત્વના અધિકારનો ઉપભોગ કરનાર જ્યેષ્ઠ વ્યક્તિ કરી શકે તેથી દીકરીઓ કુટુંબીઓમાં ગણાતી નહિ. દીકરી એની મર્યાદિત સ્થિતિનું સમર્થન આ પ્રકારે ન્યાયયુક્ત લાગશે કારણ કે તેમનું કુટુંબના અંગમાં હોવું તે તો પરવશાજ હતું. ગ્રીસના રોમના અને આપણા આચારમાં જમીનની માલીકી સંબંધી પણ અભેદ જોવાય છે. સેમિટિક પ્રજા, ટાટર અને જર્મનોમાં જમીન સમાજની કહેવાતી, જમીનનો પાક વ્યક્તિનો કહેવાતો ગ્રીસમાં રોમમાં અને આપણામાં જમીન વ્યક્તિની ગણાતી અને પાક સમાજનો ગણાતો. આનું કારણ પણ ધર્મજ હતું. સ્વર્ગવાસી પૂર્વજોનું સ્વર્ગ તે કુટુંબમાં જ હતું. આ સ્વર્ગલોક સ્થાનાંતરે જઈ શકે નહિ. કોઈવાર અનિવાર્ય પ્રસંગ આવે તો દેવતાઓની અનુજ્ઞાથીજ તે થઈ શકે. કુટુંબનો નિવાસ દેવતાધીન હતો, શાંતિ, સુખ, ગર્ભાદિ અર્ગ, અવિનાશિત્વ, જન્મ, મરણ સર્વ એમને વશજ કલ્પાતાં. આથી દેવતાઓનો નિવાસ પવિત્ર હતો અને તે સ્વર્ગીય નિવાસ હોઈ ચિરસ્થાયી નિદાન થયો. અગ્નિહોત્ર અને પૂર્વજોની પૂજા દૈનિક થઈ. તેથી સ્થાનાંતર કરવામાં કષ્ટ પણ બહુ પડવી માંડયું. હજી પણ આપણામાં પરભૂમિમાં કરેલા દેહ સાગને કોઈ અશુભકર્મના યોગનું પરિણામ માનવામાં આવે છે. ગ્રીસ અને રોમમાં દરેક ગૃહના સર્વ ભાગની મર્યાદા બંધાતી અને તે મર્યાદા બહાર તે કોઈનો અધિકાર આવતો નહિ. આમ એક કુટુંબ બીજા કુટુંબથી વિભક્ત રહેતું. લગ્નથી પણ તેમની સંલગ્નતા સંભવી શકતી નહિ. જ્યારે સમાજનું જીવન વિસ્તૃત થયું ત્યારે પણ આ વાસની પાછળ વાડ, કીલો, ખાઈ કે એવું રાખવામાં આવતું. મર્યાદાની સીમાંત રેખા ઉપર દેવતાનું અધિષ્ઠાન છે એમ મનાતું. રોમમાં આ દેવને Terminus કહેતા. રોમના રાજ્યની સીમાંતરેખા એકવાર યુફ્રેટિસ નદીપર હતી પણ જ્યારે તેનો એક રાજા ઇરાન પામે પરાજ્ય પામ્યો ત્યારે Terminus નામક દેવતા ત્યાંથી ખસી ગયો અને તેથી જ પરાજય પ્રાપ્ત થયો એમ લોકો માનવા લાગ્યા એમ એક સ્થળે ગિબન કહે છે. આમ આ ધર્મથી કુટુંબના અંગભૂતો પરસ્પર સંયુક્ત રહેતાં. કારણ કે મૃત જીવો પુત્ર પૌત્રાદિક પાસે તર્પણ માંગતા, ત્યારે પુત્ર પૌત્રાદિક તેમની પાસેથી શત્રુ ઉપર વિજય, અનામય, આશીર્વાદ, સુંદરતા, પુત્ર, અને શાંતિ માંગતા. જમીનના સ્વર્ગીયભાવથી તેનું અવ-

સ્થાંતર થઈ શકતું નહિ. જમીનપરનો કુટુંબનો હક ધર્મથી મેળવાયો હતો, કાયદેથી નહિ. આપણે અત્યારે એવું માનીએ છીએ કે અંગત રહેલી મીલકતનુ મૂળ શ્રમ છે; પ્રાચીન સમાજો ધર્મ છે એમ કહેતી જો કોઈ સુધારક નીવડી કંઇક ભેદ દૂર કરે તો પણ મૂળ-વાત એમજ રહી છે. કારણ કે વેંચતી વખત ધર્મક્રિયા કરવી પડતી. ધર્મગુરૂના સાંનિધ્ય વેળા આ વ્યવહાર પરિપૂર્ણ થતો. જમીન કૌટુંબિક હતી તેથી ત્રાણકર્તાના શરીર ઉપર જ ધીરનારનો અધિકાર પહોંચતો. વારસાનો હક પુત્રીઓને નહોતો કારણ કે વારસારૂપે મળતી શ્રાદ્ધ કર્તવ્યતા પુત્રને પ્રાપ્ત થતી. અને તેથી જમીન મીલકત ઇત્યાદિ શ્રાદ્ધનાં સાધનોનો અધિકાર ભોગવનાર પણ પુત્રજ થઈ શકતો. નિકટ ભ્રાતૃભાવને અભાવે દૂરથી સ્વગોત્રીને અધિકારી ઠરાવતા મનુ તેથી કહે છે. " સપિંડજ વારસદાર થઈ શકે; સપિંડના અભાવે સમાનોદક થાય." પણ સપિંડની ભગિની ન થાય. કોઇક શ્રી મનુને ધર્મશાસ્ત્રના નિયમોના સંશોધક ગણે છે તો કોઇકજ તેમને નિયમોત્પાદક ગણે છે. આવું ધર્મશાસ્ત્ર એક વ્યક્તિથી કે એક સમાજથી તુરતજ આપી શકાય નહિ. પુત્ર અને પૌત્ર ધર્મદ્રષ્ટીથીજ આવશ્યક અને સ્વયમેવ વારસદાર થતા. Will વિલનુ ધોરણ એ વેળાએ આ ન્યાયવશતાથી પ્રચલિત નહતું. શ્રી મનુ કહે છે " જ્યેષ્ટ પુત્રની પ્રાપ્તિ પૂર્વજો પ્રતિના કર્તવ્યની સફલતા અર્થેજ છે. અન્ય પુત્રનું સંપાદન પ્રેમના આવિર્ભાવપરે ગણવું." આવી રૂઢીનું બળ ક્રમશઃ શિથિલ થતું ગયું અને રોમનુ ધર્મશાસ્ત્ર જે સર્વ માનનીય લક્ષણ ધરાવે છે તેનું કારણ એ છે કે રોમના મહાજન પુરૂષોએ રોમના ભાવી ગૌરવ ઉપર લક્ષ આપ્યું હતું. આપણામાં રૂઢીનું પ્રબલત્વ હજી પણ વિચિત્ર દશાવાળુ છે. આવી રીતે કૌટુંબિક ધર્મશાસ્ત્ર પ્રથમથીજ પ્રબલતા ધરાવતુ હતું. કુટુંબદશા પછીજ બધી સામાજિક અને રાજ-વ્યવસ્થાનો આરંભ થયો પણ એ કુટુંબની સ્થિતિસ્થાપકતા ધર્મ પરાયણ હતી, આપણી સ્થિતિ સ્થાપકતા સ્નેહ પરાયણ છે. Piety નો અર્થ duty થતો, એ આ કારણથીજ થતું. આપણામાં અત્યારે પણ ધર્મનો અર્થ કર્તવ્ય કરવામાં આવે છે.

આ કુટુંબમાં માતા, પિતા, પુત્ર અને દાસનો સમાવેશ કરવામાં આવતો. પિતાને Pator familias અથવા ગૃહપતિ કહેતા, માતાને Mator famalias અથવા ગૃહ પત્ની કહેતા. પિતા એ જીવનકાળમાં ધર્મગુરૂ હતો મૃત્યુ પછી કુલદેવ-સુરધન-હતો. સ્ત્રીનો માતા તરીકેનો અધિકાર પતિવશ હતો. તેતો સહચાર ધર્મક્રિયા માટે આવશ્યક હતો તેથી તે પૂજનીય હતી. પણ સ્વતંત્ર નહતી. આથીજ મનુભગવાન્ કહે છે. " જ્યાં નારીની પૂજા થાય છે ત્યાં દેવતાઓ ક્રીડા કરે છે-અને બીજે સ્થલે આભાસેજ વિરોધ દર્શક "નાર્ય્ય વદે છે." સ્ત્રીને સ્વતંત્રતા ઘટતી નથી." પુત્રો પિતાના જીવનકાળમાં પુત્રરૂપે અંતે તેના દેહાવસાન પછી ગૃહપતિપરે કાર્યભાર ચલાવતા. કુટુંબવશ પુરૂષ જનસમાજનું અંગ થઈ શકતો, કુટુંબ સક્ત પુરૂષ વિવાહિતજ ગણાતો. કુટુંબ એ સર્વનું મૂળ અંકરૂપે હતું. સર્વ ધર્મક્રિયાના સ્થાનકરૂપે પિતૃત્વ મનાતું. અને આથી કુટુંબની તુલના એક નાના રાજ્ય સાથે થઈ શકે. " પિતૃ " નો અર્થ " જનપિતૃ " થઈ શકતો નહિ; " જનપિતૃ " માટે Pator શબ્દ નહિ પણ Generator શબ્દ હતો. Pater અથવા પિતૃ શબ્દથી ધર્મ

ગુરુ, કે રાજાને એવો અર્થ લેવાતો. પિતા એ પુત્રને પુત્ર તરીકે સ્વીકારી શકતો કે તિરસ્કારી શકતો, તેને વધ્યજ વન્ધ્યાસ્ત્રી કે કુંબારીયનો ત્યાગ હતો; તેજ કન્યાદાન આપતો, તેજ પુત્ર લગ્ન કરતો, કુટુંબની જમીન અને અને મીલકત સ્થાવર અને જંગમ સર્વની વ્યવસ્થા તેજ કરતો; પોતાની પત્નીનું ધન, પુત્રો પાર્જિતધન કે દાસધન એ પણ એજ વાપરતો; ન્યાયાધીશ પણ એજ હતો. આ પિતૃસત્તા પિતની વ્યક્તિની રૂઇએ નહોતી તેનો વ્યવહાર તે પ્રમાણે ન થઈ શકતો. પિતૃત્વ તરીકે, ધર્મની રૂઢીને લઇને, તે સત્તાનું અસ્તિત્વ ઍાટલું બધુ ગૌરવમય હતું. આ સત્તા ઇશ્વરદત્ત હતી, વંશપરપરા હતી, ધર્મદત્ત હતી, દેવદત્ત હતી.

આ ધર્મથી કુટુંબની નીતિ બહુજ જળવાતી નીતિભંગમાં ધર્મભંગ સમાતો અને ધર્મ ભગે દેવશિક્ષાનું ભય રહેતું. અન્ય કુટુંબ શત્રુરૂપે મનાતું સ્નેહની મર્યાદા બહુ ટુંકી હતી. કુલદેવ પ્રત્યેનું કર્તવ્ય તે પરમ કર્તવ્ય ગણાતું. ગૃહધર્મનો અપરાધ પાપરૂપે મનાતો. શૌચ ધર્મરૂપે પળાતું. પાપ પછી પ્રાયશ્ચિત કરી કુલધર્મનો પુનઃ અંગીકાર લેવાતો બ્રહ્મચર્ય–જીવન પર્યંતનું બ્રહ્મચર્ય-નિષિદ્ધ હતું. ગૃહપતિ અને ગૃહપત્નીની પ્રતિ પૂજ્યભાવ પરમાર્થરૂપે વર્તનો પણ ગૃહપતિની સત્તા નિરકુશ હતી, ત્યારે ગૃહપત્નીની સત્તા માત્ર પતિને અધીનજ હતી. કુટુબ અવિનાશી હતી. આથી સ્વગૃહપતિનો સ્નેહ અપ્રતિમ હતો. આપણે જેમ અત્યારે આપણા ધર્મમદીરને આરાધીએ છીએ તેમ પૂર્વે તે પુરુષો પોતાના કૌટુંબિક ધર્મના સ્થાન, ગૃહને આરાધતા.

આમ મનઃશુદ્ધિ, શીલ, દયા, સ્નેહ, પૂજા, માન, અને ઐક્યમાં પ્રાચીન કુટુબો સારી રીતે આગળ વધી શક્યા હતા. પણ તેમની સ્થિતિ તદ્દન કુટુંબાધીનજ હતી. તેમના વિચાર તેમનો સ્નેહ, તેમની દયા, તેમનું ઐક્ય આ સર્વ આ પિતૃભૂમિની બહાર ક્વચિતજ જઈ શકતું. તે સમયના નિયમો બહુજ સખત અને આજ્ઞાકર હતા. કારણ કે તે નિયમો ધર્મના નિયમો હતા; તે નિયમો, આ ઉપરાંત, તદ્દન સકુચિત હતા; અને તેથી તેમનો પ્રવાહ વશ-પરંપરા ચાલી શક્યો. આ સર્વ સ્થિતિ ગ્રીક રોમ અને ભારતવર્ષ અને કઇક અશે ટ્યુટનોની સમાજોની ઘણીજ પ્રથમાવસ્થામાં, પ્રથમ વયમાં પ્રચલિત હતી. ભારતમાં તે સંસ્થાના વિકાર હજુ પણ દ્દષ્ટિગોચર થાય છે. ગ્રીસમાં તે સંસ્થાઓનું બલ ઠીક જામ્યું હતું પણ પછી ખ્રીસ્તિધર્મના પ્રભાવે તે શૂન્ય થયુ અને રોમમાં પણ એમજ થયું. ટ્યુટનોમાં તે સંસ્થાઓનો વિસ્તાર ઘટ્યો નહતો તેથી તેઓએ જુદી પ્રવૃત્તિ ચલાવી. પણ રોમના ધર્મશાસ્ત્રમાં આ સંસ્થાના જે વિકારો ટકી શક્યા તે વિકારોની અસર મધ્યયુગમાં દરેક પ્રજાજન ઉપર ઠીક થઈ હતી અને તેથીજ આ પૌરાણિક સંસ્થાઓની અગત્યતા આપણી આધુનિક સામાજીક વર્ગણાને જણાય છે. એ શૂન્યતા કેમ થઇ તે આપણે હવે તપાસશું.

( અપૂર્ણ. )

મુંબાઇ.
તા. ૨૦-૧-૧૯૧૪

" શરચ્ચંદ્ર. "

—⊛—

# *The Problem of Race Equality.*

"Fearlessness and industry may not form dividing lines between the races but what of such attributes as initiative, inventiveness, progress? Historians inform us that in Dante's time the Western methods of agriculture were still those of the ancient Romans and they further show us that the red-haired Teutons about the beginning of our era, while possessing themselves a civilisation of a most rudimentary character, exhibited no desire to emulate the dark-white civilised Romans with whom they came into contact Should we then, be justified in concluding from such facts that the European races in general and the Teutonic race in particular are unprogressive races Or does this not suggest that complex social conditions determine whether a race shall be pushful, empire-building, inventive, progressive? So far as modern warfare is concerned, Japan ranges now admittedly with the great Western Powers, and in industry and in science this Eastern nation is also taking its place in the front rank Yesterday, as it were, despotic rule was supposed to hall-mark the East, today representative Government is clamoured for in the few Oriental countries where it does not exist already This too, merely repeats the story of Europe's recent emergence from an autocratic regime Taking further into consideration the imposing ancient civilisations of Egypt and Babylon, Persia and Phoenicia and more especially the magnificent civilisation of China which is responsible for innumerable inventions and discoveries of the highest order, and bearing in mind that every country in the East is at present remodelling its civilisation on Western lines, it is reasonable to suggest that *so far as the spirit of enterprise is concerned, the various races of* mankind may be said to be, broadly speaking, on an equality

We must now examine another momentous factor, the moral factor A few decades ago due partly to unavoidable ignorance and partly to racial and religious prejudice, it was thought that morality was a monopoly of the West Bret Harte's Ah-Sin was the typical Chinese, cruelty and prevarication were alleged to be the special prerogative of the Mohammedan the less developed types of men were head-hunters, cannibals and shameless, and self-respect and respect for others were iridescent virtues only to be encountered in Central Europe and the United States Now, however, that we possess the beautiful Sacred Books of the East in translation, this view has lost almost every vestige of justification, for much in the [illegible] Persian, Hebrew, and even Egyptian and Babylonian [illegible]ndest ethical significance"

—*G Spiller*

Reg. No. B. 463.

# वसन्त.



इदं सत्यं सर्वेषां भूताना मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चाय-
मस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमय-
पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् ।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् भूत्यै
न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद्.

વર્ષ ૧૨, અંક ૧૨. [ માસિક ] પૌષ, સંવત્ ૧૯૭૦.

તન્ત્રી—ઑન. રા. બ. રમણભાઇ મહીપતરામ નીલકંઠ. બી. એ. એલ્એલ્. બી.

પ્રાસંગિક નોંધ. ૬૧૭
(૧) બાળ–ઉછેર. (૨) એક બોધ. (૩) ખરૂં દેશહિત.
( પ્રો. આનન્દશંકર બાપુભાઇ ધ્રુવ. એમ. એ. એલ્એલ્. બી )
કુરાહોવરાહ. ૬૨૨
( રા. રા. કરીમ મહમદ. એમ. એ, એલ્એલ્. બી )
સત્ય—પરમેશ્વર અને પ્રકૃતિ સંબંધી સત્ય ૬૨૩
(રા. રા. "શીલેંદ્ર"
સાયન્ટિસ્ટના મનનું સમાધાન. ૬૩૩
( રા. રા. " પુષ્કર." )
અબૂબિન આદમ ૬૩૮
( રા. રા. " D " બી. એ. )
ચર્ચાપત્રનું સ્પષ્ટીકરણ. ૬૪૦
( રા. રા. છોટાલાલ કહાનદાસ પટેલ )
ગુજરાતી ભાષાની ઉત્પત્તિ. ૬૪૨
( રા. રા. નરસિંહરાવ ભોળાનાથ, બી. એ. સી. એસ )
શારીરિક, માનસિક અને આત્મિક સગીત તુલના. ૬૫૩
( રા. રા. લક્ષ્મીદાસ આદિત્યરામ વ્યાસ. સંગીત શિક્ષક)
ગ્રન્થાવલોકન. ૬૬૪
( પ્રો. આનન્દશંકર બાપુભાઇ ધ્રુવ એમ. એ. એલ્એલ્. બી ) ૬૬૮
અનુક્રમણિકા ( "વસન્ત" ઑફિસ )

'અમદાવાદ—'ધી યુનીયન' પ્રિન્ટિંગ પ્રેસ કં. લી. મા મોતીલાલ શામળદાસે છાપ્યું.

# નિયમો.

૧ વગર સહીના અને તન્ત્રીની સહીના લેખો માટે તન્ત્રી જવાબદાર છે.

૨ "વસન્ત-ઑફિસ"-ની સહીના લેખો માટે "વસન્ત-ઑફિસ" અને વ્યવસ્થાપ જવાબદાર છે.

૩ અન્ય સર્વ લેખો માટે તે તે લેખોના કર્તા જવાબદાર છે.

૪ ભાષાન્તરરૂપ લેખ લખી મોકલનારે મૂળ ગ્રન્થ કે લેખના કર્તાની પરવાનગી મેળ શકાય તેમ હોય તો મેળવવી. તથા એ લેખ ભાષાન્તરરૂપ છે અને અમુક ગ્રન્થનું ગ્રન્થ ભાગનું કે લેખનું ભાષાન્તર છે એમ અમોને લખી જણાવવું. તે વિના એ લે પ્રસિદ્ધ કરવા મારેની સઘળી જવાબદારી ભાષાન્તર કર્તાને શિર રહેશે.

૫ કોઈ પણ લેખકનું અસલ લખાણ-એ લેખ "વસન્ત" માં દાખલ કરવાનો યા ક હોય કે ન હોય-પણ તે લેખકને પાછું મોકલવાને અમો બંધાતા નથી.

વ્યવસ્થાપક.

---



---



---

Reg. No. B. 463

# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चायमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयःपुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् ।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद्.

વર્ષ ૧૨, અંક ૧૨. [ માસિક ] પોષ, સંવત ૧૯૭૦.

## પ્રાસંગિક નોંધ.

**બાળ-ઉછેર.**

કેટલાક માસ ઉપર બુદ્ધિપ્રકાશમાં આપણા એક પ્રસિદ્ધ વિદ્વાન અને નેતા પુરુષે જનસમાજમાં વૃદ્ધજનોની ઉપયોગિતા તરફ આપણું ધ્યાન ખેંચ્યું હતું. બેશક આ એક મહત્ત્વનું સત્ય છે, પણ હું આજ એ સત્યના ઉત્તરાર્ધ બલ્કે પૂર્વાર્ધ તરફ વાચકનું ધ્યાન ખેંચવા ઇચ્છું છું. લૉર્ડ હાર્ડિંગની જન્મતિથિએ ઉજવાએલા બાલોત્સવના દિવસથી મારા મનમાં એક વિષય ઉપસ્થિત થયાં કરે છેઃ—એ બાલોત્સવને દિવસે હિન્દુસ્થાનમાં લાખો બાળકોને એકઠાં કરી એમને મીઠાઈ વ્હેંચવામાં આવી અને એમનાં હસતાં મુખ જોઈ આપણે સર્વે રાજી થયા. એ સર્વ યોગ્ય કર્યું. એક અંગ્રેજ લેખક કહે છે કે પ્રભુએ પ્રથમ પુરુષને ઉત્પન્ન કર્યો; પછી એ કરતાં ચઢીઆતી સ્ત્રી ઉત્પન્ન કરી; અને છેવટે સૌથી ઉત્તમ બાળકો ઉત્પન્ન કર્યાં: અને કવિ ભવભૂતિ પણ બાળકને પતિ-પત્નીના સ્નેહની આનન્દગાંઠ કહે છે. પણ બાળક સંબન્ધી આ ઉચ્ચભાવનાને અનુરૂપ આપણું તેઓ પ્રત્યે વર્તન છે? આ પ્રશ્નનો ઉત્તર હકારમાં દેવા આપણે ગમે તેટલું ઇચ્છીએ, પણ વસ્તુસ્થિતિ એથી ઉલટી છે. એક બાગવાન આંબાનું ઝાડ ઉછેરવા પાછળ જેટલી કાળજી લે, તેની અડધી કાળજી પણ આપણે દેશની ભવિષ્ય-

ની પ્રજાને ઉછેરવા તરફ રાખતા નથી. જે drift યાને 'નૈષ્કૃતિક અલસતા' આપણા સામાન્ય જનસમાજના અન્ય વ્યવહારમાં પ્રવર્તે છે, તે જ આપણાં 'અંગ—અંગ અને હૃદયમાંથી ઉત્પન્ન'* થએલાં બાળકો પ્રત્યે પણ આપણે પ્રવર્તવા દઇએ છીએ તે થોડા આશ્ચર્ય અને ખેદની વાત નથી.

ઘણાંખરાં માબાપો બાળકોને નિશાળમાં મોકલવાં તે કરતાં પોતાનું અધિક કર્તવ્ય સમજતાં નથી. પણ વસ્તુતઃ શાળા એ બાળકની કેળવણીનું પૂરતું સાધન નથી; એટલું જ નહિ પણ એ શાળાની કેળવણીને સન્તોષકારક કરવા માટે શાળાની બહાર માબાપોનો મત ઘડાવો જોઇએ, અને એણે શાળાની કેળવણી ઉપર અસર કરવી જોઇએ. બાળકોના હિત પ્રત્યે આપણે કેટલા બેદરકાર છીએ એનો ખ્યાલ લાવવા માટે આપણા દેશના બાલકોની જન્મમરણની સંખ્યા ઇગ્લંડનાં બાલકોની જન્મ-મરણની સખ્યા સાથે સરખાવી જુવો સરખાવતાં આશ્ચર્ય સાથે શોક થશે કે આપણાં જેવાં વત્સલ માબાપના દેશમાં પશ્ચિમના દેશ કરતાં બાળકોનાં મરણનુ પ્રમાણ ઘણું વધારે આવે છે. ઇગ્લંડમાં આખા જનસમાજમાં જેટલું મરણપ્રમાણ છે તેટલું હિન્દુસ્થાનમાં માત્ર ત્રણ વર્ષની અંદરનાં બાળકોનું છે. આનું એક પ્રસિદ્ધ કારણ બાળવિવાહ ઉપરાંત સ્ત્રીઓમાં બાળઉછેર સંબન્ધી અજ્ઞાન એ છે. એ અજ્ઞાન ટાળવા માટે કન્યાશાળાઓમાં છોકરાં કેમ ઉછેરવાં વગેરે વિષયને લગતા પાઠો શીખવાય છે, પણ ઘણે ભાગે એ શિક્ષણ ઘણી ન્હાની ઉમ્મરે અપાતું હોઈ મ્હોટપણમાં લુપ્ત થઈ જાય છે. તે માટે દરેક ગૃહમાં ઉપયોગી થાય એવું બાળઊછેરનું સોદોઢસો પાનાનુ એકાદ પુસ્તક ગુજરાત વ્હર્નાક્યુલર સોસાઇટિ જેવી સંસ્થા આ વિષયના જાણીતા કોઈ પ્રૌઢ વિદ્વાન પાસે લખાવે તો ઘણું ઉપયોગી થાય એમ મને લાગે છે. આ પુસ્તકમાં દૂધ—વસ્ત્ર—આહાર—નિદ્રા—સ્નાન—હવા વગેરે વિષય ઉપર વિગતવાર સલાહ આપવી જોઇએ, તેમ જ દાક્તરની મદદ વગર સામાન્ય ગૃહમાં ઉપયોગમાં લઈ શકાય એવા વ્યાધિનિવારણ માટે ઔષધોપચાર પણ દાખલ કરવા જોઇએ. અર્થાત્ આ વિષયમાં સામાન્ય માતાની જે અજ્ઞાનતા અને પરવશતા અત્યારે દેખાય છે તે દૂર કરવા માટે પગલાં ભરવાની જરૂર છે.

બીજું—કેળવણીના આરંભકાળમાં એટલે **૫ થી ૧૦ વર્ષ સુધીમાં** બાળકની કેળવણી કેવા રૂપની અને કેવી પદ્ધતિએ ચાલવી જોઇએ એ સબન્ધી અજ્ઞ માતાઓમાં તો શુ, પણ કેળવાએલા પિતાઓમાં પણ અજ્ઞાન છે એમ કહીએ તો ખોટું નથી. છતાં, આ સંબન્ધી જોઇતો પ્રકાશ આપી શકે એવું એક પણ પુસ્તક ગુજરાતીમાં બહાર પડેલું મારા જાણવામાં નથી. આ વિષયમાં જેની સલાહ વજનદાર ગણાય એવા એકાદ શિક્ષણશાસ્ત્રી પાસે ગૂજરાત વ્હર્નાક્યુલર સોસાઇટિ પુસ્તક રચાવે તો તેથી ગૂજરાતની કેળવણીને અસાધારણ મદદ થશે. બેશક, અંગ્રેજીમાં ઘણાં પુસ્તકો છે, પરંતુ એ સર્વેનું અધ્યયન કરી પોતાનાં છોકરાંને એનો લાભ આપવા જેટલો અવકાશ દરેક કેળવાએલાં માબાપને મળતો

* 'अङ्गादङ्गात् प्रभवसि हृदयादधि जायसे'—श्रुति.

નથી તેથી એ સર્વનુ સન્દોહન કરી એમાથી આપણા દેશની પરિસ્થિતિને અનુકૂળ યોજનાઓ રજુ કરનારૂ પુસ્તક–સામાન્ય માબાપ વાચી શકે અને કેટલેક ભાગે અમલમા મૂકી શકે એવું–તૈયાર કરાવવાની જરૂર છે. તે પછીની ઉમ્મર માટે, એટલે કે **૧૦ થી ૧૫ વર્ષસુધી**–જ્યા સુધી શાળાના શિક્ષણ ઉપરાંત મા-બાપની દૃષ્ટિ બાળક ઉપર જરૂરની છે ત્યા સુધી–શાળાની કેળવણીની પૂરવણીમાં બાળકોનાં તન મન અને આત્મા પૂરા ખીલવવા માટે કેવી કેળવણી આપવી જોઇએ, એ સબધી માહિતી આપનારૂં એક પુસ્તક બહુ અગત્યનુ છે

તે ઉપરાંત આ ભૂમિકાની કેળવણી માટે ઘણી જાતનાં બાલોપયોગી પુસ્તકો જોઇએ છે તે ગુજરાતીમા નથી છૂટા છવાયાં કોઇ વાર એ જોવામાં આવે છે, પણ તે માત્ર આજીવિકા માટે ગમે તે માણસે બે ચાર અંગ્રેજી પુસ્તકની મદદથી રચી કાઢેલું હોય છે, એટલે તે બહુ લાભકારક થતું નથી. વસ્તુત: બાળકેળવણીને પોતાનો વિષય કરી પશ્ચિમ દેશોમાં આ માટે વપરાતા સાધનોનુ પૂરેપૂરૂં જ્ઞાન મેળવી, ઉત્સાહી તેમ જ પ્રૌઢ કલમથી લખાએલા એવાં આ જાતનાં પુસ્તકો પૂરાં પાડવામા આવે તો સારૂ ઉદાહરણ તરીકે–પૃથ્વી ઉપરના નાના પ્રકારના પ્રાણીઓ, ભવ્ય અને મનોહર સૃષ્ટિના દેખાવો, પ્રસિદ્ધ ઐતિહાસિક સ્થળો અને બનાવો—વગેરેનું બાળકોને પ્રત્યક્ષ દર્શન કરાવે અને એમની કલ્પનાશક્તિને જગાડે એવી ચિત્રાવળિઓ ઘણી થવી જોઇએ વળી આ ઉમ્મરના બાળકોને ઉપકારક થાય એવી વાર્તાઓ અને વર્ણનોના પુસ્તકો પણ નથી. તે માટે રમુજી અને બોધક વાર્તાઓ, મહાપુરુષોનાં જીવનચરિત્રના રસિક અને ઉન્નત પ્રસંગો, દેશના ઇતિહાસ ઉપર વધારે પ્રકાશ નાખે એવી ઐતિહાસિક કથાઓ, સાયન્સની અદ્ભુતતા અને શોધો સંબન્ધી વાર્તાઓ ઇત્યાદિ બાળકોની કેળવણીમા અસારે આવશ્યક ગણાતી એવી વિવિધ બાબતોનું જ્ઞાન આપનારા પુસ્તકો રચાવવાની ઘણી જરૂર છે *

*   *   *   *

એક બોધ

વ્યાકરણમહાભાષ્યકાર પતજલિ ઉપર એવો આક્ષેપ કરવામા આવે છે કે યવનરાજ મિનિન્દ્રે (મિનૅન્ડરે) સાકેત નગરીને ઘેરો ઘાલ્યો હતો છતા એ વાતે એમના હૃદયને કાઇ જ અસર ન કરી માત્ર એમાથી એમણે એક વ્યાકરણના નિયમનું ઉદાહરણ જ બનાવ્યુ ! મહાન પુરુષો ઉપર જગત્ જેમ સહેલાઇથી આક્ષેપ કરે છે, તેમ સામાન્ય મનુષ્ય ઉપર નથી કરતુ, એટલે આ માસિક નોંધમા દક્ષિણ આફ્રિકાના વિષયને હું પડતો મૂકુ તો વાચક એની દરકાર કરે એમ નથી. તથાપિ હાલમાં એ દેશમાં આપણા સ્વદેશબન્ધુઓ જે સ્થિતિ ભોગવે છે, તેણે આખા દેશના —આપણા કર્તવ્યનિષ્ઠ વ્હાઇસરૉય લૉર્ડ હાર્ડિંગ પર્યન્તના–હૃદયને શોક કોપ માન અનુકમ્પા વગેરે લાગણીઓથી ભરી મૂક્યુ છે, એ પ્રસગે સર્વથા મૌન ધારણ કરવુ અશક્ય છે દ

* સૌ. વિદ્યા—જેઓ સ્ત્રીઓની ઉન્નતિ અને માતાનાં કર્તવ્ય સંબન્ધી કેળવણીના કાર્યમા બહુ ગભીર રસ લે છે. એમણે એક દીવાળીના અકના લેખમાં આ વિષય તરફ આપણું લક્ષ ખેંચ્યું હતું એમ મને સ્મરણ આવે છે.

ક્ષિણ આફ્રિકાના પ્રશ્નની રાજકીય બાજુ દેશમાં સર્વવિદિત થઇ ગઇ છે, એની પુનરુક્તિ કરવાની જરૂર નથી; તેમ, એ બાજુ મારા કાર્યક્ષેત્રની બહાર પણ છે. પણ એ સિવાય, આજકાલની દક્ષિણ આફ્રિકાની હકીકતે સુખ વિરુદ્ધ કર્તવ્યનો મહાન પ્રશ્ન ઉપસ્થિત કર્યો છે. એ દેશમાં મિ. ગાંધી વગેરે હિન્દીઓ—બૈરાં છોકરાં સહવર્તમાન—અત્યારે જે દુઃખ અને વિટંબણા સહન કરી રહ્યાં છે એ જોઇ આટલો નિશ્ચય થયા વિના રહેતો નથી કે—જીવનનું લક્ષ્ય સુખ નથી પણ કર્તવ્ય છે. મનુષ્ય માત્ર સુખ સાધે છે માટે મનુષ્યે સુખ સાધવું જોઇએ—એમ છે ઉપરથી ઊડી જોઇએ ઉપર કૂદકો મારી બેસનાર અનુમાનની સદોષતા ખુલી છે. પરંતુ એ દોષ દૂર રહ્યો : વસ્તુતઃ, મનુષ્ય માત્ર સુખ સાધે છે એ જ કયાં ખરૂં છે ? એક મહાન પુરુષના દૈવી તેજથી તેજસ્વી થઇ, સામાન્ય મજૂર વર્ગે પણ સુખ કરતાં કર્તવ્યને અધિક ગણ્યું છે. આ અનુભવ થયા પછી કોણ કહેશે કે મનુષ્યજીવનમાં સુખ એ મ્હોટી વાત છે ?

રોમના એક દેવળમાં છત ઉપર કેટલાક જ્ઞાની મહાત્માઓનાં ચિત્ર કાઢયાં છે. એ ચિત્રો તૈયાર થયા પછી પોપે (ધર્માચાર્યે) ચિત્રકારને પૂછ્યું—"આ પુરુષોને તમે અલંકાર કેમ પ્હેરાવ્યા નથી ?" ત્યારે ચિત્રકારે જવાબ દીધો. "It is not the rich that are up there!" 'એ ઊંચું સ્થાન તવગરનું નથી.' હું ધનની નિંદા કરવા માગતો નથી. ધનવાન પોતાના ધનથી જગતને ઘણો ઉપકાર કરી શકે છે, તેમ ધન મેળવવામાં કેટલાક મહત્ત્વના—બુદ્ધિ અને નીતિના—ગુણો સમાએલા હોય છે. પણ સંસારમાં ધનની લિપ્સા મનુષ્યને એટલી બધીવાર વિપથગામી કરે છે કે ધન એ જીવનનું સર્વસ્વ નથી, અને સુખ એ જીવનનું પરમ પ્રયોજન નથી, એ સત્ય હૃદયે ઉપર આંકવાના જે જે પ્રસંગો મળે તે તેનો લાભ લેવાની જરૂર છે. દક્ષિણ આફ્રિકાના અનુભવથી એક બીજી વાત આપણી દૃષ્ટિગોચર થઇ છે તે એ કે આપણો દેશ વર્તમાન અધઃપાતની દશામાં પણ એનું આત્મબળ ખોઇ બેઠો નથી. એશઆરામમાં પડી નિર્વીર્ય થએલા દેશ કરતાં ગરીબી હાલતમાં રહીને ઉન્નતિ માટે પ્રયત્ન કરતા દેશનુ ભવિષ્ય વધારે ઊજળું છે. બ્રિટિશ સામ્રાજ્યના અંગ તરીકે શોભવા માટે, બલ્કે પોતાના પ્રાચીન સ્વરૂપને શોભતા માટે, હિન્દુસ્થાને કેવા હોવું જોઇએ એનું એ દેશને સંપૂર્ણ ભાન છે, અને આજકાલ ચારે તરફ સામાજિક આર્થિક વગેરે જે અસંખ્ય ન્હાની મ્હોટી પ્રવૃત્તિઓ થઇ રહી છે તેનું પ્રવર્તક બળ ક્ષુદ્ર સુખની ઇચ્છા નથી, પણ સ્વપ્રતિષ્ઠાનું ભાન અને તેની સાથે જોડાએલી ઉગ્ર કર્તવ્યનિષ્ઠા છે, એ સ્પષ્ટ દીસી આવે છે.

* * *

ખરું દેશહિત.

વર્તમાન સમયની પ્રવૃત્તિના ઉલ્લેખથી ફેબ્રુઆરીના મોડર્ન રિવ્યૂનો એક આર્ટિકલ યાદ આવે છે. "Class-Psychology and Public Movements" એ મથાળા નીચે, "X. Y. Z." સહીથી એક અત્યન્ત મનન કરવા યોગ્ય લેખ એ માસિકમાં પ્રકટ થયો છે. લેખક કહે છે કે—સર્વ દર્શનસંગ્રહના એકે દર્શનમાં જેનો ખુલાસો થયો નથી તેવો એક મહાન પ્રશ્ન અત્યારે

આપણી આગળ આવી પડયો છે, અને તે જન્મ અને મરણના પ્રાચીન પ્રશ્ન કરતાં બહુ વધારે મહત્ત્વનો છે. એ પ્રશ્ન તે એ કે " Why are there these two castes—the rich, the educated, the lazy, the parasitic on the one hand, and the poor, the ignorant, the manual labourers, the *producers of wealth on the other?*"—અર્થાત્, આપણા જનસમાજનો એક ભાગ ધનવાન, કેળવાયલો, નિરુદ્યોગ, અને બીજાની મહેનત ઉપર જીવનારો છે; અને બીજો ગરીબ, અજ્ઞાન, અને શારીરિક શ્રમ અને મજુરી કરી ધન ઉત્પન્ન કરનારો છે—આવી આપણા જનસમાજમાં બે જ્ઞાતિઓ કેમ પડી છે? આ પ્રશ્નના ઉત્તરમાં લેખક પોતાની લાગણી આ બીજા વર્ગની તરફ સ્પષ્ટ દેખાડે છે, અને દૃઢ સ્વાત્મનિશ્ચયથી કહે છેઃ—"Carlyle's famous sentence, beginning with the words, '*Two men I honour and no third*' *is well-known* to students of *English* Literature. I would go further and say 'One man I honour and no second' and that man is the labourer, the producer of wealth." અર્થાત્, દેશનો મજૂરિયાત વર્ગ જ માનને પાત્ર છે. પછી (૧) રાજ્ય, (૨) કેળવણી, અને (૩) સંસાર અને ધર્મના સુધારા સંબન્ધી આપણી વર્તમાન પ્રવૃત્તિઓનું અવલોકન કરી, એ લેખક બતાવે છે કે આપણી સઘળી પ્રવૃત્તિઓ જનસમાજના કેળવાએલા અને ઉપલા વર્ગના હિતઅર્થે થાય છે, મજૂરવર્ગના હિત તરફ કોઇનું લક્ષ જતું નથી, અને એ સ્વાભાવિક છે કારણ કે એ પ્રવૃત્તિઓના પ્રવર્તક પુરુષો કેળવાએલા અને ઉપલા વર્ગમાંથી જ આવે છે. દાખલા તરીકે—કૉન્ગ્રેસ દરવર્ષે જે ઠરાવ પસાર કરે છે તે જ ઠરાવ, એ કૉન્ગ્રેસ ખેડૂતોની બનેલી હોત તો કરત? સ્પષ્ટ છે કે એના ઠરાવ ધારાસભાની બેઠક, દેશી અમલદારોની સંખ્યા, વગેરે વિષયને લગતા ન જ હોત. વળી હાલ કૉલેજો અને યુનિવર્સિટિઓ સ્થાપવામાં આપણા લોક તરફથી મ્હોટાં ઉઘરાણાં થાય છે, પણ મજૂર વર્ગની કેળવણી માટે કોઇએ કાંઈ કર્યું? સ્ત્રીઓની કેળવણી સંબન્ધી બહુ ચર્ચા અને પ્રયત્ન થાય છે, પણ એનું ગરીબ ખેડૂત અને મજૂર વર્ગને કાંઇ પ્રયોજન છે? પડદો વિધવાવિવાહ મૂર્તિપૂજા વગેરે ધર્મ અને સંસારસુધારાની વિવિધ બાબતો સાથે ખેડૂત વર્ગને કાંઈ સંબન્ધ છે? વર્તમાન સમયની આપણી પ્રવૃત્તિઓ ઉપરનો આ આક્ષેપ માત્ર અર્ધ સત્ય છે; પણ સર્વથા ખોટો નથી. કુવામાંથી એક જણ બહાર નીકળે પછી જ એ બીજાને હાથ ઝાલી ઉપર કાઢે. પણ તે સાથે એ પણ ખરૂં છે કે એક જણ નીકળી, બીજાને પોતાનો હાથ લંબાવવો ચૂકે, તો તે અપરાધી થાય છે. આ કારણથી આ પત્રમાં સામાન્ય અજ્ઞાન જનવર્ગ પ્રતી કેળવાએલા વર્ગની ફરજો વિષે વારંવાર લખવામાં આવે છે.

આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ.

# કુલહોવલ્લાહ[1].

## ( મિશ્ર હરિગીત. )

૧.

કહીં દે, ઇશ એક જ, એક જ છે;
સંસાર[2]થી પાક, પવિત્ર જ છે;
નથી જન્મ લીધો—
નથી જન્મ દીધો—
—કદિ કો કુખથી,
—કદિ કો જનમી;
નથી [3]એશબિરાદર[4] એક વળી,
ખલકે[5],
ફલકે[6],
નહિં કોઇ સ્થળે.

૨.

ખુદ આપ જ આપથકી પ્રકટી,
પ્રકટાવી દિધી સઉ ખલક[7]તને;
ધર્યું નામ[8] ખુદા[9],
રહ્યું યાદ સદા,
ઇશ એક જ, એક જ, એક જ છે

કરીમ મહમદ.

---

૧. "કહી દે, ઇશ્વર એક છે."—આ શબ્દોથી શરૂ થતી કુરાનેશરીફની સુરત ( પ્રકરણ ) અતિ પવિત્ર અને અતિ અગત્યની છે; એટલે સુધી કે ઇસ્લામની આખી ઇમારત એ ઉપર જ ચણાઈ છે.

૨. ફેરફારી જીવન, બાકીની પંક્તિઓમાં એની વિગત છે. અવતારની હિન્દુ માન્યતાથી ઇસ્લામ અહિં સામે રસ્તે જાય છે.

૩. સંગા. ૪. ભાઈ, સરખાવો—भ्राता; Brothers. અહિં 'બિરાદર' ગાઢ સ્નેહી, brother (pl. brethren) ના અર્થમાં છે. ૩-૪. સગાં વ્હાલાં.

૫. દુનિયામાં. ૬. આસમાનમાં.

૭. પેદા કરેલી ચીજ—પ્રાણી, વનસ્પતિ ઈ. સરખાવો—creation.

૮. જેમ અનેક રાજા, બાદશાહોએ ગાદી ઉપર બેસતાં ખાસ નામ ધારણ કર્યાં છે, અને હાલ પણ તેઓ તેમ કરે છે.

૯. ખુદ=આપ, આ=આમદન=આવવું—પેદા થવું: આપોઆપ જ પેદા થયેલા. સરખાવો—**स्वयंभू**, self-begotten. ક. મ.

# સત્ય-પરમેશ્વર અને પ્રકૃતિ સંબંધી સત્ય.

## ( એક વિચારનિવેદન. )

नासतो विद्यते भावो नाभावो विद्यते सतः ।
उभयोरपि दृष्टोऽन्तस्त्वनयोस्तत्त्वदर्शिभिः ॥

અર્થાત્—જે અસત્ છે તે સત્ થતું નથી અને સત્ છે તે અસત્ થતું નથી; તત્ત્વજ્ઞો એ બેયનાં તત્ત્વને પામ્યા હોય છે.

ગીતા. અ. ૨ શ્લો. ૧૬.

## ( ૧ )

### સત્ય.

સત્ય એટલે જે નિર્વિવાદ રીતે ટકી રહી શકે તે. સત્ય સર્વદા સર્વથા સ્વતંત્ર હોય છે. તે નિડર અને અચળ હોય છે. તે કોઇની શરમ કે મુલાજો રાખતું નથી. તેની પાસે કોઇની ભલામણ કે સીપારસ ચાલતી નથી. તે લાંચ લેતું નથી. તે શ્રેષ્ઠ, સાત્વિક, પ્રમાણિક, નિષ્કલંક, પવિત્ર, સમભાવી, દ્વેષ કે ક્રોધ વગરનું, દયાળુ, ક્ષમાશીળ અને સ્પષ્ટ—ખુલ્લું હોય છે. તે કોઇના નફા કે નુકશાનનો વિચાર લાવતું નથી. તેને ગેરવાજબી વિનય, વિવેક, દયા કે એવાં કશાંની પરવા હોતી નથી. તે તો માત્ર જે હોય છે તે જ બતાવી આપે છે. તેનામાં કોઈ પ્રકારની વિક્રિયા થવા પામતી નથી. તે સદા અવિકૃત હોવા ઉપરાંત તેને કશાંયનુ વળગણ—લેપન—બંધન હોતું નથી. તે પક્ષપાત, વ્હેમ અને અંધ શ્રદ્ધાથી નિરાળુ હોય છે. તે અભેદ હોય છે એટલે કે તેનામાં જાતિ કે પદવી, પંક્તિ કે વ્યક્તિનો ભેદ હોતો નથી. તેને તો સર્વ સમાન હોય છે. તે સ્વાર્થી મિત્રાચારી રાખતું નથી કે એવી કોઇની સ્વીકારતું નથી. તે કોઇની શેહમાં દબાતું નથી. તે કોઇનુ હરાવ્યુ હારતું નથી. તે અજીત હોય છે. સત્ય તે સત્ય જ—ધ્રુવ રહે છે. તે સર્વ પ્રકાશમાન અને સ્વતઃ પ્રકાશિત રહે છે. અસત્યને બધા દ્વંદ્વોની અસર થાય છે, તે અંધકારમાં રહેવા માગે છે અને સત્યથી અવળું હોય તે બધુંય કરે છે. અસત્યમાં સદા સર્વથા હાર જ રહેલી હોય છે. તે બીકુ—ચોર હોય છે. તે નિરાધાર અને પરાશ્રયી હોય છે. વિજય સત્ય એકલાંનો જ થાય છે, અસત્યનો થતો નથી: સત્ય જ ખરૂ જ્ઞાન છે.

સત્ય સર્વમાં અસ્તિત્વ ધરાવે છે. એવી કોઈ વસ્તુ કે બાબત હોતી નથી કે જેમાં કાંઈ પણ સત્ય રહેલું ન હોય. તફાવત માત્ર તેનું અન્વેષણ, અવલોકન કરવામાં રહેલો હોય છે. સત્ય શોધકમાં સત્યના ઉપરોક્ત સર્વે ગુણો રહેલા હોય છે. એ ગુણોની જેટલી ન્યૂનતા તેટલી શોધક વૃત્તિ કાચી સમજવી.

સ્વાભાવિક રીતે માણસ યુગોની પરંપરા થયાં પોતાની માનસિક, શારીરિક, વિગેરે સર્વ પ્રકારની હાજતો—જરૂરીઆતો પુરી પાડવા સારૂ, કામનાઓ તથા જુસ્સાને તૃપ્ત-શાંત કરવા સારૂ, તૃષ્ણા—મુમુક્ષા પ્રશાંત કરવા સારૂ અગણિત ઉપાયો અને પ્રયત્નોવડે તેનાં મગજ(બુદ્ધિ)ને ધીમે ધીમે ખીલવતો આવે છે અને મગજનાં અંધકાર (અજ્ઞાન) માં બુદ્ધિ—જ્ઞાનનાં થોડાં ઘણાં કિરણો—પ્રભાને (તેના પ્રયત્નના પ્રમાણમાં) દાખલ કરતો આવે છે. તેને સ્વતંત્ર હકીકત એટલે સત્યનાં મંદિરે પહોંચતાં માર્ગમાં અજ્ઞાન, ભય, ભ્રમ, ઠગાઈ, વિગેરેનાં આવરણો પસાર કરવાં પડે છે. તેને પરિપૂર્ણ પ્રકાશ (જ્ઞાન) ના પ્રાસાદે પહોંચતાં દરમિયાન વચમાં માર્ગે મારે ફાં ફાં મારવાં પડે છે, ધીમે ધીમે આગળ આગળ ચાલવુ પડે છે, માથાફોડ-શ્રમ-મહેનત પડે છે, થાક લાગે છે, વિસામો લેવો પડે છે, આડે આવતાં આવરણો સામે થઈ તેમને જીતવાં પડે છે, તેને ધીરજ-હિમ્મત-બળ-પ્રમત્ત આતસ વિગરે રાખવાં પડે છે, ચડવુ ઉતરવુ પડે છે, કોઈવાર ગબડી પડવુ પડે છે, ઠેસ ઠોકર પણ વાગે છે. તેને આવા વિકટ માર્ગની પાર સહી સલામત પહોંચ્યા પછી પ્રકાશના ઝગઝગતા પ્રાસાદનુ દર્શન થાય છે. ત્યાં પહોંચ્યા પશ્ચાત તેને ત્યાં રાજ ચલાવતાં સત્યનો સહવાસ મળે છે. હુ તો આ પ્રાસાદને જ સ્વર્ગ કહુ છુ. તેમાં રહેવુ એ જ સ્વર્ગવાસ સમજુ છું.

વળી વચ વચમાં તેને ઉપરોક્ત હાડમારીઓ ઉપરાંત જ્યોષીઓ, શુકનવેત્તાઓ, ધર્માધિકારીઓ, ઉપદેશકો, આચાર્યો, સમાજીઓ, લોકો, વડવાઓ વિગેરે હરકત પહોંચાડે છે—વિલંબ કરાવે છે અને ભોળવી પાડે છે. તેને સાધુઓ ફસાવે છે, ઇશ્વર, ઇશ્વરાવતારીઓ, દેવતાઓ સવળાને નામે ઉલટા અવળા માર્ગે દોરી જાય છે—મોહપાશથી બાંધી લે છે, અસુરો અને ભૂતાવળ બ્હીવરાવે છે. રાજાઓ અને રાજ્યાધિકારીઓ (ધર્મ પ્રતિપાલકો) તેને અધર્મી ઠરાવી નિગ્રહમા રાખે છે અને રાજ્ય, ધર્મ અને પોતાની સમાજ એ ત્રણ (તેમની દષ્ટિના) માટે તેના ઉપર દરરૂપી લૂટ ચલાવે છે. તેમના ધર્મને બ્હાને નમ્રતા, સ્નેહ, ક્ષમા, શુભેચ્છા રાખતાં અને સાથોસાથ અભિમાન, તિરસ્કાર, વૈર, દ્વેષ રાખતાં પણ શીખવવામાં આવે છે. પરસ્પરવિરોધી કહેવાતા ધર્મોના અનુયાયીઓ વચ્ચે તુલડ, કતલ, કજીઆ, તોફાન થાય છે તે આવાં એવડાં શિક્ષણનું જ પરિણામ હોય છે. તેમની ધાર્મિક વિદ્યા—કેળવણીને નામે માણસના મગજમાં ભુલો, ચમત્કારો, જુઠાણાં અને અસંભવિત—ન્યાય કે પ્રમાણ વિરૂદ્ધ, બુદ્ધિથી પ્રતિકૂળ અને અધમ, નકામી બાબતોને ઠાંસવા—ભરવા ઉપરાંત બીજુ કશુંય કરવામાં આવતું નથી. તેમાં સ્વાશ્રયીપણાંને અલગ રાખી કેવળ પરતંત્રતા—ગુલામ વૃત્તિ જ શીખવવામાં આવે છે. તેમાં તમો ગુણ પ્રાધાન્ય ભોગવે છે.

પરંતુ હવે સક્રાંતિકાળ આવી પહોંચ્યો છે. જમાનો બદલાવા લાગ્યો છે. આવી અસંગત—ગપાષ્ટકી બાબતો વિશીર્ણતા પામતી જાય છે અને સર્વત્ર સત્યાન્વેષણ વૃત્તિ જાગૃત થતી જાય છે. શાસ્ત્રો રૂપી સુવર્ણને તાવી તેમાંથી મેલ તથા ઇતર ધાતુનાં મિશ્રણને કાઢી નાખવામાં આવતું જાય છે.

આધુનિક પરિસ્થિતિ રૂપી અંધકાર અને ભ્રમ—ભયથી ભરેલાં—આવેષ્ટિત થયેલાં આ જીવન મધ્યે પ્રકાશતાં સત્યની શોધ કરવી તેના જેવુ બીજું કાંઈ પણ મોટું કે અગત્યનું કાર્ય નથી. મૂર્તે રૂપી ખાણ ખોદવાથી મનુષ્યને બુદ્ધિ ( જ્ઞાન ) અને મન ( વિચાર ) રૂપી દ્રવ્ય—મહા-દ્રવ્ય પ્રાપ્ત થાય છે.

સર્વોત્કૃષ્ટ પ્રવૃત્તિ સત્યનું શોધન કરવું એ જ છે. સત્ય પ્રગતિ-ઉન્નતિનાં મંદિરનો પાયો, થંભિસો અને તેનાં શિખર પર ચળકતો સુવર્ણ કળશ છે; સત્ય સુખને જન્મ દેનાર છે. તે સુધારો, વિશિષ્ટતા, પવિત્રતા, મુક્તિ આપનાર છે; અંતરની મોટામાં મોટી આકાંક્ષા સત્ય જાણવુ એ જ છે, સત્ય માણસને પરમ શક્તિ આપે છે, તે શસ્ત્ર અને ઢાલ રૂપ રહે છે, તે હૃદયનો પવિત્ર દીપક—જ્યોતિ અને પોષક છે, સત્ય પ્રાપ્ત થવુ એ ગીચ અરણ્યની અંદર અંધકાર—તોફાન—વર્ષાદમાં પરિભ્રમણ કરતાં થતા સૂર્યોદય અને નજીક દેખાતાં સદન સમાન છે.

સત્ય તેનાં અન્વેષણ, અનુષ્ઠાન, અખતરા અને બુદ્ધિ—જ્ઞાનથી ઉપલબ્ધ થાય છે. દરેક મનુષ્યને તેની ઇચ્છા અને શક્તિની હદ-પર્યંત નિરંકુશ અને નિર્ભયપણે સત્યનું શોધન કરવાની છુટ—સગવડ હોવી જોઇએ. સૃષ્ટિ રૂપી ઓજાર—સાહિત્ય તેના માટે સર્વદા સર્વથા અવલંબિત—ખુલ્લું—તૈયાર હોવું જોઇએ અને તેનો ઇચ્છિત ઉપયોગ કરવામાં તેને કોઈ પ્રકારની મના કે અગવડ કે અડચણ ન થવી જોઇએ. એવી કોઈ બાબત હોતી નથી ( માત્ર પ્રકૃતિની પરમ શક્તિ સિવાય ઇતર ) કે જે બુદ્ધિ—જ્ઞાનની મર્યાદા બહાર રહી શકે એટલે કે તે કોઇથી સમજી જ ન શકાય તેવી હોય. દરેક માણસને તેનો પોતાનો સ્વતંત્ર નિર્ણય કરવા દેવો જોઇએ અને તેના પ્રમાણિક નિર્ણય-વિચારને છુટથી વ્યક્ત કરવા દેવો જોઇએ. સત્ય શોધકની આવી પ્રવૃત્તિને ગુન્હો ગણી તેના માટે આ ભવમાં કે હવે પછીના ભવમાં શિક્ષા કરવાની ધમકી—ભીતિ આપે તે માનવ જાતિનો કટ્ટો શત્રુ છે એમ સમજવું. માનવ જાતિનો દ્રોહ કરનારો જ માણસને શાશ્વત સુખનાં વચન કે લાલચ—આશા રૂપી લાંચ આપી તેને સત્ય શોધતાં અટકાવે છે.

"સ્વતંત્રતા અને નિર્ભયતા ( ઇશ્વર, દેવો, ધર્મ, રાજ, સમાજ કે માણસ કે કોઇના ભયનું ન હોવાપણું ) વગર ખરી શોધ થઈ શકતી નથી. માટે સઘળી શોધ—સઘળા અખતરા એવી સ્વતંત્રતા અને નિર્ભયતા તથા ઉત્સાહ પુરઃસર બુદ્ધિ રૂપી મશાલ—જ્યોતિનાં અજવાળે અજવાળે જઇને જ થવી જોઇએ.

દરેક માણસે તેના પોતાના પ્રત્યે તથા સત્ય, આંતરિક બુદ્ધિ—પ્રકાશ—જ્ઞાન પ્રત્યે પ્રમાણિક થવું જોઇએ. દરેકે તેનાં મનને પોતાની પૃથક્કરણ શાળા બનાવી તેમાં તેને પોતાને એકલાને માટે જ કહેવાતી સત્ય બાબતો ( એટલે કે દુનિયાની—હાલના અધાધુંધી વાળા ધર્મની કલ્પિત વાતો—ગપાષ્ટકો ) નો કસ કાઢવો જોઇએ. તેણે તેની બુદ્ધિને અનુસરતાં સત્યને જ પોતાનું માર્ગોપદેશક અને ઉપરિ—નિગ્રહ રાખનાર બનાવવુ જોઇએ એટલે કે

પોતાની બુદ્ધિ પ્રમાણે ચાલતાં તેમાં સત્ય છે કે નહીં તે ધ્યાનમાં રાખવું અને તેમાં સત્ય હોય તો જ તે પ્રમાણે ચાલવું. માત્ર બુદ્ધિએ કહ્યું એટલે પાંસરૂં ચાલી જવાનું નથી. સત્યા-સત્યનો વિવેક કરી તે બુદ્ધિ સત્ય યુક્ત હોય તો જ તેનું અનુકરણ કરવું.

આ પ્રમાણે અનુસરી ઉપલબ્ધ થયેલાં સત્યને ચાહવું અને તે પ્રમાણે વર્તવું તેમ જ તેની ખાતર પ્રાણને પણ પ્રિયતર ન કરવો એ ખરો સદ્ગુણ અને પવિત્રતા છે. એ જ ખરૂં મનુષ્યત્વ છે. એ જ ખરૂં સ્વાતંત્ર્ય છે. એ જ ખરી નિર્ભયતા—મુક્તિ છે. એ જ ખરી ભક્તિ, પૂજા, ઉપાસના અને સદાચાર છે.

ધર્માધિકારીઓ, સહકારીઓ, સહવર્તમાનીઓ, રાજાઓ, દેવો કે ઇશ્વર કે એવાં કોઇની આજ્ઞા થતાં પૂર્વોક્ત રીતે મહાશ્રમ થકી પ્રાપ્ત થયેલી બુદ્ધિ–જ્ઞાન–સત્યનો બહિષ્કાર કરવો, તેને ફૂંકી–તજી દેવું એ પરતંત્ર ( તાબેદાર કે ગુલામ ) બનવા જેવું છે.

પોતાના માટે સત્યાન્વેષણ કરવું એ માત્ર સારૂં–શ્રેયસ્કર છે એટલું જ નહીં પરંતુ એ માણસનું પરમ કર્તવ્ય છે. જે માણસ જુલ્મ—બળ વાપરી—કરી કે ભય આપી આવાં અન્વેષણમાં કોઇને અટકાવવાનો—હરકત પહોંચાડવાનો યત્ન કરે છે તે માનવ જાતિને પર-તંત્રતાના કારાગૃહમાં પુરી રાખવા અને અધમતાના અર્ણવમાં ડુબાવી રાખવા તેનાથી બનતું કરે છે એમ સમજવું. તેને માનવ જાતિનો નિંદ્ય—દુષ્ટ દ્રોહી—શત્રુ સમજવો. સત્યશોધક સત્યશોધનમાં આડે આવે જ નહીં પરંતુ ઉલટો સગવડ અને સહાય આપે. અસત્યનો પરિચારક જ સત્યના સેવકને દખલ પહોંચાડે.

પોતાનાં અંતરમાં સિદ્ધ—પરિપૂર્ણ થયેલાં સત્યને અતિ કિમ્મતી જવાહીર તુલ્ય ગણી તેનું સારી રીતે રક્ષણ કરવું જોઇએ.

રાગ કે તિરસ્કારથી થતી ઇચ્છા કે ભયનો કે કોઈ પ્રકારનો પક્ષપાત—અસર રાખ્યા વગર પોતાનાં મન સમક્ષ જે જે પ્રશ્નો ઉપસ્થિત થાય તે બધાની પ્રમાણિક રીતે પરીક્ષા–કસોટી કરવી જોઇએ. દૃષ્ટિબિન્દુ—હેતુ માત્ર સત્ય શોધનનો જ હોવો જોઇએ. જો વાસ્ત-વિક બુદ્ધિથી જોવામાં આવે તો સત્યમાં લેશ પણ ભય નથી પરંતુ બધોય ભૂલ—ભ્રમમાં જ છે એમ સમજી શકાય છે. પ્રમાણિકતાનાં ત્રાજવાં—( જે ત્રાજવાં ને દામ—જુસ્સો—ક્રોધ—લોભ—સ્વાર્થ કે એવાં કશાંયની અણુ માત્ર પણ અસર થતી નથી )—તેમાં પુરાવા તથા દલીલ ( પ્રમાણ અને પ્રતિપાદન ) ને તોલવાં જોઇએ. પોતાની સદ્બુદ્ધિ પ્રમાણે જે સત્તા—આધાર—પ્રમાણ—પ્રતિપાદન—સંપ્રદાય—ધર્મ કે ઇતર જે જે અસત્ય લાગતું હોય તે કશાં-યની દરકાર ન રાખવી જોઇએ. પોતાના ઉપર પોતાની જ કુલ મુખત્યારી—સ્વતંત્ર સત્તા રાખવી જોઇએ એટલે કે પોતાના ઉપર ઇશ્વિર, દેવ, દાનવ, રાજ્ય, ધર્મ, સંપ્રદાય, સમાજ–જ્ઞાતિ, વ્યક્તિ કે કશાંયનો અધિકાર—નિગ્રહ ન હોવો જોઇએ. પોતે જ સર્વ શક્તિમાન–સર્વોપરિ રૂપ ધારણ કરવું જોઇએ અને એ રૂપ ટકાવી રાખવામાં ગમે તેટલાં જોખમે પણ

દઢ રહેવું જોઇએ તેના સારૂ ભગવા પહેરતા કે કેશરીઆ—ચાહોમ કરતા ડરવું નહીં જોઇએ અને **अर्थं साधयामि किंवा देहं पातयामि**નો મુદ્રાલેખ—સિદ્ધાન્ત—નેમ રાખવો જોઇએ પોતાના મન રૂપી રાજ્યમાંથી બીજાના બળ અને ભયનો બહિષ્કાર—પરાભવ કરી તેમને હાંકી કાઢવા જોઇએ તેમાં પોતાના બળ અને હિમ્મતનો અમલ ચલાવવો જોઇએ

ભીરુતા, શંકા, પ્રતિબંધ, અંકુશ, અપ્રમાણિકતા, અજ્ઞાન, અહંતા, ધિક્કાર, તિરસ્કાર, દ્વેષ, અવગણના અને એવા બધા સત્ય અને પ્રગતિના પ્રતિપક્ષી એટલે શત્રુ છે

ખરો સત્યશોધક જુના કે વૃદ્ધને તે જુનું કે વૃદ્ધ હોવાના કારણસર સ્વીકારતો નથી —કે નવા કે યુવાનને તે નવું કે યુવાન હોવાના કારણસર તુચ્છકારતો નથી આપણો ધર્મ અથવા તેને ચલાવનારા ધૂર્ત—દંભી—સ્વાર્થી અમલદારો—આચાર્યો ઘરડા કહે તે સાચું અને જુવાનીઆ કહે તે ખોટું ઘરડા એટલા ડાહ્યા અને યુવાન એટલા [illegible], તથા મરી ગયેલા કહી ગયા છે તે ખરૂં અને જીવતા કહે છે તે જુઠું એમ બીન તકરારે માની લેવાની ફરજ પાડે છે તકરાર કે સિદ્ધાન્વેષણ કરે તેને ધર્મદ્રોહી—પાપી—નરકાધિકારી કહે છે તેમનું કહેવું ખરૂં માનવા આગ્રહ કરે છે તો તેમને વૃદ્ધ ગણવા કે મરી ગયેલા ગણવા ? કારણ કે વૃદ્ધ કે મરી ગયેલાનું કહેવું ખરૂં એમ તેઓજ કહે છે તેઓ ભલે ગમે તે કહે પરંતુ સત્યશોધક આવી જુલમી ફરજને સ્વીકારતો નથી આવી ફરજ પાડે તે ધર્મ કે ધર્માચાર્યો ઉપર તેને અંધશ્રદ્ધા હોતી નથી તેને તો ઘરડું હોય કે જુનું, યુવાન હોય કે નવું મૃત હોય કે જીવતું રાજા હોય કે રાંક, સાધુ હોય કે દુષ્ટ દેવ હોય કે દાનવ, બ્રાહ્મણ હોય કે ચાંડાળ, પુરૂષ હોય કે સ્ત્રી કે ગમે તે હોય પરંતુ જેના કથન અને વર્તન (ચરિત્ર) માં જે કાંઈ સત્ય કે બુદ્ધિયુક્ત હોય તે બધું એક સરખી રીતેજ માન્ય હોય છે તેને દરકાર માત્ર સત્યની હોય છે એ કથન કે ચરિત્રમાં ઝળહળતું સત્ય કે જ્ઞાન તે વ્યક્તિની કેવી સ્થિતિ—પદવીના કારણસર તેને ન્યૂનાધિક—માન્યામાન્ય થતું નથી સત્યમાં પંક્તિ કે વ્યક્તિ જાતિ કે પદવીનો ભેદ હોતોજ નથી સત્યની દૃષ્ટિમાં તો સર્વભૂત સામ્યજ ભોગવે છે તેમાં **आत्मवत् सर्वभूतानि** ( [illegible] ) નો નિયમ વર્તે છે

અસત્યજ પદવી, સ્થળ, દેશ, જાતિ વ્યક્તિ સ્થિતિ કે એવાનો આશ્રય—સહાય લે છે સત્ય સ્વતંત્ર અને સ્વતઃ પ્રકાશિત હોઈ તેને એવા કશાની તમા હોતી નથી સત્ય હમ્મેશા સ્વાશ્રયીજ હોય છે અસત્યજ બીજાના જીવે જીવે છે

સત્ય ભલે એકલુંજ હોય તથાપિ તે અસત્યના મોટા સમુદાયની સામે નિર્ભય રીતે—હિમ્મતથી લડી—ટકી રહી શકે છે અને વિજય પ્રાપ્ત કરે છે જે બાબત અસત્ય હોય તેને ભલેને ઘણા માણસો સ્વીકારે કે તેના ઘરડા વડા પુરૂષો થયા સ્વીકારતા આવ્યા હોય પરંતુ સત્યશોધક તો તેને સ્વીકારવાનો નહીં કારણ કે તે કોઇનો દોર્યો દોરવાનો નથી તેને દોરનાર સત્ય સિવાય બીજું કોઈ હોવુંજ નથી તે તો પોતાના સત્યજ્ઞાનનો જ આશ્રય લે છે અલબત્ત, સત્યની સામે તો તે કદિ પણ થતોજ નથી સત્યને તો તે તુરત માન આપી વશ થાય છે

બાણી અસત્ય તેના ઉપર ફાવી શકતું નથી કે તે અસત્યની જાળમાં ફસાતો નથી. તેની પાસે ગોડરીઆ પ્રવાહ જેવી કે મીંઆના ચાંદે ચાંદ જેવી કે લોકમાં લોક કે સાદમાં સાદ જેવી વાત હોતી નથી. સત્ય તેને કાચા સુતરના તંતુથી બાંધે તો બંધાઈ રહે છે. તેમાં તે સામો થતો નથી કે પોતાનો કક્કો ખરો કરાવવા વ્યર્થ શ્રમ લેતો નથી. સ્વાભાવિક રીતે માણસ પોતાની સ્વીકારેલી વસ્તુ સામે તો થાય જ નહીં. અસત્ય તેને પોલાદના તારનાં દોરડાંથી બાંધી લે તોપણ તે દોરડાંને સત્યરૂપી શસ્ત્રથી કાપી નાખી તે મોકળો થઈ જાય છે. સત્ય તેને ખુલ્લી જગ્યામાં રાખે તો પણ ત્યાંથી એક ડગલું પણ ખસતો નથી પરંતુ અસત્યે તેના સંગીન કિલ્લામાં તેને પુર્યો હોય છતાં તે કિલ્લાને સત્યરૂપી તોપ કે સુરંગથી પાડી નાખી ચાલ્યો આવે છે. તેનું સર્વસ્વ સત્ય જ હોય છે. તેની ભક્તિ–પ્રેમ–પૂજા–આરાધના–ઉપાસના–ધ્યેય સત્ય અર્થે જ હોય છે. સત્ય જ તેનો પરમેશ્વર હોય છે. બધા મતો, ધર્મ માર્ગો–પંથો, પ્રતિજ્ઞાઓ, પ્રતિપાદનો, શિક્ષાઓ, શિરસ્તા, નીતિરીતિ, સંપ્રદાયો, વિચારો, કલ્પનાઓ, કથનો, પુસ્તકો, લેખો વિગેરે ભલેને તે પ્રાચીન હોય કે અર્વાચીન પરંતુ તેમનામાં કાંઇ બુદ્ધિને સંતોષ પમાડે એવું એટલે સત્ય ન હોય તો તે તેમની દરકાર કે સ્વીકાર કરતો નથી. સર્વ દિશાઓમાં તે સત્યને જ શોધે છે અને તે મળે છે તો આગળના મતો વિગેરે પછી ભલેને તેને સ્વીકારતા હોય કે તુચ્છકારતા હોય તથાપિ પોતે તેને આનંદથી વધાવી લે છે અને પોતાનાં અંતરમાં પધરામણી કરી પૂજા કરે છે.

પ્રજ્ઞ અને પ્રમાણિક પુરૂષો આ માર્ગે જ ચાલે છે. તે મને ચાલવા માટે ઇતર માર્ગ સંભવતો જ નથી.

દરેક માનુષી ઉદ્યોગ–પ્રયત્નનો નેમ સત્યશોધન પ્રત્યે જ હોય છે. ભૂસ્તરશાસ્ત્રી પોતાનાં શાસ્ત્રમાં રહેલું સત્ય શોધી કાઢવા માટે પર્વતો, ગુફાઓ, જ્વાળામુખીઓ, ટાપુઓ, ખડકો, જંગલો, અને ખડો ઉપર ફરી અખતરા કરે છે. રસાયણશાસ્ત્રી પણ પોતાનાં શાસ્ત્રમાં રહેલાં સત્યને શોધી કાઢવા સારૂ યંત્રો અને ભઠ્ઠીઓ વડે અગણિત અખતરા કરીને જુદી જુદી વસ્તુના કુદરતી ગુણનું પૃથક્કરણ કરે છે અને તેમાં રહેલાં સત્ય–સત્યનો નિર્ણય કરે છે. વૈદ્યશાસ્ત્ર વૈદ્યો અવલોકન અને અખતરા ઉપર જ આધાર રાખે છે. તેઓ મનુષ્યનાં શરીરના તમામ ભાગો ( બાહ્ય અને આંતરિક ) તથા મગજની અજાએબીઓનું જ્ઞાન મેળવે છે અને તેથી પોતાનાં શાસ્ત્રમાં રહેલું સત્ય શોધી કાઢે છે. તેવી જ રીતે યંત્ર શાસ્ત્રી યંત્ર સાથે કરે છે.

આવી રીતે દરેક શાસ્ત્રનો અભ્યાસી પોતાનાં શાસ્ત્રમાં રહેલાં સત્યનું શોધન કરવા મંથન કરે છે. દરેક બાબત–દિશામાં ખરી હકીકત શી છે તે તે જાણવા માગે છે.

દરેક શાસ્ત્રીએ આવી રીતે મથન કરી પોતાનાં શાસ્ત્રમાંથી શોધી કાઢેલાં સત્યનું સૃષ્ટિ સમક્ષ નૈવેદ્ય ધરવું જોઇએ. સૃષ્ટિ દરેક સત્યની છેલ્લી કસોટી છે. સૃષ્ટિ સમીપ અડગ રીતે ટકી રહી શકે તે સત્ય. તત્કારણ તેનો નિર્ણય થવા સારૂ તમામ સત્યને સૃષ્ટિ સમીપ ધરવું અતિ આવશ્યક, અનિવાર્ય અને શ્રેયસ્કર છે. સૃષ્ટિ રૂપી ભઠ્ઠીમાં કનકરૂપી સત્યનો કસ કાઢવો

જોઇએ. એ કસમાં સાંગો પાંગ શુદ્ધ રહે તે સત્ય. સૃષ્ટિમાં કાંઈ બધાય અસત્ય પક્ષી હોતા નથી, સત્ય પક્ષી પણુ હોય છે.

તમામ શાસ્ત્રીઓમાં તેમની બુદ્ધિના જેટલી જ હિમ્મત હોવી જોઇએ. સત્યવાદીઓ ડરકુ–ભીરૂ–બાયલા નહીં હોવા જોઇએ. આગળના પુરુષો શું કહી ગયા છે કે હાલના શું કહે છે કે સામાન્ય માન્યતા શી છે તે કશાંયની પરવા રાખ્યા વગર તેમને પોતાને જે સત્ય લાગે તે જ બેધડક રીતે કહેવુ જોઇએ. બીજા તેને સ્વીકારે કે ન સ્વીકારે. તે સત્ય હશે તો સત્યવાદીઓ અવશ્ય સ્વીકારશે. પરતુ નહીં હોય તો પાયા વગરનાં મકાનની માફક કરડુ ભુસ કરીને નીચે બેસી છિન્નભિન્ન થઈ જશે. તેમને આવી જાહેર હિમ્મત હોવી જોઇએ. એથી સાર્વજનિક શ્રેય થાય છે.

કોઈ માણસ સત્યાન્વેષણ તથા સદ્‌બુદ્ધિ પ્રતિ પ્રમાણિકતા, સત્કાર અને શુશ્રુષા રાખવી એ પોતાના એકલાના માટે જ શ્રેયસ્કર માનતો હોય તો તે તેની માફક બીજાને માટે પણ શા માટે શ્રેયસ્કર નહીં? તેણે શોધેલા સત્યને જાણવાથી બીજાને પણ ફાયદો થાય એ ઉલટુ વધારે સારૂ. સત્ય શોધકે હમ્મેશા આવી વૃત્તિ (યજ્ઞ–પરાર્થવૃત્તિ) રાખી સત્યને જેટલુ બને તેટલુ પ્રકાશ અને વિસ્તારમા મૂકવુ જોઇએ. આવા પ્રકાશ અને વિસ્તારમાં જે આડો આવે કે અટકાવ કરે તેને માનવ જાતિના સુધારા તથા સત્યનો દ્રોહી–દુષ્મન સમજવો. જે માણસ પોતાના એકલાના વિચારોને જ વ્યાજબી ગણી પ્રકાશમાં મૂકવાનો દાવો કરે અને બીજાના એવાજ દાવાને ના મજુર કરે તો તે માણસના જેવો અહવાદી, ધૃષ્ટ, દંભી કે દ્રોહી બીજો કોઈ ભાગ્યે જ હોઈ શકે મારૂ એટલુ સારૂ અને તારૂ એટલુ નઠારૂ એમ કહેનાર માણસ અહવાદી અને દભી સિવાય તો બીજો ન હોય પ્રમાણિક માણસ તો એવો અચળ-પટો—ઇજારો (Monopoly) કદિયે ન લઈ બેસે.

ધર્મશાસ્ત્રોમાં વર્ણવેલા વિચારો–નિર્ણયો તો સત્ય, પવિત્ર અને ઇશ્વરપ્રેરિત છે માટે તેમના સબધમાં તો માણસને સત્યાસત્ય જોવાનો કે તેમની કસોટી કાઢવાનો હક જ નથી એમ કહેવુ અને તે હક ધરાવે કે માગે તેને પાપ કે નર્કની ભીતિ દેખાડવી એના જેવુ ગેરવ્યાજબી કે અધમ–નીચ વિચારવાળુ બીજુ કાંઈ ભાગ્યે જ હોઈ શકે. શ્યા માટે તેમનું સત્યાસત્ય ન જોવુ ભલા? તે પવિત્ર, સર્વમાન્ય, સત્ય અને ઇશ્વરપ્રેરિત છે માટે? તે એવા છે તેની શી ખાત્રી? કસોટી કાઢ્યા વગર ગુણની શી ખબર પડે? ખબર વગર માન્યતા કેવી રીતે રાખી શકાય? સોનુ હેમ છે તે તેને ગાળી કસ કાઢી જોતા સોનુ જ રહે છે. કથીર કે પીતળ હોય છે તો જ પોકળ ખુલી આવે છે. પીતળ કે કથીર સોનુ હોવાનો ડોળ ઘાલતું હોય તો જ પોતાનો ભેદ ખુલી જવાની બ્હીકથી કસ કાઢવા દેવાની ના પાડે; સોનું તો ન પાડે. ભલેને સોની તાવવુ હોય તેટલુ તાવે પરંતુ તે તો શાંત બની તવાયાં કરે છે અને પોતાનામાં રહેલો ગુણ બતાવ્યાં કરે છે. આવી રીતે શાસ્ત્રોક્ત વિચારો–નિર્ણયો ખોટા કે પોકળ હોય તો જ તેમનાં સત્યાસત્યનાં શોધનની મના કરવામાં આવે. સત્ય જ હોય તો શોધનથી શુ જવાનું છે? ભલેને શોધન ઉપર શોધન થાય પરતુ તે સોનાની માફક

શાંત અને અડગ રહેશે. અને એમ થતાં તેમની હિમ્મત ઘટવાને બદલે ઉલટી વધશે. સત્ય શોધનથી ચળતું નથી પરંતુ ઉલટું અડગતર બને છે; વધારે મજબૂત-સિદ્ધ બને છે."

કોઈ પણ માણસ શાસ્ત્રોક્ત બાબતોને સંશોધવા માગે છે તો તે ઈશ્વર પ્રત્યે અપમાન કર્યું લેખાય છે. પોતાના પ્રમાણિક વિચાર-નિર્ણય પ્રકાશમાં મૂકે તો ઈશ્વરની નિંદા કરી ગણાય છે. આ શું ન્યાય કે સત્ય કહેવાય? એ તો એ બેયનું સત્યાનાશ વાળી દેવા જેવું ગણાય. આવી વસ્તુસ્થિતિને પરિણામે સત્યશોધકોનાં મોઢાં સીવાએલાં-તાળાં દેવાએલાં હતાં અને હજુ પણ એજ દશા છે. આથી સત્ય ગુપ્ત જ રહ્યું છે. સત્યવાદીઓ-તત્વદર્શીઓ આવી વસ્તુગતિની ધાસ્તીથી સત્યને બીજે રૂપમાં મૂકતા ગએલા છે. તે રૂપ તેમના જેવા સિવાય ઈતરથી ઓળખી શકાતું નથી લોકાપવાદ અને બીજા ભયથી સત્યની આવી વલે થઈ છે. રૂપકો, અલંકારો અને એવાં બધાંનો તત્વજ્ઞોને આશ્રય લેવો પડયો છે. તેમનાથી સત્ય કહ્યા વગર તો રહી શકાયું નથી પરંતુ એટલા ભીરૂ તો ખરા કે સીધી અને સાદી ભાષામાં સ્પષ્ટ રીતે નથી કહી ગયા. તેમની કૃતિયોની નકલ કરનારાઓએ એ કૃતિના ગુહ્યાર્થ ન સમજી સાથે પોતાની અક્કલનો પણ ઉપયોગ કરેલો હશે એટલે કે તેમનાં જ્ઞાનથી પર વિચારો-માન્યતાઓ વિગેરે અસલ તત્વ સાથે ઘુસવા પામ્યાં હશે. એ રૂપકો અને અલંકારોના અર્થ ખોટા-જેને જેમ રૂચે તેમ કરવામાં આવ્યા છે. મેં આગળ સત્યનો પ્રાસાદ કહેલ છે તો શું તેથી એ મહેલાતમાં રહેનાર સત્ય કોઈ મનુષ્ય છે એમ માનવું? એ સત્યને મનુષ્ય માનવા જેવા ખોટા અર્થ બધાયના થાય છે. ઘણા ભાગે અવળા જ અને બહુ મતને રૂચે તેવા જ અર્થો કરવામાં આવે છે. અજ્ઞાને તત્વ-જ્ઞાનનો દાટ વાળી દીધો છે. સ્વાર્થી, પારકી મહેનત પર અમન ચમન કરનારા અને હરામ હાડકાના ધર્માધિકારીઓએ પોતાનાં એવાં અનૈતિક-ગેરવ્યાજબી સુખની ખાતર સર્વત્ર અજ્ઞાન જ વિસ્તારી મૂક્યું છે. અજ્ઞાની અનુયાયી વગર તેમનો ધંધો કોણ કરે? તેમની ગરજ પણ શાની હોય? પોતાને આવુ વગર મહેનતે મળતું સુખ કાયમ રહે તેટલા સારૂ અવળા અર્થો કરી લોકોને અજ્ઞાની અને પુણ્ય-દાનને બ્હાને ગેરવ્યાજબી કર ભરનારા બનાવ્યા છે. તેમની એવી દુષ્ટ ભાવનાએ સત્ય જ્ઞાનને સખ્ત ધક્કો પહોંચાડયો છે. તેમના શિષ્યોને પણ એવું જ (અવળું) શિક્ષણ મળવાથી તેઓ અજ્ઞાની થતાં જ્ઞાન મુળ પુરૂષોની સાથે જ પચત્વ પામી ગયું કે હવે ફરીને જન્મશે! જો શિષ્યોને ખરૂં જ્ઞાન શીખવ્યુ હોત તો કોઈપણ પ્રમાણિક શિષ્ય નીકળત અને બધો ભેદ ખુલ્લો કરી દેત. આ ઇરાદાથી શિષ્યોને પણ લોકોના જેવા જ રાખવામાં આવ્યા હશે. ધર્મ પ્રવર્તકોએ તો કાંઈ કરવા વાળી કરી છે! પોતાના લપટ સ્વાર્થની ખાતર ધર્મનું નિકંદન વાળી દીધુ છે. હાલ અજ્ઞાન એટલે સુધી પ્રસરી આવ્યુ છે કે હરેક ધાર્મિક કાર્ય કરવાનો આધાર બ્રાહ્મણો પર રહેલો છે. તેઓ જ એ જાણે છે (તે પણ ખોટી રીતે) અને તેથી દાન—દક્ષણા—પૂજામાં મૂકાવેલા પૈસા વિગેરે ફી (મહેનતાણું) તરીકે લઈ પોતાનું ગૂજરાન ચલાવે છે. ધાર્મિક કાર્ય બ્રાહ્મણથી જ થાય; બીજાથી નહીં. તેના વગર તો ચાલે જ નહીં. તેના વગર સિદ્ધિ જ નહીં. કેવો દુષ્ટ દંભ! એવી અનૈતિક રીતે આજીવિકા ચલાવનારના વંશજો પણ એવા જ થાયને! કોઈ માણસ પોતાના હાથે કરે તે સારૂં કે તેની વતી બીજો કરી મોઢેથી

બોલી હાથમાં પાણી લઈ તે જમીન ઉપર રેડી તેને ફળ આપે તે સારૂ ? એક જણ ખાઈને બીજાને ફળ આપે એટલે ખવડાવનારાનું પેટ ભરાઈ જાય ? કેવું અજ્ઞાન ! કેવી અંધ શ્રદ્ધા અને મૂર્ખાઈ! " જે કરે તે પામે " તે કુદરતી ક્રમની માફક ખરી રીતે ફળ તો બ્રાહ્મણને જ મળવાનું. યજમાન તો એવો ને એવો જ રહેવાનો. બ્રાહ્મણો પણ એ ફળ મળવા છતાં સુખી થતા નથી એનું કારણ એ કે તેઓ તે કાર્યો ખોટી રીતે કરે છે. અરવાળે ધાર્મિક કાર્યથી નથી થતો ફાયદો યજમાનને કે નથી થતો આચાર્યને. બેય એવા રહે છે. માત્ર નાણાં સંબંધી યજમાનને ગેરફાયદો અને આચાર્યને ફાયદો થાય છે. તે ફાયદાના બદલામાં આચાર્યે વ્યર્થ મહેનત કરી હોય છે. એ કે વ્યર્થ—અવળી મહેનત કરી બીજાએ તે મૂખા-દથી કરાવી તેની મજુરી આપી; બાકી પરિણામે શૂન્ય—ચક્ર. આવી રીતે બીજાને ગેરફા-યદો કરી ફાયદો મેળવવો એ અપ્રમાણિકતા—ઠગબાજી છે. આના કરતાં બીજી પ્રવૃત્તિ કરી પૈસો મેળવવો સારો. પરતુ હાડકાં હરામ હોય એટલે આવી સહેલી પ્રવૃત્તિ મૂકી મહેનત-વાળી કે આંટીઘુંટીવાળી પ્રવૃત્તિ શું કામ કરે ! આવા આચાર્યો સત્યને સુવાડી મૂકેલું છે ત્યાંથી જાગીને ઉભું થવા દે ખરા !

સત્ય સર્વદા સ્વતંત્રતાનુ જ શોખીન હોય છે. તે ચપળ હોય છે. જેમ પોતાની શોધ ખોળ થાય, પ્રકટન થાય, વિસ્તાર થાય, સમજાય અને પળાય તેમ તે રાજી થાય છે. સ્વતંત્રતા, વિવાદ, પ્રમાણિકતા, અન્વેષણ અને હિમ્મત—એ સત્યનાં મિત્રો છે. પોતાને આચાર્યોના કારાગૃહમાંથી મુક્ત કરી છુટું કરવા માટે તે હમ્મેશાં માણસનાં મગજ—બુદ્ધિ, વિવેક, માનસિક શક્તિ અને ચતુરાઈ તથા જ્ઞાન અને કર્મની ઈંદ્રિયોને ઉશ્કેરે છે—આરાધે છે. તેની સહાય લેવાથી તે કામ—ક્રોધ—લોભ—મોહ—મત્સર આદિ અસુરોનો નાશ કરે છે, જુગુપ્સાને શાંત કરે છે, શંકારૂપી ભૂતાવળનું નિવારણ કરે છે અને બુદ્ધિરૂપી દેવનાં તેજમાં વૃદ્ધિ કરે છે. તે ખોટા—ધૃષ્ટ દેવોની માફક માણસ પાસે કૃતાંજલિ પૂર્વક પોતાની આજીજી કરાવવા કે લળી લળીને નમસ્કાર કરાવવા ખુશી હોતું નથી. તેને એવી આજીજી કે નમસ્કારની ઈચ્છા હોતી નથી કારણ કે તે ખુશામતની હિમાયત કરવાવાળુ નથી. પોતાને જે કરવું પસંદ ન હોય તે બીજા પાસે પોતા પ્રતિ કરાવવાને તો કોઈ ન જ ઇચ્છે. અજ્ઞાની તેની પૂજા કરે કે ન કરે, ભયભીત કે દુઃખીઓ તેની પ્રાર્થના કે સ્તુતિ કરે કે ન કરે પણ તેને તે વાતની બેતમા હોય છે. તે તો દરેક માણસને પોકારીને આગ્રહ પૂર્વક કહે છે કે—"તું સ્વતંત્ર બની તારા પોતાના માટે જ વિચાર કર—શોધન કર—નિર્ણય કર. દેવના જેટલું જ સ્વા-તન્ત્ર્ય ભોગવ અને તારા પ્રમાણિક નિર્ણયોને પ્રકાશમા મૂકવાની સદ્વૃત્તિ અને હિમ્મત રાખ."

આપણને યદ્યપિ—દીર્ઘ સમયથી ચાલતી આવે છે તે અંધશ્રદ્ધાને દૂર કરી સત્યનુ અનુ-ગમન, અન્વેષણ કે અનુષ્ઠાન કરવાની અત્યારે શી જરૂર છે ? શા માટે તેને સમજવા કે ગ્રહવા યત્ન કરવો ? શા માટે તેને સમજીને ગ્રહ્યા પછી તેના પ્રત્યે વફાદારી, પ્રમાણિકતા, આસક્તિ કે ભક્તિ રાખવી ? ઉત્તર ટુંકો અને ટચ છે કે—સાર્વજનિક ફાયદા—માનવ જાતિનાં કલ્યાણ અર્થે.

સાર્વજનિક—માનવ જાતિના શ્રેય ચિંતક હોય છે તે સત્યાન્વેષણ અને તેનાં પ્રકટનમાં પોતે પ્રવૃત્તિ રાખે છે અને બીજાને તેમ કરવામાં સહાય પણ આપે છે. સાર્વજનિક માનવ જાતિના દ્રોહી—શત્રુ હોય છે તે જ તે પ્રવૃત્તિ કરતા નથી કે તેમાં અવરોધન કરે છે કે આડે આવે છે અને ભય કે ધમકી આપે છે.

સત્ય શોધક થવા માટે મગજને કેળવીને ખીલવવું જોઇએ. વિચાર કરી નિર્ણય કરવા જોઇએ. તેમ કરવામાં પુરેપુરી પ્રમાણિકતા રાખવી જોઇએ. ભય કે શકા ન રહેવી જોઇએ. વચમાં અવરોધન કે આવરણ ન હોવાં જોઇએ અગર હોય તો તે હિમ્મતભેર ઓળગી જવાં જોઇએ. નિર્ણય કર્યા બાદ બોલવાની—તે નિર્ણયોને પ્રકાશમાં મૂકવાની છુટ—સ્વતંત્રતા અને હિમ્મત હોવી જોઇએ.

કાંઈ પણ જાણ્યા—સમજ્યા કે જોયા વગર માન્ય રાખવું તે અંધશ્રદ્ધા છે. અંધશ્રદ્ધા સદ્‌ગુણ નથી. તે તમોગુણ છે. સત્યાવલંબીમા એવી અંધશ્રદ્ધા ન હોવી જોઇએ. કાંઈ પણ પ્રશ્નનો નિર્ણય અંધશ્રદ્ધા રાખવાથી થતો નથી પરતુ તેને બુદ્ધિ પુરઃસર પુરેપુરો સમજી તેનાં સત્યાંસત્યનો વિવેક કરી મનમાં ઉતારવાથી—ઠસાવ્યાથી થાય છે.

આ સત્ય અને તેના શોધક—ભક્તના ગુણ છે. ગીતાના ૧૪, ૧૬ તથા ૧૭ મા અધ્યાયમાં પણ સત્વગુણનું નિરૂપણ કરેલ છે તેનો સાર આવો છે. આવા ગુણ લાવવાથી જ માણસ યુગો થયાં જે સુખ શોધતો આવે છે તે પ્રાપ્ત થશે. તેનાથી જ કુદરતની સામાન્ય હરકતો—રોગ—દરદો—દુઃખો, ઉપદ્રવો વિગેરે અનિષ્ટકારી વસ્તુઓ દૂર થશે. તેથી જ જીવન દીર્ઘ અને સગીન, ઉચ્ચ અને સુંદર, પ્રિય, પવિત્ર અને કિમ્મતી બનશે. તેથી જ શક્તિ વૃદ્ધિ પામશે. તેથી જ દુનિયાની બધી જરૂરીઆતો—હાજતો પુરી પડશે અને કામનાઓ—રૂચિયો તૃપ્ત થશે તેથી જ દુનિયામાથી તગી અને પાપાચરણને જવુ પડશે. તેથી જ દાંભિક ધર્માધિકારીઓ રૂપી ધૃષ્ટ દેવો, ધાર્મિક ભય રૂપી અસુરો અને વ્હેમ રૂપી ભૂતાવળનો નાશ થશે. તેથી જ બુદ્ધિ—જ્ઞાન, સ્વાતંત્ર્ય, સ્વાશ્રય, પ્રમાણિકતા અને પવિત્રતા વિજયધ્વજ ઉરાડવા પામશે. અસ્તુ.

( અપૂર્ણ. )

“શ્રીપાદ.”

---

# સાયન્ટિસ્ટના મનનું સમાધાન.*

મારા મિત્રની સાથે વિવાદ કરી તેનોજ વિચાર કરતો હું ઘેર ગયો. કપડાં ઉતારી કાચ ઉપર સ્વસ્થતાથી બેઠો અને ફરી પાછી તેજ વિચારમાળા હાથમાં લીધી જેમ જેમ તે બાબતપર વિચાર કરતો ગયો તેમ તેમ મારા મિત્રના કહેવાની સલતા વધારેને વધારે જણાવવા લાગી; હું તેને તેવા ઉચ્ચ આશયો ધરાવવા માટે ધન્યવાદ આપવા લાગ્યો. તેજ પળે મારા એક નવા મિત્રનું આવવું થયું, ને વિચારમાળા ત્રુટી. આ મારો નવો આવનાર મિત્ર ટર્મની શરૂઆતમાંજ કોલેજમાં દાખલ થયો હતો તેથી તેની અંગત બાબતોથી હું વાકેફગાર નહતો.

"સાહેબજી, મી. ગણેશ કેમ શું ચાલે છે?"

"સાહેબજી, આવો બેસો આ ખુરશી રહી."

"કંઈ નહિ. માફ કરજો મેં તમારા અભ્યાસમાં ખલેલ પાડી હોય તો?

"નહિરે, હું તો અમસ્તો બેઠો હતો. કેમ, કેમ ચાલે છે? અભ્યાસ શરૂ કર્યો કે નહિ?"

"હજી હમણાં તો કંઈ ચાલતું નથી. થોડા વખતમાં મારૂં family (કુટુંબ) આવશે એટલે ઠરી ઠામ થયા પછી વાંચવાનું શરૂ કરીશ."

"તમારાં માતાપિતા શું અહિં આવવાનાં છે?"

"Oh, no I talk of my wife. (નહિ, હું મારી પત્નિ વીશે કહુંછું.)

"your wife? (તમારી પત્નિ?) શુ તમે પરણેલા છો?" કોઈ અસંભવિત વાત બનવા પામી હોય તેમ આશ્ચર્યથી મેં પુછ્યું.

"હા. પણ તેમાં તમે આટલા અજાયબ કેમ થાઓ છો?"

"આહા! હું ભુલ્યો. હું વિસરી ગયો કે તમારો વિષય શીલ્પશીનો છે."

"માફ કરજો. પણ હું તમારૂં બોલવું સમજી શકતો નથી."

---

* "વસંત" ના જ્યેષ્ટ માસના અંકમાં રા. ગજાનન મહાદેવપ્રસાદ દેશાઈની સહીથી પ્રગટ થયેલા 'સાયન્ટીસ્ટનું સ્વર્ગ' એ નામના લેખના અનુસંધાનરૂપે આ લેખ વાંચવા વિનંતિ છે.

મારા જુના મિત્રની સાથે ચાલેલો વિવાદ મારા મગજમાં ફરીથી તાજો થયો. તેની દલીલો ને તેની માન્યતાનું તોલ કરવા; તેજ દલીલોથી મારા નવા મિત્રની સાથે વાદ કરવાની મને ઇચ્છા થઈ.

" હું એમ કહેવા માગુ છું કે ફીલસુફીનો અભ્યાસી કદી પરણેલુ જીવન ગાળી શકે; પરતુ સાયન્સ-ખાસ કરીને વનસ્પતિશાસ્ત્રના અભ્યાસીને માટે તો તે નકામુજ છે." મારા મિત્રના મન ઉપર અસર કરવા હું સ્હેજ ગંભીરાઇથી બોલ્યો. પણ મારૂં બોલવું પુરૂ થાય તે પહેલાં તો તે ખડખડ હસી પડયો.

" કોઈ પણ વિષયનો અભ્યાસ ને પરણેલુ જીવન-એ બે વચ્ચે શુ સબન્ધ હોઈ શકે તે હું વિચારી શકતો નથી." તેણે જણાવ્યું.

" ખરી વાત છે, પણ હુ તમારી વિચારશક્તિને ખીલવવા પ્રયત્ન કરીશ. મારો મત એવો છે કે સાયન્સનોને ખાસ કરીને વનસ્પતિશાસ્ત્રનો અભ્યાસ ને પરણેલુ જીવન એ પરસ્પર વિરોધ—".

વળી પાછો તે ખડખડ હસી પડયો. તેના આ હસવાથી મને ગુસ્સો લાગ્યો; પરતુ શાન્ત મનથી મેં તેને જરા ઠપકો દીધો. " well my friend તમે જો મારૂ કહેવું સાભળ્યા વગર હસવાજ બેસો છો તો પછી મારે બીજું કાંઈ કહેવા જેવું નથી."

" માફ કરજો ભી ગણેશ. પણ તમારી દલીલોથી મને ઘણીજ રમુજ ઉપજે છે. ચાલો, હવે હું બરોબર સાંભળીશ."

" હું એમ કહેવા જતો હતો કે વનસ્પતિશાસ્ત્રનો અભ્યાસી જો પરણેલુ જીવન સ્વીકારે તો તેના વર્તનમા વિરોધ થવાનો સંભવ છે."

" કેવી રીતે ?"

" સાભળો. કોઈ પણ મનુષ્ય લગ્ન કરે તો તે પોતાની પત્નિને અખડિત સ્નેહથી ચ્હાવા ને પૂજવા બધાય છે કે નહિ ?"

" અલબત્ત. એ પ્રશ્નજ નિરર્થક છે."

" હું પણ એજ કહું છઉં. હવે આપણે વનસ્પતિશાસ્ત્રના અભ્યાસીનો વિચાર કરીએ તે યુવાનનું જીવન રહસ્ય શુ છે ? સૃષ્ટિનું સૌંદર્ય રહસ્ય તેજ તેનું જીવન રહસ્ય તેજ તેનું સર્વસ્વ. તે સૃષ્ટિ સૌંદર્યને—કુદરતને—જોવા માગે છે. તેને જાણવામાગે છે, તેનો અભ્યાસ કરવા માગે છે. ટુકામા તેનું રહસ્ય સમજી પોતાના આત્માને કંઇ

સર્વમાં લીન કરવા માગે છે. તે કેવી રીતે બની શકે? ફક્ત એકજ રીતે કુદરતને સ્નેહપૂર્ણ જોવાથીજ તેને સ્નેહપૂર્ણ આલિંગન કરવાથીજ. પોતાનું જીવનરહસ્ય કુદરતના રહસ્ય સાથે મેળવવાથીજ. હવે જો તેજ અભ્યાસી લગ્ન કરે તો તેના વર્તનમા વિરોધ થાય કે નહિ? થાયજ. જો કુદરતને પોતાનું સર્વસ્વ અર્પણ કરે છે તો પત્નિને બેવફા થાય છે જો પત્નિને સર્વસ્વ અર્પણ કરે છે તો કુદરતને બેવફા થાય છે મારૂં કહેવું આટલુંજ છે. કેમ સમજ્યા?" મેં મારૂં લાંબુ જુસ્સાદાર ભાષણ પૂરૂં કર્યું. ફતેહની પૂર્ણ આશા સાથે સ્હેજ મગરૂરીથી મેં મારા મિત્રની સામુ જોયુ. પણ તરતજ મને જણાયુ કે મારી ગણત્રીમાં હું ભુલ્યો હતો. મારા ભાષણથી તેના ઉપર કંઈ પણ અસર થઈ હોય એમ જણાયું નહિ. ઉલટું તે હાસ્ય દાબી રાખવા પ્રયત્ન કરતો જણાયો, પ્રયત્ન નિષ્ફળ નીવડયો ને ફરી એકવાર તેણે હસી દીધુ.

"હું ઘણોજ દીલગીર છઉં, મી ગણેશ કે તમે તદ્દન નિષ્ફળ નીવડયા છો. હવે મહેરબાની કરી મને જણાવશો કે 'કુદરત' એટલે શું?

"શું તમારા ફીલસુફો કુદરતની વ્યાખ્યા પણ આપી શકતા નથી?" મેં સ્હેજ તુચ્છકારથી પુછ્યું.

"ફીલસુફો કુદરતની વ્યાખ્યા આપે છે તે તે હું ઘણીજ સારી રીતે સમજુ છઉં. પરંતુ તમારા જડવાદી સાયન્ટીસ્ટો શું વ્યાખ્યા આપે છે તે હું જાણવા માગુ છઉં સર્વેમા ઝીણામાં ઝીણા છુટા છુટા અણુઓ તેને કુદરતના જુદા જુદા અંશ-ભાગ-રૂપે માનો છો કે નહિ?"

"બેશક."

"એજ ઝીણા અણુઓના જુદા જુદા ન્હાના મોટા સમુહોનો પણ તમે 'કુદરત' મા સમાવેશ કરો છો બરૂં?

"હા." મારો મિત્ર શું કહેવા માગતો હતો તે હજુ હું સમજી શક્યો નહિ

"હવે આપણે એક દૃષ્ટાંત લઇએ એક ગુલાબનું ફુલ તેને કુદરત ગણી શકાય કે નહિ?"
"કુદરતનો અંશ."

"બરોબર. હવે તમારા મત પ્રમાણે એ ગુલાબને જોવુ, તેને જાણવુ, તેને સ્હાવું, તેનું રહસ્ય સમજવું તે કુદરતને સ્હાવાને તેનુ રહસ્ય સમજવા સરખુ જણાય કે નહિ?"

"તેતો મારૂં કહેવુંજ છે. આ પ્રશ્નજ નકામો છે." હું અધીરાઇથી બોલી ઉઠયો.

"ઠીક. હવે બીજો દાખલો. એક મોગરાનું ફુલ તેને જાણવું, તેને સ્હાવું ને તેનું

રહસ્ય સમજવું તે પણ કુદરતને જાણવા ચ્હાવા ને તેનું રહસ્ય સમજવા સરખું છે તેતો તમે માન્ય કરશોજઃ—

"હા."

"તેવીજ રીતે કુદરતના બીજા અંશ (ભાગ) માટે સમજવું. હવે ત્યારે એટલું તો સીદ્ધ થયું કે 'કુદરત ને જાણવી, તેને ચ્હાવી ને તેનું રહસ્ય સમજવું એનો અર્થ એટલોજ કે કુદરતના જુદા જુદા ન્હાના મોટા અણુ–સમુહો ને જાણવા તેને ચ્હાવાને તેનું રહસ્ય સમજવું."

"હા; તેમાં ના પાડી શકાય નહિ."

"હવે એક બીજો સવાલ. ચેતન સૃષ્ટિ—અથવા વધારે સ્પષ્ટતાથી કહું તો માનવ-સૃષ્ટિનો તમે 'કુદરત' માં સમાવેશ કરો કે નહિ?"

હવે મને જરા હિમ્મત આવી કારણ કે મેં જોયું કે અહિં મારો મિત્ર ભુલ કરતો હતો. તેની તકરાર તોડી પાડવાનો સમય આવ્યો જોઈ હું ખુશી થયો; ને હોંશથી ઉત્તર આપ્યો "હું નથી ધારતો. તમે ચેતનસૃષ્ટિને જડસૃષ્ટિ એવા બે વિભાગ પાડો છો. તમે જેને જડસૃષ્ટિના નામથી ઓળખો છો તેનેજ હું 'કુદરત' ગણું છઉં."

"There! હવે તમે મારો પ્રથમ પ્રશ્ન જેમ તમે તુચ્છકારથી હસી કહાડયો તેનો હેતુ સમજ્યા હશો. પણ હું તમારો જવાબ સ્વીકારી શકતો નથી. પ્રથમ તો તમે સ્વીકાર્યું હતું કે સૃષ્ટિના ઝીણા ઝીણા જુદા જુદા અણુઓ ને તેના જુદા જુદા સમુહો,–તેને કુદરત કહી શકાય. બીજું તમારા સાયન્ટીસ્ટોના 'મહાત્મા' ડાર્વિનના મત પ્રમાણે ચેતનસૃષ્ટિનું મૂળ તે જડસૃષ્ટિ અમુક નિયમોને અનુસરીને અમુક રીતિએ વિકાસ પામેલી જડસૃષ્ટિ તે ચેતનસૃષ્ટિ હવે જો જડસૃષ્ટિને તમે કુદરત કહો તો ચેતનસૃષ્ટિને પણ કુદરત ગણવીજ જોઇએ; નહિ તો તમારા 'ગુરૂ' ડાર્વિનના મુખ્ય સિદ્ધાન્તની તમે અવગણના કરો છો." તેની આ તકરારથી હું ખરેખર ગુંચવાયો. તેની દલીલ સ્વીકારવા સિવાય બીજો રસ્તો મને સુઝયો નહિ. જો કે તેમ કરવાથી મને ખાત્રી થઈ કે મારી હાર પાસેજ આવતી હતી.

"તમે કહો છો તેમ 'ગુરૂ' ડાર્વિનના સિદ્ધાન્તની હું અવગણના કરી શકું નહિ. મારે સ્વીકારવુંજ જોઇએ કે જડસૃષ્ટિ તેમ ચેતનસૃષ્ટિ, પણ કુદરતમાં સમાઈ જાય છે." મેં ઢીલો જવાબ આપ્યો. મારા જણાઈ આવતા ગુંચવાડાથી તેને રમુજ ઉપજતી હતી.

"હવે આ માનવસૃષ્ટિના એક અંશને–પોતાની પત્નિને ચ્હાવી ને તેના હૃદયનું રહસ્ય સમજવું તે કુદરતના એક અંશને અને તેને લઇને કુદરતને ચ્હાવા ને તેનું રહસ્ય સમજવા સરખું કહેવાય કે નહિ?"

શું જવાબ આપવો તે મને સુઝ્યું નહિ.

" બોલો, મી. ગણેશ. તમારા કબુલવા પ્રમાણે મારા છેલા પ્રશ્નનો નકારમાં જવાબ આપી શકશો નહિ. "

" નહિજ. " મેં લાચારીએ જવાબ આપ્યો.

" એટલુંજ નહિ. હું આગળ વધીને કહીશ કે કુદરતને પૂર્ણ રીતે જાણવા, ચ્હાવાને તેનું રહસ્ય સમજવા માટે એક સ્ત્રીને ચ્હાવાને તેના હૃદયનું રહસ્ય સમજવાનું જરૂરનું છે. હવે જડસૃષ્ટિને ચ્હાવી ને તેવાજ પ્રેમથી એક સ્ત્રીને ચ્હાવી એમાં વિરોધ છે એમ તમે કહી શકશો ખરા ? "

" નહિ " હુ બહુજ લાચારીને આનાકાનીએ બોલ્યો. પણ તરતજ ડુબતા માણસને તણખલું હાથ લાગ્યાથી હર્ષિત થાય તેવી રીતે એકદમ ટટાર થઈ મેં કહ્યું "પણ જરા થોભો પ્રેમના જુદા જુદા પ્રકાર કેમ ન હોઈ શકે ? માનવસૃષ્ટિ તરફનો પ્રેમ ને જડસૃષ્ટિ તરફનો પ્રેમ જુદા કેમ ન હોય ? "

ફરી મારો મિત્ર જોરથી હસી પડયો.

" મી. ગણેશ, તમે પેલા શેખચલ્લીની માફક તમારો પોતાનો આધાર બાજુ ઉપર ફેંકવા સરખું કરો છો પ્રેમના જુદા જુદા પ્રકાર છે એમ જો તમે સ્વીકારો તો પછી તમારી તકરારનું મૂળ ક્યાં રહ્યું ? જુદા જુદા પ્રકારના સ્નેહથી કુદરતના જુદા જુદા અશને કોઈ પણ મનુષ્ય ચાહી ન શકે ? "

ફરીથી હું હાર્યો. હવે મારી પાસે બીજી દલીલ રહી નહોતી. હું શુન્ય ચિત્તે તેના સામુ જોઈ રહ્યો. મારા મિત્રે ફરી બોલવાનું શરૂ કર્યું

" પણ હું પોતે એમ નથી કહેતો કે મનુષ્યના હૃદયમાં જુદા જુદા પ્રકારના પ્રેમ જુદાં જુદાં સ્થાન રોકે છે. મનુષ્યનું હૃદય એકજ સર્વ ગ્રાહી 'માનસિક પ્રેમ'—સૂક્ષ્મ પ્રેમ—થી ભરેલુ છે. માત્ર જુદી જુદી દિશાએ, જુદાં જુદાં કારણોને લીધે ઉશ્કેરાઈ વધતા ઓછા વેગથી એ 'માનસિક પ્રેમ' ના વહેવાને લીધે આપણને તેના જુદા જુદા પ્રકાર જણાય છે. જડસૃષ્ટિને ચેતનસૃષ્ટિ એ બે તરફના પ્રેમનો મૂળ ઝરો તે માનસિક પ્રેમજ છે. અને એકી વખતે તે મૂળ ઝરામાંથી નીકળતા ફાંટા જુદી જુદી દિશામાં જાય તો તેમાં વિરોધને જરાપણ સંભવ નથી. સ્વ. સાક્ષર ગોવર્ધનરામ કહે છે તેમ.

'એ જડમાં પણ ચેતન પાસે, રતિપુંજ ત્યાં ઉલ્લાસે!
રતિરતિ વણ હું કાંઈ ના દેખું, રતિ માંહ્યને બ્હારરે;"

ચાલો હવે બહુવાર થઈ. જતા જતાં હું એટલું જ કહીશ કે તમે ઉઠાવેલા પ્રશ્નનું સમાધાન કરવાની ઇચ્છા હોય તો ગોવર્ધનરામની 'સ્નેહ મુદ્રા' થી કાંઈક મદદ મળશે. અવકાશ હોય તો વાંચી જજો. ચાલો સાહેબજી."

"સાહેબજી."

મારા મિત્રના ગયા પછી થોડીવાર વિચાર કર્યા પછી હું નિશ્ચયપર આવ્યો કે બીજે દીવસે મારા જુના મિત્ર પાસે જવું ને 'પણ તું પરણતો કેમ નથી?' એજ પ્રશ્ન ફરીથી પુછી તેની સાથે મારા નવા મિત્રની દલીલોથી તકરાર કરી તેને હરાવવો.

પુષ્કર.

---

## *અબૂબિન આદમ.

અનુષ્ટુપ

એકદા મધ્યરાત્રીએ અબુબિન આદમે દીઠું,
કઈ અદ્‌ભુત ને દિવ્ય, સ્વપ્ન શાન્ત ઉંડું રૂડું.
દિવ્ય દૂત પ્રભુ કેરો, જ્યોત્સ્ના માંહિ કુમુદશો,
કરતો નિજ કાન્તિથી, મઠ તે ગૃહ ઉજ્વલ!
સુવર્ણ ગ્રન્થ ધરી હસ્તે, લખતો કાંઈ ગૂઢ એ,
દિવ્ય અદ્‌ભુત એ લિપિ, કોણ ધન્ય ઉકલશે?

તોટક

નિજ શાન્ત અને શુચિ જીવનથી,
અતિ ધૈર્ય હતું અબુને હૃદયે;
પ્રભુના દૂતને પુછયું, "ધન્યઅરે!
નિજ પુસ્તક માંહિ, કહે શું લખે"?

---

* પ્રસિદ્ધ અંગ્રેજ કવિ Leigh Hunt ના Abu Bin Adhem કાવ્યનું ભાષાન્તર.

શિખરિણી

અને જ્યોતિ દિવ્યે, મધુર સ્મિતથી ઉત્તર દીધો,
"લખ્યું નામો જેને, પરમ પ્રભુ છે નિત્ય પ્રિય તે"

અનુષ્ટુપ્

"લખ્યું શું મુજનું નામ"? પૂછ્યું જ્યાં વળી આદમે,
"નહિ બન્ધુ, નથી ત્હારૂ, નામ તો મુજ પુસ્તકે."

ઇન્દ્રવંશા

ધીરા અને ગમ્ભિર શા સ્વરે વધો,
અબુપછી, નાહિ નિરાશ તે થતો

તોટક

"વિનવું હું લખો, મુજ નામજ જે,
નિજ બન્ધુજનોપર પ્રેમ કરે."

દિવ્યરૂપ લખી નામો, થયુ અન્તર્ધાન તે,
અબુબિન આદમે દીઠુ, સ્વપ્ન જે બીજે રાત્રીએ.

તોટક

અતિ દિવ્ય મનોહર કાન્તિ ધરી,
વિભુ દૂત ઉભો, અબુ પાસ ફરી;
પ્રભુની શુભ આશિષ જેહ પરે,
શુભ નામ બધા સુચવે દુત તે.

સહુ તે શુભ નામોમાં, બતાવ્યાં સ્વર્ગના દુતે
અબુનું નામ તો અગ્રે, પ્રભુને પ્રિય જે ખરે.

D.

---

# ચર્ચાપત્રનું સ્પષ્ટીકરણ.

શ્રીયુત 'વસન્ત', ના તંત્રી સાહેબ.

ગત આશ્વિન સંવત્ ૧૯૬૯ ના અંકમાં રા. ડાહ્યાભાઈ ઉમેદચંદ શાહે,—પ્રો. સ્વામીનારાયણે આષાઢના અંકમાં ભાસ્કરાચાર્યની ચર્ચેલી કુટ્ટકલબ્ધિની રીતિમાં શંકાસ્પદ પ્રસંગો દર્શાવી ખુલાસો માગ્યો છે, તેનું હું યથામતિ નીચે મુજબ સ્પષ્ટીકરણ કરૂં છું.

હું ધારૂં છું કે ભાજ્યને હારે ભાગતાં બે અગર અધિક ફલ આવે તોજ ઉક્ત રીતિથી અનિશ્ચિત સમીકરણોનો જવાબ મેળવી શકાય—અન્યથા નહિ. માટે જ્યારે એક ફલ આવે ત્યારે કૃતમાં એક પગથીઉં વધારી બે કે વધારે ફલ નીપજાવવા યુક્ત છે.

ચર્ચાપત્રીનો દાખલો નીચે પ્રમાણે છે.

૨૫૬ ને એવી સંખ્યાએ ગુણો કે ગુણાકારમાં ૬૪ ઉમેરતાં જે આવે તેને ૮૦ એ ભાગતા નિઃશેષ આવે.

ભાજ્ય, ક્ષેપ, અને હારને ૧૬ વડે નિઃશેષ ભાગી શકાય છે. માટે

| ભાજ્ય | | ક્ષેપ | | હાર |
|---|---|---|---|---|
| ૧૬ | — | ૪ | — | ૫ |

હવે કુટ્ટકને સ્થાને क्ष અને ફલને સ્થાને ज्ञ મૂકીએ તો સમીકરણ નીચે પ્રમાણે થાય.
$\frac{\text{૧૬ क्ष + ૪}}{\text{૫}}$ = ज्ञ, એટલે ૧૬ क्ष+૪=૫ ज्ञ અથવા ૧૬ क्ष−૫ ज्ञ = − ૪ આ એક અનિશ્ચિત સમીકરણ થયું. એવો જવાબ કુટ્ટકલબ્ધિથી મેળવવા જતાં એક ફલ આવે છે, માટે અધિક ફલ લાવવાને સમાનતાના બંને પક્ષને ૨ વડે ગુણ્યા તો, $\frac{\text{૩૨ क्ष+૮}}{\text{૫}}$ = ૨ ज्ञ

૫) ૩૨ (૬
૩૦
૨) ૫ (૨
૪
૧

તેથી વલ્લીઓ નીચે પ્રમાણે થઈ.

| (૧) | (૨) | (૩) |
|---|---|---|
| ૬ | ૬ | ૧૦૪ |
| ૨ | ૧૬ | ૧૬ |
| ૮ | ૮ | |
| ૦ | | |

આમાં ત્રીજી વલ્લીમાં ૧૬ કુટ્ટક છે, અને ૧૦૪ એ ફૂલની બમણાઈ છે માટે ફલ=૫૨ તેથી ક્ષ = ૧૬ અને ક્ષ = ૫૨

૧૬ × ૧૬ = ૨૫૬ + ૪ = ૨૬૦ને ૫ થી નિઃશેષ ભગાય છે અને જવાબ ૫૨ આવે છે. છેલ્લી વલ્લીમાં જે કુટ્ટક છે તે સિવાયની બીજી સંખ્યા હારે ભાગતાં ફલ તરીકે આવવી જોઈએ. આ પ્રમાણે છેવટની લબ્ધિ નીચે પ્રમાણે થાય છે.

૧૫×૧૬+૪=૫×૫૨
૧૬×૧૬−૫×૫૨=−૪

હવે પ્રો. સ્વામીનારાયણ જણાવે છે, તે પ્રમાણે ૧૬ ને બદલે ૧૬+૫ ટ અને ૫૨ ને બદલે ૫૨+૧૬ ટ લખીએ તોપણ ઉપરના સમીકરણમાં ફેરફાર થશે નહિ માટે

૧૬ ( ૧૬+૫ ટ ) − ૫ ( ૫૨+૧૬ ટ ) =
૨૫૬+૮૦ ટ−૨૬૦−૮૦ ટ = − ૪

આ મુજબ ૧૬+૫ ટ માંથી બધા કુટ્ટકો જડી આવે છે કેમકે ટ ને કોઈ પણ ઋણ કે ધન પૂર્ણાંકની કિંમત આપી શકાશે

તેથી કુટ્ટક=૧૬+૫ ટ અને ફલ=૫૨+૧૬ ટ
હવે ટ ની કિંમત−૧ ધારીએ તો
કુટ્ટક=૧૬−૫×૧=૧૧ અને ફલ=૫૨−૧૬×૧=૩૬
જો ટ ની કિંમત−૨ ધારીએ તો
કુટ્ટક=૧૬−૫×૨=૬ અને ફલ=૫૨−૧૬×૨=૨૦

છેલ્લો જવાબ ચર્ચાપત્રીએ ઇષ્ટરાશિની રીતે કાઢ્યો છે, તેજ આ પ્રમાણે કુટ્ટકલબ્ધિથી આવી રહ્યો. ઉપરાંત ટ ની કિંમત−૩ અથવા હરકોઈ પૂર્ણાંક ધન સંખ્યા લેવાથી બધા પૂર્ણાંક જવાબો જડી આવશે.

તા. ૯−૧૨−૧૩

છોટાલાલ કહાનદાસ પટેલ,
વાડજ—લો. બો. સ્કૂલ.

# ગુજરાતી ભાષાની ઉત્પત્તિ.

( અનુસંન્ધાન પૃષ્ઠ ૫૫૭ થી. )

હવે જરાક એટલું જોઇયે કે પારસીઓએ સંજાણમાં પોતે ઉતર્યા ત્હારે તે દેશની ભાષા સ્વીકારવાનુ વચન આપ્યુ એમ કહેનાર કોઇ પણ ગ્રન્થમાં " ગુજરાતી ભાષા " સ્વીકારી એમ સ્પષ્ટ ઉલ્લેખ છે કે કેમ. A History of the Parsis by Karaka એ પુસ્તક ઉપર રા. રા આધાર રાખતા જણાયછે. તે પુસ્તકમાં જોઉછું તો નીચેનાં વચન જણાયછે:—:

" Permission was granted them ( i. e. to the Parsis ) to reside in his ( i. e Jadi Rana's) city on the condition that they would adopt the *language of the country* and cease to speak that of their forefathers "

( Vol. I, P. 34 )

' એ દેશની ભાષા '—આટલા જ શબ્દો અહિં છે; ' ગુજરાતી ભાષા ' એમ શબ્દો અહિં તો નથી.

ગુજરાતી ભાષા પારસીઓએ સ્વીકારી એમ વચન આગળ એ જ ગ્રન્થમાં પૃષ્ઠ ૨૮૦–૨૮૧ મે છે; પરતુ તે તો ગુજરાતમાં વસ્યા પછી અનેક વર્ષે એમ છે:—

" For a number of years, how long after they came to India it is impossible to say with any degree of certainty, they (i e the Parsis ) adhered to and used their own language, viz Persian; but as time rolled on they gave it up for Gujrati, the language of the Hindus among whom they dwelt "

આમ ગુજરાતી ભાષા સ્વીકારી તે અનેકાનેક વર્ષો પછી, અને ગુજરાતીની ઉત્પત્તિની પછી જ. એ ભાષા પણ કે'વા વિકાસક્રમથી આવી તે આપણે હમણાં જ ઉપરના નમૂનાઓ ઉપરથી જોઈ સકયા છિયે.* એ નમૂના બહુમાં બહુ તો ઈ. સ. ૧૪૧૫ થી થોડાંક

* આ વચન ગજા પ્રમાણે અને અધિકારપરત્વે લાગૂ પાડવું પડશે એમ જણાયછે; કેમકે જે સામાન્ય બુદ્ધિના માણસોને સ્પષ્ટ સંબન્ધ અને સાધકતા જણાયછે તે "સાહિત્ય" નામના માસિકના તન્ત્રીના મગજમાં ઉતરી જ સકયાં નથી; હેમને એ ઉતારા " અસબદ્ધ તથા થાબડથીંગા " જેવા લાગ્યાછે ! ( ફેબ્રુઆરી ૧૯૧૪ ના " સાહિત્ય " નું પૃષ્ઠ ૮૮ જુવો ) દલીલો સમઝાય એમ દર્શાવવાનું કામ મ્હારું છે, તે સમઝવાની શક્તિ ઉત્પન્ન કરવાનું કામ મ્હારુ નથી. તા. ૪–૨–૧૪

વર્ષો પૂર્ણ જતા નથી; અને ત્યારે પણ ભાષાનું રૂપ પ્રાચીન ગુજરાતીનું છે;—રા. કેશવલાલ પ્રાચીન ગુજરાતી કહેછે, હું જેને અંતિમ અપભ્રંશ કહુંછું—તે ભાષાનું છે.

એ જ ગ્રન્થને પૃષ્ઠ ૩૧ મે આ મતલબનું કહ્યુંછે:—

" તેઓ દ્વીવમાં રહ્યા તે દરમ્યાન હિન્દુઓની ભાષા, રીતરિવાજ, ધર્મ, વગેરેનું જ્ઞ પારસીઓએ પ્રાપ્ત કર્યું હતુ; જેથી રાણાના પ્રશ્નોના સંતોષકારક ઉત્તર એઓ આપી સક્યા અને સંજાણમાં વસવા માટે કશો વાંધો રાણાએ લીધો નહિં. "

પરંતુ આ ભાષા તે તે કાળની જે ભાષા હશે—હતી—તે જ: ગુજરાતી નહિં, એ હવે સ્પષ્ટ જ છે.

જાદી રાણા આગળ પારસીઓના મુખ્ય પુરુષો આવ્યા ત્હેમણે પોતાની હકીકત જાહેર કરી તે વર્ણન કરનારા ૧૬ સંસ્કૃત શ્લોક છે, એ શ્લોક તે સમય પછી કેટલાક સૈકાને અંતરે રચાયલાછે એમ પારસી શોધક પંડિતોનું માનવુ છે. એ શ્લોકોમાંના છેલ્લાના ઉત્તરાર્ધમાં જાદી રાણાની અનુમતિનુ વચન છે. હેમા પણ ગુજરાતી ભાષા કે દેશની ભાષા સ્વીકારવાની સરતનું નામ પણ નથી.

પારસીઓનો હિન્દુસ્તાનમાં આવ્યા પછીનો ઇતિહાસ વર્ણવનાર જૂનામાં જૂનો ગ્રન્થ ' કિસ્સે-એ-સંજાન ' છે, તે આપણે પાછળ જોઈ ગયા છિયે. એ ઈ. સ. † ૧૫૯૯ માં ફારસીમાં રચાયલોછે; અને હેનું અંગ્રેજી ભાષાન્તર લેફ્ટિનંટ ઈ. બી. ઈસ્ટવુઇકનું કરેલું ઈ. સ. ૧૮૭૦ માં પ્રસિદ્ધ થયેલુંછે. * મૂળ ફારસી માણેકજી ઊનવાળાએ પ્રગટ કરેલુંછે. આ પુસ્તકમાં નીચે પ્રમાણે નજરે પડેછે:—

† પાછળ આ ગ્રન્થની રચના સાલ ઈ. સ. ૧૬૦૦ લખીછે તે મિ. જીવણજી જમશેદજી મોદીને આધારે. ડૉ. ગ્રીઅરસન ( ઇસ્ટવુઇકના ભાષાન્તર, પૃષ્ઠ ૧૯૦ મે ફુટનોટમાં ) ૧૫૯૯ એમ ગણતરી આપેછે. ફારસી ગ્રન્થને છેડે લખ્યુંછે—' યઝ્દજર્દી સનનાં ૯૬૯ વર્ષે થયાંછે અને ફરવરદીન માસના ખુરદાદ દિવસે આ ગ્રન્થ પૂરો થયો. ' આ ઉપરથી ૧૫૯૯ ગણ્યાછે. યઝ્દજર્દી સનમાં ૬૩૧ ઉમેરવાથી ઈ. સ. આવેછે એમ Encyclopædia Britannica V, 717c પ્રમાણે ગણના છે, તે રીતે ૧૬૦૦ આવશે. પરંતુ નિશ્ચિત ગણતરીથી તો ડૉ. ગ્રીઅરસનની સાલ જ ખરી છે. ઇ. સ. ૧૫૯૯ના નવેમ્બરની ૨૨ મી અને યઝ્દજર્દી ૯૬૯ ના ફરવર્દીન ( પ્રથમ માસ ) ની તારીખ ખુરદાદ ( ૬ ઠ્ઠી ) એ એક દિવસે હતાં ( જૂની પદ્ધતિથી ), નવી પદ્ધતિથી ૧ લી ડીસેમ્બર ૧૫૯૯ આવશે.

* Journal of the Bom. B R. A Society, No IV, April 1842.

" The next condition is, that in order to remain here
You abandon the language of your country—
That you give up the language of Iran
And acquire the *language of Hind.*"

(Page 176, Eastwick's Translation.)

ઊનવાળાની ફારસી પ્રસિદ્ધિમાં પણ ( પૃ. ૩૪૭ પં. ૪ થીએ ) 'હિન્દની ભાષા' એમ જ આ ઠેકાણે છે; 'ગુજરાતી ભાષા' એમ નામ પણ નથી.

અલબત 'કિસ્સે-એ-સંજાન' ગ્રન્થમાં 'ગુજરાત' એ નામ અન્ય ભાગમાં છે:—

" All rejoiced at his word,
And they sailed swiftly towards Gujrat"

( P. 174, Eastwick's Translation).

"હેમણે પોતાનાં વ્હાણ ગુજરાત તરફ હંકાર્યાં"—એ મતલબનું મૂળ ફારસીમાં પણ છે.
( ઊનવાળા—ફારસી, પૃષ્ઠ ૩૪૬, પં. ૫ )

પરન્તુ યાદ રાખવાનું એ છે કે આ ગ્રન્થ રચાયો ઇ. સ. ૧૫૯૯—૧૬૦૦ માં, અને તે વખતે તો ગુજરાત નામ સુસ્થાપિત થયું હતું. અર્થાત્, આ ગ્રંથમાં 'ગુજરાત' નામ અહિં છે તે ૮ મા સૈકામાં જાણીતા નામ તરીકે નહિં, પણ ૧૫૯૯—૧૬૦૦ ના ગ્રન્થ રચનારે પોતાની માહિતીનું નામ વાપર્યું—એટલું જ; ખાસ એટલા માટે કે આ ગ્રન્થ માત્ર દન્તકથાને આધારે લખાયોછે; તે વખતની પણ દન્તકથા જ. અહિં 'ગુજરાત' છે, પણ ભાષા સ્વીકારવાની શરતમાં 'હિન્દની ભાષા' એમ છે તે ઉપરથી તો ઉલટું ખાસ એમ જણાશે કે એ શરતની વખતે 'ગુજરાતી ભાષા' એમ નામ હતું નહિં જ; અને ના જ હોય.§

---

§ પારસીઓ વિશેની કથામાં પણ ક્વચિત્ ઉઘાડો કાલવિરોધ પેશી ગયેલો નજરે પડે છે: દસ્તુર અસ્પંદિયારજી કામદીનજી ભરૂચવાળા કૃત 'કદીમ તારીખ પારસીઓની કેસર' માં પૃષ્ઠ ૧૨૬ મે લખ્યુંછે:—

"તે બારકશોમાં બેશીને દીવબંદર આવી પોહોંચ્યા તે દીવ મધે વરસ ૧૯ ઓગણીસ સુધી રહ્યા. તાંહાં હીંદોસતાની જુબાન તથા સોહેશક્રરત ( = સંસ્કૃત ) નો ઇલમ શીખેઆ. પણ તાંહાં ફરંગીના અમલના શબબથી દીનનો મારગ શારી પડે ચાલી નહિં શખેઓ."

ઈ. સ. ૭૧૭ માં ફિરંગીનો અમલ! આ ઉઘાડો કાલવિરોધ છે, તે મિ. રોમરે Illustrations of the Zand and Pahlvi Languages નામના લેખમાં

આ બધી સ્થિતિ જોયા પછી ઈ. સ. ૭૧૬ માં (શમ્સુલ ઉલ્મા જીવણજી જમશેદજી મોડીનાં પ્રમાણને આધારે ઈ. સ. ૭૮૫ માં) પારસીઓને ગુજરાતી ભાષા સ્વીકારવી પડી હતી—એ રા. શ્ર ના અદ્દભુત સિદ્ધાન્તને કોણ હસી નહિં કાઢે !

રા. શ્ર કહેછે—" ચૌદમા સૈકાના પુષ્કળ મળી આવતા ગુજરાતી દસ્તાવેજોનો અનાદર કરી " " કેટલાક સાક્ષરો " ' કાન્હડદે પ્રબન્ધ ' અને ' મુગ્ધાવબોધ ઔક્તિક ' ની ભાષાને પંદરમા સોળમા શતકની ભાષા હોવાના " ખ્યાલી સિદ્ધાન્તો " બાંધેછે, અને " ત્હેમના લગભગ સમકાલીન નરસિંહ મ્હેતો ને મીરાંબાઇની અવગણના " કરેછે.

સ્પષ્ટ જણાયછે કે રા. શ્ર. રા. બ. હરગોવિન્દદાસની ઉતાવળથી બાંધેલી કલ્પનાના ભક્ત જણાયછે. ' શેપદર્શિકા સત્યભામાખ્યાન ' ના ગ્રન્થવિવેચનને અંતે નીચેના શબ્દો આશ્ચર્ય પમાડતા ઊભા છે:—

" વાતચીતમાં વપરાતી ભાષા ખાસ કરીને નાટક જેવા ગ્રન્થવડે માલમ પડી જાયછે. બસેં વર્ષની અંદર ગુજરાતી ભાષામાં કાંઇ ફેર પડયો નથી એ આશ્ચર્ય જેવું છે. હેની પ્હેલાંના બસેં વર્ષની ભાષામાં એ મ્હોટો અંતર બતાવવામાં આવે છે તે આથી શક પડતો લાગેછે. જૈન લોકોની લેખનપદ્ધતિ કે મારવાડી કિંવા જૂની ગુજરાતી કિંવા પ્રાકૃતની છાયા વડે તે વખતમાં લખાયલાં પુસ્તકોની ભાષા ઘણી ફરકવાળી થઈ હશે; પરન્તુ તે વખતે લોકોમાં બોલાતી લખાતી ભાષા ત્હેવી નહિં હશે એમ અનુમાન થાયછે. "

વળી પ્રથમ સાહિત્યપરિષદ્ આગળ " પ્રાચીન કાવ્યોની ખોળ, શોધન અને પ્રસિદ્ધિ " એ વિષયના પોતાના નિબન્ધમાં (પૃષ્ઠ ૪ થે) રા. બ. હરગોવિન્દદાસ આ પ્રમાણે નવીન પ્રકાશ આપેછે:—

" આદિકવિ નરસિંહ મહેતાની ભાષામાં અને હાલ ચાલતી ભાષામાં ઘણો થોડો તફાવત જણાયછે. કાનડદેવપ્રબન્ધ વગેરે ગ્રન્થો જોઈને ત્હેના વખતમાં જૂની ગુજરાતી ભાષા ચાલતી હતી હેવું જે અનુમાન કરવામાં આવેછે તે આ કારણથી ભૂલ ભરેલું લાગેછે."

---

(Journal of the R. A. Society, No. viii, p. 390 માં) બતાવ્યોછે. દસ્તુર અસ્પંદિયારજીનું પુસ્તક ઈ. સ. ૧૮૨૬ માં સુરતમાં છપાયું હતું.

આ વાત નોંધવાનો ઉદ્દેશ એ કે આ પ્રકારનો સ્પષ્ટ દોષ પેસવાનું કારણ એ જ કે આ લખનારના વખતમાં ફિરંગી અમલ દીવમાં હોવાથી એ અમલ પારસીઓ ઈ. સ. ૭૧૭ માં દીવમાં આવ્યા ત્હારે પણ હોવાનો ભ્રમ બેઠો; તે જ રીતે ' કિસ્સે-એ-સંજાન ' રચાયો તે વખતે ગુજરાત નામ જાણીતું હતું તેથી તે નામ દન્તકથાનાં વર્ણનમાં પણ પેસે તો નવાઈ નહિ; સુભાગ્યે કવિના વર્ણનમાં જ એ નામ છે; વૃત્તાન્તમાં પાત્રોના મુખમાં એ નામ મૂક્યું નથી.

અને આ ભૂલ માનવાનું કારણ એઓ આપેછે તેથી તો છક જ થઈ જવાયછે:—

"કાનડદેવે મારવાડી ગુજરાતી અથવા ચારણી ગુજરાતીમાં કવિતા કરી હોય એમ જણાયછે."

આ છેવટના વચનથી તો સ્પષ્ટ છે કે 'કાન્હડદેપ્રબન્ધ'નો રચનાર જાલોરનો રાજકવિ પદ્મનાભ ( વીસલનગરો નાગર ) હતો એ વાત રાવબહાદુર કાંટાવાળાને સ્વપ્નામાં પણ જણાઈ હોય એમ લાગતું નથી. પાશ્ચાત્ય વિદ્વાનો સંસ્કૃત ભાષાના જ્ઞાનના આરમ્ભકાળમાં પાણિનિને 'સિદ્ધાન્તકૌમુદી'નો કર્તા માનતા હતા, તે એ વિદેશીઓના તે કાળના અલ્પજ્ઞાનને લીધે ક્ષમ્ય થાય; પરંતુ આ ? ભલે. પરંતુ જ્ઞાનને સંબન્ધે આવી નિર્દોષ અવસ્થાને આધારે આ પ્રકારના વિષયમાં એઓ ત્હારે ધસતા જ શું કામ હશે ? અસ્તુ. આ વાતને આટલેથી જ પડતી મૂકીશું. આ ઉતારાઓ અને રા. રા ના એ જ ધોરણના સિદ્ધાન્તો વિશે જ બોલવું બસ છે.

'રોપદર્શિકા'ના ગ્રન્થવિવેચનનાં છેવટનાં વચનોનો ઉતારો ઉપર આપ્યોછે તે વિશે હું અન્યસ્થળે કેટલીક ટીકા કરી ચૂક્યોછું.† તેથી ત્હેની પુનરુક્તિ નહિં કરૂં. અહિં હું એ ઉપરથી ઉત્પન્ન થતા કેટલાક નવા વિચારો જ ઉપસ્થિત કરીશ.

લોકોમાં બોલાતી લખાતી ભાષા અને પુસ્તકોમાં વપરાતી ભાષા, અર્થાત્ લૌકિક અને સાહિત્યની ભાષા—એ બે વચ્ચે તફાવત હોયછે એ વાત ખરી. પરંતુ એ તફાવતનું ખરું સ્વરૂપ કળવામાં રા. બ. હરગોવિન્દદાસે ભૂલ કરી જણાયછે. લૌકિક ભાષા કરતાં સાહિત્યભાષા પાછળ રહે એ સંભવ ઓછો છે; બહુધા એથી વિપરીતજ ક્રમ જોવામાં આવેછે. વળી આપણો હાલનો અનુભવ જોઇશું તો તો એમ જણાશે કે લૌકિકભાષા અને સાહિત્યભાષા વચ્ચે ભેદ શબ્દના બંધારણમાં નહિં, પણ શબ્દો અને શૈલીની પ્રૌઢિમાં જ છે. અને ખરો ભેદ એ જ સંભવે. અને આપણો પ્રશ્ન તો શબ્દોનાં વાગ્વ્યાપારથી બંધાયલાં સ્વરૂપ ઉપર આધાર રાખનારી ભાષા વિશે છે. રા. બ. રમણભાઈ એક કલ્પના મૂકે છે કે—હેમચન્દ્રે પોતાના પ્રાકૃત વ્યાકરણમાં અપભ્રંશ ભાષાનાં કાવ્યોમાંથી બહુ ઉદાહરણ આપ્યાંછે તે એમ હોય કે "અપભ્રંશ ભાષામાં ફેરફાર થઈ હાલની ગુજરાતીને વધારે મળતી ભાષા બોલાવા માંડ્યા પછી પણ શિષ્ટ ભાષા તરીકે અપભ્રંશ ભાષા કાવ્યોમાં વપરાતી હોય અને તેથી તે કાવ્યો રચાયાં તે સમયે અપભ્રંશ પ્રચલિત હતી એમ ચોક્સપણે કહી શકાય નહિ."‡

આ કલ્પના મર્યાદિત રૂપમાં મૂકીછે તેથી ભાષાવિકાસના સ્વરૂપને બહુ બાધક થની નથી. તથાપિ એ કલ્પનાની સ્હામે કેટલાક મહત્ત્વના વિચાર ઊભા રહેછે:—

† "પ્રેમાનન્દનાં નાટકો"—ત્રીજી ગુજરાતી સાહિત્યપરિષદમાં મૂકેલો નિબન્ધ, પૃષ્ઠ ૧૮—૧૯.

‡ 'ગુજરાતી ભાષાનો આરમ્ભ'—ત્રીજી સાહિત્ય પરિષદના રિપોર્ટમાં નિબન્ધ, પૃષ્ઠ ૬.

( ૧ ) હેમચન્દ્રે આપેના ઉદાહરણોવાળા કાવ્યો વિશે કદી આ કલ્પના સ્વીકાર્ય હોય, તોપણ 'કાન્હડદેપ્રબન્ધ' જેવા કાવ્યગ્રન્થોને એ ધોરણ લગાડી શકાશે નહિ, હેના સમગ્ર ભાષાસ્વરૂપ ઉપરથી જણાઈ આવેછે કે એ તે કાળે પ્રાચીન પણ સાહિત્ય માટે શિષ્ટ મનાયલી કોઇ ભાષામા લખાયલુ કાવ્ય નથી આ વાતને હેની પછીના પણ અનેક ગ્રન્થોમા—ગદ્ય પદ્યમા—જૂના રૂપોથી ભરપૂર ભાષા નજરે પડેછે તેથી પુષ્ટિ મળેછે,

( ૨ ) 'મુગ્ધાવબોધ ઔક્તિક'* ને વિશે તેમ જ બીજા ગદ્યગ્રન્થોમાથી ઉતારા રા બ રમણભાઇ, શાસ્ત્રી વ્રજલાલ કાળીદાસ, નવલરામભાઈ, વગેરેએ આપેલાછે ત્હેને વિશે તો સદરહુ કલ્પના વિરોધવાળી જ થશે. 'મુગ્ધાવબોધ' મા તો સસ્કૃત વ્યાકરણ સરળ અને ભાષા રૂપમા બાળકોને શીખવવા માટે પોતાની લૌકિક ભાષામા જ ચર્ચા કરેલીછે એ સ્પષ્ટ હેના સ્વરૂપ ઉપરથી જણાયછે,

( ૩ ) સાહિત્યમા શિષ્ટ ભાષામા કાવ્યો લખવા માટે તો લગભગ પાછલા એ સૈકા ઉપર સુધી સસ્કૃતને જ શિષ્ટ તરીકે કવિયોએ સ્વીકારેલીછે પ્રાકૃતમા કાવ્યો લખવા તે તો અશિષ્ટ, કાવ્યો સસ્કૃતમા લખે તે જ પંડિત, એ ભાવના છેક બસે વર્ષ ઉપર સુધી છૂટી ન્હોતી ( આ સ્થિતિ ગુજરાતી સાહિત્યના વિકાસને બાધક બહુ વર્ષો સુધી બની રહી હતી ) માટે અપભ્રંશના કાવ્યોના ઉદાહરણો કોઇ પ્રાચીનભાષામા ( તે કાળે ના બોલાતી ભાષામા ) રચેલા કાવ્યોના હોવાની કલ્પના સુઘટિત થતી કઠણ છે

ત્હારે લૌકિક ભાષા અને સાહિત્યભાષા વચ્ચે ખરો ભેદ શબ્દ તથા શૈલીની પ્રૌઢિનો છે, વાગ્વ્યાપારથી બનાયલા શબ્દશરીરોના સ્વરૂપનો નથી એ વિચાર મ્હને તો યથાર્થ લાગેછે અર્થાત્, 'કાન્હડદેપ્રબન્ધ' જેવા કાવ્યોની ભાષા—ઉચ્ચારણમાન્તે સમયના કરતા પ્રાચીન હતી એમ કહેવા માટે આધાર અહિ તો મળતો નથી હા ! ગુજરાતી કવિતામા 'તણુ', 'કેરુ', જેવા કેટલાક ગણતર શબ્દપ્રત્યયરૂપો વપરાયછે, કવિ દલપતરામના સમય સુધી 'ભણીજે', 'ગણીજે' જેવા વ્યાકરણરૂપો ફક્ત કવિતામા વપરાતા હતા, તેટલા ઉપરથી ઉપરના વિચારને ક્ષતિ આવતી નથી આ છૂટક રૂપો ક્હા અને 'કાન્હડદેપ્રબન્ધ' અને બીજા હેવા ગ્રન્થોમા જીવતરૂપ બનેલી ભાષાનુ વ્યાપક સ્વરૂપ ક્હા ?

* રા બ રમણભાઇયે પોતાના 'ગુજરાતી ભાષાનો આરમ્ભ' એ નિબન્ધમા સ્થળે સ્થળે 'ઔક્તિક'ને બદલે 'ઐક્તિક' કહેવાની ભૂલ કરીછે, તે મને ઈ' ઉ પ્રથમ એ ભૂલ કરેલી ત્હેનું પરિણામ જણાયછે—એમ લાગતું હતું, પરતુ તપાસ કરતા જણાયુ કે સર્વત્ર છાપનારના દોષનુ એ પરિણામ છે.

વળી હાલના સમયમાં કેટલાક વર્ગના લોકો—નગરવાસીઓ પણ—અસંસ્કારી શબ્દરૂપો વાપરેછે, ઉદાહરણઃ—'મણુ' ને બદલે 'મત' અને 'મનુભાઈ' ને બદલે 'મણુભાઈ' એમ કેટલાક વાણિજ્યવર્ગમાંથી બોલેછે, તે ઉપરથી એમ ના ઠરાવી દેવાય કે લોકભાષાનું એ શબ્દોમાં ખરું સ્વરૂપ પ્રતિબિમ્બિત થાયછે. શિષ્ટ વર્ગમાં વ્યાપકરૂપે બોલાતી ભાષા તે જ લોકભાષા એમ આ પ્રશ્નપરીક્ષામાં યાદ રાખવાનું છે. હાલ પણ કેટલાક લેખકોનાં લખાણમાં અશિષ્ટ ભાષાના પ્રયોગ પેશી જાયછે માટે તે સ્વીકાર્ય નહિં ગણાય.*

આ તત્ત્વો ધ્યાનમાં રાખીને **નરસિંહ** મ્હેતા તથા **મીરાં**બાઈમાં કાવ્યોની ભાષાની પરીક્ષા કરીશું. એ તો સ્પષ્ટ છે કે હેમના સમયમાં લખાયલા અને તે સમય પછી પણ ઘણા કાળે લખાયલા ગ્રન્થાદિકની ભાષામાં અને આ બે આદિકવિની ભાષામાં (શબ્દસ્વરૂપના વિકાસને અંગે) વિપરીત ક્રમનો ભેદ છે. અન્ય સાધનો અને પ્રમાણોથી આપણે જોયું છે કે બીજા ગ્રન્થાદિકની ભાષા પ્રાચીન ગુજરાતી છે, અને તે તે તે કાળની લૌકિક ભાષામાં જ લખાયલાછે. તો **નરસિંહ મીરાં**ની ભાષા આધુનિકરૂપની કેમ ? એ ભાષાને તે કાળની જ માની લઈને બાકીના સપ્રમાણ ગ્રન્થોની પ્રાચીન ભાષાને—એ માન્યતા જોડે વિરોધ આવેછે તેટલા જ કારણથી—'લહિયાઓએ બદલી નાંખેલી' અથવા 'મારવાડી કે ચારણી ગુજરાતી', અથવા 'પ્રાકૃતની છાયાવાળી' ઠરાવવા જવામાં કેવો વિપર્યાસ—હસવા લાયક ઉથલપાથલ—આવેછે તે તરત જણાય એમ છે. ત્હારે **નરસિંહ મીરાં**ની ભાષા હાલ જે આપણને મળીછે તે માટે ખુલાસો અન્ય સ્થળે સોધવો એ જ ખરું ધોરણ છે. અને તે ખુલાસો વિચારક વિદ્વાનોને જડયોછે અને તેઓમાં મતભેદ નથી. રા. કેશવલાલ ધ્રુવ અને આ બાબતમાં હેમના મતને મળતા આવનારા વિદ્વાનોને ઉદ્દેશીને જ રા. બ. હરગોવિન્દદાસે મ્હેં ઉપર ઉતારેલા હેમના વચનમાં આક્ષેપ કર્યો જણાયછે; અને રા. ઝ એ પણ "કેટલાક સાક્ષરો" ઉપર એ આક્ષેપ મૂકયોછે તે એ મંડળને ઉદ્દેશીને જ. પરંતુ એ મંડળનો મત સબળ પાયા ઉપર છે અને રા. ઝએ ઉપાડી લીધેલી કલ્પના અશ્લિષ્ટ અને નિરાધાર છે એ ઉપરની ચર્ચાથી જણાયા વિના નહિં રહે. અસ્તુ; **નરસિંહ મીરાં**ની ભાષા માટે ખુલાસો સ્પષ્ટ છે. ને તે એ જ કે

(૧) લહિયાઓને હાથે મૂળ ભાષામાંથી અનેક ફેરફાર થઈ ગયાછે; માતભાષામાં લખનારા લહિયાઓનું વલણ તે ભાષાનું રૂપ આપવાનું થાયછે એ પ્રસિદ્ધ ને પરિચિત વાત છે;

(૨) આ બે ભક્તકવિનાં પદ એટલાં તો લોકપ્રિય થઈ ગયેલાંછે કે દરેક જમાનામાં લેખી ગ્રન્થ કરતાં વિશેષ દૃઢતા આપનારી કંઠપરંપરાએ ચઢી ગયાં

* ઉદા૦—રા. બ. હરગોવિન્દદાસ કાંટાવાળાનાં લખાણોમાં તેમજ રા. રા. ઝ એમ. એ. ના લેખોમાં 'કદાચ' ને બદલે 'કદાશ' એ અશિષ્ટ શબ્દ નજરે પડેછે. રા. ઝ 'બટાકા' (બટાટાને બદલે) લખેછે તે પણ આ વર્ગમાં આવશે.

હોવાને લીધે, મુખથી ગાનાર બોલનારની સ્વેચ્છા, સંસ્કાર ઇત્યાદિનીઃ છાપ એ ઉપર પડીને ભાષામાં અત્યન્ત ફેરફાર થઈને આધુનિક કાળમાં આપણી આગળ તે રજૂ થયેલાંછે. એ પદોની જૂનામાં જૂની પ્રત વગેરેની ફરી તપાસ થતાં પણ આ સ્થિતિને બાધ ભાગ્યે આવશે;

( ૩ ) આ લોકપ્રિયતાના એક આડકતરા પરિણામ તરીકે અનેક ગુપ્ત રચનારાઓની કૃતિયો આ બે કવિયોનાં નામ દાખલ કરીને પણ ચલવી દેવામાં આવેલી સંભવેછે.

મારવાડી, ગુજરાતી, અને હેને મળતી બીજી ભાષાઓ—એ બધા ભેદ પડી પ્રત્યેક છૂટી થઈ તે ઈ. સ. ના ૧૪ મા ૧૫ મા સૈકા પછી *; મીરાં રજપૂતાણામાંથી આવીને સુરાષ્ટ્રમાં વસી; પદ્મનાભ રજપૂતાણામાંના જાલોર સંસ્થાનમાં રાજકવિ હતો; અને ગુજરોનો પ્રભાવ એક સમયે રજપૂતાણા ગુજરાત ઇત્યાદિ વિશાળ પ્રદેશમાં હતો; તે સમયમાં આ બધા પડોશ પડોશના પ્રાન્તોમાં વ્યાપકરૂપે અપભ્રંશ ભાષા અથવા હેની વારસ અન્તિમ અપભ્રંશ ભાષા, ચાલૂ હોવાનો સંભવ સબળ છે. એટલે તે કાળની ભાષા ને મારવાડી કહેવી એ અસ્તિત્વવિરોધ સૂચવેછે. અર્થાત્, તે કાળની ભાષાનાં કાવ્યો હાલના રૂપમાં-રૂપાન્તર પામ્યાં તે ઉપર કહેલાં કારણોના સમગ્ર બળને પરિણામે.

રા. રા આપણા ઉપર—ગુર્જર સાહિત્ય ઉપર—કૃપા કરીને નરસિંહ મીરાંની કવિતાની જૂનામાં જૂની વિશ્વસનીય હસ્તલેખની પ્રતો રજૂ કરશે તો આ પ્રશ્નના નિર્ણયમાં અમૂલ્ય સાધન હાથ લાગશે.

ઉપર કહેલાં ત્રણ કારણોમાંનુ પ્રથમનું કારણ રા. બ. રમણભાઈયે બાર દઈને દર્શાવેલુંછેઃ—

"નરસિંહ મહેતાનાં કાવ્યોની અસલ ભાષા લહિયાઓએ પાછળથી બહુ બદલી નાંખ્યા છતાં હેમાં હજી **ચૌ** અને **ચા** હેવા છઠ્ઠી વિભક્તિના પ્રત્યય માલમ પડેછે તે આ જૂની મરાઠીના સાખ પૂરેછે."

( 'ગુજરાતી ભાષાનો આરમ્ભ', પૃષ્ઠ ૫, ત્રીજી સાહિત્યપરિષદ્‌ના રિપોર્ટમાં નિબન્ધસંગ્રહ. )

"નરસિંહ મ્હેતા, મીરાં, ભાલણ, ભીમ એ કવિયો આ ( અર્થાત્, 'વસન્તવિલાસ' ના ) સમયના જ છે, પણ હેમની મૂળ ભાષા લહિયાઓએ એટલી બધી બદલી

* ડા. ગ્રીઅર્સનનું માનવું પણ આ પ્રમાણે છે એમ સાંભળ્યુંછે.

નીખીછે' કે ત્હેમનાં લખાણ' આ સબન્ધમા કામ આવે તેમ નથી. કદાચ ભાલણની 'કાદમ્બરી' પ્રસિદ્ધ થશે ત્હારે ત્હેમી અસલ ભાષા હાથ લાગશે !"

( ઉપરનો જ નિબન્ધ; પૃષ્ઠ ૬ ૧૧ )

ભાલણના બીજા પદો અર્વાચીન ભાષામા નજરે પડવાનું કારણ ઉપર પ્રમાણે જ છે 'કાદમ્બરી' કેવળ પડિતોની યોગ્યતાવાળા વાચકો-શ્રોતાઓ-ને આકર્ષક હોવાથી એ ગ્રન્થને ભાષાના ફેરફારનો આઘાત લાગ્યો નથી, તે નીચેના ઉતારા ઉપરથી જણાશે —

મહૂર્ત માત્ર કરી સ્થિર મન
બિહુ તિહા વાલી આસંન ।
વસ્ત્ર ઉત્તરી પિંડલ કર્યું
લેઈ મસ્તક ઊપરિ ધર્યું ॥૩૬॥
એટલિ ઇન્દ્રાયુધ યે તુરી
રહ્યુ કાર્ણ બિ ઊફરા કરી ।
મેહેલી તૃણ ગ્રીવા ઊફરી
રહ્યુ સાભલિ શ્રવણે કરી ॥૩૭॥
તવ કૂઅર સાભલિઊ ગીત
અમાનુષ યન્ત્રીયુત રીતિ ।
વાજિ વીણા મધુરી નાદ
સાભલતા મનિ અતિ ઉલ્હાદ ॥૩૮॥
ત્યહ્ણ સાથરુ ચાલ્યુ શૂર
વિહાથી ગીત પ્રવાહાનું પૂર ।
આગલિ પાછલિ ચુહુદિશિ જોય
ગાઈ તે નવિ દીસિ કોય ॥૩૯॥

( આ ચોપાઇયો રા કેશવલાલ ધ્રુવે ઉતારીને મ્હને કેટલાક વર્ષ ઉપર અન્ય પ્રસગે મોકલી હતી તે અહિ મૂકીછે )

આ ઉતારામા-બિહુ' ( બેઠો ), તિહા ( ત્હા ), ઉંપરિ ( ઉપર ), એટલિ ( એટલે ), રહ્યુ ( રહ્યો ), બિ ( બે ), મનિ ( મનમા, મને ), સાથરુ ( સાથરો ), ચાલ્યુ ( ચાલ્યો ), આગલિપાછલિ ( આગળ પાછળ ),, ચુહુદિશિ ( ચહુદિશ, ચઉદિશ, ચોદિશ ,) ગાઈ ( ગાય), નવિ ( નવ ), દીસિ ( દીસે )—એ શબ્દો જૂની ગુજરાતીના રૂપ સ્પષ્ટ છે, અને એટલા બધા છે કે એક જ અનુમાન થાય અને તે એ કે ભાલણની 'કાદમ્બરી' ની ભાષા તે સમયની લોકભાષા હતી

ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી અને આ ભાલણકૃત 'કાદમ્બરી' નો ગ્રન્થ હતો તે સંબંધમાં (કેટલાક વર્ષ ઉપર) મ્હને વાંચવા માટે એ હસ્તલેખ મળ્યો હતો. તે વખતના સંસ્કાર ઉપરથી સ્મરણમાં આવતી નીચેની પંક્તિયો મૂકુંછું:—

મુક્તામાલાઈ મુખ સોહિ જાણિ ઉડગણ ચન્દ,
કલકફલા ઉપમા ઇમ જાણિ કુંકુમતિલકસુબિન્દુ.

અહિં શબ્દોનાં આભ્યન્તર બંધારણ ઉપરના દૃષ્ટાન્ત જેવાં જ છે, તે ઉપરાંત અન્ય શબ્દોનાં તત્સમ સ્વરૂપ ભાષાની પ્રૌઢિ દર્શાવી બતાવેછે કે 'કાદમ્બરી' કાવ્ય પંડિતોની યોગ્યતાના વર્ગ માટે ઉદ્દિષ્ટ હતું; તેમ જ લોકભાષા અને સાહિત્યભાષા વચ્ચે ભેદ પ્રૌઢિનો છે, શબ્દશરીરના બંધારણનો નથી તે પણ અહિં એકત્ર થયેલાં લૌકિક શબ્દશરીર અને પ્રૌઢશૈલીથી જણાઈ આવેછે

રા. બ. હરગોવિન્દદાસ કાંટાવાળા ભાલણકૃત 'કાદમ્બરી' "ગુજરાતીના બંધારણ ઉપર તથા શુદ્ધતા ઉપર સારો પ્રકાશ પાડે એમ છે" એમ કહેછે, ઉપર હેમના પ્રથમ પરિષદ્ આગળના નિબન્ધમાંથી આપેલા ઉતારાની દલીલ મૂકીછે તે વચનની તરત પૂર્વે જ આમ કહેછે. પરન્તુ મ્હને સંશય છે કે એ 'કાદમ્બરી' નો હસ્તલેખ હેમના જોવામાં આવ્યો હોત તો હેની જૂની ગુજરાતીભાષા હેમની કલ્પનાના વિરોધમાં આવતી જણાતાં હેમને વિસ્મય ઉત્પન્ન થાત.

'સાઠીના સાહિત્યનું દિગ્દર્શન' એ નામથી રા. ડાહ્યાભાઈ દેરાસરીએ પ્રગટ કરેલા ગ્રન્થનાં પૃષ્ઠ ૩૬ તથા ૧૨૦–૧ જોવાની રા રાને વિનંતિ કરુંછું. ત્હાં પણ નરસિંહ મ્હેતાની ભાષા વિશે ઉપર મ્હેં સૂચવેલો અભિપ્રાય નજરે પડશે જે કાલે એ કવિતા બનાવાઈ તે કાળની ભાષા 'કાવ્યદોહન' માં પ્રગટ થયેલાં નરસિંહ મ્હેતાનાં કાવ્યોમાં નથી; ફેરફાર થયેલી કવિતા જ કવિ દલપતરામને મળીછે; એમ સ્પષ્ટ કહી રા. ડાહ્યાભાઈ વિશેષમાં ઉમેરેછે:—

"લોકોમાં ગવાતી ન હોય હેવી અને પાછી જૂના કાળમાં ઉતરાયલી લખાયલી કવિતાની વાત જુદી છે. ભાષામાં ફેરફાર પડ્યો નથી એ બતાવવાને કવીશ્વરે પોતે જ ફેરફાર કર્યો હોય એ હમે માની સકતા નથી; પણ લોકોના વપરાશથી ફેરફાર થયેલી કવિતાને જૂની–જે કાળે બનાવાઈ હશે તે કાળની–માની લેવામાં કવીશ્વરની શુદ્ધ બુદ્ધિથી ભૂલ થઈ હોય એ સ્વાભાવિક છે" ("સાઠીના સાહિત્યનું દિગ્દર્શન," પૃષ્ઠ ૧૨૦–૧)

"બૃહત્કાવ્યદોહન" ગ્રન્થ ૧ લામાં 'ગુજરાતી કવિતા' વિશે મરહૂમ ઇ. સૂ. દેસાઈનો નિબન્ધ છે. હેમાં પૃષ્ઠ ૧૪ મે નરસિંહ મહેતાની કવિતાની ભાષા વિશે નીચેનાં વચનો છે:—

"મહેતાના કાળની જૂની ભાષા મળવી દુર્લભ છે. મ્હારા મિત્ર રા. હરિલાલ હર્ષદરાય ધ્રુવે જૂની ભાષાનો એક ઘણો જૂનો † લગભગ ૩૦૦ વરસ પર લખાયલો એક ગ્રન્થ મ્હારા હાથમાં મૂક્યો હતો, ત્હેમાં આ ગ્રન્થમાં આવેલાં પ્હેલાં જ ૧૩ પદો હતાં—જે કાંઈ પણ ફેરફાર કર્યા વગર જેવી ને ત્હેવી ભાષામાં દાખલ કીધાંછે. એ પરથી નિશ્ચયપૂર્વક એમ કહી નહિં સકાશે કે નરસિંહ મહેતાના કાળની ખરેખરી ભાષા તે એ જ છે."

" એમ કહી નરસિંહ મહેતો નાગર હોવાથી સંસ્કારી ભાષા લખનારો હોવો જોઇયે, તેથી એ પ્રથમ ૧૩ પદોની ભાષા જેવી હેની ભાષા કદાપિ હોય એમ તર્ક કરી કહેછે—

"પણ બીજી ત્હેની કવિતામાં બહુ વિકૃતિ થઈ ગઈછે."

રા. કેશવલાલ ધ્રુવનો આ વિષયમાં સિદ્ધાન્ત હેમના બીજી પરિષદ્‌ના પ્રમુખસ્થાનથી વાંચેલા ભાષણ ઉપરથી સર્વને સુવિદિત છે. વસ્તુતઃ હેમણે એ ભાષણમાં રા. હરગોવિન્દદાસની આ કાચી કલ્પનાનો સબળ અને સવિસ્તર રદિયો જ આપ્યોછે.

આ સર્વ અભિપ્રાયો જોતાં જણાશે કે વિચારક પંડિતો તેમ જ સાહિત્યના સાધારણ અભ્યાસીઓને પણ નરસિંહ મીરાની ભાષાને સંબન્ધે સંશય ઉત્પન્ન થયેલાછે, અને ભાષાનું વિકાસસ્વરૂપ સમઝનારાને એ સંશય આધારવાળો જ લાગશે.

( અપૂર્ણ. )

નરસિંહરાવ ભોળાનાથ.



---

† આ ઈ. સ. ૧૮૮૬ (= વિક્રમ સંવત ૧૯૪૨) માં લખેલો નિબન્ધ છે. તો વિ. સં. ૧૬૪૨ માં લખાયલી ભાષાના નમૂનાએ ૧૩ પદોમાં છે એમ ગણાય, એ પદોની ભાષા અર્વાચીન ગુજરાતીથી કાંઇક જૂની જણાયછે. પરન્તુ નરસિંહ મ્હેતાનો સમય વિક્રમ સંવત્ ૧૪૭૧-૧૫૩૭ સ્વ. ગોવર્ધનભાઈએ આપેલો જોતાં ૧૦૦-૧૭૫ વરસનું અંતર આવશે એ સૈકાઓનો ભાષાનો ઇતિહાસ જોતાં, ભાષાની તે સૈકાઓમાં પ્રવર્તતી વિકાસક્રમોની સ્થિતિ જોતાં, એ ફેરફાર અસંભવિત નથી.

ઉપર પરમેશ્વર મોટો ઉપકાર કરે છે. નૈતિકબળ તેમના અને તેમના જેવા સબળ અને ઉત્તમ જીવન ગાળનારના પ્રતાપેજ પ્રજામાં પ્રસરે છે. તેઓ જનસમુદાયને જાણે બીજીજ ભૂમિકા ઉપર લઈ જાય છે. આવા વીરપુરુષો બહુ હોઈ શકેજ નહીં. તેમની સંખ્યા માત્ર આંગળીઓથી જ ગણી શકાય છે. તેઓ ઘણો સાહસ ઉઠાવી આત્મભોગ આપીને પણ જનહિત સાધે છે. તેઓ મનુષ્યજીવનના બાવોનું નિરીક્ષણ કરી, સમર્થન કરી, ભાવના મારફત સંગીતની પરમકોટી સુધી સર્વને આન કરાવે છે, સાધ્યદશા સૂચવે છે ને પોહોંચાડે છે. તેઓ સૃષ્ટિ સમષ્ટિનું સંગીત એક તાન કરી આપે છે. આવા લોકો સઘળી પ્રજામાં થોડા છે, પરંતુ હમેશાં પૂજાયા છે અને પૂજાતા રહેશે. તેમના યૌગિક બળની જે જે સરાહના કરીએ તે થોડીજ છે. જયદેવ, સુરદાસ, તુકારામ, નરસિંહ મેહેતા, મીરાંબાઈ વગેરે આત્મોન્નતિનાં દૃષ્ટાંતો સર્વને જાહિર છે. સંશોધન કરીને વિશુદ્ધ ભાવનાથી રસિક કાવ્ય–પદ, સરિગમ, તિલ્લાના, ચતરંગ આદિ નવી રચનાથી સંગીતને પુનરૂજીવન આપ્યું, તેથી હિંદના સંગીતજ્ઞાતાઓએ પ્રસિદ્ધ આદિતરામજીને સંગીત આચાર્યના નામથી પૂજ્યમાન આપ્યું છે. તેઓ પણ સંગીત ભક્ત હતા નરસિંહમેહેતાની આખ્યાયિકા જાણીતી છે તેમજ આદિતરામજીનો પ્રભાવ આખા ઉત્તરહિંદમાં પ્રસર્યો છે. તે વિશે વધારે મારે લખવું તે મુનાસિબ નથી. આત્મશ્લાઘાનો દોષ આરોપવામાં આવે માટે વિશેષ કહેવું નથી. ઉપર કહેલાં જીવન વૃત્તાંતો કથનમાત્ર સૂચવ્યાં છે. તથાપિ કહેવું જોઇએ કે સંગીતજ્ઞાન વધતું ઓછું દરેકમાં હતું. ઉપાસનાશ્રમ સાધ્ય છે, તે તો સર્વના જાણવા અને માનવામાં છે. તેથી ફળની સીમા સર્વની જુદી જુદી થાય છે; તોપણ દીર્ઘદૃષ્ટિથી માર્ગ અને ધારણ સર્વની એક–આત્મોન્નતિ તથા જનસમુદાય તરફ ઉદાર, દયાળુ, ઉપકારી અને સાર્દ્રભાવના સમાન હતી એ લક્ષણ સમજવાનું છે. સર્વના આત્માનું એક સ્વરૂપ સમજી નિત્ય નૈમિત્તિક કાર્યક્રમ કરવામાં પરમાત્માની સેવા, ઉપાસના, ભક્તિ તત્પરાયણેજ કરવામાં આવતી હતી. અનન્યાશ્રય થવો નહીં જોઇએ એ દૃઢ સંકલ્પ દેખાય છે. જનસમાજની જાણે સેવા કરવામાં લ્હે લાગી હોય તેમ સર્વત્ર વિશ્વવ્યાપક જગદીશનું યશોગાન ગવાયું છે. ઉપરનાં વૃત્તાંતોપરથી સમજાય છે કે નાદ બ્રહ્મોપાસના કરવામાં સ્વાત્માર્પણ કરવાથીજ આગળ વધાય છે. આધ્યાત્મિક શક્તિ વધે છે. દૈવી સંપત્તિ આપોઆપ અનુસરે છે. તેમ ગીતા વાક્યમાંઃ—

"अनन्याश्चिन्तयंतो मां, ये जनाः पर्युपासते ॥
तेषां नित्याभियुक्तानां, योगक्षेमं वहाम्यहम् " ॥ કહ્યું છે.

સંયમ સાથે પ્રીતિ અને સમભાવના વ્યાપે છે, વિષયવાસના ટળતી જાય છે. આસુરી વિચાર વેગળેથીજ છૂટકી જાય છે.

આવી રીતે ઉત્તમ ગુણની રેહેણી કરણીપર સંગીત છાપ બેસાડવા સંગીત આશ્રય અવશ્ય અભિષ્ટ અને સેવનીય છે. મનુષ્યે આ જ્ઞાન અવશ્ય મેળવવું જોઇએ, એ પ્રમાણે આગ્રહથી સૂચના કરવી તે અતિશયોક્તિના દોષમાં ગણાશે નહીં. હિંદમાં સંસ્કૃત ભાષાના

ચાંન્ટ.ગીત્ જોવાથી સમજાય છે. તે બાબત વધારે ઉંડા ઉતરવાની જરૂર નથી. વખત વખતનું કામ કર્યે જાય છે. કેથલિક સમાજની સામે જ્યારે જર્મનીમાં લ્યુથરે ઝંડો ઉઠાવ્યો અને નવી સંસ્થા-પ્રોટેસ્ટંટ પંથનો ફેલાવો શરૂ કર્યો ત્યારે તેમણે સંગીતના મોહપાશથી લોકોને પોતાના મતમાં ખેંચ્યા હતા. તેઓ જાતે સંગીતમાં કુશળ હતા તેથી તેમણે સંગીતમાં નવ નવાં ૩૭ પદ રચી તે શિષ્યોને-અનુયાયીઓને શીખવ્યાં અને ઉપદેશ જારી રાખ્યો. દરરોજ પ્રાર્થના જે દરેક કુટુંબમાં થવી જોઇએ તે ભાવ સંગીતમય વાણીમાં ગોઠવી તેમણે લોકોનો દૃઢ વિશ્વાસ મેળવ્યો ને તેમનામાં ભક્તિનો આધ્યાત્મિક ભાવ પ્રગટાવ્યો.

Vide Ency. Bri. Vol. 12.

હિંદમાં પણ પુરાણ સમયમાં અને ત્યારપછી બુદ્ધ સમયમાં ગાથા મારફત પ્રાકૃત-ભાષામાં બોધ અપાતો હતો તે વખતે પણ સંગીતનો જ આશ્રય લેવો પડયો છે. બુદ્ધ દેવના જીવનમાં વીણાવિલાસ વખતોવખત વર્ણવવામાં આવેલો છે. ત્યારબાદ શ્રીમત શંકરાચાર્યજીએ પણ સ્તોત્રો વગેરે નવાં રચી સમાજની સ્થિતિ સુધારવા શ્રમ ઉઠાવ્યો છે. શ્રીમત્ વલ્લભાચાર્યજીએ તો સંગીતને ભક્તિ સાધનમાં પ્રધાનપદ આપી તેની વ્યવસ્થાનું જાણે નવું જીવનજ આપ્યું છે. અષ્ટ સખા તેમાં સુરદાસજી મુખ્ય, તેમનાં પદ અનુપમ લલિત અને રસીલાં છે. કબીરજીએ પોતાની યતકિંચિત્ શક્તિ અનુસાર બોધ ફેલાવ્યો છે. તેજ મિસાલે આર્યસમાજ, પ્રાર્થનાસમાજ, બ્રહ્મોસમાજ વગેરે હમણાંની સંસાર સુધારક સંસ્થાઓમાં પણ સંગીતનો આશ્રય લેવામાં આવેલ છે; પણ તેનું પ્રમાણ દેશ હિતાર્થ ઘણું થોડું છે, તેથી તેની અસર ઘણી વિસ્તૃત થતી નથી પરંતુ ખાસ સંગીતની એકજ કોઈ મોટી સંસ્થા હોય અને ત્યાં પૂરી ખંતથી નિખાલસ રાગોથી હૃદયને રંગમાં રસબસ કરવામાં આવતું હોય તો રસની ચુંટણી ઉત્તમ પ્રકારે ઉત્તરોત્તર ફાલતી રહે બધી પ્રજા માને છે અને ગ્રીક લોકોમાં તો જુની કહેવત છે કે હુન્નરમાં કુશળતા પ્રાપ્ત કરવી એ ઘણું મુશ્કિલ અને વખાણવા લાયક છે તથાપ ગુણગ્રાહી થવું, કદર કરવી એ તેના કરતાં પણ મુશ્કિલ કામ છે. ખરૂં કામ સમજનારાજ થોડા હોય છે. રાજેન્દ્રલાલ મિત્ર એક જગાહ લખે છે કે સુંદર આરસ પત્થર પર નકશી કામ અથવા મનુષ્યની આકૃતિ જે કોતરવામાં આવી હોય છે, તે પત્થરની સ્વાભાવિક રોનકથી ચિત્રને અતિ શોભ આપે છે પરંતુ ત્યાં હુન્નરની ખૂબી થોડી હોય છે. તેમ તેઓ ગાન વિશે કહે છે કે ગાનાર માણસ પોતાના સુકંઠથી જેટલો જનસમુદાયને ખુશ કરે છે તેના કરતાં બીજાઓમાં હુન્નર-કળા કૌશલની ખૂબી વધારે હોય છે કારણ કે તેમને હલક સુધારવો અને કેળવવો પડે છે.

આવી રીતે દરેક દેશમા જુદી જુદી ભાવના સહિત ધર્મને અવલંબી આચાર વિચારને અનુસરી, લોકોની ભિન્ન ભિન્ન રૂચી અને સ્વભાવને બંધ બેસતો સંગીત પ્રયોગ યોજવામાં આવેલ છે. તેજ પ્રમાણે વેદિક સમયથી આજ પર્યંત હિંદ ભૂમી ઉપર અનેક સુખ દુઃખની મોહજાળ પથરાઈ ગઈ છે અને તેનાં કુમળાં બાળકો વિધ વિધ વિધાતરંગોમાં તરફડીઆં મારતા જોવામાં આવે છે, તેમ છતાં પણ સંગીતના થોડા ઘણા સહાયથી અને

પ્રાચીન ધર્મ સંસ્થાના ટેકાથી તેઓ અવાટવીમાં ભટકતા પણ આત્મોન્નતિને પંથે પડતા જાય છે. નિત્ય નૈમિત્તિક કાર્યોમાં ઘૂમતા અફળાતા, ફસાતા, ડુબતા કે તરતા તેઓ આચાર્યોની શિક્ષાને પૂજતા સંગીતદ્વારા આધ્યાત્મિક જ્ઞાન મેળવવા ચાલુ પ્રયત્ન કરી રહ્યા છે. ધર્મની આજ્ઞા, મજહબી કાનૂન, આચાર્યનાં ઉપદેશ વચનો જૂદે જૂદે રસ્તે અને અનેક લક્ષણે એકજ સદ્દ્ભાવનાનાં બીજ રોપે છે, તેથી નીતિનો પ્રબળ પ્રભાવ પ્રવર્તાવવામાં સંગીત બહુ ઉત્તમ સાધન છે. ઐહિક પારલૌકિક બન્ને કર્તવ્યમા તે સુખપ્રદ છે.

સાંપ્રતકાળમાં નામદાર બ્રિટિશ સરકારના શીતળ, ન્યાયી અને ફતેહમંદ રાજકારોબારમાં પ્રજાજન સુખશાંતિ અને અમનચેન ભોગવે છે. આવા સમયમાં હિંદમાં ધર્મનું સત્યસ્વરૂપ–પ્રાણુવિનિમય, યમ, દમ, શમાદિ ક્રિયાઓથી નીતિયુક્ત વર્તન વિવિધભાવનામાં લક્ષ રાખી સચવાય અને સંગીતનું અવલંબન ( જે અત્યારે શિથિલ અને અસ્ત વ્યસ્ત સમજાય છે તે ) જો સુદૃઢ કરી શકાય તો હિંદ સમષ્ટિનું લક્ષ્યબિંદુ ઉચ્ચભૂમિકા ઉપર ચઢે એમ ખાતરીથી કહી શકાય; સબબ કે પ્રજાની ઉન્નતિ તેની રેહેણીકરણી, વિલાસની અભિરૂચી અને વિચારશૈલી ઉપર આધાર રાખે છે. હિંદવાસીઓને કેળવણી આપી મનુષ્ય રૂપમાં લાવી મૂકવામાં અને તેમને દુનિઆની બીજી પ્રજામાં હમસરીક ટકી રહે તેવી તાલીમ આપવામાં નામદાર બ્રિટિશ સરકારે અથાગ શ્રમ અને જેહમત ઉઠાવેલ છે. ઘણી મુશ્કેલીઓ આસાન કરતાં કરતાં અત્યારે કંઈપણ અંશે કહીએ તો હિંદનું નસીબ ઝળકતું દીસે છે તેનું ખરૂં માન ન્યાયી બ્રિટિશ તાજને ઘટે છે. નેક અમલ માટે હજાર આફરીન છે.

મિ. લ્યુબોક તેમજ રાજેંદ્રલાલ મિત્ર બન્ને એક ખરી બાબત સ્વીકારે છે. આ પ્રસંગમાં વધારે સમર્થનની જરૂર નથી તોપણ તેઓ બન્નેના મત મુજબ–શારીરિક અને માનસિક ખીલવણી પૂરેપૂરી રીતે વિકાસમાં જેમ જેમ આવતી જાય છે તેમ તેમ તે પ્રજાનો લલિત કળાઓ ( સંગીત, ચિત્ર અને શિલ્પ ) તરફ પ્રેમ, તેના વિનોદની અભિરૂચી અને તેમાં બાહોશી ઉત્તમ માર્ગે વધતી, ખેડાતી અને ખીલતી રહે છે; તથા તેથી જ તે પ્રજાનો ઉદય નજીકમાં દેખાય છે એવી દીર્ઘદૃષ્ટિથી જોનાર વિદ્વાનોની આગાહી ખરી ઠરે છે. ત્યારે સર્વેના કલ્યાણનો ઉદ્દેશ ધ્યાનમાં રાખી સંગીત કેળવવા માટે પુરૂષાર્થ મધાવો જોઇએ. આર્ય પ્રજાઓનો મનોનિગ્રહ અને તેમની આત્મોન્નતિ સંગીતમય વાણી ( સામગાન ) થીજ ઞ્ળ- વાએલ છે અને સચવાએલ રહેશે; તથાપિ તેને કેળવવા અને તેની યોગ્ય કદર કરવા યત્નશીલ નહીં થવાય તો ઉદાસીનતાથી તે આપોઆપ જનસમુદાયના વિનાશ રોગનું પૂર્વરૂપ થઈ પડશે.

૧૨ જો પ્રજાજન—સમષ્ટિ સ્વરૂપ ઉચ્ચાભિલાષી હોય, રસિક, મર્મજ્ઞ, અને વિચારશીલ હોય તથા કાવ્ય, સંગીત, અને રસિકકળાના ગુણથી વિભૂષિત બની તેનો આત્મોન્નતિ તરફ સદ્દ્ભાવ હોય તો તે પ્રજાનો ઉદયજ સમજવો. આવા ગુણો પ્રજામાં ખીલવવા માટે સંગીતના ઓહોળા ફેલાવાની જરૂર છે. હરેક પ્રજાનો ઇતિહાસ તપાસીશું તો જણાય છે કે ઉદય અને અસ્ત થવાનાં કારણ સંગીત વિનોદના પ્રચારપરથી કળી શકાય છે. ઉત્તમ મધ્યમ કે અધમગતિ તરફ સંગીત પોતાનું સ્વાભાવિક વલણ લે છે અને તે પરથી પરિ-

ણામ સ્પષ્ટ દેખાય છે. વિશ્વવ્યાપક વિભુના કાળ ચક્રને આંદોલન સંગીતથીંજ મળે છે. શરીરમાં મન એક રાજાનું કામ બજાવે છે. મનને ફેરવવાને, બદલવાને અને ઉચ્ચાભિલાષી બનાવવાને સંગીત સિવાય જોઇએ તેવું કોઈ બીજું સમર્થ સાધન નથી. તેતો ઉપર પણ કહેવાણું છે, માટે દરેક કુટુંબથી શરૂ કરી આખા દેશનાં બાળકોને રૂચી ઉપજાવી, વિશુદ્ધ–સાત્વિક પણ સંગીન સંગીત કેળવણી અપાય તેવી યોજનાઓ સર્વત્ર અમલમાં મુકાવી જોઇએ. હિંદવાસીઓની ઘણી મોટી સંખ્યા ઇન્સાનિઅતની ખામીને લીધે ખાલી ખોખાં જેવા કેવળ મનુષ્ય આકારે હૈયાતિ ભોગવે છે. તેમને ખરી કેળવણી અપાવી જોઇએ. જુના જમાનાનો તેમનો મોભો ટકાવી રાખવા તેમને યોગ્ય પોષણ મળવું જોઇએ બીજી પ્રજાની ગણનામાં હિંદનું નામ જે એક વખતે મોખરે મૂકાતું હતું તે ફરીથી યોગ્ય સ્થાનાપન્ન વિલસે તેવો દૈવી પ્રસાદ મેળવી આપવામાં શું અને કોની મદદ માગી શકાય ! માયાળુ બ્રિટિશ શેહેનશાહના સખાવતી દિલથી સ્નેહ સિંચાય, કૃપા વરસે અને સંગીતરસઝરો વર્ષા કરે ત્યારે જ વસ્તુ સ્થિતિ સુધરશે. રાજા ઇશ્વરી અંશ છે એમ હિંદી મજબૂત ભાવના છે તે પ્રમાણે પ્રત્યક્ષ ઇશ્વર સ્વરૂપે રાજાની અભ્યર્થના થવીજ જોઇએ અને ને સફળ થાઓ. ઇશ્વર પાસે યાચના કરવા પેહેલાં પણ તેનીજ વિભૂતિ જે રાજા બાદશાહ છે તો આગળ પ્રથમ જવું જોઇએ.

આ બ્રિટિશ સામ્રાજ્યમાં હિંદવાસીઓ—નરનારીઓ મોજ ઉડાવતાં પોતાનું જીવન શાંત સુખમય ગાળે છે એ ખરેખર સદ્‌ભાગ્ય છે. વળી અત્યારે કેળવણીનો ઓહોળો ફેલાવો કરવા સરકાર તત્પર છે. ઉદાર આશ્રયથી અને ઉલટથી કાર્યક્રમ ગોઠવાય છે. અને ધારણા જલદીથી અમલમાં મૂકાય છે એ વધારે આનંદની વાત છે. આવે વખતે નીતિની ભાવનાનો સંચય જમાવવા પ્રજાને ખરી કેળવણી સંગીતયોજનાની સામિલગિરિથી અપાય તો તે પગલું ઘણુ સ્તુતિપાત્ર ગણાશે. હિંદુસ્તાનની વસ્તીના પ્રમાણમાં સંગીત ઉપાસકો, પ્રવીણ પુરૂષો કે કારિંદા લોકો–સ્ત્રી કે પુરૂષ વિચારિએ તો ઘણાજ ઘણા થોડા છે. સમુદાયને ઉચ્ચાભિલાષી બનાવવા અને બીજી શ્રેષ્ઠ ભૂમિકાપર ચઢાવવા આ તેમની જુજ સંખ્યાનું બળ નજીવું દેખાય છે, તેથી અત્યારે ઇશ્વરની યાચના કરવા માટે પ્રત્યક્ષ વિભૂતિ–બાદશાહ સલામતને પણ અરજ કરીએ કે સાર્વભૌમ દરબારમાં અરજી પેશ થાય. હિંદને હિંદિ સંગીત (Chaste Life–જે રાજેંદ્રલાલ મિત્ર પણ સ્વીકારે છે કે સંગીત વર્ણસંકર થયું નથી તે) જીવન સ્વરૂપમાં પાછું આપો અને તેવી ભાવનાઓના સમર્થનમાં તન મન અને ધન રૈયતમાંથી અને ઇશ્વરી દરબારમાંથી વરસો અને ફળવૃષ્ટિની આબાદાની ફેલાઓ એ પ્રાર્થના દરેક વ્યક્તિએ સમુદાયના હિત ખાતર એકી અવાજે ઉચ્ચારવી જોઇએ.

૧૩ ઉપર કહેવાયું છે તથા બીજાં પણ ઐતિહાસિક વૃત્તાંતોના દૃષ્ટાંત જોવાથી સમજાશે કે સ્ત્રી સમાજને યોગ્ય શારીરિક, માનસિક અને નૈતિક કેળવણી સંગીતવાણીના ઉત્તમ પ્રબંધથી આપવામાં આવતી હતી. મહાભારતના પ્રસંગો ધ્યાનમાં લેતાં આર્ય મહિલાઓ સંગીતમાં બહુ કુશળ ઉત્તરોત્તર થતી આવી છે. તાનસેનની અકબર બાદશાહના વખતની.

આખ્યાયિકામા પણ વડનગરના નાગર કુટુબની બે બાળાઓની પ્રવીણતા મશહુર છે ત્યારે પ્રાચીનકાળથી જે પદ્ધતિ ચાલી આવે છે, જે હિતકર છે, જે નિષ્પ્રયોજન નથી, તેવી સંગીતની વિશુદ્ધ ભાવનાને સર્વ માન્ય ગણવામા કોઈ તરેહની આનાકાની કરવી, અથવા અનિચ્છા બતાવવી જોઇએ નહી ગૃહસ્થધર્મમા નીતિયુક્ત વિનોદ લેવો દેવો, કુટુબોમા સુખ દુ:ખને વખતે ભાગીઆ થઈ સહાયભૂત થવુ, આગળ વધતા જનસમુદાય સાથેના વ્યવહારમા પણ સુધારાવધારામા ધસવાની સાથે સાથે આત્મોન્નતિ તરફ લક્ષ અને યત્ન રાખતા જવુ જોઇએ. આ સઘળા કર્તવ્યો દીર્ઘદષ્ટિથી જોઇશુ તો સંગીત ઉપાસનાથી જ સુલભ છે. સગીત અવલબન બહુ જરૂરી અને ફાયદેમદ છે અમુક મુદતથી હમણાના જમાનામા કૌટુબિક સગીત વિનોદ પ્રચાર બહુ ઘટતો જતો નજરે પડે છે, ખરૂ કહીએ તો કેટલીએક જગોએ તો સગીતને બાળું સ્થાનજ નથી આ મોટી દિલગિરિની વાત છે પરિણામ એ આવ્યુ છે કે હિદુસ્તાનનો બાળવર્ગ છતે કાને બધિર હોય તેમ સગીત શૂન્ય થતો અને છેવટે હૃદય શૂન્ય—ઉચ્ચભાવના રહિત અને શુષ્ક થતો જતો હોય તેમ ભાન થ

વગ-શાના ઉદ્ધાર અને સગીત વિલાસી સુરેન્દ્ર મોહન ટાગોર નામના અમીર વર્ગના પ્રસિદ્ધ પુરૂષનું નામ સર્વ સગીતપ્રેમી જનના જાણવામા છે તેમણ સગીત તરફ જે સેવા બજાવીને ગ્રથો બહાર પાડ્યા છે તે સ્તુત્ય છે. તેમને રૂબરૂ મળવાને મુ ભાગ્યશાળી થયો હતો, તે પ્રસગે તેમના વિચાર જાણીને સતોષ ઉપજ્યો હતો પરસ્પર વાર્તાલાપનો લ્હાવો લીધા બાદ વિચારો આર્દ્ર થઈ એકજ લયમા લીન થયા ખાનગી પ્રસગ જાહેરમા મૂકવા જેટલો એ છે કે તેમણે પણ સગીતની અધોગતિ લક્ષમા લીધી હતી તેઓ ગવર્નમેન્ટમા પણ આબરૂદાર ગણાયા હતા તેમને યુરોપના સગીત વેત્તાઓ જે હિદ જોવા આવી ગયા છે. તેમની પણ મુલાકાતનો લાભ મુખ્ય શેહેરમા વસવાટ હોવાથી વધારે મળ્યા કરતો હતો તેમણે અમલદાર વર્ગોને આગ્રહ કરી સગીતનો પુનરૂદ્ધાર કરવા અને કેળવણી પ્રચારમા તેની અગત્ય વિચારવા ઘણી વખત કહેલુ હતુ અને તેના જવાબો મીઠા આશ્વાસનજ હતા એમ કહેતા હતા વખતનો પરિપાક આવ્યો નહીં હોય કે ઇશ્વર મરજી ગમે તેમ હો પરંતુ હજી સુધી મનોરથ સફળ થાય તેવો પ્રયત્ન કોઈ પણ બાજુથી દેખાતો નથી તેઓ તો દૈવી દરબારમા પોહોચ્યા અને મનની મનમાજ રહી કહનાર કહી ગયા અને પાછુ જેમનુ તેમજ ચાલુ એજ અફસોસ સમય જતો જાય છે અને બાજી બગડતી જાય છે. સ્ત્રી વર્ગ પણ જો સગીત વિમુખ થયો તો પછી આશાજ છોડી દેવાની કારણ તેમની નૈસર્ગિક લલિતકળા અને ભાવનાથીજ કઈ પણ સંગીતજીવન ટકી રહ્યુ છે આગળની સ્ત્રીઓના મનોબળની સ્થિતિ કયા, અને આજે શુ છે તે વાચક વર્ગ જાતે વિચારી લેશે જ્યારે હિદમા સ્ત્રીઓ યુદ્ધકળામા પ્રવીણ થઇને રણસગ્રામમા ઘૂમીને ફતેહ મેળવે એવા દાખલાઓ ઘણા મળે છે ત્યારે ત્યા સગીત જેવી મધુર અને લલિતકળામા કુશળ સ્ત્રીવર્ગ મોટી સખ્યામા હોય તેમા આશ્ચર્ય શુ ? વીરરસને સંગીતનુજ પોષણ છે બધા દેશોની તવારીખપરથી ખાતરી થાય છે, કે બદીજન, ભાટ, ચારણ અને તેવા બીજાઓના પ્રોત્સાહનથીજ વીરત્વ ફિકરતાએ પોહોચે છે ઘોડાની સાથ સ્વારી કરવામા, રણસગ્રામમાં રોગદંમ ઘૂમવામા, કાપાકાપી

કરવામાં અને છિન્નભિન્ન અવયવોને તથા માથાને લોહીમાં રગદોળાતાં, લટકતાં અને રઝળતાં નજરે જોવામાં બિભત્સથી ગ્લાની કિંવા ખેદ, કિંવા ભય પણ વીરાંગનાઓને રહેતો નથી અને અથાગશ્રમ ઉઠાવે છે, તે સ્ત્રીઓની શક્તિનું માપ અવર્ણનીય છે. હવે સંગીતની બાજુઓ વિચારીએ તો તમામ અંગ રસીલું અને સુખમય છે અને સાધન પણ જગદીશે મીઠા સ્વરોદનું અમુલ્ય આપ્યું છે, અને શ્રમ પણ થોડોજ છે. તેમ છતાં અત્યારે સંગીત અવલંબન સ્ત્રીઓમાંથી પણ ઓછું થતું જાય છે. દેશના ઉદયનો આધાર સ્ત્રીવર્ગ ઉપરજ છે એમ બધા દેશના વિદ્વાનો માને છે. ત્યારે શું કેવળ હિંદવાસી સ્ત્રીજન અત્યારે છેક મંદમતિથી હિંદનું પ્રાચીન ગૌરવ વિશુદ્ધ સંગીતની અવનતિ થવા દેવામાં ભાન ભૂલી મુંગા બેસી રહેશે ? કદી નહી. પુરૂષ સ્ત્રીવર્ગની સહાનુભૂતિ સિવાય કોઈ પણ પ્રયત્ન કરી શકતો નથી. માટે સમગ્ર મંડળીએ હિંદની સંગીત પરિસ્થિતિ વિચારવી જોઇએ અને એક મત થઈ જનસેવા, દેશસેવા અને વિશ્વસેવામાં જોડાવું જોઇએ. સંગીત ઉન્નતિ તરફ પ્રેમ રાખવો અને ઉચ્ચાભિલાષા નભાવવી તથા ઉત્તમ સાંભળવું, પારખવું, કેળવવું, અને વિદ્યાદાન આપવું એજ કર્તવ્ય ધ્યાનમાં રહેવું જોઇએ. માત્ર ગરબાગરબી કે થોડું ઘણું આમતેમ ગાઇ લીધું તે કંઈ સંગીત સામર્થ્ય નથી. હજુ ઘણું આગળ જોવાનું છે.

**યથારાજા તથા પ્રજા** એ લગભગ ખરૂં જ છે. જેવી રાજાની ઇચ્છા તેવી પ્રજાની અનુમતિ—એ વલણ હિંદવાસીઓમાં વધારે પ્રબળ જોવામાં આવે છે. સ્થાનિક રાજાઓ તેમજ પાછળના મુસલમાની વખતમાં પણ જ્યારે જ્યારે સંગીત શોખ વધ્યો કે ઘટયો કે સુધારો વધારો થયો ત્યારે રાજાની મરજી માફક સમાજે કામ લીધું છે એમ જણાઈ આવે છે, લગભગ બીજા દેશમાં પણ વધતે ઓછે દરજ્જે આ નિયમ જોવામાં આવે છે. તેજ મિસાલે પાશ્ચિમાત્ય વિચારોને અનુસરીને હિદિ સંગીતને યોગ્ય કંઈ આશ્રય મળતો રહ્યો નથી; તેથી સુરેન્દ્રમોહન ટાગોર જેવા શખ્સને પણ વમવસો રહી ગયો હશે.

કહેવત છે કે માગ્યા વિના મા પિરસે નહી. એ પ્રમાણે રૈયત—બેટાબેટીએ રાજા પાસે માગવું એ બિલકુલ અનુચિત નથી. વ્યક્તિનો સ્વાર્થ નિંદ્ય છે પરંતુ આ યાચના વિશ્વહિતાર્થ છે. ઉત્તર હિંદમાં શ્રાવણ માસના તેહેવારોમાં ફાગની મસ્તીમાં, હોરીખેલમાં, ગણગોરમાં, વિવાહ પ્રસ્તાવે અગર તેવાં બીજે ટાંણે ટચકે ગ્રામ્યગીત folk song ગાવાથી કંઈ કામ સરવાનું નથી જેને રાગદારીના નામથી ઓળખાય છે, જે નૈસર્ગિકભાવનાને આધારે રચાએલ છે તેવા સંગીત પ્રબંધો સ્ત્રીસમાજને વધતે ઓછે દરજ્જે શીખાડવા જોઇએ. યુરોપના સંગીતવેત્તાઓ પણ હિંદિ—આર્યસંગીત જાણવા ઉત્સુક છે. તેવાઓ પત્રથી પણ ઇચ્છા બતાવે છે. સુરેન્દ્રમોહન ટાગોર સાથેની મુલાકાતમાં પણ કેટલાએકે તેજ ઇચ્છા દેખાડી હતી. પરંતુ સંગીત એક બે કલાકો કે દિવસોમાં પાણીની માફક પાઈ શકાતું નથી. અમુક વખત તો મ્હાવરો, કસોટી, અને જ્ઞાન માટે અવશ્ય ગાળવોજ જોઇએ. પાશ્ચિમાત્ય વિદ્વાનો પણ જેને ઇચ્છે છે એવું સંગીત હિંદ આપોઆપ આળસે, નિરૂત્સાહે, વિનાશ્રયે ખોવા બેઠું છે. કારણ ઉત્તરોત્તર ઉત્તમ પદ વગેરે અને તેના ગાયક અને વાદ્ય વગાડનારની સંખ્યા ઘટતી જાય છે. આ સ્થિતિ સુધારવી કાંઈ એક માણસનું કામ નથી. રાજેન્દ્રલાલ મિત્ર લખે છે તેમ

હિંદિ સંગીત વર્ણસંકર થયું નથી તથાપિ તેની સ્થિતિ તથા તેનો ઉદય નભાવવા ઘણા પોષણની જરૂર છે. યુવકો ફાંફાં મારી રહ્યા છે પરંતુ રસ્તો કજાડો છે અને સ્વચ્છંદી વાંવાઝડીની અંધિયારી આકાશે ચઢી આવી છવાઈ ગઈ છે તેથી સારૂં અને સાચું કંઈ સુઝતું નથી. અને મનાતું નથી. 'નિયામકનાં વચનો હવામાં ઉડી જાય' છે. विनाश्रये न शोभंते, पण्डिता वनिता लता ॥ વળી सिंहो यलि गजविदारण दारुणोपि, सीदत्यहो तरुतले खलु हीनपक्षः આવાં વચનોનો ભાવ પણ રાજાશ્રય પ્રતિપાદન કરે છે. શોધખોળનાં કામો તેવીજ રીતે ઉપાડી લેવામાં આવે છે. સંગીતને માટે યથાયોગ્ય મદદોની આશા રાખવી જોઇએ. મનુષ્યને ઉત્તેજન આપી વિદ્યાભ્યાસ કરાવાય છે. ત્યારે વિદ્યાની સ્થિતિ સુધારવા શું કંઈ પ્રયત્ન નહીં થવો જોઇએ? આ સુધારણાનું મોટું કામ છે. તે પ્રજાની શક્તિ ઉપરાંત છે અને તેમાં રાજાશ્રય સિવાય બની શકે તેમ ભાસતું નથી. રાજે આંહ ધરવી જોઇએ. કુટુંબ નિયંતાઓની ફરજ છે કે બચ્ચાંઓને ખરી કેળવણી આપવી જોઇએ શારીરિક ખીલવણીમાં કંઠ, ફેફસાં, કાન. જ્ઞાનતંતુઓ તેમજ હૃદય અને હાથપગને સશક્ત બનાવવામાં સંગીતની અમૂલ્ય મદદ લેવાવી જોઇએ. તેમની તંદુરસ્તીની ખાતર તેમજ તેમની ભવિષ્યની જીંદગી ઉત્તમ નીવડે એ હેતુ પણ ધ્યાનમાં રાખી થોડીઘણી સંગીત બાબતની માહેતી અપાવવી જોઇએ. ખોટાં મર્યાદાનાં બહાનાં આપી સંગીતને વગોવવું નહીં જોઇએ. હાથમાં દીવો લઇને કૂવામાં પડવા સરખું ભૂલ ભરેલું અને નિંદવા યોગ્ય કૃત્ય એથી શું બીજું હોઈ શકે? સંગીતથી ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારે પુરૂષાર્થ નિયમિત યત્નથી મેળવી શકાય છે.

૧૪ બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સંન્યસ્ત એ ચારે આશ્રમ સૃષ્ટિમાં વ્યક્તિના અને સમષ્ટિના કલ્યાણ માટે અવશ્ય સેવનીય છે, તેમાં સંગીતની ગીત વાદ્ય અને નૃત્ય પ્રણાલી સુખપ્રદ છે એમ સર્વ દેશોમાં પણ સ્વીકારાએલ છે, તેમ છતાં પણ તેને કેળવણીમાં સ્થાન નહીં, તેને ઉતારી પાડી તે તરફ દુર્લક્ષ દેખાડવું અરૂચી અને ઉદાસ વૃત્તિ રાખવી અને જતું કરવું એથી બીજું મોટું શું દુઃખ આપણે વ્હોરી લઈ શકીએ? પરમકૃપાળુ પરમેશ્વરે જે જે ન્યામતો આપી છે તેમાં મુખ્ય સંગીતની બક્ષીશ છે તેનો જાણી જોઇને અનાદર કરવો અને લગભગ ત્યાગ કરવો એ ભૂલથી કહેવત મુજબ આપણાજ પગમાં આપણે કુહાડો મારીએ છીએ. હિંદવાસીઓનો મધ્યમ અને ગરીબવર્ગ ઘણો મોટો છે. એ કારણે પોતપોતાની મેળે સ્વતંત્ર અને ખાનગી ખર્ચ ફાજલ પાડી સંગીત કેળવણી આપવા તે બિલકુલ અશક્ત ભાસે છે, અને અનુત્સાહી વ્યવસ્થા ચાલુ રહે છે, તેથી લાચારીથી બાળકોને તેનું 'છેવટનું પરિણામ ભોગવવું પડે છે અને પડયા કરશે, માટે કેસ સુધારવો જોઇએ.

પ્રજાએ એકત્ર થઈ ધનાઢ્ય અને અમીર વર્ગને તેમના ઉદાર આશ્રય માટે અભ્યર્થના કરવી જોઇએ, તન મન ધન અર્પણ કરીને નવી ઉછરતી પ્રજામાં જેમ બની શકે તેમ સંગીતની અભિરૂચી અને કેળવણી અને જ્ઞાનપ્રાપ્તિ વધતી રહે તેવો ઉત્કટ પ્રયાસ ઉઠાવવો જોઇએ અને ચાલુ નભાવવો જોઇએ.

વેદ સમયનું ચિંતવન કરો. ગૃહસ્થ ધર્મ અને નિત્ય નૈમિત્તિક કર્મમાંનો વ્યવહાર તપાસો. સવારસાંઝ વેદની ધ્વનિ સંભળાતી હતી સામગાનમાં સ્ત્રી પુરૂષો સાથે મળીને કાર્ય કરતાં હતાં. રામાયણ અને મહાભારત સમયમાં અનેક જાતનાં વાદ્ય સાથે સાથે ગીત અને નૃત્ય કરતાં સ્ત્રીપુરૂષો યુગલ સ્વરૂપે આનંદ લેતાં હતાં તેવાં પુષ્કળ વૃત્તાંતો મળી આવે છે અને પછી પણ ઉત્તરોત્તર વર્ણનો જોવામાં આવે છે. સંગીતનો અને નીતિનો ઉદય તેજ પ્રજાનો ખરો ઉદય છે. ઐતિહાસિક અસ્તોદયના વમળમાં સંગીતનું પ્રબળ સાધન અસ્તવ્યસ્ત થઈ જાય છે. આ કુદરતી નિયમ છે કારણ **બુદ્ધિઃ કર્માનુસારિણી** એ કહેણી પ્રસિદ્ધ છે. સમય સૂચકતાથી ચેતાયું નહીં, વ્યવસ્થા ફેરવાઈ સુધારણા થઈ નહી, અને આખરે અત્યારે જનસમાજનો સંગીત વિનોદ માત્ર બહારનાં ઉપરકર આધારે આવી રહ્યો છે. તેમ વારાંગના પણ નીચ વૃત્તિઓથી લપટાવી પટાવી અધોગામી સંગીતક્રમ બતાવે છે હાલમાં ભજવાતાં નાટકોમાં પણ સંગીતક્રમ બદલાઈ જઈ શૂન્ય તરફ ઢળે છે; આ બદીમાંથી ઉગરવા માટે અને ભવિષ્યની ઓલાદ કુછંદે ન ચઢતાં સંગીત સન્માર્ગ ગ્રહણ કરે અને ખરી ખૂબી સમજે તે માટે યોગ્ય વ્યવસ્થા કરી આપવામાં સર્વ પ્રજાજન—હિંદવાસિઓએ સામિલ રહી કામ ઉઠાવી લેવું જોઇએ. તેમાં પ્રથમ સ્ત્રી કેળવણીની અગત્ય છે. કેળવણીનું રહસ્ય સચવાવું જોઇએ. સંગીતની ઉચ્ચાભિલાષી કામનાનો લોભ કોણ જાણે કયાં જતો રહ્યો અને કેવળ આર્થિક રસને ઘસડાવાથી તેની દશા મરણ શરણની માત્ર નજરે પડે છે. સંગીતની અવનતિ થવાનાં કારણો અને તેને અંગે જે જે સિતમ ગુજર્યા અને જે પરિણામ આવી લાગ્યું છે તે પ્રજાજન નજરે જુએ છે અને વેઠે છે તેથી હવે અફસોસથી તેનું બયાન કરવું નિરર્થક છે. માત્ર ચેતીને બાજી સુધારી લેવા મહાન યત્ન સપ્રેમ હૃદયથી કરવો જોઇએ. પ્રજા જ્યારે આ કામ ઉમંગથી હાથ ધરી, આપ સમાન બળ નહી એ કહેવત પ્રમાણે પોતાનું કર્તવ્ય—નિસ્વાર્થ ભક્તિ લક્ષણે દેશ તથા જનસેવા સમજી પાર પાડવા મથશે તો ઇશ્વર સાનુકૂળ છે અને થશે; તથા નામદાર બાદશાહ તેમના અંશ મારફતે તે તે યોજના અમલમાં મૂકી, ખરી કેળવણી આપી, દેશની આબાદી ફળી ફાલી કરશે. ખરા જીગરથી કામ કરવાનો અત્યારે સમય આવ્યો છે. ખરી કેળવણીની ચર્ચા ચાલું છે, તે વખતે માયાળુ સરકારનું ધ્યાન ખેંચી યથાયોગ્ય સંગીત સ્થાપના—અભ્યાસક્રમ, કેળવણીની મુખ્ય મોટી સંસ્થા, તથા તેની સંગીત વ્યવસ્થા સચવાતી ચાલુ રહે તે પ્રમાણે તેમના નિભાવનો ઉદાર આશ્રય માગવો અને મેળવો જોઇએ. એ પહેલું કર્તવ્ય છે.

૧૫ જનસેવા છે, દેશ સેવા છે, એટલુંજ નહી બલ્કે જો આર્યસંગીત સજીવન થાય તો આખી દુનીઆના સંગીતમાં ઘણો સુધારો વધારો થઈ શકશે એમ સંભવે છે કારણ હિંદિ આર્યસંગીતનાં મૂળ ઘણાં ઉંડાં ગયાં છે, તત્વો બહુ બારીકાઇથી સજ્જડ ચોંટયાં છે. તેથી હજુ સુધી તે ટકી રહ્યું છે; નહીતો જે જે વીતી ગઈ છે તે સંજોગે ખરૂં કહીએ તો ક્યારનુંએ લુપ્ત થઈ ગયું હોત. કેળવણીના સુધારકોની નિગાહમાં આ કામ તાજુંને તાજું જ રહેવું જોઇએ અને તે મુદ્દાઓ ફતેહથી પાર પાડવામાંજ તેમની ચતુરાઈ અને બુદ્ધિની કસોટીની તારીફ થતી રહેશે તથા નવા યુવકો આશીર્વાદ આપતા રહેશે. હિંદના સંગીતની

રડતી સુરતપર સુરખી રંગ ઝળકતો થશે. સંગીતના પુનર્જીવનથી હિંદવાસીમાં તદુરસ્તીનો નવોજ અજબરંગ—આર્યભાવનાઓથી સુદૃઢ થશે અને પ્રાચીન નીતિ અને ફિલસુફીનું ગૌરવ, કાયમ થશે. ક્ષુદ્ર ભાવનાઓ આપોઆપ ઓછી થતી જશે અને મનોમય ઉચ્ચ સંસ્કારો, વિચારો સ્ફુરશે અને સંગીત નીતિવિનોદ સિદ્ધ થશે. તે વિનોદ રાજા અને પ્રજા બન્નેને શ્રેયસ્કર હતો, છે અને રહેશે. જેમ જેમ ઉછરતી પ્રજા પ્રેમમય ધર્માચરણ, નીતિયુક્ત રેહેણીકરણી સંગીત મારફત સાધતી થશે તેમ તેમ ક્ષુદ્ર વાસના અને ભાવનાથી આપોઆપ અલગ થઈ જશે સ્ત્રીવર્ગની પણ સ્થિતિ કેળવણીથી સુધારી લેવાવી જોઇએ. તેમના સુધર્યા સિવાય બચ્ચાંને ખરી કેળવણીનું પોષણ મળતું નથી, ત્યારે કહેવાની મતલબ કે ચારે બાજુથી જો રાજા અને પ્રજા, સ્ત્રી અને પુરૂષ ખરી કેળવણીને માટે દિલોજાનથી ને શ્રમથી યત્ન કરશે ત્યારેજ મામલો સુધરશે. સંગીતનો આશ્રય ઉમદા ખવાસથી લેવાવો જોઇએ. જગદીશ કાર્યવાહી પુરૂષોને અને અધિકારી વગેરે યોગ્ય સ્નેહસિંચનથી સદ્બુદ્ધિ પ્રવર્તાવો અને તેમની મારફતે સર્વનું કલ્યાણ થાઓ એ પ્રાર્થના છે. ઇશ્વર અને તેના અંશાશી રાજા કૃપાનો વરસાદ વરસાવે, વાત્સલ્ય ભાવથી પ્રજાને પોશે, એ હમ્મેશાં સર્વને ઇષ્ટ છે. પરન્તુ તે સાથે કહેવું જોઇએ કે પ્રજાએ પણ તે રસસિંચન ઝીલવાને યોગ્ય અને તત્પર રહેવું જોઇએ. વરસાદ વરસે તે વખતે ઊખર જમીનપર વરસાદ બરબાદ જાય છે. આ દૃષ્ટાંત ઉપરથી પ્રજાજને ખરી કેળવણી માટે આતુરતા જતાવી વિનય સાથે પોતાની યોગ્ય ઉમ્મેદ અને ખ્વાએશ જાહેર કરવી જોઇએ જેથી નવાજીશ નકામી નહીં થાય તેવી ખાતરી રહે.

એક વ્યક્તિના દેહનો દાખલો લેઇશું તો તેના અવયવો કામ કર્યા જાય છે. તેમને પોષણ મળ્યા કરે છે પરન્તુ જ્યારે માંદગીના સબબે જીભ જુદા જુદા સ્વાદ માટે તલસે છે ત્યારે યોગ્યાયોગ્ય વિચારથીજ જે હિતકર છે તે આપવામાં આવે છે અને બાકીનો નિષેધ કરવામાં આવે છે. વળી એક કુટુંબમાં સ્ત્રીપુરુષ, બાલબચ્ચાં, માતતાત ભાઈ ભાંડરૂ વગેરે વસતાં હોય ત્યાં ભિન્ન ભિન્ન રુચિ, અનેક કાર્ય પ્રવૃત્તિ અને વિધવિધ મનોભાવ જોવામાં આવે છે તેમ છતાં પણ પ્રસંગ વશાત્ કુટુંબના નિયતાની મરજી માફક વર્તવાની જરૂર રહે છે, કારણ કે તેમનો દુનિઆદારીનો અનુભવ કંઈ આગળ વધેલો હોય છે તેથી તે જે ખરૂં ફાયદાકારક ધારે છે તેને માટે આગ્રહથી બોધ કરે છે એક દેહની વ્યવસ્થા ઉપરથી કૌટુંબિક દેહની સમજ પડે છે તેજ મિસાલે કુટુંબ વ્યવસ્થા ઉપરથી ગ્રામ્ય વ્યવસ્થા અને રાજ્ય વ્યવસ્થા ધારી શકાય. જે અંગમાં જેવો સડો પેઠો હોય તે ભાગને દુરસ્ત નહીં કરીએ તો સડો ફેલાવાથી દુર્ગંધ નીકળે તેમ કેળવણીની નિસબતે સંગીત સડાને દૂર કરવા પ્રયત્ન થવો જોઇએ. રોગ દૂર થવાથી સત્કીર્તિરૂપ સુગંધ ફેલાશે, અને ખરી કેળવણીની જાહોજલાલી ઉજવાતી રહેશે. સડો દૂર કરવાનું કામ દયાળુ ડાક્ટર સાહેબને સુપ્રત કરવામાં આવે છે તેમ રાજ્યતંત્રમાં પણ કાર્યક્રમ ચલાવનારની મુનસફી અને શક્તિ તથા દયાળુ સ્વભાવપર આધાર હોય છે માટે એક દર્દી તરીકે પ્રજાજને પોતાની હકીકત રોશન કરવી જોઇએ. પછી બળાબળનો વિચાર કરી જે હિતકર હશે તે તેઓ કરશે એ બરોસો રાખવું જોઇએ. સંગીતને લગન બિમારી મૂકી ઉછરતી પ્રજાને સંગીત વિમુખ દશાએ પોહોચવા દેવી તે અસલ દુઃખ જાણે માગી લેવા બરાબર છે માટે દીર્ઘદ્રષ્ટિથી આગાહી કરવીજોઇએ. યથાયોગ્ય તજવીજ થવામાં ઇશ્વર સહાયભૂત થાઓ.

લક્ષ્મીદાસ આદીતરામ વ્યાસ.

# ગ્રન્થાવલોકન.

†હિન્દનું રાજ્યબંધારણ:—આજથી ચાર પાંચ વર્ષ ઉપર રાજકોટમાં ત્રીજી ગુજરાતી સાહિત્યપરિષદ્ મળી તે વખતે રા. રાં. પ્રો. બળવંતરાય કલ્યાણરાય ઠાકોરના સ્તુત્ય પ્રયાસ થકી ગુજરાતી સાહિત્યના સંવર્ધન અર્થે એક ભંડોળ સ્થાપવામાં આવ્યું હતું. એ સંસ્થાને અંગે ભડોળકમિટિએ બહાઉદીન કૉલેજ (જૂનાગઢ)ના પ્રોફેસર ઑફ ફિલોસોફી રા. રા. હરિલાલ માધવજી ભટ્ટ પાસે આ પુસ્તક રચાવી પ્રસિદ્ધ કર્યું છે. છેલ્લાં સાત આઠ વર્ષમાં હિન્દુસ્થાનના રાજ્યતન્ત્રે ઇંગ્લંડની પ્રજાનું વિશેષ ધ્યાન ખેંચ્યું છે, અને એને પરિણામે પ્રાશ્ચાત્ય પત્રકારો મુસાફરો રાજ્યતન્ત્રીઓ અને સામાન્ય લેખકો તરફથી આ દેશના રાજ્યતન્ત્ર અને જતસ્થિતિ સમ્બન્ધી ઘણાં પુસ્તકો બહાર પડ્યાં છે. અને અત્યારે આ વિષયનું જ્ઞાન રાજા-પ્રજા સર્વને એટલું બધુ અગત્યનુ લાગ્યુ છે કે લૉર્ડ સીડનહામ (મુંબાઇ ઇલાકાના માજી ગવર્નર)ની પ્રેરણાથી મુબાઇ યુનિવર્સિટિએ ઇન્ટરમિડિએટ આર્ટસની પરીક્ષામાં એનો ફરજિયાત વિષય કર્યો છે. છતા આશ્ચર્ય અને ખેદની વાત હતી કે એ વિષયનું ગુજરાતી ભાષામાં આજસુધી એક પણ પુસ્તક રચાયુ નહતું. નવી સદીના આરભથી વા લૉર્ડ કર્ઝનના સમયથી હિન્દુસ્થાનનો નવો યુગ શરૂ થયો છે, અને એ યુગમાં હિન્દુસ્થાનના રાજ્યવહીવટ પરત્વે પ્રજાએ વિશેષ માહિતગાર રહેવાની જરૂર પડશે એમ લાગવાથી વસન્ત ઑફિસે હિન્દુસ્થાનના રાજ્યવહીવટ સંબન્ધી એક લેખ પોતાના પત્રમાં પ્રકટ કરવા માંડ્યો હતો, પરતુ પાછળથી લેખકની અનુકૂળતા ન રહેવાથી એ અપૂર્ણ મૂકવો પડ્યો હતો. નવા સમયની જરૂરિયાત સમજી નવી ગુજરાતી વાંચનમાળામાં સરકારે આ વિષયના કેટલાક પાઠ લખાવ્યા છે, પણ એ કેવળ બાલોપયોગી હોવાથી એનો પ્રદેશ ઘણો સાંકડો અને નિરૂપણ સ્વલ્પ છે. આવી સ્થિતિમાં, પ્રો. ભટના પુસ્તકે ગુજરાતી વાચનકની એક મ્હોટી જરૂર પૂરી પાડી છે, અને તે માટે એને જેટલો આવકાર આપીએ તેટલો થોડો છે.

પ્રથમ પ્રકરણમા ગ્રન્થકર્તા બ્રિટિશ મહારાજ્યના અવયવોનું વર્ણન કરે છે, અને એ વર્ણનને અન્તે એની એકતાના આધારભૂત સિદ્ધાન્તો બતાવી, એની પ્રગતિનો ભવિષ્યનો માર્ગ જોવા દૃષ્ટિ નાંખે છે—પણ આખરે યોગ્ય સયમ ધારણ કરી કહે છે કે "ભવિષ્યનો પડદો ઉઘાડવા મથવું એને ઇતિહાસ અને વસ્તુસ્થિતિ સાથે કશો સંબન્ધ નથી." બીજા પ્રકરણમાં વિષયને લગતી 'ઐતિહાસિક સમાલોચના' કરી છે. એમાં હિન્દુસ્થાનમાં બ્રિટિશ રાજ્યની સ્થાપના કેવા સંજોગોમાં થઈ એ બતાવ્યું છે, તથા પોતાના વિષયને ખાસ લગતી મહત્ત્વની બાબતો—જેવી કે મહારાણીશ્રીનો ૧૮૫૮ નો ઢંઢેરો—એનું સવિસ્તર

† કર્તા રા. રા. પ્રો. હરિલાલ માધવજી ભટ્ટ. પ્રકાશક—ગુજરાતી સાહિત્ય પરિષદની ભંડોળ કમિટિ. મળવાનું ઠેકાણું—મહેતા મોહનલાલ દામોદર રાજકોટ પ્રિન્ટિંગ પ્રેસ, રાજકોટ. કિંમત. રૂ. ૧-૦-૦

વર્ણન આપ્યું છે, તથા વખતોવખત રાજ્યબન્ધારણ થએલા ન્હાના મ્હોટા ફેરફારની નોંધ કરી છે. ત્રીજા પ્રકરણમાં 'સેક્રેટરિ ઑફ્ સ્ટેટ અને કાઉન્સિલ'થી શરૂઆત કરી 'હિન્દ સરકાર', 'મહેસૂલખાતું અને દેશી રાજ્યો', 'સ્થાનિક સરકારો', 'જાહેર સલામતી' 'સ્થાનિક સ્વરાજ્ય' 'કેલવણી', 'જાહેર બાંધકામ ખાતું', 'વૈદક અને જાહેર તન્દુરસ્તી', એમ જુદાં જુદાં પ્રકરણમાં સરકાર અને સરકારી ખાતાંનું વર્ણન કર્યું છે. અને પછી 'આવક ખર્ચનો હિસાબ' અને 'હિન્દી નોકરીઓ' વિષે લખી—છેવટ એક ઉપસંહારરૂપે, હિન્દમાં રાષ્ટ્રીયતાની ભાવના (એક જાતિ, એક ભાષા, એક ધર્મ એ ત્રણ અંગ લેતાં) કેટલે અંશે સિદ્ધ વા સાધ્ય છે એ પ્રશ્ન વિચાર્યો છે, તથા બ્રિટિશ રાજ્યની હિન્દુસ્થાન ઉપર થએલી 'ઉપકારમાલા' દર્શાવી છે. આ ઉપકાર પ્રદર્શિત કરતાં રા. ભટ્ટે યોગ્ય જ જણાવ્યું છે કે "હિંદને બ્રિટિશ રાજ્ય તરફથી મળેલી મોટામાં મોટી બક્ષીસ તે...રાષ્ટ્રીયતાની ભાવનાનું પુનરુજ્જીવન છે." અને "એ રાજ્યની આપણને બીજી બક્ષીસ, ઉપલા અંગની પોષક છતાં તેના મહત્ત્વને લીધે જુદી તરીકે ગણી શકાય તેવી, તે અંગ્રેજી કેલવણી છે."

આ પ્રમાણે આશરે અઢીસો પાનાંનાં કુલ પંદર પ્રકરણમાં પ્રો. ભટ્ટે હિન્દના રાજ્યબંધારણનો મહત્ત્વનો વિષય ચર્ચ્યો છે. 'શાળોપયોગી પુસ્તકને ઘટે તેવી મર્યાદામાં' રહેવા જતાં ગ્રન્થકારને, ઘણી ઉપયોગી હકીકત અને ઘણી રસિક ચર્ચા છોડી દેવી પડી છે—એ સ્પષ્ટ જણાઈ આવે છે. તે ખાતે એક સામાન્ય વાચક તરીકે આપણને ફરિયાદ કરવાનુ મન થાય છે, પરંતુ તે સામે, ગ્રન્થકર્તાને પોતાને પોતાના વિષયની મર્યાદા બાંધવાનો હક છે એ વાત ધ્યાનમાં રાખી ફરિયાદ પાછી ખેંચી લેવી પડે છે. વળી પ્રો. ભટ્ટના વિષયનું સ્વરૂપ પણ બારીકીથી સમજવા જેવું છે: એમણે હાથમાં લીધેલો વિષય હિન્દનું રાજ્યબંધારણ (constitution) છે, રાજ્યવહીવટ (administration) નથી. અને એ ફેર મહત્ત્વનો છે. રાજ્યબંધારણમાં માત્ર આકૃતિની રેખાઓ દર્શાવવાની હોય છે, અને બહુ તો અવયવોની પરસ્પર ઘટના સમજાવવાની હોય છે; પરતુ એ આકૃતિ અને અવયવો દ્વારા ઉત્પન્ન થતું કાર્ય તે તો એ રાજ્યવહીવટના જ નિરૂપણમાં યોગ્ય રીતે આવે છે. આ કાર્ય વર્ણવવા જતાં એના સાધનભૂત યન્ત્રનું વર્ણ કરવા જવાની જરૂર પડે છે; પણ એ યન્ત્રનું વર્ણન કરતી વખતે એમાંથી જે તન્તુઓ વણાય છે તેનુ વર્ણન કરવું સર્વથા આવશ્યક નથી. આ કારણથી રાજ્યવહીવટના વિષયમાં રાજ્યબંધારણનો વિષય સમાઈ જાય છે, પણ રાજ્યબંધારણને અંગે રાજ્યવહીવટનું નિરૂપણ ન હોય વા થોડુ હોય તો ચાલે. આ રીતે રાજ્યબંધારણનો વિષય રાજ્યવહીવટના વિષય કરતાં કાંઇક જુદો અને સ્પષ્ટ સાંકડો છે—એટલું સ્મરણમાં રાખીશું તો પ્રો. ક્રાસે અને પ્રો. ઍન્ડર્સનનાં હિન્દુસ્થાનના રાજ્યવહીવટને લગતાં અંગ્રેજી પુસ્તકો કરતાં આ પુસ્તકમાં કેટલીક હકીકત કેમ ઓછી છે એનો ખુલાસો થઈ જશે.

અંબાલામાં અંગ્રેજી કેળવણીની શરૂઆત કરવા માટે પ્રો. ભટ્ટે ખ્રિસ્તી પાદરીઓનો

ઉપકાર માન્યો છે તે બરાબર છે. પરંતુ દેશની આ નવી જરૂરિયાત સમજી એ પૂરી પાડવાના કાર્યમાં રાજા રામ મોહનરાયે જે દેશસેવા બજાવી છે તેનું પ્રો. ભટે વાચકને બહુ જૂજ ભાન કરાવ્યું છે. એ સંબન્ધમાં રાજા રામ મોહનરાયે ડેવિડ હેર અને સર એડ્વર્ડ હાઇડ-ઇસ્ટની* સહાયતાથી ૧૮૧૭ના જાનેવારીની વીસમી તારીખે નવું શિક્ષણ પ્રસારવા માટે "હિન્દુકૉલેજ" સ્થાપી એ વાત નોંધવા જેવી હતી. પ્રો. જેમ્સનું "Education and Statesmanship in India" નામનું પુસ્તક વાંચતાં, વાચકને એટલી અસર થયા વિના નથી રહેતી કે આ દેશના નવીન શિક્ષણનો પાયો નાંખવાના મહાન કાર્યમાં રાજા રામમોહનરાય, એમના અંગ્રેજ મિત્રો, અને પાદરીઓ—સર્વેનો સરખો ભાગ હતો. આ વાતને હું આટલું મહત્ત્વ આપું છું તેનું કારણ એટલું જ છે કે આપણા સ્વદેશબન્ધુઓએ કરેલી સ્વદેશસેવાની છાપ શાળાના વિદ્યાર્થીઓના મગજ ઉપર યથાર્થ પડવી જોઇએ એમ મને લાગે છે.

આ પુસ્તક શાળાના ઉપયોગ માટે મંજૂર થયું છે કે નહિ એ મારા જાણવામાં નથી. પણ થયુ હોય તોપણ—પ્રો. ભટે આ વિષય માટે આટલો શ્રમ લીધો છે તો જરા વધારે લઇને—એ જ પુસ્તકમાં કેટલાક સુધારા વધારા કરી એક સામાન્યજનોપયોગી આવૃત્તિ કાઢવા પ્રો. ભટને અમારી વિનંતિ છે. તેમ કરવામાં રાજ્યબંધારણના વિષયની સાંકડી મર્યાદાની બહાર જઈ રાજ્યવહીવટના વિષયમાં ઊતરવું પડે તો તે કરવું પણ ઇષ્ટ છે—કારણ કે બહારના ખોખા કરતાં વસ્તુનાં જીવંત ચલન-વલનમાં સામાન્ય વાચકને વધારે રસ ઊપજે એ ખુલ્લુ છે.

પ્રો. ભટનું પુસ્તક જ્યારે મ્હોટું કદ ધારણ કરે, ત્યારે તેમાં નીચેની ચાર પાંચ બાબતો ઉપર વિશેષ લક્ષ દેવા એમને વિનંતિ છે: (૧) સરકારનું મહેસૂલી ખાતું, (૨) ખેતીવાડી ખાતું (૩) કેળવણીખાતું (૪) વ્હેપાર-ઉદ્યોગખાતું, (૫) સ્થાનિક સ્વરાજ્યખાતું. આ ખાતાં સંબન્ધી પ્રો. ભટના પુસ્તકમા નિરૂપણ નથી એમ નથી. પણ સામાન્ય વાચકને એ રસિક અને ઉપયોગી થવા માટે એ વિષે ઘણી વધારે હકીકત આપવી જોઇએ, ઉદાહરણ તરીકે—જમીનની મહેસૂલ જેવો વિષય ૨૧૬ મે પાને અડધા પાનાના પેરેગ્રાફમાં પતાવી દેવામાં આવ્યો છે તેને બદલે ઓછામાં ઓછાં દશેક પાનાં લખાવાં જોઇએ. તે જ પ્રમાણે ખેતી કેળવણી વગેરે બાબતમાં સરકારે જે પગલાં ભર્યાં છે અને નવાં ભરવાં માંડયાં છે તેનો વાચકને યોગ્ય ખ્યાલ આવવા માટે—તે તે ખાતાંનાં યન્ત્રમાં શાં શાં ચક્રો ફરે છે અથવા તો નવાં મૂકવામાં આવ્યાં છે એટલું જણાવવું બસ નથી. પણ તે તે ચક્રો શું શું કાર્ય પ્રત્યક્ષ કરી દેખાડે છે, અને આજસુધીમાં એમણે કેટલું કર્યું છે એ બતાવવું જોઇએ. અને આ જ પ્રમાણે સર્વ ખાતાનું છે. પ્રો. ભટે દેશી રાજ્યનો વિષય અન્ય વિષયના પ્રમાણમાં વધારે વિસ્તારથી આપ્યો છે—તેને અંગે 'દરેક સંસ્થાનનું નામ, તેનું ચોરસ માઇલ પ્રમાણે ક્ષેત્રફળ, ૧૯૦૧ માં વસ્તી, અડસટ્ટે મહેસૂલ, રાજ્યકર્તાનો 'ખિતાબ વંશ

* હું ભૂલતો ન હોઉં તો, આ બેમાંથી કોઇ પાદરી નહોતો.

તથા ધર્મ, તોપોનું માન, ગવર્નમેંટ તરફથી રહેનાર અમલદારનો હુદ્દો '—એમ સાત 'ખાનાંના કોઠામાં હિન્દુસ્થાનનાં સઘળાં દેશી સંસ્થાનોની હકીકત રજુ કરી છે. શાલોપયોગી પુસ્તકમાં આ અસ્થાને નથી. પણ આ પુસ્તકને લોકોપયોગી કરવાનો પ્રસંગ આવે તો 'ફલંગ-તુંગ સંસ્થાન'ના રાજાને નવ તોપનું માન છે, એ જણાવવા કરતાં, કેળવણી–ઉદ્યોગ–ખેડાણ અને પડતર જમીન,–આયાત–નિકાસના પદાર્થો ઇત્યાદિ સામાન્ય જનહિતના વિવિધ વિષયના વિગતવાર કોઠા ઉમેરવા એ વધારે ઉપયોગી થશે. વળી ગ્રન્થને અન્તે, દરેક વિષયને લગતાં, આજસુધી નીમાએલાં કમિશનોના રિપોર્ટનાં તારણ, વખતોવખત મ્હોટા પ્રશ્નો ઉપર સરકારે બહાર પાડેલા મ્હોટા ઠરાવોના ઉપયોગી પૅરેગ્રાફ, તથા દેશની સ્થિતિ ઉપર અને એના ઇતિહાસ ઉપર પ્રકાશ નાંખે એવા વિવિધ વિષયને લગતા આંકડાઓ, પરિશિષ્ટમાં અપાય તો તેથી વાચકને સરકારની રાજ્યપદ્ધતિ સમજવામાં બહુ સાહ્ય થશે.

આવા પુસ્તકની આપણને ઘણી જરૂર છે કારણ કે આ વિષયના યથાર્થ અને પરિપૂર્ણ જ્ઞાન ઉપર આપણા પૌર અને જાનપદ ધર્મનો આધાર છે. આ સંબન્ધી આપણી સામાન્ય પ્રજા એટલું થોડું જાણે છે કે સરકાર આપણે માટે કેટલું કરે છે એનો એને પૂરો ખ્યાલ આવતો નથી, અને સરકારની શુભયોજનાનો લાભ લેવો એ ચૂકે છે. તે જ પ્રમાણે દેશસેવાના જે વિવિધ માર્ગો છે તે આ જ્ઞાનને અભાવે આપણા જાણવામાં આવતા નથી, અને છતે કર્તવ્યે કર્તવ્યમૂઢ થઇ આપણે ઊભા રહીએ છીએ, અગર તો સરકારનો દોષ કાઢ્યો એટલે આપણે કૃતકૃત્ય થયા એમ સમજીએ છીએ.

આ અવલોકન—અથવા તો વધારે યથાર્થતાથી કહું તો આ વિશેષ માગણી—સમાપ્ત કરતાં, પ્રકૃત પુસ્તકમાં 'પરિક્ષા,' 'અભીપ્રાય,' 'શિતળા,' 'પદ્દી' 'પાશ્રિમાત્ય,' 'ગોંદરૂં' જેવા પ્રૂફરીડિંગની ઊતાવળથી થએલા દોષો તરફ—બીજી આવૃત્તિ વખતે એ સુધારી લેવા માટે—પ્રો. ભટ્ટનું ધ્યાન ખેંચું છુ.

આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ.

[ 'વસન્ત'—એપ્રિલ, ૧૯૦૫ ]

# વસન્ત.



## વર્ષ ૧૨ મું.

### સંવત ૧૯૬૯—૭૦.

અનુક્રમણિકા.


| વિષય. | લેખક. | પૃષ્ઠ. |
| --- | --- | --- |
| અપ્સાનો કાગળ. | ( સપાદક. રા. રા. " સાગર. " ) | ૭૨ |
| અમદાવાદમાં બાલોત્સવ. | ( વસન્ત—ઑફિશ. ) | ૨૭૮ |
| અણૂબીનઆદમ ( કાવ્ય ) | ( રા. રા " D. " | ૬૩૮ |
| આશા–નિરાશા. | ( રા. રા. ધનસુખલાલ કૃષ્ણલાલ મ્હેતા. | ૩૧ |
| આર્યધર્મમાં રહેલી બુદ્ધિભાવના. | ( રા. રા. વિજયલાલ કનૈયાલાલ ધ્રુવ. એલ. સી. ઈ. ) | ૧૬૬ |
| આર્યસંગીત અને તેના સમકનુ ઐતિહાસિક દિગ્દર્શન. | ( રા. રા. મણિલાલ શામળભાઈ દ્વિવેદી. એમ. એ. ) | ૪૧૩, ૪૭૫ |
| આયુર્વેદનો પુનરુદ્ધાર. | ( રા. રા. ડૉક્ટર સુમન્ત બટુકરામ મ્હેતા. એમ. બી બી. સી એસ. ) | ૪૯૪ |
| ઉષા. ( કાવ્ય. ) | ( રા. રા. આણંદલાલ મહાદેવ વોરા. ) | ૧૦ |
| ઉપવનમાં બનેલો કરુણ વૃતાન્ત. | ( રા. રા. નલિનકાન્ત નરસિંહરાવ દીવેટિયા.) | ૪૩૩ |
| ' એક સુધારક ' ની રચના. | ( રા. રા. ' એક સુધારક ' બી. એ. ) | ૧૦૫ |
| એક જીજ્ઞાસા. | ( રા. રા. સાકરલાલ અમૃતલાલ દવે. બી. એ.) | ૧૬૮ |
| એક વિચિત્ર વ્યાખ્યાનનો ઉત્તર. | ( પ્રો. આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ. એમ. એ. એલ્ એલ્. બી. ) | ૫૧૨, ૬૬૧ |
| એક ચર્ચાપત્ર. | ( રા. રા. ' એક ગ્રેજ્યુએટ. ' ) | ૫૪૧ |
| ઐતિહાસિક દૃષ્ટિએ માનવજીવનનું અવલોકન. | ( રા. રા. ' શરચંદ્ર ' બી. એ. ) | ૪૦૯, ૫૩૨, |
| કવિ વિશ્વનાથ જાનીકૃત નરસિંહ મહેતાનું જીવનચરિત્ર. | ( રા. રા. છગનલાલ વિ. રાવળ ) | ૨૭૨, ૩૧૭. |

| વિષય. | લેખક. | પૃષ્ઠ. |
|---|---|---|
| કવિતામાં અમુંઝવણ. | ( રા. રા. નરસિંહરાવ ભોળાનાથ બી. એ. સી. એસ. ) | ૬૦૧ |
| કુલહોવલ્લાહ ( કાવ્ય ) | ( રા. રા. કરીમમહમદ માસ્તર એમ. એ. એલ એલ બી. ) | ૬૨૨ |
| કુદરત અને કવિ વર્ડ્ઝવર્થ. | ( રા. રા. હીરાલાલ મગનલાલ દેશાઈ. ) | ૫૮૫ |
| કેળવણી સંબન્ધી થોડુંક પ્રસંગોપાત્ત. | ( પ્રો. આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ. એમ. એ. એલ એલ. બી. ) | ૨૨૫ |
| કોણ જાણે હા ! કેમ રોઉં રોઉં થાયછે ! ( કાવ્ય ) | રા. રા. ચંદ્રશંકર નર્મદાશંકર પંડ્યા. બી. એ. | ૨૨૨ |
| ખંભાત. | ( રા. રા. નરસિંહરાવ ભોળાનાથ બી. એ. સી. એસ. ) | ૪૩૬ |
| " | ( રા. રા. તનસુખરામ મનસુખરામ ત્રિપાઠી બી. એ. ) | ૫૯૦ |
| ગ્રન્થાવલોકન. | ( પ્રો. આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ. એમ. એ. એલએલ બી.) | ૮,૧૨૩,૬૬૪ |
| ગીતાંજલિ. | ( રા. રા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી. એમ. એ. એલ એલ. બી. ) | ૨૮૧ |
| ગુજરાતી ચોથી સાહિત્યપરિષદ્‌ના એક છાના ભાગનું અર્થદર્શન. | ( રા. રા. નરસિંહરાવ ભોળાનાથ બી. એ. સી એસ. ) | ૬૦૭ |
| ગુજરાતી ભાષાનું બંધારણ. | ( રા. રા. નરસિંહરાવ ભોળાનાથ. બી. એ. સી. એસ. ) | ૪૫, ૧૨૯ ૨૪૧ ૫૪૮ |
| ગુજરાતીભાષાની ઉત્પત્તિ. | " | |
| ગુજરાત કેળવણીમંડળી. | ( ગુજરાત કેળવણી મંડળીની છાપેલી પત્રિકા. ) | ૧૫૫ |
| " | ( દિ. બા. અંબાલાલ સાકરલાલ દેશાઈ. એમ. એ. એલ એલ. બી ) | ૧૮૬ |
| ગુર્જરી સ્તવન. ( કાવ્ય. ) | ( રા. રા. માણેકલાલ કાળીદાસ ભટ. ) | ૧૯૨ |
| ચંદ્રનું એક દર્શન અને અદર્શન. | ( રા. રા. ચંદ્રશંકર નર્મદાશંકર પંડ્યા.બી.એ. ) | ૫૩૯ |
| ચર્ચાપત્ર. | ( રા. રા. 'પૃચ્છક.' ) | ૨૫ |
| " | (રા. રા. શંભુપ્રસાદ શિવપ્રસાદ મ્હેતા. બી.એ.) | ૨૨૩ |
| " | ( રા. રા. પરશુભાઈ વ્હાલાભાઈ શર્મા.) | |
| " ચરોતર. | ( રા. રા. નરસિંહરાવ ભોળાનાથ બી. એ. સી. એસ. ) | ૩૩૨, ૪૩૫ |

# વસન્ત.

## વર્ષ ૧૨ મું.

### સંવત ૧૯૬૯—૭૦.

અનુક્રમણિકા.


| વિષય. | લેખક. | પૃષ્ઠ |
|---|---|---|
| અખાનો કાગળ. | ( સપાદક. રા. રા. " સાગર. " ) | ૭૨ |
| અમદાવાદમાં બાલોત્સવ. | ( વસન્ત—ઑફિસ. ) | ૨૭૮ |
| અખૂબીનઆદમ ( કાવ્ય ) | ( રા. રા. " D. " | ૬૩૮ |
| આશા—નિરાશા. | ( રા. રા. ધનસુખલાલ કૃષ્ણલાલ મ્હેતા. | ૭૧ |
| આર્યધર્મમાં રહેલી બુદ્ધિભાવના. | ( રા. રા. વિજયલાલ કનૈયાલાલ ધ્રુવ. એલ. સી. ઈ. ) | ૧૬૬ |
| આર્યસંગીત અને તેના સાધકનુ ઐતિહાસિક દિગ્દર્શન. | ( રા. રા. મણિલાલ શામળભાઈ દ્વિવેદી. એમ. એ. ) | ૪૧૩, ૪૭૫ |
| આયુર્વેદનો પુનરુદ્ધાર. | ( રા. રા. ડૉકટર સુમન્ત મહુકરામ મ્હેતા. એમ. બી. બી. સી એસ. ) | ૪૯૪ |
| ઉષા. ( કાવ્ય. ) | ( રા. રા. માણેકલાલ મહાદેવ વોરા. ) | ૧૦ |
| ઉપવનમાં બનેલો કરુણ વૃતાન્ત. | ( રા. રા. નલિનકાન્ત નરસિંહરાવ દીવેટિયા. ) | ૪૩૩ |
| ' એક સુધારક ' ની સૂચના. | ( રા. રા. ' એક સુધારક ' બી. એ. ) | ૧૦૫ |
| એક જીજ્ઞાસા. | ( રા. રા. સાકરલાલ અમૃતલાલ દવે. બી. એ.) | ૧૬૮ |
| એક વિચિત્ર વ્યાખ્યાનનો ઉત્તર. | ( પ્રો. આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ. એમ. એ. એલ્. એલ્. બી. ) | ૫૧૨, ૫૬૧ |
| એક ચર્ચાપત્ર | ( રા. રા. ' એક ગ્રેજ્યુએટ. ' ) | ૫૪૧ |
| ઐતિહાસિક દષ્ટિએ માનવજીવનનું અવલોકન. | ( રા. રા. ' શરચંદ્ર ' બી. એ. ) | ૪૦૫, ૫૩૨, |
| કવિ વિશ્વનાથ જાનીકૃત નરસિંહ મહેતાનું જીવનચરિત્ર. | ( રા. રા. છગનલાલ વિ. રાવળ ) | ૨૭૨, ૩૧૭. |

| વિષય. | લેખક. | પૃષ્ઠ. |
|---|---|---|
| કવિતામાં અસુંભવદોષ. | ( રા. રા. નરસિંહરાવ ભોળાનાથ બી. એ. સી. એસ. ) | ૬૦૧ |
| કુલહોવલાહ ( કાવ્ય ) | ( રા. રા. કરીમમહમદ માસ્તર એમ. એ. એલ એલ બી. ) | ૬૨૨ |
| કુદરત અને કવિ વર્ડ્ઝવર્થ. | ( રા. રા. હીરાલાલ મગનલાલ દેશાઈ. ) | ૫૮૫ |
| કેળવણી સંબન્ધી થોડુંક પ્રસંગોપાત્ત. | ( પ્રો. આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ. એમ. એ. એલ એલ. બી. ) | ૨૨૫ |
| કોણ જાણે હા ! કેમ રોઉં રોઉં થાયછે ! ( કાવ્ય ) | રા. રા. ચંદ્રશંકર નર્મદાશંકર પંડ્યા. બી. એ. | ૨૨૨ |
| ખંભાત. | ( રા. રા. નરસિંહરાવ ભોળાનાથ બી. એ. સી. એસ. ) | ૪૩૬ |
| „ | ( રા. રા. તનસુખરામ મનસુખરામ ત્રિપાઠી બી. એ. ) | ૫૯૦ |
| ગ્રન્થાવલોકન. | ( પ્રો. આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ. એમ. એ. એલએલ બી.) | ૮,૧૨૩,૬૬૪ |
| ગીતાંજલિ. | ( રા. રા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી. એમ. એ. એલ એલ. બી. ) | ૨૮૧ |
| ગુજરાતી ચોથી સાહિત્યપરિષદ્‌ના એક છાના ભાગનું અર્થદર્શન | ( રા. રા. નરસિંહરાવ ભોળાનાથ બી. એ. સી એસ. ) | ૬૦૭ |
| ગુજરાતી ભાષાનું બંધારણ. | ( રા. રા. નરસિંહરાવ ભોળાનાથ. બી. એ. સી. એસ. ) | ૪૫, ૧૨૯ ૨૪૧ |
| ગુજરાતીભાષાની ઉત્પત્તિ. | „ | ૫૪૮ |
| ગુજરાત કેળવણીમંડળી. | ( ગુજરાત કેળવણી મંડળીની છાપેલી પત્રિકા. ) | ૧૫૫ |
| „ | ( દિ. બા. અંબાલાલ સાકરલાલ દેશાઈ એમ. એ. એલ એલ. બી ) | ૧૬૬ |
| ગુર્જરી સ્તવન. ( કાવ્ય. ) | ( રા. રા. માણેકલાલ કાળીદાસ ભટ. ) | ૧૯૨ |
| ચંદ્રનું એક દર્શન અને અદર્શન. | ( રા. રા. ચંદ્રશંકર નર્મદાશંકર પંડ્યા.બી.એ. ) | ૪૩૯ |
| ચર્ચાપત્ર. | ( રા. રા. ' પૃચ્છક.' ) | ૨૫ |
| „ | (રા. રા. શંભુપ્રસાદ શિવપ્રસાદ મ્હેતા. બી.એ.) | ૨૨૩ |
| „ | ( રા. ગ. પરશુભાઈ વ્હાલાભાઈ શર્મા.) | |
| „ ચરોતર. | ( રા. રા. નરસિંહરાવ ભોળાનાથ બી. એ. સી. એસ. ) | ૩૩૨, ૪૩૫ |

| વિષય | લેખક. | |
|---|---|---|
| ,, | ( રા. રા. હરગોવિંદ કાનજી ભટ ). | ૩૫૮ |
| ,, | ( રા. રા. માણેકલાલ કાલિદાસ ભટ્ટ.) | ૪૪૭ |
| ,, | ( રા. રા. ડાહ્યાભાઇ ઉમેદચંદ શાહ. ) | ૫૦૨ |
| | ( રા. રા. "પથિક." ) | |
| ,, | ( રા. રા. મણિલાલ શામળભાઈ દ્વિવેદી. એમ. એ. ) | ૫૪૬ |
| જાતાં સ્વજન. ( કાવ્ય ) | ( રા. રા. ચંદ્રશંકર નર્મદાશંકર પંડયા. બી એ. ) | ૫૬ |
| તદ્ગુણ. | ( રા. રા. નરસિંહરાવ ભોળાનાથ. બી. એ. સી. એસ. ) | ૪૪૯ |
| દયાનો ઝરો. | ( રા. રા. મણિશંકર રત્નજી ભટ. બી. એ. ) | ૨૮૯, ૩૮૯ |
| દિગ્દર્શન—ઇતિહાસનુ તત્ત્વચિન્તન. | ( પ્રો. આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ. એમ. એ. એન એલ. બી. ) | ૩૭૩ |
| નદીનો ઘાટ. | ( રા રા. કાન્તિલાલ છગનલાલ પંડ્યા. એમ. એ. ) | ૪૮૩ |
| નાથ કૈસે ગજકો બન્ધ છુડાયો. ( એક પ્રાચીન સુભાષિત. ) | | |
| ,, | ( રામલાલ ચુનીલાલ મોદી. ) | ૨૬૪ |
| | ( રા. રા. નાન્હાભાઈ જનાર્દન પ્રભાસ્કર. ) | ૨૯૫ |
| નિદ્રાવિહીન. | ( રા. રા. ધનસુખલાલ કૃષ્ણલાલ મ્હેતા. ) | ૧૫૨ |
| નોબેલ પારિતોષિકા અને તે મેળવનારાઓ. | ( રા. રા. નલિનકાન્ત નરસિંહરાવ દીવટીયા.) | ૫૦૫ |
| પતંગીયું. | ( રા. રા. 'મનુષ્ય—ખદ્યોત.' ) | ૫૫૮ |
| પ્રભુનાં પ્રદર્શન. ( કાવ્ય. ) | ( રા. રા. 'લલિત' ) | ૧ |
| પ્રયોજિત પરિહાસનાં માઠાં પરિણામ. | ( રા. રા. નરસિંહરાવ ભોળાનાથ. બી. એ. સી એસ. ) | ૭૩ |
| પ્રગતિ અને વિગ્રહ. | ( રા. રા. કેશવપ્રસાદ છોટાલાલ દેશાઈ. બી. એ. એલ એલ બી. ) | ૨૧૩ |
| પાપપુણ્યની જવાબદારી. | ( રા. રા. નરસિંહરાવ ભોળાનાથ. બી. | |

| વિષય. | લેખક. | પૃષ્ઠ. |
|---|---|---|
| ,, સંસારસુધારાપરિષદ્. | ,, | ૧૧૮ |
| ,, અભિનન્દન. | ,, | ૧૨૨ |
| ,, વર્ણવ્યવસ્થા, જાતિથી કે ગુણકર્મથી ? | ,, | ૧૭૮ |
| ,, એક ખેદજનક બનાવ. | ,, | ૫૨૭ |
| ,, પાલીતાણામાં રેલ. | ,, | |
| ,, બાલોત્સવ. | ,, | |
| ,, મહાનપુરુષોનું એક મહાન લક્ષણ. | ,, | ૫૧૭ |
| ,, સ્વદેશી બેંકો | ,, | ૫૧૮ |
| ,, બાળઊછેર. | ,, | ૬૧૭ |
| ,, એક બોધ. | ,, | ૬૧૯ |
| ,, ખરૂં દેશહિત | ,, | ૬૨૦ |
| પ્રાર્થના ( કાવ્ય ) | ( રા. રા. નલિનકાન્ત નરસિંહરાવ દીવેટીયા. ) | ૧૮૫ |
| પ્રાન્તિક સંસારસુધારાપરિષદ્ ૧૯૧૩ ના પ્રમુખનું ભાષણ. | (રા. રા. નરસિંહરાવ ભોળાનાથ બી.એ.સી.એસ. (ભાષાન્તરકર્તા–રા. રા. સાકરલાલ અમૃતલાલ દવે બી એ.) | ૫૭ |
| પ્રેમાનન્દનાં નાટકો. | ( રા. રા. 'ન્રુ' એમ. એ. ) | ૧૫,૧૪૩,૨૫૨,૩૮૪ |
| પ્રેમાનન્દકૃત મહાભારત. | ( રા. રા. 'ભાનુ' ) | ૧૯૩ |
| પ્રેમનુ પાત્ર ( કાવ્ય ) | ( રા. રા. નલિનકાન્ત નરસિંહરાવ દીવટીયા ) | ૩૨૭ |
| પ્રોસ્પેક્ટહીલ, સીમલા | ( રા. રા. "સ્નેહજ્યોતિ." ) | ૩૩૦ |
| બોલુંડો ( કાવ્ય ) | ( સૌ. વિજ્યાલક્ષ્મી હર્ષદરાય ત્રિવેદી. ) | ૨૩૫ |
| બૌદ્ધ મહાત્માનું ચરિત્ર શુ શીખવેછે ? | ( રા. રા. પી. કે. મ્હેતા. બી. એ. ) | ૩૬ |
| બે ઝરણાં ( કાવ્ય ) | ( રા. રા. ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા બી. એ. ) | ૪૬૮ |
| ભરતખંડના વીસ મહાનપુરુષો. (૧) મહારાજા અશોક. | ( રા. રા. મોહનલાલ પાર્વતીશંકર દવે એમ. એ. એલ એલ. બી. ) | ૮૫ |
| ,, ભારતવર્ષનો મહાનગણિતશાસ્ત્રી ભાસ્કરાચાર્ય. (૨) | (પ્રો.જેઠાલાલ ચિમનલાલ સ્વામીનારાયણ. એમ.એ.) | ૨૮૭ |
| ,, જગડુશાઃપુરાતન કચ્છનો હારનેટ. (૩) | ( રા. રા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી. એમ. એ. એલ એલ. બી.) | ૪૦૩ |
| મહાકવિ ભાસનાં નાટકો. | ( રા. રા. મણિલાલ કાળીદાસ ભટ. ) | ૧૧૪ |
| મારી કેળવણી. | ( રા. રા. "હું પોતે" બી. એ ) | ૧૧ |
| માનવજીવનનું ઐતિહાસિક દૃષ્ટિએ અવલોકન. | ( રા રા. "હરચ્ચંદ્ર" બી. એ. ) | ૬૧૧ |

| વિષય. | લેખક. | |
|---|---|---|
| યુક્તિની સાધન. | ( પ્રો. આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ. એમ એ. એલ એલ. બી. ) | |
| યુધિષ્ઠિરનું અસલ કથન. ( ચર્ચાપત્ર ) | ( રા. રા. નરસિંહરાવ ભોળાનાથ. બી. એ. સી. એસ. ) | |
| „ ( ફરી ખુલાસો ) | ( પ્રો. આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ એમ. એ. એલ એલ. બી. ) | |
| „ ચર્ચાપત્ર. ૧ | ( રા. રા. ' મર્મવીંદ ' ) | |
| „ „ ૨ | ( રા. રા. રવીશંકર વી. ત્રિવેદી. ) | |
| „ ઉત્તરો. | ( પ્રો. આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ એમ. એ. એલ એલ બી. ) | |
| યુરોપીય સ્ત્રીનો દરજ્જો. | ( રા. રા. વ્રજલાલ ત્રીકમજી કોઠારી બી એ.) | ૩૬૧, ૪૨૯ |
| રાણકદેવીના દુહા. | (રા.રા. નરસિંહરાવ ભોળાનાથ. બી.એ.સી એસ.) | ૩૫ |
| શારીરિક માનસિક અને આધ્યાત્મિક સંગીતની તુલના. | (રા. રા. લક્ષ્મીદાસ આદિત્યરામ વ્યાસ.) | ૫૨૧,૫૭૭,૬૨ |
| વાલ્મીક કાયસ્થ કવિ માધવદાસની કૃતિનો રસાસ્વાદ. | (રા. રા. "યુના–આલમ") | ૩૬૯ |
| વીરનો વિશ્વાસ તથા સુજનતા | ( રા. રા. ' કુંજ ' ) | ૧૮૫ |
| વિદ્યાર્થીપરિષદ્‌ને સ્વાગત. | ( રા રા. મણિશંકર ભટ બી. એ. ) | ૨૭૩ |
| શકુન્તલા અને દુષ્યન્ત (કાવ્ય) | ( રા. રા. સીતારામ જે. શર્મા ). | ૨૬૫ |
| "શું" વિકારી કે અવીકારી | ( રા. રા નરસિંહરાવ ભોળાનાથ બી. એ સી. એસ. ) | ૪૦૯ |
| સત્ય: પરમેશ્વર અને પ્રકૃતિ સંબંધી સત્ય | ( રા. રા. "શિરોહિ." ) | ૬૭૩ |
| સંધ્યા ( કાવ્ય ) | ( રા રા. જનાર્દન ન્હાનાભાઈ પ્રભાશંકર ) | ૫૬૦ |
| સરસ્વતીચંદ્રનું સ્મારક. | ( રા રા. રામરાય મોહનરાય બી એ. ) | ૪૦૬ |
| સાયન્ટિસ્ટનું સ્વર્ગ, | ( રા રા ગજાનન મહાદેવપ્રસાદ દેશાઇ ) | ૨૫૮ |
| સ્નેહતપ. ( કાવ્ય ) | ( રા. રા. ચંદ્રશંકર નર્મદાશંકર પંડ્યા બી એ.) | ૧૫૪ |
| સ્વ. સૌ. વિજ્યાલક્ષ્મીના જીવનની રૂપરેખા. | ( રા. રા. રમણીક ત્રિવેદી ) | ૪૪૧ |
| હિન્દયિટન ( કાવ્ય ) | ( રા. રા. ' લલિત ' ) | ૫૫ |
| હિન્દી અમે તો ( કાવ્ય ) | ( રા. રા. ' લલિત ' ) | ૧૧૩ |
| હિંદની આર્થિક સ્થિતિના કેટલાંએક લક્ષણો. | ( રા. રા. પોપટલાલ ગોવીંદલાલ શાહ એમ એ. ) | ૩૭૪, ૪૨૮ |
| હિંદુસ્તાનની ફારસી અને ઉર્દૂ શાયરે ઉર્દૂ સ્ત્રી કવીઓ | ( રા. રા. રણજીતરામ વાવાભાઈ બી. એ ) | ૪૫૭ |
| હિંદુસ્તાનનો ખેડૂત | ( રા. રા "પી" બી એ ) | ૪૬૯ |

## *Forget thyself.*

"My dear, it is the proverb of proverbs;—Apollo's proverb, and the sun's;—but do you think you can know yourself by looking *into* your self? Never. You can know what you are, only by looking *out* of yourself. Measure your own powers with those of others; compare your own interests with those of others; try to understand what you appear to them, as well as what they appear to you; and judge of yourselves, in all things,—relatively and subordinately; not positively: starting always with a wholesome conviction of the probability that there is nothing particular about you. For instance, some of you perhaps think you can write poetry, Dwell on your own feelings and doings,—and you will soon think yourselves Tenth Muses; but forget your own feelings; and try, instead, to understand a line or two of Chaucer or Dante: and you will soon begin to feel yourselves very foolish girls—which is much like the fact.

So, something which befalls you may seem a great misfortune;—you meditate over its effects on you personally; and begin to think that it is a chastisement, or a warning, or a this or that or the other of profound significance; and that all the angels in heaven have left their business for a little while, that they may watch its effects on your mind. But give up this egotistic indulgence of your fancy;—examine a little what misfortunes, greater a thousandfold, are happening, every second, to twenty times worthier persons, and your self-consciousness will change into pity and humility; and you will know yourself, so far as to understand that there hath nothing taken thee but what is common to man".

—*Ruskin.*